

श्रीहरिर्जयतु

# निवेदनम्

અનન્ત–કોટિ–બ્રહ્માણ્ડાધિપતિ, સર્વાધાર, સર્વકારણ, સર્વાત્મા, સર્વનિયન્તા, સર્વાન્તર્યામી, સર્વકલ્યાણગુણગણવિશિષ્ટ, પરાત્પર, પરમાત્મા, પરંબ્રહ્મ, પરમ–આનન્દમય, સર્વેશ્વર, સ્વતંત્રમૂર્તિ, સર્વાવતારી, સર્વોપરિ શ્રીસહજાનન્દસ્વામિભગવત્સમ્પ્રવર્તિત આ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયમાં આ **શ્રીહરિદિગ્વિજય** નામે મહાગ્રન્થ સમ્પ્રદાયના ઉત્તમ સાહિત્યમાં અગ્રપદે રહેલો છે. આ ગ્રન્થમાં ગ્રન્થકર્તા **શ્રીનિત્યાનંદમહામુનિએ** સમ્પ્રદાયમાં અતિ ઉપયોગી એવા મહત્ત્વના વિષયો–અહિંસા, સત્ય, દયા, પ્રેમ, મૈત્રી, તીર્થયાત્રા, ધર્મ, અધર્મ, એ વિગેરે અનેક વિષયો, તેમજ–સમ્પ્રદાયના સિદ્ધાન્તરૂપ–વિશિષ્ટાદ્વૈત મતનો સમ્પૂર્ણ પ્રકાશ, તથા દીક્ષાસંબંધી શુદ્ધ સર્વોત્તમ નિર્ણય, તથા ઉદ્ધવસમ્પ્રદાયની પરમ્પરા વિગેરે. તેમજ આ બધાની સાથે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનું સમ્પૂર્ણ જીવનચરિત્ર અવિચ્છિન્ન પણ સુંદર રીતે આલેખ્યું છે.

આ ગ્રન્થની રચના જોતાં ગ્રન્થકર્તાની કવનશૈલીનું અદ્ભુત ચાતુર્ય આપણી નજરે પ્રત્યક્ષ અનુભવાય છે. વિષયની ગંભીરતા અને ગહનતા સાથે કવિતાની સરળતા આના જેવી બીજા કોઇ પણ ગ્રન્થમાં જોવામાં નહિજ આવે. એ નિર્વિવાદ સિદ્ધ છે.

આ ગ્રન્થના નવમા અને દશમા ઉલ્લાસમાં ગ્રન્થકર્તા સ્વામીએ સમગ્ર વેદાન્ત વિચાર એવો તો સરળતાથી વર્ણન કરીને સમઝાવવા માટે બંને તરફથી સચોટ દલીલો અને યુક્તિઓ સાથે પ્રતિપાદન કર્યો છે, કે જેના શ્રવણથી શ્રોતાઓનું મન અતિશય આકર્ષાય છે, અને જીવાત્મા, પરમાત્મા અને માયા, તેમજ–આ સઘળા વિશ્વનો વાસ્તવિક તત્ત્વાર્થ શ્રોતાઓને હસ્તામલકની પેઠે સાક્ષાત્ થઇ જાયછે. અને બાકી જાણવા યોગ્ય કાંઇ રહેતુંજ નથી. વળી–તેમાં વિશેષ ખૂબી તો એ છે કે–આ ગ્રન્થમાં શ્રુતિઓ, સ્મૃતિઓ, તથા પુરાણવચનો વિગેરે જે કંઇ પ્રમાણ તરીકે લીધું છે. તે સઘળું ગ્રન્થકર્તા મહામુનિએ પોતાની કવન શક્તિના પ્રભાવથી રસિક વિદ્વાનોના આનંદ ખાતર શ્લોકરૂપેજ લખ્યું છે. કે જે–પૂર જોસમાં વહેતા ગંગાપ્રવાહની માફક અવિરતપણે મૂળ ગ્રન્થના વાચકોને સરળતા સાથે આનંદ ઉપજાવેછે. આ સઘળું ગ્રન્થ જોવાથીજ પ્રત્યક્ષ

સ્વાનુભવમાં આવેછે. વળી–આ ગ્રન્થમાં સમ્પ્રદાયના બન્ધારણનાં સઘળાં મૂળતત્ત્વો અને પરમ્પરાનો ઇતિહાસ, તથા સિદ્ધાન્તરૂપ–વિશિષ્ટાદ્વૈત મત, તથા આત્યંતિક નિઃશ્રેયસમાં અસાધારણ હેતુભૂત એકાંતિક ધર્મ, એ વિગેરે એવું તો સપ્રમાણ અને પાયાદાર મજબૂત રીતે પ્રતિપાદન કર્યું છે, કે જેથી સઘળા જીજ્ઞાસુ–વાચકોને આ પ્રબન્ધના વાચનથી શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુજીના સમ્પ્રદાય સંબંધી જાણવા યોગ્ય કોઇ પણ હકીકત અવશેષ કે અજાણી રહેતી નથી એ નિર્વિવાદ છે.

આવો આ મહાપ્રબન્ધ સત્સંગમાં સર્વશ્રેષ્ઠ હોવાથી પાદરાના પ. ભ. પરમ પવિત્ર સત્સંગિશિરોમણિ શેઠશ્રી માણેકલાલભાઈ ચોકસી, તથા તેમના ચિરંજીવી વિગેરે પાદરાના સઘળા સત્સંગીઓને તેનું શ્રવણ કરાવવાનો શુભ યોગ તેમની શુભેચ્છાથી અને પરમકૃપાળુ પરમાત્મા શ્રીહરિની કૃપાથી અમોને પ્રાપ્ત થયો. અને તે વખતેજ અમારે પણ આ ગ્રન્થ અવિચ્છિન્ન સમ્પૂર્ણ વાંચવાનો પ્રસંગ આવ્યો. આ ગ્રન્થ સમ્પૂર્ણ શ્રવણ કર્યા પછીથી શેઠશ્રીના મનમાં શ્રીજીની પ્રેરણાથી **"આ ગ્રન્થ ભાષાન્તર સાથે છપાય તો દરેક સત્સંગીબન્ધુઓને અતિ ઉપયોગી થાય."** એવો સહજ સંકલ્પ થઈ આવ્યો. અને તેજ પ્રમાણે અમારા મનમાં પણ આ ગ્રન્થના મુદ્રાપણ માટે ઘણા સમયથી જે ઉંડી ઇચ્છા રહ્યા કરતી હતી તેને આવા સુયોગથી સમ્પૂર્ણ ઉત્તેજન મળવાથી દ્રઢતા સાથે નિશ્ચળતા થઇ.

આ સ્થળે અમારે ખૂલ્લા દીલથી જણાવવું જોઇએ કે–આ પુસ્તકના મુદ્રાપણ માટે પાદરાના પરમ ઉદાર શેઠશ્રી અમને સહાયક ન મળ્યા હોત તો નિત્યાનંદસ્વામી જેવા મહાપુરૂષોના મહાપ્રસાદરૂપ આ મહાગ્રન્થ ભાષાન્તર સાથે પ્રસિદ્ધ થઈ શકત કે કેમ તે કોણ કહી શકે ? માટે આ ગ્રન્થના મુદ્રાપણ માટે તેમની ઉદારતા જોઇને અમે તેમને સહસ્રશઃ ધન્યવાદ આપીએ, તેમની ઉપર સર્વાત્મા શ્રીહરિ શ્રીસહજાનંદસ્વામી ભગવાન અને તેમના પરમ ઉપાસક પરમ મુક્તરાજ પરમ સદ્ગુરૂ શ્રીનિત્યાનંદમહામુનિ અને સઘળો સત્સંગસમાજ અતિશય પ્રસન્ન થાય એમ અમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

વળી–શેઠશ્રીનો સત્સંગમાં વિદ્યા અને વિદ્વાનો તરફ સહાનુભૂતિ સાથેનો આદરભાવ અમારો અનુભવસિદ્ધ સુપરિચિત હોવાથી તેને માટે તેમના તરફ અમે સમ્પૂર્ણ સંતોષ જાહેર કરીએ છીએ.

### આ ગ્રન્થના ભાષાન્તર વિષે—

કોઈ પણ ભાષામાં રહેલા ગ્રન્થનો જે ભાષામાં તરજુમો કે અનુવાદ કરવાનો હોય તે ભાષામાં પ્રચલિત શબ્દોનો વધારે ઉપયોગ કરીને તે ભાષાના સાધારણ જ્ઞાનવાળા વાચકોને પણ સહેલાઇથી વાંચી શકાય અને શબ્દે શબ્દે બીજાઓને પૂછવા જવું ન પડે. તોજ તે ભાષાન્તર યથાર્થ થયું કહેવાય. અને ભાષાન્તર કર્તાઓનો મહાપ્રયાસ અને તેને અંગે થતો મહાવ્યય પણ સફળ થયો ગણાય. માટે ભાષાન્તર કરતી વખતે જો

એવું ધ્યાન અપાય તો તે પુસ્તકો વાંચવામાં વાચકોને રસ પણ ઘણોજ પડે. અને પુસ્તકોની નિરસતા ન જણાતાં સર્વથા આદરણીયતા અને સદુપયોગિતાજ થાય.

આ ભાષાન્તર કરવાના આરંભમાં અમોને અનેક ભગવદ્ભક્ત સજ્જનો તરફથી ભાષાન્તરમાં ભાષાની સુગમતા આવવા માટે અમૂલ્ય સૂચનાઓ થઇ હતી. તેથી અમોએ આ ગ્રન્થના ભાષાન્તરમાં અમારી યથાબુદ્ધિ યથાશક્તિ તે પ્રમાણે કરવા પ્રયાસ કર્યો છે. તે આ પુસ્તકના ગુજરાતી વાચકોને સ્વાનુભાવથી પ્રત્યક્ષ થશે. અને તેમના સંતોષના પ્રમાણથીજ અમારા પ્રયત્નની સફળતાનું પ્રમાણ કરાશે.

આ ભાષાન્તર આ ગ્રન્થ ઉપરની 'विजयार्थप्रकाशिका' અને 'विजयदुन्दुभि' એ બંને પ્રાચીન સંસ્કૃત ટીકાઓને આધારેજ વડતાલ-પાઠશાળાના પ્રધાન-પંડિત એમ્બાર **શ્રી કૃષ્ણમાચાર્ય શાસ્ત્રીજીની** સહાયથી તેમની સૂચના પ્રમાણે કર્યું છે. માટે આ ભાષાન્તર કરવામાં જેટલા અંશે મૂળ ગ્રન્થનો અર્થ અને અભિપ્રાય સ્પષ્ટ કરી શકાયો હોય તે સઘળો તે અમારા પરમ પૂજ્ય શાસ્ત્રીજીના, તથા અમારા પરમ પૂજ્યપાદ સદ્ગુરૂ સ્વામી પુરાણી શ્રી **ભક્તિજીવનદાસજીના** સદનુગ્રહ-પ્રસાદનો પ્રતાપ છે. અને તેમાં જે કાંઇ ત્રુટીઓ ખામીઓ કે-ભૂલો વિગેરે હોય તે સઘળું અમારી માનવબુદ્ધિની સહજસિદ્ધ પરિમિતતાનુંજ પરિણામ છે. એમ માનીને આ પુસ્તકના વાચક-સાક્ષર વિદ્વાનો અને ભગવદ્ભક્તો પોતાની સહજસિદ્ધ ઉદારતાનો પરિચય કરાવીને અમને યોગ્ય સલાહ સૂચના અને ક્ષમા આપશે એજ અભ્યર્થના છે.

હવે આ પુસ્તક ક્યાં છપાવવું એમ વિચાર કરતાં તેમાં ઉપયોગી ટાઇપ વિગેરે નિર્ણયસાગરમાંથીજ નવા મંગાવીને **શ્રીસયાજીવિજય** પ્રેસમાં છપાવવું. એમ નિશ્ચય થવાથી ત્યાંજ છપાવવામાં આવ્યું છે. અને તે કામ બનતે પ્રયત્ને જેમ સારૂં થઇ શકે તેમ ખાસ ધ્યાન આંપીને કરાવવામાં આવ્યું છે. અને તેનાં પુઠાં તથા ટાઇટલ-પેજ વિગેરેનું કામ પણ કેટલે અંશે સારૂં અને સુંદર છે, તે પુસ્તક જોવાથીજ પ્રત્યક્ષ રીતે અનુભવાશે.

આ પુસ્તક છાપવામાં કાગળો પણ ઉત્તમ પ્રકારના છપ્પન રતલી દેશી કાગળો વાપર્યા છે તે નજરે જોવાથીજ જણાશે.

આ પ્રમાણે સર્વ પ્રકારથી ઉત્તમતાવાળો આવો રોયલ આઠ પેજી લગભગ ૬૦૦ પેજનો ગ્રન્થ ઉત્તમ સત્તર ચિત્રો અને સર્વોત્તમ બાંધકામવાળો હોવા છતાં પણ (૩।) સવાત્રણ રૂપીઆ જેવી જુજ કીંમતથી આપવાનો જે ઇરાદો રાખ્યો છે. તે પરમ ઉદાર શેઠ શ્રી મૂળજીભાઇની ઉદારતાનેજ આભારી અને સર્વથા યોગ્ય છે.

શુદ્ધિપત્રક—

આ મહાગ્રન્થ ભાષાન્તર સાથે મૂળ છપાવેલો હોવાથી તેમાં ભૂલો અને અશુ[illegible]

લેખક—શોધક અને મુદ્રકની દ્રષ્ટિદોષથી પણ રહી જાય છે. માટે આ સઘળી અશુદ્ધિની શુદ્ધિ કરવી તે પણ અશુદ્ધિનું પ્રદર્શન કરવા જેવુંજ છે.

વળી-સામાન્ય રીતે વાચકોમાંના ઘણા ખરા તો તેમાં ધ્યાન આપે એવા પણ નથી હોતા, જેથી શુદ્ધિપત્રક ન હોય તો પણ ચાલી શકે. અને સમજુ સાક્ષર વિદ્વાનો તો શુદ્ધિપત્રક સિવાય પણ સઘળું સમજેછેજ. એમ જાણી-સમજીને આ ગ્રન્થનું શુદ્ધિપત્રક કરવાનું અમે યોગ્ય ધાર્યું નથી. તો-સમજુ અને સાક્ષર વિદ્વાનો તે બાબત અમને યોગ્ય ક્ષમા આપશેજ એવી અભિલાષા રાખીએ છીએ.

આ પુસ્તકના કામમાં અનેક મુશ્કેલીઓ વેઠીને પણ હર હંમેશ અમારી સાથે ફરીને અમને મન વાણી અને શરીરથી અમૂલ્ય સહાય અને સૂચના કરનારા અમારા પરમ સ્નેહી પુરાણી શ્રી હરિકૃષ્ણદાસજીને અમો સહૃદય અભિનંદન આપીએ છીએ અને તે બદલ તેમનો સદાને માટે ઉપકાર સાથે આભાર માનીએ છીએ.

આ ગ્રંથમાં કાશી, રાજકોટ, વડોદરા વિગેરેની મહાસભાઓનાં પાંચ ચિત્રો પ-ભ-પેન્ટર રંગીલદાસ ભગવાનદાસે સત્સંગમાં આ કાર્ય અતિ મહત્વનું અને ઉપયોગી જાણીને પોતે કેટલીક અડચણો, વેઠીને પણ અમારા વચનને માન આપીને જે વણતેસર કરી આપ્યાં છે. એ તેમની યથાસમય થયેલી સેવા ભૂલાય તેવી નથી.

અને બાકીનાં શ્લોક સત્સંગિજીવન ગ્રન્થ માટે તેમની પાસેજ પ્રથમ ચિત્રો કરાવીને તૈયાર કરાવેલાં તે શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીએ અમને આ પુસ્તકમાં મુક્વા માટે આપ્યાં છે તેથી તેમનો ઉપકાર માનીએ છીએ.

તે ઉપરાંત આ પુસ્તકના કાર્યમાં અમને મન-વાણી અને શરીરથી જેમણે જેમણે જેટલા અંશે સહાય કરી છે. તે સર્વને અમે યાદ લાવીને તેમનો પણ ઉપકાર માનીએ છીએ.

આટલું જણાવીને અંતમાં શિષ્ટાચારપ્રાપ્ત—

गच्छतः स्खलनं क्वापि भवेदेव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधते महाजनः ॥

આ સૂક્તિ-મુક્તાનો સદુપયોગ કરવાની પ્રાચીન પદ્ધતિના રીવાજને માન આપીને ઇષ્ટદેવ શ્રીહરિનું સ્મરણ સાથે વંદન કરીને વિરામ પામતો—

સત્સંગનો સેવક—

સાધુ-કૃષ્ણસ્વરૂપદાસ.

મુ૦ વડતાલ.



સદ્ગુરૂ-સ્વામી પુરાણી શ્રી ભક્તિજીવનદાસજી-પ. ભ શેઠ શ્રી માણેકલાલભાઈને
શ્રીહરિદિગ્વિજયની કથાનુ શ્રવણ કરાવેછે મુ. પાદરા.



श्रीस्वामिनारायणो विजयतेतराम्

# विज्ञापनम्

શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના સર્વ ગ્રન્થોમાં અગ્રપદે રહેલા આ **શ્રીહરિદિગ્વિજય** મહાપ્રબન્ધના નિર્માતા પરમપૂજ્યપાદ પંડિતરાજ સદ્‌ગુરૂવર્ય **શ્રીનિત્યાનન્દમહામુનિ,** સર્વાન્તરાત્મા પ્રગટ પ્રભુ શ્રીહરિના પરમ કૃપાપાત્ર અને સ્વયં વ્યાસાવતારરૂપ, સર્વ સદ્‌ગુણસમ્પન્ન અને સર્વ સદ્‌ગુરૂમંડળમાં અગ્રેસર શિરોમણિસમાન એવા સર્વશ્રેષ્ઠ હતા. અને સર્વ સચ્છાસ્ત્રના નિત્યસિદ્ધજ્ઞાનસમ્પન્ન એવા ત્રિકાળદર્શી સર્વજ્ઞતુલ્ય હતા. એવા સમર્થ મહામુનિએ આ પ્રબન્ધ પોતાના ઈષ્ટદેવની આજ્ઞાથી તેમની પાસેજ દુર્ગપુરમાં રહીને તેમના અભિપ્રાય પ્રમાણે રચ્યો છે. અને ભગવદાનંદાદિક સ્વશિષ્યમંડળને ભણાવ્યો છે.

આ મહાપ્રબન્ધમાં સ્વામીએ સમ્પ્રદાયનો સત્સિદ્ધાન્ત જાણવામાં અતિ ઉપકારક એવા **જીવાત્મ-પરમાત્મસ્વરૂપના** નિર્ણય વિગેરે અનેક મહત્ત્વના વિષયો સરળતાથી સમઝાવ્યા છે. અને એ કારણથીજ સમ્પ્રદાયના સાક્ષર વિદ્વાનો આ મહાગ્રન્થની કથા જ્ઞાની ભક્તજનોની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા માટે ઘણે ઠેકાણે કરતા જોવા-જાણવામાં આવેછે.

આવા પરમ આદરણીય આ મહાગ્રન્થનું શ્રવણ કરવાની ઇચ્છા પ ભ શેઠ શ્રી **માણેકલાલભાઇ** ચોકસી, તથા તેમના ચિરંજીવી શેઠ શ્રી મળજીભાઇ તથા અમો વિગેરે પાદરાના સઘળા ભાવિક સત્સંગીઓને પણ ઘણા સમયથી હતી, પરંતુ-“**ભગવાનની ઇચ્છા સિવાય કંઇ બનતુંજ નથી અને વળી પરમ કૃપાળુ ભગવાન પોતાના પરમ ભક્તોની શુભેચ્છાઓ પૂર્ણ કરે એમ પણ નિશ્ચેજ બનેછે,**” તેથી શ્રીજીની ઇચ્છા થવાથી, પ-પૂ-સદ્‌ગુરૂ સ્વામી પુરાણી શ્રી **ભક્તિજીવનદાસજી** તથા તેમના શિષ્ય શાસ્ત્રી **શ્રી કૃષ્ણસ્વરૂપદાસજી** અમારા ગામમાં ચાતુર્માસ્યમાં કથા કરવા માટે આવ્યા હતા. તે વખતે તેમના થકી આ ગ્રન્થની કથા અમારા સાંભળવામાં આવી. અને તે અમારી પ્રબળ શ્રવણેચ્છા હોવાથી તે કથાશ્રવણમાં અમને સર્વને ઘણોજ રસ પડયો હતો. પરન્તુ તે એકવખતના શ્રવણથી તે મહાગ્રન્થનું સઘળું રહસ્ય તથા વિષય અમને સમ્પૂર્ણ રીતે સમઝવામાં નહિ આવવાથી, અમને તેના દ્વિતીય વારના શ્રવણની ઇચ્છા રહી ગઇ હતી. અને તે સમયમાં એ ગ્રન્થનું અમને એટલું બધું મહત્ત્વ જણાયું હતું કે-“**જો આ ગ્રન્થ**

**ભાષાન્તર સાથે છપાય તો સર્વને ઘણોજ ઉપયોગી થાય અને અલભ્ય મહા-લાભ મળે."** એમ અમારી આંતરિક ઇચ્છા થઈ હતી. વળી અમારા ગામમાં થયેલા સત્સંગિજીવનના પારાયણશ્રવણના પ્રસંગે પણ આ મહાપ્રબન્ધ ફરીથી શ્રવણ કરવાની ઇચ્છા પ્રબળ રીતે ઉદ્ભવી હતી. તે ઇચ્છા પણ પરમ કૃપાળુ શ્રીહરિની કૃપાથી સફળ થઇ. અને અમને આ ગ્રન્થનું સમ્પૂર્ણ મહત્ત્વ સમજાયુ. અને શેઠશ્રી **મૂળજીભાઇના** અંતઃકરણમાં શ્રીહરિના સત્સંકલ્પથી આ પ્રબન્ધના પ્રકાશન માટે કાંઇક પ્રેરણા જેવું જણાયું. અને વળી તેજ સમયમાં **શાસ્ત્રીજીએ** પણ આ ગ્રન્થને ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને તે સાથે છપાવવાની પોતાની ઇચ્છા જણાવી. એમ પરસ્પરના શુભ સંકલ્પ-બળથી અને શ્રીજીની સમ્પૂર્ણ કૃપાથી આ ગ્રન્થ છપાવવો એમ દૃઢ નિશ્ચય થયો. અને તે નિશ્ચય પ્રમાણે **શ્રીસયાજીવિજય** પ્રેસમાં નિર્ણયસાગરના નવા ટાઇપ મંગાવીને તેનાથીજ આ ગ્રન્થ છપાવવો એમ યોજના કરીને છપાવવાનુ કાર્ય નિશ્ચિત થયું.

આ સઘળું વૃત્તાન્ત જાણીને અતિ પ્રસન્ન થયેલા સદ્ગુરૂ સ્વામી પુરાણી **શ્રીભક્તિજીવનદાસજીએ** પરમ પવિત્ર **શેઠ શ્રી મૂળજીભાઇના** મસ્તક ઉપર બન્ને હાથ મુકીને કહ્યુ કે—**"આ ગ્રન્થ નિત્યાનન્દસ્વામીએ પોતે રચેલો છે, માટે તેને છપાવવાથી તમારી ઉપર એ નિત્યાનંદસ્વામી તથા સર્વજ્ઞ પ્રભુ શ્રીજી મહારાજ અતિશય પ્રસન્ન થશે."** એમ કહીને શુભ આશીર્વાદ આપ્યો.

આ પ્રમાણે થયા પછી "આ ગ્રન્થનું ભાષાન્તર કરીને તેને શોધવાનુ અને છપાવવાનું કાર્ય **શાસ્ત્રીજીને** સોંપવામાં આવે તોજ આ કાર્ય યથાર્થ થશે. અને સ્વામીના અભિપ્રાય પ્રમાણે ભાષાન્તર કરીને તેનો અર્થ યથાર્થ વર્ણન કરશે" એમ ધારીને આ મહત્ત્વનું કાર્ય **શાસ્ત્રી શ્રી કૃષ્ણસ્વરૂપદાસજીને** સોંપવામાં આવ્યુ. અને તેમણે **શેઠ શ્રી મૂળજીભાઇ** વિગેરે અમારા સર્વની પ્રાર્થના અંગીકાર કરીને તેમની શારીરિક સમ્પત્તિ સારી નહિ હોવા છતાં પણ અનેક પ્રયાસો સહન કરીને આ કાર્ય સાંગોપાંગ પૂર્ણ કર્યું તેથી અમે તેમના ઘણાજ આભારી છીએ અને આ કાર્યથી તેમના ઉપર **શ્રીજીમહારાજ** તથા **નિત્યાનંદસ્વામી** અને સઘળો સત્સંગસમુદાય અતિશય પ્રસન્ન થશે. એમ અમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

વળી-આ ગ્રન્થ ભાષાન્તર સાથે પ્રસિદ્ધ થવાથી સમ્પ્રદાયના ઉત્તમ સાહિત્યમાં અપૂર્વ વધારો થયોછે. અને આ કાર્યમાં **શેઠ શ્રી મૂળજીભાઇએ** જે આર્થિક મદદ કરીને પોતાની ઉદારતા દર્શાવી છે તેથી તેમના દ્રવ્યની શુદ્ધિ અને સદુપયોગ થવાથી સર્વાન્તર્યામી શ્રીહરિ ભગવાન અને તેમના પરમ એકાન્તિક સત્પુરૂષો તેમના ઉપર પ્રસન્ન થશે.

અને ઉત્તરોત્તર બીજાં પણ આવાં અનેક સત્કાર્યો તેમના દ્વારા આ સત્સંગમાં થાય એમ અમે અમારા અંતઃકરણથી ઇચ્છીએ છીએ. અને આ કાર્યને માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

વળી–આ ગ્રન્થના મુખભાગમાં પ્રસ્તાવના તથા ગ્રન્થકર્તા **નિત્યાનંદમહામુનિનું** જીવનચરિત્ર **શાસ્ત્રીજીએ** ઘણુંજ સુન્દર અને આકર્ષક લખીને આ ગ્રન્થને સમ્પૂર્ણ રીતે અલંકૃત કર્યોછે. તેમજ ટાઇટલ પેજ તથા સમય–સમયનાં જુદાં જુદાં સુન્દર ચિત્રોનો યથાયોગ્ય સન્નિવેશ કરીને પણ આ ગ્રન્થને સમલંકૃત કરવામાં તેમનો પ્રયાસ ઘણોજ સ્તુતિપાત્ર છે.

વળી—આ મહાગ્રન્થનું ભાષાન્તર કરવામાં **વિદ્વદ્વર્ય શાસ્ત્રી શ્રી કૃષ્ણ-સ્વરૂપદાસજીએ** પોતાની પૂર્વસંસ્કાર પ્રાપ્ત અને **પંડિતવર્ય એમ્બાર શ્રી કૃષ્ણ-માચાર્યજીની** પાસેથી સમ્પાદન કરેલી સદ્વિદ્યાનો સદુપયોગ કરીને ગ્રન્થકર્તા સદ્ગુરૂ **શ્રીનિત્યાનન્દસ્વામીનો** યથાર્થ અભિપ્રાય વાચકોના સમજવામાં સહેલાઇથી આવી શકે એ પ્રમાણે ઘણીજ સરલ અને સાદી ભાષામાં વર્ણન કર્યો છે. તે ગ્રન્થ જોવાથીજ જણાશે.

અને વળી આવા મહત્ત્વના મહાગ્રન્થનું ભાષાન્તર કરીને તેને શોધવાનું કાર્ય આવા સાક્ષર વિદ્વાન્ સંતને હસ્તક થયું તેથી પણ અમને ઘણોજ સંતોષ અને આનંદ થયો છે. માટે આ તેમના સત્કાર્યથી સર્વાન્તરાત્મા ભગવાન શ્રીહરિ અને તેમના પરમ એકાંતિક ભગવદ્ભકતજનો તેમના ઉપર ઘણાજ પ્રસન્ન થશે. એમ અમે તેમના આભાર સાથે અમારા હૃદયની સ્નેહલાગણી પ્રદર્શિત કરીને તેમનો ઉપકાર માનીએ છીએ.

અને આ ગ્રન્થનું ગૌરવ તથા તેના ભાષાન્તરનું તેમજ આ ગ્રન્થમાં રહેલા અતિ ઉપયોગી વિષયોનું મહત્ત્વ વિગેરે તો આ ગ્રન્થના સમજુ સાક્ષર વાચકોને ગ્રન્થ જોવાથીજ સ્વાનુભવથી પ્રત્યક્ષ થશે, માટે તે વિષે વિશેષ લખવાની જરૂર નથી.

સત્સંગનો કૃપાકાંક્ષી સેવક—

**પુંજાલાલ અમૃતલાલ શાહના જયશ્રીસ્વામિનારાયણ.**

**દશાહરા—૧૯૯૦** **મુ૦ પાદરા.**





श्रीहरिर्जयति

# प्रस्तावना

यत्सङ्कल्पात्समस्तं भुवनमिदमसङ्कीर्णमास्ते विभक्तं
स्वे स्वे जागर्त्ति कार्ये जगति रविरयं मातरिश्वा महेन्द्रः ।
सेवन्ते यं सुरेन्द्राः सततमवहिताः सिद्धिमाकाङ्क्षमाणाः
सोऽयं भक्त्येकलभ्यः प्रदिशतु कुशलं स्वामिनारायणो नः ॥

જે પરમાત્માના સંકલ્પમાત્રથી આ સઘળું વિશ્વ ઉત્પન્ન થઈને અસંકીર્ણપણે પોત-પોતાના વિભાગથી વ્યવસ્થિત રહેલું છે. વળી-આ સૂર્ય, વાયુ અને ઈન્દ્રચંદ્રાદિક દેવતાઓ પોત-પોતાના કાર્યમાં નિયમિત રીતે સદાય જાગરૂક-સાવધાન વર્તેછે. અને બ્રહ્માદિક દેવાધિપતિઓ સ્વસ્વકાર્યની સિદ્ધિને ઈચ્છતા થકા પરમ સાવધાન થઈને જે પરમાત્માને અખંડ સેવેછે. આવા તે " भक्त्या लभ्यस्त्वनन्यया " કેવળ અનન્ય ભક્તિથીજ એક પામવા યોગ્ય એવા પરમાત્મા પરબ્રહ્મ **શ્રીસ્વામિનારાયણ ભગવાન** અમને સદાય ક્ષેમ-કુશળ આપો !

પરમ ભાગવત એકાન્તિક સનાતન સદ્ધર્મરક્ષક સર્વાવતારી સર્વોપરિ શ્રીસહજાનન્દસ્વામિસંસ્થાપિત શ્રીમદુદ્ધવસમ્પ્રદાયમાં પ્રમાણભૂત મનાતા **સત્સંગિજીવન** વિગેરે મહાગ્રન્થોમાં આ **શ્રીહરિદિગ્વિજય** ગ્રન્થ પણ સર્વોપરિ પ્રમાણભૂત અને સર્વમાન્ય છે.

જેમ-વેદાદિક સચ્છાસ્ત્રોનું પ્રામાણ્ય, તેના આદિપ્રવર્તક સર્વેશ્વર પરમાત્માની, તથા તેને વ્યવસ્થિત કરીને પ્રવર્તાવનારા વ્યાસાદિક મહર્ષિઓની આપ્તતમતાને લીધે સર્વથા નિઃસંશયપણે માનવામાં આવેછે. તેજ પ્રમાણે આ **શ્રીહરિદિગ્વિજય** ગ્રન્થનું પ્રામાણ્ય, આ ગ્રન્થના આદિપ્રેરક નિરવધિકવાત્સલ્યવારિધિ ' એવા પરમ કૃપાળુ પરમાત્મા શ્રીહરિની આપ્તતમતાને લીધે, તથા પ્રગટ પ્રભુ સર્વાવતારી શ્રીહરિના પરમાનુગ્રહભાજન અને તેમના સકળ રહસ્યને યથાર્થ જાણનારા, તથા વેદાદિક સકળ સચ્છાસ્ત્રના નિત્ય-સિદ્ધ-જ્ઞાનસમ્પન્ન. અને સ્વયં **વ્યાસાવતારરૂપ** એવા પરમ સદ્ગુરુ **શ્રીનિત્યાનંદ**-મહામુનિની અનુપમ આપ્તતમતાને લીધે સર્વથા નિર્બાધપણે નિઃસંશય માનવામાં આવેછે.

આ ગ્રન્થનો ઉત્પત્તિપ્રકાર એવો છે કે—

પરમ સદ્‌ગુરૂ શ્રીશતાનંદ–મહામુનિએ રચેલા **સત્સંગિજીવન** નામે મહાગ્રન્થને જોઇને અતિ પ્રસન્ન થયેલા સ્વયં શ્રીહરિ મહાપ્રભુજીએ તે સમયે સભામાં પોતાની પાસે બેઠેલા નિત્યાનંદમુનિને કહ્યું કે–

" આ ગ્રંથમાં અમારાં લીલા–ચરિત્રો તથા ધર્માદિકની વાર્તાઓ તો સમ્પૂર્ણ આવી ગઇ છે. પરંતુ અમારા ઉદ્ધવસમ્પ્રદાયની પરમ્પરા, તથા અમારો સિદ્ધાન્ત જે અમોએ માનેલો નિત્યસિદ્ધ પાંચ તત્ત્વના વિભાગવાળો **વિશિષ્ટાદ્વૈત** મત તેનું યથાર્થ પ્રતિપાદન, તથા અમોએ આ પૃથ્વી ઉપર ભારત–ભૂમિમાં વિચરતાં કાશી વિગેરે પ્રસિદ્ધ ક્ષેત્રોમાં અનેક વાદી–પંડિતો સાથે કરેલી શાસ્ત્રાર્થની ચર્ચાઓ, તથા અમારા સમ્પ્રદાયનો ઉત્કર્ષ–પ્રકાશ, એ વિગેરે વાર્તાઓ જોઇએ તેટલા પ્રમાણમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવી નથી. માટે તમે એવો ગ્રંથ રચો! કે જેમાં આપણા શ્રીમદુદ્ધવ-સમ્પ્રદાયની સર્વોત્કૃષ્ટતા આવે. તથા અમોએ ભારત ભૂમિમાં કરેલા દિગ્વિજયનું યથાર્થ વર્ણન આવે એવો પ્રતાપસૂચક અલૌકિક મહાગ્રંથ રચો ! "

આ પ્રમાણે પોતાના ઇષ્ટદેવ પ્રગટ પ્રભુ શ્રીહરિની આજ્ઞા થવાથી, શ્રીજીની સાથે અખંડ નિવાસ કરતા, શ્રીજીના પરમ કૃપાપાત્ર, સર્વતન્ત્રસ્વતન્ત્ર અને નિત્ય–સિદ્ધ–જ્ઞાનસમ્પન્ન. એવા પરમ સદ્‌ગુરૂ **શ્રીનિત્યાનન્દમહામુનિએ** પોતે દુર્ગપત્તનમાં શ્રીહરિની પાસે રહીનેજ શ્રીહરિના અભિપ્રાય પ્રમાણે આ મહાગ્રન્થ રચેલો છે.

આ ગ્રન્થમાં સ્વામીએ જે પોતાના ઇષ્ટદેવ પ્રગટ પ્રભુ શ્રીહરિનાં અલૌકિક દિવ્ય ચરિત્રો અને અપાર મહિમા વર્ણન કર્યો છે.

તે–શ્રીહરિ ભગવાન કાળ, માયા, પુરૂષ અને અક્ષરાદિક એ સર્વના નિયંતા અને એ સર્વથી પર છે, જેનાથી પરતત્ત્વ બીજું કોઇ છેજ નહિ, જેમના કલ્યાણ–ગુણોના અન્તને સહસ્રમુખ શેષ શારદાદિક પણ પામતા નથી, માટેજ એ પરમાત્મા સ્વરૂપ, સ્વભાવ અને વિભૂતિઓથી અનન્ત–સ્વરૂપ છે, જેનું સ્વરૂપ કેવળ આનન્દમયજ છે, તેમજ જેના સ્વરૂપના આનન્દાદિક ગુણોનો અવધિજ નથી, જે પરમાત્માથી અવ્યાપ્ત એવી કોઇ વસ્તુજ નથી, જેની આજ્ઞા સૂર્ય–ચન્દ્રાદિક કોઇ પણ દેવો ઉલ્લંઘતાજ નથી, જેને ભૂત–ભાવ-ષ્યનું તેમજ વર્તમાન સમયનું પણ કોઇ કાર્ય પરોક્ષજ નથી, જે પરમાત્માને કોઇ પણ કાર્ય અશક્ય નથી, અર્થાત્–કર્તુમ્, અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ એ પરમાત્મા સર્વથા સ્વતંત્ર સમર્થ છે, જેને કોઇ પણ વસ્તુ દૂર નથી, જેને સકળ વસ્તુમાં પ્રિય–અપ્રિય એવો વિભાગજ નથી, સકળ વિશ્વના કર્તા હર્તા હોવા છતાં પણ, તેમજ–પ્રાણિમાત્રના કર્મફળપ્રદાતા હોવા છતાં પણ જેને કોઇ કર્મનો લેપ લાગતોજ નથી, જેના સાક્ષાત્કારને પામેલા જ્ઞાની મુક્તાત્માઓને આ ભવાટવીમાં ભટકવાનુંજ રહેતું નથી, તેમજ ભૂખ, તરસ, કે શોક-

મોહ, તથા જન્મ-મૃત્યુ પણ રહેતાં નથી, જેના સ્વરૂપનું ધ્યાન કરનારા પરમ ભક્તોને વિષયરૂપ વિષધરના ઉપદંશથી કયારેય ગભરામણ થતીજ નથી, તેમજ-અનેક પ્રકારની દુરન્ત ચિન્તાઓનો ઉપઘાત પણ તેમને સંભવતો નથી, જેના સ્વરૂપનું શ્રવણ-કીર્તન કરનારા બાધક ભક્તોને પણ શ્રવણમાત્રથી કર્ણપુટને ભેદી નાખે એવા કર્ણકઠોર યમદૂતોના શબ્દો સાંભળવાનો પ્રસંગજ આવતો નથી, તેમજ-સંસારરૂપ ગહન જંગલમાં ભટકતાં તે તે યોનિમાં નિજ-નિજ કર્માનુસારે પ્રાપ્ત થતાં સ્ત્રી-પુત્રાદિકરૂપ હિંસક પ્રાણીઓના ક્રૂર શબ્દો સાંભળવાનો પ્રસંગ પણ રહેતો નથી, વળી આ સ્થાવર-જંગમ સઘળું વિશ્વ જેના સંકલ્પમાત્રથી બની આવતું એવું સહજ લીલારૂપ છે, માટેજ આ સકળ વિશ્વના સર્ગ-સ્થિતિ આદિક વ્યાપારો જેના વિહારરૂપ છે, અનંત કોટિ બ્રહ્માંડોમાં નિયમિત રીતે પ્રવર્તતા એવા સૂર્ય, વાયુ, અગ્નિ અને વરૂણાદિક તે તે દેવોના વ્યાપારો જેના પ્રશાસનથી અદલ પ્રમાણે અખંડ ચાલ્યાજ કરેછે, વ્યાસાદિક મહર્ષિઓએ સચ્છાસ્ત્રોના સિદ્ધાન્તમાં જે પરમાત્માએ કરેલા નિગ્રહનેજ દુષ્કૃત એ પ્રમાણે માનેલું છે. અને અનુગ્રહ એજ સુકૃત માનેલું છે. અર્થાત્-સુકૃત-દુષ્કૃતનું સ્વરૂપ એ પરમાત્માની પ્રસન્નતા અને અપ્રસન્નતા એજ મુખ્યત્વે છે. અને વર્ણ-આશ્રમને ઉદ્દેશીને વિભાગપૂર્વક નિયત કરેલાં સન્ધ્યોપાસનાદિક કર્મ અને અનેકવિધ ઉપાસનાદિક કર્મ પણ જે પરમાત્માનેજ પ્રસન્ન કરવા માટે મુખ્યત્વે માનેલાં છે, જે આ સમગ્ર લોકરચનાને વિભાગપૂર્વક સેતુની માફક સ્થિર ધારનારા છે, જે આ સર્વ લોકના કરતાં મહાન્ છે, સર્વથી પર અક્ષર તે થકી પણ જે પર છે. અને જે સર્વના નિયામક તેમજ ધારક અને પ્રેરક છે, જે આ સર્વ પ્રાણિમાત્રના અંતરમા રહીને સર્વને નિયમન કરનારા સર્વના અન્તર્યામી આત્મા છે, જે સર્વ તેજોમય વસ્તુઓને, તેમજ દેવતાઓને પણ પ્રકાશ આપનારા એવા સ્વયં પરમજ્યોતિઃસ્વરૂપ છે, તેમજ જે પોતે સર્વના પ્રાણોને પ્રાણશકિત આપનારા છે, ચક્ષુઓને દર્શનશકિત આપનારા છે, શ્રોત્રને શ્રવણશકિત આપનારા છે, મનને મનનશકિત આપનારા છે, વાણીને વચનશકિત આપનારા છે, ચિત્તને ચિન્તવનશકિત આપનારા છે, બુદ્ધિ તત્ત્વને બોધનશકિત આપનારા છે અને અહંકારને અહંશકિત આપનારા છે.

એવા સર્વશક્તિમાન પ્રભુ જે પોતે પરબ્રહ્મ સાક્ષાત્ પુરૂષોત્તમ નારાયણ વાસુદેવ છે, તે પરમાત્મા ભગવાન શ્રીહરિનું પરમ અદ્‌ભુત અને પરમ પવિત્ર એવું અલૌકિક અમાનુષ-દિવ્ય ચરિત્ર આ ગ્રન્થમાં યથાર્થપણે વર્ણન કરવામાં આવ્યું છે.

આ સમગ્ર ચરિત્ર આ મહાપ્રબન્ધમાં પરમ સદ્‌ગુરૂ **શ્રીનિત્યાનંદસ્વામીએ** પૂર્વે કૃષ્ણાવતારના ઇતિહાસથી આરંભીને સાંગોપાંગ યથાર્થ વર્ણન કરેલું હોવાથી અહીંઆં તે ચરિત્ર લખવાનો સમારંભ કરવો તે અસ્થાને છે, એમ જાણીને તે લખવામાં આવ્યું નથી. માટે સર્વ સુજ્ઞ વાચકોએ તે અખંડ-અવિચ્છિન્ન શ્રીહરિનું જીવનચરિત્ર આ ગ્રન્થમાંથીજ યથાર્થપણે જાણી લેવું એમ વિજ્ઞપ્તિ છે.

હવે-આ સમગ્ર મહાગ્રન્થ સમ્પૂર્ણ થયો ત્યારે શ્રીનિત્યાનંદમુનિએ એ ગ્રન્થ શ્રીહરિને પોતાની ગુરૂભક્તિને વ્યકત કરતા થકા સભામાં લાવીને સમર્પણ કર્યો. ત્યારે શ્રીહરિ ભગવાન તે ગ્રન્થ જોઇને બહુજ પ્રસન્ન થયા. અને તુરતજ પોતાના કંઠમાંથી પુષ્પનો હાર કાઢીને **નિત્યાનંદમહામુનિને** પ્રસન્નતાપૂર્વક આદરથી પહેરાવ્યો. અને સકળ જગતને અભય આપનારો પોતાનો હસ્તકમળ સ્વામીને મસ્તકે સ્થાપ્યો. અને પછી તે ગ્રન્થનાં તથા પરમ સદ્ગુરૂ **શ્રીનિત્યાનંદમુનિનાં** અતિશય વખાણ કર્યાં. અને પછી તે પુસ્તકની તથા **નિત્યાનન્દસ્વામીની** ચંદન પુષ્પાદિકથી પૂજા કરીને આરતી ઉતારી. અને પછી શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુએ **નિત્યાનન્દસ્વામીને** પોતાની પાદુકાઓ પૂજવા માટે આપી. અને બીજી પાદુકાઓ સ્વામીને પહેરવાને માટે આપી. અને કહ્યું કે-

**"શ્રીકૃષ્ણ ભગવાને સ્વધામગમન સમયે પોતાના પરમ એકાંતિક ભક્તરાજ ઉદ્ધવજીને જેમ પોતાની પાદુકાઓ આપીને આ લોકમાં આચાર્ય સ્થાપ્યા હતા. તેમ અમે તમારા આવા અદ્ભુત મહાગુણો જોઇને પરમ પ્રસન્ન થઇને આ અમારી પાદુકાઓ તમને આપીએ છીએ. માટે તમારે પણ ઉદ્ધવજીની પેઠેજ આ લોકમાં અમારા સ્વરૂપના જ્ઞાનનો અને અમારી ઉપાસનાનો પ્રચાર કરવો! અને અમારા સમ્પ્રદાયને સર્વ મતવાદીઓમાં સર્વશ્રેષ્ઠ અને સર્વોપરિ તેમજ સચ્છાસ્ત્રસિદ્ધ સત્સમ્પ્રદાય છે. એમ જાહેર રીતે સિદ્ધ કરવો! અને અમારા સમ્પ્રદાયનું ગૌરવ સર્વકાળમાં એક સરખું સમુજ્જવળ રહે એમ સુસ્થિર કરીને ઉદ્ધવસમ્પ્રદાયની સર્વોત્કૃષ્ટતા જગજાહેર સિદ્ધ કરવી. એમ અમારી આજ્ઞા છે, તે તમારે યાવજ્જીવિત યથાર્થ પાલન કરવી."**

આ સર્વ પ્રસંગ ગ્રન્થકર્તા મહામુનિએ આ ગ્રન્થના આદિ ભાગમાં તેમજ અન્તિમ ભાગમાં પોતેજ આ પ્રમાણે વર્ણન કર્યોછે-

" तोषाय तस्याथ तदीयपुंसां माहात्म्यबोधाय च तस्य भूमौ ।
तज्जन्मकर्मादिचरित्रवर्यं ग्रन्थं प्रसादाद्वितनोमि तस्य ॥
नित्यानन्देन मुनिना श्रीहरेः सहचारिणा ।
हरिदिग्विजयाख्योऽयं मया ग्रन्थो विरच्यते " ॥

श्रीह. उ-१-श्लोक १६-१७॥

" हरिदिग्विजयाख्योऽयं स्वामिनारायणाज्ञया ।
तदन्तिके स्थितिं कृत्वा कृतो दुर्गपुरे मया ॥

निवेदितं ग्रन्थमिमं मया यो दृष्ट्वातिहृष्टो निजकण्ठदेशात् ।
उत्तार्य पुष्पस्रज आदरान्मे कण्ठे न्यधादेष हरिः स तुष्यात् ॥

यः श्रुत्वेमं प्रबन्धं निजचरितसुधास्यन्दसन्दोहपूर्णं
प्रीत्या मूर्ध्न्यादधन्मे त्रिजगदभयदं स्वीयहस्तारविन्दम् ।
प्रादान्मे पादुके द्वे निजचरणधृते ह्युद्धवायेव कृष्णः
प्रादादन्ये च धर्त्तुं स हि सकलगुरुर्वाचि चित्ते च मेऽस्तु " ॥

શ્રીહ. ઉ. ૪૯ શ્લો. ૬૩-૬૮-૬૯ ॥

આ પ્રમાણે સ્વામી પોતે આ ગ્રન્થ રચવાનો સંકલ્પ કરીને અને તે સંકલ્પ પ્રમાણે મહાગ્રંથ રચીને સમગ્ર ગ્રંથ સમ્પૂર્ણ થયો ત્યારે શ્રીહરિને સમર્પણ કરીને પોતે કૃતકૃત્ય થયા હતા.

આ પ્રમાણે આ પ્રબન્ધમાં વર્ણન કરેલા-પરતત્ત્વ પરમાત્મા પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રીસહજાનન્દસ્વામીનો મહિમા અને લીલારસથી ભરપૂરતારૂપ વિષયવૈલક્ષણ્યને લીધે, તેમજ તે પ્રગટ પ્રભુ શ્રીહરિના પરમાનુગ્રહભાજન પરમ કારૂણિક પરમ સદ્દગુરૂ **શ્રીનિત્યાનન્દસ્વામી**રૂપ કર્ત્તાના વૈલક્ષણ્યને લીધે, પ્રેક્ષાવત્ પુરૂષોની પ્રવૃત્તિને માટે આદરણીયતા તથા સર્વશ્રેષ્ઠતા સર્વથા નિર્વિવાદ અને નિઃસંશય સિદ્ધજ છે.

હવે —આવા અત્યુત્તમ મહાપ્રબન્ધના કર્તા-જે પરમ સદ્દગુરૂ **શ્રીનિત્યાનન્દ-સ્વામી** તે પોતે શ્રીજીના પરમાનુગ્રહભાજન અને સકળ સદ્દગુરૂમંડળમાં અગ્રેસર મહાપ્રભાવશાલી સત્સંગમાં અતિ પ્રસિદ્ધ એક મહાપુરૂષ મનાયછે. તેવા સમર્થ મહાત્માનું પ્રભાવશાલી અતિ ઉદાર અને શ્રોતાઓના શ્રવણ અને મનને અતિ આનંદ આપનારૂં આ **રસમય** જીવનચરિત્ર સત્સંગસમાજમાં રસિક જનોની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે આ પ્રબન્ધના આદિ ભાગમાં જણાવવા અમને અનવધિક આનન્દ થાય એ સહજ સિદ્ધ છે.

સ્વામીનું આ પરમ પવિત્ર જીવન વૃત્તાન્ત અમોએ સમ્પ્રદાયમાં ગુરૂપરમ્પરાથી જેવું સાંભળ્યું છે અને જાણ્યું છે, તથા સમ્પ્રદાયના ગ્રન્થોમાંથી પણ જે પ્રમાણે જાણ્યું છે. તે પ્રમાણે અમે અમારા અનુભવથી યથામતિ લખ્યું છે.

શાસ્ત્રી-કૃષ્ણસ્વરૂપદાસ.
મુ૦—વડતાલ.



# जयतु भगवान् श्रीस्वामिनारायणः

परमपूज्यपाद सद्गुरु श्रीनित्यानन्दस्वामीनुं

# जीवन-चरित्र

यः श्रीमान् सद्गुरूणां सदसि बहुमतः स्वामिनारायणस्य
प्रादुर्भावादिदिव्याद्भुतचरितमयं यो निबन्धं व्यतानीत्।
जित्वा यो वादिवृन्दं सदसि समतनोदौद्धवाध्वप्रतिष्ठाम्
नित्यानन्दो मुनीन्द्रः प्रथितगुणनिधिर्मानसे नश्चकास्तु ॥

सत्तर्कशरसम्भिन्नवादिवृन्दहृदन्तरः।
नित्यानन्दो, मुनिर्जीयात्सद्गुरूणां शिरोमणिः ॥

શ્રીસ્વામિનારાયણ ભગવાનની સભામાં બેસનારા અનેક સદ્ગુરુઓના મંડળમાં જે પોતે બહુ માનપૂર્વક સન્માન કરેલા હોવાથી અતિશય અલૌકિક શોભાએ યુકત છે, તેમજ જેમણે શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુનાં આદુર્ભાવાદિક દિવ્ય અદ્‌ભુત ચરિત્રોથી ભરેલો આ શ્રીહરિદિગ્વિજય નામે મહાપ્રબન્ધ રચેલો છે. તથા જેમણે અનેક રાજસભાઓમાં વાદી-વિદ્વાનોના સમૂહને જીતીને શ્રીમદુદ્ધવસમ્પ્રદાયની મહાપ્રતિષ્ઠા આ ભારત—ભૂમિમાં વિસ્તારી છે. અને જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, એ વિગેરે અનેક પ્રસિદ્ધ મહાગુણગણોના નિધિરૂપ અને સર્વ મુનિઓના શિરોમણિ એવા તે નિત્યાનન્દમહામુનિરાજ અમારા હૃદય—કમળમાં અખંડ પ્રકાશમાન—વિરાજમાન રહો ! ॥

જેમણે શ્રુતિ-શાસ્ત્રસિદ્ધ સત્તર્કરૂપ બાણોથી, પોતાની સાથે વાદ કરનારા અનેક મતવાદીઓનાં હૃદયનાં આંતરિક અજ્ઞાનપડળ ભેદી નાખ્યાં હતાં. એવા તે સર્વ સદ્ગુરુમંડળમાં અગ્રપૂજ્ય શિરોમણિ મુનિરાજ નિત્યાનન્દસ્વામી સદાય જયકારી વર્તો ! ॥

यत्सङ्कल्पाद्भवत्येव नैकाण्डोद्भवनादिकम् ।
स्वामिनारायणः श्रीमान् सोऽयं विजयतेतराम् ॥



ब्रह्मधामाधिपतिः सर्वावतारी श्रीसहजानन्दस्वामी.

आविर्भाव–सं. १८३७, रामनवमी  तिरोभाव–सं. १८८६, दशहरा.

અખિલ ભૂમંડળના આભરણ સમા આ ભારત-ભૂભાગના મધ્ય પ્રદેશમાં વર્તતા ગૌડ દેશમાં લખનૌ તાલુકામાં **દતિઆ** નામે પ્રસિદ્ધ એક પવિત્ર ગામ છે. તે ગામમાં બ્રાહ્મણ-કુળને દીપાવનાર મહાપવિત્ર દંપતી-પતિ-પત્ની રહેતાં હતાં, જે દંપતી સર્વ લોકોને સ્વધર્માચરણ કરવામાં દ્રષ્ટાન્તરૂપે અદ્વિતીય મનાતાં હતાં. તેમાં-પત્ની તો નામથીજ જેમ એમ અર્થથી પણ **વિરજા**-રજોગુણના લેશથી પણ રહિત સર્વથા સાત્વિક અને મહાપવિત્ર હતાં. કેમકે-તેમના મનને રજોગુણનો સ્પર્શ પણ થયો નહોતો એવાં પરમ સાત્વિક-વૃત્તિવાળાં હતાં. અને પતિ-**વિષ્ણુશર્મા** તો નામ પ્રમાણે હંમેશાં ભગવાનના સુખથીજ આનંદ માનનારા એવા સર્વથા વિષ્ણુપરાયણજ વર્તનારા ભકતરાજ હતા. અને તે વિદ્યા, ધન, અભિજન અને શુદ્ધ વંશમાં જન્મથી પણ સર્વને માનવા યોગ્ય અતિ મહત્તાવાળા પ્રસિદ્ધ પુરૂષ હતા. એમનો ગૃહસ્થાશ્રમ ધર્માચરણમાંજ એક પ્રિયતાવાળાં અને અગ્નિની પરિચર્યામાં પણ અતિ પ્રેમવાળાં એવાં **વિરજા** દેવીને લીધે અતિશેજ શોભતો હતો. તેમને ઘેર આવેલો અતિથિ અથવા તો હરકોઇ અભ્યાગત સન્માન પામ્યા સિવાય પાછો જતોજ નહોતો. તેમજ-કોઇ પણ અર્થી જન આશા ભંગ થઇને તેમને ઘેરથી પાછો નહોતો જતો. અર્થાત્-સર્વનું સન્માનજ થતું હતું.

આ પ્રમાણે ધર્મપરાયણ વર્તતાં તે દંપતીને પૂર્વના પુણ્યપ્રતાપથી બે પુત્રો થયા હતા. તેમાં એક **ગોવિંદશર્મા** અને બીજા **દિનમણિશર્મા**. આ બંને પુત્રરત્નોથી **વિષ્ણુશર્મા** તે સમયમાં સર્વ પુત્રવાળા પુરૂષો મધ્યે અગ્રેસર મહા ભાગ્યશાળી મનાતા હતા.

આ બે પુત્રો મધ્યે **દિનમણિશર્મા** બાળ અવસ્થામાં પણ સર્વથી અધિક અપાર બુદ્ધિને લીધે, શમદમાદિક તેમજ વિદ્યા વિવેક વિનયાદિક ગુણોને લીધે, તથા સજ્જન માણસોમાંજ સમ્ભવતા એવા અતિ ઉત્તમ વૃત્તાન્તને લીધે, તથા શરીરની પણ અતિ ગંભીર અને સુંદર આકૃતિને લીધે, મોટા મોટા વૃદ્ધો અને વિદ્વાનોને પણ સેવા-સમાગમ કરવા લાયક થયા હતા.

આ દિનમણિશર્મા આઠ વરસના થયા ત્યારે તેમને પિતાએ યજ્ઞોપવીત આપીને **સાવિત્રી** મંત્રનો ઉપદેશ કર્યો. તે પછી બાલ્યોચિત રમતોમાં ઉદાસીન અને વિજ્ઞાન-માર્ગમાંજ જેમનું હૃદય એક પ્રવીણ થઇ ગયું હતું, એવા તે દિનમણિશર્માએ વિદ્વજ્જનોનો સમાગમ કરવાની અતિ તીવ્ર લાલસાથી કાશી તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઇને વેદ-વેદાંગ વિગેરે સર્વ વિદ્યાઓને પૂર્વ-સંસ્કારના પ્રતાપથીજ ગુરૂમુખ થકી એકજ વખત શ્રવણમાત્રથી શીખી લીધી. અને પછી તે સકળ શાસ્ત્રનું તાત્પર્ય વિચારતાં-**"તત્વજ્ઞાનના સાક્ષાત્ અનુભવ સિવાયના કેવળ શાસ્ત્રજન્ય પુસ્તકીઆ જ્ઞાનથી કંઇ પણ ફળ નથી."** એમ નિર્વેદ પામીને, તથા સાંસારિક વિષયોમાં

પણ અનેક વિટંબનાઓ છે, ગૃહક્ષેત્રાદિક પણ આત્માને બંધનમાંજ નાખનારાં છે, એમ વિચારીને સંસારની વાસનાથી સર્વથા રહિત થઇને, દેહનાં સગાં-સંબંધીઓને પણ છોડી દઇને, બળતા દાવાનળ થકીજ જેમ, એમ કેવળ ક્લેશમય આ સંસાર થકી અતિશય ભય પામીને, પરમ આનંદમય પરમાત્મા પુરૂષોત્તમ ભગવાનને સાક્ષાત્ પ્રાપ્ત કરવાની ઇચ્છાથીજ, તેમાં "અસાધારણ કારણભૂત સત્સમાગમ છે" એમ નિશ્ચય કરીને તે સત્સમાગમ પવિત્ર તીર્થોમાંજ અનાયાસે થશે એમ ધારીને પ્રથમ બદરિકાશ્રમ તરફ ચાલી નીકળ્યા. અને ચાલતાં માર્ગમાં તીર્થયાત્રા કરવા માટે સમુત્સુક એવા અનેક માણસોનો સંઘ મળ્યો, તેની સાથે તે તે તીર્થાદિકમાં જતા અને ત્યાં ત્યાં સ્નાન દર્શનાદિક પણ કરતા હતા પરંતુ પોતાના મનમાં જે પ્રગટ પ્રભુને મેળવવાની તીવ્ર ઇચ્છા હતી તેનું અખંડ મનન કરતા થકા સર્વથી અસંગપણેજ પોતે વિચરતા હતા.

અને બીજા યાત્રાળુઓ તો તે તે તીર્થોમાં સ્નાનદર્શનાદિકજ પોતાનું આવશ્યક કર્તવ્ય સમઝીને તેટલામાંજ સંતોષ માનતા હતા. પણ સર્વથા મુમુક્ષુભાવને પામેલા **દિનમણિશર્મા** તો પરમ પુરૂષ પરમાત્માના સાક્ષાત્કારમાંજ એક લગનીવાળા હતા. અને તે સાક્ષાત્કાર કરાવનારા પરમ ભાગવત સંત—પુરૂષનીજ અખંડ શોધમાંજ એક પ્રવર્તેલા હોવાથી, પોતાનું ઇચ્છિત કાર્ય પૂર્ણ નહિ થવાથી દિન-પ્રતિદિન અધિક અધિક ઉદાસીન બનતા હતા. પરંતુ- 'તે પરમ પુરૂષ પરમાત્મા સચ્ચિદાનંદસ્વરૂપ મહાપ્રભુને હું ક્યારે સાક્ષાત્ પામીશ'? એવી અવિરત તીવ્ર ભાવનાથી તે પરમાત્માનું અખંડ ધ્યાન કરતા તે દિનમણિશર્માને સર્વાન્તરાત્મા ભગવાન જાણે કે પોતાની પાસેજ રહેલા હોય! એમ પોતાના મનની પ્રસન્નતા વિગેરે ચિહ્નોથી જણાતું હતું. અને ખરેજ ભગવાન હતા પણ પાસેજ. પરંતુ-ભક્તવત્સળ ભગવાન પોતાના-પરમ ભક્તોની પ્રેમભાવના જોયા કરેછે. અને સમય આવ્યે પોતાનું સ્વરૂપ સાક્ષાત્ બતાવેછે. તેજ પ્રમાણે આ **દિનમણિશર્માને** પણ બન્યું હતું.

પછી જગન્નાથપુરી વિગેરે દિવ્ય ક્ષેત્રોમાં અને સેતુબંધ-રામેશ્વર વિગેરે પવિત્ર તીર્થોમાં ફર્યા તો પણ પોતાનો મનોરથ પૂર્ણ થયો નહિ, તેથી પછી દ્વારિકાની યાત્રા કરવાનું ધારીને ચાલ્યા. તે જતાં જતાં માર્ગમાં વિશનગર નામે પ્રસિદ્ધ ગામમાં આવ્યા. અને ત્યાં કર્ણપરંપરાથી અતિ અદ્ભુત વૃત્તાન્ત આ પ્રમાણે સાંભળવામાં આવ્યું કે—

"જગન્નિયન્તા, અક્ષરાદિક સર્વ કારણના પણ કારણ, સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર, પોતાની ઇચ્છામાત્રથીજ સકળ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરનારા, પરાત્પર—અક્ષર થકી પણ પર સર્વના નિયંતા રૂપે રહેલા, એવા પરમ પુરૂષ પરમાત્મા સ્વયં શ્રીહરિ વાસુદેવ, પૃથ્વી ઉપર પ્રગટ થઇને કળિ બળથી વૃદ્ધિ પામેલા અધર્મસર્ગને અને આસુરસમૂહને નાશ કરતા થકા હાલ—સમયમાં સૌરાષ્ટ્ર દેશમાં હજારો હજાર પરમહંસોથી વીંટાયા થકા અને નિજભક્તોને આનંદ આપતા

થકા વિચરેછે. અને તેમના આશ્રિત પરમહંસો સદુપદેશામૃતથી સંસારરૂપ દાવાનળથી દગ્ધપ્રાય થઇ ગયેલા શ્રોતાઓનાં અધ્યાત્માદિક ત્રણેય તાપોને તુરતજ શમાવી દઇને, ભગવાનને સન્મુખ કરીને અભયદાન આપેછે. અને તેમના પ્રતાપથી કળિયુગમાં પણ સત્યયુગ પ્રવર્તેછે." ખરૂં છે કે-"સર્વના નિયંતા અને પ્રેરક એવા સર્વ શકિતસમ્પન્ન પરમાત્મા કાળના પણ નિયંતા અને પ્રેરક છે, તો તે ભગવાન જ્યાં પ્રગટ વિરાજતા હોય ત્યાં સત્યયુગ જેવો શુભ કાળ પ્રવર્તે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. અને સર્વાવતારી પુરૂષોત્તમ ભગવાન જ્યારે આ પૃથ્વી ઉપર પધાર્યા હોય ત્યારે આ દુનીઆંમાં શું શું શ્રેયઃકાર્ય સિદ્ધ ન થાય?"

આ પ્રમાણે ભગવાન પ્રગટ થયાની વાર્તાને સાંભળીને અતિ હર્ષઘેલા બની જઇને **'મારો મનોરથ સિદ્ધ થઇજ ગયો'** એમ માનતા થકા **દિનમણિશર્મા** તો ત્યાંથી ચાલી નીકળ્યા. અને 'આ ગામ-પેલું ગામ' એમ કરતા કરતા ત્વરાપૂર્વક ચાલતા થકા તે તે ગામમાં ખબર પૂછતાં ફણેણી ગામમાં શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુના ઉપાસક કોઇક સંત-હતા તેમને જોયા. તે સંત પોતે-શ્રીસ્વામિનારાયણ પ્રગટ પુરૂષોત્તમના ચરણ કમળના ઉપાસક અને પ્રગટ પ્રભુની અખંડ સ્મૃતિથી વૃદ્ધિ પામેલા અપાર આનંદથી જેમનું હૃદય ભરેલું હતું, શમદમાદિક સકળ સાધુગુણે સમ્પન્ન, તપ અને બ્રહ્મચર્યના પ્રભાવથી મહા તેજોમય જણાતા, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભકિતથી ભરપૂર અને સાધુઓમાં અગ્રેસર એવા અતિ સમર્થ **પ્રભુતાનંદજી** એ નામે પ્રસિદ્ધ મહાપુરૂષ હતા. આ મહામુનિને જોતાંજ એ **દિનમણિશર્મા** તો પોતાનું મન અને નેત્ર તો તે સંતના હૃદયારવિંદમાં પ્રકાશમય રહેલા પરમ પુરૂષ પરમાત્માના અલૌકિક તેજના પ્રભાવથી ખેંચાતાં હોય ને શું? એમ તે અંતરાત્મા પરમેશ્વરમાંજ અત્યંત લીન થઈ ગયા હોય તે પ્રમાણે સ્થિર થઈગયા હતા. તેમજ સંતમંડળમાં અગ્રેસર એવા તે **પ્રભુતાનંદ** મહામુનિને પણ, જ્ઞાન અને વૈરાગ્યના મૂર્તિમાન નિધિ જેવા તે **દિનમણિશર્માને** વિષે કોઇ અલૌકિક પ્રેમાનુબંધ થઇ આવ્યો. અને સાક્ષાત્ ભગવાન શ્રી પુરૂષોત્તમના પરમ કૃપાપાત્ર અને સ્વાભાવિકજ તીવ્ર વૈરાગ્યાદિક સકળ શુભ ગુણના ભંડાર અને પ્રગટ ભગવાનના ચરણકમળનાં દર્શન કરવામાં અતિશય ત્વરાયુકત કોઈક અક્ષર મુકતજ માનુષાવતાર લઈને આવેલા છે એમ તે **દિનમણિશર્માને** માનવા લાગ્યા. આ પ્રમાણે પરસ્પરના સમાગમથી અતિ હર્ષ પામેલા તે બંનેને એક બીજાના લોકોત્તર ગુણોનો અનુભવ કરતાં ત્યાં કેટલાક દિવસો વીતી ગયા.

પછી **દિનમણિશર્માને** તો પ્રગટ પુરૂષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણનાં સાક્ષાત્ દર્શન અને સમાગમ કરવાની અતિ તીવ્ર ઉત્કંઠા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી ગઇ. તેથી તે **દિનમણિશર્મા** તો પ્રગટ પ્રભુનાં દર્શન સિવાય એક ક્ષણ વાર પણ રહી શક્યા નહિ. અને તેમના સાક્ષાત્ સમાગમમાં અતિશય તીવ્ર ત્વરાવાળા હોવાથી ત્યાંથી તુરતજ

યાત્રા નિમિત્તે ચાલી નીકળ્યા. અને માર્ગમાં ચાલતાં બીજા વટેમાર્ગુ માણસો થકી સાંભળ્યું કે-"શ્રીસ્વામિનારાયણ ભગવાન પોતાના ચરણ કમળના ઉપાસક દર્શનાતુર ભકતજનો અને સંતોના મનોરથ પરિપૂર્ણ કરવા માટે ટુંક સમયમાંજ ઉંઝા ગામે પધારવાના છે," એમ સાંભળીને તુરતજ તે તરફ પ્રયાણ કર્યું. અને ત્યાં-ઉંઝા ગામે એક્રમ પહોંચીને, અનાદિ કાળથી સ્વસ્વકર્માનુસારે પ્રવર્તેલા આ સંસાર ચક્રમાં પરિભ્રમણ કરવાથી થયેલા પરિશ્રમને મૂળમાંથીજ ટાળી નાખીને, અભય પદને પામવા માટે પરમ આનંદમય પરમ પુરૂષ પરમાત્મા શ્રીહરિના ચરણકમળની છાયાનો સમાશ્રય કરવાની વાટ જોતા અનેક મુમુક્ષુ ભકતજનોનો સમુદાય ભેગો થયેલો જોઇને, પોતે **દિનમણિશર્મા** પણ પ્રગટ પ્રભુ શ્રીસહજાનંદસ્વામીના ચરણ-કમળના દર્શનની વાટ તે સર્વ ભકતસમુદાયની સાથે રહીને જોવા લાગ્યા.

હવે-સર્વ લોકોનાં મન અને નેત્રને સહજ આનંદ આપનારા, સર્વ લોકોને મુમુક્ષુનેજ જેમ એમ બુભુક્ષુજનોને પણ સર્વથા સમાશ્રય કરવા યોગ્ય, પ્રણત જનોની પીડામાત્રને હરનારા, પરમ કારૂણિક, અપાર સૌજન્ય સૌશીલ્ય-વાત્સલ્યાદિક મહાગુણગણોના મહોદધિસમા, સર્વ અવતારના અવતારી અને પરમ એકાંતિક ભાગવત ધર્મના પરિત્રાણ માટે અને દુષ્કર્મીઓના નિગ્રહ માટે ધરાતળમાં પ્રગટ થયેલા. એવા ભકતાધીન ભગવાન તે શ્રીસહજાનન્દસ્વામી ઉંઝા ગામે આવી પહોંચ્યા. અને તે સમયમાં ગામની બહાર મોટા સરોવરને કાંઠે વિશાળ મેદાનમાં શ્રીહરિના દર્શનમાં અતિ આશ્ચર્ય ભરેલા ઉત્સાહિત અંતઃકરણવાળા હજારો હજાર ભકતજનોની મોટી મેદની ભરાઇ હતી. પછી તે ભકતોની મહાસભામાં પરમહંસોથી વીંટાયા થકા શ્રીહરિ ભગવાન, "જ્યારે ભગવાન આદિત્ય નારાયણ પોતાના હજારો કિરણોથી સર્વ લોકોને આનંદ આપતા અને ઉદયાચળના શિખર ઉપર ચઢીને સર્વ લોકોને પોતાનું અલૌકિક દર્શન આપતા થકા, પોતાના સ્વામી ભગવાન શ્રીપુરૂષોત્તમ નારાયણ આ પૃથ્વી ઉપર પ્રગટ થઇને વિચરતા થકા, "પોતાને વરદાન આપનારા સાક્ષાત્ સૂર્યદેવનાં દર્શનની ઇચ્છાથીજ જેમ," એમ તે સમયમાં પૂર્વાભિમુખે વિરાજમાન થયેલા તેમના મુખકમળને પોતાના બાળ કિરણોથી સેવતા થકા પોતાનું અહોભાગ્ય માનીને તે પ્રભુની આજ્ઞા શિરસા વંદ્ય કરીને પોતાને માર્ગે વિચરતા હતા." તે સમયમાં 'यस्य भासा सर्वमिदं विभाति' એમ સૂર્યાદિક સર્વને પણ પોતાના સહજ પ્રકાશથીજ પ્રકાશિત કરનારા મહા આશ્ચર્યમય અલૌકિક તેજસ્વી સ્વરૂપે પોતાના સાક્ષાત્ બ્રહ્મપુર ધામમાં અખંડ મહાતેજમાં જેમ વિરાજતા હોય, તેમ અતિ પ્રકાશમયમૂર્તિ જણાતા થકા મહાતેજોમય સ્વરૂપે સર્વ લોકોને સુખેથી દર્શન થઇ શકે એમ સુંદર તકીયાએ યુકત મોટા સિંહાસન ઉપર પૂર્વાભિમુખે વિરાજમાન થયા. અને ભગવાનનાં દર્શન થવાથી તે સમયમાં સર્વના મનમાં આનંદ આનંદ વર્તી રહ્યો.

તે સમયમાં **દિનમણિશર્મા** પણ દૂરથીજ તે પ્રગટ પ્રભુ શ્રીહરિનાં દર્શન કરીને પરમ આનંદ પામ્યા. અને પોતાના મનનું આમ અચાનક આકર્ષણ થવાથીજ-

"रसो वै सः એ વિગેરે શ્રુતિશાસ્ત્રે પ્રતિપાદન કરેલા કેવળ રસઘન, પરમાનંદમય, પરમાત્મા, પરબ્રહ્મ, સકળ પ્રાણીમાત્રને સ્વદર્શનમાત્રથીજ આનંદિત કરનારા, સ્મરણમાત્રથીજ સર્વ દુઃખને હરનારા, કૃપાકટાક્ષથી જોવામાત્રથીજ સકળ પાપને હરનારા અને પતિતપાવન એવા પરાત્પર ભગવાન શ્રીપુરૂષોત્તમ જે પોતાના દિવ્ય બ્રહ્મપુર ધામમાં અખંડ વિરાજમાન છે. તેજ પોતે કૃપા લાવીને આ ભૂતળ ઉપર પ્રગટભાવને પામ્યા છે." એમ દ્રઢ નિશ્ચય કરીને પછી ભગવાનના સમીપમાં આવીને "હે પ્રગટ–પુરૂષોત્તમ ! હે સ્વામિનારાયણ મહાપ્રભુ ! હું તમારો અનન્યાશ્રિત દાસ છું. અને મારૂં શરણ પણ સર્વથા આપજ છો. તથા મારૂં સર્વસ્વ પણ આપજ છો." આ પ્રમાણે ઉંચે સ્વરે બોલતા બોલતા અતિ ભક્તિભાવથી ગદ્ગદ્ થઇને તુરતજ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને સાષ્ટાંગ પ્રણામ કર્યા, કે તેજ સમયમાં સર્વાન્તરાત્મા સર્વજ્ઞ પ્રભુએ તુરતજ આસન ઉપરથી ઉભા થઇને જેમ પૂર્વે **ગોપાળયોગીને** મિત્રભાવથી મળ્યા હતા. તેજ પ્રમાણે તે **દિનમણિશર્માને** પણ બાથમાં લઇને ભેટ્યા.અને પોતાનો પ્રેમપૂર્વક પરમ અનુગ્રહ કરીને પરમ કૃપાળુ પરમાત્મા શ્રીહરિએ તે **દિનમણિશર્માને** પોતાના કૃપાકટાક્ષપૂર્વક જોવા માત્રથીજ સમાધિમાં પોતાના અલૌકિક મહાતેજોમય બ્રહ્મધામમાં અનાદિ અનંત નિત્યમુક્તોએ સેવેલા એવા પોતાના પુરૂષોત્તમ સ્વરૂપનું દર્શન કરાવ્યું. અને તે ધામમાં રહેલા લોક, ભોગ, મુક્ત અને અનંત પાર્ષદો, તેમજ દિવ્ય વિભૂતિશક્તિઓ, એ વિગેરે સઘળું સાક્ષાત્ કરાવ્યું. આ પ્રમાણે સમાધિ પામેલા તે **દિનમણિશર્મા** પછી તુરતજ ભગવાનની ઇચ્છાથી સમાધિમાંથી જાગ્રત થયા. અને સમાધિમાં જોયેલા **"પરાત્પર પુરૂષોત્તમ ભગવાનજ આ લોકમાં પધાર્યા છે. અને તેજ ભગવાન પોતાના સહજ કારૂણિક સ્વભાવના વશપણાથી આ લોકમાં સર્વજનને નયનગોચર વર્તે છે"** એમ પોતાના નિર્મળ અંતરમાં દ્રઢ નિશ્ચયગ્રંથિ પડી ગઇ. અને પૂર્વે થયેલા રામકૃષ્ણાદિક સર્વ અવતારોને ધારણ કરનારા સર્વાવતારી આ પુરૂષોત્તમજ પોતે છે. એમ પ્રગટ પ્રભુ શ્રીસહજાનંદસ્વામીના સ્વરૂપનો દ્રઢ સર્વોપરિ નિશ્ચય પામ્યા. અને 'આ નિશ્ચયને અનુસારેજ એ બાબતમાં તેમનો અતિવાદ હતો એમ સત્સંગમાં સર્વમાન્ય અતિ પ્રસિદ્ધ વાર્તા છે. અને જેમ અતિ શુદ્ધ કાચમાં સૂર્યનું પ્રતિબિમ્બ આબેહુબ પડે, તેજ પ્રમાણે અનાદિ સિદ્ધ જ્ઞાનસમ્પન્ન મહામુક્તરાજ એ **દિનમણિશર્માને** બન્યું હતું.

આવા સકળ સદ્ગુણસમ્પન્ન તે **દિનમણિશર્માનો** **'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि'** એમ પરમાત્મસ્વરૂપમાં–સહજસિદ્ધ રકતભાવ અને વિષયોમાં વિરકતભાવ સૂચવનારો તેમનો તેજસ્વી આકૃતિમાં સ્પષ્ટ તરી આવતો વૈરાગ્યે યુકત પરમ ભકિતભાવ જોઇનેજ **"–આ કોઇ અલૌકિક પુરૂષ દેદીપ્યમાન આકૃતિવાળા અતિ સમર્થ મહાપુરૂષ જણાયછે. માટે અમારા શ્રીમદુદ્ધવસમ્પ્રદાયને સર્વ પ્રકારે**

ઉત્કર્ષ પમાડીને પોતાના પ્રભાવથી આ ભૂતળમાં સર્વત્ર પ્રવર્તાવનારા થશે." એમ ધારીને સર્વજ્ઞ શ્રીહરિએ પરમ કારૂણ્યમય દ્રષ્ટિથી તે **દિનમણિશર્માને** પોતાના પરમાનુગ્રહભાજન માનીને વિનયથી નમ્ર સ્વભાવવાળા તે **દિનમણિશર્માનો** પોતાની સાથેજ અખંડ નિવાસ કરાવ્યો.

એમ કરતાં કેટલાક દિવસો વીત્યા પછી પોતાના પરમ ગુરૂ શ્રીસહજાનંદસ્વામીની સાથે ફરતાં મેઘપુરમાં **દિનમણિશર્માને** પારમૈકાન્તિકી ભાગવતી દીક્ષા ભગવાન શ્રીસહજાનન્દસ્વામી કે જે–સકળ જગતના પરમ ગુરૂ છે. તેમના થકીજ પામવાને માટે ઘણીજ સમુત્કણ્ઠા થઇ આવી. અને સમય જોઇને ભગવાન શ્રીહરિની પ્રાર્થના પણ કરી કે–"**મને દીક્ષા આપો**" ત્યારે પ્રાર્થના કરેલા ભગવાન શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુએ તે **દિનમણિશર્માને** બાલ્યાવસ્થાથીજ ગૃહક્ષેત્રાદિક તેમજ બન્ધુ આદિક સર્વનો ત્યાગ કરવાપૂર્વક વિષયવાસના પણ જેમના હ્રદયમાંથી સમૂળ ટળી ગઇ છે, 'વૈરાગ્યના તો એક નિધિ જેવા અને શમદમાદિક સકળ સાધુગુણોથી સમ્પન્ન, તેમજ પોતાના ચરણકમળમાંજ એક પ્રેમરસથી પરિપૂર્ણ અને આત્મારામ. એવા જાણીને "**આ મારી દીક્ષાના પરમ પાત્રભૂત છેજ**" એમ નિશ્ચય કરીને, પારમૈકાન્તિકી ભાગવતી દીક્ષાના વિધાનથી તે **દિનમણિશર્માને** વૈષ્ણવી દીક્ષા પ્રાપ્ત કરાવી–આપી. અને તે દીક્ષાને અંગે–"ત્રિગુણાતીત બ્રહ્મસ્વરૂપ એવા પોતાના આત્મસ્વરૂપના સાક્ષાત અનુભવાત્મક આનન્દથીજ નિત્ય તૃપ્ત" એવા એ દીક્ષા પામેલા દિનમણિશર્માનું **નિત્યાનન્દ–સ્વામી** એવું અન્વર્થ નામ કર્યું.

હવે–સ્વામી પોતે બાલ્યાવસ્થામાંજ સમગ્ર વેદ–વેદાંગાદિક સકળ શાસ્ત્રને ભણ્યા હતા. તો પણ પરમ કૃપાળુ શ્રીહરિએ સર્વ દર્શનશાસ્ત્રોમાં પ્રવીણતા મેળવવા માટે ન્યાય–મીમાંસાદિક અનેક સચ્છાસ્ત્રમાં નિષ્ણાત એવા કોઇક મહાપંડિતની પાસે તે **નિત્યાનંદમુનિને** રાખીને, જેમ સહજ–સ્વભાવથીજ તેજસ્વી મહામણિને ઓપ આપીને તેની શોભામાં વધારો કરીને મહાતેજસ્વી બનાવે. એજ પ્રમાણે સહજ સિદ્ધ વિદ્યાસિદ્ધિવાળા અને વળી ભગવાન શ્રીહરિના પરમાનુગ્રહપાત્રભૂત, એવા સ્વામીને વિદ્યાભ્યાસ કરવો એ તો નિમિત્તમાત્રજ હતું. તેમજ—પોતાના ઇષ્ટદેવની આજ્ઞાને આધીન વર્તવામાં સર્વથા તત્પર એવા તે મહામુનિને એ પ્રમાણે કરવું તે કાંઇ અયુક્ત પણ નહોતું.

આવા તે **નિત્યાનન્દમુનિ** વિદ્યા ભણાવનારા ગુરૂઓને પણ આશ્ચર્ય ઉપજાવે એવી સહજ સિદ્ધ અનુપમ–અતિ ઉત્તમ પ્રતિભાને લીધે, તેમજ સભામાં બેસનારા સર્વ સત્પુરૂષો અને વિદ્વાનોને પણ અતિ આનંદ પમાડે એવી વાક્પટુતાને લીધે, તથા ભગવાન શ્રીહરિના એક અનુગ્રહથીજ પ્રાપ્ત થયેલું અને અધ્યયન તો નિમિત્તમાત્રજ જેમાં હતું, એવું સકળ દર્શનકારોના હૃદ્ગત અભિપ્રાયને જાણવારૂપ પોતાનું અલૌકિક વૈદુષ્ય, તથા સર્વ વાદીજનોને એક ક્ષણમાંજ પરાસ્ત કરી નાખે એવું પોતાનું અદ્વિતીય તર્ક

કુશલપણું, તેનાથી સમ્પન્ન થયેલા હોવાથી સર્વ પરમહંસમંડળમાં સર્વને માનવા યોગ્ય અગ્રપૂજ્ય થયા હતા. અને ભગવાન શ્રીહરિએ પણ એ મહામુનિની અપ્રતિમ એવી અતિશય પ્રતિભા અને મોટા મોટા વિદ્વજ્જનોએ પણ વખાણવા યોગ્ય તેમનું અદ્વિતીય પાણ્ડિત્ય. એ વિગેરે મહાગુણો જોઇને સભામાં સર્વની આગળ પ્રશંસા કરતા થકા–**"આ નિત્યાનન્દમુનિ તો અમારા ઉદ્ધવસમ્પ્રદાયના સર્વ વિરોધી વાદીજનોનો નિરાસ કરવાપૂર્વક અમારા સમ્પ્રદાયનો સર્વત્ર દિગ્વિજય કરશે. એવા સમર્થ છે."** એમ કહીને એ **નિત્યાનન્દમુનિના** ઉપર પોતાનો પરમ અનુગ્રહ કર્યો. અને સર્વ શકિતમાન પ્રભુ શ્રીહરિએ પોતાનું સમગ્ર ઐશ્વર્ય આપ્યું. તથા બૃહસ્પતિને તુલ્ય વકતૃત્વ સાથે વાક્‌સિદ્ધિ આપી. તથા સર્વ યોગસિદ્ધિ પણ આપી. અને પોતાના સર્વ પરમહંસમંડળમાં સર્વમાન્ય અગ્રપૂજ્ય સદ્‌ગુરૂ સ્થાપ્યા.

આ પ્રમાણે પરમ પુરૂષ પરમાત્માએ સભામાંજ એ **નિત્યાનન્દમુનિને** વિષે કરેલા દેવદુર્લભ મહા–અનુગ્રહપ્રસાદથી સર્વ પરમહંસોને તેમના તરફ અતિ માનદ્રષ્ટિથી જોવા પૂર્વક પરમ આદરભાવ અને પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો.

આ પ્રમાણે સ્વામી પોતે સર્વ ત્યાગી ગૃહીજનોએ પણ સર્વ પ્રકારથી શ્લાઘા કરવા યોગ્ય અને સર્વમાન્ય થયા હતા તો પણ એ **નિત્યાનન્દ–મહામુનિના** મનમાં કોઇ પ્રકારે અભિમાનનો તો લેશ પણ જણાતો નહોતો. ખરૂં છે કે–"વિદ્યાદિક મહાગુણોના અદ્વિતીય પાત્રભૂત બનેલા અનેક પુરૂષોના હૃદયમાં એ અપરિહાર્ય ગર્વ કોઇ પણ પ્રકારે પોતાનો પગપેસારો કર્યા સિવાય રહેતોજ નથી." પરંતુ–આ મહાપુરૂષ તો **નિર્માનિજનવલ્લભ** એવા પરમ પુરૂષના પરમ કૃપાપાત્ર હોવાથી નિત્યસિદ્ધ જ્ઞાનસમ્પન્ન એવા તેમના હૃદયમાં અભિમાનના લેશનો પણ ઉદય નજ હોય એ સ્વાભાવિક છે. માટે સ્વામી તો પોતે જેમ વિજ્ઞાનથી સમ્પન્ન–પરિપૂર્ણ હતા. તેજ પ્રમાણે વિજ્ઞાનના અલંકારભૂત વિનયથી પણ સકળ મુનિજનોના હૃદયમાં આનંદ ઉપજાવનારા નિરભિમાની અને નિર્મોહીજ હતા.

**સ્વામી તરફ શ્રીજીને કેટલો માનભાવ હતો તે નીચેના એક પ્રસંગથી સ્પષ્ટ સમજાશે.**

"એક વખત ગઢપુરમાં વાસુદેવનારાયણના ઓરડાની ઓસરીમાં સભા કરીને શ્રીજી વિરાજ્યા હતા. અને તે સમયમાં કોઇ ભકતજન પૂજા કરવા આવ્યા, તેમણે શ્રીજીની પૂજા કરીને પછી સંતોની પૂજા કરતાં **નિત્યાનન્દસ્વામીની** પૂજા કર્યા પછી અનુક્રમે ચંદનની અર્ચા કરવાના સમયમાં "પોતાના મનમાં રાગદ્વેષ થવાથી" કોઇક સંતે પોતાનું લલાટ મરડ્યું અને ચંદન કરવા દીધું નહિ. આ બનાવ સર્વજ્ઞ શ્રીજીના જોવામાં આવ્યો. તેથી પૂજા વિગેરે સભાકાર્ય સમ્પૂર્ણ થયા પછી શ્રીજી રાજ્ઞે ઘોડો મંગાવીને તેના ઉપર વિરાજમાન થઇને વાજતે ગાજતે સર્વ સંતોએ સહિત ઉન્મત્ત–ગંગામાં ખીજડીએ આરે સ્નાન કરવા પધાર્યા. ત્યાં સ્નાનાદિક

જળક્રીડા કરીને બહાર નીકળીને વસ્ત્રપરિધાન કરવાના સમયમાં શ્રીજીએ **નિત્યાનન્દસ્વામીને** પોતાની પાસે બોલાવ્યા. અને પોતાનાં સોનેરી વસ્ત્રો તથા કડાં વિગેરે સોનાનાં આભૂષણો સ્વામીને પહેરવાનું કહ્યું. ત્યારે સ્વામી કહે પ્રભુ ! આ મને કેમ શોભે? અને આમ કરવાનું કારણ શું છે? તે કૃપા કરીને કહો! ત્યારે શ્રીજી કહે સ્વામી! અમે કહીએ તેમ કરો! તેથી પોતાના ઇષ્ટ પ્રભુની આજ્ઞામાં નિઃસંશયપણે વર્તનારા સ્વામી કંઇ પણ બોલવા શક્તિમાન થયા નહિ. અને પ્રભુની મરજી પ્રમાણે વસ્ત્રપરિધાન કરી લીધું. પછી શ્રીજીએ પોતાને માટે બીજો અશ્વ મંગાવીને તેના ઉપર વિરાજમાન થયા. અને સ્વામીને રોઝે ઘોડે બેસારીને પોતાની આગળ કરીને પોતે પાછળ રહીને વાજતે ગાજતે શોભાએ સહિત દરબારમાં પધાર્યા. અને એક થાંભલે સ્વામીને ચાકળો નખાવીને બેસાર્યા. અને બીજે થાંભલે ચાકળા ઉપર પોતે વિરાજમાન થયા. અને સર્વ સંત-હરિજનોને પૂજા કરવાની આજ્ઞા કરી. અને પૂજાસમયમાં પ્રથમ સ્વામીની પૂજા કરાવીને પછી પોતાની પૂજા કરાવી. અને શ્રીજીએ પોતે પણ સ્વામીની ચંદનપુષ્પાદિકથી સ્નેહપૂર્વક પૂજા કરી. અને પછી માનખંડનની વાર્તા કરીને "પોતાના પરમ ભક્તોમાં માનનો લેશ પણ નજ હોવો જોઇએ. અને ભગવાન નિર્માની ભક્ત ઉપર જેવા પ્રસન્ન થાયછે, તેવા માની ભક્ત ઉપર નથી થતા." એ વિગેરે ઘણીક વાર્તા કરીને સ્વામીનાં બહુજ વખાણ કર્યાં કે—"આ નિત્યાનંદસ્વામી તો સર્વ ગુણસમ્પન્ન અને મહાસમર્થ છે. માટે એમની સાથે કોઇએ પણ સ્પર્ધા રાખવી નહિ. એ સ્વામી તો પોતે એકજ અદ્વિતીય મહાપુરૂષ છે. અને અમારા સાક્ષાત્ જમણા ભુજસમાન છે. માટે એ તો અમારે તુલ્ય માનવા પૂજ્વા યોગ્ય છે." આવો સ્વામીનો અદ્ભુત મહિમા સાંભળીને જે સંતને સ્વામીની સાથે સમાનભાવથી સ્પર્ધામૂળક માનનો સંકલ્પ થયો હતો, તે સંત પણ તુરતજ આ બનાવથી પોતે સમજી ગયા કે—"શ્રીજીએ મારો મહાદોષ ટાળવા માટે અને સ્વામીનો મહિમા સર્વને સમજાવવા માટેજ મને ઉદ્દેશીને આ બધું કરેલું છે." તેથી તેઓ તુરતજ સભામાં આગળ આવીને સ્વામીની આગળ નમી પડયા. અને શ્રીજીની પાસે માફી માગી અને પગે લાગીને પોતાનો દોષ ઓળખીને તેનો ત્યાગ કરીને પરમ સુખી થયા. આ બનાવ સત્સંગમાં અતિ પ્રસિદ્ધ મનાય છે. અને જ્યાં સ્વામીને વસ્ત્રપરિધાન કરાવ્યું હતું તે સ્થાન અત્યારે પણ **ખીજડીયો આરો** એ નામે પ્રસિદ્ધ છે. અને ત્યાં સ્મારકતરીકે પત્થરનો ઓટો પણ કરેલો છે. ગઢપુર જતા દરેક યાત્રાળુઓ આ સ્થાનનાં પ્રેમથી ભાવપૂર્વક દર્શન કરેછે. અને તે આરે સ્નાનધ્યાનાદિક પણ કરેછે.

વળી સ્વામી જ્યારે શ્રીજીની આગળ કથા કરતા ત્યારે હંમેશાં શ્રીજી તેમને પોતાની પાટ ઉપરજ એક—સમાન આસનેજ બેસારતા. અને કથાના આરંભમાં હંમેશાં શ્રીજી પોતેજ સ્વામીની પૂજા કરતા, જે પાટ ઉપર સ્વામી અને શ્રીજી એક આસને બેસતા, તે પાટ હાલ સમયમાં શ્રીવાસુદેવનારાયણના ઓરડામાંજ સર્વને દર્શન કરવા માટે રાખીછે. અને સર્વ ભક્તજનો દરરોજ તેનાં ભાવથી સ્વામી અને શ્રીજીના સ્મરણ સાથે દર્શન-વંદન

કરે છે. આ પ્રસંગનું વર્ણન પ્રેમાનંદસ્વામીએ ભાવકીર્તનમાં આ પ્રમાણે ગાયું છે—

"નિત્ય કથા થાય સભા ગાવણાં,
કરે કથા **નિત્યાનન્દ** નિત્ય પુસ્તક લઇ શણીયામાણાં ।
ધન્ય! ધન્ય! **નિત્યાનન્દ** નામને,
વાંચી રાજી કર્યા ભગવાન ધર્મતનય શ્યામને." ॥

સ્વામી આ પ્રમાણે વિદ્યાર્થીજ જેમ, એમ વિરક્તિ, ભક્તિ, વિવેક, વિચાર, તેમજ શમદમાદિક સાધનસમ્પત્તિ, તથા અતિશય તપશ્ચર્યા. એ આદિક ગુણોથી પણ પોતાના પરમહંસ ભાવને સમલંકૃત કરતા, અવિરતપણે શ્રીજીનું ધ્યાન ઉપાસન કરવું એ વિગેરે નિજધર્મને યથાર્થ આચરતા, આત્માનંદાદિક અનેક પરમહંસ–સ્વશિષ્યોને આત્યંતિક મોક્ષમાંજ એક ઉપયોગી એવાં વેદાન્તાદિક સચ્છાસ્ત્રોને આદરથી હંમેશાં ભણાવતા. અને શ્રીસ્વામિનારાયણ પ્રગટ પ્રભુના ચરણકમળની પરિચર્યાપરાયણ વર્તતા થકા, તે ભગવાનની આજ્ઞાથી તે તે પ્રસિદ્ધ અનેક નગર–ગ્રામોમાં ફરતા અને સદુપદેશ કરતા. તથા સચ્છાસ્ત્રોનાં પઠન–પાઠનાદિકથી ઉદ્ધવ–સમ્પ્રદાયને ઉન્નતિને શિખરે પહોંચાડતા એવા થકા મહાપ્રતાપી તે નિત્યાનંદમુનિ સર્વ સત્સંગ–રસિક સત્સંગી–જનોને અતિ આદરણીય અને પરમ પૂજ્ય એવા એકજ સન્માનનીય થયા હતા.

## વડોદરાનો પ્રસંગ

હવે તે નિત્યાનંદમુનિ ભગવાનની આજ્ઞાને સદાય શિરસા વંદ્ય માનીને સદુપદેશ અને સદાચરણાદિકનું આદર્શ **"યથા વાચિ તથા ક્રિયાયામ્"** "**મનસ્યેકં વચસ્યેકં કર્મણ્યેકં મહાત્મનામ્**" એ રીતે યથાર્થ અનુષ્ઠાન કરતા થકા શ્રીમદુદ્ધવ–સમ્પ્રદાયને સર્વત્ર પ્રવર્તાવતા અને સર્વ મતવાદીઓમાં ઉદ્ધવ–મતને સર્વશ્રેષ્ઠ મનાવતા થકા પોતાના શિષ્યમંડળે સહિત વડોદરા નગર પ્રત્યે પધાર્યા. અને ત્યાં દૈવી સમ્પતના ઘણા માણસોએ શ્રીનિત્યાનંદસ્વામીના સદુપદેશથી સત્સંગમાં અભિરૂચિવાળા થઇને શ્રીસ્વામિનારાયણ પ્રગટ ભગવાનમાં સાક્ષાત્ પુરૂષોત્તમ સર્વાવતારીપણાની ભાવનાને દૃઢપણે પામીને તે પ્રગટ પ્રભુના ચરણકમળનું અખંડ ધ્યાન અને તેમનુંજ નામસ્મરણ અને કીર્તનાદિક પરમ પ્રેમપૂર્વક કરતા થકા પોતાના પરમ આત્યંતિક મોક્ષને માટે શ્રીમદુદ્ધવ–સમ્પ્રદાયનો સમાશ્રય કરીને સ્વામીના શિષ્યપણાને પામ્યા હતા.

તે સમયમાં ત્યાંના મહારાજાધિરાજ શ્રીમાન્ શ્રીસયાજીરાવ ભૂપતિના અનુગ્રહથી આજીવિકાઓને પામેલા. અને દુરાગ્રહવાળા કેવળ વાદ–વિવાદ ભરેલા વાગ્યુદ્ધ કરવામાંજ પોતાના વિદ્યાકૌશલ્યનો ઉપયોગ કરનાર. અને બહારના પ્રતિષ્ઠિત સુવિદ્વાન પુરૂષોનું અપમાન કરવું એમાંજ એક આનંદ પામવારૂપ ફળ જેનું માનેલું છે, એવા દુર્વાદો કરવામાંજ પર્યવસાન પામતા કેવળ કુતર્કો કરવામાં અતિ કુશળતાવાળા. અને "**खण्डे खण्डे च पाण्डित्यम्**" એમ ન્યાય–વૈશેષિક વિગેરે કેટલાંક પરિમિત શાસ્ત્રોના

પરિમિત અભ્યાસથી કૂપમંડૂકન્યાયે કેવળ દુર્મદાન્ધ બની જઇને પાંડિત્યાભિમાનથી સ્તબ્ધ બનેલા. અને સ્વાભાવિક અસૂયા–દોષને લીધે, તેમજ રાજ્યાશ્રયને લીધે પણ દુર્વિનીત બની જઇને તે દોષથીજ પોતે પરાભૂત જેવાજ કેટલાક પંડિતો ત્યાં હતા. તે આ ઉદ્ધવ–સમ્પ્રદાયના ઉત્કર્ષને અને સ્વામીના ગૌરવને પરોત્કર્ષ સહન કરવાની શક્તિના અભાવથીજ પોતે સહન કરી શકયા નહિ.

ખરૂં છે કે—

"ઉદાર દીલના રાજાઓ કે જેમને પોતાની રાજસભાની શોભા અતિશય પ્રિય હોયછે. તેમણે અનેક પ્રકારે માન–દાનાદિકથી પરિપોષણ કરેલા. અને તેથીજ કલેશનો લેશ પણ જેમાં હોતો નથી એવી અનાયાસલબ્ધ આજીવિકાઓને પામીને જેમને વિદ્યાદિકનો મદજ કેવળ વૃદ્ધિ પામેલો હોયછે. અને ઘણું કરીને જેમનાં ચિત્ત પણ મત્સરથીજ ગળાઇ ગયેલાં હોયછે. એવા કેટલાક અર્ધદગ્ધ પંડિતો પોતે અભ્યાસ કરેલાં સમગ્ર શાસ્ત્રોને " **વિદ્યા વિવાદાય** " એમ માનીને બીજાઓનો પરાજય કરવામાં સાધનરૂપ શસ્ત્રો બનાવેછે. "

આવા તે સર્વ પંડિતો રાજ્યાશ્રયને લીધે અતિ ઉદ્ધત બનેલા. અને પરોત્કર્ષ સહન નહિ કરવાનાજ એક સ્વભાવવાળા. અને અતિશય વૃદ્ધિ પામેલી ઇર્ષાને લીધે જેમનાં હૃદય તો બળી ઉઠયાં હતાં એવા થકા પછી તે બધા ભેગા થઇને એ નિત્યાનન્દમુનિને જીતવાને માટે સ્વામીને સમીપે આવીને અનેક વાદ કરવા લાગ્યા. ત્યારે મુનિશ્રેષ્ઠ નિત્યાનન્દસ્વામીએ પોતાને જીતવાની ઇચ્છાથી તે બધા પંડિતો આવ્યાછે એમ જાણીને, અતિ હર્ષયુક્ત થયુંછે હૃદય જેમનું એવા થકા મંદ મંદ હસતા હસતા તે પંડિતોને સ્વામી પોતે કહેવા લાગ્યા–અહો હે પંડિતો ! આજ અમને બહુજ મોટો આનંદ થયો છે. કે આજ અમારે તમારા પાંડિત્યની પરીક્ષા કરવાનો સમય અનાયાસે પ્રાપ્ત થયોછે. કારણ કે–અમારા જેવા કેવળ શમપરાયણ વર્તનારા. અને જીજ્ઞાસુ એવા મુમુક્ષુ જનોને કેવળ ભગવત્સ્વરૂપનોજ બોધ કરવામાં એક પ્રવૃત્તિ કરનારા સાધુજનોને પરસ્પર જય મેળવવાની ઇચ્છાથીજ પ્રવર્તતા વાણીવિલાસરૂપ વાદવિવાદનો પ્રસંગજ દુર્લભ હોયછે. માટે આપ સર્વ પંડિતો છો, તો તમારામાંથી જેને જેને જે જે શાસ્ત્રમાં પરિચય હોય તે તે અનુક્રમે તે તે શાસ્ત્રમાં કોઇ વિચાર ચલાવો ! ત્યારે તે પંડિતોએ વ્યાકરણ અને ન્યાય વિગેરે શાસ્ત્રમાં વિચાર ચલાવ્યો. તેમાં જે જે પંડિતે જેનું સમાધાનજ ન આપી શકાય એવો અતિ ગહન આક્ષેપ માનીને મોટા વાગાડમ્બરથી જે જે પૂર્વપક્ષ આરંભ્યો. ત્યારે તર્ક કરવામાં અતિ કુશળ એવા નિત્યાનન્દસ્વામીએ તે તે પૂર્વપક્ષમાંજ મધ્યે મધ્યે અતિ ગંભીર વાણીથી એવો આક્ષેપ કર્યો કે તે પંડિત પોતે આરંભેલો પૂર્વપક્ષજ સિદ્ધ કરી શકયા નહિ. અને સર્વથા મૂગા જેવા થઇને બોલતાજ બંધ થઇ ગયા. આ પ્રમાણે સર્વ પંડિતો અનુક્રમે પરાસ્ત થઇ ગયા. ત્યારે કેટલાક પાંડિત્યાભિમાની અર્ધદગ્ધ વિદ્વાનો પોતાના પક્ષનો પરાભવ સહન નહિ કરી શકતા એવા થકા સ્વામીના અભિમત ઉદ્ધવ સમ્પ્રદાયમાં

આક્ષેપ કરવા લાગ્યા, ત્યારે સ્વામીએ તો અતિ હર્ષપૂર્વક તે તે પંડિતોએ કરેલા સર્વ આક્ષેપોનો સપ્રમાણ અને સચોટ યુક્તિવાદથી તુરતજ પરિહાર કરી નાખ્યો. અને પોતાનો ઉદ્ધવ સમ્પ્રદાય સનાતન, વેદવિહિત, અને સર્વોપરિ સપ્રમાણ સર્વશ્રેષ્ઠ છે એમ પ્રતિપાદન કર્યું.

આ પ્રમાણે પોતાનો અણધાર્યો પરાભવ થવાથી તે સર્વનો પાંડિત્યમદ તો ટળી ગયો. પરંતુ-અંતરમાં ભરાઇ બેઠેલો અસૂયા-પિશાચ તો ગયોજ નહિ. પણ કરે શું ? સ્વામીનો તેવી રીતનો અશ્રુતપૂર્વ વિદ્યાપ્રભાવ અને આત્મપ્રભાવ જોઇનેજ જેમની વાદ કરવાની શક્તિઓજ રોકાઇ ગઇ એવા થકા લજ્જાથી નીચું મુખ રાખીને સભામાંથી ઉઠીને પોત પોતાને ઘેર મૂગા મૂગા ચાલ્યા ગયા. અને કેટલાક સાત્વિક પ્રકૃતિના સુજ્ઞ વિદ્વાનો હતા તે તો સ્વામીનો પાણ્ડિત્યપ્રભાવ જોઇનેજ **"जेता यः पण्डितानां जगति विवदतां देवताचार्यवक्ता "** એમ સ્વામીની મુક્તકંઠે પ્રશંસા કરતા થકા સ્વામીને નમી પડયા અને સ્વામીના અનુગ્રહપાત્ર બન્યા.

આ પ્રમાણે સ્વામી વડોદરા નગરમાં ઉદ્ધવ સમ્પ્રદાયનો સારી રીતે સુદ્રઢ પ્રચાર કરીને બીજાં પણ અનેક ઉમરેઠ વગેરે ગામોમાં, તેમજ અમદાવાદ, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડળ, ખંભાત, બોટાદ, રોજકા, વિગેરે અનેક નગરો અને શહેરોમાં પોતાના અલૌકિક સદુપદેશથી સત્સંગની વૃદ્ધિ અને ઉત્કર્ષ કરતા થકા ઉદ્ધવ સમ્પ્રદાયનો પ્રચાર કરવામાંજ સર્વથા વ્યાપૃત હૃદયવાળા વર્તતા હતા. એમ કરતાં કેટલાંક વર્ષો વીત્યા પછી શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયની દિન-પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી હતી. અને દેશાન્તરમાં વિચરતા એવા શ્રીસ્વામિનારાયણ ભગવાનના ચરણપરિચરણપરાયણ વર્તતા પરમ ભાગવત સાધુજનોના સદુપદેશથી સત્સંગસમુદાય સર્વત્ર વૃદ્ધિ પામીને ફેલાવા લાગ્યો હતો. અને લાખો મનુષ્ય સદ્ધર્મપરાયણ થઇને પ્રગટ પ્રભુની ભક્તિ ઉપાસના કરીને આત્યંતિક મુક્તિના સાધનરૂપ એકાંતિક ધર્મનું અનુષ્ઠાન કરતા હતા.

### અમદાવાદનો બનાવ—

આવા ઉદ્ધવ સમ્પ્રદાયનો સમુત્કર્ષ ઉન્નતિને શિખરે પહોંચતો જોઇને, તે તે સ્થળોમા રહેલા અને શારીરિક ભોગનાજ સાધનરૂપ કરી મુકેલા પોત પોતાના આચાર્યપદનો-ઉચ્છેદ થશે કે શું ? એમ પોતાની ચારિત્ર્યશુદ્ધિના અભાવે વારંવાર શંકા પામ્યા કરતા. અને તેથીજ અતિ ઉદ્વિગ્ન ચિત્તવાળા તે તે ગોસ્વામી વિગેરે આચાર્યોના અંતરમાં ઇર્ષ્યા અને તેને પરિણામે ઉદ્ભવતા દ્વેષાદિક વૃદ્ધિ પામવા લાગ્યા. તેમાંય પણ શ્રીનગરમાં રહેતા ગોસ્વામીને તો ઇર્ષ્યા અને દ્વેષથી ઉત્પન્ન થયેલો ક્રોધાગ્નિ વિશેષપણે પ્રજ્વલિત થયો. અને પછી તો ઉદ્ધવ સમ્પ્રદાયને મૂળમાંથીજ ઉખેડી છિન્નભિન્ન કરી નાખીને સમૂળ નાશ કરવાની તીવ્ર ઇચ્છા થઇ આવી. અને તેને માટે વાદ-વિવાદ કરવામાં સહાય કરવા માટે તે તે કાશી, જામનગર, વિગેરે અનેક નગરોમાંથી પોતાને

તુલ્ય સ્વભાવ અને રૂચિવાળા પ્રતિષ્ઠિત પ્રસિદ્ધ પંડિતોને શ્રીનગરમાં **છપ્પનભોગના** મહોત્સવ નિમિત્તે બોલાવીને ભેગા કર્યા.

તે સમયમાં વડોદરા નગરમાં રહેનારા અને **શ્રીમન્મહારાજા સયાજીરાવ** ભૂપાળની સભામાં બેસનારા સર્વ પંડિતોને પોતાનો ગૂઢ અભિપ્રાય જણાવીને તેમને શ્રીનગર બોલાવવા માટે એક પત્ર લખીને મોકલાવ્યો. તે પંડિતો પણ પત્રનો આશય સમજી જઇને તેમના હૃદયમાં તો પ્રથમથીજ ઇર્ષ્યારૂપ અગ્નિથી ધૂમાડો ધુંધવાયાજ કરતો હતો. તેથી શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયનું ખંડન કરવામાં પ્રવર્તેલા તે શ્રીનગરના ગોસ્વામીના આચાર્યો વિગેરેને સહાય કરવામાં અતિ ત્વરાવાળા થઇ ગયા. પરંતુ–મુશ્કેલી એ હતી કે–પોતાને રાજ્યાશ્રય હોવાથી **મહારાજાની** રજા સિવાય જવાય તેમ નહોતું. અને જો રજા સિવાય જાય તો પોતાની આજીવિકા તૂટે તેમ હતું. તેથી આ બધો વિચાર કરીને નાછુટકે **શ્રીમન્મહારાજા–સયાજીરાવ** ભૂપતિની પાસે જઇને આ પોતાનું કાર્ય યુકિતથી નિવેદન કર્યું. **શ્રીમન્મહારાજા** પોતે મહાબુદ્ધિમાન હોવાથી તુરતજ તેમનાં વચન સાંભળીને તેમનો ગૂઢ અભિપ્રાય સમજી ગયા. અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભકિતપ્રધાન એવા આ ઉદ્ધવ સમ્પ્રદાયની પોતે નિરંતર ઉન્નતિજ ઇચ્છતા હતા. અને "આવા પરમ સાત્વિક સર્વશ્રેષ્ઠ સમ્પ્રદાયની નિન્દા કે અવગણના થાય તે ઠીક નહિ. અને પરસ્પર સમ્પ્રદાયોમાં એક બીજાને વિદ્વેષ થાય એ પણ પરસ્પર બંનેને અનર્થનેજ આપનારો થાય. માટે તે ઠીક નહિ." એમ વિચારીને ઉદ્ધવ સમ્પ્રદાયના ઉત્કર્ષને સહન નહિ કરવાના પરિણામે કેવળ વિદ્વેષથીજ આરંભાયેલા તે સમારંભમાં પોતાના પંડિતો ભાગ ન લે તો ઠીક, એમ ધારી–વિચારીને તે પંડિતોને કહેવા લાગ્યા–

પંડિતો ! જુઓ—જો કે જ્યાં ડાહ્યા અને સુજ્ઞ વિદ્વજ્જનોનો સમુદાય ભેગો થતો હોય. ત્યાં તમારા જેવા પંડિતોએ જવું એ સર્વથા યોગ્ય છે. અને તેમાંય વિજ્ઞાન-સમ્પન્ન સમર્થ પંડિતોએ તો તે સભામાં શાસ્ત્રચર્ચાના પ્રસંગમાં નિર્ભયપણે આગેવાની-ભર્યો ભાગ પણ લેવોજ જોઇએ. પરંતુ—જે સભામાં જવાનું હોય તે સભાનું સ્વરૂપ તો પ્રથમથીજ જાણી લેવું જોઇએ. તેમજ સભામાં પોતાને જેમની સામે વાદ વિવાદ કરવાનો છે. તેમનું વિદ્યાબળ અને વાદશકિત વિગેરે પણ પ્રથમથીજ વિચારવું જોઇએ. "ખરૂં છે કે—અર્જુન જેવા સમર્થ વીર યોદ્ધાએ પણ મહાયુદ્ધના આરંભ સમયે શ્રીકૃષ્ણના પ્રત્યે કહ્યું હતું કે–" **यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ! कैर्मया सह योद्धव्यम्** " હું જોઉં તો ખરો કે–આ રણ સંગ્રામમાં મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનું છે. અથવા તો મારી સામે કોણ કોણ યુદ્ધ કરવા આવીને તૈયાર થઇ ગયા છે. માટે હે અચ્યુત ! મારો રથ બંને સેનાઓના મધ્ય ભાગે ઉભો રાખો !"

અને જો એ સભા અને તે સભાના અગ્રેસર સભ્યો વિગેરેને જાણ્યા–વિચાર્યા સિવાય તે સભામાં જાયછે. તો તે જનાર અંતે પરાસ્ત થઇને અપમાનનેજ પાત્ર બને.

છે.' માટે આ સભા તો કેવળ ઉદ્ધવ-સમ્પ્રદાય ઉપર વિદ્વેષને લીધેજ બોલાવવામાં આવીછે. એમ અમને સ્પષ્ટ જણાયછે. કેમકે-ઉદ્ધવ સમ્પ્રદાયમાં ઉપદેશ કરાતા-ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ એ વિગેરેના સિદ્ધાંતો શ્રુતિ-સ્મૃતિવિહિત સનાતન વૈદિક સન્માર્ગથી કાંઇ વિરૂદ્ધ નથી. કે જેથી તેના નિરાસને માટે વૈદિક-માર્ગને અનુસરનારા બીજા મતાવલંબીઓએ પ્રયત્ન કરવાની જરૂર હોય. માટે તે સમ્પ્રદાયમાં પ્રવર્તતા સદુપદેશથી દિન પ્રતિદિન સાત્વિક સજ્જનોને વૃદ્ધિ પામતા આદરને લીધેજ, પરોત્કર્ષ સહન નહિ થવાથી કેવળ દુરભિમાનથી જેમનાં ચિત્ત આવેશવાળાં થયેલાં છે, એવા મિથ્યાભિમાની દુર્જનોના કેવળ વિદ્વેષથીજ થયેલો આ સમારંભ છે. માટે કેવળ રાગ દ્વેષનાજ પરિણામે થયેલી આ સભામાં અમારા પંડિતો એવા તમોએ ત્યાં જવું એ અમને તો ઠીક લાગતું નથી. વળી—તે સભામાં ઉદ્ધવ સમ્પ્રદાયના મહાસ્તંભરૂપ અતિ સમર્થ પ્રખર વિદ્વાન્ **નિત્યાનંદમુનિ** આવશે. કે-જેમની સાથે તમારે વિવાદ કરવાનો છે. અને તે મહામુનિનું આત્મબળ અને વિદ્યાબળ તો તમોએ પ્રથમથીજ અનુભવેલું છે. તો શું ? તમોએ તેમના કરતાંય પણ અધિક આત્મબળ કે વિદ્યાબળ હમણાં સમ્પાદન કર્યું છે ? કે-જેથી તમને આટલી બધી ધૈર્યશક્તિ આવી ગઇછે. માટે તેમના સામે કેવળ દ્વેષજ વૃદ્ધિ પામ્યો હોય એમજ અમને તો અમારા ચિત્તમાં જણાયછે. માટે અત્યાર સુધીની જે તમારી કીર્તિ છે. તે નહિ ગુમાવતાં તેને સાચવીને બેસી રહેવું એમજ અમારી તો તમને સલાહભરી સૂચના છે. માટે જે કરો તે વિચારીને કરજ્યો. ”

આમ પંડિતોએ સ્વપ્નમાં પણ નહિ કલ્પેલા એવા પ્રત્યુત્તરને સાંભળીને " આ આપણી પ્રવૃત્તિ મહારાજાને ગમતી નથી, માટે હવે તો આ વાર્તા આટલેથીજ અટકાવીને આગળ નહિ લંબાવતાં મૌન રાખીને બેસી રહેવું એમાંજ આપણું ભવિષ્ય સારૂં છે." એમ વિચારીને પ્રતિક્ષણે વૃદ્ધિ પામતા દ્વેષાગ્નિને અંતરમાંજ શમાવતા અને નીચું મુખ રાખીને રાજાના પ્રત્યે કંઇ પણ પ્રત્યુત્તર નહિ આપતાં તે પંડિતો પોત-પોતાને ઘેર ચાલ્યા ગયા.

હવે-મહારાજાએ પંડિતોને સમજાવીને પછી-સ્વામી તો પોતે આ હકીકત કંઇ જાણતાજ નહોતા. અને ઉમરેઠ વિગેરે ગામોમાં વિચરતા હતા. તેથી તેમને આ સંદેશો તુરતજ મોકલાવ્યો. અને વિશેષમાં જણાવ્યું કે-" શ્રીનગરમાં કેટલાક પ્રતિપક્ષીઓ ઉદ્ધવ સમ્પ્રદાયને મૂળમાંથીજ છિન્ન ભિન્ન કરીને નષ્ટપ્રાય કરવાની તૈયારીઓ કરી રહ્યાછે. અને વાદયુદ્ધને માટે મોટા મોટા સમારંભ મચાવીરહ્યા છે. તો તમારે તે સભામાં સમય ઉપર પહોંચી જઇને તે સર્વ વિરોધીઓને જીતીને શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયની પ્રતિષ્ઠા સ્થિર કરીને પોતાના સમ્પ્રદાયને સર્વશ્રેષ્ઠ-સર્વોપરિ સિદ્ધ કરવો. ”

સ્વામીતો આ સમાચાર જાણીને તુરતજ તે કાર્ય કરવામાંજ જેમણે પોતાનું સમગ્ર જીવન સમર્પણ કર્યું હતું. તેથી પોતાના ભગવદાનંદમુનિ વિગેરે વિદ્વાન્-શિષ્યોએ સહિત શ્રીનગર પહોંચી ગયા. સ્વામીના પધારવાની વાર્તા સાંભળીને શ્રીનરનારાયણ-ભગવાનની

પરિચર્યામાં પરાયણ વર્તતા એવા સનાતન—ધર્મધુરંધર આચાર્યપ્રવર **શ્રીઅયોધ્યાપ્રસાદજી**—મહારાજશ્રી તુરતજ પોતાના પુત્ર શ્રીકેશવપ્રસાદજીને તથા મહાનુભાવાનંદસ્વામી વિગેરે સંતોને તથા પાર્ષદો અને હરિજનોને સાથે લઇને સામા જઇને અતિ સન્માનપૂર્વક વાજતે ગાજતે વરઘોડાની શોભાએ સહિત નગરવાસી પ્રેક્ષકજનોને આનન્દાશ્ચર્ય ઉપજાવે એવા મોટા સમારંભપૂર્વક સકળ સદ્‌ગુરૂવર **શ્રીનિત્યાનંદમુનિને** મુનિમંડળે સહિત મંદિરમાં લાવ્યા. સ્વામી શ્રીનગરમાં પધાર્યા એમ સાંભળીને સર્વ વિરોધીઓના મનમાં એકદમ અનિવાર્ય સમુદ્વેગ થઇ આવ્યો. અને અત્યાર સુધી જે વિજય મેળવવાની ઉત્કંઠાનો વેગ હતો તે તુરતજ પલટાઇ ગયો. અને હવે તો આપણી લાજ રહેશે કે કેમ ? અથવા સ્વામીના આગળથી હવે કઇ રીતે આપણે માનભેર છુટા થઇ શકીશું ? એવી એવી ચિન્તાઓમાં ગોથાં ખાવા લાગ્યા. અને હવે આ વાર્તા આટલેથીજ અટકાવાય એમ પણ નહોતુંજ. કેમકે—તેમ જો કરે તો સર્વ લોકોમાં હાંસીનેજ પાત્ર બનવાનો પ્રસંગ આવે. આમ બંને તરફથી વિચાર કરતાં કોઇ રીતે તે દુરાગ્રહીઓ અતિ દર્પને લીધે તે આરંભેલો પ્રસંગ છોડી શકયાજ નહિ. વળી—તે સર્વ પ્રતિપક્ષીઓએ આચાર્યશ્રીને પ્રથમથીજ એક લેખથી ખબર પણ આપી દીધી હતી કે—" તમારો સમ્પ્રદાય વેદમૂળક નહિ હોવાથી અવૈદિક છે. અને તમારા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ તે ભગવાન્—પુરૂષોત્તમનો અવતાર નથી. " એમ તે લેખમાં મુખ્યત્વે એ વિરોધ જાહેર કર્યો હતા. તેથી પણ સભાનો પ્રસંગ અટકાવી શકાય એમ હતુંજ નહિ.

હવે—સમયનિબંધ પ્રમાણે શ્રીનરનારાયણ—દેવના મંદિરમાં વિશાળ ચોકમાંજ એક મોટી સભા થઇ. તે સભામાં સર્વ મુનિઓ. સર્વ સદ્‌ગુરૂઓ અને બીજા પણ અનેક શ્રદ્ધાળુ સત્સંગીજનો વિગેરે પ્રેક્ષકજનો, એ સર્વ પોત—પોતાની મર્યાદા પ્રમાણે યથાસ્થાને બેસી ગયા. અને પછી ઉદ્ધવ સમ્પ્રદાયનું ખંડન કરવાનો મનોરથ જેમના મનમાં ઘણા સમયથી અખંડ રમ્યા કરતો હતો એવા તે સર્વે પ્રતિપક્ષીઓ, અનેક શાસ્ત્રોના અભ્યાસ કરવાથી પાંડિત્યનું અભિમાન ધરાવનારા અને અનેક વાદવિચક્ષણ વિદ્વાનોએ જેમની ધૈર્ય શકિતને ઉત્તેજન આપીને ઉચ્છાહિત કરી રાખ્યા હતા. તે સર્વે અનુક્રમે ધીરે ધીરે સભાસ્થાન તરફ આવવા લાગ્યા. આવેલા તે સર્વે પંડિતો આ પ્રમાણે ભિન્ન ભિન્ન શાસ્ત્રના પરિચયવાળા હતા. અને તે સ્વાસાધારણ લક્ષણોથીજ લક્ષિત થતા સભામાં જણાતા હતા.—

## નૈયાયિકો—

તેમાં નૈયાયિકો—પાંડિત્યના ગર્વથી ભરપૂર એવા " अवच्छेदकावच्छिन्न " વિગેરે ન્યાય—પરિભાષાના શબ્દોચ્ચારણ કરતા હોવાથી શ્રવણમાત્રમાંજ કર્ણકઠોર અતિ દારૂણ—ભયંકર લાગતા એવા કુતાર્કિકો—કુયુકિતઓમાંજ નિપુણ—તર્કશાસ્ત્રીઓ વિરોધી પક્ષની રક્ષા માટે આવીને સભામાં પરપક્ષમાં ખડા થયા હતા.

## વેદાન્તીઓ-

તેમજ-પોતાના મનઃકલ્પિત દુરાગ્રહ ભરેલા એક તરફી વિચારોથી વેદાન્ત શાસ્ત્રને પણ જેમણે સમ્ભ્રમિત-અવ્યવસ્થિતનિર્ણયવાળું કરી મુકયું હતું અને તેને આધારેજ-" जगन्मिथ्यात्व " અને " अविद्यानुं अनिर्वचनीयत्त्व " તથા ब्रह्मनी निर्विशेषता " એ વિગેરેના મિથ્યા વિચારોના તરંગોથી ભરપૂર મિથ્યા બુદ્ધિના મિથ્યા આભાસથી બહુજ શોભતા કેટલાક વેદાન્તીઓ બીજાઓના મતને પરિષ્કાર કરીને ઉત્તેજન આપવા માટે ત્યાં સભામાં આવીને પાંડિત્યના મિથ્યા આડંબરથી પરપક્ષની શોભામાં બહુજ વધારો કરતા દેખાતા હતા.

## સાંખ્યવાદીઓ-

તેમજ-નિરીશ્વર સાંખ્ય સિદ્ધાન્તનું દિગ્દર્શન કરાવનાર-" सांख्यकारिका " વિગેરે ગ્રન્થોના પઠન-પાઠનથી પંડિત બનેલા અને તે મતમાં પ્રધાન તત્ત્વરૂપ માનેલા પુરૂષ અને પ્રકૃતિનું અખંડ આલોચન કરનારા એવા કેટલાક અલ્પપ્રજ્ઞ પંડિતો તે સભામાં સર્વથી અધિક ગરબડ કરતા જણાતા હતા.

## વૈયાકરણો-

અને વળી કેવળ શબ્દશાસ્ત્રમાંજ પરિશ્રમની પરિસીમાએ પહોંચેલા અને તેને પરિણામે શબ્દમાત્રનુંજ શિક્ષણ આપવામાં દક્ષિણ-પરમ નિપુણ મનાતા એવા કેટલાક વૈયાકરણ પંડિતો મોટી મોટી પાઘડીઓ મુકીને પરપક્ષની સભામાં સંખ્યાપૂરક તરીકે દેખાતા હતા.

આ પ્રમાણે સંખ્યાપૂરક અને કેટલાક ભાડુતી આણેલા મોટા મોટા પંડિતોથી સ્વપક્ષના બળને વધારીને તે સર્વે વિરોધીજનો ભેગા થઇને સભામાં પોત-પોતાના નિર્દિષ્ટ સ્થાનમાં યથાયોગ્ય બેસી ગયા.

તે પછી મહામુનિ નિત્યાનંદસ્વામી ભગવદાનંદાદિક સ્વશિષ્યમંડળે સહિત તે સભામાં પધાર્યા. અને પ્રથમથીજ સુવ્યવસ્થિત રીતે તે સભામાં સ્થાપન કરેલા અને સર્વ મનુષ્યોને સુખેથી દર્શન કરી શકાય એવા ઉંચા આસન ઉપર મુનિરાજ નિત્યાનન્દ-સ્વામી પોતે વિરાજમાન થયા. અને તેમની આસપાસ તેમના સર્વ શિષ્યો વેદસ્તુતિના ગંભીર સુસ્વરથી સભામાં સ્વપક્ષના ભાવી વિજયનેજ જેમ સૂચવતા હોય ? એમ ઉંચે સ્વરે બોલતા બોલતા સભામાં મર્યાદાથી બેસી ગયા.

આ પ્રમાણે સ્વામી સભાના મધ્યમાં મહા-આસન ઉપર વિરાજમાન થયા કે તુરતજ સભામાં બેઠેલા સર્વ મનુષ્યોની દ્રષ્ટિ એકદમ સ્વામીના તરફ ખેંચાઇ ગઇ. અને નૈસર્ગિક એવા કોઇક અલૌકિક તેજઃપ્રભાવથી મહાતેજોમયમૂર્તિ જણાતા. અને વિદ્યાના સાગરસમા એવા તે મહાપુરૂષ-સ્વામીના સામું જોવા માત્રમાંજ અખંડિત બાળબ્રહ્મચર્યથી અનુપાલન કરેલા બ્રહ્મચર્યના અલૌકિક અનેરા તેજઃપ્રભાવથી, તેમજ-તૈલધારાવત્ અવિચ્છિન્ન

સ્મૃતિસન્તાનરૂપ અવિરત અનુધ્યાન-ઉપાસનથી હૃદય-કમળમાં પરિસ્ફુરણાયમાન થતા એવાં સર્વ તેજના નિધિરૂપ મહાતેજોમય પરબ્રહ્મ પરમાત્મા શ્રીસ્વામિનારાયણના સાક્ષાત્ અનુભવાત્મક જ્ઞાનપ્રભાવથી. અને બહાર પ્રત્યક્ષ સ્ફુરણાયમાન થતા આધ્યાત્મિક બળથી પણ સર્વ પ્રતિપક્ષીઓનાં ચિત્ત એકદમ કંપી ઉઠયાં. અને વાદયુદ્ધ કરવામાં ઘણા સમયથી સંગ્રહી રાખેલું ધૈર્ય આપો આપ તુરતજ ગળી ગયું. અને ઘણા દુરાગ્રહથી ગોખી-ગોઠવી રાખેલા પૂર્વપક્ષરૂપ શાસ્ત્રીય વિષયો પણ સ્મૃતિપથમાં રહી શકયા નહિ.

હવે-સ્વામી સભામાં બહુ માનપૂર્વકની ગંભીર વાણીથી તે વિદ્વન્મંડળને સંબોધીને કહેવા લાગ્યા-"માનનીય પંડિતો! વિવિધ અનેક સચ્છાસ્ત્રોના રહસ્યને યથાર્થ સમજનારા અને અનેક મહાસભાઓના અલંકારભૂત એવા તમારા જેવા પંડિતપ્રવર પુરૂષોનો સમાગમ અમારા મનમાં ઘણા દિવસથી ઇચ્છિત હતો, તે હમણાં શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુની કૃપાથીજ પ્રાપ્ત થયોછે. માટે તમારા જેવા સમર્થ વિદ્વાનોની વાદ-વિવાદ કરવામાં કુશળતા ભરેલી વાણી સાંભળવામાં અમારી ઇચ્છા છે, તો જેમાં તમારી રૂચિ અને શકિત હોય તેવો કોઈ યથેષ્ટ વાદ આરંભ કરો.!!"

આવું તે સ્વામીનું ગંભીર અને ધૈર્યથી ભરેલું, મર્યાદાએ યુકત, તેમજ વિનય અને વિવેકથી પણ યુકત હોવાથી અતિ પ્રિયતાએ ભરેલું. અને અગાધ મહા-પાંડિત્યના પરિચયને કરાવનારૂં એવું વચન સાંભળીને તે બધા વિરોધ કરવા આવેલા વિદ્વાનો તો સ્તબ્ધજ બની ગયા. પછી કેટલીક વારે પરસ્પર એક-બીજાના મોંઢા સામું જોતા થકા આખરે ગમે તેમ કરીને પણ એક-બીજાના કાનમાં કહી-સમઝાવીને, કેટલાક પંડિતોને ઉત્તેજન આપીને આગળ કર્યા. તેમાંથી એક પંડિતે માંડ માંડ ધીરજ રાખીને સભામાં સ્વામીના પ્રત્યે આ પ્રમાણે પૂછ્યું-" જો કે અમારે પૂછવાના પ્રશ્નો તો બીજા ઘણા છે, પરંતુ-તેમાં તમારા સમ્પ્રદાયને માટે અમારો પ્રથમ મુખ્ય આક્ષેપ એ છે કે-તમોએ પ્રવર્તાવેલા સમ્પ્રદાયમાં પ્રમાણ શું છે ? અને તમારા ઇષ્ટદેવ શ્રીસ્વામિનારાયણ તે સર્વેશ્વર છે એમ તમે માનોછો, તોતેમાં પણ શું પ્રમાણ છે ?"

" આવા મોટા સમારંભ પ્રમાણે મોટા મોટા પંડિતો જાણે કે કેવાય શાસ્ત્ર-સંબંધી અતિ ગહન રહસ્યરૂપ પ્રશ્નો પૂછશે." એમ સઘળા પ્રેક્ષક લોકો ધારતા હતા. પરંતુ-કેવળ પામર-વિમુખ માણસોને વ્યામોહ કરનારા અને કેવળ ઈર્ષ્યા દ્વેષથીજ દગ્ધ અંતઃકરણવાળા વિદ્વાનોએ પૂછેલા પ્રશ્નો આવા નિઃસાર અને સામાન્ય હતા. તો પણ સભામાં જોવા-સાંભળવા માટે ભેગા થયેલા પ્રેક્ષક લોકોને તે વિદ્વાનોના પ્રશ્ન કેવળ અજ્ઞાનમૂલક દ્વેષપૂર્ણ છે. એમ જણાવતા થકા સમર્થ સદ્ગુરૂ શ્રીનિત્યાનંદસ્વામીએ-"ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિપ્રધાન એવો પોતાનો સમ્પ્રદાય સનાતન સચ્છાસ્ત્રસિદ્ધ છે. અને તેમાં પ્રતિપાદન કરેલા ધર્મ-જ્ઞાનાદિક સર્વ સિદ્ધાન્તો સનાતન વેદમૂળકજ છે. તેમજ સ્વોપાસ્ય ઇષ્ટદેવ-શ્રીસ્વામિનારાયણ સર્વકારણ, સર્વાન્તરાત્મા, પરાત્પર, પરબ્રહ્મ, સાક્ષાત્

સર્વાવતારી પ્રગટ પુરૂષોત્તમ શ્રીવાસુદેવજ છે." એમ વેદાદિક સચ્છાસ્ત્રોનાં પ્રમાણોએ સહિત યથાર્થ રીતે સિદ્ધ કરીને તે પંડિતોના સર્વ પ્રશ્નોના ઉત્તર યથાર્થપણે આપ્યા. (આ પ્રસંગનો વિસ્તાર ઘણો મોટો છે. પરંતુ અહીંઆં સ્વામીના જીવનવૃત્તનોજ પ્રસંગ હોવાથી વિસ્તાર થઇ જવાની બીકે સંક્ષેપથી જણાવ્યો છે. માટે જીજ્ઞાસુઓએ તે સમ્પ્રદાયના વિદ્વાન સંતોના મુખથી જાણી લેવો.)

ખરૂં છે કે—

"શ્રુતિ સ્મૃતિ અને પંચરાત્ર. એ સચ્છાસ્ત્ર જેમણે મુખ્ય પ્રમાણ ઇષ્ટ માનેલાં છે. તેમના સમ્પ્રદાયની અપ્રમાણતાની શંકાજ કોણ કરી શકે?. અર્થાત્ કોઇ ન કરે. અને તેમ છતાં જે વિરોધની શંકા લાવેછે. તો તે કેવળ તેના અજ્ઞાનનોજ વિલાસમાત્ર છે, એમ જાણવું. કેમ કે–સ્વસમ્પ્રદાયના રહસ્યાર્થને જાણનારા સિદ્ધાન્તીઓએ શ્રુતિ-સ્મૃતિને અનુકુળ સત્તર્કનો સમાશ્રય કરીને સર્વ વાક્યોનો અવિરોધથી સમન્વય (સ્વસિદ્ધાન્તને અનુકૂળ એક અખંડ વાક્યાર્થ કરવો) કરેલો હોવાથી તેમાં આવતી સર્વ શંકાઓનો નિરાસ કરવામાં આવેલોજ હોયછે."

આ પ્રમાણે ઉદ્ધવ–સમ્પ્રદાયની સનાતન–વેદમૂળકતાઅને સર્વશ્રેષ્ઠતા શ્રુતિસ્મૃતિનાં પ્રબળ પ્રમાણ–વચનોથી સભામાં પ્રતિપાદન કરતા એવા પ્રબળ પ્રતાપી મહાપુરૂષ નિત્યાનંદમુનિના, મોટા મોટા વિદ્વાનોથી પણ પરાભવ ન કરી શકાય એવા સત્તર્કરૂપ તરંગોના વેગવાળા અસ્ખલિતપણે વહેતા ગંભીર વાક્પ્રવાહમાં એક ક્ષણમાત્ર પણ ટકી શકવાને માટે તે સર્વ પંડિતો શક્તિમાન થયા નહિ. અને સર્વથા સ્તબ્ધ બની જઇને મૌનજ થઇ ગયા. ત્યારે કેટલાક સુજ્ઞ પંડિતોએ વિતંડાવાદને નિરર્થક સમઝીને પછી જીજ્ઞાસુભાવથી વેદાન્તવિચારનો પૂર્વપક્ષરૂપે આરંભ કર્યો.

તેમાં વલ્લભ–સમ્પ્રદાયની માન્યતા પ્રમાણે–"બ્રહ્મજ પોતે "**एकोऽहं बहु स्याम् प्रजायेय.**" એ વિગેરે શ્રુતિ–સ્મૃતિ પ્રમાણે સ્વરૂપથીજ પરિણામ પામીને જીવ–ઇશ્વરાદિક રૂપે થાયછે. અને તેજ પોતે સંસૃતિને પામેછે. અને તે જીવ–ઇશ્વરાદિકને જ્યારે "अहं ब्रह्मास्मि" એવું અપરોક્ષાનુભવરૂપ વાસ્તવિક જ્ઞાન થાયછે, ત્યારે પાછા પોતે પરમાત્મારૂપ થઇ જાયછે."

આવા તેમના સિદ્ધાન્તને અનુકૂળ એવાં પ્રમાણ વાક્યોથી પરિણામવાદને તેઓ સિદ્ધ કરવા લાગ્યા. ત્યારે તે પરિણામવાદને સ્વામીએ ઉપનિષદોને અંનુકૂળ અને બ્રહ્મસૂત્રોના સત્સિદ્ધાન્તને અનુસારે અર્થ કરવામાં પરમ સહાયક અને ઉપકારક એવા સત્તર્કવાદથી અક્ષરશઃ સમૂળ ખંડન કરીને, શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયને અભિમત એવા ઉપનિષદોના પરમ રહસ્યરૂપ સત્સિદ્ધાન્તને સમગ્ર વેદત્રયીના શિરોભાગરૂપ વેદાન્તમાં નિર્બાધપણે સ્વરસતાથી અને સરળતાથી નિર્ગલિત થતો. અને અનુપપત્તિનો લેશ પણ જેમાં સંભવતો નથી, એવો એક અખંડવાક્યાર્થ રૂપે સર્વથા સુસંગત છે. એમ અત્યંત દ્રઢતાથી પ્રતિપાદન કર્યું. અને તેમાં સમગ્ર–ચિત્ અચિત્ વસ્તુમાત્ર પરબ્રહ્મનું

શરીર છે. અને પરમાત્મા પોતે સ્વેતર-સમસ્ત ચિત્ અચિત-અક્ષરથી આરંભીને સ્તમ્બ પર્યન્ત સર્વના શેષી, શરીરી, નિયંતા અને પ્રેરક છે. માટે તે પરમાત્મા સ્વશરીરભૂત ચિત્ અચિત્ વસ્તુમાત્રથી વિશિષ્ટ એવા અદ્વિતીય સ્વરૂપ હોવાથી "વિશિષ્ટાદ્વૈત" એમ કહેવાય છે. અને એજ "વિશિષ્ટાદ્વૈત" સ્વરૂપ પરમાત્મા પ્રસ્થાનત્રયીપ્રતિપાદ્ય પરમ તત્ત્વરૂપ છે. એમ સભામાં જાહેર કર્યું.

આ પ્રમાણે સ્વામીનાં ગંભીર અને સત્સિદ્ધાન્તપ્રતિપાદક દ્રઢતા ભરેલાં વચનો સાંભળીને તે સામા આવેલા પંડિતોનો તો ગર્વજ ટળી ગયો. અને પછી કંઇ પણ નહિ બોલતાં નીચું મુખ રાખીને સભામાંથી એક બીજાની પાછળ ચાલવા મંડ્યા. અને પોતાના મનના દુષ્ટ મનોરથો મનમાંજ રહી ગયા. ત્યારે સ્વામીએ ફરીથી તે પંડિતોને કહ્યું કે-"**પંડિતો! જો આપને કોઇ પણ શાસ્ત્રીય વિષયમાં ચર્ચા કરીને વિજય મેળવવાની ઇચ્છા હોય, અગર તો કોઇ પણ શાસ્ત્રીય સિદ્ધાન્ત જાણવાની ઇચ્છા હોય, તો તે વિચારીને સુખેથી પાછા પધારજો.!!**" આવાં વચન સાંભળીને તે પંડિતો સ્વામીને જીતવાની ઇચ્છાથી આવેલા તેના પ્રત્યુત્તરમાં આવાં આક્ષેપ વચનો સાંભળવાનો પ્રસંગ સ્વપ્ને પણ નહિ ધારેલો તે પ્રાપ્ત થવાથી અતિશયજ લજ્જા પામીને ત્યાંથી ચાલ્યા ગયા. આ પ્રમાણે સ્વામીએ પોતાના પ્રબળ પ્રતાપથી સર્વ વિરોધીઓનો પરાજય કરીને ઉદ્ધવ સમ્પ્રદાયની વિજય પતાકા જગતભરમાં ફરકાવી અને ઇષ્ટદેવ શ્રીસહજાનન્દસ્વામીનો ઉત્કર્ષ સાથે વિજય જગતમાં પ્રવર્તાવ્યો. અને સભામાં શ્રીસહજાનન્દસ્વામીનો જય પોકારાવ્યો.

## ઉમરેઠમાં શંકરાચાર્ય

હવે-આ પ્રમાણે જેમ જેમ આ સમ્પ્રદાય પોતાના અલૌકિક પ્રભાવથી વૃદ્ધિ પામીને સર્વત્ર ફેલાવા લાગ્યો. તેમ તેમ આ સમ્પ્રદાયના વિરોધીઓ કેટલાક જે ઘણા સમયથી કેવળ આચાર્ય પદનું મિથ્યા અભિમાન લઇને ફરનારા એવા મિથ્યા ગુરૂઓ હતા. તે આ સમ્પ્રદાયનો ઉત્કર્ષ સહન ન થઈ શકવાથી અસૂયાને લીધે. અને જગદ્ગુરૂ એવા મિથ્યા નામના મિથ્યા આડંબરના દુરભિમાનને લીધે મદોન્મત્ત થયેલા હોવાથી ઘણા દ્વેષપૂર્વક અતિ અસૂયા કરવા લાગ્યા. અને હરકોઇ રીતે આ સમ્પ્રદાયની જડ ઉખેડવાને માટે કટિબદ્ધ થયા હતા. તેમાંના-જગદ્ગુરૂ એવું નામ પોતાનુંજ અસાધારણ (રજીસ્ટર) માનનારા. અને કોઇક એક મઠનું અધિપતિ પદ મેળવીને શંકરાચાર્ય એવા નામથી લોકમાં પ્રસિદ્ધ થયેલા એવા એક અદ્વૈતમતાવલમ્બી આચાર્ય ઉમરેઠમાં આવીને પોતાની અસૂયાનો પ્રકાશ કરીને સમ્પ્રદાયની ખોટી ખોટી નિન્દા કરીને સત્સંગનો વિદ્વેષ કરવા લાગ્યા. અને તે પોતે મધ્યસ્થ પંડિત જનોને રાખીને શાસ્ત્રચર્ચા કરીને તો ઉદ્ધવ સમ્પ્રદાયના સિદ્ધાન્તનું ખંડન કરવામાં પોતાનું અસામર્થ્ય જાણી ગયેલા હોવાથી સભા કરવાનો માર્ગ છોડી દઈને, ઉદ્ધવ સમ્પ્રદાયના આશ્રિત સ્વધર્મનિષ્ઠ સત્સંગિ બ્રાહ્મણ-જનોને ક્લેશ પમાડવામાંજ પોતાના રાગદ્વેષનું પરિણામ લાવીને પોતાની ખટપટના પ્રભાવે ઉમરેઠના બ્રાહ્મણ સત્સંગિજનોને જ્ઞાતિજનોની સહાયતાથી બળાત્કારે જ્ઞાતિથી

બહિષ્કાર કરાવીને દરેક વ્યવહારમાં મુશ્કેલી ઉભી કરીને ક્લેશ પમાડવા લાગ્યા. અને કેવળ પામર જનોને ઉચિત એવી અતિ ક્ષુદ્ર પ્રવૃત્તિ આરંભીને દારૂણ ક્લેશ કંકાસ કરવા લાગ્યા. જ્ઞાતિબહિષ્કાર પામેલા સત્સંગિ બ્રાહ્મણજનોએ તેમજ અનેક તટસ્થ સજ્જનોએ પણ બહિષ્કારનું કારણ પૂછવા છતાં તેનો કાંઇ સારો સંતોષકારક જવાબ આપોજ નહિ. અને ઉદ્ધવ સમ્પ્રદાયમાં સભા સમક્ષ શાસ્ત્રીય આક્ષેપ કરવા માટે તો અસમર્થ હોવાથી સભા ભરવાના પ્રસંગને તો અંગીકારજ કરે નહિ. અને કેવળ પોતાની સ્વચ્છન્દતાને અવલંબીને ભોળા જ્ઞાતિજનોને ભરમાવીને પોતાની ઇર્ષ્યા અસૂયાનો પ્રકાશ કરીને આ પ્રમાણે સજ્જનોને અનુચિત એવી કેવળ પામરપ્રવૃત્તિ ચલાવતા હતા.

આ સઘળું વૃત્તાન્ત સાંભળીને અને સત્સંગિ વિપ્રજનોને આવી પડેલો અસહ્ય ક્લેશ જાણીને પરમ કૃપાળુ નિત્યાનંદસ્વામી એકદમ તે ક્લેશ શમાવીને શ્રીમદુદ્ધવસમ્પ્રદાયને શાસ્ત્રીય સિદ્ધાન્તરૂપે સર્વશ્રેષ્ઠ સિદ્ધ કરવાને માટે અને મિથ્યા આડંબરના મિથ્યા કોલાહલથી મિથ્યા બની બેઠેલા શંકરાચાર્યને તેમના મિથ્યા સિદ્ધાન્તનું ભાન કરાવીને શ્રીસહજાનંદસ્વામિસમ્પ્રવર્ત્તિત શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના સત્સિદ્ધાન્તને સર્વશ્રેષ્ઠ અને સર્વ સચ્છાસ્ત્રસમ્મત છે, એમ સિદ્ધ કરવા માટે પોતાના શિષ્યમંડળે સહિત તુરતજ ઉમરેઠ પધાર્યા. અને ત્યાં આખા નગરમાં પ્રસિદ્ધ કરાવ્યું કે–**"અમે હમણાં વિદ્વાનોની મહાસભામાં અમારા શ્રીમદુદ્ધવસમ્પ્રદાયને સશાસ્ત્ર અને સર્વોપરિ છે. એમ સિદ્ધ કરવાને માટે આવ્યા છીએ. તો એ વિષયમાં જેમને વાદ-વિવાદ કરવાની ઇચ્છા હોય તેમણે સમય નકકી કરીને બરોબર ઠરાવેલા સમય પ્રમાણે આવવું. અમે દરેકનો ઉત્તર આપીને અમારા સમ્પ્રદાયને સર્વશ્રેષ્ઠ સિદ્ધ કરવા અહીંઆં તૈયાર રહેલા છીએ"** આ સમાચાર સાંભળીને શંકરાચાર્ય પોતે સભામાં તો શાસ્ત્રીય વિચાર કરીને કાંઇ કરી શકે તેમ હતુંજ નહિ, તેથી સભામાં આવવાનો વિચાર નહિ કરતાં ભોળા આગેવાન જ્ઞાતિજનોને ભોળવી ભરમાવીને કેવળ જ્ઞાતિકોલાહલજ પોતાની લાગવગના બળથી વધારવા લાગ્યા.

હવે સ્વામીએ પોતેજ પોતાના શ્રીમદુદ્ધવસમ્પ્રદાયનું સમર્થન કરવાની ઇચ્છાથી સ્વસંપ્રદાયની નિન્દા કરનાર અને સભામાં આવીને શાસ્ત્રાર્થ કરવાની તાકાત સિવાયના એવા શંકરાચાર્યના સ્થાનમાં પોતેજ 'परसदननिविष्टः को न याति लघुत्वम्' 'બોલાવ્યા સિવાય પરસ્થાનમાં જવું તે સર્વથા અનુચિત છે.' એમ જાણવા છતાં પણ પોતાના સમ્પ્રદાયના રક્ષણ અને ઉત્કર્ષ માટે, તેમજ–સત્સંગિજનોનો ક્લેશ શમાવીને તેમના સર્વના મનમાં આનંદ થવાને માટે, જવુંજ જોઇએ એમ નિશ્ચય કરીને પોતાના ભગવદાનંદાદિક શિષ્યમંડળે સહિત શંકરાચાર્યના સ્થાનમાં જઇને તેમની સમક્ષમાંજ પોતાનો સમ્પ્રદાય **સપ્રમાણ સશાસ્ત્ર અને સર્વોપરિ સનાતન સચ્છાસ્ત્રસિદ્ધ છે.** એમ દ્રઢતાથી પ્રતિપાદન કર્યું. અને મહાપ્રતાપી સ્વામીએ તે સમયમાં શંકરાચાર્યને અતિ ગંભીરતાથી આક્ષેપપૂર્વક કહ્યું કે–**"આવા મૂર્ખ પામર જનોને**

**ભરમાવવાનો આ વિષય નથી, આતો શાસ્ત્રીય સિદ્ધાન્ત વિચાર છે. માટે આ અમારા સિદ્ધાન્તમાં તમને જે કોઈ આક્ષેપ કરવાની બુદ્ધિ કે શકિત હોય તો તે સુખેથી કરો ? અમે તેનું સમાધાન કરીને અમારા સમ્પ્રદાયને સચ્છાસ્ત્રસમ્મત અને સર્વશ્રેષ્ઠ સિદ્ધ કરવાને માટે તૈયાર છીએ. અને આ સર્વ શ્રોતાઓ તટસ્થ અને સમજુ છે. તે તુલના કરશે. માટે પામરજનપરિભ્રામક કેવળ વાકકોલાહળને છોડી દઇને શાસ્ત્રીય સિદ્ધાન્તનો વિચાર ચલાવો !!"** આ પ્રમાણે સ્વામીએ કહીને પોતાના સમ્પ્રદાયને સચ્છાસ્ત્રનાં પ્રમાણ વચનોથી સનાતન સચ્છાસ્ત્રસમ્મત સર્વશ્રેષ્ઠ સિદ્ધ કરીને સ્થાપન–પ્રતિપાદન કર્યો. ત્યારે તે શંકરાચાર્ય શાસ્ત્રીય વિચારમાં તો કોઈ મહત્ત્વની બાબતમાં વિચાર ચલાવી નહિ શકતાં, કેટલાક સામાન્ય વ્યવહારૂ અયોગ્ય આક્ષેપો કરવા લાગ્યા. ત્યારે તે આક્ષેપોનો તો સ્વામીએ તુરતજ પોતાના સત્તર્કસમ્પન્ન બુદ્ધિબળથી પરિહાર–સમાધાન કરી નાખ્યો. અને સ્વામીએ તે સમયમાં પ્રસંગપ્રાપ્ત–સ્વસિદ્ધાન્તના સ્થાપન પ્રસંગે. અદ્વૈત મતમાં જીવ–બ્રહ્મના સ્વરૂપની માન્યતાના સંબંધમાં કેટલાક એવા અપરિહાર્ય આક્ષેપો કર્યા, કે જેનું સમાધાન સ્વસંપ્રદાયનું પણ પુરેપુરૂં સિદ્ધાન્તરહસ્ય નહિ જાણતા હોવાથી શાસ્ત્રીય પદ્ધતિએ યથાયોગ્ય કોઇ રીતે કરી શકયાજ નહિ. અને કેવળ શંકરાચાર્યના પદનેજ (શરીરશોભાથી) શોભાડનારા તે શંકરાચાર્ય સર્વથા પરાજીત થઇને મૌનજ બની ગયા. અને પછી સ્વામીનો પ્રભાવ અને પોતાનો પરાજય સહન નહિ થઈશકવાથી લજ્જા પામીને તે રાત્રિએજ ત્યાંથી છાના માના પલાયન કરી ગયા. અને પછી તો સર્વ જ્ઞાતિકોલાહલ પણ શાન્ત થઇ ગયો. અને સર્વ મુમુક્ષુ અને જીજ્ઞાસુ જનોએ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયનો સમાશ્રય કર્યો અને પ્રગટ પ્રભુ શ્રીસહજાનંદસ્વામીની ભકિત ઉપાસના કરવા લાગ્યા. આ પ્રમાણે પરમ એકાન્તિક મહામુકતરાજ પ્રબળપ્રતાપી શ્રીનિત્યાનંદસ્વામી પોતાનું કાર્ય વિર્વિઘ્નપણે સમ્પાદન કરીને પોતે પાછા સ્વસ્થાન–વડતાલમાં પધાર્યા.

ત્યાં–વડતાલમાં રહીને ભગવદાનંદાદિક શિષ્યોને શચ્છાસ્ત્રનુ પઠન–પાઠન કરાવતા અને સમ્પ્રદાયના સર્વ વિરોધીઓનો સર્વથા પરાજય કરીને શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયની અદ્વિતીય સેવા કરતા થકા. પ્રગટ પ્રભુ શ્રીહરિના પરમાનુગ્રહભાજન એવા એ નિત્યાનંદસ્વામી સર્વ મુનિમંડળમાં અતિશય માન્યતમ અને પૂજ્યતમભાવને પામ્યા હતા. અને શ્રીહરિ પણ હંમેશાં સ્વામીના તરફ માનભાવ રાખતા હતા. અને અતિ આદરભાવથી નિરન્તર સ્વામીનું સન્માન કરીને સર્વ સંતમંડળમાં અગ્રગણ્ય માનતા હતા.

### વડતાલમાં વેદાન્તાચાર્ય—

કોઇક સમયમાં ભગવાન શ્રીહરિ વૃત્તાલય પધાર્યા હતા. અને ત્યાં સર્વ ભકત જનો તથા સદ્દગુરૂમંડળ પણ ભેગું થયું હતું. તે સમયમાં અદ્વૈતમતાવલમ્બી વેદાન્તાચાર્ય નામે પ્રસિદ્ધ થઇને ફરનારો કોઇ એક દાક્ષિણાત્ય બ્રાહ્મણ ત્યાં આવ્યો. અને તે

પોતે શાંકર–ભાષ્યાદિક અદ્વત–મતના ગ્રન્થો ભણેલો હતો. અને વિદ્યાના મદથી અતિ અભિમાની થઇને પોતાને એક આચાર્ય તરીકે મનાવતો હતો. તે પોતે ભગવાન શ્રીહરિ સર્વ સદ્ગુરૂઓએ સહિત સભામાં જ્યાં વિરાજમાન હતા ત્યાં આવ્યો. ત્યારે શ્રીહરિ ભગવાને તેને વિદ્વાન બ્રાહ્મણ જાણીને સભામાં માન આપીને સત્કાર કર્યો.

પણ–તે તો પોતે " વિદ્યા વિવાદાય " એમ માનનારો ખળ–પંડિત હોવાથી વિદ્યાના દુરભિમાનને લીધે ભગવાન શ્રીહરિની સાથે વાદ કરવા લાગ્યો. પરન્તુ તેમાં ભગવાને પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપવામાં તો પોતાની શકિત પહોંચી નહિ. પછી ગમે તેમ યદ્વા તદ્વા બકવાદ કરવા લાગ્યો. તો પણ પરમ કૃપાળુ ભગવાન શ્રીહરિએ તેને વિદ્વાન જાણીને અપમાન નહિ કરતાં શાન્તિથી અદ્વૈતમતમાં કેટલાક પશ્નો પૂછ્યા. તેમાં મુખ્યત્વે ચર્ચાનો વિષય એ હતો કે–"અક્ષરસ્વરૂપ જે પરબ્રહ્મ છે તે ક્ષરભાવ પામ્યા સિવાય જીવરૂપે કેવી રીતે થઇ શકે. અને ક્ષરભાવ પામેછે, એમ કહેવાથી અક્ષરસ્વરૂપમાં બાધ આવેછે. કારણ કે–ક્ષરભાવને પામે તે અક્ષર ન કહેવાય. અને ક્ષરભાવને પામ્યા સિવાય એ અદ્વિતીય બ્રહ્મને જીવભાવ ન કહેવાય." માટે પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપો! એમ શ્રીહરિએ યુકિતથી અદ્વૈત વિષયમાં પૂછવાથી તેનો ઉત્તર પોતે વેદાન્તાચાર્ય આપી શકયો નહિ. અને **" બદ્ધ–મુકત એવી અવસ્થાભેદને લીધે એમાં એ ભેદ છે."** એમ કહીને ગોટા વાળ્યા. અને મૌન થઇ ગયો. પછી દિઙ્મૂઢ જેવો બનીને ગભરાઇ ગયો. પરંતુ–શ્રીહરિ ભગવાને તો તેને કંઇ પણ નહિ કહેતાં તેનું સન્માન કરીને માનભેર વળાવ્યો. પરંતુ–સ્વભાવથીજ દુરાત્મા એવો તે મૂર્ખો આગળ જઇને પોતાના મળતા અનુયાયિઓમાં ગમે તેમ બક્વાદ કરીને શ્રીહરિની નિન્દા કરીને પોતાનું પાંડિત્ય જણાવવા લાગ્યો. અને શ્રીહરિના સમ્પ્રદાય વિષે અને સિદ્ધાન્ત વિષે પણ ગમે તેમ અયોગ્ય શબ્દો બોલવા લાગ્યો. પણ કોઇ મૂર્ખ માણસ જેમ–સૂર્ય સામી ધુળ નાખે તે પોતાનીજ આંખમાં પડે. તેમ તેને પણ બન્યું. કેમ કે–આ બધું તેનું દુષ્ટપણું જ્યારે નિત્યાનન્દસ્વામીના જાણવામાં આવ્યું, કે તુરતજ સ્વામી પોતાના ઇષ્ટદેવ અને સ્વાભિમત સત્સિદ્ધાન્તનું દૂષણ સહન નહિ કરી શકતા થકા તેની પાછળ ગયા. અને **" આ દુષ્ટાત્મા માનને પાત્રજ નથી. "** એમ ધારીને તેને નડીયાદથી પાછા વડતાલમાં શ્રીહરિની પાસે લઇ આવ્યા. અને સભામાંજ અનેક મોટા મોટા સદ્ગુરૂઓ અને પંડિતોની સમક્ષમાં તેની મૂર્ખ–પંડિતતા પ્રકાશ કરીને અને વેદાન્તાચાર્ય એવું મિથ્યા નામ ધારીને ફરતો હતો. તે બધું તેનું, પોકળ સમાજમાં ઉઘાડું પાડીને તેનો સર્વથા પરાજય કર્યો. તેથી તે મિથ્યા વેદાન્તાચાર્ય તે સભામાંથી કોઇક નિમિત્ત લઇને ઉઠીને એકદમ નાશીજ ગયો. આ પ્રમાણે સ્વામીએ પોતાના પ્રભાવથી સમ્પ્રદાયના દ્વેષી એવા તે મિથ્યા નામધારી વેદાન્તાચાર્યનો પરાજય કરીને સમ્પ્રદાયની સમુજ્જ્વલ કીર્તિમાં ઘણોજ વધારો કર્યો હતો. આ સભાનો પ્રસંગ વડતાલ ગામમાં ગામથી પશ્ચિમ ભાગમાં

ગંગાજળીઆ નામે કુવાવાળા ક્ષેત્રમાં બન્યો હતો. આ કથાનો પ્રસંગ **શ્રીહરિલીલામૃત, શ્રીહરિચરિત્ર,** તથા **ભક્તચિન્તામણિ** એ વિગેરે સમ્પ્રદાયના પ્રસિદ્ધ ગ્રન્થોમાંથી વિસ્તારથી જાણી લેશો.

વળી એક સમયે રામનવમીના ઉચ્છવ ઉપર જુનાગઢના હેમન્તસિંહ રાજા વિગેરે ભક્તજનોની પ્રાર્થનાથી શ્રીહરિ જુનાગઢ પધારતા હતા ત્યારે સ્વામીને પણ શ્રીહરિએ પોતાની સાથેજ રાખ્યા હતા. અને ત્યાં–જુનાગઢમાં તે નગરના સર્વ લોકોએ બહુજ પ્રશંસા કરેલું શ્રીહરિનું અમાનુષ અલૌકિક ચરિત્ર તે દેશના અધિપતિ જુનાગઢના નવાબ સાહેબ શ્રીબહાદૂરસિંહજીએ સાંભળીને ભગવાન શ્રીહરિને પોતાના રાજભુવનમાં પધરાવીને શ્રીહરિની મહાપૂજા કરવાની ઇચ્છાથી પોતાના અમાત્ય તથા હેમન્તસિંહજી વિગેરે ખાનગી કાર્યભારીઓને આજ્ઞા કરી કે– **"આ કાર્ય તમારે યથાર્થ રીતે કરવું અને તે કાર્યમાં તમારે સાવધાન વર્તવું."**

હવે–આ બધું જાણીને ત્યાંના નાગર જ્ઞાતિના બ્રાહ્મણો રાજ્યમાં કાર્યભાર કરનારા અને નવાબ સાહેબની પાસેજ અખંડ રહેનારા એવા કેટલાક હતા. તે ભગવાન **શ્રીસ્વામિનારાયણને** વિષે અને તેમના સમ્પ્રદાયને વિષે પણ બહુજ અસૂયાવાળા હતા. તેથી વખતો વખત સમ્પ્રદાયનો દ્વેષજ કરતા હતા અને તેમાં વળી આ શ્રીહરિને રાજસન્માનનો પ્રસંગ બન્યો તેથી તે નાગર લોકો અંતરમાં બહુજ બળી ઉઠ્યા. અને બેવડા દ્વેષાગ્નિથી દગ્ધ અંતઃકરણવાળા તે નાગર લોકોએ રાજસભામાં **શ્રીસ્વામિનારાયણ**–સમ્પ્રદાયનો પરાભવ કરવાનું મનમાં ગુપ્ત રાખીને ઉપરથી સમ્પ્રદાય તરફ આદરભાવ બતાવીને અને નવાબ સરકારને પણ ખોટું ખોટું સમઝાવીને તે ગામના એક ઘણાજ વાચાળ અને પંડિતમન્ય–મહામૂર્ખ નરસિંહ–પંડયા નામે બ્રાહ્મણને બરોબર પૂજાના સમયમાં રાજદરબારમાં આવવાનું શીખવાડી રાખેલું તે પ્રમાણે તે બ્રાહ્મણને ત્યાં બોલાવરાવ્યો. અને મહારાજની પૂજા થતી હતી. અને **નિત્યાનંદસ્વામી** વિગેરે અનેક પરમહંસ–મંડળમાં શ્રીહરિ વિરાજમાન હતા. અને મહારાજા નવાબ સાહેબ મહારાજની પૂજા કરીને અને શ્રીહરિનો મહા આશ્ચર્યકારી અલૌકિક પ્રભાવ જોઇને પરમ આદરભાવથી અને વિશ્વાસભાવથી શ્રીહરિનાં દર્શન અને સમાગમનું સુખ અનુભવતા હતા. તેજ સમયમાં તે નરસિંહ પંડયો ત્યાં આવ્યો. અને પોતાના વાચાળ સ્વભાવ પ્રમાણે ઘોઘરા ઉંચા સાદે–'**वंदे महापुरुष ! ते चरणारविन्दम्**' એવું એક શ્લોકનું પાદ બોલતો બોલતો સભામાં આવ્યો. તે સમયમાં તે નાગર લોકોએ નવાબ સાહેબને કહ્યું કે "આપણા ગામના નરસિંહ પંડયા આ સ્વામિનારાયણની સાથે ચર્ચા કરવા ઇચ્છે છે." ત્યારે નવાબ સાહેબે કહ્યું કે ભલે થવા દો. પછી ભગવાન શ્રીહરિએ નવાબ સરકારને કહ્યું કે–" આ અમારા **નિત્યાનન્દસ્વામી** આ તમારા પંડયાના પ્રશ્નોના જવાબ આપશે. અને અમારે જવાની ઉતાવળ છે માટે અમે જઇએ છીએ."

એમ કહીને મહારાજ દરબારમાંથી પોતાને ઉતારે પધાર્યા. અને પછી સ્વામીએ તે નરસિંહ પંડ્યા સાથે ચર્ચા ચલાવી.—

તેમાં નરસિંહ પંડ્યાનો પ્રશ્ન એ હતો કે–ભગવાનના બીજા કોઇ હસ્ત–મુખ કે મસ્તક વિગેરે અંગને નમસ્કાર કરવાનું નહિ કહેતાં આ શ્લોકમાં ચરણારવિન્દને નમસ્કાર કરવાનું કેમ કહ્યું? અને બીજો પ્રશ્ન એ હતો કે–તમે સ્વામિનારાયણને ભગવાન કેમ કહો છો? આ પ્રશ્નોના ઉત્તર સ્વામીએ યથાશાસ્ત્ર કર્યા કે–ચરણને નમસ્કાર કરવો તે દાસભાવને સૂચવેછે. કે–"હે પ્રભુ અમે તમારા દાસ છીએ તેથી આપના ચરણ કમળને નમસ્કાર કરીએ છીએ" ત્યારે તે મૂર્ખ પંડયો હસીને કહેવા લાગ્યો કે–નહિ, નહિ; એમ નહિ. એનું કારણ એ છે કે ભગવાનના બીજા અંગમાં માયા છે અને ચરણમાં માયા નથી. આવો ઉત્તર સાંભળીને સ્વામી બહુજ હસવા લાગ્યા. ત્યારે નવાબ સાહેબે સ્વામીને પૂછ્યું કે–પંડયાજી શું કહેછે. ત્યારે સ્વામી કહે કે–આ પંડયાજી એમ કહેછે કે–"ખુદાના કદમ પાક છે. અને બાકીના જુસ્સા નાપાક છે." તે સાંભળી નવાબ સાહેબ બહુજ રીસથી કહેવા લાગ્યા કે–પંડયા બહુજ ખોટું બોલેછે. ખુદા તો સર્વ અંગે સર્વથા પાક-પવિત્રજ છે. એમાં વળી ત્યાગ ભાગ કહેવાયજ કેમ? તેથી પંડયો સભામાં ભોઠો પડી ગયો. તો પણ ધૃષ્ટતા રાખીને ફરીથી કહેવા લાગ્યો કે–સ્વામીજી! તમે સ્વામિનારાયણને ભગવાન માનોછો. પણ ભગવાન તો એમ ન થવાય. ત્યારે સ્વામી કહે પંડયાજી! કેમ કરે ત્યારે ભગવાન થવાય? તે કહો! ત્યારે પંડયો કહે કે–"જેને ભગવાન થવું હોય તે નવા ગ્રંથ બનાવે અને તેને કાશીના પંડિતો પાસે માન્ય કરાવે. અને તે પંડિતો કહે કે તમે ભગવાન ખરા તો ભગવાન થઇ શકે. પરંતુ પોતાની મેળે ભગવાન થવાય નહિ." આવું તે મૂર્ખ પંડયાનું કહેવું સાંભળીને સ્વામી બહુજ હસવા લાગ્યા. ત્યારે નવાબ સાહેબે પૂછ્યું કે સ્વામીજી! પંડયા શું કહેછે, ત્યારે સ્વામી કહે–પંડયા એમ કહે છે કે "આ સૂર્ય છે તેને સહુ લોક મળીને જો એમ કહે કે આ સૂર્ય ખરો, તો તે સૂર્ય ખરો. નહિ તો સૂર્ય ખોટો" તે સાંભળીને નરસિંહ પંડયાની મૂર્ખતા જોઇને નવાબ સાહેબ બહુજ ચીડાઇ ગયા. અને **"આવા મૂર્ખને અહીં કોણ લાવ્યું?"** એમ કહીને રીસ કરીને તેને કાઢી મુકયો. અને પછી સ્વામીએ નવાબ સરકારને ઇશ્વરના સ્વરૂપ સંબંધી તથા તે ભગવાનના અવતાર સંબંધી અને તે ભગવાનની ભકિત ઉપાસના કરવી. એ વિગેરે ઘણીક વાર્તાઓ કરી. તે સાંભળીને નવાબ સાહેબે પોતે સ્વામીનાં બહુજ વખાણ કરીને પૂજા કરીને સન્માન પૂર્વક વળાવ્યા. પછી સ્વામી ત્યાંથી શ્રીજીની પાસે પોતાને ઉતારે આવ્યા. અને ત્યાં બનેલું સઘળું વૃત્તાન્ત શ્રીજીને કહી બતાવ્યું. તે સાંભળીને શ્રીહરિ ઘણાજ પ્રસન્ન થયા અને પોતાના કંઠમાં રહેલા પુષ્પના હાર સ્વામીને પહેરાવ્યા. અને પ્રેમપૂર્વક ભેટીને પોતાના બંને હસ્તકમળ સ્વામીને મસ્તકે સ્થાપ્યા. અને અભયદાન આપીને સર્વત્ર વિજયી થવાનો વર આપ્યો. ત્યારે સ્વામી કહેવા લાગ્યા કે–પ્રભુ! **"આ સઘળો આપનોજ પ્રતાપ છે. અને આપજ અમારામાં રહીને સઘળું કાર્ય કરોછો. અમે તો નિમિત્તમાત્ર છીએ.** એ વિગેરે શ્રીહરિની ઘણીજ પ્રાર્થના કરી.

આવા મહાપ્રતાપી **નિત્યાનન્દ સ્વામી** દેશાન્તરમાં વિચરતા અને ક્યારેક શ્રીજીની પાસે પણ સભામાં સ્વસિદ્ધાન્તનું સમર્થન કરતા, તથા મોટા મોટા વિદ્વજ્જનોની સભામાં પણ પ્રગટ પુરૂષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણનાં સર્વશ્રેષ્ઠ ઐશ્વર્ય, તથા સર્વોપરિપણું એ વિગેરે દ્રઢતાથી પ્રતિપાદન કરતા અને તેમાં વાદ-વિવાદ કરીને તેનું ખંડન કરવા આવતા સર્વ વિરોધીઓને પોતાના બુદ્ધિબળથી સજ્જ કરેલા સત્તર્કરૂપ અતિ તીક્ષ્ણ બાણસમૂહથી સર્વથા પરાભવ કરીને નસાડતા થકા. **શ્રીસહજાનંદસ્વામિસમ્પ્રવર્તિત** શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના કોઇ એક જંગમ વિજયસ્તંભ-સમા આ ભૂમંડળમાં સર્વથા પ્રસિદ્ધ વર્તતા હતા. અને કળિબળથી વૃદ્ધિ પામેલા અસુરોના ઉપદ્રવની શાન્તિને માટે, તથા પોતાના પરમ એકાંતિક ઉપાસક ભક્ત સાધુઓના પરિત્રાણ માટે, તથા એકાંતિક ધર્મના સંસ્થાપન માટે આ ભૂમંડળમાં પ્રગટભાવને પામેલા અક્ષર-બ્રહ્મધામાધિપતિ એવા પુરૂષોત્તમ પરબ્રહ્મ ભગવાન **શ્રીસહજાનંદસ્વામી**ના પરમાનુગ્રહપાત્ર બનેલા અને શ્રીહરિએ પોતાના દક્ષિણ ભુજસમા માનેલા એવા એ **નિત્યાનન્દસ્વામીએ** પોતાનું સઘળું આયુષ્ય શ્રીમદુદ્ધવસમ્પ્રદાયની સેવા કરીને તેના સમુત્કર્ષને માટેજ કરી મુકયું હતું. અને આવા મહાગુણોને લીધેજ શ્રીજીના માનપાત્ર એ સ્વામી સકળ સદ્ગુરૂમંડળમાં સર્વમાન્ય અગ્રગણ્ય અને અગ્રપૂજ્ય થયા હતા. અને સર્વ સંતમંડળમાં તેમની ઘણીજ પ્રતિષ્ઠા વધી હતી.

**ઉપાસના-વિષયમાં સ્વામીનો સદાગ્રહ અને સર્વશ્રેષ્ઠતા—**

શ્રીજીના સર્વ સંતોમાં શ્રીહરિને વિષે ઉપાસના બાબતમાં સ્વામીનો અતિવાદ સાથે સદાગ્રહ સર્વથી અધિકપણે મનાતો હતો. કેમકે-પ્રગટ પ્રભુ શ્રીસ્વામિનારાયણને વિષે સ્વામીની ભક્તિ અને અનન્યનિષ્ઠા અતિ દ્રઢ અને સર્વોપરિ હતાં. શ્રીહરિ ભગવાન પોતે સ્વામીની નિષ્ઠા અને ભક્તિ અચળ અને સર્વશ્રેષ્ઠ છે એમ જાણતા હતા, તો પણ તે બાબત સર્વને જણાવવા માટે શ્રીજી એક વખત વડતાલમાં વિરાજતા હતા તે સમયમાં મહારાજે પોતાના સ્વરૂપમહિમાની બહુજ વાર્તાઓ કર્યા પછી એક દિવસે મહારાજના સ્વરૂપના નિશ્ચયની વાર્તા લખવાના પ્રસંગે કેટલાક સંતોએ કહ્યું કે-મહારાજને બીજા અવતારની માફક સામાન્ય રીતે ભગવાન છે. એવી રીતે લખવું, કેટલાકે કહ્યું કે બુદ્ધાવતાર જેવા લખવા, એમ સહુ પોત પોતાની સમજણ પ્રમાણે કહેવા લાગ્યા. ત્યારે **નિત્યાનંદસ્વામી**એ કહ્યું કે-મહારાજને બીજા અવતાર જેવા લખાયજ કેમ? એતો **"સર્વ અવતારના અવતારી સર્વકારણ પરાત્પર સાક્ષાત્ સ્વયં પુરૂષોત્તમજ છે"** એમ પરસ્પર મોટો મતભેદ ઉભો થયો. સ્વયં શ્રીજી પણ સ્વામીના મતથી વિરૂદ્ધ પડ્યા. અને તેને માટે સ્વામીને ઘણા સમજાવ્યા. પરંતુ-સ્વામી તો તેમના નિશ્ચયમાં અતિ દ્રઢ પર્વતપ્રાય રહ્યા પણ બીલકુલ ડગ્યા નહિ, ત્યારે મહારાજે સ્વામીને બહુજ દુરાગ્રહી કહીને પંક્તિબહાર કર્યા. અને પોતાના અદ્વિતીય માનપત્ર મહાપુરૂષને આમ એકદમ તર-

છોડયા. સ્વામીએ પણ એ કસોટીમાંથી પસાર થવાનો દ્રઢ નિશ્ચય કરેલો હોવાથી પોતે સ્વામી સભામાં પણ ન આવે. અને પંક્તિમાં જમવા પણ ન આવે. અને જેમ વનનું મૃગ હોય તેમ સર્વથી અનેરા અને એકલાજ પડી ગયા. અને નિત્યાનન્દએવા પોતાના નામ પ્રમાણે–નિત્યસ્વરૂપ એવા સ્વસ્વરૂપમાં નિમગ્ન રહીને નિત્ય–પરમાત્મા શ્રીહરિના અખંડ ધ્યાન ભજનમાં અને ઉપાસનામાંજ આનંદ માનતા વિચરવા લાગ્યા.

આ પ્રમાણે સાત દિવસ સુધી લાગટ ચાલ્યું પણ મહારાજે સ્વામીને બોલાવ્યા પણ નહિ. પછી આઠમે દિવસે સર્વાન્તરાત્મા પ્રભુ શ્રીહરિએ સ્વામીને પોતેજ સભામાં બોલાવીને સ્વામીની પૂજા કરીને ગુલાબનો હાર પહેરાવ્યો. અને સર્વને કહ્યું કે "હે પરમહંસો ! આ નિત્યાનન્દસ્વામીનો અમે આટલો અનાદર કરીને અપમાન કર્યું અને અમે પોતે સમઝાવ્યા છતાં તે પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા. માટે આ નિત્યાનન્દસ્વામીની સમઝણ તે સર્વોપરિ છે. **"અને ઉપાસક તો આવાજ હોવા જોઇએ."** માટે તમારે સર્વને એ સ્વામી સમઝેછે તેમ સમઝવું. અને એમનો સમાગમ કરીને પોતાની કસર ટાળવી. અને અમે તો જાણી જોઇનેજ બીજાઓને સમઝાવવા માટે સ્વામીની પરીક્ષા કરી છે, કે–આટલું છતાં પણ તે પોતાના અસાધારણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઉત્તમ ભક્તિ, તથા અમારા સ્વરૂપમાં ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયની સર્વોપરિ દ્રઢતા, તથા અમારી આજ્ઞાનું અનુપાલન કરવું. એમાં એક અણુ જેટલી પણ ન્યૂનતા નથી માટે એજ સર્વ સદ્ગુરૂઓમાં અગ્રેસર છે. અને એ કારણથીજ આ નિત્યાનન્દસ્વામીને અમે અમારા દક્ષિણ ભુજને તુલ્ય માનીએ છીએ. અને તમારે સર્વને પણ એમને એ પ્રમાણે આદરથી માનવા અને એમની આજ્ઞામાં વર્તવું.

આ બધું વૃત્તાન્ત જોઇને તે સમયમાં નિષ્કુળાનંદસ્વામીએ સભામાં ઉભા થઇ હાથ જોડીને મહારાજના પ્રત્યે કહ્યું કે–

**"મહારાજ! ધન્ય છે નિત્યાનન્દસ્વામીને કે આપે આટલી બધી કસોટી કરી, તો પણ તે પોતાના નિશ્ચયમાંથી ડગ્યા નહિ. અને અમારી બધાની સમઝણમાં એ વાત ન આવી. અને સ્વામીએ તમારો મહિમા યથાર્થ જાણ્યો. અને આટલા દિવસ અમારા મનમાં એમ સંકલ્પ થતો હતો કે મહારાજ નિત્યાનન્દસ્વામીને હમેશાં કેમ પોતાનો પ્રસાદ અને વસ્ત્ર અલંકાર આપતા હશે? અને એમનુંજ આટલું બધું સન્માન કેમ કરતા હશે ? પણ એ વાર્તાનો મર્મ આજ અમને સર્વને સમઝાયો. માટે એ નિત્યાનન્દસ્વામી તો આ જગતમાં એકજ અદ્વિતીય મહાપુરૂષ છે. અને એમના જેવા બીજા કોઇ હેજ નહિ. એમ અમને સર્વને આજ સમઝાયું."**

આચાર્યનું પ્રતિનિધિત્વ—

મહારાજે વડતાલમાં જ્યારે બને આચાર્યની સ્થાપના કરી. અને દેશવિભાગ કરી આપ્યા. ત્યારે મહારાજે નિત્યાનન્દસ્વામીને કહ્યુ કે–"સ્વામી! "આ રઘુવીરજીને અને

અયોધ્યાપ્રસાદજીને અમે અમારી ગાદી આપી તે ઠીક કર્યું ને ?" ત્યારે સ્વામી કહે— **"મહારાજ! આપ તો સર્વજ્ઞ છો, તે જે કરો તે અમારા કલ્યાણને માટે ઠીકજ કરો. અમને એમાં શંકા થાયજ કેમ? આ તો આપના પુત્ર છે અને વળી સર્વ સદ્ગુણસમ્પન્ન છે. માટે અમારા સર્વની રક્ષા કરીને અમને અનેક પ્રકારનું સુખ આપશેજ, અને અમે તો આપના દાસાનુદાસ છીએ, માટે આપની આજ્ઞા એજ અમારે સર્વથા શિરસા વન્દ્ય છે"**

આ પ્રમાણે સ્વામીનાં વચન સાંભળીને મહારાજ બહુજ પ્રસન્ન થયા. અને રઘુવીરજી મહારાજનો હાથ નિત્યાનન્દસ્વામીના હાથમાં સોંપ્યો. અને ભલામણ કરીને કહ્યું કે–**" સ્વામી ! તમારે વડતાલની ગાદીનો પક્ષ રાખીને સત્સંગમાં આચાર્યપદની સંપૂર્ણ પ્રતિષ્ઠા વધારવી"** એ શ્રીજીના વચનને અવલંબીને સ્વામીએ પોતાના જીવન પર્યન્ત સત્સંગની પ્રતિષ્ઠા વધારવા માટે અને શ્રીસ્વામિનારાયણના આચાર્યની જગતભરમાં સર્વશ્રેષ્ઠતા સ્થાપવા માટે એક ક્ષણ પણ વિરામ નહિ પામતાં ભગીરથ પ્રયત્નથી પોતે એજ કાર્ય સિદ્ધ કર્યું હતું. સ્વામીને એ કાર્ય સિદ્ધ કરવામાં તે વખતે જે મુશ્કેલીઓ હતી, તેનું આ સ્થળે વર્ણન કરવું પણ અશકય છે. કેમકે તે સમયમાં નવા સ્થપાતા અને સર્વશ્રેષ્ઠ મનાતા આ સમ્પ્રદાયના વિરોધીઓ હરકોઇ રીતે આ સમ્પ્રદાયને તોડી પાડવા કટિબદ્ધ થયા હતા. અને તેને માટે અમદાવાદ, ઉમરેઠ, જુનાગઢ, ખંભાત, નવાનગર અને વડોદરા, એ વિગેરે અનેક સ્થળોમાં અનેક પ્રકારની ખટપટો ઉભી કરીને, વલ્લભાચાર્ય અને શંકરાચાર્ય વિગેરે મતવાદીઓનું તે સમયમાં અતિ પ્રાબલ્ય હોવાથી, આ સમ્પ્રદાયના ધર્મતેજ સામે તેમનું ધર્મતેજ ઝાંખુ થઇ ગયું હતું. તેથી જ્યાં ત્યાંથી ભાડુતી પંડિતો મેળવીને અથવા જ્ઞાતિના આગેવાનોને ભોળવી ભરમાવીને પણ આ સમ્પ્રદાયને મૂળમાંથીજ ઉખેડીને છિન્ન ભિન્ન કરવાના સતત પ્રયાસો ચાલુજ હતા. પરંતુ સ્વામી–ઇષ્ટદેવ શ્રીસ્વામિનારાયણના પ્રતાપથી ગમે તેવા પંડિતોને અને મતવાદીઓને પણ એક ક્ષણમાંજ પરાસ્ત કરી દેતા. અને મોટા મોટા પ્રખર વિદ્વાન વકતાઓ અને મહાપુરૂષો પણ સ્વામીની અસ્ખલિત વાગ્ધારા અને બુદ્ધિપ્રભાવ જોઇને મુક્તકંઠેજ સ્વામીનાં વખાણ કરતા થકા–" *जेता यः पण्डितानां जगति विवदतां देवताचार्यवक्ता* " એ સ્વામીના સ્તુતિપદમાં કહ્યા પ્રમાણે સ્વામીને દેવતાચાર્ય–બૃહસ્પતિની ઉપમા આપીને સ્વામીની પાસે નમી પડતા. અને વંદન કરતા.

### સ્વામીનું શિષ્યમંડળ—

સ્વામીની સાથે હમેશાં સવાસો સંતોનું મંડળ ફરતું. તેમાં ભગવદાનન્દસ્વામી વિગેરે સાઠ સંતો સ્વામીના મુખ્ય શિષ્યો હતા. અને બાકીના કેટલાક સંતો સ્વામીની પાસે ભણવા માટે રહેતા હતા. સ્વામીના મુખ્ય શિષ્યોમાં–ભગવદાનન્દસ્વામી, શૂન્યાતીતાનંદસ્વામી, ભૂમાનંદસ્વામી, પવિત્રાનંદસ્વામી, પ્રજ્ઞાનંદસ્વામી. શિવાનંદસ્વામી, કપિલેશ્વરાનંદસ્વામી, દહરાનંદસ્વામી, કૃષ્ણજીવનદાસજીસ્વામી, એ વિગેરે અનેક મહાપુરૂષો

સત્સંગમાં અતિ પ્રસિદ્ધ યશસ્વી અને તેજસ્વી પુરૂષો મનાયછે. અને તે મહાપુરૂષોનાં યશસ્વી કાર્યો સમ્પ્રદાયમાં અદ્યાપિ પ્રસિદ્ધ કીર્તિસ્તમ્ભસમાં જોવા-જાણવામાં આવેછે.

**ભગવદાનંદસ્વામી**-અમદાવાદના છપ્પનભોગ વખતે, તથા નગરમાં ગોસ્વામી સાથે ચર્ચા વખતે, એ વિગેરે અનેક પ્રસંગે સ્વામીની સાથે હતા. અને એક પ્રખર વિદ્વાન્ વક્તા તરીકે સ્વામીને પરમ સહાયક અને સ્વામીના પરમ કૃપાપાત્ર મુખ્ય શિષ્ય હતા. તેમજ નાંદોદ વિગેરે અનેક સ્થળોમાં ભગવદાનંદસ્વામીએ એકલા જઇને પણ ત્યાં સમ્પ્રદાયનો સમુત્કર્ષ વધાર્યો હતો. અને અદ્વિતીય વક્તા તરીકે પ્રસિદ્ધ હતા. વચનામૃતોમાં પણ એમના પ્રશ્ન અતિ ગંભીર અને મહત્ત્વના જોવામાં આવેછે. અને પ્ર. પ્ર. ના ૭૮મા વચનામૃતમાં મહારાજે તેમને સંતમંડળમાં મોટેરા સ્થાપ્યા હતા. અને કોઇએ અપમાન ન કરવું એમ ભલામણ કરી હતી. જુઓ-વચનામૃત—પ્ર. પ્ર. ૭૮॥

"તે મુનિનાં વચન સાંભળીને શ્રીજીમહારાજ અતિશય રાજી થયા. અને આત્માનંદસ્વામી તથા યોગાનંદસ્વામી તથા ભગવદાનંદસ્વામી તથા શિવાનંદસ્વામી એ ચારજણાને રાજી થઇને હૃદયને વિષે ચરણારવિંદ દીધાં. અને એમ બોલ્યા જે-મહાનુભાવાનંદસ્વામી આદિક જે મોટેરા છે. તે ભેળા આ ચાર પણ છે. માટે એમનું કોઇને અપમાન કરવા દેશો માં એમ મુકતાનંદસ્વામી આદિક જે મોટેરા સાધુ તેમને ભલામણ કરીને શ્રીજીમહારાજ જય સચ્ચિદાનંદ કહીને પોતાને ઉતારે જમવા પધાર્યા."

**શૂન્યાતીતાનંદસ્વામી**-પોતે શ્રીજીમહારાજની સેવામાં ૧૭ વરસ સાથે રહ્યા હતા. અને શ્રીજીની સેવા કરીને શ્રીજીના પરમ કૃપાપાત્ર બન્યા હતા. અને પરમ સાત્વિકમૂર્તિ આદર્શ સાધુ હતા. તેમણે સુરતનું મંદિર કરાવીને ત્યાંના સત્સંગને સારી રીતે સમુજ્જ્વળ કરીને સમ્પ્રદાયની અમૂલ્ય સેવા કરીછે. અને સુરતમાં તેમનો મહિમા અદ્યાપિ પણ ત્યાંના ભક્તજનો મુક્તકંઠે વખાણે છે. સ્વામીએ દેહોત્સવ પણ સુરતમાંજ કર્યો હતો. અને નિત્યાનંદસ્વામીના પરમાનુગ્રહભાજન હતા. અને સ્વામીની સેવામાં પોતે અગ્રગણ્ય હતા.

**પવિત્રાનંદસ્વામી**-પોતે એક મહાપ્રતાપી પ્રબુદ્ધ પ્રખર વિદ્વાન હતા. અને ધ-ધુ-આ-શ્રીભગવત્પ્રસાદજી મહારાજના સમયમાં તેઓ અગ્રગણ્ય સદ્ગુરૂ હતા. વડતાલનો સભામંડપ અને વડોદરાનું મંદિર એ બંને કાર્યો સ્વામીના કીર્તિસ્તમ્ભસમાં સત્સંગમાં અતિ પ્રસિદ્ધ મનાયછે. સ્વામી પોતે સત્સંગની મર્યાદા સાચવવામાં અને સાધુઓનું ગૌરવ વધારવામાં ઘણાજ આગ્રહી અને ઉત્સાહી હતા. સમય આવ્યે આચાર્ય-મહારાજશ્રીને પણ સત્સંગની મર્યાદાનો ભંગ ન થાય તેને માટે વખતો વખત સૂચના કરવામાં પોતે આગળ પડતા. અને નિડરતાથી મચોટ સ્પષ્ટ કહી દેતા.

**ભૂમાનંદસ્વામી**-પોતે બહુજ ભક્ત અને શ્રીજીની લીલાઓની વાર્તાઓ કરવામાં અદ્વિતીય હતા. સ્વામીનો કંઠ બહુજ ઉંચો અને ગંભીર તેમજ મધુર અને પ્રિય હતો. પ. પૂ. આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે રચેલા હરિલીલામૃત ગ્રંથમાં વર્ણેલા અમીન-

વાઘજીભાઇની સાથે આ સ્વામીનો સંવાદ વડતાલમાં હરિમંડપમાં થયેલો તે અતિ પ્રસિદ્ધ અને સહુ કોઇના જાણવામાં છેજ. સ્વામી પોતે શ્રીજીના ચરિત્રામૃતથી સંસારમાં પીડા પામતા પ્રાણીઓને શાન્તિ આપીને ભવરોગ ટાળવામાં જેમ સમર્થ હતા. તેમ સ્થૂળ દેહના વ્યાધિઓ ટાળવામાં પણ નિપુણ હતા. તેમના અનુભવી ઔષધિપ્રયોગો હજુ પણ ઘણાજ મહત્ત્વના અને તુરતજ આરામ આપે એવા ચમત્કારી જણાયછે.

**શ્રીધરાનંદસ્વામી**—પોતે પરમ ભાગવત સંત હતા. શ્રીજીનાં સમગ્ર વચનામૃતો તેમને કંઠાગ્ર-મુખપાઠ હતાં. અને શરીર તેમજ કપડાંની સ્વચ્છતાનો નિયમ તો તેમનો આદર્શભૂત હતો. ઠાસરામાં સ્વામીએ અલૌકિક પ્રતાપ જણાવીને સહુને આગળથી કહેવા પ્રમાણેજ બરોબર તેજ વખતે શ્રીજીનાં દર્શન પામીને તેમની સાથે બ્રહ્મપુર ધામમાં હસતા હસતા પધારી ગયા હતા. તેમના દેહોત્સર્ગના સ્થાનમાં ઓટો કરેલો છે. અને ઠાસરા ગામમાં તેમનો મહિમા અદ્યાપિ મુક્તકંઠે ગવાયછે. આવા મહાપ્રતાપી હતા.

**કૃષ્ણજીવનદાસજી સ્વામી**—પોતે નિત્યાનંદસ્વામીની પાસેજ વિદ્યા ભણવાનો આરંભ કરીને સ્વામીના કૃપાપાત્ર બન્યા હતા. અને પછી શૂન્યાતીતાનંદસ્વામીના શિષ્ય થઇને રહ્યા હતા. સુરત—મંદિરના કામકાજમાં અને સેવા કરાવવામાં શૂન્યાતીતાનંદસ્વામીને પરમ સહાયરૂપ હતા. અને તેઓ ઘણું ખરૂં સુરત-મંદિરમાંજ રહેતા. અને ધ-ધુ-આચાર્યવર્ય શ્રીવિહારીલાલજી મહારાજના સમયમાં મુખ્ય સર્વમાન્ય સદ્ગુરૂપદે વિરાજમાન હતા. અને સ્વામી પોતે સભાજીત હતા. અને યુકિતવાદમાં પરમ નિપુણ હતા. વળી-કથા વાંચવી, વાર્તાઓ કરવી, વાદીઓનો પ્રશ્નોત્તરથી પરાજય કરવો, તેમજ હમેશાં આનંદી અને રમુજી વર્તવું, તથા મૃદંગ બજાવવી, ઉચ્છવ કરવો, એ વિગેરેમાં સ્વામીની અદ્વિતીય નિપુણતા વખણાતી હતી. સ્વામીએ સુરતમાં દેહોત્સર્ગ કર્યો ત્યારે સુરતના સત્સંગીઓના સ્વામી તરફના અત્યંત પૂજ્યભાવ અને આદરભાવને લીધે અતિશય જાહોજલાલી સાથે ઘણીજ શોભા થઇ હતી. અને હજારો હજાર ભાવિક સત્સંગીઓ સ્વામીની શ્મશાનયાત્રામાં ઉચ્છવ કરતા આવ્યા હતા. અદ્યાપિ પણ સુરતમાં અને આખા સત્સંગમાં તેમની સમુજ્જવળ કીર્તિ મુક્તકંઠે ગવાતી સાંભળવામાં આવેછે.

આ બધા ઉપરાંત સ્વામીએ આ **શ્રીહરિદિગ્વિજય** ગ્રન્થ ઉપર ગ્રન્થકર્તા સ્વામીના અભિપ્રાય પ્રમાણે "विजयार्थप्रकाशिका" નામે સંસ્કૃત ભાષામાં મહાટીકા રચીને ગ્રન્થનો સત્ય અભિપ્રાય સમજવામાં અતિ સરળતા કરી આપી છે.

તેમજ—શાણ્ડિલ્યમુનિપ્રણીત **ભકિતસૂત્ર** ઉપર નિત્યાનંદસ્વામીએ રચેલા ભાષ્યની "भक्तितत्त्वप्रकाशिका" નામે વિસ્તૃત ટીકારૂપ સમ્પ્રદાયમાં ભકિતમાર્ગને અતિ ઉપકારક મહાગ્રન્થ રચીને સમ્પ્રદાયના ગીર્વાણ-વાઙ્મય સાહિત્યમાં અતિ ઉત્તમ વધારો કર્યોછે.

આ બંને ટીકાઓ કેટલી વિદ્વત્તાપૂર્ણ અને ગંભીર અર્થથી ભરપૂર છે. તે તો એ ટીકા-ગ્રન્થો જોવાથીજ સાક્ષર વિદ્વાનોને સાક્ષાત્ થશે. અને તેનું મહત્ત્વ સમજાશે.

સ્વામીએ આ બંને ટીકાઓ તથા આ ગ્રન્થના સંગ્રહશ્લોકો રચીને સત્સંગની અમૂલ્ય સાહિત્યસેવા કરીને સત્સંગને હમ્મેશને માટે તેમનો આભારી કર્યોછે.

એ ઉપરાંત આ સમ્પ્રદાયમાં પૂજ્ય પુરૂષો મનાતા એવા સદ્ગુરૂ બ્રહ્મચારી શ્રીવાસુદેવાનંદજી, આત્માનંદસ્વામી, શુકાનંદસ્વામી, યોગાનંદસ્વામી, પ્રસાદાનંદસ્વામી, બ્ર. અચિન્ત્યાનંદજી, બાળરામદાસજી, બ્ર. અનંતાનંદજી. એ વિગેરે અનેક મહાપુરૂષો નિત્યાનંદસ્વામીની પાસે વિદ્યાભ્યાસ કરીને સ્વામીનો અનુગ્રહ મેળવીને સ્વામીના પરમ કૃપાપાત્ર થઇને સત્સંગમાં સર્વમાન્ય અગ્રગણ્ય પૂજ્યપદને પામી ગયાછે.

### ગૃહસ્થ શિષ્યમંડળ—

સ્વામીના ગૃહસ્થ શિષ્યોમાં પણ શ્રીજીના અનન્ય ભક્તરાજ બોટાદના શેઠશ્રી શિવલાલભાઇ, રોજકાના દરબારશ્રી કાકાભાઇ, ખંભાતના કૃષ્ણારામભાઇ, વડોદરાના સરકાર શ્રીસયાજીરાવ મહારાજા, નારૂપંત નાના, નાથભક્ત, ત્ર્યમ્બકનાથ શાસ્ત્રી, ભોળાનાથ શાસ્ત્રી, રામચંદ્ર વૈદ્ય, શોભારામ શાસ્ત્રી, એ વિગેરે અનેક પ્રસિદ્ધ પુરૂષો સ્વામીના કૃપાપાત્ર મુખ્ય શિષ્યો હતા. અને સ્વામીના અનુગ્રહ–પ્રસાદથી શ્રેષ્ઠ પદવીને પામ્યા હતા.

### શ્રીજીનાં વચનામૃતોનો સંગ્રહ—

શ્રીજી મહારાજ હમ્મેશાં સભામાં જે જે વાર્તાઓ કરતા તે વાર્તાઓનો સંગ્રહ મુખ્યત્વે ચાર સદ્ગુરૂઓ કરતા. અને તે સર્વ સંગ્રહમાંથી સ્વામી પોતે મહારાજના અભિપ્રાય પ્રમાણે એક ગ્રંથરૂપે પુસ્તક તૈયાર કરાવતા. અને તે શુકાનંદસ્વામી પાસે લખાવી શોધાવીને તૈયાર રખાવતા. આ વચનામૃતોનો સંગ્રહ સમ્પ્રદાયના આધ્યાત્મિક સાહિત્યમાં અગ્રગણ્ય સર્વશ્રેષ્ઠ અને સર્વમાન્ય મનાયછે. શ્રીહરિ પોતે પણ એ પુસ્તક ક્યારેક ક્યારેક મંગાવીને સભામાં વંચાવતા અને પોતાની પરા વાણી પોતેજ સમઝાવતા. જુઓ–વચનામૃત **"અને તે સમયમાં વચનામૃતનું પુસ્તક નિત્યાનંદસ્વામીએ લાવીને શ્રીજીમહારાજને આપ્યું. પછી તે પુસ્તકને જોઇને બહુ રાજી થયા."** લોયાનું–સાતમું. આ પ્રમાણે વચનામૃતમાંજ એ વાર્તા લખેલી છે. આ વચનામૃતોનો સંગ્રહ તથા સંખ્યા તથા વિષયવિભાગ એ વિગેરે શ્રીજીની વિદ્યમાનતામાંજ સદ્ગુરૂઓએ નિશ્ચિત કરેલું છે. અને સંસ્કૃતભાષામાં શતાનંદમુનિએ **સુધાસિન્ધુ** નામે રચેલા ગ્રંથમાં પણ એ પ્રમાણેજ જોવામાં આવેછે. માટે તેમાં પાછળથી કોઇ વધારો કે સુધારો કરે તો તે સર્વમાન્ય ગણાય નહિ. એ નિર્વિવાદ સિદ્ધ છે.

### શ્રીજીની પ્રાસાદિક વસ્તુઓનો સંગ્રહ—

શ્રીજીની પાસે સ્વામી હમેશાં કથા કરતા, ત્યારે શ્રીજી પ્રસન્ન થઇને સ્વામીને પોતાનો પ્રાસાદિક પોષાક આપતા ક્યારેક શ્રીજી અતિ પ્રસન્ન થઇને સ્વામીને પોતાના ચરણોની મુદ્રા–છાપ વસ્ત્ર:ઉપર અથવા કાગળ ઉપર પાડી આપતા. આ સઘળી વસ્તુઓ

સ્વામી હંમેશાં સંગ્રહ કરીને સાચવી રાખતા. વળી—એક વખતે કોઇક રામાનુજ સમ્પ્રદાયના એક વિદ્વાન બ્રાહ્મણ વડતાલમાં સર્વ સંતોને ભણાવવા માટે રહેતા હતા. તેમની પાસે તેમના ગુરૂનો કૌપીનનો આડબંધ જોવામાં આવ્યો. અને તેના સ્પર્શથી પ્રસાદીભૂત જળનું હંમેશાં તે પ્રાશન કરતા. તે સ્વામીના દેખવામાં આવ્યું. તેથી સ્વામીને વિશેષ દ્રઢતા થઇ. અને પછી તો પ્રસાદીની દરેક વસ્તુઓનો સંગ્રહ અવશ્ય સારી રીતે કરવા માંડ્યો. સમ્પ્રદાયમાં સ્વામીની પાસે પ્રસાદીની વસ્તુઓનો સંગ્રહ જેટલા પ્રમાણમાં હતો તેટલો બીજા સંતો પાસે ભાગ્યેજ હશે. એ સત્સંગમાં સર્વજનસાક્ષિક પ્રસિદ્ધ છે. અને વડતાલમાં અક્ષર ભુવનમાં તથા ગઢડામાં દરવાજા ઉપરના સ્થાનમાં જે પ્રાસાદિક વસ્તુઓનો સંગ્રહ જોવામાં આવેછે. તે ઘણો ખરો સ્વામી પાસેનોજ છે.

## ગઢપુરમાં શ્રીજીના સમાધિસ્થાન ઉપર મંદિરનિર્માણ—

ગઢપુરમાં શ્રીજીના સમાધિસ્થાન ઉપર સ્વામીએ મોટું શિખરબંધ મંદિર કરાવીને શ્રીજીએ પોતાને પૂજવા આપેલી પાદુકાઓ તેમાં પધરાવી હતી. અને તેજ મંદિરમાં પાછળથી ધ. ધુ. શ્રીવિહારીલાલજીમહારાજે સંવત્ ૧૯૪૯ માં અતિ મોટો યજ્ઞ—મહોત્સવ કરીને ઇચ્છારામજી મહારાજ તથા શ્રીરઘુવીરજી મહારાજ સાથે **શ્રીઘનશ્યામ** નામે શ્રીજીની પ્રતિમા સ્થાપન કરીછે. આ સ્થાન શ્રીજીનું એક અદ્વિતીય સ્મારક તરીકે જગન્નાથપુરી કરતાં પણ અધિક મહિમાવાળું મનાયછે. અને દર વરસે હજારો અને લાખો હરિજનો એ સ્થાનના દર્શનનો લાભ લેછે.

## સ્વામીની સાહિત્ય સેવા-ગ્રન્થો—

સ્વામીએ સમ્પ્રદાયની સર્વ પ્રકારની સેવા કરવામાં અગ્રભાગ લીધેલો હોવાથી તેમનો સાહિત્યસેવામાં પણ સર્વોપરિ અને સર્વમાન્ય અગ્રગણ્ય ભાગ જોવામાં આવેછે.

સ્વામીએ **શિક્ષાપત્રીની** ગુજરાતી ટીકા કરેલી છે, જે ટીકા મૂળ શિક્ષાપત્રી જેટલીજ સમ્પ્રદાયમાં પ્રમાણભૂત મનાય છે.

આ **શ્રીહરિદિગ્વિજય** મહાગ્રન્થ જેમાં શ્રીહરિનો સમ્પૂર્ણ મહિમા અને સત્સિદ્ધાન્તમાં ઉપયોગી તત્ત્વનિર્ણયના અનેક વિષયો વર્ણન કરેલા છે. અને પોતાના ઇષ્ટદેવનો દિગ્વિજય પણ ચરિત્ર વર્ણન સાથે યથાર્થ રીતે વર્ણન કર્યો છે.

**શાંડિલ્યસૂત્ર** ઉપર રચેલું ભાષ્ય, જેમાં સ્વાભિમત ભક્તિમાર્ગના તત્ત્વનો યથાર્થ નિર્ણય છે. અને એ ભક્તિમાર્ગજ સર્વ દર્શનશાસ્ત્રો પૈકી વેદાન્ત—ઉપનિષદોને માન્ય સર્વોપરિ સત્સિદ્ધાન્ત છે એમ તાત્ત્વિક રીતે પ્રતિપાદન કર્યું છે.

**શ્રીહરિકવચ** આ સ્તોત્ર સ્વામીએ નારાયણકવચની પદ્ધતિએ શ્રીજીના પરમ ઉપાસક ભક્તજનોને નિરંતર જપ અનુષ્ઠાન કરવામાં અતિ ઉપયોગી અને સ્વરક્ષણ કરવાના પરમ સાત્ત્વિક ઉપાયરૂપ રચેલું છે.

**હનુમત્કવચ**–ભગવાનના પરમ ભકતાગ્રેસર શ્રીહનુમાનજીની પ્રાર્થનારૂપ અને સ્વરક્ષા કરવાના પરમ સાત્વિક સાધનરૂપ અને ઉપાયરૂપ છે.

**દશમસ્કંધ-ભાગવત**–આ ગુજરાતી ટીકા સમ્પ્રદાયના સિદ્ધાન્ત પ્રમાણે વ્યાસજીના અભિપ્રાયને અનુસારે સ્વામીએ રચેલી છે.

**પંચમસ્કંધ-ભાગવત**–આ ગુજરાતી ટીકા પણ એજ પ્રમાણે છે. અને આ બે સ્કંધો શ્રીહરિએ ઇષ્ટશાસ્ત્રમાં ભકિતશાસ્ત્ર અને યોગશાસ્ત્રરૂપ માનેલા છે.

**વિદૂરનીતિ**–મહાભારતમાં ધૃતરાષ્ટ્ર રાજાને પરમ શાન્તિના ઉપાયભૂત આ અદ્ભુત નીતિ સાક્ષાત્ વિદૂરજીએ કહેલી છે. તેનો ગુજરાતી અનુવાદ છે.

**ભગવદ્ગીતા**–મહાભારતમાં સ્વયં શ્રીકૃષ્ણ ભગવાને પોતાના પરમ સખા અર્જુનને તત્વજ્ઞાનના અખૂટ ભંડારરૂપ આ મહાગ્રન્થ ઉપદેશ કરેલો છે. તેનો ગુર્જર ભાષામાં સરલ અને સરસ અનુવાદ છે.

**કપિલગીતા**—ભાગવત તૃતીય-સ્કંધમાં કપિલદેવ ભગવાને સ્વમાતા દેવહૂતિને કરેલા સદુપદેશરૂપ આ મહા અમૂલ્ય સરલ યોગોપદેશરૂપ શ્રેષ્ઠ ગ્રન્થ છે.

**ગુણવિભાગ**—ભાગવત-એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણ ભગવાને સ્વભકત ઉદ્ધવજીને કરેલો અમૂલ્ય અતિ ઉપયોગી આ ઉપદેશામૃત છે.

**વૈકુંઠદર્શન**—ભગવદ્ધામની પ્રાપ્તિનો સન્માર્ગદર્શક અતિ ઉપયોગી મહત્વનો આ પ્રબન્ધ સ્વામીએ મુમુક્ષુઓના હિત માટે રચેલો છે.

**અવતારચરિત્ર**—રામકૃષ્ણાદિક અવતારોથી કરેલા અનેક દિવ્ય ચરિત્રોના સંગ્રહસમુદાયરૂપ આ અતિ ઉપયોગી ગ્રન્થ છે.

**નિષ્કામશુદ્ધિ**—સત્સંગિજીવન-તૃતીય પ્રકરણમાં બ્રહ્માનંદમુનિના પૂછવાથી શ્રીહરિએ બ્રહ્મચર્યનિષ્ઠ સ્વભક્તોને સ્વમહાવ્રતની રક્ષાના અમૂલ્ય ઉપાયરૂપ અને સ્વભક્તોને પરમ આશીર્વાદરૂપ ઉપદેશ અને પ્રાયશ્ચિત્તરૂપ એક અધ્યાયાત્મક નાનકડો ગ્રન્થછે.

આ ઉપરાંત સ્વામીએ સંસ્કૃત ભાષામાં **રૂચિરાષ્ટક** વિગેરે અનેક છુટક સ્તોત્રો પણ રચેલાં છે.

મહામુનિ મુકતાનંદસ્વામીએ આરંભેલું **ધર્માખ્યાન** પણ મુકતાનંદસ્વામીને શરીરે અશકિત વધવાથી સ્વામી લખી શકતા નહોતા તો પણ શ્રીજીની આજ્ઞાનો ભંગ થવાનો ભય લાગવાથી લખવાનું છોડતા નહિ, પછી નિત્યાનંદસ્વામીએ કહ્યું કે સ્વામી! હવે તમે લખવાનો પ્રયાસ કરશો નહિ. અને હું તમારો સંકલ્પ સમ્પૂર્ણ કરીશ. અને તમે શ્રીજીની આજ્ઞા યથાર્થ પાલન કરી છે એમ માનજો. એમ કહીને તે ગ્રન્થ સ્વામીએ પછી સમ્પૂર્ણ કર્યો હતો.

## સ્વામીનો અક્ષરવાસ—

સવંત્-૧૯૦૮ની સાલમાં માગશર સુદી ૮ના રોજ સ્વામીએ આ ભૌતિક દેહનો ત્યાગ કરીને શ્રીહરિની પાસે અક્ષર ધામમાં જવાની ઇચ્છા કરી. ત્યારે ભગવાનની ઈચ્છાથી સ્વામીના શરીરમાં જ્વર જણાયો. તે વખતે ગોપાળાનંદસ્વામી, શુકાનંદસ્વામી, બ્ર-અખંડાનંદજી, બ્ર-નારાયણાનંદજી, શૂન્યાતીતાનંદસ્વામી, પવિત્રાનંદસ્વામી, ભૂમાનંદસ્વામી, અક્ષરાનંદસ્વામી, વિગેરે તમામ મોટા મોટા સંતો તથા આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ, તથા અનેક હરિજનો તથા શિવાજીત્ અને રત્નજીત્ આદિક પાર્ષદો. એ સહુ આવીને સ્વામીની પાસે બેઠા. અને સ્વામીનો મંદવાડ અને ઉદાસીનતા જોઈને સહુ અતિશય દીલગીર થવા લાગ્યા. ત્યારે સ્વામીએ સહુને ધીરજ આપીને સાન્ત્વના કરી. અને પછી તે સમયમાં સ્વામી આત્માનંદસ્વામીની પાસે સત્સંગિજીવનની કથા હમ્મેશાં સવારમાં વંચાવતા હતા. તે કથા પુરી થયા પછી સ્વામીએ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજને કહ્યું કે—

**"શ્રીજીમહારાજની આજ્ઞા પ્રમાણે આ ઉદ્ધવ સમ્પ્રદાયના તમામ વિરોધીઓનો પરાજય કરીને સર્વ ઉપાધિ શમાવી દઈને હવે પરમ શાન્તિ સ્થાપી છે. માટે હવે આ જગત્માં તમને કોઈ ઉંચી આંગળી કરે તેમ નથી. અને આ પ્રમાણે હું મારૂં કાર્ય સાંગોપાંગ પૂર્ણ કરીને હવે શ્રીહરિની પાસે બ્રહ્મ-ધામમાં જઉં છું. હવે-તમને મારે એક વાર્તા એ કહેવાની છે કે-શ્રીજીમહારાજે તમને આ સમ્પ્રદાય સોંપ્યો છે. માટે તમે કોઈનો તિરસ્કાર કયારેય ન કરશો. અને મન મોટું-ઉદાર રાખીને સર્વ સંત હરિજનોને રાજી રાખશો. અને આપ કોઇ કાર્યમાં નિમિત્ત થઈને કોઈની અપ્રીતિ ન લેશો. અને કોઈનો કંઇ અપરાધ હોય તો તેનો ન્યાય-નિર્ણય સંતોના પંચ પાસે કરાવજો. અને તમને કોઈ કંઈ કહેવા આવે તો દીલમાં દયા લાવીને તે સાંભળજો. અને દીનજન ઉપર દયાવાળા થજો. અને કોઇનો અલ્પ-સ્વલ્પ દોષ-અપરાધ હોય તો મોટું મન રાખીને ક્ષમા કરીને દર ગુજર કરજો."**

એ વિગેરે સદુપદેશ કરીને સહુને ધીરજ આપીને સ્વામીએ કહ્યું કે-"મેં મારાથી બનતી તમારી અને સત્સંગની સેવા કરી છે. હવે મારી ઇચ્છા શ્રીહરિની પાસે બ્રહ્મધામમાં જવાની છે. માટે આપ સર્વ રાજી થઇને મને રજા આપો !"

આવું વજ્રપાત સમાન સ્વામીનું વચન સાંભળીને રઘુવીરજી મહારાજ વિગેરે સહુ ધરણી ઉપર ઢળી પડયા. અને મૂર્છાવસ્થા પામીને બેભાન થઈ ગયા. પછી સ્વામી સહુને ધીરજ આપીને કહેવા લાગ્યા કે-"આપ સહુ ધીરજ રાખો. અને શ્રીજી-મહારાજ તમારી સર્વની રક્ષા કરશે. શ્રીજી-મહારાજ સત્સંગમાં પ્રત્યક્ષ વિરાજે છે. માટે તે આપણને મુકીને કયાંઇ દૂર ગયા નથી. વળી-આ શિક્ષાપત્રી છે તે શ્રીજીમહારાજનું પ્રત્યક્ષ

સ્વરૂપ છે. અને તે આપણે સર્વને પરમ પૂજ્ય માનવા યોગ્ય છે. શિક્ષાપત્રીને જમાડીને આપણે જમીએ છીએ. માટે તમે સહુ શિક્ષાપત્રી પ્રમાણે વર્તજો. અને શ્રીજીને અખંડ પાસેજ રહ્યા છે એમ માનીને ભજન કરજો અને સંભારજો. એ શિક્ષાપત્રીમાં સઘળાં સચ્છાસ્રોનો સાર શ્રીજી મહારાજે આપ્યો છે. માટે એ શિક્ષાપત્રીને તુલ્ય બીજું કોઇ શાસ્ર છેજ નહિ. વળી એ શિક્ષાપત્રીમાંજ મહારાજે લખ્યું છે કે–"**આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તે.તે અમારો છે. અને એ પ્રમાણે ન વર્તે તે અમારા સમ્પ્રદાય થકી બાહેર–વિમુખ છે.**" માટે તમે સહુ શિક્ષાપત્રી પ્રમાણેજ વર્તજો ! અને એ શિક્ષાપત્રીનું વચન પળાશે ત્યાં સુધીજ મનુષ્યોનું કલ્યાણ થશે. એમ નિશ્ચે જાણજો !"

આ પ્રમાણે સ્વામી પોતાની છેલ્લી ઘડી સુધી પણ સહુને સદુપદેશ આપીને ધીરજ આપીને મૌન રહ્યા. તે સમયે શુકાનંદસ્વામીએ સત્સંગિજીવન ગ્રન્થની ટીકા કરવા માંડેલી તેમાં પ્રથમ પ્રકરણની ટીકા તૈયાર થઇ હતી. તે લાવીને સ્વામીને બતાવી. અને પુસ્તક સ્વામીની આગળ મુકયું. વળી–ગોપાળાનંદસ્વામીએ બ્રહ્મસૂત્રનું ભાષ્ય તથા ઇશાવાસ્ય ઉપનિષદ્‌નું ભાષ્ય રચ્યું હતું તે પુસ્તક લાવીને સ્વામીને બતાવ્યું. આ બંને પુસ્તક જોઇને સ્વામી બહુજ પ્રસન્ન થયા. અને પછી તે બંને પુસ્તકની સ્વામીએ પૂજા કરી. અને તે બંને સ્વામીનાં વખાણ કરીને ધન્યવાદ આપ્યો. એમ કરતાં બે દિવસ વીત્યા. અને પછી એકાદશીને દિવસે સ્વામી સિદ્ધાસન વાળી ઇષ્ટદેવ શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન થયા. કે તેજ સમયમાં એક મોટો તેજનો સમૂહ જણાયો અને તેમાં શ્રીજીમહારાજ દિવ્ય વિમાને સહિત હજારો મુકતગણોએ સેવેલા સહુના જોવામાં આવ્યા. પછી સ્વામી પોતે સહુને જયસ્વામિનારાયણ કહીને શ્રીહરિની સાથે દિવ્ય વિમાનમાં બેસીને હસતા હસતા બ્રહ્મધામમાં પધારી ગયા.

આ પ્રમાણે સ્વામી પોતે આ સમ્પ્રદાયની સેવા કરવામાં પોતાનું છેલ્લી ઘડી સુધીનું સમગ્ર જીવન સમર્પીને શ્રીજીની આજ્ઞાનું યથાર્થ પાલન કરીને પોતાનું કાર્ય પુરૂં થતાં આ સત્સંગને વ્હીલો મુકીને પોતાના ઇષ્ટદેવ શ્રીહરિની પાસે પહોંચી ગયા. પછી સ્વામીના શિષ્યોએ સ્વામીના મૃત શરીરને ચંદન અને પીપળાના કાષ્ટથી ઉગમણી બેકડે–જ્ઞાનબાગમાં દાહક્રિયા કરી. અને સ્વામીના વિયોગથી અતિ દુઃખી દિવસો ગુજારવા લાગ્યા. સ્વામીના સમાધિ–સ્થાન ઉપર ઓટો કરીને છત્રી કરાવેલી છે. તેનાં દર્શન સર્વ ભકતજનો સ્વામીના સ્મરણ સાથે કરેછે.

### સ્વામીનાં શારીરિક સ્મરણો—

સ્વામી પોતે શરીરે બહુજ પુષ્ટ ઉન્નતસ્વરૂપ અને ગૌરવર્ણ હતા સ્વામીના બન્ને બાહુઓ ઢીંચણ સુધી પહોંચે એવા લાંબા હતા. સ્વામીના શરીરની પ્રતિભા અતિશય પ્રતાપસૂચક હતી અને બ્રહ્મવર્ચસથી વિલસતું સુંદર ઉન્નત અને વિશાળ લલાટ, તથા પુષ્ટ અને ગૌર બન્ને કપોળ અને કમળના પત્ર સરખાં વિશાળ તેજસ્વી નેત્રો. એ વિગેરેની શોભાથી શોભતું સ્વામીનું અદ્‌ભુત કલેવર અલૌકિક તેજસ્વિતાસમ્પન્ન હતું.

સ્વામીનો સ્વર પણ અતિ ગંભીર અને મધુર હતો. સ્વામી જ્યારે ચસમાં પહેરીને સભામાં વિરાજમાન હોય ત્યારે તેમની પાસે જવું અગર કંઇ પણ કહેવું હોય તો ભલભલાની પણ હિંમત ચાલતી નહિ. સ્વામીની પાસે મોટા મોટા વિદ્વાનોની વિદ્વત્તા પણ દબાઇ જતી. અને સ્વામીની પાસે શું બોલવું તેનીજ ગમ પડતી નહિ. અમદાવાદના છપ્પન-ભોગ પસંગે સ્વામીના એ અલૌકિક પ્રભાવેજ પરપક્ષના પંડિતોનો પરાભવ કર્યો હતો. સ્વામીના પગનાં અને હાથનાં તળાં ચકલીની જીભ જેવાં અતિ કોમળ અને રક્તવર્ણા હતાં. અને વળી-સ્વામીનાં સઘળાં શરીરચિહ્નો જોતાં તે ચક્રવર્તી રાજાના જેવાં હતાં. અને ખરેજ હતું પણ એમજ, કરોડો રૂપીઆની દ્રવ્યસમ્પત્તિસમ્પન્ન માતાપિતાને ઘેર ગર્ભશ્રીમન્તરૂપે જન્મીને તે સઘળી સમ્પત્તિને જેમણે તૃણવત્ માનીને ત્યાગ કરીને પ્રગટ ભગવાન શ્રીસ્વામિનારાયણને સમ્પૂર્ણ પ્રસન્ન કર્યા. અને અખૂટ અનંત દિવ્ય સમ્પત્તિના સ્વતંત્ર સ્વામી બન્યા, તેમનામાં આવા અદ્ભુત ગુણો અને અલૌકિક રૂપ લાવણ્ય અને તેજસ્વિતા હોય તેમાં શી નવાઇ ? શ્રીજી પોતે ઘણા વખત કહેતા કે-"હે સંતો! **આ નિત્યાનંદસ્વામીનું પ્રારબ્ધ તો ચક્રવર્તી રાજાના જેવું છે. છતાં પણ આ તમારી સર્વની સાથે રહીને ભિક્ષાનું અન્ન જમે છે અને તમને ભણાવે છે અને આનંદ આપે છે તે તમારૂં અહો-ભાગ્ય છે, એમ માનજો !!"**

### વ્યાસની ઉપમા—

સ્વામી પોતે **વ્યાસાવતાર** હતા એમ તેમનું પાંડિત્ય અને બુદ્ધિબળ કહેતાં હતાં, એ ઉપરથી સમ્પ્રદાયમાં તેમને વ્યાસ-કૃષ્ણદ્વૈપાયનના અવતાર તરીકે સહુ માને છે. જેમ શ્રીકૃષ્ણનો મહિમા અને ગુણ ગાવા માટે સ્વયં વ્યાસ જન્મ્યા હતા. તેમ સર્વાવતારી શ્રીહરિના ગુણ અને મહિમા ગાવા અને વધારવા માટે પોતે અનાદિ સિદ્ધ જ્ઞાનસમ્પન્ન કોઇ અક્ષર-મુક્તજ સ્વયં પુરૂષોત્તમની સાથે અવતર્યા હતા. પરંતુ-ગુણસામ્યને લીધે સ્વામીને વ્યાસની ઉપમા અપાતી. તેમજ દેવતાચાર્ય-બૃહસ્પતિની ઉપમા પણ સ્વામીને મોટા મોટા પંડિતો આપીને સ્વામીની પાસે નમી પડતા.

આ પ્રમાણે સ્વામીના અનેક મહાગુણોનો પાર આવે તેમ નથી. અને તેમનો અપાર મહિમા પણ આપણી અલ્પ માનવબુદ્ધિથી માપી શકાય તેમ નથી. માટે આપણે પણ તેમને કોટિશઃ નમસ્કાર કરીને શ્રીજી અને સ્વામીના સ્મરણ સાથે વિરામ પામીએ એજ યોગ્ય છે.

સત્સંગસ્વરૂપ શ્રીહરિનો સેવક—

**શાસ્ત્રી—કૃષ્ણસ્વરૂપદાસ.**

**મુ-વડતાલ.**

## અમને જણાવતાં આનંદ થાયછે કે—

સનાતન ધર્મધુરન્ધર આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રીએ અમારી અરજી ધ્યાનમાં લઇને સદ્ગુરૂ શ્રીનિત્યાનન્દસ્વામીએ રચેલું ભક્તિશાસ્ત્રરૂપ—શાંડિલ્યસૂત્રનું ભાષ્ય સંસ્કૃત ટીકા તથા ગુજરાતી અનુવાદ સાથે.

તથા સદ્ગુરૂ શ્રીગોપાળાનન્દસ્વામીએ રચેલું ગીતાભાષ્ય ગુજરાતી અનુવાદ સાથે.

આ બંને ગ્રન્થો છપાવવાને માટે વડતાલ મંદિરના મુખ્ય કોઠારી પુરાણીશ્રી ધર્મસ્વરૂપદાસજી દ્વારા "આ શ્રીહરિદિગ્વિજય ગ્રન્થનું મુદ્રાપણ—કાર્ય પુરૂ થતાની સાથેજ તેના ફળરૂપેજ હોયને શું?" એમ અમને આજ્ઞા કરીછે તે ઘણા આનંદની વાત છે. માટે અમે તેમનો ઉપકાર સાથે આભાર માનીએ છીએ.

સત્સંગનો સેવક—

કૃષ્ણસ્વરૂપદાસ.

મુ-વડતાલ.



श्रीस्वामिनारायणो विजयतेतराम्

# उल्लासार्थसङ्ग्रहः

आविर्भूय क्षितौ यः परमखनिलयादन्ववाये यदूनां
विश्वं व्यामोहयन् स्वैरतिमनुजसुरैर्बाललीलाविलासैः ।
दुष्टक्षत्रं निहत्य स्थिरपदमकरोद्धर्ममुर्व्यां स्वकीयं
ज्ञानं स्वैकान्तभक्ते स्वयमुपनिदधावुद्धवे नः स पायात् ॥१॥

જે પરમાત્મા પરબ્રહ્મ ભગવાને પોતાના પરમાકાશમાં રહેલા બ્રહ્મધામ થકી આ પૃથ્વી ઉપર યાદવકુળમાં આવિર્ભાવ પામીને મનુષ્યોથી તેમજ દેવોથી પણ ન બની શકે તેવાં બાળલીલારૂપ વિચિત્ર ચરિત્રોથી અસુરોને વ્યામોહ કરતા થકા દુષ્ટ-અધર્મી રાજાઓનો વિનાશ કરીને ભૂતળમાં પોતાના એકાન્તિક ધર્મને સ્થિરપદ કર્યો હતો. અને પોતાના પરમ ભાગવતાગ્રેસર ભક્તરાજ ઉદ્ધવજીને વિષે પોતાના સ્વરૂપનું પરાત્પર જ્ઞાન પોતેજ સ્થાપન કર્યું હતું. એવા તે અમારા પરમ ગુરૂ કૃપાળુ પરમાત્મા શ્રીહરિ અમારૂં રક્ષણ કરો ! ॥ ૧ ॥

---

## સૂચના—

આ ગ્રન્થના કર્તા મહામુનિ શ્રી નિત્યાનંદસ્વામીએ દરેક ઉલ્લાસના અંતિમ ભાગમાં તે તે ઉલ્લાસમાં રહેલા અર્થને સંક્ષેપથી કહીને તે તે ચરિત્રના કર્તા પોતાના ઇષ્ટ પ્રભુની જેમ પ્રાર્થના કરીછે. અને તે સંગ્રહશ્લોકાત્મક " विश्वमङ्गळ " નામે સ્તોત્ર પંચરત્ન માંહેલું એક સ્તોત્ર સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ છે.

તેજ પ્રમાણે આ ગ્રન્થના દરેક ઉલ્લાસની ટીકાના આદિભાગમાં આ ગ્રન્થની ટીકા રચનારા સદ્ગુરૂ સ્વામી શ્રીકૃષ્ણજીવનદાસજીએ દરેક આખા ઉલ્લાસમાં રહેલા અર્થને સંક્ષેપથી જણાવવા પૂર્વક તે તે ચરિત્રોના કર્તા પોતાના ઇષ્ટદેવની પ્રાર્થના કરીને તેમની પ્રસન્નતાની યાચના કરેલી છે. તે સ્તોત્ર આ ગ્રન્થમાં " उल्लासार्थसङ्ग्रह " નામે પ્રસિદ્ધ કર્યું છે.

વળી-આ ગ્રન્થની બીજી ટીકા રચનાર આચાર્યવર્ય શ્રીભગવત્પ્રસાદજી મહારાજે પણ કોઇક કોઇક ઉલ્લાસના આરંભમાં તેમજ અંતમાં પણ ટીકામાં સ્તુતિશ્લોક રચેલા છે. પરંતુ-તે સમગ્ર ગ્રન્થના દરેક ઉલ્લાસમાં નહિ હોવાથી તેનો પૃથક્ ઉદ્ધાર કર્યો નથી.



जयतु भगवान् श्रीस्वामिनारायणः ।

# ॥ श्रीहरिदिग्विजयः ॥

गुर्जरानुवादसहितः ।

---

## प्रथम उल्लासः

प्रादुर्भूतमधिक्षिति क्षपयितुं भूभारदैत्यांशराज-
क्ष्माभृद्देशिकदम्भदुर्जनचयान् पातुं च धर्मं सतः ॥
भक्तौ धर्मत आत्मतन्त्रमसुरव्यामोहकृद्वर्तनं
वन्देऽहं धृतमानुषाकृति परब्रह्म स्वयं श्रीहरिम् ॥१॥

( ग्रंथकर्ता नित्यानंदमुनि सर्व विघ्नोनी प्रशान्तिने माटे, शिष्टाचारप्राप्त–पूर्वना शिष्ट महापुरुषोए आचरेला नियमथी प्राप्त थतुं, पोताना इष्टदेवनुं स्मरण. वंदन, नमस्कार, जयाभिकांक्षा, विगेरे करवारूप मंगळाचरण पंदर श्लोकथी करेछे.

"मङ्गलादीनि मङ्गलमध्यानि मङ्गलान्तानि च शास्त्राणि प्रथन्ते" जे शास्त्रना आदि भागमां, मध्य भागमां अने अन्तिम भागमां, मंगळाचरण करेलुं होय, ते शास्त्र सदाय निर्विघ्ने संपूर्ण थइने पृथ्वीमां प्रसिद्धि पामेछे, एवी शिष्ट–महापुरुषोनी प्रसिद्ध मान्यता छे. आ मंगळाचरणनो विचार घणो मोटो अने अगत्यनो छे तो ते न्यायशास्त्र विगेरेमांथी तेमज शिक्षापत्रीभाष्यमांथी विस्तारथी जाणी लेवो. अहींआं ग्रन्थनो विस्तार थवाना भयथी लख्यो नथी.)

### उल्लास १ लो.

पृथ्वीना भाररूप एवा दैत्यांशथी प्रगट थयेला राजाओ अने गुरुओने, तेमज दंभ प्रवर्तावनारा दुष्ट जनोना समूहोने नाश करवाने माटे, तथा धर्मनुं अने सत्पुरुषोनुं रक्षण करवाने माटे, पृथ्वी उपर धर्मदेव थकी भक्तिदेवीने विषे प्रादुर्भाव पामेला, सदा

स जयति सहजानन्दः स्वामी सर्वार्थसिद्धिदः सद्यः। यन्नामस्मृतिमात्रात्पापव्रातोऽपि याति लयम् ॥२॥ सकलसद्गुणसन्मणिमण्डनं सकलदैवतदैवतपूजितम् ॥ सकलदुर्मततूलदवानलं सकलपुण्यफलं हृदि तं दधे ॥३॥ सकलसिद्धिसमाश्रितपत्कजं सकलवेदगणोदितपौरुषम्। सकळमंगळमंगळमीश्वरं सुकृतभक्तिसुतं तमहं भजे ॥४॥ प्रतापो हरेराजते चण्डभानुर्यदीयोदये दुर्मतध्वान्तराशिः। भुवः सर्वतोऽपि द्रवन्नाशु भीत्या गुहाः शिश्रिये तस्कराणां निषेव्याः ॥५॥ स्वधर्मात्मनिष्ठाविरागैः समेतां स्वमाहात्म्यबोधोपपन्नां च भक्तिम्। स्वभूरिप्रतापेन जित्वाऽसुरौघानिहाऽपि प्रथद्यस्तमीशं नमामि ॥ ६ ॥ दिव्यमानुषविचित्रचरित्रैरक्षयन्निजजनानधिभूमि। भक्तिधर्ममपुषत्करुणाब्धिर्बुद्धिदोऽस्तु स हरिः सततं मे ॥ ७ ॥ स्वयं श्रीकृष्णो यो भविकसुगुणैः स्वेन समिते मुदा न्यस्य स्वीयामवगममधुरं

स्वतंत्रमूर्ति અને અસુરોને સર્વથા મોહ પમાડનારાં ચરિત્રો કરનારા એવા મનુષ્યાકૃતિ ધારી રહેલા સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન મારા ઈષ્ટદેવ શ્રીહરિને હું વંદન કરૂંછું. ॥ ૧ ॥ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એ ચારેય પુરૂષાર્થની તત્કાળ સિદ્ધિ આપનારા. અને જેમના નામની સ્મૃતિમાત્રથીજ પાપના સમૂહો પણ નાશ પામી જાયછે. એવા શ્રીસહજાનંદસ્વામી ભગવાન આ પૃથ્વી ઉપર જયકારી વર્તેછે. ॥૨॥ સમગ્ર જ્ઞાન વૈરાગ્યાદિક સદ્‌ગુણ રૂપ મણિઓને શોભાડનારા, સકળ લોકના પૂજ્ય બ્રહ્માદિક દેવોએ પણ પરમ દૈવત માનીને પૂજેલા, સમગ્ર દુષ્ટ મત રૂપ તૂલને[1] દાવાનળની પેઠે નાશ કરનારા અને સમગ્ર પુણ્યના ફળરૂપ એવા તે શ્રીહરિને હું મારા હૃદયમાં ધારણ કરૂંછું. ॥૩॥ સમગ્ર સિદ્ધિઓએ જેના ચરણકમળનો આશ્રય કરેલો છે, સમગ્ર વેદગણો જેનાં ચરિત્રોનું ગાન કરેછે. સર્વ મંગળના પણ મંગળરૂપ અને સર્વના નિયંતા એવા ધર્મભક્તિના પુત્ર તે શ્રીહરિને હું ભજુંછું ॥૪॥ તે પ્રગટ શ્રીહરિનો પ્રતાપ[2] પ્રખર સૂર્યના જેવો પ્રકાશેછે, જે પ્રતાપનો ઉદય થવાથીજ દુષ્ટમતવાદી દંભીઓના સમૂહરૂપ અંધકારનો રાશિ પૃથ્વી ઉપરથી સર્વ ઠેકાણેથી ભય પામીને તત્કાળ દોડતો થકો ચોર પુરૂષોએ આશ્રય કરવા યોગ્ય ગુહાઓમાં લીન થઇ જતો હતો. ॥ ૫ ॥ જે શ્રીહરિએ પોતાના અતિ પ્રબળ પ્રતાપથી અસુરોના સમૂહને જીતીને, આ પૃથ્વી ઉપર સ્વધર્મ, આત્મજ્ઞાન અને વૈરાગ્યે સહિત એવી સ્વસ્વરૂપના[3] માહાત્મ્યજ્ઞાને યુકત એકાંતિકી ભકિતને વિસ્તારી છે, તે શ્રીહરિને હું નમસ્કાર કરૂંછું. ॥ ૬ ॥ દિવ્ય અને માનુષ એવાં વિચિત્ર ચરિત્રોથી પોતાના ભકતજનોને રંજન કરતા થકા આ પૃથ્વી ઉપર ભકિતધર્મનું પોષણ કરનારા અને કરૂણાના સમુદ્ર રૂપ એવા તે શ્રીહરિ નિરંતર મને આ ગ્રંથ કરવાની બુદ્ધિશક્તિ આપનારા થાઓ ! ॥૭॥ પરબ્રહ્મ એવા જે સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન સમગ્ર કલ્યાણકારી ગુણોથી પોતાને તુલ્ય એવા ઉદ્ધવજીને વિષે પોતાની જ્ઞાનધુરને અતિસ્નેહે કરીને આ લોકમા સ્થાપન કરીને પોતાના ધામમા પધારી ગયા હતા. અને સમય આવ્યે તે ઉદ્ધવજીને પૃથ્વી ઉપર અવતાર ધારણ કરાવીને, ધર્મે સહિત પોતાની

૧ આકડાનું રૂ ૨ અતિશય ઉગ્ર. ૩. ભગવત્સ્વરૂપના.

न्युद्धव इह ॥ अभूत्स्वस्थः काले नृपु तमवतार्य प्रकटयन्स्वधर्मौ भक्तिं रवीं वितरतु सुबुद्धिं हरिरसौ ॥ ८ ॥ विशुद्धं पातुं यो ह्यसुरगुरुतः स्वोद्धवपथं स्वयं धर्माद्देवादजनि सकलैश्वर्यनिभृतः ॥ तुदत्कालिदत्ताद्यसुरगणविध्वंसमहिमा पुरुप्रेयान्नृणामखिलभयहर्तास्तु स हि मे ॥ ९ ॥ अयोध्यावासानामतिशयितवात्सल्यनिलयः सदभ्यासस्फारस्फुरितबहुविद्याऽतिपृथितः ॥ अजय्यो विद्वद्भिर्विविधमतवादैश्च सदसि स मे कृष्णस्तुष्यान्निजजनकयोर्दिव्यगतिदः ॥१०॥ समृद्धं गेहं स्वं सपदि परिहायाश्रितवनस्तपोयोगस्थेभ्यो वितरितवरो दम्भदमनः ॥ प्रतापप्रोच्छिन्नासुरगुरुनृपाद्युत्कटमदो जयत्येष स्वामी दृढविहितशुद्धोद्धवपथः ॥ ११ ॥ अशक्यानां कर्तुं नृपतिभिरथाढ्यैरपिनरैर्मखानां नैकानामपि हरिमहानां वितनिता ॥ ऋतेऽप्यभ्यासाद्यः सकलमपि योगं निजदृशा वितन्वन्स्वेच्छातः स जयति हरिः सद्गुरुवरः ॥ १२ ॥ धुरं स्वीयां

---

ભક્તિ પ્રવર્તાવનારા એવા તે શ્રીહરિ આ ગ્રંથ કરવાની રૂડી બુદ્ધિ મને આપો. ॥ ૮ ॥ જે શ્રીકૃષ્ણ ભગવાન વિશુદ્ધ એવા પોતાના ઉદ્ધવ સંપ્રદાયને અસુરગુરૂઓ થકી રક્ષા કરવાને માટે પોતાનાં સમગ્ર ઐશ્વર્યોએ યુકત થકા, ધર્મદેવ થકી સ્વયં પ્રગટ થયા, અને પોતાને કલેશ આપનારા કાળીદત્તાદિક અસુરગણોને નાશ કરી નાખે એવો મહિમા જેમનો છે, અને મનુષ્યોને અત્યંત પ્રેમના આસ્પદરૂપે[૧] જણાતા એવા તે શ્રીહરિ મારા સમગ્ર ભયને હરનારા થાઓ. ॥ ૯ ॥ અયોધ્યાવાસિ મનુષ્યોના અત્યંત વાત્સલ્યના સ્થાન રૂપ, અને સારો અભ્યાસ કરવાથી અત્યંત સ્ફુરણાયમાન થયેલી બહુ વિદ્યાથી અતિપ્રસિદ્ધિ પામેલા, અનેક મતવાદિ વિદ્વાનોથી પણ સભા પ્રસંગે જે ન જીતી શકાય એવા, અને પોતાનાં માતાપિતા ભક્તિધર્મને દિવ્ય ગતિ આપનારા એવા તે શ્રીકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૧૦॥ સર્વ સમૃદ્ધિમાન પોતાના ઘરનો તત્કાલ ત્યાગ કરીને વનમાં જનારા, અને ત્યાં અનેક તપસ્વિ યોગિઓને ઇચ્છિત વર આપનારા, અને દંભનું દમન કરનારા, સ્વપ્રતાપથી મૂળમાંથી ઉખેડી નાખ્યો છે અસુરગુરૂઓ અને રાજાઓ આદિકનો ઉત્કટ મદ જેમણે, અને દૃઢ કર્યો છે અતિશુદ્ધ ઉદ્ધવ સંપ્રદાય જેમણે, એવા તે **શ્રી સહજાનંદસ્વામી** જયકારી વર્તે છે. ॥ ૧૧ ॥ મોટા મોટા રાજાઓથી, અને ધનાઢ્ય પુરૂષોથી પણ ન બની શકે તેવા વિષ્ણુયાગ વિગેરે મોટા યજ્ઞો, અને જન્માષ્ટમી આદિક મોટા મોટા ભગવાન સંબંધી અનેક ઉચ્છવોને કરનારા, અને અષ્ટાંગ યોગનો અભ્યાસ કર્યા સિવાયના મનુષ્યોને પણ પોતાની ઇચ્છા માત્રથી સમગ્ર યમનિયમાદિક અષ્ટાંગયોગને પોતાની દૃષ્ટિથી આપનારા, એવા સકળ સદ્ગુરૂવર્ય તે શ્રીહરિ જયકારી વર્તે છે, ॥૧૨॥ પોતાની ધર્મધુરને પોતાના બે પુત્રોને વિષે સ્થાપન કરી પૃથ્વી ઉપર સનાતન ધર્મમર્યાદાની કળિકલુષ થકી રક્ષા કરતા થકા, સાધુપુરૂષોને નિરંતર અત્યંત સુખ આપનારા, અતિ કૃપાળુ અને સકલસદ્ગુણોના

---

૧. સ્થાનરૂપ—સ્વાભાવિક પ્રેમ થવા

धर्म्यौ सुतयुगल आधाय धरणौ निजान् सेतून् रक्षन् कलिकलुषतः सद्गुणनिधिः॥ प्रदाता सौख्यानां सततमिह सद्भ्योऽतिकरुणः परब्रह्मैवैकं जयति स हि नारायणमुनिः ॥ १३ ॥ प्रोक्तो योऽक्षरतः पराच्च परतः सच्चित्सुखात्मा स्वयञ्ज्योतिः प्राकृतिकैर्गुणैश्च रहितः स्वेच्छामनुष्याकृतिः ॥ नृत्वे दिव्यतयैव दिव्यचरितैरालक्षितः सज्जनैः सोऽयं श्रीपुरुषोत्तमो वितनुतान्मद्बुद्धिशक्तिं दृढाम् ॥ १४ ॥ भाविप्राणिहिताय मन्दिरवराणीशो विधाप्यात्र यो मूर्तीस्तत्र निजा अतिष्ठिपदभीष्टार्थप्रदाः सेवनात् ॥ सर्वोत्कृष्टनिजप्रतापविदितो भूमण्डले भूपतिव्रातैरानतपाद एष भगवान् कुर्यात्सदा मङ्गलम् ॥ १५ ॥ तोषाय तस्याथ तदीयपुंसां माहात्म्यबोधाय च तस्य भूमौ ॥ तज्जन्मकर्मादिचरित्रवर्ण्यं ग्रन्थं प्रसादाद्वितनोमि तस्य ॥ १६ ॥ नित्यानन्देन मुनिना श्रीहरेः सहचारिणा ॥ हरिदिग्विजयाख्योऽयं मया ग्रन्थो विरच्यते ॥ १७ ॥ य इह हि रसिका मुमुक्षुभक्ताः प्रकटनराकृतिराधिकेशभक्ताः ॥ हरिमहिमरसेप्सवो भवेयुर्हरिचरितामृतमत्र ते पिबन्तु ॥ १८ ॥ पुरा देवासुररणे तारकामय उल्बणे । असुराः

---

નિધિ એવા સાક્ષાત્ પરબ્રહ્મ પોતે એકજ **શ્રીનારાયણમુનિ** નામે જયકારી વર્તે છે. ॥૧૩॥ સર્વથી પર એવા અક્ષરબ્રહ્મથી પણ જે પર છે, એમ વેદાદિક સચ્છાસ્ત્રોએ કહેલા છે, સત્, ચિત્, અને આનંદમય જેનું સ્વરૂપ છે, જે સ્વયં-પ્રકાશ છે, પ્રકૃતિના ગુણોથી રહિત છે, અને પોતાની ઇચ્છાથી મનુષ્યાકૃતિ ધારી રહેલા, અને મનુષ્યપણાને વિષે પણ સત્પુરૂષોએ દિવ્ય ચરિત્રો જોઇને દિવ્ય સ્વરૂપેજ ઓળખેલા એવા તે આ પ્રગટપ્રમાણ શ્રીપુરૂષોત્તમ ભગવાન મારી આ ગ્રંથ કરવાની બુદ્ધિશક્તિને દૃઢ બનાવો. ॥ ૧૪ ॥ જેમણે ભાવિમનુષ્યોના હિતને માટે આ પૃથ્વી ઉપર સુંદર મંદિરો બનાવરાવીને તેમાં, સેવન કરવાથી અભીષ્ટ [1]અર્થને આપનારી પોતાની મૂર્તિઓ સ્થાપી હતી, અને અખિલ ભૂમંડળમાં પોતાના સર્વોત્કૃષ્ટ પ્રતાપથીજ અતિ પ્રસિદ્ધિ પામેલા, મોટા મોટા રાજાઓના સમૂહોએ જેમના ચરણકમળને નમસ્કાર કર્યા છે, એવા આ મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારૂં નિરંતર મંગળ કરો. ॥૧૫॥ તે શ્રીહરિને અને તેમના ભક્તજનોને પ્રસન્ન કરવા માટે, અને પૃથ્વી ઉપર તે શ્રીહરિનો મહિમા જાણવામાં આવે તેને માટે, તે શ્રીહરિનાં જન્મ કર્માદિ ચરિત્રો જેમાં વર્ણન કરેલાં છે એવો ગ્રંથ તેમની પ્રસન્નતાથી હું કરૂં છું. ॥ ૧૬ ॥ મારા ઇષ્ટદેવ શ્રીહરિની સાથેજ નિરંતર રહેલો એવો હું નિત્યાનંદ મુનિ, આ શ્રીહરિ-દિગ્વિજય નામે ગ્રંથને રચું છું. ॥૧૭॥ આ લોકમાં પ્રગટ મનુષ્યાકૃતિ શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણ ભગવાનના ભક્તો હોય, તેમાં પણ જેઓ ભગવાનના મહિમારસને આસ્વાદન કરવા ઇચ્છતા હોય, એવા રસિક, મુમુક્ષુ, અને મુક્તપુરૂષો, તે સર્વે આ શ્રીહરિદિગ્વિજય નામે ગ્રંથમાં રહેલા શ્રીહરિના ચરિત્રામૃતનું પાન કરો.॥૧૮॥

---

૧. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષરૂપ પુરૂષાર્થની સિદ્ધિને.

प्रबलाश्चासन्देवाजय्याः सहस्रशः ॥ १९ ॥ तत्पराास्तैः सुरैर्भक्त्याऽभिध्यातो भगवान् हरिः ॥ प्रादुर्भूय मृधे तत्र न्यहनत्तान् स्वयं प्रभुः ॥ २० ॥ तत्र केचिद्भगवति निबद्धेक्षणवृत्तयः ॥ शस्त्रक्षता जहुर्देहांस्ते मुक्ता अभवन् भवात् ॥ २१ ॥ कालनेम्यादयोऽन्ये तु बद्धवैरा हरौ हताः ॥ ते भूयो भुव्यजायन्त विषयासक्तमानसाः ॥ २२ ॥ नृषु राजकुलेष्वासन् केचित्पशुषु पक्षिषु ॥ सतो विप्रांश्च गा भूमौ धार्मिकान्नॄनपीडयन् ॥ २३ ॥ तत्पीडनेनैव हरेर्जानन्तः पूर्ववैरिणः ॥ पीडनं ते दुराचारास्तद्धि चक्रुर्मदोद्धताः ॥ २४ ॥ अत्यधर्मप्रवृत्तानां तेषां भारमियं मही ॥ अशक्ता वोढुमगमद्गौर्भूत्वा शरणं विधिम् ॥ २५ ॥ तदार्त्तिमाकलय्यासौ सह देवैः सशङ्करैः ॥ क्षीराब्धेरुत्तरतटे भगवन्तं व्यजिज्ञपत् ॥ २६ ॥ प्रणतार्त्तिहरः श्रीशः समाधौ तत आह कम् ॥ जाने दुष्परिहार्यो हि भारो जातोऽस्ति भूतले ॥ २७ ॥ मदीयाः साधवो धर्मः पीडयन्तेऽसुरभूमिपैः ॥ प्रादुर्भूय स्वयं भूमौ ततो हन्तास्मि तानहम् ॥ २८ ॥ सहायार्थं मम सुराः

(હવે શ્રીકૃષ્ણ જન્મકથા કહેવા માટે પુરાણની આખ્યાયિકા કહે છે) પૂર્વે તારકાસુર મુખ્ય જેમાં છે એવો અતિ ઉગ્ર દેવ અસુરનો સંગ્રામ થયો હતો, તે વખતે દેવોથી જીતી ન શકાય એવા હજારો હજાર અસુરો અતિ બળીઆ થઇ ગયેલા હતા ॥૧૯॥ આ અસુરોએ પરાજય પમાડેલા દેવતાઓએ ભગવાનનું ધ્યાન કર્યું, ત્યારે તે યુદ્ધમાંજ પ્રગટ થઇને ભગવાને પોતેજ તે અસુરોનો નાશ કરી નાખ્યો. ॥૨૦॥ તે સમયમાં કેટલાક અસુરો ભગવાનને વિષે નેત્રોની વૃત્તિ જોડાવાથી શસ્ત્રોથી ક્ષત થઇને દેહ છોડી ગયા તે બાધાય સંસારથી મુકત થઇ ગયા. ॥૨૧॥ અને બાકીના કાળનેમિ આદિક જે ભગવાન સાથે દૃઢ વૈર બાંધનારા હતા, અને વિષયાસકત મનવાળા હતા, તે મરીને ફરીથી પૃથ્વી ઉપર પ્રગટ થયા ॥ ૨૨ ॥ તેમાંથી કેટલાક મનુષ્યોમાં જન્મ્યા હતા., કેટલાક રાજકુળમાં, કેટલાક પશુઓમાં, અને કેટલાક પક્ષિઓમાં જન્મ્યા હતા, આ પ્રમાણે તે અસુરો પૃથ્વી ઉપર પ્રગટ થઇને સત્પુરુષો, બ્રાહ્મણો, ગાયો, અને ધાર્મિકજનોને, સર્વ પ્રકારે પીડા પમાડવા લાગ્યા. ॥ ૨૩ ॥ ભગવાનની સાથે પ્રથમથીજ વૈર બાંધનારા તે અસુરો, સાધુઓ વિગેરેને પીડા કરવાથી ભગવાનનેજ પીડા થશે, એમ જાણતા થકા દુરાચારી અને મદોદ્ધત થઇને તે પ્રમાણે કરવા લાગ્યા. ॥૨૪॥ આ પ્રમાણે અતિ અધર્મમાં પ્રવર્તેલા તે અસુરોનો ભાર ઉપાડવામાં અશકત બની ગયેલી પૃથ્વી, પછી ગાયનું સ્વરૂપ ધારણ કરીને બ્રહ્માને શરણે ગઇ. ॥ ૨૫ ॥ બ્રહ્માએ તે પૃથ્વીની અતિશે પીડા જોઇને શંકર વિગેરે દેવોએ સહિત ક્ષીરસાગરને ઉત્તર કાંઠે રહેલા શ્વેતદ્વીપમાં જઇને ભગવાનને વિજ્ઞાપના કરી. ॥ ૨૬ ॥ પ્રણતની પીડા હરનારા લક્ષ્મીપતિ ભગવાને તે પછી બ્રહ્માને સમાધિમાં કહ્યું—હું જાણું છું કે પૃથ્વી ઉપર કોઇથી ન ટળી શકે તેવો અતિભાર થયેલો છે. ॥ ૨૭ ॥ અસુરરાજાઓ મારા સાધુઓને અને ધર્મને પીડા પમાડે છે, માટે હું પોતેજ પૃથ્વી ઉપર પ્રગટ થઇને તે અસુરોનો

स्वांशैः सर्वेऽपि भूतले ॥ उत्पद्यतां नृपु क्षिप्रमित्युक्त्वाऽभूत्तिरो हरिः ॥ २९ ॥ ततो ब्रह्मगिराऽऽगत्य स्वं स्वं धाम सुरा भुवि ॥ अवातरन् शीघ्रमेव मनुष्येषु तदाज्ञया ॥ ३० ॥ हरिरपि वसुदेवदेवकीतो यदुकुल आविरभूत्स्वयं धरायाम् ॥ निजजनहृदयेषु भूरिसौख्यं विदधदधार्मिकहृत्सु चातिभीतिम् ॥ ३१ ॥ विश्वावसौ वत्सरे च याम्यायनगते रवौ ॥ कृष्णाष्टम्यां नभोमासे वासरे विधुजन्मनः ॥ ३२ ॥ रोहिण्यर्क्षे वर्तमाने षट्पञ्चाशद्घटीमिते ॥ योगे वरीयसि च षट्चत्वारिंशद्घटीमिते ॥ ३३ ॥ त्रयस्त्रिंशत्पलैः सार्कं चतुर्दशघटीषु च ॥ व्यतीतासु तमस्विन्या रजनीनायकोदये ॥ ३४ ॥ उच्चस्थानगते विधौ तनुगते सिंहे रवौ तुर्यगे कन्यास्थे विधुजे च बुद्धिभुवने शुक्रे तुलास्थे रिपौ ॥ उच्चस्थे नवमे कुजे घटगते राज्ये शनौ मीनगे लाभस्थे च गुरौ व्यये तमसि स प्रादुर्बभूव प्रभुः ॥ ३५ ॥ आविर्भूय नराकृतिः स भगवान् धर्मद्रुहो गोकुले

નાશ કરી નાખનારો છું. ॥ ૨૮ ॥ અને બધા દેવતાઓ મને સહાય કરવા માટે પોતાના અંશે સહિત પૃથ્વી ઉપર મનુષ્યોમાં તુરતજ પ્રગટ થાઓ, આમ કહીને ભગવાન અંતર્ધાન થઇ ગયા. ॥ ૨૯ ॥ તે પછી બ્રહ્માએ કહેલી વાત સાંભળીને દેવતાઓ પોતપોતાના સ્થાનમાં આવીને બ્રહ્માદ્વારા શ્રીહરિની આજ્ઞાથી પૃથ્વી ઉપર મનુષ્યોમાં તુરતજ પ્રગટ થયા. ॥૩૦॥ અને ભગવાન શ્રીહરિ પણ પોતાના ભકતજનોના હ્રદયમાં અત્યંત સુખને કરતા થકા, અને અધર્મિઓના હ્રદયમાં અતિશેજ ભય ઉત્પન્ન કરતા થકા, પૃથ્વી ઉપર યદુકુલમાં વસુદેવ દેવકીજી થકી પોતેજ[1] પ્રગટ થયા. ॥ ૩૧ ॥ ( શ્રીકૃષ્ણનો જન્મસમય કહે છે-) વિશ્વાવસુ નામે સંવત્સરમાં સૂર્ય દક્ષિણ અયનમાં વર્તતા હતા, ત્યારે શ્રાવણમાસની કૃષ્ણાષ્ટમી, અને બુધવારને દિવસે, રોહિણી નક્ષત્ર છપન ઘડી હતું. અને વરીયસ્ નામે યોગ છેતાલીશ ઘડી હતો, ત્યારે ચૌદ ઘડી અને તેત્રીશ પળ રાત્રિ વીત્યા પછી ચંદ્રોદય સમયમાં શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા. ૩૨—૩૪॥ તે સમયમાં વૃષભરાશિમાં રહેલો ચંદ્ર તનુ નામે પ્રથમ ભુવનમાં વર્તતો હતો, સિંહરાશિમાં રહેલો સૂર્ય માતૃ નામે ચોથા ભુવનમાં રહેલો હતો, કન્યા રાશિમાં રહેલો બુધ બુદ્ધિ નામે પાંચમા ભુવનમાં રહેલો હતો, તુલારાશિમાં રહેલો શુક્ર શત્રુ નામે છઠ્ઠા ભુવનમાં રહેલો હતો, મકરરાશિમાં રહેલો મંગળ ભાગ્ય નામે નવમા ભુવનમાં રહેલો હતો, કુંભરાશિમાં રહેલો શનિ રાજ્ય નામે દશમા ભુવનમાં રહેલો હતો, મીન રાશિમાં રહેલો ગુરૂ લાભ નામે અગીઆરમા ભુવનમાં રહેલો હતો. અને રાહુ બારમા ભુવનમાં રહેલો હતો, આવા સર્વગ્રહોના સુયોગમાં **શ્રીકૃષ્ણચંદ્ર** પ્રભુ આ પૃથ્વી ઉપર પ્રગટ થયા હતા. ॥૩૫॥ આપ્રમાણે પ્રગટ થઇને નરાકૃતિ એવા તે શ્રીકૃષ્ણ ભગવાન ગોકુળમાં અને મથુરાપુરીમાં ધર્મદ્રોહી એવા ઘણાક અસુરોનો બહુપ્રકારે નાશ કરીને, પછી દ્વારિકાપુરીમાં જઇને વસ્યા એવા થકા પૃથ્વીના ભારરૂપ અસુરોનો કૌરવ-પાંડ-

૧. સ્વયં વાસુદેવ ભગવાન.

दैतेयान् मथुरापुरे च बहुशो हत्वा वसन् द्वारिकाम् ॥ भूभारं कुरुपाण्डवाहवमिषाद्धृत्वाऽवशिष्टं यदून् कृत्वाऽन्योऽन्यनिमित्तमाश्वपहरन् शापापदेशं व्यधात् ॥ ३६ ॥ तदा ब्रह्मादयो देवा उपेत्य द्वारिकां प्रभुम् ॥ रहसि प्रार्थयन्नत्वा पुष्पैश्चाभ्यर्च्य नान्दनैः ॥ ३७ ॥ भूभारोद्धरणायेश ! पुराऽस्माभिस्त्वमर्थितः ॥ त्वया सम्पादितं तद्धि धर्मः सन्तश्च रक्षिताः ॥ ३८ ॥ स्वधामोपगमाय त्वामतो विज्ञापयामहे ॥ भवेदिच्छा यादृशी ते स्वतन्त्रस्त्वं तथा कुरु ॥ ३९ ॥ तानुवाच हरिर्देवा! भूभारोऽपहृतः खलु ॥ किन्तु कार्यद्वयमिह शिष्टमस्तीति गम्यताम् ॥ ४० ॥ मदाश्रयबलोद्वृत्ता यादवा इह सन्ति ये ॥ भूभाररूपास्तेऽपीति तेषां कार्याऽस्ति संहृतिः ॥ ४१ ॥ तथा मदाश्रयं ज्ञानं भुवो मयि तिरोहिते ॥ निराश्रयं स्यादित्यस्य कर्तव्याऽस्ति प्रतिष्ठितिः ॥ ४२ ॥ इयं चिकीर्षितमिदं कर्तुमारब्धमस्त्यतः ॥ कृत्वैतत्स्वपदं गन्ताऽस्मीत्युक्तास्ते सुरा ययुः ॥ ४३ ॥ ततः प्रभासयात्रायै सर्वानजिज्ञपद्द्विजान् ॥ ऋते औपगवेः कृष्णो ब्रह्मशापोपशान्तये ॥४४॥ ततोऽचिचिन्तद्धृदि भक्तिधर्म-

---

વોના યુદ્ધને નિમિત્ત કરીને નાશ કરીને બાકી રહેલા ભારરૂપ યાદવોને પરસ્પર એક બીજાને નિમિત્ત કરીને તત્કાળ નાશ કરવાને માટે ઈચ્છતા થકા શંખોદ્ધારમાં બ્રાહ્મણના શાપને નિમિત્તરૂપ કર્યો. ॥ ૩૬ ॥ તે સમયમાં બ્રહ્માદિક દેવતાઓ દ્વારિકાપુરીમાં આવીને નંદનવનનાં પુષ્પોથી શ્રીકૃષ્ણભગવાનની પૂજા કરી નમસ્કાર કરીને એકાંતમાં પ્રાર્થના કરીને કહેવા લાગ્યા. ॥ ૩૭ ॥ હે પ્રભુ ! પૂર્વે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અમોએ તમારી પ્રાર્થના કરી હતી તે પ્રમાણે તમોએ તે કામ કર્યું છે, અને ધર્મ અને સાધુઓની રક્ષા પણ સારી રીતે કરી છે. ॥ ૩૮ ॥ માટે હવે આપને આપના ધામ પ્રત્યે પધારવાની અમો વિજ્ઞાપના કરીએ છીએ, તો આપ સ્વતંત્ર છો માટે આપની જેમ ઈચ્છા હોય તેમ કરો. ॥ ૩૯ ॥ ત્યારે તે દેવતાઓને ભગવાન કહેવા લાગ્યા—હે દેવો ! એ કે પૃથ્વીનો ભાર તો મેં નાશ કર્યો છે. તો પણ હજુ આલોકમાં બે કામ બાકી છે એમ તમે જાણો. ॥ ૪૦ ॥ તેમાં એક તો—મારા આશ્રયબળથી ઉદ્ધત થઈ ગયેલા યાદવો જે અહીંઆં છે, તે પણ બધાય પૃથ્વીના ભારરૂપજ છે માટે તેમનો સંહાર કરવો છે. ॥૪૧॥ તથા બીજું—પૃથ્વી ઉપરથી મારા અંતર્ધાન—સ્વધામ ગયા. પછી મારા આશ્રયે રહેલું મારા સ્વરૂપનું યથાર્થ જ્ઞાન તે નિરાધાર થઈ જાય માટે તેની સ્થાપના કરવી છે. ॥ ૪૨ ॥ માટે કરવા ધારેલાં આ બે કાર્યો મેં આરંભેલાં છે, તો તે બે કાર્યો કરીને હું મારા ધામમાં જઈશ, આ પ્રમાણે કહેલા બ્રહ્માદિક દેવો પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. ॥ ૪૩ ॥ તે પછી શ્રીકૃષ્ણપરમાત્માએ બ્રાહ્મણોના થયેલા શાપની શાન્તિને માટે એક ઉદ્ધવજી સિવાય બીજા બધાય પોતાના સંબંધિ યાદવોને પ્રભાસક્ષેત્રની યાત્રા માટે જવાની આજ્ઞા કરી. ॥ ૪૪ ॥ ત્યાર પછી સર્વલોકના કલ્યાણ માટે અવતાર ધારણ કરનારા, અને ભક્તિધર્મના પરમ આશ્રયરૂપ શ્રીહરિ 'આ લોકમાંથી

परायणं सर्वहितावतारः ॥ प्रभुर्मयीतः स्वपदं गते मे प्रवर्तयेज्ज्ञानमितीदृशः कः ॥ ४५ ॥ स्वधर्मवैराग्यदृढात्मनिष्ठाजुष्टो मदेकान्तिकभक्तवर्यः ॥ यः स्यात्स एवेदमवाप्य मत्तः सङ्ग्राहयेदन्यमुमुक्षुजीवान् ॥ ४६ ॥ न तादृशं कश्चन यादवेषु विनोद्धवं चेतरपुंसु वीक्षे ॥ बाल्येऽपि यः क्रीडनकेषु चक्रे मदर्हणाद्येव मदेकवृत्तिः ॥ ४७ ॥ पुरा वसुत्वेऽयमहिंस्रयज्ञैर्मत्प्रीतिकामो बहुधाऽयजन्माम् ॥ मदीयमाहात्म्यमसौ यथावद्विबुध्यते चेतसि गर्भयोगी ॥ ४८ ॥ मदन्तिके भूरिसमा वसन् यः सदैकभावो दृढदास्यवृत्तिः ॥ जितान्तरारीरमणीयभोगयोगेऽपि न क्वापि विकारमाप ॥ ४९ ॥ क्रियासु सर्वासु शुभाऽशुभासु ममैष न क्वाप्यगमद्धिमोहम् ॥ मद्भक्तिवृत्तावबुधोपहाससंतर्जनादि क्षम एव सोढुम् ॥ ५० ॥ अधीतनीतिस्त्रिदशां गुरोर्यः ख्यातस्त्रिलोक्यां मतिमद्वरिष्ठः॥ स एव मज्ज्ञाननिधानपात्रमतस्तमेवोपदिशामि गुह्यम् ॥५१॥ अथेच्छया तस्य स उद्धवोऽपि समेत्य तत्पादयुगं प्रणम्य ॥ उचे प्रभो ! कोऽस्त्ययमुद्यमस्ते भवन्ति

---

મારા ધામ પ્રત્યે મારા ગયા પછી મારા સ્વરૂપનું જ્ઞાન પ્રવર્તાવે એવો સમર્થ પુરૂષ કોણ છે ' એમપોતાના મનનાં વિચારવા લાગ્યા. ॥ ૪૫ ॥ સ્વધર્મ, વૈરાગ્ય, અને દૃઢ આત્મનિષ્ઠાએ યુક્ત હોય, અને મારા એકાંતિકભક્તોમાં અગ્રેસર જે હોય તેજ આ મારૂં જ્ઞાન મારા થકી પામીને આ લોકમાં બીજા મુમુક્ષુજનોને ગ્રહણ કરાવે. ॥ ૪૬ ॥ સર્વ યાદવોમાં અને બીજા પુરૂષોમાં પણ એક ઉદ્ધવજી સિવાય બીજો કોઈ પણ તેવો પુરૂષ મારા જોવામાં આવતો નથી, કેમકે-જે ઉદ્ધવજી બાલ્યાવસ્થામાં પણ મારા સ્વરૂપમાંજ એક ચિત્તવૃત્તિ જેમની છે, એવા થકા રમત રમવાનાં સાધનોમાં પણ મારી પૂજા વિગેરેજ કરતા હતા. ॥ ૪૭ ॥ તેમજ આ ઉદ્ધવજી પૂર્વે વસુ નામે રાજા હતા, ત્યારે પણ મને પ્રસન્ન કરવા માટે તેમણે અહિંસામય ઘણાક યજ્ઞો વડે મારી બહુ પ્રકારે પૂજા કરી હતી, માટે ગર્ભયોગી એવા આ ઉદ્ધવજી એમના ચિત્તમાં મારો મહિમા યથાર્થપણે જાણે છે. ॥ ૪૮ ॥ તેમજ જે ઘણાં વરસોથી મારી પાસેજ રહીને નિરંતર એકભાવથીજ દૃઢ દાસ્યવૃત્તિવાળા છે, અને અંતઃશત્રુઓને જીતીને રમણીય ભોગોના સંયોગમાં પણ ક્યારેય વિકાર પામ્યા નથી. ॥ ૪૯ ॥ મારી શુભઅશુભ સર્વક્રિયાઓમાં આ ઉદ્ધવજી ક્યારેય પણ મોહ પામ્યા નથી, અને મારી શ્રવણાદિક નવધા ભક્તિ કરવામાં અજ્ઞાનિમાણસોએ કરેલા ઉપહાસ, અને તિરસ્કાર વિગેરેને સહન કરવામાં અતિ સમર્થ છે. ॥ ૫૦ ॥ સર્વ દેવોના ગુરૂ બૃહસ્પતિ થકી નીતિશાસ્ત્રભણેલા જે ઉદ્ધવજી સમગ્ર ત્રિલોકીમાં બુદ્ધિમાન પુરૂષોમાં શ્રેષ્ઠપણે પ્રસિદ્ધિ પામેલા છે, તેવા સર્વગુણયુક્ત આ ઉદ્ધવજી મારૂં જ્ઞાન આપવાના પરમપાત્રરૂપ છે, માટે મારૂં રહસ્યરૂપ જ્ઞાન તેમનેજ ઉપદેશ કરૂં. ॥ ૫૧ ॥ એટલામાંજ તે શ્રીહરિની ઇચ્છાથી તે ઉદ્ધવજી પણ ત્યાં આવીને ભગવાનનાં ચરણકમળને નમસ્કાર કરી કહેવા લાગ્યા—હે પ્રભુ! આ બધા યાદવો તૈયાર થાય છે, માટે આપે આ શો વિચાર ધારેલો

सज्जा यदंघ्रो यतोऽस्मी ॥५२॥ नाशापयस्यात्मन ईश! दासं कुतो नु मां किञ्चिदपीह 'कार्यम् ॥ नूनं यियासुस्त्वमपीति भासि स्थातुं न शक्नोमि विना भवन्तम् ॥५३॥ शापापदेशेन विभो! मुनीनां संहृत्य सर्वाणि यदोः कुलानि ॥ गन्तासि धाम स्वमितीव मे त्वं भासीति सत्यं नय मां सहातः ॥ ५४ ॥ इत्याकर्ण्योद्धववचः प्रोवाच स जगद्गुरुः ॥ सत्यं त्वयोच्यते तात कार्यमस्त्येवमेव मे ॥ ५५ ॥ अत्रैव रक्षणीयोऽसि त्वं तु कार्याय भूयसे ॥ अनन्यसाध्यं तद्धयस्ति नाज्ञतोऽसि गमाय तत् ॥ ५६ ॥ मयि स्वधामोपगते मज्ज्ञानं मोक्षसाधनम् ॥ स्थितमाश्रित्य मामेव सहैष्यति मया ध्रुवम् ॥ ५७ तदा श्रेयः कथं नृणां विना तेन भविष्यति ॥ 'ऋते ज्ञानान्न मुक्तिः स्या'दिति वेदोऽपि भाषते ॥५८॥ अतस्त्वय्येव सत्पात्रे तन्निधाय स्वकं पदम् ॥ यायामिति मया भद्र! कृतोऽस्ति हृदि निश्चयः ॥५९॥ त्वां हि बाल्यादहं वेद्मि साहचर्येण नित्यदा ॥ रमणीयैरपि गुणैरप्राप्तं क्वापि विक्रियाम् ॥६०॥ सर्वसद्गुणसम्पन्नो धीरो वीरः शुचिः सदा ॥ मुमुक्षुबोधने दक्षो दयालुश्चासि सन्मतिः ॥ ६१॥ मदेकान्तिकभक्तस्त्वं सर्वदा मत्प्रि-

---

છે. ॥ ૫૨ ॥ હે પ્રભુ! આ બધા ઉદ્યમમાં તમારો દાસ એવો હું તે મને આપ કેમ? કાંઇ આજ્ઞા કરતા નથી, અને આ બધાયની સાથે આપ પણ નિશ્ચેજ પધારશો એમ મારી ખાત્રી થાય છે. તો આપના સિવાય હું આ લોકમાં રહી શકું તેમ નથી. ॥ ૫૩ ॥ હે વિભો! મુનિઓના શાપનિમિત્તે કરીને સર્વ યાદવકુળોનો સંહાર કરીને, આપ આપના ધામમાં પધારશો એમજ મને નિશ્ચે જણાય છે, તો મને પણ આપની સાથેજ લઇ જાઓ. ॥ ૫૪ ॥ આ પ્રમાણે ઉદ્ધવજીનાં વચન સાંભળીને સકલજગતના પરમગુરૂ શ્રીકૃષ્ણભગવાન કહેવા લાગ્યા—હે તાત! તમે ખરૂં કહો છો, મારે એમજ કરવું છે ॥૫૫॥ અને તમને તો એક મોટા કાર્ય માટે આ લોકમાંજ રાખવાના છે, અને તે કાર્ય તમારા સિવાય બીજા કોઇથી બની શકે એવું નથી, માટે તમને મારી સાથે આવવાની આજ્ઞા કરી નથી. ॥૫૬॥ હું મારા ધામમાં જઇશ ત્યારે મનેજ આશ્રય કરીને રહેલું મારા સ્વરૂપનું જ્ઞાન, કે જે મનુષ્યોના મોક્ષનું સાધનભૂત છે, તે જ્ઞાન નિશ્ચેજ મારી સાથે આવશે, ત્યારે તે જ્ઞાન સિવાય મનુષ્યોનું કલ્યાણ કેવી રીતે થશે? 'જ્ઞાન સિવાય મુક્તિ ન થાય' એમ તો વેદ પોતે પણ કહે છે. ૫૭—૫૮॥ માટેજ તે મારા સ્વરૂપનું જ્ઞાન પરમસત્પાત્ર તમારે વિષેજ સ્થાપન કરીને હું મારા ધામમાં જઉં એમ હે ભદ્ર! મેં મારા મનમાં નિશ્ચય કરેલો છે. ॥ ૫૯ ॥ બાળઅવસ્થામાંથીજ તમે મારી સાથે નિરંતર રહો છો તેથી હું તમને જાણું છું કે રમણીય વિષયોથી પણ તમો ક્યારેય વિકાર પામ્યા નથી. ॥ ૬૦ ॥ સકળ ધર્માદિક સદ્ગુણોથી સંપન્ન, ધીર, વીર, સદાય પવિત્ર, મુમુક્ષુજનોને બોધ આપવામાં પરમ નિપુણ, અતિ દયાળ અને રૂડીબુદ્ધિવાળા તમે છો ॥ ૬૧ ॥ હે ઉદ્ધવ! તમે મારા

यद्धरः ॥अतो मुमुक्षून्मज्ज्ञानं ग्राहयन्निह तिष्ठ भोः ॥ ६२ ॥ मदाज्ञा भवताऽद्यापि प्रत्याख्याता न कर्हिचित् ॥ एषाऽऽज्ञातो माननीया सर्वथा मत्प्रियेच्छया ॥ ६३ ॥ एतदाज्ञापालनेन प्रीतोऽहं स्यां यथा तथा॥ न सहानुगमेनेति जानीहि मतिमत्तम! ॥६४॥ त्वद्द्वारैव महत्कार्यं भुवि कर्त्तव्यमस्ति मे ॥ स्वस्थो भूत्वा प्रियसखे! मदाज्ञसं ततः कुरु ॥ ६५ ॥ ब्रह्मशापो यदूनां यो जातोऽस्ति क्षयकारणम् ॥ मदिच्छयैव सोऽस्तीति न त्वामभिभविष्यति ॥ ६६ ॥ इति स्वभर्त्तुर्वचनमुपाकर्ण्य महामतिः ॥ तस्य तत्राऽऽग्रहं ज्ञात्वा तदाज्ञां शिरसाऽग्रहीत् ॥ ६७ ॥ ततः स भगवान् प्रीत्या साङ्गं स्वज्ञानमञ्जसा ॥ अबूबुधत्तमखिलमवधूतकथादिभिः ॥ ६८ ॥ छिन्नसर्वाऽखिलसन्देहो ज्ञाततत्त्वस्ततश्च सः ॥ तं नत्वा प्राञ्जलिस्तस्थौ विरहं सोढुमक्षमः ॥६९॥ स्वप्रीणनपरायाथ स्वप्रियायाश्रुचक्षुषे॥ अर्चायै पादुके प्रादात्स्वस्य तस्मै सतां पतिः ॥ ७० ॥ तत आश्वास्य तं कृष्णः प्रयातुं बदरीवनम् ॥ आज्ञाप्य यादवैः सार्द्धं प्रभासं क्षेत्रमाययौ ॥७१॥

---

એકાંતિક ભકત છો, અને સદાય મારૂં પ્રિય કરનાર છો, માટે મારા સ્વરૂપનું જ્ઞાન મુમુક્ષુજનોને ગ્રહણ કરાવતા થકા આ લોકમાં તમે રહો. ॥ ૬૨ ॥ આજ સુધીમાં તમોએ મારી આજ્ઞાનો કયારેય અનાદર કર્યો નથી, માટે સર્વ પ્રકારે મારૂં પ્રિય કરવાની ઇચ્છાથી આ મારી આજ્ઞા માનવીજ પડશે. ॥૬૩॥ મતિમાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા હે ઉદ્ધવ! આ મારી આજ્ઞા પાળવાથી હું જેવો તમારી ઉપર પ્રસન્ન થઉં, તેવો તમે મારી સાથે આવવાથી ન થઉં એમ નિશ્ચેજ જાણો. ॥ ૬૪ ॥ તમારા દ્વારાજ આ મોટું કાર્ય આ પૃથ્વી ઉપર મારે કરવું છે, માટે હે પ્રિયસખે! બુદ્ધિની નિશ્ચળતા કરીને આ મારૂં આજ્ઞાવચન પાળો. ॥૬૫॥ અને યાદવોના વિનાશમાં કારણભૂત જે બ્રાહ્મણનો શાપ થયેલો છે, તે મારી ઇચ્છાથીજ થયેલો છે, માટે તે શાપ તમને પરાભવ નહિ કરે. ॥૬૬॥ આ પ્રમાણે પોતાના સ્વામીનું વચન સાંભળીને મહાબુદ્ધિમાન ઉદ્ધવજીએ તે શ્રીહરિનો તેમાં આગ્રહ જાણીને ભગવાનની આજ્ઞાનો સ્વમસ્તકથી અંગીકાર કર્યો. ॥ ૬૭ ॥ ત્યાર પછી શ્રીકૃષ્ણભગવાને સ્નેહપૂર્વક પોતાના સ્વરૂપનું યથાર્થજ્ઞાન ધર્માદિક અંગે સહિત અવધૂતમુનિની કથા વિગેરેના પ્રસંગો કહીને યથાર્થપણે જેમ હોય તેમ બધુંય સમઝાવ્યું. ॥ ૬૮ ॥ ભગવાને કહેલા જ્ઞાનને ધારવાથી સર્વ સંશય જેમના ટળી ગયા છે, અને જાણ્યો છે તત્ત્વાર્થ જેમણે એવા થકા ભગવાનનો વિરહ સહન કરવામાં અસમર્થ એવા તે ઉદ્ધવજી હાથ જોડીને નમસ્કાર કરી ભગવાનની આગળ ઉભા રહ્યા. ॥ ૬૯ ॥ પછી પોતાને પ્રસન્ન કરવામાં તત્પર, પોતાને અતિ પ્રિય, અને નેત્રોમાં જેમને અશ્રુ આવી ગયાં છે, એવા તે ઉદ્ધવજીને સત્પુરૂષોના પતિ ભગવાને પોતાની પાદુકાઓ પૂજવા માટે આપી. ॥ ૭૦ ॥ અને આશ્વાસન આપી તેમને બદરિકાશ્રમમાં જવા માટે આજ્ઞા કરીને શ્રીકૃષ્ણભગવાન સર્વ યાદવો સાથે પ્રભાસક્ષેત્રમાં આવ્યા. ॥૭૧॥ ત્યાં આવી તીર્થવિધિ કરીને

विधाय तत्रत्यविधिं मैरेयं यादवाः पपुः ॥ तेनातिमत्ता अन्योऽन्यं शस्त्राघातैः क्षयं ययुः ॥ ७२ ॥ कृतकृत्यस्ततोऽश्वत्थमूले प्रभुरुपाविशत् ॥ स्वधाम यास्यन्स्वप्रेष्ठमुद्धवं हृदयेऽस्मरत् ॥ ७३ ॥ अथाज्ञया भर्तुरनन्यभक्तः स द्वारिकानिर्गत उद्धवोऽपि ॥ सोढुं न शक्तः प्रियविप्रयोगं प्रभासमेवागत आस पश्चात् ॥ ७४ ॥ यदुक्षयान्ते चलपत्रमूले स्थितं स ईशं तमथावगत्य ॥ तत्रैत्य नाथं प्रणयेन नत्वा तदाज्ञयैवोपविवेश पार्श्वे ॥ ७५ ॥ जगाद तं भक्तपतिः सखे ! ते जानामि भावं न हि मां विहातुम् ॥ शक्तो भवान् मीन इवाम्बु तस्मात्स्थास्याम्यहं ते हृदये समक्षम् ॥ ७६ ॥ ध्यानेन मां तत्र गतं सदैव द्रष्टाऽस्यथो भूरिमुमुक्षुभव्यम् । द्वारा त्वयैवात्र विधास्य एतत्प्रयोजनं मे तव रक्षणस्य ॥ ७७ ॥ मत्यक्षमप्यत्र सह त्वयाऽस्मि स्थाताऽल्पकालेन महासुखाय ॥ तस्मान्न चिन्ता भवता विधेया मद्विप्रयोगस्य तवान्तिकेऽस्मि ॥ ७८ ॥ तिस्रोऽप्यवस्थास्त्वमतीत्य गौणा नित्यं समाधौ हृदि मत्स्वरूपे ।

---

બધા યાદવોએ મૈરેય નામના મદ્યનું પાન કર્યું, અને તેનાથી અતિ ગાંડા બની જઇને પરસ્પર શસ્ત્રાઘાત કરીને બધાય યાદવો નાશ પામી ગયા. ॥૭૨॥ આ પ્રમાણે પોતાનું ધારેલું કાર્ય પુરૂ કરીને શ્રીહરિ પીપળાના વૃક્ષના મૂળ પાસે બેઠા, અને પોતાના ધામમાં જવા માટે ઇચ્છતા થકા પોતાને અત્યંતપ્રિય એવા ઉદ્ધવજીને મનમાં સંભાર્યા. ॥૭૩॥ હવે પ્રભુના અનન્યભક્ત અને શ્રીહરિની આજ્ઞાથી બદરિકાશ્રમમાં જવા માટે દ્વારિકાપુરીથી નીકળેલા ઉદ્ધવજી પણ પોતાના પ્રિય પ્રભુનો વિરહ સહન નહિ થઇ શકવાથી પાછળથી પ્રભાસમાંજ આવ્યા. ॥ ૭૪ ॥ ત્યાં જઇને સર્વયાદવોનો ક્ષય થયા પછીથી પ્રભુ પીપળાના મૂળ પાસે બેઠા છે એમ જાણીને ત્યાં આવી પોતાના નાથ શ્રીકૃષ્ણને સ્નેહથી નમસ્કાર કરી તેમની આજ્ઞાથીજ તેમની પાસે બેઠા. ॥ ૭૫ ॥ પછી ભક્તપતિ ભગવાન ઉદ્ધવજીને કહેવા લાગ્યા—હે સખે ! તમારો મારે વિષે રહેલો સ્નેહભાવ હું જાણું છું. માછલું જેમ જળને તજી નથી શકતું, તેમ તમે મારો ત્યાગ કરી શકો તેમ નથી, માટે હું તમારા હૃદયમાં નિરંતર પ્રત્યક્ષ વિરાજમાન રહીશ. ॥૭૬॥ તમે તમારા હૃદયમાં મારૂં ધ્યાન કરવાથી મને સદાય પ્રત્યક્ષ જોશો, અને તમારા દ્વારા આ લોકમાં ઘણા મુમુક્ષુજનોનું કલ્યાણ હું કરીશ, અને આ લોકમાં તમને રાખવાનું મારે એજ પ્રયોજન છે. ॥૭૭॥ અને થોડાજ સમયમાં તમારી સાથે તમને મહાસુખ આપવા માટે આ લોકમાં પ્રત્યક્ષપણે વર્તીશ, માટે તમારે મારા વિયોગની ચિંતા કરવી નહિ, હું તમારી પાસેજ છું. ॥૭૮॥ માયાના સત્ત્વાદિક ત્રણ ગુણોથી પ્રવર્તેલી જાગ્રત્ આદિક ત્રણ અવસ્થાઓને અતિક્રમણ કરીને, સમાધિમાં નિરંતર તમે તમારા હૃદયમાં પ્રત્યક્ષ થતા મારા સ્વરૂપમાંજ સ્થિતિ પામશો. અને અતિશુધ્ધ-નિર્વિકાર ચિત્તવાળા તમોએ બીજાઓને અતિ દુર્લભ એવી એકાંતિકી

स्थाताऽसि भक्त्याऽन्यदुरापयाऽहं त्वयाऽतिशुद्धेन वशीकृतोऽस्मि ॥ ७९ ॥
सुखेन गत्वा बदरीवनं तन्नारायणर्षेर्मम सेवनं त्वम् । कुर्यास्तथा तत्रतनर्षिवच्चा-
दृश्योऽन्यलोकैर्वम सिद्धदेहः ॥८०॥ इत्युक्त उद्धवो हृष्टस्तं प्रणम्य तदाज्ञया ।
उपायाद्बदरीं पुण्यां साक्षात्तं हृदि धारयन् ॥ ८१ ॥

उद्धवे निजधुरं निधाय यः स्वस्थ आस निजदिव्यधामनि ॥
शुद्धभागवतधर्मपोषकः कृष्ण एष मयि सुप्रसीदताम् ॥८२॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदाय-
सकलहार्दाऽभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीमदुद्ध-
वस्वामिनामाचार्यपदस्थापननामा प्रथम उल्लासः ॥ १ ॥

---

ભકિતવડે મને વશ કરેલો છે. ॥૭૯॥ અને હવે તમે બદરિકાશ્રમમાં જઇને શ્રીનારાયણઋષિરૂપ મારા સ્વરૂપની સેવા સુખેથી કરજ્યો, અને બીજા લોકો ન જોઇ શકે એવા સિધ્ધદેહવાળા થઇને ત્યાંના ઋષિઓની માફક રહેજ્યો. ॥૮૦॥ આ પ્રમાણે કહેલા ઉધ્ધવજી હર્ષ પામી તે શ્રીકૃષ્ણભગવાનને નમસ્કાર કરી તેમની આજ્ઞાથી તે શ્રીકૃષ્ણને હૃદયમાં સાક્ષાત્ ધારતા થકા પરમ પવિત્ર બદરિકાશ્રમમાં ગયા.[1] ॥૮૧॥ ॥ ॥

જે શ્રીકૃષ્ણ ભગવાન પોતાની જ્ઞાનધુરને પોતાના એકાંતિક ભક્ત ઉધ્ધવજીને વિષે સ્થાપન કરીને પોતાના દિવ્ય બ્રહ્મધામમાં પધાર્યા, અને આ લોકમાં શુધ્ધ ભાગવતધર્મનું પોષણ—સ્થાપન, રક્ષણ, ઉત્તેજન વિગેરે કરનારા, એવા મારા ઇષ્ટદેવ **શ્રીહરિ કૃષ્ણ** નામે પ્રસિધ્ધ છે તે મારી ઉપર અતિશય પ્રસન્ન થાઓ.[2] ॥૮૨॥ ॥

ઇતિ શ્રીમદુધ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય,
અને તેમના સંપ્રદાયના સકળ રહસ્યને જાણનારા શ્રીનિત્યાનંદમુનિ-
વિરચિત શ્રીહરિદિગ્વિજયમાં **શ્રીમદુદ્ધવસ્વામીને આચાર્ય**
**સ્થાપ્યા** એ નામે પ્રથમ ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧॥

---

૧. આ કથાનો પ્રસંગ શ્રીમદ્ભાગવતમાં તૃતીયસ્કંધના ચોથા અધ્યાયમાં તથા એકાદશસ્કંધના પહેલા અને ત્રીશ—એકત્રીશમા અધ્યાયમાં કહેલો છે તે જાણવો. ॥

૨. ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ દરેક ઉલ્લાસને અંતે આખા ઉલ્લાસમાં કહેલા અર્થને સંક્ષેપમાં વર્ણન કરતા થકા તે તે ચરિત્રના કર્તા શ્રીકૃષ્ણ મારા ઇષ્ટદેવ પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનના અવતાર હોવાથી તે અવતારી સ્વરૂપથી પૃથક્ નથી માટે તેમાં પોતાની સંપૂર્ણ રૂચિ છે એમ બતાવીને તેમની પ્રસન્નતાની પ્રાર્થના કરે છે. ॥ ॥

# उल्लासार्थसङ्ग्रहः

धर्मे स्वादेशरूपे श्रुतिपथयिततते क्षीयमाणे क्रमेण ।
ज्ञानालोकेऽपि मूर्च्छत्कलिकुमतितमःस्तोमसङ्घस्यमाने ॥
भूमावाविर्भविष्यन्पुनरपि जनयन्नुद्धवं तं च योऽसौ ।
शापव्याजमसत्तथ्यं व्यतनुत शुभसङ्कल्पमीशः स पायात् ॥ २ ॥

અનાદિસિદ્ધ સનાતન વેદમાર્ગમાં પ્રસિદ્ધ એવા પોતાની આજ્ઞારૂપ ધર્મનો કાળક્રમથી જ્યારે ક્ષય થવા લાગ્યો, તેમજ મુક્તિના હેતુભૂત વિજ્ઞાનરૂપ પ્રકાશની પણ કાળક્રમથી જ્યારે વૃદ્ધિ પામતા કળિબળથી કુમતિજનોના અજ્ઞાનવિસ્તારથી ક્ષીણતા થવા લાગી હતી, ત્યારે પૃથ્વી ઉપર ફરીને પણ આવિર્ભાવ પામશે એવા થકા જેમણે ઉદ્ધવજીને પ્રગટ કરવા માટે, અને પોતાને પણ પ્રગટ થવા સારૂ દુર્વાસાના શાપરૂપ નિમિત્તના પ્રસંગ માટે શુભ સંકલ્પ કર્યો હતો, તે સમર્થ શ્રીહરિ અમારૂં રક્ષણ કરો ॥ ૨ ॥



# द्वितीय उल्लासः

तत्रोद्धवः श्रीबदरीपतिं नारायणं श्रितः । राजर्षिप्रवरः शान्तो न्यवसद्वृषिवर्त्तनः ॥१॥ प्रसादाद्यदुवेयस्य तिस्रोऽवस्था व्यतीत्य सः । समाधिसिद्धिं सम्प्राप्य सिद्धदेहो ह्यवर्त्तत ॥ २ ॥ कृष्णाज्ञां पालयंस्तत्र गन्धमादनपर्वते । मुमुक्षून्भगवज्ज्ञानमुपादिशदुपागतान् ॥ ३ ॥ ततोऽवधूतवेषोऽसौ तीर्थानि विचरन्भुवि । बह्नन्ब्रह्मक्षत्रविशः कृष्णभक्तिमचीकरत् ॥ ४ ॥ कृष्णदत्ताऽऽचार्यपदं बहवस्तं च भूमिपाः । समाश्रित्याऽभवन्मुक्ताः कलावपि हि संसृतेः ॥ ५ ॥ इक्ष्वाकुकुलसम्भूतास्त्रयोविंशतिरेव तम् । समाश्रित्य नृपा आपुर्ज्ञानं भागवतं परम् ॥ ६ ॥ तावन्तः कालका भूपास्तावन्तश्चापि हैहयाः । चतुर्विंशतिः पाञ्चालास्तावन्तश्च शकाभिधाः ॥ ७ ॥ एकत्रिंशत्कलिङ्गाश्च वीतिहोत्राश्च विंशतिः । द्वाविंशतिः शूरसेना मैथिलाः सप्तविंशतिः ॥ ८ ॥ पञ्चत्रिंशच्च कुरवः

## ઉલ્લાસ ૨ જો.

રાજર્ષિપ્રવર ઉદ્ધવજી બદરિકાશ્રમમાં જઇ શમપરાયણ થઇને ત્યાંના ઋષિઓના જેવું વર્તન રાખીને શ્રીબદરીપતિનારાયણનો આશ્રય કરીને રહ્યા. ॥૧॥ યદુપતિ શ્રીકૃષ્ણભગવાનની પરમકૃપાથી, જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણેય અવસ્થાઓનું અતિક્રમણ કરીને, તે ઉદ્ધવજી સમાધિસિદ્ધિને પામીને સિદ્ધદેહે વર્તવા લાગ્યા. ॥૨॥ તે બદરિકાશ્રમમાં **ગન્ધમાદન** પર્વત ઉપર શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞાનું પાલન કરતા થકા ઉદ્ધવજીએ ત્યાં પોતાને શરણે આવેલા ઘણાક મુમુક્ષુઓને ભગવત્સ્વરૂપનું જ્ઞાન સમજાવ્યું હતું. ॥૩॥ ત્યાર પછી અવધૂતના જેવો વેષ રાખીને પૃથ્વી ઉપર તીર્થોમાં વિચરતા ઉધ્ધવજીએ ઘણાક બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યોને શ્રીકૃષ્ણની ભક્તિ કરાવી હતી. ॥૪॥ સાક્ષાત્ વાસુદેવ ભગવાને જેમને આચાર્યપદ આપેલું છે, એવા તે ઉદ્ધવજીનો આશ્રય કરીને, ઘણાક રાજાઓ આવા ઘોર કળિયુગમાં પણ આ સંસારના બન્ધનથી મુક્ત થઇ ગયા હતા. ॥૫॥ તે રાજાઓની સંખ્યા કહે છે–ઇક્ષ્વાકુકુળમાં જન્મેલા–**સહદેવથી** આરંભી **સુરથ** સુધીના તેવીશ રાજાઓ તે ઉદ્ધવજીનોજ આશ્રય કરીને ભગવાન સંબંધી પરમજ્ઞાનને પામ્યા હતા. ॥૬॥ કાલવંશમાં જન્મેલા તેવીશ રાજાઓ, તેટલાજ **હૈહયવંશમાં** જન્મેલા રાજાઓ, **પંચાળ** વંશમાં જન્મેલા ચોવીશ રાજાઓ, અને તેટલાજ **શક** નામના રાજાઓ, (આ બધા રાજાઓ **હરિવંશ** થકી જાણવા.) ॥૭॥ કલિંગ રાજાના વંશમાં જન્મેલા એકત્રીશ રાજાઓ, **વીતિહોત્ર** રાજાના વંશમાં જન્મેલા વીશ રાજાઓ, **શુરસેન** વંશમાં જન્મેલા બાવીશ રાજાઓ, **મૈથિલ** વંશમાં જન્મેલા સત્તાવીશ રાજાઓ,

समकाला नृपा इमे। अन्ये च बहवस्तस्माज्ज्ञानं प्राप्ता नरा भुवि ॥९॥ सुमित्र-क्षेमकाद्यास्तु पूर्वोक्तनृपवंशजाः। बलैश्वर्यमदोद्धृत्ता बभूवुः कामिनो नृपाः ॥१०॥ तत्रत्यानां महर्षीणां स्वेच्छया चरतां भुवि। उपहासं च ते द्रोहं चक्रुर्दृप्ता निरङ्कुशाः ॥ ११ ॥ तदा तत्र प्रभुः साक्षान्नरनारायणो मुनिः। निजभक्तापराधं तं न सेहे सर्वगर्वहृत् ॥ १२ ॥ भूमौ तदिच्छयैवाथ महापद्माभिधो नृपः। आसीद्यथा पर्शुरामः सर्वक्षत्रविनाशकृत् ॥ १३ ॥ स हत्वा नृपतीन् सर्वान् राज्यं चक्रे स्वयं नृपः। सोऽप्यैश्वर्यमदोत्सिक्तो न भेजे हरिमीश्वरम् ॥ १४ ॥ शूद्र-प्राया नृपा आसंस्ततोऽन्तःशत्रुभर्जिताः। मुमुक्षवस्तु पुरुषा बभूवुर्दुर्लभा भुवि। ॥ १५ ॥ कालेन वर्धमानेऽथ कल्यधर्मबले भृशम्। दुराचाररता आसन्नपि वर्णोत्तमा भुवि ॥ १६ ॥ तदा सोऽन्ये च ऋषयो जनादृश्या निजेच्छया। विशालामावसन् सर्वे न त्वन्यत्र ययुः क्वचित् ॥ १७ ॥ धर्मरक्षापरस्याथ नाराय-णमहामुनेः। आज्ञया प्रादुरभवन्नाचार्या धर्मरक्षकाः ॥१८॥ आदितः शङ्कराचार्यो

॥ ८ ॥ કુરૂવંશમાં થયેલા પાંત્રીશ રાજાઓ, આ બધા રાજાઓ એક સમયેજ થયેલા, અને તે સિવાયના બીજા પણ ઘણાક મનુષ્યો પૃથ્વી ઉપર તે ઉદ્ધવજી થકી જ્ઞાન પામ્યા હતા. ॥૯॥ સૂર્યવંશનો છેલ્લો રાજા **સુમિત્ર** અને ચંદ્રવંશનો છેલ્લો રાજા **ક્ષેમક**, વિગેરે રાજાઓ પણ પૂર્વે કહેલા વંશમાં જન્મેલા હતા, પરંતુ તેઓ રાજ્યબળ અને ઐશ્વર્યના મદે કરીને ઉદ્ધત થઇ જઇને કામાકુળ બની ગયા હતા. ॥૧૦॥ ગર્વિષ્ઠ અને નિરંકુશ બની ગએલા તે રાજાઓ પોતાના રાજ્યમાં સ્વેચ્છાથી પૃથ્વી ઉપર તીર્થોમાં ફરતા મહર્ષિઓનો ઉપહાસ અને દ્રોહ કરવા લાગ્યા. ॥૧૧॥ ત્યારે અતિ સમર્થ અને સર્વનો ગર્વ હરનારા સાક્ષાત્ **નરનારાયણ** ભગવાન પોતાના ભક્તોના તે રાજાઓએ કરેલા અપરાધને સહન ન કરી શકયા. ॥૧૨॥ અને તેથી તેમની ઇચ્છાથીજ તે સમયમાં પૃથ્વી ઉપર, **મહાપદ્મ** નામે એક રાજા પર્શુરામની પેઠે સર્વ ક્ષત્રિઓનો વિનાશ કરનાર થયો. ॥૧૩॥ તે રાજા સર્વ રાજાઓનો વિનાશ કરીને પોતે રાજ્ય કરવા લાગ્યો, પરંતુ તેણે પણ રાજ્યૈશ્વર્યના મદથી ઉધ્ધત બની જઇને, સમર્થ પ્રભુની ભક્તિ ન કરી. ॥૧૪॥ તે પછી અંતઃશત્રુઓથી દગ્ધપ્રાય થઇ જઇને બધા રાજાઓ શૂદ્રપ્રાય થઇ ગયા, અને પૃથ્વી ઉપર મુમુક્ષુપુરૂષો તો અતિશેજ દુર્લભ થયા. ॥૧૫॥ અને કાળે કરીને કળિ અને અધર્મનું બળ અતિશેજ વધી જવાથી, પૃથ્વી ઉપર ઉત્તમ વર્ણના મનુષ્યો બ્રાહ્મણાદિક પણ દુરાચારમાં પ્રીતિ વાળા થઇ ગયા. ॥૧૬॥ તેવા સમયમાં તે ઉદ્ધવજી અને બીજા **તનુ** આદિક ઋષિઓ, પોતાની ઇચ્છાથી સર્વ લોકો ન દેખી શકે તેમ, બીજે કયાંઇ ન જતાં બદરિકાશ્રમમાંજ રહેવા લાગ્યા. ॥૧૭॥ અને ધર્મનું રક્ષણ કરવામાં તત્પર એવા શ્રીનારાયણ મહામુનિની આજ્ઞાથી ધર્મરક્ષક આચાર્યો પ્રગટ થયા. ॥૧૮॥ પ્રથમ **શંકરાચાર્ય** થયા, તે પછી **વિષ્ણુસ્વામી** થયા, તે

विष्णुस्वामी ततः परम् । श्रीमान् रामानुजो मध्वो निम्बादित्यश्च वल्लभः ॥१९॥
एते महान्त आचार्याः क्रमजाता अतिष्ठिपन् । धरायां धर्ममर्यादां यथाशक्ति
यथामति ॥२०॥ चतुःसहस्रवर्षेषु कलेर्यातेषु भूतले । वर्षसप्तशतीमध्ये जाता
एते प्रतापिनः ॥२१॥ अन्तर्हितेषु तेष्वासन्पुनर्दैत्यगणा भुवि । नृषु जाता दुरा-
त्मानः सद्वेषा आसुरक्रियाः ॥२२॥ पारदार्ये पशुसमा मद्यमांसाशने रताः । शैववै-
ष्णवलक्ष्माणो बाह्यतो धर्मविभ्रमाः ॥२३॥ दुराचारप्रसक्तानां तेषां भारनिपी-
डिता । प्राकम्पत मही भूयो दुर्भिक्षाण्यभवन्मुहुः ॥२४॥ मह्या सम्प्रार्थितो ब्रह्मा
पुनर्भारापनुत्तये । देवैश्च ऋषिभिः साकं प्रार्थयद्बदरीपतिम् ॥२५॥ अथाह तान्मु-
निपतिराचार्यैः शङ्करादिभिः । धर्मः संस्थापितो भूमौ प्रादुर्भूतैर्मदाज्ञया ॥२६॥
सोऽल्पेनैव हि कालेन ग्लानिमाप्तः किमु ? द्रुतम् । एवं चेन्नाशयिष्यामि तमधर्मं
द्रुतं विधे ! ॥२७॥ इत्युक्तो हरिमामन्त्र्य देवैः स्वधाम सोऽप्यगात् । आय-
युर्मुनयस्तावन्मरीच्याद्यास्तमीक्षितुम् ॥२८॥ भारते सर्वतीर्थेषु कृत्वा यात्रां च

---

પછી રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિંબાર્કસ્વામી અને વલ્લભાચાર્ય એ અનુક્રમે થયા. ॥૧૯॥ આ મોટા આચાર્યોએ અનુક્રમે પ્રગટ થઇને પૃથ્વી ઉપર શકિત પ્રમાણે યથામતિ ધર્મમર્યાદાઓનું સ્થાપન કર્યું હતું. ॥૨૦॥ કળિયુગનાં ચાર હજાર વર્ષો વીત્યા પછી, સાતસો વર્ષોની અંદર આ પ્રતાપી આચાર્યો થયેલા છે. ॥૨૧॥ આ આચાર્યો અંતર્ધાન થયા પછીથી, પૃથ્વી ઉપર દૈત્યગણો ફરીને મનુષ્યોમાં જન્મીને, ઉપરથી સાધુઓના જેવો વેષ રાખનારા, અને છાના દુષ્ટ ક્રિયાઓ કરનારા આસુરી ક્રિયાઓ કરવા લાગ્યા. ॥૨૨॥ પરસ્રીસંગ કરવામાં પશુસમાન થઇ ગયા; મદ્યમાંસનું ભક્ષણ કરવામાં પ્રીતિવાળા થઇ ગયા, અને બહારથી શિવ, અને વિષ્ણુનાં ચિહ્નો ધારણ કરીને, મનુષ્યોને પોતાની દુષ્ટ ક્રિયાઓમાં, આજ ખરો ધર્મ છે એમ ધર્મની ભ્રાંતિ કરાવવા લાગ્યા.[1] ॥૨૩॥ દુરાચારમાં અતિ આસકત બની ગયેલા તે અસુરોના ભારથી અત્યંત પીડાતી પૃથ્વી વારંવાર કંપવા લાગી, અને વારંવાર દુર્ભિક્ષવર્ષો આવવા લાગ્યાં. ॥૨૪॥ આમ વધી ગયેલો ભાર ટાળવા માટે ફરીથી પૃથ્વીએ પ્રાર્થના કરેલા બ્રહ્માએ સર્વ દેવ, અને ઋષિઓએ સહિત જઇને બદરીપતિ શ્રીનારાયણની પ્રાર્થના કરી. ॥૨૫॥ ત્યારે મુનિપતિ શ્રીનારાયણ બ્રહ્માને કહેવા લાગ્યા,—શંકરાચાર્ય વિગેરે આચાર્યોએ મારી આજ્ઞાથી પ્રગટ થઇને પૃથ્વી ઉપર ધર્મ સ્થાપન કર્યો છે. ॥૨૬॥ તો તે આચાર્યોએ સ્થાપન કરેલો ધર્મ આમ એકદમ શું અલ્પકાળમાંજ ગ્લાનિ પામી ગયો ? જો એમજ હોય તો હે બ્રહ્મન્ ! તે અધર્મને હું તત્કાળ નાશ કરી નાખીશ. ॥૨૭॥ આમ કહેલા બ્રહ્મા ભગવાનની આજ્ઞા લઇને સર્વ દેવોએ સહિત પોતે પણ પોતાના સ્થાનમાં ગયા, તેટલાકમાંજ **મરીચિ** આદિક મુનિઓ શ્રીનારાયણ ભગવાનનાં દર્શન કરવા માટે આવ્યા. ॥૨૮॥ ભરતખંડમાં રહેલાં સર્વતીર્થોની યાત્રા કરીને, તે તીર્થો કરવાનું ફળ, શ્રી નારાયણભગવાનનાં

---

૧ વ્યભિચાર અને મદ્યપાનાદિક અધર્મનેજ 'ધર્મ' એમ મનાવવા લાગ્યા.

धर्मे स्वादेशरूपे श्रुतिपथविततेः क्षीयमाणे क्रमेण
ज्ञानालोकेऽपि मूर्च्छत्कलिकुमतितमःस्तोमसङ्ग्रस्यमाने ।



भूमावाविर्भविष्यन् पुनरपि जनयन्नुद्धवं तं च योऽसौ
शापव्याजप्रसक्त्यै व्यतनुत शुभसङ्कल्पसंशीः स पायात् ॥

બદરિકાશ્રમમાં ભગવાન અને ઋષિઓને દુર્વાસા મુનિનો શાપ.

तत्फलम् । नारायणेक्षया प्राप्तुं विशालामागतास्तु ते ॥२९॥ दृष्ट्वा तदन्तिकगतां गङ्गां तेऽथातिहर्षिताः । तस्यामाप्लुत्य चक्रुः स्वं नैत्यकं कर्म सर्वशः ॥३०॥ तावच्छ्रीवासुदेवः स्वावतारं ब्रह्मधामपः । नारायणमदात्स्वेक्षामुद्भविष्यन् भुवि प्रभुः ॥३१॥ ध्याने स्वपूर्वरूपं संवीक्ष्य नारायणः स तम् । विवक्षन्तमिवालक्ष्याऽपृच्छद्यत्तद्विवक्षितम् ॥३२॥ ततः प्राह स तं देवदेवोऽतिभारपीडिता । भूरस्ति साम्प्रतं जाताऽधर्मो वृद्धोऽस्ति तत्र च ॥३३॥ तदुच्छित्त्यै तथैकान्तधर्मसंस्थापनाय च । अहं प्रादुर्भविष्यामि धर्माद्भक्तावसौ प्रभुः ॥ ३४ ॥ मत्प्रादुर्भावहेतूनां सम्भवो नास्ति धाम्नि मे । तमत्रातः समुद्भाव्य दुर्वासःशापछद्मना ॥ ३५ ॥ कर्त्तास्मि वाञ्छितं यन्मे तत्त्वदुद्देशतोऽचिरात् । एषोऽर्थोऽतस्त्वया गोप्यो भूत्वा मुख्येन सर्वथा ॥३६॥ आयास्यन्ति मरीच्याद्या द्रष्टुं त्वा मुनयोऽत्र हि । तान् प्रच्छेर्भारते वर्षे धर्मादिस्थितिमञ्जसा ॥३७॥ तदुक्तामागताभ्यां तां त्वं पितृभ्यां वदेर्यदा । पृष्टस्ताभ्यां तदाऽऽयाता मुनिर्दुर्वसनो द्रुतम् ॥३८॥ अवमानितमात्मानं मत्वा शप्ता स नादृतः । गते तस्मिन् सुदुःखार्त्तांस्तांस्त्वं ब्रूया वृषादिकान् ॥३९॥ चिन्ता कार्या न

---

दर्शन करवाथीज पामवा माटेज तेओ आव्या हता. ॥२९॥ आश्रममां आवीने त्यां पासे रहेली गंगानदी जोइने, अति हर्ष पामीने तेमां यथाविधि स्नान करीने ते बधा मुनिओ पोतानुं नित्यकर्म–संध्याविगेरे करवा लाग्या. ॥३०॥ ते समयमां ब्रह्मधामाधिपति श्रीवासुदेव भगवाने पृथ्वी उपर प्रगट थवाने माटे इच्छता थका, पोताना अवताररूप श्रीनारायण भगवानने पोतानुं दर्शन आप्युं. ॥३१॥ श्रीनारायण ऋषि पोतानुं मूळ स्वरूप समाधिमां जोइने, पोताने कंइक कहेवा माटे इच्छे छे एम धारीने तेमणे कहेवा धारेली वात पोतेज पुछवा लाग्या. ॥३२॥ त्यारे ते **श्री वासुदेव** भगवान कहेवा लाग्या–" हे देव ? हालकाळमां पृथ्वी अति असुरभारथी पीडा पामे छे, अने पृथ्वी उपर घणोज अधर्म वधी गयेलो छे. ॥३३॥ ते अधर्मनो नाश करवा माटे, अने **एकांतिक**–भागवतधर्मनुं स्थापन करवा माटे, हुं पोतेज धर्मदेव थकी भक्तिदेवीमां प्रगट थवानो छुं. ॥३४॥ परंतु मारा ब्रह्मधाममां मारे अवतार धारवानुं कोइ पण कारण संभवतुं नथी, माटे ते कारण अहींआं **दुर्वासा** मुनिना शापनिमित्ते उत्पन्न करीने, में करवा धारेलुं कार्य तमारा उद्देशथी थोडाज समयमां करनारो छुं, माटे आ में करवा धारेलुं कार्य, तमारे मुख्यपणे वर्तीने गुप्तपणे राखवुं. ॥३५—३६॥ अहींआं **मरीचि** आदिक मुनिओ तमारां दर्शन करवा माटे आवनारा छे, तेमने तमो **भारतवर्ष**मां धर्मादिकनी स्थीति खरी रीते होय तेवी पुछजो. ॥३७॥ अने ते **मरीचि** आदिक मुनिओए कहेली हकीकत, तमारां माता पिता भक्ति धर्म तमारां दर्शन माटे आवे, अने तमारा प्रत्ये पुछे त्यारे तमो कहेजो, अने तेज समये **दुर्वासा** मुनि एकदम आवशे. ॥३८॥ तमो बधा वातो करवामां तल्लीन होवाथी, अजाणे आदर नहीं थवाथी, पोतानुं अपमान थयेलुं मानीने ते शाप आपशे, अने ते गया पछी आत दुःखे करीने पीडाता धर्मादिकने तमो

घख्याता प्रादुर्भूय क्षितावहम् । इत्युक्त्वाऽन्तर्दधे यावत्स तं तत्रायधुर्हि ते ॥४०॥ तत्र नारायणं दृष्ट्वा नत्वा तस्थुस्तदाज्ञया । तान् दृष्ट्वा स प्रसन्नात्मा मुनीनूचे दयानिधिः ॥४१॥ साम्प्रतं भारते धर्म आचार्यैः स्थापितो नृषु । वर्त्तते स न वेत्युक्ता मरीच्यादय ऊचिरे ॥४२॥ आचार्या धर्मनिष्ठास्ते धर्ममस्थापयन् प्रभो ! । परम्परासु तेषां तु कलिना स्वं पदं कृतम् ॥४३॥ बौद्धोच्छेदः शङ्करेण कृतो वैदिकवर्त्म च । प्रवर्तितं तथा सर्वदेवार्चा सम्प्रवर्तिता ॥४४॥ आत्मनिष्ठा सवैराग्या सन्यासेन सह क्षितौ । प्रवर्तिता नृणां मुक्त्यै निसङ्गोऽवर्त्तत स्वयम् ॥४५॥ तस्मिन्नन्तर्हिते तस्य शिष्यशाखा तु दुर्ग्रहा । कलिग्रस्ता निर्विरागा सक्ताऽऽसीद्विषयेष्वलम् ॥४६॥ वार्त्तामात्रात्मबोधा सा दुराचारा विधर्मिणी । स्वच्छन्दवर्तिनी जाता धर्मग्लानिरभूत्ततः ॥४७॥ विष्णुस्वामी भगवति भक्तिं रसिकवर्त्मना । प्रावर्त्तयद्व्रजवधूसाम्येन स्नेहलक्षणाम् ॥४८॥ तद्वर्त्मस्थास्तु तां स्वस्मिन् कृष्णाभेदेन कामिनः । कृष्णं हित्वा कारयन्ति

સાંત્વના કરીને કહેવ્યો. ॥૩૯॥ હે ધર્માદિક મુનિઓ ! તમારે આ થયેલા શાપની ચિંતા કરવી નહિ, હું પૃથ્વી ઉપર પ્રગટ થઇને તમારી રક્ષા કરીશ. ” આ પ્રમાણે કહીને **શ્રી વાસુદેવ** ભગવાન જે સમયે અંતર્ધાન થયા, તેજ સમયે **મરીચિ** આદિક મુનિઓ બદરિકાશ્રમમાં આવ્યા. ॥૪૦॥ ત્યાં આવીને શ્રીનારાયણભગવાનનાં દર્શન કરી નમસ્કાર કરીને તેમની આજ્ઞાથી તેમની આગળ બેઠા, અને તેમને જોઇને પ્રસન્ન થયું છે મન જેમનું એવા દયાનિધિ શ્રી નારાયણ ઋષિ મુનિઓ પ્રત્યે કહેવા લાગ્યા. ॥૪૧॥ ભારતવર્ષમાં આચાર્યોએ સ્થાપન કરેલો ધર્મ હાલસમયમાં મનુષ્યોમાં વર્તે છે કે નહિ વારૂ ? આમ પૂછેલા **મરીચિ** આદિક મુનિઓ શ્રી નારાયણઋષિ પ્રત્યે કહેવા લાગ્યા. ॥૪૨॥ હે પ્રભુ ! સ્વયં ધર્મનિષ્ઠ તે આચાર્યોએ ધર્મનું સ્થાપન કર્યું હતું, પરંતુ તેમની પાછળ થયેલી આચાર્ય પરંપરામાં તો કળિયુગે પોતાનું સ્થાન કરેલું છે. ॥૪૩॥ (તે આચાર્યોએ કરેલા કાર્યને તેર શ્લોકથી કહે છે.)—**શ્રી શંકરાચાર્યે** બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ કર્યો, અને સનાતન વૈદિક ધર્મ પ્રવર્તાવ્યો, તેમજ સૂર્ય, ગણપતિ, પાર્વતી, વિગેરે સર્વદેવો સંબંધી પૂજાપ્રવાહ પ્રવર્તાવ્યો. ॥૪૪॥ મનુષ્યોની મુક્તિ માટે પૃથ્વી ઉપર સંન્યાસાશ્રમે સહિત વૈરાગ્યે યુક્ત આત્મજ્ઞાન પ્રવર્તાવ્યું, અને પોતે પણ નિ:સંગપણે વર્ત્યા. ॥૪૫॥ તે શંકરાચાર્ય અંતર્ધાન થયા પછી તેમની શિષ્યશાખા તો સ્વધર્મપાલનની બાબતમાં દુરાગ્રહવાળી (સર્વત્ર બ્રહ્મદૃષ્ટિની દાંભિકભાવનાથી અર્ધનેજ ધર્મ માનવા મનાવવામાં દુરાગ્રહ યુક્ત) બની ગઇ, અને કળિયુગે ગળી લીધેલી, વૈરાગ્ય સિવાયની થઈ જઇને વિષયોમાં અતિશેજ આસક્ત બની ગઈ. ॥૪૬॥ તેમજ આચરણ સિવાય કેવળ વાર્તામાત્રથીજ આત્મબોધ કરનારી, દુરાચાર કરનારી, વિરૂદ્ધ ધર્મને આચરનારી, અને સ્વચ્છંદથી વર્તનારી બની ગઈ, આમ થવાથી તે પછી પૃથ્વીમાં ધર્મ અતિશેજ ક્ષીણતા પામી ગયો. ॥૪૭॥ તે પછી **વિષ્ણુસ્વામી** થયા તેમણે ભગવાનને વિષે ગોપીઓની પેઠે સ્નેહલક્ષણવાળી ભક્તિ રસિક માર્ગથી પ્રવ-

दुराचारास्ततोऽभवन् ॥४९॥ आचार्योऽतिसमर्थोऽभूद्रामानुज उदारधीः । ज्ञानवैराग्यमाहात्म्ययुक्तां भक्तिमतिष्ठिपत् ॥५०॥ श्रीमन्नारायणस्यासौ स्वरूपञ्च यथार्थतः । प्रतिपादयति स्माथ माहात्म्यमधिकं सताम् ॥५१॥ तस्मिन् गते तदीयास्तु दम्भभक्तिमुपाश्रिताः । देहाभिमानिनो हिंस्रा आसंश्च व्यभिचारिणः ॥५२॥ विष्णुप्रसादमाहात्म्यादग्राह्यान्नाशने रताः । प्रावर्त्तत दुराचारस्ततस्तद्धर्म्मणि प्रभो ॥५३॥ निम्बादित्यस्तथा मध्वो वल्लभाचार्य इत्यमी । प्रावर्त्तयन् कृष्णभक्तिं गोपीवद्रसिकाध्वना ॥५४॥ अन्तर्हितेषु तेष्वासंस्तत्तद्धर्मस्थपूरुषाः । कृष्णाऽभेदेनात्मनि तां कारयन्तः स्वसेवकान् ॥५५॥ दुराचारस्ततो भूयान् प्रवृत्तोऽस्ति धरातले । अवाच्यं तं नु किं वच्मः सर्वं जानासि सर्ववित् ॥५६॥ यथादृष्टमिदं प्रोक्तं तदाधाय स्वचेतसि । अपाकृत्य भुवो

ર્તાવી. ॥૪૮॥ આ સંપ્રદાયના પુરૂષો કામાકુળ થઇને, **કૃષ્ણને** છોડી દઇને પોતામાંજ કૃષ્ણની અભેદ ભાવના કરાવીને તે ભકિત પોતામાંજ કરાવવા લાગ્યા, તેથી તે પણ બધા દુરાચારીજ બની ગયા. ॥૪૯॥ તે પછી [1]મહાઉદારબુદ્ધિવાળા અતિસમર્થ **શ્રીમદ્રામાનુજાચાર્ય** પ્રગટ થયા, તેમણે જ્ઞાન, વૈરાગ્ય, અને માહાત્મ્યે સહિત ભગવદ્ભકિતની સ્થાપના કરી. ॥૫૦॥ તેમજ **શ્રીમન્નારાયણનું** સ્વરૂપ યથાર્થપણે–સ્વરૂપ, સ્વભાવ, વિભૂતિ, વિગેરે અનંત કલ્યાણગુણગણવિશિષ્ટ, અને અખિલ હેય–દોષથી રહિત, એવું પ્રતિપાદન કર્યું, અને ભગવદ્ભક્ત સાધુઓનું માહાત્મ્ય અધિક પ્રતિપાદન કર્યું. ॥૫૧॥ તેમના સ્વધામ ગયા પછી તેમના સંપ્રદાયના મનુષ્યો, દંભભકિતને આશર્યા, તેમજ દેહાભિમાની, હિંસક, અને વ્યભિચારી બની ગયા. ॥૫૨॥ વિષ્ણુપ્રસાદના માહાત્મ્યને અવલંબીને [2]અગ્રાહ્યાન્નમનુષ્યોનું અન્ન ભક્ષણ કરવામાં પ્રીતિવાળા થઇ ગયા. તેથી હે પ્રભુ ! તેમના સંપ્રદાયમાં પણ દુરાચાર પ્રવર્તી ગયો. ॥૫૩॥ તે પછી **નિંબાર્કસ્વામી, મધ્વાચાર્ય,** અને **વલ્લભાચાર્ય,** એ ત્રણ આચાર્યો થયા, તેમણે પણ ગોપીઓની પેઠે રસિકમાર્ગથીજ ભકિત પ્રવર્તાવી. ॥૫૪॥ આ આચાર્યો અંતર્ધાન થયા પછી તેમના સંપ્રદાયના પુરૂષો પોતામાં **કૃષ્ણની** અભેદભાવના કરીને પોતાના સેવકો પાસે પોતામાંજ ભકિત કરાવવા લાગ્યા. ॥૫૫॥ તેથી પૃથ્વી ઉપર ઘણો જ દુરાચાર પ્રવર્તી ગયેલો છે, તે બધું ન કહેવાય તેવું છે, માટે અમે શું આપને કહીએ ? આપ સર્વજ્ઞ છો માટે બધુંય જાણો છો. [3]॥૫૬॥ હે ભગવન્ ! અમોએ જેવું

૧. સંસારભયથી અભિતપ્ત થએલા સકળ ચેતન–પ્રાણીઓને ઉદ્ધાર કરવાનીજ એક તત્પરતાથી સર્વ મનુષ્યોને સાધારણપણે અવિષમતાથી કરી શકાય તેવી ન્યાસવિદ્યા–પ્રપત્તિ–શરણાગતિને પ્રવર્તાવવારૂપ ઉદારબુદ્ધિ જેમની અતિ વખાણવા યોગ્ય છે, જ્ઞાનયોગ, કર્મયોગ, વિગેરે અનેક સાધનોમાં અનેક કઠિનતાઓ રહેલી છે, તેમજ વૈદિક યાગાદિક ક્રિયાઓમાં અધિકાર અનધિકારની પણ મુશ્કેલીઓ રહેલી છે માટે આ પ્રપત્તિરૂપ આત્યંતિકમુક્તિનો ઉપાય અતિ સહેલામાં સહેલો, અને સર્વને સરખી રીતે કરી શકાય તેવો હોવાથી તેવો સરળ માર્ગ બતાવવારૂપ ઉદારતા એ મોટામાં મોટો ગુણ છે.

૨. જેનું રાંધેલું અન્ન ન ખપતું હોય તેવા.

૩. અમારા કહ્યા સિવાય પણ જાણોછોજ.

भारं धर्मं रक्षितुमर्हसि ॥५७॥ त्वमेव धर्मरक्षायै समर्थोऽसि स्वयं प्रभुः । अतो विज्ञापयामस्त्वामित्युक्त्वा प्रणमंस्तु ते ॥५८॥ आकर्ण्य वाक्यमिति तस्य महामुनीनां स्वप्रार्थनां विदधतः प्रणयान्मुनींस्तान् । प्रोवाच कार्यमिदमस्ति मयैव साध्यं कर्त्तास्मि तत्प्रियतमोऽस्ति ममापि धर्मः ॥५९॥ धर्मस्थापन उद्युक्तं प्रसन्नाननपङ्कजम् । इत्युक्तवन्तं ते प्रीत्या तं पश्यन्तोऽवतस्थिरे ॥६०॥ तत्रास्मिन् समये धर्मो मूर्त्या पत्न्या सहाययौ। मुनिभिः सहितं द्रष्टुं नारायणमुदारधीः ॥६१॥ स तं वीक्ष्यात्तसत्कारस्तस्थौ तद्दत्त आसने । ततस्तं सोऽवदत्सर्वं मुनिभिर्यदुदीरितम् ॥६२॥ तस्य तद्वचनं ते तु मुनयो धर्म उद्धवः । शुश्रुवुः परया प्रीत्या तदेकाग्रधियोऽखिलाः ॥६३॥ तेषां तदेकमनसां तन्मुखस्थिरचक्षुषाम् । स्वस्वदेहस्मृतिरपि तदा नाभून्महात्मनाम् ॥६४॥ एतस्मिन् समये साक्षाद्दुर्वासाः कोपनो मुनिः । उपायात्तत्र कैलासाद्द्रष्टुं तं सत्वरः प्रभुम् ॥६५॥ तत्रागत्य स्थितं तञ्च मानिनं कोऽपि नैक्षत । स्थिराक्षित्वाद्भगवति तेभ्योऽकुप्यत्ततः स तु ॥६६॥ सन्मर्यादां व्यतीत्यैते मानयन्ति न मामतः । दैत्यैरुप-

---

જોયું છે, તેવુંજ કહ્યું છે, માટે આપના ચિત્તમાં ધારીને, પૃથ્વીનો ભાર ઉતારીને ધર્મનું રક્ષણ કરવાને યોગ્ય છો. ॥૫૭॥ સર્વશકિતમાન્ તમે પોતેજ ધર્મનું રક્ષણ કરવા માટે સમર્થ છો, માટે આપને વિજ્ઞાપના કરીએ છીએ, આ પ્રમાણે કહીને તે બધાએ નમસ્કાર કર્યા. ॥૫૮॥ આ પ્રમાણે ભૂમિનો ભાર ઉતારવા સંબંધી મહામુનિ મરીચ્યાદિક ઋષિઓનું વાકય સાંભળીને, સ્નેહપૂર્વક પોતાની પ્રાર્થના કરતા તે મુનિઓને શ્રીનારાયણઋષિ ભગવાન કહેવા લાગ્યા—હે મુનિઓ ! આ કામ મારાથીજ બની શકે તેવું છે, અને મને પણ ધર્મ અત્યંત પ્રિય હોવાથી તે કામ હુંજ કરીશ. ॥૫૯॥ ધર્મનું સ્થાપન કરવામાં ઉદ્યુકત અને પ્રસન્ન છે મુખકમળ જેમનું એવા તે નારાયણ ઋષિ ભગવાન આ પ્રમાણે પોતાને કહેતા હતા. તે સમયે તે મુનિઓ પ્રીતિપૂર્વક તેમને જોતા થકા બેઠા હતા. ॥૬૦॥ આ સમયમાં મહાઉદારબુદ્ધિ ધર્મદેવ મરીચ્યાદિકમુનિઓએ સહિત શ્રી નારાયણઋષિનાં દર્શન કરવા માટે પોતાનાં પત્ની મૂર્તિદેવીએ સહિત ત્યાં આવ્યા. ॥૬૧॥ શ્રીનારાયણઋષિએ સત્કાર કરેલા તે ધર્મદેવ ભગવાનનાં દર્શન કરીને તેમણે આપેલા આસન ઉપર બેઠા, ત્યાર પછી ધર્મદેવના પ્રત્યે શ્રી નારાયણઋષિ, મરીચ્યાદિક મુનિઓએ કહેલું સઘળું વૃતાન્ત કહેવા લાગ્યા. ॥૬૨॥-શ્રીનારાયણઋષિએ કહેલાં વચનને તે મરીચ્યાદિક મુનિઓ, ધર્મદેવ, અને ઉદ્ધવજી વિગેરે બધાય તેમાંજ એકાગ્રબુદ્ધિવાળા થઇને પરમ પ્રીતિથી સાંભળતા હતા. ॥૬૩॥ તે સમયે શ્રીનારાયણ ઋષિનાં વચન શ્રવણ કરવામાંજ એકાગ્ર ચિત્તવાળા, અને તેમના મુખારવિંદ સામીજ સ્થિર દ્રષ્ટિ કરી રહેલા, તે મહાત્માઓને-મરીચ્યાદિક મુનિઓને, પોતપોતાના દેહની સ્મૃતિ પણ રહી નહિં. ॥૬૪॥ આવા સમયમાં ક્રોધમૂર્તિ સાક્ષાત્ દુર્વાસામુનિ, શ્રીનારાયણઋષિનાં દર્શન કરવા માટે કૈલાસ પર્વત ઉપરથી એકદમ ત્યાં આવ્યા. ॥૬૫॥ ત્યાં આવીને ઉભા રહેલા અતિમાની તે દુર્વાસા મુનિને સભામાં બેઠેલા બધાય ભગવાનમાં સ્થિરનેત્રવૃત્તિવાળા હોવાથી કોઇએ પણ

द्रुता मर्त्या भवन्त्विति शशाप तान् ॥६७॥ तावत्प्रबुद्धो धर्मस्तं सर्वेषां शापमुक्तये ।
प्रार्थयत्स तदा तुष्टश्चकारानुग्रहं पुनः ॥६८॥ नान्यथा मे भवेच्छापः किन्तु नृत्वेऽपि
वोऽखिलान् । एष नारायणः कष्टादासुरान्मोचयिष्यति ॥६९॥ तवैव पुत्रो भूत्वाऽसा-
वल्पकालेन तत्र वः । सखेव दास्यति सुखं शापमुक्तान् करिष्यति ॥७०॥ इत्युक्त्वा तश्च
ताघत्वा ययौ दुर्वसनो मुनिः । श्रुत्वा शापं निर्निमित्तमुद्धवः प्रार्थयत्प्रभुम् ॥७१॥
शापोऽयं निर्निमित्तोऽभूत्त्वदीयानां हि नः प्रभो ! । अधर्मोद्वृत्तमर्त्येषु क वर्तिष्यामहे
वयम् ॥७२॥ त्राता नस्त्वदृते कोऽपि नान्योऽस्तीत्यपि वेत्स्यतः । यथायुक्तं कुरु
स्वामिन्नित्युक्तो धार्मिरब्रवीत् ॥७३॥ चिन्ता न कार्या युष्माभिः सर्वैरपि मदाश्रितैः ।
मदिच्छयैव शापोऽयं यतो जातोऽस्ति नान्यथा ॥७४॥ अतश्चिन्तां विहायैव नृषूत्प-
द्यत मा चिरम् । धर्मसंस्थापने यूयं सहाया मे भविष्यथ ॥७५॥ सामान्यो मुनिशा-
पोऽयमतोऽहमपि मानवः । भूत्वा धर्मं स्थापयिष्ये रक्षन् वोऽसुरपीडनात् ॥७६॥

---

જોયા નહિ, તેથી તે દુર્વાસા તો તેમના ઉપર અતિશેજ ક્રોધ પામ્યા. ॥૬૬॥ આ સભામાં બેઠેલા બધાય સન્મર્યાદાનું ઉલ્લંઘન કરીને મારૂં સન્માન કરતા નથી,[1] માટે દૈત્યો થકી પીડા પામનારા મનુષ્યોમાં અવતાર ધરો ! એમ તે બધાયને શાપ આપ્યો. ॥૬૭॥ આ સાંભળતાંજ જાગ્રત થયેલા ધર્મદેવ બધાયને શાપ થકી મુકાવાને માટે તે દુર્વાસાની પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે ધર્મદેવની વિનયપૂર્વક પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા દુર્વાસામુનિ રાજી થઇને કહેવા લાગ્યા. ॥૬૮॥ હે ધર્મદેવ ! મારો આપેલો શાપ મિથ્યા તો નહિજ થાય, પરંતુ મનુષ્યાવતારમાં પણ આ શ્રીનારાયણઋષિ તમારા બધાયની અસુરોના કષ્ટ થકી રક્ષા કરશે. ॥૬૯॥ હે ધર્મદેવ ! આ શ્રી નારાયણઋષિ ભગવાન પોતે થોડાજ સમયમાં તમારાજ પુત્ર થઇને ત્યાં તમોને સખાની પેઠે સુખ આપશે, અને મારા શાપ થકી મુકાવશે. ॥૭૦॥ આમ કહીને દુર્વાસામુનિ તે ધર્મદેવાદિક સર્વને નમસ્કાર કરીને ગયા, તે પછી આમ નિમિત્ત સિવાય થયેલો સાપ સાંભળીને ઉદ્ધવજી ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા. ॥૭૧॥ હે પ્રભુ ! તમારા આશ્રિત એવા અમોને આ શાપ વિના કારણે થયેલો છે, માટે અધર્મથી ઉધ્ધત બની ગયેલા મનુષ્યોમાં અમો ક્યાં કેવી રીતે વર્તીશું ? ॥૭૨॥ હે ભગવન્ ! તમારા સિવાય બીજો કોઇ અમારી રક્ષા કરનાર નથી, એમ પણ આપ જાણો છો, માટે હે સ્વામિન્ ! જેમ આપને યોગ્ય લાગે તેમ કરો, આમ પ્રાર્થના કરેલા ધર્મપુત્ર શ્રીનારાયણઋષિ ઉધ્ધવજીને કહેવા લાગ્યા. ॥૭૩॥ હે ઉધ્ધવજી ! મારા આશ્રિત તમો બધાએ કોઈ પ્રકારની ચિંતા કરવી નહિ, કેમકે મારી ઇચ્છાથીજ આ શાપ થયેલો છે, નહિ તો બનેજ નહિ. ॥૭૪॥ માટે ચિંતા છોડી દઇનેજ ત્રણ વર્ણના મનુષ્યોમાં અવતાર ધારણ કરો, વિલંબ કરશો નહિ, ધર્મ સ્થાપન કરવામાં તમો બધાય મને સહાય કરનારા થશો. ॥૭૫॥ હે મુનિઓ ! દુર્વાસાનો આ શાપ બધાયને સમાનપણે થયેલો છે, માટે હું પણ મનુષ્યાવતાર ધારણ કરીને અસુરોના કષ્ટ થકી તમારી રક્ષા કરતો થકો ધર્મનું સ્થાપન

---

[1] સન્માન ન કર્યું તેનેજ અપમાન માનીને ક્રોધ પામ્યા.

मज्ज्ञानदानाचार्यत्वं प्राप्तः प्रागयमुद्धवः । धर्मरक्षां विधातादौ ततश्चैप गुरुर्भवि ॥७७॥ आविर्भूय ततश्चाहं युष्माभिः सह भूतले । अधर्मोच्छेदनं कुर्वन् विचरिष्यामि सर्वतः ॥७८॥ इत्युक्तास्ते भगवता ऋषयो धर्म उद्धवः । उदपद्यन्त सर्वेपि द्विजातिपु यथारुचि ॥७९॥ संलिद्धदेहोऽजन्मापि मुनेः शापात्स उद्धवः । नारायणेच्छयाऽयोध्यानगरेऽजनि वाडवात् ॥८०॥

उत्पथस्थशिवविष्णुलिङ्गिभिर्भिन्नमार्यपथमत्र रक्षितुम् ॥
उद्धवं नृतनुमार्षशापतः कृष्ण एप गमयन् प्रसीदताम् ॥ ८१ ॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीमदुद्धवस्वामिनां मनुष्यदेहग्रहणहेतुनिरुपण नाम द्वितीय उल्लासः ॥२॥

---

કરીશ. ॥૭૬॥ આ ઉધ્ધવજી પ્રથમ મારા સ્વરૂપનું જ્ઞાન આપનાર આચાર્યપણાને પામેલા છે, તે માટે એ ઉધ્ધવજી પૃથ્વી ઉપર પ્રથમ ધર્મપ્રવર્તક આચાર્ય થઇને ધર્મની રક્ષા કરનારા થશે. ॥૭૭॥ ત્યાર પછી પૃથ્વી ઉપર તમો બધાની સાથે હું પ્રગટ થઇને, અધર્મનો ઉચ્છેદ કરતો થકો સર્વ ઠેકાણે વિચરીશ. ॥૭૮॥ આ પ્રમાણે ભગવાને કહેલા તે મરીચ્યાદિક મુનિઓ, ધર્મદેવ, અને ઉધ્ધવજી એ બધાય પોતપોતાની ઇચ્છા પ્રમાણે દ્વિજાતિઓમાં ઉત્પન્ન થયા. ॥૭૯॥ સર્વથા સિધ્ધ દશાને પામેલા, અને તેથીજ અજન્મા એવા ઉધ્ધવજી પણ ભગવાનની ઇચ્છાથી દુર્વાસામુનિના શાપે કરીને, અયોધ્યાનગરમાં અજય નામે બ્રાહ્મણ થકી પ્રગટ થયા. ॥૮૦॥

શિવ અને વિષ્ણુનાં બાહ્ય ચિહ્નો ધારણ કરીને અધર્મમાં પ્રવર્તેલા પુરૂષોએ છિન્નભિન્ન કરી નાખેલા સનાતન ધર્મમાર્ગની આ લોકમાં રક્ષા કરવા માટે, ઉદ્ધવજીને દુર્વાસામુનિના શાપથી મનુષ્યતનુ ધારણ કરાવનારા મારા ઇષ્ટદેવ શ્રીહરિ કૃષ્ણ મારી ઉપર અતિશય પ્રસન્ન થાઓ. ॥૮૧॥

ઇતિ શ્રીમદ્ઉદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રી હરિદિગ્વિજય ગ્રંથમાં શ્રીમદ્ઉદ્ધવસ્વામીને મનુષ્યદેહ ધારવામાં હેતુ નિરૂપણ નામે દ્વિતીય ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨॥



# उल्लासार्थसङ्ग्रहः

शापव्याजाद्द्विजातौ धृतमनुजतनुर्धर्मवृद्ध्यै धरित्र्यां ।
ख्यातः श्रीरामशर्मा प्रकृतिनियतया कृष्णभक्त्या समृद्धः ॥
श्रीकृष्णस्य प्रसादादनितरसुगमं तस्य मन्त्रं तदीयं ।
साक्षात्कारं च लब्ध्वा जगति गुरुपदं सार्थयन्नुद्धवोऽव्यात् ॥३॥

પૃથ્વી ઉપર એકાંતિક ધર્મની વૃદ્ધિ કરવા માટે દુર્વાસામુનિના શાપને નિમિત્ત કરીને બ્રાહ્મણકુળમાં ધારણ કરી છે મનુષ્યતનુ જેમણે, અને **શ્રીરામશર્મા** એવા નામથી પ્રસિદ્ધ થયેલા, સ્વભાવસિદ્ધ પ્રાપ્ત થયેલી શ્રીકૃષ્ણવાસુદેવની અખંડ ભક્તિથી પૂર્ણ રહેલા, અને શ્રીકૃષ્ણવાસુદેવની પ્રસન્નતાથી બીજાઓને દુર્લભ એવો તેમનો મંત્ર અને સાક્ષાત્કાર તેને પામીને, જગતમાં ગુરૂપદને સાર્થક કરતા એવા ઉદ્ધવાવતાર **શ્રી રામાનંદસ્વામી** અમારી રક્ષા કરો ॥૩॥

# तृतीय उल्लासः

श्रीरामजन्मातिशुचावयोध्यापुर्यां द्विजोऽभूदजयाभिधानः । महागुणः काश्यपगोत्रजन्मा ऋग्वेदपाठी च पुराणविद्यः ॥१॥ पतिव्रतायां सुमतौ तु तस्य स्त्रियाममुदुद्भव एव पुत्रः । यज्जन्मकाले भुवि कृष्णभक्तिरुच्छ्रसमाप्तकलिभीतिसुप्ता ॥२॥ श्रीविक्रमादित्यशकस्य वर्षे बाणाङ्कवाहावनिसम्मितेऽत्र । नभोऽसिताष्टम्युषसि प्रवृत्ते वारे गुरोः सोऽजनि दर्शनीयः ॥३॥ स रामशर्मेति कृताभिधानः प्राप्तोपनीतिः पितुरेव वेदम् । अधीत्य तेनैव हि वाच्यमानं न्यशामयद्भागवतं पुराणम् ॥४॥ तेनास्य भक्तिर्द्रढमास कृष्णे कुर्वंस्तदर्चार्चनमन्वहं सः । तद्भक्तिभाजां च मुहुः प्रसङ्गं साक्षाद्दिदृक्षाकुळ आस तस्य ॥५॥ प्रत्यक्षकृष्णेक्षणमत्र कुत्र भवेदिति स्वान्तरभूरिचिन्तः । एकादशस्कन्धकथासमाप्तौ शुश्राव तं द्वारवतीस्थमेव ॥६॥ तद्दर्शनोत्कः स तु तीर्थयात्रां कुर्वन्विहायात्मगृहं समृद्धम् । द्वारावतीं वर्णिवरः प्रपद्य प्लुतां समुद्रे विमना इवासीत् ॥७॥ ततो नमस्कृत्य तमन्तरीपस्थितं पुराणप्रतिमास्वरूपम् । तत्क्रीडनस्थानकरैवताद्रिं गत्वा न्यवात्सीत्कतिचिद्दिनानि ॥८॥ उपत्यकायां तस्यासावात्मानन्दाख्ययोगिनम् । आत्मनिष्ठं ददर्शाथ तमुपेत्याकरोत्प्रणतिम् ॥९॥ तेन पृष्टः स्वागतादि स स्वोदन्तं तमब्रवीत् । ज्ञात्वाऽतिज्ञानसम्पन्नं विख्यातं तत्र मण्डले ॥१०॥ साक्षात्कृष्णेक्षणायाहं साकेताद्द्वारिकां गतः । तत्रापि तमदृष्ट्वाऽद्य तत्कामस्त्वामुपागतः ॥११॥ त्वं

हि सिद्धदशां प्राप्तो महायोगीति गीयसे। अतः कृष्णं यथा साक्षात् पश्येयं त्वं तथा कुरु ॥१२॥ इत्यर्थितः स मुनिराड् ध्यानायोपविवेशेति तम्। प्राह सोऽपि तथा चक्रे

## ઉલ્લાસ ૩ જો

શ્રી રામચંદ્રભગવાનનો જન્મ જેમાં થયેલો હતો માટે અતિ પવિત્ર એવી અયોધ્યાપુરીમાં **અજય** નામે એક બ્રાહ્મણ રહેતા હતા, અને તે વિપ્રજાતિના શમદમાદિક બાર મહાગુણે સંપન્ન, કશ્યપમુનિના ગોત્રમાં જન્મ પામેલા, ઋગ્વેદનું પઠનપાઠન કરનારા, અને શ્રીમદ્ભાગવતાદિક સર્વ પુરાણોને જાણનારા હતા. ॥૧॥ તે **અજયવિપ્રની સુમતિ** નામે પ્રતિવ્રતા સ્ત્રીને વિષે ઉદ્ધવજી પોતે પુત્રરૂપે પ્રગટ થયા, જે ઉદ્ધવજીના જન્મ સમયે પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણની ભક્તિ, કળિકાળના ભયે કરીને મરણશય્યા ઊપર પડેલી હતી, તે જીવવાની આશા ભરેલા ઉચ્છવાસને પામી ॥૨॥ શ્રીવિક્રમાર્ક રાજાના શકના ૧૭૯૫ [1] માં વર્ષમાં શ્રાવણમાસના કૃષ્ણપક્ષની અષ્ટમી, અને ગુરૂવારને દિવસે પ્રાતઃકાળમાં, અતિદર્શનીયમૂર્તિ તે ઉદ્ધવજી આ પૃથ્વી ઉપર પ્રગટ થયા. ॥૩॥ તે અજયવિપ્રના પુત્ર, **શ્રીરામશર્મા** એવું કર્યું છે નામ જેમનું, અને યજ્ઞોપવીતસંસ્કારને પામેલા, એવા થકા પોતાના પિતા અજયવિપ્ર થકીજ પોતાનો ઋગ્વેદ ભણીને, પોતાને ઘેર દરરોજ પોતાના પિતા ભાગવતપુરાણ વાંચતા તેને સાંભળતા હતા. ॥૪॥ શ્રીમદ્ભાગવતપુરાણનું શ્રવણ કરવાથી તે રામશર્માને શ્રીકૃષ્ણને વિષે દ્રઢ ભક્તિ થઇ, અને નિરંતર તે શ્રીકૃષ્ણની પ્રતિમાની પૂજા કરતા, અને શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા ભક્તજનોનો સમાગમ વારંવાર કરતા, આમ કરતાં તે રામશર્મા તે શ્રીકૃષ્ણભગવાનના પ્રત્યક્ષ દર્શન કરવાની ઈચ્છાથી આકુળ બની ગયા. ॥૫॥ પ્રત્યક્ષશ્રીકૃષ્ણનાં દર્શન મને આ લોકમાં ક્યાં થાય એમ પોતાના અંતરમાં ઘણીક ચિંતા કરતા તે રામશર્માએ એકાદશસ્કંધભાગવતની કથાની સમાપ્તિમાં તે શ્રીકૃષ્ણભગવાન પોતે દ્વારિકાપુરીમાં રહેલા છે એમ સાંભળ્યું. ॥૬॥ તેથી તે શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શનમાં અતિ ઉત્સાહવાળા તે રામશર્મા, સર્વસમૃદ્ધિયુક્ત પોતાના ઘરનો ત્યાગ કરીને, વર્ણિવેષ ધારણ કરીને તીર્થયાત્રા કરતા થકા દ્વારિકાપુરી પ્રત્યે આવ્યા, ત્યાં આવીને દ્વારિકાપુરી તો સમુદ્રમાં લય પામેલી છે એમ જાણીને ઉદાસ જેવા બની ગયા. ॥૭॥ ત્યાર પછી સમુદ્રના બેટમાં પુરાણપ્રતિમાસ્વરૂપે રહેલા તે શ્રીકૃષ્ણભગવાનને નમસ્કાર કરીને, તે શ્રીકૃષ્ણના ક્રીડાસ્થાનરૂપ રૈવતાચળ પ્રત્યે જઇને ત્યાં કેટલાક દિવસ સુધી

---

૧ बाणाङ्कवादावनिसम्मिते—'अङ्कानां वामतो गतिः' અંક–આંકડાઓની ગતિ ડાબી બાજુથી ગણવામાં આવે છે–એટલે બાણ–૫, અંક–૯, વાદ–૭, અવનિ–૧, આટલા અંકોથી જે સંખ્યા થાય તે સંખ્યા જાણવી, તો આ ઉપર બતાવેલા ચાર અંકને એક સાથે મુકીને ગણતાં ૧૭૯૫ સત્તરસો અને પંચાણું એ પ્રમાણે થાય છે, અને બાણશબ્દથી પાંચ, અંકશબ્દથી નવ, એ વિગેરે સંકેત, તેમજ અંકને ડાબી બાજુથીજ ગણવા એ વિગેરે સંકેત ગણિતશાસ્ત્ર વિગેરેના કર્તાઓનો છે. તે વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાઓએ તે તે શાસ્ત્રો થકી જાણી લેવો. ॥

ध्यानस्थस्तेज ऐक्षत ॥१३॥ तेजोमात्रं समीक्ष्यासौ व्युत्थितो मुनिमाह तम्। तेज एव मया दृष्टं ध्याने कृष्णस्तु नेक्षितः ॥१४॥ तेज एव हि कृष्णोऽस्तीत्युक्तस्तेनाथ सोऽन्तरे। तुष्टिमप्राप्य तं नत्वा ततः श्रीरङ्गमाययौ ॥१५॥ तत्र ध्यायन् कृष्णमेव निषण्णो रहसि क्वचित्। साक्षाद्रामानुजाचार्यं वैष्णवेन्द्रमवैक्षत ॥१६॥ कृष्णाप्तिहेतुं स प्राप्य तस्माद्दीक्षां च वैष्णवीम्। साक्षात्कृष्णेक्षणार्थेनं प्रार्थयत्स तदाह तम् ॥१७॥ न त्वं साधारणो मर्त्यः कृष्णैकान्तिक उद्धवः। न प्राकृतमनुष्यस्य जायते दर्शनं मम ॥१८॥ मत्प्राप्तो वैष्णवीं दीक्षां भज कृष्णं द्वयं जपन्। ततः प्रीतः स ते कृष्णः साक्षाद्दास्यति दर्शनम् ॥१९॥ रामानन्द इति ख्यातो वर्णीन्द्रो वैष्णवोत्तमः। स्वधर्मदृढनिष्ठस्त्वं

નિવાસ કર્યો. ॥૮॥ તે પર્વતની તળેટીમાં તે રામશર્માએ આત્મદર્શી એવા એક **આત્માનંદ** નામે પ્રસિદ્ધ યોગીપુરુષ જોયા, અને તેમની પાસે જઇ તેમને નમસ્કાર કર્યા. ॥૯॥ તે આત્માનંદસ્વામીએ સ્વાગતાદિક પૂછેલા એવા તે રામશર્માએ તે પ્રદેશમાં અતિજ્ઞાનસંપન્ન તરીકે વિખ્યાતિ પામેલા તે આત્માનંદયોગીના પ્રત્યે પોતાનું સઘળું વૃત્તાન્ત કહ્યું. ॥૧૦॥ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે હું અયોધ્યાથી દ્વારિકાપુરીમાં ગયો હતો, પરંતુ ત્યાં શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન નહિ થવાથી તે ઇચ્છાથીજ હમણાં તમારી પાસે આવ્યો છું. ॥૧૧॥ તમો સિદ્ધદશાને પામેલા મહાયોગી છો, એમ આપને બધા લોકો કહે છે, માટે હે યોગિરાજ! મને શ્રીકૃષ્ણવાસુદેવનાં પ્રત્યક્ષ દર્શન થાય એમ આપ કરો. ॥૧૨॥ આ પ્રમાણે પ્રાર્થના કરેલા તે આત્માનંદ મુનિએ તે રામશર્માને પોતે દીક્ષા આપીને **રામાનંદ** એવું નામ ધારણ કરાવીને, તમો ધ્યાન કરવા માટે બેસો એમ કહ્યું, ત્યારે તેમણે પણ તેમના કહેવા પ્રમાણે શ્રીકૃષ્ણનું ધ્યાન કર્યું, પરંતુ તે ધ્યાનમાં તેમણે કેવળ [1]તેજમાત્ર જોયું. ॥૧૩॥ સમાધિમાં કેવળ તેજમાત્ર જોઇને સમાધિમાંથી ઉઠીને તે રામાનંદમુનિએ તે આત્માનંદમુનિને કહ્યું–હે મુને! સમાધિમાં મેં તેજમાત્ર જોયું, પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન તો મારા જોવામાં આવ્યા નહિ. ॥૧૪॥ ત્યારે તે આત્માનંદમુનિ કહેવા લાગ્યા–હે રામાનંદમુને! તમોએ સમાધિમાં જે તેજ જોયું એજ શ્રીકૃષ્ણ છે, તેથી તે રામાનંદમુનિ પોતાના અંતરમાં અસંતોષ પામીને, તેમને નમસ્કાર કરીને, ત્યાંથી પોતે શ્રીરંગક્ષેત્ર પ્રત્યે આવ્યા. ॥૧૫॥ ત્યાં આવીને એકાંતમાં બેસીને શ્રીકૃષ્ણવાસુદેવનુંજ ધ્યાન કરતાં, તે રામાનંદમુનિએ વૈષ્ણવરાજ **શ્રી મદ્રામાનુજાચાર્યને** પ્રત્યક્ષપણે જોયા. ॥ ૧૬ ॥ શ્રીકૃષ્ણવાસુદેવની પ્રત્યક્ષ પ્રાપ્તિમાં કારણભૂત એવી વૈષ્ણવીદીક્ષાને તે રામાનુજાચાર્ય થકી પામીને, "મને સાક્ષાત્ શ્રીકૃષ્ણવાસુદેવનાં દર્શન કરાવો." એમ રામાનંદમુનિ પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે શ્રી રામાનુજાચાર્ય તે રામાનંદમુનિને કહેવા લાગ્યા. ॥ ૧૭ ॥ હે મુને! તમે સાધારણ મનુષ્ય નથી, પરંતુ શ્રીકૃષ્ણવાસુદેવના પરમ એકાંતિક ભક્તરાજ સાક્ષાત્ ઉદ્ધવજી છો, કેમકે પ્રાકૃત મનુષ્યને મારું પ્રત્યક્ષ દર્શન થતું નથી. ॥ ૧૮ ॥ અને તમો મારા થકી વૈષ્ણવી દીક્ષાને પામેલા છો, માટે મેં આપેલા બે મંત્ર જપતા

૧. પરંતુ મૂર્તિમાન શ્રીકૃષ્ણ જોયા નહિ.

मुमुक्षून् बोधयंश्चर ॥२०॥ मत्तो दीक्षां प्राप्तमपि त्वां मद्ध्वस्थवैष्णवाः । क्लेशयिष्यन्ति धर्मिष्ठं मानमत्सरिणो ध्रुवम् ॥२१॥ उपद्रवं यदा कुर्युस्ते तदा त्वं ततः पृथक् । भूत्वा प्रवर्त्तयेः स्वीयं सम्प्रदायं ममाज्ञया ॥२२॥ पञ्च चत्वारि वा कुर्याः सौम्य ! पुण्ड्राणि तत्र च । श्रीस्थाने चन्द्रकं कुर्या ललाटादिषु शोभनम् ॥२३॥ स्वकण्ठपरिवार्त्तिन्यौ स्रजौ सूक्ष्ममणी उभे । धारयेः सर्वदैवेति भेदोऽस्मत्सम्प्रदायतः ॥२४॥ इत्युक्त्वाऽन्तर्दधे साक्षाद्यतीन्द्रः सोऽथ विस्मितः । लब्धं समाधौ तं साक्षात्प्रणम्य व्यचरत्क्षितौ ॥२५॥ स्वधर्मभक्तिनिष्ठाभ्यां सद्गुणैश्चान्यदुर्लभैः । श्रीवैष्णवेभ्यः सर्वेभ्यः सोऽतिमान्योऽभवन्नृणाम् ॥२६॥ तस्यैवाश्रयणं चक्रुर्बहवोऽपि मुमुक्षवः । सन्त्यक्ताखिलदोषास्ते बभूवुश्च महागुणाः ॥२७॥ तत्र तत्र गुरोस्तस्य प्रशंसां ते भृशं व्यधुः । तां नान्ये वैष्णवाः सोढुमशकन्गुरुमत्सराः ॥ २८॥ ततः सम्भूय बहुधा चक्रुस्तेऽस्य कदर्थनाम् । स्रक्त्रोटनं देवपीठभङ्गं पुण्ड्रापहारणम् ॥२९॥ निष्कासनं पुरग्रामाद्भर्त्सनं

थका श्रीकृष्णनी भकित करो, अने एम करवाथी श्रीकृष्ण प्रसन्न थईने तमोने पोतानुं दर्शन आपशे. ॥१९॥ अने हवे तमो **रामानंद** एवा नामे प्रसिद्ध थईने सर्व वैष्णवोमां श्रेष्ठपणे वर्तता, अने सर्व वर्णीओमां उत्तम, स्वधर्ममां दृढ निष्ठावाळा थईने, सर्व मुमुक्षुजनोने बोध आपता थका पृथ्वी उपर विचरो. ॥२०॥ अने अहींआं रहेला मारा संप्रदायना वैष्णवो, तमो मारा थकी दीक्षा पामेला छो, तो पण तेओ अभिमानी अने मत्सरवाळा होवाथी तमोने निश्चेज क्लेश पमाडशे. ॥२१॥ माटे ज्यारे मारा संप्रदायना वैष्णवो तमोने उपद्रव करे, त्यारे तमो तेमनाथी जुदा वर्तीने मारी आज्ञाथी पोतानो संप्रदाय प्रवर्तावजो. ॥२२॥ हे सौम्य ! ललाट आदिक स्थानमां पांच तिलक करजो; अथवा चार करजो. अने तेमां श्रीने स्थाने शोभायमान कुंकुमनो चांदलो करजो. ॥२३॥ पोताना कंठमां वींटाई[1] रहे ते प्रमाणे सूक्ष्ममणकानी बेवडी कंठी कंठमां निरंतर अखंड धारजो, आटलो अमारा संप्रदाय थकी भेद जाणवो. ॥२४॥ आ प्रमाणे कहीने साक्षात् यतिराज **श्री रामानुजाचार्य** अंतर्धान थई गया. ते पछी रामानंदस्वामी आश्चर्य पामीने समाधिमां मळेला *श्रीरामानुजाचार्यने प्रत्यक्षनी पेठेज नमस्कार करीने पृथ्वी उपर विचरवा लाग्या.* ॥२५॥ स्वधर्म, अने भकितनिष्ठा वडे करीने, तेमज बीजाओने अतिदुर्लभ एवा विद्याक्षमादिक सद्गुणो वडे, ते रामानंदमुनि सर्व वैष्णवो थकी सर्व मनुष्योमां अति पूज्यभावने पाम्या. ॥२६॥ अने घणाक मुमुक्षुजनो तेमनोज आश्रय करवा लाग्या, अने पोताना कामादिक समग्र दोषनो त्याग करीने ज्ञान, वैराग्य, स्वधर्म, आदिक महागुणोए संपन्न थया. ॥२७॥ अने ज्यां त्यां दरेक स्थळे पोताना गुरु रामानंदस्वामीनांज वखाण करवा लाग्या, त्यारे ते उत्कर्षने अतिमत्सरवाळा बीजा वैष्णवो सहन करी शकया नहि. ॥२८॥ पछी बधा भेगा थईने ते वैष्णवोए रामानंद मुनिनी अवगणना करवा लाग्या, केटलाक कंठी तोडी नांखे. देवनुं सिंहासन भांगी

1 अंगोअंगमांदिक पिरो वखने न देखाय ते प्रमाणे.

ताडनं क्वचित् । कृतं दुरात्मभिः सेहे स धीरो धार्मिकः सुधीः ॥३०॥ अलक्ष्यलिङ्गः स ततो वृन्दावनमुपागमत् । वसंस्तत्राभजत्कृष्णं स्वस्थो भूत्वा महामतिः ॥३१॥ श्रीकृष्णमाराधयतस्तस्य भक्त्याऽनुवासरम् । साक्षात्कृष्णेक्षणमभूत्समाधौ स्वाभिवाञ्छितम् ॥३२॥ तमाह भगवान् प्रीतः स्वप्रेष्ठं विनयानतम् । मम प्रियोऽसि भो वर्णिन् ! दुर्जनैस्त्वमुपद्रुतः ॥३३॥ तच्चिन्ता नैव कर्त्तव्या क्षयं यास्यन्ति ते द्रुतम् । त्वमुद्धवोऽसि मे भक्तो नरोऽस्यात्रेयशापतः ॥३४॥ सम्प्रदायं नवीनं त्वं भिन्नं रामानुजाध्वनः । प्रवर्त्तय त्वयि मम प्रीतिरस्त्येव भूयसी ॥३५॥ मन्त्रद्वयं गृहाणेदं मदीयं त्वमुपादिशेः। स्वशिष्येभ्योऽथ मद्भक्तिं धर्मोपेतां प्रवर्त्तय ॥३६॥ नारायणर्षिरूपस्य मम ते च सहर्षिभिः । शापो जातोऽस्त्यतोऽहं च भविष्यामि नरो भुवि ॥३७॥ सौराष्ट्रदेशे भविता सङ्गमो मे त्वया सह । अतस्तीर्थानि विचरंस्तत्र गत्वा सुखं वस ॥३८॥ मुमुक्षवो हि बहवस्तत्र सन्ति तथाऽन्यतः । आयास्यन्तीति तान् सर्वान् मद्भक्तिं त्वमुपादिशेः॥३९॥

નાંખે, અને તિલક ભુંસી નાંખે, એ પ્રમાણે કરવા લાગ્યા. ॥૨૯॥ ક્યારેક પુર અને ગામમાંથી કાઢી મુકે, ક્યારેક તિરસ્કાર અને તાડન પણ કરે, તોપણ મહાધાર્મિક, ધૈર્યવાન, અને શ્રેષ્ઠમતિવાળા તે રામાનંદમુનિએ તે દુરાત્માઓએ કરેલા ઉપદ્રવને સહન કર્યો. ॥૩૦॥ અને પછી અલક્ષ્ય વેષ રાખીને વૃન્દાવનમાં આવ્યા, અને ત્યાં રહીને મહાબુદ્ધિમાન તે રામાનંદમુનિ સ્વસ્થ ચિત્તે કરીને શ્રીકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. ॥૩૧॥ આ પ્રમાણે હંમેશાં અતિભક્તિથી શ્રીકૃષ્ણની આરાધના કરતા તે રામાનંદમુનિને સમાધિમાં પોતાને અભિવાંછિત એવું શ્રીકૃષ્ણવાસુદેવનું સાક્ષાત્ દર્શન થયું. ॥૩૨॥ અને પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણભગવાન, પોતાને અતિશય પ્રિય, અને વિનયથી નમસ્કાર કરતા, તે રામાનંદમુનિને કહેવા લાગ્યા–હે વર્ણિન્ ! તમે મને અતિશેજ પ્રિય છો, પણ દુષ્ટ માણસોએ તમોને અતિશય ઉપદ્રવ કર્યો છે, તો પણ તમારે તેની ચિંતા કરવી નહિ. તમને ઉપદ્રવ કરનારા દુરાત્માઓ થોડા સમયમાંજ નાશ પામી જશે, તમે તો મારા પરમ ભક્ત સાક્ષાત્ ઉદ્ધવજી છો, અને દુર્વાસામુનિના શાપે કરીને મનુષ્યમાં અવતરેલા છો. ॥૩૩-૩૪॥ હે મુને ! તમે રામાનુજસંપ્રદાય થકી જુદો નવો સંપ્રદાય પ્રવર્તાવો, અને તમારે વિષે મારે અતિશેજ પ્રીતિ છે. ॥૩૫॥ મારા આપેલા આ બે મંત્રો તમે ગ્રહણ કરો, અને એજ મંત્રોનો તમારા શિષ્યોને ઉપદેશ કરજ્યો, અને ધર્મે સહિત મારી એકાંતિકી ભક્તિ પ્રવર્તાવો. ॥૩૬॥ નારાયણઋષિ રૂપે રહેલા મને, અને મરીચ્યાદિક સર્વ ઋષિઓએ સહિત તમોને દુર્વાસામુનિનો શાપ થયેલો છે, માટે હું પૃથ્વી ઉપર મનુષ્ય રૂપે પ્રગટ થઇશ. ॥૩૭॥ અને સૌરાષ્ટ્ર દેશમાં તમારી સાથે મારો સમાગમ થશે, માટે તીર્થોમાં વિચરતા થકા ત્યાં–સૌરાષ્ટ્રમાં, જઇને સુખે વાસ કરજ્યો. ॥૩૮॥ સૌરાષ્ટ્ર દેશમાં ઘણા મુમુક્ષુઓ છે, તેમજ બીજા દેશોમાંથી પણ ત્યાં ઘણાક મુમુક્ષુઓ આવશે, તે બધાઓને મારી ભક્તિનો ઉપદેશ કરજ્યો. ॥૩૯॥ આ પ્રમાણે કહીને બે મંત્રો આપીને શ્રીકૃષ્ણ વાસુદેવ ભગવાન પોતે અંતર્ધાન થઇ ગયા. પછી તેમને નહિ જોતા થકા રામાનંદમુનિ

इत्युक्त्वा स मनुद्वन्द्वं तस्मै दत्वा तिरोदधे। अपश्यंस्तमसौ सद्यः समाधेर्व्युत्थितोऽभवत् ॥४०॥ पूर्णकामस्ततो भूत्वा भजन् कृष्णं स सादरम्। प्राक्स्वानुभूते तत्स्थाने मासमेकं मुदाऽवसत् ॥४१॥ दध्यौ यदा यदा कृष्णं स्वान्तरे स तदा तदा। ददर्श साक्षात्कृष्णं तं वृन्दावनविहारिणम् ॥४२॥ तेन पूजोपहारांश्च दीयमानान् क्वचित् क्वचित्। प्रत्यक्षमाददे कृष्णः सोऽतिप्रीतस्ततोऽभवत् ॥४३॥ साक्षात्कृष्णेक्षणानन्दो निराधिश्च स वर्णिराट्। कृष्णेच्छयैव स्वमवैदुद्धवं तस्य सेवकम् ॥४४॥ दुर्जनोपद्रवं तं च दुर्वासःशापसम्भवम्। ज्ञात्वा खेदमकुर्वाणो भेजे कृष्णं सुखाम्बुधिम् ॥४५॥ ततो हिताय जीवानां कृष्णेनाज्ञापनं कृतम्। तदेव सर्वथा कार्यमित्यन्तर्निश्चिकाय सः ॥४६॥ सच्छास्त्रसारमादाय कृष्णवाक्यानुसारतः। बबन्ध सम्प्रदायं स्वधर्मयुग्भक्तिलक्षणम् ॥४७॥ तीर्थराजं ततो गत्वा पक्षमेकमुवास सः। प्रपन्नेभ्यो ददौ दीक्षां मुमुक्ष्यस्तत्र च वैष्णवीम् ॥४८॥ तत्रागतो देवशर्मा ज्ञात्वा तं गुरुलक्षणम्। दीक्षां भागवतीं तस्माज्जग्राह सह योषया ॥४९॥ तस्मै स्वसम्प्रदायस्य रहस्यं सर्वमञ्जसा। उक्त्वा

---

तत्काळ समाधिमांथी जाग्रत थया. ॥४०॥ अने पोताने पूर्णकाम मानीने आदर सहित श्रीकृष्णनी भक्ति करता थका, पोताना पूर्व जन्मना परिचित ते वृंदावनमां एक मास पर्यंत अति आनंदथी निवास करीने रह्या. ॥४१॥ अने ज्यारे ज्यारे श्रीकृष्णनुं ध्यान करता, त्यारे त्यारे पोताना अंतरमां वृन्दावनविहारी एवा साक्षात् कृष्णने देखता हता ॥४२॥ वळी कयारेक कयारेक ते रामानंदमुनिए अर्पण करेला पूजा भेटना पदार्थोने प्रत्यक्षपणे श्रीकृष्णवासुदेव अंगीकार करता, तेथी ते अति प्रसन्न थया. ॥४३॥ साक्षात् श्रीकृष्णवासुदेवनां दर्शन थवाथी थयो छे आनंद जेमने, अने मननी व्यथा पण जेमने टळी गई छे, एवा ते रामानंदमुनिए श्रीकृष्णनी इच्छाथीज "हुं तेमनो सेवक उद्धव छु", एम जाण्युं. ॥४४॥ अने दुष्ट माणसोए करेलो उपद्रव पण दुर्वासाना शापथीज थयेलो हतो, एम जाणीने पछी खेद नही करतां सुखना सागर एवा श्रीकृष्णवासुदेवनी भक्ति करवा लाग्या. ॥४५॥ अने पछी अनेक जीवोना हित–कल्याण माटे श्रीकृष्णभगवाने मने 'जे आज्ञा करेली छे तेज काम मारे सर्व प्रकारे करवुं', एम पोताना मनमां निश्चय कर्यो. ॥४६॥ अने पोताने कहेलां श्रीकृष्णनां वाकय प्रमाणे सर्व सत्शास्त्रोनो सार ग्रहण करीने, ते प्रमाणे धर्मे सहित श्रीकृष्णनी भक्ति करवी, ते मुख्य लक्षण जेनुं छे एवो पोतानो नवीन संप्रदाय ते रामानंदमुनिए बांध्यो–प्रवर्ताव्यो. ॥४७॥ पछी ते रामानंदमुनि तीर्थराज–प्रयागक्षेत्रमां जइने एक पक्ष सुधी रह्या, अने त्यां शरणे आवेला मुमुक्षुजनोने वैष्णवी दीक्षा आपी ॥४८॥ त्यां आवेला **देवशर्मा–धर्मदेव**, तेमणे ते रामानंदमुनिने सर्वसद्गुरुलक्षणोथी संपन्न जाणीने, पोतानी पत्नी भक्तिदेवीए सहित तेमना थकी भागवती दीक्षा ग्रहण करी ॥४९॥ ते समये रामानंदमुनिए ते धर्मदेवने पोताना संप्रदायनुं सर्व रहस्य–अभिप्राय यथार्थपणे कहीने मुमुक्षुओने वैष्णवी दीक्षा आपवा माटे ते धर्मदेवने सर्व सद्गुणोथी युक्त

मुमुक्षुदीक्षार्थे तमजिज्ञपदुत्तमम् ॥५०॥ उपादिदेशः स्त्रिया स्त्रीस्त्वं विचार्यास्यैव कारणम्। बाधाऽभावान्ममेशत्वाद्दीक्षितौ स्थो युवां मया ॥५१॥ पुण्यक्षेत्राणि विचरन् मुमुक्षून् दीक्षयंश्च सः। स्वसम्प्रदायं प्रथयन् सौराष्ट्रदेशमाययौ ॥५२॥ स्वधर्मयुक्तामिह कृष्णभक्तिं वितन्वतो धर्मदृढस्थितेश्च। तस्य प्रतापश्च यशः पृथिव्यां व्यापद्धि सर्वत्र महाजनेषु ॥५३॥ युक्तं च सर्वैर्गुरुलक्षणैस्तं श्रुत्वा च दृष्ट्वा बहवः पुमांसः। तच्छिष्यतां प्रापुरुदारभावा मुमुक्षवो ये सदसत्परीक्षाः ॥५४॥ ये ये प्रपन्नास्तमनन्यवृत्त्या ते ते जना उज्झितसर्वदोषाः। सम्प्राप्तनानाविधसद्गुणाश्च भुवि व्यराजन्त दिवीव देवाः ॥५५॥ यो यो गुणग्राहक आस भूमौ नीतिप्रवीणोऽमलबुद्धिमांश्च। सच्छास्त्रविज्ञः स स आदरेण तेषां प्रशंसामकरोत्सहर्षम् ॥ ५६ ॥ स्तेयं मांसं परस्त्रीगमनमथ सुरापानमुन्मूलयानो मानं मोहश्च लोभं मदमदनरुषः कर्षयन्नीवहिंसाम्। शुष्कज्ञानं सकौलं भुवि चरमदशां प्रापयन् भक्तिधर्मौ पुष्यन् व्यभ्राजदूर्ध्वं सकलमतवतामौद्धवः सम्प्रदायः ॥५७॥

---

શ્રેષ્ઠ જાણીને આજ્ઞા આપી ॥૫૦॥ અને કહ્યું કે–હે દેવશર્મા વિપ્ર ! તમો તમારી પત્ની ભક્તિદેવી દ્વારા બીજી મુમુક્ષુસ્ત્રીઓને દીક્ષા અપાવજ્યો, એનું કારણ વિચારીને તમો એમજ કરજ્યો, અને હું તો સમર્થ–શ્રીકૃષ્ણવાસુદેવના અનુગ્રહવાળો, હોવાથી મને કોઇ પ્રકારનો બાધ નથી માટેજ મેં તમો બન્ને–પતિપત્નીને દીક્ષા આપી છે. ॥ ૫૧ ॥ તે પછી રામાનંદમુનિ પવિત્ર ક્ષેત્રોમાં વિચરતા, અને મુમુક્ષુજનોને દીક્ષા આપતા થકા પોતાના સંપ્રદાયને વિસ્તારતા સતા સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા. ॥૫૨॥ શ્રીકૃષ્ણવાસુદેવની સ્વધર્મે યુક્ત એકાંતિકી ભક્તિને આ પૃથ્વીમાં વિસ્તારતા, અને સ્વધર્મમાં દૃઢપણે વર્તતા, એવા તે રામાનંદમુનિનો પ્રતાપ, અને યશ, પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે સર્વ સત્પુરૂષોમાં વ્યાપ્યો હતો. ॥૫૩॥ વળી તે રામાનંદસ્વામીને સર્વસદ્ગુરૂનાં લક્ષણોથી સંપન્ન છે એમ સાંભળીને, અને પ્રત્યક્ષ જોઇને, સત્ અસત્‌ની પરીક્ષાવાળા વિવેકી, અને ઉદાર અભિપ્રાયવાળા, ઘણા મુમુક્ષુજનો તે રામાનંદમુનિના શિષ્યભાવને પામ્યા હતા. ॥૫૪॥ અનન્યવૃત્તિથી જે જે મુમુક્ષુ જનોએ તેમનો આશ્રય કર્યો તે તે બધાય જનો, નાના પ્રકારના જ્ઞાન, વિરક્તિ, સત્ય, ક્ષમા, દયા, વિગેરે અનેક ગુણો પ્રાપ્ત થવાથી, સ્વર્ગમાં દેવતાઓજ જેમ એમ પૃથ્વી ઉપર વિશેષપણે શોભવા લાગ્યા. ॥૫૫॥ પૃથ્વી ઉપર જે જે માણસો ગ્રાહકગુણ હતા, અને નીતિપ્રવીણ અને નિર્મળ બુદ્ધિવાળા, અને સત્શાસ્ત્રને જાણનારા હતા, તે તે બધાય અતિ આદરથી હર્ષપૂર્વક તેમનાં વખાણ કરતા હતા. ॥૫૬॥ આ પ્રમાણે શ્રી રામાનંદસ્વામીએ સ્થાપિત, અને પ્રવર્તિત, **શ્રીમદુદ્ધવસંપ્રદાય**–ચોરી કરવી, માંસ ખાવું, પરસ્ત્રીગમન કરવું, અને સુરાપાન કરવું, તેને મૂળમાંથી ઉખેડી નાંખતો, અને માન, મોહ, લોભ, મદ, કામ અને ક્રોધ, તેને પોતાના આશ્રિત મનુષ્યોના અંતરમાંથી ખેંચીને કાઢી નાખતો, અને પ્રાણીઓની હિંસા, કૌલશાક્ત મત, તેણે સહિત શુષ્કજ્ઞાન–ભક્તિરસથી રહિત કેવળ આત્મજ્ઞાન, તેને પૃથ્વી ઉપર અંતિમદશા–મરણ દશાને પમાડતો, અને ભક્તિધર્મનું પોષણ કરતો થકો દરેક મતવાદિઓના પ્રવર્તાવેલા સંપ્રદાયો મધ્યે સર્વોપરિપણે વિરાજમાન હતો. ॥૫૭॥

स्वोक्तधर्ममखिलं प्रवर्त्तयन्नुद्धवाध्वनि धरातले नृपु ॥
सर्वसद्गुरुविलक्षणेहितः कृष्ण एष मयि तुष्टिमीयताम् ॥५८॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदाय-सकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये उद्धवसम्प्रदायप्रवृत्तिनिरूपणनामा तृतीय उल्लासः ॥ ३ ॥

---

પૃથ્વી ઉપર ઉદ્ધવ સંપ્રદાયમાં રહેલા મનુષ્યોમાં, પોતે કહેલા સમગ્ર ધર્મોને પ્રવતાવતા, અને સર્વ સદ્ગુરૂના કરતાં વિલક્ષણ—સર્વશ્રેષ્ઠ આશ્ચર્યકારી ચરિત્રો જેમનાં છે, એવા મારા ઇષ્ટદેવ **શ્રીહરિકૃષ્ણ** ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૫૮॥

આ પ્રમાણે શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રી સહજાનંદસ્વામીના શિષ્ય, અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજય ગ્રંથમાં **"ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃત્તિ"** કહી એ નામે ત્રીજો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩॥

---

# उल्लासार्थसंग्रहः

साक्षात्प्रादुर्भविष्यन्भुवि नृपु पितरौ स्थापयन् लोकदृष्टया
धर्मं मूर्तिं च भूमौ गुणवति विमले विप्रवंशेऽवतार्य ।
दम्पत्योर्धर्मभक्त्योः स्वचरणकमलैकान्तवृत्त्योस्तयोर्हि
प्रादुर्भूयात्मजः सन्नवति कलिभयादक्षरेशोऽखिलान्नः ॥४॥

અક્ષરાધિપતિ પુરૂષોત્તમ ભગવાન પૃથ્વી ઉપર મનુષ્યોમાં સાક્ષાત્ પ્રગટ થવાને ઇચ્છતા થકા, લોકદ્રષ્ટિથી લોકાનુકરણ કરવા માટે ધર્મદેવ, અને ભક્તિદેવીને પોતાનાં માતાપિતા તરીકે પ્રસિદ્ધ કરતા થકા, તેમને પૃથ્વી ઉપર, શમદમાદિક સર્વ બ્રાહ્મણગુણોએ સંપન્ન એવા પવિત્ર બ્રાહ્મણકુળમાં અવતાર ધારણ કરાવીને, પોતાનાં ચરણકમળનીજ એકાન્તવૃત્તિથી ઉપાસના કરતાં તે બંને દંપતીમાં, તેમના પુત્ર રૂપે પ્રગટ થઇને એ ભગવાન આપણા સર્વની કળિકાળના ભય થકી રક્ષા કરે છે. ॥૪॥

# चतुर्थ उल्लासः

श्रीहरेरथ विचित्रचरित्रं वर्णयामि जननादि पवित्रम् । यन्मुमुक्षुभिरिह श्रवणीयं सर्वथैव नृभिरादरणीयम् ॥१॥ भुव्युद्धवे जननमासवतीत्थमेव धर्मोऽपि सत्वरमियेप जनुर्गृहीतुम् । संवर्द्धमानकलिपुष्यदधर्मसर्पविद्रावणे पतगराजसमप्रतापः॥२॥ यो धारणाद्धि जगतः सकलस्य नाम्ना ख्यातोऽस्ति धर्म इति वेदविदो वदन्ति । ब्रह्मादिसर्वतनुभृत्सुखलब्धिहेतुर्यः सर्वथा सकलमङ्गलकारणञ्च ॥३॥ यं यस्त्यजेत्कचन कश्चन तन्द्रितोऽपि स स्वीश्वरोऽस्त्वथ सुरोऽन्यकपिर्नरो वा । सद्यः पतेत्खलु निजोच्चपदाच्च दुःखी स्याच्चाल्पकैरपि जनैरतिगर्हणीयः ॥४॥ यः सर्वदैव सकलेश्वरजीवमात्रैः स्वश्रेयसे दृढमुपाश्रयणीय एव । योऽतिप्रियो भगवतः पुरुषोत्तमस्य स्वात्मैव चेति गदितः स्वमुखेन तेन ॥५॥ यं चादरेण स दधाति सदैव कृष्ण ईशे-

---

## ઉલ્લાસ ૪ થો.

હવે શ્રવણ કરવાથી પવિત્રતાને પમાડનારાં, આ લોકમાં મુમુક્ષુજનોએ નિરંતર શ્રવણ કરવા યોગ્ય, અને સર્વપ્રકારે આદર કરવા યોગ્ય, એવાં શ્રીહરિનાં પ્રાદુર્ભાવ વિગેરે વિચિત્ર ચરિત્રો હું વર્ણન કરૂં છું. ॥૧॥ પૂર્વોક્ત પ્રકારે ઉદ્ધવજીએ પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યો ત્યારે સર્વ પ્રકારે વૃદ્ધિ પામેલા કળિયુગને પામીને પુષ્ટ થયેલા અધર્મરૂપ સર્પને નસાડી મૂકવામાં ગરૂડના સરખો પ્રતાપ જેમનો છે, એવા અતિસમર્થ ધર્મદેવે પણ અવતાર ધારણ કરવા માટે તુરતજ ઇચ્છા કરી. ॥૨॥ (ધર્મ શબ્દની નિરૂક્તિ સાથે ધર્મનો મહિમા કહે છે.) સકળ જગતને ધારણ કરે છે, માટે જે ધર્મ એવા નામથી પ્રસિદ્ધ છે, એમ વેદશાસ્ત્રને જાણનારા વ્યાસાદિક મહાપુરૂષો કહે છે, વળી જે ધર્મ બ્રહ્મા આદિક સર્વ દેહધારીઓને સુખ પ્રાપ્ત કરવામાં કારણરૂપ છે, સકળ મંગળકારી પદાર્થોના પણ જે કારણ છે. ॥૩॥ જે કોઇ આળસુ થઇને ક્યારેય પણ જો એ ધર્મનો ત્યાગ કરે છે, તો તે ગમે તેવો સમર્થ—બ્રહ્મા આદિક ઇશ્વર હોય, કે ઇંદ્ર આદિક દેવ હોય, કે બીજા કોઈ ઋષિ, કે મનુષ્ય હોય, તો પણ તે તુરતજ પોતાના ઉંચા સ્થાનથી ભ્રષ્ટ થાય છે, અને દુઃખી થઇને અતિઅલ્પ માણસોએ પણ અતિશય નિંદા કરવા યોગ્ય બની જાય છે. ॥૪॥ જે ધર્મ સર્વ દેવતાઓ અને સર્વમનુષ્યોએ પોતાના આત્યંતિક કલ્યાણ માટે સદાય દૃઢપણે આશ્રય કરવા યોગ્ય છે, અને વળી સાક્ષાત્ પરાત્પર પુરૂષોત્તમભગવાનને જે ધર્મ અતિશય પ્રિય છે, અને તેમણે પોતાને મુખેજ "ધર્મ મારો આત્મા—સ્વરૂપ છે" એમ શાસ્ત્રમાં કહેલું છે. ॥૫॥ સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર—નિયંતા, પ્રેરક, એવા શ્રીકૃષ્ણભગવાન પોતે પણ જે ધર્મને અતિ આદરથી નિરંતર ધારણ કરે છે, ક્યારેય પણ ત્યાગ કરતા નથી, અને જે ધર્મ સમગ્ર બ્રહ્માણ્ડનો પાલક છે, સર્વ પ્રાણીમાત્રના

श्वरोऽपि न जहाति कदाचिदेव । ब्रह्माण्डपालक उताखिलकर्मसाक्षी यो व्याप्य चास्ति हि सदाचरणात्मनेदम् ॥६॥ यद्द्रोहमासुरकृतं न कथञ्चनापि सोढुं क्षमो हि भगवानवतारमेति । देवर्षिमानवजलेचरपक्षिनोऽपि हन्त्यासुरानपि महाबलवीर्यभाजः ॥७॥ यद्रक्षणाय च कलावपि घोरकाले प्रेमातिरेकविवशः स्ववशोऽपि कृष्णः । धत्तेऽवतारमथ सत्ययुगं निजेषु भक्तेषु वर्तयति भूरितरप्रतापात् ॥८॥ यत्संश्रयात्परमदुर्लभपारमेष्ठ्यं स्थानं विरिञ्चिरपि सर्वसुरेश आप । ऐन्द्रं पदञ्च मघवा भुवि सार्वभौमं राज्यं दिनेशविधुवंशभवा अवापुः ॥९॥ धर्मः स एष सुखदो मुनिशापदम्भादुच्छेदनाय भुवि दुष्कृतिनां नृनाट्यम् । कुर्वन्नधिश्रिति सह प्रियया विचिन्तन्तस्यावतार उचितं द्विजवर्यमन्तः ॥१०॥ कोसलेषु पुरमस्ति राजदिट्टारसंज्ञमिह लोकविश्रुतम् । ब्राह्मणप्रभृतिभिर्निषेवितं स्वस्वधर्मनिरतैरलोलुपैः ॥११॥ तत्रैवासीद्बालशर्माभिधानो विप्रो विप्रैर्माननीयो गुणौघैः । सावर्ण्याख्यं यस्य गोत्रञ्च साम वेदः शाखा कौथुमीति प्रसिद्धा ॥१२॥ साङ्गे वेदे धर्मशास्त्रे प्रवीणो धर्मे स्वीयं पालयन् सर्वथैव । तस्माद्धर्मो भाग्यवत्यां सुतोऽभूत् ख्यातो नाम्ना देवशर्मेति लोके ॥१३॥

---

કર્મના સાક્ષીરૂપે રહેલો છે, અને વળી આખા વિશ્વમાં જે સદાચરણ રૂપે વ્યાપીને રહેલો છે. ॥૬॥ અસુરસમૂહોએ કરેલા જે ધર્મના દ્રોહને કોઈ પણ રીતે સહન નહિ કરી શકતા થકા ભગવાન પોતે દેવ, ઋષિ, માનવ, જળચર, કે પક્ષીમાં પણ અવતાર ગ્રહણ કરે છે, અને અતિ બળીઆ અને મહા પરાક્રમી એવા અસુરસમૂહોને પણ નાશ કરી નાખે છે. ॥૭॥ જે ધર્મની રક્ષા કરવા માટે, સદા સ્વતંત્રમૂર્તિ એવા શ્રીકૃષ્ણપરમાત્મા પણ પ્રેમાતિરેકથી પરવશ થયા થકા, ઘોર કળયુગમાં પણ અવતાર ધારણ કરે છે, અને પોતાના પ્રબળપ્રતાપથી પોતાના ભક્તોમાં સત્યયુગની—સત્યયુગના ધર્મોની, પ્રવૃત્તિ કરે છે. ॥૮॥ બ્રહ્મા પણ, જે ધર્મનો આશ્રય કરવાથી અતિ દુર્લભ એવા પારમેષ્ઠ્ય પદને પામ્યા છે, સર્વ દેવોના નિયંતા ઇંદ્ર ઇંદ્રપદને પામ્યા છે, અને પૃથ્વી ઉપર સૂર્યવંશમાં, અને ચંદ્રવંશમાં થયેલા ઘણા રાજાઓ પણ જે ધર્મનો આશ્રય કરવાથી સાર્વભૌમ-ચક્રવર્તિ રાજ્યને પામ્યા હતા. ॥૯॥ ઉપરોક્ત પ્રકારે સર્વને સુખ આપનારા એ ધર્મદેવ, પૃથ્વી ઉપર દુષ્કર્મીઓનો નાશ કરવા માટે દુર્વાસામુનિના શાપને નિમિત્ત કરીને, પૃથ્વી ઉપર નૃનાટ્ય કરવાને માટે પોતાની પ્રિયા ભક્તિદેવીએ સહિત પોતાને અવતાર લેવાને લાયક ઉત્તમ બ્રાહ્મણને પોતાના અંતરમાં વિચારવા લાગ્યા. ॥૧૦॥ પૃથ્વી ઉપર કોશલ દેશમાં લોકપ્રસિદ્ધ શોભાયમાન એક ઇટારપુર નામે ગામ છે, અને તે સ્વસ્વધર્મમાં પ્રીતિવાળા, અને વિષયાદિકમાં અલોલુપ બ્રાહ્મણાદિક સર્વવર્ણના મનુષ્યોએ સેવેલું હતું. ॥૧૧॥ તે જ ગામમાં બાળશર્મા નામે એક વિપ્ર હતા, તે વિપ્ર શમદમાદિક સર્વગુણયુક્ત સર્વ બ્રાહ્મણોએ માનવા લાયક હતા, અને તેમનું ગોત્ર સાવર્ણિ નામે હતું, વેદ સામ હતો, અને કૌથુમી નામે પ્રસિદ્ધ શાખા હતી. ॥૧૨॥ શિક્ષા વિગેરે છ અંગોએ સહિત વેદશાસ્ત્રમાં, અને ધર્મશાસ્ત્રમાં પ્રવીણ હતા, સર્વપ્રકારે સ્વધર્મના પાલનમાં તત્પર હતા, તે બાળશર્મા વિપ્ર

श्रीविक्रमादित्यनृपस्य वर्षे रसाङ्कवाहक्षितिभिर्मितेऽथ । स कार्तिके मासि वलक्षपक्षे जातो दिवा रुद्रतिथौ घटाङ्के ॥१४॥ पत्न्यो या बदरीवने न सह तेनार्षे सदोऽभ्यागता धर्मस्यास्य तु तास्तदीयविरहाच्छ्रद्धादयो द्वादश । व्यग्रा अत्रिसुतस्य शापरहिता अप्यस्य सेवापराः पार्श्वे तस्य समेत्य तस्थुरखिला मर्त्यैरलक्ष्याः सदा ॥१५॥ धर्मावतारः स हि धर्मनिष्ठो बाल्यादभूद्वै सहजस्वभावात् । पित्रा यथावत्कृतसंस्क्रियत्वादुत्तेजितः सन्मणिवद्बभासे ॥१६॥ तज्जन्मनो वर्षयुगादनन्तरं मूर्तिश्च तस्त्री जनुरैच्छदत्र सा । ग्रामे ततश्छुप्ययसि द्विजन्मनः कृष्णाभिधानस्य सुता व्यजायत ॥१७॥ तदङ्गना कार्तिकपूर्णिमातिथौ सुतां भवानी सुषुवे निशामुखे । सुलक्षणां तां पुरुसद्गुणाधिकां सतीगुणैरीप्सितधर्मवर्त्तनाम् ॥१८॥ सुसंस्कृता सा जनकेन काले वराय दत्ता भवराय बाला । देवाय तस्मै च निजालये तं निवासयामास स कृष्णशर्मा ॥१९॥ आदिश्य धर्मानथ सर्वशः सुतं स्नुषां च बालद्विज आत्मनो गृहम् । ययौ स कृष्णो-

---

થકી તેમની પત્ની ભાગ્યવતીને વિષે ધર્મદેવ પુત્રરૂપે પ્રગટ થયા અને લોકમાં **દેવશર્મા** નામથી પ્રસિદ્ધ થયા. ॥૧૩॥ શ્રીવિક્રમાર્ક રાજાના શકના ૧૭૯૬ મા વરસમાં કાર્તિક માસમાં શુક્લપક્ષમાં એકાદશીને દિવસે કુંભલગ્નમાં ધર્મદેવ પ્રગટ થયા હતા. ॥૧૪॥ આ ધર્મદેવની જે પત્નીઓ બદરિકાશ્રમમાં તે ધર્મદેવની સાથે ઋષિઓની સભામાં નહોતી આવી, તે શ્રદ્ધા આદિક બાર પત્નીઓ તે ધર્મદેવના વિરહથી વ્યગ્રતાને પામતી, દુર્વાસામુનિનો શાપ પોતાને નહોતો થયો તો પણ તે ધર્મદેવની પાસે આવીને, બીજા મનુષ્યો ન દેખી શકે એમ અલક્ષ્ય–દિવ્ય સ્વરૂપે, સદાય તે ધર્મદેવની સેવાપરાયણ વર્તતી હતી. ॥૧૫॥ ધર્મના અવતાર તે દેવશર્મા બાળ અવસ્થામાંથીજ સહજ સ્વાભાવિક ધર્મનિષ્ઠપણે વર્તનારા હતા, અને વળી તેમના પિતાએ સર્વ સંસ્કારો યથાર્થપણે કરેલા હોવાથી, યંત્રથી ઉત્તેજન આપેલા ઉત્તમ પ્રકારના મણિની માફક અધિકપણે શોભતા હતા. ॥૧૬॥ તેમનો જન્મ થયા પછી બે વર્ષે તેમની પત્ની ભક્તિદેવીએ આ પૃથ્વી ઉપર જન્મ લેવાની ઇચ્છા કરી, પછી છપૈયા નામે ગામમાં કૃષ્ણશર્મા બ્રાહ્મણને ઘેર તેમનાં પુત્રી રૂપે પ્રગટ થયાં ॥૧૭॥ કૃષ્ણશર્માની પત્ની ભવાની નામે હતાં તેમણે સંવત્ ૧૭૯૮ ના કાર્તિક શુદી પૂર્ણિમાને દિવસે રાત્રિના આરંભ સમયે સુંદર લક્ષણોવાળી, શંખમુનિએ કહેલા અનેક સદ્‌ગુણો અધિકપણે જેનામાં રહેલા છે, અને સર્વ પતિવ્રતા સ્ત્રીઓએ જેનું વર્તન ઇચ્છવા લાયક છે, એવી કન્યાને જન્મ આપ્યો. ॥૧૮॥ રૂડે પ્રકારે સંસ્કાર કરેલી તે બાળા નામે પુત્રીને તેના પિતા કૃષ્ણશર્માએ આઠમે વર્ષે, વિદ્યા, અને સત્કુળમાં જન્મ, વિગેરે શ્રેષ્ઠગુણોથી યુક્ત **દેવશર્મા** નામે બ્રાહ્મણને કન્યાદાનવિધિથી પરણાવી, અને તે કૃષ્ણશર્માએ પોતાના જમાઇ દેવશર્માને ઘરજમાઇ કરીને પોતાને ઘેર નિવાસ કરાવ્યો. ॥૧૯॥ તે પછી બાળશર્મા વિપ્ર પોતાના પુત્ર દેવશર્મા, અને તેમનાં પત્ની બાળા, એ બન્નેને સર્વધર્મનો ઉપદેશ કરી પોતાને ઘેર ગયા, અને કૃષ્ણશર્મા પણ પોતાની પુત્રીનો વિવાહ થવાથી પોતાનો મનોરથ પૂરો થયો એમ માનવા લાગ્યા, અને દેહનો અંતસમય આવ્યેથી નાના

ऽभवदात्तकामितः कालेन तत्याज तनुं व्रतैः कृशाम् ॥२०॥ ततो देवशर्माऽतिधर्मस्थितत्वाज्ञनैर्धर्मनाम्नैव सम्बोधितोऽभूत् । तदीयाङ्गना प्रेमवत्याह्वया सा भृशं कृष्णभक्त्याऽभवद्भक्तिनाम्नी ॥२१॥ सकलधर्मविदौ गृहिधर्मिणावभवतामिह कृष्णपरायणौ। सकलसज्जनमण्डलमानितावुपसि गेयपवित्रकथौ च तौ ॥२२॥ स्वधर्मनिष्ठापरयोस्तयोश्च कालेन पुत्रः समभूत्पवित्रः । सङ्कर्षणेनोपमितो गुणैः स्वैरामप्रतापो निजधर्मसंस्थः ॥२३॥ तौ दम्पती कलियुगेऽपि कृतोक्तधर्मौ दृष्ट्वाऽऽसुरक्रियजनाः कलिनोपसृष्टाः । स्तेयापवादसदुरुक्तधनापहारैरत्यर्दनं विदधिरे क्व च ताडनाद्यैः ॥२४॥ ततः स गत्वा शिवराजधानीं काशीं न्यवात्सीत्कतिचिद्दिनानि । तत्रापि दुःखं तु यथा पुराऽऽसीत्ततः प्रयागं समुपेत्य सोऽस्थात् ॥२५॥ दीक्षां च तत्रोद्धवतः स रामानन्दाऽभिधानात्समवाप कार्ष्णीम् । तदाज्ञया प्राप्य गुरुत्वमायात्पुनः स्वगेहं सह भार्ययैव ॥२६॥ तत्राऽप्यग्रौ पूर्वतोऽपि स्वधर्ममाधिक्येनैवाचरन्तौ च भक्तिम् । दृष्ट्वा दुष्टाः

---

પ્રકારનાં વ્રતો કરવાથી કૃશ થઇ ગયેલા પોતાના દેહનો ત્યાગ કરી ગયા. ॥૨૦॥ ત્યાર પછી **દેવશર્મા** અતિશેજ ધર્મપરાયણ વર્તવા લાગ્યા, તેથી સર્વ મનુષ્યો તેમને **ધર્મદેવ** એવા નામથીજ બોલાવવા લાગ્યા, અને તેમનાં પત્ની પ્રેમવતી નામે હતાં તે કૃષ્ણની અતિશેજ ભક્તી કરતાં હતાં તેથી તે **ભક્તિદેવી** એવા નામે લોકમાં પ્રસિદ્ધ થયાં. ॥ ૨૧॥ આવી રીતનાં તે ભક્તિ અને ધર્મ એ બન્ને સર્વધર્મને જાણનારાં, અને ગૃહસ્થ ધર્મમાં રહેલાં એવાં થકાં આ લોકમાં અતિશેજ કૃષ્ણપરાયણ વર્તવા લાગ્યાં, અને સકળ સજ્જન મંડળમાં માન પામેલાં, અને પ્રાતઃકાળમાં ગાન કરવા લાયક પવિત્ર કથાઓ જેમની છે, એવાં તે બન્ને હતાં.[1] ॥૧૨॥ સ્વધર્મપરાયણ વર્તતાં એવાં તે ભક્તિ, અને ધર્મને, કાળે કરીને એક પવિત્ર પુત્ર પ્રગટ થયો, તે પુત્ર ગુણે કરીને સંકર્ષણને તુલ્ય, અને પોતાના ધર્મમાં દૃઢપણે વર્તનાર એવા **રામપ્રતાપ** નામે પ્રસિદ્ધ હતા. ॥૨૨॥ તે બન્ને દંપતીને કળિયુગમાં પણ સત્યયુગના જેવા ધર્મવાળાં જોઇને, કળિના દોષો—કામક્રોધાદિક, તેનાથી દૂષિત બની ગયેલા માટેજ આસુરીક્રિયાઓ કરનારા મનુષ્યો, ચોરીના અપવાદો મુકવા, દુષ્ટવાક્યોથી તિરસ્કાર કરવા, દ્રવ્યાદિક હરી લેવાં, તેમ જ ક્યારેક તો શરીરે તાડન કરવું, વિગેરેથી અતિશેજ પીડા પમાડવા લાગ્યા. ॥ ૨૪॥ તે પછી તે ધર્મદેવ શિવની રાજધાની કાશીપુરીમાં જઇને કેટલાક દિવસો ત્યાં રહ્યા, પરંતુ ત્યાં પણ પ્રથમની પેઠેજ દુઃખ પડવા લાગ્યું, તેથી તે ધર્મદેવ ત્યાંથી પ્રયાગક્ષેત્રમાં આવીને રહ્યા. ॥૨૫॥ ત્યાં ઉદ્ધવના અવતાર રામાનંદસ્વામી થકી ભાગવતીદીક્ષાને પામ્યા, અને તેમની આજ્ઞાથી મનુષ્યોના ગુરુપણાને પામીને પોતાની પત્નીએ સહિત પાછા પોતાને ઘેર આવ્યા. ॥૨૬॥ ઘેર આવીને પ્રથમના કરતાંય

---

૧. સર્વધર્મને જાણનારા તેમજ અનુષ્ઠાન કરનારાજ ગુરૂ હોઇ શકે છે, માટે તેવા ગુરૂપણાને સૂચવનારા સર્વગુણો ધર્મદેવને વિષે હતા, અને તેથીજ રામાનંદસ્વામીએ ગુરૂપદ આપેલું છે. ॥

पीडयामासुरेतौ विप्रं पूर्वं यद्वदावन्त्यमुग्राः ॥२७॥ प्रारब्धेन प्रापितं दुःखमेतज्ज्ञात्वा सेहे भूरिधैर्यः स देवः । दारिद्र्यातिक्लिष्टया भार्ययाऽथो विज्ञप्तोऽस्थादाशु साकेतमेत्य ॥२८॥ तत्रापि प्रबलसुरारिपीडितोऽसौ पुत्रं स्वं त्विह सुतमातुलस्य गेहे। विन्यस्य द्रुतमगमच्च चीवराणि सस्त्रीको दधदमलात्मधीररण्यम् ॥२९॥ तीर्थानि व्यचरदितस्ततः स पापैः कार्श्येणाविदित उतावधूतवेषात् । श्रीकृष्णं निजहृदि चिन्तयन्नखण्डं तत्स्थानं व्रजमगमत्सहाध्वनीनैः ॥३०॥ वृन्दारण्यं तत्र स गत्वात्मनिवासं चक्रे चिन्ताशोकविहीनो दृढभक्तिः । तावत्सर्वे तत्र समीयुर्मुनिशप्ता नृत्वं प्राप्ता दैवसमेता मुनिसङ्घाः ॥३१॥ तेऽपि सर्वेऽसुरैः पीडिता धार्मिकाः कृष्णभक्ताः परं कार्श्यमासादिताः । कृष्णमेकं भजन्तः स्तुवन्तस्तथा तत्र वासं व्यधुश्चिन्तया प्रोज्झिताः ॥३२॥ कृष्णेच्छया पूर्वजनिस्मृतिं ते प्राप्तास्ततो ज्ञातपरस्पराश्च । धर्मं सभार्यं विविदुर्यथावत्स चापि तान् दुर्वसनाभिशप्तान् ॥३३॥ स्वकीयदुःखप्रशमाय सर्वे संहत्य

અધિકપણે સ્વધર્મનું આચરણ, અને કૃષ્ણની ભક્તિ અવ્યગ્રતાથી કરતાં એવાં તે બન્નેને-ભક્તિ, અને ધર્મને, જોઇને દુષ્ટાત્માઓ અતિ નિર્દય થઇને પૂર્વે અવંતીનગરીના કદર્ય નામે બ્રાહ્મણને જેમ પીડા કરી હતી તેમ પીડા પમાડવા લાગ્યા. ॥૨૭॥ આ દુઃખ આપણા પ્રારબ્ધથીજ પ્રાપ્ત થયું છે, એમ જાણીને અતિ ધૈર્યવાળા તે ધર્મદેવ તે બધું સહન કરતા હતા, પરંતુ દારિદ્રદુઃખથી અતિ કલેશ પામતાં તેમનાં ભાર્યા ભક્તિદેવીએ એક વખત એકાંતમાં વિજ્ઞાપના કરવાથી તુરતજ ત્યાંથી અયોધ્યાપુરીમાં આવીને રહ્યા. ॥૨૮॥ અયોધ્યામાં પણ અતિબળીઆ અસુરોએ પીડા પમાડેલા તે ધર્મદેવ, પછી પોતાના પુત્ર રામપ્રતાપને તેના મામાને ઘેર મુકીને, ભિક્ષુકના જેવાં ચીંથરાં ધારણ કરીને નિર્મળ છે બુદ્ધિ જેમની એવા થકા પોતાની પત્નીએ સહિત તત્કાળ અરણ્યમાં ચાલ્યા ગયા. ॥૨૯॥ શરીર દુર્બળ થઇ ગયેલું હોવાથી, અને અવધૂત વેષ ધારણ કરવાથી, પાપી અસુરોના ઓળખવામાં નહિ આવેલા એવા થકા પૃથ્વી ઉપર રહેલાં તીર્થોમાં ફરતા, અને પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણવાસુદેવનું અખંડ સ્મરણ કરતા થકા, માર્ગમાં મળેલા મનુષ્યોની સાથે તે શ્રીકૃષ્ણનું જન્મસ્થાન જે વ્રજ તે પ્રત્યે આવ્યા. ॥૩૦॥ ત્યાં-વૃન્દાવનમાં આવીને ધર્મદેવ ચિંતા અને શોકથી રહિત થઇને, શ્રીકૃષ્ણની દૃઢ ભક્તિ કરતા થકા નિવાસ કરીને રહ્યા. તેજ સમયમાં દુર્વાસાના શાપથી મનુષ્યપણાને પામેલા સર્વમુનિઓના સંઘો દૈવ ઇચ્છાથી ત્યાં આવેલા હતા તે મળી ગયા. ॥૩૧॥ અતિધાર્મિક અને કૃષ્ણના ભક્તો હોવાથી અસુરોએ અતિ પીડા પમાડેલા, અને તે કષ્ટથીજ અતિશેજ દુર્બળ બની ગયેલા તે સર્વે મુનિઓ પણ, એક કૃષ્ણનુંજ ભજન, અને સ્તવન કરતા થકા ચિંતાથી રહિત થઇને ત્યાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૩૨॥ પછી શ્રીકૃષ્ણવાસુદેવની ઇચ્છાથી પૂર્વજન્મની સ્મૃતિને પામેલા એકબીજાને ઓળખેલા તે મુનિઓએ, ભક્તિદેવીએ સહિત ધર્મદેવને ઓળખ્યા, અને ધર્મદેવે દુર્વાસાના શાપથી આવેલા મરીચ્યાદિક મુનિઓને ઓળખ્યા. ॥૩૩॥ શ્રીકૃષ્ણના અનન્યભક્તો તે બધા ભેગા મળીને પોતાને

ते विष्णुमखेन कृष्णम् । आराधयाञ्चक्रुरनन्यभक्ताः प्रीतोऽभवत्सोऽप्यचिरेण तेभ्यः ॥३४॥ राधिकादिपरिवारमात्मनो रञ्जयन्मुरलिकारवेण सः । दिव्यतेजसि गरीयसि स्वयं प्रादुरास घननीलविग्रहः ॥३५॥ तेऽपि वीक्ष्य सहसार्ककोटिवद्भासुरं मदनमोहनाकृतिम् । अन्तिके स्फुरितमाशु तं नतिं तुष्टुवुः सुदयया विधाय वै ॥३६॥ तपसा विहितेन भूयसाऽथो असुरोपद्रवतस्तनुत्वमाप्तान् । सुखयन्वचनामृतेन साक्षात्स हि वृन्दावनचन्द्र ऊचिवांस्तान् ॥३७॥ शृणुतावहिता मदाश्रिता विदितं वोऽसुरपीडनं मया । अचिरेण हि ते स्वसत्क्रियाः क्षयमेष्यन्ति निजैनसाखिलाः ॥३८॥ प्राप्यैव ते धर्म ! सुतत्त्वमात्मना जुष्टो निजैश्वर्यगुणैरशेषितैः । रक्षां करिष्यामि हि वो मदात्मनां सार्कं भवद्भिर्विहरन् सुखप्रदः ॥३९॥ सधर्मविज्ञानविरागभूरिमाहात्म्यबोधैः सह भक्तिमुर्व्याम् । प्रवर्त्तयिष्यामि हि दुर्मतानि निरस्य सर्वाण्यपि शास्त्रवाक्यैः ॥४०॥ दारिद्र्यदुःखं च यदस्ति वस्तदेतद्दिनाद्यास्यति नाशमेव । अतो न चिन्ता क्वचनापि कार्येत्युक्त्वा तिरोऽभूत्पुरुषोत्तमः सः ॥४१॥ आप्यायितास्तद्वचना-

આવી પડેલા દુઃખની શાન્તિને માટે વિષ્ણુયાગથી શ્રીકૃષ્ણની આરાધના કરવા લાગ્યા, તેથી શ્રીકૃષ્ણવાસુદેવ પણ તેમના ઉપર તુરતજ પ્રસન્ન થયા. ॥૩૪॥ પોતાની મુરલીના સ્વરથી રાધિકાદિક પોતાના પરિવારને રંજન કરતા, અને નવા મેઘને સમાન શ્યામસુંદરમૂર્તિ એવા તે શ્રીકૃષ્ણવાસુદેવ પોતે દિવ્ય મહાતેજના સમૂહમાં પ્રગટ થયા. ॥૩૫॥ તે બધા મુનિઓ પણ અત્યંત દયા વડે કરીને એકદમ પોતાની આગળ સ્ફુરણાયમાન થયેલા; કોટિસૂર્યના સરખા મહાતેજસ્વી જણાતા, કામદેવને પણ મોહ પમાડે એવી સુંદર આકૃતિ જેમની છે, એવા તે શ્રીકૃષ્ણને જોઇને તત્કાળ નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યા. ॥૩૬॥ તે પછી પોતાને પ્રસન્ન કરવા માટે કરેલા અતિશય તપથી, તેમજ અસુરોના ઉપદ્રવથી અતિકૃશપણાને પામી ગયેલા તે ધર્માદિક સર્વમુનિઓને પોતાના વચનામૃતથી સુખ આપતા થકા તે વૃન્દાવનચંદ્ર ભગવાન પોતે ધર્માદિક સર્વમુનિઓ પ્રત્યે કહેવા લાગ્યા. ॥૩૭॥ હે ધર્માદિક મારા આશ્રિતો ! તમો બધા સાવધાન થકા મારૂં વાક્ય સાંભળો. તમોને અસુરોએ કરેલી પીડા મેં જાણી છે, અને તમારા દ્રોહરૂપ દુષ્ટ આચરણ કરનારા તે સર્વ અસુરો પોતાના પાપથીજ થોડા સમયમાં નાશ પામી જશે. ॥૩૮॥ હે ધર્મદેવ ! મારાં સર્વ ઐશ્વર્યો, અને ગુણોએ યુકત થકો હું મારા [1]સ્વરૂપથી તમારા પુત્રપણાને પામીને, તમારી સાથે વિહાર કરતો, અને તમોને સુખ આપતો થકો મારામાં ચિત્તવૃત્તિ રાખનારા તમો સર્વની રક્ષા કરીશ. ॥૩૯॥ શાસ્ત્રવાકયોથી સકળ દુર્મતોનો નિષેધ કરીને સ્વધર્મ, વિજ્ઞાન, વૈરાગ્ય, અને મારા સ્વરૂપના અતિશય મહાત્મ્ય જ્ઞાને સહિત મારી એકાંતિકી ભકિતરૂપ–એકાંતિક ધર્મને, પૃથ્વી ઉપર પ્રવર્તાવીશ. ॥૪૦॥ અને તમારૂં દારિદ્રદુઃખ તો આજથી નાશજ પામી જશે, માટે તમારે કયારેય કોઇ પ્રકારની ચિંતા કરવી નહિ, એમ કહીને તે સાક્ષાત્ પુરૂષોત્તમ ભગવાન અંતર્ધાન થઇ ગયા.

૧ સર્વકારણ સ્વયં વાસુદેવરૂપથી.

मृतेन विनष्टदुःखा ऋषयश्च धर्मः। स्वं स्वं ययुः स्थानमनन्यभावाः प्रतीक्ष-माणा भगवज्जनुस्ते ॥४२॥ महाव्रतानामपि मानवानां सुदुर्लभं तं भगवत्प्रसादम्। सम्प्राप्य धर्मस्तु स पूर्णकामो हरिप्रसादाभिध आस भूमौ ॥४३॥ प्रेमातिरेकेण च कृष्णमेव नित्यं भजन्ती विजितेन्द्रिया सा। साध्वीगुणैश्चाप्यतरैरशेषैर्लोकेष्वभूद्भक्तिरिति श्रुतैव ॥४४॥ तौ कृष्णसेवां परमादरेण नित्यं स्वगेहे विधिना व्यधत्ताम्। यदृच्छया भूरिसमृद्धिमाप्तौ विनष्टदारिद्र्यसुरारिपीडौ ॥४५॥ श्रीकृष्णोऽथ दयासुधाम्बुधिरधि-क्षोणि स्वयं सम्भवन् भूम्यृष्युद्धवधर्मभक्तिसुजनानन्दाय धर्मालयम्। दुष्कर्माणि च मूलतो व्यपनयन्नारायणर्ष्यादिभिः सर्वाभिर्निजमूर्तिभिश्च सकलैश्वर्यैर्युतोऽभ्यागमत् ॥४६॥ तत्र धर्महृदयेऽतिपवित्रे सोऽवसच्च नत एव ततस्तम्। स्नेहपूर्णनयनेन वीक्षिता प्रेमवत्युदर आत्मनो दधौ ॥४७॥ भुवि सकलजनानां संसृतिच्छेदहेतुं प्रशमन-मघभाजां सच्चिदानन्दरूपम्। सुरमुनिगणनुत्यं मङ्गलं मङ्गलानामवनिभरहरं तं

॥૪૧॥ આવી રીતનાં શ્રીકૃષ્ણવાસુદેવનાં વચનામૃતોથી અતિશેજ સંતોષ પામેલા તે સર્વઋષિઓ અને ધર્મદેવ સર્વદુઃખથી રહિત થઇને ભગવત્સ્વરૂપમાંજ એકભાવ-નિષ્ઠા રાખીને ભગવાનનો આવિર્ભાવ થવાની પ્રતીક્ષા કરતા થકા પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. ॥૪૨॥ ચાંદ્રાયણાદિક, અને બ્રહ્મચર્યાદિક મહાવ્રતો કરનારાઓને પણ અતિ-દુર્લભ એવી ભગવત્પ્રસન્નતાને પામીને ધર્મદેવતો અતિશેજ પૂર્ણકામ થયા થકા પૃથ્વી ઉપર **હરિપ્રસાદ** નામે પ્રસિદ્ધ થયા. ॥૪૩॥ ઇન્દ્રિયોને જીતીને વર્તનારાં તે પ્રેમવતી દેવી પણ, શ્રીકૃષ્ણની અતિપ્રેમથી નિરંતર ભક્તિ કરતાં હતાં તેથી, અને પતિવ્રતા સ્રીઓના સમગ્ર સદ્ગુણોથી યુક્ત હતાં, તેથી લોકમાં **ભક્તિ** એવા નામથી પ્રસિદ્ધ થયાં ॥૪૪॥ તે બંને પોતાના ઘરમા અતિ આદરથી શ્રીકૃષ્ણની સેવા વિધિપૂર્વક દરરોજ કરતાં હતાં, અને શ્રીહરિની પૂર્ણ કૃપા થવાથી દૈવ ઇચ્છાથીજ તેમને ઘણીક સમૃદ્ધિ મળી હતી, અને દરિદ્રપણાનું, અને અસુરોનું દુઃખ પણ નિવૃત્ત થઇ ગયું હતું. ॥૪૫॥ તે પછી પૃથ્વી, ઋષિઓ, ઉદ્ધવજી, ધર્મદેવ, ભક્તિદેવી, અને સાધુજનોને સ્વસ્વરૂપનો આનંદ આપવા માટે, પૃથ્વી ઉપર પ્રગટ થવાને ઇચ્છતા એવા કૃપામૃતના સિંધુ **શ્રીકૃષ્ણ** ભગવાન પોતે દુષ્કર્મોને મૂળમાંથીજ નાશ કરવાને માટે નારાયણઋષિ વિગેરે પોતાની સર્વઅવતારમૂર્તિઓ, તથા પોતાનાં સકળ ઐશ્વર્યો તેણે યુક્ત થકા ધર્મદેવના ઘર પ્રત્યે આવ્યા. ॥૪૬॥ ત્યાં આવીને અતિ પવિત્ર એવા ધર્મદેવના હૃદયમાં ભગવાને વાસ કર્યો, અને તે પછી તે ધર્મદેવે સ્નેહપૂર્ણ નેત્રોથી જોયેલાં પ્રેમવતી દેવીએ તે શ્રીકૃષ્ણવાસુદેવને પોતાના ઉદરમાં ધારણ કર્યા ॥૪૭॥ પૃથ્વી ઉપર સર્વમનુષ્યોની સંસૃતિ-જન્મ મરણ રૂપ સંસાર, તેને નાશ કરવામાં એક કારણરૂપ, પાપ કરનારા પ્રાણિઓનો નાશ કરનારા, દેવગણો, અને મુનિગણોએ સ્તુતિ કરવા યોગ્ય, સર્વ મંગળના પણ મંગળરૂપ, પૃથ્વીનો ભાર ટાળવામાં અતિ સમર્થ, અને સત્, ચિત્, અને આનંદ વિગેરે સકળ કલ્યાણ ગુણગણોએ યુક્ત, એવા શ્રીકૃષ્ણવાસુદેવરૂપ ગર્ભને ભક્તિદેવીએ ધારણ કર્યો. ॥૪૮॥

गर्भमाधत्त भक्तिः ॥४८॥ अतिकान्तिकान्तसकलाङ्गसुन्दरी पुरुविस्मितप्रियसखी मनोहरा। परमं पुमांसमुदरे च बिभ्रती त्रिदिवौकसामपि बभूव वन्दिता ॥४९॥ दशमे तु मासि सुरवृन्दनुता मनसा परं पुरुषमन्तरे सती। दधती व्यभाददितिवन्महसा सहसामरीहृदयचित्रकरी ॥५०॥ अथ वसन्तऋतुः सकलाखिजान् जनमनोहरचित्रगुणान् बहून्। प्रकटयन् जननावसरे प्रभोर्व्यकसदुत्तरकोसळमण्डले ॥५१॥ सरससौरभलोभपरिभ्रमद्भ्रमरगुञ्जकृतपुष्पभरानताः। द्रुमलता विविधा अभवंस्तदा ह्युपवनेषु वनेषु च सर्वतः ॥५२॥ परभृता मधुरप्लुतकूजितैः पथिकतैर्थिकवृन्दमितस्ततः। व्रजदुपाह्वयतीव हितावहा फलमिहैव जनैर्भवतीति वै ॥५३॥ प्रतिगृहं बहुमङ्गलनिःस्वनाः समभवन् पुरसंवसथादिषु। भुवि समैन्धत चाग्निचितां तथा भसितसंवृतकुण्डगताग्नयः ॥५४॥ विमलशान्ततरग्रहतारकं गगनमास तदोडुपमण्डितम्। सुरभिमन्दहिमा मरुतो ववुः सुखमवापुरतीव रुजार्दिताः ॥५५॥ नृपति-

---

અતિશય કાન્તિથી સુંદરતાવાળાં, અતિ વિસ્મય પમાડી છે પોતાની પ્રિયસખીઓ જેમણે એવાં અતિ મનોહર મુર્તિ તે ભકિતદેવી, પરમ પુરૂષ પરમાત્માને પોતાના ઉદરમાં ધારણ કરવાથી, સ્વર્ગમાં રહેનારા દેવતાઓને પણ વંદન કરવા યોગ્ય થયાં હતાં. ॥૪૯॥ સકળ સુરવૃંદોએ સ્તુતિ કરેલાં, મનથી–ધ્યાનદ્વારા અંતરમાં પરમપુરૂષને ધારી રહેલાં, દેવાંગનાઓના મનમાં પણ આશ્ચર્ય કરનારાં, પતિવ્રતા એવાં ભકિતદેવી, દશમો માસ પ્રાપ્ત થયો તે વખતે પોતાના શરીરની કાન્તિથી એકદમ દેવમાતા અદિતિની માફક અતિશયજ શોભવા લાગ્યાં. ॥૫૦॥ ( શ્રી હરિના પ્રાદુર્ભાવ સમયને આઠ શ્લોકથી વર્ણન કરે છે ) શ્રી હરિના પ્રાદુર્ભાવ સમયે વસન્તઋતુ સર્વજનોને મનોહર લાગે એવા પોતાના ઘણાક વિચત્ર ગુણોને પ્રગટ કરતો થકો ઉત્તર કોસલ દેશમાં–અયોધ્યાપ્રાંત વિભાગમાં વિકાસ પામ્યો હતો, ॥૫૧॥ બગીચાઓમાં અને વનમાં સર્વ ઠેકાણે અનેક પ્રકારની વૃક્ષોએ સહિત લતાઓ, સરસ સુગંધના લોભથી ચોતરફ ભમતા ભમરાઓના ગુંજારવ જેના ઉપર થાય છે, એવાં પુષ્પોના ભારથી નમી ગયેલી તેથી અતિશેજ શોભતી હતી. ॥૫૨॥ પરહિત કરનારી કોકિલા પોતાના મધુર દીર્ઘ સ્વરથી, ચોતરફ જતા વટેમાર્ગુઓને તથા તીર્થોમાં ફરનારા મનુષ્યોના સમૂહોને, મનુષ્યજન્મનું ફળ અહીંઆંજ પ્રાપ્ત થવાનું છે, એમ કહીને પોતાની પાસે બોલાવતી હોય ને શું ? એમ બોલતી હતી. ॥૫૩॥ મોટાં નગરો અને ગામો વિગેરેમાં ઘેરે ઘેર અનેક પ્રકારના મંગળશબ્દો થવા લાગ્યા, તેમજ પૃથ્વી ઉપર અગ્નિહોત્રિઓના ભસ્માથી ઢંકેલા, કુંડમાં રહેલા અગ્નિઓ પ્રજ્વલિત થતા હતા. ॥૫૪॥ નિર્મળ, અને અતિશાંત ગ્રહો અને તારાઓ જેમાં છે એવો આકાશ, તે સમયમાં ચંદ્રમાથી શોભી રહ્યો હતો, મંદ, શીતળ, અને સુગંધવાળા વાયુઓ વાવા લાગ્યા, અને રોગથી અતિશેજ પીડાતા મનુષ્યોને સુખ થવા લાગ્યું. ॥૫૫॥ રાજાના બંધિખાનામાં બેડીઓથી બંધનમાં નાખેલા મનુષ્યોની

बन्धनगेहनियन्त्रिता निगडभेदमगुः सहसैव च । त्रिभुवनेऽसुभृतः सकलाः सुखं परमपूरुषजन्मनि लेभिरे ॥५६॥ सकुसुमाञ्जलयः सुरनायका अभित एत्य च धर्मगृहं मुदा । स्थितिमकुर्वत भूचरदेहिभिरनुपलक्षितमूर्तय एव हि ॥५७॥ सुरगणा भगवद्गुणगायनं विदधिरेऽप्सरसश्च सुनर्त्तनम् । जयजयध्वनिमेव महर्षयः सकलसिद्धगणा ददुराशिषः ॥५८॥ शुष्कज्ञानिन आपुरद्रिनिलयं जैनाः शिरःकुट्टनं शाक्ताः कौळमता नराः सरभसं चोत्कण्ठपाशान्दधुः । कुण्डाद्याः सभयं पलायनपरा आमंक्ष्व दूरे गतिं सार्कं स्वैः कलिरैच्छदेव सतमाः श्रीकृष्णचन्द्रोदये ॥५९॥ चन्द्रोऽप्युत्तरति स्म चाशु नभसो मध्यात्तदीक्षाकुलः खेऽभूचन्निगमाः स्वरक्षणमहानन्दाः पुराणैः सह । तत्राऽदृश्यत तावदेव महसां राशिर्महानुद्गतो भक्तयङ्गाद्रविकोटिकोट्युपमितो विश्वं स च व्यानशे ॥६०॥ नो भूमिः ससमुद्रपर्वतवना नो घं न नाकादयो लोका दृग्विषया बभूवुरथ नो देहाः स्वकीया अपि । सच्चित्सौख्यमयं हि तत्र नयनैर्द्रष्टुञ्च शक्यं क्वचित्तेजांस्याशु तिरोऽभवन् हि सकलान्यस्मिंश्च तेजस्विनाम् ॥६१॥ तेनाकस्मिकतेजसातिजविना ब्रह्माण्डगोळौकसः सर्वेऽप्यापुरतीव

---

બેડીઓ એકદમ તુટી ગઈ, અને પરમપુરૂષ પરમાત્માના જન્મસમયમાં ત્રિલોકીમાં સર્વ પ્રાણીઓ સુખને પામ્યા. ॥૫૬॥ તે સમયમાં ઇન્દ્રાદિક દેવો પ્રેમપૂર્વક આવીને ધર્મદેવના ઘરની ચોતરફ પુષ્પોની અંજલિઓ ભરીને, પૃથ્વી ઉપરના મનુષ્યો પોતાને ન દેખે એમ રહ્યા હતા, ॥૫૭॥ સર્વ દેવગણો ભગવદ્‌ગુણનું ગાન કરવા લાગ્યા, અપ્સરાઓ સુંદર નૃત્ય કરવા લાગી, કશ્યપાદિક મહર્ષિઓ જય જય એવો શબ્દ કરવા લાગ્યા, અને સર્વ સિદ્ધગણો રૂડા આશીર્વાદો આપવા લાગ્યા. ॥૫૮॥ પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણચંદ્રનો પ્રાદુર્ભાવ રૂપ ઉદય થવાથી, શુષ્ક જ્ઞાનીઓ પર્વતની ગુહાઓમાં સંતાઇ ગયા, જૈનો માથુ કુટવા લાગ્યા, કૌલાર્ણવશાસ્ત્રને માનનારા શક્તિપંથીઓ એકદમ ગળે ફાંસો ખાવા લાગ્યા, કુંડપંથીઓ વિગેરે ભયપૂર્વક એકદમ પલાયન કરી ગયા, અને અજ્ઞાનાંધકારે સહિત કળિયુગ પોતાના વંશે સહિત દૂર નાશી જવા ઇચ્છવા લાગ્યો. ॥૫૯॥ તે સમયમાં ચંદ્રમા પણ શ્રીકૃષ્ણપુરૂષોત્તમનાં દર્શન કરવામાં અતિ ત્વરાએ યુકત થકો એકદમ આકાશ થકી ઉતરવા લાગ્યો, સર્વ પુરાણોએ સહિત વેદો પોતાનું રક્ષણ મળવાથી મહા આનંદને પામ્યા એવા થકા ત્યાં આવીને આકાશમાં રહ્યા હતા, તે સમયમાંજ ત્યાં અતિ મોટો તેજનો સમૂહ કરોડો કરોડ સૂર્યના પ્રકાશ સરખો ભક્તિદેવીના શરીરમાંથી નીકળતો દેખાવા લાગ્યો, અને તે આખા વિશ્વમાં વ્યાપી ગયો. ॥૬૦॥ તે સમયમાં સમુદ્ર, પર્વતો, અને જંગલોએ સહિત પૃથ્વી, દેખાતી નહોતી. તેમજ સ્વર્ગ વિગેરે લોકો પણ દેખાતા નહોતા, અને જોનારાઓનાં પોતાનાં શરીરો પણ દેખાતાં નહોતાં, આવું સત્, ચિત્, અને આનંદમય, તે તેજ નેત્રોથી જોઇ શકાય તેવું નહોતું, અને તે તેજના સમૂહમાં તેજસ્વી એવા સૂર્ય, ચંદ્ર, અગ્નિ વિગેરેનું તેજ પણ એકદમ લય પામી ગયું હતું. ॥૬૧॥ અકસ્માત્ પ્રગટ થયેલા અતિ વેગવાળા તે તેજથી બ્રહ્માંડમાં રહેનારા સર્વ

विस्मयमथो कार्ष्णं तदित्याविदन् । तेनैव प्रतिरुद्धनेत्रगतयो नत्वातिभक्त्या प्रभुं स्तुत्वा तत्प्रतिहर्तुमेव बहुधा चक्रुर्मुहुः प्रार्थनाम् ॥६२॥ सर्वेषां हितकृत्प्रभुः सुरगणैर्वेदादिभिश्चार्थितस्तत्तत्स्वस्मिन्नुपहृत्य भक्तनिकरैर्दृश्यः स आसीत्तदा । तं गोलोकपतिं निरीक्ष्य नयनैर्भूयोऽतिहृष्टाः पुनः स्तुत्वा च स्तुतिभिस्तदीक्षणपरास्तस्थुर्विनीताः पुरः ॥६३॥ धर्मः कृष्णमवेक्ष्य तं स्ववरदं वृन्दावने वीक्षितं भक्तिश्चाप्तमुदावुभौ सविनयं नत्वा स्तुतिं चक्रतुः । इत्थं निश्चयमेतयोः स भगवान् जातं विदित्वात्मनो दातुं सौख्यमपारमेव सहसा बालोऽभवन्नाकृतिः ॥६४॥ सेशा देवगणादयोऽपि च तदा हृष्टास्तमानम्य ते स्वं स्वं धाम ययुश्च भक्तिरपि तं जज्ञे प्रसूतं स्वतः । पुत्रो जात इति प्रहृष्टमनसां शब्दोऽभवद्योषिताम् श्रुत्वा पुत्रजनुर्वचोऽमृतसमं धर्मोऽतिहृष्टोऽभवत् ॥६५॥

ब्रह्मतेजसि सुदिव्यविग्रहो ब्रह्मरूपनिजभक्तसंवृतः ।
धर्ममन्दिरमहार्हमण्डनं प्रीतिमेतु मयि भक्तिनन्दनः ॥६६॥

---

મનુષ્યો અતિ વિસ્મય પામી ગયા, અને તે પછીથી આ તો શ્રીકૃષ્ણવાસુદેવના સ્વરૂપનું તેજ છે એમ જાણ્યું, અને પછી તે મહાતેજથી નેત્રોની વૃત્તિઓ જેમની રોકાઇ ગઇ છે એવા થકા અતિભક્તિથી ભગવાનને નમસ્કાર કરીને તે તેજને સંકેલી લેવા માટેજ બહુ પ્રકારે વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા. ॥૬૨॥ સર્વદેવગણોએ અને વેદાદિકોએ પ્રાર્થના કરેલા, અને સર્વનું હિત કરનારા અતિ સમર્થ તે શ્રીહરિ તે તેજને પોતાના સ્વરૂપમાં સંકેલી લઇને ભક્તજનો દર્શન કરી શકે તેવા સૌમ્યસ્વરૂપે બની ગયા, તે સમયે દેવગણો વિગેરે પોતાનાં નેત્રોથી ગોલોકપતિ શ્રીકૃષ્ણનાં દર્શન કરીને અતિહર્ષ પામ્યા એવા થકા નાના પ્રકારનાં સ્તુતિવાક્યોથી સ્તુતિ કરીને, દર્શન કરવામાં તત્પર થકા વિનયથી ભગવાનની આગળ ઉભા રહ્યા. ॥૬૩॥ ધર્મદેવ, અને ભક્તિદેવીએ પ્રથમ વૃંદાવનમાં જોયેલા, અને પોતાને વર આપનારા તે શ્રીકૃષ્ણવાસુદેવને જાણીને બહુજ આનંદ પામેલાં તે બંને વિનયે સહિત નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યાં, અને શ્રીકૃષ્ણભગવાને પોતાના સ્વરૂપનો નિશ્ચય એ બંનેને થયેલો જાણીને, પછી પોતાના સ્વરૂપનું અપાર સુખ આપવાને માટે તુરતજ મનુષ્યાકૃતિ બાળક જેવા બની ગયા. ॥૬૪॥ બ્રહ્મા, શંકર વિગેરે મુખ્ય દેવતાઓએ સહિત ઇન્દ્રાદિક દેવગણો પણ તે સમયમાં બહુજ હર્ષ પામીને ભગવાનને નમસ્કાર કરીને પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા, અને ભક્તિદેવીએ પણ ભગવાન શ્રીકૃષ્ણવાસુદેવ મારા થકી પ્રગટ થયા એમ જાણ્યું, અને મનમાં અતિ હર્ષ પામેલી સ્ત્રીઓનો "પુત્ર ઉત્પન્ન થયો" એવો શબ્દ થયો, અને એવું અમૃતતુલ્ય પુત્રજન્મ સંબંધી વચન તે સમયમાં સાંભળીને ધર્મદેવ અતિ હર્ષઘેલા બની ગયા ॥૬૫॥

ભાગવતીતનુ પામેલા બ્રહ્મરૂપ એવા પોતાના ભક્તજનોની સાથે અક્ષરબ્રહ્માત્મક મહાતેજમાં સુંદર દિવ્ય મૂર્તિમાન વિરાજમાન રહેલા, ધર્મદેવના ઘરના મહામૂલ્યવાળા આભૂષણરૂપ એવા ભક્તિનંદન ભગવાન શ્રીહરિ મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૬૬॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-
सकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिप्रादु-
र्भावनिरूपणं नाम चतुर्थ उल्लासः ॥४॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય, અને તેમના
સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિ-
દિગ્વિજયમાં શ્રીહરિનો પ્રાદુર્ભાવ કહ્યો એ નામે ચોથો
ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૪॥

---

# उल्लासार्थसङ्ग्रहः

योऽसावक्षरधामतः क्षितितले प्रादुर्बभूव प्रभु-
र्धर्माद्भक्तित इच्छयाऽऽत्तनृतनुर्ब्रह्मादिभिः संस्तुतः ॥
यस्मिन्नर्भकबुद्धिसमादभिपतन् हन्तुं सुरद्वेषिणां
सङ्घो यन्निजतेजसा समगमद्भस्मत्वमव्यात्स नः ॥५॥

જે શ્રીહરિ પોતાના અક્ષરધામ થકી ભૂતળ ઉપર ધર્મદેવ અને ભક્તિદેવી થકી પ્રગટ થયા, અને તે પોતાની ઇચ્છાથીજ નરતનુધારી રહેલા, બ્રહ્મા, અને શંકર વિગેરે દેવોએ અતિ વિનયથી સ્તુતિ કરેલા, જે સ્વરૂપનો મહિમા નહિ જાણતાં 'આ એક નાનું બાળક છે.' એવા ભ્રમથી તેમને મારવાને માટે સામો આવતો એવો સુરદ્વેષિઓ –અસુરોનો સમૂહ (કૃત્યાગણ કાળીદત્ત વિગેરે) જેમના પોતાના તેજના પ્રભાવ-માત્રથીજ ભસ્મસાત્ થઇ ગયો હતો, એવા અતિસમર્થ તે પ્રભુ અમારૂં રક્ષણ કરો. ॥૫॥

# पञ्चम उल्लासः

विक्रमार्कनृपतेः शकवर्षे वाहवह्निवसुभूमिमितेऽथो । वत्सरेऽपि च विरोधकृदाख्ये भास्करे चरति चोत्तरगोले ॥१॥ ऋतौ मधौ मासि मधौ च पक्षे सिते नवम्यां विधुवासरे च । ऋक्षे सुरेज्यस्य सुकर्मयोगे तथा तृतीये करणेऽलिलग्ने ॥२॥ सुते रवौ भाग्यगते शशाङ्के कुजे द्वितीये सुतगे च सौम्ये । लग्ने गुरौ भास्करिणा सहैव मीनस्थशुक्रे सति बुद्धिगेहे ॥३॥ राहौ रिपुस्थे व्ययगे च केतौ स बालकृष्णः प्रकटो बभूव । तदिच्छया विस्मृततन्महत्त्वावास्तां तदा तावपि भक्तिधर्मौ ॥४॥ सहेमशीताम्बुकृताप्लवोऽथ धर्मः स्वयं जातकमाचचार । दानानि भूरीणि ददौ द्विजेभ्यः सुहृज्जनेभ्यश्च धनानि हृष्टः ॥५॥ किं त्रैशङ्कव एव किं नु शिबिराट् किं वा बलिर्भक्तराट् किं कर्णः पुनरुद्गतः किमथवा श्रीरन्तिदेवो नृपः । किं कल्पद्रुम आगतो भुवि नराकारेण दातैष वा चेत्थं संशयमापुरर्थिनिचया धर्मे धनं वर्षति ॥६॥ श्रीराधारमणो

## ઉલ્લાસ ૫ મો

શ્રી વિક્રમાર્કરાજાના શકવર્ષની સંખ્યા પ્રમાણે ૧૮૩૭ મા વિરોધકૃત્ નામે સંવત્સરમાં, જ્યારે સૂર્ય ઉત્તર અયનમાં ફરતા હતા, અને વસંત ઋતુ હતો, ત્યારે ચૈત્ર માસના શુકલપક્ષની નવમી અને સોમવારને દિવસે દશ ઘડી રાત્રિ વીત્યા પછી શ્રીહરિનો પ્રાદુર્ભાવ થયો. તે સમયે બૃહસ્પતિ પુષ્યનક્ષત્રમાં, સુકર્મ નામે યોગમાં, અને કૌલવ નામે ત્રીજા કરણમાં, વૃશ્ચિક લગ્નમાં રહેલો હતો, ॥૧—૨॥ સૂર્ય સુત નામે પાંચમા ભુવનમાં રહેલો હતો, ચંદ્ર ભાગ્ય નામે નવમા ભુવનમાં રહેલો હતો, મંગળ ધન નામે બીજા ભુવનમાં રહેલો હતો, બુધ સુત નામે પાંચમા ભુવનમાં રહેલો હતો. શનિએ સહિત ગુરૂ તનુ નામે પ્રથમ ભુવનમાં રહેલો હતો, મીનરાશિમાં રહેલો શુક્ર બુદ્ધિ નામે પાંચમા ભુવનમાં વર્તતો હતો, રાહુ રિપુ નામે છઠ્ઠા ભુવનમાં રહેલો હતો, કેતુ વ્યય નામે બારમા ભુવનમાં રહેલો હતો, આવા સર્વગ્રહોના સુયોગમાં બાળકૃષ્ણ ભગવાન આ લોકમાં પ્રગટ થયા હતા, તે સમયમાં તે ભકિત અને ધર્મ પણ શ્રીહરિની ઇચ્છાથી ભગવાનના સ્વરૂપનો મહિમા [1]ભુલી ગયાં હતાં. ॥૩-૪॥ ધર્મદેવે તે સમયમાં સુવર્ણયુક્ત ઠંડા પાણીથી સ્નાન કરીને, પોતાના પુત્રનું જાતકર્મ કર્યું, અને બ્રાહ્મણોને ઘણાંક દાન આપ્યાં, અને પોતાના સુહૃજ્જનોને પણ હર્ષથી ઘણાંક દ્રવ્ય આપ્યાં. ॥૫॥ ધર્મદેવ બ્રાહ્મણોને દાન આપતાં ધનનો વરસાદ વરસાવતા હતા, તે સમયે અર્થિજનો—આ દાન આપનારા ત્રિશંકુના પુત્ર હરિશ્ચંદ્ર રાજા હશે કે શું ? અથવા શિબિરાજા હશે ? અથવા ભક્તરાજ બળિરાજા હશે ? અથવા કર્ણરાજા ફરીથી પ્રગટ થયા કે શું ? અથવા રંતિદેવરાજા હશે કે શું ? અથવા

૧ ભગવાનપણાનો ભાવ ભુલી જઇને સામાન્ય બાળક જન્મ્યો એમ માનવા લાગ્યાં.

यदा स्वयमभूद्धर्मस्य गेहे तदा साक्षात्तत्कुलदेवतातिबलवानेकान्तभक्ताग्रणीः । सर्वप्राणिदृशामलक्षितवपुस्तत्रैत्य तत्प्रीतये तत्सेवानिरतोऽभवत्प्रतिदिनं श्रीरामदूतः कपिः ॥७॥ ग्रामेऽपि तस्मिन् प्रतिगेहमासीत्स्त्रीणां नराणाञ्च महो महीयान् । न दुःखचिन्तादि भुवि क्व चासीद्धर्मद्रुहामेव मनांसि हित्वा ॥८॥ विवर्द्धमानोऽनुदिनं स रेजे बालो यथा खे सितपक्ष इन्दुः । आनन्द एवाखिलमानवानां सधर्मभक्तेस्तु विशेषतोऽभूत् ॥९॥ तस्मिञ्जनन्याश्च तथान्ययोषितां प्रेमातिरेके तु न भेद आस वै । तद्दर्शनाद्युत्सुकचेतसां हि यत्तासां न चेतो गृहकार्य आविशत् ॥१०॥ अनिर्दशाहोऽपि स मारिकागणं स्वं हर्तुमायातमुदीरितायुधम् । दृक्पातमात्रेण तु कोटरादिकं प्रोच्चाटयामास ततोऽतिदूरतः ॥११॥ स देवशर्मा सुमुहूर्त्तलाभाभावात्सुतस्यास्य तु नामकर्म । न सूतकान्ते विदधे ततोऽन्याः क्रिया यथाकालमथो चकार ॥१२॥ तज्जन्मनो रात्रिशते व्यतीते मृकण्डजस्तत्र महर्षिरायात् । ज्योतिर्विदां तं प्रवरं स जानन्नचीकरत्तेन तु नामकर्म ॥१३॥ दुःखापहाराच्च स कर्कराशेस्तस्याभिधानं हरिरित्यवोचत् । तस्मि-

---

પૃથ્વી ઉપર મનુષ્યાકારે કલ્પવૃક્ષ પોતે આવેલો છે કે શું ? એમ અનેક પ્રકારના સંશયો કરવા લાગ્યા. ॥૬॥ આ પ્રમાણે જ્યારે ધર્મદેવને ઘેર **શ્રીરાધારમણ** ભગવાન પોતે પ્રગટ થયા, ત્યારે અતિ બળવાન, અને એકાંતિકભક્તોમાં અગ્રગણ્ય, અને ધર્મકુળના ઇષ્ટદેવ, અને શ્રીરામચંદ્ર ભગવાનના દૂત, એવા **હનુમાનજી**, સર્વ પ્રાણીઓની દ્રષ્ટિમાં ન આવે એમ અદ્રશ્ય સ્વરૂપે થઇને ત્યાં આવીને તે શ્રીહરિને પ્રસન્ન કરવા માટે તેમની સેવામાં પ્રતિદિન હાજર રહેતા હતા. ॥૭॥ તે છપૈયા ગામમાં પણ ઘેરઘેર સ્ત્રીઓને, અને પુરૂષોને અતિ મોટો ઉચ્છવ–ઉત્સાહ થયો હતો, અને પૃથ્વી ઉપર ધર્મના દ્રોહી મનુષ્યોનાં મન સિવાય કોઇને કયારેય દુઃખ કે ચિંતા વિગેરે નહોતાં જણાતાં. ॥૮॥ પછી ધર્મદેવના બાળક શ્રીહરિ, દરરોજ વૃદ્ધિ પામતા થકા–શુકલ પક્ષમાં આકાશમાં બાળચંદ્ર દરરોજ કળાની વૃદ્ધિ પામવાથી જેમ શોભે એમ અતિ શોભવા લાગ્યા, અને સર્વ મનુષ્યોને આનંદજ જણાવા લાગ્યો, અને ધર્મભકિતને તો સર્વના કરતાંય અધિક આનંદ થતો હતો. ॥૯॥ તે બાળસ્વરૂપ શ્રીહરિના ઉપર તેમનાં જનની ભક્તિદેવીના અને ગામની બીજી સ્ત્રીઓના પ્રેમાતિરેકમાં–પ્રેમવૃદ્ધિમાં, કોઈ પ્રકારનો ભેદ જણાતો નહોતો, કેમકે તે શ્રીહરિનાં દર્શનાદિકમાં અતિ ઉત્સાહવાળી તે સ્ત્રીઓનું ચિત્ત પોતાના ઘરના કામકાજમાં કયાંય ચોટતું નહોતું. ॥૧૦॥ ભગવાન દશ દિવસના નહોતા થયા તો પણ, પોતાને મારવા આવેલા, અને આયુધો ઉગામી રહેલા, એવા કોટરા આદિક બાળગ્રહરૂપ–મારિકાગણને પોતાના દ્રષ્ટિપાત માત્રથીજ ત્યાંથી અતિદૂર નસાડી મુકયો હતો. ॥૧૧॥ ધર્મદેવે સારૂ મુહૂર્ત નહિ મળવાથી બાળસ્વરૂપ ભગવાનનું નામકરણ, સૂતક પુરૂ થયે ન કર્યું, પરંતુ તે સિવાયની બીજી બધી ક્રિયાઓ સમય પ્રમાણે કરી હતી. ॥૧૨॥ ભગવાનના જન્મદિવસથી આરંભીને સો રાત્રિઓ વીત્યા પછી માર્કંડેયમુનિ ત્યાં આવ્યા, ત્યારે ધર્મદેવે તેમને જ્યોતિઃશાસ્ત્ર જાણનારાઓના મધ્યે અતિ ઉત્તમ જાણીને તેમની પાસે પોતાના પુત્રનું નામકરણ કરાવ્યું. ॥૧૩॥ માર્કંડેય-

न्नृणां मानसकर्षणेन मधौ जनेश्चाह स कृष्णसंज्ञाम् ॥१४॥ नामद्वयं व्यस्तमपीदमस्य भाव्यं समस्तं च तथैव बालः । त्यागादिधर्मैः शिवसाम्यतोऽत्र ख्यातो भविष्यत्यपि नीलकण्ठः ॥१५॥ नामानि भूरीणि सुतस्य धर्म ! भाव्यानि गौणानि गुणाकरस्य । रक्षां विधाता भवतामयं हीत्युक्त्वार्चितस्तेन ययौ मुनिः सः ॥१६॥ न केवलं स्नेहभरेण तस्मिन् स्त्रीणां मनांस्येव रतान्यभूवन् । तं पश्यतामद्भुतबाललीलं मनांसि पुंसामपि तत्र लिल्युः ॥१७॥ बालस्य यूनश्च गरीयसश्च मूर्खस्य विज्ञस्य तपस्विनो वा । तद्रूपलीलादिसमीक्षणादौ स्नेहातिरेके न विशेष आसीत् ॥१८॥ न कापि नारी न पुमांश्च कश्चित्तद्रूपमाधुर्यनिबद्धचेताः । विहाय तद्धर्मगृहं स्वगेहे स्वास्थ्येन किञ्चित्करणे शशाक ॥१९॥ आनन्दमूर्तिः स च बाललीलां कुर्वन्निजेक्षादिपरायणानाम् । दिने दिने स्वात्मनि मानसानि चकर्ष लोहानि मणिर्यथेह ॥२०॥ प्रतिक्षणं स्नेहभरेण दृष्टमपि प्रियं तं जनताऽतिहर्षात् । नवं नवं नित्यमनन्यभावात्त्यक्तान्यकार्यैव हि वीक्षते स्म ॥२१॥ धर्मश्च संस्कारदिनेषु तस्य सन्तर्पणं देवगुरुद्विजानाम् । महोत्सवैः

---

મુનિએ કહ્યું કે હે ધર્મદેવ ! આ તમારા પુત્ર સર્વનાં દુઃખ હરશે, અને કર્કરાશિમાં જન્મ છે માટે હરિ એવા નામે પ્રસિદ્ધ થશે, અને પોતાનામાં મનુષ્યોનાં મનને આકર્ષણ કરવાથી, અને ચૈત્ર માસમાં જન્મ હોવાથી કૃષ્ણ એવું બીજું નામ પણ થશે. ॥૧૪॥ વળી આ જુદાં બે નામ ભેગાં મળીને હરિકૃષ્ણ એવું ત્રીજું નામ પણ આ તમારા પુત્રનું થશે, અને ત્યાગ વિગેરે ધર્મોથી શંકરને તુલ્ય હોવાથી **નીલકંઠ** એવા નામે પણ પૃથ્વી ઉપર પ્રસિદ્ધ થશે. ॥૧૫॥ હે ધર્મદેવ ! સકળ શુભગુણોના આધારભૂત આ તમારા પુત્રનાં તે તે ગુણ ઉપરથી **'કૃપાસિંધુ' 'દીનબંધુ'** વિગેરે ઘણાં નામ પ્રસિદ્ધ થશે, અને તમારી સર્વની રક્ષા કરનારા થશે. એમ કહીને તે માર્કંડેયમુનિ ધર્મદેવે પૂજા કરીને સન્માન કર્યા થકા ત્યાંથી ચાલી નીકળ્યા. ॥૧૬॥ તે બાળસ્વરૂપ શ્રીહરિને વિષે અતિશય પ્રેમથી કેવળ સ્ત્રીઓનાંજ મન પ્રીતિવાળાં હતાં એમ નહિ, પરંતુ અદ્ભુત બાળલીલાઓ કરનારા તે શ્રીહરિને જોનારા પુરૂષોનાં મન પણ તેમાંજ લીન થઈ જતાં હતાં. ॥૧૭॥ બાળક, જુવાન, ઘરડાઓ, મૂર્ખ, જ્ઞાની, કે તપસ્વી, એ દરેકને તે શ્રીહરિનાં રૂપ અને ચેષ્ટાઓ આદિક જોવા વિગેરેમાં પ્રેમવૃદ્ધિમાં કોઇ પ્રકારનો ભેદ નહોતો જણાતો ( અર્થાત્ શ્રીહરિમાં સર્વને એક સરખી રીતેજ સ્નેહાતિશય જણાતો હતો[1]) ॥૧૮॥ તે શ્રીહરિનું રૂપ, અને માધુર્ય તેમાંજ બંધાઈ ગયું છે ચિત્ત જેનું એવી કોઇપણ સ્ત્રી, કે પુરૂષ, તે ધર્મદેવના ઘરનો ત્યાગ કરીને પોતાને ઘેર સ્વસ્થમનથી રહીને કંઇપણ ઘરનું કામકાજ કરી શકતો નહોતો. ॥૧૯॥ આનંદમયમૂર્તિ એવા તે શ્રીહરિ, બાળલીલાઓ કરતા થકા પોતાનાં દર્શનાદિક કરવામાં તત્પર વર્તનારા મનુષ્યોનાં મનને, પોતાની મૂર્તિમાં અયસ્કાન્તમણિ લોહને જેમ આકર્ષણ કરે તેમ દિન પ્રતિદિન વિશેષ આકર્ષણ કરતા હતા. ॥૨૦॥ અતિપ્રેમપૂર્વક પ્રતિક્ષણે જોયેલા તોપણ પ્રાણ કરતાં પણ અતિપ્રિય–પ્રેમાસ્પદ, જણાતા તે શ્રીહરિને અનન્ય ભાવથી અતિ-

---

૧. દરેક પ્રાણીને પોતાના આત્મામાં જેમ સહજ પ્રેમ રહેલો છે, તો એ શ્રીહરિ દરેક આત્માના પણ આત્મા હોવાથી તેજ પ્રમાણે સર્વકોઇને એમના ઉપર સહજ પ્રેમ થતો હતો. ॥

स्वीयधनानुरूपं विस्मापयन्भूमिपतींश्चकार ॥२२॥ आनन्दयन् शैशवलीलया स्वान्सुधायमानैः फलभाषणैश्च । मनोहरैरिङ्गणचङ्क्रमाद्यैर्धर्मिर्व्यतीयाय स चादिमाब्दम् ॥२३॥ द्वितीयवर्षाद्यदिने तु धर्मो मृकण्डसून्वादिसमर्चनादिम् । महोत्सवं साधु विधाय सूनोर्ज्येष्ठस्य वैवाहिककार्यमैच्छत् ॥२४॥ तत्रैव विप्रो बलदेवनामा सुवासिनीं स्वस्य सुतां वराय । योग्याय तस्मै प्रददौ यथावद्यथोचितं तस्य च पारिबर्हम् ॥२५॥ हरिप्रसादोऽथ हरेस्तृतीये वर्षे व्यधाच्चौलविधिं सुतस्य । सशर्कराज्याम्ररसेन विप्रान्सन्तर्पयामास सहस्रशोऽत्र ॥२६॥ ग्रामान्तरायातसुहृज्जनानां सम्भावनव्यग्रतया बहूनाम् । किशोरबालार्पितबालकस्य धर्मश्च भक्तिः स्मृतिमाप नैव ॥२७॥ भुक्त्वा दिनान्ते सवयस्कबालाः स्नेहातिरेकेण हरिं विहातुम् । अशक्नुवन्तो मुदिता विहर्तुमादाय तं चाम्रवणं प्रतीयुः ॥२८॥ प्राग्ग्रामतस्तत्र गताः फलानि पक्वानि भूमौ पतितानि बालाः । चूषन्त एनं परिलालयन्तश्चिक्रीडुरन्योऽन्यफलापहारैः ॥२९॥ तत्रागम-

---

હર્ષપૂર્વક જોનારો જનસમૂહ, પોતાનાં કામકાજ છોડી દઈનેજ કોઈ દિવસ પ્રથમ ન જોયા હોય તે પ્રમાણે નવાને નવાજ ભાવથી જોતો હતો. ॥૨૧॥ ધર્મદેવ પોતાના પુત્રના દરેક સંસ્કારદિવસોમાં દેવ, ગુરુ, અને બ્રાહ્મણોનું સંતર્પણ–પ્રસન્નતા કરવી, મોટા મોટા રાજાઓને આશ્ચર્ય કરે એ પ્રમાણે, પોતાની દ્રવ્ય-સંપત્તિને અનુસારે મોટા મહોત્સવોએ સહિત કરતા હતા. ॥૨૨॥ પોતાનાં બાળ-ચરિત્રોથી, અમૃતસમાન પ્રિય લાગતાં ફળભાષણોથી, અને મનોહર લાગતું ડીંચણોથી ચાલવું, તથા પગેથી ચાલવું, વિગેરેથી સ્વજનોને આનંદ આપતા થકા ધર્મના પુત્ર શ્રીહરિએ પ્રથમ વર્ષ પુરૂં કર્યું. ॥૨૩॥ બીજા વર્ષના પ્રથમ દિવસે તો ધર્મદેવે માર્કંડેયમુનિ આદિકની પૂજા વિગેરેનો મહોત્સવ રૂડે પ્રકારે કરીને, પોતાના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપજીના વિવાહ સંબંધી કાર્ય કરવાની ઈચ્છા કરી. ॥૨૪॥ તે દેશમાંજ નિવાસ કરી રહેલા **બળદેવ** નામે વિપ્રે, પોતાની **સુવાસિની** નામે કન્યા, તે કન્યાને યોગ્ય, એવા તે રામપ્રતાપજી વરને વિધિ પ્રમાણે આપી, અને યોગ્ય રીતે પહેરામણી પણ આપી. ॥૨૫॥ પછી હરિપ્રસાદ વિપ્રે શ્રીહરિના ત્રીજા વર્ષમાં પોતાના પુત્રનો ચૌળવિધિ કર્યો, અને તે મહોત્સવમાં હજારો બ્રાહ્મણોને સાકર અને ઘૃત તેણે યુકત કેરીના રસથી જમાડીને ખૂબ તૃપ્ત કર્યા. ॥૨૬॥ આ ઉચ્છવમાં ધર્મ, અને ભક્તિ, ગ્રામાન્તરથી આવેલા ઘણાક સગા વ્હાલાઓની સારવાર કરવાની વ્યગ્રતાને લીધે, નાના કીશોર અવસ્થાના બાળકોને સોંપેલા પોતાના બાળકની સ્મૃતિજ પામ્યાં નહિ. ॥૨૭॥ શ્રીહરિને સમાન અવસ્થાના બાળકો જમીને દિવસના અંત ભાગમાં, અતિસ્નેહને લીધે તે શ્રીહરિને ત્યાગ કરવાને અસમર્થ એવા થકા, આનંદ પામતા તે બાળકો બાળસ્વરૂપ તે શ્રીહરિને સાથે લઈને આંબાના વનમાં વિહાર કરવાને માટે ગયા. ॥૨૮॥ છપૈયા ગામથી પૂર્વ દિશામાં રહેલા તે આંબાના વનમાં ગયેલા બાળકો જમીન ઉપર પડેલાં પાકાં ફળને ચૂસતા, અને તે શ્રીહરિને લાડ લડાવતા થકા એક બીજાનાં ફળ ચોરી લેવાં વિગેરે રમતો રમવા લાગ્યા. ॥૨૯॥ તે સમયે સિદ્ધમંત્રવાળો, ધર્મના દ્રોહિ-

स्कश्चन सिद्धमन्त्रो धर्मद्रुहां मुख्यतमः सुरारिः। भूमौ दुराचारगुरुश्च कालीदत्ताभिधः कृष्णजिहीर्षुरागात् ॥३०॥ प्राक्स्वैरितोग्रार्भकमारिकाणामुच्चाटनं कृष्णकृतं निशम्य। क्रोधातिपानारुणलोचनोग्रः कृष्णापहाराय कृतप्रतिज्ञः ॥३१॥ बालेषु बालाकृतिरेत्य दूरात्प्रसार्य बाहू स जिघृक्षयामुम्। सद्धर्मवर्माऽसुरपूर्वशत्रुं जानन्नुपायात्सहसैव मृत्युः ॥३२॥ गृह्णाति यावत्प्रसभेन तावत्स दृष्टमात्रो हरिणोच्चचाट। दन्दह्यमानाखिलदेहमर्मा दुद्राव दूरेऽतिभयप्रकम्पः ॥३३॥ संसाध्य मन्त्रं पुनरेष शाक्तं तद्दृष्टिरोधाय ससर्ज वात्याम्। तेनाखिलग्रामजनाश्च बालाः स्वाङ्गानि नैक्षन्त कुतोऽन्यदेहान् ॥३४॥ ते विह्वला भूरिरजस्तमोभ्यां वातातिवेगभ्रमणा हरिं तु। अप्राप्य सर्वे रुरुदुस्तदानीं वृक्षा निपेतुर्बहवो धरायाम् ॥३५॥ स्वमाययैवाप्तपरिभ्रमोऽसौ हरिं जिघृक्षुस्तमसा विमूढः। इतस्ततः काष्ठपरिक्षताङ्गः पतद्द्रुमोद्भिन्नशिरा ममार॥३६॥ वात्या निवृत्ताऽथ च भक्तिधर्मौ सुतस्मृतिव्याकुलचित्तदेहौ। साकं निजैः स्नेहभराद्रुदद्भिस्तत्रैयतुः

મનુષ્યોમાં આગેવાન, પૃથ્વી ઉપર તમામ દુરાચારી મનુષ્યોનો ગુરૂ એવો કાળીદત્ત નામે કોઇક દૈત્ય, બાળસ્વરૂપ કૃષ્ણને સંહાર કરવાની ઇચ્છાથી એકદમ ત્યાં આવ્યો. ॥૩૦॥ પ્રથમ પોતે પ્રેરેલી ઉગ્ર એવી બાળમારિકાઓને બાળસ્વરૂપ શ્રીહરિએ કરેલું ઉચ્ચાટન–નસાડી મુકવું, તેને સાંભળીને ક્રોધ પામવાથી, અને મદ્યપાન કરવાથી લાલચોળ આંખોથી અતિ ઉગ્ર લાગતો, અને કૃષ્ણને મારવાની પ્રતિજ્ઞા લઇને તે કાળીદત્ત આવેલો હતો. ॥૩૧॥ તે કાળીદત્ત બાળકના જેવી આકૃતિ ધારણ કરીને, એ શ્રીહરિને સાધુઓનું, અને ધર્મનું રક્ષણ કરનારા, અને અસુરોના પ્રથમથીજ શત્રુ એવા જાણતો થકો, કીડા કરતા બાળકોમાં દૂરથી આવીને બાળકૃષ્ણને પકડવાની ઇચ્છાથી બે હાથ પ્હોળા કરીને કાળ જેવો ભયાનક એકદમ તે શ્રીહરિની પાસે આવ્યો. ॥૩૨॥ અને જેટલાકમાં તે શ્રીહરિને બળાત્કારથી પકડવા જાય છે, કે તુરતજ તે શ્રીહરિએ પોતાની દૃષ્ટિમાત્રથીજ નસાડી મુકયો, અને તેથીજ બળતાં છે શરીરનાં સર્વ મર્મસ્થળો જેનાં, અને અતિભયથી થરથર કંપતો થકો તે કાળીદત્ત દૂર નાશી ગયો. ॥૩૩॥ એ કાળીદત્ત પાછો શક્તિના મંત્ર સાધીને, તે બાળકૃષ્ણની દૃષ્ટિને આવરણ કરવા માટે એક મોટો વંટોળીઓ તેણે બનાવ્યો, તેને લીધે ગામના સર્વે મનુષ્યો, તથા બાળકો પોતાનાં શરીર ન દેખે તો બીજાનાં તો દેખાયજ કયાંથી એવો અંધકાર બની ગયો, ॥૩૪॥ તે સમયમાં ઘણી ધૂળ, અને અંધારાથી વિહ્વળ બની ગયેલા, અને વંટોળીઆના અતિવેગથી ચોતરફ ભમતા, તે સર્વે બાળકો તો બાળકૃષ્ણ પોતાને નહિ મળવાથી રડવા લાગ્યા, અને ઘણાક વૃક્ષો પડી ગયા. ॥૩૫॥ હવે પોતાની માયાથીજ ચોતરફ ભ્રમણ કરતો, અને અંધકારથી દિગ્ભ્રમ પામીને મૂઢ બની ગયેલો, તો પણ ભગવાનને પકડવાની ઇચ્છાવાળો તે કાળીદત્ત અસુર, ચોતરફથી પડતાં કાષ્ઠોથી જેનાં અંગ ભાંગી ગયાં છે, અને વાયુના વેગથી પડતા વૃક્ષોથી ભેદાઇ ગયું છે મસ્તક જેનું, એવો થકો મરણ પામી ગયો. ॥૩૬॥ તે પછી વંટોળીઓ શમી ગયો, અને ભક્તિ, અને ધર્મ બન્ને પોતાનો પુત્ર સાંભરી આવવાથી વ્યાકુળ બની ગયું છે ચિત્ત, અને

सत्वरमश्रुनेत्रा ॥३७॥ श्रद्धाद्यो द्वादश धर्मपत्न्यः प्रागेत्य तत्राशु सुतं गृहीत्वा । स्नेहस्नुतं स्तन्यमपाययंस्ताः स तत्पपौ प्रीतय एव तासाम् ॥३८॥ भूत्वा स्वयं द्वादशमूर्त्तिरेव प्रियं तु तासां विदधेऽद्भुतार्भः । प्रीतास्ततस्ताः पुनरेव तत्र न्यधुस्तमामृज्य भुवः प्रदेशम् ॥३९॥ ते मार्गयन्तः परितोऽथ सर्वे भग्नातपत्रायितभूरुहाधः । तं प्राप्य लब्धातिमुदो बभूवुर्बालं गृहीत्वा मुमुदे च भक्तिः ॥४०॥ आश्वास्य बालाद्युदतः समेत्य गृहान्पुनः शान्तिककर्म धर्मः । औत्पातिकस्याशु विधाय पुत्रं मेने पुनर्दत्तमिवाच्युतेन ॥४१॥ एवं सुतं लालयतोऽस्य पुत्रस्तृतीय आसीद्धृतिमांश्च सौम्यः । प्रद्युम्नतुल्यः स्वगुणैर्य इच्छारामाभिधानो हरिवल्लभश्च ॥४२॥ चौलक्रियानन्तरमेव कृष्णः पित्रा सहैवान्वहमादरेण । स्नानं त्वनूराद्युदिते विधाय जजाप कृष्णेति मनुं रहस्थः ॥४३॥ स्वधर्मनिष्ठामथ कृष्णभक्तिं बाल्येऽपि तस्यातितरामवेक्ष्य । बालोचितक्रीडनकारुचिं च प्राग्योगिनं तं विविदुः सुबुद्धाः ॥४४॥ क्षेत्रेऽतिपुण्ये स्वनिवासमि-

---

દેહ જેમનો એવાં, અને નેત્રમાં અશ્રુ જેમને આવી ગયાં છે, એવાં થકાં અતિસ્નેહથી રૂદન કરતાં પોતાનાં સંબંધિઓએ સહિત એકદમ ત્યાં આવ્યાં ॥૩૭॥ તે વખતે શ્રદ્ધા આદિક ધર્મદેવની બાર પત્નીઓ, પ્રથમથી ત્યાં એકદમ આવીને પુત્ર શ્રીહરિને ખોળામાં લઇને, સ્નેહથી સ્રવતું સ્તન્ય–સ્તનમાંથી નીકળતું દુધ તેનું પાન કરાવવા લાગી, અને તે શ્રીહરિએ પણ તેમને પ્રસન્ન કરવા માટેજ તેમનું સ્તન્યપાન કર્યું. ॥૩૮॥ આશ્ચર્યકારી બાળસ્વરૂપ તે શ્રીહરિએ પોતે બાર સ્વરૂપ ધારણ કરીનેજ તે શ્રદ્ધા આદિક બારેય માતાઓનું પ્રિય કર્યું, તેથી પ્રસન્ન થયેલી શ્રદ્ધા આદિક માતાઓએ તે બાળસ્વરૂપ શ્રીહરિને ભૂપ્રદેશ સ્વચ્છ કરીને તેના ઉપર બેસાર્યા. ॥૩૯॥ તેટલાકમાંજ ચોતરફ શોધ કરતા તે ધર્મદેવ વિગેરે બધાય, ભાંગી જવાથી છત્રને આકારે બનેલા વૃક્ષની નીચે બાળકૃષ્ણને બેઠેલા પામીને બહુજ આનંદીત થયા, અને ભક્તિદેવી પણ પોતાના બાળકને ગ્રહણ કરીને બહુજ આનંદ પામ્યાં. ॥૪૦॥ ધર્મદેવે બધા બાળકો રડતા હતા તેમને છાના રાખ્યા, અને ઘેર આવીને ઉત્પાતથી થયેલા દુઃખની શાંતિ નિમિત્તે શાંતિકર્મ તત્કાળ કરીને, પોતાનો પુત્ર ભગવાને પાછો આપ્યો હોયને શું ? એમ માનવા લાગ્યા. ॥૪૧॥ આ પ્રમાણે પુત્ર શ્રીહરિને લાડ લડાવતા તે ધર્મદેવને અતિધૈર્યવાન, સુંદર આકૃતિવાળા, અને પોતાના ગુણોથી પ્રદ્યુમ્ન જેવા, શ્રીહરિને પ્રિય, અથવા શ્રીહરિ જેમને પ્રિય છે, એવા ઇચ્છારામ નામે ત્રીજા પુત્ર થયા. ॥૪૨॥ ચૌળકર્મ થયા પછીથી, તે બાળકૃષ્ણ એવા શ્રીહરિ હંમેશાં પોતાના પિતા ધર્મદેવની સાથેજ અરૂણોદય થયા પહેલાંજ સ્નાન કરીને એકાંતમાં બેસીને અતિ આદરથી **શ્રીકૃષ્ણ** મંત્રનો જપ કરતા હતા. ॥૪૩॥ તે શ્રીહરિની બાળઅવસ્થામાં પણ સ્વધર્મમાં દૃઢતા, અને કૃષ્ણને વિષે ભક્તિ અતિશેજ જોઇને, તેમજ બાળકોને ઉચિત રમતો રમવામાં અરૂચિ જોઇને, બુદ્ધિમાન પુરૂષો 'આ કોઇ પૂર્વના યોગીપુરૂષ છે' એમ જાણતા હતા. ॥૪૪॥ પછી ધર્મદેવ અતિપવિત્ર ક્ષેત્રમાં પોતાનો નિવાસ ઇચ્છતા થકા સ્વજનોએ સહિત તે છપૈયા ગામથી, મુક્તિપુરીમાં–(અયોધ્યામાં) જઇને ત્યાં

च्छन् हरिप्रसादः स्वजनैः सहैव । गत्वा ततो मुक्तिपुरीमयोध्यां स्वीये न्यवात्सीद्वरहट्टगेहे ॥४५॥ तत्र त्रिकालाप्लवनादि नित्यं स्वास्थ्येन कर्माकृत स स्वकीयम् ।तथैव कृष्णोऽनुचकार सर्वं विस्माययन्बुद्धिमतः सधर्मान् ॥४६॥ स्नानं सरय्वामरुणोदयेऽसौ कृत्वानुघस्रं हरिमन्दिराणि । सर्वाणि गत्वा भगवत्समीक्षां प्रदक्षिणां चाप्यकरोत्पुरस्य ॥४७॥ अत्यद्भुतं बालमवेक्ष्य पौराः सर्वेऽपि तं सुन्दरसुन्दराङ्गम् । गजेन्द्रपादक्रमणं मनोज्ञमाश्चर्यमापुः पुरुषाः स्त्रियश्च ॥४८॥ यत्र यत्र हरिरेति मन्दिरे तत्र तत्र जनता सविस्मयम् । प्रेमनिर्भरदृशा चिरं मुदा वीक्षते स्म परिहातुमक्षमा ॥४९॥ शीघ्रयानसहजप्रकृतित्वात्तं चिरं सरसमीक्षितुमेव । स्वादुखाद्यफलदानमिषेण स्थापयन्ति घटिकां रसिका वै ॥५०॥ यत्र कुत्र च हरिः स्थित आसीत्तत्र तत्र तु तदाक्षकनृणाम् । निर्भरप्रियतया विवशानां सङ्घ आस सहसा मिलितानाम् ॥५१॥ पण्यवीथिषु चरन्तमवेत्य द्राक्करोज्झिततुलारभसेन । निर्निमेषनयनैर्वणिजस्तं लेभिरे परमहर्षमवेक्ष्य ॥५२॥ सारवाम्बुभृतगर्गरकुम्भान् बिभ्रती स्वशिरसा वनितालिः । तं विलोक्य सहसागतमन्ते चित्रितेव हि चिरं पथि तस्थौ ॥५३॥ एक एव हि स पौरजनानां

---

બરહટ્ટા નામે શાખાનગરમાં રહેલા પોતાના ઘરમાં નિવાસ કર્યો. ॥૪૫॥ ત્યાં ધર્મદેવ નિરંતર ત્રિકાળસ્નાનાદિક પોતાનું નિત્યકર્મ સ્વસ્થચિત્તે કરતા હતા, અને શ્રીહરિ પણ બુધ્ધિમાન એવા ધર્મનિષ્ઠ પુરૂષોને વિસ્મય પમાડતા થકા, પોતાના પિતા ધર્મદેવની પેઠેજ સર્વ ક્રિયાઓ કરતા હતા. ॥૪૬॥ બાળસ્વરૂપ શ્રીહરિ દરરોજ અરૂણોદય વખતે સરયૂનદીમાં સ્નાન કરીને, સર્વ હરિમંદિરોમાં જઇને ભગવાનનાં દર્શન કરતા હતા, તેમજ અયોધ્યાપુરીની પ્રદક્ષિણા પણ કરતા હતા ॥૪૭॥ અયોધ્યાપુરીમાં રહેનારા સર્વપુરૂષો, અને સ્રીઓ, અતિ આશ્ચર્યસ્વરૂપ, અને સુંદરથી પણ સુંદર અંગ જેમનું છે, ગજેન્દ્રની પેઠે પગે ચાલવું જેમનું છે, અને સર્વના મનને બહુજ પ્રિય લાગતા તે બાળક શ્રીહરિને જોઇને બહુજ આશ્ચર્ય પામતાં હતાં. ॥૪૮॥ શ્રીહરિ જે જે મંદિરોમાં જાય ત્યાં જનસમૂહ તેમનો ત્યાગ ન કરી શકતો થકો, પ્રેમભરી દ્રષ્ટિથી આનંદપૂર્વક ઘણો વખત રસપૂર્વક જોયાજ કરતો હતો. ॥૪૯॥ શ્રીહરિનાં દર્શન કરવામાં રસિકજનો, ઉતાવળું ચાલવાની સહજ પ્રકૃતિ હોવાથી તેમને ઘણો વખત રસપૂર્વક જોવાને માટેજ સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થ, અથવા કેરી આદિક ફળ આપવાના મિષથી, તે શ્રીહરિને ઘડીવાર પોતાની પાસે બેસારતા હતા. ॥૫૦॥ જ્યાં કંઇક શ્રીહરિ ઉભા રહેલા હોય ત્યાં ભેગા મળેલા, અને અતિશેજ પ્રિયતાના કારણથી પરવશ બની ગયેલા, તે શ્રીહરિને જોનારા મનુષ્યોનો સમૂહ એકદમ ભેગો થઇ જતો હતો. ॥૫૧॥ વેપારી વાણીઆઓ શ્રીહરિને બજારમાં ફરતા જાણીને, એકદમ માપ કરવાનાં ત્રાજવાં છોડી દઇને મટકાં સિવાયનાં નેત્રોથી જોઇને પરમ આનંદ પામતા હતા. ॥૫૨॥ સરયૂનદીનું પાણી ભરેલી ગાગરો, અને ઘડાઓને પોતાના માથા ઉપર ધારી રહેલી સ્રીઓની પંક્તિ, અચાનક પોતાની પાસે આવેલા તે શ્રીહરિને જોઇને, ચિત્રમાં આલેખેલી હોય તેમ

दर्शनीयतर आस सदैव । यत्र कुत्रचन ते विचरन्तः सादरं विदधुरस्य हि वार्ताम् ॥५४॥ कोऽपि तत्र निहितं निजचक्षुः प्रेमनिर्भृततया भृशलग्नम् । कष्टुमक्षमत न क्वनापि स्वात्मना तु पुरुषः सुपरूपे ॥५५॥ वीक्ष्य तं बुधजना अपि बुद्ध्या तत्स्वरूपकलने न हि शक्ताः । स्नेहनिर्भरतयैव हि तस्मिन् संशयान्बहुविधानपि चक्रुः ॥५६॥ मूर्त्तं तं करुणारसं कतिचन प्रेमैव मूर्तं त्विति प्रोचुश्चामृतमेव मूर्तमिति तं ह्यात्मानमेवापरे । सन्तस्तं तप एव मूर्तमिति च प्राहुः क्षमामेव वा सत्वं होच विशुद्धमित्यपि परे ब्रह्मैव मूर्तं त्विति ॥५७॥ किं मूर्तं हि वृहद्व्रतं किमथवा वैराग्यमेव स्वयं किं मूर्तं यश एव वा किमु परं ज्ञानं स्वयं मूर्तिमत् । किं धर्मः किमु धैर्यमेकमथवा हैश्वर्यमेव स्वयं किं स्थैर्यं ननु मूर्तिमत्त्विति बुधाः संशिश्यिरे तं प्रति ॥५८॥

मानसानि निजदर्शकपुंसां कर्षयन्निजमनोहरमूर्तौ ।
आसुरोत्खननवीक्षणरम्यः प्रीयतां मधुरदर्शनकृष्णः ॥५९॥

---

સ્થિર થઇ જઇને માર્ગમાંજ ઘણીવાર ઉભી રહેતી હતી. ॥ ૫૩ ॥ અયોધ્યાવાસિજનોને એક શ્રીહરિજ નિરંતર અતિશેપણે દર્શન કરવા લાયક હતા, અને જ્યાં કંઇક ફરતા હોય ત્યાં અયોધ્યાવાસિજનો તે શ્રીહરિનીજ વાતો આદરથી કરતા હતા. ॥૫૪॥ કોઇ પણ પુરૂષ પરમ આનંદમૂર્તિ તે શ્રીહરિને વિષે જોડેલાં અને પ્રેમના અતિશય પૂર્ણપણાથી અત્યંત સંલગ્ન થયેલાં પોતાનાં નેત્રોને, કયારેય પોતાના સામર્થ્યથી તે શ્રીહરિની મૂર્તિથી પાછાં ખેંચી લેવાને સમર્થ નહોતો થતો. ॥૫૫॥ તે શ્રીહરિને જોઇને પંડિતપુરૂષો પણ પોતાની બુદ્ધિથી તે શ્રીહરિના સ્વરૂપનો નિર્ણય કરવાને સમર્થ નહોતા થતા, અને તે શ્રીહરિમાં પ્રેમના અતિશયપણાથીજ બહુ પ્રકારના સંશયો કરતા હતા. ॥૫૬॥ કેટલાક ડાહ્યા માણસો તે શ્રીહરિને મૂર્તિમાન **કરૂણારસ** છે એમ કહેતા હતા, કેટલાક મૂર્તિમાન **પ્રેમ** છે એમ કહેતા હતા, કેટલાક મૂર્તિમાન **અમૃત** છે એમ કહેતા હતા, કેટલાક તો આ સર્વ જીવોના અધિષ્ઠાતા **ક્ષેત્રજ્ઞ–આત્મા** છે એમ કહેતા હતા, કેટલાક મૂર્તિમાન **તપ** છે એમ કહેતા હતા. કેટલાક મૂર્તિમાન **ક્ષમા** છે એમ કહેતા હતા, કેટલાક **શુદ્ધ સત્વગુણ** છે એમ કહેતા હતા, અને કેટલાક તો આ મૂર્તિમાન **પરબ્રહ્મ** પોતેજ છે એમ કહેતા હતા, ॥૫૭॥ આ પોતે મૂર્તિમાન બ્રહ્મચર્ય છે કે શું ? અથવા પોતે વૈરાગ્ય છે કે શું ? અથવા મૂર્તિમાન યશ છે કે શું ? અથવા મૂર્તિમાન પરમ–સર્વોત્કૃષ્ટ જ્ઞાન છે કે શું ? અથવા મૂર્તિમાન ધર્મ છે કે શું ? અથવા મૂર્તિમાન ધૈર્ય છે કે શું ? અથવા મૂર્તિમાન પોતે ઐશ્વર્ય છે કે શું ? અથવા મૂર્તિમાન સ્થૈર્ય છે કે શું ? આ પ્રમાણે અયોધ્યાપુરીના રહેનાર વિદ્વાન ડાહ્યા માણસો તે શ્રીહરિને ઉદ્દેશીને નાના પ્રકારના સંશયો કરતા હતા. ॥૫૮॥

પોતાની મૂર્તિનાં દર્શન કરનારા મનુષ્યોનાં મનને પોતાની મનોહર મૂર્તિમાં અતિ આકર્ષણ કરનારા, અસુરસમૂહોને મૂળમાંથીજ ઉખેડી નાખે–નાશ કરે, એવું

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय सकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिप्रादुर्भावनिरूपणं नाम पञ्चम उल्लासः ॥ ५ ॥ ॥

પોતાનું જોવું તેણે કરીને રમ્ય[1] મૂર્તિ જણાતા, અને અતિ મધુર દર્શન જેમનું છે, એવા મારા ઇષ્ટદેવ **શ્રીહરિ** કૃષ્ણ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૫૯॥

ઇતિ શ્રીમદુધ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રી સહજાનંદસ્વામીના શિષ્ય, અને તેમના સંપ્રદાયનું સકળ હાર્દ–રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં **શ્રીહરિનો પ્રાદુર્ભાવ** વર્ણન કર્યો એ નામે પાંચમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૫॥

---

# उल्लासार्थसंग्रहः

यद्भीत्या याति वातः प्रतपति तपनो जाग्रतीन्द्रादयोऽपि
स्वस्मिंस्तस्मिन्परेशे भयमसुरगणाच्छङ्कमानेन पित्रा ॥
नीतोऽयोध्यां स बाल्ये पुरजनमखिलं स्वीयदिव्यस्वरूपे
लीनस्वान्तं व्यतानीत् प्रणयपरवशो मानसे नश्चकास्तु ॥ ६ ॥

જેના ભયથી વાયુ નિયમિત રીતે વાય છે, સૂર્ય નિયમિત પ્રકાશ કરે છે, અને ઇન્દ્રાદિક દેવો પણ પોતપોતાના કાર્યમાં સાવધાનપણે જાગરૂક રહે છે, આવા સર્વનિયંતા સ્વયં તે શ્રીહરિને વિષે પણ, અસુરગણો થકી ભયની શંકા પામતા ધર્મદેવ પિતાએ, અયોધ્યાપુરીમાં આણેલા તે શ્રીહરિ બાળઅવસ્થામાં પણ પોતાના દિવ્ય સ્વરૂપમાં સકલપુરજનોનાં મનને આકર્ષણ કરીને લીન કરતા, અને આશ્રિતોના પ્રણયને પરવશ વર્તનારા એવા તે પરમાત્મા શ્રીહરિ અમારા મનમાં પ્રકાશમાન રહો. ॥ ૬ ॥

---

1 સ્વયં રમણીયાકાર થકાજ દૃષ્ટિમાત્રથી અસુરસમૂહોને નાશ કરી નાખવામાં સમર્થ.

# षष्ठ उल्लासः

पञ्चमाब्दमुख एव स सर्वाण्यक्षराणि लिखितुं पठितुं च। शिक्षति स्म पितुरेव सुबुद्धोऽनन्तरञ्च निगमाङ्गिकविद्याम् ॥१॥ शैशवेऽपि वयसि प्रतिभावान् वृद्धवद्गुणगणैरुपपन्नः। देशकालगुणविद्गुणिमान्यः सोऽभवत्पृथितकीर्तिरुदारः ॥२॥ स्नेहातिरेकमवलोक्य हरौ नराणां तस्मिंस्तदाद्भुतशिशौ कतिचित्तु पौराः। तत्कारणं हृदि विवित्सव एव तेन चक्रुर्मुहुः परिचयं शिशुनापि वृद्धाः ॥३॥ अष्टास्त्रिजम्बुयवकेतुकजोर्ध्वरेखासत्स्वस्तिकाङ्कुशपवीन् पदकेऽस्य दक्षे। अर्द्धेन्दुगोष्पदधनुर्घटखत्रिकोणमत्स्यांश्च वामपदके विलुलोकिरे ते ॥४॥ भूमौ वहूनि पदकानि तथाविधानि संवीक्ष्य नैव हि नरोऽयमिति स्वचित्ते। निश्चित्य तस्य मतिमप्यतिमानवीं ते रूपं मनोहरमवेक्ष्य च कृष्णमाहुः ॥५॥ अस्मिन् शिशावपि समग्रगुणा भवन्ति सामुद्रिकोक्तबहु-

## ઉલ્લાસ ૬ ઠ્ઠો.

અત્યંત બુધ્ધિમાન તે શ્રીહરિ પાંચમા વર્ષના આરંભમાંજ પોતાના પિતા ધર્મદેવ થકીજ સર્વ અક્ષરો લખવા અને વાંચવા શીખી ગયા, અને તે પછી વેદવેદાંગની વિદ્યાઓને શીખી ગયા. ॥૧॥ પ્રતિભાવાન[1]—મહા તીવ્રબુદ્ધિવાન, તે શ્રીહરિ બાળઅવસ્થામાં પણ વૃદ્ધપુરૂષોની માફક સર્વ શ્રેષ્ઠગુણોથી સંપન્ન થયા હતા, અને દેશકાળના ગુણદોષને જાણનારા, અને ગુણિજનોએ માનવા યોગ્ય, અને અતિ ઉદાર સ્વભાવના તે શ્રીહરિ અતિશેજ પ્રસિદ્ધ કીર્તિવાળા થયા હતા. ॥૨॥ અયોધ્યાપુરીના કેટલાક વૃદ્ધ પુરૂષો તો તે સમયે તે આશ્ચર્યકારી બાળક શ્રીહરિને વિષે સર્વ મનુષ્યોને થતી અતિસ્નેહની વૃદ્ધિ જોઇને, તેનું કારણ પોતાના મનમાં જાણવાને ઇચ્છતા થકા બાળક એવાય પણ તે શ્રીહરિની સાથે વારંવાર પરિચય કરતા હતા. ॥૩॥ તે વૃદ્ધજનોએ એ શ્રીહરિના જમણા પગના તળામાં, અષ્ટકોણ, જંબુફળ, જવ, ધ્વજ, કમળ, ઉર્ધ્વરેખા, શોભાયમાન સ્વસ્તિક, અંકુશ, વજ્ર, એ ચિહ્નો જોયાં, તેમજ ડાબા પગમાં, અર્ધચંદ્ર, ગોપદ, ધનુષ, કળશ, આકાશ, ત્રિકોણ, અને મત્સ્ય, એ ચિહ્નો જોયાં. ॥૪॥ તે વૃધ્ધપુરૂષો પૃથ્વી ઉપર પડેલાં તે શ્રીહરિનાં તેવી રીતનાં-ચિહ્નોવાળાં પગલાં જોઇને, આ મનુષ્ય ન હોવા જોઇએ, એમ પોતાના મનમાં નિશ્ચય કરીને, તેમજ તે શ્રીહરિની સર્વ મનુષ્યોની બુદ્ધિને અતિક્રમણ કરીને જણાતી શ્રેષ્ઠ બુદ્ધિ જોઇને અને અતિમનોહર રૂપ જોઇને, આ પોતે કૃષ્ણ[2] જ છે એમ કહેવા લાગ્યા. ॥૫॥

૧ પ્રતિભા—નવા નવા તર્ક કરવામાં કુશળતા ૨ પદ્મપુરાણમાં કહ્યું છે કે-अङ्कान्येतानि भो विद्वन् दृश्यन्ते तु यदा यदा ॥ श्रीकृष्णाख्यं परंब्रह्म तद्विज्ञेयं न संशयः ॥१॥ द्वयं वाऽथ त्रयं वापि चत्वारि पञ्च चैव हि ॥ दृश्यन्ते वैष्णवश्रेष्ठ ! अवतारं कथञ्चन ॥२॥ હે વિદ્વન્ ! આ ચિહ્નો જ્યારે

शोभनलक्षणानि । सन्त्यत्र वै निखिलसाधुगुणाश्च तस्मान्नायं नरः किमुत कृष्ण इति प्रतीमः ॥६॥ एवं सुनिश्चितधियोऽपि च धर्मदेवं तत्पृष्टुमिच्छव उदारधियस्त आदौ। विप्रान्समेत्य विदुषः कतिचित्स्वहार्दं प्रोचुः स्वनिश्चयदृढीकरणाय सुज्ञाः ॥७॥ सम्पश्यतां मुहुरमुं मतिमद्वराणां निर्मत्सरोत्तमवहुश्रुततादिभाजाम्। तद्रूपलक्षणगुणानुभवं गतानां तेषाञ्च संशयभरोऽभवदस्य नृत्त्वे ॥८॥ ते ते ततश्च निजसंशयभञ्जनार्थं धर्मं समेत्य च तथाविधमाहुरित्थम् । सत्पुत्र एष भवता कथमत्र लब्धस्तद्ब्रूहि निष्कपटमेव यतोऽसि धर्मः ॥९॥ तप्तं त्वया किमु तपस्तप ! उग्रवृत्त्या किं साधितः परमदुष्करसिद्धियोगः । भक्त्या प्रसादित उताखिलदेवदेवो यत्प्राप्तवानसि पराद्भुतपुत्रमेनम् ॥ १० ॥ राजाधिराजपरमेश्वरलक्षणानि सर्वाण्यपि स्फुटतया तव पुत्रके-

વૃદ્ધપુરૂષો પરસ્પર કહેવા લાગ્યા–આ બાળક એવાય ધર્મદેવના પુત્રમાં સમગ્ર ગુણો–પરમેશ્વરભાવને સૂચવનારા, રહેલા છે. તેમજ સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સર્વ શુભ લક્ષણો પણ આ બાળકમાં રહેલાં છે, તેમજ સર્વ સાધુગુણો પણ રહેલા છે. માટે આ મનુષ્ય નથી, પરંતુ સાક્ષાત્ શ્રીકૃષ્ણવાસુદેવ છે એમ આપણને જણાય છે. ॥૬॥ ઉદાર બુદ્ધિવાળા સુજ્ઞ એવા તે વૃદ્ધપુરૂષો આ પ્રમાણે પોતાની બુદ્ધિમાં દૃઢ નિશ્ચય પામ્યા હતા, તો પણ તે વાર્તાને ધર્મદેવને પુછવાને માટે ઇચ્છતા થકા પ્રથમ કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણો પાસે જઇને પોતાના નિશ્ચયને દૃઢ કરવાને માટે પોતાના મનનો અભિપ્રાય કહેવા લાગ્યા. ॥૭॥ ઉપર કહેલાં સર્વ લક્ષણોએ યુક્ત એ શ્રીહરિને વારંવાર જોતા, બુદ્ધિમાન પુરૂષોમાં શ્રેષ્ઠ ગણાતા, મત્સરે રહિત, અને ઉત્તમપ્રકારે વર્તનારા, બહુશ્રુતતા–ઘણાં શાસ્ત્રોના અભિપ્રાયને જાણવા પૂર્વક તે તે શાસ્ત્રનું શ્રવણ કરવું, એ આદિક ગુણોએ યુક્ત વર્તનારા, અને તે શ્રીહરિનું રૂપ, લક્ષણ, અને ગુણોનો અનુભવ પામેલા, એવા તે વિદ્વાન બ્રાહ્મણોને પણ એ ધર્મદેવના પુત્ર મનુષ્ય હશે? કે ઇશ્વર હશે? એવો મોટો સંશય થયો. ॥૮॥ પછી તે વૃદ્ધો અને પંડિતો પોતાનો સંશય ટાળવાને માટે, પોતાના જેવોજ સંશય પામેલા તે ધર્મદેવની પાસે આવીને આમ કહેવા લાગ્યા,—હે ધર્મદેવ! આ લોકમાં તમારે આ સત્પુત્રની પ્રાપ્તિ કેવી રીતે થઈ? તે વાર્તા નિષ્કપટભાવથી જેમ હોય તેમ અમને કહો, કેમકે તમે ધર્મ–ધર્મના અવતાર, છો. (માટે તમારાથી જુઠું તો ન જ બોલાય) ॥૯॥ હે ધર્મદેવ! તમોએ અતિઉગ્રવૃત્તિથી તપ કર્યું હતું કે શું? કે પરમ દુષ્કર સિદ્ધિયોગ સાધ્યો હતો? અથવા સકળ દેવના દેવ ભગવાનને ભક્તિથી રાજી કર્યા હતા કે શું? કે જેના પ્રભાવથી આવા પરમ આશ્ચર્યકારી પુત્રને તમે પામેલા છો ॥૧૦॥ આ તમારા પુત્રમાં રાજાધિરાજ પરમેશ્વરનાં લક્ષણો [1]બધાંય સ્પષ્ટપણે જોવામાં આવે છે, વળી બાળક જોતામાં આવે ત્યારે તો તે સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ જ છે એમ નિશ્ચે જાણવું, એમાં સંશય ન રાખવો. ॥૧૧॥ હે વૈષ્ણવ શ્રેષ્ઠ! શ્રીકૃષ્ણના અવતારોમાં પણ બે, ત્રણ, ચાર, કે પાંચ ચિહ્નો તો કોઇ પણ ગીને અવશ્ય હોય છે જ. ॥૧૨॥

૧ પરિપૂર્ણતમ અવતારને સૂચવનારાં સર્વ ચિહ્નો. ॥

ऽस्मिन् । दृश्यन्त एव निखिलाश्च गुणा महान्तो बालेऽपि वृद्ध इव सन्ति महामुनीन्द्रे ॥११॥ नूतनकोकनदकोमलशोणे दक्षपादतलकेऽस्य हि सन्ति। स्वस्तिकध्वजयवाङ्कुशदण्डा अष्टकोणपविजम्बुकजानि ॥१२॥ वामपादतलके मृदुकान्ते नूतनपल्लवसमश्रियि सन्ति । अर्द्धचन्द्रघटगोष्पदखानि सत्रिकोणशफरेन्द्रधनूंषि ॥१३॥ एषु चैकमपि लक्ष्म यदि स्यात्कस्यचित्स्फुटतरं भुवि तर्हि। प्राप्नुयात्स हि नराधिपतित्वं स्यात्कथं न सकलाङ्कभृदीशः ॥१४॥ शोणवर्त्तुलसमुन्नतचन्द्रद्योतमाननखराङ्गुलिचारु। पादपद्मयुगमस्य मनांस्याकर्षतीव हि दिदृक्षुजनानाम् ॥१५॥ नातिदीर्घमृदुवर्तुलजङ्घे स्निग्धमांसलसमायतजानू। सक्थिनी करिकराद्युपमेये वर्तुले च पृथुले भवतोऽस्य ॥१६॥ मांसलस्फिगथसिंहकटिश्च भ्राजतेऽस्य नतवर्तुलनाभिः । तुन्दमुत्थितवलित्रितयाङ्कं दृश्यतेऽस्य हरिणस्य यथैव ॥१७॥ स्निग्धपीवरसुचूचुकौ स्तनौ मांसलं च

એવાય આ તમારા પુત્રમાં વૃદ્ધાવસ્થાવાળા મહામુનીંદ્રોમાં જેવા ગુણો હોય તેવા સમગ્ર મોટા ગુણો રહેલા છે. ( માટે પુછીએ છીએ ) ॥૧૧॥ આ તમારા પુત્રના નવા કમળના સરખા કોમળ, અને લાલ, જમણા પગના તળામાં, સ્વસ્તિક, ધ્વજ, જવ, અંકુશ, ઉર્ધ્વરેખા, અષ્ટકોણ, વજ્ર જંબુફળ, અને કમળ એ ચિહ્નો રહેલાં છે. ॥૧૨॥ કોમળ, અને મનોહર નવા ફુટેલા પલ્લવ સમાન શોભાયમાન ડાબા પગના તળામાં–અર્ધચંદ્ર, કળશ, ગોપદ, વ્યોમ, શોભાયમાન ત્રિકોણ, મચ્છય, અને ધનુષ, એ ચિહ્નો રહેલાં છે. ॥૧૩॥પૃથ્વી ઉપર કોઈ પણ માણસને, એ સ્વસ્તિકાદિક ચિહ્નો માંહેલું એક પણ ચિહ્ન સ્પષ્ટપણે જો રહેલું હોય, તો તે નરાધિપતિપણાને પામે છે, તો સર્વ ચિહ્ન ધારણ કરનાર ઈશ્વર કેમ ન હોય ? (માટે આ તમારા પુત્ર ઈશ્વર છે એમ અમને જણાય છે.) ॥૧૪॥ આ શ્રીહરિના લાલ, અને ગોળ ઉપડતા, અને ચંદ્રમા સરખા કાન્તિમાન નખવાળી આંગળીઓથી સુંદર જણાતા બે ચરણો, જોનાર માણસોનાં મનને નિશ્ચેજ આકર્ષણ કરતા હોયને શું ? એવા છે. ॥૧૫॥ આ તમારા પુત્રની બંને જંઘાઓ, બહુ લાંબી નહિ એવી, અને કોમળ, અને ગોળ રહેલી છે. અને બે ઢીંચણો સુંવાળા, અને માંસથી ભરેલા, સરખા અને સ્થૂળ છે; અને બે સાથળો, હાથીની સુંઢ વિગેરેની ઉપમા આપવા લાયક, ગોળ, અને સ્થૂળ રહેલા છે. ॥૧૬॥ આ તમારા પુત્ર, માંસથી ભરેલા પુષ્ટ કટિપ્રાન્તભાગ જેમના છે એવા, અને સિંહના સરખી કટિવાળા છે, આ તમારા પુત્રની નમતી ગોળ નાભિ સુંદર દેખાય છે, અને આ તમારા પુત્રનું ઉદર ઉપડતી ત્રિવલિના ચિન્હવાળું સુંદર મૃગના ઉદર જેવુંજ દેખાય છે. ॥૧૭॥ આ તમારા પુત્રના બંને સ્તન, સુંવાળા, પુષ્ટ, અને સુંદર દેખાય છે અગ્ર ભાગ જેમના એવા રહેલા છે, અને હૃદય માંસથી ભરેલું વિશાળ સરખું ઉપડતું અને દક્ષિણ આવર્તના રોમના [1] ચિહ્નની શોભાવાળું સુંદર દેખાય છે. ॥૧૮॥ આ શ્રીહરિના બંને બાહુઓ લાંબા,

૧–આનાથી શ્રીવત્સનું ચિહ્ન વર્ણન કરેલું છે, વિષ્ણુધર્મોત્તરમાં કહેલું છે–' रोम्णां यो दक्षिणावर्त्तः स श्रीवत्साभिधो हृदि ' હૃદયમાં રોમનું દક્ષિણ આવર્તનું ચિહ્ન જે હોય છે તે શ્રીવત્સ નામે કહેવાય છે. ॥ ॥

विततं समोन्नतम्। वर्ततेस्य हृदयं मनोहरं दक्षिणभ्रमणरोमराजितम् ॥१८॥ दीर्घपीवरदृढातिवलिष्टं वाहुयुग्ममपि सर्वमनोज्ञम्। भोगिभोगसदृशं करयुग्मं त्वायतं भवति चास्य समानम् ॥१९॥ ह्रस्वपर्वसमसंहृतदक्षाऽऽवर्त्ततुङ्गरुचिराः करशाखाः। शोणपाणितलके अतिरम्ये पश्य धर्म! तनयस्य सुरेखे ॥२०॥ छत्रचामरगजादिसुचिह्नं दृश्यते करतलेऽस्य च दक्षे। चक्रमप्रतिहतं च तदेतत्सूचयत्यपि हरेरवतारम् ॥२१॥ जत्रुणी तु भवतोऽस्य निगूढे मांसलं सुदृढमंसयुगञ्च। कम्बुकण्ठ उत वृत्तचिबुश्च श्रीनिधिर्भवति विम्वफलोष्ठः ॥२२॥ फुल्लशारदसरोजमुखश्रीर्वर्ततेऽस्य रसनाब्जदलाभा। कुन्दसम्मितसमद्विजराजिस्तुङ्गमांसलकपोलयुगञ्च ॥२३॥ नासिकास्य तिलपुष्पसमाग्रा शष्कुलीनिभसमायतकर्णौ। चारुपङ्कजदलोपमनेत्रे निर्भृते करुणया भवतश्च ॥२४॥ अर्धचन्द्रनिभतुङ्गविशालं सत्रिरेखमिदमस्य ललाटम्। वर्तते च धनुराकृतिरम्यं सूक्ष्मरोमभृकुटीयुगमेतत् ॥२५॥ स्निग्धसूक्ष्मकुटिलायतकेशाः सन्ति चास्य गजराजगतिश्च। मन्दहासविलसन्मुखपद्मं दृश्यतेऽखिलजनैर्हि सदैव ॥२६॥ प्रेम साहजिकमेव

---

પુષ્ટ, દૃઢ અને અતિબળવાળા, તેમજ મહાસર્પના દેહ સમાન આકૃતિવાળા, અને સર્વને મનોજ્ઞ લાગે એવા છે. અને બંને હાથ પણ દીર્ઘ અને સરખા શોભાયમાન છે. ॥૧૯॥ હે ધર્મ ! આ તમારા પુત્રની કરશાખાઓ–આંગળીઓ, ટુંકાં પર્વવાળી, સરખી, એક બીજાની સાથે મળેલી સરખી રીતે રહેલી છે, અને તે દક્ષિણ આવર્તવાળી, અને ઉપડતી, એવી સુંદર છે તે જુઓ ? ॥૨૦॥ આ તમારા પુત્રના જમણા હાથના તળામાં છત્ર, ચામર, અને હાથી, વિગેરે સારાં ચિહ્નો જોવામાં આવે છે, અને અખંડિત ચક્ર પણ દેખાય છે. માટે આ ચિહ્નો તો ભગવાનના અવતારપણાને સૂચવે છે. ॥૨૧॥ આ શ્રીહરિના જત્રુઓ માંસથી ઢંકાએલા છે, અને બંને ખભાઓ માંસલ, અને સુદૃઢ છે, તેમજ શંખના આકારે ત્રિરેખાવાળો કંઠ, ગોળ ચિબુક, અને પાકા બિંબફળ સરખા ઓષ્ટ, જેમના છે એવા છે, માટે આ શ્રીહરિ શોભાના ધામ રૂપ છે. ॥૨૨॥ આ શ્રીહરિ શરદ્‌ઋતુમાં ફુલેલા કમળના સરખી મુખની શોભાવાળા છે, આ શ્રીહરિની જીહ્વા કમળના પત્ર સરખી લાલ અને સુંવાળી છે, મોગરાની કળીઓ જેવા સરખા દાંતની પંક્તિની શોભાયુકત, અને ઉપડતા, અને માંસથી ભરેલા બંને કપોળ જેમના છે, એવા આ શ્રીહરિ છે. ॥૨૩॥ આ શ્રીહરિની નાસિકા તલના પુષ્પ સમાન અગ્રભાગવાળી છે, અને બંને કાન જલેબીને આકારે સરખા અને વિશાળ છે, અને કમળના પત્ર સરખાં સુંદર બંને નેત્રો કરૂણાથી ભરેલાં છે. ॥૨૪॥ આ શ્રીહરિનું લલાટ અર્ધચંદ્રને આકારે, અને ઉપડતું વિશાળ, અને ત્રણ રેખાઓની શોભાવાળું છે, અને બંને ભૃકુટી ધનુષને આકારે સૂક્ષ્મ રોમના ચિહ્નવાળી બહુજ મનોહર દેખાય છે. ॥૨૫॥ આ શ્રીહરિના કેશ, સુંવાળા, સૂક્ષ્મ, વાંકા, અને લાંબા રહેલા છે, આ શ્રીહરિની ગતિ–ચાલ્ય, ગજરાજના સરખી છે, અને આ શ્રીહરિનું મુખકમળ હમેશાં મંદહાસથી શોભાયમાન એવું સર્વ મનુષ્યોના જોવામાં આવે છે. ॥૨૬॥ હે ધર્મદેવ ! આ તમારા પુત્ર ઉપર મનુષ્યોને એકદમ સ્વાભાવિક જેવો પ્રેમ થાય છે,

जनानां जायतेऽत्र सहसा भुवि यद्वत् । तादृशं न सुतदारधनेषु स्वे वपुष्यपि कदाचन धर्म ! ॥२७॥ ईदृशैरनुपमैरिह दृष्टैः सन्महापुरुषलक्षणवृन्दैः। त्वत्सुतेऽन्यनरतुल्यमतिर्नो नास्ति किन्तु भवतीश्वरबुद्धिः ॥२८॥ भाषणं मधुरकोमलमस्य प्राणिनां हरति मानसमाशु । अन्यतो गमनमस्य समीपात्प्रीतये न भवति क्वचनापि ॥२९॥ अत्र सत्यपि च कोपकारणे लेशमात्रमपि न क्रुधो वयम् । साहचर्यनिरता विचक्ष्महे निर्जितेन्द्रियमहामुनाविव ॥३०॥ लोभमोहमदमत्सरलेशः क्वाप्यदृष्टचर एव सुतेऽस्मिन् । दम्भमानकुटिलत्वलवोऽपि प्रेक्षितः क्वचन नैव हि कैश्चित् ॥३१॥ नानृतं तु वचसि क्वचिदस्य श्रूयते शिशुकनर्मणि वापि । सर्वदा प्रियहितावहसत्यां वाचमुद्गिरत एव मनोज्ञाम् ॥३२॥ ते वदन्त्वमृतमस्ति हि नाके नागलोक उत वापि विधौ वा । यैर्न पीतमिह हि श्रुतिकंसैरेकदापि वचनामृतमस्य ॥३३॥ एतदीयहृदयस्य मृदुत्वं सद्य एव दयया

---

તેવો પ્રેમ તો આ પૃથ્વી ઉપર પોતાના પુત્ર, સ્ત્રી, અને ધનને વિષે, તેમજ પોતાના દેહ ઉપર પણ ક્યારેય થતો નથી. ॥૨૭॥ હે ધર્મ ! આ પ્રમાણેનાં તમારા પુત્રમાં જોયેલાં, અને અનુપમ એવાં સત્યભૂત મહાપુરૂષનાં લક્ષણોના સમૂહોથી, અમને તમારા પુત્રને વિષે બીજા મનુષ્યોને તુલ્યપણાની બુદ્ધિ થતી નથી, પરંતુ ઇશ્વરબુદ્ધિજ થાય છે. ॥૨૮॥ આ તમારા પુત્રનું મધુર, અને કોમળ એવું ભાષણ—બોલવું, પ્રાણિઓનાં મનને એકદમ હરે છે—આકર્ષણ કરે છે, અને આ શ્રીહરિની પાસેથી ખસીને બીજા સ્થળમાં જવાનું પણ ક્યારેય સારૂં લાગતું નથી. ॥૨૯॥ આ તમારા પુત્રની સાથે રહેવામાં પ્રીતિવાળા એવા અમોને, સર્વથા જીતેદ્રિય એવા કોઇ મહામુનિને વિષેજ જેમ, એમ આ તમારા પુત્ર ઉપર, ક્રોધ થવાનું કારણ હોવા છતાં પણ ક્રોધનો લેશમાત્ર પણ જોવામાં આવતો નથી. ॥૩૦॥ આ તમારા પુત્રને વિષે લોભ, મોહ, મદ, અને મચ્છરનો લેશમાત્ર પણ જોવામાં આવતો નથી, તેમજ દંભ, માન, અને કુટિલપણાનો લેશ પણ કોઇએ ક્યારેય જોયો નથીજ. ॥૩૧॥ નિરંતર પ્રિય, હિતકારી, અને સત્ય એવી મનોહર વાણી બોલનારા આ તમારા પુત્રના, બાળભાવથી બોલાતા પરિહાસ વચનમાં પણ ક્યારેય અસત્ય ભાષણતો અમારા સાંભળવામાં આવતુંજ નથી. ॥૩૨॥ હે ધર્મદેવ ! જે જનોએ આ તમારા પુત્રના વચન રૂપ અમૃતને, એકવાર પણ કાનરૂપી પડીઆઓથી પાન કર્યું નથી, તે જનો અમૃત સ્વર્ગમાં છે, અથવા નાગલોકમાં છે, અથવા ચંદ્રમાને વિષે છે, એમ ભલે કહો[1] ॥૩૩॥ હે ધર્મ ! દયાથી તત્કાળ દ્રવભાવને પામતા આ શ્રીહરિના હૃદયના

---

૧—આ શ્રીહરિનું વચનરૂપ અમૃત સાંભળવામાં આવે તો તો તેઓને સ્વર્ગ વિગેરેમાં અમૃત છે, એવો સંકલ્પ પણ ઉદય ન પામે, તે વાત અભિયુક્તજનોએ કહેલી છે—" अब्धौ विधौ वधुमुखे फणिनां निवासे स्वर्गे सुधा वसति वै विबुधा वदन्ति । क्षारः क्षयः पतिमृतिर्गरलं निपातः कण्ठे सुधा वसति वै भगवज्जनानाम् " ॥ કેટલાકડાહ્યા માણસો એમ કહે છે કે—સુધા—અમૃત, સમુદ્રમાં, ચંદ્રમામાં, સ્ત્રીઓના મુખમાં, નાગલોકમાં, અને સ્વર્ગલોકમાં રહે છે, પરંતુ ક્ષાર ક્ષય, પતિમરણ, ઝેર, અને પતન, એમ દરેકમાં અનુક્રમે એક એક દોષ રહેલો હોવાથી, ત્યાં અમૃત નથી, પણ ખરી રીતે તો પ્રભુના ભક્તજનો સત્પુરૂષોના કંઠમાંજ સુધા વસે છે. ॥

द्रवतो वै। सर्षपकुसुमं ह्युपमातुं मोज्झ्यते खरतया प्रतिभातम् ॥३४॥ भाषणञ्च चलनं निषदनं स्थानमस्य हसनञ्च वीक्षितम्। दृश्यते सविनयं तु शिक्षितं भूरिचित्रदमहो महात्मनाम् ॥३५॥ स्त्रैणदाम्भिकविधर्मिनराणां सङ्गमेष कुरुते न कदाचित्। कृष्णभक्तिनिजधर्मरतानां सङ्गमुज्झति न हि क्वचनापि ॥३६॥ बालरूपिण उदारता हरेरस्य तु क्षितिभृतोऽपि दुर्लभा। वीक्ष्य पात्रमथवात्र दुर्बलं यत्स्वमप्ययमहो प्रदित्सति ॥३७॥ स्थैर्यमस्य निजधर्मपालने पर्वतेन महतोपमीयते। काल आपद उतास्य धाम्ना व्येति नैव शिबिजापतेरिव ॥ ३८ ॥ सर्वदैव निरहङ्कृतिरेष स्वे वपुष्युत तदीयपदार्थे। क्वापि नाचरति किञ्च ममत्वं स्वस्वरूपदृढसंस्थितिरस्ति ॥ ३९ ॥ आगसां तु सहने नृकृतानामेष भूमिरिव भाति सहिष्णुः। दुष्टकर्कशवचोऽविकृतोऽसावम्भसां निधिरिवास्ति गभीरः ॥ ४० ॥ भूरिविश्वसितवैदिकवाणीर्वाकरादिचपलत्वविहीनः। सर्वदा शुचितरान्तरबाह्यस्तुष्टिमाननितरामिव सिद्धः ॥ ४१ ॥

કોમળપણાને ઉપમા[1] આપવાને માટે તો, સરસવનું પુષ્પ પણ કઠોર જણાવાથી છોડી દેવું પડે છે. ॥૩૪॥ આ શ્રીહરિનું બોલવું, ચાલવું, બેસવું, ઉભુ રહેવું, હસવું, અને જોવું, એ સઘળું વિનયે યુક્ત હોવાથી, પોતાના ગુરૂએ શીખવાડયા પ્રમાણે છે, માટે તે મોટા મોટા મહાત્માઓને પણ બહુજ આશ્ચર્ય પમાડે તેવું દેખાય છે. ॥૩૫॥ આ શ્રીહરિ, સ્ત્રૈણ-સ્ત્રીઓમાં આસક્તજનો, દાંભિક, અને અધર્મિ માણસોનો સંગ કયારેય કરતા નથી, અને શ્રીકૃષ્ણની ભક્તિ, અને સ્વધર્મ, તેમાં પ્રીતિવાળા સત્પુરૂષોનો સંગ કયારેય તજતા નથી. ॥૩૬॥ બાળસ્વરૂપ એવા તમારા પુત્ર આ શ્રીહરિની ઉદારતા તો મોટા રાજાઓને પણ દુર્લભ છે, કેમકે આ શ્રીહરિ અહો? અમને તો આશ્ચર્ય થાય છે કે-પાત્ર હોય, અથવા કોઇ પણ દુર્બળ-અપાત્ર માણસ હોય, તો પણ તેને દારિદ્ર ટાળી નાખે તેટલું બધું દ્રવ્ય આપવા ઇચ્છે છે. ॥૩૭॥ આ શ્રીહરિની પોતાના ધર્મ પાળવામાં સ્થિરતા તો મોટા પર્વતની સાથે સરખાવા જેવી-અચળ છે. તેમજ આ શ્રીહરિની ધીરતા શિબિરાજાની પેઠે આપત્કાળમાં પણ નાશ પામતી નથી. ॥૩૮॥ આ શ્રીહરિ પોતાના શરીરમાં નિરંતર અભિમાને રહિત વર્તે છે. તેમજ દેહ સંબંધી પદાર્થોમાં પણ કયારેય મમત્વ રાખતા નથી. આ પ્રમાણે સ્વસ્વરૂપમાં-આત્મસ્વરૂપમાં, દ્રઢ સ્થિતિવાળા છે. ॥૩૯॥ આ તમારા પુત્ર અજ્ઞાની માણસોના અપરાધ સહન કરવામાં, પૃથ્વીની માફક સહન કરવાના સ્વભાવવાળા જણાય છે, અને દુર્જનોના કઠોર શબ્દોથી કોઇ પ્રકારે વિકાર-ક્રોધાદિક, તેને નહિ પામનારા આ તમારા પુત્ર સમુદ્ર જેવા ગંભીર સ્વભાવના છે. ॥૪૦॥ વૈદિક વાણીમાં અતિ વિશ્વાસ પામેલા, અને હાથ પગ વિગેરે

૧-આ શ્લોકમાં રહેલો 'વૈ' શબ્દ, કમળ અને નવનીતની ઉપમાનો પણ નિષેધ કરે છે, તે વાત અભિયુક્તજનોએ કહેલી છેઃ-"सज्जनस्य हृदयं नवनीतं यद्वदन्ति विबुधास्तदलीकम्। अन्यदुःखलवदर्शनमात्रात्सज्जनो द्रवति नो नवनीतम्" ॥ ડાહ્યા માણસો સજ્જનના હૃદયને નવનીતની ઉપમા આપે છે તે ખોટી છે. કેમકે બીજાઓના દુઃખનો લેશમાત્ર પણ જોવા માત્રથીજ સજ્જનનું હૃદય દ્રવી જાય છે, પણ નવનીત દ્રવતું નથી, માટે સત્પુરૂષોના હૃદયને નવનીતની ઉપમા કેમ અપાય? ન જ અપાય ॥

क्वापि मानमनभीप्सुरात्मनो मानदोऽखिलनृणां यथोचितम् । नैष्ठिकव्रतिवदेष सर्वदा, स्त्रीक्षणाद्यरुचिरेव वीक्ष्यते ॥४२॥ योगिराडिव जितेन्द्रियचित्तः सर्वदैव हि तपोऽतिरुचिश्च । सारवाम्बुनि दृढस्थितिरेष प्रातरेव शिशिरेऽपि वीक्ष्यते ॥४३॥ ग्राम्यगीत-नटनर्तकमल्लक्षोणिभृद्विपुलसैन्यसुवाद्यम् । स्वान्तिके भवदपि क्षणमात्रं नैव सादरमवेक्षत एषः ॥४४॥ कृष्णकीर्तनकथागुणवार्ताः सादरं बहु शृणोत्यनुकालम् । कृष्णभक्तिमपि वीक्ष्य च चित्ते दैत्यराजतनयः स्मृतिमेति ॥४५॥ प्रश्नमस्य लघुमप्यपहर्तुं कोऽपि शास्त्रविदिह क्षमते किम् । धर्मबोधनपटुत्वमवेक्ष्य प्राप्नुवन्ति भृशविस्मयमार्याः ॥४६॥ आपदां प्रशमनेऽतिसमर्थः स्वेक्षणादिभिरसौ सहसैव । दुःखमात्रमितएति निवृत्तिं भास्करादिव तमः सुखमूर्तेः ॥४७॥ सर्वसम्पदभिपूर्णगृहेऽसौ संवसन्नपि महाविषयेषु । सर्वथा सततमेव विरक्त्या बादरायणिसमत्वमुपैति ॥४८॥ धर्मराज इव

ઇન્દ્રિઓના ચપળતાએ રહિત અને નિરંતર બાહ્ય, અને આભ્યંતર બન્ને પ્રકારથી અતિ શુદ્ધપણે વર્તનારા આ તમારા પુત્ર મોટા સિદ્ધપુરૂષની માફક અતિશેજ સંતોષી જણાય છે ॥૪૧॥ હે ધર્મદેવ ! આ તમારા પુત્ર કયારેય પણ પોતાના તરફ માનને નહિ ઇચ્છતા થકા, બીજાઓને યથોચિત માન આપતા જોવામાં આવે છે, અને નૈષ્ઠિકવ્રતવાળા પુરૂષોની પેઠે નિરંતર સ્ત્રીઓ તરફ જોવા આદિકમાં અરૂચિવાળાજ અમારા જોવામાં આવે છે. ॥૪૨॥ યોગિરાજની પેઠે ઇન્દ્રિઓ અને અંતઃકરણને વશ કરનારા, અને તેથીજ નિરંતર તપ કરવામાં અતિરૂચિવાળા આ તમારા પુત્ર શિશિરઋતુમાં પણ પ્રાતઃકાળમાં હંમેશાં સરયૂનદીના જળમાં દ્રઢપણે ઉભા રહેલા અમારા જોવામાં આવે છે. ॥૪૩॥ આ તમારા પુત્ર ગ્રામ્ય ગીત, નટ નર્તક વિગેરેનું નાચવું, કુદવું, મલ્લોની કસરત, રાજાઓનાં મોટાં સૈન્યો જતાં હોય અને સુંદર વાજીંત્રો વાજતાં હોય, એ વિગેરે પોતાની પાસેજ થતું હોય તો પણ તેને એક ક્ષણમાત્ર પણ કયારેય આદરપૂર્વક જોતા નથી. ॥૪૪॥ અને શ્રીકૃષ્ણનાં કીર્તનો, કથાઓ અને ગુણોની વાર્તાઓને વખતો વખત આદરપૂર્વક બહુ સાંભળે છે. અને આ તમારા પુત્રની શ્રીકૃષ્ણને વિષે ભક્તિ જોઇને અમારા મનમાં દૈત્યરાજ હિરણ્યકશિપુના પુત્ર **પ્રહ્લાદજી** સાંભરી[1] આવે છે. ॥૪૫॥ આ શ્રીહરિએ પૂછેલા અલ્પ પ્રશ્નનો પણ ઉત્તર આપવા આ લોકમાં કોઇપણ શાસ્ત્રવેત્તા સમર્થ થાય છે શું ? નથીજ થતા. અને આ શ્રીહરિની ધર્મનું રહસ્ય સમજાવવાની નિપુણતા જોઇને આર્યજનો— ધર્મનું તત્વ જાણનારાઓ, અત્યંત આશ્ચર્ય પામે છે. ॥૪૬॥ આ શ્રીહરિ પોતાના દર્શનાદિકે કરીને આશ્રિતજનોની આપદાઓને એકદમ નાશ કરવામાં અતિસમર્થ જણાય છે. અને સૂર્યની પાસેથી અંધકાર જેમ નાશી જાય છે, તેમજ સુખમૂર્તિ એવા આ શ્રીહરિની પાસેથી દુઃખમાત્ર નિવૃત્તિ પામી જાય છે. ॥૪૭॥ આ શ્રીહરિ સર્વસંપત્તિઓથી ભરેલા પોતાના ઘરમાં નિવાસ કરીને રહેલા છે, તો પણ શબ્દાદિક

[1] બાળસ્વરૂપ શ્રીહરિની શ્રીકૃષ્ણને વિષે સ્મરણભક્તિ જોઇને આ પ્રહ્લાદજી પોતે હશે કે શું ? એમ દરેકને લાગતું હતું. ॥

पातकभीरूरन्तिदेव इव चातिदयालुः। बुद्धिमान् जनकराज इवासा त्यागवानपि गिरीश इवास्ति ॥४९॥ दोषवर्जनगुणग्रहणादौ दृश्यतेऽयमिव दत्तमुनीन्द्रः। बालकोऽपि सनकादिसमानज्ञानवानिति हि नः प्रतिभाति ॥५०॥ बालकग्रहगणः शिशुकेऽस्मिन् ग्रासमानसिकपापत एव। उच्चचाट सहसातिविदूरे प्राप तन्मृतिसमोत्थितपीडः ॥५१॥ आसुरव्रजगुरुः स च कालीदत्त एनमशनाय जिघृक्षुः। स्वैनसाऽऽम्रवनविभ्रमणो द्राग्वृक्षपातनिहतो मृतिमापत् ॥५२॥ तेजसां निधिरिवैवमधृष्यः केनचित्क्व च महाबलिनापि। प्रेतभूतपिशिताशिन एतन्नाम्न एव सहसैव वियन्ति ॥५३॥ यश्च कश्चन समीक्षत एनं स्नेहपूर्वमनिमेषदृशैव। योगिदुर्लभमसौ तु समाधिं सद्य एव लभते कृपयाऽस्य ॥५४॥ कञ्चनाथ यमसावपि दृष्ट्या वीक्षते सदयया क्षणमात्रम्। सोऽपि तत्क्षणमवाप्तसमाधिर्जायते सकलयोगिजनेड्यः ॥५५॥ ईदृशैः खलु महामुनिगीतैरीश्वरत्वगमकैः सकलैश्च। सद्गुणैरपि च दैहिकचिह्नैरेष एव भुवि लक्षित एकः ॥५६॥ जुष्ट ईदृशगुणैः सह चिह्नैर्नेश्वरो यदि भवेद्भुवि तर्हि। कीदृशः स निगमागम-

પંચ મહાવિષયોમાં અખંડિતપણે સર્વથા વૈરાગ્ય હોવાથી, બાદરાયણમુનિના પુત્ર સાક્ષાત્ શુકદેવજી જેવા જણાય છે. ॥૪૮॥ આ શ્રીહરિ ધર્મરાજાની પેઠેજ પાપ થકી ભય પામનારા છે, રંતિદેવ રાજા જેવા અતિ દયાળુ છે, જનક રાજા જેવા બુદ્ધિમાન છે અને શંકરના જેવા ત્યાગવાન છે. ॥૪૯॥ આ શ્રીહરિ દોષનો ત્યાગ કરવામાં અને ગુણ ગ્રહણ કરવામાં દત્તાત્રેયમુનિ જેવા છે. અને બાળઅવસ્થાવાળા છે તો પણ સનકાદિકને તુલ્ય જ્ઞાનવાન છે એમ અમને જણાય છે. ॥૫૦॥ કોટરાઆદિક બાળગ્રહનો સમૂહ, બાળભાવે યુક્ત આ શ્રીહરિને વિષે, એમને ગળી જવાના સંકલ્પરૂપ માનસિકપાપે કરીને એકદમ અતિ દૂર નાશી જઈને મરણ તુલ્ય પીડા પામીને પૃથ્વી ઉપર ઢળી પડયો હતો. ॥૫૧॥ અસુરગણોનો ગુરૂ એવો કાળીદત્ત નામે અસુર એ શ્રીહરિને ખાઈ જવાને માટે ઇચ્છા કરવા રૂપ તેના પોતાના પાપથીજ આંબાવાડીઆમાં ભ્રમણ કરતો થકો આંબાનું વૃક્ષ પડવાથી હણાઈને મરણ પામી ગયો હતો. ॥૫૨॥ આ પ્રમાણે મહાબળવાન એવા કોઈથી કયારેય પણ, મોટા તેજના સમૂહની માફક પરાભવ ન પમાડી શકાય એવા છે અને પ્રેતભૂત વિગેરે માંસાહારી પ્રાણિઓ પણ, આ શ્રીહરિનું નામ લેવા માત્રથીજ તત્કાળ અતિ દૂર નાશી જાય છે. ॥૫૩॥ જે કોઈ માણસ આ શ્રીહરિને સ્નેહપૂર્વક સ્થિર દ્રષ્ટિથી જુએ છે, તે માણસ મોટા યોગિપુરૂષોને પણ દુર્લભ એવા સમાધિને તો આ શ્રીહરિની કૃપાથી તુરતજ પામે છે. ॥૫૪॥ તેમજ આ શ્રીહરિ જે કોઈ માણસના સામું દયાયુક્ત દ્રષ્ટિથી એક ક્ષણ માત્ર જુએ છે, તો તે માણસ પણ તેજ ક્ષણમાં સમાધિ પામવાથી મોટા યોગિજનોએ વખાણવા યોગ્ય થાય છે. ॥૫૫॥ હે ધર્મદેવ! મહામુનિજનોએ ઇશ્વરતત્ત્વને જાણવા માટે વર્ણન કરેલા, આવા પરમેશ્વરપણાને સૂચવનારા સમગ્ર સદ્ગુણોથી યુક્ત, અને ઉર્ધ્વરેખા વિગેરે શરીરનાં ચિહ્નોએ યુક્ત આ પૃથ્વી ઉપર આ તમારા પુત્ર એકજ અમોએ જોયેલા છે. ॥૫૬॥ હે ધર્મદેવ! આવા સદ્ગુણો

वेद्यः सम्भवेदिति विचारय चित्ते ॥५७॥ प्रेम्ण आस्पदमिह ध्रुवमात्मा सर्वथाऽखिलनृणामिति दृष्टम् । तत्तु साम्प्रतमिहैव हि दृष्ट्वा ज्ञायते स्वयमयं सकलात्मा ॥ ५८ ॥ अस्मदीयहृदि तद्द्वयमेव ब्रह्मधामसमधिष्ठितकृष्णः । स्वेच्छया धृतनराकृतिरत्रेत्यस्ति निश्चय इति त्वमवेहि ॥५९॥ श्रुत्वा सुवृद्धपुरवासिवचोऽतिहृष्टस्तानाह निष्कपटमेव स धर्मदेवः । सत्यं भवद्भिरुदितं हृदये यथावत्सञ्चिन्तयाम्यहमपि ध्रुवमेवमेव ॥६०॥ वृन्दावने सविधिविष्णुमखेन कृष्ण आराधितः खलु मया सह भार्ययैव । तुष्टस्ततो वरमदाद्वरदेश्वरो मे पुत्रोऽहमेव भवितास्मि तवेति साक्षात् ॥६१॥ तद्विस्मृतं खलु ममास्य हि माययैव युष्मद्वचःश्रवणतोऽद्य तु संस्मृतञ्च । श्रीराधिकारमण एव हरिः स्वयं वै नास्त्यत्र कोऽपि खलु संशय इत्यवैत ॥६२॥ श्रुत्वेति धर्मवचनं मुदितास्तु पौरास्तं स्नेहनिर्भृतदृशैव निभालयन्तः । तं ब्रह्मधामनिलयं मुरलीनिनादं कुर्वन्तमर्कमहसं सहसा व्यपश्यन् ॥६३॥ राधादिशक्ति-

અને શરીરનાં ચિહ્નોએ યુક્ત જો પૃથ્વી ઉપર ઇશ્વર ન હોય તો પછી, વેદશાસ્ત્રોથી જાણવા યોગ્ય પરમાત્મા કેવી રીતના હોઇ શકે ? એમ તમે તમારા ચિત્તમાં વિચારો. ॥૫૭॥ હે ધર્મદેવ ! આ લોકમાં સર્વમનુષ્યોને સર્વપ્રકારે પ્રેમનું સ્થાન નિશ્ચે સ્વયં [1]પરમાત્માજ છે. એમ અમોએ શાસ્ત્રમાં જોયેલું છે, તે પ્રેમનું આસ્પદ હાલકાળમાં આ તમારા પુત્રજ છે એમ જોઇને, આ તમારા પુત્ર શ્રીહરિજ સકળ આત્મ ના આત્મા પોતેજ છે એમ અમો જાણીએ છીએ. ॥૫૮॥ માટે અમારા હૃદયમાં તો આ તમારા પુત્ર બ્રહ્મધામમાં રહેલા, અનાદિસિદ્ધ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ તમારે ઘેર સ્વેચ્છાથી નરાકૃતિ ધારણ કરીને રહેલા છે, એમ અમારો નિશ્ચય છે એમ તમે જાણો. ॥૫૯॥ આ પ્રમાણે અતિ ઉત્તમ વિદ્વાનોનાં તેમજ પુરવાસિવૃદ્ધજનોનાં વચન સાંભળીને, અતિ હર્ષ પામેલા તે ધર્મદેવ નિષ્કપટભાવથી તેમના પ્રત્યે કહેવા લાગ્યા– હે પંડિતો ! તમો યથાર્થજ–સત્ય કહો છો અને હું પણ મારા મનમાં તમારી પેઠેજ નિશ્ચે એ વાત વિચાર્યા કરૂં છું. ॥૬૦॥ હે બુધજનો ! મારી ભાર્યા ભક્તિદેવીએ સહિત મેં વૃંદાવનમાં જઇને વિધિપૂર્વક વિષ્ણુયાગથી શ્રીકૃષ્ણની આરાધના કરી હતી, તે મારી આરાધનાથી પ્રસન્ન થયેલા, વરને આપનારાઓમાં સર્વશ્રેષ્ઠ તે શ્રીકૃષ્ણપરમાત્માએ 'હું પોતેજ તમારો પુત્ર થઇશ' એવો વર આપ્યો હતો. ॥૬૧॥ તે વાતા મને આ ભગવાનની માયાથી વિસ્મરણજ થઇ હતી, પરંતુ તમારાં વચન શ્રવણ કરવાથી હમણાં તો તે વાત મને યાદ આવી છે, કે–આ મારા પુત્ર શ્રીહરિ સ્વયં **શ્રીરાધારમણ** પોતેજ છે, એમ તમે જાણો એમાં કોઇ પણ જાતનો સંશય નથી. ॥૬૨॥ પુરવાસિજનોએ આ પ્રકારનાં ધર્મદેવનાં વચન સાંભળીને, તે શ્રીહરિને સ્નેહભરી દ્રષ્ટિથી જોતાં જોતાં એકદમ તે શ્રીહરિનેજ બ્રહ્મધામમાં વિરાજમાન, કોટિ કોટિ સૂર્ય સરખા મહાતેજોમય મૂર્તિ, મુરલીને વજાડતા, એવા દીઠા. ॥૬૩॥ આ પ્રમાણે સમાધિ પામેલા તે પુરવાસિ-

૧ આ અર્થ 'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति' એ શ્રુતિમાં સ્પષ્ટપણે વિસ્તારથી કહેલો છે. તેમજ ભાગવત દશમસ્કંધના ૧૪ મા અધ્યાયમાં શુકદેવજીએ પરિક્ષિત્ રાજાને સમજાવેલો છે.

परिवारनिरीक्षितं ते स्वैश्वर्यसेवितपदं रमणीयमूर्तिम् । दिव्यांशुकाभरणभूषितमीश्वरं तं नत्वाऽऽशु दर्शनसुखं च मुहूर्त्तमापुः ॥६४॥ सर्वेऽपि ते प्रभुमवेक्ष्य मुदं प्रपन्नाः सद्यस्तमेव ददृशुश्च यथा पुरैव । साश्चर्यमेव तमथो विनयेन नत्वा बद्धाऽञ्जली तदवलोकपरा अभूवन् ॥६५॥ ततश्चिकीर्षोर्नरनाट्यमत्र तस्यैच्छया पौरजनेषु धर्मे। तद्रूपविज्ञानमभूत्तिरो वै पौरास्ततः स्वानि गृहाणि जग्मुः ॥६६॥

अब्धिगीतपरलक्षणलक्ष्यः सर्वथा प्रियतमोऽखिलनृणाम् ।
चित्रकृद्रुचिरबालचरित्रः प्रीतिमान् भवतु मे हरिकृष्णः ॥६७॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदाय-
सकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये
श्रीहरिबाललीलानिरूपणनामा षष्ठ उल्लासः ॥ ६ ॥

---

જનો, રાધાદિકશક્તિઓ વિગેરે પરિવાર તેમણે સ્નેહભાવથી જોયેલા અને અણિમાદિક સિદ્ધિઓએ સેવ્યાં છે ચરણકમળ જેમનાં એવા, દિવ્યવસ્ત્રોથી અને આભૂષણોથી શોભાયમાન, બ્રહ્માદિક દેવોના પ્રેરક અને અતિરમણીયમૂર્તિ, એવા તે શ્રીકૃષ્ણવાસુદેવને જોતાની સાથેજ નમસ્કાર કરીને બે ઘડી સુધી તે અલૌકિકમૂર્તિનાં દર્શનસુખને પામ્યા હતા. ॥૬૪॥ સમાધિ પામેલા તે સર્વજનો બ્રહ્મધામમાં વિરાજમાન તે પ્રભુનાં દર્શન કરીને આનંદ પામ્યા એવા સતા તુરતજ તે શ્રીહરિને પ્રથમની પેઠે દેખવા લાગ્યા, પછી આશ્ચર્યપૂર્વક તે બાળસ્વરૂપ શ્રીહરિને વિનયથી નમસ્કાર કરીને બે હાથ જોડીને તે શ્રીહરિને જોવામાંજ તત્પર થઇને ત્યાં ઉભા રહ્યા ॥૬૫॥ તે પછી આ લોકમાં નરનાટયને, કરવા ઇચ્છતા એવા તે શ્રીહરિની ઇચ્છાથી તે પુરવાસિજનોને, અને ધર્મદેવને, તે શ્રીહરિના દિવ્યસ્વરૂપનું જ્ઞાન વિસ્મૃત થઇ ગયું, અને પછી તે પુરજનો સૌ પોતપોતાને ઘેર ગયા. ॥૬૬॥

સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સર્વશ્રેષ્ઠ લક્ષણોથી પરમેશ્વરપણાનો નિશ્ચય કરવા યોગ્ય મૂર્તિ જેમની છે અને સર્વમનુષ્યોને સર્વપ્રકારે અતિશેજ પ્રેમાસ્પદ લાગતા, આશ્ચર્યકારી અતિરૂચિર બાળચરિત્રો કરનારા, એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રીતિમાન થાઓ. ॥૬૭॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય
અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત
શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિનાં બાળચરિત્ર કહ્યાં
એ નામે છઠ્ઠો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૬॥

यद्भीत्या वाति वातः प्रतपति तपनो जाग्रतीन्द्रादयोऽपि
स्वस्मिंस्तस्मिन्नधीशे भयमसुरगणाच्छङ्कमानेन पित्रा ।



नीतोऽयोध्यां स बाल्ये पुरजनमखिलं स्वीयदिव्यस्वरूपे
लीनस्वान्तं व्यतानीत् प्रणयपरवशो मानसे नश्चकास्तु ॥

અયોધ્યામાં માતા–પિતાને સુખ આપતા શ્રીહરિની બાળલીલા.

# उल्लासार्थसङ्ग्रहः

कलिबलसमुद्भूतं भारं भुवोऽपहरन् हि यो
धृतनरतनुर्बालाचस्थोऽप्यमानुषचेष्टितः ॥
द्विजसमुचितं ब्राह्मं जन्माप्यवाप्य पितुर्निजात्
व्यपनयदरिध्वान्तं दीप्त्या स मेऽस्तु हरिर्गतिः ॥७॥

નરતનુ ધારણ કરીને, બાળઅવસ્થામાં પણ અમાનુષ-દિવ્યચરિત્રો કરનારા જે ભગવાને કળિબળથી વૃદ્ધિ પામેલો પૃથ્વીનો ભાર નાશ કર્યો હતો, અને દ્વિજને સમુચિત એવા બ્રાહ્મજન્મને-દ્વિજત્વને સંપન્ન કરનાર યજ્ઞોપવીતદીક્ષાને, પોતાના પિતા ધર્મદેવ થકી પામીને, પોતાના અલૌકિક સામર્થ્યથી અસુરસમૂહરૂપ અંધકારને જેમણે ટાળી નાખ્યો હતો એવા તે શ્રીહરિ મારી ગતિ-યોગક્ષેમના વાહક-સંપાદન કરનારા થાઓ. ॥૭॥

---

# सप्तम उल्लासः

धर्मः पुत्रधिया कृष्णं लालयन् सह भार्यया । उवास तत्र नगरे सर्वबाधाविवर्जितः ॥१॥ स्नेहातिरेकविवशः पुत्रस्यैवानुवर्तनम् । कुर्वंस्ततोऽन्यत्कार्यं स चेतसा नानुसन्दधे ॥२॥ अनुकालं सुतस्यैव कुर्वन्ती परिशीलनम् । भक्तिश्च गृहकार्याणि व्यग्रेवाचरति स्म सा ॥३॥ हरिश्च पितरौ नित्यं रञ्जयन्बाललीलया । कालेनाल्पेन सर्वाणि वेदाङ्गान्यध्यगात्पितुः ॥४॥ तत्सहाध्यायिबालास्तु वेदाङ्गं सर्वं आदिमम् । पठन्त आसन् सर्वाणि त्वेक एवाध्यगीष्ट सः ॥५॥ एकान्तभक्त्या श्रीकृष्णे स्वधर्मे चातिनिष्ठया । ज्ञानवैराग्यादिगुणैर्धर्मोऽभूत्पुरि विश्रुतः ॥६॥ शास्त्रोदितानि सर्वाणि सद्गुरोर्लक्षणानि च । तस्मिन्नशेषतो दृष्ट्वा शिश्रियुस्तं मुमुक्षवः ॥७॥ सोऽपि तेषां परिचयात्कृष्णदीक्षाधिकारिताम् । निश्चित्य दीक्षयामास गुरूक्तविधिनैव तान् ॥८॥ विमुक्ताखिलदोषास्त औद्धवे वर्त्मनि स्थिताः । सर्वसद्गुणसम्पन्ना आसंल्लोकविलक्षणाः ॥ ९ ॥ कृष्णैकान्तिकभक्तांस्तान्स्वधर्मदृढसंस्थितान् । निर्दोषान् गुणसम्पन्नान्प्रशशंसुः सुबुद्धयः ॥ १० ॥ कार्ष्णीं दीक्षामभीप्सन्त्यो योषितोऽथ मुमुक्षवः । शाशास्तामुपेत्यैव प्रार्थयन्त्योऽवतस्थिरे ॥११॥ ता दृष्ट्वा धर्मदेवस्तु

देशाकालगुणान् विद्न् । क्षणं विचारयामास कृष्णेन प्रेरितोऽन्तरे ॥१२॥ उपादिशेयं श्रीकृष्णमन्त्रं स्त्रीभ्योऽहमद्य चेत् । तत्र कृष्णप्रतापान्मे नास्ति काऽपि क्षतिः किल ॥१३॥ तथाऽपि स्त्रीप्रसङ्गोऽयं गुरोर्नैव हितावहः । वर्ततेऽद्य कलिर्घोरो यदधर्मबलैधितः

## ઉલ્લાસ ૭ મો.

ધર્મદેવ પોતાની ભાર્યા ભક્તિદેવીએ સહિત કૃષ્ણપરમાત્માને પુત્રબુદ્ધિથી લાલન કરતા થકા, તે અયોધ્યાપુરીમાં સર્વપ્રકારની પીડાથી રહિત થઇને સુખેથી નિવાસ કરી રહ્યા હતા. ॥૧॥ ધર્મદેવ પુત્ર ઉપર અતિસ્નેહને લીધે પરવશ થઇ જઇને પુત્રનીજ અનુવૃત્તિ સાચવતા હોવાથી, તે સિવાયનું બીજું કોઇપણ કામકાજ પોતાના મનથી યાદ લાવતા નહોતા. ॥૨॥ વખતો વખત પુત્રનીજ પરિચર્યા કરતાં ભક્તિદેવી પણ વ્યાકુળ જેવાંજ થઇને ઘરનું કામકાજ કરતાં હતાં. ॥૩॥ અને શ્રીહરિએ પણ પોતાની બાળલીલાથી પોતાનાં માતાપિતાને નિરંતર રંજન કરતા થકા, પોતાના પિતા ધર્મદેવ થકી અલ્પ સમયમાંજ શિક્ષા વિગેરે વેદનાં સર્વ અંગોને ભણી લીધાં હતાં. ॥૪॥ અને શ્રીહરિની સાથે ભણનારા બીજા બધાય બાળકો તો વેદનું પહેલું અંગ-શિક્ષા તેને એકનેજ ભણતાં, એકલા શ્રીહરિ તો વેદનાં સર્વ અંગોને ભણી ગયા. ॥૫॥ (હવે ધર્મદેવનું વૃત્તાન્ત કહે છે) ધર્મદેવ શ્રીકૃષ્ણવાસુદેવને વિષે એકાંતિકી ભક્તિ, અને સ્વધર્મને વિષે અતિ દ્રઢ નિષ્ઠા, અને જ્ઞાનવૈરાગ્યાદિક સર્વસદ્ગુણોથી તે અયોધ્યાપુરીમાં અતિશેજ પ્રસિદ્ધ-કીર્તિવાળા થયા હતા. ॥૬॥ અને મુમુક્ષુજનોએ તે ધર્મદેવને વિષે શાસ્ત્રમાં કહેલાં સદ્ગુરૂનાં સર્વલક્ષણો સર્વપ્રકારે જોઇને તેમનો આશ્રય કર્યો. ॥૭॥ ધર્મદેવે પણ તે મુમુક્ષુઓનો પરિચય થવાથી, કૃષ્ણની દીક્ષામાં અધિકારિપણાનો નિશ્ચય કરીને, પોતાના ગુરૂ શ્રીરામાનંદમુનિએ કહેલા દીક્ષાવિધિ પ્રમાણે તે મુમુક્ષુજનોને વૈષ્ણવી દીક્ષા આપી. ॥૮॥ ધર્મદેવે દીક્ષા આપેલા તે મુમુક્ષુજનો ઉદ્ધવસંપ્રદાયમાં રહેવાથી સર્વદોષથી રહિત થઇને, સર્વ સદ્ગુણો-જ્ઞાનવૈરાગ્યાદિક, તેનાથી સંપન્ન થઇને, સર્વસામાન્ય લોકોથી વિલક્ષણ-શ્રેષ્ઠપણે વર્તવા લાગ્યા. ॥૯॥ અને બુદ્ધિમાન પુરૂષો, સ્વધર્મમાં દ્રઢપણે રહેલા અને કામાદિક દોષોથી રહિત થઇને જ્ઞાનવૈરાગ્યાદિક ગુણોથી સંપન્ન થયેલા, તે શ્રીકૃષ્ણના એકાંતિકભક્તોને વખાણતા હતા. ॥ ૧૦ ॥ તે પછી વૈષ્ણવીદીક્ષા પામવાને ઇચ્છતી એવી સોએ સો મુમુક્ષુસ્ત્રીઓ તે ધર્મદેવની પાસે આવીને પ્રાર્થના કરતી ઉભી રહીઓ. ॥૧૧॥ તે મુમુક્ષુસ્ત્રીઓને જોઇને, ભગવાન કૃષ્ણપરમાત્માએ અંતઃકરણમાં પ્રેરણા કરેલા અને દેશકાળના ગુણોને જાણનારા તે ધર્મદેવતો થોડીક વાર વિચારમાં પડી ગયા-( પુરૂષોએ સ્ત્રીઓને દીક્ષા આપવી તે ઠીક કે નહિ, એમ વિચારવા લાગ્યા. ) ॥૧૨॥ જો કે હું હમણાં સ્ત્રીઓને શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ કરૂં તો તેમાં શ્રીકૃષ્ણના પ્રતાપથી મને કોઇ પ્રકારની ક્ષાત લાગવાની નથી. ॥૧૩॥ તો પણ આ સ્ત્રીપ્રસંગ ગુરૂઓને પરિણામે હિત કરનારો નથીજ, કેમકે અધર્મના બળથી

॥१४॥ सत्यादावपि पूर्वं हि युगे देवा महर्षयः । सिद्धयोगास्तपन्तश्च भ्रष्टा योषित्प्रसङ्गतः ॥१५॥ कलिकाले कथं तर्हि ह्यल्पसत्त्वाल्पबुद्धयः । नरा गुरुत्वं कुर्वन्तः स्त्रीणां न भ्रंशमाप्नुयुः ॥१६॥ सांप्रतं दृश्यते लोके श्रूयते च पुनः पुनः । गुरूणां भ्रष्टता स्वीयशिष्यभार्यानुरागतः ॥१७॥ व्यभिचारप्रवृत्तिर्हि गुरुष्वेव विशेषतः । स्वाधीनशिष्यपत्नीषु वर्त्तते निरयप्रदा ॥१८॥ गुरुष्वीश्वरबुद्धिर्हि शिष्याणां जायते ततः । व्यभिचारो दुर्निवार्य उत्साहेन प्रवर्त्तते ॥१९॥ नासाच्छेदः खरारोहो गुरूणां श्रूयते क्वचित् । क्वचिद्रहसि तच्छिष्यैः कृतं प्राणान्तताडनम् ॥२०॥ क्वचित्प्रच्छन्नपापस्य गुप्तये राजमन्त्रिषु । भूरिवित्तार्पणमपि श्रूयते गुरुभिः कृतम् ॥२१॥ एवं योषित्प्रसङ्गो हि गुरूणामस्त्यनर्थकृत् । अतः स सर्वथा त्याज्यो निजश्रेयोऽर्थिना कलौ ॥२२॥ स्वं प्रपन्नाः स्त्रियो दीक्षा दापनीया स्वयोषिता । दीक्षणीयाः स्वेन नरा इत्येवास्तु मतं मम ॥२३॥ पञ्चरात्रादिसच्छास्त्रसिद्धान्तोऽप्ययमेव हि । निश्चीयते विचारेण तस्मादेतन्मतं दृढम् ॥२४॥ इति निश्चित्य मनसा भक्त्या ताः

---

વૃદ્ધિ પામેલો ઘોર કળિયુગ હમણાં વર્તે છે. ॥૧૪॥ પૂર્વે સત્યાદિક યુગોમાં પણ ઇન્દ્રાદિક દેવો અને બૃહસ્પતિ વિગેરે મહર્ષિઓ, શંકર વિગેરે સિદ્ધયોગિઓ અને ચ્યવનમુનિ વિગેરે તપસ્વિઓ, સ્ત્રીઓના પ્રસંગથી ભ્રષ્ટ થયેલા છે. ॥૧૫॥ તો કલિકાળમાં સ્ત્રીઓના ગુરૂ થનારા, અલ્પ સામર્થ્યવાળા, અને અલ્પબુદ્ધિવાળા પુરૂષો સ્ત્રીઓના પ્રસંગ કરવાથી સ્વધર્મથી ભ્રષ્ટ કેમ ન થાય ? થાયજ. ॥૧૬॥ હાલ–વર્તમાનકાળમાં પણ પોતાની શિષ્યા બનેલી સ્ત્રીઓમાં સ્નેહપ્રસંગથી ગુરૂઓની ભ્રષ્ટતા લોકોમાં જોવામાં આવે છે અને વારંવાર સાંભળવામાં પણ આવે છે. ॥૧૭॥ પોતાને આધીન વર્તનારી–શિષ્યા બનેલી સ્ત્રીઓ જેમને છે એવા ગુરૂઓમાંજ વિશેષપણે કરીને નરકને પમાડનારી વ્યભિચારની પ્રવૃત્તિજ થાય છે. ॥૧૮॥ શિષ્યભાવને પામેલી સ્ત્રીઓને ગુરૂઓને વિષે ઇશ્વર બુદ્ધિજ થાય છે, અને તેથી દુર્નિવાર્ય એવો વ્યભિચાર ઉચ્છાહથી પ્રવર્તે છે. ॥૧૯॥ ( તેનું ફળ તેમને આ લોકમાંજ રાજા તરફથી અને તે સ્ત્રીઓના સંબંધિઓ તરફથી મળેલું પણ સંભળાય છે એમ પણ ધર્મદેવ વિચારવા લાગ્યા.) કોઇ ઠેકાણે ગુરૂઓનો નાસાચ્છેદ થયેલો, તેમજ કોઇ ઠેકાણે ખરારોહણ કરાવામાં આવેલું સંભળાય છે, તેમજ કોઇ ઠેકાણે તેમના શિષ્યોએ એકાંતમાં કરેલું પ્રાણાન્તતાડન પણ માણસોના સાંભળવામાં આવે છે. ॥૨૦॥ કોઈ ઠેકાણે પોતાનાં છાનાં પાપ ઢાંકવાને માટે રાજાઓના કારભારીઓને, વ્યભિચાર કરનારા ગુરૂઓએ ઘણુંક દ્રવ્ય આપેલું પણ સાંભળવામાં આવે છે. ॥૨૧॥ આવી રીતે સ્ત્રીઓનો પ્રસંગ ગુરૂઓને બહુજ અનર્થ કરનારો છે, માટે તે સ્ત્રીપ્રસંગ, પોતાનું શ્રેય ઇચ્છનારા ગુરૂ વિગેરે પુરૂષોએ કળિયુગમાં સર્વપ્રકારે ત્યાગ કરવા યોગ્ય છે. ॥૨૨॥ પોતાને શરણે આવેલી સ્ત્રીઓને પોતાની પત્નીની પાસેજ દીક્ષા અપાવવી, અને પોતે પુરૂષગુરૂએ કેવળ પુરૂષોનેજ દીક્ષા આપવી, એવો મારોજ અભિપ્રાય થાય છે. ॥૨૩॥ કારણ કે પંચરાત્ર વિગેરે સત્શાસ્ત્રોનો

पौरयोषितः । सोऽदीदपत्कृष्णदीक्षां तद्धर्मांश्चाप्यवीवदत् ॥२५॥ ताश्च स्त्रियः सतीधर्मं यथोक्तं सर्वदाञ्जसा ।पालयन्त्यः कृष्णभक्तिं चक्रुर्निष्कपटं मुदा ॥२६॥ एवं धर्मञ्च भक्तिञ्च संश्रिता भूरिशो नराः । स्त्रियश्च तत्प्रसादेन परमं सुखमाप्नुवन् ॥२७॥ हरिकृष्णः सप्तमाब्दं प्राप्तः पौगण्डलीलया । आनन्दयन्स्वपितरौ प्राप मौञ्ज्यधिकारिताम् ॥२८॥ ब्रह्मचर्यव्रतं स्वस्य प्रियमस्तीति तत्कृते । द्विजत्वहेतुसंस्कारं व्रतबन्धमियेष सः ॥२९॥ तावद्दृष्ट्वा गुरुबलं धर्मो धर्मविदां वरः ।गर्भाष्टमे सुतस्याब्द उपनीतिविधिं व्यधात् ॥३०॥ तपोमासि सिते धर्मतिथौ सामगवैदिकैः । अचीकरत्तस्य देवो मौञ्जीबन्धं यथाविधि ॥३१॥ प्राप्योपनयनं कृष्णो ब्रह्मचर्यव्रतं दृढम् । पालयन्स्वावतारस्य प्रयोजनम चिन्तयत् ॥३२॥ विजित्योत्पथगामीनि वृन्दानि विबुधद्विषाम् । धर्मः स्थाप्यो मया भूमौ रक्षणीयाश्च साधवः ॥३३॥ गृहमद्यैव जह्यां चेत्साम्प्रतं सुखिताविमौ। ब्रह्मपद्धयो

સિદ્ધાંત પણ વિચારવાથી આવોજ છે, એમ નિશ્ચય થાય છે, માટે આ મારો મતજ[1] પ્રમાણયુક્ત હોવાથી ખરો છે. ||૨૪|| ધર્મદેવે આ પ્રમાણે મનથી નિશ્ચય કરીને, તે અયોધ્યાપુરની સ્ત્રીઓને પોતાની પત્ની ભક્તિદેવીની પાસે કૃષ્ણદીક્ષા અપાવી અને તે દીક્ષા પામેલી સ્ત્રીઓએ પાળવાના ધર્મોનો ઉપદેશ પણ પોતાની પત્ની પાસેજ કરાવ્યો. ||૨૫|| ભક્તિદેવીએ દીક્ષા આપેલી તે સ્ત્રીઓ શાસ્ત્રમાં કહેલા પતિવ્રતાધર્મને ભક્તિદેવીના કહેવા પ્રમાણે નિરંતર યથાર્થરીતે પાલન કરતી સતી અતિસ્નેહપૂર્વક નિષ્કપટભાવથી શ્રીકૃષ્ણવાસુદેવની ભક્તિ કરતી હતી. ||૨૬|| આ પ્રમાણે ધર્મદેવ અને ભક્તિદેવીને આશરેલા અનેક પુરૂષો, અને સ્ત્રીઓ તેમની પ્રસન્નતાથી પરમ સુખી થયાં હતાં. ||૨૭|| પૌગંડ અવસ્થાની વિવિધ વિચિત્ર લીલાઓથી પોતાનાં માતાપિતાને આનંદ આપતા એવા શ્રીહરિકૃષ્ણ ભગવાન સાતમા વરસને પામ્યા, તેથી મૌંજીબંધનના અધિકારને યોગ્ય થયા હતા. ||૨૮|| અને બ્રહ્મચર્યવ્રત પોતાને પ્રિય હોવાથી તે બ્રહ્મચર્યવ્રતને પામવાને માટે તે શ્રીહરિકૃષ્ણભગવાને વ્રતબંધ નામે દ્વિજત્વમાં હેતુભૂત સંસ્કાર પામવાની ઇચ્છા કરી. ||૨૯|| તેટલાકમાંજ ધર્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા તે ધર્મદેવે બૃહસ્પતિનું બળવાનપણું જોઇને પોતાના પુત્ર શ્રીહરિને ગર્ભથી આઠમા વરસમાં ઉપનયન સંસ્કાર કર્યો. ||૩૦|| ધર્મદેવે માઘમાસના શુક્લપક્ષની દશમીતિથિને દિવસે સામવેદિબ્રાહ્મણો પાસે તે શ્રીહરિને મૌંજીબંધ નામે એ સંસ્કાર વિધિપૂર્વક કરાવ્યો હતો. ||૩૧|| અને સ્વયં શ્રીહરિકૃષ્ણ ભગવાન ઉપનયન સંસ્કાર પામ્યા પછી બ્રહ્મચર્યવ્રતને દ્રઢપણે પાલન કરતા થકા પોતાને અવતાર ધારવાનું પ્રયોજન વિચારવા લાગ્યા. ||૩૨|| ( પોતાનું અવતાર પ્રયોજન પોતેજ કહે છે−) કુમાર્ગે ચાલનારા અસુરસમૂહોને જીતીને, પૃથ્વી ઉપર મારે ધર્મનું સ્થાપન કરવું છે, અને મારા એકાંતિક સાધુઓનું રક્ષણ કરવું છે. ||૩૩|| પરંતુ હમણાં જ હું જો ઘરનો ત્યાગ કરું, તો હાલ થોડાજ સમયથી

૧ આ અર્થનો વિસ્તાર આગળ ૪૫ મા ઉલ્લાસમાં વરોદગની સભાપ્રસંગે કરેલો છે માટે ત્યાંથી પ્રમાણ વિગેરે જાણી લેવાં.

विनिर्मुक्तौ पितरौ क्लेशमाप्स्यतः ॥३४॥ क्षणमात्रमपि ह्येतौ मदीयविरहव्यथाम् । सोढुं नैव क्षमौ नूनं नित्यं मत्सहचारिणौ ॥३५॥ तस्मादादौ विप्रशापाद्विमोच्यैतौ मदाश्रयौ । विचरेय सहैवाभ्यामित्यन्तर्निश्चिकाय सः ॥३६॥ पितुरेवाथ सोऽध्यैत तृतीयं वेदमात्मनः । ततः काव्यपुराणानि शास्त्रभाष्याणि चाञ्जसा ॥३७॥ धर्मोऽपि जरसं प्राप्तः साङ्ख्ययोगमुपाश्रितः । वैराग्यं दृढमापन्नः कृष्णमेवाभजद्गृहे ॥३८॥ पुत्राय स्वगुरोरीतिं तन्मार्गं तस्य च स्थितिम् । सौराष्ट्रादावानुपूर्व्या यथावत् पृच्छतेऽवदत् ॥३९॥ समीचीनो ह्ययं पन्था इति तेनानुमोदितः । धर्मो नित्यं कृष्णकथामकरोद्भोजनोत्तरम् ॥४०॥ हरिश्च पित्रा स्वगृहे वाच्यमानान् स सादरम् । महापुराणेतिहासान् श्रृणोति स्मानुवासरम् ॥४१॥ तेषां सारं स बुद्ध्याथ निश्चित्य हृदि बुद्धिमान् । नवनीतं यथा दध्न उद्धृत्यैवावधारयत् ॥४२॥ तावत्तत्रासुरगणाः कालीदत्तसमाश्रिताः । बाह्यतो वैष्णवाकल्पाः समाजग्मुः सहस्रशः ॥४३॥ चञ्चत्तीक्ष्णायुधकरा मद्यपानारुणेक्षणाः । मत्स्याशिनोऽति-

---

મારા સંબંધથી સુખી થયેલાં, અને ઘણીક આપત્તિઓમાંથી છુટેલાં મારાં માતાપિતા ફરીથી દુઃખી થઇ જાય. ॥૩૪॥ નિરંતર મારી સાથે રહેનારાં આ ભક્તિમાતા અને ધર્મપિતા એક ક્ષણમાત્ર પણ મારા વિરહની પીડાને સહન કરવા સમર્થ થાય એવાં નથીજ. ॥૩૫॥ માટે મારા આશ્રયવાળાં એ ભક્તિધર્મને પ્રથમ દુર્વાસાઋષિના શાપથી મુકાવીને, દિવ્યસ્વરૂપ એ બંનેને સાથેજ રાખીને હું પૃથ્વી ઉપર વિચરણ કરૂં એમ તે શ્રીહરિએ પોતાના અંતરમાં નિશ્ચય કર્યો. ॥૩૬॥ આમ વિચાર કરીને તે શ્રીહરિએ પોતાના પિતાની પાસેજ પોતાનો ત્રીજો–સામવેદ ભણી લીધો, અને તે પછી રામાયણ વિગેરે કાવ્યો, ભાગવત વિગેરે પુરાણો, મીમાંસાશાસ્ત્ર અને તે ઉપરનાં ભાષ્યો, વિગેરે યથાર્થ રીતે ભણી લીધાં. ॥૩૭॥ અને વૃદ્ધાવસ્થા પામેલા ધર્મદેવ પણ સાંખ્ય–જ્ઞાનયોગ, તેને આશરીને દ્રઢ વૈરાગ્ય પામ્યા થકા ઘરમાં શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરવા લાગ્યા. ॥૩૮॥ પછી ધર્મદેવે તેમના અત્યે પુછતા એવા પોતાના પુત્ર શ્રીહરિને પોતાના ગુરૂ શ્રીરામાનંદસ્વામીનો વર્તનપ્રકાર, તેમણે પ્રવર્તાવેલા ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃત્તિનો પ્રકાર અને તે સૌરાષ્ટ્ર આદિક દેશમાં રહે છે તે અને તેમને શ્રીકૃષ્ણવાસુદેવની ઉપાસના છે તેનો પ્રકાર, આ બધું અનુક્રમે યથાર્થપણે કહી બતાવ્યું. ॥૩૯॥ પછી 'આ ઉદ્ધવસંપ્રદાય બહુ સારો છે' એમ તે શ્રીહરિએ અનુમોદન કરેલા તે ધર્મદેવ, હમેશાં ભોજન કર્યા પછી શ્રીકૃષ્ણની કથા કરતા હતા. ॥૪૦॥ અને શ્રીહરિ પણ પોતાને ઘેર પોતાના પિતા ધર્મદેવે વાંચેલા મહાપુરાણ અને ઇતિહાસ વિગેરે ગ્રંથોને આદરપૂર્વક હમેશાં સાંભળતા હતા. ॥૪૧॥ અને તે પછી મહાબુદ્ધિમાન તે શ્રીહરિએ તે સાંભળેલા ગ્રંથોનો સાર, પોતાની બુદ્ધિવડે હૃદયમાં નિશ્ચય કરીને, દહીંમાંથી માખણ કાઢે, તેમ જુદો કાઢીને નાના પુસ્તકરૂપે લખીને પોતાની પાસે હમેશાં પાઠ કરવા રાખ્યો. ॥૪૨॥ તે અવસરમાં કાળીદત્તને આશરેલા અને ઉપરથી તો વૈષ્ણવોના જેવો વેષ રાખનારા, હજારો હજાર અસુરો ત્યાં–અયોધ્યાપુરીમાં

बलिनो विचिन्वन्तस्तमेव च ॥४४॥ उत्तीर्णास्ते सरित्तीरे गर्जन्तो जनभीषणाः। प्रातःस्नानागतं कृष्णं स्वरिपुं विविदुः खलाः ॥४५॥ एप एव हरिर्नूनं लोकविश्रुतलक्षणः। हन्तव्यः सर्वथैवायं रिपौ कार्या न बालधीः ॥४६॥ अस्माकं कः प्रयासोऽस्य हनने भविता शिशोः। अद्य श्वो वा प्रलोभ्यैनं हनिष्यामो रहःस्थले ॥४७॥ एवं निश्चित्य ते तत्र तस्थुरेव निराधयः। तीव्रां भङ्गां घुट्टयन्तः पिबन्तश्च समन्त्रकम् ॥४८॥ स्वस्वशस्त्रातितीक्ष्णत्वप्रशंसां कुर्वतां ततः। तेषां भङ्गादिमत्तानां मत्सरेणाभवन्मृधः ॥४९॥ सद्य उत्थाय रभसा त उद्यतमहासयः। दष्टोष्ठाः स्फारनयना अभिजघ्नुः परस्परम् ॥५०॥ एवमन्योन्यघातेन बलिनः पापकारिणः। हरिहत्यामानसिकपापात्ते संक्षयं ययुः ॥५१॥ एतज्ज्ञात्वा स भगवान् हरिकृष्णः प्रतापवान्। तद्देशीयं भरं भूमेर्मेने नष्टं स्वचेतसि ॥५२॥ एवं ये ये भुवि नराश्चक्रुर्द्रोहधियं हरौ। ते ते सर्वे

આવ્યા. ॥૪૩॥ તે અસુરો ચળકતાં અતિતીક્ષ્ણ આયુધો ધારણ કરનારા અને મદ્યનું અતિપાન કરવાથી લાલચોળ આંખોવાળા, મત્સ્યભક્ષણ કરનારા અને અતિબળીઆ અને તે શ્રીહરિનેજ ખોળતા થકા ત્યાં આવ્યા હતા. ॥૪૪॥ સરયૂનદીને કાંઠે ઉતરેલા, ભયંકરશબ્દોની ગર્જનાઓ કરતા, મનુષ્યોને બહુજ ભય પમાડનારા અને ખળ, એવા તે અસુરોએ પ્રાતઃકાળમાં સ્નાન કરવા આવેલા શ્રીહરિને જોઈને આજ આપણો પૂર્વનો શત્રુ છે એમ જાણ્યા–ઓળખ્યા. ॥૪૫॥ લોકમાં પ્રખ્યાતપણે સાંભળેલાં લક્ષણોવાળો એજ નિશ્ચે હરિ છે, માટે આને તો આપણે સર્વ પ્રકારે મારી નાખવોજ જોઈએ, પરંતુ 'આ નાનો બાળક શું કરનાર છે' એવી શત્રુને વિષે બાળબુદ્ધિ કરવી નહિ. ॥૪૬॥ આ નાના છોકરાને મારી નાખવામાં આપણને શો પ્રયાસ પડનારો છે ? કંઈ નહિ, માટે આજકાલમાં એને લોભાવીને એકાંતમાં લઈ જઈને મારી નાખીશું. ॥૪૭॥ તે અસુરો આવો નિશ્ચય કરીને, પછી અતિઉગ્ર ભાંગને ઘુંટતા અને તેને પાન કરવાના મંત્રે સહિત પાન કરતા થકા ત્યાં નિર્ભયપણે રહેલા હતા. ॥૪૮॥ પછી પોતપોતાનાં તરવાર વિગેરે આયુધોની પ્રશંસા કરનારા અને ભાંગ વિગેરે ખૂબ પીવાથી મદોન્મત્ત બનેલા, તે અસુરોને પરસ્પર મત્સર હવાથી મોટું યુદ્ધ થયું. ॥૪૯॥ પછી વેગે કરીને એકદમ ઉભા થઈને મોટી મોટી તરવારો ઉગામતા, હોઠ પીસતા અને ડોળા કાઢતા એવા સતા તે અસુરો પરસ્પર–એક બીજાને મારવા લાગ્યા. ॥૫૦॥ કેવળ પાપ કરનારા અને અતિ બળીઆ એવા તે અસુરો, શ્રીહરિને મારી નાખવાના સંકલ્પરૂપ માનસિકપાપે કરીને એકબીજાના ઉપર આયુધોનો પ્રહાર કરીને આપોઆપ નાશ પામી ગયા. ॥૫૧॥ (આ પ્રમાણે થવાથી) મહાપ્રતાપી અને સકળઐશ્વર્યસંપન્ન, એવા તે શ્રીહરિકૃષ્ણભગવાને દૈવ ઇચ્છાથી થયેલું અસુરોનું પરસ્પરહનન જાણીને, પોતાના મનમાં તે દેશનો તો અસુરોનો ભાર નાશ થઈ ગયો એમ માન્યું. ॥૫૨॥ આ પ્રમાણે પૃથ્વી ઉપર જે જે મનુષ્યો ભગવાન શ્રીહરિને વિષે દ્રોહબુદ્ધિ કરતા હતા, તે બધાય પોતાના પાપે કરીનેજ તત્કાળ સર્વ પ્રકારે ઉચ્છેદ–નાશ પામી જતા હતા.

समुच्छेदं प्रापुः सद्यो निजैनसा ॥५३॥ एवं धराभरदुरात्महरावतारः साक्षाद्धरिः कपटमानवमूर्तिरीशः । युद्धं विनापि घनसन्तमसं यथार्कः सद्यो विनाशयति दुष्कृतिनः प्रतापात् ॥५४॥

तातसंस्कृततनुः कृतविद्याभ्यासलील उरुविश्रुतकीर्त्तिः ।
आसुरक्षयविधात्रपमानः प्रीयतां हरिरसौ परमात्मा ॥५५॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेः पौगण्डलीलानिरूपणं नाम सप्तम उल्लासः ॥७॥

---

॥५३॥ આ પ્રમાણે પૃથ્વીના ભારરૂપ એવા દુષ્ટાત્મા અસુરોનો નાશ કરવા માટે અવતાર જેમનો છે અને ઐશ્વર્ય ઢાંકવારૂપ કપટે કરીને મનુષ્યમૂર્તિ જણાતા એવા અતિસમર્થ જે શ્રીહરિ, જેમ સૂર્ય ગાઢ અંધકારને નાશ કરે છે, તેમજ પોતાના પ્રતાપે કરીને યુદ્ધ કર્યા સિવાય પણ પાપી અસુરોનો તત્કાળ નાશ કરી નાખે છે. ॥૫૪॥

પોતાના પિતા ધર્મદેવ થકી પ્રાપ્ત થયેલા યજ્ઞોપવીત સંસ્કારે યુક્ત મૂર્તિ જેમની છે અને વિદ્યાભ્યાસ કરવો એ વિગેરે લીલાઓને કરનારા અને સર્વત્ર અતિ પ્રસિદ્ધ કીર્તિવાળા અને અસુરસમૂહોને નાશ કરે એવું છે અપમાન[1] જેમનું, એવા આ પરમાત્મા શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૫૫॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિની **પૌગંડલીલા નિરૂપણ** નામે સાતમો ઉલ્લાસ સંપૂર્ણ થયો ॥૭॥



---

૧ પોતાનું અપમાન કરવાથી અસુરસમૂહો આપોઆપજ નાશ પામી જાય-એવા-પ્રતાપે યુક્ત. ॥

# उल्लासार्थसङ्ग्रहः

विधृतमनुजलीलः सर्वविद्वेदवेद्यः
पितुरधिगतविद्यस्तेन धर्मेण साकम् ॥
विबुधजनपरीतां प्राप्य वाराणसीं तां
बुधहृदयमकार्षीद्विस्मयाविष्टमेषः ॥ ८-( १ ) ॥
पुरीं वाराणसीं चित्रैः पदन्यासैः पवित्रयन् ॥
स एष वर्णिवेषो मे पवित्रयतु मानसम् ॥ ८-( २ ) ॥

નરનાટ્યને ધારણ—અનુકરણ કરનારા, સર્વવસ્તુને એકકાળાવચ્છિન્ન જાણનારા, એવા જે ભગવાન વેદથી જાણવા યોગ્યસ્વરૂપ પોતેજ છે, તો પણ પોતાના પિતા ધર્મદેવ થકી સર્વ વિદ્યાઓને ભણ્યા હતા, અને તે ધર્મદેવની સાથે અનેક વિદ્વાનોથી વ્યાપ્ત એવી કાશીપુરીને પામીને, પોતાના દર્શનમાત્રથી વિસ્મય પામેલા તે બુધજનોના હૃદયને જેમણે પોતાની મૂર્તિમાં આકર્ષણ કર્યું હતું.

સ્વસ્તિકાદિક સુલક્ષણોથી ચિહ્નિત એવા પોતાના વિચિત્ર—શોભાયુક્ત પદન્યાસોથી વારાણસીપુરીને પવિત્ર કરનારા એવા વર્ણિવેષ તે ભગવાન શ્રીહરિ અમારા મનને પવિત્ર—સ્વનિવાસયોગ્ય પાત્રભૂત બનાવો. ॥ ૮-( ૧-૨ ) ॥

---

# अष्टम उल्लासः

अथ किशोरदशां हरिरासवान् परममङ्गळरूपनराकृतिः । सकळशास्त्ररहस्यविदां वरः प्रथित आस जनेषु नृपेषु च ॥१॥ सकळवैदिककर्मविधेः स वित्सकळधर्मविवेचनपण्डितः । सकळदुर्मतमूळनिकृन्तनः सकळपण्डितमान्यतमोऽभवत् ॥२॥ धृतगृहस्थव्रतपालनतत्परः सकलसंशयभञ्जनपाटवः । स्वगुरुसेवनसन्निरतः सदा स निगमार्थमपि द्रुतमाचरत् ॥३॥ तमवलोक्य पिता निगमागमावगममप्रतिमप्रतिभं सुतम्। बहुमतं विदुषां विनयानतं मुदमवाप परां हृदि स स्वके ॥४॥ अथ सह स्वजनैः सुजनप्रियः ससुतदार इयेष महामनाः । शिवपुरीगमनाय स तीर्थकृन्निजरथादि ततः समसज्जयत् ॥५॥ गणपपूजनमङ्गळवाचने द्विजसमर्हणमेव विधाय च । कुलसुरं हनुमन्तमवेक्ष्य तन्निरगमन्मुदितः सह यात्रिकैः ॥६॥ सजळकुम्भसवत्सकगोद्विजान् पथि स दक्षिणतो विदधत्पुरः। विविधमङ्गळतूर्यरवैः कृतं शकुनमाकलयन् प्रमना ययौ ॥७॥ हरिसमाश्रितमङ्गलगीतिकाः स नगरप्रमदाभिरुदीरिताः। स्वरथसंस्थित एव हि शुश्रुवान् हृदि सह प्रियया मुमुदे पथि ॥८॥ अथ समेत्य स काशिपुरीं प्रियां पशुपतेः स्वनिवासमरोचयत् । प्रथितगोमठ एव ततः स्वयं व्यधित तीर्थविधिं निगमोदितम् ॥९॥ प्रथममाप्लवनं मणिकर्णिकाप्रथिततीर्थवरे विधिना व्यधात् । तत उपोषणमुण्डनपैत्रकं सपशुदानविधिं द्विजभोजनम् ॥१०॥ अथ स शङ्करपूजनमागमोदितमकारयदागमवेदिभिः । नृपतिदुर्लभभूर्युपहारकैर्नृपतिरप्य यतः पुरुविस्मयम् ॥११॥ तीर्थस्थाः सकला अपि द्विजगणा धर्मेण सन्तोषिताः स्वेष्टभोजनदक्षिणादिभिरथो दानैर्महद्भिः शुभैः । आश्चर्य

परमं ह्यवाप्य न पुनस्तं याचितुं ते क्षमाश्चक्रुर्भूरितरप्रशंसनमथ प्राहुः सदाशीर्वचः ॥१२॥ प्राहुस्तीर्थविधिः कृतोऽत्र बहुभिर्भूपैस्तथाढ्यैर्नरैर्दत्तान्येव महान्ति तैः सविनयं दानानि भूरीण्यपि । किन्त्वद्यात्र यथा त्वया कनकवार्मेघेन वृष्टं धनं तद्वन्नैव कृतं हि केनचिदपि श्रीधर्मदेव ! प्रभो ! ॥१३॥ उद्घोषो नगरेऽप्यभूत्प्रतिगृहं यो धर्मदेवः श्रुतोऽयो-

## ઉલ્લાસ ૮ મો

શ્રીહરિ હવે કીશોર અવસ્થા–૧૧ મું વરસ તેને પામ્યા. અને પરમમંગળરૂપ નરાકૃતિ ધારી રહેલા અને સમગ્રશાસ્ત્રરહસ્યને જાણનારા પુરૂષોમાં શ્રેષ્ઠ, એવા તે શ્રીહરિ લોકમાં અને રાજમંડળોમાં સર્વત્ર પ્રસિદ્ધ થયા. ॥૧॥ તે શ્રીહરિ વેદમાં કહેલાં સર્વકર્મોના વિધિને જાણનારા, અને સકળધર્મનું વિવેચન કરવામાં વિચક્ષણ અને નાસ્તિક, કૌળ અને કુંડ આદિક દુષ્ટમતોને મૂળમાંથીજ નાશ કરનારા થયા હતા. અને સર્વ પંડિતમંડળમાં અતિશય માન્યપણાને પામ્યા હતા. ॥૨॥ ધારણ કરેલા બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવામાં તત્પર વર્તતા હતા, સર્વ મનુષ્યોના સંશયોને ટાળવામાં અતિ ચતુર બન્યા હતા. અને નિરંતર પોતાના ગુરૂરૂપ પિતા–ધર્મદેવની સેવા કરવામાં અત્યંત પ્રીતિમાન એવા તે શ્રીહરિ વેદમાં કહેલાં સર્વકર્મોનું અનુષ્ઠાન યથાર્થપણે કરતા હતા. ॥૩॥ શ્રીહરિના પિતા ધર્મદેવ, પોતાના પુત્રને–વેદશાસ્ત્રના અર્થોને જાણનારા, આચરણ કરનારા અને પ્રચાર કરનારા અને સર્વશ્રેષ્ઠ હોવાથી અપ્રતિમબુદ્ધિવાળા અને વિદ્વાન પુરૂષોએ બહુજ માન આપેલા તો પણ પોતે તો વિનયથી બહુજ નમ્રસ્વભાવવાળા વર્તતા, એવા જોઈને પોતાના મનમાં અતિશેજ આનંદ પામતા હતા. ॥૪॥ તે પછી સારા ભગવદ્‌ભક્તજનો જેમને પ્રિય છે અને ઉદારમનવાળા અને તીર્થયાત્રા કરનારા—કરવાને ઇચ્છતા એવા તે ધર્મદેવ, રામપ્રતાપજી આદિક પુત્રો અને પોતાની પત્ની ભક્તિદેવી, તેમણે સહિત સર્વસ્વજનોને સાથે લઈને કાશીપુરી પ્રત્યે જવાને ઇચ્છતા થકા પછી પોતાનાં રથ વિગેરે વાહનો તૈયાર કરાવ્યાં. ॥૫॥ અને એ ધર્મદેવ ગણપતિનું પૂજન, સ્વસ્તિવાચન અને બ્રાહ્મણોની પૂજા, એ સઘળું કરીને. અને પોતાના કુળદેવ–હનુમાનજીનાં દર્શન કરીને, પ્રસન્નચિત્તવાળા એવા થકા સર્વયાત્રિકોએ સહિત તે અયોધ્યાપુરી થકી નીકળ્યા. ॥૬॥ (તે સમયમાં ધર્મદેવને થયેલા શુભશુકન કહે છે–) જળભરેલા ઘડાવાળી સ્ત્રીઓને અને પોતાના વાછડાએ સહિત ગાયોને અને ભાલમાં તિલક કરેલા બે, ત્રણ, વિગેરે બ્રાહ્મણોને, પોતાથી જમણી બાજુએ કરતા એવા તે ધર્મદેવે પોતાની આગળ નાનાપ્રકારનાં મંગળવાજીંત્રોના શબ્દોથી કરેલા શુકનને જોયા, માટે અતિપ્રસન્નચિત્તવાળા એવા સતા નીકળ્યા. ॥૭॥ તે સમયમાં અયોધ્યાપુરીની પોતાની આશ્રિતસ્ત્રીઓએ ગાન કરેલી શ્રીહરિસંબંધી મંગળગીતિકાઓને પોતાના રથમાં બેઠા થકાજ સાંભળતા એવા ધર્મદેવ પોતાના મનમાં, પોતાની પ્રિયા–ભક્તિદેવીએ સહિત માર્ગમાં આનંદ પામતા હતા. ॥૮॥ પછી તે ધર્મદેવે શંકરને અતિપ્રિય એવી કાશીપુરીને પામીને, પ્રસિદ્ધ એવા ગોમકમાંજ પોતાના

ध्यायां स इहागतो धनयशोविद्यादिभिः स्वोपमः। तत्पुत्रो हरिरित्यपि श्रुत इहायातोऽस्ति तताधिकः सर्वैरेव गुणैस्तदीक्षणमहो कुर्याम याताश्विति ॥१४॥ सहस्रशो यूथश एतयोर्वै नराश्च नार्यश्च दिदृक्षयैव। तत्राययुः प्रोज्झितसर्वकार्या बाला युवानश्च सयष्टिवृद्धाः ॥१५॥ ते धर्ममालोक्य महासनस्थं सर्वे प्रणेमुर्विनयेन पौराः। तत्पार्श्वसंस्थं हरिकृष्णमेते दृष्ट्वा तु सौख्यं परमं ह्यवापुः ॥१६॥ अहो कुमारः किमसौ कुमारः किं वामृतांशुः किमु वाश्विनेयः। मूर्तः स्वयं किं ननु कामदेवः संशिशियिरे ते तमवेक्ष्य चेत्थम् ॥१७॥ मनांसि तेषामसवश्च सद्यः समर्पयतां सादरमेनमस्मिन्। लिल्युस्त-

निवास करवानी इच्छा करी. अने ते पछी पोते धर्मदेवे वेदोक्तविधिप्रमाणे तीर्थविधि कर्यो, ॥९॥ धर्मदेवे मणिकर्णिका नामे प्रसिद्ध श्रेष्ठतीर्थमां विधिपूर्वक प्रथम स्नान कर्युं. ते पछी उपवास, मुंडन, पित्रिओनुं श्राद्ध अने बहुदान आपवा पूर्वक ब्राह्मणभोजन, ए बधो विधि यथार्थपणे कर्यो. ॥१०॥ पछी धर्मदेवे शास्त्रने जाणनारा ब्राह्मणो पासे राजाओने पण दुर्लभ एवा मोटा मोटा उपहारोथी–सामग्रीओथी, शास्त्रमां कहेला विधि प्रमाणे काशीविश्वनाथशंकरनी पूजा करावी, जे पूजा जोइने काशीपतिराजा पोते पण बहुज आश्चर्य पामी गया. ॥११॥ अने ते काशीपुरीमां रहेला सघळा ब्राह्मणोने पण, धर्मदेवे ते ब्राह्मणोने प्रियभोजनो अने दक्षिणा आदिकथी, तेमज मोटां मोटां श्रेष्ठप्रकारनां दानोथी संतुष्ट कर्या के जेथी तेओ फरीथी ते धर्मदेवनी पासे पोताने इच्छित मागवाने [1]असमर्थ थया, एवा थका परम आश्चर्य पामीनेज ते धर्मदेवनां अतिशेज वखाण करवा लाग्या अने रूडां आशीर्वचनो आपवा लाग्या. ॥१२॥ अने कहेवा लाग्या के—अतिसमर्थ एवा हे धर्मदेव! आ काशीक्षेत्रमां घणाक राजाओए, तेमज धनाढ्यपुरुषोए तीर्थविधि कर्यो छे अने तेमणे मोटां मोटां घणांक दान पण विनयपूर्वक आपेलां छे, परंतु हमणां अहींआं सुवर्णरूपजळथी भरेला मेघ जेवा तमोए जेवी रीते धननो वरसाद वरसाव्यो छे, ते प्रमाणे कोइए पण नथी कर्युं. ॥१३॥ धन, कीर्ति अने विद्या, ए आदिकगुणोथी स्वोपम–पोताने तुल्यज पोते अयोध्यापुरीमां प्रसिद्ध रहेला जे धर्मदेव छे, तेज अहींआं आवेला छे, माटे अहो?, हे जनो! तेमनां दर्शन आपणे करीए. उतावळा चालो, एम काशीनगरमां घेरेघेर उद्घोष थवा लाग्यो. ॥१४॥ अने ते पितापुत्र–बंनेनां दर्शननी इच्छाथी हजारोहजार संख्याबंध बाळको, जुवानो, यष्टि ग्रहण करेला वृद्धपुरुषो अने स्त्रीओ, पोतपोतानां बीजां कामकाज छोडी दइने ते धर्मदेवना उतारामां आववा लाग्यां. ॥१५॥ काशीपुरवासि ते सर्वजनोए मोटा आसन उपर बेठेला धर्मदेवने जोइने विनयथी नमस्कार कर्या. अने तेमनी पासे बेठेला एवा श्रीहरिकृष्णने जोइने तो ते बधा परम आनंदने पाम्या. ॥१६॥ अने ते पुरवासिजनो श्रीहरिने जोइने–अहो? आ नाना कुमार साक्षात् सनत्कुमार छे के शुं? अथवा अमृतमयकिरणोवाळा साक्षात् चंद्रमा छे के शुं? अथवा अश्विनीकुमार छे के शुं? अथवा मूर्तिमान् पोते कामदेव छे के शुं? एम अनेकप्र-

1. धर्मदेवे एटलां दान आप्यां के जेथी ते ब्राह्मणोने कंइपण मागवानी जरूरज न रही.

तस्ते सुखवार्द्धिमग्नाश्चित्रस्थिराः पङ्क्तिश एव तस्थुः ॥१८॥ ये ये जनास्तं रमणीयमूर्त्तिं द्रष्टुं समेताः सहसापि ते ते । ततोऽन्यतो गन्तुमशक्नुवन्तस्तमेव दध्युः सुखरूपमन्तः ॥१९॥ अन्यैर्दिदृक्षागतपुम्भिराराते न न्यवर्त्तन्त विकृष्यमाणाः । तत्रागमे ते जविनोऽपि भूयो गन्तुं गृहान् पङ्गुसमा अभूवन् ॥२०॥ तद्दर्शनात्युत्सव एव पुर्यां स्त्रीणांच पुंसां प्रतिघस्रमासीत् । यत्र क्वचित्स प्रतियाति तत्र पुरौकसः सद्रश एत्य तस्थुः ॥२१॥ स्नातुं जह्नुसुतामुपेतमपि तं पश्यन्त्य आत्मप्रियं कुम्भानम्बुभृतांस्तथा करगतांश्रिक्तानरिक्तानिति । शीर्षस्थानपि गर्गरान्न विविदुः पूर्णा अपूर्णा इति भ्रान्ताश्चित्रसमर्पिता इव परा नार्यो बभूवुस्तटे ॥२२॥ प्रीतिः स्वात्मकलत्रपुत्रनिलयादिभ्योऽपि सद्यो नृणां तस्मिन्नेव दृढाऽभवच्छिचरतां तं पश्यतां वीथिषु । चातुर्वर्ण्यनृणां तमादरभरात्सम्पश्यतां सर्वशोऽप्येकैवेन्द्रियवृत्तिरास सहसा कार्यां हरेः सञ्चरे ॥२३॥ विद्वांसोऽथ निशम्य शास्त्रविदुषा पुत्रेण

---

કારે સંશય પામીને તર્કવિતર્ક કરવા લાગ્યા. ॥૧૭॥ અને આદરપૂર્વક એ શ્રીહરિકૃષ્ણને જોતા એવા તે પુરવાસિજનોનાં મન અને પ્રાણ, તત્કાળ એ શ્રીહરિની મૂર્તિમાં લીન થઈ ગયાં. તે પછી તે શ્રીહરિનાં દર્શન કરનારા મનુષ્યો સુખસમુદ્રમાં મગ્ન થઇ ગયા એવા સતા ચિત્રની પેઠે સ્થિર થઇને પંક્તિબંધ ઉભા રહ્યા હતા. ॥૧૮॥ આ પ્રમાણે અતિરમણીયમૂર્તિ એવા તે શ્રીહરિનાં દર્શન કરવા માટે એકદમ જે જે મનુષ્યો ત્યાં ભેગા થયા હતા, તે બધાય ત્યાંથી બીજે જવામાં અસમર્થ એવા થકા અતિસુખમયમૂર્તિ એવા શ્રીહરિનેજ પોતાના અંતઃકરણમાં ધારતા હતા. ॥૧૯॥ અને શ્રીહરિનાં દર્શન માટે આવેલા બીજા પુરૂષોએ સમીપમાં આવીને તેમને ખેંચીને ખસેડવા છતાં પણ ત્યાંથી ખસતા નહોતા. અને ત્યાં આવતી વખત અતિવેગવાળા પણ તે મનુષ્યો ત્યાંથી ઘેર પાછા જતી વખતે તો પાંગળા જેવા થઈ ગયા હતા.[1] ॥૨૦॥ કાશીપુરીમાં સ્ત્રીઓને અને પુરૂષોને દરરોજ તે શ્રીહરિનાં દર્શનથી બહુજ આનંદ થતો હતો. અને તે શ્રીહરિ જે કોઇ ઠેકાણે જતા, તો ત્યાં તે પુરવાસિજનો એકદમ ભેગા થઇ જતા હતા. ॥૨૧॥ શ્રીહરિ સ્નાન કરવા માટે ગંગાનદી ઉપર ગયેલા હોય તો ત્યાં પણ, પોતાને અતિપ્રિય એવા તે શ્રીહરિને જોનારી સ્ત્રીઓ પોતાના હાથમાં રહેલા પાણી ભરવાના ઘડાઓ ખાલીછે કે ભરેલા છે એમ પણ જાણી શકતી નહોતી, તેમજ માથા ઉપર રહેલી જળની ભરેલી ગાગરો પણ તે ખાલી છે કે ભરેલી છે તેને પણ નહોતી જાણી શકતી, તેમજ ગંગાનદીના કાંઠા ઉપર રહેલી બીજી સ્ત્રીઓ પણ તે શ્રીહરિનું લાવણ્ય જોઇને વિભ્રાંતચિત્તવાળી એવી સતી ચિત્રામણમાં ચિત્રેલી હોય એવી સ્થિર થઈ જતી હતી. ॥૨૨॥ માર્ગે ચાલતાં તે શ્રીહરિને જોનારા મનુષ્યોને તે શ્રીહરિને વિષે પોતાનો દેહ, સ્ત્રી, પુત્ર અને ઘર વિગેરે, એ બધાય કરતાં પણ અતિ દૃઢ પ્રીતિ એકદમ થતી હતી અને વળી કાશીપુરીમાં શ્રીહરિનું વિચરણ થયે સતે, અતિ આદરથી તે શ્રીહરિને જોનારા સર્વ–બ્રાહ્મણાદિક ચારેય વર્ણના મનુષ્યોની ઇન્દ્રિઓની વૃત્તિ એકદમ શ્રીહરિનેજ જોવા રૂપ એકવિષયવાળીજ જણાતી હતી. ॥૨૩॥ તે

---

૧ અર્થાત્ શ્રીહરિનાં દર્શન છોડીને ત્યાંથી ખસીજ નહોતા શકતા ॥

सार्कं स्वयं धर्मोऽत्रागत इत्यतः सह निजैः शिष्यैरजेयाः परैः। तद्वीक्षार्थमुपागमन् पुरजनैर्नम्यमानाः स तान्सन्मानेन यथोचितं बहुमतानासादयत्स्वासने ॥२४॥ तत्पार्श्वे विनयानतो हरिरपि प्रोत्थाय तानादरान्नत्वा तन्निकषा न्यषीददथ ते धर्मञ्च तं प्राणमन्। ते स्वास्थ्येन निषद्य धर्मतनयं प्रीत्या मुहुः सादरं पश्यन्तः परमां मुदं हृदि गताः प्रोचुस्ततोऽन्योऽन्यतः ॥२५॥ बालोऽप्येष महामुनीन्द्र इव वा वर्षिष्ठवद्भाति किं विद्यौघप्रतिमो विभाति मम वा युष्माकमप्येष वै। इत्युक्ता अपरे जगुश्च महसां राशिर्हि नो भात्यसौ कोऽप्यंशावतरो हरेरयमिति प्रोचुर्जरन्तोऽपरे ॥२६॥

स्वेक्षणेन सुखयञ्जनतां यश्चङ्क्रमेण शिवदश्च विधातुम्।
काशिकापुरमगात्सह पित्रा तुष्टिमेतु मयि धार्मिक एषः ॥२७॥

इति श्रीम.........नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीवाराणसीनगरयात्रोत्सवनिरूपण नामाष्टम उल्लासः ॥८॥

પછી સકળશાસ્ત્રોમાં નિષ્ણાત એવા પોતાના પુત્ર શ્રીહરિએ સહિત ધર્મદેવ અહીંઆં આવેલા છે એમ સાંભળીને, પ્રતિપક્ષિપંડિતોએ જીતી ન શકાય એવી પ્રતિષ્ઠા પામેલા, માટેજ પુરજનોએ અતિનમન કરેલા એવા તે કાશીપુરીના વિદ્વાનો, પોતપોતાના શિષ્યોએ સહિત તે ધર્મદેવ અને તેમના પુત્ર શ્રીહરિનાં દર્શન માટે ત્યાં આવ્યા, ત્યારે ધર્મદેવે યથોચિત સન્માન કરીને બહુ આદર આપેલા તે પંડિતોને રૂડા આસન ઉપર બેસાર્યા. ॥૨૪॥ તે સમયે ધર્મદેવની પાસે વિનયથી નમ્રપણે રહેલા શ્રીહરિ પણ ઉભા થઇને આદરથી તે વિદ્વાનોને નમસ્કાર કરીને ધર્મદેવની પાસે બેઠા, તે પછી વિદ્વાનોએ ધર્મદેવને અને શ્રીહરિને નમસ્કાર કર્યા, ત્યાર પછી તે વિદ્વાનો સ્વસ્થતાથી બેસીને પ્રીતિપૂર્વક આદરે સહિત વારંવર ધર્મદેવના પુત્ર શ્રીહરિને જોતા થકા પોતાના હૃદયમાં પરમ આનંદ પામીને એક બીજાના પ્રત્યે કહેવા લાગ્યા. ॥૨૫॥ આ શ્રીહરિ બાળક છે તો પણ મોટા મુનીંદ્ર જેવા જણાય છે, અથવા જેમ મૂર્તિમાન વિદ્યાનો સમૂહ ભેગો થયેલો હોય તેવા જણાય છે, તે આ પ્રમાણે મનેજ જણાય છે કે તમોને પણ એ પ્રમાણે જણાય છે ? આ પ્રમાણે પૂછેલા કેટલાક બીજા પંડિતો કહેવા લાગ્યા કે-અમને તો આ શ્રીહરિ એક મોટા તેજના સમૂહ જેવા અતિતેજસ્વી જણાય છે. ત્યારે વળી કેટલાક અતિવૃદ્ધપંડિતો કહેવા લાગ્યા કે અમને તો આ કોઇ અંશાવતાર હોયએવા જણાય છે. ॥૨૬॥

પોતાના દર્શનથી કાશીપુરીના જનસમૂહને અતિ સુખ આપનારા જે શ્રીહરિ, પોતાના વિચરણથી કાશીપુરીને, સુખ આપે એવી પવિત્ર કરવાને માટે પોતાના પિતા ધર્મદેવની સાથે કાશીપુરીમાં પધાર્યા હતા, એવા તે ધર્મનંદન શ્રીહરિ મારી ઉપર પ્રસન્નતાને પામો. ॥૨૭॥ ॥ ॥

ઇતિ શ્રીમ.............શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં વારાણસીપુરીયાત્રા નિરૂપણ નામે આઠમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૮॥

૧ અર્થાત્-શ્રીહરિ સિવાય બીજું કંઇ જોવાનુંજ ગમતું નહોતું.




जयतु भगवान् श्री स्वामिनारायणः ।

# नवम उल्लासः

# उल्लासार्थसंग्रहः

निखिलनिगमगम्यो नित्यमुक्तोपसेव्यो
विधृतमनुजलीलो धर्मगुप्त्यै धरायाम् ।
निखिलभुवनमिथ्यावादकोलाहलं यः
श्रुतिपथहिततर्कैराशु दूरीचकार ॥ ९-( १ ) ॥
अपारमहिमा सोऽयं भगवान् धर्मनन्दनः ।
अव्यादस्मानसद्ग्राहभीषणाद्भवसागरात् ॥ ९-( २ ) ॥

સમગ્ર વેદોથી જાણવા યોગ્ય સ્વરૂપ જેનું છે અને નિત્ય–અનાદિમુક્તોએ પોતાના દિવ્ય બ્રહ્મધામમાં સેવેલા, એવા જે પરમાત્મા પરંબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન, ધર્મરક્ષણ કરવા માટે ધરા ઉપર ધારણ કરી છે મનુષ્યલીલા–લીલા કરવા માટે મનુષ્યાકૃતિ જેમણે એવા થકા, સમગ્ર જગતરૂપ પ્રપંચને મિથ્યા કહેનારા મિથ્યાજ્ઞાનીઓના કોલાહલને, શ્રુતિમાર્ગને અનુકૂળ તર્કથી તત્કાળ–પોતાના પ્રભાવમાત્રથીજ જેમણે દૂર–નાશ કરી નાખ્યો હતો, એવા અપાર મહિમા–સામર્થ્યવાળા તે ધર્મનંદન ભગવાન, મિથ્યાવાદને પ્રતિપાદન કરવામાં દુરાગ્રહ કરનારા એવા મિથ્યાજ્ઞાનીઓરૂપ ગ્રાહ–મઘર વિગેરે પ્રાણીઓથી અતિભયંકર એવા આ સંસારસાગર થકી અમારી રક્ષા કરો. ॥૯—(૧)—(૨)॥ ॥

---

तद्वाक्यामृतसंश्रुतावतितरामुत्साहवन्तोऽथ ते धर्मं वृद्धतयैव किञ्चन बृहत्प्रश्नं श्रुतेः सम्मतम् । पप्रच्छुः श्रुतिशास्त्रपारगतया लोके प्रतिष्ठामिता वेदान्तार्थविचारणप्रवणधीविख्यातविद्या इति ॥ १ ॥ वेदान्तशास्त्रमस्माभिः सम्यगस्ति विचारितम् । सर्वेषामपि शास्त्राणामेतदस्ति शिरोमणिः ॥२॥ तस्य त्वर्थो निर्गलितः सङ्क्षेपेण महात्मभिः । अभियुक्तैः स्वसिद्धान्ते ह्यर्धश्लोकेन दर्शितः॥३॥ अर्धश्लोकेन वक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः । ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम्॥४॥ तस्मिन्ब्रह्मण्यद्वितीये पूर्णे समरसे परे। पश्यन्ति जगदाभासं रज्जौ सर्पमिवाबुधाः॥५॥तत्र सत्यधिया सत्या संसृतिं यान्ति ते मुहुः । अहं ब्रह्मास्मीति ततो विद्वांसः किं ? न मन्वते ॥६॥ इति प्रश्नमिषेणैव तत्कृतं दूषणं गुरोः । गुरवे हरिरानाय- तदज्ञानदगब्रवीत् ॥७॥ भवदुक्ते स्वसिद्धान्ते संशयान्मम तत्त्वतः । निराकुरुत यूयं हि यतो वेदान्तवेदिनः॥८॥ सत्यं

ब्रह्मेति यत्प्रोक्तं कीदृशं ? ब्रह्म तन्मतम् । साकारं वा निराकारं सक्रियं वास्ति निष्क्रियम्॥९॥ जगन्मिथ्येति यत्प्रोक्तं किञ्चिद्वस्त्वस्ति वा न तत् । रज्जुसर्पवदाभासस्तद

## ઉલ્લાસ ૯ મો.

તે શ્રીહરિનાં વાક્યામૃત સાંભળવામાં અતિશેજ ઉચ્છાહવાળા અને શ્રુતિ–વેદ અને શાસ્ત્રો–મીમાંસા વિગેરે, તેનો પાર પામેલા હોવાથી લોકોમાં પ્રતિષ્ઠા પામેલા અને વેદાન્ત–ઉપનિષદો, તેના અર્થ વિચારવામાં અતિ પ્રવીણ બુદ્ધિને લીધે જેમની વિદ્યાઓ સર્વત્ર વખણાતી હતી એવા તે પંડિતો, વૃદ્ધપણાને લીધેજ માન આપવા યોગ્ય હોવાથી તે ધર્મદેવના પ્રત્યે શ્રુતિ સંબંધી કોઇક મોટું પ્રશ્ન આગળ કહેવા પ્રમાણે પૂછવા લાગ્યા ॥૧॥ (પાંચ શ્લોકથી પ્રતિપક્ષિઓએ કરેલા પ્રશ્ન કહે છે–) પંડિતો કહે છે–હે ધર્મદેવ ! વેદાન્તશાસ્ત્ર અમોએ સારી રીતે વિચારેલું છે, એ વેદાન્તશાસ્ત્ર સર્વશાસ્ત્રના શિરોમણિરૂપ છે. ॥૨॥ વેદાન્તશાસ્ત્રનો નિર્ગલિત–નિશ્ચિત સાર રૂપ અર્થ, અતિ સમર્થ અભિયુક્ત[1] જનોએ પોતાના સિદ્ધાન્તમાં પોતે રચેલા ગ્રંથોમાં અર્ધા શ્લોકથી સંક્ષેપમાં પ્રકાશ કર્યો છે.॥૩॥ (તે અભિયુક્ત જનોએ કહેલુ વાક્ય કહીબતાવે છે–) કરોડો કરોડ ગ્રંથોથી જે કહેલું છે, તે અર્ધા શ્લોકથી કહીએ છીએ–"ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम्" એક બ્રહ્મજ સત્ય છે, જગત્ મિથ્યા છે અને જીવ કેવળ–પોતે બ્રહ્મજ છે.॥૪॥ જેને તુલ્ય અને જેનાથી શ્રેષ્ઠ બીજું કોઇ નથી એવું–અદ્વિતીય, સર્વત્ર પૂર્ણ, કેવળ રસ રૂપ અને સર્વથી પર, એવા તે બ્રહ્મને વિષે, દોરડીમાં ભ્રાંતિથી જણાતા મિથ્યાસર્પની માફક, આભાસ[2]રૂપ જગતને અજ્ઞાની મનુષ્યો સત્ય રૂપે જુએ છે. ॥૫॥ અને તે મિથ્યા[3] જગતમાં સત્યપણાની બુદ્ધિથી આસક્તિ થવાથી તેઓ વારંવાર સંસૃતિને–જન્મમૃત્યુરૂપ સંસારને પામે છે, માટે તેઓ વિદ્વાનો–ખરી વસ્તુને જાણનારા હોવા છતાં "अहं ब्रह्मास्मि" 'હું બ્રહ્મ છું' એમ કેમ નથી માનતા[4]? ॥૬॥ આ પ્રમાણે પ્રશ્નના મિષથીજ ભેદવાદી એવા પોતાના ગુરૂના–આચાર્યના ગુરૂપણામાં તે પંડિતોએ કરેલા દૂષણને જાણીને, તે પંડિતોનું અજ્ઞાન જોતા થકા શ્રીહરિ તે વાદિ-પંડિતોના પ્રત્યે કહેવા લાગ્યા. ॥૭॥ હે પંડિતો ! તમોએ કહેલા તમારા સિદ્ધાન્તમાં અમને થયેલા સંશય તમો ખરી રીતે નિરાકરણ કરો, કેમકે તમો વેદાન્તશાસ્ત્રને જાણનારા છો. ( એમ તમોએ પ્રથમથીજ કહેલુ છે, માટે જો અમારા સંશયને નહિ ટાળો તો તમો અવિદ્વાન્ છો એમ નક્કી ઠરશે.) ॥૮॥

(હવે શ્રીહરિ સાડાત્રણ શ્લોકથી તે સંશય કરવારૂપ પ્રશ્ન પૂછે છે–) હે વિદ્વાનો ! 'બ્રહ્મ સત્ય છે' એમ જે તમોએ કહ્યું, તે કેવું–કેવા પ્રકારનું છે ? એટલે કે તે સાકાર છે ? કે નિરાકાર છે ? તે બ્રહ્મ સક્રિય–ચેષ્ટા વાળું છે ? કે નિષ્ક્રિય–ચેષ્ટાએ રહિત છે ? ॥૯॥

૧–જેમનું વાક્ય સર્વથા પ્રમાણરૂપ મનાતું હોય તેવા પુરૂષો ॥ ૨ નહિ હોવા છતા દેખાતુ । ૩–આભાસ રૂપ જણાતા ખોટા જગતમાં. ॥ ૪–એમ નથી માનતા માટે તેઓ અજ્ઞાની–મૂર્ખ છે, એમ યુક્તિથી ભેદવાદિઓને દૂષણ આપે છે. ૫–તેઓ પોતે અજ્ઞાની–મૂર્ખ હોવાથીજ, ભેદવાદિગુરૂને અવિદ્વાન્ શબ્દથી કહેવા રૂપ અજ્ઞાન ।

नित्यं नु वाऽस्ति किम्॥१०॥ जीवो ब्रह्मेति यत्प्रोक्तं स जीवः कोऽस्ति कीदृशः। ब्रह्मत्वं वास्तवं तस्य जायते वाऽन्यसाधनैः॥११॥ अब्रह्मणोऽपि तस्यैतदौपचारिकमस्ति वा। एतत्प्रश्नोत्तरं वाच्यमथ ते शास्त्रिणोऽब्रुवन्॥१२॥ श्रुतिर्वदत्येकमेवाद्वितीयं ब्रह्मलक्षणम्। सजातीयविजातीयस्वीयभेदविवर्जितम्॥१३॥ निराकारं निष्क्रियं तदनन्तं पूर्णमक्षरम्। अविक्रियं ज्ञानरूपमानन्दममृतं परम्॥१४॥ तस्मिंस्तन्माययैवैतदाभाति सकलं जगत्।

(આ પ્રમાણે બ્રહ્મના સ્વરૂપમાં ચાર શંકાઓ કરીને, હવે જગત્ મિથ્યા વિષે શંકા રૂપ પ્રશ્ન કરે છે–) હે પંડિતો! 'જગત્ મિથ્યા છે' એમ જે તમોએ કહ્યું તે જગત્ કંઇ પણ વસ્તુ-રૂપે છે ? કે વસ્તુતાએજ નથી ? જો છે એમ કહો તો મિથ્યાપણું ન ઠરે, અને જો વસ્તુજ નથી એમ કહો તો દોરડીમાં સર્પની માફક આભાસમાત્રજ જગત્ છે એમ ઠરે, તો તે આભાસરૂપ જગત્ નિત્ય છે ? કે અનિત્ય છે ? ॥૧૦॥

(હવે તેમણે કહેલા જીવસ્વરૂપમાં પાંચ શંકાઓ રૂપ પ્રશ્ન કરે છે–) જીવ કેવળ–પોતે બ્રહ્મ છે, એમ જે તમોએ કહ્યું, તે જીવ કોણ છે ? અને કેવા પ્રકારનો છે ? અને તે જીવને બ્રહ્મપણું તે સ્વાભાવિક છે ? કે બીજાં શમદમાદિક સાધનોથી પ્રાપ્ત થાય છે ? ॥૧૧॥ અથવા તો વસ્તુતાએ બ્રહ્મભાવથી રહિત એવાય જીવને બ્રહ્મભાવની પ્રાપ્તિ ઔપચારિક–કહેવા માત્ર છે ? આ અમોએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર તમારે આપવા જોઇએ. આ પ્રમાણે શ્રીહરિનાં વાકય સાંભળીને તે શાસ્ત્રીઓ કહેવા લાગ્યા. ॥૧૨॥

(બ્રહ્મ કેવા પ્રકારનું છે, એ પ્રશ્નનો ઉત્તર પ્રથમ કહે છે–) હે શ્રીહરે ! સજાતીય, વિજા-તીય અને સ્વીય–સ્વગત ભેદથી રહિત એકજ અદ્વિતીય બ્રહ્મ છે, એમ શ્રુતિ પોતેજ એ બ્રહ્મનું લક્ષણ કહે છે. ॥ (તેમાં **સજાતીય** પદથી પોતાને તુલ્ય બીજો આત્મા–ચેતન નથી એમ નિષેધ કરે છે. **વિજાતીય** પદથી પોતાથી ભિન્ન બીજી જડ વસ્તુ નથી એમ નિષેધ કરે છે. અને **સ્વગત** પદથી બ્રહ્મને વિષે આનંદાદિક ગુણોનો નિષેધ[1] કરે છે–)॥૧૩॥

(હવે બીજા પ્રશ્નનો ઉત્તર આપે છે–) તે બ્રહ્મ નિરાકાર છે, નિષ્ક્રિય છે, અંત વર્જીત, સર્વત્ર પૂર્ણ અને ક્ષરભાવથી રહિત છે, વિકારે રહિત, જ્ઞાનસ્વરૂપ, આનંદરૂપ, અમૃ-તરૂપ અને પર છે. ॥૧૪॥

(હવે જગત્ કોઈ વસ્તુ છે કે સર્વથા તુચ્છ છે, એ પ્રશ્નનો ઉત્તર કહે છે–) ઉપર કહેવા પ્રમા-ણેના બ્રહ્મને વિષે તે બ્રહ્મની માયાથી-અજ્ઞાનથીજ, આ સમગ્ર જગત્ દેખાય છે-વિવર્તરૂપે '

૧–વાદિઓના મતમાં ધર્મધર્મિભાવનો અનંગીકાર હોવાથી, આનંદાદિક ગુણો તે બ્રહ્મમાં ધર્મ–ગુણસ્વરૂપે નથી, પરંતુ ધર્મિ એવા તે બ્રહ્મરૂપેજ તે ગુણો માનેલા છે, કેમકે ગુણગુણિભાવ માનવાથી અદ્વૈતસિધ્ધાન્તનો ભંગ થાય છે.॥ ૨–રજ્જુ જેમ સર્પ રૂપે દેખાય છે, છીપોલી જેમ ચાંદી રૂપે દેખાય છે. અને સૂર્યના કિરણો જેમ પાણીરૂપે દેખાય છે, તેમ એજ વસ્તુ મૂળસ્વરૂપે નહિ દેખાતાં બીજેરૂપે દેખાય તે અન્યથાભાસ-વિવર્ત કહેવાય છે, તેમજ–બ્રહ્મ પોતેજ પોતાની અવિદ્યા-અજ્ઞાન. તેનાથી બ્રહ્મરૂપે નહિ દેખાતાં જગતરૂપે દેખાય છે, માટે જગત્ બ્રહ્મનો વિવર્ત છે, અને તેથીજ જગત્ મિથ્યા છે. અને બ્રહ્મ સત્ય છે. જેમ રજ્જુ છીપોલી અને સૂર્યના કિરણો સત્ય છે, અને તેમાં ભ્રાંતિથી જણાતાં સર્પ, ચાંદી, અને પાણી મિથ્યા છે તેમ ॥ ॥

तदैकात्म्यापरोक्षेण सर्वमेतन्निवर्त्तते॥१५॥ कालत्रयेऽपि तन्मिथ्या न तद्वस्त्वस्ति किञ्चन। किन्त्वनिर्वचनीयं तत् ख्यातिबाधोभयान्वयात्॥१६॥ अनाद्यविद्या सैवेयं मायेति परिकीर्त्यते। नासदासीन्नो सदासादिति सा लक्ष्यते श्रुतौ॥१७॥ वह्नेर्यथा विस्फुलिङ्गा जीवाः सन्ति तदंशकाः। ब्रह्मैव जीवरूपेण नाना भाति स्वमायया॥१८॥ आदितो ब्रह्मभूतास्ते जीवभावं ततो गताः। भविष्यन्ति पुनस्तेऽपि ब्रह्मरूपा हि साधनैः ॥१९॥ गुरूपसत्तिं कृत्वाऽथ साधनैः श्रवणादिभिः। गुरुप्रसादेन पुनः प्रयान्ति ब्रह्मरूपताम्॥२०॥

જણાય છે અને આત્મૈકયની–અદ્વિતીય આત્મભાવની, અપરોક્ષતા–સાક્ષાત્કાર થવાથી એ સઘળું આભાસરૂપે જણાતું જગત્, નિવૃત્તિ પામે છે.॥૧૫॥ માટે–અવિદ્યાથી કલ્પિત હોવાથી, તેમજ વિદ્યાથી નાશ પામતું–નિવૃત્તિ પામતું હોવાથી, એ મિથ્યા જગત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણેય કાળમાં પરમાર્થ સત્ વસ્તુ છે જ નહિ, પરંતુ તેમાં [1] ખ્યાતિ અને બાધ એ બંનેનો અન્વય–સંભાવના ઘટે છે, માટે તે અનિર્વચનીય છે. ॥૧૬॥

( જો અધ્યાસને કલ્પનારી અવિદ્યાનું અસ્તિત્વ માને તો બ્રહ્મને સદ્વિતીયતા ઠરે, એ 'અવિદ્યા પણ મિથ્યા છે, એમ કહે તો તે મિથ્યા અવિદ્યાને કલ્પનારી બીજી અવિદ્યા માનવી પડે, એમ અનવસ્થારૂપ દોષ ન આવે તે માટે કહે છે કે–) તેજ આ અનાદિ અવિદ્યા, માયા એમ પણ કહેવાય છે, અને તે 'नासदासीत् नो सदासीत्तदानीं तम आसीत्' "તે સમયે—સૃષ્ટિના આરંભસમયમાં આ જગત્ અસત્—શશશૃંગવત્ સર્વથા તુચ્છ ન હતું, તેમ બ્રહ્મની પેઠે સત્ પણ ન હતું, પરંતુ તમ–સત્ અને અસત્ એ બંનેથી વિલક્ષણ અનિર્વચનીય માયાસ્વરૂપે–અવિદ્યાસ્વરૂપેજ હતું," એ શ્રુતિમાં સ્પષ્ટ જોવામાં આવે છે. ॥૧૭॥ ( હવે જીવસ્વરૂપ સંબંધી પ્રશ્નોના ઉત્તર આપે છે.–) હે શ્રીહરે ! અગ્નિના તણખાઓ જેમ અગ્નિનાજ અંશ ગણાય છે, પણ તેથી વિજાતીય નથી. તેમ બ્રહ્મજ પોતે પોતાની માયાથી–અવિદ્યાથી જીવરૂપે નાનાપ્રકારે–અનેક પ્રકારે જણાય છે. ॥૧૮॥

( આ પ્રમાણે શ્રીહરિના પ્રશ્નોના ઉત્તર આપીને પોતાનો સિદ્ધાન્ત સ્પષ્ટ સમજાવવા કહે છે.–) હે હરે ! તે જીવો પ્રથમ તો બ્રહ્મરૂપ–બ્રહ્મજ, હતા. તેજ જીવભાવને પામેલા છે, તો પણ તેઓ સાધન કરવાથી ફરીથી પાછા બ્રહ્મરૂપ–બ્રહ્મજ થશે.

૧–ખ્યાતિ–રજ્જુસ્વરૂપનું ખરું જ્ઞાન નહિ થવાથી તેમાં સર્પ જણાય છે તે ખ્યાતિ કહેવાય અને તે રજ્જુસ્વરૂપનું જ્ઞાન થવાથી તેમાં મિથ્યા જણાતા સર્પની નિવૃત્તિ થાય છે તે બાધ કહેવાય છે. તેમ બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાનથી, તે બ્રહ્મસ્વરૂપમાંજ આ જગત્ દેખાય છે તે ખ્યાતિ છે. અને 'अहं ब्रह्मास्मि' એવું બ્રહ્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થવાથી આ જગતનો બાધ–નિવૃત્તિ થાય છે તે બાધ છે, એમ ખ્યાતિ અને બાધ એ બંનેય જગતને વિષે ઘટે છે માટે અવિદ્યાત્મક–અનિર્વચનીય કહેવાય છે, કેમકે જો જગત્ સત્–સર્વથા પરમાર્થ વસ્તુરૂપેજ હોય તો તેનો બાધ સંભવે નહિ, તેમજ અસત્–શશશૃંગવત્ સર્વથા તુચ્છ હોય તો તેનો દેખાવારૂપ આભાસ સંભવે નહિ, માટે સત્ પણ નહિ, અસત્ પણ નહિ, પરંતુ સત્ અસતથી વિલક્ષણ અનિર્વચનીય–અનિશ્ચિતસ્વરૂપ એવું અવિદ્યાસ્વરૂપ જગત્ માનેલું છે. ॥

अत्र प्रमाणवाक्यानि श्रुतयः स्मृतयस्तथा। प्रसिद्धा भूरिशः सन्ति कथ्यन्ते तत्र काश्चन ॥२१॥

इदमग्रे सदेवासीदेकमेवाद्वितीयकम्। इति त्रिविधभेदो हि सद्विद्यायां निषिध्यते ॥२२॥ प्रायः कारणवाक्यैस्तु शाखान्तरगतैरपि। आत्मैवासीदेकमग्र इति भेदो निषिध्यते॥२३॥ गम्यते च प्रपञ्चस्य ब्रह्मणोऽनन्यता स्फुटम्। इदमग्रे सदेवैकमासीदिति निरूपणात् ॥२४॥ विकारमात्रमिथ्यात्वादनन्यत्वं न दुर्घटम्। विकाराणां हि मिथ्यात्वं श्रुतिः श्रावयति स्वयम् ॥२५॥ मृदः परः कश्चिदर्थो विकारो न हि वर्त्तते। किन्तु

॥१૯॥ ( તે થવાનો પ્રકાર કહે છે.-) તે જીવો પ્રથમ ગુરૂની શરણાગતિ[1] કરીને, પછી ગુરૂએ બતાવેલાં-ઉપદેશ કરેલાં શમદમાદિક સાધનોથી અને ગુરૂની પ્રસન્નતાથી બ્રહ્મરૂપતાને પામી જાય છે. ॥૨૦॥ આ અમોએ કહેલા સિદ્ધાન્તમાં પ્રમાણ રૂપ એવી ઘણીક પ્રસિદ્ધ શ્રુતિઓ અને સ્મૃતિઓ છે, તેમાંથી કેટલીક કહીએ છીએ. ॥૨૧॥

(તેમાં પ્રથમ સૃષ્ટિના કારણરૂપ-બ્રહ્મને પ્રતિપાદન કરનારી કારણશ્રુતિને અર્થરૂપે અનુવાદ કરેછે-) આ વિવિધરૂપે જણાતું જગત્, અગ્રે-સૃષ્ટિના પહેલાં-આરંભદશામાં, સદેવ-સત્‌રૂપજ હતું, એટલે કે-આ નામરૂપના ભેદથી ભિન્ન ભિન્ન જણાતું કંઈ પણ તે વખતે ન હતું, અને તે સત્-બ્રહ્મ, એકજ અદ્વિતીય-સજાતીય, વિજાતીય અને સ્વગત, એ ત્રણેય ભેદથી રહિત કેવળ સત્તામાત્રસ્વરૂપ હતું, આ પ્રમાણે સદ્વિદ્યામાં ત્રિવિધ-ભેદનો નિષેધ કરે છે. ॥૨૨॥અને ઘણું કરીને કારણવાક્યો છે તે સઘળાં બ્રહ્મસ્વરૂપમાં ત્રિવિધભેદના નિષેધપૂર્વકજ પ્રવર્તેછે તે કહે છે-ઘણું કરીને બીજી શાખાઓમાં રહેલાં કારણવાક્યોએ તો-અગ્રે-સૃષ્ટિપહેલાં આત્માજ એક-અદ્વિતીય હતો, એમ ભેદનો નિષેધજ કરાય છે-કરેલો છે. ॥૨૩॥

( ભલે કારણશ્રુતિ ભેદનો નિષેધ કરે, પરતુ હાલમાં જણાતો પ્રપંચભેદતો સત્ય-અબાધિતજ છે, એમ મધ્યે શંકા કરીને ઉત્તર કહે છે-) તો અદ્વૈતસિદ્ધાન્ત કેવી રીતે સિદ્ધ થાય. 'આ જગત્ ન હતું, એક સત્-બ્રહ્મજ હતું' એમ નહિ કહેતાં, આ જગત્ સદેવ-સત્-બ્રહ્મજ-બ્રહ્મરૂપજહતું, એમ નિરૂપણ હોવાથી, કારણરૂપ બ્રહ્મ અને પ્રપંચ-રૂપ આ જગત્ એ બેયની અનન્યતા-એકતા સ્પષ્ટપણે જાણવામાં આવે છે. ॥૨૪॥

---

1 આ સ્વાભિમત અર્થ સિદ્ધ કરવા માટે 'परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ॥ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥१॥ तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय॥ येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम्" ॥२॥ આ બે મંત્રોને પ્રમાણ તરીકે અદ્વૈતવાદિઓ માને છે, પરંતુ—"येनाक्षरं पुरुषं वेद सत्यम्" એ વાક્યજ સત્યસ્વરૂપ-અક્ષરરૂપ પરમાત્માની ઉપાસના બતાવે છે, અને તેને માટે "प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम्" એમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાનું કહે છે, તો પછી નિર્ગુણબ્રહ્મની સાથે **એકભાવાપત્તિરૂપ** અર્થનો ગંધ પણ આ બે મંત્રમાં ક્યાં છે? માત્ર આ મંત્રમાં તો બ્રહ્મસ્વરૂપને જાણનાર મુમુક્ષુ, સંસારથી કંટાળીને તે બ્રહ્મનું જ્ઞાન મેળવવા માટે ગુરૂને શરણે જાય, અને ગુરૂ તેને અક્ષરરૂપ-પરમાત્માને જાણવાની બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે, એટલુંજ કહેલું છે માટે આ બે મંત્રો અભેદવાદિઓને અનકૂળ નથી.॥

वाचारम्भणं तन्नामैव हि नवं नवम् ॥२६॥ सन्मात्रपरमार्थत्वं मृत्पिण्डादिनिदर्शनैः। घटयन्ती श्रुतिः प्राह सर्वस्य च तदात्मताम् ॥२७॥ ऐतदात्म्यमिदं सर्वं सत्यं तत्त्वमसीति च। सद्विद्यया साधितेत्थं सर्वस्यापि सदात्मता ॥२८॥ जीवब्रह्मभिदावाद एतेनैव निराकृतः। उपासकवचश्चेदं श्रूयते श्रुतिमूर्धसु ॥२९॥ देवतेऽहं त्वमेवासि त्वमस्मि ह्यहमेव हि। यो वेदान्योऽहमन्योऽसावित्यपूर्णो न वेद सः ॥३०॥ आत्मनाऽनेन जीवेनानुप्रविश्येति च श्रुतेः। ब्रह्मणोऽनन्यता जीवे स्पष्टमेव प्रतीयते ॥३१॥ इदं सर्वं यदात्माऽयमित्यात्मैक्यं निगद्यते। ब्रह्मायमात्मेत्येतेन ब्रह्मैवात्मेति बोध्यते ॥३२॥ सर्वं वै खल्विदं ब्रह्म सर्वं पुरुष एव हि। इत्याद्यद्वैतवाक्यानि श्रूयन्ते शतशः श्रुतौ ॥३३॥

---

( સત્–બ્રહ્મ જે કારણરૂપ છે, તે અવિકારી અને અજડ છે, અને કાર્યભૂત પ્રપંચ તો વિકારરૂપ અને જડ છે, તો એ બેની એકતા કેમ ઘટે? એ શંકાના પ્રત્યુત્તરમાં કહે છે-) કાર્યરૂપ પ્રપંચ જો પરમાર્થ–સત્ય, હોય તો કારણબ્રહ્મથી જુદો હોવાથી અદ્વૈતનો ભંગ થાય, પરંતુ કાર્યરૂપ વિકારમાત્રનું મિથ્યાપણું હોવાથી, કારણ બ્રહ્મથી કાર્યનું અનન્ય-પણું–એકપણું, અસંભવિત નથી. અને વિકારોનું મિથ્યાપણું તો શ્રુતિજ પોતે કહે છે.- મૃત્તિકાના વિકારરૂપ ઘટશરાવાદિક જેમ મૃત્તિકાથી જુદા પદાર્થરૂપે નથી, પરંતુ વાણી-થી બોલવામાં આવતાં ઘટ, શરાવ, વિગેરે નવાં નવાં નામજ માત્ર જુદાં જુદાં હોય છે. અને વસ્તુતાએ મૃત્તિકાજ એક સત્ય વસ્તુ છે. ॥૨૫–૨૬॥ એમ મૃત્પિંડ વિગેરેનાં દ્રષ્ટાન્તોથી સન્માત્રવસ્તુનું પરમાર્થપણું પ્રતિપાદન કરતી શ્રુતિજ પોતે સર્વવિકારરૂપ પ્રપંચનું જગતનું સદાત્મકપણું સદેકરૂપતાજ કહે છે. ॥૨૭॥ આ પ્રમાણે સદ્વિદ્યાથી, ‘આ સઘળું જગત્ એ રૂપજ–બ્રહ્મરૂપજ છે,. માટે તે બ્રહ્મ સત્ય છે. અને હે શ્વેતકેતો ! તું પણ તે–બ્રહ્મજ છું, એમ સર્વની સદાત્મતા–સદ્રૂપતાજ સિદ્ધ કરેલી છે. ( માટે અદ્વૈતજ શ્રુતિમાર્ગને અનુગુણ સિધ્ધાન્તરૂપ છે ) ॥૨૮॥ આ ઉપસં-હારમાં રહેલા ‘ तत्त्वमसि ’ વાકયથીજ જીવબ્રહ્મનો ભેદવાદ નિરસ્ત થઇ જાય છે. અને શ્રુતિશિરોભાગમાં–વેદાન્તવિભાગમાં, ઉપાસકોનું વચન આ પ્રમાણે સાંભળવામાં આવે છે.–‘ હે ઉપાસ્ય દેવતા ! હું તમેજ છો. અને તમે હુંજ છું, ’ તેમજ ‘ જે ઉપાસક એમ જાણે છે કે–ઉપાસ્ય દેવતા જુદા છે, અને હું જુદો છું, તો તે–ઉપાસક, કંઇ પણ જાણતોજ નથી અને તે અપૂર્ણજ–અતિ અલ્પજ્ઞ છે. ’ ॥૨૯–૩૦॥ ( અને વળી નામરૂપવ્યાકરણશ્રુતિથી પણ જીવ અને બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે-) ‘आत्मना’ મારાજ સ્વરૂપભુત આ જીવરૂપે, પ્રવેશ કરીને હું નામરૂપ કરૂં, એ શ્રુતિથી પણ જીવસ્વરૂપને વિષે બ્રહ્મની અનન્યતા–એકતા, સ્પષ્ટપણે જણાય છે–સિદ્ધ થાય છે. ॥૩૧॥ તેમજ ‘ આ જગત્ જે કંઇ છે, તે આ આત્માજ છે, ’ એમ આત્માની એકતા કહેવામાં આવે છે, ‘ આ આત્મા–જીવાત્મા, બ્રહ્મ છે ’ એ વાકયથી આત્મા બ્રહ્મજ છે એમ સમજાય છે. ’ ‘આ દેખાતું જડચેતનરૂપ સઘળું જગત્, ખરેજ –નિશ્ચેજ બ્રહ્મ છે’ ‘આ બધું જગત્, પુરૂપજ–બ્રહ્મજ, છે’ આ વિગેરે પણ સોએસો શ્રુતિવાકયો અદ્વૈતમતનેજ પ્રતિપાદન કરનારાં સાંભળવામાં આવે છે. ॥૩૨–૩૩॥

॥३३॥ मृत्योः स मृत्युमाप्नोति योऽस्मिन्नानेव पश्यति । नात्र किञ्चन नानाऽस्तीत्यपि भेदो निषिद्ध्यते ॥३४॥ श्रूयते चात्मनानात्त्वप्रतिषेधपरा श्रुतिः । यस्तु सर्वाणि भूतानि स्वात्मन्येवानुपश्यति ॥३५॥ सर्वभूतेषु चात्मानं न ततो विजुगुप्सते । यस्मिन् सर्वाणि भूतानि स्वात्मैवाभूद्विजानतः ॥३६॥ तत्र को मोहः कः शोक एकत्त्वमनुपश्यतः । एवमादिश्रुतिवचोहार्दमद्वैत एव तु ॥३७॥ अदृश्यं यत्तदग्राह्यं गोत्रवर्णादिवर्जितम् । न स्थूलं नाणु न ह्रस्वं न दीर्घं नापि लोहितम् ॥३८॥ निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् । निर्गुणं तन्निराकारं परब्रह्म निरिन्द्रियम् ॥३९॥ इत्याद्याः श्रुतयः प्रादुर्भ-

(આ પ્રમાણે આત્મૈક્યને કહેનારાં વાક્યો કહીને, હવે ભેદનિષેધક વાક્યો કહે છે–)

આ જગતમાં જડજીવભેદથી જુદી જુદી નાના—અનેક પ્રકારે જણાતી વસ્તુ બ્રહ્મથી પૃથક્ છેજ નહિ, તોપણ જે અજ્ઞાનથી કોઇ નાના જેવું–ભિન્ન ભિન્ન, જુએ છે તો તે જોનારો મૃત્યુની પરંપરાને—સંસારનેજ પામે છે. આ પ્રપંચમાં—સંસારમાં, કંઇ પણ નાના—ભિન્ન, વસ્તુ છેજ નહિ, એમ પણ ભેદનો નિષેધ શ્રુતિજ કરે છે. ॥૩૪॥ (વળી આત્મભેદભાવનો વિશેષપણે પ્રતિષેધ કરતા સતા કહે છે–) આત્મામાં નાનાત્વને–અનેક પ્રકારતાને, નિષેધ કરનારી શ્રુતિ સાંભળવામાં આવે છે-જે મુમુક્ષુ સર્વભૂતોને સ્વાત્મા માંજ—સ્વસ્વરૂપમાંજ જુએ છે, (અર્થાત્ હું જ આ સઘળા રૂપે રહેલો છું એમ જુએ છે)તેમ જ સ્થાવરજંગમાત્મક સર્વભૂતોમાં આ-આપણે અનુપ્રવેશ કરેલા સ્વાત્માને જ જુએ છે, એવો એ આત્મદર્શી ક્યારેય કોઈ તરફ ઘૃણા–તિરસ્કારદૃષ્ટિ, નથી કરતો, કેમકે જે જ્ઞાનદશામાં તત્ત્વદર્શિ પુરૂષને આ સર્વભૂતો આત્મા રૂપેજ થઇ જાય છે–જણાય છે, અર્થાત્ આત્માથી પૃથક્ કંઇ પણ તેને રહેતું નથી, તે સમયમાં–એકાત્માના અનુભવને પામેલા તે પુરૂષને **મોહ** અને **શોક** કેવો? (આત્મૈક્યદશામાં પૃથક્ વસ્તુ નહિ રહેવાથી પ્રિય-અપ્રિયનોજ વિભાગ નથી રહેતો માટે શોકમોહનો પ્રસંગજ સંભવે નહિ એ ભાવાર્થ છે) આ વિગેરે શ્રુતિવચનોનું હાર્દ—તાત્પર્ય અદ્વૈતમતમાંજ ઘટે છે, માટે અમારો સિદ્ધાન્ત યુક્ત છે એ આશય છે. ॥૩૫–૩૭॥

(આ પ્રમાણે સજાતીય અને વિજાતીય ભેદનો નિષેધ કરવાપૂર્વક આત્મૈક્યને અવબોધન કરનારી શ્રુતિઓ કહી બતાવી, હવે સ્વગતભેદને નિષેધ કરનારી શ્રુતિઓનો અર્થાનુવાદ કરે છે.-)

જે બ્રહ્મ અદૃશ્ય અને અગ્રાહ્ય છે. અને ગોત્રવર્ણાદિકથી રહિત છે. અણુત્વ, હ્રસ્વત્વ, દીર્ઘત્વ, કે લોહિતવર્ણ, એ આદિકભાવોથી–ધર્મોથી પણ રહિત છે. એટલે કે–અદૃશ્યત્વાદિક ધર્મોથી અતીત છે, વળી તે પરંબ્રહ્મ કળાથી અને ક્રિયાથી રહિત છે, માટેજ તે શાન્ત છે–તેમાં કોઇ પ્રકારનું ઉત્થાન નથી, તે બ્રહ્મ નિર્દોષ છે. અને અંજનથી–આવરણથી રહિત છે, તેમજ કોઈ ગુણ, આકાર, કે ઇન્દ્રિઓ પણ તે બ્રહ્મને નથી,

(ભાવાર્થ એટલોજ છે કે—જગતમાં અમુકપ્રકારના આકારથી કે દૃશ્યત્વાદિક-અમુકધર્મથીજ દરેક વસ્તુનું જ્ઞાન થાય છે, પરંતુ બ્રહ્મ પોતે કોઈ આકાર, કે ધર્મ-રૂપ વિશેષથી જ્ઞાનગોચર નહિ થતું હોવાથી તે નિર્વિશેષ છે, માટે એ બ્રહ્મ સ્વગતભેદથી રહિત છે.) ॥૩૮–૩૯॥

ब्रह्मणो निर्विशेषताम् । सत्यज्ञानानन्तरूपं ब्रह्म श्रावयति श्रुतिः ॥४०॥ किञ्च विज्ञानमानन्दं ब्रह्मेति श्रूयते क्वचित् । एतेन ब्रह्मणि ज्ञातृज्ञेयभावो निराकृतः ॥४१॥

विष्णुपुराणवचनानि—

प्रत्यस्तमितभेदं यत्सत्तामात्रमगोचरम् । वचसामात्मसंवेद्यं तज्ज्ञानं ब्रह्मसंज्ञितम् ॥४२॥ ज्ञानस्वरूपमत्यन्तं निर्मलं परमार्थतः । तदेवार्थस्वरूपेण भ्रान्तिदर्शनतः स्थितम् ॥४३॥ ज्ञानस्वरूपमखिलं जगदेतदबुद्धयः । अर्थस्वरूपं पश्यन्तो भ्राम्यन्ते मोहसम्प्लवे ॥४४॥ ये तु ज्ञानविदः शुद्धचेतसस्तेऽखिलं जगत् । ज्ञानात्मकं प्रपश्यन्ति त्वद्रूपं परमेश्वर ! । विज्ञानं परमार्थो हि द्वैतिनोऽतथ्यदर्शिनः ॥४५॥

---

આ વિગેરે શ્રુતિઓ બ્રહ્મની નિર્વિશેષતા પ્રતિપાદન કરે છે, (મધ્યે શંકા કરે છે—જો બ્રહ્મ નિર્વિશેષ હોય તો તેનું નિરૂપણજ ન થઈ શકે, કેમ કે—બ્રહ્મ સર્વજ્ઞ છે, વેદાન્તવેદ્ય છે, એમ કહેવામાંજ બ્રહ્મમાં જ્ઞાતૃજ્ઞેયભાવ સિદ્ધ થનો હોવાથી તે સર્વજ્ઞત્વાદિક વિશેષોનો નિષેધજ કરી શકાય તેમ નથી, માટે સવિશેષજ છે, તેના સમાધાનમાં કહે છે— )

જગજ્જન્માદિક લક્ષણોથી ઉપલક્ષિત થતા બ્રહ્મસ્વરૂપની શોધકશ્રુતિ—' सत्यं ज्ञानमनन्तं ब्रह्म' બ્રહ્મ અનૃત, જડ કે પરિછિન્ન નથી એમ નિષેધ મુખે બોધ કરતી હોવાથી નિષેધશેષરૂપ બ્રહ્મસ્વરૂપના નિરૂપણ સાથેજ તેની નિર્વિશેષતા સ્પષ્ટ સંભળાવે છે. વળી ' विज्ञानमानन्दं ब्रह्म ' બ્રહ્મ વિજ્ઞાનસ્વરૂપ, આનંદમાત્ર સ્વરૂપ, છે એમ આ શ્રુતિમાં સાંભળવામાં આવે છે—અર્થાત્ વિજ્ઞાન અને આનંદ, એ વિગેરે ધર્મોએ યુકત ધર્મિસ્વરૂપે નથી. માટે આમ કહેવાથી બ્રહ્મસ્વરૂપમાં જ્ઞાતૃજ્ઞેયભાવનો નિષેધ કરાય છે. ॥૪૦—૪૧॥

(આવી રીતે સ્વાભિમત અર્થમાં પ્રમાણભૂત શ્રુતિવચનો કહીને, હવે સ્મૃતિવચનો કહે છે—તેમાં પ્રથમ વિષ્ણુપુરાણનાં વચનો કહે છે.—) સજાતીયાદિક સકળભેદો જેમાં લય પામી જાય છે, જે સત્તામાત્રસ્વરૂપ અને વાણીને અગોચર-અપ્રત્યક્ષ-પરોક્ષ છે, (વાણી—શબ્દ, જાતિ, ગુણ, કે ક્રિયા દ્વારાજ દરેક વસ્તુનો બોધ કરે છે, બ્રહ્મમાં કોઇ પણ ગુણ કે ક્રિયા વિગેરે નહિ હોવાથી વાણીને અગોચરજ—પરોક્ષજ રહે છે. એ ભાવાર્થ છે. તો તે બ્રહ્મ' શબ્દપ્રમાણથી અગમ્ય હોવાથી શશશૃંગવત્ સર્વથા તુચ્છજ છે એમ કેમ ન કહેવાય? તો તેનાસમાધાનમાં કહે છે.)—તે બ્રહ્મ આત્મસંવેદ્ય—સ્વયંપ્રકાશૈકરસ હોવાથી જ્ઞાનસ્વરૂપ એવું બ્રહ્મનામથી ઓળખવામાં આવે છે.॥૪૨॥ જ્ઞાનમાત્રસ્વરૂપ અને કર્તૃત્વાદિક ધર્મોથી રહિત હોવાથી સ્વતઃ—સ્વરૂપથીજ નિર્મળ, એવું એક બ્રહ્મજ પરમાર્થવસ્તુ છે, તેજ બ્રહ્મ અનાદિ અવિદ્યામૂળક ભ્રાન્તિબળથીજ આકાશાદિક પદાર્થોરૂપે દેખાય છે, ( જેમ રજ્જુસ્વરૂપના અજ્ઞાનથીજ તે રજ્જુજ પોતે સર્પરૂપે ભાસે છે, તેમ બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનથીજ તે બ્રહ્મજ અનેક પદાર્થસ્વરૂપે દેખાય છે, એ ભાવાર્થ છે. ) ॥૪૩॥

આ સમગ્ર જગત્ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં કલ્પિત હોવાથી બ્રહ્મસ્વરૂપજ છે, તેને અબુધ—અવિવેકી માણુસો, રજ્જુને સર્પરૂપેજ જેમ, એમ અસત્પદાર્થરૂપે જોતા થકા ( આ મારૂં ભોગ્ય છે અને હું એનો ભોકતા છું ) એવા મોહથી ભરેલા આ સંસારમાં ભમે છે-વારંવાર જન્મમૃત્યુને પામે છે. ॥૪૪॥ અને હે પરમેશ્વર ! ભેદવાસના જેમને ટળી ગઇ છે એવા શુદ્ધચિત્તવાળા અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને યથાર્થ જાણનારા, એવા

आत्मैव तदिदं विश्वं सृज्यते सृजति प्रभुः ॥ अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्त्तते ॥ ध्यायतो विषयान्पुंसः स्वप्नेऽनर्थागमो यथा ॥४६॥ अमूलमेतद्बहुरूपरूपितं मनोवचःप्राणशरीरकर्म । यथा हिरण्यं सुकृतं पुरस्तात्पश्चाच्च सर्वस्य हिरण्मयस्य । तदेव मध्ये व्यवहार्यमाणं नानापदेशैरहमस्य तद्वत् ॥ ४७ ॥ न यत्पुरस्तादुत यन्न पश्चान्मध्ये च तत्तद्व्यपदेशमात्रम् । भूतं प्रसिद्धं च परेण यद्यत्तदेव तत्स्यादिति मे मनीषा ॥४८॥ अविद्यमानोऽप्यवभासते यो वैकारिको राजससर्ग एषः । ब्रह्म स्वय-

---

જે જ્ઞાનીજનો છે તે તો સમગ્ર જગતને જ્ઞાનસ્વરૂપ એવા તમારા રૂપેજ જુએ છે, પરંતુ જ્ઞાનસ્વરૂપ એવા તમારાથી પૃથક્ કંઇ પણ જોતા નથી; માટે વિજ્ઞાનસ્વરૂપ એવું બ્રહ્મજ પરમાર્થ—સત્યસ્વરૂપ છે, અને આ જગત્ તેથી—બ્રહ્મથી ભિન્ન છે—એમ ભેદદષ્ટિથી જોનારા તો મિથ્યાદષ્ટિવાળા ભ્રાન્તિ પામેલા છે. ॥૪૫॥

( હવે શ્રીમદ્ભાગવતપુરાણનાં વચનો કહે છે.—) આત્માથી ભિન્ન કાંઇ વસ્તુજ નથી, જે આ વિશ્વ સજવામાં આવે છે તે પણ આત્માજ છે, અને જે સજનારા પરમેશ્વર છે તે પણ આત્માજ છે, ( આત્મારૂપ અધિષ્ઠાનમાં આ બધું જગત્ અનાદિ અવિદ્યાથી કલ્પિત છે, માટે આત્માથી પૃથક્ કંઈ વસ્તુ છેજ નહિ એ ભાવાર્થ છે)

(જો જ્ઞાનમાત્રસ્વરૂપ બ્રહ્મ સિવાય બીજું તત્ત્વજ ન હોય તો આ અર્થમૂળક સંસૃતિ કેમ થાય છે? એ શંકાના સમાધાનમાં કહે છે—)

રૂપાદિક વિષયોનું વારંવાર ધ્યાન કરનાર પુરૂષને સ્વપ્નમાં તે રૂપાદિકપદાર્થોનું વિદ્યમાનપણું નહિ હોવા છતાં પણ જેમ સ્વાપ્નિક ક્લેશ વિગેરે અનર્થાગમ થાય છે, તેજ પ્રમાણે બ્રહ્મ સિવાય બીજી વસ્તુ, અર્થરૂપે નહિ હોવા છતાં પણ આભાસરૂપ જણાતા કલ્પિતપદાર્થોની, ભ્રાન્તિબળથી અનિવૃત્તિને લીધે સંસૃતિ નિવૃત્ત નથી થતી. ॥૪૬॥

જે આ—મન, વાણી, પ્રાણ, શરીર અને શરીરથી થતાં કર્મ, વિગેરેરૂપે બહુરૂપથી વિભાગવાળું જણાતું આ જગત્ અમૂળ-મૂળ સિવાયનું છે, ( અવિદ્યામૂળક હોવાથી પરમાર્થમૂળક નથી ) જેમ સુવર્ણને સારી રીતે ઘાટ ઘડયા પછી કડાં, મુકુટ વિગેરે આકારો જોવામાં આવે છે, પરંતુ તે ખરી રીતે વિચારતાં જેમ આગળ પાછળની અવસ્થામાં બધી રીતે સુવર્ણજ સત્યવસ્તુ છે, અને મધ્યે જણાતા—અનેક પ્રકારે વ્યવહાર થતા આકારો જેમ મિથ્યા છે, તેજ પ્રમાણે આ દેખાતા પ્રપંચની આદિ અને અંત અવસ્થામાં હુંજ એક પરમાર્થવસ્તુ હોવાથી મારામાં આભાસ થતું જગત્ મિથ્યા છે; અને હું—બ્રહ્મજ એક સત્ય છું. ॥૪૭॥

જે કડાં મુકુટ વિગેરે, સુવર્ણની પ્રથમ અવસ્થામાં તેમજ પછીની અવસ્થામાં હોતાં નથી. પરંતુ મધ્યમાવસ્થામાં ખરી વસ્તુ સુવર્ણ જ પોતે તે તે—કડાં, મુકુટ, વિગેરે નામોથી માત્ર વ્યવહાર કરવામાં આવે છે, તેજ પ્રમાણે આ દેખાતો સઘળો પ્રપંચ—જગત્ સૃષ્ટિથી પહેલાં તેમજ પ્રલય પછીની અવસ્થામાં નહિ હોવા છતાં, મધ્યમ અવસ્થામાં પરમાર્થભૂત તે બ્રહ્મની સત્તાને લીધે તેનાથી પ્રકાશ થતો હોવાથી તે બ્રહ્મ રૂપજ છે, પરંતુ તેનાથી પૃથક્ નથી. એમ મારો સૂક્ષ્મમતિથી નિર્ણય કરેલો છે.

ज्योतिरतो विभाति ब्रह्मेन्द्रियार्थात्मविकारचित्रम् ॥४९॥ एष स्वयंज्योतिरजोऽप्रमेयो महानुभूतिः सकलानुभूतिः । एकोऽद्वितीयो वचसां विरामे येनेषिता वागसवश्चरन्ति ॥५०॥ स वै न देवासुरमर्त्यतिर्यङ् न स्त्री न षण्डो न पुमान्न जन्तुः। नायं गुणः कर्म न सन्न चासन्निषेधशेषो जयतादशेषः॥५१॥ नान्यत्त्वदस्ति भगवन्नपि तन्न शुद्धं मायागुणव्यतिकराद्यदुरुर्विभासि । तस्मादिदं जगदशेषमसत्स्वरूपं स्वप्ना-

---

( કડાં, મુકુટ, વિગેરે સુવર્ણની આદિઅંત અવસ્થામાં નહિ રહેવાથી કેવળ સુવર્ણજ પોતે પોતાની સત્તાથી તે તે રૂપે દેખાય છે, માટે મધ્યે દેખાતા વિકારો જેમ ખોટા છે; અને એક સુવર્ણજ સત્ય છે, તેમ સૃષ્ટિની આદિ અંત અવસ્થામાં પ્રપંચ નહિ હોવા છતાં, મધ્યે સત્તામાત્રસ્વરૂપ બ્રહ્મજ પોતે તે તે પ્રપંચરૂપે દેખાય છે. માટે મધ્યે જણાતો પ્રપંચ મિથ્યા છે અને તે પ્રપંચનું અધિષ્ઠાન સત્તામાત્રસ્વરૂપ બ્રહ્મ તે સત્ય છે એ ભાવાર્થ છે. ) ॥૪૮॥

રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો આ વિકારરૂપ સર્ગ, અવિદ્યમાન[1]—વર્તમાન અવસ્થામાં નહિ હોવા છતાં પણ અવિદ્યાને લીધે પ્રતીયમાન થાય છે, ( જો પ્રપંચ રૂપ સર્ગ ન હોય તો તે કયા અધિષ્ઠાનમાં દેખાય છે? અને કેમ દેખાય છે? એમ મધ્યે શંકા કરીને કહે છે –) સ્વયંપ્રકાશૈકરસરૂપ બ્રહ્મજ પોતે પોતાની અવિદ્યાથી પરિકલ્પિત એવાં ઇન્દ્રિઓ વિષય અને મન વિગેરે વિકારોથી વિવિધ પ્રકારે વિચિત્રરૂપે જણાય છે.॥૪૯॥ આ પરમાત્મા સ્વયંપ્રકાશૈકરસ, અજ—અજન્મા નિત્ય, માટેજ અપ્રમેય—બીજા કોઇ પ્રમાણોથી અગમ્યસ્વરૂપ, મહાનુભૂતિ—કેવળ અનુભવ સ્વરૂપ, સકળાનુભૂતિ—દેશકાળ વિગેરેથી અપરિચ્છિન્ન અનુભૂતિસ્વરૂપ, એક—સજાતીયભેદરહિત, અદ્વિતીય—વિજાતીય ભેદશૂન્ય, આ પ્રમાણે વાણીને અગોચર એવા જે પરમાત્માએ અધિષ્ઠિત એવાં વાક્ આદિક ઇન્દ્રિઓ અને પ્રાણ વિગેરે પોતપોતાની ક્રિયામાં ગતિ કરે છે—વર્તે છે. ॥૫૦॥ તે આત્મા—પરમાત્મા, દેવ, અસુર, મર્ત્ય અને પશુ, તેમજ સ્ત્રી, નપુંસક, પુરૂષ, કે કોઇ પ્રાણી, તેમજ ગુણ અને ગુણનું કાર્ય—કર્મ, તેમજ—સત્—કારણરૂપ સૂક્ષ્મવસ્તુ અને અસત્—કાર્યરૂપ સ્થૂળવસ્તુ, એ વિગેરેમાંના કોઇરૂપે નથી, એમ અશેષ—સર્વવિશેષથી વિધુર—રહિત છે. ( જો એમ હોય તો તે બ્રહ્મનું નિરૂપણ કેમ થઇ શકે ? એમ શંકા કરીને કહે છે–) ' नेति नेति ' એમ સર્વવિશેષનો—વસ્તુભેદનો નિષેધ કરતાં બાકી જે સ્વરૂપ છે, તે નિષેધસ્વરૂપ—પરમાત્મા જયકારી વર્તે છે. (અર્થાત્-એ પરમાત્માના સ્વરૂપનો ' नेति नेति ' એમ નિષેધમુખેજ બોધ થાય છે, પરંતુ ' એ આવાજ છે ' એમ વિધિમુખે બોધ થતો નથી એ ભાવાર્થ છે. ) ॥૫૧॥

હે ભગવન્ ! તમારા સિવાય બીજી કોઈ વસ્તુ પરમાર્થ—સત્યતત્ત્વરૂપ છે જ નહિ, જો કે આ પ્રપંચ જણાય છે ખરો, તો પણ તે શુદ્ધ—સાચો નથી, કેવળ આભાસમાત્ર-જણાવારૂપજ છે, કેમકે ખરી રીતે તમેજ તમારી માયાના ગુણવિસ્તારથી-રજ્જુ જેમ

---

૧ ' आदावन्ते च यन्नास्ति तन्नास्तीत्युच्यते बुधैः ' આદિ અને અંતમાં જે નથી હોતું, તે નથી એમજ ડાહ્યા માણસો કહે છે, માટે પ્રપંચરૂપ સર્ગ આદિઅંતમાં નથી તો તે નથી એમ મિથ્યાજ માનવામાં આવે છે, એ તાત્પર્ય છે ॥

भमस्तधिपणं पुरुदुःखदुःखम् । त्वय्येव नित्यसुखबोधतनावनन्ते मायात उद्यदपि यत्सदिवावभाति॥५२॥ क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ! ब्रह्मजीवात्मनोरैक्य-मत्रापि स्फुटमीयते ॥५३॥ एवं ब्रह्मस्वरूपादिप्रश्नानामुक्तमुत्तरम् । अत्र चेत्संशयो ब्रूहीत्युक्तस्तान् हरिरब्रवीत् ॥५४॥ युष्माभिरेकमेवेति श्रुतेरर्थो निरूपितः । सजातीयादिभिर्भेदैर्हीनं ब्रह्मेति तत्त्वतः ॥५५॥ निर्विशेषस्य तस्यास्य कथं सर्गादिहेतुता । निर्व्यापारं निर्विशेषं कार्यं नाधातुमर्हति ॥५६॥ सर्गादिकार्यवैचित्र्यं कथं सन्मात्रतो भवेत् । सन्मात्रस्य हि नित्यस्य स्थितिः साधारणी सदा ॥५७॥ व्यापारभेदसापेक्षं-

---

સર્પરૂપે દેખાય છે,તેમજ અનેક પ્રકારે દેખાઓ છે. માટે આ સમગ્ર જગત્ સ્વાપ્નિક પદાર્થોની પેઠે અસત્ અને અનેક દુઃખપરંપરાથી ભરેલું છે અને અજ્ઞાનથીજ વિસ્તાર પામેલું છે, તે આ જગત્ નિત્ય–અખંડ, આનંદસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત, એવા તમારામાં વર્તતું–રહેલું, હોવાથી, માયાથી ઉદય પામેલું છે તેથી મિથ્યા હોવા છતાં પણ સત્ય હોય ને શું ? એમ જણાય છે. ( માયાથી–અવિદ્યાથી થયેલું આ જગત્ મિથ્યા છે, તો પણ બ્રહ્મની સત્તાથી સત્ય જેવું જણાય છે. એ તાત્પર્ય છે. ) ॥૫૨॥

( હવે ભગવદ્‌ગીતાનું વચન કહે છે–) હે ભારત ! સર્વક્ષેત્રોમાં–શરીરોમાં રહેલો ક્ષેત્રજ્ઞ–જીવાત્મા તે પણ હું જ છું એમ જાણ, આ ભગવદ્‌ગીતામાં કહેલા ભગવદ્‌-વાક્યમાં પણ બ્રહ્મ અને જીવાત્માનું ઐક્ય સ્પષ્ટપણે જણાય છે. ॥૫૩॥

( પંડિતો કહે છે–) હે હરે ! આ પ્રમાણે બ્રહ્મસ્વરૂપસંબંધી વિગેરે પ્રશ્નોના ઉત્તરો કહ્યા, હવે એમાં જો સંશય હોય તો બોલો ? આ પ્રમાણે કહેલા શ્રીહરિ તે પંડિતો પ્રત્યે કહેવા લાગ્યા. ॥૫૪॥ હે પંડિતો ! તમોએ '**एकमेवाद्वितीयम्**' એ વિગેરે શ્રુતિઓનો અર્થ–સજાતીયાદિક ભેદોથી રહિત, એકજ—અદ્વિતીય, નિર્વિશેષ બ્રહ્મ પરમાર્થ તત્ત્વ છે, એમ નિરૂપણ કર્યો. ॥૫૫॥ તો નિર્વિશેષપણે માનેલા એ બ્રહ્મની સર્ગાદિક પ્રત્યે હેતુતા–કારણતા કેવી રીતે માનેલી છે ? કેમકે–કોઇ પણ વસ્તુ વ્યાપાર–ચેષ્ટા કર્યા સિવાય અને વિશેષ–ભેદ પામ્યા સિવાય કાર્ય કરવા અગર કાર્યરૂપે થવા સમર્થ થતું નથી.

( જેમકે—મૃત્પિંડ વિગેરે મર્દનાદિક ક્રિયાયોગને પામ્યા સિવાય ઘટાદિક પદાર્થરૂપે થઇ શકતો નથી, તેમજ—કુલાલ પણ ચક્રભ્રમણાદિક વ્યાપાર કર્યા સિવાય ઘડા વગેરે પદાર્થો બનાવી શકતો નથી, એજ પ્રમાણે બ્રહ્મ પણ વિશેષ—ભેદયોગ સિવાય, તેમજ વ્યાપાર કર્યા સિવાય સૃષ્ટિ વિગેરે કાર્ય કરવા કેમ સમર્થ થાય ? એ તાત્પર્ય છે ) ॥૫૬॥

અને વળી સન્માત્ર—સકળ વિશેષ વિધુર, એકજ અદ્વિતીય, એવા બ્રહ્મ થકી સર્ગાદિક કાર્યનું વિચિત્રપણું કેમ થાય ? કારણ કે—સન્માત્ર નિત્ય એવા બ્રહ્મની સ્થિતિ સદાય સાધારણ—એક સરખી છે, (તાત્પર્ય એ છે કે—નિર્વિશેષ સન્માત્ર બ્રહ્મ સદાય એકસ્થિતિમાં હોવાથી સર્ગ-પ્રતિસર્ગ, એવાં પરસ્પર વિરૂધ્ધ વિચિત્ર બને કાર્યોમાં કેમ કારણ થાય ? અથવા જો વિરૂધ્ધ કાર્યમાં કારણ થઇ શકે, તો તે સર્ગ—પ્રતિસર્ગ, એ બેમાંથી એક પણ ન થાય એમ પણ કેમ ન બને ? ) ॥૫૭॥

तद्वैचित्र्यं ततो यदि । निर्विशेषज्ञप्तिमात्रब्रह्मवादो न युज्यते ॥५८॥ ईक्षाविशेषयोगेन श्रूयते सर्गहेतुता । तदयोगान्निर्विशेषे ननु बाध्येत सा श्रुतिः ॥५९॥ मायायोगेन तद्योगस्तस्मिन्सम्भवतीति चेत् । मायोपहितमात्मानं ब्रह्म वेत्ति न वेत्ति वा ? ॥६०॥ यदि वेत्ति तदा ज्ञातृ ब्रह्म स्यात् सविशेषकम् । न वेत्ति यदि तस्य स्यादज्ञता ब्रह्मणस्तदा ॥६१॥ ननु जातु ज्ञातुरेव भवेद्दूषणमज्ञता । कर्तृकर्मविहीनस्य ज्ञानमात्रस्य वस्तुनः॥६२॥ ज्ञानक्रियाकर्तृताया राहित्यं न तु दूषणम् । अपि सन्निहितां मायामजडं तन्न वेद चेत् ॥६३॥ आपद्येत जडं तत्तु सन्निकृष्टाप्रकाशनात् । ननु मायाशबलितं

અને કર્તા જે બ્રહ્મ, તેની કાર્ય કરવાની ઇચ્છા વિગેરે અમુક વ્યાપારની અપેક્ષાથી કાર્યનું વિચિત્રપણું, તે—સન્માત્ર બ્રહ્મ થકી માનવામાં આવે તો 'નિર્વિશેષજ્ઞપ્તિમાત્ર બ્રહ્મ છે' એવો તમારો સિદ્ધાન્ત ઘટે નહિ ॥૫૮॥ અને 'तदैक्षत बहु स्यां प्रजायेय' એ શ્રુતિમાં તો ઇક્ષિણપૂર્વકજ બ્રહ્મની સર્ગાદિકમાં કારણતા કહે છે, તો નિર્વિશેષ બ્રહ્મમાં તે ઇક્ષણનો યોગ ઘટેજ કેમ ? માટે તે નહિ ઘટવાથી—સંભવતો નહિ હોવાથી 'तदैक्षत' એ શ્રુતિનો તમારા મતમાં વ્યાકોપ—બાધ, આવવાનોજ ॥૫૯॥

હવે આ ઇક્ષણયોગ સાક્ષાત્ નિર્વિશેષ બ્રહ્મમાં નથી, પરંતુ માયાનો યોગ થવાથી તે ઇક્ષણનો યોગ બ્રહ્મમાં સંભવે છે. માટે કાંઇ વિરોધ આવતો નથી, એમ જો તમે કહેતા હો તો તે બ્રહ્મ માયાથી ઉપહિત—સંબંધ પામેલા, પોતાના આત્માને—સ્વરૂપને જાણે છે ? કે નહિ વારૂ ? જો જાણે છે, એમ કહો તો તે બ્રહ્મ ' ज्ञातृ ' જ્ઞાતા થાય એટલે સવિશેષ ઠરે, જો નથી જાણતું એમ કહો તો તે બ્રહ્મની અજ્ઞતા ઠરે, ( એ રીતે બંને પ્રકારે તમારા મતમાં બાધ આવે છે. ) ॥૬૦-૬૧॥

( ત્યારે અદ્વૈતવાદી કહે છે કે–) તમારા કહેવા પ્રમાણે બ્રહ્મને અજ્ઞતારૂપ દૂષણ તો જો બ્રહ્મ જ્ઞાતા—જ્ઞાતૃત્વધર્મે યુક્ત, હોય તો કહી શકાય, પરંતુ કર્તૃત્વ, તેમજ કર્મ વિગેરે ધર્મોથી રહિત એવા જ્ઞાનમાત્રસ્વરૂપભૂત બ્રહ્મવસ્તુને જ્ઞાનક્રિયામાં કર્તાપણાનો અભાવ-કહેવો તે દૂષણ કેમ કહેવાય ? તે તો ભૂષણરૂપજ છે. ( કેમકે તે બ્રહ્મ તો કર્તા પણ નથી, તેમજ કર્મ પણ નથી, પરંતુ કર્તૃત્વાદિક સર્વધર્મોથી રહિત કેવળ સન્માત્ર વસ્તુ છે માટે તેમાં કર્તૃત્વાભાવ કહેવો તે યોગ્યજ છે )

( ત્યારે શ્રીહરિ કહે છે કે–) અરે ? તમારૂં બોલવુંજ વિરૂદ્ધતા ભરેલું છે– બ્રહ્મ તો અજડ–જડવસ્તુથી જૂદું ચેતન છે, છતાં પાસે રહેલી માયાને તે જાણતું નથી, તો પછી પાસે રહેલાને પણ પ્રકાશ નહિ કરનારૂં હોવાથી તે જડ છે એમ કેમ ન કહેવાય ? માટે બ્રહ્મ અજડ–જડ નથી, એમ તમારૂં કહેવુંજ વૃથા–ખોટું છે,

( ત્યારેવાદિપંડિતો કહેવા લાગ્યા–) હે હરે ! અમો એમ નથી કહેતા, પરંતુ અમારૂં કહેવું એમ છે કે–તે બ્રહ્મ નિર્વિશેષ સન્માત્રસ્વરૂપ છે, તો પણ તે માયાશબલિત–, માયાવેષ્ટિત, થઇને ઇશ્વરસ્વરૂપે થાય છે તે અવસ્થામાં વર્તતાં, પોતાને વશ વર્તનારી પાસે રહેલી માયાને જુએ છે, અને સૃષ્ટિ કરવામાં ઉપકરણ–સાધન તરીકે તેનો અંગીકાર કરીને, ( આ માયાથી આ જગત્ રચું એમ નિશ્ચય કરીને ) આ સમગ્ર જગતની રચના કરે છે. ( માટે બ્રહ્મની નિર્વિશેષતામાં બાધ આવતોજ નથી. )

भूत्वा ब्रह्मेश्वरात्मना ॥६४॥ पश्यन्निमां स्ववशगामङ्गीकृत्य सृजत्यदः। निर्विशेषब्रह्मवादे नैतदप्युपपद्यते ॥६५॥ मायाशवलता केयं शुद्धे बुद्धे स्वतः सदा। माया ह्यविद्या युष्माभिरिष्यतेऽज्ञानलक्षणा ॥६६॥ निष्क्रियस्य निरीहस्य चिद्रूपस्य स्वभावतः। अविद्यारूपमायाया अङ्गीकारो नु कोऽन्वयम् ॥६७॥ मायामङ्गीकरोतीति वचनं ह्यौपचारिकम्। न रुणद्धि न वा भुङ्क्ते मायां सन्निहितामपि ॥६८॥ किन्तु ज्ञप्तिस्वरूपत्वात्तस्य तत्साक्षिमात्रता। अद्रष्टरि ज्ञप्तिमात्रे साक्षिता केयमुच्यताम् ॥६९॥ साक्षा-

(ત્યારે શ્રીહરિ કહે છે-) હે પંડિતો ! બ્રહ્મની નિર્વિશેષતાનું ઉપપાદક જે વચન તમે કહો છો તેજ વચન તમારા મતનું બાધક-ખંડન કરનારૂં થાય છે, કેમકે-જે બ્રહ્મ જ્ઞપ્તિમાત્રસ્વરૂપ છે, તે જ માયાશબલિત થાય છે, તેજ ઇશ્વર થાય છે, તે જ આ જગત્ સર્જે છે, એમ તે બ્રહ્મમાં માયાવિશિષ્ટ થવાપૂર્વક કર્તૃત્વાદિક ધર્મો સિદ્ધ થવાથી સવિશેષતાનુંજ સમર્થન—પ્રતિપાદન થાય છે, માટે નિર્વિશેષ બ્રહ્મવાદમાં એ ઉપપાદનજ ઘટે નહિ, ॥૬૨-૬૫॥ અને વળી-સર્વદા સ્વતઃ શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ એવા બ્રહ્મને વિષે આ માયાશબળતા કેમ કહેવાય ?-ઘટેજ કેમ ? અને તે માયા તમોએ અવિદ્યાસ્વરૂપ અને 'ભાવરૂપ અજ્ઞાનાત્મક' એવી માનેલી છે, (તો તે અજ્ઞાનરૂપ અવિદ્યાનો સંબંધ, તે અજ્ઞાનના વિરોધિ એવા જ્ઞાનમાત્રસ્વરૂપ બ્રહ્મને વિષે કેમ કહી શકાય? એ ભાવાર્થ છે) ॥૬૬॥ વળી-સ્વતઃ-સ્વરૂપથીજ નિરીહ-નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય-ક્રિયાશૂન્ય, અને ચિદ્રૂપ-જ્ઞાનમાત્ર સ્વરૂપ,એવા બ્રહ્મને માયાનો અંગીકાર શો ?-અંગીકારજ કેવી રીતે કરી શકે ? (અંગીકાર કરવારૂપ ક્રિયાજ ન ઘટે; અને માયાશબલિત થઇને અંગીકાર કરે છે, એમ કહો તો તે ખોટું છે, કેમકે-નિત્યજ્ઞપ્તિમાત્રસ્વરૂપ એવા બ્રહ્મને, તે બ્રહ્મથી પરાભવ પામવાના સ્વભાવવાળી અજ્ઞાનરૂપ અવિદ્યાથી પરાભવ થાયજ નહિ, કે જે પરાભવ પામવાથી પોતે મૂઢ-અજ્ઞાની બનીને એ માયાને જુએ અને તેનો અંગીકાર કરે, માટે એ તમારૂં કહેવું તદ્દન ખોટુંજ છે એ ભાવાર્થ છે) ॥૬૭॥

(ત્યારે વાદિપંડિતો કહે છે-) ના, ના, એમ નહિ, અમે માયાનો અંગીકાર કરવાનું જે કહીએ છીએ તે તો ઉપચાર માત્ર-કહેવામાત્રજ છે, એટલે કે-બ્રહ્મ પોતે જ્ઞપ્તિમાત્રસ્વરૂપ હોવાથી પાસે રહેલી અવિદ્યાને-માયાને, તેના કાર્યમાં રોકાણ-અટકાવ કરતું નથી, તેમજ તેનો ઉપભોગ પણ કરતું નથી, અર્થાત્-તેની સાથે જોડાવા પૂર્વક તેના કાર્યમાં સામેલ થતું નથી, પરંતુ જ્ઞપ્તિમાત્રસ્વરૂપ સન્માત્ર એવું બ્રહ્મ તે માયાનું-માયાના કાર્યનું સાક્ષિમાત્રજ થાય છે. ॥

(ત્યારે શ્રીહરિ કહે છે—) એ પણ ન ઘટે, કેમકે-અદ્રષ્ટા અને જ્ઞપ્તિમાત્રસ્વરૂપ એવા બ્રહ્મને વિષે આ સાક્ષિતા પણ કેમ કહેવાય ? કેમકે-સાક્ષાત્-પ્રત્યક્ષ દેખનાર વ્યક્તિના નામમાંજ **સાક્ષી** શબ્દ પ્રવર્તે છે, તો બ્રહ્મ પોતે નિર્વિષય-રૂપાદિક વિષયના સાક્ષાત્કારને નહિ પામનાર હોવાથી; તે માયા બ્રહ્મની પાસે પ્રકાશ પામતી નથી-સાક્ષાત્-પ્રત્યક્ષ થઇ શકતી નથી, એટલે કે તે માયા બ્રહ્મના પ્રત્યક્ષ વિષયમાં આવી શકતી નથી, તો આ પ્રમાણે માયાનો પ્રકાશ નહિ પામનાર અથવા માયાને પ્રકાશ

द्रष्टरि संज्ञायां साक्षिशब्दः प्रवर्त्तते। न च प्रकाश्यते सेयं तद्धि निर्विषयं यतम्। अप्रकाश्याप्यद्रष्टा च हन्त साक्षि कथं भवेत् ॥७०॥ आक्षेपः क्रियते कोऽयमविज्ञाया-स्मदाशयम् ॥ ब्रह्म प्रत्यक् स्वयंज्योतिर्नानाध्यासपदं भवत् ॥७१॥ न लिप्यते तद्गुणेन तत्साक्षीति निगद्यते॥ ननु प्रत्यक् परम्ब्रह्म नानाध्यासपदं कथम् ॥७२॥ मायासमावृते तस्मिन्नध्यासो प्रवर्तीति यत्। तदेतदनुपादेयमविचारितसुन्दरम् ॥७३॥ दुर्निरूपा हि सा माया भेदाभेदविकल्पिते। किं भिन्ना ब्रह्मणो माया किमभिन्नाऽथवेष्यते ॥७४॥ आद्य

કર્યો સિવાય, તેમજ માયાને જોયા સિવાય, હન્ત–વિચારો તો ખરા, કે તે સાક્ષી કેવી રીતે થાય ? ॥૬૮–૭૦॥

(ત્યારે વાદિપંડિતો કહેવા લાગ્યા કે–) અમારો અભિપ્રાય સમજ્યા સિવાય તમે આ શો આક્ષેપ કરો છો ? અમે તો એમ કહીએ છીએ કે–બ્રહ્મ પોતે પ્રત્યક્સ્વરૂપ–સર્વથી વિલક્ષણપણે રહેલું. અને સ્વયંપ્રકાશ હોવાથી, માયાના વિલાસરૂપ અનેક–નાના પ્રકારના અધ્યાસનું અધિષ્ઠાન હોવા છતાં પણ તે માયાના ગુણદોષથી લેપાતું નથી, માટે તે અનુપલિપ્તત્વ–લેપ ન પામવો, તેટલા પુરતુંજ તે માયાનુ અને માયાના કાર્યનું સાક્ષિ છે એમ કહીએ છીએ.

(ત્યારે શ્રીહરિ મધ્યે આક્ષેપ કરીને કહે છે– ) અરે ? પ્રત્યક્સ્વરૂપ એવું પરંબ્રહ્મ છે તે પોતે નાના–અનેક અધ્યાસનું અધિષ્ઠાન કેમ થાય ? અને જો માયાથી સમાવૃત-આવરણ પામેલા તે બ્રહ્મમાં અધ્યાસ થાય એમ કહો તો તે તમારૂં વચન–બોલવું અવિચારિત સુંદર–બુદ્ધિ પૂર્વક વિચાર કર્યા સિવાય તમારા કહેવા પ્રમાણે માની લે તેનેજ ઠીક લાગે એવું છે, પરન્તુ બુદ્ધિમાનને તો તે અનુપાદેય–અગ્રાહ્યજ છે. અર્થાત બુદ્ધિમાન તો તે ન જ માને ॥૭૧–૭૩॥

(આ પ્રમાણે માયાનો અંગીકાર[1] કરીને તેનાથી બ્રહ્મને આવરણ વિગેરે ન થાય એમ ખંડન કરીને, હવે તે માયાજ તમારા મતમાં ન ઘટે એમ માયાનું સ્વરૂપથી ખંડન–નિષેધ કરે છે– )

(શ્રીહરિ કહે છે–)બ્રહ્મસ્વરૂપને આવરણ–આચ્છાદન કરનારી તે માયા, બ્રહ્મથી ભિન્ન છે ? કે અભિન્ન–એકજ છે ? આ પ્રમાણે–'ભિન્ન કે અભિન્ન છે' એમ વિકલ્પ કરીને પૂછતાં તે માયાનું નિરૂપણજ તમારાથી કરી શકાય તેમ નથી. તે કહે છે–જો માયા બ્રહ્મથી ભિન્ન છે, એમ કહો તો બ્રહ્મવસ્તુમાં પરિચ્છિન્નપણું આવે, એટલે કે–જે ભાગમાં માયા છે ત્યાં બ્રહ્મ નથી, માટે દેશથી, કાળથી અને વસ્તુસ્વરૂપથી એમ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિતપણારૂપ જે બ્રહ્મનું અનન્તપણું તે સંભવેજ નહિ, એ દોષ આવે, તેમજ માયાવસ્તુ સ્વીકારવાથી બ્રહ્મ અને માયા એમ બે થવાથી તમારા અદ્વૈતસિદ્ધાન્તનો ભંગ થાય છે, હવે બીજા પક્ષમાં જો માયા બ્રહ્મથી અભિન્ન કહો તો માયાનો અંગીકારજ નકામો થઇ જાય, એટલે કે–માયાનો અંગીકાર કરે છે, એમજ ન કહી શકાય. કેમકે પોતાથી જે ભિન્ન હોય તેનો અંગીકાર સંભવે, પરંતુ જે ભિન્ન નથી–એકજ છે, તો તે અપૃથક્વસ્તુનો અંગીકાર, તેમજ અપૃથક્વસ્તુથી પોતાને આવરણ થાય છે, એમ કહેવું તે ઘટેજ કેમ ? આનો ઉત્તર આપો. ॥૭૪–૭૬॥

૧–તેમના મત પ્રમાણે માયાવસ્તુ માન્ય રાખીને.

वस्तुपरिच्छेदादनन्तत्त्वं न सम्भवेत्॥ द्वितायस्याभ्युपगमादपसिद्धान्त आपतेत्॥७५॥ द्वितीये ननु मायाया अङ्गीकारो वृथा भवेत्॥ स्वाऽनन्येन स्वावरणं घटेत कथमुच्यताम्॥७६॥ नित्यब्रह्माऽनन्यतया निवृत्तिर्वा कथं भवेत्। निवर्त्यमायाऽनन्यत्त्वात् निवर्त्यं ब्रह्म वा भवेत्॥७७॥ ननु भिन्नापि सा माया मिथ्यैवाऽस्माभिरीप्यते। न ततः सद्वितीयत्त्वं नापसिद्धान्तसम्भवः॥७८॥ अथापि वो न निर्मुक्तिरुक्तदोषप्रसङ्गतः। मिथ्यापि सा विजातीया भवद्भिः स्वीकृता ननु॥७९॥ असद्विलक्षणां तां तु वदता रक्ष्यते हि सा। सद्विलक्षणतोक्तया च ब्रह्मभिन्नाऽपि सा मता॥८०॥ सत्यं ज्ञानमनन्तं चेत्येतल्लक्ष्मापि दुर्घटम्। उक्तेनैव विकल्पेन सत्यत्त्वादेरनन्वयात्॥८१॥ माय-

(અને વળી બીજો પણ દોષ આવે છે. તે કહીએ છીએ-) અવિદ્યારૂપ માયાનું નિત્ય એવા બ્રહ્મની સાથે અનન્યપણું-એકપણું હોવાથી તે બ્રહ્મસ્વરૂપથી અપૃથક્ભૂત અવિદ્યાની નિવૃત્તિ કેમ થાય? અથવા તો નિવર્ત્ય—નિવૃત્તિ પામવા યોગ્ય માયાની સાથે બ્રહ્મનું અનન્યપણું-એકપણું હોવાથી તે બ્રહ્મ પણ નિવર્ત્ય-નિવૃત્તિ પામવા યોગ્ય થઇ જાય. (માટે આવી રીતે બંને પ્રકારે બાધ આવે છે.) ॥૭૭॥

(ત્યારે વળી વાદિપંડિતો કહેવા લાગ્યા કે-)ના, ના, એમ નહિ, અમે તો તે માયાને બ્રહ્મથી ભિન્ન હોવા છતાં પણ તે **મિથ્યાજ** છે એમ માનીએ છીએ, તેથી બ્રહ્મને સદ્વિતીયતા ન થાય, તેમજ બ્રહ્મમાં પરિચ્છિન્નતા પણ ન આવે અને અમારા સિદ્ધાન્તનો ભંગ પણ ન થાય. ॥૭૮॥

(ત્યારે શ્રીહરિ કહે છે.-) હે પંડિતો! માયાને તમે મિથ્યાસ્વરૂપે માનો તો પણ, અમોએ કહેલા દોષના પ્રસંગથી તો તમો મુક્ત નહિ થાઓ-દોષનું નિવારણ નહિ કરી શકો, કેમકે-તે માયા મિથ્યા છે, એમ માનો તો પણ બ્રહ્મ સત્ય હોવાથી તે બ્રહ્મથી વિજાતીય એવી માયા તમોએ સ્વીકાર કરીજ કહેવાય, અને વળી-સત્-અસત્થી વિલક્ષણ એવી માયા છે, એમ માનનારા તમો-અસત્થી વિલક્ષણ કહેવામાંજ તેનું સ્વરૂપ કલ્પો છો, હવે તમારે અસત્થી વિલક્ષણ તો બ્રહ્મ સિવાય બીજી કોઇ સત્ વસ્તુજ નથી, તેથી માયા, સત્—બ્રહ્મ તો કહેવાયજ નહિ, ત્યારે સત્—બ્રહ્મથી પણ વિલક્ષણ એ માયા છે એમ માનવુંજ પડે, ત્યારે તે માયા ભલે મિથ્યા માનો તો પણ તે બ્રહ્મથી વિજાતીય એક વસ્તુ છે એમ માનવાથી, બ્રહ્મ વિજાતીયભેદવાળું ઠર્યું., તો પછી તમારો અદ્વૈતસિદ્ધાન્ત ક્યાં રહ્યો? અને વિજાતીયભેદ પડવાથી બ્રહ્મ પરિચ્છિન્ન થયું, તેથી તે બ્રહ્મનું અનન્તત્વ પણ નષ્ટ થઇ ગયું. ॥૭૯-૮૦॥ અને વળી સત્ય, જ્ઞાન, અનન્ત, એ પ્રમાણે બ્રહ્મનું લક્ષણ જે શ્રુતિ કહે છે, તે પણ માયા અને બ્રહ્મનો અભેદ માને તો માયાના અનૃતત્વાદિક ગુણો બ્રહ્મમાં આવે તેથી ન ઘટે અને ભેદ માને તો બ્રહ્મમાં પરિચ્છિન્નતા આવે તો પછી અનન્તતા ન ઘટે, એમ બંને રીતે ઉપર કહેલા વિકલ્પ પ્રમાણે શ્રુતિપ્રતિપાદિત લક્ષણનો બાધ આવે માટે તમારો સિદ્ધાન્તજ અયુક્ત ઠરે છે. ॥૮૧॥

(આ પ્રમાણે માયાનો સ્વરૂપથીજ નિષેધ કરીને, હવે તે માયા કદાચ તમો દુરાગ્રહથી માનો તો તે માયાથી બ્રહ્મસ્વરૂપને આવરણ-આચ્છાદાન થાય છે, એમ જે તમે કહો છો તે બ્રહ્મને આવરણજ

याऽऽवरणं यत्तु ब्रह्मणस्तच्च दुर्घटम् । प्रकाशैकस्वरूपस्य निर्विशेषस्य नैव हि ॥८२॥ प्रकाशप्रतिरोधः स्यादावृतं येन तद्भवेत् । आवृतं स्यात्प्रकाश्यं हि प्रकाशप्रतिरोधतः ॥८३॥ अधिष्ठानं कथं वा स्यादध्यासस्य तिरोहितम् । अंशतश्चेत् प्रकाशः स्यात्तस्य स्यात्सविशेषता ॥८४॥ नित्योदितप्रकाशैकस्वरूपस्यापि सा जडा । मायाऽऽवरणमित्येतदुपहासपदं वचः ॥८५॥ तथाभूतेन तेनापि या माया न निवारिता । कथं वार्यताऽनृतया विद्यया वाक्यजन्यया ॥८६॥ भेदश्रुतिश्च बाध्येत विश्वमिथ्यात्ववादिनः ।

ન ઘટે એમ આવરણનો નિષેધ-ખંડન કરે છે—)

હવે માયાથી-અવિદ્યાથી બ્રહ્મને આવરણ-આચ્છાદન થાય છે એમ જે તમે કહો છો, તે પ્રકાશૈકસ્વરૂપ એવા નિર્વિશેષ બ્રહ્મને એ આવરણ ઘટેજ નહિ. ॥૮૨॥ કેમકે-પ્રકાશનો પ્રતિરોધ-રોકાણ થાય તોજ તે પ્રતિરોધથી તે પ્રકાશ આવરણ પામેલો કહેવાય,જેમકે-પ્રકાશ થવાને યોગ્ય,અથવા પ્રકાશધર્મે યુક્ત,એવો **દીપ** વિગેરે ધર્મી પદાર્થ તેના ધર્મભૂત પ્રકાશનો પ્રતિરોધ થવાથીજ તે આવરણ પામ્યો એમ કહેવાય છે, (હવે તમો બ્રહ્મને તો નિર્વિશેષ પ્રકાશમાત્રસ્વરૂપ માનો છો, તો તે પ્રકાશમાત્રનું આવરણ--આચ્છાદન, તે તો તેનો નાશજ એમ કહેવાય. અને તે નિત્ય કહે તો તેનો પ્રતિરોધ ન ઘટે. અને જો દીપપ્રભાની માફક તેના પ્રસરણનો ઉપરોધ થવો તે રૂપ આચ્છાદન માનો, તો તે પ્રકાશૈકસ્વરૂપ નિર્વિશેષ બ્રહ્મ સક્રિય અને પરિચ્છિન્ન એવું ઠરે. ) ॥૮૩॥

અને વળી અવિદ્યાથી **તિરોહિત** બ્રહ્મ, અધ્યાસનું અધિષ્ઠાનજ કેમ થઇ શકે? (જેમકે રજ્જુ જો સર્વાંશથી પ્રકાશમાં--સાક્ષાત્કારમાં આવે તો તેમાં સર્પનો અધ્યાસ-આભાસ થાય જ નહિ, પરંતુ--દીર્ઘત્વાદિક અમુક અંશનો પ્રકાશ થવાથી અને રજ્જુત્વાદિક અમુક અસાધારણ ધર્મનો પ્રકાશ નહિ થવાથી, તેમા સર્પનો આભાસ–અધ્યાસ થાય છે, તેજ પ્રમાણે પ્રકાશસ્વરૂપ બ્રહ્મમાં અંશ--અંશિભાવ નહિ હોવાથી તેનું અવિદ્યાથી તિરોધાન એટલે તેનો નાશજ એમ કહેવાય, માટે તે અવિદ્યાથી તિરોહિત બ્રહ્મમાં કોઇપણ અધ્યાસની અધિષ્ઠાનતા સંભવેજ નહિ એ તાત્પર્ય છે. ) અને જો અંશથી-અમુક વિભાગથી પ્રકાશિત રહે છે; અને બાકીના અમુક અંશથી તિરોહિત—આચ્છાદિત થાય છે, એમ જો બ્રહ્મસ્વરૂપમાં અંશ--વિભાગ કલ્પવામાં આવે તો બ્રહ્મ **સવિશેષ** ઠરે.॥૮૪॥

(વળી બ્રહ્મ અને માયાનું સ્વરૂપ વિચારતાં પણ, માયાથી બ્રહ્મ આવરણ પામે છે એ વચનજ '**तमसा रविरावृतः**' 'અંધકારથી સૂર્ય આવરણ પામે છે' એમ બોલવા જેવું ઉપહાસને પાત્ર છે, એમ કહે છે--)

નિત્યોદિતપ્રકાશૈકસ્વરૂપ એવા બ્રહ્મને તે જડ માયા-અવિદ્યા આવરણ કરે છે, એ વચન ઉપહાસને પાત્ર છે, ॥૮૫॥અને પ્રકાશૈકસ્વરૂપ એવા તે બ્રહ્મથી પણ જે માયા નિવૃત્તિ નથી પામતી, તો તે '**तत्त्वमसि**' આદિકમિથ્યા વાક્યથી થયેલી મિથ્યાવિદ્યાથી --મિથ્યાજ્ઞાનથી કેમ નિવૃત્તિ પામે?(જે માયા પ્રકાશસ્વરૂપ એવા સત્ય બ્રહ્મથી પણ નિવૃત્તિ ન પામે, તો બ્રહ્મ સિવાય બીજું બધુ મિથ્યા હોવાથી, શ્રુતિ પણ મિથ્યા હોવાથી '**तत्त्वमसि**' આદિક શ્રુતિવાક્યજન્ય મિથ્યાજ્ઞાનથી તે કેમ નિવૃત્તિ પામે ? ન જ પામે અને બ્રહ્મમાં અંશઅંશિભાવ નહિ હોવાથી '**तत्त्वमसि**' આદિક વાક્યજન્ય વિદ્યાથી બ્રહ્મનો અમુક અંશ પ્રકાશ થાય છે એમ પણ કહી શકાય નહિ, આમ વસ્તુસ્થિતિ હોવાથી, નિર્વિશેષસ-માત્રબ્રહ્મવાદ અને જગન્મિથ્યાત્વવાદ

नन्वभेदश्रुतीनां वो नयनं खलु दुर्घटम् ॥८७॥ भेदश्रुतेः सङ्गमनमस्माकं सुगमं ननु । अध्यारोपापवादाभ्यां भेदाभेदगिरां गतेः ॥८८॥ वस्तुन्यवस्त्वारोपो यः सोऽध्यारोप इतीर्यते । अध्यारोपितमिथ्यात्ववादः प्रोक्तोऽपवादकः ॥८९॥ अध्यारोपापवादौ द्वावेवं वेदान्तविश्रुतौ । वस्तु सत्यं ब्रह्म तत्रावस्तु मिथ्याखिलं जगत् ॥९०॥ हन्त श्रुतिर्भ्रामयित्वा पश्चाद्बोधयतीति यत् । विरोधशामकं दाक्ष्यं कस्तन्मन्येत पण्डितः ॥९१॥ द्वे वाव ब्रह्मणो रूपे इति भेदमपूर्वकम् । श्रावयित्वा श्रुतिः सैव तं नेत्यपवदेत्कथम्

એ બંને અદ્વૈતપ્રક્રિયામાં બંધ બેસતાજ નથી તો પણ તેને સાબીત કરવા પ્રયત્ન કરે છે તે પણ **મિથ્યાજ** છે એ તાત્પર્ય છે.) ॥૮૬॥

અને આ પ્રમાણે વિશ્વને મિથ્યા કહેનારાઓના મતમાં અનુપપત્તિ-યુક્તિબાધ આવે છે એટલુંજ નહિ, પરંતુ આત્મપરમાત્મભેદ—જડચેતનભેદ—ગુણગુણિભેદ, એ વિગેરેને પ્રતિપાદન કરનારી ભેદશ્રુતિઓનો પણ બાધ આવે છે.

ત્યારે અદ્વૈતવાદિવિદ્વાનો કહેવા લાગ્યા કે—)એ તો ઠીક, પણ તમારે ભેદવાદિઓને અભેદશ્રુતિઓનું સંગમન કરવું ક્યાં સહેલું છે? તે તો તમારેય દુર્ઘટજ છે. અને અમારે અભેદવાદિઓને તો ભેદશ્રુતિઓનું સંગમન કરવું સહેલુંજ છે, કેમકે—અધ્યારોપ અને અપવાદ એવાં બે પ્રકારનાં વાક્યોથી, ભેદ અને અભેદ કહેનારી શ્રુતિઓના અર્થની ગતિ—સંગતિ થઇ શકે છે માટે. ( તાત્પર્ય એ છે કે—બ્રહ્મને વિષે જીવ આદિક ભેદનો જે અધ્યારોપ કરવામાં આવે છે તેના અનુવાદરૂપ સઘળી ભેદશ્રુતિઓ છે અને તે અધ્યારોપનો જે અપવાદ કરાય છે તેના અનુવાદરૂપ સઘળી અભેદશ્રુતિઓ છે, એમ વ્યવસ્થા કરવાથી, ભેદપ્રતિપાદક વાક્યો આરોપિતભેદને કહેનારાં હોવાથી, સાવકાશ છે, અને તેના અપવાદરૂપ ભેદનિષેધક વાક્યોનું નિરવકાશતાને લીધે પ્રબળપણું છે, માટે એ પ્રમાણે અધ્યારોપ—અપવાદન્યાયથી એ બંને પ્રકારનાં વાક્યોનું સંગમન કરી શકાય છે, પરંતુ તમારે ભેદવાદિઓને અભેદશ્રુતિઓનું સંગમન તો દુર્ઘટજ છે.) ॥૮૭—૮૮॥

( હવે અધ્યારોપ અને અપવાદનું સ્વરૂપ નિરૂપણ કરે છે—) વસ્તુભૂત રજ્જુમાં અવસ્તુભૂત મિથ્યાસર્પનો આરોપ કરવામાં આવે એ **અધ્યારોપ** કહેવાય; અને તે આરોપિત સર્પનો એ મિથ્યા છે એમ નિષેધરૂપે કહેવામાં આવે તે **અપવાદ** કહેવાય, આ પ્રમાણે એ **અધ્યારોપ** અને **અપવાદ** એ બંને વેદાન્તમાં પ્રસિદ્ધપણે માનેલા છે, હવે એજ પ્રમાણે પરમાર્થવસ્તુભૂત બ્રહ્મમાં, અવસ્તુભૂત આ સઘળું જગત્ આરોપિત-કલ્પિત દેખાય છે, માટે તે બ્રહ્મ **સત્ય** છે; અને જગત્ **મિથ્યા** છે. ॥ ૮૯—૯૦ ॥

( ત્યારે શ્રીહરિ કહે છે—) અરે ? આ તમારી ભેદાભેદશ્રુતિઓના અર્થનું સંગમન કરવાની કુશળતા કેવી કહેવાય ? આ કંઇ પંડિતોની સભામાં શોભે નહિ, કે—શ્રુતિજ પોતે અપૂર્વ ભ્રમ ઉત્પન્ન કરીને, પછી પોતે જ નિવૃત્તિ પમાડે છે, (આમ બોલવુંજ ન ઘટે). ॥૯૧॥ મૂર્તવસ્તુ અને અમૂર્તવસ્તુ એ બંને પરબ્રહ્મનાં રૂપ છે, એમ અપૂર્વ—નવીજ, ભેદ શ્રુતિ પોતે શ્રવણ કરાવીને, તે ભેદને શ્રુતિ પોતેજ કેમ અપવાદ—નિષેધ કરે?( અને શ્રુતિ પોતે જ એ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ અર્થ બતાવે તો તે આપ્તતમ-અતિહિતકારી કેમ કહેવાય ? કેમકે—) આપ્ત—હિતકારી માણસ કંઇ નવો

॥९२॥ न ह्यासो भ्रममुत्पाद्य तं ततो विनिवर्त्तयेत्। किन्तु जाते भ्रमे तस्य ह्याप्तः कुर्यान्निवारणम् ॥९३॥ भेदश्रुतीरबाधित्वा नन्निषेधश्रुतिर्ननु। नैवावकाशं लभते तत्ताभ्यः सा गरीयसी ॥९४॥ प्रबाधन्त्येव ताः सर्वाः समुदेतीति न क्षतिः। मिथो विरुद्धयोः श्रुत्योर्विषयाणां व्यवस्थया ॥९५॥ अविरोधेन नयनं तद्धि तत्परिरक्षणम्। सर्वथैकप्रबाधेन न्याय्यं नान्यस्य योजनम् ॥९६॥ किञ्च स्वस्य मिथ्यात्वं वदतां भवतां ननु।

સર્પાદિકનો ભ્રમ ઉત્પન્ન કરીને તેનું નિવારણ કરે નહિ, પરંતુ સ્વતઃ-પોતાની મેળે જ થયેલો ભ્રમ હોય તેનું નિવારણ કરે, માટે આ પ્રમાણે શ્રુતિના મિથ્યા અવલંબનથી સ્વયંકલ્પિત—મિથ્યાભેદ કલ્પીને, તેનો નિષેધ કરવો તે પણ મિથ્યાવાદિઓને તો સર્વથા મિથ્યાજ છે. ॥ ૯૨—૯૩ ॥

( ત્યારે વાદિપંડિતો કહે છે—ન્યાય માર્ગ નહિ જાણનારાઓનો આ આક્ષેપ છે, કેમકે—ભેદપ્રતિપાદક શ્રુતિઓ અને ભેદનિષેધક શ્રુતિઓ એમ બન્ને પ્રકારની શ્રુતિઓ સાંભળવામાં આવે છે, તેમાં ભેદશ્રુતિઓ, નિષેધશ્રુતિઓથી પહેલાંજ પ્રવર્તતી હોવાથી અવિદ્યાકૃત મિથ્યાભેદને કહેવામાં—પ્રતિપાદન કરવામાં અવકાશ પામે છે; અને નિષેધશ્રુતિઓ તો નિષેધ્ય-નિષેધ કરવા યોગ્ય વસ્તુની અપેક્ષાવાળી હોવાથી ભેદશ્રુતિઓનો બાધ કર્યા સિવાય અવકાશ પામતી જ નથી, માટે તે ભેદશ્રુતિઓ કરતાં અભેદશ્રુતિઓ—ભેદનિષેધક શ્રુતિઓ બળવત્તર છે, માટે તે ભેદ નિષેધ કરવામા પ્રમાણભૂત છે; અને ભેદશ્રુતિઓનું પ્રામાણ્ય—ભેદ નિષેધક શ્રુતિઓના ઉદય પહેલાં વ્યવહારિક-મિથ્યાભેદ કહેવામાં છે, આવો આ અપચ્છેદ ન્યાય જાણ્યા સિવાય અમારી ઉપર આક્ષેપ કરો છો, આ પ્રમાણે અભિપ્રાય મનમા રાખીને વાદિઓ કહે છે—)

ભેદશ્રુતિઓનો બાધ કર્યા સિવાય ભેદનિષેધકશ્રુતિ અવકાશ પામતીજ નથી માટે અભેદશ્રુતિ સર્વ ભેદશ્રુતિઓ કરતાં બળવત્તર હોવાથી, તે ભેદપ્રતિપાદક શ્રુતિઓનો બાધ કરતી સતીજ ઉદય પામે છે માટે તેનું પ્રાબલ્ય હોવાથી અમારા કહેવામાં કોઇ પ્રકારની ખામી નથી, ॥

( ત્યારે શ્રીહરિ કહે છે-) એ તમારૂં કહેવું યોગ્ય નથી, કેમકે—સ્વતઃ પ્રમાણભૂત શ્રુતિઓનો જ્યાં પરસ્પર વિરોધ આવતો હોય, ત્યાં તે વિરોધનુ સમાધાન તે તે વાક્યોના વિષયવિભાગની વ્યવસ્થા કરીને કરવું જોઇએ, જેમકે—' સર્વભૂતની હિંસા ન કરવી ' એ શ્રુતિવાક્યનું વિરોધિવાક્ય—' યજ્ઞીયપશુની હિંસા કરવી ' એ છે, આ બે શ્રુતિવાક્યોનો પરસ્પર વિરોધ હોવાથી તેની વ્યવસ્થા કરવી જોઇએ કે—સર્વભુતની હિંસાનો જે નિષેધ કર્યો, તે નિષેધ યજ્ઞીયપશુ સિવાયના પ્રાણીઓની હિંસાનો છે એમ જાણવું, પરંતુ એક શ્રુતિવાક્યથી બીજા શ્રુતિવાક્યનો બાધ કરીને તેનો અર્થ કરવો તે ન્યાયયુક્ત ન જ ગણાય, ( માટે તમારા કહેવા પ્રમાણે શ્રુતિઓમા પરસ્પર બાધ્યબાધકભાવ માનીને—કલ્પીને અર્થ કરવો તે યોગ્ય નથી એ ભાવાર્થ છે. ॥ ૯૪—૯૬ ॥

અને વળી બ્રહ્મ સિવાય બીજા સર્વનું મિથ્યાપણુ કહેનારા તમારે તો ગુરૂ, શિષ્ય અને ગુરૂએ કરેલો ઉપદેશ, તેમજ તે ઉપદેશથી ઉપજેલું જ્ઞાન, એ બધુ ય મિથ્યાજ થઇ જાય ॥૯૭॥ ( ભલે તે અમને અભિમત—ઇષ્ટ છે, અમને શી હાનિ છે. ) એમ જો

गुरुशिष्योपदेशादि सर्वमेवानृतं भवेत् ॥९७॥ आदौ नारायणः साक्षाद्विधेर्गुरुरुदाहृतः । स एव नराकृतिः कृष्ण उद्धवार्जुनयोर्गुरुः ॥९८॥ गुरुशिष्यविभागोऽयं कथं नामोपपद्यते । आचार्यात्कल्पिताज्जातात्तत्त्वज्ञानाच्च कल्पितात् ॥९९॥ कल्पितस्यास्य शिष्यस्य कार्थसिद्धिर्ननूच्यताम् । श्रुतिः स्मृतिः कल्पितेयं प्रमाणं कथमुच्यते ॥१००॥ श्रवणादिविधिः सर्वो व्यर्थः स्यादत एव च । अविद्याकल्पितत्वेन तत्त्वमस्यादि वाक्यजम् ॥१०१॥ ज्ञानं कथं वा प्रभवेदविद्याविनिवृत्तये । नन्वज्ञानदशायां तु नोपदेशाद्यसत्यता

તમે ઇષ્ટાપત્તિ કહો તો-સાક્ષાત્ શ્રીનારાયણ ભગવાન બ્રહ્માને ઉપદેશ કરનાર આદિગુરૂ કહેલા છે, તે જ સાક્ષાત્ મનુષ્યાકૃતિ ધારનારા સ્વયં શ્રીકૃષ્ણ, ઉદ્ધવ અને અર્જુનના ગુરૂ કહેલા છે, તો પછી આ ગુરુશિષ્યનો વિભાગ તમારા કહેવા પ્રમાણે કેવી રીતે ઘટે? અને વળી કલ્પિત આચાર્ય થકી થયેલા કલ્પિત તત્ત્વજ્ઞાનથી, આ કલ્પિત શિષ્યને, શી અર્થસિદ્ધિ થવાની તે કહો ?

અવિદ્યાનિવૃત્તિ થાય છે, એમ કહો તો તે કોને થાય છે ? શિષ્ય તો કલ્પિત–મિથ્યા છે, તેને અવિદ્યાનિવૃત્તિરૂપ અર્થસિદ્ધિથી શું પ્રયોજન છે ? અને કલ્પિત–મિથ્યા જ્ઞાનથી કોઇ અર્થ કેમ સિદ્ધ થાય ? તેમજ કલ્પિત–મિથ્યાગુરૂ પણ શા કામમાં આવે ? અને કલ્પિત–મિથ્યાભૂત શ્રુતિસ્મૃતિનું પ્રામાણ્ય કેમ મનાય ? કેમકે–કોઇ પણ કલ્પિત–મિથ્યાવસ્તુ પ્રમાણ થઇ શકેજ નહિ.॥ ૯૮–૧૦૦ ॥

(આ તમારૂં સર્વમિથ્યાવાદિપણું તો—'एष वन्ध्यासुतो याति खपुष्पधृतशेखरः । मृगतृष्णाम्भसि स्नातः शशशृङ्गधनुर्धरः ' ॥ આ વંધ્યાપુત્ર મૃગતૃષ્ણાજળમાં સ્નાન કરીને, આકાશપુષ્પના તોરા ધારણ કરીને અને શશશૃગનું ધનુષ ધારણ કરીને જાય છે આવું છે.) -

તેમજ શાસ્ત્રપ્રતિપાદિત શ્રવણાદિકનો વિધિ પણ સઘળો વ્યર્થ થઈ જાય, કેમકે–જો કોઇ પરમાર્થ–વાસ્તવિક બદ્ધ હોય તો તેને મુકત થવા માટે, તેમજ બન્ધનિવૃત્તિરૂપ મુક્તિ પણ જો પરમાર્થભૂત હોય, તો તેને માટે શ્રવણાદિકવિધિની સફળતા થાય; અને વળી અવિદ્યાથી કલ્પિત એવા ' तत्त्वमसि ' આદિક વાકયશ્રવણથી થયેલું જ્ઞાન પણ મિથ્યા હોવાથી અવિદ્યાની નિવૃત્તિ કરવા કેમ સમર્થ થાય ?

( અને જો કદાચ મિથ્યાવાકયશ્રવણથી થયેલા મિથ્યાજ્ઞાનથી અવિદ્યાનિવૃત્તિ માનો તો પણ તમારે અદ્વિતીય–નિર્વિશેષ બ્રહ્મવાદિઓને તો તે અવિદ્યાનિવૃત્તિ પણ મિથ્યાજ છે, કેમકે–જો અવિદ્યાનિવૃત્તિ સત્ય માનો તો ગદ્વિતીવતા થાય, માટે મિથ્યાવાદિઓનું તો આ પ્રમાણે સઘળું મિથ્યાજ છે. )

( ત્યારે મિથ્યાવાદિઓ કહે છે–) ના, ના, એમ નહિ, અજ્ઞાનદશામાં તો ઉપદેશાદિકની અસત્યતા મિથ્યાપણું નથી, પરંતુ જ્યારે અદ્વૈતનું-નિર્વિશેષ અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થાય છે ત્યારે તો સર્વ મિથ્યા છે, એમ અમારૂં કહેવું છે, ( માટે એ અમારો અભિપ્રાય સમજ્યા સિવાય કેમ અમને મિથ્યાવાદી કહો છો. ? )

( ત્યારે શ્રીહરિ કહે છે-) હે પંડિતો ! આ તમારી બદ્ધદશા અને પરમાર્થદશા કલ્પવાની ચતુરાઇ ભરેલી વ્યવસ્થા તો, તમારા મિથ્યાવાદિઓના વચન-

॥१०२॥ अद्वैतज्ञानकाले तु सर्वं मिथ्येति कथ्यते । व्यवस्थेयं वचोमात्रे शोभते न विचारिता ॥१०३॥ तत्त्वज्ञस्य गुरोस्तावदद्वितीयात्मदर्शिनः । सकार्याज्ञानहीनस्य कथं नु द्वैतदर्शनम् ॥१०४॥ शिष्योपदेशो न भवेद्द्वैतदर्शनमन्तरा । स बाधितानुवृत्त्या चेत्सा हि तस्मिन्न सम्भवेत् ॥ १०५॥ समूला द्वैतदृष्टिर्हि नष्टैवाद्वैतदर्शनात् । न ज्ञानाज्ञानसाहित्यं तेजस्तिमिरयोरिव ॥१०६॥ तत् बाधितानुवृत्तिस्तु दुर्घटा भवतां मते । तत्त्वदृष्टिविहीनश्चेदुपदेष्टुं न चार्हति ॥१०७॥ आदावज्ञानिनस्तस्य ज्ञानप्राप्तिर्हि सद्गुरोः । भवतीत्यस्य सा क्वापि भवेन्नेशस्य कर्हिचित् ॥१०८॥ नित्यसिद्धज्ञान

---

માત્રમાંજ-બોલવામાત્રમાંજ શોભે એવી છે, પરંતુ યુક્તિથી શ્રુતિવચન સાથે વિચારવામાં આવે, તો તો આખરે તે પણ મિથ્થાજ થઇ જાય એવી છે, ( માટે અમે તમારો અભિપ્રાય જાણીનેજ સત્ય વાત કહીએ છીએ.) ॥ ૧૦૧-૧૦૩ ॥

(આ પ્રમાણે શ્રવણાદિકવિધિની અનુપપત્તિ કહીને, હવે ઉપદેશની અનુપપત્તિ-ગુરૂએ કરેલા ઉપદેશનીજ અયુકતતા કહે છે-) ઉપદેશ કરનાર ગુરૂ તત્વદર્શી હોવા જોઇએ, તો અદ્વિતીય આત્મસાક્ષાત્કારને પામેલા તત્ત્વજ્ઞગુરૂને, અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય ભેદદ્રષ્ટિ નાશ પામેલી હોવાથી, તે ગુરૂને દ્વૈતદર્શન-ભેદદૃષ્ટિ કેમ હોઇ શકે? અને દ્વૈતદર્શન સિવાય શિષ્યને ઉપદેશ કરવો એ બનેજ નહિ, જો બાધિતાનુવૃત્તિથી એ ઉપદેશ કરે છે એમ કહો તો તે બાધિતાનુવૃત્તિજ એ તત્વદર્શી ગુરૂને વિષે સંભવે નહિ, કેમકે-અદ્વૈતનો -અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી, ભેદદર્શન અને તેમાં કારણભૂત અવિદ્યા નાશ પામીજ જાયછે, તો પછી ભેદદર્શનમાં કારણભૂત બાધિતાનુવૃત્તિજ કયાં રહી? જેમ-પ્રકાશ અને અંધકાર એક સાથે રહી શકે નહિ, તેમજ જ્ઞાન અને અજ્ઞાન પણ એક સાથે સંભવેજ નહિ, માટે બ્રહ્મવ્યતિરિક્ત સર્વને મિથ્યા માનનારા તમારા મતમાં બાધિતાનુવૃત્તિજ દુર્ઘટ છે; અને તેમ છતાં જો દુરાગ્રહથી બાધિતાનુવૃત્તિ માનો તો તેવા તત્ત્વદ્રષ્ટિવિહીન અજ્ઞાની ગુરૂ પોતે ઉપદેશ કરવાનેજ યોગ્ય નથી. ॥૧૦૪-૧૦૭॥

વળી-તેમાંય પણ પ્રથમ અજ્ઞાની અને પછીથી સદ્‌ગુરૂ થકી જ્ઞાન પામેલા આધુનિક ગુરૂને બાધિતાનુવૃત્તિથી ઉપદેશ કરવામાં પ્રવૃત્તિ કદાચ કહો તો તે ઘટે, પરંતુ નિત્યસિદ્ધજ્ઞાનવાળા સાક્ષાત્ ઇશ્વર એવા શ્રીકૃષ્ણ પરમાત્માને તો બાધિતાનુવૃત્તિ, કયારેય-કોઇ પણ સમયમાં કે અવસ્થામાં, તમારા મત-સિદ્ધાન્ત પ્રમાણે ઘટેજ નહિ, (માટે તમારા મત પ્રમાણે ઉપદેશનીજ નિરર્થકતા છે, કેમકે-ઉપદેશ કરનાર ગુરૂનું-પોતાનુંજ અજ્ઞાન નાશ પામ્યા સિવાય તે બીજાનું અજ્ઞાન શી રીતે નાશ કરી શકે? અને જો અજ્ઞાન ન હોય તો ભેદદ્રષ્ટિથી શિષ્યને ઉપદેશ કેમ કરે? માટે આવો ચોકખો-પ્રત્યક્ષ વિરોધ સમજવામાં આવે તો પણ મિથ્યાવાદિઓને તો તે પણ મિથ્યા જ છે. તેથી ઉપદેશની નિરર્થકતા થાય તો પણ મિથ્યા હોવાથી સંમતજ છે. એમ કહે તોય નવાઇ નહિ. ) ॥૧૦૮॥

(હવે બાધિતાનુવૃત્તિમાં શ્રુતિવિરોધ પણ બતાવે છે-) 'यः सर्वज्ञः सर्ववित्' જે સર્વજ્ઞ અને સર્વવિત્-એકકાળાવચ્છિન્ન સર્વને પત્યક્ષ કરનાર છે,' આ વિગેરે શ્રુતિઓથી ઇશ્વર નિત્યસિદ્ધજ્ઞાનવાળા હોવાથી તેના સ્વરૂપમાં પ્રથમથીજ અજ્ઞાનનો લેશ પણ

एव स सर्वज्ञश्च सर्ववित् । तस्मिन् वक्तुं न सा शक्या प्रागेवाज्ञानहानितः ॥ १०९ ॥ एवम्भूतस्येश्वरस्य द्वैतदर्शनपूर्वकम् । अर्जुनाद्युपदेशादिव्यवहारः कथं भवेत् ॥११०॥ मिथ्याभूतस्य द्वैतस्य मिथ्यात्वेनैव दर्शनम् । सर्वज्ञताया नैव स्याद्विरोधायेति चाप्यसत् ॥१११॥ तन्निग्रहानुग्रहादौ न प्रवर्त्तेत कर्हिचित् । अनुन्मत्तः कोऽपि पुमान् मिथ्यात्वेन विनिश्चितम् ॥११२॥ रजतादि समादातुं क्वापि नैव प्रवर्त्तते । ब्रह्मण्याभासमात्रं हि जगदित्यपि नोचितम् ॥११३॥ जगदन्यद्यदि ऋतं क्वचित्स्यात्तर्हि तस्य तु । आभासो ब्रह्मणि भवेन्नानृतस्य तु सर्वथा ॥११४॥ सर्पस्य रज्वाभासः स्यादन्यत्र सतः खलु । असतोऽन्यत्र जगतो ह्याभासः कथमुच्यते ॥११५॥ आभासस्यास्य को द्रष्टा किं ब्रह्मैवेतरोऽथवा । अनाद्यविद्यया यस्य स्वरूपं

---

સંભવતો નથી માટે તે ઇશ્વરસ્વરૂપમાં બાધિતાનુવૃત્તિ કહી શકાયજ નહિ. ॥૧૦૯॥ આવા–નિત્યસિદ્ધજ્ઞાનવાળા ઇશ્વરને, દ્વૈતદર્શનપૂર્વક—ભેદદર્શનપૂર્વક, અર્જુનાદિકને ઉપદેશ કરવો એ વિગેરે વ્યવહાર કેમ થઇ શકે ? ॥૧૧૦॥ હવે મિથ્યાભૂતદ્વૈતને મિથ્યાપણાથીજ જોવું તેમાં સર્વજ્ઞતાનો કાંઇ વિરોધ આવતો નથી, એમ કહેવું તે પણ ખોટું છે, કેમકે—જો એમ હોય તો ઇશ્વર કોઈના ઉપર અનુગ્રહ કરવામાં કે કોઇનો નિગ્રહ કરવામાં ક્યારેય પ્રવર્તેજ નહિ, જો છીંપોલી વિગેરેમાં જણાતા રજતનો મિથ્યાપણાથીજ–એ મિથ્યા છે, એમ નિશ્ચય કરેલો છે, તો કોઇ પણ–ઉન્માદ નહિ પામેલો--સ્વસ્થચિત્તવાળો ડાહ્યો માણસ, તે મિથ્યા રજતાદિકને લેવા માટે ક્યારેય પ્રવર્ત્તતોજ નથી.

(ભાવાર્થ એ છે કે-કોઇ પણ બુદ્ધિમાન માણસ પોતે મિથ્યાપણાથી નિશ્ચિત કરેલા રજતાદિકને લેવાની પ્રવૃત્તિ, કે ઇચ્છા પણ કરતો નથી, તો સર્વજ્ઞ--ઇશ્વર, મિથ્યાપણે નિશ્ચિત કરેલા શિષ્યને ઉપદેશ કરવાની પ્રવૃત્તિ, કે ઇચ્છા પણ કરેજ કેમ ? અને જો કરે છે તો સર્વજ્ઞ ઇશ્વર, બદ્ધ જીવ અને બંધમાં કારણરૂપ માયા, એમ ત્રણ ભેદ સ્પષ્ટ જોવામાં આવે છે. તો એ ત્રણેય ભેદ અનાદિસિદ્ધજ છે. અને માયાવાદ ખોટો છે)

(આવી રીતે બાધિતાનુવૃત્તિનું ખંડન કરીને હવે જગત્ આભાસરૂપ છે, એમ જે કહે છે તે જગત્ આભાસરૂપ નથી, પરંતુ સત્યજ છે. એમ આભાસવાદનું ખંડન કરવા પૂર્વક જગન્મિથ્યાત્વવાદનો નિષેધ કરે છે–)

જગત્, બ્રહ્મને વિષે કલ્પિત હોવાથી તે આભાસમાત્રજ-- વસ્તુતાએ નહિ હોવા છતાં દેખાવામાત્રજ છે, એમ કહેવું તે પણ ઉચિત--ઘટિત નથી, કેમકે-- એ કલ્પિત જગત્ સિવાયનું બીજું સત્યભુત જગત્ ક્યાંક વિદ્યમાન હોય, તો તેનો બ્રહ્મમાં આભાસ થાય પરંતુ-અસત્ય-મિથ્યાભૂત જગત્નો આભાસ તો કોઇ રીતે થાયજ નહિ અને રજ્જુમાં સર્પનો આભાસ થાય છે, તે તો તે રજ્જુમાં કલ્પિતસર્પ સિવાયનો–બીજે જોવામાં આવતો સત્યભૂત સર્પ, તેનોજ આભાસ થાય છે, તો તેજ પ્રમાણે અસત્--તે કલ્પિત જગત્ સિવાયના બીજા મિથ્યાભૂત જગતનો આભાસ થાય છે, એમ તમારાથી કેમ કહી શકાય ? (માટે જગત્ આભાસરૂપ--મિથ્યા નથી, પણ સત્યજ છે. )॥૧૧૧--૧૧૫॥

स्यात्तिरोहितम् ॥११६॥ स्वस्मिन्स एव नानात्वं पश्यतीति न युज्यते। नित्यमुक्तप्रकाशैकरसज्ञानस्वरूपिणः ॥११७॥ प्रकाशापगमाभावाचैव स्याद्भ्रान्तिदर्शनम्। स्वरूपनाश एव स्यात्प्रकाशापगमे सति ॥११८॥ न घटेतेतरो द्रष्टा स भेदो ह्यपि कल्पितः। तद्भेददर्शने द्रष्टा को वा स्याद्ब्रह्मणः परः ॥११९॥ ज्ञानमात्रस्वरूपस्य द्रष्टृत्वं च कथं भवेत्। अकर्तृत्वाच्च तद्वक्तुं सर्वथैव न शक्यते ॥१२०॥ रज्जौ सर्पेक्षणं यत्तु द्रष्टुर्दृग्दोषतो भवेत्। सत्येव तिमिरादौ हि न तु सर्वस्य तद्भवेत् ॥१२१॥ तत्रापि

(આ પ્રમાણે જગત્ આભાસરૂપ છે. એ વાતનું ખંડન કરીને, હવે એ આભાસનો દ્રષ્ટા—જોનાર કોણ છે? કેમકે બ્રહ્મ સિવાય બીજી વસ્તુજ નહિ માનનારાઓને બ્રહ્મમાં પોતાનામાંજ પડેલો આભાસ પોતેજ કેવી રીતે દેખે? માટે તમારા મતમાં આભાસનું દ્રષ્ટાપણુંજ ન સંભવે એમ બ્રહ્મને વિષે આભાસના દ્રષ્ટાપણાનું ખંડન કરે છે.—).

તમોએ કલ્પેલા આ આભાસનો દ્રષ્ટા કોણ છે? શું બ્રહ્મજ પોતે જોનાર છે? અથવા બીજો કોઇ—એટલે કે જીવ છે? જો બ્રહ્મ પોતેજ કહો તો તે ઘટેજ નહિ. કેમકે—અનાદિ અવિદ્યાથી તિરોહિત થયેલું બ્રહ્મ પોતે પોતાને વિષેજ નાનાપણું જુએ એ વાતજ અસંભવિત—અઘટિત છે. (જેમ રજ્જુમાં ભ્રાન્તિથી દેખાતો સર્પ, તે રજ્જુથી પૃથગ્ભૂત માણસ તિમિરાદિક દોષને લીધે દેખે છે, પણ કાંઇ રજ્જુ પોતે પોતામાં મિથ્યાસર્પરૂપ આભાસ જોઈ શકતી નથી.)

વળી નિત્યમુક્ત, પ્રકાશૈકરસરૂપ, જ્ઞાનસ્વરૂપ એવા બ્રહ્મને, પ્રકાશનો નાશ થયા સિવાય ભ્રાન્તિદર્શન થાયજ નહિ; અને પ્રકાશનો નાશ થવાથી સ્વરૂપનોજ નાશ થઇ જાય, (કેમકે બ્રહ્મનું સ્વરૂપજ પ્રકાશરૂપ છે. માટે આભાસનો દ્રષ્ટા બ્રહ્મ કહેવાય નહિ એ ભાવાર્થ છે.)

હવે બ્રહ્મથી જુદો--બીજો જીવાત્મા, ભેદભ્રાન્તિનો દ્રષ્ટા કહો, તો તે પણ ન ઘટે, કેમકે તે જીવ પણ કલ્પિત છે, તો તે કલ્પિત જીવભેદનો પણ દ્રષ્ટા બ્રહ્મ સિવાય બીજો કોણ હોય? માટે તે ન ઘટે. ॥ ૧૧૯)

(આ પ્રમાણે બ્રહ્મ, કે જીવ, એ બેમાંથી એક પણ ભેદદર્શનનો દ્રષ્ટા ન ઘટે એમ કહીને, હવે તે ભેદદૃષ્ટિમાં દ્રષ્ટાપણુંજ બ્રહ્મમાં ન સંભવે એમ બ્રહ્મસ્વરૂપમાં દ્રષ્ટાપણાનોજ નિષેધ કરે છે—)

જ્ઞાનમાત્રસ્વરૂપ બ્રહ્મને વિષે, ભેદદર્શનમાં દ્રષ્ટાપણુંજ કેમ કહેવાય? બ્રહ્મને વિષે અકર્તાપણું માનેલું હોવાથી તેમાં તે—દ્રષ્ટાપણું સર્વથા—કોઇ પ્રકારે કહી શકાયજ નહિ.

અકર્તાપણે—કર્તુત્વાદિક ધર્મોથી રહિત માનેલા તે બ્રહ્મમાં જ્ઞાનક્રિયામાં પણ કર્તાપણું કહી શકાય નહિ એ ભાવાર્થ છે. ) ॥૧૨૦॥.

રજ્જુમાં સર્પ દેખાય છે, તે તો દેખનારની દૃષ્ટિમાં તિમિરાદિક દોષને લીધે દેખાય છે અને તે તિમિર વિગેરે કારણરૂપ દોષ પણ સત્ય હોય છે, તેથીજ તે દેખાય છે, પણ દરેકને એ પ્રમાણે થતું નથી, માટે તિમિરાદિક દોષની સત્યતાથીજ રજ્જુમાં સર્પભ્રમ થઇ શકે છે. પરંતુ તમે તો બ્રહ્મ સિવાયની વસ્તુમાત્રને અસત્ય માનો છો, તેથી અસત્ય—મિથ્યાભૂત અવિદ્યાથી બ્રહ્મમાં દ્રષ્ટાપણું કેમ થાય? નજ થાય. ।

सत्य एवास्ति दृग्दोषस्तेन तद्भ्रमो भवेत्। ब्रह्मेतरस्यासत्यत्वात्कथमत्र तु तन्मतम् ॥१२२॥ यद्यनादिरयं दोषः स्याद्भेदस्याप्यनादिता। तथा सति कथं नाम भवेत्सर्गः कदाचन ॥१२३॥ भेदत्रयनिषेधो वा प्राक्सर्गाद्घटते कथम्। परास्तमिदमेतेन सर्गोऽयं ननु वीक्षणात् ॥१२४॥ तदभावात्पुरा भेदशून्यतेति यदुच्यते। निर्विशेषे परे ब्रह्मण्येतन्नैवोपपद्यते ॥१२५॥ मायोपहितचैतन्ये विशेषो ननु युज्यते। मायोपधानं नित्यं चेत् भेदः सादिः कथं भवेत् ॥१२६॥ अनादित्वे सदेवेति तन्निषेधो न युज्यते। दोषः पुरुषमाश्रित्य दृष्टो लोके भ्रमावहः ॥१२७॥ सेयं माया कमाश्रित्य जनयेद्भेदविभ्रमम्।

---

(તિમિરાદિક સત્યભૂત દોષરૂપ કારણથીજ દ્વિચન્દ્રભ્રમ થાય છે, તમે તો દોષરૂપ માયાને મિથ્યા કહો છો, તો તે મિથ્યા માયા બ્રહ્મને ભ્રમ ઉત્પન્ન કેમ કરી શકે ? વળી દોષરૂપ માયાને મિથ્યા માનો છો, તો તે મિથ્યા માયામાં ભેદ કલ્પનાર બીજો કોઇક દોષ કલ્પવો પડે, જો તે કલ્પો તો તેમાં કારણરૂપ બીજો દોષ કલ્પવો પડે એમ અનવસ્થા થાય, વળી દ્રશ્યત્વ દ્રષ્ટૃત્વાદિક ધર્મોથી રહિત કેવળ દૃશિમાત્ર બ્રહ્મમાં મિથ્યાભૂત અવિદ્યાને લીધે પણ દ્રષ્ટાપણું શી રીતે સંભવે ? ન જ સંભવે એ ભાવાર્થ છે.) ॥૧૨૧-૧૨૨॥

(ત્યારે વાદિઓ કહે છે-) એ અવિદ્યારૂપ દોષ તો અમે અનાદિ માનીએ છીએ, માટે એને કલ્પનારી બીજી અવિદ્યા કલ્પવાની અપેક્ષા નહિ રહેવાથી અનવસ્થારૂપ દોષ નહિ આવે.

(ત્યારે શ્રીહરિ કહે છે-) જો તમે અવિદ્યા અનાદિ માનો તો ભેદ પણ અનાદિજ થાય અને ભેદ પણ જો અનાદિ હોય તો પછી સૃષ્ટિ અમુક સમયેજ થાય છે એમ ન કહેવાય, સૃષ્ટિ પણ અનાદિજ ઠરે અને સૃષ્ટિ જો અનાદિ ઠરે તો ઉત્પન્ન થાય છે એમ સર્ગની ઉત્પત્તિજ ન કહેવાય, અને તે કારણથીજ સૃષ્ટિ પહેલાં જે ભેદત્રયનો નિષેધ કરો છો તે પણ ન ઘટે, અને વળી-તેમ થવાથી 'स ऐक्षत' એમ બ્રહ્મનું માયા સામું ઈક્ષણ થવાથી સર્ગ થાય છે. એ વાત પણ ઉડી જાય છે માટે અવિદ્યા અનાદિ કહેવાયજ નહિ ॥૧૨૩-૧૨૪॥ અને વીક્ષણરૂપ ગુણયોગના અભાવથી, સર્ગ પહેલાં જે ત્રિવિધ ભેદશૂન્યતા તમે કહો છો, તે પણ નિર્વિશેષ પરબ્રહ્મમાં નહિજ ઘટે, હવે જો તમે માયાથી ઉપહિત- આચ્છાદન પામેલા ચૈતન્ય ધર્મવાળા માયાશબલિત સગુણ બ્રહ્મમાં એ વીક્ષણયોગ ઘટે છે, એમ કહો, તો તે યુક્ત નથી, કેમકે-માયાનું ઉપધાન આવરણ નિત્ય હોય તો ભેદ સાદિ કેમ કહેવાય ? ભેદ પણ અનાદિજ ઠરે, અને જો ભેદનું અનાદિપણું હોય તો 'सदेव' એ શ્રુતિથી જે ભેદત્રયનો નિષેધ કરો છો તે નહિ ઘટે, (એમ બંને રીતે તમારા મતમાં ઈક્ષણગુણયોગ બ્રહ્મને વિષે ઘટતો નથી માટે ઈક્ષણશ્રુતિનો વિરોધ તમારા મતમાં રહેવાનોજ.)

હવે-લોકમાં તિમિરાદિક દોષ અમુક પુરૂષને આશરીનેજ ભ્રમ ઉત્પન્ન કરનાર જોવામાં આવે છે. તો આ અવિદ્યા-માયા કોને આશરીને ભેદદષ્ટિરૂપ વિભ્રમને ઉત્પન્ન કરે છે ? બ્રહ્મને આશરીને ભ્રમ કરે છે એમ કહો તો તે ન ઘટે, કેમકે-તે બ્રહ્મતો અવિદ્યાનું વિરોધિ છે, (એટલે કે-અવિદ્યા-માયા પોતે અજ્ઞાનરૂપ છે, તે જ્ઞાનૈકસ્વરૂપ એવા

ब्रह्माश्रित्येति चेत्तन्न तस्यास्तत्तु विरोधि हि ॥१२८॥ प्रकाशैकरसे ज्ञाने स्यादज्ञानान्वयः कथम्। मायाया दोषभूतायाः स्वरूपं तत्किमुच्यताम् ॥१२९॥ अस्तीति ख्यायमानस्य दृष्टा हि भावरूपता। नास्तीति ख्यायमानस्य दृष्टाऽभावस्वरूपता ॥१३०॥ न चैतयोरन्यतरद्बहिर्भूतं हि किञ्चन। तत्र भावस्वरूपत्वे सद्विलक्षणता कथम् ॥१३१॥ अथाभावस्वरूपत्वेऽसद्विलक्षणता कथम्। किञ्च स्यादपसिद्धान्तो मायेयं त्रिगुणात्मिका ॥१३२॥ भावरूपाऽज्ञानरूपा ह्यविद्या भवतेष्यते। अपास्तमिदमेतेन न सती नासतीति च ॥१३३॥ स्वाप्नार्थतुल्यता चास्य सौत्रे पथि विरुद्धयते। स्वाप्नादिवन्न

---

બ્રહ્મનો આશ્રય પામીને એ બ્રહ્મને ભેદવિભ્રમ કરે એ ઘટેજ કેમ ? ) ॥૧૨૫—૧૨૮॥

અને વળી પ્રકાશૈકરસસ્વરૂપ એવા જ્ઞાનમાત્ર બ્રહ્મને વિષે અજ્ઞાનનો અન્વય-સંબંધજ કેવી રીતે થાય ? (જેનું સ્વરૂપજ કેવળ જ્ઞાનરૂપ છે તેમાં અજ્ઞાનનો સંબંધ સંભવેજ કેમ ? જેમ પ્રકાશમય સૂર્યમંડળમાં અંધકાર ન સંભવે તેમ એ ભાવાર્થ છે )

હવે તમોએ માનેલી દોષરૂપ માયાનું સ્વરૂપ શું છે ? તે કહો. લોકમાં 'अस्ति' છે એમ વ્યવહાર કરાતી દરેક વસ્તુની ભાવરૂપતા—વસ્તુતાએ હોવાપણુંજ, જોવામાં આવે છે, અને 'नास्ति' **નથીજ** એમ વ્યવહાર કરાતી દરેક વસ્તુની અભાવરૂપતા—વસ્તુતાએજ ન હોવાપણું, જોવામાં આવે છે, અને આ 'अस्ति–नास्ति' એ બે પ્રકારના વ્યવહારથી બહિર્ભૂત તો કોઇ પણ વસ્તુ છેજ નહિ, એ બેમાંજ દરેકવસ્તુનો સમાવેશ થાય છે, માટે એ માયાને ભાવરૂપ જો માનો તો 'सद्विलक्षण' એમ ન કહી શકાય; જો અભાવરૂપ માનો તો असद्विलक्षण ન કહેવાય. અને વળી અભાવરૂપ માનવામાં—ભાવરૂપ અજ્ઞાન એજ અવિદ્યા—માયા છે, એમ જે તમારો (કલ્પિત) સિદ્ધાન્ત છે તે પણ ઉડી જાય છે; અને તે માયાને 'सदसद्विलक्षण' કલ્પવામાં તમે 'नासदासीन्नो सदासीत्' એ શ્રુતિને જે પ્રમાણભૂત માનો છો તે પણ આ વાતથી ઉડી જાય છે.

(તાત્પર્ય એ છે કે–ઘટપટાદિક પદાર્થોનું વિદ્યમાનપણું છે, તોજ તેનો 'છે' એમ વ્યવહાર કરાય છે, ખપુષ્પાદિક વસ્તુતાએજ નથી તો તેનો 'નથી' એમ વ્યવહાર કરાય છે, અને આ બે સિવાય ત્રીજી તો કોટિ—વિભાગજ નથી એટલે તેનો વિચારજ નકામો છે, હવે એજ પ્રમાણે તમોએ માનેલી અવિદ્યા-માયા, તેને ભાવકોટિમાં માનો તો 'सद्विलक्षण' ન કહેવાય, અભાવકોટિમાં માનો તો 'असद्विलक्षण' ન કહેવાય, માટે કાં તો सत् ભાવરૂપ માનો, કાં તો असत्–અભાવરૂપ માનો, પરંતુ सत् પણ નહિ, असत् પણ નહિ એવી 'सदसद्विलक्षण' માયાને જે તમે કલ્પો છો, અને તે કલ્પવામાં 'नासदासीन्नो सदासीत्' આ શ્રુતિનું અવલંબન લ્યો છો એ સઘળું ખોટું છે, માટે ભાવરૂપ અજ્ઞાન એજ અવિદ્યા માયા છે એમ માનનારાઓનો તમારો સિદ્ધાન્તજ 'वदतो व्याघातः' જેવો વિરૂદ્ધ છે. [1]) ॥૧૨૯—૧૩૩॥

---

૧–'नासतो विद्यते भावो नाभावो विद्यते सतः' એ ગીતાવાક્ય પણ આ વાતનેજ સિદ્ધ કરે છે, માટે 'सदसद्विलक्षण' એ શબ્દજ અનિર્વચનીય છે અથવા અવાચ્ય હોવાથી મિથ્યાવાદિઓનેજ શોભે તેવો છે. ॥

वैधर्म्यादित्यबोचद्धि सूत्रकृत् ॥१३४॥ तथा सत्त्वाचापरस्येत्यपि सूत्रमुदीरितम् । भेद- श्रुतिस्मृतीनां च वैरूप्यं स्याद्भवन्मते ॥१३५॥ मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । विकारजननीमज्ञामष्टरूपामजां ध्रुवाम् ॥१३६॥ मायया सन्निरुद्धोऽन्यो मायी सृजति चेतरः । वृक्षे समाने मग्नस्तु शोचत्यन्यो ह्यनीशया ॥१३७॥ अस्ति कश्चित्स्वादु

(હવે આ પ્રપંચને સ્વાપ્નિક પદાર્થોને તુલ્ય ક્ષણિક માનવામાં, બાદરાયણમુનિનાં બ્રહ્મ- સૂત્રોની સાથે વિરોધ આવે છે તે કહે છે.–)

જો આ પ્રપંચની સ્વાપ્નિકપદાર્થની સાથે ક્ષણિકતારૂપ તુલ્યતા માનો તો બ્રહ્મસૂત્રોએ કરેલા નિર્ણયમાર્ગમાં વિરૂદ્ધતા આવે. સૂત્રકાર–વ્યાસમુનિ કહે છે કે– ' स्वाप्नादिवच्च वैधर्म्यात् ' ' સ્વાપ્નિકપદાર્થોથી વિરૂદ્ધધર્મવાળાપણું છે, માટે આ પ્રપંચને સ્વાપ્નિકપદાર્થ વગેરેની તુલ્યતા ન ઘટે, (એટલે કે સ્વપ્નમાં દેખાતા પદાર્થો ક્ષણિક છે અને પ્રપંચ તો ચિરસ્થાયી છે, માટે સ્વાપ્નિક પદાર્થોનું દ્રષ્ટાંત ઘટતું નહિ આવવાથી પ્રપંચની સત્યતા અને નિત્યતા ઠરે છે એ તાત્પર્ય છે. )

વળી બીજું સૂત્ર 'सत्त्वाचापरस्य' 'બીજાનું પણ વિદ્યમાનપણું છે, માટે' આવું કહેલું છે માટે તમારા મતમાં ભેદપ્રતિપાદક શ્રુતિઓ અને સ્મૃતિઓનું વૈરૂપ્ય–વિરૂદ્ધપણુંજ છે, (આ સૂત્રથી પણ જીવબ્રહ્મનો ભેદ પારમાર્થિકજ છે, એમ જણાય છે, માટે તમારાથી તે ભેદશ્રુતિ સ્મૃતિઓના વિરોધનો પરિહાર—યોગ્ય રીતે સમાધાન કરી શકાય તેમજ નથી.) ॥૧૩૪–૧૩૫॥

( તેમાંની કેટલીક શ્રુતિઓનો અર્થાનુવાદ કરે છે –) માયા તો પ્રકૃતિનેજ જાણવી. ( આ વાકયથી જે માયાનો પ્રસ્તાવ સામાન્ય રીતે કર્યો હતો તે ત્રિગુણાત્મક પ્રકૃતિ છે, એમ વિશેષરૂપે કહેવાથી, ભાવરૂપ અજ્ઞાન એજ માયા છે તે વાદનું ખંડન થાય છે. )

હવે માયી—માયાના નિયંતા પ્રેરક, તે તો મહેશ્વર—સાક્ષાત્ પરમેશ્વર છે, એમ જાણવું.

(આ વાકયથી માયા અને મહેશ્વરનો ભેદ પારમાર્થિક-વાસ્તવિકજ છે, એમ સિદ્ધ થાય છે.)

તે માયા સકળવિકારવર્ગને ઉત્પન્ન કરનારી છે, અજ્ઞાનસ્વરૂપ છે, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને તન્માત્રા એવા ભેદથી આઠરૂપે વિભાગ પામેલી. અજા–વિકૃતિ નહિ પામનારી–સમૂળ નાશ નહિ પામનારી, માટેજ ધ્રુવ નિત્ય છે, ( આ મંત્રથી માયાનું સ્વરૂપ સ્વભાવ વિગેરે વર્ણન કરેલું છે. ) ( ॥૧૩૬॥ )

( હવે–જીવ અને પરમેશ્વરના ભેદને કહેનારી શ્રુતિ કહે છે. )

માયાના અધિષ્ઠાતા અને જગતના સ્રષ્ટા પરમેશ્વર જુદા છે; અને માયાથી આવરણ પામેલો–બદ્ધજીવ જુદો છે, પરમેશ્વરથી જુદો આ જીવ આ શરીરરૂપ એકજ વૃક્ષમાં નિમગ્ન રહીને ( શરીરથી પૃથગ્ભૂત સ્વસ્વરૂપને નહિ જોતાં ) અનીશા–ઇશ્વરથી જુદી અને ઇશ્વરને આધીન રહેનારી જે માયા, તેનાથી કર્મવશ્યતાને લીધે મોહ પામતો થકો શોક કરે છે. ॥૧૩૭॥ કોઇક–જીવાત્મા, કર્મફળનો ઉપભોગ કરે છે, બીજો –પરમાત્મા, કર્મફળ નહિ અનુભવતાંજ પ્રકાશે છે ( કર્મફળ ભોગવાવનાર તરીકે સાક્ષીરૂપે

फलमन्योऽनश्नन् प्रकाशते । एवंविधास्तु श्रुतयो ननु भेदपराः शतम् ॥१३८॥ प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि । द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ॥१३९॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । इत्याद्याः स्मृतयश्चापि सन्ति भेदपराः शतम् ॥१४०॥ ननु भेदो यदि मतः परमार्थो भवन्मते। अद्वैतैकान्तवाक्यानां दर्शितानां तु का गतिः ॥१४१॥ इति चेच्छ्रूयतामेषां निर्बाधोऽर्थः प्रकाश्यते। श्रीमद्रामानुजाचार्यैः श्रीभाष्यादौ निरूपितः ॥१४२॥ स्वरूपं ब्रह्मणस्तावदादाविह निरूप्यते । स्वरूपेण स्वभावेन सर्वाधिकबृहत्त्ववत् ॥१४३॥ ज्ञानशक्त्यादिषाड्गुण्यपरिपूर्णं परात्परम् । समस्तचिदचि-

---

વિરાજમાન રહે છે ) આવી તો સોએ સો શ્રુતિઓ ભેદ અતિપાદન કરનારી છે, ( માટે આ સઘળી ભેદપ્રતિપાદક શ્રુતિઓ જગન્મિથ્યાત્વવાદમાં વિરુદ્ધ જ છે ) ॥૧૩૮॥

( હવે ભેદપ્રતિપાદક સ્મૃતિઓ કહે છે- )

પ્રકૃતિ-માયા અને પુરુષ-માયાપતિ ભગવાન, એ બન્નેય અનાદિ-નિત્ય છે, એમ જાણ. લોકમાં આ બે પુરુષ-આત્મા પ્રસિદ્ધ છે, કે જે ક્ષર અને અક્ષર એવા નામથી વર્ણન કરવામાં આવે છે; અને બન્નેથી ઉત્તમ-નિયામકપણે શ્રેષ્ઠ પુરુષ તો અન્ય-જુદાજ છે, કે જે પરમાત્મા એવા નામથી વર્ણન કરાય છે, આ આદિક સોએ સો સ્મૃતિઓ પણ ભેદપ્રતિપાદન કરનારી છે. ॥૧૩૯-૧૪૦॥

( અહીં સુધી અદ્વૈતમતનું પ્રતિપાદન હોવાથી દરેક પૂર્વપક્ષવાક્ય-શંકાવાક્ય, શ્રીહરિનાં અને સિદ્ધાંતરૂપે ઉત્તરપક્ષવાક્ય, વાદિપંડિતોનાં હતાં એમ જાણવું. હવે અહીંથી વિશિષ્ટાદ્વૈત-મતરૂપ સ્વસિદ્ધાંતનું પ્રતિપાદન હોવાથી શંકાવાક્ય વાદિપંડિતોનાં અને ઉત્તરવાક્ય શ્રીહરિનાં છે એમ વિભાગથી જાણવું. )

(શંકા-વાદિઓ કહે છે-)જો તમારા મતમાં-સિદ્ધાન્તમાં ભેદ પરમાર્થજ માનેલો છે, તો અમોએ પ્રથમ બતાવેલાં અદ્વૈતમાંજ એક પર્યવસાન પામનારાં શ્રુતિસ્મૃતિ-વાક્યોની કઇ રીતે ગતિ-યોજના થવાની ? ॥૧૪૧॥

( ત્યારે શ્રીહરિ કહે છે-)હે પંડિતો ! જો એમ હોય તો સાંભળો. એ શ્રુતિસ્મૃતિઓનો અર્થ નિર્બાધ-ઉપપત્તિ સાથે યોગ્ય રીતે, અમે પ્રકાશ કરીએ છીએ—એ અર્થ શ્રીમદ્રામાનુજાચાર્યે શ્રીભાષ્ય વિગેરે ગ્રંથોમાં વિસ્તારથી નિરૂપણ કર્યો છે, તે અહીંઆં અમે સંક્ષેપથી કહીએ છીએ-॥૧૪૨॥ તે શ્રુત્યર્થનિરૂપણમાં પ્રથમ બ્રહ્મનું સ્વરૂપ નિરૂપણ કરીએ છીએ-બ્રહ્મ શબ્દ 'બૃહ' ધાતુથી નિષ્પન્ન થયેલો છે, અને તે બૃહત્ત્વ-સર્વથી મોટાપણું, એ અર્થમાં પ્રવર્તવારૂપ નિમિત્તને અવલંબીને પ્રવર્તે છે, (તો એવો નિરવધિકબૃહત્વરૂપ અર્થ નિર્વિશેષબ્રહ્મમાં ઘટેજ નહિ) કેમકે-સ્વરૂપથી અને સ્વભાવથી પણ નિરવધિક અતિશયપણા રૂપ બૃહત્ત્વ જેમાં હોય તેવા સ્વરૂપમાંજ બ્રહ્મ શબ્દ મુખ્યત્વે પ્રવર્તે, (માટે બ્રહ્મ શબ્દનો અર્થ વિચારતાંજ નિરવધિક અતિશયવાળું જે બૃહત્વ તેજ બૃહત્વ એ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે.)॥૧૪૩॥ તે બ્રહ્મ જ્ઞાન, શક્તિ, વિગેરે છ મહાગુણના સમૂહથી વિશિષ્ટ-ભરપૂર છે, 'अक्षरात्परतः परः' એ શ્રુતિ પ્રમાણે સર્વથી પર અક્ષર તેનાથી પણ પર-શ્રેષ્ઠ-નિયામક છે, સમસ્ત ચેતન અચેતન એ બન્ને વસ્તુરૂપ શરીરના શરીરી પોતે

द्वस्तुशरीरं हेयवर्जितम् ॥१४४॥ अन्तर्यामिश्रुतेः सेयं सिद्धा सर्वशरीरता । पराऽस्य शक्तिरित्यादिश्रुतेः षाड्गुण्यपूर्णता ॥१४५॥ सिद्धाऽपहतपाप्मेतिश्रुतेर्हेयविहीनता । यथा द्रव्यस्य जात्यादि पृथक्स्थितिविवर्जितम् ॥१४६॥ तथास्य सर्वमेवेदं प्रकारीभूय वर्त्तते । न ह्यात्मनः पृथग्भूय स्थितिर्दृष्टा तनोः क्वचित् ॥१४७॥ तथा च सिद्धं ब्रह्मैकं समस्त-

---

છે, સકળ હેય—દોષથી વર્જીત-પ્રત્યનીક છે, ( એટલે કે જેના સ્વરૂપમાં જે સર્વથા ન સંભવતું હોય તે તેનું પ્રત્યનીક-વિરોધિ કહેવાય, જેમ સૂર્યમંડળમાં અંધકાર સંભવેજ નહિ તો તે સૂર્ય અંધકારનો પ્રત્યનીક કહેવાય, તેમજ બ્રહ્મસ્વરૂપમાં કોઈ પણ હેય-દોષ ત્રિકાળમાં સંભવતોજ નથી માટે તે હેયનું પ્રત્યનીક કહેવાય એ ભાવાર્થ છે. ) ॥૧૪૪॥

( પોતે કહેલો અર્થ શ્રુતિસિદ્ધ છે એમ કહે છે— )

' यस्यात्मा शरीरम् ' ' यस्य पृथिवी शरीरम् ' એ વિગેરે અન્તર્યામિસ્વરૂપનું વર્ણન કરનારી શ્રુતિથી બ્રહ્મની સર્વશરીરતા-સર્વ એનુંજ શરીર છે એમ સિદ્ધ થાય છે, તેમજ ' पराऽस्य शक्तिर्विविधैव श्रूयते ' એ આદિક શ્રુતિઓથી બ્રહ્મની ષડ્ગુણ-પરિપૂર્ણતા સિદ્ધ થાય છે. ॥૧૪૫॥ ' अपहतपाप्मा ' એ આદિક શ્રુતિઓથી બ્રહ્મનું હેયવર્જીતપણું—હેયદોષથી રહિતપણું સિદ્ધ થાય છે; અને જેમ-ગાય વિગેરેના ગોત્વાદિક જાતિરૂપ ધર્મો તે ગાયરૂપ દ્રવ્ય થકી પૃથક્સ્થિતિમાં રહી શકતા નથી, તેમજ પૃથ્વીનો ગંધરૂપ ગુણ પૃથ્વી થકી ક્યારેય જુદો હોતો નથી, તેજ પ્રમાણે આ સઘળું જગત્ એ બ્રહ્મના પ્રકારરૂપેજ—શરીરરૂપ અપૃથક્સિદ્ધ—ગુણસ્વરૂપેજ વર્તે છે, કેમકે-શરીરની સ્થિતિ ક્યારેય પણ આત્માથી પૃથગ્ભૂત જોવામાં આવતી નથી. અર્થાત્-શરીર આત્માની સાથે અખંડિતપણે અપૃથક્સિદ્ધગુણસ્વરૂપેજ વર્તે છે.

( મધ્યે વાદિઓની શંકા-) એ તો ઠીક, પણ ચેતન, અચેતન, એ સર્વની બ્રહ્મની અપેક્ષાએ શરીરતા કેમ કહેવાય ? શ્રુતિઓ સંભળાવે છે માટે, એમ ઉત્તર આપો તો-સાંભળવામાં આવતો અર્થ પણ ક્યારેક અનુપપન્ન—બંધ બેસતો ન આવે એવો હોય છે, કેમકે-શરીર એટલે તો ભોગનું સ્થાન-ભોગ ભોગવવાનું સાધન, તો બ્રહ્મને તો ભોગનો પ્રસંગજ ન હોય, માટે એ કારણથી પણ ચેતન અચેતનને શરીર ન કહેવાય. વળી-બીજા ચેતનનું શરીર બીજા ચેતનના ઉપયોગમાં આવે છે, માટે 'ઉપભોગનું સાધન એજ શરીર' એમ શરીરનું લક્ષણ પણ ન થઈ શકે, માટે જગત્ એ બ્રહ્મનું શરીર છે એમ કેમ કહેવાય. ?

(તેના ઉત્તરમાં કહે છે-) એ તો સામાન્ય લક્ષણ છે, પરંતુ શરીરનું અસાધારણ -ખાસ લક્ષણ તો એ છે કે-જે દ્રવ્ય-વસ્તુ, જેના નિયમનમાં અને ધારણ કરવામાં સર્વ પ્રકારે શક્ય હોય, તે તેનું શરીર કહેવાય, આવું અસાધારણ લક્ષણ તો બ્રહ્મની અપેક્ષાએ ચેતનાચેતનવર્ગને વિષેજ ઘટે છે, ( કેમકે-' यः पृथिव्यां तिष्ठन् 'એમ પૃથ્વીથી આરંભીને ' यस्यात्मा शरीरम् ' ' यस्याऽक्षरं शरीरम् ' એ પ્રમાણે આત્મા અને અક્ષર પર્યંત

चिदचिद्वपुः । ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजोमहोदधिः ॥१४८॥ विशिष्टं परमं तत्त्वम्

સઘળું જગત્ પરમાત્માના તાબામાં અને પરમાત્માના આધારેજ રહેલું છે, એમ શ્રુતિજ પોતે શરીરનું લક્ષણ ઘટાવતી સતી સકળ જગતને બ્રહ્મના શરીરપણે પ્રતિપાદન કરે છે. ॥૧૪૬[१]-૧૪૭॥

૧ આ ગ્રંથમાં વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત પ્રતિપાદ્ય હોવાથી ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ પોતાના સિદ્ધાન્તમાં દરેક વાક્યો અવિરોધિ અનુકૂળ છે એમ સિદ્ધ કરવાના છે. અને વાદિઓએ પોતાના મતને અનુકૂળ માનેલાં વાક્યો પણ વાદિઓને અનુકૂળ નથી, પરંતુ વિશિષ્ટાદ્વૈતમતનેજ અનુકૂળ છે એમ સાબિત કરવાના છે માટે તે તે પ્રસંગે વાદિઓએ કરેલો અર્થ કેવી રીતે ખોટો છે એમ સમઝાશે, દાખલા તરીકે-"यः सर्वज्ञः सर्ववित्" આ વિગેરે શ્રુતિઓ પરમાત્માને સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણોએ યુક્ત પ્રતિપાદન કરે છે અને "निर्गुणं निरञ्जनम्" એ વિગેરે શ્રુતિઓ પ્રાકૃતગુણોનો નિષેધ કરે છે, આ બાબતમાં અદ્વૈતવાદિઓ કહે છે કે "यः सर्वज्ञः सर्ववित्" એ વિગેરે શ્રુતિઓ પરમાત્મસ્વરૂપમાં જે ગુણોનું વિધાન કરે છે તે જ ગુણોનો નિષેધ "निर्गुणं निरञ्जनम्" એ વિગેરે શ્રુતિઓ કરે છે. જુઓ-આ પ્રમાણે અર્થ કરવાથી પરસ્પર વિરોધ નહિ શમતાં એક શ્રુતિનું ખંડનજ બીજી શ્રુતિ કરે છે એમ સ્પષ્ટ સમઝાય છે, તો આ પ્રમાણે થવાથી બંને શ્રુતિઓની નિરર્થકતા થઇ જાય છે અને પરમાત્મામાં કોઇ ગુણ છે કે નહિ તેનો નિશ્ચય થતો નથી. અને શ્રોતાઓની બુદ્ધિમાં એક મોટો નવો ભ્રમ ઉત્પન્ન થાય છે, માટે આ પ્રમાણે અદ્વૈતવાદિઓને શ્રુતિઓનો અર્થ સમઝાવવાનાં બરોબર એકવાક્યતા સાથે આવડતો નથી એમ જણાય છે.
હવે એજ અર્થ સિદ્ધાન્તવાદિઓ કહે છે કે-"यः सर्वज्ञः सर्ववित्" એ વિગેરે શ્રુતિઓ પરમાત્મામાં કલ્યાણગુણોનું વિધાન કરે છે માટે જ "निर्गुणं निरञ्जनम्" એ વિગેરે શ્રુતિઓ જે ગુણોનો નિષેધ કરે છે, તે "यः सर्वज्ञः सर्ववित्" એ વિગેરે શ્રુતિઓએ કહેલા કલ્યાણગુણોનો નહિ. પરંતુ તેથી વિરોધી એવા હેય પ્રાકૃતગુણોનોજ નિષેધ કરે છે, કેમકે—શ્રુતિ પોતે સર્વના હિતને માટે પ્રવર્તેલી છે, તો તે ક્યારેય પણ એવો અનન્વિત અર્થ કહેવામાં પ્રવર્તેજ નહિ, અને જો એક વખત કલ્યાણગુણોનું વિધાન કરીને જો તેનોજ નિષેધ કરવાનો અભિપ્રાય શ્રુતિનો પોતાનો હોય તો "प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम्" એ ન્યાયથી ભગવતી શ્રુતિ પોતેજ એ પ્રમાણે કરે નહિ, માટે આ બંને પ્રકારની શ્રુતિઓનો વિષયજ જુદો હોવાથી પરસ્પર વિરોધ પણ નથી, અને પોતપોતાના અર્થની ઉપયોગિતા હોવાથી નિરર્થકતા પણ નથી, અને બંને પ્રકારનાં શ્રુતિવાક્યોની સ્વરસતાપૂર્વક અન્વર્થતા સાથે વિશિષ્ટવાદને સંપૂર્ણ અનુકૂળતા થઇ જાય છે. એ વાત તત્ત્વસાર ગ્રંથમાં કહેલી છે-"यद्ब्रह्मणो गुणविकारशरीरभेदकर्मादिगोचरविधिप्रतिषेधवाचः॥ अन्योऽन्यभिन्नविषया न विरोधगन्धमर्हन्ति तन्न विषयः प्रतिषेधवाच्याः॥" પરમાત્મસ્વરૂપમાં સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણો, બહુપ્રકારે થવા વિગેરે વિકારો, જગત્ની ઉત્પત્તિઆદિક કરવાનો સંકલ્પ કરવો અને પ્રકૃતિ માયા વિગેરેને પ્રેરણા કરવી એ વિગેરેના કર્તા હોવાથી શરીરે યુક્ત હોવાપણું, અને ભેદ અને કર્મ; એ વિગેરેને પ્રતિપાદન કરનારી એવી વિધિનિષેધરૂપ વાણીઓ—શ્રુતિઓ પરસ્પર ભિન્ન ભિન્ન વિષયવાળી હોવાથી વિરોધનો ગંધ પણ તેમાં સંભવતો નથી, અને તેથીજ ગુણવિધાનનાં વાક્યો, ગુણનિષેધનાં વાક્યોથી અબાધ્ય છે, કેમકે—શ્રુતિવાક્યો પોતપોતાના વિષયમાં પ્રબળ પ્રમાણરૂપ હોવાથી

श्रुत्यन्तशतसम्मतम् । इत्थं च स्वाऽपृथक्सिद्धस्वाऽन्यसर्वप्रकारकम् ॥१५७॥ ब्रह्मैकमेव धर्मीति नाना नेति निषिद्ध्यते । ब्रह्मैव सूक्ष्मचिदचिच्छरीरकतया स्थितम्

તો આવી રીતે–( બ્રહ્મશબ્દના સ્વારસ્યથી, અન્તર્યામિશ્રુતિના સ્વારસ્યથી, જ્ઞાન, શકિત, આદિકગુણોનું વિધાન કરનારી શ્રુતિઓના સ્વારસ્યથી અને જાતિ વિગેરેજ જેમ એમ શરીરનો અપૃથક્સિદ્ધવિશેષણપણું એજ સ્વભાવ હોવાથી ) સમસ્ત ચેતન અચેતન એ શરીર જેનું છે, એવું અને જ્ઞાન, શકિત, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ, એ આદિક અનેક કલ્યાણગુણોથી ઉભરાતા સમુદ્ર જેવું ભરપૂર, એવું એક બ્રહ્મજ વિશિષ્ટ પરમ તત્ત્વ છે, એમ સોએ સો વેદાન્તવાકયોથી સિદ્ધ કરેલું છે. માટે તે પોતાથી અપૃથક્સિદ્ધ અને સ્વરૂપથી પૃથગ્ભૂત, એવું સઘળું જગત્ જેના પ્રકારભૂત–વિશેષણ અથવા શરીરભૂત, ધર્મરૂપ છે, એવું એક બ્રહ્મજ પરમાર્થ તત્ત્વ છે એમ સિદ્ધ થયું. ॥

( ભાવાર્થ એ છે કે–વિશેષણો બે પ્રકારનાં હોય છે. એક પૃથક્સિદ્ધ, અને બીજાં અપૃથક્સિદ્ધ, તેમાં દંડ, ચક્ર, કુંડળ, એ વિગેરે વિશેષણો પૃથક્સિદ્ધ હોય છે, તેથી તે ધારણ કરનારને, જ્યારે ધારણ કરે ત્યારેજ તે તે વિશેષણોથી વિશિષ્ટ દંડી, ચક્રી, કુંડલી, એવાં નામોથી કહેવામાં આવે છે, અને જ્યારે તે દંડાદિકને જુદા મુકી દે ત્યારે તે વિશેષણ તરીકે નહિ રહેતા પૃથક્સિદ્ધ–જુદી વસ્તુ રૂપે રહી શકે છે, માટે તે પૃથક્સિદ્ધ વિશેષણ કહેવાય, અને દેવદત્ત કાળો છે, જુવાન છે, જાડો છે, એવાં વિશેષણોથી વિશિષ્ટરૂપે જ્યારે વર્ણન કરવામાં આવે, ત્યારે તે–શ્યામત્વ, યુવત્વ, સ્થૂળત્વ, વિગેરે વિશેષણો તે દેવદત્તથી કયારેય, જુદા નથી રહી શકતાં માટે તે અપૃથક્સિદ્ધ વિશેષણ કહેવાય, તેમજ '**गोत्त्व**' વિગેરે જાતિવાચક શબ્દો પણ અપૃથક્સિદ્ધ વિશેષણોજ કહેવાય છે, હવે તેમાં વળી આ અપૃથક્સિદ્ધવિશેષણવાચક શબ્દો તે તે વ્યકિતરૂપ ધર્મીના અસાધારણ ધર્મદ્વારા તે તે ધર્મીનોજ બોધ કરે છે, જેમકે–'દેવદત્ત સ્થૂળ છે' તેમાં સ્થૂળત્વરૂપ અસાધારણ ધર્મ શરીરમાંજ

---

તેમાં પરસ્પર બાધ્યબાધકભાવ કલ્પવો તે અનુચિત છે. આ પ્રમાણે એકંદરે શ્રુતિવાકયો જેટલા પ્રમાણમાં વિશિષ્ટાદ્વૈતસિદ્ધાન્તને સરળપણે અનુકૂળ અને પ્રતિપાદક છે તેના એકાંશમાં પણ અદ્વૈતવાદને અનુકૂળ નથીજ. અને ઉપાસનાની સદ્યઃસિદ્ધિ માટે કહેલાં અભેદભાવનાવાળાં વાકયોને, તથા મુમુક્ષુને વૈરાગ્ય થવા માટે કહેલાં જગતના મિથ્યાપણાને કહેનારાં વાકયોને, તથા પરમાત્મસ્વરૂપની નિર્દોષતા સાબિત કરવાને માટે કહેલાં પ્રાકૃતગુણનિષેધક વાકયોને, સર્વથી પ્રબળ માનીને પોતાના મતમાં પ્રમાણ તરીકે લખે છે, પરંતુ–તે તે શ્રુતિવાકયોનો અર્થ યુકિત સાથે એકાર્થપણે કરવામાં આવે, અને દરેક ભિન્ન ભિન્ન વિષયવાળાં વાકયોને એકવાકયાર્થરૂપે વિચારવામાં આવે, તો અદ્વૈતવાદિઓનો એક પણ અભિમતાય ટકી શકે તેવો નથી. ઉપર બતાવેલી બંને પ્રકારની શ્રુતિઓનું તાત્પર્ય એકજ શ્લોકમાં યોગાનંદમુનિએ શ્રીહરિકૃષ્ણ મહારાજની સ્તુતિરૂપે વર્ણન કરેલું છે–" प्रकृतिमया गुणा न च भवन्ति हि यत्र हरौ इति निगमागमा अपि वदन्ति च निर्गुणकम् ॥ इति सगुणं गुणैरपि युतं परदिव्यशुभैर्हृदि तमजं भजे भवहरं हरिकृष्णमहम् " ॥ જે શ્રીહરિના સ્વરૂપમાં પ્રકૃતિના વિકારરૂપ હેયગુણો નથી માટેજ વેદો અને શાસ્ત્રો પણ નિર્ગુણ એ પ્રમાણે કહે છે, અને તે પરમાત્મસ્વરૂપ સર્વશ્રેષ્ઠ અને દિવ્ય, એવા સુંદર કલ્યાણગુણોએ યુકત હોવાથી સગુણ છે, એ પ્રમાણે કહે છે, એવા ભવભયને હરનારા અને અજન્મા એવા તે શ્રીહરિકૃષ્ણને હું મારા હૃદયમાં ભજું છું.

॥१५०॥ बहु स्यामिति सङ्कल्प्य स्वतनुस्थौल्ययोगतः। तेजोऽबन्नादिरूपेण बहुधा भवति स्वयम्॥१५१॥ प्रकारीभूतचिदचित्स्थौल्यसौक्ष्म्यविभेदतः। अवस्थाद्वययोगेन

હોવા છતાં પણ તે શરીરે સહિત આત્માનેજ કહેનારો થાય છે. તેજ પ્રમાણે જડચેતનાત્મક આ સઘળું જગત્ પરમાત્માના શરીરરૂપજ છે, અને તે અપૃથક્સિદ્ધવિશેષણરૂપ હોવાથી બ્રહ્મની સાથે અવિનાભાવવાળું-તેના સિવાય પૃથક્ ન રહી શકે તેવું છે, માટે અપૃથક્સિદ્ધરૂપ જડચિદાત્મક આ જગત્રૂપ શરીરથી વિશિષ્ટ અને તેના શરીરી એવા પરમાત્મા એકજ પરમાર્થ તત્વ છે એમ સિદ્ધ થયું. તો શરીરદ્વારા શરીરીજ જેમ એમ સર્વશબ્દવાચ્ય પરમાત્મા પોતેજ છે, માટે **'सर्वं खल्विदं ब्रह्म "नेहनानास्ति किञ्चन'** એ વિગેરે શ્રુતિઓ પણ યથાર્થરીતેજ ઘટે છે.) ॥૧૪૮-૧૪૯॥

(હવે વિશેષણો અનેક હોવા છતાં પણ તે અનેક વિશેષણોથી વિશિષ્ટ-યુક્ત, ધર્મિ વસ્તુ એકજ હોવાથી તે બ્રહ્મ સિવાય બીજું નાના પ્રકારે જણાતું કંઈ પણ નથી એમ નિષેધશ્રુતિનું સંગમન ઘટાવી આપે છે.)

બ્રહ્મ પોતે એકજ-અદ્વિતીય ધર્મી છે, એ કારણથીજ **'नेह नानाऽस्ति किञ्चन'** એમ ભેદનિષેધક શ્રુતિ, બ્રહ્મ સિવાયની બીજી વસ્તુ-(સ્વતંત્ર ધર્મીરૂપે) નથી એમ નિષેધ કરે છે-આ પ્રમાણે કારણાવસ્થામાં સૂક્ષ્મ-નામરૂપ વિભાગશૂન્ય ચિત્ અચિત્ છે શરીર જેનું, એવા સ્વરૂપે રહેલું બ્રહ્મજ પોતે **' बहु स्याम् '** ' હું બહુરૂપે થાઉં ' એમ સંકલ્પ કરીને; પોતાના શરીરભૂત ચિત્ અચિત્માં સ્થૂળતા-નામરૂપ વિભાગ યોગ્યતા આવવાથી તેજ, જળ અને પૃથ્વી, એ આદિક રૂપે બહુ પ્રકારે પોતેજ પોતાના શરીરભૂત ચિત્ અચિત્ દ્વારા થાય છે.॥

( તાત્પર્ય એ છે કે-જેમ એકજ ફળ, રૂપ રસ, ગંધ અને સ્પર્શ, વિગેરે અનેક ધર્મભૂત ગુણોથી યુક્ત હોવા છતાં પણ, તે ફળરૂપ ધર્મી પદાર્થ એકજ હોવાથી તે ફળ એકજ છે, એમ કહેવાય છે, અને તે સિવાય બીજું કંઈ નથી, એમ કહેવાથી તે નિષેધ તે ફળમાં રહેલા ગુણોને નથી લાગુ થતો, પરંતુ તે ફળ સિવાય બીજું ફળ નથી, એમ બીજા સ્વતંત્ર ધર્મીપદાર્થનોજ નિષેધ કરાય છે, તેજ પ્રમાણે વિશેષણભૂત જડચિદાત્મક આ જગત્રૂપ શરીરથી વિશિષ્ટ પરમાત્મા વસ્તુ એકજ છે, પણ તે સિવાય બીજું કંઇ-સ્વતંત્ર વસ્તુ નથી, એમજ નિષેધશ્રુતિનું તાત્પર્ય છે, માટે **' एकमेवाद्वितीयम् '** બ્રહ્મ એકજ અદ્વિતીય છે એમ કહેવાનું તાત્પર્ય આ છે, પણ સજાતીય, વિજાતીય અને સ્વગત એ ભેદત્રયથી શૂન્ય નિર્વિશેષ કહેવામાં છેજ નહિ ) ॥૧૫૦-૧૫૧॥

(હવે-એકજ બ્રહ્મમાં કાર્યતા અને કારણતા, એ બંને કેમ ઘટે ? તેનો ખુલાસો કરે છે.-)

પોતાના પ્રકારભૂત-શરીરભૂત ચિત્ અચિત્, એ બંનેની સ્થૂળતા અને સૂક્ષ્મતાના ભેદથી કાર્યાવસ્થા અને કારણાવસ્થાના યોગે કરીને, બ્રહ્મ પોતેજ કાર્ય અને કારણ કહેવાય છે, ( નામરૂપવિભાગશૂન્યતારૂપ સૂક્ષ્મઅવસ્થામાં રહેલા ચિત્ અચિત્ના શરીરી એવા બ્રહ્મને વિષે કારણાવસ્થાના યોગે કરીને કારણતા કહેવાય છે. અને નામરૂપવિભાગની યોગ્યતારૂપ સ્થૂળ અવસ્થામાં વર્તતા ચિત્ અચિત્ના શરીરી એવા બ્રહ્મને વિષે કાર્યાવસ્થાના યોગે કરીને કાર્યતા પણ ઘટે છે. વળી-એકજ વસ્તુની અવસ્થાભેદના યોગથી પણ કાર્યતા અને કારણતા કહી શકાય છે. જેમકે-ઘટરૂપી કાર્યમાં મૃત્તિકા, પિંડત્વાવસ્થાએ કરીને કારણ કહેવાય છે. અને કમ્બુગ્રીવાદિક

ब्रह्म कार्यं च कारणम् ॥१५२॥ स्वयमेव तु सङ्कल्प्य स्वात्मानं सृजति प्रभुः । उपादानं निमित्तं च स्वयमेव भवत्यतः ॥१५३॥ सदेवेति श्रुतौ भेदत्रयं नैव निषिद्ध्यते । कार्यस्य प्रागसत्ता तु सदेवेति निषिद्ध्यते ॥१५४॥ एकमेवेत्यतो नामरूपयोगो निषिद्ध्यते । बहुत्वस्य प्रतिद्वन्द्वि यदेकत्वं विवक्षितम् ॥१५५॥ नामरूपविभेदेन तद्धि ब्रह्मणि तादृशे । निमित्तान्तरराहित्यमद्वितीयपदेन तु ॥१५६॥ नामरूपाऽन्वयः सोऽयं जीवद्वारा भवन्नपि । मुख्य एव ब्रह्मणि स्यात्सर्वं तस्य गुणो ननु ॥१५७॥ अत एव च

આકારવાળી ઘટત્વાવસ્થાએ કરીને કાર્ય કહેવાય છે, અને આ રીતેજ બ્રહ્મને વિષે કારણ-કાર્યરૂપ અવસ્થાભેદના યોગથી ઉપાદાન-ઉપાદેયભાવ પણ સિદ્ધ થાય છે.) ॥ ૧૫૨ ॥

(હવે નિમિત્તકારણ પણ બહુરૂપે થવાના સંકલ્પવિશિષ્ટસ્વરૂપથી એ બ્રહ્મ પોતેજ છે, એમ કહે છે-)

સર્વશક્તિમાન્ પ્રભુ પોતેજ 'वहु स्याम्' 'હું બહુરૂપે થાઉં' એમ સંકલ્પ કરીને, ચિત્-અચિત્‌ના શરીરી હોવાથી પોતાના આત્માને-ચિત્-અચિત્‌રૂપ શરીરને સર્જે છે -નામરૂપના ભેદયુક્ત કરીને પ્રગટ કરે છે, (માટે નિમિત્તકારણ પણ પોતેજ છે.) ॥૧૫૩॥

( આ પ્રમાણે બ્રહ્મનું સ્વરૂપ નિરૂપણ કરીને, હવે ' सदेव ' એ શ્રુતિનો અર્થ સમઝાવે છે. શ્રી હરિ કહે છે-)

હે પંડિતો! 'सदेव' એ શ્રુતિમાં સજાતીયાદિક ત્રિવિધ ભેદનો નિષેધ નથી કરાતો, પરંતુ-'सदेव' એ વાક્યમાં રહેલા एवकार થી નૈયાયિકોએ માનેલી કાર્યની પૂર્વાવસ્થામાં અસત્તાનોજ નિષેધ કરે છે. 'एकमेव' એમાંના एवकार થી નામરૂપના યોગનો નિષેધ કરે છે; અને 'अद्वितीयम्' એ પદથી તો-બ્રહ્મને વિષે બહુપણાના વિરોધિરૂપ જે એકત્વ કહેવાનું અભીષ્ટ છે, કે જેમાં બ્રહ્મ સિવાય બીજું કોઈ નિમિત્તકારણ પણ નહોતું એમ કહેવાનો પણ સમાવેશ થઇ જાય છે, એવું-નિમિત્તાન્તરરહિતપણારૂપ બ્રહ્મનું એકત્વ કહેવાનો અભિપ્રાય છે;(પરંતુ ત્રિવિધભેદના નિષેધનો પ્રસંગ નથી.) ॥૧૫૪-૧૫૬॥

(શંકા-જો નામરૂપનો સંબંધ સાક્ષાત્ બ્રહ્મમાં ન હોય તો ઉપાદાન-ઉપાદેયભાવ પણ બ્રહ્મમાં મુખ્ય-સાક્ષાત્ કેમ કહી શકાય? તેના સમાધાનમાં શ્રીહરિ કહે છે-)

' नामरूपे व्याकरवाणि ' એ શ્રુતિ પ્રમાણે નામરૂપનો સંબંધ ' अनेन जीवेनात्मनाऽनुप्रविश्य ' એમ ( સ્વશરીરભૂત ) જીવદ્વારા થાય છે, તો પણ તે નામરૂપનો યોગ સાક્ષાત્-મુખ્યત્વે બ્રહ્મને વિષેજ છે, કેમકે-જીવ-અજીવ-ચિત્ અચિત્, એ સઘળુંજ તે બ્રહ્મના ગુણરૂપ-ધર્મભૂત શરીરરૂપજ છે, (માટે શરીરદ્વારા થતું કાર્ય શરીરીનું-તેના આત્માનુંજ પોતાનુંજ કહેવાય)

અને આ કારણથીજ નામવાચક સર્વ શબ્દો, જડચેતનના વાચક હોવા છતાં પણ તે જડચેતનના શરીરી એવા પરમાત્માનેજ લાગુ થાય છે, (જેમકે-શ્યામત્વ, શુક્લત્વ, વિગેરે વિશેષણવાચક શબ્દો શરીરનેજ કહેનારા હોવા છતાં પણ તેના શરીરી આત્માનેજ કહેનારા થાય છે) આપ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી 'सर्वं ब्रह्म' એ વિગેરે શબ્દો મુખ્યત્વે બ્રહ્મને વિષેજ પર્યવસાન પામે છે, ( માટે દરેક શબ્દોની સ્વરસથી બ્રહ્મમાંજ સંગતિ થઈ જાય છે તો सर्वं खल्विदं ब्रह्म એ શ્રુતિ ઠીકજ કહે છે.) ॥૧૫૭-૧૫૮॥

सर्वेषां शब्दानां तत्परा गतिः । तथा च सर्वं ब्रह्मेति वाचां मुख्यः समन्वयः ॥१५८॥ श्रीमद्भागवते चायमर्थो व्यक्तं हि गम्यते । एको नारायणो देवः पूर्वसृष्टं स्वमायया ॥१५९॥ संहृत्य कालकलया कल्पान्त इदमीश्वरः । एक एवाऽद्वितीयोऽभूदात्माधारोऽखिलाश्रयः ॥१६०॥ कालेनात्मानुभावेन साम्यं नीतासु शक्तिषु । सत्त्वादिष्वादिपुरुषः प्रधानपुरुषेश्वरः ॥१६१॥ एषु वाक्येषु सृष्टेः प्राक् 'आत्माधारोऽखिलाश्रयः'। इत्यादिपदजातेन विशेषणविशिष्टता ॥१६२॥ गम्यते ब्रह्मणो नैव विभेदत्रयशून्यता । योऽनन्तशक्तिरित्यादिपुराणवचनैरपि ॥१६३॥ पराऽस्य शक्तिर्विविधेत्येषा व्याख्यायते

---

('सदेव' એ શ્રુતિનો જે આ અર્થ અમોએ અહીંઆં નિરૂપણ કર્યો તેજ અર્થ શ્રીમદ્ભાગવતમાં પણ સ્પષ્ટ જોવામાં આવે છે.—)

એક-અદ્વિતીય ( પોતાથી ભિન્ન સમસ્ત ચેતન અચેતન જેના પ્રકારભૂત-ધર્મરૂપેજ હોવાથી બીજો ધર્મી સ્વતંત્ર આત્મા જેનાથી નથી એવા ) નારાયણ દેવ ( સૃષ્ટિ-સંહારરૂપ ક્રીડા કરવામાં પ્રવર્તેલા ) ઇશ્વર, પોતાની માયાથી (વિચિત્ર આશ્ચર્યમય પ્રપંચ નિર્માણ કરવામાં દ્વારભૂત છે, તેનાથી) પોતેજ પ્રથમ સર્જેલું આ વિશ્વ, તેને કલ્પને અંતે પોતાની કાળ નામે શકિતથી પોતેજ સંહાર કરીને ( હાલમાં જણાતા નામરૂપના વિભાગથી રહિત એકજ અદ્વિતીય હતા. )

( મધ્યે શંકા કરે છે કે—તમારા મત પ્રમાણે—નિત્ય એવા ચેતનો, અને અચેતન પ્રધાન, એ વિદ્યમાન હોવાથી-એકજ હતા એમ કહીને બીજાનો કેમ નિષેધ કરો છો ? )

(તેના સમાધાનમાં કહે છે-)ઇશ્વર તે સર્વના આશ્રયસ્વરૂપે, અને પોતે તો આત્માધાર—અનન્યાધારરૂપે રહેલા સ્વતંત્રમૂર્તિ એકજ-અદ્વિતીય છે, ( ચેતન અચેતન એ સર્વ પરમાત્માના શરીરરૂપ ગુણધર્મથી રહેલું છે, માટે તેનાથી સ્વતંત્ર કંઇ પણ નથી માટે અદ્વિતીયત્વ યુકતજ છે, એ આશય છે. )

હવે એજ આદિપુરૂપ પરમાત્મા પોતાની શકિતરૂપ કાળે કરીને, પ્રકૃતિના સત્વાદિક ગુણરૂપ શકિતઓને સામ્યાવસ્થા પમાડે છે—( સામ્યાવસ્થા પમાડવારૂપ પ્રલય કરેછે. ) ત્યારે પ્રધાનપુરૂષના ઇશ્વર-નિયંતા પ્રેરક એવા પરમાત્મા એકજ વિરાજમાન રહે છે. ॥૧૫૯—૧૬૧॥

આ વાકયોમાં 'आत्माधारोऽखिलाश्रयः' એ વિગેરે વાકયસમૂહથી સૃષ્ટિથી પહેલાં પણ બ્રહ્મની અનેક વિશેષણોથી વિશિષ્ટતાજ જણાય છે, પરંતુ ત્રિવિધભેદથી રહિતતા તો સિદ્ધ થતી નથી, તેમજ 'योऽनन्तशक्तिर्भगवाननन्तः' 'अनन्तशक्तेश्च गुणाननन्तान्' એ વિગેરે પુરાણવચનોથી પણ 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' એ શ્રુતિનુંજ ઉપબૃંહણ--વિસ્તારથી વિવેચન કરવારૂપ વ્યાખ્યાન કરેલું છે. ( આ વિગેરે શ્રુતિસ્મૃતિઓથી બ્રહ્મસ્વરૂપમાં સવિશેષતાજ—અનેક વિશેષણવિશિષ્ટતાજ પ્રતિપાદન કરવામાં આવેલી છે. માટે તે બ્રહ્મનું નિર્વિશેષપણું, તેમજ 'सदेव' એ શ્રુતિના અર્થપ્રસંગે સ્વગતભેદથી પણ રહિતપણું જે ઉપપાદન કરાય છે તે સઘળું બાધિત-ખોટું થઇ જાય છે, એ ભાવાર્થ છે. )

श्रुतिः ॥ सदेवेतिश्रुतेरेवं निर्बाधोऽर्थो निरूपितः ॥१६४॥ अथ तत्पूर्ववाक्यानां सङ्गतोऽर्थो निरूप्यते । विकाराणां न मिथ्यात्वं श्रुतिः श्रावयति कचित् ॥१६५॥ कार्यकारणयोरैक्यं मृत्पिण्डादिनिदर्शनैः । घटयन्ती श्रुतिरसत्कार्यवादं निरस्यति ॥१६६॥ अर्थैक्ये व्यवहाराणां भेदे हेतुर्निरूप्यते । वाचारम्भणमित्येतद्वचनेन विशेषतः ॥१६७॥ मृद्रव्य एव हि घटाद्यवस्थाभेदलक्षणः । विकारो यन्निमित्तोऽयं व्यवहारः प्रवर्त्तते

---

આ પ્રમાણે 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्' એ શ્રુતિનો વિશિષ્ટાદ્વૈતસિદ્ધાન્ત પ્રમાણે નિર્બાધ અર્થ નિરૂપણ કર્યો. ॥ ૧૬૨–૧૬૪ ॥ હવે 'सदेव' એ શ્રુતિવાકયના પહેલાં રહેલાં શ્રુતિવાકયોનો યથાર્થ રીતે પૂર્વાપર બંધ બેસતો અર્થ નિરૂપણ કરે છે—'यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्' એ શ્રુતિ ઘટ, શરાવ, વિગેરે વિકારોનું મિથ્યાપણું કયારેય કહેતી નથી, પરંતુ-મૃત્પિંડાદિકનાં દ્રષ્ટાંતોથી કાર્ય કારણની એકતાનેજ ઘટાવતી સતી નૈયાયિકોએ માનેલા અસત્કાર્યવાદનોજ નિરાસ કરે છે.

(ભાવાર્થ એ છે કે-'वाचारम्भणम्' એ શ્રુતિજ તે વિકારોનું મિથ્યાપણું પ્રતિપાદન કરે છે, તો પછી તેનો નિષેધ કેમ કરો છો? એ શંકાના સમાધાનમાં કહે છે-'वाचारम्भणम् विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्' એ શ્રુતિવાકય વિકારોનું મિથ્યાપણું ઉપપાદન કરવા પ્રવર્ત્યું નથી, પરંતુ કાર્ય–કારણનું જુદાપણું નથી, એમ અભિપ્રાયમાં રાખીને, એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થઇ જાય છે. એમ સાબીત કરવાને માટેજ છે, અને તે કાર્ય-કારણનો ભેદ સત્ય માનીને પ્રવર્તેલા અસત્કાર્યવાદને સત્ય માનીને 'कथं नु भगवः स आदेशो भवति' એમ આક્ષેપ કરતા શિષ્ય શ્વેતકેતુને, ગુરૂ ઉદ્દાલકમુનિ મૃત્પિંડાદિકનાં દૃષ્ટાન્ત બતાવવાપૂર્વક કાર્યકારણની અનન્યતા સમઝાવવા પ્રવર્તેલી આ શ્રુતિ અસત્કાર્યવાદનો નિષેધ કરે છે એમ શ્રુતિમુખથી બોધ કરે છે.) ॥૧૬૫–૧૬૬॥

(શંકા-હવે મૃત્પિંડના દ્રષ્ટાન્તમાંજ કાર્ય–કારણની ભિન્નતા, નામભેદ અને વ્યવહારભેદથી સ્પષ્ટ જણાય છે તો કાર્યકારણની અનન્યતા કેમ કહેવાય? તે તો જુદાંજ છે. અને 'एकेन मृत्पिण्डेन विज्ञातेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्' એ શ્રુતિવાકયથી જે દ્રષ્ટાન્ત ઘટાવવામાં આવે છે તે પણ બંધબેસતું નથી, કેમકે-અર્થભેદ–વસ્તુભેદ હોય તોજ નામભેદ અને વ્યવહારભેદ સંભવે, તે સિવાય નહિ,માટે કાર્ય, કારણથી જુદુંજ છે, એમ શંકા કરીને તેના સમાધાનમાં કહે છે-)

અર્થનું–વસ્તુનું એકપણું હોવા છતાં પણ, નામ અને વ્યવહારમાં ભેદ પડવાનું કારણ નિરૂપણ કરે છે– 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्' આ શ્રુતિવચનથી વિશેષપણે-વિસ્તારથી કહેવામાં આવ્યું છે કે-મૃત્તિકારૂપ એકજ પદાર્થમાં ઘટાદિક જુદી જુદી અવસ્થાઓ આવવારૂપ જે વિકાર છે, તેજ નામભેદ અને વ્યવહારભેદમાં કારણ છે, માટે વિકારના અવલંબનથીજ ઘટ, શરાવ, વિગેરે જુદો જુદો વ્યવહાર પ્રવર્તે છે, અને તે એકજ પદાર્થમાં અવસ્થા ભેદ અને વિકારભેદને લીધેજ પ્રવર્તતો હોવાથી, વ્યવહારભેદ હોવા છતાં પણ કાર્યની અને કારણની અનન્યતા, તેમજ સત્યતા–ત્રિકાળમાં અબાધિતતા પણ સિદ્ધજ થાય છે,

॥१६८॥ कार्यस्य कारणस्यापि तत् सिद्धा सत्यतैव हि । एकात्मकत्वं सर्वस्य ह्युपक्रमविवक्षितम् ॥१६९॥ ऐतदात्म्यमिदं सर्वमिति श्रावयति श्रुतिः । सन्मूला इति वाक्येन ननु तच्च सहेतुकम् ॥१७०॥ न च सर्वस्य मिथ्यात्वे युक्तं स्यादुपपादनम् । एकविज्ञानतः सर्वविज्ञानं यत्प्रतिश्रुतम् । नोपपद्येत तद्यस्मान्नैक्यं सत्याऽनृतार्थयोः ॥१७१॥ इत्थं

---

( હવે ઉપક્રમ અને ઉપસંહારમાં અવિરોધિપણું છે, એટલે કે-ઉપક્રમ પ્રમાણેજ ઉપસંહાર સુધીમાં એકજ સિદ્ધાન્તવાળો અર્થ છે એમ ઉપપાદન કરે છે- )

સદ્વિદ્યામાં-'उत तमादेशमप्राक्ष्यः येनाश्रुतं श्रुतं भवति' उत इति प्रश्ने- 'તે આદેશ તેં પૂછયો હતો? કે-જે આદેશ સાંભળવાથી નહિ સાંભળેલું સઘળું સાંભળેલું થઈ જાય છે,' એમ આરંભવાકયમાં ગુરૂએ પ્રશ્નના મિષથીજ કહેવા ધારેલી સર્વની એકાત્મકતા પણ 'ऐतदात्म्यमिदं सर्वम् तत्सत्यम्' 'આ સઘળું કાર્યરૂપ જગત્ એ પરમાત્માજ આત્મા-આધાર જેના છે એવું છે, માટે તે સત્યજ છે, એમ શ્રુતિ પોતેજ એ અર્થનું શ્રવણ કરાવે છે. અને નહિ કે-કેવળ શ્રવણજ કરાવે છે, પરંતુ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः' 'હે ભાઈ! સત્-પરમાત્માજ મૂળ-ઉત્પત્તિસ્થાન જેનું છે, એવી આ સર્વ પ્રજાઓ સત્માં-પરમાત્મામાંજ રહેલી છે અને ( પ્રલયને અંતે ) સત્માં-પરમાત્મામાંજ પ્રતિષ્ઠા ( લય ) પામનારી છે,' આ પ્રમાણે હેતુકથનપૂર્વક ઉત્પત્તિ સાથે કાર્યરૂપ પ્રપંચની સત્--પરમાત્માની સાથે અનન્યતા અને સત્યતા પણ જણાવે છે, માટે જો પ્રપંચનું મિથ્યાપણું હોય તો આવું ઉપપાદનજ ઘટે નહિ, ( ત્યારે તો 'सति कल्पिताः सर्वाः प्रजाः' 'આ સર્વ પ્રજાઓ સત્-બ્રહ્મમાં કલ્પેલી છે,' એમજ શ્રુતિવચન હોવું જોઇએ તેમ તો છે નહિ. માટે આ ઉપરથી સિદ્ધ થયું કે-પ્રપંચ, પરમાત્મા થકી જુદો-પૃથક્સિદ્ધ નથી પણ અપૃથક્સિદ્ધજ છે, અને તે મિથ્યા-કલ્પિત નથી, પરંતુ સત્ય છે. )॥ ૧૬૭-૧૭૦ ॥

વળી—જો સઘળા પ્રપંચનું મિથ્યાપણુંજ હોય, તો 'एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति' એમ આરંભ વાકયથી જે એકના-બ્રહ્મના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થઇ જાય છે, એમ જે પ્રતિજ્ઞા કરેલી છે, તે ન ઘટે કેમકે-સત્યભૂત બ્રહ્મ અને અનૃત -મિથ્યાભૂત પ્રપંચ એ બંનેની એકતાજ ન હોય માટે—

( તાત્પર્ય એ છે કે—આરંભવાકયમાં એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થવાનું જે જણાવે છે, તે પ્રપંચની સત્યતા હોય તોજ સંભવે. પણ પ્રપંચ મિથ્યા માનવામાં આવે તો સત્ય—બ્રહ્મ અને મિથ્યા-પ્રપંચનું ઐક્ય ન સંભવે માટે 'तत्त्वमसि' 'सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः' એ ઉપસંહાર વાક્યોનો 'येनाश्रुतं श्रुतं भवति' એ ઉપક્રમવાક્ય સાથે વિરોધ આવે માટે તે વિરોધ પ્રપંચની સત્યતા માને તોજ ન આવે, અને 'सत्ये विज्ञाते अन्यत् मिथ्येति ज्ञातं भवति' 'સત્ય જાણવામાં આવવાથી બીજું બધુંય મિથ્યા છે એમ જાણવામાં આવે છે, એમ વ્યાખ્યાન કરવું, અથવા—'सत्ये विज्ञाते मिथ्या निवर्तते' સત્ય જાણવાથી મિથ્યા નિવૃત્તિ પામે છે' એમ વ્યાખ્યાન કરવું ને તો મૂળ સિવાયની શાખાઓ ખીલવવા જેવું-ઈન્દ્રજાળને તુલ્ય છે. માટે તે અનપ્રેક્ષકોનેજ પ્રિય લાગે તેવું છે.) ॥૧૭૧॥

निरूपिता सेयं सर्वस्य च सदात्मता । सन्निकृष्टे तत्त्वमसीत्यनेन ह्युपसंहृता ॥१७२॥ तत्त्वंपदाभ्यां ब्रह्मैव बोध्यते धर्मभेदतः । सामानाधिकरण्यं तदुच्यते पदयोर्द्वयोः ॥१७३॥ इदमेव तु सर्वेषामैकात्म्यं परमात्मना । अभिप्रेत्य प्रवर्तन्ते श्रुतयोऽद्वैतबोधिकाः ॥१७४॥ ब्रह्मात्मकस्त्वात्मदृष्ट्या त्वं वाऽहमिति मन्यते । एतद्दृष्ट्येकमूलानि

(હવે આ પ્રમાણે ઉપક્રમવાકયથી આરંભીને ઉપસંહારપર્યંતનાં વાકયોથી ઉપપત્તિ સાથે સર્વ પ્રપંચની જે સદાત્મકતા નિરૂપણ કરી તે સ્પષ્ટ જણાવવા માટે પાસે રહેલા શ્વેતકેતુ—શિષ્યને વિષે ઉદાહરણરૂપે ઘટાવી આપે છે–'**तत्त्वमसि श्वेतकेतो !**' 'શ્વેતકેતો ! **तत्**-સર્વજ્ઞ, સર્વશકિતમાન, સર્વના કારણભૂત, એવું સત્ શબ્દથી કહેવાતું બ્રહ્મ જાણવું અને '**त्वम्**' એ શબ્દથી જીવશરીરક –જીવ છે શરીર જેનું એવા પરમાત્મા જાણવા અને એ બન્નેનું ઐકય, સામાનાધિકરણ્યથી જાણવું.)

આ પ્રમાણે સર્વ પ્રપંચની–જગતની સદાત્મકતા, '**सद्विद्या**' ના પ્રકરણથી નિરૂપણ કરી, તે સદાત્મકતાને ગુરૂ ઉદ્દાલકમુનિ પાસે રહેલા શ્વેતકેતુ શિષ્યને વિષે '**तत्त्वमसि**' 'સર્વજ્ઞ, સર્વશકિતમાન અને સર્વકારણ, એવું જે બ્રહ્મ નિરૂપણ કર્યું તે બ્રહ્મરૂપજ તું પણ છુ', એ વાકયથી ઘટાવી આપીને ઉપસંહાર કરે છે. ॥૧૭૨॥

( હવે–'**तत्त्वमसि**' એ વાકયને અર્થ કહે છે–તેમાં '**तत्**' શબ્દ પૂર્વપરામર્શી-પૂર્વે કહેલા અર્થને ઉદ્દેશીને પ્રવર્તનારો છે, તે આ પ્રકરણના આરંભમાં જગતનું કારણરૂપ સત્-શબ્દવાચ્ય બ્રહ્મજ વર્ણન કરેલું છે, અને કારણવાચી શબ્દ, હમેશાં કારણપણામાં ઉપયોગી અસાધારણગુણવિશિષ્ટનેજ કહેનારો હોય છે, તો સૂક્ષ્મદશામાં વર્તતા એવા ચેતન–અચેતનના શરીરી, પરમાત્મા પોતે સ્વશરીરભૂત ચેતન-અચેતનદ્વારા બહુરૂપે થવારૂપ સંકલ્પવિશિષ્ટવેષથીજ **तत्** શબ્દથી કહેલા છે, માટે **त्वम्** શબ્દથી કહેવામાં આવતા, પરમાત્માના શરીરભૂત શ્વેતકેતુ–નામે જીવવિશેષને, ગુરૂ ઉદ્દાલકમુનિ કહે છે–તું પણ તેજ છું, જે–સર્વના શરીરી છે, તે તારા પણ શરીરી અંતર્યામી છે માટે તેજ–તદાત્મકજ છું, આ બધો ભાવાર્થ મનમાં રાખીને ગ્રંથકાર કહે છે)

**तत्** અને **त्वम्** એ બંને પદોથી–ધર્મભેદથી–ગુણભેદથી, બ્રહ્મસ્વરૂપનોજ બોધ કરાય છે, માટે એ બંને પદોનું સામાનાધિકરણ્ય–એ ભિન્નપદોથી એકજ ધર્મીપદાર્થનું બોધ કરવાપણું, ઘટે છે, ॥ ૧૭૩ ॥

( '**सामानाधिकरण्य**' નું લક્ષણ એ છે કે–' **भिन्नप्रवृत्तिनिमित्तानां शब्दानामेकस्मिन्नर्थे वृत्तिः सामानाधिकरण्यम्** ' ' જુદા જુદા અર્થમાં પ્રવર્તવારૂપ નિમિત્તભેદવાળા શબ્દો એકજ અર્થમાં પ્રવર્તે–( એકજ ધર્મીપદાર્થનો બોધ કરે, ) તે સામાનાધિકરણ્ય કહેવાય, જેમકે '**नीलम् उत्पलम्**' એ બંને શબ્દો જુદા અર્થનેજ કહેનારા છે, **नीलत्वविशिष्ट** વસ્તુને કહેનારો **नील** શબ્દ છે. **उत्पलत्वविशिष्ट** વસ્તુને કહેનારો **उत्पल** શબ્દ છે. પરંતુ એ બંને શબ્દો **नीलम् उत्पलम्** એમ એક સાથે મુકવાથી **नीलत्व** અને **उत्पलत्व** એ બંને જુદા જુદા ધર્મોરૂપ અર્થ ઉડી જઇને '**नीलाऽभिन्नमुत्पलम्**' ' કાળું કમળ ' એવો એક અખંડાર્થરૂપે જુદોજ અર્થ સમજાય છે, તો ધર્મધર્મિભાવ નહિ માનનારા નિર્વિશેષવાદિઓને આવુ સામાનાધિકરણ્ય શી રીતે બંધબેસતું આવે ? ન જ આવે, કેમકે ભિન્ન ભિન્ન અનેક ધર્મથી વિશિષ્ટ એકજ વસ્તુને બોધ કરનાર સામાનાધિકરણ્ય છે, તો જેમના મતમાં ધર્મધર્મિભાવનોજ સ્વીકાર નથી, તેમને સામાનાધિકરણ્ય કેમ ઘટે ? ન જ ઘટે. એ ભાવાર્થ છે. ) ॥

वामदेववचांस्यपि ॥१७५॥ यस्तु सर्वाणि भूतानीत्याभ्यामप्येतदेव हि । विवक्षितं तदर्थश्च सर्वाणि परमात्मनि ॥१७६॥ अवस्थितान्यस्वतन्त्राण्यनुपश्यति यः पुमान् । अन्तराविश्य सर्वेषु तमेवात्मतया स्थितम् । सोऽयमैकात्म्यदृक् क्वापि नैव लोके जुगुप्सते ॥१७७॥ आत्मनोऽन्यत्र भूतानि पश्यन्मूढो जुगुप्सते । स्वात्मन्येव तु यः

---

આ પ્રમાણે બ્રહ્મસ્વરૂપના અદ્વૈતને બોધ કરનારાં–' सर्वं खल्विदं ब्रह्म ' એ આદિક જે શ્રુતિવાક્યો છે. તે આ सद्विद्या માં કહેલી પરમાત્મા અન્તર્યામીની સર્વની સાથે એકાત્મકતાને ઉદ્દેશીનેજ પ્રવર્તે છે, પણ નહિ કે કેવળ–અદ્વૈતને ઉદ્દેશીને, અથવા તો જગન્મિથ્યાત્વને ઉદ્દેશીને. ॥ ૧૭૪ ॥ તેમજ ' त्वं वाऽहमस्मि भगवो देवते ' એ વિગેરે ઉપાસકનાં વચનો છે, તે પણ બ્રહ્માત્મકસ્વાત્મદ્રષ્ટિથીજ કહેવામાં આવેલાં છે.

( પોતાના આત્માને સ્વતંત્રપણે નહિ જોતાં બ્રહ્માત્મક–બ્રહ્મ આત્મા શરીરી અંતર્યામી જેના છે, એ રૂપે જોનાર ઉપાસકનાં તત્ત્વદ્રષ્ટિમૂળકજ તેવાં વચન છે એ અભિપ્રાય છે. ) વળી–' अहं मनुरभवम् ' એ વિગેરે જે વામદેવાદિક બ્રહ્મદર્શીઓનાં વચનો છે તે પણ એ દ્રષ્ટિથીજ ઉચ્ચારાયેલાં છે, (પરંતુ જીવબ્રહ્મની એકતાને ઉદ્દેશીને ઉચ્ચારાયેલાં નથી એમ જાણવું, તાત્પર્ય એ છે કે–પામર-અજ્ઞાનીઓને શરીરમાત્રમાંજ અહંભાવ હોવાથી-હું સ્થૂળ છું, હું કૃશ છું, એમ આત્મભ્રમ શરીરમાંજ થાય છે, જે ડાહ્યો માણસ શરીરથી જુદો આત્મા જ્ઞાતા, કર્તા, છે એમ જાણે છે તેને હું કર્તા છું, હું ભોક્તા છું, એમ આત્મામાં અહંભાવ થાય છે, અને જે જ્ઞાની માણસ આત્માને પણ પરમાત્માના શરીરરૂપે જુએ, તેને તો સર્વના શરીરી એવા પરમાત્મામાંજ અહંઅહ—અહંભાવ થવાથી, ' अहम् ' એમ પોતાના–આત્માના પણ આત્મારૂપ પરમાત્માનેજ જોતો થકો ' अहं मनुरभवम् ' એમ પરમાત્માની સાથે એકતાથી વ્યવહાર કરે છે, માટે વામદેવાદિકનો તેવો વ્યવહાર સર્વથા યુક્તજ છે. ) ॥૧૭૫॥

' यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति । सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक मेकत्वमनुपश्यतः ' ॥ આ બે મંત્રોથી પણ સર્વભુતનું એકાત્મકપણુંજ કહેવામાં આવ્યું છે, તેનો અર્થ આ પ્રમાણે છે--જે કોઇ તત્ત્વદર્શી પુરૂષ સર્વભૂતોને, તેમના ધારકપણે અન્તરાત્મારૂપે રહેલા પરમાત્મામાંજ રહેલાં–એટલે કે–પરમાત્માના શરીરરૂપ અને પરમાત્માએજ ધારણ કરેલાં હોવાથી અસ્વતંત્રપણે–પરમાત્માને આધીનપણે રહેલાં એ પ્રમાણે જુએ છે, તેમજ–સર્વભૂતોમાં તેજ પરમાત્માને અંતર્યામિપણે રહેલા છે, એ પ્રમાણે જુએ છે, તો આ પ્રમાણે પરમાત્માની સાથે એકાત્મક–એકરૂપ રહેલું સઘળું જગત્ છે, એમ જોનારને શરીરગત ભેદદ્રષ્ટિ ટળી જવાથી, સર્વના શરીરી પરમાત્માજ એક રહેલા છે, એમ દેખાવાથી કોઇને વિષે તેને જુગુપ્સા–નિંદાપ્રધાન તિરસ્કાર દ્રષ્ટિનો પ્રસંગજ રહેતો નથી, માટે જે મૂઢ–અજ્ઞાની માણસ, પોતાના આત્મારૂપ પરમાત્મા થકી ભૂતમાત્રને પૃથક્ પૃથક્ રહેલાં જુએ છે, તો તેને તેવી વિષમતાવાળી ભેદદ્રષ્ટિ હોવાથી, બીજાઓ ઉપર તિરસ્કાર દ્રષ્ટિ થાય છે જ. અને સર્વભૂતોને પોતાનાજ આત્મારૂપ પરમાત્માને વિષેજ રહેલાં જુએ છે, તો તેવા–સર્વ

पश्येत्स विज्ञान्न जुगुप्सते ॥१७८॥ यस्मिन्निध्यानसमये सर्वमेव विपश्चितः। स्वात्मनैकात्मकमभूच्छोकमोहौ तदा कथम् ॥१७९॥ प्रत्यस्तमितभेदं यदित्यादिवचनान्यपि। देवादिपिण्डवैषम्यायत्तभेदविवर्जितम् ॥१८०॥ विज्ञानैकघनत्वेन मिथोवैषम्यवर्जितम्।

---

આત્માના એકાત્મારૂપ-પરમાત્મારૂપ સકળ વસ્તુને જોનારને તિરસ્કાર દ્રષ્ટિનો પ્રસંગજ નથી રહેતો ॥ ૧૭૬-૧૭૮ ॥ જે પરમાત્માના પ્રણિધાનસમયમાં-ઉપાસનસમયમાં, પરમાત્મસ્વરૂપના સાક્ષાત્કારને પામેલા જ્ઞાનીજનને, સઘળું જગત્ પોતાના પણ આત્મારૂપ પરમાત્માની સાથે એકાત્મકભાવને પામેલું જોવામાં આવે છે, અને તે સિવાય બીજું કંઈ પણ પૃથક્ દેખાતું નથી, તેવા-સકળ જગતના એકાત્મારૂપ પરમાત્માના સાક્ષાત્કારસમયમાં, શોક મોહનો પ્રસંગજ કયાંથી હોય? (એટલે કે-સર્વ ચેતન અચેતનરૂપ વિશ્વના એકજ આત્મા અન્તર્યામી પરમાત્માના સાક્ષાત્કારસમયમાં સર્વના શરીરી પરમાત્મા એકજ છે અને સઘળું જગત્ તેનુંજ શરીર છે, એમ સર્વશરીરક પરમાત્માના એકત્વને અનુભવ કરનારને શોકમોહનો પ્રસંગજ કયાંથી રહે ) ॥ ૧૭૯ ॥

( આ બંને મંત્રોનું તાત્પર્ય એ છે કે-નિર્વિશેષબ્રહ્મવાદિઓ માને છે એ પ્રમાણે જીવ બ્રહ્મનું સર્વથા એકત્વ કહેવાનું તાત્પર્ય નથી, કેમકે-સર્વભૂતોને પરમાત્મામાં જુએ, અને સર્વભૂતોમાં પરમાત્માને જુએ, એમ દ્વિતીયા અને સપ્તમી વિભક્તિના પ્રયોગરૂપ-વ્યધિકરણપ્રયોગથી જ. આત્મા-આત્મીયભાવરૂપ વ્યાપ્ય-વ્યાપકભાવ, સિદ્ધ થતો હોવાથી, આત્મા-પરમાત્માનો શરીર-શરીરિભાવજ સિદ્ધ થાય છે, એજ વાત બીજા મંત્રમાં ઘટાવી આપે છે કે-જે સમયમાં સર્વભૂતો, ( પરમાત્માના શરીરરૂપ હોવાથી, શરીર-શરીરિનો અભેદભાવ છે, માટે) પરમાત્માજ-પરમાત્મારૂપજ છે, એમ જાણનારને સર્વશરીરક પરમાત્માનું એકત્વ, કે જે-' **एष सर्वभूतान्तरात्मा अपहतपाप्मा दिव्यो देव एको नारायणः** ' આ શ્રુતિમાં વર્ણન કરેલું છે, તે અનુભવ-સાક્ષાત્ કરનારને સર્વભૂતપ્રાણિમાત્ર, એકજ પરમાત્માના શરીરરૂપ છે. માટે તેમાં વિષમદ્રષ્ટિ ટળી જવાથી શોકમોહનો પ્રસંગ આવતો નથી, એમ નિર્ણયસિદ્ધ અર્થ નિશ્ચિત હોવાથી, અને આ રીતે દરેક શ્રુતિનો સરળ રીતે સમન્વય થતો હોવાથી શરીરશરીરિભાવરૂપ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તજ શ્રુતિસમ્મત છે એમ જાણવું. )

( હવે-' **प्रत्यस्तमितभेदं यत्सत्तामात्रम्** ' એ વિગેરે વિષ્ણુપુરાણનાં જે વચનો છે, તે પરમાત્મસ્વરૂપને કહેનારાં નથી, પરંતુ-પ્રકૃતિના સંબંધથી રહિત, કેવળ જ્ઞાનસ્વરૂપ, વિશુદ્ધ પ્રત્યગાત્મસ્વરૂપ-જીવસ્વરૂપનેજ કહેનારાં છે. એમ કહે છે- )

' **प्रत्यस्तमितभेदम्** ' એ આદિક વચનો પણ-દેવ, મનુષ્ય, એ વિગેરેના શરીરભેદોને લીધે જણાતી વિષમતાથી રહિત, તેમજ-અંદર-બહાર વિજ્ઞાનમયજ એક-સમાનસ્વરૂપ હોવાને લીધે પરસ્પર વિષમતાએ રહિત, એવું પ્રત્યગાત્માનું-વિશુદ્ધજીવાત્માનું જે તત્ત્વદ્રષ્ટિથી વાસ્તવિક સ્વરૂપ છે, તેનોજ બોધ કરે છે, આ વિષ્ણુપુરાણનાં વચનોનો અર્થ શ્રીભાષ્યમાં સ્પષ્ટતાથી નિરૂપણ કર્યો છે, માટે આવો સરળ-સ્વારસ્યયુક્ત અર્થ સંભવતો હોવાથી, પરસ્પર વ્યાહત-વિરોધવાળો અર્થ કલ્પવો તે અયુક્ત-અનુચિતજ કહેવાય,

बोधयन्ति स्वरूपं हि तत्त्वतः प्रत्यगात्मनः ॥१८१॥ शब्दार्थ एषां सुव्यक्तं श्रीभाष्ये हि निरूपितः। तदयुक्तं तु वचसां व्याहतार्थप्रकल्पनम् ॥१८२॥ जीवेनानेनात्मनेति यद्वचः श्रूयति श्रुतौ। न जीवब्रह्मणोरैक्यं ननु तेनावगम्यते॥१८३॥ तेजःप्रभृतिसृज्येषु ब्रह्मणोऽनुप्रवेशने। जीवात्मनः शरीरस्य द्वारता खलु गम्यते ॥१८४॥ स्थाने जीवात्मनेत्यस्य स्याज्जीवेनात्मनेति हि। आत्मशब्दोऽयमत्रत्यः शरीरपर एव वा ॥१८५॥ जीवशब्दोऽथवा जीवशरीरकपरोऽत्र हि। यत्तदद्रेश्यमग्राह्यमित्यादिवचसां पुनः॥१८६॥ गुणमात्रप्रतिक्षेपपरत्वं नैव युज्यते। यद्भूतयोनिमित्यादिवाक्यशेषविरोधतः ॥१८७॥ सर्वा-

(કેમકે-સર્વથા અવેદ્યપણે માનેલા બ્રહ્મની આત્મસંવેદ્યતા કેમ ઘટે ? અને વાણીને સર્વથા અગોચરપણે માનેલા બ્રહ્મને 'બ્રહ્મ' એવી સંજ્ઞાએ યુક્તપણુંજ કેમ ઘટે ? માટે આવો પરસ્પર વ્યાઘાતવાળો અર્થ શ્રુતિવચનોનો કલ્પવો તે અયુક્તજ કહેવાય. ) ॥ १८०-१८२ ॥

'अनेन जीवेनात्मनाऽनुप्रविश्य' એવું જે શ્રુતિવચન સાંભળવામાં આવે છે, તે વચનથી કાંઇ જીવ અને બ્રહ્મની એકતા જાણવામાં આવતી નથી, પરંતુ તે વચનથી તો—તેજ, જળ અને પૃથ્વી, એ વગેરે સૃજ્યપદાર્થોમાં બ્રહ્મને અંદર પ્રવેશ કરવામાં પોતાના શરીરભૂત જીવાત્માની દ્વારતામાત્રજ જાણવામાં આવે છે, ( એટલે કે સૃજ્યપદાર્થોમાં બ્રહ્મને પ્રવેશ કરવાનો તે તો જીવદ્વારા સંભવે, કેમકે સૃષ્ટિ કરવાનો હેતુજ જીવોને નામ રૂપવાળા કરીને દેવમનુષ્યાદિકરૂપે સર્જવા એ છે, બ્રહ્મને તો સંસૃતિ છે જ નહિ, માટે બ્રહ્મ સર્વાત્મા હોવાથી જીવોના પ્રવેશ સાથેજ બ્રહ્મનો પ્રવેશ સંભવે, જીવરૂપ દ્વાર-નિમિત્ત સિવાય બ્રહ્મનો પ્રવેશ સંભવે નહિ, માટે જીવની દ્વારતામાત્રજ આ શ્રુતિ સ્પષ્ટ બતાવે છે, પણ જીવ-બ્રહ્મની એકતા બતાવતી નથી એ ભાવાર્થ છે. ) ॥ १८३-१८४ ॥

( અને જો જીવ-બ્રહ્મની એકતા કહેવાનો અભિપ્રાય આ શ્રુતિમા હોત તો)—'जीवात्मना' એમ કહેવાને બદલે 'जीवेन आत्मना' એવો વ્યસ્ત-અને તૃતીયાવિભક્તિવાળો જુદો શબ્દપ્રયોગજ ન હોત, ( માટે આ કારણથી પણ જીવ-બ્રહ્મની એકતા-જીવ એજ બ્રહ્મ છે એમ નથી જણાતું ) અથવા તો-અહીંઆંનો આ આત્મશબ્દ, શરીરરૂપ અર્થનેજ કહેનારો છે, એમ જાણવું, (અને મારા શરીરરૂપ આ જીવાત્મા તે દ્વારા પ્રવેશ કરીને, એમ એનો અર્થ કરવો એ બરોબર છે, ) ॥ १८५ ॥

અથવા તો આ જીવશબ્દ, જીવશરીરક-જીવ છે શરીર જેનું, એવા અર્થમાં જાણવો, (અને તેનો અર્થ-જીવ છે શરીર જેનું, એવો હું પ્રવેશ કરીને નામરૂપ કરું એમ શરીર-શરીરિભાવથી કરવો. )

હવે 'यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम्' એ વિગેરે શ્રુતિવાક્યોથી જે તમે બ્રહ્મસ્વરૂપમાં ગુણમાત્રનો નિષેધ કરો છો, તે તદ્દન અયોગ્ય છે, કેમકે-એ શ્રુતિવાક્યમાં જ છેલ્લા ભાગમાં 'यद्भूतयोनिं परिपश्यन्ति धीराः' એમ સર્વભૂતોના કારણપણારૂપ અસાધારણ ગુણ સાંભળવામાં આવે છે, ( એમ એકજ શ્રુતિવાક્યમાં પરસ્પર વિરોધ દેખાય છે, તો તમારો ગુણનિષેધરૂપ-નિર્ગુણવાદને સિદ્ધ કરનારો અર્થજ ક્યાં રહ્યો ! માટે ગુણનિષેધવાદથી હેયગુણોનોજ નિષેધ કરાય છે, એમ કહેવું તેજ ઉચિત છે. )॥१८६-१८७॥

त्मना न द्रश्यत्वप्रतिक्षेपोऽपि युज्यते। तथा सति विरोधश्च ननु दृष्ट इति श्रुतेः॥१८८॥ न प्राकृतदृशा दृश्यं तच्च केनापि कुत्रचित्। अतः प्रोक्तमदृश्यं हि दिव्यदृष्ट्या तु वीक्ष्यते ॥१८९॥ मायिकैः स्थौल्यकार्श्याद्यैर्हीनत्वं श्रुतयो जगुः। अस्थूलमित्यादिपदैरद्रेश्या-दिपदैस्तथा ॥१९०॥ प्राकृतैरिन्द्रियाद्यैश्च सर्वथा रहितत्त्वतः। अपाणिपादं चाप्राण-मित्यादि च निरूपितम् ॥१९१॥ सत्त्वादिभिः प्राकृतैश्च रहितत्वाद्गुणैर्बृहत्। निरञ्जनं निर्गुणं च कथ्यते तच्च निष्कलम् ॥१९२॥ निष्क्रियत्वं च यत्तस्य श्रूयते श्रुतिमूर्धसु। तत्स्वरूपविभुत्वेन तत्तस्मिन्नुपपद्यते॥१९३॥ दिव्यविग्रहता त्वस्य भवतीत्येव गम्य-

---

વળી એજ શ્રુતિવાકયમાંના 'अद्रेश्यम्' પદથી બ્રહ્મની સર્વથા–સર્વપ્રકારે અદશ્યતા કહો છે, તે પણ ઘટતું નથી, કેમકે એજ શ્રુતિમાં છેલ્લું 'परिपश्यन्ति धीराः' એવું વાકય હોવાથી ધીર–જ્ઞાની પુરૂષોએ દેખવા યોગ્ય છે, એમ સિદ્ધ થાય છે માટે, ( એટલે કે–યોગથી મંસ્કાર પામેલા વિશુદ્ધ મનથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, તો પછી બ્રહ્મ અદશ્ય છે એમ કેમ કહેવાય ? ) વળી—'तस्मिन् दृष्टे परावरे' એવું શ્રુતિવાકય હોવાથી તેની સાથે પણ વિરોધ આવે, માટે પ્રાકૃતદ્રષ્ટિથી કોઇથી કયારેય પણ તે બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી તેથી તે અદ્રશ્ય છે એમ કહ્યું છે, પરંતુ–દિવ્યદ્રષ્ટિથી તો તેનો સાક્ષાત્કાર થાયછેજ, (માટે આવો અબાધિત અર્થ કરવાથી, સગુણનિર્ગુણ–સઘળી શ્રુતિઓનો અર્થ કોઇ પણ પ્રકારના પરસ્પરના વિરોધ સિવાયજ સિદ્ધ થાય છે. ) ॥૧૮૮–૧૮૯॥

'अस्थूलमनणु' એ વિગેરે શ્રુતિઓએ તેમજ 'अद्रेश्यमग्राह्यम्' એ વિગેરે શ્રુતિઓએ પણ સ્થૂલતા, કૃશતા, આદિક પ્રાકૃતગુણોથીજ રહિતપણું ગાયું છે. ( પરંતુ દિવ્યગુણોનો નિષેધ કરવામા આવ્યો નથી કેમકે–'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते' 'सत्यकामः सत्यसङ्कल्पः' એ વિગેરે શ્રુતિવાકયોમાં સત્યકામાદિક કલ્યાણગુણો કહેવામાં આવ્યા છે. ) અને આ પ્રમાણે પ્રાકૃત ઇન્દ્રિઓ વિગેરેથી સર્વથા રહિતપણાને લીધેજ 'अपाणिपादम्' 'अप्राणम्' એવા શબ્દોથી બ્રહ્મસ્વરૂપમાં પ્રાકૃતપાણિપાદયોગનોજ નિષેધ કરવામાં આવ્યો છે, ( પરંતુ 'कप्यासम्' એ વિગેરે વાકયોથી જે દિવ્ય આકાર વર્ણન કરવામાં આવ્યો છે, તે પાણિપાદયોગરૂપ દિવ્ય આકારનો નિષેધ કરવામાં તાત્પર્ય નથી એમ જાણવું )

તેમજ–'निष्कलं निष्क्रियं शान्तम् निरवद्यं निरञ्जनम्' એ વિગેરે શ્રુતિવાકયોથી નિષ્ક્રિયત્વાદિકનું વિધાન છે, તે પણ સત્ત્વાદિક પ્રાકૃતગુણોથી રહિતપણાને લીધેજ, તેમજ અંદર–બહાર એમ સર્વત્ર વ્યાપકસ્વરૂપ એવા સર્વાન્તર્યામી પરમાત્માના વિભુપણાને લીધે ક્રિયાથી રહિતપણું છે, માટેજ એ પ્રમાણે કહેવામાં આવ્યું છે, પણ દિવ્યઆકારસંપન્ન હોવાથી, આકાર નિષેધ કરવાના અભિપ્રાયથી નથી કહેવામાં આવ્યું. ॥૧૯૦–૧૯૩॥ હવે એ પરમાત્મા દિવ્યવિગ્રહસંપન્ન છે, એમ જાણવું. અને તે સાકાર હોવાથીજ દિવ્યાકૃતિ ભગવાનને કયાંક—અક્ષરરૂપ પરમધામમાં રહેવાપણું અને પોતાની ઇચ્છાથી આવવા–જવાપણું પણ સંભવે છે. (અને એ કારણથીજ 'वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः' એ શ્રુતિ પ્રમાણે પોતાના દિવ્ય બ્રહ્મધામમાં અખંડ

ताम् । तत्कचित्सन्निधिस्तस्य युज्यते गमनादिकम् ॥१९४ तत्तदेजति तन्नैजतीत्येतदुपपद्यते । सदसत्कर्मभिस्तस्यालिप्तत्वाद्वा तथोच्यते ॥१९५॥ यत्तस्य ज्ञानरूपत्वं सत्यं ज्ञानमितीरितम् । तत् ज्ञानैकनिरूप्यत्वात्स्वप्रकाशत्वतस्तथा ॥१९६॥ यः सर्वज्ञ इति श्रुत्या ज्ञातृत्वं तस्य सिद्ध्यति । तथा च तत्परं ब्रह्म सर्वज्ञं सर्वशक्ति च ॥१९७॥ कल्याणगुणसम्पूर्णं शुद्धं हेयविवर्जितम् । दिव्येन्द्रियं दिव्यगुणं सच्चिदानन्दविग्रहम् ॥१९८॥ द्वैतश्रुत्यविरोधेनाद्वैतश्रुतिसमन्वयः । अन्तर्यामिश्रुतिबलादस्माभिरुपदर्शितः ॥१९९॥ सर्ववेदान्तवाक्यानां प्रामाण्यं च सुरक्षितम् । स्वप्नजागरदृष्टान्तैर्भेदाभेदसम-

---

વિરાજમાન રહે છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે આવે જાય છે, ) માટે ‘ तदेजति तन्नैजति ’ એ શ્રુતિપ્રતિપાદિત ચલન–અચલન પણ પરમાત્મસ્વરૂપમાં ઘટે છે, અથવા તો એ પરમાત્માને સત્—અસત્ કર્મના લેપથી રહિતપણારૂપ નિષ્ક્રિયતાને લીધે પણ, ચલન–અચલન, એ બંને સંભવે છે. ॥૧૯૪—૧૯૫॥

( હવે ‘सत्यं ज्ञानमनन्तं ब्रह्म’ એ શ્રુતિથી બ્રહ્મની જે કેવળજ્ઞાનરૂપતા નિરૂપણ કરવામાં આવે છે, તે પણ ખોટું છે, કેમકે–બ્રહ્મસ્વરૂપ કેવળજ્ઞાનથીજ નિરૂપણ કરાતું હોવાથી અને સ્વયંપ્રકાશસ્વરૂપ હોવાથી એ પ્રમાણે કહેવાય છે. પણ તે ઉપરથી બ્રહ્મ જ્ઞાતા નથી, પરંતુ કેવળ જ્ઞાનમાત્રસ્વરૂપ છે એમ ન કહેવાય. કેમકે–‘यः सर्वज्ञः सर्ववित्’ એ આદિક શ્રુતિઓમાં તે બ્રહ્મની જ્ઞાતૃતા સાંભળવામાં આવે છે, માટે બ્રહ્મનું જ્ઞાતાપણું સિદ્ધ થાયછેજ, માટે આ ઉપરથી તે પરંબ્રહ્મ સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સકળકલ્યાણગુણોથી ભરપૂર, સર્વ હેયદોષથી રહિત હોવાથી સર્વથા શુદ્ધસ્વરૂપ, દિવ્ય ઇન્દ્રિઓ સંપન્ન, દિવ્યગુણોથી સંપન્ન, સત્, ચિત્ અને આનંદમય મૂર્તિ જેની છે, એવા પરમાત્મા છે એમ સિદ્ધ થાય છે. ॥૧૯૬—૧૯૮॥

( આ પ્રમાણે પોતાના વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત પ્રમાણે શ્રુતિ સ્મૃતિઓના અર્થ પ્રતિપાદન કરીને સ્વસિદ્ધાન્ત સ્થાપન કર્યો, હવે–અદ્વૈતમત પ્રમાણે શ્રુતિઓના અર્થ કરવામાં તેઓ જે જે યુક્તિ કરે છે, તે યુક્તિમાં જે જે બાધ આવે છે તે બતાવવાપૂર્વક પોતે કરેલો અર્થ નિર્બાધ અને સરળ છે, એમ પોતે કરેલા શ્રુત્યર્થમાં વિશેષ અને શ્રેષ્ઠતા બતાવે છે.– )

અમે અદ્વૈતશ્રુતિઓનો સમન્વય દ્વૈતશ્રુતિઓની સાથે વિરોધ ન આવે એમ કરીએ છીએ-અને તે પણ કેવળ અમારી બુદ્ધિથી કલ્પિત રીતે નહિ પણ બૃહદારણ્યકમાં અન્તર્યામિ બ્રાહ્મણભાગમાં પરમાત્માનું જે સર્વાન્તરાત્માપણું, અને સર્વજગતનું પરમાત્માનું શરીરપણું કહેવામાં આવ્યું છે, તેવા શ્રુતિપ્રતિપાદિત શરીરશરીરિભાવથી તે સિદ્ધ થાય છે, માટે તે શ્રુતિબળથી અમોએ બતાવ્યો છે–સિદ્ધ કર્યો છે. ( અને એમ કરવાથી ભેદશ્રુતિનો તેમજ અભેદશ્રુતિનો પણ બાધ આવતો નથી, કેમકે–પરમાત્મા સર્વના શરીરી હોવાથી સર્વાત્મક બ્રહ્મ એકજ છે એમ અદ્વૈતશ્રુતિઓનું સંગમન થઇ જાય છે, અને શરીરશરીરિભાવરૂપ વિશેષણવિશેષ્યભાવથી જીવ–બ્રહ્મની ભિન્નતા હોવાથી ભેદશ્રુતિઓનું સંગમન થાય છે, તો આ પ્રમાણે વિરોધ સિવાયજ દરેક શ્રુતિઓનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તમાં સમન્વય થતો હોવાથી પૂર્વાપર બાધ આવે એવો અદ્વૈત–મત પ્રમાણે અર્થ કરવો તે ઉચિત ન ગણાય એ અભિપ્રાય છે.) ॥૧૯૯॥

न्वयः ॥२००॥ अनारूढश्रुतिपथः प्रामाण्यप्रतिरोधकः । एकस्य नैव प्रामाण्यमप्रामाण्यञ्च युज्यते ॥२०१॥ प्रवर्त्तकत्वमात्रेण प्रामाण्यं यदि मन्यते। अविशेषेण सर्वस्य ननु प्रामाण्यमापतेत् ॥२०२॥ तथा सति विलुप्येत मानामानव्यवस्थितिः । न वा पुरुषभेदेन न वा समयभेदतः ॥२०३॥ प्रमात्वमप्रमात्वं च ब्रूयुरेकस्य पण्डिताः । भेदः सर्वोऽप्ययं तावदविद्यास्वप्नकल्पितः ॥२०४॥ दृश्यते केवलं भ्रान्तैरविद्याहतदृष्टिभिः। इति नैकामपि गिरं श्रुतिर्वदति कुत्रचित् ॥२०५॥ सर्वज्ञः सर्वशक्तोऽयमीश्वरः सृजतीति तु । परमेश्वरसृज्यं हि प्राह कण्ठरवेण सा ॥२०६॥ तपसा चीयते ब्रह्मेत्याह नाविद्ययेति हि । तत्रैव श्रूयते सृष्टौ निदर्शनचतुष्टयम् ॥२०७॥ तत्र सृज्यस्य मिथ्यात्वे

અને આમ કરવાથી પ્રાબલ્ય–દૌર્બલ્ય કલ્પ્યા સિવાયજ સર્વવેદાન્તવાક્યોનું સરખી રીતે પ્રામાણ્ય સુરક્ષિત થાય છે, હવે–સ્વપ્ન અને જાગ્રત્ અવસ્થાના દ્રષ્ટાન્તથી ભેદ–અભેદવાક્યોનું પ્રામાણ્ય કલ્પીને જે સમન્વય કરવામાં આવેછે, તે તો શ્રુતિમાર્ગથી વિરૂદ્ધજ છે, કેમકે એકજ વાક્યનું સમયભેદથી પ્રામાણ્ય–અપ્રામાણ્ય કલ્પવું તે અયોગ્યજ છે. ॥ ૨૦૦–૨૦૧ ॥ હવે–' પ્રવર્તક હોય તે પ્રમાણ કહેવાય ' એમ પ્રવર્તકત્વરૂપ નિમિત્તને લીધે શ્રુતિવાક્યોનું પ્રામાણ્ય માનવામાં આવે, તો દરેક શબ્દો પ્રવર્તક હોવાથી અવિશેષપણે સર્વશબ્દોનું પ્રામાણ્ય કહેવાય. ( અર્થાત્ શ્રુતજ પ્રમાણ કહેવાય, અને બીજું પ્રમાણ નહિ એમ વ્યવસ્થાજ ન રહે, સર્વ એક સરખી રીતેજ પ્રમાણ કહેવાય ) અને તેમ થવાથી–' આ પ્રમાણ અને આ પ્રમાણ નહિ ' એમ પ્રમાણ–અપ્રમાણની વ્યવસ્થાજ લુપ્ત થઇ જાય,

( શ્રીહરિ કહે છે–હે પંડિતો ! આ જગત્માં પંડિતપુરૂષો એકજ વસ્તુનું પુરૂષભેદથી, અથવા સમયભેદથી, પ્રામાણ્ય અને અપ્રામાણ્ય છે એમ કહેતા નથી. ( તો તમે પંડિત થઇને આમ કેમ કહો છો ? )

વળી—' આ સઘળો પ્રપંચભેદ અવિદ્યાથી કલ્પિત છે, માટે અવિદ્યાથી જેમની જ્ઞાનદ્રષ્ટિ નાશ પામી ગઇ છે, એવા ભ્રાન્તિ પામેલા માણસોજ આવો ભેદ દેખેછે, પણ વાસ્તવિક ભેદ નથી ' એવું એક પણ વચન ભગવતી શ્રુતિ પોતે કહેતી નથી. ॥૨૦૨––૨૦૫॥ પરંતુ––શ્રુતિ પોતે સર્વાત્મા, સર્વનિયંતા, સર્વકારણ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, એવા આ ઇશ્વર–પરમેશ્વર, આ જગતને સર્જે છે, માટે આ જગત્ પરમેશ્વરનુંજ સર્જેલું છે, એમ તો કણ્ઠરવથી–પોકારીને કહે છે. ( ' तदैक्षत बहु स्यां प्रजायेय ' ' तत्तेजोऽसृजत ' ' नामरूपे व्याकरवाणि ' એ આદિક વાક્યોથી સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પ્રભુનું સ્રષ્ટાપણું અને સઘળા જગતનું સૃજ્યપણું. સ્પષ્ટ શબ્દોથી શ્રુતિએ કહેવામાં આવ્યું છે, તો આ જગત્ અવિદ્યાથી કલ્પિત છે એમ બોલાયજ કેમ ? ) ॥ ૨૦૬ ॥

હવે મુણ્ડક ઉપનિદ્ષમાં–'तपसा चीयते ब्रह्म' 'બ્રહ્મ પોતે પોતાના અસાધારણ વિજ્ઞાનથી સૃષ્ટિ કરવામાં ઉન્મુખ થાય છે' એમ શ્રુતિ પોતે સ્પષ્ટ કહે છે, પરંતુ 'અવિદ્યાથી જગત્ કલ્પે છે' એમ કહેતી નથી, ( અને જો અવિદ્યાથી કલ્પિત હોય તો 'अविद्यया'

नानुरूपं तु किञ्चन। आह 'याथातथ्यतोऽर्थान् व्यदधा' दिति च श्रुतिः ॥२०८॥ यश्च जीवब्रह्मभेदश्रुतिनिर्वर्हणाय यः। घटाकाशमहाकाशनिदर्शनसमाश्रयः ॥२०९॥ अश्रुतानुपपन्नार्थकल्पनैकाग्रहोद्भवः। अन्यो हि विज्ञानमयादात्माऽनन्दमयोऽन्तरः ॥२१०॥ य एतस्माज्जीवघनात्पुरुषं परतः परम्। ईक्षते यं पुरिशयं तयोर्भेदो हि

चीयते ब्रह्म' એવીજ શ્રુતિ હોવી જોઇએ, તેમ તો છે નહિ) વળી એજ ઉપનિષદ્‌માં સૃષ્ટિનું સ્વરૂપ સમઝાવવા માટે શ્રુતિજ પોતે ચાર ઉદાહરણો બતાવે છે—'यथोर्णनाभिः सृजते गृह्णते च' 'यथा पृथिव्यामोषधयः सम्भवन्ति' 'यथा सतः पुरुषात् केशलोमानि' 'यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः' 'જેમ કરોળીઓ પોતાની લાળને વિસ્તારે છે અને સંકેલી લે છે' 'જેમ પૃથ્વીમાં ઔષધિઓ ઉપજે છે' 'જેમ જીવતા પુરૂષ થકી કેશ અને રોમ નીકળે છે' 'જેમ ખરેખર પ્રજ્વલિત થયેલા અગ્નિ થકી વિસ્ફુલિંગો--તણખા ઉડે છે' આ ચારેય ઉદાહરણોથી જગત્‌ની સત્યતાજ સ્પષ્ટ જણાય છે, પરંતુ જગત્‌ના મિથ્યાપણામાં બંધબેસતું એક પણ ઉદાહરણ જણાતું નથી, વળી ઇશાવાસ્ય ઉપનિષદ્ જોતાં પણ–'स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः' 'સ્વયંભૂ-સ્વતંત્રમૂર્તિ પરમાત્માએ આકાશાદિક પદાર્થો પરમાર્થરૂપેજ, ચિરકાળ સુધી રહેવા માટે બનાવેલા છે, આ પ્રમાણે શ્રુતિ સ્પષ્ટ કહે છે, (માટે જગતરૂપ આ પ્રપંચ પરમાત્માએ રચેલો છે અને તે સત્ય તેમજ ચિરકાળ સ્થાયી છે એમ સિદ્ધ થાય છે) ॥૨૦૭–૨૦૮

હવે જે–'द्वा सुपर्णा सयुजा सखायौ' એ વિગેરે શ્રુતિઓથી સાંભળવામાં આવતા–જીવ બ્રહ્મના ભેદને ઘટાવવા માટે, ઘટાકાશ–મહાકાશનું દ્રષ્ટાન્ત જે કહેવામાં આવે છે, તે તો–કદિ પૂર્વે નહિ સાંભળેલો અને લોકમાં તેમજ શાસ્ત્રમાં પણ અસંભવિત લાગે એવો કલ્પિત અર્થ કલ્પવાના આગ્રહને પરિણામેજ ઉદ્ભવેલું છે, (પરંતુ શ્રુતિ—શાસ્ત્રસંમત તો નથીજ કેમકે—જીવ–બ્રહ્મનું સ્વરૂપથીજ ઐક્ય તો શ્રુતિ પોતે કહેતીજ નથી. તેમજ તે ઘટતું પણ નથી, કારણ કે–જો તેમજ હોય તો શાસ્ત્રપ્રતિપાદિત બન્ધ-મોક્ષની વ્યવસ્થાજ ઉડી જાય છે, હવે જો તે બન્ધ–મોક્ષ બંનેય કલ્પિત છે, એમ કહેવામાં આવે તો શ્રુતિની પુરૂષાર્થપરતાજ ન રહે, કેમકે-તમારે અદ્વૈતવાદિઓને, બન્ધ, કે મોક્ષ, એ કોઇને વાસ્તવિક રીતે છેજ નહિ, જો બ્રહ્મને બંધ કહો તો તે નિત્ય,–શુદ્ધ,–બુદ્ધ,-મુક્તસ્વભાવ છે, તેથી તેને તો ઘટેજ નહિ, જીવને કહો તો તે જીવ તો કલ્પિત છે, તેથી કલ્પિતને બંધ હોય અગર મોક્ષ હોય તે બંને સમાન છે. માટે બંધ ટાળવાથી શો વિશેષ છે, આ પ્રમાણે બંને રીતે તમારે શ્રુતિની પુરૂષાર્થપરતાજ રહેતી નથી, માટે આ બાબતમાં તમારા દુરાગ્રહ સિવાય બીજો કોઇ અર્થજ નથી એ તાત્પર્ય છે)

અને જીવ–બ્રહ્મનો ભેદ વાસ્તવિકજ છે એમ તો શ્રુતિથી સ્પષ્ટ જણાય છે.—'तस्माद्वा एतस्माद्विज्ञानमयात् अन्योऽन्तर आत्मा आनन्दमयः' તે આ વિજ્ઞાનમય આત્મા (જીવાત્મા) થકી બીજો અંદર રહેલો આનંદમય આત્મા (પરમાત્મા) છે' (આ પ્રમાણે જોતાં જીવ કલ્પિત છે, તેમજ જગત્ મિથ્યા છે. એ વિગેરે વાતજ खपुष्पवत् અસંભવિત લાગે છે અને વિજ્ઞાનમય આત્મા, આનન્દમય પરમાત્મા અને જગત્, એ ત્રણેય સત્ય ભાસે છે.) ॥૨૦૯–૨૧૦॥

सुस्थिरः ॥२११॥ नापैति भेदो मोक्षेऽपि जीवात्मपरमात्मनोः । उपैति परमं साम्यमित्येव श्रूयते यतः ॥२१२॥ स्वस्वरूपाभिनिष्पत्तेर्नामरूपप्रहाणतः । युक्तं हि परमं साम्यं ब्रह्मरूपसमन्वयात् ॥२१३॥ यत्तु निर्गुणवाक्येषु श्रुतौ प्राबल्यमिच्छता । अश्लिष्टपार-

---

વળી–પ્રશ્નોપનિષદ્‌માં–'स एतस्माज्जीवघनात् परात्परं पुरिशयं पुरुषमीक्षते' સિદ્ધ થયેલો તે મુક્તપુરૂષ આ જીવસમૂહથી-ક્ષરપુરૂષથી પણ જે પર અક્ષર છે, તેથી પણ પરસ્વરૂપે રહેલા અને સર્વની હૃદયગુહામાં અંતર્યામિસ્વરૂપથી વાસ કરી રહેલા એવા તે પરમપુરૂષ પરમાત્માને જુએ છે–સાક્ષાત્કાર પામે છે.' આ શ્રુતિથી મુક્તોપસેવ્ય એવા પરમપુરૂષ પરબ્રહ્મનો, જીવ થકી ભેદ સ્પષ્ટપણે જોવામાં આવે છે, તેમજ બ્રહ્મ-સ્વરૂપ એવા મુક્તો થકી પણ ભેદ સ્પષ્ટ જણાય છે, માટે બદ્ધદશામાંજ જેમ એમ મુક્ત-દશામાં-પરમાર્થ દશામાં પણ જીવાત્મા-પરમાત્માનો ભેદ સ્પષ્ટપણે સિદ્ધ થાય છે. ॥૨૧૧॥

અને તે જીવાત્મા–પરમાત્માનો ભેદ મોક્ષદશામાં પણ કાયમ રહે છે, પરંતુ ત્યાં તે મટી જતો નથી, કેમકે–'निरञ्जनः परमं साम्यमुपैति' (જે ઉપાસક પરમા-ત્માની ઉપાસના કરવાથી ) માયાના અંજનથી–આવરણથી રહિત થાય છે તે (પરમા-ત્માની સાથે ) પરમ સામ્ય–તુલ્યતા પામે છે, ( એટલે કે–સ્વરૂપ, સ્વભાવ, વિભૂતિ અને સત્યકામ વિગેરે કલ્યાણ ગુણોથી પરમાત્માને સમાન થાય છે, આ શ્રુતિ પ્રમાણે મુક્તોને પરમ સામ્યાપત્તિજ સાંભળવામાં આવે છે, પરંતુ સ્વરૂપથીજ ઐક્ય થઇ જાય છે એમ નથી સાંભળવામાં આવતું, માટે મુક્તિદશામાં પણ ભેદ મટી જતો નથી પરંતુ કાયમજ રહે છે. )

( પરમસામ્યનું સ્વરૂપ સમઝાવેછે–) 'तदा विद्वान् पुण्यपापे विधूय' તે અવસ્થામાં વિદ્વાન્–જ્ઞાનીમુક્ત પુણ્યપાપરૂપ કર્મમાત્રને તજી દઇને 'नामरूपाद्विमुक्तः' 'परञ्ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' 'નામરૂપથી રહિત થયેલો' પર-જ્યોતિઃસ્વરૂપ પરમાત્માને પામીને સ્વસ્વરૂપથી ( अपहतपाप्मत्वादिक આઠ ગુણોએ સંપન્ન થવા પૂર્વક બ્રહ્મરૂપે થવાથી )સિદ્ધ થાય છે, (માટે મુક્તિદશામાં પરબ્રહ્મ પરમાત્માની સાથે પરમ સામ્ય–સર્વ પ્રકારે સમાનતાજ સિદ્ધ થાય છે, ) ॥ ૨૧૨–૨૧૩ ॥

હવે–શ્રુતિઓમાં જે નિર્ગુણવાક્યો છે, તેમાં સગુણવાક્યો કરતાં પ્રાબલ્ય છે, એમ માનનારાઓ તમો–પરમ ઐશ્વર્યનો સંબંધ પણ જેમાં ન હોય એવું સર્વથા વિશુદ્ધ નિર્ગુણ બ્રહ્મ વર્ણન કરો છો, તો તેવું વર્ણન કરવામાં સગુણશ્રુતિઓનું દૌર્બલ્ય માનવામાં શો હેતુ માનવામાં આવ્યો છે ? (કેમકે સર્વશ્રુતિઓનું શ્રુતિસ્વરૂપથીજ સરખું પ્રાબલ્ય હોવાથી, તેમાં દૌર્બલ્ય કલ્પવું તે અનુચિત ગણાય, જો—પરસ્પર વિરોધ એ કારણ કહો તો, સગુણશ્રુતિથી નિર્ગુણશ્રુતિનો બાધ કેમ ન થાય ? અને જ્યાં ઉપજીવ્ય–ઉપજીવકભાવ હોય, ત્યાં તો ઉપજીવ્ય—આશ્રિત હોય તે દુર્બળ ગણાય, અને ઉપજીવક આશ્રયરૂપ જે હોય તે પ્રબળ કહી શકાય, પણ શ્રુતિઓમાં તો તેવા વિષમભાવજ નથી, તો પછી તેમાં પ્રાબલ્ય—દૌર્બલ્ય કેમ કલ્પાય ? માટે સમબળવાળાં શ્રુતિવાક્યોમાં જ્યાં પરસ્પર વિરોધ જણાય, ત્યાં વિષય-ભેદની વ્યવસ્થા કરીને વિરોધનુ પ્રશમન કરવુ તેજ યુક્ત છે, અને એ કારણથીજ અમો શ્રુતિ-ઓના પરસ્પરના વિરોધ પ્રસંગે પ્રબળ—દુર્બળ, કલ્પવાની વ્યવસ્થા છોડી દઇને, શ્રુતિસિદ્ધ

मैश्वर्यं विशुद्धं ब्रह्म वर्ण्यते ॥२१४॥ को नु हेतुस्त्वेन दृष्टो दौर्बल्ये सगुणश्रुतेः। अविरोधेन नयनं श्रौतमस्माकमिच्छताम् ॥२१५॥ सुरक्षितमगौणं हि प्रामाण्यं ब्रह्मणि श्रुतेः। निरूपयन्ति श्रुतयो ब्रह्मैश्वर्यमुखेन तु ॥२१६॥ बृहत्त्वं हि पुरस्कृत्य ब्रह्मशब्दः प्रवर्त्तते। गिरामपोहमुखतो ब्रह्मण्यन्वयकल्पनम् ॥२१७॥ अपोहवादिसौहार्दाल्लब्धं कौशलमेव तु। अपोहो न हि शब्दानामर्थो भवितुमर्हति ॥२१८॥ ईश्वरत्त्वं न सहते स्वरूपं ब्रह्मणो यदि। जगज्जन्मादिहेतुत्वैर्ब्रह्म लक्ष्येत वा कथम् ॥२१९॥ असम्बद्धं तत्स्वरूपे तच्च

---

માર્ગથીજ વિષયભેદથી વિરોધ શમાવીને સર્વશ્રુતિઓનું મુખ્ય પ્રામાણ્યજ બ્રહ્મસ્વરૂપમાં ઘટાવીએ છીએ, નહિ તો–સર્વજ્ઞત્વાદિક ગુણો દ્વારા બ્રહ્મસ્વરૂપ પ્રતિપાદન કરતી શ્રુતિઓનું બ્રહ્મમાં ગૌણજ પ્રામાણ્ય ઠરે. )

અને વળી–ઘણું કરીને સર્વશ્રુતિઓ બ્રહ્મસ્વરૂપને સર્વેશ્વરત્વાદિક ગુણો દ્વારાજ–તે કહેવાપૂર્વકજ નિરૂપણ કરે છે, ( તેમાંની કેટલીક શ્રુતિઓ કહે છે )–' ईशावास्यम्' 'यदा पश्यत्यन्यमीशम्' 'कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्' 'तमीश्वराणां परमं महेश्वरम्' 'क्षरात्मानावीशते देव एकः' 'सर्वस्य वशी सर्वस्येशानः' 'सवा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः' 'यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि' આ સઘળી શ્રુતિઓ—પરમાત્માનુ સર્વેશ્વરપણું, સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણોએ ભરપૂરપણું, જગતનું કર્તાપણું, જગતનું નિયંતાપણું, સર્વને વશ કરવાપણું, સકળ જગતનું કારણપણું, સકળ જગતમાં વ્યાપકસ્વરૂપે રહેવાપણું, એ વિગેરે અનેક ગુણગણોથી વિશિષ્ટસ્વરૂપેજ વર્ણન કરીને પ્રતિપાદન કરે છે, તો હવે—તમારી પ્રક્રિયા પ્રમાણે તમે જે ઐશ્વર્યવિશિષ્ટપણું બ્રહ્મનું કલ્પિત કહોછો, તેથી આ બ્રહ્મસ્વરૂપપ્રતિપાદકશ્રુતિઓનું સંગમન-બ્રહ્મસ્વરૂપમા પ્રામાણ્ય, ગૌણપણુંજ થવાનું પરંતુ મુખ્યત્વે પ્રામાણ્ય નહિ રહેવાનું, માટે તમારા મતમાં એ બાધ આવવાનો.)॥ ૨૧૪–૨૧૬॥.

હવે ब्रह्म શબ્દજ, બૃહત્વરૂપ–નિરવધિકાતિશયત્વરૂપ ગુણને કહેવાપૂર્વકજ પ્રવર્તે છે, (તો બ્રહ્મશબ્દથી નિર્વિશેષવસ્તુ કઈ રીતે કહી શકાય ? કેમકે નિર્વિશેષમાં બૃહત્વજ ન ઘટે, હવે–જો એ બૃહત્વરૂપ ગુણને નહિ કહેતાં, પરિચ્છિન્નતાનીજ વ્યાવૃત્તિ બ્રહ્મશબ્દથી કરાય છે, એટલે કેઃ–બ્રહ્મ, એટલે બૃહત્વવિશિષ્ટ નહિ, પરંતુ -પરિચ્છિન્નતા સિવાયનું, એમ વ્યાવૃત્તિ દ્વારાજ દરેક શબ્દનો બોધ થતો હોવાથી–બ્રહ્મ વિગેરે શબ્દો પણ નિર્વિશેષ વસ્તુને કહેનારા થાય છે, એમ કહો તો–શબ્દનો સ્વાર્થમાં–પોતાના મુખ્ય અર્થમાં, અન્વય થતો હોવાથી તેનો ત્યાગ કરીને, લાક્ષણિક અર્થ કરવો ને તમારા નિર્વિશેષ વસ્તુ પ્રતિપાદન કરવાના આગ્રહ સિવાય બીજું કંઇ નથી. )

અને જે–ગુણવિશેષદ્વારા પ્રવર્તતા બ્રહ્મ વિગેરે શબ્દોની બ્રહ્મમાં અપોહદ્વારા–વ્યાવૃત્તિદ્વારા પ્રવૃત્તિ થાય છે, એમ કલ્પવું તે પણ શૂન્યવાદ સ્થાપન કરનારા અપોહવાદિ સૌગતોની સાથે સૌહાર્દના પ્રભાવથીજ શબ્દોનો અન્વય કરવાની કુશળતા માત્રજ છે, કેમકે–અપોહ–વ્યાવૃત્તિ, એજ દરેક શબ્દનો અર્થ થઇ શકેજ નહિ ( ભાવાર્થ એ છે કે–અપોહ એટલે વ્યાવૃત્તિ, હવે–ગૌઃ એમ કહેતાની સાથેજ અમુક આકૃતિવાળો પશુરૂપ અર્થ પ્રતીત થાય છે, પણ કાંઈ ગાય સિવાયના પદાર્થમાત્રનો અભાવરૂપ એવો કોઈ

लक्षयतीत्यसत् । लक्ष्यलक्षणभावो हि नैवासम्बन्धयोर्मिथः ॥२२०॥ न सर्वथैवासम्बद्धा शाखा चन्द्रस्य लक्षणम् । तथा सति तु शाखाश्च सर्वाः स्युस्तस्य लक्षणम् ॥२२१॥ सत्यं ज्ञानमिति श्रुत्या स्वरूपं लक्ष्यते यदा । तदापि सविशेषं तु निर्विशेषं न सिद्ध्यति ॥२२२॥ प्रवृत्तिद्वारभेदेन सविशेषं हि सिद्ध्यति । अतद्व्यावृत्तिपरता तदर्थानामसङ्गता ॥२२३॥ भावतोऽभावतो वापि गुणभेदसमाश्रयात् । निर्विशेषब्रह्मवादे

---

અર્થ પ્રતીત થતો નથી, માટે દરેક શબ્દનો અર્થ-સીધી રીતે થનો હોય તેજ ખરો અર્થ છે, પણ અપોહ-વ્યાવૃત્તિ રૂપ નથી. ) ॥૨૧૭-૨૧૮॥

હવે-તમે નિર્વિશેષબ્રહ્મવાદ સ્થિર કરવા માટે 'બ્રહ્મસ્વરૂપ સર્વેશ્વરપણારૂપ ગુણને પણ, કલંકનેજ જેમ એમ કોઇ રીતે સહન કરતું નથી' એમ કહો છો તો **'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति'** આ શ્રુતિએ કહેલાં જગજ્જન્માદિક બ્રહ્મનાં લક્ષણ કેવી રીતે થઇ શકે ? અને પરસ્પર અસબંદ્ધ પદાર્થનો લક્ષ્યલક્ષણભાવજ ન ઘટે, માટે તે જગજ્જન્માદિક, બ્રહ્મસ્વરૂપમાં અસંબદ્ધ હોવા છતાં પણ તે બ્રહ્મનાં લક્ષણ થાય છે એમ કહેવુ તે ખોટું છે, હવે-**शाखाचन्द्र** ના દ્રષ્ટાન્તમાં-શાખા ચંદ્રના સંબંધ સિવાયની છે, તો પણ શાખાથી—શાખાદ્વારા ચંદ્રનો લક્ષ્ય થાય છે, માટે પરસ્પર અસબંદ્ધવસ્તુનો પણ લક્ષ્યલક્ષણભાવ ઘટેજ છે, એમ કહો તો ત્યાં શ્રીહરિ કહે છે-ચંદ્રની સાથે સર્વથા અસંબદ્ધ શાખા તો ચંદ્રનું લક્ષણ થાયજ નહિ, અને જો તેમ થાય તો તો-દરેક શાખા ચંદ્રનુ લક્ષણ થઇ જાય. (માટે દરેક શાખા ચદ્રનુ લક્ષણ થાય નહિ પરંતુ-જે શાખા ચંદ્રની સાથે એક રેખામા આવતી હોય તેની એક રેખામાં વર્તવારૂપ સબધથી સબદ્ધ શાખા જ ચદ્રનુ લક્ષણ થાય, તેજ પ્રમાણે બ્રહ્મસ્વરૂપમા સાક્ષાત્ સબદ્ધ એવાજ જગજ્જન્માદિક બ્રહ્મનાં લક્ષણ થઇ શકે છે, પરતુ-શાખાચદ્ર દ્રષ્ટાન્તથી ઉપલક્ષણ તરીકે નથી, અને તેથીજ સૂત્રકાર પ્રથમજ **'जन्माद्यस्य यतः'** એમ જગજ્જન્માદિકજ બ્રહ્મનુ લક્ષણ કહે છે.) ॥૨૧૯—૨૨૧॥

**'सत्यं ज्ञानमनन्तं ब्रह्म'** એ બ્રહ્મસ્વરૂપના શોધકવાકયથી નિર્વિશેષબ્રહ્મવાદ સિદ્ધ થાય છે, એમ કહેવું તે અસગત છે, કારણ કે- એ વાકયથીજ સત્યત્વ, જ્ઞાન અને અનન્તત્વ, એવા ત્રણ ગુણરૂપ વિશેષોથી બ્રહ્મસ્વરૂપ સવિશેષજ પ્રતિપાદન કરાય છે, નહિ તો એ સત્યત્વાદિક ગુણને કહેનારાં **सत्यम्** એ વિગેરે પદો બ્રહ્મસ્વરૂપને વિષે કેવી રીતે પ્રવર્તે ? અને વળી પ્રવૃત્તિમાં નિમિત્તભૂત ધર્મો તો પરસ્પર જુદાજ હોય, નહિ તો-એ પદોની પર્યાયતા-એકજ અર્થને કહેવાપણું થાય, માટે બ્રહ્મ સવિશેષજ છે, (હવે-સત્યાદિક પદોથી સત્યત્વાદિક ધર્મો કહેવામાં નથી આવતા, પરંતુ-સત્યમ્ એ પદથી અનૃતવસ્તુથી વ્યાવૃત્તિ, જ્ઞાનમ્ એ પદથી જડવસ્તુથી વ્યાવૃત્તિ, અને અનન્તમ્ એ પદથી પરિચ્છિન્નવસ્તુથી વ્યાવૃત્તિ, એમ તે તે પદોથી તેના તેના વિરોધિ ધર્મોથી વ્યાવૃત્તિરૂપ અર્થ કરવાથી, બ્રહ્મનું નિર્વિશેષપણુ સિદ્ધ થાય છે, પરંતુ સવિશેષત્વનો પ્રસંગજ નથી એમ કહેવુ તે સર્વથા અઘટિત છે.) કેમકે- સત્યત્વાદિક ધર્મોનેજ પ્રતિપાદન કરનારાં સત્યાદિક પદોનો અતદ્વ્યાવૃત્તિરૂપ અર્થ કરવો તે સર્વથા અસંગતજ કહેવાય.

सापि न प्रभवेच्छ्रुतिः ॥२२४॥ इत्थञ्च सिद्धमस्माकमबाधेन श्रुतेर्गिराम्। सुश्लिष्टपार-मैश्वर्यं सर्वाधिकबृहत्त्वकम् ॥२२५॥ सर्वज्ञं सर्वशक्तं च परब्रह्म परात्परम्। सर्वान्त-रात्मा भगवान् स एव पुरुषोत्तमः ॥२२६॥ श्रुता सर्वशरीरस्य तस्य सर्वान्तरात्मता। ज्ञानशक्त्यादिकल्याणगुणश्रुत्यनुसारतः ॥२२७॥ षाड्गुण्ययोगमाश्रित्य स्मर्यते भगवा-निति। परो यदेव पुरुषात् क्षरादप्यक्षरादपि ॥२२८॥ अतः श्रुतौ स्मृतौ चापि प्रोच्यते पुरुषोत्तमः। दिव्यो ह्यमूर्तः पुरुषो ह्यक्षरात्परतः परः ॥२२९॥ इति श्रुतिः प्राह तस्य पुरुषोत्तमतां ननु। परात्परं पुरुषमित्यपि श्रुत्या च सा श्रुता ॥२३०॥ उत्तमः पुरुष-

---

(અને—વળી અતદ્વ્યાવૃત્તિરૂપ અર્થ કરવાથી કલેશમાત્રજ વિશેષ છે,) કેમકે ભાવ-રૂપ, અથવા અભાવરૂપ, કોઇ પણ નિમિત્તભેદના આશ્રયથી સવિશેષતા તો ઠરેછેજ, માટે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' એ શ્રુતિવાકય નિર્વિશેષબ્રહ્મવાદમાં કોઇ રીતે પ્રમાણ થઇ શકેજ નહિ ॥ ૨૨૨—૨૨૪ ॥

આ પ્રમાણે પરસ્પર બાધ સિવાય—બાધ્ય–બાધકભાવ કલ્પ્યા સિવાય, શ્રુતિ-વાકયનો સમન્વય કરનારા અમારે, એ બ્રહ્મ પરમ ઐશ્વર્યથી સંપન્ન, નિરવધિકાતિ-શયબૃહત્ત્વયુકત, સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણોથી ભરપૂર, સર્વશ્રેષ્ઠ શકિતઓથી સંપન્ન, સર્વથી પર અક્ષર તેનાથી પણ પરસ્વરૂપે વિરાજમાન રહેલા, એવા એ પરબ્રહ્મ છે અને તે સર્વાન્તરાત્મા ભગવાન્ એજ પોતે પુરૂષોત્તમ છે એમ સિદ્ધ થયું, ॥૨૨૫—૨૨૬॥ અને 'यस्य पृथिवी शरीरम्' 'यस्यात्मा शरीरम्' એ આદિક શ્રુતિઓથી સર્વશ-રીરક એવા તે પરમાત્માની સર્વભૂતાન્તરાત્મતા મુખ્યજ છે, અને 'पराऽस्य शक्तिर्वि-विधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' એ શ્રુતિવાકયથી જ્ઞાનશકિત આદિક કલ્યાણગુણોનો યોગ સિદ્ધ થતો હોવાથી, એ ષાડ્ગુણ્યના યોગરૂપ નિમિત્તને અવ-લંબીને ભગવાન્ એવા શબ્દથી વિષ્ણુપુરાણાદિકમાં 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्य-शेषतः। भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः' એ શ્લોકથી મુખ્યવૃત્તિથીજ કહેવામાં આવેછે, અને એ પરમાત્માને—'दिव्यो ह्यमूर्तः पुरुषो ह्यक्षरात्परतः परः' 'परात्परं पुरुषमुपैति दिव्यम्' 'स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते' 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः' 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' આ વિગેરે શ્રુતિ–સ્મૃતિઓમાં સાક્ષાત્ પરાત્પર પુરૂષોત્તમસ્વરૂપે વર્ણન કરીને નિરૂપણ કરવામાં આવ્યા છે. (એટલે કે–શ્રુતિ-ઓમાં 'પુરૂષ' 'બ્રહ્મ' એવા નામથી જે વર્ણન કરવામાં આવ્યા છે, તેજ પરાત્પર પોતે પુરૂષોત્તમ છે, એમ ગીતામાં સાક્ષાત્ શબ્દોથી કહેવામાં આવ્યા છે, આ પ્રમાણે શ્રુતિસ્મૃતિઓ એકાભિપ્રાય વાળી છે, માટે શ્રુતિ–સ્મૃતિપ્રતિપાદિત જે પરતત્ત્વ છે, એજ પોતે પરમાત્મા, પરબ્રહ્મ, પુરૂષોત્તમ, વાસુદેવ, સકળ જગતના નિયંતા, સ્વામી, નારાયણ, પોતેજ છે. એમ અભિપ્રાય છે.)

હવે—એ ભગવાન્ દિવ્ય સાકારસ્વરૂપે હોવાથી તે ભગવાનનું દિવ્યરૂપ છે અને તેમનું દિવ્ય ધામ—અપ્રાકૃત સ્થાનવિશેષ છે, એમ શ્રુતિમાંજ કહેવામાં આવ્યુંછે. ॥૨૨૭—૨૩૨॥ (તેમાં પ્રથમ શ્રુતિવચન કહે છે–પુરૂષસૂકતમાં 'वेदाहमेतं पुरुषं महान्त-

स्त्वन्यः परमात्मेत्युदाहृतः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥२३१॥ इति गीतावचनतः स्पष्टं सा हि निरूपिता । तस्यास्य दिव्यरूपत्वं श्रूयते दिव्यधाम च ॥२३२॥ श्रूयते पौरुषे सूक्ते नन्वस्यादित्यवर्णता । रुक्माभं स्वप्नधीगम्यमिति रुक्माभता श्रुता ॥२३३॥ श्रूयते सा 'रुक्मवर्णं कर्तार' मिति च श्रुतौ । हिरण्यश्मश्रु-रित्यादौ दिव्याकारः स्फुटं श्रुतः ॥२३४॥ श्रूयते धाम 'तमसः परस्ता' दितिवाक्यतः। 'अक्षरे परमे व्योमन्' इत्यादिश्रुतिवाक्यतः ॥२३५॥ अक्षरं परमं व्योम धाम तस्येति सिद्ध्यति । तद्विश्वरूपवैरूप्यं रूपमन्यद्धरेर्महत् ॥२३६॥ आनन्दमात्रकरूपं तत्करपाद-मुखादिकम् । इति रूपं तस्य दिव्यं स्मर्यते च विलक्षणम् ॥२३७॥ 'न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः । यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥२३८॥ दर्शया-

---

मादित्यवर्णं तमसः परस्तात्' એ શ્રુતિવાક્યથી એ પરમાત્મા સૂર્યના સરખી અતિ તેજસ્વિતાએ યુકત છે, એમ કહેવામાં આવ્યું છે, હવે 'रुक्माभं स्वप्नधीगम्यम्' 'यदा पश्यः पश्यते रुक्मवर्णम्' 'हिरण्यश्मश्रुः हिरण्यकेश आप्रणखात् सर्व एव सुवर्णः तस्य यथा कप्यासं पुण्डरीकम् एवमक्षिणी' આ વિગેરે અનેક શ્રુતિઓમાં એ પરમાત્માનો દિવ્ય આકાર સ્પષ્ટપણે—સાક્ષાત્ શબ્દોથી કહેવામાં આવ્યો છે, માટે તે પરમાત્મા સદા દિવ્ય સાકારમૂર્તિજ છે, અને તે દિવ્ય અક્ષર—બ્રહ્મધામમાં સદાય—અખંડ વિરાજમાન છે, એમ સિદ્ધ થાય છે. ) ॥ ૨૩૩—૨૩૪ ॥

( હવે પરમાત્માના ધામનુ પ્રતિપાદન કરેછે—) એજ પુરૂષસૂકતમાં—' आदित्यवर्णं तमसः परस्तात्' એ વાકયથી માયાના તમથી પર બ્રહ્મધામમાં આદિત્યવર્ણ પર-માત્મા પુરૂષોત્તમ ભગવાન રહે છે એમ કહેવામાં આવ્યું છે, 'अक्षरे परमे व्योमन्' 'यो वेद निहितं गुहायाम् परमे व्योमन्' 'वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम्' ' दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः' 'हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम्' 'तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः' 'क्षयन्तमस्य रजसः पराके' 'स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकम्' એ આદિક શ્રુતિવાકયોથી ત્રિગુણમય પ્રધાનમંડળથી પર પરમવ્યોમ ચિદાકાશમાં અક્ષર બ્રહ્મધા-મરૂપ, એ પરમાત્માનું સ્થાન છે, એમ સિદ્ધ થાય છે, વળી—' तद्विश्वरूपवैरूप्यं रूप-मन्यद्धरेर्महत्' 'आनन्दमात्रकरपादमुखोदरादि' આ દ્રશ્યમાન સમગ્ર આકૃતિઓથી અત્યન્ત વિલક્ષણ, એવું પરમાત્માનું બીજું મોટું રૂપ—આકૃતિ છે' 'આ પરમાત્માના કર, પાદ, મુખ અને ઉદર, એ આદિક સઘળા અવયવો, આનંદસ્વરૂપજ છે,' આવી રીતે તે પરમાત્માનું, સર્વથી વિલક્ષણ—અલૌકિક એવું દિવ્યરૂપ વર્ણન કરવામાં આવેછે. ॥૨૩૫—૨૩૭॥

એ પરમાત્માનું ધામ-'न तद्भासयते सूर्यो' એ આદિક વાકયોથી વર્ણન કરાય છે,—તે ધામને સૂર્ય પ્રકાશ નથી કરી શકતો, તેમજ ચંદ્રમા અને અગ્નિ પણ પ્રકાશ નથી કરી શકતો, જે ધામને પામીને—પામ્યા પછી, પુનરાવૃત્તિ—જન્મમૃત્યુરૂપ સંસૃતિમાં આવવાપણું રહેતું નથી, તે મારૂં પરમ—શ્રેષ્ઠ ધામ છે, વૃન્દાવનવાસી સર્વ

मास लोकं स्वं गोपानां तमसः परम् । क्षेमं विदन्ति मत्स्थानं यद्ब्रह्म परमं विदुः ॥२३९॥ ब्रह्माख्यं धाम ते यान्ति शान्ताः सन्न्यासिनोऽमलाः। ततो वैकुण्ठमगमद्भास्वरं तमसः परम् ॥२४०॥ तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम् । विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः। गीताभागवतादिषु दिव्यं धामेति वर्ण्यते ॥२४१॥ प्राप्नोति तत्परब्रह्म प्रक्षीणे कर्मबन्धने । अथानन्दमयं प्राप्य परमानन्दमश्नुते ॥२४२॥ अत एवापवर्गस्य प्रकृष्टपुरुषार्थता । न दुःखोच्छेदमात्रेण मुख्या स्यात्पुरुषार्थता ॥२४३॥ स एष सम्प्रसादोऽस्मादित्यादिश्रुतिवाक्यतः । परस्य ब्रह्मणः प्राप्तिर्ननु ब्रह्मविदः श्रुता

ગોપોને માયાના તમથી પર રહેલો પોતાનો લોક-(ધામ) બતાવ્યો। ક્ષેમરૂપ-સર્વથા કાળકર્માદિકના ભયથી રહિત એવા મારા સ્થાનને—ધામને પામે છે, કે જે ધામને પરમ-સર્વોત્તમ બ્રહ્મધામરૂપે (ઉપાસક મુક્તો) જાણે છે,। શાન્ત, નિર્મળ અંતઃકરણવાળા જે સંન્યાસી—કર્મયોગી મહાત્માઓ, તેજ બ્રહ્મધામ નામે પ્રસિદ્ધ ભગવદ્ધામ પ્રત્યે જાય છે,। તે પછી માયાના તમથી પર રહેલા અતિતેજોમય વૈકુંઠ-ધામ પ્રત્યે ગયા.। અનંત કોટિ બ્રહ્માંડના આધારભૂત એવું સર્વકારણ પ્રકૃતિ-પુરૂષાદિકના પણ કારણરૂપ, એવું તે અક્ષર બ્રહ્મ સાક્ષાત્-પોતે પરમપુરૂષ મહાત્મા-પરમાત્મા વિષ્ણુ-સર્વાધાર એવા ભગવાનનું ધામ છે, એમ કહેવામાં આવે છે। આ પ્રમાણે શ્રુતિઓમાં તેમજ ગીતા ભાગવતાદિક શાસ્ત્રોમાં પરમાત્માનું દિવ્ય ધામ વર્ણન કરવામાં આવ્યું છે. ॥૨૩૮—૨૪૧॥

( આ પ્રમાણે પરમાત્માનો દિવ્ય આકાર અને તેમનું દિવ્ય ધામ એ વિગેરે પ્રતિપાદન કરીને હવે મુક્તિનું સ્વરૂપ ઉપપાદન કરતા થકા કહે છે-)

ઉપાસક પુરૂષ કર્મબંધન અત્યંત ક્ષીણ થઇ ગયા પછીજ તે પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ ભગવાનને પામે છે; અને તે આનન્દમય પરમાત્માને પામીને, તે પરમાત્મસ્વરૂપ આનન્દમયજ હોવાથી તેમના સ્વરૂપનો પરમાનન્દ અનુભવે છે, અને પરમ આનન્દમય પરમાત્માના સ્વરૂપના અનુભવથી—સાક્ષાત્કારથી થયેલા પરમાન્દના લાભથીજ મુક્તિની પરમપુરૂષાર્થતા સિદ્ધ થાય છે, (કેમકે-આનંદ એજ પુરૂષાર્થ છે, તો પરમાનન્દ એ પરમપુરૂષાર્થજ કહેવાય, માટે પરમઆનન્દમય પરમપુરૂષ પરમાત્માની સેવાથી બીજો કયો મોટો આનન્દ અને લાભ છે? માટે પરમપુરૂષની સેવારૂપ મુક્તિની પરમપુરૂષાર્થતા યોગ્યજ છે)

( અને જે આત્યંતિક દુઃખનો ઉચ્છેદ થઇ જાય એજ મુક્તિ છે, એમ કહે છે તે પણ ઠીકજ છે, કેમકે-કર્મબન્ધનો અત્યંત ઉચ્છેદ થવાથીજ આત્યંતિક દુઃખનો ઉચ્છેદ થાય છે, અને તે થવા પૂર્વકજ—થયા પછી, પરમાનન્દમય પરબ્રહ્મસ્વરૂપનો લાભ થાય છે, તો પણ અધિક રસપૂર્વક પ્રિયના તો આનંદાંશમાંજ છે, અને દુઃખોચ્છેદ તો આનન્દ પામવામાં સાક્ષાત્ દ્વારભૂત—આનંદપ્રાપ્તિની પૂર્વાવસ્થાજ છે.) માટે દુઃખોચ્છેદમાત્રમાંજ મુખ્ય પુરૂષાર્થતા નથી, પરંતુ પરમાનંદમય પરમાત્મસ્વરૂપપ્રાપ્તિરૂપ મુક્તિમાંજ છે. ॥૨૪૨-૨૪૩॥

'स एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परंज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' (એ શ્રુતિવાકયથી પ્રારબ્ધ પુરૂ થયેથી, આ શરીરમાંથી નીકળવું અને તે

॥२४४॥ परस्य ब्रह्मणः प्राप्तौ पन्थाश्च श्रूयते श्रुतौ । 'स एनान् ब्रह्म गमयत्येष देवपथस्त्विति ॥२४५॥ ब्रह्मणा सह सर्वान् स कामान् व्योम्न्यश्नुते परे । इति मुक्तौ परानन्दभोक्तृत्वं श्रूयते श्रुतौ ॥२४६॥ साधनं ब्रह्मणस्तस्य प्राप्तौ तस्यैव वेदनम् । ध्यानप्रकर्षसम्भूताऽपरोक्षदर्शनात्मकम् ॥२४७॥ कर्मणां प्रक्षयो नैव केवलाद्वेदनाद्यतः।

---

પછી પરજ્યોતિઃસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થવી, એ વિગેરે સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે.—)એ શ્રુતિવાક્યથી પરબ્રહ્મની પ્રાપ્તિ બ્રહ્મવિત્ પુરૂષનેજ થાય છે, એમ નક્કી-નિશ્ચયપૂર્વક સાંભળવામાં આવે છે. ॥૨૪૪॥

હવે-પ્રારબ્ધને અંતે શરીરમાંથી નીકળેલા મુક્તને પરબ્રહ્મની પાસે જવામાં મધ્યે દેવપથ અને બ્રહ્મપથ એવા નામે પ્રસિદ્ધ માર્ગ છે એમ શ્રુતિમાં કહેવાય છે- 'तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथः एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते नावर्तन्ते' इति। ( આ શ્રુતિથી ઉપર પ્રમાણે બ્રહ્મપથનો નિશ્ચય હોવાથી, કોઇ એમ કહેતા હોય કે મુક્તિપ્રાપ્તિમાં માર્ગ પણ નથી, તેમજ શરીરમાંથી ઉત્થાન કે ગમન-જવું એ વિગેરે કંઇ પણ નથી, તો તેનું આનાથી નિરસન થઇ જાય છે. અને-અપ્રાકૃતદેશમાં અર્ચિરાદિક માર્ગે કરીને પરબ્રહ્મ પરમાત્માને પામીને મુક્ત પુરૂષો પરમાનંદ પામે છે, એમ તો શ્રુતિનો ચોકખો સિદ્ધાન્ત જણાય છે. ) ॥૨૪૫॥

'ब्रह्मविदाप्नोति परम्' એમ બ્રહ્મની પ્રાપ્યતા અને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન એ તેની પ્રાપ્તિમાં સાધન, એમ એ બંનેને જણાવીને આગળ કહે છે—'सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' સત્યત્વાદિક, કલ્યાણગુણોથી સંપન્ન બ્રહ્મને પરમ વ્યોમ—ચિદાકાશમાં અખંડ વિરાજમાન રહેલા એમ જાણે છે, તે ઉપાસક-બ્રહ્મદર્શી, તે બ્રહ્મની સાથે સર્વ કામોને-આનંદોને અનુભવે છે, એમ મુક્તિદશામાં પરમાનન્દનું ભોક્તાપણું મુક્તોને પ્રાપ્ત થાય છે, એમ આ શ્રુતિમાં સ્પષ્ટ સાંભળવામાં આવે છે. ॥૨૪૬॥ તે બ્રહ્મની પ્રાપ્તિમાં સાધનભૂત---મુખ્ય કારણભૂત, એવું તે બ્રહ્મનુંજ જ્ઞાન જે સાધનરૂપે સાંભળવામાં આવેછે, તે કેવળ શ્રવણજન્ય પરોક્ષ જ્ઞાનરૂપ નહિ, પરંતુ-તે બ્રહ્મસ્વરૂપના ધ્યાનના પ્રકર્ષથી દ્રઢ થયેલું અપરોક્ષ જ્ઞાનજ -દર્શનાત્મક સાક્ષાત્કારરૂપજ જ્ઞાન જાણવું. (હવે તે જ્ઞાન સાધનદશામાં અપરોક્ષરૂપ કેમ થઇ શકે ? એ શંકાના સમાધાનમાં કહે છે-'यो वेद निहितं गुहायाम्' 'तमेवं विद्वानमृत इह भवति' એ આદિક વચનોથી જે સામાન્ય જ્ઞાન કહેલું છે, તે-'उपासीत' 'ध्यायीत' 'निदिध्यासितव्य :' એ વિગેરે વિશેષવચનોની સાથે એકાર્થતાને લીધે ધ્યાનરૂપજ એ જ્ઞાન છે એમ સિદ્ધ થાય છે અને તેજ ધ્યાન, દરરોજ કરતાં કરતાં પરિપાકદશાને પામીને સાક્ષાત્કારપણાને પામે છે, અને એજ સમાધિમાં થતો સાક્ષાત્કાર કહેવાય છે, અને તેથીજ-'आत्मा . . . द्रष्टव्यः' એમ શ્રુતિવિહિત દર્શનવિધિ પણ ઘટે છે. માટે ધ્યાનપ્રકર્ષથી થયેલું અપરોક્ષદર્શનાત્મકજ બ્રહ્મજ્ઞાન બ્રહ્મપ્રાપ્તિમાં સાધન છે, એમ સિદ્ધ થયું અને 'ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः' એ વિગેરે વચનોથી પરમાત્મસ્વરૂપના ધારણા-ધ્યાનના બળથીજ જ્યારે

क्षीयन्ते किन्तु कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥२४८॥ इदं च दर्शनं भक्तियोगसंस्कृतचेतसः । भक्तियोगश्च निध्यानं परमप्रेमपूर्वकम् ॥२४९॥ निष्पन्नभक्तियोगानां योगसंस्कृतचेतसाम् । परमात्मा निजं रूपं साक्षात्कारयति स्वयम् ॥२५०॥ निष्पत्तिर्भक्ति-

ઉપાસકનું ચિત્ત નિર્મળ થાય છે, ત્યારેજ તે ઉપાસક ધ્યાનમાં રહ્યો થકો પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, અને એજ-સાક્ષાત્કારરૂપ જ્ઞાનજ બ્રહ્મપ્રાપ્તિમાં સાધન છે એ ભાવાર્થ છે. ॥૨૪૭॥

અને સર્વકર્મનો અક્ષય-અત્યંત નાશ, તે પણ કેવળ-સામાન્યજ્ઞાનથી થતો નથી, પરંતુ-પરાત્પર પરતત્ત્વ એવા પરમાત્માનું દર્શનાત્મક અપરોક્ષ જ્ઞાન થયા પછીજ થાયછે, ( અને તે **भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे'** આ શ્રુતિમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. શ્રીમદ્ભાગવતનો શ્લોક પણ આવોજ છે, માત્ર તેમાં ચોથા પાદમાં **'दृष्ट एवात्मनीश्वरे'** **'दृष्ट एव'** એમ નિશ્ચયસૂચક એવકાર છે, એટલોજ ફરક છે, બાકી બધો ભાવ સરખોજ છે.) ॥ ૨૪૮ ॥ આવું અપરોક્ષ જ્ઞાન, કેવળ ધ્યાનયોગમાં નિષ્ઠાવાળા માણસને પ્રાપ્ત થતું નથી, પરંતુ--જે પુરૂષનું ચિત્ત ભક્તિયોગથી અતિ સંસ્કાર પામેલું હોય તેનેજ પ્રાપ્ત થાય છે, અને તે ભક્તિયોગ પણ, પરબ્રહ્મના સાક્ષાત્કારમાં સાધનભૂત જે ધ્યાનયોગ **'ध्यायीत'** **' उपासीत '** વિગેરે વાક્યોથી કહેલો છે, તેજ પરમપ્રેમપૂર્વક કરવામાં આવે, તેનુંજ નામ છે, માટે તે શ્રુતિવિહિત ધ્યાનયોગથી જુદો નથી.

(કેમકે-**'प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते'** પ્રેમપૂર્વક પરમાત્માનું ધ્યાન કરવું તેજ ભકિત કહેવાય છે, અને તેજ ધ્યાનયોગ પરમપ્રેમથી સંસ્કારે યુક્ત થાય ત્યારે તે ભકિતયોગ કહેવાય છે, આ વાત-**' नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् '** ' આ આત્મા-પરમાત્મા કેવળ પ્રવચનથી-શાસ્ત્ર પઠનપાઠનથી નથી મળતા, તેમજ કેવળ બુદ્ધિથી, અને બહુ શાસ્ત્રોનાં શ્રવણ કરવાથી પણ નથી મળતા, પરંતુ-એ પરમાત્મા પોતે જેને પ્રીતિના પાત્રરૂપે વરેછે-ઇચ્છેછે, તેનાથીજ મેળવાય છે, અને જેના ઉપર પ્રસન્ન થાય છે, તેને તો એ પરમાત્મા પોતાની મૂર્તિ પણ આપી દે છે, અર્થાત્ તેને આધીન થઇ જાય છે, ' એ શ્રુતિમાં યથાર્થ કહેલી છે, પરમ ભકત હોય તેનેજ પ્રભુ ઇચ્છે છે, માટે પરમ પ્રેમથી પ્રભુનું ભજન કરવું તેજ પરમાત્માની પ્રસન્નતાનું કારણ છે, માટે-**' भक्त्या लभ्यस्त्वनन्यया ' ' भक्त्या मामभिजानाति ' 'भक्त्याऽहं सुलभः पार्थ' ' यो मद्भक्तः स मे प्रियः ' 'भक्तिमान् मे प्रियो नरः'** આ વિગેરે શાસ્ત્રવાક્યો દ્વારા પ્રભુ પોતેજ એ વાતને સાબીત કરી આપે છે. માટે ઉપનિષદોમાં કહેલો ધ્યાનયોગ અને ઉપાસના એજ ભકિતયોગ છે એ સિદ્ધાન્ત છે. ) ॥૨૪૯॥

જેને ( કર્મયોગ અને જ્ઞાનયોગથી ) ભકિતયોગ સિદ્ધ થયેલો છે, તેવા-) ભકિતયોગથી સંસ્કાર પામેલા ચિત્તવાળા પુરૂષોને તો પરમ કૃપાળુ પરમાત્મા પોતેજ પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે ( પરંતુ બીજાઓને તો તે દેખાતા પણ નથી. હવે-પરમાત્મા સાક્ષાત્કાર કરાવે છે એમ કહેવાથી પરમાત્માની પ્રસન્નતાજ સાક્ષાત્કારમાં મુખ્ય કારણ છે. અને ભકિતયોગ પ્રસન્નતામાં દ્વાર-નિમિત્ત છે. એમ અભિપ્રાય છે અને

योगस्य न सर्वस्यापि सिद्ध्यति। अनुष्ठितात्कर्मयोगादस्ताहङ्कारकल्मषः ॥ २५१ ॥ ज्ञानैकाकारमात्मानं समं सर्वत्र भावयन्। ब्रह्मात्मकस्वात्मदृष्ट्या निष्पन्नज्ञानयोगकः ॥२५२॥ प्रवृत्तो भक्तियोगे यः स भक्तिपरिपाकतः। निष्पन्नभक्तियोगः स्यात् स महात्मा सुदुर्लभः ॥२५३ अङ्गत्वं कर्मयोगस्य यज्ञेनेति श्रुतौ श्रुतम्। अध्यात्मयोगाधिगमेनेतिश्रुत्यन्तवाक्यतः ॥२५४॥ भक्तियोगे ज्ञानयोगस्याङ्गता ज्ञाप्यते ननु। आदि-

---

તેથીજ ' **विवृणुते तनुं स्वाम्** ' ' પરમાત્મા પોતાની મૂર્તિ આપી દેછે' એ વાક્ય પણ પરમાત્માની ભકતો ઉપર અપાર કૃપાજ સૂચવે છે. ॥૨૫૦॥

( હવે-ભકિતયોગની દુર્લભતા કહેવાપૂર્વક, તેવા ભકિતયોગ સિદ્ધ કરનારા મહાત્માઓ, અતિ દુર્લભ—વિરલજ હોય છે એમ ત્રણ શ્લોકથી કહે છે.-)

ઉપર કહેલા ભકિતયોગની સિદ્ધિ કેવળ મુમુક્ષામાત્રથી સર્વને તત્કાળ સિદ્ધ થતી નથી, (કેમકે-ભકિતયોગ એટલે તો પરમાત્મસ્વરૂપનું અખંડ ધ્યાન—ઉપાસન, તો તે તો સ્વસ્વરૂપના યથાર્થ જ્ઞાન સિવાય બની શકેજ નહિ આત્મસાક્ષાત્કારમાં તો જ્ઞાનનિષ્ઠાજ જોઇએ, અને તે આત્મનિષ્ઠારૂપ જ્ઞાનનિષ્ઠા દેહાદિક વસ્તુઓમાં વિપરીત ભાવનાથી દૃઢ થયેલા અહંતા મમતા આદિક દોષો નિવૃત્તિ પામ્યા સિવાય દૃઢ થાયજ નહિ, માટે-) રૂડે પ્રકારે અનુષ્ઠાન કરેલા કર્મયોગથી અસ્ત પામ્યા છે, અહંકારાદિક કલ્મષો-વિકારો જેના, એવો થઇને, જ્ઞાન એજ એક આકાર—સ્વરૂપ જેનું છે, એવા પોતાના આત્માને દેવ—મનુષ્યાદિક સર્વ દેહોમાં કર્મથી પ્રવેશ કરે છે, તો પણ સમાન—એક સરખા સ્વરૂપથીજ રહેલો છે અને પરબ્રહ્મનો શેષભૂત છે એમ ભાવના કરતો થકો, બ્રહ્મ છે આત્મા શરીરી, અંતરાત્મા જેના, એવા પોતાના આત્માને વિષે દ્રષ્ટિ થવાથી—જ્ઞાનદ્રષ્ટિએ જોવાથી, સિદ્ધ થયો છે, જ્ઞાનયોગ—જ્ઞાનસ્વરૂપ આત્મામાં દૃઢ નિષ્ઠા જેને, એવો થઇને જે પુરૂષ ભકિતયોગમાં પ્રવર્તેછે, તે પુરૂષ ભકિતનો પરિપાક-અંતિમ સિદ્ધદશા દૃઢ થવાથી ભકિતયોગની સિદ્ધિવાળો થાય, તેવો પરમ-ભકતરાજ મહાત્મા-ઉદારબુદ્ધિવાળો પુરૂષ અતિશયજ દુર્લભ છે. ॥ ૨૫૧-૨૫૩ ॥

હવે ભકિતયોગમાં કર્મયોગનું અંગત્વ ' **यज्ञेन दानेन तपसाऽनाशकेन ब्राह्मणा विविदिषन्ति** ' આ શ્રુતિમાં સ્પષ્ટ કહેલું છે-( એટલે કે-કર્મયોગ જ્ઞાનયોગમાં અંગ હોવાથી જ્ઞાનયોગદ્વારા ભકિતયોગમાં અંગ કહી શકાય માટે ભકિતયોગમાં અંગત્વ કહેવામાં આવ્યું છે તે ઠીકજ છે. ) અને ' **अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति** ' આ શ્રુતિવાકયથી, ભકિતયોગમાં જ્ઞાનયોગનું અંગત્વ સ્પષ્ટ જણાવેલું છે. અને ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં પણ એજ ઉપદેશ કર્યો છે.-દેવ-મનુષ્યાદિક વિવિધ વિષમ દેહોમાં પ્રવિષ્ટ થયેલો છે. તો પણ પોતે જ્ઞાનસ્વરૂપ હોવાથી સર્વ ભૂતોમાં સમ-સમાનપણે જોનારો, માટેજ પોતે પણ બ્રહ્મરૂપ થયેલો અને વિષમભાવ ટળી જવાથી પ્રસન્ન ચિત્તવાળો એ ઉપાસક શોક મોહાદિકથી રહિત વર્તતો થકો મારી પરા-પ્રેમલક્ષણા ભકિતને પામે છે. વળી આ પરમાત્માના ઉપાસનરૂપ ભકિતયોગમાં શમદમાદિક સાધનસંપત્તિની વિશેષપણે ખાસ જરૂર પડે છે. અને તે ' **शान्तो दान्त**

श्यते भगवता गीतायामिदमेव तु ॥२५५॥ ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति। समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥२५६॥ शान्त्यादिस्तत्र च ध्याने विशेषेण त्वपेक्षिता। श्रुतं चैतन्नाविरत इत्यादिश्रुतिवाक्यतः ॥२५७॥ अत्र च ब्रह्मचर्यं तु प्रधानं खलु साधनम्। श्रूयते च ब्रह्मचर्यं साधनत्वं विशेषतः ॥२५८॥ उक्तसाधनस-

उपरतस्तितिक्षुः समाहितो भूत्वा आत्मन्येव आत्मानं पश्येत्' 'नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः। नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्' 'શાન્ત-શમપરાયણ, અંતઃકરણનો જય કરનાર, દાન્ત-ઇન્દ્રિઓના નિગ્રહરૂપ દમપરાયણ, ઉપરત-વિષયવ્યાપૃતિમાંથી વિચારપૂર્વક નિવૃત્તિપરાયણ વર્તનારો, તિતિક્ષુ-સુખદુઃખાદિક દ્વન્દ્વોને સહન કરનાર અને સમાહિત—શંકાએ રહિત આસ્તિકતાથી મનમાં દૃઢ સમાધાન પામેલો. આવો થઇને आत्मनि--સ્વસ્વરૂપભૂત આત્મામાં आत्मानम्-પરમાત્મા અંતર્યામીને જુએ-ધ્યાન-ઉપાસનદ્વારા સાક્ષાત્કાર કરે.' પાપકર્મથી નિવૃત્તિ નહિ પામેલો, શાંત્યાદિક ગુણોથી રહિત વર્તનારો, સમાધાન નહિ પામેલો અને જેનું મન પણ શાન્ત થયેલું નથી, એવો પુરૂષ પ્રજ્ઞાનથી (પ્રજ્ઞાને યુકત હોય તો પણ) એ પરમાત્માને નથી પામતો અર્થાત્-પ્રજ્ઞાનની સાથે શમદમાદિક સાધનસંપત્તિ પણ જોઇએજ। અને આ શાન્તિ આદિક મહાગુણોમાં બ્રહ્મચર્ય તો મુખ્ય સાધન માનેલું છે. કેમકે શ્રુતિ-સ્મૃતિઓમાં ભગવત્પ્રાપ્તિનાં સાધનભૂત શમદમાદિકમાં બ્રહ્મચર્યનુંજ વિશેષપણે મુખ્ય સાધનપણું કહેવામાં આવ્યું છે.

('तद्य एव एतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकः' 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' આ વિગેરે શ્રુતિઓ, તેમજ સ્મૃતિઓમાં પણ બ્રહ્મચર્યની ભગવત્પ્રાપ્તિનાં સાધનોમાં સર્વશ્રેષ્ઠતા અને મુખ્યતા કહેલી છે. તેજ શ્રીહરિએ અહીંઆં પ્રતિપાદન કરેલી છે.) ॥૨૫૪—૨૫૮॥

આ પ્રમાણે બ્રહ્મચર્યપ્રધાન શમદમાદિક સાધનસંપત્તિથી જે પરમ-સર્વશ્રેષ્ઠ સર્વોપરિ બ્રહ્મ પ્રાપ્યસ્વરૂપ કહેલું છે, તે બ્રહ્મ તો—સર્વ કારણના પણ કારણભૂત અને બ્રહ્માદિક દેવોના પણ દેવ-નિયામક પ્રેરક, એવા સર્વથી પર પરમાત્મા શ્રીકૃષ્ણ પોતેજ છે, આ અર્થ ગોપાલતાપિની ઉપનિષદ્ 'कृष्णो वै परमं दैवतम्' એ વિગેરે મંત્રોથી પ્રતિપાદન કરે છે, તેમજ શ્રીમદ્ભાગવતમાં, તથા શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ 'कृष्णस्तु भगवान् स्वयम्'। अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्। यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥ 'तं ब्रह्म परमं साक्षाद्भगवन्तमधोक्षजम्'। गूढं परब्रह्म मनुष्यलिङ्गम्'। 'श्रुत्वा कृष्णः परब्रह्म पार्थः परमविस्मितः'। 'शपतोरसकृद्विष्णुं यद्ब्रह्म परमव्ययम्'। कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम्। 'अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा' 'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव'। 'परब्रह्म परं धाम पवित्रं परमं भवान्'। 'वेदैश्च सर्वैरहमेव वेद्यः सर्वस्य चाहं हृदि सन्निविष्टः'। 'अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः'। ઇત્યાદિક વાકયોથી સર્વેશ્વર, સર્વવેદાન્તવેદ્ય, પુરૂષોત્તમ, પરબ્રહ્મ, ભગવાન, એ પોતે શ્રીકૃષ્ણજ છે એમ નિશ્ચયપૂર્વક,

म्पत्त्या यद्ब्रह्म प्राप्यते परम् । स च कृष्णः परो देवः सर्वकारणकारणम् ॥२५९॥ इम-मर्थं श्रावयति श्रुतिर्गोपालतापिनी । श्रीमद्भागवते व्यक्तं गीतायां स्मर्यतेऽपि च ॥२६०॥ श्रुत्यन्तहार्दमस्माभिर्यदिदं समुदीरितम् । आदरेण परिग्राह्यमकलङ्कितचेतसा ॥२६१॥

---

વિસ્તારથી સ્પષ્ટપણે એજ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવામાં આવ્યો છે. । (માટે સકળ જગતના કારણપણે, મુક્તપુરૂષોને દિવ્ય બ્રહ્મધામમાં પામવા–સેવવા–યોગ્યસ્વરૂપે, તેમજ સકળ વેદાન્તભાગથી વેદ્યસ્વરૂપે– જાણવા યોગ્યસ્વરૂપે, જે પ્રતિપાદન કરવમાં આવેછે. અને પરમાત્મા, પરબ્રહ્મ, પુરૂષોત્તમ, વાસુદેવ, સકલ જગતના નિયંતા, સ્વામી, નારાયણ, એ આદિક શબ્દોથી જે કહેવામાં આવ્યા છે, તેજ સ્વયં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે. એમ જાણવું એ અભિપ્રાય છે.) ॥ ૨૫૯–૨૬૦॥

(આ પ્રમાણે શ્રીહરિ કહે છે–) હે પંડિતો ! અમોએ જે આ વેદાન્તશાસ્ત્રનું હાર્દ–(રહસ્યરૂપ અભિપ્રાય,) યથાર્થપણે પ્રતિપાદન કર્યું તે (પરસ્પર શ્રુતિઓમાં બાધ્યબાધકભાવ કલ્પ્યા સિવાય, વિરોધ ન આવે એવી રીતે પ્રામાણિક માર્ગથીજ શ્રુતિઓનું–વેદાન્તનું રહસ્ય પ્રકાશ કર્યું છે, માટે) અસુયાદિક દોષો, અથવા સ્વયંકલ્પિત મતમાં દુરાગ્રહ વિગેરે દોષો, તેનાથી રહિત, એવા અકલંકિત–નિર્દોષ ચિત્તથી આદરપૂર્વક ગ્રહણ કરવા યોગ્ય છે, (માટે આ અમોએ પ્રકાશ કરેલું શ્રુતિઓનું તાત્પર્ય કયા સુમનસ્–નિર્દોષમનવાળા સજ્જન પુરૂષને નહિ ગમે ? સર્વને ગમશેજ એ અભિપ્રાય છે) ॥૨૬૧॥

(ગ્રંથકર્તા નિત્યાનન્દમુનિ ઉલ્લાસને અંતે પોતાના ઇષ્ટ દેવની સ્તુતિ કરે છે–)

જે પરમાત્મા, આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં કારણ છે, જડચિદાત્મક આ સઘળા જગત્‌ના અન્તરાત્મા છે, સદાય સ્વતંત્રમૂર્તિ છે, અને વળી પોતાના દિવ્ય બ્રહ્મપુર ધામમાં, પરમ અમૃતરૂપ એવા પોતાના સ્વરૂપના આનંદનોજ એક ભોગ—અનુભવ કરવામાં પ્રિયતાવાળા, એવા નિત્યમુક્તોએ જેમના બંને ચરણોની પૂજા કરાય છે, વેદાન્તશાસ્ત્રથી જેમનું સ્વરૂપ જાણવામાં આવે છે, અને 'अक्षरात्परतः परः' એ શ્રુતિ પ્રમાણે સર્વથી પર એવા અક્ષરથી પણ જે પર–શ્રેષ્ઠ નિયામક છે, તે પરમાત્મા પરબ્રહ્મ ભગવાન હાલ–સમયમાં, ધર્મનું–એકાંતિક ધર્મનું રક્ષણ કરવા માટે ધર્મદેવના પુત્રરૂપે પોતાના સ્વરૂપને પ્રગટ કરતા થકા–પ્રગટ કરીને પોતાના પ્રભાવથીજ અતિ તેજસ્વીપણે—પ્રસિદ્ધ વર્તે છે. । (જેવા ગુણો અને ઐશ્વર્યોથી વિશિષ્ટ સ્વરૂપે વેદાન્તપ્રતિપાદ્ય પ્રસિદ્ધ છે, તેવાજ ગુણો અને ઐશ્વર્યોએ યુક્ત સ્વસ્વરૂપથીજ આ લોકમાં પ્રગટ થયેલા છે, આમ કહેવાથી અવતારનું માહાત્મ્ય—સર્વોત્કૃષ્ટપણે વર્તતા હોવાથી અવતારિસ્વરૂપે પોતે અવતરેલા છે એમ જાણવું. હવે આ પ્રમાણે પ્રતિપાદન—સિદ્ધાન્ત હોવાથી, જીવ, ઇશ્વર અને માયા, એમ તત્વત્રયનો ભેદ સ્પષ્ટ–વાસ્તવિકજ છે, એમ સિદ્ધ થાય છે, આ ત્રણ ભેદમાં—જીવ—ઇશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ, એ પાંચ ભેદનો પણ સમાવેશ થઇ જાય છે, કેમકે–બદ્ધ મુક્ત ભેદથી જુદા ગણાતા ચેતન વર્ગનો, એકજ જીવ–કોટિમાં સમાવેશ થાય છે, એટલે–જીવ, ઇશ્વર અને બ્રહ્મ, એ ત્રણેય બદ્ધ–મુક્તભેદથી જીવશબ્દથીજ કહેલા છે.

હવે–પરમેશ્વર પરમાત્મા એ સકળ જગતના કર્તા છે, માટે કારણરૂપ છે. અને સર્વના અંતર્યામી પ્રેરક છે, આ સઘળું જગત્ એ પરમાત્માનું શરીર છે, અને પરમાત્મા પોતે સકળ જગત્‌ના

दिव्ये ब्रह्मपुरे परामृतनिजानन्दैकभोगप्रियै-
र्नित्यैरर्चितपादपद्मयुगलो वेदान्तवेद्यः परः ।
सर्गादौ जगतोऽस्य हेतुरखिलस्यास्यान्तरात्मा स्वराद्
उर्व्यां धर्मसुतात्मना प्रकटयन्नात्मानमुद्योतते ॥२६२॥
मायिकाकृतिगुणैश्च विहीनं दिव्यदेहमथ दिव्यगुणाढ्यम् ।
आह यं सनिगमागमवाक्यं प्रीतिमेतु मयि धर्मकुमारः ॥२६३॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदायसकलाहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये काशिपुर्यां विद्वद्वादिपराजयपूर्वकं साकारब्रह्मस्वरूपवर्णनं नाम नवम उल्लासः ॥९॥

શરીરી આત્મા ધારક છે, એ પરમાત્માનું ધામ દિવ્ય બ્રહ્મપુર નામે છે, તેમાં પરમ આનંદમયસ્વરૂપ પરમાત્માના આનંદનોજ એક અનુભવ કરનારા નિત્યમુક્તો છે, તે મુક્તો નિરંતર એ પરમાત્મા પરબ્રહ્મ પુરુષોત્તમની સેવા–ઉપાસના કરે છે, એવા એ દિવ્યાકૃતિ પરમાત્મા પુરુષોત્તમ–ક્ષર–અક્ષર થકી પર ઉત્તમ પુરુષ–પુરુષાકાર પુરુષોત્તમસ્વરૂપ છે, એમ આ સર્વ તત્ત્વોનો નિર્ણય ઉપનિષદોમાં વર્ણન કરેલો છે માટે વાસ્તવિક–પારમાર્થિકજ છે એમ જાણવું ) ॥ ૨૬૨ ॥

જે પરમાત્માને વેદ–શાસ્ત્રોનાં (પ્રમાણભૂત) વાક્યો, માયિક આકાર અને માયાના ગુણો, તેનાથી રહિત કેવળ–સર્વથા શુદ્ધસ્વરૂપ અને દિવ્ય આકૃતિવાળા અને દિવ્ય–અપ્રાકૃત કલ્યાણ ગુણગણોથી સંપન્ન-ભરપૂર, એ પ્રમાણે કહે છે–પ્રતિપાદન કરે છે, એવા તે પરમાત્મા પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન આ લોકમાં ધર્મકુમારરૂપે પ્રગટ થયેલા એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ કૃષ્ણ ભગવાન મારે વિષે પ્રસન્નતા પામો ॥

( ભાવાર્થ એ છે કે–વેદાદિક સચ્છાસ્ત્રોમાં જેને પરમાત્મા, પરબ્રહ્મ, પુરુષોત્તમ, વાસુદેવ, નારાયણ, એવા શબ્દોથી વર્ણન કરેલા છે, તેજ સ્વયં શ્રીહરિ પોતાનાજ સ્વરૂપને વર્ણન કરનારા પોતે ધર્મદેવના પુત્ર છે, અને સર્વ જગતના નિયંતા, પ્રેરક, સ્વામીનારાયણ, મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ નામે પ્રસિદ્ધ વર્તે છે, તે મારી ઉપર પ્રસન્ન થાઓ. પોતે સદા સાકાર દિવ્યમૂર્તિ હોવાથી અદ્વૈતમત પ્રમાણે નિરાકાર નિર્ગુણ માનનારાઓના મતનું ખંડન કરીને, પોતે પોતાનું સ્વરૂપ વાસ્તવિક કહી બતાવ્યું, તેને પોતે નિત્યાનન્દ મુનિએ ગ્રંથરૂપે પોતાના ઇષ્ટદેવના ચરિત્રરૂપે વર્ણન કર્યું તેથી તે શ્રીહરિ પોતાના પરમૈકાન્તિક–ભક્તાગ્રેસર, સકળ વેદ—વેદાન્ત—પરમનિષ્ણાત, મહાજ્ઞાની—મહામુક્ત સકળસદ્ગુરુશિરોમણિરૂપ, પ્રગટ પુરુષોત્તમ–શ્રીહરિના સકળહાર્દને જાણનારા, શ્રીનિત્યાનંદમુનિ ઉપર અત્યંત પ્રસન્ન થાય એ સ્વાભાવિકજ છે, કેમકે–' भगवान् भक्तभक्तिमान् ' ભગવાન પોતાના પરમભક્તો ઉપર સદાય અતિ પ્રસન્ન હોયજ)॥ ૨૬૩ ॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં બ્રહ્મસ્વરૂપનિર્ણય વર્ણન કર્યો એ નામે નવમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૯॥

# दशम उल्लासः

श्रुतिस्मृतिवचःशतैरनुपमर्दकार्थैर्मिथो
भिदां चिदचितोस्तथा सुदृढयन् परब्रह्मणः ।
समस्तचिदचिद्वपुष्यखिलशेषिणि परब्रह्मणि
श्रुतीः सुगमयन् हरिर्जयति भक्तिधर्मात्मजः ॥ १ ॥

ચિત–સકળ ચેતનવર્ગ, અચિત્–જડરૂપ માયા, એ બંનેનો પરસ્પર ભેદ, (ચેતનવર્ગમાં પરસ્પર ભેદપૂર્વક માયા થકી ભેદ.) તથા એ બંનેનો પરબ્રહ્મ થકી ભેદ, એમ જીવ, માયા અને ઈશ્વર—પરબ્રહ્મ એ તત્વત્રયનો વાસ્તવિક ભેદ છે, એમ પરસ્પર વિરોધ-બાધ્યબાધકભાવ સિવાયનાંજ સોએ સો શ્રુતિ–સ્મૃતિવચનોથી અતિ દ્રઢ સિદ્ધાન્તરૂપે સ્થાપન કરતા થકા, સમસ્ત ચિત્, અચિત્, એ બંને શરીર જેનાં છે, એવા સર્વના શેષી—નિયંતા સ્વામી પરબ્રહ્મમાંજ, ભેદ, અભેદ અને ઘટક, એવી સઘળી શ્રુતિઓને સંગમન–સરળ રીતે સમન્વય કરતા થકા, ભકિત–ધર્મના પુત્ર સ્વયં શ્રીહરિ જયકારી વર્તે છે. ॥ ૧ ॥

## ઉલ્લાસ ૧૦ મો.

નવમા ઉલ્લાસમાં બ્રહ્મસ્વરૂપના વિચાર પ્રસંગે અદ્વૈત મતના નિરાસપૂર્વક વિશિષ્ટાદ્વૈત–સિદ્ધાન્ત પ્રમાણે બ્રહ્મ સાકાર છે, એમ પ્રતિપાદન કરવાપૂર્વક તે બ્રહ્મ સવિશેષ અસંખ્યાત કલ્યાણગુણોથી ભરપૂર, સકળ પ્રાકૃત–હેય ગુણોથી રહિત, સત્, ચિત્ અને આનંદમય, એવા દિવ્યવિગ્રહથી સંપન્ન, પરાત્ પર એવા અક્ષર, તે થકી પણ પરસ્વરૂપે રહેલા સાક્ષાત્ પુરૂષોત્તમરૂપે સદાય પોતે પોતાના દિવ્ય બ્રહ્મધામમાં અખંડ વિરાજમાન છે, અને તેજ ભગવાન અવતાર ધારણ કરે છે, એ વિગેરે પ્રતિપાદન કર્યું ॥ હવે આ દશમા ઉલ્લાસમાં જીવસ્વરૂપનો નિર્ણય કરીને, તે ભગવાનના શરીરભૂત, અને સ્વરૂપ–સ્વભાવથી પરમાત્મા થકી વિલક્ષણ હોવા છતાં પણ તે પરમાત્મા થકી અપૃથક્‌સિદ્ધ વિશેષણરૂપેજ રહેલો છે, એમ સિદ્ધ કરીને, પ્રતિબિંબવાદ, આભાસવાદ, ઔપાધિક ભેદભાવ, એ વિગેરેનું ખંડન કરવામાં આવશે.)

सत्तर्केण समुन्नीतैः श्रुतिस्मृतिवचःशतैः । अनवद्यमसंख्यातकल्याणगुणभाजनम् ॥१॥ सविशेषं परब्रह्म दिव्याकृति समर्थितम् । अथ यद्वो मतं जीवे तत्र किञ्चिद्विचार्यते ॥२॥ जायन्ते ब्रह्मणो जीवा अग्नेः क्षुद्रकणा इव । तस्माद्ब्रह्मैव जीवो-

શ્રીહરિ કહેછે—હે પંડિતો ! આ પ્રમાણે અમોએ સત્—યોગ્ય તર્ક સાથે પ્રમાણરૂપે કહેલાં સોએ સો શ્રુતિસ્મૃતિવચનોથી બ્રહ્મસ્વરૂપ, અનવદ્ય–સકળ હેય–પ્રાકૃતગુણોથી રહિત હોવાથી નિર્દોષ, અસંખ્યાત કલ્યાણગુણોથી ભરપૂર–વિશિષ્ટ, સવિશેષ–કર્તૃત્વાદિક અનેક ગુણરૂપ વિશેષોથી વિશિષ્ટ–યુકત, એવું સદા દિવ્ય આકાર સંપન્ન છે, એમ સમર્થન–પ્રતિપાદન કર્યું, હવે—જીવસ્વરૂપના નિર્ણયમાં તમારો જે મત–અભિપ્રાય છે, તેમાં અમે કંઇક વિચારીએ છીએ,( શ્રુતિસ્મૃતિના આધારે વિચારપૂર્વક યુક્તિથી કંઇક તમને પૂછીએ છીએ– ) ॥ ૧—૨ ॥

ऽयमिति चेद्भवतां मतम् ॥३॥ दृष्टान्ते विस्फुलिङ्गास्तु नाग्नेर्भिन्नास्तदात्मकाः । जायन्ते तत्तु घटते पावकस्य क्षरत्वतः ॥४॥ इह त्वरत्यक्षरं ब्रह्म कारणं जगतोऽच्युतम्। सर्वथैव निरंशं च निर्विकारं च निष्कलम् ॥५॥ उत्पद्यन्ते कथं जीवास्तस्मादग्निकणा इव । न स्युर्निरंशस्यांशाश्च क्षरादेव हि ते यतः ॥६॥ उत्पत्तिप्रतिषेधश्च श्रुतिस्मृतिशतोदितः । विस्फुलिङ्गवदुत्पत्तावुपपद्येत वा कथम् ॥७॥ ननु स्वरूपतो नैव जीवस्यो

ક્ષુદ્ર—નાના નાના તણખાઓ અગ્નિ થકીજ જેમ, એમ આ સઘળા જીવાત્માઓ બ્રહ્મ થકી ઉત્પન્ન થાય છે, માટે આ જીવાત્મા તે પોતે બ્રહ્મજ છે, એમ જો તમારો મત—અભિપ્રાય હોય, ( તો તે અયુકત છે, કેમકે—દ્રષ્ટાન્તમાં અને સિદ્ધાન્તમાંજ વિષમતા છે, તે કહેછે- ) દ્રષ્ટાન્તમાં જે તમોએ કહેલા વિસ્ફુલિંગો તે તો અગ્નિ થકી ભિન્ન–જુદા નથી, પરંતુ–તદાત્મક તે રૂપજ છે. અને તે અગ્નિ થકી ઉત્પન્ન થાય છે, એમ કહેવું તે તો અગ્નિનું ક્ષરત્વ–ક્ષરસ્વભાવે યુકતપણું છે, માટે ઘટે છે. અને અહીંઆં સિદ્ધાન્તમાં તો—જગત્‌નું કારણભૂત બ્રહ્મ, અક્ષર–સ્વભાવથી પણ ક્ષરભાવે રહિત છે, તેમજ અચ્યુત–સ્વરૂપથી પણ ચ્યુતભાવે રહિત છે. અને સર્વત્ર પૂર્ણસ્વરૂપે હોવાથી સર્વથાજ નિરંશ–વિભાગશૂન્ય છે, વળી-'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्' વિગેરે શ્રુતિઓ પ્રમાણે નિર્વિકાર અને નિષ્કળ–કળારૂપ વિભાગે શૂન્ય છે, માટે આવા અક્ષરસ્વરૂપ તે બ્રહ્મ થકી અગ્નિના તણખાઓની માફક જીવો કેમ–કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેમકે–નિરંશવસ્તુના અંશો–વિભાગ થાયજ નહિ, વિભાગ તો ક્ષર વસ્તુ થકીજ થઇ શકે, ( બ્રહ્મ અક્ષર અચ્યુત, નિરંશ, નિર્વિકાર, એવું અખંડસ્વરૂપ હોવાથી તેમાં ક્ષરભાવ આવ્યા સિવાય જીવો ઉત્પન થાય છે, એમ કેમ કહેવાય ? માટે તે ઘટેજ નહિ-વળી જીવસ્વરૂપનો વિચાર કરતાં તે જીવ અજ, નિત્ય, શાશ્વત, એવા સ્વરૂપ–સ્વભાવવાળો હોવાથી તેને ઉત્પન્ન થાય છે, એમ કેમ કહેવાય ? અર્થાત્–તેની ઉત્પત્તિજ કેમ ઘટે ? એ ભાવાર્થ છે. ) વળી અગ્નિના તણખાની માફક જો જીવની ઉત્પત્તિ માનવામાં આવે તો–' न जायते म्रियते वा विपश्चित् ' ' नित्यो नित्यानाम् ' ' अजो नित्यः शाश्वतोऽयम् ' આ વિગેરે સોએ સો શ્રુતિસ્મૃતિઓએ જીવની ઉત્પત્તિનો જે નિષેધ કરેલો છે, તે નિષેધ કેવી રીતે ઘટે ? (માટે તે શાસ્ત્રવાક્યોની સાથે વિરોધ આવેજ એ અભિપ્રાય છે. ) ॥ ૩–૭ ॥

વાદિપંડિતો કહે છે—ના, ના, એમ નહિ, અમે જીવની સ્વરૂપથીજ ઉત્પત્તિ નથી માનતા, ( કે જેથી બ્રહ્મને વિકારિત્વ આવે અને જીવને ઉત્પત્તિભાવ આવે. ) પરંતુ–બ્રહ્મને ઉપાધિના સંબંધથીજ તે બ્રહ્મથી વિભાગમાત્રજ અમારે કહેવાનો અભિપ્રાય છે, એટલે કે—પરબ્રહ્મ પોતેજ અંતઃકરણરૂપ ઉપાધિથી જીવભાવને પામે છે, ( ' હું જીવ છું ' એમ માને છે) અને 'यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः ' આ શ્રુતિપ્રદર્શિત દ્રષ્ટાંત પણ જીવ—બ્રહ્મનું સ્વરૂપથી ઐકય છે એમ કહેવાના અભિપ્રાયથી પ્રવર્તેલું છે, અને તેથીજ બ્રહ્મ થકી જીવ જુદો છે, એવી બ્રાન્તિનોજ નિરાસ કરાય છે અને વળી–' एकोऽहं बहु स्याम् ' એવો સંકલ્પ કરીને બ્રહ્મ

त्पत्तिरिष्यते । उपाधितस्तद्विभागमात्रमत्र विवक्षितम् ॥८॥ अभिप्रैति स्वरूपैक्यमिदं श्रौतं निदर्शनम् । अनेन ब्रह्मणो जीवे भेदभ्रान्तिर्निरस्यते ॥९॥ बहु स्यामिति सङ्कल्प्य बहुधा भवतीत्यपि । आत्मनानेन जीवेनेत्यपि च श्रूयते यतः ॥१०॥ तथा च ब्रह्मजीवैक्यं बोध्यमेतन्निदर्शनात् । ब्रह्मणो जीवतापत्तिरुक्तैवोपाधियोगतः ॥११॥ निदर्शनेऽस्मिन् विगुणे हन्त भोः कोऽयमादरः । अथात्र किञ्चित् पृच्छामो विचार्योत्तरमुच्यताम् ॥१२॥ तत्र सा निर्विशेषस्य ब्रह्मणोऽभिमता किमु । उत मायोपाधिकस्येश्वरस्यैव तु सा मता ॥१३॥ सर्वसङ्कल्पशून्यत्वान्निर्विशेषस्य सा न तु। द्वितीये सम्भवेऽप्यत्र दोष एष दुरुद्धरः ॥१४॥ शुद्धसत्त्वप्रधानोपाधिमच्छबलब्रह्मणः । मलसत्त्वोपाधिकः

---

પોતેજ બહુ પ્રકારે—બહુરૂપે થાય છે, એમ પણ નક્કી થાય છે, અને તેથીજ 'अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि' એ શ્રુતિથી કહેવામાં આવતું જીવ-બ્રહ્મનું ઐક્ય પણ બંધ બેસતું આવે છે. ॥૮-૧૦॥ માટે આ અમે પ્રતિપાદન કર્યું તે રીતે એ શ્રુતિવિહિત દ્રષ્ટાન્તથીજ જીવબ્રહ્મનું ઐક્ય જાણવું. અને બ્રહ્મને જીવભાવ આવે છે, તે અવિદ્યાના પરિણામરૂપ અંતઃકરણરૂપ ઉપાધિયોગથીજ આવે છે. પણ સ્વતઃ–સ્વરૂપથી તો નહિજ એ તો પ્રથમ કહેવાઇ ગયું છે. ॥૧૧॥

(હવે–'यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः' એ શ્રુતિપ્રદર્શિત દ્રષ્ટાન્ત પરિણામવાદમાં સરળપણે સ્વરસથીજ બંધ બેસતું આવે છે, અને તમારા અંશ-અંશિભાવરૂપ અદ્વૈતમતને તો વ્યંજનાથી કંઇક અંશેજ મળતું આવે છે. માટે એ દ્રષ્ટાન્ત તમને અનુકૂળ નથી, છતાં પણ એ દ્રષ્ટાન્તથી તમે તમારો મત સાબીત કરવા કેમ આતુર થાઓ છો ? એમ વાદિપંડિતોને ઉપાલંભ કરતા થકા શ્રીહરિ કહે છે—)

અરે ! હે પંડિતો ! તમારા મતમાં પણ સર્વથા અનુકૂળ ન આવે એવા આ અગ્નિ–સ્ફુલિંગના દ્રષ્ટાન્તમાં તમને આટલો બધો શો આદર છે ? અસ્તુ–ભલે એમ માનો, પરંતુ તેમાં અમે તમને કંઇક પૂછીએ છીએ, તેનો ઉત્તર બરોબર વિચારીને આપો. ॥૧૨॥ તમોએ માનેલી જીવભાવની પ્રાપ્તિ, તે શું નિર્વિશેષ બ્રહ્મનેજ માનેલી છે ? કે–માયારૂપ ઉપાધિયોગથી કહેવાતા ઇશ્વરનેજ (ઇશ્વર બ્રહ્મનેજ) માનેલી છે ? ॥૧૩॥ જો તે નિર્વિશેષ–બ્રહ્મને કહો તો, નિર્વિશેષ–બ્રહ્મ તો સર્વસંકલ્પશૂન્ય હોવાથી 'एकोऽहं बहु स्याम्' એમ સંકલ્પ ન કરી શકે, તો પછી તેવા સંકલ્પપૂર્વક જીવભાવાપત્તિ તેને વિષે કેમ સંભવે ? (અને તે કારણથીજ 'अनेन जीवेनात्मनानुप्रविश्य' એવો સંકલ્પ પણ તે સર્વસંકલ્પશૂન્ય નિર્વિશેષ—બ્રહ્મમાં ન સંભવે.)

હવે–જો તે જીવભાવાપત્તિ માયાશબલિત સગુણબ્રહ્મ એવા પરમેશ્વરનામે ઇશ્વર–બ્રહ્મને કહો તો, તે ઇશ્વરને જીવભાવાપત્તિ સંભવે ખરી, પણ તેમાંય તમારાથી કોઇ રીતે સમાધાન ન કરી શકાય એવો મોટો દોષ આવવાનોજ ॥૧૪॥

(તે દોષાપત્તિ કહે છે–) શુદ્ધ સત્ત્વમય એવી પ્રધાનરૂપ માયાથી શબલિત ઇશ્વર બ્રહ્મને, રજોગુણ–તમોગુણ–પ્રધાન મલિનસત્ત્વરૂપ એવી અંતઃકરણરૂપ ઉપાધિવાળા જીવભાવને હું પામું, એવી ઇચ્છાજ કેમ સંભવે ? કેમકે–કોઇ પણ અનુન્મત્ત–ડાહ્યો

स्यामितीच्छा सम्भवेत्कथम् ॥१५॥ स्वस्यानर्थमनुन्मत्तः कथं सङ्कल्पयेत्तथा । संसृतिभ्रमणं स्वस्य दुःखरूपं क इच्छति ॥१६॥ नन्वीश्वरत्त्वात्स्वोपाधेस्त्यागेऽप्यस्ति हि स प्रभुः । तथा चेत्तर्हि किं न स्यान्निर्विशेषः सुखात्मकः ॥१७॥ अन्तः,प्रविष्टः

પુરૂષ, પોતાનેજ અનર્થ કરે એવો સંકલ્પ પણ કેમ કરે? ન જ કરે. તો– આ પ્રમાણે નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્તસ્વભાવ એવું બ્રહ્મ, અવિદ્યાના સંબંધને પામીને, મલિન થઇને, પોતાનેજ દુઃખરૂપ એવું સંસૃતિભ્રમણ કેમ ઇચ્છે? ॥૧૫—૧૬॥

(મધ્યે વાદિપંડિતો કહે છે–તે ઇશ્વર–પરમેશ્વર જેમ જીવભાવને પામવારૂપ ઉપાધિયોગને પોતે સ્વીકારે છે તેજ પ્રમાણે) પોતે ઇશ્વર–સમર્થ હોવાથી પોતાની ઉપાધિનો ત્યાગ કરવામાં પણ તે સમર્થ છે માટે તે દોષ નહિ આવે.

ત્યારે શ્રીહરિ કહે છે–એમ જો હોય તો તે ઇશ્વર પોતે સત્યસંકલ્પ હોવાથી પોતાની માયારૂપ ઉપાધિનો ત્યાગ કરીને, ઇશ્વરભાવથી પણ રહિત થઇને, નિત્ય-શુદ્ધ બુદ્ધ–મુક્તસ્વભાવ એવુ સુખરૂપ જે નિર્વિશેષ બ્રહ્મ, તે રૂપે કેમ ન થાય? ॥૧૭॥

વળી–જો ઇશ્વરનેજ જીવભાજ માનવામાં આવે તો–' अन्तःप्रविष्टः शास्ता जनानाम् ' એ શ્રુતિ પ્રમાણે ઇશ્વર દરેક પ્રાણીના હૃદયમાં રહીને દરેકનું નિયમન કરે છે, તો તે પ્રમાણે તે ઇશ્વર પોતે પોતાનેજ નિયમન કરે છે એમ ઠર્યું, માટે ' અગ્નિ પોતે પોતાનેજ બાળે છે, ' તેની માફક તે અત્યંત અયુક્ત કહેવાય, ( અને ' सर्वस्य चाहं हृदि सन्निविष्टः' 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन! तिष्ठति भ्रामयन् सर्वभूतानि' એ વિગેરે સ્મૃતિઓની સાથે પણ તમારા મત પ્રમાણે વિરોધ આવવાનોજ )

હવે જો સ્વરૂપપરિણામવાદ[1] સ્વીકારો તો પણ આ કહ્યા તે અને બીજા પણ ઘણા દોષો આવશે ॥ ( અભિપ્રાય એ છે કે–વિવર્તવાદિઓના મતે સંસારપ્રાપ્તિ વિગેરે દોષો બ્રહ્મને માથેજ આવેછે, તે દોષનું નિવારણ કરતાં એમ કહેછે કે–જીવભાવ, કે ઇશ્વરભાવ, એમાંથી એકેય દોષ સાક્ષાત્ પરબ્રહ્મને માથે આવતોજ નથી, કેમકે–તે તો કેવળ વ્યવહારમાત્રજ થાય છે કે–'આ ઇશ્વર છે', 'આ જીવ છે' જેમ આકાશમાં ઘટમઠાદિકની ઉપાધિને લીધે, 'આ ઘટાકાશ છે,' 'આ મઠાકાશ છે' એમ વ્યવહાર થાય છે, તેમાં કાંઇ આકાશને સંકલ્પ કરવાનો સંભવ જણાતો નથી, તેમજ તે આકાશમાં કાંઈ દોષ પણ આવતો જણાતો નથી, પરંતુ ઉપાધિરૂપ ઘટાદિકના પરિચ્છિન્નતાદિક સ્વભાવથીજ ઘટાકાશ, મઠાકાશ, એવો વ્યવહારમાત્રજ થાય છે, તેજ પ્રમાણે અવિદ્યાના આચ્છાદનાદિક કરવારૂપ સ્વભાવના વિચિત્રપણાને લીધેજ, જીવ,ઇશ્વર, વિગેરે ભેદવ્યવહાર થાય છે, માટે આવા કાલ્પનિક વ્યવહારથી બ્રહ્મસ્વરૂપમાં કોઇ દોષ આવતોજ નથી, તે તો નિત્ય–શુદ્ધ,–બુદ્ધ, મુક્તસ્વરૂપ એવું સદાય નિર્દોષજ છે.)

( આના જવાબમાં શ્રીહરિ કહે છે—આવું કહેવામાં તમારે 'तदैक्षत बहु स्याम्' 'एकोऽहं बहु स्याम्' આ વિગેરે શ્રુતિઓમાં સંકલ્પપૂર્વક સૃષ્ટિ આદિક કરવાનું કહે છે તેનો બાધ આવશે, કેમકે—સંકલ્પ સિવાય સૃષ્ટિજ ન સંભવે, માટે એ દૂષણ કાયમ રહેવાનુંજ, અને સ્વરૂપપરિણામપક્ષમાં તો આ દૂષણના પ્રત્યુત્તરનો લેશ પણ

૧–બ્રહ્મસ્વરૂપજ પોતે ચેતન, અચેતન અને ઇશ્વરરૂપે પરિણામ પામે છે, એવો વાદ–મત॥

शास्ता हि जनानामीश्वरोऽपि सः । स एव शास्ता स्वस्येति वह्निः स्वं दहतीतिवत् ॥१८॥ अत्यन्तानुपपत्तिर्हि भवत्येवं भवन्मते । स्वरूपपरिणामेऽपि दोषा एते विशेषतः ॥१९॥ एष एवासाधु कर्म कारयत्येवमादिका । श्रुतिर्भवति तत्रैतच्छब्देनेश्वर उच्यते ॥२०॥ स स्वस्य जीवभूतस्य नरकप्राप्तिकारणम् । असत्क्रियाकारयिता न च ताभ्यो निवर्त्तकः ॥२१॥ सर्वज्ञस्य समर्थस्य ह्यनुन्मत्तस्य चेशितुः । कथमेतत्तु घटते व्याहतेयं श्रुतिस्तव ॥२२॥ ननु व्यवहृतौ जीवादन्यो हि परमेश्वरः । आस्तां व्यवहृतिः

---

તમારે સંભવતો નથી, કેમકે-તેમાં તો આ સઘળો પ્રપંચ પરબ્રહ્મને પોતાનેજ લાગુ થાય, અથવા તો સાક્ષાત્ અંશભૂત પરમેશ્વરનેજ લાગુ થાય, માટે એ બંનેમાંથી એકયને સમગ્ર દુઃખમય એવો સંસારભાવ ઘટેજ નહિ, નહિ કે કોઈ ડાહ્યો માણસ પોતાનેજ દુઃખસાગરમાં ડુબાડી દે, માટે સર્વજ્ઞ પરમાત્મા પોતેજ સકળદુઃખમય એવા જીવભાવને પામીને પોતેજ તેના અંતર્યામિરૂપે રહ્યા થકા તેનું નિયમન કરે છે, આ બધું હસવા જેવું છે.) ॥ ૧૮–૧૯ ॥

(એજ વાત ત્રણ શ્લોકથી સ્પષ્ટ સમઝાવે છે--) 'एष एवासाधु कर्म कारयति तं यमधो निनीषति' એજ પરમાત્મા જેને અધોગતિ પમાડવા ઇચ્છેછે, તેને અસત્ કર્મ કરાવેછે—અસત્ કર્મમાં પ્રેરેછે, એ વિગેરે શ્રુતિઓ છે, તેમાં एतत् શબ્દથી પરમેશ્વર કહેલા છે તો તે ઇશ્વર—પરમેશ્વર, પોતાથીજ અપૃથકભૂત જીવને, નરક પ્રાપ્તિમાં કારણભૂત અસત્ કર્મ કરાવનારા છે, પરંતુ તે અસત્ કર્મથી નિવૃત્તિ પમાડનારા નથી, એમ સિદ્ધ થયું, તો હે પંડિતો! સર્વજ્ઞ, સમર્થ—સર્વશક્તિમાન્, અનુન્મત્ત-સદા શુદ્ધ-બુદ્ધસ્વરૂપ, એવા ઇશ્વરને-પરમેશ્વરને એવું કરવું કેમ ઘટે? ન જ ઘટે, માટે આ શ્રુતિનો તમારા મતમાં બાધ આવે છે, (સાધારણ બુદ્ધિવાળો માણસ પણ પોતાને અનર્થ કે કલેશ થાય એવું કામ ન કરે, તો શું સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ પરમેશ્વર એવું કામ કરે ખરા? ન જ કરે એ ભાવાર્થ છે.) ॥૨૦–૨૨॥

(ત્યારે વાદિપંડિતો કહે છે—) ના, ના, એમ નહિ, વ્યવહારદશામાં-બદ્ધદશામાં તો પરમેશ્વર જીવ થકી જુદાજ છે, (માટે બદ્ધદશામાં તો ઇશ-ઇશિતવ્ય, વિગેરે વિભાગ-ભેદ, સત્ય-અબાધિતજ છે.)

(ત્યારે શ્રીહરિ કહે છે-) ભલે તે તમારી વ્યવહારદશાની વ્યવસ્થા હોય, પરંતુ -સર્વજ્ઞ પરમેશ્વર, જીવને વાસ્તવિક રીતે તત્ત્વદ્રષ્ટિથી પોતાથી અપૃથક્ભૂત-એકરૂપજ છે, એમ તો જાણેછેજ, જો એમ ન જાણે અને પૃથક્ જાણે, તો તે પરમેશ્વર પણ ભ્રાન્તજ-અજ્ઞાનીજ ઠરે (માટે એ રીતેપણ બંને પ્રકારે તમારે દોષ આવવાનોજ)

વળી-તમારા મત પ્રમાણે મુક્તિ કોને ઇચ્છોછો-માનોછો, નિર્બંધને તો મુક્તિનો પ્રસંગજ નથી, મુક્તિ તો બદ્ધનેજ સંભવે, માટે પરબ્રહ્મ ભગવાન તો નિત્યમુક્ત—સદા નિર્બંધ છે, તે તો કયારેય બદ્ધ છે જ નહિ, (માટે પરબ્રહ્મને મુક્તિનો પ્રસંગજ નથી.) હવે જો જીવને મુક્તિ કહો તો તે જીવનું સ્વરૂપ તો બ્રહ્મ-પરબ્રહ્મ થકી અનન્ય-એકજ છે, (કેમકે-અંતઃકરણરૂપ ઉપાધિયોગથીજ બ્રહ્મને જીવભાવ આવે છે, એટલે કે-બ્રહ્મજ પોતે જીવસંજ્ઞાને પામે છે, માટે જીવસ્વરૂપ બ્રહ્મસ્વરૂપ થકી પૃથક્ નથી; તો તેના

किन्तु सर्वज्ञः परमेश्वरः ॥२३॥ स्वानन्यं तत्त्वतो जीवं वेत्ति भ्रान्तोऽन्यथा भवेत् । किञ्च मुक्तिः कस्य चेष्टा वाच्या बद्धस्य सा ननु ॥२४॥ नित्यमुक्तं परब्रह्म नैव बद्धं कदाचन । जीवस्य चेत् तत्स्वरूपं ब्रह्मणोऽनन्यदेव तु ॥२५॥ नित्यशुद्धे को नु बन्धः का नु मुक्तिर्निरूप्यताम् । नन्वविद्यान्वयो बन्धः तन्निवृत्तिर्विमुच्यते ॥२६॥ अथापि दुर्निरूपोऽयं पूर्ववच्च तदन्वयः । आविद्यको जीवभावो यः संसरणलक्षणः ॥२७॥ विद्यया तद्व्यपगम इत्येतत्पिष्टपेषणम् । ब्रह्मणो निर्विशेषस्य जीवभावो न सम्भवेत् ॥२८॥ इति प्रागेव गदितं मायाशबलितस्य चेत् । अथ मुक्तिर्न सा सिद्ध्येत् या वः कैवल्यलक्षणा ॥२९॥ मायाशबलितो योऽयमीश्वरो भवतां मतः । जीवभावव्यपगमात्तस्य या स्वात्मना स्थितिः ॥३०॥ सा च मायाशबलिता सगुणैव तु संस्थिता । तथा च जीवो ब्रह्मेति व्याहतं भवतां मतम् ॥३१॥ ननु वेदेऽपि जीवोंऽशो ब्रह्मणः

સ્વરૂપમાં બંધનો પ્રસંગજ કેમ હોય ? કેમકે-વાસના એજ બંધ છે, તે તો સઘળો અંતઃકરણમાંજ છે, માટે આત્મસ્વરૂપ તો સદા નિર્લેપ અને નિર્દોષજ છે, ) માટે નિત્ય શુદ્ધસ્વરૂપ બ્રહ્મમાં બન્ધ શો ? અને વળી મુક્તિ શી ? તે યથાર્થ નિરૂપણ કરો ! અવિદ્યાનો સંબંધ એજ બન્ધ છે. અને તે અવિદ્યાની નિવૃત્તિ એજ મુક્તિ છે, એમ જો કહો, તો પણ તે અવિદ્યાનો સંબંધ બ્રહ્મસ્વરૂપમાં તમારાથી નિરૂપણજ કરી શકાય તેવો નથી, એ પ્રથમ કહેવાઇ ગયું છે, હવે સંસૃતિની પ્રાપ્તિરૂપ જે જીવભાવ છે, તે અવિદ્યાના સંબંધથી આવે છે અને વિદ્યાથી—જ્ઞાન થવાથી તે અવિદ્યાકલ્પિત જીવભાવનો નાશ થઇ જાય છે, એમ કહેવું તે તો પિષ્ટપેષણ ( દળેલાને દળવા ) જેવું નિરર્થક છે--કેમકે બ્રહ્મ નિર્વિશેષ હોવાથી તેને તો જીવભાવ સંભવેજ નહિ, આ પ્રમાણે અમોએ પ્રથમજ કહેલું છે, હવે જો માયાશબલિત સગુણ બ્રહ્મને જીવભાવ કહો, તો તમારા મત પ્રમાણે માનેલી કૈવલ્યપ્રાપ્તિરૂપ મુક્તિ જે તમે કહો છો, તેજ સિદ્ધ નહિ થાય, કેમકે--માયાશબલિત એવા જે ઈશ્વર તમારા મતમાં માનેલા છે, તે ઇશ્વરને જીવભાવ ટળી જવાથી જે સ્વરૂપથી વર્તવારૂપ અસલ સ્થિતિ પ્રાપ્ત[1] થાય, તે સ્થિતિ તો માયાશબલિત સગુણરૂપજ છે, ( તો આ પ્રમાણે નિર્વિશેષ બ્રહ્મને, કે સગુણ-બ્રહ્મ ઇશ્વરને એ બેમાંથી એકેયને જીવભાવ ઘટતોજ નથી. ) માટે ' जीवो ब्रह्मैव केवलम् ' ' જીવ એ, કેવળ-પોતે બ્રહ્મજ છે ' એટલે કે—બ્રહ્મ પોતેજ જીવભાવને પામે છે એવો જે તમારો સિદ્ધાન્ત છે, તે આ ઉપરથી ઉડી જાય છે. ॥ ૨૪--૩૧ ॥

( આ પ્રમાણે વિવર્તવાદનું ખંડન કરીને, અદ્વૈતિઓએ માનેલા અંશ--અંશિભાવનું ખંડન કરવાપૂર્વક વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત પ્રમાણે શરીર--શરીરિભાવરૂપજ અંશ--અંશિભાવ સત્ય છે, એમ પ્રતિપાદન કરે છે-- )

( વાદિપંડિતો કહે છે-- ) હે શ્રીહરે ! વેદમાં પણ જીવ બ્રહ્મનો અંશ છે, એમ કહેલું છે, અને તે ' पादोऽस्य विश्वाभूतानि ' 'સર્વભૂત-પ્રાણિમાત્ર આ બ્રહ્મનો પાદ-

૧ ' मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ' અન્યથાભાવનો ત્યાગ કરીને સ્વસ્વરૂપથી વર્તવું તેજ મુક્તિ છે, એજ મુક્તિસ્વરૂપ માનેલું છે, માટે સગુણ બ્રહ્મને જીવભાવ કલ્પવામાં કૈવલ્યપ્રાપ્તિરૂપ મુક્તિસ્વરૂપમાં બાધ આવે છે.

परिकीर्तितः । पादोऽस्य विश्वाभूतानीत्यादिभिर्वचनैः स्फुटम् ॥३२॥ वेदोक्तः पादशब्दोऽयमंशवाचक ईरितः । अंशो नाना व्यपदेशादिति सूत्रं च वर्त्तते ॥३३॥ तत्रांशत्वस्य निर्वाहो निर्बाधः क्रियताम् कथम् । इति चेच्छ्रूयतां जीवे ब्रह्मांशत्वमबाधितम् ॥३४॥ अयमेवांशशब्दस्य वाच्योऽर्थो बाधवर्जितः । एकदेशो वस्तुनो यः स तस्यांशो निगद्यते ॥३५॥ वस्तुनो हि विशिष्टस्य प्रोच्यतेंऽशो विशेषणम् । विशेषणांशोऽयमथ विशेष्यांशोऽयमित्यपि ॥३६॥ विशिष्टे वस्तुनि बुधा व्यपदेशं वितन्वते । गवादेरिव गोत्वादिस्तथा देहश्च देहिनः ॥३७॥ यस्मादिदं जगत्सर्वं चेतनाचेतनात्मकम् । परस्य ब्रह्मणस्तावच्छरीरं श्रूयते श्रुतौ ॥३८॥ वस्त्वेकमस्ति चिदचिद्विशिष्टं ब्रह्म तत्र तु । विशेषणांशो जीवोऽयं तद्युक्ताऽस्य तदंशता ॥३९॥ एवमंशांशिभावेऽपि विशेषणविशेष्ययोः । स्वभावे च स्वरूपे च वैलक्षण्यं तु दृश्यते ॥४०॥ अंशत्वेऽपि च जीवानां

અંશ છે, એ આદિક સૂત્રવચનોથી પણ સિદ્ધ કરવામાં આવ્યું છે, વેદમાં કહેલો આ પાદશબ્દ અંશ-ભાગરૂપ અર્થનેજ કહેનારો છે, અને વળી–'अंशो नानाव्यपदेशात्' જીવ બ્રહ્મનો અંશ છે, નાના–વિભાગથી અનેકરૂપે વ્યપદેશ—નિર્દેશ કરેલોછે માટે, એવું બાદરાયણમુનિનું સૂત્ર પણ વર્તે છે, (માટે જીવ બ્રહ્મનો અંશ છેજ) ॥૩૨–૩૩॥ તો આ વેદાદિકમાં કહેલા અંશત્વનો નિવાહ નિર્બાધપણે કરો ? કેવી રીતે થઇ શકે ?

(ત્યારે શ્રીહરિ કહે છે–) એમ જો હોય તો સાંભળો ? જીવસ્વરૂપમાં બ્રહ્મનું અંશત્વ નિર્બાધપણે અમે કહીએ છીએ. અંશશબ્દનો અર્થ આ—અમે કહીએ છીએ તેજ નિર્બાધપણે કરવો, વસ્તુનો જે એકદેશ—અમુક ભાગ, તે તેનો અંશ કહેવાય છે, વિશેષણોથી વિશિષ્ટવસ્તુનો અંશ તેનું વિશેષણ કહેવાય છે. (જેમકે-પુષ્પનો અંશ તેનો, સુગંધ કહેવાય, સૂર્યનો અંશ તેની પ્રભા કહેવાય, એવો વ્યવહાર પ્રસિદ્ધપણે થાયછે તે સુસંગતજછે–યથાર્થજછે.) અને આ કારણથીજ વિશિષ્ટ વસ્તુમાં આ વિશેષણનો અંશ છે, અને આ વિશેષ્યાંશ છે, એમ ડાહ્યા પુરૂષો વ્યપદેશ કરેછે–પૃથક્ પૃથક્ જાણેછે, જેમ–ગોત્વાદિક ધર્મો, ગો–વ્યક્તિના અંશ છે, તેમજ દેહ–શરીર, તેના દેહિનો—શરીરિને. અંશ કહેવાય છે, તેજ પ્રમાણે ચેતનાચેતનાત્મક એવું આ સઘળું જગત્ પરબ્રહ્મનું શરીર છે, એમ 'यस्य पृथिवी शरीरम्' એ શ્રુતિવાક્ય પ્રમાણે પૃથ્વીથી આરંભીને 'यस्यात्मा शरीरम्' 'यस्याक्षरं शरीरम्' આત્મા અને અક્ષર પર્યન્તને પરમાત્માના શરીરરૂપે વર્ણન કરનારી શ્રુતિઓમાં સ્પષ્ટ સંભળાય છે, તો-ચિત્-અચિત્થી વિશિષ્ટ બ્રહ્મ વસ્તુ એકજ છે. અને તેમાં આ જીવ છે, તે બ્રહ્મનો વિશેષણરૂપ અંશ છે, માટે આ જીવને એ પરમાત્માનું અંશપણું યુક્તજ છે, અને આવો વિશેષણ વિશેષ્યભાવરૂપ અંશાંશિભાવ છે, તો પણ તે વિશેષણ અને વિશેષ્ય, એ બંનેના સ્વભાવમાં તેમજ સ્વરૂપમાં વિલક્ષણતા તો સ્પષ્ટ જોવામાં આવેછેજ. પરંતુ–એક બીજાના સ્વરૂપમાં કે સ્વભાવમાં સંકરતા જણાતી નથી. ॥૩૪—૪૦॥

(આ પ્રમાણે વિશેષણ-વિશેષ્ય ભાવથી શરીર-શરીરિરૂપે અંશ-અંશિભાવની વ્યવસ્થા કરવાથી) જીવોને બ્રહ્મનું અંશપણું હોવા છતાં પણ, બ્રહ્મના સ્વરૂપમાં કે સ્વભાવમાં-ક્યારેય.

न दोषा ब्रह्मणि कश्चित् । सूत्रे प्रकाशादिवत्तु नैवं पर इतीर्यते ॥४१॥ अयमर्थः प्रकाशा दिरंशोऽग्न्यादेर्यथैव तु । तथैवांशा ब्रह्मणोऽयं जीवः सर्वशरीरिणः ॥४२॥ प्रकाशो यादृशो धर्मो नैवं धर्मी प्रकाशवान् । तथैव यादृशो जीवो नैवमंशी परः स तु ॥४३॥ अयम्भावो यथा भेदस्तैजस्तेजस्विनोर्द्वयोः । तथा जीवब्रह्मणोश्च भेदस्त्वंशांशिनो- र्भवेत् ॥४४॥ सृज्यो हि ब्रह्मणो जीवो ब्रह्म स्रष्टृ प्रकीर्तितम् । जीवो नियाम्यः कथितो ब्रह्म त्वस्ति नियामकम् ॥४५॥ स्वतन्त्रं ब्रह्म जीवस्तु परतन्त्रः प्रकीर्तितः । सर्वज्ञं तत् स चाल्पज्ञः शुचि तत् स मतोऽशुचिः ॥४६॥ समस्तकल्याणगुणं तत् स क्षुद्रगुणस्त- था । एवं स्वभाववैषम्यमनयोः खलु वर्तते । स्वरूपैक्यं तु सुतरामनयोर्नैव सम्भवेत् ॥४७॥ ननु याः श्रुतयः सन्ति त्वभेदप्रतिपादकाः । तत्त्वमस्यादयस्तासां निर्वाहो भवतां कथम्॥४८॥ उच्यते तत्त्वमस्यादिवाक्ये त्वंशब्दतः खलु। ब्रह्मैव बोध्यते जीवश-

---

પણ દોષ આવતોજ નથી. અને તે કારણથીજ સૂત્રકાર વ્યાસમુનિ પણ બ્રહ્મસૂત્રોમાં 'प्रकाशादिव-तु नैवं परः' આ પ્રમાણે કહે છે, આ સૂત્રનો અર્થ આ પ્રમાણેછે-પ્રકાશ વિગેરે વસ્તુઓ જેમ અગ્નિ આદિકના અંશ છે, તેજ પ્રમાણે આ જીવ, સર્વશરીરક એવા બ્રહ્મનો –પરમાત્માનો અંશ છે, '(હવે नैवं परः' એ પદનો અર્થ કરે છે-) અગ્નિ આદિકનો ધર્મ- ભુત પ્રકાશ જેવા પ્રકારનો છે, તેવો ધમીભૂત પ્રકાશવાન્ અગ્નિ નથી, પરંતુ પરસ્પર વિલક્ષણજ છે, તેજ પ્રમાણે અંશભૂત જીવાત્મા જેવો છે, તેવા અંશી પર--પરમાત્મા નથી, અભિપ્રાય એ છે કે--તેજ અને તેજસ્વી, એ બંનેનો જેવો પરસ્પર ભેદ છે, તેવોજ અંશ--અંશીભૂત જીવ--બ્રહ્મનો પણ પરસ્પર વાસ્તવિક ભેદ છેજ. ॥૪૧–૪૪॥ ( હવે-જીવાત્મા અને પરમાત્મા, એ બંનેમાં વૈષમ્ય બતાવેછે.- ) જીવાત્મા બ્રહ્મનો સૃજ્ય છે- કર્મ પ્રમાણે દેવમનુષ્યાદિક યોનિમાં પમાડવા યોગ્ય છે, પરમાત્મા તો સૃષ્ટિના રચ- નારા સૃષ્ટા કહેલા છે, જીવાત્મા નિયામ્ય–નિયમન કરવા યોગ્ય કહેલો છે, પરમાત્મા તો સકળ જગતના નિયામક–નિયમન કરનાર પ્રેરક છે, પરમાત્મા સ્વતંત્રમૂર્તિ છે, જીવાત્મા તો પરતન્ત્ર કર્મવશ્ય હોવાથી પરમાત્માને આધીન રહેનારો છે, પરમાત્મા સર્વજ્ઞ છે, જીવાત્મા તો અલ્પજ્ઞ છે, પરમાત્મા માયાના કાર્યથી અતીત હોવાથી નિત્ય શુદ્ધ-બુદ્ધ–મુક્તસ્વભાવ છે, જીવાત્મા તો માયાના આવરણમાં છે, માટે મલીન છે, પરમાત્મા સકળકલ્યાણગુણોથી ભરપૂર છે, જીવાત્મા તો બદ્ધ છે માટે અતિક્ષુદ્રગુણ- વાળો છે, આ પ્રમાણે–જીવાત્મા અને પરમાત્મા, એ બંનેના સ્વભાવમાં વૈષમ્ય નિ- શ્ચેજ રહેલું છે, માટે એ બંનેના સ્વરૂપનું ઐક્ય તો સર્વથા સંભવેજ નહિ, ( માટે શરીર–શરીરિભાવ રૂપે અંશ–અંશિભાવ હોવા છતાં પણ અમારા મતમાં જીવ–બ્રહ્મના સ્વભાવનું વૈષમ્ય કાયમજ વ્યવસ્થિતપણે રહેલું છે. ) ॥ ૪૫–૪૭ ॥

( મધ્યે–વાદિપંડિતોની શંકા-) વાદિપંડિતો કહે છે–જો આ પ્રમાણે અંશ–અંશિ- ભાવ હોય તો 'तत्त्वमसि' આદિક શ્રુતિઓ જે–જીવ બ્રહ્મના ઐકયનું અવબોધન કરનારી છે, તેનો નિર્વાહ–અવિરોધથી અર્થ કરવો તે તમારે ભેદવાદિઓને કેવી રીતે થઇ શકશે ? ॥૪૮॥

पीरं तत् क्षतिर्न हि ॥४९॥ नन्वसम्वोध्यकर्तृत्वे मध्यमः पुरुषः कथम् । ननु युष्मदु-

(તેના ઉત્તરમાં શ્રીહરિ કહે છે-) તે અમે કહીએ છીએ-'तत्त्वमसि' આદિક વાકયોમાં 'त्वम्' એ શબ્દથી કેવળ જીવ કહેવામાં નથી આવતો, પરંતુ જીવ છે

---

આ પ્રમાણે જીવ-બ્રહ્મના સ્વરૂપમાં અને સ્વભાવમાં પણ અતિવૈષમ્ય હોવા છતાં મિથ્યાવાદિઓ 'तत्त्वमसि' આદિક વાક્યોનો ખરો અર્થ સમજ્યા સિવાય જીવ-બ્રહ્મની એકતા માનીને 'अहं ब्रह्मास्मि' એમ બોલે છે. તેવા મિથ્યા-કલ્પિત જ્ઞાનીઓને માટે 'तत्त्वमुक्तावली' ગ્રંથમાં આ પ્રમાણે કહેલું છે-

मायावादमतान्धकारमूषितप्रज्ञोऽसि यस्मादहं
ब्रह्मास्मीति वचो मुहुर्वदसि रे जीव ! त्वमुन्मत्तवत् ।
ऐश्वर्यं तव कुत्र कुत्र विभुता सर्वज्ञता कुत्र ते
तन्मेरोरिव सर्षपेण हि भिदा जीव ! त्वया ब्रह्मणः ॥

મિથ્યાવાદિઓએ પ્રવર્તાવેલા કલ્પિત માયાવાદરૂપ મતાન્ધકારથી તારી બુદ્ધિ હરાઇ ગઇ છે, માટે જ રે જીવ ! 'अहं ब्रह्मास्मि' એવું વચન-વચનમાત્રજ, વારંવાર ઉન્મત્તની પેઠે તું બોલ્યા કરેછે, પરંતુ અંતર્દષ્ટિ કરીને તું લેશમાત્ર વિચાર કરતો નથી કે-તારૂં ઐશ્વર્ય ક્યાં છે, તારી વિભુતા ક્યાં છે, તારી સર્વજ્ઞતા ક્યાં છે, અર્થાત્ તું તો પરવશ, પરિચ્છિન્ન અને અલ્પજ્ઞ છું, માટે હે જીવ ! મેરૂ પર્વતનો સર્ષપની સાથે જેટલો ભેદ છે, તેટલોજ સર્વેશ્વર, વિભુ અને સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણોથી ભરપૂર પરમાત્મા પરબ્રહ્મનો તારી સાથે મોટો ભેદ-તારતમ્યભાવ છે, માટે તારૂં બોલવું મિથ્યા હોવાથી તું મિથ્યાવાદી છું. ॥

परिच्छिन्नो जीवस्त्वमसि स खलु व्यापकतमः
त्वमेकत्र स्थाता भवसि स हि सर्वत्र सततम् ।
सुखी दुःखी त्वं रे क्षणिक ! स सुखी सर्वसमये
कथं सोऽहं वाक्यं वदसि बत लज्जां न कुरुषे ॥

તું તો દેવાદિક શરીરોમાં બંધાયેલો હોવાથી પરિચ્છિન્નતાવાળો જીવ-શરીરની સાથેજ જીવનવાળો છું, અને તે પરમાત્મા તો સર્વમાં સરખી રીતે એક-સમયાવચ્છિન્ન વ્યાપી રહેલા છે. તું તો એકજ સ્થાનમાં-શરીરમાં રહેનારો છું અને પરમાત્મા તો સર્વત્ર-સર્વમાં સર્વદા અખંડ વ્યાપી રહેલા છે ( પરમાત્માની આ સર્વત્ર વ્યાપકતા અને પૂર્ણતા નૃસિંહસ્વરૂપ ધારણ કર્યું ત્યારે, ગજેન્દ્રને માટે આકાશમાંથી ગરૂડ ઉપર બેસીને દિવ્યસ્વરૂપે ઉતરી આવ્યા ત્યારે, બ્રહ્માના નાકમાંથી વરાહરૂપે પ્રગટ થયા ત્યારે, પરમભક્ત દ્રૌપદીજીનાં વસ્ત્ર પૂર્યાં ત્યારે, આ વિગેરે અનેક પ્રસંગે સ્પષ્ટ જણાયેલી છે, માટે તે સર્વથા સત્ય અને સિદ્ધજ છે, ) વળી તું ક્ષણમાં સુખી અને ક્ષણમાં દુઃખી એવા ક્ષણિક સ્વભાવવાળો હોવાથી તું પણ ક્ષણિક જ છું, અને પરમાત્મા તો સર્વ સમયમાં પરમઆનન્દમયમૂર્તિજ છે, તો તું 'सोऽहम्' એ વાક્ય કેમ વારંવાર બોલ્યા કરે છે ? बत इति खेदे તને એવું બોલતાં લાજ પણ નથી આવતી ? માટે એ ઘણાજ ખેદની વાત છે ॥

पपदे कुतो न स्यात्स मध्यमः ॥५०॥ श्रुतौ स्फुलिङ्गदृष्टान्तो य उक्तः सोऽप्यबाधितः। ब्रह्मैव यत् विशिष्टं स्वं बहुधा सृजति स्वयम् ॥५१॥ किञ्च मायेशितुस्तस्मात् जीवाः

શરીર જેનું, એવા જીવશરીરક પરમાત્માજ કહેવામાં આવેછે, માટે કોઇ પ્રકારનો બાધ અમારા મતમાં નહિ આવે, ( ભાવાર્થ એ છે કે--આ વાકયથી જીવ--બ્રહ્મની એકતા કહેવામાં આવતી નથી, પરંતુ--કારણરૂપે પ્રસ્તુત સત્-શબ્દવાચ્ય પરમાત્માનો, શ્વેતકેતુરૂપ જીવ વિશિષ્ટશરીરક પરમાત્માની સાથે અભેદ કહેવામાં આવે છે, આરંભમાં ' ऐतदात्म्यमिदं सर्वम् ' એ વાકયથી સર્વની તદાત્મકતા ઉપપાદન કરેલી તેને ' तत्त्वमसि ' એ વાકયથી શ્વેતકેતુના જીવ-વિશેષમાં ઘટાવી આપીને તેનો ઉપસંહાર કરે છે-કે જે સર્વનો આત્મા છે, તે તારા પણ આત્મા છે. તેથી તું પણ તેજ--તદાત્મકજ છું, એમ અર્થ હોવાથી કોઇ વિરોધ આવતોજ નથી ) ॥ ४९ ॥

(વાદિવિદ્વાનોની બીજી શંકા--) 'त्वम् ' એ શબ્દ જો પરબ્રહ્મનો બોધક હોય અને સંબોધન કરાતા શ્વેતકેતુનો બોધક ન હોય, તો સંબોધનમાં અવિષયભૂત પરબ્રહ્મનું કર્તાપણું હોવાથી अस्ति એમ પ્રથમ પુરૂષનું ક્રિયાપદ હોવું જોઇએ ? તો असि એમ મધ્યમ પુરૂષ કેમ થાય.?

એ શંકાના જવાબમાં શ્રીહરિ કહે છે-' युष्मद्युपपदे मध्यमः ' એમ વ્યાકરણ-કર્તા પાણિનિમુનિજ પોતે કહે છે તો त्वम् એ શબ્દના યોગથીજ असि એ મધ્યમ-પુરૂષ કેમ ન થાય ? થાયજ. ॥५०॥

હવે શ્રુતિમાં 'यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः' એમ જીવને વિસ્ફુલિંગના દ્રષ્ટાન્તથી કહેવામાં આવ્યો છે, તે ભેદવાદિઓના મતમાં કેમ ઘટે ? એ શંકાના સમાધાનમાં શ્રીહરિ કહે છે--શ્રુતિમાં કહેલું પાવક--સ્ફુલિંગનું દ્રષ્ટાંત અબાધિત-યુકતજ છે, કેમકે--બ્રહ્મજ પોતે ચિત્--અચિત્થી વિશિષ્ટ છે, માટે પોતેજ પોતાના શરીરભૂત ચિત્--અચિત્ દ્વારા બહુરૂપે થાય છે, એટલે કે સ્વશરીરભૂત ચિત્--અચિતને સર્જે છે, ॥५१॥ એજ વાત સર્ગ--પ્રતિસર્ગના વિવેચનથી વિશેષપણે સમઝાવે છે-

काचः काचो मणिरपि मणिः शुक्तिरेवास्ति शुक्तिः
रूप्यं रूप्यं न भवति कदा व्यत्ययज्ञानमेषाम् ।
अन्येषां तु स्फुरति यदिदं ज्ञानमन्यत्र तत्तु
भ्रान्त्या जीवः प्रवदति यथा तत्त्वमस्यादि वाक्यम् ॥

કાચ તે કાચજ કહેવાય, મણિ તે મણિજ કહેવાય, શુકિત તે શુકિતજ છે, અને રૂપે તે રૂપુંજ છે, આ વિગેરે વસ્તુઓનું વિપરીત જ્ઞાન કયારેય પણ થતુંજ નથી, અર્થાત્-દરેક વસ્તુનું જ્ઞાન વાસ્તવિકજ--તે તે વસ્તુના અનુભવ રૂપેજ થાય છે, પણ કયારેય બદલાતું નથી. અને જે બીજાઓને-તિમિરાદિક દોષવાળાને, બીજી વસ્તુમાં--શુકિતમાં, બીજી વસ્તુનું--ચાંદીનું, જ્ઞાન થાય છે, તે તો કેવું સમઝવું તો--કોઇ બદ્ધ અલ્પજ્ઞ જીવ જેમ ભ્રાન્તિથી--ભુલથી 'तत्त्वमसि' ' अहं ब्रह्मास्मि ' એવાં એવાં મિથ્યા વાકયો બોલે, તેના જેવું જાણવું, અર્થાત્ એ તેનું જ્ઞાન, શુકિતને રજત માનવા જેવું મિથ્યા--કલ્પિત છે. ॥

प्रादुर्भवन्ति हि । लीनाः प्राक् प्रलये जीवास्तद्द्वारैव हि सर्वशः ॥५२॥ उद्यन्ति स्वस्वरूपस्थाः पुनः कारणदेहिनः । तत् प्रादुर्भावावधित्वज्ञापनादुपपद्यते ॥५३॥ 'ममैवांशो जीवलोके' इति यद्भगवद्वचः । विभूतित्वमभिप्रेत्य विशेषेण प्रवर्त्तते ॥५४॥ ब्रह्मणः प्रतिबिम्बस्तु जीव इत्यपि यन्मतम् । तन्न प्रमाणपदवीं कथमप्यधिरोहति ॥५५॥ ननु सिद्धमिदं श्रौतात् छायाऽऽतपनिदर्शनात् । नैतत्, प्रकाशाप्रकाशसाधर्म्यगुणयोगतः ॥५६॥ अज्ञत्वज्ञत्वभेदो हि जीवात्मपरमात्मनोः । विवक्षितस्तत्र वाक्ये

---

છે—પ્રથમ—પ્રલયસમયમાં મૂળપ્રકૃતિભૂત તમઃશબ્દથી કહેવાતી મૂળમાયામાં કારણશરીરે સહિત રહેલા જીવાત્માઓ, પ્રલયસમયમાં-સૃષ્ટિનો આરંભ થતા સુધીમાં, તે માયાના શરીરી-નિયામક એવા પરબ્રહ્મમાં લીનપણે—અવિનાભાવથી રહેછે, પછી સર્ગના આરંભમાં તે માયાના પતિ, પ્રેરક અને નિયામક, એવા તે પરમાત્મા થકીજ—પરમાત્મા દ્વારાજ સર્વ જીવાત્માઓ સ્વસ્વકર્માનુસારે દેવ—મનુષ્યાદિક યોનિઓમાં પ્રાદુર્ભાવ પામે છે, આ પ્રમાણે પ્રાદુર્ભાવ થવાનો પ્રલયનો અવધિ કહેવામાં આવ્યો છે, માટે જ તે જીવાત્માઓ પ્રલય વખતે કારણદેહ યુક્ત અને સ્વસ્વરૂપથી પૃથક્ પૃથક્ રહેલા હોય છે એમ સ્પષ્ટ જણાય છે, (માટે શરીર-શરીરિભાવથી પાવક--સ્ફુલિંગનું દ્રષ્ટાન્ત બરોબર ઘટે છે. અને સ્વસ્વરૂપથી રહે છે એમ કહેવાથી, સૃષ્ટિસમયે કે પ્રલય સમયે પણ જીવાત્માઓ અન્યથા ભાવને પામતા નથી એમ તેમની અવિકારિતાજ દ્રઢ કરવામાં આવી છે.) ॥૫૨--૫૩॥

હવે '**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः**' આ લોકમાં સનાતન જીવભૂત જે છે, તે મારો જ અંશ છે, એમ જે ગીતામાં શ્રીકૃષ્ણનું વચન છે, તે પણ ઘણું કરીને વિભૂતિપણાને લીધેજ કહેવામાં આવ્યું છે, ( જો કે ચેતન--અચેતન, એ બનેય પરમાત્માના શરીર છે, તો પણ તેમાં ચેતનભૂત જીવાત્માની શ્રેષ્ઠતા માનીને વિભૂતિપણામાં પ્ર્યત્વ બતાવેછે, માટે પ્રથમ કહ્યું છે એ રીતે ચિત્-અચિત્ એ બંનેયથી વિશિષ્ટ પરમાત્માના શેષપણુને લીધે શરીરભૂત અંશપણાને ઉદ્દેશીને એ વાક્ય પ્રવર્તેલું છે,) ॥૫૪॥

હવે—જીવ, બ્રહ્મનો પ્રતિબિંબરૂપ છે, એમ જે તમારો મત છે, તે પણ કોઇ રીતે પ્રમાણુથી સિદ્ધ થઇ શકે એવો નથી, ( કેવળ સ્વગોષ્ઠીમાંજ શોભે તેવો છે. ) ॥૫૫॥

(મધ્યે વાદિ પંડિતોની શંકા—) વાદિ પંડિતો કહે છે—'**गुहां प्रविष्टौ परमे परार्धे छायातपौ**' આ શ્રુતિમાં છાયા—આતપનું દ્રષ્ટાન્ત આપેલું હોવાથી છાયારૂપ જીવાત્મા, બ્રહ્મનું પ્રતિબિમ્બ છે એમ સિદ્ધ થાયછે, ( કેમકે—પ્રતિબિમ્બ એ પણ એક પ્રકારની છાયાજ છે, અને તે છાયા મિથ્યાભૂત અને કલ્પિત પણ કહેવાય, તેજ પ્રમાણે જીવ, બ્રહ્મની છાયારૂપ પ્રતિબિમ્બજ છે, અને તેથીજ પ્રતિબિમ્બરૂપ જીવ--જડ વિગેરે મિથ્યા છે અને બિંબસ્થાનીય બ્રહ્મ સત્ય છે )

(ત્યારે શ્રીહરિ કહે છે—) એમ નહિ, '**छायातपौ**' એ શ્રુતિવાક્યમાં જીવાત્મા-પરમાત્માનો અજ્ઞત્વ—સર્વજ્ઞત્વરૂપ ભેદ કહેવા માટે, પ્રકાશ—અપ્રકાશરૂપ સાધર્મ્યગુણયોગથી છાયા—આતપનું દ્રષ્ટાન્ત કહેવામાં આવ્યું છે, (એટલે સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણયોગરૂપ પ્રકાશના સાધર્મ્યથી આતપનું—પ્રકાશનું દ્રષ્ટાન્ત અને અલ્પજ્ઞત્વાદિક ગુણયોગરૂપ અપ્રકાશનું,

ज्ञाज्ञाविति च हि श्रुतिः ॥५७॥ द्वा सुपर्णेति वाक्यस्याप्यैकार्थ्यमत एव हि । गुहां प्रविष्टावात्मानाविति सूत्रकृदाह च ॥५८॥ न वा घटेत जीवस्य ब्रह्मणः प्रतिविम्बता। प्रतिविम्बो रूपिणस्तु साकारस्यैव सम्भवेत् ॥५९॥ अलिङ्गस्याप्रमेयस्यानिर्देश्यस्य कथं नु सः । ब्रह्मणो नैव विम्बत्वं कुतस्तत्प्रतिविम्बता ॥६०॥ इतोऽपि नोपपद्येत जीवस्य प्रतिविम्बता । निवृत्ताज्ञानतत्कार्यो ब्रह्मरूपो गुरुः स्वकम् ॥६१॥ शिष्यं जीवत्वमापन्नं यदोपदिशति स्वयम् । तदाऽऽत्मप्रतिविम्बोऽस्तीत्येवं जानात्यसौ हृदि । पुनस्तदैक्यवित् स्वस्मै स्वयं कथमुपादिशेत् ॥६२॥ नैव कश्चित् विवेकी स्वं दर्पणादिषु वीक्षितम् । क्रियानिष्पत्तये क्वापि ह्युपादिशति किञ्चन ॥६३॥ उपादिशेद्यदि तदा वालकोन्मत्ततुल्यताम् । प्राप्नुयान्न त्वसौ प्राज्ञ इति भाष्येत केनचित् ॥६४॥ एक

સાધર્મ્ય બતાવવા માટે છાયાનું દ્રષ્ટાન્ત કહેવામા આવ્યું છે, માટે આથી બિમ્બ-પ્રતિબિમ્બભાવ જીવ—પરમાત્માનો સિદ્ધ થતો નથી એ અભિપ્રાય છે,) અને વળી 'ज्ञाज्ञौ द्वावजावीशानीशौ' એ શ્રુતિ પણ એજ વાત સ્પષ્ટ પોકારીને કહેછે, અને આ કારણને લીધેજ 'छाया—आतप' ના દ્રષ્ટાન્તને કહેનારી શ્રુતિનું 'ज्ञाज्ञौ' એ શ્રુતિની સાથે તેમજ 'द्वा सुपर्णा सयुजा सखायौ' એ શ્રુતિની સાથે એકાર્થપણું ઘટે છે, તેમજ 'गुहां प्रविष्टावात्मानौ' એ બ્રહ્મસૂત્રની સાથે પણ સંગતિ થાય છે. સૂત્રકાર વ્યાસમુનિ આ સૂત્રથી જીવ-બ્રહ્મનો ભેદજ બતાવે છે, (માટે જીવને બ્રહ્મનું પ્રતિબિમ્બ કહેવુ તે ઘટેજ નહિ, માટે એ મત ખોટો છે.) ॥૫૬—૫૮॥

(આ પ્રમાણે શ્રુતિ—સ્મૃતિના પ્રમાણથી બિમ્બ-પ્રતિબિમ્બવાદનુ ખંડન કરીને, હવે યુક્તિથી તેનું ખંડન કરે છે-)

શ્રીહરિ કહે છે—હે પંડિતો! જીવને બ્રહ્મની પ્રતિબિમ્બતાજ ન ઘટે, કેમકે-પ્રતિબિમ્બ તો રૂપવાળી સાકારવસ્તુનુંજ સંભવે અને તમે તો બ્રહ્મને, અલિંગ સર્વથા આકારશૂન્ય, અપ્રમેય-કોઇ પણ પ્રમાણથી અગમ્યસ્વરૂપ, અને અનિર્દેશ્ય-ઇન્દ્રિઓ આદિકથી પણ જેનો 'આ આવુંજ છે', એમ નિર્દેશ ન કરી શકાય, એવું માનો છો, તો તેવા અલિંગ, અપ્રમેય અને અનિર્દેશ્ય બ્રહ્મનું પ્રતિબિમ્બ કેમ ઘટે ? નજ ઘટે, કેમકે—જ્યારે બ્રહ્મનુંજ બિમ્બત્વ માનવામાં નથી આવતું, તો તે બ્રહ્મનુ પ્રતિબિમ્બત્વ કેમ-કેવી રીતે હોઇ શકે? ॥૫૯—૬૦॥ વળી આ કારણથી પણ જીવને બ્રહ્મની પ્રતિબિમ્બતા ઘટે નહિ, તે કહે છે—નિવૃત્તિ પામી ગયું છે, અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય જેમને, એવા બ્રહ્મરૂપ બનેલા ગુરૂ પોતે જ્યારે, જીવભાવને પામેલા પોતાના શિષ્યને ઉપદેશ કરે છે, ત્યારે એ ઉપદેશ કરનાર ગુરૂ 'આ મારો શિષ્ય મારૂં પોતાનુંજ પ્રતિબિમ્બ છે' એમ પોતાના હૃદયમાં જાણેછેજ, તો એ પ્રમાણે બિમ્બ-પ્રતિબિમ્બની એકતાને જાણનાર ગુરૂ પોતે પોતાને ઉપદેશ કેમ કરે? કેમકે-કોઇ પણ વિવેકી બુદ્ધિમાન માણસ દર્પણાદિકમાં જોયેલા પોતાના પ્રતિબિમ્બને કોઇ પણ ક્રિયાની સિદ્ધિ માટે ક્યારેય કંઇ પણ ઉપદેશ કરતોજ નથી, અને જો તેમ કરે તો તે, બાળક અને ઉન્મત્ત જેવોજ ગણાય, પરંતુ તે પ્રાજ્ઞ-ડાહ્યો માણસ છે એમ કોઇ નહિ કહે, (માટે આ કારણથી પણ પ્રતિબિમ્બવાદ ખોટો ઠરે છે.) ॥૬૧—૬૪॥

एव हि भूतात्मेत्येषा तु श्रुतिरीरितुः । जीवान्तर्यामितां वक्ति न तु जीवतया स्थितिम् ॥६५॥ जलस्थचन्द्रदृष्टान्तश्चिदचिद्वपुषो हरेः । व्याप्यदोषैरलिप्तत्वं वक्ति तस्यान्तरात्मनः ॥६६॥ सूर्यो यथा सर्वलोकस्येति च श्रूयते श्रुतिः । इन्द्रो मायाभिरिरिति तु प्रादुर्भावपरा श्रुतिः ॥६७॥ मायातरङ्गयोगेन ब्रह्मणो जीवता न तु । अजायमानो बहुधेत्यपि स्वेच्छोद्भवार्थिका ॥६८॥ करोति माया जीवेशावाभासेनेति या श्रुतिः । श्रूयतामवधानेन भावस्तस्या निरूप्यते ॥६९॥ अतात्त्विकार्थे आभासशब्दोऽयमिह वर्तते । अतात्त्विकेन रूपेण माया जीवेश्वराविमौ ॥७०॥ करोति बुद्धाविति तु व्यक्तश्चास्यायमाशयः । अयथावद्ग्राहयति माया जीवेश्वराविति ॥७१॥ अजो नित्यः शाश्वतोऽयं जीवोऽच्छेद्यादिलक्षणः । तमेनं ग्राहयत्येषा माया गुणमयी खलु ॥७२॥ देहात्मभ्रममुत्पाद्य जन्मनाशादिलक्षणम् । स्वतन्त्रात्मभ्रमं चापि समुत्पाद्य विशेषतः ॥७३॥

હવે-'एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः' 'પ્રાણીમાત્રના અન્તરાત્મા એકજ પરમાત્મા, દરેક ભૂતમાં આત્મારૂપે વ્યાપી રહેલા છે.' એવી આ શ્રુતિ તો પરમેશ્વરની જીવાન્તર્યામિતાનેજ કહે છે, પરંતુ નહિ કે એ પરમેશ્વરજ પોતે દરેક જીવરૂપે રહ્યા છે, એમ કહેવાનો અભિપ્રાય છે, અને વળી-અહીંઆં જળમાં રહેલા ચંદ્રનું દ્રષ્ટાન્ત કહેવામાં આવ્યું છે, તે તો ચેતન-અચેતન એ બંનેય શરીર જેનું છે, એવા અન્તરાત્મા તે પરમાત્માને, પોતાના શરીરરૂપ જડચેતનાત્મક જે સઘળું વ્યાપ્યવસ્તુ છે, તેમાં રહેલા દોષોનો લેપ-સંબંધ લાગતો નથી, એમ પરમાત્માની નિર્લેપતા અને નિર્દોષતા કહેવાને માટે એ દ્રષ્ટાન્ત આપવામાં આવ્યું છે, (પરંતુ તેથી જીવને બ્રહ્મનું પ્રતિબિમ્બ કહેવાનો અભિપ્રાય નથી.) કેમકે-બીજી શ્રુતિમાં 'सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः' 'સૂર્ય જેમ સર્વલોકના ચક્ષુરૂપ છે, તો પણ તે ચક્ષુગત મલિનત્વાદિક દોષથી દૂષિત થતા નથી સર્વથા નિર્લેપ-નિર્દોષજ છે,' એમ સ્પષ્ટપણે એજ વાત કહેવામાં આવીછે,

અને 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते' 'ઇન્દ્ર-સર્વશ્રેષ્ઠ પરમાત્મા પોતાના સંકલ્પબળથીજ જ્ઞાનક્રિયા આદિક શક્તિઓથી અનેકરૂપે જણાયછે,—થાય છે', આ મંત્રથી પણ પરમાત્મા પોતાની ઇચ્છાથીજ અનેક રૂપ-અવતાર ધારણ કરે છે, એમ કહેવાનો અભિપ્રાય છે, પરંતુ અવિદ્યાના સંબંધથી પરમેશ્વરજ પોતે જીવભાવને પામે છે, એમ કહેવાનો અભિપ્રાય તો નથીજ કેમકે-'अजायमानो बहुधा विजायते' એમ શ્રુતિ પોતેજ સ્પષ્ટ પોકારીને કહે છે કે-પરમેશ્વરજ પોતે પોતાની ઇચ્છાથી ભક્તોના રક્ષણ માટે અને ધર્મના સ્થાપન માટે અનેકરૂપે થાય છે-અનેક અવતાર ધારેછે, (માટે આ સઘળી શ્રુતિઓની એકાર્થતાજ છે, એમ જાણવું)॥૬૫—૬૮

હવે-'करोति माया जीवेशावाभासेन' એવી જે શ્રુતિ છે, એ શ્રુતિનો ભાવાર્થ-તાત્પર્યાર્થ અમો યથાર્થ નિરૂપણ કરીએ છીએ, તેને મનની એકાગ્રતાથી સાંભળો ? અહીંઆં રહેલો આભાસશબ્દ અતાત્ત્વિકરૂપ અર્થને કહેનારો છે, માટે-માયા જીવ-ઇશ્વરને, આભાસથી-અતાત્વિક-વિપરીતભાવથી કરેછે- બુદ્ધિમાં વિપરીતરૂપે ગ્રહણ કરાવેછે, એટલેકે-માયા જીવ-ઇશ્વરના સ્વરૂપને અયથાર્થપણે ગ્રહણ કરાવેછે, તેમાં

ईश्वरोऽहमहं भोगीत्येवं विभ्रामयत्यपि । एवं माया भ्राहयति त्वीश्वरांशेऽपि विभ्रमम् ॥७४॥ रजस्तमःकलुषितस्वतन्त्रात्मभ्रमात्खलु । ईश्वरश्चाहमेवास्मि ब्रह्मैवाहमिहास्म्यपि ॥७५॥ मायोपाधिक एवायमीश्वरो व्यावहारिकः । अयथावद्ग्राहयति ननु मायेत्थमीश्वरम् ॥७६॥ अचिन्त्यवैभवा काचिन्मायाशक्तिः परात्मनः । जीवक्षेत्रं च सा तस्य सर्गादौ सहकारिणी ॥७७॥ अनादिकर्मयुग्जीवकोटयः सन्ति तत्र च । यथैव भुवि बीजानि दुर्ज्ञेयानि विदामपि ॥७८॥ उत्पद्यन्ते तथाभूताः परमात्मन ईक्षया। बुद्धीन्द्रियमनःप्राणैर्युज्यन्तेऽथ तदिच्छया ॥७९॥ बुद्धीन्द्रियमनःप्राणान् प्रजानामसृजत्प्रभुः । मात्रार्थं च भवार्थं च आत्मनेऽकल्पनाय च ॥८०॥ इत्युक्तं श्रीभागवते ततस्ते त्वीशनिर्मिताम् । मर्यादामाश्रिता नानाभोगान्भुञ्जत ईप्सितान् ॥८१॥ तामतिक्रम्य वर्तेत यो यो जीवः स सर्वथा । संसृतिं याति दुःखानि भुङ्क्ते तत्रापि सर्वतः

'अजो नित्यः शाश्वतोऽयम्' 'अच्छेद्योऽयमदाह्योऽयम्' એ વિગેરે શ્રુતિ-સ્મૃતિમાં કહેવા પ્રમાણે અજત્વાદિક અને અચ્છેદ્યત્વાદિક લક્ષણવાળા જીવાત્માને એ ગુણમયી માયા પોતાના પ્રભાવથી દેહાત્મભ્રમને ઉત્પન્ન કરીને, જન્મજરામૃત્યુ વિગેરે લક્ષણવાળો મનાવેછે, તેમજ હું પરમાત્માથી સ્વતંત્ર આત્મા છું, એવો પણ ભ્રમ વિશેષપણે ઉત્પન્ન કરીને 'ईश्वरोऽहमहं भोगी' એ પ્રમાણે હુંજ ઇશ્વર છું અને હુંજ ભોગી છું, એમ ભ્રમ ઉત્પન્ન કરીને ભમાવેછે, તેજ પ્રમાણે ઇશ્વરાંશમાં પણ માયા વિભ્રમ કરાવેછે રજોગુણ-તમોગુણને લીધે કલુષિત અંતઃકરણ વાળા હોવાથી, અમેજ સ્વતંત્ર-ઇશ્વર છીએ, એમ સ્વતંત્ર-આત્મપણાના ભ્રમથી, હું જ ઇશ્વર છું અને બ્રહ્મ પણ હું જ છું, અને આ વ્યાવહારિક ઉપાધિદશામાં વ્યવહાર કરાતા ઇશ્વર તો માયારૂપ ઉપાધિવાળા છે, પણ પરમાર્થસ્વરૂપ નથી, એમ માયા ઇશ્વરભાવને પણ અયથાવત્-વિપરીતરૂપેજ ગ્રહણ કરાવેછે-મનાવેછે, ( માટે આ અમોએ કહેલો એજ અર્થ આ શ્રુતિનો સત્ય અર્થ છે. )॥६९—७६॥

(હવે સ્વસિદ્ધાન્તનુ ઉપપાદન કરતા થકા સ્વસિદ્ધાન્તાનુસારે માયાનું સ્વરૂપ, સ્વભાવ, માયાના સંસર્ગથી જીવને બંધન, પરમ પુરૂષ પરમાત્માની ઉપાસનાથી તે બંધનની નિવૃત્તિ અને મોક્ષનુ સ્વરૂપ, એ વિગેરેનુ નિરૂપણ કરે છે-)અચિન્ત્ય વૈભવવાળી-અતર્કિત-અલૈકિક-વિચિત્ર-શક્તિવાળી, એવી પરમાત્માની કોઇક માયા નામે શક્તિ છે, તે માયા સર્વ જીવોના ક્ષેત્રરૂપ-ઉત્પત્તિના સ્થાનરૂપ છે અને તે પરમેશ્વરને સૃષ્ટિના આરંભમાં સહકાર-સહાય કરનારી છે. તે માયામાં અનાદિ સંચિતકર્મે યુક્ત જીવકોટિઓ-જીવસમૂહો, બુદ્ધિમાન માણસોના પણ જાણવામાં ન આવે એવાં દુર્લક્ષ્યસ્વરૂપવાળાં બીજ પૃથ્વીમાંજ જેમ, એમ રહેલા છે, તે જીવસમૂહ પરમાત્માની-દ્રષ્ટિ પામીને, અનાદિ-સંચિતકર્મે સહિતજ દેવ-મનુષ્યાદિક યોનિઓમા ઉત્પન્ન થાયછે, અને વળી તે પરમાત્માની ઇચ્છાથી બુદ્ધિ, ઇન્દ્રિઓ, મન અને પ્રાણ, તેની સાથે જોડાયછે, અર્થાત્-ઇન્દ્રિઓ અંતઃકરણરૂપ સાધનને પામેછે, એ વાત શ્રીમદ્‌ભાગવત પુરાણમાં કહેલી છે— 'बुद्धीन्द्रियमनःप्राणान्... आत्मनेऽकल्पनाय च' પરમાત્માએ પોતે કર્મ પ્રમાણે

॥८२॥ तमेवोपास्य नृत्वेऽथ तत्प्रसादाप्तबुद्धयः । तत्साधर्म्यं लभन्ते च व्यतिक्रम्य गुणत्रयम् ॥८३॥ तद्धाम्ना ब्रह्मणा चैक्यमक्षरेणाप्नुवन्त्यथ । ब्रह्मभूतास्तमेवैकं सेवन्ते कृष्णमञ्जसा ॥८४॥ इत्येषा परमा मुक्तिर्ज्ञातव्यैकान्तिकी ध्रुवा । अत्र प्रमाणवाक्यानि प्रागेवोक्तानि भूरिशः ॥८५॥ नन्वेकत्वमपि प्रोक्तं सह कृष्णेन देहिनाम् । विमुञ्चति यदा कामान् मानवो मनसि स्थितान् ॥८६॥ तदैव पुण्डरीकाक्ष ! भगवत्त्वाय कल्पते । दैतेया यक्षरक्षांसि स्त्रियः शूद्रा व्रजौकसः ॥८७॥ खगा मृगाः पापजीवाः

સર્જેલી પ્રજાઓને બુદ્ધિ, ઇન્દ્રિઓ, મન અને પ્રાણ, એ સાધનો રચી આપેલાં છે, તે શાને માટે તો–વિષયોનું જ્ઞાન થવા માટે, સંસારની વૃદ્ધિ થવા માટે અને આખરે તેનું વાસ્તવિક જ્ઞાન થવાથી તે સંસારને પોતાને માથેથી ટાળી નાખવાને માટે રચી આપેલાં છે, માટે તે જીવાત્માઓ પ્રભુએ નિર્માણ કરેલી મર્યાદાને–ધર્મમર્યાદાને આશરીને વર્તતા થકા કર્માનુસારે પ્રાપ્ત થયેલા નાના પ્રકારના ઇચ્છિત ભોગને ભોગવેછે. ॥ અને જે કેટલાક રાજસ–તામસ સ્વભાવના છે, તેમાંનો જે જે જીવ એ ઇશ્વરનિર્મિત મર્યાદાનું ઉલ્લંઘન કરીને વર્તેછે, તે તો સર્વ પ્રકારે જન્મ મૃત્યુની પરંપરારૂપ સંસૃતિનેજ પામેછે અને તેમાંય પણ સર્વ ઠેકાણે કેવળ દુઃખનેજ પામે છે. ॥૭૭–૮૨॥

(હવે મુક્તિનું સ્વરૂપ કહે છે–) કેટલાક કેવળ સાત્વિક પ્રકૃતિવાળા મુમુક્ષુજનો જે હોયછે, તે તો મનુષ્યજન્મ પામીને, તે સર્વ શકિતમાન પરમાત્માનીજ ઉપાસના કરીને, તે પરમકૃપાળુ પરમાત્માની પ્રસન્નતાથી પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને, માયાના ત્રણેય ગુણોને ઉલ્લંઘીને, તે ભગવાનના ધામરૂપ અક્ષર–બ્રહ્મની સાથે ઐક્યને–સમાનતાને પામીને, પરમાત્મા પરબ્રહ્મ પુરૂષોત્તમની સાથે પરમસામ્યને પામે છે, એવી રીતે બ્રહ્મરૂપ થયેલા તે મુક્તો અક્ષર–બ્રહ્મધામમાં રહ્યા થકા તે શ્રીકૃષ્ણ વાસુદેવનીજ સર્વ પ્રકારે સેવા કરેછે. આવી રીતે બ્રહ્મરૂપ થઇને પરબ્રહ્મ પુરૂષોત્તમની સેવા કરવી, એજ એકાન્તિકી, અચળ, પરમમુક્તિ જાણવી, આ બાબતમાં પ્રમાણ વાકયો પ્રથમ ઘણાં કહેવાઇ ગયાં છે, જેથી અત્રે તે કહેવામાં નથી આવતાં ॥૮૩–૮૫॥

(મુક્તિસ્વરૂપના નિર્ણયમાં અનેક મતવાદિઓ પોતપોતાની રૂચિ પ્રમાણે માનેછે, જેમકે–શંકરાચાર્ય વિગેરે અદ્વૈતવાદિઓ નિર્વિશેષસ્થિતિ એજ પરમમુક્તિ માનેછે, નૈયાયિકો સર્વદુઃખોચ્છેદરૂપ પાષાણકલ્પસ્થિતિ એજ મુકિત માનેછે, બૌદ્ધો સર્વશૂન્યતા એજ મુકિત માનેછે, સાંખ્યો પ્રકૃતિવિયુક્ત કેવળ આત્મસ્થિતિ એજ મુક્તિ માનેછે, જૈનો સર્વ કર્મનો ઉચ્છેદ–જે કેવળ જ્ઞાનાકારસ્થિતિ એજ મુક્તિ માને છે, ભાસ્કરાચાર્ય–ઉપાધિ સત્ય માનીને પણ આખરે અદ્વૈત–સ્થિતિ એજ મુકિત માને છે, વલ્લભાચાર્ય–બદ્ધદશામાં ભલે ભેદ હોય તો પણ શુદ્ધાવસ્થામાં તો અદ્વૈતજ છે, એ રીતે મુકિત માને છે. આ પ્રમણે મુકિતસ્વરૂપમાં જેમ ભેદ માનવામાં આવે છે, તેમ તત્ત્વનિર્ણયમાં પણ ભેદ હોયજ એ સ્વાભાવિક છે, પરંતુ તેનો અહીંઆં વિચાર કરવા બેસીએ તો ગ્રંથનો ઘણો વિસ્તાર થઇ જાય, માટે તે ન કરતાં અહીંઆં તો માત્ર અદ્વૈતમતનોજ નિરાસ કરવાપૂર્વક વિશિષ્ટાદ્વૈતમતરૂપ સ્વસિદ્ધાન્તનુંજ સમર્થન કરવાની આવશ્યક્તા હોવાને

सन्ति ह्यच्युततां गताः। बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥८८॥ इति श्रीमद्भागवते गीतायां च कथं नु तत्। इदमत्रोच्यते तत्तद्व्याख्यातृभिरुदीरितम् ॥८९॥ समानैश्वर्ययोगस्तु तद्भावोऽत्र विवक्षितः । न तु तस्य स्वरूपैक्यं तद्धि तस्मिन्न सम्भवेत् ॥९०॥ न ह्यन्यस्यान्यतादात्म्यं कदाचिदपि सम्भवेत् । तथा चैक्यं श्रूयमाणं साधर्म्यापत्तिरेव हि । ज्ञातव्या न तु जीवोऽयं परमात्मा कचिद्भवेत् ॥९१॥ एवमुक्ता भगवता वादिनः पुनरूचिरे । हरे ! सन्ति मतान्यत्राऽद्वैतादीनि बहून्यपि । उन्मु-

---

લીધે શ્રીહરિ પોતે પોતાના સિદ્ધાન્તમાં માનેલી મુક્તિજ તનરૂપણ કરે છે, તે મુક્તિ 'निरञ्जनः परमं साम्यमुपैति' ' ब्रह्मविदाप्नोति परम्' 'परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' 'नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्' 'मम साधर्म्यमागताः' 'अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्। यं प्राप्य न निवर्त्तन्ते तद्धाम परमं मम' 'यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम' 'तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम् विष्णोर्धाम' એ વિગેરે શ્રુતિ-સ્મૃતિઓના અનેક પ્રામાણિક વચનોથી પ્રતિપાદન કરેલી છે, તે વાત નવમા ઉલ્લાસમાં પણ કહેવાઇ ગઇછે. વળી શ્રીહરિએ પરમ માન્ય શિક્ષાપત્રીમાં પણ 'तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ અર્ધા શ્લોકથી મુક્તિનું સ્વરૂપ બરાબર પ્રતિપાદન કરેલું છે, એનો વિસ્તાર શિક્ષાપત્રી ભાષ્યમાંથી જાણી લેવો. )

(શ્રીહરિએ પ્રતિપાદન કરેલું મુક્તિનું સ્વરૂપ સાભળીને હવે વાદિપંડિતો તેમા શંકા કરે છે-હે શ્રીહરે ! શાસ્ત્રમાં તો મુક્તિદશામાં પ્રાણીઓને શ્રીકૃષ્ણ-પરમાત્માની સાથે એકત્વ પ્રાપ્ત થાય છે, એમ પણ કહેલું છે,-જ્યારે માણસ મનમાં રહેલા સર્વ કામોને -વિકારોને છોડી દેછે, ત્યારેજ હે પુંડરીકાક્ષ ! ભગવત્પણાને માટે કલ્પાય છે, એટલે કે-ભગવાનપણાને પામી જાય છે, અને તે પ્રમાણે દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસીઓ, પક્ષીઓ, મૃગ વિગેરે પશુઓ અને બીજાય પણ ઘણા પાપી જીવો, અચ્યુતપણાને પામી ગયા છે, જ્ઞાનરૂપ તપથી પવિત્ર બનેલા ઘણાક મારા ભાવને પામ્યા છે, આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં તેમજ ગીતામાં પણ કહેલું છે, તો તે કેમ સમઝવું ?

ત્યારે શ્રીહરિ કહે છે-એનો અર્થ તો ગીતા-ભાગવતનાં વ્યાખ્યાન કરનારાઓએજ નિશ્ચયપૂર્વક કહેલો છે, કે-ભગવાનની સાથે તદ્ભાવાપત્તિ જે કહેલી છે, તે તો તે પરમાત્માને તુલ્ય ઐશ્વર્યયોગજ કહેવામાં આવ્યોછે, પરંતુ નહિ કે તે જીવાત્માનું સ્વરૂપજ બ્રહ્મના સ્વરૂપ સાથે એક થઇ જાયછે, કેમકે-તે તો તેમાં સંભવતુંજ નથી, કારણ કે-અન્યવસ્તુનું અન્ય વસ્તુની સાથે તાદાત્મ્ય-એકભાવાપત્તિ, ક્યારેય-કોઇ પણ અવસ્થામાં સંભવેજ નહિ, માટે શાસ્ત્રમાં જે એકત્વ સાંભળવામાં આવેછે, તે પરમાત્માની સાથે સાધર્મ્યાપત્તિજ-સમાન ઐશ્વર્યપ્રાપ્તિજ જાણવી પરંતુ આ જીવાત્મા ક્યારેય પરમાત્મા તો થાયજ નહિ. ( આ વાત અનેક વાર કહેવામા આવીછે, માટે સમગ્ર શ્રુતિ-સ્મૃતિ-ન્યાયસમ્મત એજ સિદ્ધાન્ત છે એમ જાણવું )૮૬-૯૧॥

लितं त्वयाऽद्वैतं शेषे किं ते मतं वद ॥९२॥ विद्वद्भिरित्थं सम्पृष्टः श्रीहरिस्तानुवाच ह। मतं विशिष्टाद्वैतं मे तत्संक्षिप्य निरूप्यते॥९३॥ समस्तचिदचिज्जातं शरीरं ब्रह्मणो यतः। विशेषणं ततस्तस्य सर्वमेव शरीरिणः ॥९४॥ विशेषणं भवत्येव शरीरं हि शरीरिणः। तत्त्वमेकं चिदचिद्विशिष्टं ब्रह्म वर्तते॥९५॥अद्वितीयं तद्विशिष्टं विशिष्टाद्वैतमुच्यते। धर्म्यन्तरे सति भवेद्द्वैतं तत्तु न विद्यते॥९६॥नैकमप्यगुणीभूतं ब्रह्मणो वस्तु वर्त्तते। गुणबाहुल्यमात्रेण नाद्वैते क्षतिरस्ति नः ॥९७॥ ब्रह्मैव सूक्ष्मचिदचिद्विशिष्टं स्वेच्छया स्वयम्।

---

(આ પ્રમાણે શ્રીહરિએ કહેલા તે વાદિપંડિતો ફરીને શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા–) હે શ્રીહરે! આ લોકમાં અદ્વૈત વિગેરે ઘણા મતો પ્રસિદ્ધ છે, તેમાં તમારો મત શો છે? કેમકે–અદ્વૈત મત તો તમોએ મૂળમાંથીજ ઉખેડી નાખ્યો, તો હવે બાકીના મતોમાં તમારો શો મત–અભિપ્રાય છે, તે કહો ? આ પ્રમાણે વિદ્વાનોએ પૂછેલા શ્રીહરિ તે પંડિતોને કહેવા લાગ્યા–હે પંડિતો ! અમારો મત '**विशिष्टाद्वैत**' છે, તે મત તમારી આગળ અમો સંક્ષેપથી નિરૂપણ કરીએ છીએ– ॥ ૯૨—૯૩ ॥

સમસ્ત–ચેતન–અચેતન વસ્તુમાત્ર બ્રહ્મનું શરીર છે, માટે તે–જડચિદાત્મક સઘળું જગત્, સકળ વિશ્વના શરીરી એવા તે પરમાત્માનું વિશેષણ છે, કેમકે–પ્રાણીમાત્રનું શરીર, તે તે પ્રાણીનું વિશેષણજ કહેવાયછે, માટે–ચિત્–અચિત્, એ બંનેથી વિશિષ્ટ એવું બ્રહ્મ એકજ તત્ત્વ છે, (એટલેકે–એ બ્રહ્મ સિવાય એનાથી પર અથવા એને સજાતીય કોઇપણ બીજું તત્ત્વજ નથી, માટે એકજ વિશિષ્ટ તત્ત્વ હોવાથી, વિશિષ્ટ બ્રહ્મનુ અદ્વૈત–એકત્વ સિદ્ધ થયું, માટે શ્રુતિઓમા જે અદ્વૈત કહેવામા આવ્યું છે, તે વિશિષ્ટ બ્રહ્મનુજ છે, માટે '**विशिष्टाद्वैत**' એજ વેદાન્તપ્રતિપાદ્ય તત્ત્વ છે ) ॥૯૪—૯૫॥

આ પ્રમાણે તે વિશિષ્ટ બ્રહ્મ અદ્વિતીય છે–તેનાથી પર કે સજાતીય, બીજું કોઇ નથી માટે '**विशिष्टाद्वैत**' એ પ્રમાણે કહેવાય છે. બીજો કોઇ ધર્મી–સ્વતંત્ર પદાર્થ, હોય તો જ દ્વૈત કહેવાય, તે તો છે જ નહિ, કેમકે–બ્રહ્મના ગુણભૂત ન હોય એવું એક પણ વસ્તુ જ નથી ( સર્વ વસ્તુ બ્રહ્મના ગુણરૂપેજ છે ) અને ગુણોનું બહુપણું હોવામાત્રથી અમારા વિશિષ્ટ—અદ્વૈતમાં કોઇ પણ પ્રકારની ખામી આવતીજ નથી.

(તાત્પર્ય એ છે કે–જગતમાં જણાતી કોઇ પણ વસ્તુ–જડ કે ચેતન, એ બ્રહ્મના વિશેષણ તરીકે ન હોય એવી નથી, સર્વ વસ્તુ બ્રહ્મનુંજ વિશેષણ છે, અને વિશેષણો ઘણાં હોય તો પણ તે અનેક વિશેષણોને લીધે વિશેષ્ય પદાર્થ અનેક નથી કહેવાતા, તે તો એકજ હોય છે, તેજ પ્રમાણે ચિત્–અચિત્, એ બને વિશેષણોથી વિશિષ્ટ બ્રહ્મ એકજ છે, માટે વિશિષ્ટ બ્રહ્મનું એકત્વ હોવાથી '**विशिष्टाद्वैत**' એમ કહેવું તેજ યોગ્યછે, અને વિશિષ્ટ બ્રહ્મનું એકત્વ હોવાથીજ '**नेह नानाऽस्ति किञ्चन**' એ વિગેરે શ્રુતિવિહિત નાનાત્વનિષેધવાદ પણ સુસંગત થઈ જાય છે, માટે અમારા માનવા પ્રમાણેના શ્રુતિસમ્મત વિશિષ્ટ—અદ્વૈતમાં કોઇ ખામીજ નથી ) ॥૯૬–૯૭॥

( બીજે પ્રકારે પણ **विशिष्टाद्वैत** એ શબ્દનો અર્થ નિરૂપણ કરાય છે—પરબ્રહ્મ પોતેજ કાર્યાવસ્થા અને કારણાવસ્થા, એ બન્નેય રૂપે થાયછે, એ બને અવસ્થાઓ પોતાના શરીરભૂત ચેતન–અચેતનમાં સ્થૂળભાવ અને સૂક્ષ્મભાવના યોગથી થાય છે, એટલે કે—નામરૂપના વિભાગવાળી અવસ્થા તે કાર્યાવસ્થા અને નામરૂપથી રહિતપણારૂપ અવસ્થા તે કારણાવસ્થા છે. તેમાં

भवति स्थूलचिदचिद्विशिष्टं नामरूपभाक् ॥९८॥ तथा च सूक्ष्मचिदचिद्विशिष्टं ब्रह्म कारणम्। तदेव स्थूलचिदचिद्विशिष्टं कार्यमुच्यते। तयोर्विशिष्टयोरैक्याद्विशिष्टाद्वैतमुच्यते ॥९९॥ श्रुतिस्मृतिन्याययुक्तमिदं भगवतो वचः। श्रुत्वा ते वादिनः सर्वे विस्मयं लेभिरे परम् ॥१००॥ श्रुतिस्मृतिन्यायपुराणवाक्यैर्दृढप्रमाणैः स्वमतं निरस्तम्। निश्चित्य ते तं प्रति किञ्चनापि वक्तुं न शक्ता विबुधा बभूवुः ॥१०१॥ अधीतनानाविधशास्त्रवृन्दैर्विद्वज्जनैरप्यजितानपि स्वान्। कनीयसा तेन जितानवेत्य तं मेनिरे ते हृदि केशवांशम् ॥१०२॥ प्रीत्या प्रणम्याथ तमाहुरेते साक्षात्त्वमीशोऽसि न संशयोऽत्र। वेदान्तसिद्धान्त इह त्वदुक्तः श्रेयस्करो ह्यस्ति न चास्मदुक्तः ॥१०३॥ उक्त्वेति तं

---

નામરૂપવિભાગશૂન્ય એવા સૂક્ષ્મ ચિત્-અચિત્‌થી વિશિષ્ટ બ્રહ્મજ પોતે પોતાની ઇચ્છાથી પ્રાણીઓ ઉપર કૃપાને લીધે નામરૂપવિભાગવાળી સ્થૂળ અવસ્થા પામેલા ચિત્-અચિત્‌થી વિશિષ્ટ થાય છે, એટલે કે—સૂક્ષ્મ—સ્થૂળ અવસ્થાઓ તો ચિત્—અચિત્‌માંજ આવે છે, પરંતુ—એ બને બ્રહ્મનાં શરીર હોવાથી અપૃથક્‌સિદ્ધવિશેષણરૂપ છે, માટે શરીરભૂત ચિત્—અચિત્‌માં આવતી અવસ્થાઓ તેના શરીરી બ્રહ્મમાંજ કહેવાય, માટે સૂક્ષ્મદશાપન્ન ચિત્-અચિત્‌થી વિશિષ્ટ બ્રહ્મ તે કારણ બ્રહ્મ છે. અને સ્થૂળદશાપન્ન ચિત્--અચિત્‌થી વિશિષ્ટ બ્રહ્મ તે કાર્ય—બ્રહ્મ છે, માટે કારણ-કાર્યરૂપ વિશિષ્ટ બ્રહ્મનું અદ્વૈત-એકત્વ, એજ **'विशिष्टाद्वैत'** એમ કહેવાય છે. અને આમ કહેવાથી કાર્ય-કારણના અનન્યપણાને લીધે એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થઇ જવાનું જે પ્રતિજ્ઞાવચન શ્રુતિમાં કર્યું છે તે પણ બરોબર ઘટે છે. આમાં ભાવાર્થ સાથે શ્લોકાર્થ પણ આવી જાય છે, **'विशिष्टाद्वैत'** એ શબ્દનો સમાસ આ પ્રમાણે છે-**द्वयोर्भावो द्विता, द्विता एव द्वैतम्, न द्वैतम् अद्वैतम्, विशिष्टस्य अद्वैतम् विशिष्टाद्वैतम्।** અથવા-**विशिष्टं च विशिष्टं च विशिष्टे, विशिष्टयोः द्वैतम् विशिष्टाद्वैतम्।** એનો અર્થ ઉપરના વિવેચનથી સમજાશે ) ॥૯૮—૯૯॥

(હવે ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહે છે-) આ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિ—અને ન્યાય-યુકિત-વિચાર, તેણે યુકત એવું શ્રીહરિનું વચન સાંભળીને તે સર્વે વાદિપંડિતો પરમ વિસ્મય પામી ગયા. ( અહો આપણે પ્રથમ કોઇ વખત નહિ સાંભળેલો એવો શ્રુતિ—સ્મૃતિ—ન્યાયવાળો અપૂર્વ સિદ્ધાન્ત આ શ્રીહરિ બાળક છે, તો પણ એમણે પ્રતિપાદન કરી બતાવ્યો એમ પરમ આશ્ચર્ય પામી ગયા ) ॥૧૦૦॥

આ પ્રમાણે શ્રુતિ—સ્મૃતિ—ન્યાય અને પુરાણવચનો, તે રૂપ દૃઢ પ્રમાણોથી શ્રીહરિએ પોતાનો અદ્વૈતમત નિરસ્ત કરી નાખ્યો એમ નિશ્ચય કરીને તે વાદિપંડિતો તે શ્રીહરિના પ્રત્યે કંઇ પણ બોલવાને સમર્થ ન થયા ॥૧૦૧॥ અને નાના પ્રકારનાં અનેક શાસ્ત્રો ભણેલા એવા વિદ્વાન્ જનોએ પણ ન જીતી શકાય એવા પોતાને તે નાની અવસ્થાવાળા બાળસ્વરૂપ શ્રીહરિએ જીતી લીધા એમ જાણીને તે કાશીપુરીના વાદિવિદ્વાનો પોતાના અંતરમાં ' આ કોઇ ઇશ્વરાવતાર છે ' એમજ માનવા લાગ્યા. ॥૧૦૨॥ તે પછી એ પંડિતો તે શ્રીહરિને પ્રેમપૂર્વક પ્રણામ કરીને કહેવા લાગ્યા—તમે તો સાક્ષાત્ ઇશ્વર છો એમાં અમને કોઇ પ્રકારનો સંશય નથી, તેમજ આ આપણા પરસ્પરના સંવાદમાં તમોએ કહેલો એજ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તજ શ્રેયસ્કર છે, પરંતુ અમોએ કહેલો સિદ્ધાન્ત શ્રેયસ્કર નથી. ॥૧૦૩॥ આ પ્રમાણે કહીને તે પંડિતો

सद्गुणभूषणाङ्गं विलोकितानन्यमहाप्रतापम् । श्रीस्वामिनारायणमीश्वरेशं मुदाऽस्तुवंस्ते विनयावनम्राः ॥१०४॥ अगणितजीवसुक्तिविधये धृतमर्त्यतनुं परतरमक्षरादपि पराद्वरभूतिनिधिम् । वृषकुलभूषणं विशदबोधसुधाजलधिं शरणमजामहे हरिमनन्त! भवन्तमजम् ॥१०५॥ बहुविधदिव्यसिद्धिभिरतर्क्यमहाविभवैर्निगमगणैश्च दिव्यतनुभीरुचिरैः सततम् । अपचितपादपद्मयुगलं रमणीयतमं शरणमजामहे—॥१०६॥ द्युतिमयदिव्यमूर्तिवृषभक्तिरमाप्रमुखैर्विविधवरोपचारनिकरैरतिभक्तितया । परनिजपार्षदैश्च कृतपूजनमेव नुतं शरण—॥१०७॥ परमनिजौजसा परिभवन्तमशेषगुरुं जगति विवादिनो निगमशास्त्रविदोऽपि गुरून् । पुरुपरिपोषयन्तमिह धर्ममुदारसुखं शरणमजा—॥१०८॥ तव दुरतिक्रमप्रकृतिसंवृतमूढधियो बहुविधशास्त्रवेदनमहास्मयदुष्टहृदः । दुरधिगमं विबोध्य निजरूपमनन्यसमं परतरनिर्वृतिं हि गमिता भवताद्य वयम् ॥१०९॥ त्वदीयमाहात्म्यमनन्यतुल्यमबुध्य चास्माभिरुदारकीर्ते! । वक्रोक्तियुक्तं वचनं

સકળ સદ્ગુણોરૂપ ભૂષણોથી ભૂષિત અંગ જેમનું છે, અનન્યતુલ્ય મહાપ્રતાપ જેમનો પ્રત્યક્ષ જોવામાં આવ્યો છે, એવા સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર તે શ્રી સ્વામિનારાયણ ભગવાનની વિનયથી નમ્ર થઇને આનંદપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા. ॥૧૦૪॥ સ્વરૂપ—સ્વભાવ—વિભૂતિ અને અવતારોથી પણ અનન્ત એવા હે હરે! અગણિત જીવોની મુક્તિ કરવા માટેજ ધારણ કરીછે મનુષ્યાકૃતિ જેમણે અને સર્વથી પર એવા અક્ષરથી પણ પર—ધારક—નિયામકપણે રહેલા, અનેક શ્રેષ્ઠ વિભૂતિઓના નિધિરૂપ, આ લોકમાં ધર્મકુળના ભૂષણરૂપ—મુકુટમણિ, નિર્મળ જ્ઞાનસુધાના મહોદધિરૂપ, એવા અને સદાય અજન્મા એવા તમારે શરણે અમો આવ્યા છીએ ॥૧૦૫॥ કોઇના તર્કમાં પણ ન આવે એવા મહાવૈભવશાળી અતિ સમર્થ બહુ પ્રકારની દિવ્ય સિદ્ધિઓ, તેમજ દિવ્ય આકાર સંપન્ન અતિ રૂચિર નિગમગણો, નિરંતર આપના બંને ચરણકમળની પૂજા કરે છે, એવા અતિ રમણીયાકાર પ્રભુ તમારે શરણે અમે આવ્યા છીએ. ॥૧૦૬॥ હે ભગવન્! અતિતેજોમય દિવ્યમૂર્તિ એવા ધર્મ—ભક્તિ અને રમા વિગેરે ભક્તજનો, તેમજ તમારા શ્રેષ્ઠ પાર્ષદો, નાના પ્રકારના ચંદન—પુષ્પાદિક શ્રેષ્ઠ ઉપચારોના સમૂહોથી અતિભક્તિપૂર્વક તમારી નિરંતર પૂજા કરેછે અને તમનેજ નમસ્કાર કરેછે, એવા હે સમર્થ પ્રભુ! તમારે શરણે અમે આવ્યા છીએ, ॥૧૦૭॥ જગત્માં આચાર્ય તરીકે પ્રસિદ્ધ થયેલા, વેદ—શાસ્ત્રને જાણનારા, તેમજ અનેક પ્રકારના વાદ—વિવાદ કરનારા, એવા અનેક ગુરૂઓને પોતાના અપાર સામર્થ્યથીજ પરાભવ પમાડનારા, એવા સર્વગુરૂના પણ ગુરૂરૂપ, આ લોકમાં એકાંતિક ધર્મનું પુરેપુરૂ પોષણ—સ્થાપન—રક્ષણ વિગેરે કરનારા અને મહા ઉદાર સુખમય મૂર્તિ જેની છે, એવા તમારે શરણે અમે આવ્યા છીએ ॥૧૦૮॥ હે મહારાજ! કોઇથી ન તરી શકાય એવી તમારી શક્તિરૂપ માયાથી આવરણ પામેલા મૂઢબુદ્ધિવાળા અમે બહુ પ્રકારનાં શાસ્ત્ર જાણવાથી મહાગર્વને લીધે દુષ્ટ હૃદયવાળા દુર્મદાન્ધ બની ગયેલા હતા, તે આજે તમોએ બ્રહ્માદિક દેવોને પણ સમજવામાં ન આવે એવું તમારૂં અન-

यदुक्तं क्षन्तव्यमेवानुचित्तं त्वया तत् ॥११०॥ भानोर्हि खद्योतगणा इवाग्रे यथा समुद्रस्य पुरश्च कूपाः । विहङ्गराजो मशका इवाग्रे तथा त्वदग्रे वयमीश्वरेश ! ॥१११॥ एवंविधांस्त्वां शरणं प्रपन्नान् व्यपेतविद्यादिमदान्विनम्रान् । त्वदीयबोधामृतपानशान्तान् पाहि त्वमस्मान् भवदीयदासान् ॥११२॥ स्तुत्वेति तं ते निखिलेश्वरेशं मुहुः प्रणेमुः प्रणयार्द्रचित्ताः । प्रशंसितास्ते हरिणा सपित्रा मुदं परामापुरतिप्रहृष्टाः ॥११३॥

---

न्यतुल्य પર–દિવ્યરૂપ ઓળખાવીને અમને પરમ આનંદ પમાડયો છે, ( એવા પરમ કૃપાળુ તમારા સિવાય બીજા કોણ હોય ? માટે તમોએ અમારી ઉપર બહુજ મોટો ઉપકાર કર્યો છે. એ ઉપકારનો બદલો જન્મસહસ્રથી પણ અમારાથી આપી શકાય તેમ નથી, માટે અમો આપની વારંવાર સ્તુતિ કરીએ છીએ. ) ॥૧૦૯॥ ઉદાર કીર્તિવાળા હે પ્રભુ ! તમારો અસાધારણ–સર્વોપરિ મહિમા નહિ જાણવાથી અમોએ આપને વિષે મનુષ્યભાવ માનીને પંડિતાઇના અભિમાનથી જે કંઇ વક્રોક્તિવાળાં દુર્વચનો કહેલાં હોય તે અમારૂં અનુચિત કર્મ તમોએ ક્ષમા કરવું. (કેમકે–આપતો ઉદારકીર્તિવાળા છો માટે અપરાધ કરનારાઓના ઉપર પણ દયા કરવાથીજ આપની કીર્તિ અધિક ઉદારતાવાળી પ્રસિદ્ધ થશે, માટે તમારે શરણે આવેલા અમારા જેવા અપરાધી જનોને વિષે તો તમારે દયા કરવી એજ યોગ્ય ગણાય) ॥૧૧૦॥ બ્રહ્માદિક ઇશ્વરોના પણ ઇશ્વર એવા હે પ્રભુ ! પાંડિત્યના અભિમાનથી અંધ બનેલા અમો તમારી આગળ પાંડિત્યનો પ્રકાશ કરવા આવ્યા તે તો-જેમ સૂર્યની પાસે ખદ્યોતગણ પ્રકાશ કરે, જેમ મહાસમુદ્રની પાસે અલ્પજળવાળા કુવાઓ જળાશયપણું બતાવવા આવે, વિહંગરાજ–ગરૂડની આગળ જેમ મચ્છરીઆં ઉડીને પોતાનું બળ બતાવે, એવી રીતનું હસવા જેવું અને અપરાધ કરવા જેવું છે, માટે આપે ક્ષમા કરવી એજ ઘટિત છે, ॥૧૧૧॥ આમ અજાણે અપરાધ કરનારા પરંતુ તમારો મહિમા જાણવાથી તમારે શરણે આવેલા, વિદ્યા આદિકનો મદ ટળી જવાથી વિશેષપણે નમ્ર બનેલા, તમારા સ્વરૂપ સંબંધી જ્ઞાનામૃતનું પાન કરવાથી શાન્ત બનેલા, એવા અમે તમારા દાસ બનેલા છીએ માટે અમારી તમે રક્ષા કરો. ॥૧૧૨॥

ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહે છે—આ પ્રમાણે તે પંડિતો સ્તુતિ કરીને સ્નેહથી ગદ્દગદ્ થઇને કોમળ ચિત્તવાળા થવાથી 'तमीश्वराणां परमं महेश्वरम् तं देवतानां परमं च दैवतम्' એવા સકળ ઇશ્વરોના પણ ઇશ્વર તે શ્રીહરિને વારંવાર નમસ્કાર કરવા લાગ્યા, તે પછી પિતા ધર્મદેવે સહિત તે શ્રીહરિએ પ્રશંસા કરેલા તે પંડિતો અતિ હર્ષ પામવા પૂર્વક પરમ આનંદ પામ્યા. ( એટલે કે–આપણે શ્રીહરિને જીતવાની ઇચ્છાથી આવ્યા હતા, તો પણ આપણો એ અપરાધ નહિ ગણીને આપણાં વખાણ કરે છે, અહો એ ભગવાનની કેવી પરમ કરૂણા કહેવાય ? એમ એક રીતે આનંદ પામ્યા, વળી અત્યાર સુધી આપણને વિપરીત જ્ઞાન હતું તે નાશ પામ્યું અને જીવ–બ્રહ્મસ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન થયું. અને વળી તેની સાથે જે પરાત્પર પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન છે તેજ આ પ્રત્યક્ષ શ્રીહરિ આપણને પ્રાપ્ત થયા એ મહાન્ લાભ થયો, એમ બીજી રીતે પરમ આનંદ પામ્યા, એમ હર્ષપ્રાપ્તિમાં બે પ્રકાર છે. ) ॥૧૧૩॥

कृपा विधेयेति पुनः प्रणम्य सम्मानितास्तेन सह स्वपित्रा । ते ब्राह्मणाः स्वानि निकेतनानि जग्मुः स्तुवन्तस्तमदम्भमेव ॥११४॥ स तज्जयोत्सेकविहीन एव भक्त्युज्झितज्ञानविहापनश्रीः । यथा पुराऽवर्त्तत तातपार्श्वे यथोचितं तीर्थविधिं च चक्रे ॥११५॥ अतिमहृष्टोऽथ च देवशर्मा सम्यग्विधायैव च तीर्थयात्राम् । सह स्वकीयैः पुनराजगाम साकेतमात्मीयपुरं स्वयानैः ॥११६॥ सम्मानितः पौरजनैः स तत्र पुनर्विधायोचितमङ्गलानि । उवास तत्रैव सहात्मजाद्यैरानन्दयन् स्वाश्रितमर्त्यसङ्घान् ॥११७॥

द्वैताद्वैतश्रुतीनामपि गुणवचसां तन्निषेधश्रुतीना-
मन्योन्यं बाधशून्यं विषयविभजनादाशयं न्याययुक्तम् ।
योऽसौ सम्यङ् निरूप्य प्रतिकथकमृषावादमुन्मूल्य चक्रे
जीवब्रह्मादिभेदश्रुतिमहतगतिं सोऽस्तु धार्मिर्गतिर्नः ॥११८॥

---

હે શ્રીહરિ ! અમારી ઉપર કૃપા કરજો ? એમ કહીને ફરીને નમસ્કાર કરીને, તે શ્રીહરિએ સહિત પિતા ધર્મદેવે સન્માન કરેલા તે વિદ્વાન બ્રાહ્મણો નિષ્કપટ ભાવથીજ શ્રીહરિનાં વાસ્તવિક વખાણ કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. ॥ ૧૧૪ ॥ તે પછી ભગવાન શ્રીહરિ તે પંડિતોને જીતવાથી કોઇ પ્રકારે ગર્વ નહિ પામતા અને ભક્તિ સિવાયના ' अहं ब्रह्मास्मि ' એવા કેવળ શુષ્કજ્ઞાનનું ખંડન કરવાથી પ્રાપ્ત થઇછે વિજયશોભા જેમને આવા થકાજ પોતાના પિતા ધર્મદેવની પાસે પ્રથમની પેઠેજ બાળભાવથી વર્તવા લાગ્યા. પછી વિધિપુરઃસર તીર્થવિધિ કર્યો. ॥ ૧૧૫ ॥ ત્યાર પછી ધર્મદેવ પોતાના પુત્ર શ્રીહરિએ કરેલા પંડિતોના વિજયને જોઇને અતિ હર્ષ પામ્યા થકા તીર્થયાત્રા યથાવિધિ કરીને, પોતાના સ્વજનોએ સહિત પોતાનાં રથ વિગેરે વાહનોમાં બેસીને પાછા પોતાના અયોધ્યાપુર પ્રત્યે આવ્યા. ॥૧૧૬॥ તે અયોધ્યાપુરીમાં પુરજનોએ સન્માન કરેલા તે ધર્મદેવ, ફરીને–તીર્થયાત્રાને અંતે કરવા યોગ્ય મંગળક્રિયાઓ કરીને, પોતાના આશ્રિત જનોને તત્ત્વોપદેશાદિકથી આનંદ આપતા થકા પોતાના પુત્ર રામપ્રતાપાદિકે સહિત તે અયોધ્યાપુરીમાંજ સુખેથી નિવાસ કરીને રહ્યા. ॥૧૧૭॥ જીવ–બ્રહ્મના ભેદ–અભેદને કહેનારી શ્રુતિઓનો, તેમજ બ્રહ્મસ્વરૂપમાં કલ્યાણગુણોનું વિધાન કરનારી શ્રુતિઓનો, તથા ગુણનિષેધક શ્રુતિઓનો, પરસ્પર બાધ ન આવે એમ વિષયવિભાગ કરવાથી ન્યાયયુક્ત અભિપ્રાયને સમ્યક્ રીતે નિરૂપણ કરીને, જે શ્રીહરિએ સામા વાદ કરનારા શાંકરમતાનુયાયી–મિથ્યાવાદિઓના જગન્મિથ્યાત્વવાદને મૂળમાંથીજ ઉખેડી નાખીને, જીવ–બ્રહ્મ વિગેરેના ભેદને પ્રતિપાદન કરનારી શ્રુતિઓનો પરસ્પર બાધ સિવાય એક સરખી રીતેજ માર્ગ–સિદ્ધાન્ત નક્કી કર્યો હતો, એવા તે ધર્મનંદન શ્રીહરિ–કૃષ્ણ ભગવાન અમારા ગતિરૂપ–પ્રાપ્યસ્વરૂપ થાઓ. ॥૧૧૮॥

( ઉલ્લાસને અંતે ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ પ્રાર્થના કરેછે— )

'वेदान्तकृद्वेदविदेव चाहम्' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'सर्वे वेदा यत्पदमामनन्ति' એ વિગેરે શ્રુતિ–સ્મૃતિઓમાં કહેવા પ્રમાણે સર્વવેદો જે સ્વરૂપને વિચારેછે, અને વેદા-

ब्रह्मजीवगतसंशयजालं छेदयन्निगमहार्दविदग्र्यः
तद्भिदां समवदत् परमार्थां तोषमेतु मयि कृष्ण उदारः ॥११९॥
काशिकापुरपराजितवादिवृन्दवन्दितपदाम्बुज एषः।
वेदहार्दविशदीकरणश्रीः प्रीतिमेतु परमां मयि कृष्णः ॥१२०॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-
सकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीवाराणसी-
नगरे जीवस्वरूपनिर्णयपूर्वकं जीवात्मपरमात्मनोः सेव्यसेवकभाव-
निरूपणपूर्वकं स्वसिद्धान्तस्थापनं नाम दशम उल्लासः॥१०॥

---

ન્તને રચનારા તેમજ વેદાભિપ્રાયને જાણનાર એ પોતેજ છે, માટે-વેદહાર્દને જાણ-નારાઓમાં સર્વશ્રેષ્ઠ એવા જે શ્રીહરિ, બ્રહ્મ અને જીવસ્વરૂપના નિર્ણયમાં વાદિપં-ડિતોએ કરેલા અનેક સંશયોને છેદન કરતા થકા, જીવ-બ્રહ્મનો ભેદ વાસ્તવિક-પર-માર્થજ છે, એમ કાશીપુરીમા વિદ્વજ્જનોની સભામાં જેમણે સિદ્ધ કર્યો હતો, એવા અતિ ઉદારમૂર્તિ તે મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન્ મારે વિષે પ્રસન્નતા પામો. ॥૧૧૯॥ કાશીપુરીના પરાજય પમાડેલા અદ્વૈતવાદિવિદ્વાનોના સમૂહોએ જેમના ચરણકમલની વંદના કરી હતી, વેદ-વેદાન્તનો રહસ્યાર્થ યથાર્થપણે પ્રકાશ કરવાથી જેમને વિજયની શોભા પ્રાપ્ત થઇ હતી, એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિ-કૃષ્ણ ભગવાન મારે વિષે પરમ પ્રસન્નતા પામો ॥૧૨૦॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયાચાર્યપ્રવર—શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયના સકળ રહસ્યને જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં કાશીપુરીમાં જીવસ્વરૂપના નિર્ણયપૂર્વક જીવાત્મા પરમાત્માનો સેવ્ય-સેવકભાવ નિરૂપણ કર્યો, તથા સ્વસિદ્ધાન્ત સ્થાપન કર્યો, એ નામે દશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો ॥૧૦॥



# उल्लासार्थसङ्ग्रहः

पित्रोः सेवैव धर्मः पर इति भुवने ख्यापयन् यः स्वगेहे
निःसङ्गोऽप्यास पित्रोः परिचरणरतो बालवर्णीन्द्रवेषः ।
काले वै पितरौ तौ स्फुटमवगमयन्नात्मदिव्यस्वरूपं
स्वं धाम प्रापयित्वा सपदि निरगमत् सद्मनस्त्यक्तबन्धुः ॥११-(१)

सोऽयं परात्परतरः परानन्दमयः पुमान्
श्रेयसे भूयसे नित्यमस्तु नो धर्मनन्दनः ॥११॥(२)

બાળ—વર્ણીન્દ્રવેષ એવા જે શ્રીહરિ ‘માતા–પિતાની સેવા એજ મોટો ધર્મ છે,’ એમ આ લોકમાં પ્રસિદ્ધ કરતા થકા, પોતે સર્વથા નિઃસંગ ’ હોવા છતાં પણ પોતાનાં માતા–પિતા ભક્તિ—ધર્મની સેવા કરવામાં પ્રીતિએ યુક્ત થકા પોતાના ઘરમાં નિવાસ કરી રહ્યા હતા. અને દેહાવસાન કાળ પ્રાપ્ત થયે તે માતા–પિતા ભક્તિ–ધર્મને પોતાના દિવ્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને, પોતાના દિવ્ય બ્રહ્મપુર ધામને પમાડીને– પમાડયા પછી, સ્વજનોનો ત્યાગ કરીને તુરતજ ઘેરથી ચાલી નીકળ્યા હતા. એવા તે પરાત્પર, પરમ આનન્દમયમૂર્તિ, પરમાત્મા, પરમપુરૂષ, ધર્મનન્દન, શ્રીહરિ ભગવાન નિરંતર અમારા પરમ કલ્યાણને માટે થાઓ. ॥૧૧-૧-૨॥

---

## एकादश उल्लासः

अथ प्रेमवती माताऽष्टम्यामूर्जसिते तिथौ । ज्वरिताऽभूच्च तत्सेवां त्रयः पुत्रा अकुर्वत ॥१॥ तथापि च विशेषेण हरिस्तत्सेवने रतः । तस्या एवान्तिके तस्थौ तत्स्नेहाधिक्यतः स्वयम् ॥२॥ सङ्गं सर्वत उत्सृज्य चिन्तयन्ती तमेव सा । नवम्यां निशि तज्ज्ञानं प्राप प्राग्वत्तदिच्छया ॥३॥ ततः प्रणम्य तं प्रेम्णा परब्रह्म नराकृति । प्रार्थयामास विनयात्स्वाज्ञानस्य निवृत्तये ॥४॥ ततः प्रसन्नः स्वप्रीत्या मूलाज्ञाननिवर्तिनीम् । धर्मज्ञानविरागाढ्यां स्वभक्तिं समुपादिशत् ॥५॥ विनष्टसंशयाऽज्ञाना साथ तं सर्वकारणम् । जानत्येकमनास्तस्मिन् जहौ देहं परेऽहनि ॥६॥ सम्प्राप्य दिव्यदेहं सा जनाऽदृश्या तदन्तिके । सर्वदैवावसत्प्रीता प्रभोस्तस्यैव हीच्छया ॥७॥ धर्मो ज्येष्ठसुतेनैव यथाविध्यौर्ध्वदैहिकम् । तस्या विधापयामास निजवित्तानुसारतः ॥८॥ सप्तमे मासिके तस्याः श्राद्धे ब्राह्मणभोजनम् । विधाप्य निशि सुप्तोऽसौ सहसा ज्वरितोऽभवत् ॥९॥ हरिः सेवारतोऽन्येद्युः पादसंवाहनं पितुः । कुर्वन्निशि जजागार निर्जलैकादशीमिती ॥१०॥ ज्वरखेदतया निद्रां धर्मोऽप्यनाप्नुवन् सुखम् । शिश्ये प्रेम्णा मुहुः पश्यन्निदद्रुर्बान्धवाः परे ॥११॥ समाधिं प्राप तं पश्यन् सहसाऽसौ तदिच्छया । तमेव साक्षाच्छ्रीकृष्णं तत्र तेजःस्थमैक्षत ॥१२॥ व्युत्थितोऽथ तमेवासौ स्वान्तिके प्रसन्ना-

रिणम् । वीक्ष्य प्रणम्य तत्तत्त्वं जानंस्तुष्टाव चाञ्जसा ॥१३॥ तस्मै प्रीतोऽवदत्कृष्णो

## ઉલ્લાસ ૧૧ મો.

તે પછી પ્રેમવતી માતા, કાર્તિકશુદી આઠમને દિવસે જ્વરાવિષ્ટ થયાં, અને તેમની સેવા રામપ્રતાપાદિક ત્રણેય પુત્રો કરવા લાગ્યા. ॥ ૧ ॥ તેમાંય પણ શ્રીહરિ તો પોતે માતા ઉપર સ્નેહનું અધિકપણું હોવાથી તેમની સેવામાં પ્રતિવાળા એવા સતા વિશેષપણે કરીને તેમની પાસેજ રહેતા હતા. ॥ ૨ ॥ તે ભકિતદેવી પછી સર્વપદાર્થમાંથી સંગનો ત્યાગ કરીને, તે શ્રીહરિનેજ સંભારતાં સંભારતાં નવમીની રાત્રિએ તે શ્રીહરિની ઇચ્છાથી શ્રીહરિના સ્વરૂપનું જ્ઞાન પ્રથમના જેવુંજ પામ્યાં. ॥ ૩ ॥ અને તે પછી નરાકૃતિ એવા સાક્ષાત્ પરબ્રહ્મ તે પુત્રરૂપ શ્રીહરિને પ્રેમથી નમસ્કાર કરીને, પોતાનું અજ્ઞાન નિવૃત્તિ પમાડવાને માટે વિનયથી તે શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યાં. ॥ ૪ ॥ આ પ્રમાણે પોતાને વિષે પ્રેમ થવાથી પ્રસન્ન થયેલા તે શ્રીહરિએ, અનાદિ મૂળ અજ્ઞાનને નિવૃત્તિ પમાડનારી એવી ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય, તેણે યુકત પોતાની એકાંતિકી ભકિતનો ઉપદેશ કર્યો.[1] ॥૫॥ તેથી નાશ પામી ગયા છે સંશય અને અજ્ઞાન, જેમનું એવાં તે ભકિતદેવીએ તે શ્રીહરિને સર્વના કારણ એવા પરબ્રહ્મ જાણીને તે શ્રીહરિમાંજ એકાગ્રમન થઇને બીજે દિવસે દેહનો ત્યાગ કર્યો. ॥ ૬ ॥ અને દિવ્યદેહને પામીને તે ભકિતદેવી અતિસમર્થ તે શ્રીહરિની ઇચ્છાથી, બીજા મનુષ્યો ન દેખી શકે એ પ્રમાણે તે શ્રીહરિની પાસે પ્રસન્ન થઇને નિરંતર નિવાસ કરીને રહ્યાં. ॥ ૭ ॥ અને ધર્મદેવે તે પછી ભકિતદેવીનું ઔર્ધ્વદૈહિક કર્મ પોતાના મોટા પુત્ર રામપ્રતાપજીની પાસે પોતાની દ્રવ્યની સંપત્તિને અનુસારે યથાયોગ્ય વિધિપૂર્વક કરાવ્યું ॥૮॥ પછી તે ભકિતદેવીના સાતમા માસના શ્રાદ્ધમાં બ્રાહ્મણોને ભોજન કરાવીને રાત્રિએ સુતેલા તે ધર્મદેવ એકદમ જ્વરાવિષ્ટ થઇ ગયા ॥૯॥ તેમની સેવામાં પ્રીતિવાળા એવા શ્રીહરિ બીજે દિવસે પોતાના પિતાનું પાદસંવાહન કરતા થકા નિર્જળા એકાદશીનું વ્રત કરીને રાત્રિએ જાગરણ કરતા સતા પિતાની પાસે બેઠેલા હતા. ॥૧૦॥ અને ધર્મદેવને પણ તાવની પીડાથી નિદ્રા નહોતી આવતી તેથી પોતાના પુત્રને વારંવાર પ્રેમથી નિહાળતા સુઇ રહેલા હતા, અને બીજા બધા બંધુઓ ઉંઘી ગયા હતા. ॥૧૧॥ તે સમયમાં શ્રીહરિની ઇચ્છાથી ધર્મદેવ તે શ્રીહરિને જોતા જોતા એકદમ સમાધિ પામી ગયા અને તે સમાધિમાં મોટા તેજના સમૂહમાં વિરાજમાન એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરબ્રહ્મરૂપે તે પુત્રરૂપ શ્રીહરિનેજ ધર્મદેવે જોયા ॥૧૨॥ અને પછી સમાધિમાંથી ઉઠયા ત્યારે તો તેજ શ્રીહરિ પોતાની પાસે બેઠેલા બ્રહ્મચારિરૂપે જોઇને નમસ્કાર કરીને, તેમના સ્વરૂપને યથાર્થપણે જાણતા થકા ખરી રીતે અંતઃકરણથીજ સ્તુતિ કરવા લાગ્યા॥૧૩॥ ત્યારે પ્રસન્ન થયેલા તે શ્રીહરિ ધર્મદેવને કહેવા લાગ્યા–તમે તો સાક્ષાત્ ધર્મદેવ

૧–આ હરિગીતારૂપ કથાનો વિસ્તાર સત્સંગિજીવનમાંથી જાણી લેવો. ॥

धर्मोऽसि त्वं मम प्रियः । चिन्ता कापि न कर्त्तव्या न त्वां त्यक्षाम्यहं क्वचित् ॥१४॥ हित्वेमं भौतिकं पिण्डं दिव्यदेहेन मेऽन्तिके । वर्त्तिप्यसेऽल्पकालेनेत्युक्तः प्रीतोऽभवत्सहि ॥१५॥ निराहारस्ततो धर्मः सप्ताहविधिना स्वयम् । शुश्राव श्रीभागवतं चतुर्थ्यां तत्समापयत् ॥१६॥ विप्रान्सम्भोज्य तत्रैव दत्त्वा दानानि भूरिशः । हरिध्यानपरो देहं सद्यस्तत्याज भौतिकम् ॥१७॥ दिव्यदेहेन स हरेः पार्श्वे एव ततोऽवसत् । निजेन परिवारेण सहैवानन्दनिर्भृतः ॥१८॥ तदुत्तरक्रियां सर्वां यथाविधि यथाधनम् । रामप्रतापो विदधे हरेरनुमतेन वै ॥१९॥ सोऽथ लीलानरवपुर्धर्मसंस्थापनोद्यतः । भूमिभारासुरान् हर्त्तुं ततो जिगमिषां व्यधात् ॥२०॥ स्वजनानां च पौराणां स्वस्मिन्स्नेहातिरेकतः । निर्गन्तुं तत्समक्षं तु गृहाच्छक्ष्येत नैव हि ॥२१॥ स निश्चित्येति संस्तूय विघ्नेशं विघ्नशान्तये । शुचेर्दशम्यां शुक्लायां गृहादुषसि निर्ययौ ॥२२॥ न केनचित्परिज्ञातः प्रातःस्नानमिषेण सः । निर्गत्य सरयूतीरे ह्यतिष्ठद्विजने क्षणम् ॥२३॥ शालग्रामं दधत्कण्ठे वर्णिवेषोऽपरिग्रहः । प्रत्यैक्षतागमं तर्या महानद्युत्तितीर्षया

છો, અને મને અતિશેજ વ્હાલા છો. માટે તમારે કોઇ જાતની ચિંતા કરવી નહિ, હું તમારો ક્યારેય પણ ત્યાગ નહિ કરૂં ॥૧૪॥ અને થોડાજ સમયમાં આ ભૌતિકદેહનો ત્યાગ કરીને દિવ્યદેહથી મારી પાસે નિવાસ પામશો, આ પ્રમાણે કહેલા ધર્મદેવ બહુજ રાજી થયા. ॥૧૫॥ અને પછી ધર્મદેવે નિરાહાર રહીને પોતે સપ્તાહવિધિથી શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કર્યું અને ચોથને દિવસે તેની સમાપ્તિ કરી. ॥૧૬॥ તે સમાપ્તિનિમિત્તે બ્રાહ્મણોને જમાડીને ઘણાક પ્રકારનાં દાન આપીને, શ્રીહરિના ધ્યાનપરાયણ થઇને તુરતજ ભૌતિકદેહનો ત્યાગ કર્યો. ॥૧૭॥ અને તે પછી ધર્મદેવ દિવ્યદેહે કરીને પોતાના પરિવારે સહિત અતિઆનંદપૂર્વક તે શ્રીહરિની પાસેજ નિવાસ કરીને રહ્યા. ॥૧૮॥ તે પછી ધર્મદેવના મોટા પુત્ર શ્રીરામપ્રતાપજીએ શ્રીહરિની અનુમતિ-મરજી પ્રમાણે તે ધર્મદેવની સર્વ ઉત્તરક્રિયા, પોતાને દ્રવ્યની સંપત્તિ પ્રમાણે વિધિપૂર્વક કરી ॥૧૯॥ અને ત્યાર પછી લીળામાત્રથીજ નરવપુ ધારી રહેલા તે શ્રીહરિએ ધર્મનું રૂડે પ્રકારે સ્થાપન કરવું, તેમાં તત્પર એવા સતા પૃથ્વીના ભારરૂપ અસુરસમૂહોનો નાશ કરવા માટે ત્યાંથી પૃથ્વી ઉપર ફરવા જવાની ઇચ્છા કરી. ॥૨૦॥ પણ રામપ્રતાપજી વિગેરે સ્વજનોનો અને અયોધ્યાપુરીના સર્વ મનુષ્યોનો પોતાના ઉપર અતિસ્નેહ હોવાથી તેમને દેખતાં તો ઘરનો ત્યાગ કરીને નીકળવાનું બની શકેજ નહિ. ॥૨૧॥ એમ ધારીને તે શ્રીહરિ પોતાના ગૃહનિર્ગમનકાર્યમાં વિઘ્નશાન્તિને માટે વિઘ્નેશ એવા ગણપતિની પ્રાર્થના કરીને, આષાઢમહિનાની શુકલદશમીને દિવસે પ્રાતઃકાળે વહેલા પોતાને ઘેરથી ચાલી નીસર્યા. ॥૨૨॥ કોઇના જાણવામાં ન આવે એમ પ્રાતઃસ્નાનના મિષથી તે શ્રીહરિ ઘેરથી નીકળીને સરયૂનદીને કાંઠે આવીને એકાંતમાં થોડીકવાર ઉભા રહ્યા. ॥૨૩॥ અને શાળગ્રામને પોતાના ગળામાં બાંધી લીધા અને વર્ણિવેષ અને અપરિગ્રહ એવા થકા તે શ્રીહરિ મહાનદી તરવાની ઇચ્છાથી વહાણ આવવાની વાટ જોવા લાગ્યા. ॥૨૪॥ તેટલાકમાં વિકરાળદેહવાળો કોઈક

॥२४॥ तावत्तत्रासुरः कश्चिदायाद्विकृतविग्रहः । प्रागन्योन्यायुधहतासुरशेषः पुरे भ्रमन् ॥२५॥ असहायं स तं दृष्ट्वा नद्यां चिक्षेप रंहसा। निश्चेष्टमिव सोऽवैत्तमुह्यमानं महोर्मिभिः ॥२६॥ तावदेव सहसा महानदी मूर्तिमत्यसुरपातितं प्रभुम्। आददे कर-युगेन सम्भ्रमात्प्रेमनिर्भृतदृशेक्षती मुहुः ॥२७॥ सास्य पारगमनेहितं हृदा जानती च नरनाटनक्रियाम्। योजनत्रितयतः परं परे तीर एनममुचत्तदाज्ञया ॥२८॥ तं विहातु-मियमक्षमापि तत्प्रेरिता पुनरभूत्तिरो नदी। सोऽपि सङ्कुचितमाह्निकं द्रुतं संविधाय दिशमुत्तरां ययौ ॥२९॥ सोऽसुरोपि मृतं मत्वा महोर्म्यास्फालनैर्हरिम्। तन्मायामो-हितो दैत्यान्कांश्चित्तत्प्राह विद्रुतः ॥३०॥ पुनरन्यांश्च तद्वक्तुं धावन्निपतितो भुवि।

અસુર-પ્રથમ પરસ્પર આયુધોના પ્રહારથી નાશ પામેલા અસુરોમાંથી બાકી રહેલો, પુરમાં ભમતો હતો તે ત્યાં આવી પહોંચ્યો. ॥૨૫॥ અને તે શ્રીહરિને અસહાય-એકલા જોઇને એકદમ તે અસુરે નદીમાં નાખી દીધા, અને નિશ્ચેષ્ટ જેવા દેખાતા તે શ્રીહરિને તે નદીના મોટા મોટા તરંગોની સાથે તણાઇ ગયા એમ તે અસુરે માન્યું. ॥૨૬॥ તેટલાકમાંજ એકદમ તે સરયૂનદી મૂર્તિમાન્‌પણે ત્યાં આવીને, તે અસુરે પોતાનામાં નાખી દીધેલા તે શ્રીહરિ-પ્રભુને સંભ્રમપૂર્વક પ્રેમભરેલી દ્રષ્ટિથી વારંવાર જોતાં જોતાંજ પોતાના બંને હાથથી ઉપાડી લીધા. ॥૨૭॥ અને તે સરયૂનદીએ, શ્રીહરિને સામે પાર જવાની ઇચ્છા છે અને આ તો નારનાટ્યની લીલામાત્રજ કરે છે એમ પોતાના મનથી જાણીને, તે શ્રીહરિની આજ્ઞાથી ત્રણ યોજન ઉપર સામે કાંઠે શ્રીહરિને મુકી દીધા. ॥૨૮॥ અને તે શ્રીહરિને આ પ્રમાણે એકલા મુકીને જવાનું પોતાને ઠીક નહોતું લાગતું તો પણ શ્રીહરિએ પ્રેરણા કરી, તેથી તે સરયૂનદી ત્યાંથી પાછી તિરો-ધાન થઇ ગઇ, અને પછી તે શ્રીહરિ પણ આહ્નિકવિધિ સંક્ષેપમાંજ ઝડપથી કરી લઇને, ત્યાંથી ઉત્તરદિશા ભણી ચાલ્યા ગયા. ॥૨૯॥ અને તે નાખી દેનારો અસુર પણ મોટા મોટા તરંગોની સાથે અથડાવાથી શ્રીહરિને મરી ગયા એમ માનીને, તે શ્રીહરિની માયાથી મોહ પામ્યો થકો દોડતો જઇને કેટલાક અસુરોને ત વાંત કહેવા લાગ્યો ॥૩૦॥ અને ફરીને બીજા અસુરોને તે વાત કહેવાને માટે દોડતો જતો હતો, તેવોજ પૃથ્વી ઉપર પડી ગયો અને પત્થર આદિકના ઢીમચા સાથે અથડાવાથી ભાંગી ગયું છે માથું જેનું એવો સતો ખરાડા પાડતો મરી ગયો. ॥૩૧॥

હવે-જ્યારે શ્રીહરિ આ પ્રમાણે સમૃદ્ધિવાળા પોતાના ઘરનો ત્યાગ કરીને, અને અત્યંત સ્નેહવાળા પોતાના સર્વ સ્વજનોને, તેમજ સરખી અવસ્થાવાળા બાળકોને પણ પૂછયા સિવાય પોતે એકલાજ ચાલી નીસર્યા ॥ ૩૨ ॥ ત્યારે તે શ્રીહરિના મિત્રો એવા સરખી અવસ્થાવાળા બાળકો, જે હંમેશાં તે શ્રીહરિની સાથેજ સરયૂ નદીમાં સ્નાન કરવા જતા હતા, તે પ્રાતઃકાળમાં ઉઠીને શ્રીહરિને ઘેર આવીને શ્રીહરિને ઉંચે સ્વરે બોલાવવા લાગ્યા. ॥ ૩૩ ॥ અને પોતાનું બોલાવવું શ્રીહરિએ સાંભળ્યું નથી એમ ધારીને બાળકો તે શ્રીહરિને શોધવા લાગ્યા, તો પણ ત્યાં ન મળ્યા તેથી એકદમ નદી ઉપર ગયા, અને ત્યાં તે બાળકોને નિત્ય બેસવાની જગ્યામાં

डित्याघातोद्भिन्नशिरा आक्रोशन्मृतिमाप्तवान् ॥३१॥ यदा समृद्धं स्वगृहं विहाय भृशानुरक्तान् स्वजनांश्च सर्वान् । हरिस्त्वनापृच्छ्य समानबालानपि स्वयं प्राव्रजदेक एव ॥३२॥ तदा तदीयाः सवयस्कबालाः सहैव तेनानुदिनं सरय्वाम् । स्नातार आसंस्त उषः प्रबुद्धास्तद्गेहमेत्याजुहुवुस्तमुच्चैः ॥३३॥ अनाश्रुताह्वानमवेत्य ते तमन्वेष्य तत्रानुपलभ्य तूर्णम् । ययुर्नदीं तत्र तदीयनित्योपवेशभूमौ ददृशुर्न तं च ॥३४॥ ते तं विना स्थातुमपारयन्तः पुरे तदास्थानकथागृहादौ । अन्वेष्य न प्राप्य विषादमाप्ता रामप्रतापप्रमुखांस्तदूचुः ॥३५॥ आश्रुत्य तद्वज्रनिपाततुल्यं वचो हरेर्बन्धुजनास्तु सद्यः । मूर्छामवापुश्च तदीययोषास्तथाविधा एव मुहूर्तमासन् ॥३६॥ तथोत्थिता विस्मृतदेहभाना उच्चैरुदन्तो विकला इवासन् । तद्घोषमाश्रुत्य च पौरलोकाः श्रुत्वा गतं तं रुरुदुर्हि तद्वत् ॥३७॥ ते यूथशः सम्मिलिता रुदन्तो भग्नाङ्घ्रयस्तं परिमार्गयन्तः । अप्राप्य कुत्रापि भृशं विषण्णा हा हा क यातो हरिरित्यवोचन् ॥३८॥ न रक्षसा केनचिदेष नेतुं शक्यो यतस्तत्त्ववलोकमात्रात् । अस्य द्रवत्याश्विति भूरि दृष्टं स्वातन्त्र्यतस्तत्कुहचिद्गतोऽयम् ॥३९॥ एवं वदन्तोऽतिविषादमाप्ताः पौराश्च तद्बन्धुजनाश्च सर्वे । संहत्य तत्पत्तनतो बहिस्तमन्वेषितुं निर्ययुरश्रुनेत्राः ॥४०॥ पुरी तदासीद्गतमङ्गला वै गावस्तृणं नाद्युरथो न वत्साः । पपुः पयश्चाग्निमतां द्विजानां न वह्नयोऽप्या-

---

પણ શ્રીહરિને બાળકોએ જોયા નહિ. ॥ ૩૪ ॥ તેથી તે બાળકો શ્રીહરિ સિવાય ન રહી શકતા એવા થકા અયોધ્યાપુરીમાં તે શ્રીહરિને બેસવાનાં–કથાગૃહ આદિક સ્થાનોમાં ખોળીને ત્યાં પણ ન મળ્યા, તેથી ખેદ પામતા પામતા તે વાત રામપ્રતાપજી આદિકને કહેવા લાગ્યા ॥ ૩૫ ॥ ત્યારે વજ્રપાત જેવું તે વચન સાંભળીને શ્રીહરિના બંધુજનો તો એકદમ મૂર્છાજ પામી ગયા. અને તેમની સ્ત્રીઓ પણ તેજ પ્રમાણે બે ઘડીવાર મૂર્છા પામી ગઈઓ. ॥ ૩૬ ॥ પછી ગભરાઇ ગયેલા ઉઠીને દેહનું ભાન પણ ભૂલી ગયા એવા થકા ઉંચે સ્વરે રૂદન કરતા વિકળ–ગાંડા જેવા થઇ ગયા અને એ બધો કોળાહળનો શબ્દ સાંભળીને બધા પુરજનો ત્યાં ભેગા થઇ ગયા અને શ્રીહરિ ચાલ્યા ગયા એમ સાંભળીને રામપ્રતાપજી વિગેરેની માફક તેઓ પણ રડવા લાગ્યા. ॥૩૭॥ અને બધા ભેગા મળીને રૂદન કરતા અને જાણે પગ ભાંગી ગયા હોય તેમ ચાલવાને પણ અશકત એવા થકા તે શ્રીહરિને ચોતરફ ખોળતા થકા કયાંઇ પણ ન મળ્યા ત્યારે અત્યંત ખેદ પામતા થકા હાય ? હાય ? શ્રીહરિ ! તમે કયાં ગયા ? એમ બોલવા લાગ્યા ॥ ૩૮ ॥ અને પરસ્પર કહેવા લાગ્યા કે–કોઇ રાક્ષસથી તો એ ઉપાડીને લઇ જઇ શકાય એવા નથીજ, કારણ કે–તે રાક્ષસો તો એ શ્રીહરિના જોવામાત્રથીજ તત્કાળ નાશી જાયછે, એમ આપણે વારંવાર જોયેલું છે, માટે એ શ્રીહરિ સ્વતંત્રપણે—પોતાની ઇચ્છાથીજ કયાંઇક જતા રહ્યાછે. ॥૩૯॥ આ પ્રમાણે બોલતા અને અતિશેજ ખેદ પામતા થકા તે પુરજનો અને રામપ્રતાપાદિક બંધુજનો, એ બધાય ભેગા થઇને રડતા રડતા તે અયોધ્યાશહેરની બહાર શ્રીહરિને ખોળવા માટે નીકળ્યા. ॥૪૦॥ અને શ્રીહરિના જવાથી તે અયોધ્યાપુરી અમંગળરૂપ–શોભાવિનાની બની ગઇ, ગાયોએ ઘાસ ખાવાનું છોડી દીધું, વાછરડાઓએ દુધપાન કરવાનું

ददिरे हवींषि ॥४१॥ वाता बबुस्तर्ह्यतिकर्कशाश्च भास्वानपि प्रापदभासुरत्वम् । सङ्क्षोभमापुः सकला ग्रहाश्च तच्छोकवीक्षोपगतानुकम्पाः॥४२॥

[1]यस्तु दिव्यगतिदो निजपित्रोर्निर्गतो निजगृहाद्द्रुतरागः ।
खिन्नबन्धुजनमार्गितवीक्षो वर्णिवेष इह तुष्यतु कृष्णः ॥४३॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिप्रव्रज्यानिरूपणनामैकादश उल्लासः ॥११॥

---

છોડી દીધું અને અગ્નિસંગ્રહ કરનારા બ્રાહ્મણોના અગ્નિઓ પણ હવિષ્યાન્ન નહોતા લેતા. ॥૪૧॥ વાયુઓ અતિ કઠોર વાવા લાગ્યા, સૂર્ય પણ ઝાંખો થઇ ગયો અને તે શ્રીહરિના વિરહનો શોક જોઇને જેમને દયા આવીછે એવા સર્વગ્રહો પણ અતિશેજ ક્ષોભ પામી ગયા. ॥૪૨॥

પોતાનાં માતા-પિતા ભક્તિ-ધર્મને દિવ્ય ગતિ આપનારા, સહજ વૈરાગ્યવેગથીજ પોતાને ઘેરથી ચાલી નીકળેલા અને પોતાના વિરહથી ખેદ પામતા બન્ધુજનોએ તેમજ અયોધ્યાપુરના જનોએ જેમના દર્શનની શોધ કરી હતી, એવા વર્ણિવેષ મારા ઇષ્ટદેવ શ્રીહરિ-કૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૪૩॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિ ઘરનો ત્યાગ કરીને વનમાં પધાર્યા એ નામે અગીઆરમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૧॥

---

# उल्लासार्थसङ्ग्रहः

बन्धून् पौरांश्च सर्वान्निजविरहसमुद्भूतशोकातिरेका-
दुत्क्रान्तस्वान्तवृत्तीन् शकुनितरमुखान् पृच्छतः स्वप्रवृत्तिम् ।
स्वप्ने द्राक्सन्निधाय स्वयमथ तु समाश्वासयामास योऽसौ
कारुण्याम्भोनिधिः स प्रदिशतु कुशलं वर्णिवेषो हरिर्नः ॥१२॥

પોતાના વિરહથી થયેલા શોકના અધિકપણાને લીધે જેમની મનોવૃત્તિમાં અતિશય ગભરાટ થયેલો હતો અને તેથીજ પક્ષીઓ અને વૃક્ષો વિગેરેને પણ પોતાના મનની ધારણા પ્રમાણે પૂછતા, એવા પોતાના બન્ધુઓ રામપ્રતાપાદિકને, તેમજ અયોધ્યાપુરમાં રહેનારા સઘળા મનુષ્યોને, પોતેજ સ્વપ્નમાં એકદમ પ્રત્યક્ષ થઇને, જે શ્રીહરિએ આશ્વાસન આપ્યું હતું, એવા કારુણ્યના મહાસાગર પરમ-કૃપાળુ વર્ણિવેષ શ્રીહરિ-કૃષ્ણ ભગવાન અમને ક્ષેમ-કુશળ આપો. ॥૧૨॥

---

૧ આ શ્લોક પાઠભેદવાળો છે. પરંતુ—ભાવાર્થ તો સરખોજ છે. ।

# द्वादश उल्लासः

रुदतां चलतां पुरौकसामथ नेत्रच्युतवार्भिरुक्षिता। पुरभूरखिलापि पङ्किला घनसिक्तेव तदा व्यदृश्यत ॥१॥ नगराद्बहिरेत्य च द्रुतं विवशाः स्नेहभरेण सर्वशः। अपि कञ्चन मानवं स्त्रियं परिपृच्छन्ति मुहुःस्म ते हरिम् ॥२॥ यदि केनचिदीक्षितोऽमुना द्रुतयातोऽस्ति तथा हरिः क्वचित्। वद तर्हि तु भो! नराबले! शिशुक! वृद्ध! दयां कुरु द्रुतम् ॥३॥ इति सन्मुखमानुपांस्तु ते पथि दृष्ट्वाऽथ पशून् द्रुमानपि। परिरभ्य मुदा हरिप्रियाः समपृच्छन्त महानदीं च ते ॥४॥ वचनं शृणुताशु धेनवो! ननु यूयं बहुसम्मता हरेः। यदि दृष्ट इतो गतो हरिः कृपया दर्शयताद्य नस्तदा ॥५॥ रमणीयविलोचना मृगा! भवतामक्षियुगानि तर्पयन्। इत एव गतो विलोकितो यदि कृष्णो वदताशु तर्हि नः ॥६॥ ननु भोस्तरवोऽस्ति वो जनुर्जनताया उपकारकारकम्। वदताशु ततो मनोहरो यदि नो बाल इहेक्षितः क्वचित् ॥७॥ अयि भोः सहकारमालिके! भवती वेत्ति हरिं मनोहरम्। परिशीलित एव यच्छुचौ कुहचित्सोऽद्य गतः किमा-

---

## ઉલ્લાસ ૧૨ મો.

આ પ્રમાણે રૂદન કરતા અને ચાલતા એવા તે પુરવાસિઓનાં નેત્રોમાંથી નીકળેલાં અશ્રુજળથી છંટાયેલી અયોધ્યાપુરીની સમગ્ર ભૂમિ, તે સમયમાં વરસાદથીજ જેમ છંટાયલી હોય તે પ્રમાણે કાદવવાળી દેખાતી હતી. ॥૧॥ પછી તે રામપ્રતાપજી વિગેરે એકદમ નગરથી બહાર આવીને સર્વ પ્રકારે અતિશયસ્નેહથી પરવશ થઇ ગયા એવા સતા કોઈ પણ પુરૂષ અગર સ્ત્રી, મળે તેને શ્રીહરિની વારંવાર ખબર પૂછવા લાગ્યા. ॥૨॥ જો આ માર્ગે થઇને ઉતાવળા ચાલ્યા ગયેલા શ્રીહરિને કોઇએ પણ તે પ્રમાણે જોયેલા હોય, તો તો હે પુરૂષ! અગર હે અબળા! અથવા હે બાળક! અથવા હે વૃદ્ધ! અમને દયા કરીને તુરતજ કહો. ॥૩॥ શ્રીહરિ જેમને અતિશેજ પ્રિય છે, એવા તે અયોધ્યાવાસિજનો માર્ગમાં સામા મળેલા મનુષ્યોને આ પ્રમાણે ખબર પૂછીને, ગાયો વિગેરે પશુઓને, તેમજ વૃક્ષોને પણ સ્નેહથી મળીને પૂછવા લાગ્યા અને મહાનદી સરયૂનદીને પણ પૂછવા લાગ્યા. ॥૪॥ હે ધેનુઓ! તમે અમારાં વચન સાંભળો? તમે નિશ્ચેજ ભગવાનને અતિસંમત–અતિપ્રિય છો, માટે જો તમે શ્રીહરિને અહીંઆંથી જતા જોયા હોય તો અમને કૃપા કરીને હમણાંજ બતાવો. ॥૫॥ અતિસુંદર નેત્રોવાળા હે મૃગો! તમારાં નેત્રયુગને તૃપ્ત કરતા કરતા શ્રીહરિ જો અહીંઆંથીજ જતા જોયા હોય તો અમને તુરતજ કહો. ॥૬॥ હે વૃક્ષો! નિશ્ચેજ તમારો જન્મ સર્વજનોના ઉપર ઉપકાર કરનારો છે, તો અતિમનોહર એવા બાળસ્વરૂપ અમારા શ્રીહરિ જો અહીંઆં કયાંઇ તમારા જોવામાં આવ્યા હોય તો અમને તુરતજ કહો. ॥૭॥ હે આંબાના વૃક્ષોની પંક્તિ! અતિમનોહરમૂર્તિ એવા શ્રીહરિને તમે જાણોછો, કારણ કે-ઉન્હાળાના સમયમાં અહીંઆં ફરવા આવતા

क्षितः ॥८॥ अयि बाललतेऽतिकोमले! मृदुलं ते हृदयं भवेदिति। कथयेत इतः स नः प्रियो यदि दृष्टो गजराजचङ्क्रमः ॥९॥ धरणि! त्वयि पादलक्षणैर्विविधैश्छत्रसरोरुहा-दिभिः। जनयन् श्रियमुर्जितां हरिः क्व गतो नो वद नः प्रसूरसि ॥१०॥ अयि किं सरयु! त्वयेक्षितस्त्वयि लीलां विदधद्दिने दिने। इत एव गतो हरिर्द्रुतं यदि जानासि तदाशु नो वद ॥११॥ क्वचिदेव निलीय किन्न वा भवता स्थीयत एत्य तर्हि तु। दृशि गोचर आशु नो भवेर्न वयं स्याम विना त्वया हरे! ॥१२॥ अयि फुल्लसरोजतर्जनं सु-खदं पूर्णशशाङ्कसन्निभम्। वदनं स्मितहासशोभनं तव नावेक्ष्य कथं भवेम वा॥१३॥ इति ते विवशा इतस्ततः परिमार्ग्यैव मुहुः पुरौकसः। अतिशोकभृताः शनैः शनैर्ह-रिमप्राप्य गृहान् ययुः स्वकान् ॥१४॥ पतितः सहसा गृहे पुनर्विललापोच्चगिराग्रजो हरेः। हरिकृष्ण! गतोऽनुज! क्व भोः! क्व हरे! भोः! क्व नु नीलकण्ठ! मे ॥१५॥ अपहाय निजप्रियाग्रजं क्व गतोऽस्यम्बुजपत्रलोचन!। प्रियबान्धव! किं करोम्यहं किमु-मामुज्झसि बन्धुवत्सल! ॥१६॥ तव रूपमहो मनोहरं क्व नु वीक्षे शृणुयां क्व वा गिरः।

હોવાથી તમારા પરિચયમાં આવેલા, માટે તે ક્યાંઇ જતા તમોએ હમણાં જોયા છે વારૂ? ॥૮॥ અતિકોમળ એવી હે બાળલતા! તારૂં હૃદય અતિશેજ કોમળ હોય માટે મોટા ગજરાજના સરખી ગતિવાળા અમારા પ્રિય બાળકૃષ્ણ જો અહીંઆંથી જતા તેં જોયા હોય તો અમને કહે! ॥૯॥ હે ધરણિ! છત્ર, કમળ, વિગેરે નાના પ્રકારનાં ચરણનાં ચિહ્નો વડે તમારા ઉપર અતિ સુંદર શોભાને ઉપજાવતા સતા શ્રીહરિ ક્યાં ગયેલા છે તે અમને કહો? તમે તો અમારાં માતા છો. ॥૧૦॥ હે સરયૂ નદી! તમારે વિષે હમેશાં લીલા કરનારા એવા શ્રીહરિ તમે જોયા છે? અહીંઆંથીજ ઉતાવળા જતા જો તમે જોયા હોય અને જાણતાં હો તો અમને તુરતજ કહો? ॥૧૧॥ (હવે શ્રીહરિને ઉદ્દેશી-ને કહેછે)–હે શ્રીહરિકૃષ્ણ! જો તમે ક્યાંઇ પણ છાના સંતાઇ રહેલા હો તો તો એક-દમ આવીને અમારી દૃષ્ટિને ગોચર–પ્રત્યક્ષ થાઓ? અમે તમારા વિના એક ક્ષણ પણ રહી શકતા નથી. ॥૧૨॥ હે શ્રીહરિ! પ્રફુલ્લિત કમળને પણ તિરસ્કાર કરનારૂં, પૂર્ણચંદ્રના સરખું શોભાયમાન, મંદહાસવડે કરીને બહુજ શોભીતું અને અમને અતિ-સુખ આપનારૂં, એવું તમારૂં મુખ જોયા સિવાય અમે કેવી રીતે રહી શકીયે? ॥૧૩॥ આ પ્રમાણે અતિ પરવશ બની ગયેલા તે બધા અયોધ્યાવાસિઓ ચોતરફ વારંવાર શોધ કરતાં પણ શ્રીહરિ ન મળ્યા તેથી અતિશોકભર્યા એવા સતા ધીરે ધીરે પોતાને ઘેર પાછા આવ્યા. ॥૧૪॥ અને ઘેર આવતાંજ શ્રીહરિના મોટા ભાઇ રામપ્રતાપજી તો એકદમ પૃથ્વી ઉપર પડી ગયા અને ઉંચે સ્વરે વિલાપ કરવા લાગ્યા–હે હરિકૃષ્ણ! હે મારા અનુજ! હે હરે! હે નીલકંઠ! મને મુકીને તમે ક્યાં ગયા છો? ॥૧૫॥ કમ-ળના પત્ર સરખાં નેત્રવાળા એવા હે તાત! તમને અતિપ્રિય એવા તમારા મોટાભાઇને (મને) ત્યાગ કરીને તમે ક્યાં ગયેલા છો? હે બન્ધુવત્સલ! હે પ્રિય બાંધવ! તમારા

૧. અહીંઆં મૂળમાં વર્તમાન ક્રિયાનોજ નિર્દેશ છે તે વિલાપ કરતી વખતે શ્રીહરિ પ્રત્યક્ષ નહોતા તો પણ ભવિષ્યમાં દર્શનાદિકની આશાથીજ એ પ્રમાણે વિલાપનાકયો કહેલાં છે.॥

हसितं चलितं च ते द्रुतं क्व नु पश्येयमुदीक्षणं हरे ! ॥१७॥ ननु ते नवनीतकोमलं हृदयं वै सदयं सदेक्षितम् । सहसा कुत एतदाप्तवद्दृढकाठिन्यमतर्कितं परम् ॥१८॥ ननु दुःखहरत्त्वतो नृणां हरिनाम्ना भुवि विश्रुतोऽसि वै । अधुनाऽसुहरत्वतो भवान् किमु ? तत्सार्थयतीति भाति नः ॥१९॥ अयि तात ! तवाह्निकक्रियामिह कर्तुं समयोऽप्ययाति वै । अपि यः क्वचन त्वया हरे ! न हि शून्यो व्यपनीत आपदि ॥२०॥ तव तात ! भुजिक्षणोऽथ वै किमु ? नायासि कृताह्निको द्रुतम् । मयि सुप्रियता सदास्ति ते कथमद्यैव रुषं गतो वद ? ॥२१॥ क्व ? गुणास्तव साधुवाञ्छिताः क्व ? नु काठिन्यमिदं तु निर्दयम् । मम हि प्रतिकूलदैवतः सहसा वृत्तमिदं सुदुःसहम् ॥२२॥ क्व ? वपुस्तव कोमलं हरे! भ्रमणं क्वातिभयङ्करे वने । ननु कण्टककर्करादिभिर्न भवेत्किं तव पत्तलव्यथा ॥२३॥ क्षुधितः कुरु तात ! भोजनं पिव पानीयमिदं पिपासितः । इति को नु ? भवन्तमेकलं गदिता हिंस्रमये महावने ॥२४॥ शृणुतं पितरौ ! दिवं गतौ यद्भुवौ

વિના હું શું કરૂં? અને તમે કેમ મારો ત્યાગ કરી ગયા છો? ॥૧૬॥ અહો ઇતિ ખેદે -અરેરે! અતિમનોહર તમારૂં રૂપ હું કયાં જોઉં-જોઇશ? અને તમારી સુંદર વાણી કયાં-કયારે, સાંભળું-સાંભળીશ? અને હે શ્રીહરિ! તમારૂં હસવું, તમારૂં ઉતાવળુ ચાલવું અને સ્નેહભર્યું જોવું, એ બધું હું કયાં જોઉં-જોઇશ? ॥૧૭॥ હે તાત! માખણના સરખું અતિ કોમળ તમારૂં હૃદય નિરંતર દયાથી ભરેલુંજ જોવામાં આવતું હતું, તે આ પ્રમાણે તર્કમાં પણ ન આવે એમ એકદમ અતિ કઠિનતાને કયાંથી પામી ગયું? ॥૧૮॥ અને નક્કીજ તમે મનુષ્યોનાં દુઃખને હરવાના હેતુથીજ પૃથ્વી ઉપર હરિ એવા નામથી પ્રસિદ્ધ થયેલા છો, તે હમણાં તમે પ્રાણને હરનારાપણાથી તે હરિ નામને સાર્થક કરોછો કે શું વારૂ? એમ અમને જણાય છે. ॥૧૯॥ હે તાત! તમારે આહ્નિકવિધિ કરવાનો સમય વીતિ જાયછે, કેમકે-હે હરે! કયારેય પણ આપત્કાળમાંય તમે આહ્નિકવિધિ કર્યા સિવાયના એક પણ દિવસમાં જે સમય શૂન્ય જવા દીધો નથી. ॥૨૦॥ હે તાત! હમણાં તમારે ભોજન કરવાનો સમય થયોછે, તો તમે આહ્નિકવિધિ કરીને કેમ ઝટ આવતા નથી? અને મારે વિષે નિરંતર અતિશેજ પ્રસન્નતા છે, તો આજજ તમે મારી ઉપર કેમ રોષ પામ્યા છો? તે બોલો? ॥૨૧॥ મોટા સાધુજનોએ ઇચ્છેલા એવા તમારા (કૃપાળુતા વિગેરે) ગુણો કયાં? અને આવી રીતનું નિર્દયતા ભરેલું કઠોરપણું તે કયાં? માટે મારાજ પ્રતિકૂળ દૈવથી કોઇ રીતે સહન ન થાય એવું આ દુઃખ એકદમ આવી પડયું ॥૨૨॥ હે શ્રીહરિકૃષ્ણ! અતિ કોમળ તમારૂં શરીર કયાં? અને અતિભયંકર વગડામાં ફરવું તે કયાં? અને કાંટા અને કાંકરા આદિકથી તમારા પગનાં તળાંમાં વ્યથા શું નહિ થતી હોય? થતી હશેજ. ॥૨૩॥ અને હિંસક પ્રાણિઓવાળા મહાવનમાં એકલા ફરતા એવા તમોને, હે તાત! 'તમે ભુખ્યા છો માટે ભોજન કરો અને તરસ્યા છો માટે આ પાણી પીઓ' એમ કોણ કહેતું હશે? ॥૨૪॥ સ્વર્ગમાં ગયેલાં માતા-પિતા એવાં હે ભક્તિ માતા! અને હે ધર્મપિતા! તમે સાંભળો? કે-તમે અતિશેજ ધન્યભાગ્યવાળાં છો, કેમકે શ્રીહરિના

धन्यतरौ युवां हरेः । विरहानलजो न सङ्गतः परितापोऽत्र मया स भुज्यते ॥२५॥ शृणु रे प्रतिकूलदैव ! मे मम केनातिमहैनसा त्वया । निहितोऽस्म्यतिदुःसहे द्रुतं प्रियबन्धोर्विरहव्यथानले ॥२६॥ त्वमसि स्वत एव निर्दयप्रकृतिः क्रूरतरो हि विश्रुतः। अति पीडयिता निरागसां ननु हिंस्रेभ्य उतातिरिच्यसे ॥२७॥ सकला अपि मे ग्रहाः कुतो ? युगपत्क्रूरतरत्वमागताः। यदिहापदि कोऽपि मे ग्रहः कुरुते नैव सहायतामणुम् ॥२८॥ हृदयं विधिनाश्मनैव मे किमु ? वज्रेण हि वा विनिर्मितम् । यदतिप्रियविप्रयोग्यपि दृढतामेत्य न दीर्यतेतराम् ॥२९॥ असवो ननु शून्यवेश्मवद्धृदि मे किन्नु समीक्ष्य संस्थिताः । गत एव ममेष्ट आत्मना सह सन्त्यज्य यतः स्थ वल्लभाः ॥३०॥ स हरेरनुजोऽथ शोकतो विललापाग्रजवद्भृशं तदा । क्व ? गतोऽसि ममासुनाथ ! भोः कृपणं मामपहाय दूरतः ॥३१॥ पितरौ हि निधाय मां गतौ सविधे तेऽथ भवान् विसृज्य माम् । सहसा क्व ? नु निर्गतो द्रुतं सततं ते खलु वत्सलोऽस्म्यहम् ॥३२॥ मम को न्विह रक्षिता विभो ! निकषा यामि कमत्र रक्षकम् । मयि निर्दयतो-

---

વિરહાગ્નિનો પરિતાપ તમોને ન પ્રાપ્ત થયો અને મારે તે ભોગવવો પડેછે. ॥૨૫॥ અરે હે મારા પ્રતિકૂળ દૈવ ! તું શ્રવણ કર ? કે મારા કયા અતિ મોટા પાપે કરીને તેં મને આ પ્રમાણે મારા પ્રિયબંધુના અતિ દુઃસહ વિરહની વ્યથારૂપ અગ્નિમાં એકદમ નાખી દીધોછે. ॥૨૬॥ અને હે દૈવ ! તું તો સ્વભાવથીજ નિર્દયસ્વભાવવાળો અતિશેજ ક્રૂર છે, એ પ્રમાણે પ્રસિદ્ધ છે, કેમકે–નિરપરાધિ એવા પ્રાણિઓને પણ અતિશેજ પીડા આપેછે, માટે નક્કીજ હિંસકપ્રાણિઓ કરતાં પણ અતિશેજ દુઃખ આપવામાં તું વધી જાયછે. ॥૨૭॥ અને મારા બધાય ગ્રહો એક સાથેજ આ પ્રમાણે અતિક્રૂરપણાને પામી ગયા છે. કેમકે–આવા આપત્કાળમાંય કોઇ એક પણ ગ્રહ મને અણુ જેટલી પણ સહાયતા કરતો નથી. ॥૨૮॥ વિધિએ મારૂં હૃદય પત્થરથીજ બનાવ્યું હશે ? અથવા તો શું વજ્રથીજ બનાવ્યું હશે ? કેમકે–જે અતિપ્રિય એવા શ્રીહરિના વિયોગવાળું છે, તો પણ દ્રઢતા–કઠિનતા પામીને એકદમ અતિશે ચીરાઇ જતું નથી. ॥૨૯॥ અને મારા આત્માએ સહિત મારા ઇષ્ટ શ્રીહરિ મારો ત્યાગ કરીને ચાલ્યા ગયાછે, માટે આત્મા સિવાયના શૂન્ય ઘર જેવા મારાં હૃદયમાં મારા પ્રાણો શું જોઇને રહ્યાછે ? કારણ કે–જે આત્માને લીધેજ પ્રાણ વ્હાલા હોય છે. ॥૩૦॥

(હવે શ્રીહરિના નાના ભાઇ ઇચ્છારામજી પણ તે સમયમાં શોકથી મોટાભાઇની પેઠેજ અતિશેજ વિલાપ કરવા લાગ્યા—)

હે મારા પ્રાણનાથ ! અતિ દીન એવા મને દૂરથીજ ત્યાગ કરીને તમે કયાં ગયેલા છો ? ॥૩૧॥ માતાપિતા—ભક્તિધર્મ, મને તમારા તાબામાં મુકીને સ્વર્ગમાં ગયાંછે, અને તમે તો મારો ત્યાગ કરીને એકદમ કયાંઇ અચાનક ચાલ્યા ગયાછો. અને હું તો નિરંતર તમને અતિશેજ વ્હાલો છું. ( માટે મને દર્શન આપો? ) ॥૩૨॥ હે વિભો ! અહીંઆં મારી રક્ષા કરનાર કોણ છે વારૂ ? અને અહીંઆં હું કયા રક્ષક પુરૂષની પાસે જઉં ? અને તમારા ચરણ કમળની સેવા કરવામાં અતિ આદરવાળો

चिता न ते तव पादाम्बुजसेवनादृते ॥३३॥ कथमत्र ममाद्य जीवितं भविता ? वा भवतोज्झितस्य तु । किमु ? जीवति वारिणोज्झितस्तिमिरानन्दनिधेऽवधारय ॥३४॥ कथमेव दिनानि मे हरे ! ननु यास्यन्ति विना त्वयाऽत्र तु । अपि वा युगसन्निभा निशा भवितारस्तव विप्रयोगिनः ॥३५॥ अथ तस्य च बान्धवस्त्रियो हरिकृष्णस्य निराश्रया भृशम् । विलपन्त्य उतैवमेव तद्धृदया ऊचुरपारशोचनाः ॥३६॥ ननु भोः ! करुणासुधाम्बुधे ! क्व ? नु सन्त्यज्य निजाश्रितावलाः । सहसापगतोऽसि तन्न ते ह्युचितं बन्धुजनानुरागिणः ॥३७॥ तव दर्शनमात्रनिर्वृता गमयन्त्यो ननु वासरान्वयम् । अधुना भवतापवर्जिता न हि नेतुं क्षणमप्यलं हरे ! ॥३८॥ चरणं तव चारुचङ्क्रमं मृदुलं कोकनदातिसुन्दरम् । रुचिराङ्गुलिचंद्रकान्तिभिर्नखरैः शोभनमाशु दर्शय ? ॥३९॥ तव बालमृणालकोमलं ननु जङ्घायुगलं सुवर्तुलम् । प्रियबान्धव !

એવો જે હું તે મારે વિષે તમારે આ પ્રમાણે નિર્દયતા કરવી તે ઘટેજ નહિ. ॥૩૩॥ અને હે પ્રભુ ! તમોએ ત્યાગ કરેલો એવો જે હું તે મારૂં જીવન તમારા સિવાય આ લોકમાં કેવી રીતે ટકી શકશે ? જેમ પાણીએ છોડી દીધેલો મત્સ્ય શું જીવેછે ? નથીજ જીવતો. માટે હે આનંદના નિધિ ! મારી પ્રાર્થના સાંભળીને દીલમાં ધારો ! ॥૩૪॥ હે શ્રીહરિ ! તમારા વિના અહીંઆં મારા દિવસોજ કેવી રીતે જશે ? અને વળી તમારા વિયોગવાળો એવો જે હું તે મને રાત્રિઓ તો યુગ જેવી લાંબી લાગશે. ॥૩૫॥

હવે—તે શ્રીહરિકૃષ્ણ ભગવાનના સર્વ બાંધવોની સ્ત્રીઓ પણ અત્યંત નિરાશ્રય થઇ ગઇ એવી સતી, અપાર શોકને કરતી અને તે શ્રીહરિમાંજ જેમનું હૃદય એકદમ સંલગ્ન થઇ ગયુંછે એવી સતી, તે રામપ્રતાપજી વિગેરેની પેઠેજ વિલાપ કરતી કરતી બોલવા લાગી.–॥૩૬॥ કરૂણારૂપ અમૃતના સાગર એવા હે પ્રભુ ! તમારા આશ્રયવાળી એવી અમને અબળાઓને ત્યાગ કરીને એકદમ ક્યાં ચાલ્યા ગયાછો ? આમ કરવું તે, બાંધુજનોના ઉપર અનુરાગવાળા તમને કોઇ રીતે ઘટિત ન કહેવાય. ॥૩૭॥ હે હરે ! તમારા દર્શનથીજ અતિ આનંદ પામતી એવી અમે દિવસો નિર્ગમન કરતી હતી, તે હમણાં તમોએ ત્યાગ કરેલી એવી અમે એક ક્ષણ જેટલો પણ કાળ નિર્ગમન કરવાને સમર્થ થતી નથી.[1] ॥૩૮॥ માટે હે શ્રીહરિ ! અતિ સુંદર ગતિવાળું, કોમળ, કમળના કરતાંય અતિ સુંદર અને અતિ પ્રિય લાગે એવી આંગળીઓના ઉપર રહેલા ચંદ્રના સરખી કાંતિવાળા નખોથી અતિ શોભાયમાન, એવું તમારૂં ચરણ કમળ અમને એકદમ બતાવો ? ॥૩૯॥ હે પ્રિય–બાંધવ ! નવા

૧–કહેવાનું તાત્પર્ય એ છે કે–તમારા દર્શનના આનંદથી અમારા દિવસોના દિવસો ચાલ્યા જતા હતા તે અમને જણાતુંય નહોતું અને હમણાં તો તમારા વિયોગના દુઃખથી એક ક્ષણ જેટલો પણ કાળ નિર્ગમન કરવો બહુજ વસમો લાગે છે. તેટલો કાળ પણ અમો સુખેથી નિર્ગમન નથી કરી શકતી.

दर्शयाशु नः करिशुण्डोपमिते च सक्थिनी ॥४०॥ मृगराजसमां च ते कटिं नतनाभिभ्रमरोदरं तथा । हृदयं विततोन्नतं च नः स्मृतमात्रं हि दुनोति मानसम् ॥४१॥ अयि ! दर्शय नो भुजद्वयं भुजगेन्द्रोपमितं दृढं तव । जलजोपमितं करद्वयं तव कण्ठं च सुकम्बुसन्निभम् ॥४२॥ तव शारदपार्वणेन्दुवद्वदनं पद्यमनोहरं हरे ! । अनवेक्ष्य भृशाकुलासवो ननु यास्यन्ति शरीरतोऽधुना ॥४३॥ समकर्णयुगं च नासिकां तिलपुष्पोपमितां सुशोभनाम् । भृकुटिं कुटिलां धनुर्भ्रमां तव नो दर्शय चारुदर्शन ! ॥४४॥ तव चारु ललाटमुन्नतं क ? नु नो दृष्टिपथं गमिष्यति । अबलासु कृपातिरेकतो ननु देयं भवता स्वदर्शनम् ॥४५॥ रुदितश्रवणेन नो द्रुमा विहगा वा पशवोऽपि सर्वशः । बहुधात्र रुदन्ति दुःखिता न कथं ? ते हृदये दयोदयः ॥४६॥ न कथं ? गहने वने भवेच्चरतस्ते निरुपानहो व्यथा । अपि तत्स्मरणेन जायते शितवज्राहतिवेदनैव नः ॥४७॥ करुणा यदि नास्ति ते विधे ! नृषु तर्ह्यस्तु परन्तु योषितः । न हि घ्नन्ति शराकृष्यमूः

બિસતંતુઓના સરખી અતિ કોમળ અને અતિશેજ ગોળાકાર, એવી તમારી બંને જંઘાઓ–પીંડીઓ અને હાથીની સુંઢની ઉપમા આપવા લાયક એવી તમારી બંને સાથળો અમને એકદમ બતાવો–દર્શન કરાવો. ॥૪૦॥ અને મૃગરાજના સરખી તમારી સુંદર કટિ, નમતી એવી નાભિરૂપ ભ્રમરની શોભાવાળું તમારૂં ઉદર અને વિશાળ અને ઉપડતું એવું તમારૂં હૃદય, અમને સાંભરી આવવા માત્રમાંજ અમારા મનને અતિશેજ દુઃખ કરેછે. ॥૪૧॥ હે શ્રીહરે ! મોટા–સર્પરાજની ઉપમા આપવા લાયક એવા અતિદ્રઢ તમારા બંને બાહુઓ, તથા કમળ સરખા શોભાયમાન તમારા બંને કર અને શંખના જેવા વળવાળો અતિશોભાયમાન તમારો કંઠ, અમને બતાવો ? ॥૪૨॥ હે શ્રીહરે ! શરદૃઋતુની પૂર્ણિમાના ચંદ્રની પેઠે જોનાર મનુષ્યોનાં મનને હરનારૂં એવું શોભાયમાન તમારૂં મુખ જોયા સિવાય અતિશેજ આકુળ બની ગયેલા અમારા પ્રાણ હમણાંજ નિશ્ચેજ શરીરથી બહાર નીકળી જશે. ॥૪૩॥ અતિસુંદર દર્શન જેનું છે એવા હે શ્રીહરિ ! સરખા શોભાયમાન તમારા બંને કાન, તિલના પુષ્પ સરખી અતિ શોભાયમાન તમારી નાસિકા અને ધનુષને આકારે રહેલી તમારી વાંકી ભ્રકુટિનાં અમને દર્શન કરાવો ? ॥૪૪॥ અને ઉપડતું એવું તમારૂં સુંદર લલાટ અમારા દ્રષ્ટિ માર્ગને કયારે પામશે ? અને હે પ્રભુ ! અબળાઓ ઉપર તમારી કૃપા અતિ અધિક હોવાથી તમારે તમારૂં દર્શન નિશ્ચેજ અમને આપવું જોઇએ. ॥૪૫॥ અને અમારૂં રૂદન શ્રવણ કરવાથી વૃક્ષો, પક્ષીઓ અને પશુઓ પણ અમારા જેવાંજ અતિ દુઃખવાળાં થઇને અહીંઆં સર્વ પ્રકારે બહુજ રૂદન કરેછે, તો તમારા હૃદયમાં કેમ દયાનો ઉદય થતો નથી ? ॥૪૬॥ અને અતિગહન વનમાં પાદરક્ષા (મોજડીઓ) પહેર્યા સિવાય ફરતા એવા તમોને કેમ દુઃખ ન થાય ? અમને તો તેનું સ્મરણમાત્ર થવાથીજ કઠોર વજના આઘાત જેવીજ વેદના થાય છે. ॥૪૭॥ અરે દૈવ ! તારે પુરૂષો ઉપર જો દયા નથી તો તે ભલે તેમ હો ? પરંતુ સ્રીઓને તો અતિ

किमु ? हंस्यात्महरिं विदूरयन् ॥४८॥ अयि ! धातरिदं त्वया कृतं किमु ? धाष्टर्यं वनितास्वपि द्रुतम्। प्रियबान्धवतो वियोज्य ता विरहाग्नौ ज्वलयस्युदर्चिषि ॥४९॥ असुतोऽप्यतिवल्लभं विधे ! द्रुतमाकृष्य निनाय चेद्भवान्। असुभिः किमु दुष्कृतं कृतं यदमून्नो नयते विचेष्टतः ॥५०॥ इत्थं बन्धुजना हरेरतिशुचः पौराश्च तत्स्नेहिनः कृत्वा भूरिविलापमापुरखिला मूर्च्छां मुहूर्तं यदा। तत्स्वप्नेषु हरिस्तदैत्य सहसैवाश्वास्य तानात्मना तद्धैर्यं सुदृढीचकार च ततः सर्वे तदैवोत्थिताः ॥५१॥ आश्वस्ता अथ धीरतामुपगता रामप्रतापादयो नित्यं तं हृदि संस्मरन्त उत तत्स्वाभाविकान् सद्गुणान्। प्रीत्योच्चैरनुकीर्तयन्त इतरान् संश्रावयन्तस्ततो दुःखेनैव दिनानि निन्युरखिलास्तत्प्रीतिभाजो जनाः ॥५२॥

कौसलीयजनतानिकराणां सर्वथैव परमप्रिय आत्मा।
विप्रलम्भसुखदस्स्वजनानां कृष्ण एष मयि तुष्टिमुपैतु ॥५३॥

---

નિર્દય સ્વભાવનો પારધી પણ મારતો નથી, તો તું શા માટે અમારા પ્રાણવલ્લભ શ્રીહરિને અમારાથી દૂર કરતો સતો અમને આ પ્રમાણે મારેછે ? ॥૪૮॥ અરે હે દૈવ ! સ્ત્રીઓ ઉપર પણ આ પ્રમાણે એકદમ શું તેં નિર્દયતા કરી ? કે-તે સ્ત્રીઓને પ્રિય બાંધવ એવા શ્રીહરિ થકી વિખુટી પાડીને, અતિ અધિક જ્વાળાઓવાળા વિરહાગ્નિમાં આ પ્રમાણે બાળે છે. ॥૪૯॥ અને હે દૈવ ! અમારા પ્રાણ કરતાં પણ અતિશેજ વ્હાલા એવા શ્રીહરિને એકદમ ખેંચીને તું લઈ ગયો, તો અમારા પ્રાણોએ શું પાપ કરેલું છે કે શરીરમાં ચેષ્ટા કરતા આ પ્રાણોને તું બહાર કાઢી નાખતો નથી. ॥૫૦॥

આ પ્રમાણે શ્રીહરિના બંધુજનો તેમજ શ્રીહરિને વિષે સ્નેહવાળા તે અયોધ્યાપુરીમાં રહેનારા બીજા સર્વજનો, અતિ શોકાતુર થઇને બહુજ વિલાપ કરીને બધાય જ્યારે બેઘડીવાર મૂર્છા પામી ગયા, ત્યારે શ્રીહરિએ એકદમ તેમના સ્વપ્નમાં આવીને પોતાના સ્વરૂપનાં દર્શન કરાવીને આશ્વાસન કરીને તેમના ધૈર્યને અતિ દઢ બનાવ્યું અને તે પછી તુરતજ તે બધા ઉઠયા-જાગ્રતમાં આવીને સાવધાન થયા. ॥૫૧॥ આ પ્રમાણે આશ્વાસન આપેલા તેથી ધૈર્ય પામેલા તે રામપ્રતાપજી વિગેરે તે શ્રીહરિને નિરંતર હૃદયમાં સંભારતા અને તે શ્રીહરિના સ્વાભાવિક સદ્ગુણોને સંભારતા થકા શ્રીહરિની પ્રીતિ પામેલા તે બધાય હમેશાં શ્રીહરિના ગુણોનું કીર્તન પ્રીતિપૂર્વક ઉંચે સ્વરેથી કરતા અને બીજાઓને શ્રવણ કરાવતા થકા, પછીથી અતિ દુઃખે કરીનેજ દિવસો નિર્ગમન કરતા હતા. ॥૫૨॥

કોસળવાસી જનસમૂહોના સર્વ પ્રકારે પરમ પ્રિય આત્મા અને સ્વજનોને વિયોગમાં પોતાનું દર્શન આપીને સુખ આપનારા, એવા મારા ઇષ્ટદેવ આ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૫૩॥

दर्शयाशु नः करिशुण्डोपमिते च सक्थिनी ॥४०॥ मृगराजसमां च ते कटिं नतनाभिभ्रमरोदरं तथा। हृदयं विततोन्नतं च नः स्मृतमात्रं हि दुनोति मानसम् ॥४१॥ अयि! दर्शय नो भुजद्वयं भुजगेन्द्रोपमितं दृढं तव। जलजोपमितं करद्वयं तव कण्ठं च सुकम्बुसन्निभम् ॥४२॥ तव शारदपार्वणेन्दुवद्वदनं पद्यमनोहरं हरे!। अनवेक्ष्य मृदाकुलासवो ननु यास्यन्ति शरीरतोऽधुना ॥४३॥ समकर्णयुगं च नासिकां तिलपुष्पोपमितां सुशोभनाम्। भृकुटिं कुटिलां धनुर्भ्रमां तव नो दर्शय चारुदर्शन! ॥४४॥ तव चाथ ललाटमुन्नतं क? नु नो दृष्टिपथं गमिष्यति। अबलासु कृपातिरेकतो ननु देयं भवता स्वदर्शनम् ॥४५॥ रुदितश्रवणेन नो द्रुमा विहगा वा पशवोऽपि सर्वशः। बहुधात्र रुदन्ति दुःखिता न कथं? ते हृदये दयोदयः ॥४६॥ न कथं? गहने घने भवेच्चरतस्ते निरुपानहो व्यथा। अपि तत्स्मरणेन जायते शितवज्राहतिवेदनैव नः ॥४७॥ करुणा यदि नास्ति ते विधे! नृषु तर्ह्यस्तु परन्तु योषितः। न हि हन्ति शराशरुप्यमूः

ખિસત તુઓના સરખી અતિ કોમળ અને અતિશેજ ગોળાકાર, એવી તમારી બંને જંઘાઓ-પીંડીઓ અને હાથીની સુંઢની ઉપમા આપવા લાયક એવી તમારી બંને સાથળો અમને એકદમ બતાવો-દર્શન કરાવો. ॥૪૦॥ અને મૃગરાજના સરખી તમારી સુંદર કટિ, નમતી એવી નાભિરૂપ ભ્રમરની શોભાવાળું તમારૂં ઉદર અને વિશાળ અને ઉપડતું એવું તમારૂં હૃદય, અમને સાંભરી આવવા માત્રમાંજ અમારા મનને અતિશેજ દુઃખ કરેછે. ॥૪૧॥ હે શ્રીહરે! મોટા--સર્પરાજની ઉપમા આપવા લાયક એવા અતિદ્રઢ તમારા બંને બાહુઓ, તથા કમળ સરખા શોભાયમાન તમારા બંને કર અને શંખના જેવા વળવાળો અતિશોભાયમાન તમારો કંઠ, અમને બતાવો? ॥૪૨॥ હે શ્રીહરે! શરદઋતુની પૂર્ણિમાના ચંદ્રની પેઠે જોનાર મનુષ્યોનાં મનને હરનારૂં એવું શોભાયમાન તમારૂં મુખ જોયા સિવાય અતિશેજ આકુળ બની ગયેલા અમારા પ્રાણ હમણાંજ નિશ્ચેજ શરીરથી બહાર નીકળી જશે. ॥૪૩॥ અતિસુંદર દર્શન જેનું છે એવા હે શ્રીહરિ! સરખા શોભાયમાન તમારા બંને કાન, તિલના પુષ્પ સરખી અતિ શોભાયમાન તમારી નાસિકા અને ધનુષને આકારે રહેલી તમારી વાંકી ભૃકુટિનાં અમને દર્શન કરાવો? ॥૪૪॥ અને ઉપડતું એવું તમારૂં સુંદર લલાટ અમારા દ્રષ્ટિ માર્ગને કયારે પામશે? અને હે પ્રભુ! અબળાઓ ઉપર તમારી કૃપા અતિ અધિક હોવાથી તમારે તમારૂં દર્શન નિશ્ચેજ અમને આપવું જોઇએ. ॥૪૫॥ અને અમારૂં રૂદન શ્રવણ કરવાથી વૃક્ષો, પક્ષીઓ અને પશુઓ પણ અમારા જેવાંજ અતિ દુઃખવાળાં થઇને અહીંઆં સર્વ પ્રકારે બહુજ રૂદન કરેછે, તો તમારા હૃદયમાં કેમ દયાનો ઉદય થતો નથી? ॥૪૬॥ અને અતિગહન વનમાં પાદરક્ષા (મોજડીઓ) પહેર્યા સિવાય ફરતા એવા તમોને કેમ દુઃખ ન થાય? અમને તો તેનું સ્મરણમાત્ર થવાથીજ કઠોર વજ્રના આઘાત જેવીજ વેદના થાય છે. ॥૪૭॥ અરે દૈવ! તારે પુરૂષો ઉપર જો દયા નથી તો તે ભલે તેમ હો? પરંતુ સ્ત્રીઓને તો અતિ

किमु ? हंस्यात्महर्रिं विदूरयन् ॥४८॥ अयि ! धातरिदं त्वया कृतं किमु ? धार्ष्ट्यं वनितास्वपि द्रुतम् । प्रियबान्धवतो वियोज्य ता विरहाग्नौ ज्वलयस्युदर्चिषि ॥४९॥ असुतोऽप्यतिवल्लभं विधे ! द्रुतमाकृष्य निनाय चेद्भवान् । असुभिः किमु दुष्कृतं कृतं यदमूस्रो नयते विचेष्टतः ॥५०॥ इत्थं बन्धुजना हरेरतिशुचः पौराश्च तत्स्नेहिनः कृत्वा भूरिविलापमापुरखिला मूर्च्छां मुहूर्त्तं यदा । तत्स्वप्नेषु हरिस्तदैत्य सहसैवाश्वास्य तानात्मना तद्धैर्यं सुदृढीचकार च ततः सर्वे तदैवोत्थिताः ॥५१॥ आश्वस्ता अथ धीरतामुपगता रामप्रतापादयो नित्यं तं हृदि संस्मरन्त उत तत्स्वाभाविकान् सद्गुणान् । प्रीत्योच्चैरनुकीर्त्तयन्त इतरान् संश्रावयन्तस्ततो दुःखेनैव दिनानि निन्युरखिलास्तत्प्रीतिभाजो जनाः ॥५२॥

कोसलीयजनतानिकराणां सर्वथैव परमप्रिय आत्मा ।
विप्रलम्भसुखदस्स्वजनानां कृष्ण एष मयि तुष्टिमुपैतु ॥५३॥

---

નિર્દય સ્વભાવનો પારધી પણ મારતો નથી, તો તું શા માટે અમારા પ્રાણવલ્લભ શ્રીહરિને અમારાથી દૂર કરતો સતો અમને આ પ્રમાણે મારેછે ? ॥૪૮॥ અરે હે દૈવ ! સ્ત્રીઓ ઉપર પણ આ પ્રમાણે એકદમ શું તેં નિર્દયતા કરી ? કે-તે સ્ત્રીઓને પ્રિય બાંધવ એવા શ્રીહરિ થકી વિખુટી પાડીને, અતિ અધિક જ્વાળાઓવાળા વિરહાગ્નિમાં આ પ્રમાણે બાળે છે. ॥૪૯॥ અને હે દૈવ ! અમારા પ્રાણ કરતાં પણ અતિશેજ વ્હાલા એવા શ્રીહરિને એકદમ ખેંચીને તું લઈ ગયો, તો અમારા પ્રાણોએ શું પાપ કરેલું છે કે શરીરમાં ચેષ્ટા કરતા આ પ્રાણોને તું બહાર કાઢી નાખતો નથી. ॥૫૦॥

આ પ્રમાણે શ્રીહરિના બંધુજનો તેમજ શ્રીહરિને વિષે સ્નેહવાળા તે અયોધ્યાપુરીમાં રહેનારા બીજા સર્વજનો, અતિ શોકાતુર થઇને બહુજ વિલાપ કરીને બધાય જ્યારે એઘડીવાર મૂર્છા પામી ગયા, ત્યારે શ્રીહરિએ એકદમ તેમના સ્વપ્નમાં આવીને પોતાના સ્વરૂપનાં દર્શન કરાવીને આશ્વાસન કરીને તેમના ધૈર્યને અતિ દ્રઢ બનાવ્યું અને તે પછી તુરતજ તે બધા ઉઠયા-જાગ્રતમાં આવીને સાવધાન થયા. ॥૫૧॥ આ પ્રમાણે આશ્વાસન આપેલા તેથી ધૈર્ય પામેલા તે રામપ્રતાપજી વિગેરે તે શ્રીહરિને નિરંતર હૃદયમાં સંભારતા અને તે શ્રીહરિના સ્વાભાવિક સદ્ગુણોને સંભારતા થકા શ્રીહરિની પ્રીતિ પામેલા તે બધાય હમેશાં શ્રીહરિના ગુણોનું કીર્તન પ્રીતિપૂર્વક ઉંચે સ્વરેથી કરતા અને બીજાઓને શ્રવણ કરાવતા થકા, પછીથી અતિ દુઃખે કરીનેજ દિવસો નિર્ગમન કરતા હતા. ॥૫૨॥

કોસળવાસી જનસમૂહોના સર્વ પ્રકારે પરમ પ્રિય આત્મા અને સ્વજનોને વિયોગમાં પોતાનું દર્શન આપીને સુખ આપનારા, એવા મારા ઇષ્ટદેવ આ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૫૩॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-सकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिविप्र-लम्भनिरूपणं नाम द्वादश उल्लासः ॥ १२ ॥ ॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયાચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સર્વ રહસ્ય જાણનાર શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં, શ્રીહરિના બંધુજનોએ કરેલો શ્રીહરિનો વિલાપ નિરૂપણ કર્યો એ નામે બારમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૨॥

# त्रयोदश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

धर्मं संस्थापयन् यो वनगमनपरः संस्तुतो देवसङ्घैः
प्राप्तोऽरण्यं निशायां पवनसुतसमालोकितस्वप्रतापः ।
शैलेन्द्रादिष्टमार्गो वनभुवि पुलहस्याश्रमं प्राप्य सूर्य-
श्लाघामूलं तपस्तन्निरुपममतनोत्स श्रिये स्ताद्धरिर्नः ॥१३॥

ધર્મનું સંસ્થાપન કરતા થકા જે શ્રીહરિ વન-ગમન કરવામાં તત્પર થયા હતા, અને બ્રહ્માદિક દેવગણોએ આવીને જેમની સ્તુતિ કરી હતી, પછી અરણ્યમાં ગયેલા જે શ્રીહરિએ રાત્રિએ પવનપુત્ર હનુમાનજીને પોતાનો પ્રતાપ બતાવ્યો હતો, તેમજ વનભુમિમાં ગિરિરાજ હિમાદ્રિએ જે શ્રીહરિને માર્ગ બતાવ્યો હતો, અને પછી પુલહાશ્રમમાં આવીને સૂર્યદેવની શ્લાઘા કરવાના કારણરૂપ જે શ્રીહરિએ નિરૂપમ-અનન્યતુલ્ય (અસાધારણ) તપ કર્યુ હતું, એવા સાક્ષાત્ તે શ્રીહરિ અમારા શ્રેયને માટે થાઓ. ॥ ૧૩ ॥

---

नीलकण्ठोऽथ भगवानुत्तीर्णः सरयूं नदीम् । उदक् क्रोशद्वयं गत्वा निर्जने निषसाद सः ॥१॥ उपविश्य वटाधस्ताज्जलाशयसमीपतः । स्वनिर्गमं स निर्विघ्नं मेने केनाप्यलक्षितः ॥२॥ तदा वेधोमुखा देवाः सगणास्तद्विभूतयः । ऋषयो नारदाद्याश्च हिमवत्प्रमुखा नगाः ॥३॥ मूर्त्ता गङ्गादयो नद्यः पुष्करादीनि सर्वशः । तीर्थानि चाययुस्तत्र ज्ञात्वा तं निर्गतं गृहात् ॥४॥ दुराचारापहाराय धर्मसाध्ववनाय च । प्रणम्योचुर्वयं कृष्ण ! त्वदाश्रिताः ॥५॥ त्वं साक्षाद्भगवानेव स्वेच्छयासि नराकृतिः । जानीमस्त्वां धर्मगुप्त्यै जातं चाधर्मशान्तये ॥६॥ स त्वं साधयितुं नूनं स्वावतारप्रयोजनम् । निर्गतोऽसि गृहादद्यानन्तजीवाभवाय च ॥७॥ पादचङ्क्रमणैर्भूमिर्सिर्थांश्च वीक्षणतस्तव । परमं प्राप्स्यति सौख्यं वयं त्वद्दर्शनेन च ॥८॥ ऋषयः सहवासेन पर्वताश्च

धर्मं संस्थापयन् यो वनगमनपर: संस्तुतो देवसङ्घै:
प्राप्तोऽरण्यं निशायां पवनसुतसमाऽऽगोपितस्वप्रताप ।



शैलेन्द्राद्रिप्रमार्गो वनभुवि पुलहस्याश्रमं प्राप्य सूर्य-
श्लाघामूलं तपस्तच्चिरममतनोत्स श्रियै स्ताद्धरिर्नः

શ્રીહરિની દિવ્ય તપશ્ચર્યા.

त्वदाश्रयात् । यास्यन्ति परमानन्दं ब्राह्मणाश्च त्वदर्चनात् ॥९॥ अधार्मिकजनव्रात-स्पर्शप्राप्तान्यघान्यपि । तीर्थानि सद्यो हास्यन्ति त्वत्पादस्पर्शनात्प्रभो ! ॥१०॥ अन्यान्सुखयितासि त्वं स्वयं कृच्छ्रं तपश्चरन् । स्वप्रतापेन भूभारमपाकुरु नमोऽस्तु ते ॥११॥ इति सम्प्रार्थ्य ते तस्मै क्षुधिताय फलानि च । निवेदयित्वा स्वादूनि तस्थुः प्राञ्जलयोऽग्रतः ॥१२॥ चिकीर्षुर्नरनाट्यं तान् प्रीणयित्वा हरिर्गिरा । अजिज्ञपत्स्वधामानि

## ઉલ્લાસ ૧૩ મો.

હવે-શ્રીનીલકંઠભગવાન આ પ્રમાણે સરયૂનદીને સામે કાંઠે ઉતર્યા અને ઉત્તરદિશા તરફ બે ગાઉ ઉપર જઇને એકાંતસ્થાનમાં બેઠા. ॥૧॥ એક મોટા સરોવર પાસે વડના વૃક્ષની નીચે બેસીને તે શ્રીહરિએ ' પોતાનું ઘેરથી નીકળવું, તે નિર્વિઘ્ન બની ગયું અને પોતાને કોઇએ પણ ઘેરથી નીકળતાં જાણ્યા નહિ, તે ઠીક થયું ' એમ માન્યું ॥૨॥ હવે તે સમયમાં બ્રહ્મા અને શંકર વિગેરે દેવો પોત-પોતાના સેવક ગણોએ સહિત, તેમની વિભૂતિઓ ઉમાદેવી વિગેરે, નારદાદિક ઋષિઓ, હિમાચળ વિગેરે પર્વતો, ગંગા વિગેરે નદીઓ અને પુષ્કરરાજ વિગેરે તીર્થો, એ બધાય મૂર્તિમાન્ પ્રત્યક્ષપણે ત્યાં શ્રીહરિ ભગવાન ઘેરથી નીકળીને આવેલા છે એમ જાણીને આવ્યા. ॥૩-૪॥ દુરાચાર કરનારા અસુરોનો નાશ કરવા માટે તેમજ ધર્મ અને સાધુઓનું રક્ષણ કરવા માટે ઉદ્યુક્ત થયેલા તે શ્રીહરિને નમસ્કાર કરીને, તે બ્રહ્માદિક દેવો અને ગંગા આદિક તીર્થો કહેવા લાગ્યાં હે કૃષ્ણ ! અમે બધાય તમારે આશરે રહેલા છીએ. ॥૫॥ તમે સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન્ પોતેજ પોતાની ઇચ્છાથી નરાકૃતિ ધારી રહેલા છો અને ધર્મનું રક્ષણ કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટેજ આ પ્રમાણે પ્રગટ થયાછો, એમ તમને અમે જાણીએ છીએ. ॥૬॥ તે તમે નિશ્ચેજ પોતાના અવતારનું પ્રયોજન સિદ્ધ કરવા માટે અને અનંત જીવોનાં આત્યંતિક કલ્યાણ કરવા માટે, હમણાં ઘેરથી નીકળેલા છો. ॥૭॥ તમારા ચરણોના ફરવાથી પૃથ્વી પરમ સુખને પામશે. અને તમારા જોવાથી સ્વર્ગ પણ આનંદ પામશે. અને અમે બધા દેવતાઓ પણ તમારાં દર્શન કરવાથી અતિશેજ આનંદ પામીશું. ॥ ૮ ॥ ઋષિઓ બધાય તમારા સમાગમથી, પર્વતો તમારો આશ્રય-નિવાસ થવાથી અને બધા બ્રાહ્મણો તમારી પૂજા કરવાથી પરમ આનંદ પામશે. ॥૯॥ હે પ્રભો ! ગંગા વિગેરે તીર્થો તમારા ચરણનો સ્પર્શ પામવાથી, અધર્મિ માણસોના સમૂહોનો સંસર્ગ થવાથી પ્રાપ્ત થયેલાં પાપમાત્રને પણ તુરતજ ત્યાગ કરી દેશે ॥૧૦॥ અને તમે પોતે અતિકષ્ટકારિ તપને કરતા થકા બીજાઓને સુખ પમાડશો. હે મહારાજ ! પોતાના પ્રતાપથી પૃથ્વીના ભારને નાશ કરો ? અમે તમને નમસ્કાર કરીએ છીએ. ॥૧૧॥ આ પ્રમાણે તે દેવો વિગેરે પ્રાર્થના કરીને, તે શ્રીહરિને ભૂખ્યા જાણીને, સારાં સ્વાદિષ્ટ ફળો ભગવાનની આગળ નિવેદન કરીને હાથ જોડીને ઉભા રહ્યા. ॥૧૨॥ પછી શ્રીહરિ નરનાટ્ય કરવાને ઇચ્છતા થકા પોતાની વાણીથી તે દેવતાઓને પ્રસન્ન કરીને, સર્વ પ્રાણિમાત્રને સુખ આપનારા શ્રીહરિએ તે બ્રહ્માદિક

गन्तुं सर्वसुखप्रदः ॥१३॥ ते तं नत्वा ततो जग्मुः सर्वे तद्भाववेदिनः । तान्विसृज्य हरिश्चक्रे स्नात्वा सायन्तनं विधिम् ॥१४॥ किञ्चित्फलादि तत्प्रीत्यै सोऽशित्वा रजनीं तु ताम् । तत्रोषित्वा ततः प्रायादुदक् प्रातः कृताह्निकः ॥१५॥ नानाग्रामान्पत्तनानि व्यतीत्य च नगान्नदीः । सोऽनासक्तश्चरन्मार्गे प्राप काञ्चिन्महाटवीम् ॥१६॥ अन्नपानविहीनोऽसौ तुरीयेऽहनि काञ्चन । नदीम्प्राप्य शनैश्चक्रे आपद्यप्याह्निकक्रियाम् ॥१७॥ तावदस्तङ्गतः सूर्यस्तत्राधस्ताद्वटस्य सः । निषसाद हृदि ध्यायन्स्वस्वरूपं परात्परम् ॥१८॥ तावत्तत्रागमत्कश्चिद्भैरवो भीषणाकृतिः । भूतप्रेतपिशाचादिस्वगणैः परितो वृतः ॥१९॥ तद्वटावास उग्राक्षः शूलपाणिर्गुहाननः । स्वस्थानस्थं हरिं दृष्ट्वोत्प्लुत्य धावन्बुभुक्षया ॥२०॥ यावज्जिघृक्षत्याक्रुश्य तावदुन्मीलितेक्षणः । तमपश्यद्धरिस्तर्हि स तं दावमिवैक्षत ॥२१॥ हरिप्रतापेन महानलेन दन्दह्यमानः स सहात्मवर्ग्यैः । क्रोशन्मृतोऽस्मीति पलायते स्म द्रुतं यथाहिर्दववह्निभीतः ॥२२॥ आक्रोशमाश्रुत्य

દેવોને પોતપોતાના સ્થાન પ્રત્યે જવાની આજ્ઞા કરી ॥૧૩॥ શ્રીહરિના અભિપ્રાયને જાણનારા તે બ્રહ્માદિક દેવો પણ શ્રીહરિને નમસ્કાર કરીને ત્યાંથી ચાલ્યા ગયા. અને શ્રીહરિએ તે બ્રહ્માદિક દેવોને પોતપોતાના સ્થાનમાં મોકલીને પછી સ્નાન કરીને સાંયકાળનો વિધિ કર્યો. ॥૧૪॥ અને દેવોને રાજી કરવા માટે શ્રીહરિ થોડાંક ફળાદિક જમીને તે રાત્રિ તો ત્યાંજ રહીને, ત્યાર પછી પ્રાતઃકાળમાં આહ્નિકવિધિ કરીને ઉત્તર દિશા તરફ ચાલ્યા. ॥૧૫॥ એમ ચાલતાં અનેક ગામ અને શહેરોને ઉલ્લંઘન કરીને, તેમજ પર્વતો અને નદીઓ ઓળંગીને શ્રીહરિ કોઇ ઠેકાણે ન બંધાતા અને આસક્તિથી રહિત એવા થકા માર્ગે ચાલતાં કોઇક મોટા જંગલમાં આવી પહોંચ્યા. ॥૧૬॥ અને અન્ન તેમજ પીવાનું પાણી પણ જેમને નથી મળ્યું એવા થકા ચોથે દિવસે કોઇક નદીને પામીને ધીરે રહીને આપત્કાળમાં પણ પોતાની આહ્નિકક્રિયા કરી. ॥૧૭॥ અને તેટલાકમાંજ સૂર્ય અસ્ત પામ્યો. તેથી શ્રીહરિ તે ઠેકાણે એક વડના વૃક્ષ નીચે પોતાના હૃદયમાં પરાત્પર એવા સ્વસ્વરૂપનું ધ્યાન કરતા થકા બેઠા. ॥૧૮॥ તેટલાકમાંજ તે ઠેકાણે અતિભયંકર આકૃતિવાળો એવો કોઇક ભૈરવ આવ્યો અને તે ભૂતડાં અને પ્રેતપિશાચ વિગેરે પોતાના ગણોથી વીંટાયેલો હતો. ॥૧૯॥ તે વડના વૃક્ષમાંજ રહેનારો તે ભૈરવ, અતિ ઉગ્ર નેત્રો જેનાં છે, હાથમાં ત્રિશૂળ ધારી રહેલો, મોટી પર્વતની ગુહા જેવું મોઢું જેનું છે, એવો થકો પોતાના સ્થાનમાં બેઠેલા શ્રીહરિને જોઇને એકદમ કુદકો મારીને દોડતો થકો ખાઇ જવાની ઇચ્છાથી બરાડા પાડીને જ્યાં શ્રીહરિને પકડવા જાયછે, તેટલાકમાં ઉઘડી ગયાંછે નેત્રો જેમનાં એવા શ્રીહરિએ તે ભૈરવના સામું જોયું કે તેજ સમયમાં તે ભૈરવે શ્રીહરિને બળતા અગ્નિ જેવા દેખ્યા. ॥૨૦–૨૧॥ અને શ્રીહરિના પ્રતાપરૂપ અતિ મોટા અગ્નિથી બળવા લાગેલો તે ભૈરવ પોતાના ગણોએ સહિત 'અરેરે ? હું તો મરીજ ગયો' એમ બરાડા પાડતો દાવાનળ દેખીને ભય પામેલો સર્પ જેમ એકદમ નાશી જાય, તેજ પ્રમાણે એકદમ નાશી ગયો. ॥૨૨॥ અને તે ઉચ્ચ શબ્દે કરીને પાડેલા આક્રોશને સાંભળીને તે શ્રીહરિનું ધ્યાન કરતા હનુમા-

नमुचकैस्तं ध्यायन् हनूमानपि भूतसङ्घान्। आबध्य पुच्छेन पदप्रहारैः सन्ताड्य चाद्रावयद्दष्टदिग्भ्यः ॥२३॥ तद्भूतविद्रावणमेष बुद्ध्वा कृष्णप्रतापादथ भूय एव। ध्यानस्थ आसीद्धरिरप्यनाप्तकिञ्चिद्विकारो रजनीं निनाय ॥२४॥ प्रातः प्रयाणोन्मुखमाह्रिकान्ते विलोक्य तं स्नेहभरेण खिन्नः। उचे हनूमान्धृतबालरूप उपोषितोऽसीश चतुर्दिनानि ॥२५॥ निजेच्छया कृष्ण! तपस्विलीलां कर्त्तुं प्रवृत्त सततं स्वतन्त्रम्। न त्वामहं किञ्चन वक्तुमीशः प्रीत्यैव किञ्चिद्विवशो ब्रवीमि ॥२६॥ पतन्निवाभासि चलन्विभो! त्वमाहारहीनोऽथ वनेऽस्ति गम्यम्। किञ्चित्फलाहारमतो विधातुं योग्योऽसि देहस्य हि वर्त्तनाय ॥२७॥ आहारयाम्यद्य वनात्फलानि स्वीकर्त्तुमर्होऽसि च तानि कृष्ण!। इत्यर्थितस्तत्प्रियकाम्ययाऽसौ तथेत्यवोचत्स ययौ तदर्थम्॥२८॥ सद्यः समानीय फलानि तस्मै न्यवेदयत्सोऽपि ततश्चतुष्कम्। आदाय देवाय निवेद्य चात्त्वा नादेयमम्भः पिबति स्म कृष्णः॥२९॥ ततो निराहारमवेत्य भक्तं स्वभोजने भोजनकारिणं तम्। स्वयं ददौ शेषफलानि तस्मै प्रीत्या स भुक्त्वोपविवेश कीशः ॥३०॥ हरिस्तमाहाथ

---

નજી પણ એકદમ ત્યાં આવીને, સર્વભૂતોને પોતાના પુચ્છથી બાંધીને અને પગની લાતોના પ્રહારથી ખૂબ માર મારીને ચોતરફથી નસાડી મુકયાં. ॥૨૩॥ અને તે હનુમાનજી શ્રીહરિના પ્રતાપથીજ તે ભૂતો વિગેરે નાશી ગયાં એમ જાણીને પછી ફરીને ધ્યાનસ્થ થઇને બેઠા; અને શ્રીહરિએ પણ કોઇ પ્રકારનો વિકાર-(ક્રોધ અગર ભય) નહિ પામતાં તે રાત્રિ ત્યાંજ રહીને નિર્ગમન કરી. ॥૨૪॥ પછી સવારમાં આહ્નિક વિધિ કરી રહ્યા પછી ચાલવાને તૈયાર થયેલા શ્રીહરિને જોઇને, બાળરૂપ ધરી રહેલા હનુમાનજી શ્રીહરિના ઉપર અતિસ્નેહને લીધે ખેદ પામીને કહેવા લાગ્યા—હે પ્રભુ! આપ ચાર દિવસના ઉપવાસી છો. ॥૨૫॥ હે શ્રીકૃષ્ણ! પોતાની ઇચ્છાથીજ તપસ્વિના જેવી લીલા કરવાને માટે પ્રવર્તેલા અને સદા સ્વતંત્રમૂર્તિ એવા તમને હું કંઇ પણ કહેવાને સમર્થ નથી, તો પણ તમારા ઉપર અતિસ્નેહને લીધે પરવશ થકો આપને કહું છું. ॥૨૬॥ અતિ સમર્થ એવા હે પ્રભુ! આપ ચાલોછો ત્યારે જાણે પડી જશો? એમ જણાયછે, કારણ કે-આપે આહાર કર્યો નથી અને વળી વનમાં જવાનું છે, માટે દેહને નભાવવા માટે કંઇક ફળાહાર કરવાને માટે યોગ્ય છો. ॥૨૭॥ હમણાં જ હું વનમાંથી ફળો લઇ આવુંછું, તેને હે કૃષ્ણ! તમે સ્વીકારવાને યોગ્ય છો. આ પ્રમાણે હનુમાનજીએ પ્રાર્થના કરેલા શ્રીહરિએ હનુમાનજીને રાજી કરવા સારૂ 'ઠીક લઇ આવો' એમ કહ્યું, એટલે તુરતજ હનુમાનજી ફળો લેવા સારૂ ગયા. ॥૨૮॥ અને તુરતજ ફળો લાવીને તે શ્રીહરિને અર્પણ કર્યાં, ત્યારે તે શ્રીહરિએ પણ તેમાંથી ચાર ફળ લઇને દેવને-શાળગ્રામને નૈવેદ્ય કરીને પછી તે ફળ જમીને નદીનું પાણી પીધું ॥૨૯॥ ત્યાર પછી તે શ્રીહરિએ પોતાના ભક્ત હનુમાનજીને પણ નિરાહાર અને પોતાને ભોજન કરાવ્યા પછીજ તે ભોજન કરનારા એમ જાણીને બાકીનાં ફળો અતિ પ્રસન્નતાથી હનુમાનજીને પોતે આપ્યાં, તે ફળોને જમીને પછી હનુમાનજી બેઠા. ॥૩૦॥ ત્યારે શ્રીહરિએ તે હનુમાનજીને કહ્યું કે—મારા ભક્ત એવા હે કપીન્દ્ર!

कपीन्द्र ! भक्त ! त्वं गच्छ साकेतपुरे स्ववासम् । तत्र स्थितो मद्विरहातिखिन्नान् रामप्रतापप्रमुखानवेति ॥३१॥ हित्त्वा वने स्वं नगरं न गन्तुमिच्छन्तमालोक्य तमाह धार्मिः । चिन्ता न कार्या मम भक्तवर्य ! यदा स्मरेयं त्वमियास्तदा माम् ॥३२॥ तत्र स्थितः प्रत्यहमन्तरे मां त्वं द्रक्ष्यसीति व्रज वीतशोकः । इत्युक्त ईशेङ्गितवित्स नत्वा तमात्मवासं समियात्तदानीम् ॥३३॥ ततो रामप्रतापादीन्मारुतिः प्राप्य सादरम् । प्रणम्य सान्त्वयंस्तत्र प्रोचे वाक्यमिदं हि तान् ॥३४॥ रामप्रताप ! युवयोर्भ्रातेच्छाराम ! सद्गुणः । तपः कुर्वन्वने धीरो मया दृष्टोऽद्भुतक्रियः ॥३५॥ श्रुत्वा तद्वाक्यमेवं तौ तं प्रेयांसं तथेतरे । स्मरन्तस्तद्गुणान्दिव्यान्विश्लेषार्तास्तदारुदन् ॥३६॥ दुःखितानिति दृष्ट्वा तान्दग्धांस्तद्विरहाग्निना । घृणार्दितः स मधुरं प्रोचे वाक्यमिदं पुनः ॥३७॥ रामप्रताप ! वाक्यं मे शृण्विच्छाराम ! सन्मते ! । युवयोस्तद्वियोगाधिं सर्वज्ञो वेत्ति स प्रभुः ॥३८॥ कर्तुमात्यन्तिकं श्रेयः प्राणिनां विचरन्क्षितौ । यदाचार्यपदारोहं कर्ता सोऽसङ्ख्यसद्गुणः ॥३९॥ तदा युवां समाहूय बन्धूंश्चापि स प्रभुः । रक्षित्वा

---

તમે અયોધ્યાપુરીમાં તમારા સ્થાનમાં જાઓ ? અને ત્યાં રહીને મારા વિરહથી અતિ ખેદ પામતા રામપ્રતાપજી વિગેરેની રક્ષા કરજ્યો. ॥૩૧॥ ત્યારે પોતાને વનમાં એકલા મુકીને નગરમાં જવાને માટે ન ઇચ્છતા, એવા તે હનુમાનજીને જોઇને ધર્મના પુત્ર શ્રીહરિ કહેવા લાગ્યા—હે ભક્તવર્ય ! તમારે મારી ચિંતા ન કરવી, અને જ્યારે હું તમને સંભારૂં ત્યારે તમો મારી પાસે આવજ્યો ॥૩૨॥ અને ત્યાં રહ્યા થકા દરરોજ તમે તમારા અંતરમાં મને દેખશો, માટે શોક રહિત થઇને સુખેથી જાઓ. આ પ્રમાણે કહેલા અને શ્રીહરિના અભિપ્રાયને જાણનારા તે હનુમાનજી શ્રીહરિને નમસ્કાર કરીને તુરતજ પોતાના સ્થાનમાં આવ્યા. ॥૩૩॥ ત્યાર પછી વાયુપુત્ર હનુમાનજી રામપ્રતાપજી વિગેરેની પાસે આવીને આદરથી નમસ્કાર કરીને સાંત્વના કરતા થકા રામપ્રતાપજી વિગેરેના પ્રત્યે આવાં વાકયો કહેવા લાગ્યા. ॥૩૪॥ હે રામપ્રતાપજી ! તથા હે ઇચ્છારામજી ! સર્વ સદ્ગુણોથી સંપન્ન એવા તમારા ભાઇ વનમાં તપ કરતા, અતિ ધીરજતાવાળા અને આશ્ચર્યકારી ચરિત્રો કરનારા મેં જોયા છે ॥૩૫॥ આવાં તે હનુમાનજીનાં વચન સાંભળીને તે બંને ભાઇઓ તથા બીજાઓ પણ પોતાને અતિવ્હાલા તે શ્રીહરિને, તથા તે શ્રીહરિના અલૌકિક ગુણોને સંભારતા થકા વિયોગથી અતિ દુઃખ પામીને તે વખતે રડવા લાગ્યા. ॥૩૬॥ આવી રીતના અતિ દુઃખીઆ અને તે શ્રીહરિના વિરહાગ્નિથી બળી રહેલા તે રામપ્રતાપજી વિગેરેને જોઇને તે હનુમાનજી દયાથી દુઃખી થઇને ફરીને તેમના પ્રત્યે મધુર વચનો કહેવા લાગ્યા. ॥૩૭॥ સારીબુદ્ધિવાળા હે રામપ્રતાપજી ! અને હે ઇચ્છારામજી ! મારૂં વાકય સાંભળો ? તમારા બંનેની આ વિરહની પીડાને સર્વજ્ઞ એવા તે પ્રભુ શ્રીહરિ જાણે છે. ॥૩૮॥ અસંખ્યાત સદ્ગુણોવાળા એ શ્રીહરિ પ્રાણિઓનું આત્યંતિક કલ્યાણ કરવા માટે પૃથ્વી ઉપર વિચરતા થકા જ્યારે આચાર્યપદની સ્થાપના કરશે, ત્યારે તે શ્રીહરિ ભગવાન તમને બંનેને અને તમારા બંધુઓને પણ બોલાવીને પોતાની પાસે રાખીને

स्वान्तिके सौख्यं प्रापयिष्यति वो महत् ॥४०॥ स्वीयाचार्यपदे प्रीत्या स्थापयिष्यति स स्वयम् । श्रेयस्करं वरं भद्रं युष्माकं निर्मलं कुलम् ॥४१॥ स्थापयिष्यति स क्षोण्यां धर्ममैकान्तिकं शुभम् । समाधिं प्राणिनोऽसङ्ख्यान्कारयिष्यति स द्रुतम् ॥४२॥ गोलोकादीनि धामानि प्रेक्षयिष्यति तत्र तान् । तत्स्था दिव्या निजा मूर्तीस्तदैश्वर्यञ्च स प्रभुः ॥४३॥ नानावतारमूर्तीस्तान् दर्शयिष्यति सोद्भुताः । चरित्राणि विचित्राणि जीवमुक्त्यै विधास्यति ॥४४॥ धर्मज्ञानादिसम्पन्नान् कृत्वा सोऽगणिताञ्जनान् । धाम स्वमक्षरं दिव्यं प्रापयिष्यति दुर्लभम् ॥४५॥ विष्णुयागमुखान्यज्ञान्कोटिशो विधिसंयुतान् । युष्माद्वारा विधातैष प्रीतिकर्तॄन् हविर्भुजाम् ॥४६॥ सस्वर्णकलशोपेतशिखरध्वजशोभया । युतानि मन्दिराण्येष विधातैवाल्पकालतः ॥४७॥ लक्ष्मीनारायणादीनां मूर्तीनां स्थापनं हरेः । कारयिष्यति तत्रायं ब्राह्मणान्सुहितान्रसैः ॥४८॥ अचिरेण ततो यूयं प्राप्य तत्सन्निधिं शुभम् । सुखं सर्वोत्तमं भूयो नूनं प्राप्स्यथ सत्तमाः! ॥४९॥ तस्माच्छोको न कर्त्तव्यो युष्माभिर्हरिबन्धुभिः । वचस्तस्येति ते श्रुत्वा विस्मिताः शुचमत्यजन् ॥५०॥ इत्थं रामप्रतापादीन् सान्त्वयित्वा स मारुतिः । प्रीतो हरिं स्मरंस्तूर्णं

---

તમને અતિશેજ મોટું સુખ પમાડશે. ॥૩૯—૪૦॥ અને તે શ્રીહરિ પોતેજ અતિપ્રીતિથી પોતાના આચાર્યપદ ઉપર, સર્વના કલ્યાણને કરનારૂં, શ્રેષ્ઠ અને નિર્મળ, એવું તમારૂં કુળ સ્થાપન કરશે. ॥૪૧॥ તેમજ તે શ્રીહરિ પૃથ્વી ઉપર રૂડા એકાંતિક ધર્મને સ્થાપન કરશે, તેમજ અસંખ્યાત પ્રાણિઓને એકદમ સમાધિ કરાવશે.॥૪૨॥ અને તે સમાધિમાં પ્રાણિઓને પોતાનાં ગોલોકાદિક ધામો બતાવશે. અને સમર્થ એવા શ્રીહરિ તે તે ધામમાં રહેલી પોતાની દિવ્યમૂર્તિઓ અને ઐશ્વર્ય–વિભૂતિઓ પણ બતાવશે. ॥૪૩॥ આશ્ચર્યકારી એવી અનેક અવતારોની મૂર્તિઓ તેમને સમાધિમાં બતાવશે. અને જીવોનાં કલ્યાણ માટે વિચિત્ર ચરિત્રો પણ કરશે. ॥૪૪॥ અગણિત જનોને ધર્મ જ્ઞાન, વૈરાગ્ય અને એકાંતિકી ભક્તિથી સંપન્ન કરીને, તે શ્રીહરિ અતિ દુર્લભ એવા પોતાના દિવ્ય અક્ષર ધામને પમાડશે. ॥૪૫॥ એ શ્રીહરિ હવિષ્યને જમનારા દેવતાઓને પ્રીતિ કરનારા એવા વિષ્ણુયાગ વિગેરે કરોડો કરોડ યજ્ઞો વિધિપૂર્વક તમારા દ્વારા કરાવશે. ॥૪૬॥ વળી એ શ્રીહરિ સુંદર સોનાના કળશે સહિત શિખર અને ધ્વજાઓની શોભાએ યુક્ત ઘણાંક મંદિરો થોડાજ સમયમાં કરાવશે. ॥૪૭॥ અને તે મંદિરોમાં ભગવાનની લક્ષ્મીનારાયણ આદિક મૂર્તિઓનું સ્થાપન કરશે અને કરાવશે. અને તે પ્રતિષ્ઠાના ઉચ્છવોમાં બ્રાહ્મણોને ઘી સાકર વિગેરે રસોથી અતિ તૃપ્ત કરશે. ॥૪૮॥ હે સત્તમાઃ! ત્યાર પછી તમે થોડાજ સમયમાં તેમના શુભ સમીપને પામીને ફરીને સર્વોત્તમ સુખને નિશ્ચેજ પામશો. ॥૪૯॥ માટે શ્રીહરિના બંધુઓ એવા તમોએ શોક કરવો નહિ, આવી રીતનાં હનુમાનજીનાં વચન સાંભળીને વિસ્મય પામેલા તે રામપ્રતાપજી વિગેરેએ શોકનો ત્યાગ કર્યો. ॥૫૦॥ અને રૂડી બુદ્ધિવાળા તે હનુમાનજી આ પ્રમાણે રામપ્રતાપજી આદિકને સાંત્વના કરીને પ્રસન્ન થઇને, શ્રીહરિને સંભારતા સંભા-

तत्रैवान्तर्दधे सुधीः ॥५१॥ हर्याज्ञां पालयन्गुप्तं वसंस्तत्र न मारुतिः । अवन्रामप्रतापादीन्साकेते सर्वथाऽवसत् ॥५२॥ ततः स निर्ययौ कृष्णश्चरन्नेको वनेष्वपि । सायं यत्र निशां तत्र निनाय तपतां पतिः ॥५३॥ दिनैः कतिपयैः दयामं व्यतीत्य हिमपर्वतम् । श्वेतं तमेव सम्प्राप्य चचारोपत्यकासु सः ॥५४॥ नासाग्रस्थिरदृष्टित्वाद्विस्मृताध्वा क्वचिच्चरन् । वर्णिराजो नदीं प्राप हिमवत्पादनिःसृताम् ॥५५॥ तां क्वचिज्जानुदघ्नोदां क्वाप्यगाधजलां हरिः । प्रतिपूरं तरन्यातो ददर्शाग्रे नगद्वयम् ॥५६॥ प्राक्पश्चिमयोरस्योरन्तरे तां नदीं तरन् । नद्या मूलं गुहां प्राप गम्यं वर्त्म स न क्वचित् ॥५७॥ सूर्यस्त्वस्तङ्गतस्तावत्तत्रातिष्ठत्क्षणं हरिः । तदा मूर्तो हिमगिरिस्तं नत्वाह कृताञ्जलिः ॥५८॥ एहि मार्गं दर्शयामीत्युक्त्वा तं मार्गमानयत् । हरेऽनेन पथा गम्यं पुलहाश्रम एष्यति ॥५९॥ इत्युक्त्वा तं समभ्यर्च्य स तिरोऽभूत्तदाज्ञया । स च तत्र निशां नीत्वा पुलहाश्रममभ्यगात् ॥६०॥ तृतीयेऽहनि तं प्राप्य तत्रत्यमुनिमानितः । न्यवसच्चतुरो मासानार्षभस्य तपःस्थले ॥६१॥ तपोरीतिं स तत्रत्यान्महतोऽपि मुनीन्स्वयम् । शि-

રતા એકદમ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. ॥૫૧॥ અને શ્રીહરિની આજ્ઞા પાળતા થકા ગુપ્તપણે ત્યાં વાસ કરીને રહેલા તે હનુમાનજી, રામપ્રતાપાદિકનું રક્ષણ કરતા થકા અયોધ્યાપુરીમાંજ સર્વથા વાસ કરીને રહ્યા હતા. ॥૫૨॥

હવે તપસ્વિઓના પતિ શ્રીહરિ ત્યાંથી નીકળ્યા અને વનમાં પણ એકલાજ ફરતા થકા જ્યાં સાયંકાળ થાય ત્યાંજ રાત્રિ ગાળતા હતા.॥૫૩॥ એમ ફરતાં કેટલાક દિવસો વડે કાળા હિમાલયને ઉલ્લંઘીને શ્વેત હિમગિરિને પામીને તે શ્રીહરિ તેની તળેટીઓમાં વિચરતા હતા. ॥૫૪॥ નાસિકાના અગ્ર ઉપર દ્રષ્ટિને સ્થિર રાખવાથી ક્યારેક ચાલતાં ચાલતાં માર્ગને ભૂલી ગયેલા તે વર્ણિરાજ-શ્રીહરિ, હિમાચળના મૂળમાંથી નીકળેલી નદીને પામ્યા. ॥૫૫॥ ક્યાંક ઢીંચણ સુધી પાણીવાળી અને ક્યાંક અગાધ જળવાળી તે નદીને સામે પૂરે તરતા તરતા શ્રીહરિ ચાલ્યા ત્યારે આગળ જતાં બે પર્વતો જોવામાં આવ્યા. ॥૫૬॥ પૂર્વ અને પશ્ચિમ ભાગમાં રહેલા તે બંને પર્વતોના મધ્યમાં રહેલી તે નદીને તરતા તરતા તે શ્રીહરિ નદીના મૂળરૂપ—નીકળવાના સ્થાનરૂપ ગુહાને પામ્યા, પણ આગળ જવાનો માર્ગ ક્યાંઇ જોવામાં આવ્યો નહિ. ॥૫૭॥ અને તેટલાકમાં સૂર્ય તો અસ્ત પામ્યો એટલે તે શ્રીહરિ ત્યાં થોડીક વાર ઉભા રહ્યા ત્યારે મૂર્તિમાન હિમગિરિ ત્યાં આવીને શ્રીહરિને હાથ જોડીને નમસ્કાર કરીને કહેવા લાગ્યો-॥૫૮॥ હે શ્રીહરે ! 'આવો ? માર્ગ બતાવું' એમ કહીને તે શ્રીહરિને માર્ગ પ્રત્યે આણ્યા. અને 'આ માર્ગે જવું તે આગળ જતાં પુલહાશ્રમ આવશે.' ॥૫૯॥ આ પ્રમાણે કહીને તે શ્રીહરિની પૂજા કરીને તે હિમાચળ શ્રીહરિની આજ્ઞાથી ત્યાંથી તિરોધાન થઇ ગયો. અને શ્રીહરિ પણ ત્યાં રાત્રિ રહીને પુલહાશ્રમમાં આવ્યા. ॥૬૦॥ ત્રીજે દિવસે તે પુલહાશ્રમને પામીને ત્યાંના મુનિજનોએ સન્માન કરેલા શ્રીહરિ, ઋષભદેવના પુત્ર ભરતરાજાના તપ કરવાના સ્થાનમાં ચાર માસ પર્યંત નિવાસ કરીને રહ્યા, ॥૬૧॥ અને ત્યાં રહીને શ્રીહરિએ ત્યાંના રહેનારા મોટા મોટા મુનિઓને પણ તપ

क्षपन्नुग्रतपसा तूर्णं प्रासादयद्दचिम् ॥६२॥ तत्तपो वीक्ष्य सर्वेऽपि तपस्विषु महत्तमाः। सूर्यश्च विस्मयं प्रापुस्तत्प्रशंसां मुहुर्व्यधुः ॥६३॥ त्वमेव साक्षाच्छ्रीकृष्णो भवसीत्येव विद्महे । स्वेच्छयात्र नराकारश्चरसीत्यादि तुष्टुवुः ॥६४॥ तत्रत्यास्तत्तपो द्रष्टुमायाताश्चान्यतोऽपि ये । ते सर्वे स्वतपोदर्पं हित्वा नत्वा तमार्चयन् ॥६५॥

तापसान् वनचरस्तप उग्रं शिक्षयन्विमलमाचरदीशः ।
संस्तुतो रविमहामुनिसङ्घैः प्रीत एष भवताद्भुवि धार्मिः ॥६६॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-
सकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेः
पुलहाश्रमागमननिरूपणनामा त्रयोदश उल्लासः ॥१३॥

---

કરવાની રીતિને શીખવાડતા થકા પોતે ઉગ્ર તપથી સૂર્યદેવને થોડાજ સમયમાં પ્રસન્ન કર્યો. ॥૬૨॥ તેમનું તપ જોઇને તપસ્વિઓમાં મોટા મોટા હતા તે બધાય પણ વિસ્મય પામી ગયા. અને સૂર્યદેવ પણ પોતે વિસ્મય પામી ગયા અને શ્રીહરિની પ્રશંસા વારંવાર કરવા લાગ્યા. ॥૬૩॥ અને 'તમેજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો; એમજ અમે જાણીએ છીએ. અને તમે સ્વેચ્છાથીજ આ પ્રમાણે મનુષ્યાકારે વિચરો છો.' એ આદિક ઘણીજ સ્તુતિ કરવા લાગ્યા. ॥૬૪॥ અને ત્યાં રહેનારા તેમજ તે શ્રીહરિનું તપ જોવા માટે બીજેથી આવેલા જે તપસ્વિઓ હતા, તે સર્વે પોતાના તપનો ગર્વ છોડી દઇને નમસ્કાર કરીને તે શ્રીહરિની પૂજા કરવા લાગ્યા. ॥૬૫॥

જે શ્રીહરિ વનમાં વિચરતા થકા તપસ્વિઓને ઉગ્ર તપ કરવાનું શીખવાડતા થકા પોતે પણ નિર્મળ તપ કરતા હતા. અને સૂર્યદેવ અને મોટા મુનિસંઘોએ જેમની સારી રીતે સ્તુતિ કરી હતી, અને પૃથ્વી ઉપર ધર્મદેવના પુત્રરૂપે પ્રગટ થયેલા એવા મારા ઇષ્ટદેવ એ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૬૬॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને
તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત
શ્રી હરિદિગ્વિજયમાં શ્રીહરિ પુલહાશ્રમમાં પધાર્યા એ
નામે તેરમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૩॥



# चतुर्दश उल्लासः

## उल्लासार्थसंग्रहः

यद्द्रोहाय प्रवृत्ता ज्वलनमभिपतत्कीटवन्नाशमापु-
र्यद्भक्ता योगनिष्ठैरपि दुरधिगमां सिद्धिमापुः प्रशस्ताम्।
ख्यातो गोपालयोगी गुरुरपि कृपया यस्य मुक्तिं प्रपेदे
विप्रो यस्य प्रसादादपगतदुरितः प्राप रूपं प्रकृष्टम् ॥

सोऽयं सत्यतपोनिष्ठः सिद्धवल्लभसेवितः।
पायादखिलादपायात् श्रीहरिर्धर्मनन्दनः ॥१४-१-२॥

જે શ્રીહરિનો દ્રોહ કરવા પ્રવર્તેલા આસુરી સંપતના મનુષ્યો અગ્નિમાં પડવાથી પતંગજ જેમ એમ નાશ પામી ગયા હતા, જે શ્રીહરિના ભક્તો યોગસિદ્ધિ પામેલા પુરૂષોએ પણ ન પામી શકાય એવી અતિ શ્રેષ્ઠ સિદ્ધિ પામ્યા હતા, અને શ્રીહરિના ગુરૂ તરીકે પ્રસિદ્ધ રહેલા ગોપાળયોગી નામે પ્રસિદ્ધ જે પોતે યોગિરાજ હતા, તે પણ જે શ્રીહરિની કૃપાથી આત્યંતિકી મુક્તિ પામ્યા હતા; તેમજ હાથી વિગેરે મહાદાન લેવાથી શ્યામવર્ણ બની ગયેલો તૈલંગ દેશનો બ્રાહ્મણ જે શ્રીહરિની પ્રસન્નતાથી પોતે નિર્દોષ-પાપરહિત થઇને પ્રથમના જેવુંજ અતિ સુંદર રૂપ પામ્યો હતો. ॥

એવા તે-સત્ય તપમાં વર્તનારા અને સિદ્ધવલ્લભ રાજાએ અતિ સ્નેહથી સેવેલા ધર્મનન્દન શ્રીહરિ ભગવાન, અમારી સકળ વિઘ્નો થકી રક્ષા કરો. ॥૧૪-૧-૨॥

---

तैः सत्कृतः स तान्नत्वा मुक्तनाथं प्रणम्य च। दक्षिणाभिमुखः प्रायादेकाकी कृशविग्रहः ॥१॥ देहानुसन्धानहीनो नासिकाग्रकृतेक्षणः। हिमालयोपत्यकासु विचचार वनेष्वसौ ॥२॥ क्वचित्पत्रं क्वचित्पुष्पं फलं कन्दञ्च कुत्रचित्। भुञ्जानो वारि वा क्वापि पिबन्कालं निनाय सः ॥३॥ एकं वा द्वे क्वचित्त्रीणि दिनान्युपवसन्नसौ। सदैवायाचिताहारः प्राप वुट्टोलपत्तनम् ॥४॥ पर्वतीयो नृपस्तत्र महादत्ताभिधः सुधीः। साधुप्रियो हरिं वीक्ष्य प्रीत्या स्वेऽवासयद्गृहे ॥५॥ अन्येऽपि साधवस्तेन वाह्यतो वैष्णवक्रियाः। यद्दवो रक्षिता आसन्दुराचाररता गृहः ॥६॥ तत्रास्यामानुषीं बुद्धिं गुणांश्च महतोऽखिलान्। स्थितिं दृढां स्वधर्मे च वीक्ष्य राजाप विस्मयम् ॥७॥ भक्त्या दिने दिने राज्ञा निर्दम्भं तेन पूजितः। विवर्द्धमानभावेन कञ्चित्कालमुवास सः ॥८॥ दर्शनं तस्य ये चक्रुः पौरा ग्राम्याश्च मानवाः। ते तद्दर्शनमनयनं प्रीत्या क्रष्टुं न शेकिरे ॥९॥ प्रीत्या तमीक्षमाणानां नृणां कालो महानपि। व्यतीयाय क्षण इव विस्मृतेतरकर्मणाम् ॥१०॥ दिने दिनेऽसकृद्दृष्टमपि ह्येनं पुनः पुनः। दिदृक्षति स्म जनता मुदा साश्चर्यमादरात् ॥११॥ मायाख्या भगिनी राज्ञो भूरिस्नेहेन सर्वदा। तत्सेवानिरतयासीज्ज्ञात्वा तं साधुसत्तमम् ॥१२॥ साधुर्धीरन्यसाधुभ्यो निवृत्तासीत्ततस्तयोः। तमेव सत्यं साधुं नौ तन्वाते स्म

सहोदरौ ॥१३॥ तदान्ये साधवो ज्ञात्वा सत्यं तं साधुलक्षणम्। स्वदौष्ट्योद्घाटनभिया ततश्चक्रुः पलायनम् ॥१४॥ तत्रैव चावासयितुं तमुद्वाहेन वर्णिनम्। ऐच्छतां तौ

## ઉલ્લાસ ૧૪ મો.

સૂર્યદેવ અને સર્વ મુનિઓએ સત્કાર કરેલા એવા અતિ કૃશ શરીરવાળા તે શ્રીહરિ સર્વ તપસ્વી મુનિઓને તથા ત્યાં રહેલા મુક્તનાથ ભગવાનને નમસ્કાર કરીને, દક્ષિણ દિશા તરફ એકલા ચાલ્યા. ॥૧॥ દેહના અનુસંધાને રહિત અને નાસિકાના અગ્રભાગ ઉપરજ દ્રષ્ટિ રાખીને એ શ્રીહરિ હિમાલય પર્વતની તળેટીઓમાં રહેલાં વનોમાં વિચરતા હતા. ॥૨॥ અને ક્યારેક પત્ર, ક્યારેક પુષ્પ, ક્યારેક ફળ, અને ક્યારેક તો કંદ જમતા. અને વળી ક્યારેક તો જળમાત્રજ પાન કરીને કાળ નિર્ગમન કરતા હતા. ॥૩॥ અને ક્યારેક તો એક ઉપવાસ, તેમજ બે, કે ત્રણ ઉપવાસને પણ કરતા એવા એ શ્રીહરિ નિરંતર માગ્યા સિવાય મળે તેનોજ આહાર કરતા એવા થકા બુટ્વોલપત્તન નામે શહેરને પામ્યા. ॥૪॥ ત્યાં મહાદત્તનામે એક સારો બુદ્ધિમાન્ પર્વતનો રાજા રહેતો, તેને સાધુઓ પ્રિય હોવાથી શ્રીહરિને જોઇને તે રાજાએ અતિપ્રીતિથી પોતાને ઘેર ઉતારો કરાવ્યો. ॥૫॥ તે રાજાએ બીજા પણ ઘણાક સાધુઓ પોતાને ઘેર રાખ્યા હતા, પણ તે તો ઉપરથીજ વૈષ્ણવની ક્રિયાઓ કરનારા હતા પરંતુ છાના તો દુરાચારમાં પ્રીતિવાળા હતા. ॥૬॥ તે બધા સાધુઓમાં આ શ્રીહરિની અમાનુષી બુદ્ધિ અને સત્ય શૌચાદિક સમગ્ર મહાગુણોને જોઇને, તેમજ સ્વધર્મમાં પણ દૃઢ સ્થિતિ જોઇને તે રાજા વિસ્મય પામી ગયો. ॥૭॥ અને હમેશાં વૃદ્ધિ પામતો છે ભાવ જેને એવા તે રાજાએ દિવસ દિવસ પ્રત્યે અતિભક્તિથી નિર્દંભપણે પૂજા કરેલા તે શ્રીહરિ કેટલાક સમય સુધી ત્યાં રહ્યા. ॥૮॥ અને વળી તે પુરના મનુષ્યો અને બીજા ગામોમાંથી આવેલા મનુષ્યો જે જે તે શ્રીહરિનાં દર્શન કરતા હતા તે સર્વ મનુષ્યો અતિપ્રીતિથી તે શ્રીહરિમાં ચોટી ગયેલું પોતાનું નેત્ર પાછું ખેચવાને શક્તિમાન નહોતા થતા. ॥૯॥ અને પ્રીતિથી તે શ્રીહરિને જોનારા માણસો પોતાનાં બીજાં કામકાજ ભુલી જઇને ઘણા વખત સુધી ત્યાં ઉભા રહે તો પણ તે કાળ એક ક્ષણની માફક વીતી જતો હતો. ॥૧૦॥ અને દરરોજ વારંવાર જોયેલા એવાય પણ એ શ્રીહરિને દરેક મનુષ્ય અતિસ્નેહપૂર્વક આશ્ચર્યપૂર્વક આદર કરીને વારંવાર જોવાને ઇચ્છતા હતા. ॥૧૧॥ અને તે મહાદત્તરાજાની માયા નામે બ્હેન તે શ્રીહરિને સર્વ સાધુઓમાં અતિ શ્રેષ્ઠ જાણીને નિરંતર અતિસ્નેહથી તે શ્રીહરિની સેવામાં પ્રીતિવાળી થઇ હતી. ॥૧૨॥ અને તે પછી તે બંનેને બીજા સાધુઓમાંથી સાધુબુદ્ધિજ નિવૃત્તિ પામી ગઇ. અને તે શ્રીહરિનેજ એક સાચા સાધુ છે એ પ્રમાણે તે બંને ભાઇબ્હેન માનવા લાગ્યાં. ॥૧૩॥ ત્યારે બીજા સાધુઓ પણ તે શ્રીહરિનેજ સાચા સાધુઓનાં લક્ષણવાળા જાણીને પોતાની દુષ્ટતા ઉઘાડી પડી જવાની બીકે કરીને ત્યાંથી પલાયન કરી ગયા. ॥૧૪॥ અને પછી તે રાજા અને તેમની બ્હેન માયાદેવી એ બંનેએ તે નીલકંઠ બ્રહ્મચારીને વિવાહ

ततस्तस्यानुवृत्तिं चक्रतुर्मुहुः ॥१५॥ एकदा तौ सेवमानौ निदि तं दृढभक्तितः । श्रीकृष्णमैक्षतां सद्यः साक्षादेव तदिच्छया ॥१६॥ संसेव्यमानं बहुभिः स्वशक्तिभीराधादिभिश्चन्दनमल्लिकादिभिः । श्रीदाममुख्यैर्बहुभिश्च पार्षदैरैश्वर्यमुख्यैश्च भगैः परात्परम् ॥१७॥ दृष्ट्वा भृशं विस्मितमानसौ तौ तमीश्वरेशं बहुधा प्रणम्य । सतृष्णदृष्ट्या तमवेक्षमाणौ मुहूर्त्तमास्तां गतदेहमानौ ॥१८॥ तदिच्छया तावथ वर्णिवेषं तमेव दृष्ट्वा मुदितौ प्रणम्य । बद्धाञ्जली ऊचतुरीश्वरेशं त्वां कृष्णमावां शरणं प्रपन्नौ ॥१९॥ तावाह कृष्णो मम रूपमेतत्सञ्चिन्तयन्तौ हृदि नित्यमेव । युवां भजेतं दृढभावतो मामथान्तकाले ननु यास्यतो माम् ॥२०॥ इति तौ सोदरावुक्त्वा तत्रत्यांश्च मुमुक्षतः । बहून्विजाश्रितान्कृत्वा ततोऽसौ निरगाद्दपाक् ॥२१॥ अरण्ये विचरंस्तत्र दिनैः कतिपयैर्हरिः । गोपालयोगिनः प्रापदाश्रमं स महावटम् ॥२२॥ विलोक्य सोऽपि योगीन्द्रस्तं मूर्त्तब्रह्मचर्यवत् । तेजस्विनं समायान्तं मत्युद्गम्य मुदाऽनमत् ॥२३॥ तेन सम्मानितस्तत्र योगाभ्यासवता स तु ।

---

કરાવીને પોતાને ત્યાંજ નિવાસ કરાવીને રાખવાને માટે ઇચ્છા કરી અને તેથી તે શ્રીહરિની મરજી પ્રમાણે વખતો વખત વર્તવા લાગ્યાં. ॥૧૫॥ એક વખતે તે બંને અતિ દઢ ભક્તિથી તે શ્રીહરિની સેવા કરતાં હતાં, ત્યારે તે શ્રીહરિની ઇચ્છાથીજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનને એકદમ તે બંનેએ જોયા. ॥૧૬॥ તે શ્રીકૃષ્ણ ભગવાન રાધિકા આદિક પોતાની ઘણીક શક્તિઓએ ચંદન અને મોગરા આદિકનાં પુષ્પોથી, આદર પૂર્વક સેવેલા—પૂજેલા, તેમજ શ્રીદામા વિગેરે ઘણાક પાર્ષદોએ અને મૂર્તિમાન એવાં ઐશ્વર્ય વિગેરે છ ભગોએ સેવેલા અને સર્વથી પર એવા અક્ષરથી પણ પરસ્વરૂપે રહેલા. ॥૧૭॥ આવા શ્રીકૃષ્ણ ભગવાનને જોઇને અતિ વિસ્મય પામ્યું છે મન જેમનું એવાં તે બન્ને, ઇશ્વરના પણ ઇશ્વર એવા તે શ્રીકૃષ્ણ ભગવાનને બહુ પ્રકારે નમસ્કાર કરીને, અતિ તૃષ્ણાવાળી દ્રષ્ટિથી જોતાં થકાં બે ઘડીવાર દેહનું ભાન પણ ભૂલી ગયાં હતાં. ॥૧૮॥ ત્યાર પછી તે શ્રીહરિની ઇચ્છાથી તે બંને તે શ્રીકૃષ્ણ ભગવાનનેજ વર્ણિવેષ એવા શ્રી નીલકંઠરૂપે જોઇને આનંદ પામ્યાં થકાં નમસ્કાર કરીને હાથ જોડીને ઇશ્વરના પણ ઇશ્વર શ્રીહરિને કહેવા લાગ્યાં—સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ એવા તમને અમો શરણ પામેલાં છીએ. ॥૧૯॥ ત્યારે શ્રીહરિકૃષ્ણ તે બંનેને કહેવા લાગ્યા—આ મારૂં સ્વરૂપ નિરંતર હૃદયમાં ચિંતવન કરતાં કરતાં તમે બંને મને અતિદઢ ભાવથી ભજજો અને તેમ કરવાથી અંતકાળે નિશ્ચે મનેજ પામશો. ॥૨૦॥ આ પ્રમાણે તે બન્ને ભાઇ—બ્હેનને કહીને, ત્યાંના રહેનારા ઘણાક મુમુક્ષુઓને પોતાના આશ્રિતો કરીને, એ શ્રીહરિ ત્યાંથી દક્ષિણ દિશા તરફ ચાલી નીસર્યા. ॥૨૧॥ ત્યાં અરણ્યમાં વિચરતા શ્રીહરિ કેટલાક દિવસે કરીને ગોપાળયોગીના મોટા વડના વૃક્ષરૂપ આશ્રમને પામ્યા. ॥૨૨॥ ત્યારે તે યોગીન્દ્રે પણ મૂર્તિમાન બ્રહ્મચર્યની માફક મહાતેજસ્વી અને પોતાના આશ્રમમાં આવતા તે શ્રીહરિને જોઇને સામા જઇને અતિસ્નેહથી નમસ્કાર કર્યા. ॥૨૩॥ આ પ્રમાણે ઘણા કાળથી યોગાભ્યાસ કરતા તે ગોપાળયોગીએ સન્માન કરેલા તે શ્રીહરિ પણ તે ગોપાળયોગીને પ્રસન્ન કરવા માટે કેટલાક દિવસ સુધી ત્યાં નિવાસ કરીને રહ્યા. ॥૨૪॥

दिनानि कतिचित्कृष्णो न्यवात्सीत्तत्प्रसत्तये ॥२४॥ योगे परिश्रमं तस्य ज्ञात्वा स्वप्राप्तये प्रभुः । दिव्यं स्वदर्शनं प्रादात्सोऽभूत्पूर्णमनोरथः ॥२५॥ तत्रान्वहं निशि व्याघ्रा एत्य घ्नन्ति पशून्वने । हरेः प्रतापात्ते तत्र तदाप्रभृति नाययुः ॥२६॥ तेन खर्पटगोपाद्या योगिशिष्याश्च सर्वशः । महान्तं विस्मयं प्रापुस्तत्प्रतापं तमध्ययुः ॥२७॥ प्राप्तयोगफलः सोऽपि तं समर्च्य दृढासनः । ध्यायंस्तमेव योगेन जहौ सद्यः कलेवरम् ॥२८॥ सोऽथास्य धाम परमं गोलोकं प्राप दुर्लभम् । तदौर्ध्वदैहिकं कृत्वा हरिः प्रायान्महावनम् ॥२९॥ आदिवराहतीर्थं स प्राप्यावात्सीद्दिनत्रयम् । ततश्च वङ्गदेशेषु प्रायात्सीरपुरं हरिः ॥३०॥ अत्यादरेण तद्राज्ञा मानितस्तत्र सोऽवसत् । तत्रासन् सिद्धमन्त्राश्च शतमेकं तपस्विनः ॥३१॥ कौपीनमात्रवसना मान्त्रिकाः क्षुद्रदेवताः । अच्छाये राजदुर्गे ते न्यूषुस्तत्रैव सोऽवसत् ॥३२॥ सिद्धप्रियत्वाद्राजापि सिद्धवल्लभनामकः । मिष्टान्नैस्तर्पयामास तांस्तदिष्टैश्च सोऽन्वहम् ॥३३॥ स्वसिद्धत्वख्यापनाय बाह्यतस्त्यागिनो यथा । दम्भेन ते त्ववर्त्तन्त मनोमलिनवासनाः ॥३४॥ रसलौल्येन

અને પોતાની પ્રાપ્તિ માટેજ અષ્ટાંગ યોગ સાધવામાં તેમનો પરિશ્રમ જાણીને, શ્રીહરિએ પોતાનું દિવ્ય દર્શન આપ્યું તેણે કરીને તે યોગિરાજ પણ પૂર્ણમનોરથ થયા. ॥૨૫॥ અને ત્યાં દરરોજ રાત્રિએ વાઘ આવીને વગડામાં પશુઓને મારી નાખતા હતા, તે શ્રીહરિના પ્રતાપથી ત્યારથી આરંભીને તે વાઘ ત્યાં નહોતા આવતા. ॥૨૬॥ અને તેથી આસપાસનાં નાનાં ગામડાંઓમાં રહેનારા ગોવાળીઆ વિગેરે અને ગોપાળયોગીના શિષ્યો બધાય તે પણ મોટો વિસ્મય પામી ગયા અને તે શ્રીહરિનોજ પ્રતાપ છે એમ તેમણે જાણ્યું. ॥૨૭॥ અને યોગના ફળરૂપ શ્રીહરિને પામેલા તે યોગિરાજે પણ શ્રીહરિની પૂજા કરીને, દૃઢ આસન વાળીને તે શ્રીહરિનુંજ ધ્યાન કરતાં કરતાં પોતાના યોગસામર્થ્યથી તુરતજ શરીરનો ત્યાગ કરી દીધો. ॥૨૮॥ અને તે યોગિરાજ એ શ્રીહરિના અતિદુર્લભ એવા પરમ ધામ ગોલોકને પામી ગયા; અને પછી શ્રીહરિ પણ તે ગોપાળયોગીની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરીને ત્યાંથી મહાવનમાં ચાલ્યા ગયા. ॥૨૯॥ અને આદિવરાહ નામે તીર્થને પામીને ત્યાં ત્રણ દિવસ રહ્યા અને ત્યાંથી શ્રીહરિ બંગાળદેશમાં સીરપુર નામે શહેરને પામ્યા. ॥૩૦॥ અને ત્યાંના રાજાએ અતિ આદરથી માન આપેલા તે શ્રીહરિ ત્યાં રહ્યા. ત્યાં સિદ્ધમંત્રોવાળા એક સો તપસ્વીઓ રહેતા હતા. ॥૩૧॥ અને તે બધા કૌપીનમાત્ર વસ્ત્ર પહેરનારા, મંત્રસાધના કરનારા અને ક્ષુદ્ર દેવોના ઉપાસકો હતા; અને તે છાયા વિનાના ઉઘાડા પ્રદેશમાં રાજાના કિલ્લામાં રહેલા હતા. શ્રીહરિ પણ ત્યાંજ તેઓની સાથે રહ્યા. ॥૩૨॥ સિદ્ધ પુરૂષો વ્હાલા હોવાથી તે રાજા પણ **સિદ્ધવલ્લભ** નામે પ્રસિદ્ધ હતો, તે રાજા તે સિદ્ધોને હમેશાં તેમને પ્રિય એવાં મિષ્ટાન્ન ભોજનોથી જમાડીને તૃપ્ત કરતો હતો. ॥૩૩॥ અને તે બધા સિદ્ધ પુરૂષો પોતાનું સિદ્ધપણું પ્રસિદ્ધ કરવાને અર્થે દંભે કરીને ઉપરથી તો મહાત્યાગીની પેઠે વર્તતા હતા, પરંતુ મનમાં તો અતિ મલિન વાસનાવાળા હતા. ॥૩૪॥ તે રસાસ્વાદને વિષે અતિ આસક્તિથી ઉન્હાળાના વખતમાં તો જેમ તેમ કરીને ત્યાં રહ્યા અને પછી વરસાદના વખતમાં વૃષ્ટિ થવા લાગી, તે તીવ્ર વૃષ્ટિને

ते श्रीष्मे तत्रोपुष्य कथञ्चन । ततो वर्षास्वभूद्वृष्टिस्तां तीव्रां तत्र सेहिरे ॥३५॥ तेषां दम्भं हरिर्ज्ञात्वा तस्तद्विश्वासश्च भूपतेः । दुःसङ्गो मास्तु भूपस्य मुमुक्षोरित्यचिन्तयत् ॥३६॥ अथ रात्रौ घटाटोपो बभूवातिभयङ्करः । तडितः स्फूर्जथुयुता आसंस्तत्र पुनः पुनः ॥३७॥ अत्यासारैश्चातिवातैः सा निशाभूद्भयङ्करा । धारासम्पातसहने न शेकुस्ते तु दाम्भिकाः ॥३८॥ यथाकथञ्चिद्दुःखेन निन्युर्यामद्वयं तु ते । ततः पलायनं चक्रुः पञ्चषाः पञ्चषा निशः ॥३९॥ पञ्चषा एव शेषास्तु तेष्वासन्भास्करोदये । कृताह्निको नृपस्तेषां वन्दनार्थमथागमत् ॥४०॥ ज्ञात्वा पलायितांस्तांस्तु शेषान्म्लानमुखांस्तथा । दृष्ट्वा सिद्धाभिमानित्वं तेषां व्यर्थमवैद्धृदि ॥४१॥ एकमेव हरिं दृष्ट्वा यथापूर्वमवस्थितम् । असङ्कुचितगात्रं च मेने तं नृप ईश्वरम् ॥४२॥ अत्यादरेण तत्पूजां कृत्वा स स्वालयं ययौ । वृष्टिस्त्वासीद्दिवात्यन्तमेवमासीद्दिनत्रयम् ॥४३॥ अन्येद्युश्चापलायन्त शेषास्ते पञ्चषा अपि । एक एव हरिस्तस्थौ राज्ञोऽनुग्रहकाम्यया ॥४४॥ ज्ञानवार्त्ता मुखात्तस्य प्रत्यहं स चतुर्घटीः । प्रमाणवाक्यैर्बहुभिः सत्यां शुश्राव सादरम् ॥४५ दिनैः कति-

પણ ત્યાં રહીને સહન કરતા હતા. ॥૩૫॥ આ બધા દંભીઓના દંભ શ્રીહરિ જાણી ગયા અને રાજાને તેઓનો વિશ્વાસ છે એમ પણ જાણતા હોવાથી તે મુમુક્ષુ–રાજાને તે દંભીઓનો દુઃસંગ ન થાય એમ વિચારવા લાગ્યા. ॥૩૬॥ પછી રાત્રિએ અતિ ભયંકર મેઘનો આડંબર થયો અને તેમાં વારંવાર કડાકાના શબ્દો સાથે વિજળીઓ થવા લાગી. ॥૩૭॥ અને અતિ વેગથી વરસાદની ધારાઓ પડવા લાગી, અતિ વેગથી વાયુઓ વાવા લાગ્યા, તેનાથી તે રાત્રિ અતિશેજ ભયંકર જણાવા લાગી, ત્યારે તે દંભીઓ તો તે ધારાઓ પડતી હતી તેને સહનજ ન કરી શકયા. ॥૩૮॥ તેથી તે બધા સિદ્ધોએ રાત્રિના બે પહોર તો ગમે તેમ કરીને દુઃખે કરીને પણ કાઢયા, પણ પછી તો તેમાંથી પાંચ–છ, પાંચ–છ,–એમ અનુક્રમે કરીને બધાય પલાયન કરી ગયા. ॥૩૯॥ અને સૂર્ય ઉદય પામ્યો તે વખતે તો તેમાંથી પાંચ કે છજ બાકી રહ્યા હતા, તે સમયમાં રાજા પોતે આહ્નિક–વિધિ કરીને તેમને વંદન કરવા માટે આવ્યા. ॥૪૦॥ ત્યારે તો તે બધા સિદ્ધોને પલાયન કરી ગયેલા જાણીને, તેમજ બાકી રહેલા તેમને પણ કરમાઇ ગયેલાં મુખવાળા જોઇને તે રાજાએ તેમનું સિદ્ધપણાનું ખોટું અભિમાન હતું એમ પોતાના મનમાં જાણ્યું. ॥૪૧॥ અને એક શ્રીહરિનેજ પ્રથમની પેઠે સ્વસ્થતાથી બેઠેલા અને કોઇ પણ પ્રકારે શરીરના ગાત્રોમાં સંકોચ નહિ પામેલા એવા જોઇને, આ શ્રીનીલકંઠવર્ણી સાક્ષાત્ ઇશ્વર છે, એમ રાજાએ માન્યું. ॥૪૨॥ અને તે રાજા અતિ આદરે કરીને શ્રીહરિની પૂજા કરીને પોતાના સ્થાન પ્રત્યે ગયા અને વરસાદ તો તે દિવસે અતિશેજ થયો. તે ત્રણ દિવસ સુધી લાગટ એજ પ્રમાણે થયા કર્યો. ॥૪૩॥ ત્યારે ચોથે દિવસે બાકી રહેલા તે પાંચ–છ સિદ્ધો પણ પલાયન કરી ગયા અને એક શ્રીહરિજ પોતે રાજા ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી રહ્યા. ॥૪૪॥ પછી દરરોજ ચાર ઘડી વાર તે રાજા શ્રીહરિના મુખ થકી ઘણાંક પ્રમાણ વાકયોએ સહિત, સત્યભુત એવી જ્ઞાનવાર્તા આદરે સહિત સાંભળતા હતા. ॥૪૫॥ એમ કરતાં કેટલાક દિવસે કરીને તે રાજાને તે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણભગવાનને વિષે ભકિત

पर्यैस्तस्य कृष्णे भक्तिरजायत । तदुक्तेष्वेव धर्मेषु प्रीत्या कर्त्तव्यधीस्तथा ॥४६॥ एतद्विरुद्धधर्मांस्तान् सोऽसुरानेव बुद्धिमान् । शास्त्रदृष्ट्यैव बुबुधे ततः प्रीत्या तमाश्रयत् ॥४७॥ तदा तत्र पुरे राज्ञा शाक्ताः कौलाश्च मान्त्रिकाः । आसन्ये रक्षितास्ते तु तं हन्तुं शक्तिमार्चयन् ॥४८॥ आहारयन्तो मदिरां प्रत्यहं भूरिमादकाम् । नानाविधानि मांसानि भक्षयन्तश्च कामिनः ॥४९॥ तद्दृष्ट्वा नान्नवस्त्रादि तेभ्यः स प्रददौ नृपः । सदसद्व्यक्तिविज्ञानो वैदिकं वर्त्म चाश्रितः ॥५०॥ अत्युत्कर्षं हरेः सोढुं न शक्तास्तेऽतिमत्सरात् । यावद्बुद्धिबलं सर्वे मुहुस्तद्द्रोहमाचरन् ॥५१॥ अभिचारैश्च वीरैश्च समन्त्रैर्माषमुष्टिभिः । देवोपयाचनैश्चापि तं हन्तुं कोऽपि नाशकत् ॥५२॥ सर्वे प्रयासा विफलास्तेषामासन्दुरात्मनाम् । गूढैश्वर्ये नराकारे तस्मिन्ब्रह्मणि निर्गुणे ॥५३॥ ततो गोपालदासाख्यः साधुर्यः सेवनं हरेः । चकार प्रत्यहं प्रीत्या निश्छद्मविनयान्वितः ॥५४॥ तस्मिंस्ते सेवके दुष्टा माषमुष्टिं निचिक्षिपुः । सद्यः पपात स क्षोण्यां ललज्जिह्वो विचेष्टनः ॥५५॥ तदोद्घोषो महानासीज्जना आयन्सहस्रशः । तेऽप्रतीकारमेवाहुर्नृपा

---

ઉત્પન્ન થઇ અને તે શ્રીકૃષ્ણ ભગવાને કહેલાજ ધર્મોને વિષે પ્રીતિપૂર્વક કર્તવ્યબુદ્ધિ થઇ. ॥૪૬॥ અને તેથી વિરૂદ્ધ આચરણ કરનારા તે બધાઓને તે રાજાએ શાસ્ત્રદ્રષ્ટિથી અસુરો એ પ્રમાણે જાણ્યા અને તે પછી અતિ પ્રીતિથી તે શ્રીહરિનો આશ્રય કર્યો. ॥૪૭॥ ત્યારે તે પુરમાં તે રાજાએ શક્તિના ઉપાસકો અને કૌલ–માર્ગને આશરેલા એવા મંત્રસાધનાઓ કરનારા જે રાખેલા હતા તે તો તે શ્રીહરિને મારવાને માટે શક્તિદેવીનું પૂજન કરવા લાગ્યા. ॥૪૮॥ અને ઘણા કેફને કરનારી મદિરા દરરોજ લાવતા હતા અને નાના પ્રકારનાં માંસ ખાતા અને અતિશેજ કામી બની ગયેલા હતા. ॥૪૯॥ આ બધું જોઇને તે રાજાએ તેમને અન્ન–વસ્ત્રાદિક આપવાનું બંધ કર્યું, કેમકે પોતે રાજા સત્–અસત્‌ની વિક્તિ જાણનારા અને શ્રીહરિના ઉપદેશ પ્રમાણે વૈદિક–માર્ગને આશરેલા હતા. ॥૫૦॥ આવી રીતે તે અસુરો અતિ મચ્છરને લીધે શ્રીહરિનો અતિ ઉત્કર્ષ સહન ન કરી શકતા એવા થકા તે બધાય જેટલી પોતાની બુદ્ધિ અને બળ પહોંચ્યાં તેટલા પ્રમાણમાં વારંવાર શ્રીહરિનો દ્રોહ કરવા લાગ્યા. ॥૧૫॥ અભિચાર કર્યા, વીરો મૂક્યા, મંત્રેલા અડદની મુઠીઓ નાખી અને દેવોની આગળ માગણીઓ કરી, આવા અનેક ઉપાયો કર્યા તો પણ તેમાંનો કોઇ પણ શ્રીહરિને મારવાને સમર્થ થયો નહિ. ॥૫૨॥ પોતાનાં ઐશ્વર્યો છુપાવીને મનુષ્યાકારે રહેલા અને નિર્ગુણમૂર્તિ, એવા સાક્ષાત્ પરબ્રહ્મને વિષે તે દુષ્ટત્માઓના બધા પ્રયાસો નિષ્ફળ થઇ ગયા. ॥૫૩॥ ત્યાર પછી ગોપાળદાસ નામે સાધુ જે હમેશાં શ્રીહરિની અતિ પ્રીતિથી સેવા કરતો હતો અને નિષ્કપટભાવ અને વિનયવાળો હતો. ॥૫૪॥ તે શ્રીહરિના સેવક સાધુ ઉપર દુષ્ટોએ મંત્રેલા અડદની મુઠી નાખી, તેથી એકદમજ તે સાધુ પૃથ્વી ઉપર પડી ગયો, જીભ લબડી ગઇ અને હાલે ચાલે નહિ એવો બની ગયો. ॥૫૫॥ ત્યારે તે વાતનો મોટો ઉદ્ઘોષ થયો અને હજારો માણસ ત્યાં જોવા આવ્યા; અને રાજા વિગેરે તે બધાય કહેવા લાગ્યા કે આ ઉપદ્રવ કોઇથી ટાળી શકાય તેમ નથી. ॥૫૬॥ પછી રાજાએ તે માંત્રિકોને

घास्तमुपद्रवम्॥५६॥राजा तान्मान्त्रिकानाहास्योपायः क्रियतामिति । त ऊचुरप्रतीकार्यो दृश्यतेऽस्य ह्युपद्रवः ॥५७॥ नीलकण्ठो महान्सिद्धः करोत्वस्य चिकित्सितम् । इत्युक्तस्तैर्नृपस्तूर्णं तमुपेत्याब्रवीच्च तत् ॥५८॥ ततो हरिः सेवकमात्मनस्तं निरागसं पापिजनैरमर्षात् । निपातितं ह्यवगत्य सद्यस्तं वीक्ष्य नाम्नाऽऽह्वयदेकदैव॥५९॥ तावत्स उत्थाय कृताञ्जलिस्तं प्रणम्य तस्थावथ सर्वशस्ते । कृतापराधाश्च नृपश्च पौरा आश्चर्यमापुर्भृशमन्तरेषु ॥६०॥ ततस्तमादाय हरिः स्ववासमुपेत्य तस्थावथ येन तस्मिन् । कृतोऽभिचारः स निजेन तेन निपातितः प्राप सुतीव्रपीडाम् ॥६१॥ निवर्त्तनं तस्य तु मान्त्रिकास्ते कर्त्तुं प्रवृत्ता बहुभिः प्रयत्नैः । तथापि नो शेकुरथापि खिन्नास्तमाययुः पौरजनाश्च राजा ॥६२॥ ते म्लानवक्त्रा हृतभूरिदर्पास्तमेव भूयः प्रणिपत्य कृष्णम् । सम्प्रार्थयन्ति स्म मुहूरुदन्तस्ततः कृपालुः स तदन्तिकेऽगात् ॥६३॥ तं वीक्ष्य पश्यत्सु जनेषु तस्य नाम्नाऽऽजुहावाथ स सद्य एव । उत्थाय तं दण्डवदाशु नत्वा तुष्टाव तद्बन्धुसकलाश्च शाक्ताः ॥६४॥ पौरास्ततः स्वं स्वमगुर्निकेतं स्वस्थानमायाच्च हरिः सभूपः । प्राच्याथ तं कृष्णमवेत्य सोऽद्धा तच्छिष्यतामाप सपुत्रभार्यः ॥६५॥ ये ये पुरे तत्र मुमुक्षुजीवा

કહ્યું, કે આનો ઉપાય કરો? ત્યારે તે માંત્રિકો કહેવા લાગ્યા, કે—આ સાધુને થયેલો ઉપદ્રવ કોઇથી ન મટાડી શકાય એવો જણાયછે. ॥૫૭॥ અને વળી કહેવા લાગ્યા કે—આ નીલકંઠવર્ણી મોટા સિદ્ધ પુરૂષ છે, તે આનો ઉપાય કરે. આમ તે માંત્રિકોએ કહ્યું, તેથી તે રાજાએ તુરતજ તે નીલકંઠની પાસે આવીને તે વાત કહી. ॥૫૮॥ તેથી શ્રીહરિએ પોતાનો સેવક જે નિરપરાધી હતો, તેને પાપી—જનોએ અમર્ષથીજ આ પ્રમાણે પાડી દીધોછે, એમ પોતાના મનમાં જાણીને, તુરતજ તે સાધુના સામુ જોઇને તેના નામથી એકજ વાર બોલાવ્યો. ॥૫૯॥ તેટલાકમાં તે સાધુ ઉઠીને હાથ જોડીને તે શ્રીહરિને નમસ્કાર કરી ઉભો રહ્યો, ત્યાર પછી અપરાધ કરનારા તે સર્વે તથા રાજા પોતે અને પુરના માણસો, વિગેરે બધાય અંતરમાં અતિશેજ આશ્ચર્ય પામી ગયા. ॥૬૦॥ ત્યાર પછી જે માણસે તે ગોપાળદાસ નામે સાધુ ઉપર અભિચાર કર્યો હતો, તેજ માણસને તે પોતાના અભિચારેજ પાડી દીધો, તેથી તે અતિ તીવ્ર પીડા પામવા લાગ્યો. ॥૬૧॥ ત્યારે તેનું નિવારણ તે બધા માંત્રિકો અનેક પ્રયત્નોથી કરવા લાગ્યા, તો પણ કોઇ રીતે તેનું નિવારણ કરી શક્યા નહિ, એટલે તો અતિશેજ ખેદ પામેલા તે બધા માંત્રિકો, પુરજનો અને રાજા પોતે, એ સર્વે શ્રીહરિની પાસે આવ્યા. ॥૬૨॥ જેમનાં મોંઢાં કરમાઇ ગયેલાં હતાં અને ગળી ગયોછે ઘણો ગર્વ જેમનો, એવા તે બધા તે શ્રીહરિકૃષ્ણનેજ વારંવાર નમસ્કાર કરીને રડતા—રડતા વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે કૃપાળુ એવા તે શ્રીનીલકંઠવર્ણી તે અભિચાર પામેલાની પાસે આવ્યા.॥૬૩॥ અને બધાયને દેખતાંજ તેની સામુ જોઇને, તેનું નામ લઇને શ્રીહરિએ બોલાવ્યો, એટલે તે માણસ તુરતજ ઉઠીને તે શ્રીહરિને દંડવત્ કરીને સ્તુતિ કરવા લાગ્યો, ત્યારે તેના સંબંધીઓ તથા બીજા બધા શક્તિપંથીઓ પણ તેની પેઠેજ શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા. ॥૬૪॥ ત્યાર પછી પુરના માણસો પોત—પોતાના સ્થાન પ્રત્યે ચાલ્યા ગયા અને શ્રીહરિ પણ રાજાએ સહિત પોતાના સ્થાનમાં આવ્યા, પછી

आसंश्च ते सर्वदा एव तस्य । समाश्रयं चक्रुरनन्यभावास्ते मान्त्रिकास्तं विविदुश्च देवम् ॥६६॥ ततः पौरैश्च राज्ञा च दीयमानं भृशं धनम् । वाहनानि च वस्त्राणि स नैच्छत्किमपि प्रभुः॥६७॥ अथ तत्रैव तैलिङ्गो विप्रः कश्चिदुपाययौ । वेदशास्त्रपुराणज्ञो दारिद्र्येणातिपीडितः ॥६८॥ पात्रविन्नृपतिस्तस्मै सादरं विधिपूर्वकम् । ददौ महान्ति दानानि सोऽप्यापद्वशतोऽगृहीत् ॥६९॥ प्रतिग्रहैनसा तेन शुक्लवर्णोऽपि कृष्णताम् । सद्यो ययौ स तद्दृष्ट्वा सर्वे प्रापुर्हि विस्मयम् ॥७०॥ ह्रीतोऽतिखिन्नो विप्रोऽसौ स्वदोषस्योपशान्तये । हरिं लोकप्रसिद्धं तं तूर्णं शरणमाययौ ॥७१॥ प्राहाथ नीलकण्ठस्तं श्रीकृष्णं स्मर मां हृदि । तेन पापविनिर्मुक्तः सद्य एव भविष्यसि ॥७२॥ इत्युक्तस्तेन विप्रोऽसौ बहूनां पश्यतां नृणाम् । त्वमेव साक्षात्कृष्णोऽसीत्युक्त्वाऽपश्यत्तमेव हि ॥७३॥ मुहूर्तार्द्धं स तं पश्यन् गौरवर्णोऽभवद्द्विजः । ततोऽतिविस्मितस्तस्याश्रयं कृत्वा ययौ गृहम् ॥७४॥

---

રાજા શ્રીહરિની પૂજા કરીને, સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે, એમ જાણીને પોતાના પુત્ર અને સ્ત્રી વિગેરે કુટુંબે સહિત તે શ્રીહરિના શિષ્યપણાને પામ્યો. ॥૬૫॥ અને તે પુરમાં જે જે મુમુક્ષુ જીવો હતા, તે સર્વેએ પણ અનન્યભાવવાળા થઇને શ્રીહરિનો દૃઢ આશ્રય કર્યો. અને તે બધા માંત્રિકોએ પણ શ્રીહરિને કોઇ મોટા દેવ છે એમ જાણ્યું. ॥૬૬॥ અને તે પછી તે પુરના મનુષ્યો તથા રાજાએ આપવા માંડેલું ઘણુંક દ્રવ્ય, વાહનો, તેમજ વસ્ત્રો વિગેરે, તેને શ્રીહરિએ લેવાની ઇચ્છા પણ ન કરી. ॥૬૭॥ હવે તેજ પુરમાં તૈલંગ દેશનો કોઇક બ્રાહ્મણ આવ્યો હતો, તે વેદ શાસ્ત્ર અને પુરાણને જાણનારો હતો, પરંતુ દરિદ્રતાથી બહુજ પીડાતો હતો. ॥૬૮॥ તે બ્રાહ્મણને સારો પાત્ર જાણીને રાજાએ આદરે સહિત વિધિપૂર્વક હાથી વગેરે મહાદાનો આપ્યાં અને તે બ્રાહ્મણે પણ આપત્કાળના વશપણાને લીધે તે મહાદાનો ગ્રહણ કર્યાં. ॥૬૯॥ આવો ઘોર પ્રતિગ્રહ કરવાના પાપે કરીને તે બ્રાહ્મણ ગૌરવર્ણનો હતો, પણ તુરતજ કાળા વર્ણનો બની ગયો, તે જોઇને બધા મનુષ્યો તો વિસ્મયજ પામી ગયા. ॥૭૦॥ અને તે બ્રાહ્મણ પણ લાજ પામી ગયો અને અતિ ખેદ પામતો પોતાના દોષની શાંતિને માટે સર્વ લોકમાં પ્રસિદ્ધ થયેલા તે શ્રીહરિને શરણે એકદમ આવ્યો. ॥૭૧॥ ત્યારે શ્રી નીલકંઠવર્ણી તે બ્રાહ્મણને કહેવા લાગ્યા કે મને શ્રીકૃષ્ણ જાણીને હૃદયમાં સ્મરણ કરો ! તેનાથી તુરતજ તમે પાપથી મુક્ત થઇ જશો. ॥૭૨॥ શ્રીહરિએ આ પ્રમાણે કહેલો એ બ્રાહ્મણ ઘણા મનુષ્યોને દેખતાંજ ‘ તમેજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ-વાસુદેવ છો ’ એમ કહીને તે શ્રીહરિના સામુંજ જોઇ રહ્યો. ॥૭૩॥ આ પ્રમાણે તે બ્રાહ્મણ એક ઘડીવાર તે શ્રીહરિને જોતો થકો પ્રથમના જેવો ગૌરવર્ણનો બની ગયો, તેથી અતિ વિસ્મય પામી ગયેલો તે બ્રાહ્મણ શ્રીહરિનો આશ્રય કરીને પોતાને ઘેર ગયો. ॥૭૪॥

પોતાના દર્શનમાત્રથી ગોપાળયોગીને યોગસિદ્ધિનું ફળ આપનારા, સર્વ તીર્થવાસિ-તપસ્વીઓએ વંદના કરવા યોગ્ય, સિદ્ધવલ્લભરાજાએ નમસ્કાર કરેલા અને

योगसिद्धिफलदो निजदीक्षामाश्रतः सकलतैर्थिकवन्द्यः ।
सिद्धवल्लभनुतो हरिरेष प्रीयतां सकलदम्भहरेहः ॥७५॥
इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्यतत्सम्प्रदायसकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये सिद्धवल्लभभूपानुग्रहमान्त्रिकसिद्धसङ्घपराभवनिरूपणनामा चतुर्दश उल्लासः ॥१४॥

સર્વ દંભીઓના દંભને હરનારાં ચરિત્રો કરનારા, એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૭૫॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર—શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં સિદ્ધવલ્લભરાજા ઉપર અનુગ્રહ કર્યો અને ક્ષુદ્ર માંત્રિકોનો પરાજય કર્યો એ નામે ચૌદમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૪॥

# पञ्चदश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

दृष्टस्वीयप्रतापैः स्वचरणरसिकैः सिद्धसङ्घैः समेतः
कामाक्ष्याः क्षेत्रमारात् कृतवसतिमसद्वृत्तमुद्यन्मदान्धम् ।
भूतप्रेतादिमन्त्राभ्यसनबलसमुद्भूतवामाध्वसिद्धिं
जित्वा योऽसौ पिपैकं श्रुतिशिखरपथं स्थापयामास सोऽव्यात् ॥१५॥

પોતાનો—શ્રીહરિનો પ્રતાપ જેમના જોવામાં આવ્યો હતો, તેમજ પોતાના ચરણકમળની સેવામાંજ એક રસિક એવા સિદ્ધસંઘોએ સહિત રહેલા જે શ્રીહરિએ, કામાક્ષી દેવીના મંદિર પાસે-તે ગામમાંજ નિવાસ કરીને રહેલો અને અસત્-દુષ્ટ વર્તન કરવાથી વધી ગયેલા મદથી અન્ધ બની ગયેલો, તથા મલિન ભૂત-પ્રેતાદિકના મન્ત્રાભ્યાસના બળથી વામમાર્ગની સિદ્ધિને પામેલો, એવા પિપૈક નામે શાક્ત બ્રાહ્મણને જીતીને, અનાદિ સિદ્ધ સનાતન વેદશિરોમાર્ગને ( વેદાન્તપ્રસિદ્ધ બ્રહ્મોપાસન માર્ગને ) સ્થાપન કર્યો હતો, એવા અતિ સમર્થ તે શ્રીહરિ અમારૂં રક્ષણ કરો. ॥૧૫॥

चातुर्मास्ये व्यतीतेऽथ सिद्धा देशान्तरं ययुः । हरिकृष्णोऽपि तैः सार्कं ययौ राज्ञा प्रपूजितः ॥१॥ देव्याः समीपे कामाक्ष्याः काञ्चिद्ग्राममुपेत्य ते । आरेभिरे वहिर्वाट्यां पाकं कर्तुं पृथक् पृथक् ॥२॥ मान्त्रिकानागतान् श्रुत्वा तत्रत्यः कश्चन द्विजः । उपासको महाकाल्यास्तत्रागच्छन्मदोद्धतः ॥ ३ ॥ तानाहायान्ति ये येऽत्र मन्त्रसिद्धा नरास्तु ते । प्राप्य मच्छिष्यतामेव यान्तीति प्रथितोऽस्म्यहम् ॥४॥ कण्ठ-

स्त्रग्ब्रह्मसूत्राणि त्रोटयित्वा ततोऽखिलाः । प्राप्य मच्छिष्यतां यात नान्यथा जीवनं हि वः ॥५॥ अद्यैव भक्षयिष्यन्ति महावीरा मदीरिताः । इति श्रुत्वा तेऽतिभीतास्तथा कर्तुं समुद्यताः ॥६॥ हरिस्तानाह मा भैष्ट पाकं कुरुत निर्भयाः । आदौ करोतु मां शिष्यं ततो युष्मानसाविति ॥७॥ सिद्धास्तमूचुः सिद्धोऽयमथ साधारणो न हि । हन्या त्वादृशमप्येष क्षणादीदृङ्महाबली ॥८॥ सोऽथ तानाह किं कर्त्ता वराको ह्येष दुर्बलः । नाहं देहोऽस्म्यतो भीतिर्नास्त्यस्मान्मम निश्चितम् ॥९॥ इत्युक्त्वा पाकमारेभे विधातुं निर्भयो हरिः । तद्वाक्यश्रुतिसञ्जातभूरिरुट् स तमाह्वयत् ॥१०॥ तदैव पाकं हित्वासौ तदन्तिक उपाविशत् । हित्वा पाकक्रियां तेऽपि तमैक्षन्त भयाकुलाः ॥११॥ पिबेकाख्यः स सिद्धेन्द्रः स्वसामर्थ्यं प्रदर्शयन् । महावटं स्वान्तिकस्थं मापमुष्याऽदहत्क्षणात् ॥१२॥

## ઉલ્લાસ ૧૫ મો.

ચાતુર્માસ્ય પુરૂં થયા પછી તે બધા સિદ્ધો દેશાન્તરમાં ચાલી નીસર્યા ત્યારે શ્રીહરિકૃષ્ણ ભગવાન પોતે પણ રાજાએ અતિ સત્કાર પૂર્વક પૂજા કર્યા થકા તે સિદ્ધોની સાથે ચાલી નીસર્યા. ॥૧॥ અને કામાક્ષી દેવીની સમીપમાં કોઇક ગામને પામીને તે બધા સિદ્ધો ગામની બહાર વાડીમાં જુદા જુદા રસોઇ કરવા લાગ્યા. ॥૨॥ તે બધા માંત્રિકો આવ્યાછે એમ સાંભળીને ત્યાંનો રહેનાર કોઇક બ્રાહ્મણ મહાકાળીનો ઉપાસક હતો અને બહુજ મદોદ્ધત બની ગયેલો હતો તે ત્યાં આવ્યો. ॥૩॥ અને તે બધા સિદ્ધોને કહેવા લાગ્યો કે અહીંઆં જે જે મંત્રસિદ્ધ પુરૂષો આવેછે તે સર્વે મારા શિષ્યપણાને પામીનેજ જાયછે, એવો હું પ્રસિદ્ધ સિદ્ધ છું. ॥૪॥ માટે તમે બધાય કંઠમાં ધારેલી કંઠીઓ અને બ્રહ્મસૂત્ર તોડી નાખીને, મારા શિષ્યપણાને પામીને જાઓ. અને જો એમ નહિ કરો તો તમારૂં જીવનજ નથી એમ માનજો. ॥૫॥ અને મેં પ્રેરેલા મહાવીરો હમણાંજ તમારૂં ભક્ષણ કરી જશે, એમ સાંભળીને અતિ ભય પામેલા તે સિદ્ધો તે પીબેક બ્રાહ્મણના કહેવા પ્રમાણે કરવા તૈયાર થઇ ગયા. ॥૬॥ ત્યારે શ્રીહરિ તે સિદ્ધોને કહેવા લાગ્યા કે તમે કોઇ બ્હીશો નહિ, નિર્ભય થકા રસોઇ બનાવો, એ બ્રાહ્મણ પ્રથમ મને શિષ્ય કરે, પછી તમો બધાને શિષ્યો કરશે. ॥૭॥ ત્યારે તે સિદ્ધો કહેવા લાગ્યા કે—આ સાધારણ સિદ્ધ નથી, એતો તમારા જેવાને પણ એક ક્ષણમાં મારી નાખે એવો મહાબળીઓ છે. ॥૮॥ ત્યારે શ્રીહરિ તે સિદ્ધોને કહેવા લાગ્યા કે—એ બિચારો વરૂ જેવો દુર્બળ મને શું કરનારો છે, હું તો મને દેહરૂપજ માનતો નથી, માટે એના થકી મને તો નિશ્ચેજ કંઇ ભય નથી. ॥૯॥ એમ કહીને નિર્ભય થકા શ્રીહરિ રસોઇ કરવા લાગ્યા, ત્યારે તે શ્રીહરિનાં વાક્ય સાંભળવાથી ઘણોજ ક્રોધ પામેલો તે પિબેક બ્રાહ્મણ તે શ્રીહરિને પોતાની પાસે બોલાવા લાગ્યો. ॥૧૦॥ ત્યારે તુરતજ રસોઇ કરવાનું છોડી દઇને એ શ્રીહરિ તે પિબેકની પાસે આવીને બેઠા, ત્યારે તે બધા સિદ્ધો પણ રસોઇ કરવાનું છોડી દઇને ભયથી આકુળ-વ્યાકુળ બની જઇને તે શ્રીહરિને જોવા લાગ્યા. ॥૧૧॥ ત્યારે પિબેક નામે તે મોટા સિદ્ધ બ્રાહ્મણે પોતાનું સામર્થ્ય બતાવતાં પોતાની પાસે રહેલા એક મોટા વડના વૃક્ષને

मान्त्रिकास्ते तदा विप्युर्निर्भयः कृष्ण एकलः। तस्मिंस्तथाविधं मुष्टिं पुनश्चिक्षेप नाशकम् ॥१३॥ तथापि निर्विकारं तं दृष्ट्वातिक्रोधविह्वलः। कालभैरववीरान्स प्रैरयत्कालसन्निभान् ॥१४॥ तीव्रधारमहाखड्गपाणयस्ते त्ववेक्ष्य तम्। सद्य एव परावृत्ता मृगाः सिंहेक्षणादिव ॥१५॥ दन्दह्यमानसर्वाङ्गाः प्रहर्तारं ववल्गिरे। भूमौ निपात्य ते तं च दण्डैर्भृशमताडयन् ॥१६॥ इतस्ततः क्षितौ लुण्ठन्भृशमुच्चैरुरोद सः। तत्रागतास्तत्सुहृदो रुदन्तः प्रार्थयन्हरिम् ॥१७॥ वर्णिराज! महाराज! त्वं समर्थोऽसि सर्वथा। अस्मास्वद्य कृपां कृत्वा सुखयैनं कृपानिधे! ॥१८॥ इति तैः प्रार्थितः कृष्णः प्रहस्य तमवैक्षत। तदा भैरववीरास्ते तं त्यक्त्वा ययुरन्यतः ॥१९॥ तदैश्वर्यमिदं दृष्ट्वा ते सर्वे मान्त्रिकास्तु तम्। परमेश्वर एवायमिति निश्चिक्युरात्मनि ॥२०॥ विवेको न ययौ गेहं मानभङ्गातिलज्जितः। स्थितोऽन्यत्र तरोर्मूले शिष्यैः कतिपयैर्वृतः ॥२१॥ तथा वीरान्महाकाल्याः सोऽथ वाटुकभैरवान्। प्रैरयद्धरये तेऽपि गन्तुं शेकुर्न तत्पुरः ॥२२॥ ते द्रागेव ज्वलद्गात्राः पेतुर्मार्गे निरीक्ष्य तम्। तदा स मारुतेर्वीरान् प्रैरयत्स-

મંત્રેલા અડદની મુઠી નાખીને એક ક્ષણમાં બાળી મુકયો. ॥૧૨॥ ત્યારે તો તે બધા માંત્રિકો એકદમ ભય પામી ગયા; અને શ્રીહરિ એકલાજ નિર્ભયપણે બેસી રહ્યા, ત્યારે તે પિબેક બ્રાહ્મણે શ્રીહરિના ઉપર નાશ કરી નાખે એવી મંત્રેલા અડદની મુઠી નાખી. ॥૧૩॥ તો પણ કોઈ જાતનો વિકાર નહિ પામેલા એવા તે શ્રીહરિને જોઈને અતિશય ક્રોધથી વિહ્વળ બની ગયેલા તે પિબેકે, કાળ સરખા ભયંકર એવા કાળભૈરવ નામે વીરોને પ્રેર્યા. ॥૧૪॥ અતિ તીવ્ર ધારવાળી મોટી તલવારો જેમના હાથમાં રહેલી છે, એવા તે વીરો તો તે શ્રીહરિને જોઈને તુરતજ મોટા સિંહને જોઇને હરણીઆંની માફક એકદમ પાછા વળી ગયા. ॥૧૫॥ અને બળવા લાગ્યાંછે સર્વ અંગ જેમનાં એવા તે વીરો, પ્રેરનારનેજ વળગ્યા અને તે પિબેકને પૃથ્વી ઉપર પાડી દઈને લોઢાના દંડાઓથી અતિશેજ મારવા લાગ્યા. ॥૧૬॥ અને તે પિબેક બ્રાહ્મણ જમીન ઉપર આમ-તેમ આળોટતો થકો ઉંચે શબ્દે અતિશેજ રડવા લાગ્યો, ત્યારે તેના સંબંધીઓ ત્યાં આવેલા હતા તે રડતા-રડતા શ્રીહરિની પ્રાર્થના-કરવા લાગ્યા. ॥૧૭॥ હે વર્ણિરાજ ! હે મહારાજ ! તમે તો સર્વ પ્રકારે સમર્થ છો, માટે હે કૃપાનિધિ! આજ અમારી ઉપર કૃપા કરીને આ બ્રાહ્મણને સુખીઓ કરો. ॥૧૮॥ આવી રીતે તે જનોએ પ્રાર્થના કરેલા શ્રીહરિએ હસીને તે બ્રાહ્મણના સામું જોયું, ત્યારે તે કાળભૈરવવીરો તે પિબેકને છોડી દઇને ત્યાંથી બીજે ચાલ્યા ગયા. ॥૧૯॥ આવી રીતનું તે શ્રીહરિનું ઐશ્વર્ય જોઈને તે બધા માંત્રિક-સિદ્ધોએ તો તે શ્રીહરિને 'આ પરમેશ્વરજ છે' એમ પોતાના મનમાં નિશ્ચય કર્યો. ॥૨૦॥ અને માનભંગ થવાથી અતિ લાજ પામી ગયેલો તે પિબેક બ્રાહ્મણ પોતાને ઘેર ન ગયો, પણ પોતાના કેટલાક શિષ્યોથી વીંટાયો થકો, ત્યાંથી જઇને બીજે ઠેકાણે ઝાડના મૂળમાં બેઠો. ॥૨૧॥ અને મહાકાળીના વીરોને, તથા બટુક-ભૈરવ નામે વીરોને, શ્રીહરિને મારવાને માટે તેણે પ્રેર્યા, પરંતુ તે વીરો પણ શ્રીહરિની આગળ જવાને શક્તિમાન થયા નહિ. ॥૨૨॥ અને અતિશેજ બળતાં છે ગાત્ર જેમનાં, એવા તે વીરો શ્રીહરિને જોતા-માત્રમાંજ તુર-

वैतोगतीन् ॥२३॥ तेऽपि साक्षान्मरुत्सूनोः सेवनीयं तमीश्वरम् । ज्ञात्वा सद्यः परावृत्य प्रहर्त्तारं न्यपातयन् ॥२४ प्रसन्नस्तीक्ष्णदंष्ट्राभिर्मुष्टिभिः प्रहरन्भृशम् । ते वमन्रक्तमास्यात्स रुरोद भृशमुच्चकैः ॥२५॥ तदा तदीया रुरुदुरुच्चैरेवातिदुःखिताः । आयुर्ग्रामात्तदाश्रुत्य जनास्तत्सुहृदोऽखिलाः ॥२६॥ तथाविधं तमालोक्य तस्य भार्या सुतादयः । शतशस्तस्य शिष्याश्च रुरुदुः पतिता भुवि ॥२७॥ उत्तोल्य तं तत्सुहृदो गतासुमिव साश्रवः । हरेः समीपे निःक्षिप्य प्रणेमुर्दण्डवन्मुहुः ॥२८॥ बहुशः प्रार्थयामासुर्दीनबन्धो ! दयानिधे ! । अपराधिनमेनं त्वं कृपया द्रष्टुमर्हसि ॥२९॥ एतस्मिन्नक्षिते स्वामिन् जीवनं नो न चान्यथा । इत्युक्त्वा तस्य पुरतो निदधुर्द्रविणं भृशम् ॥३०॥ एवं बहु प्रार्थितोऽसौ कृपयैक्षत तं पुनः । तावन्मुक्तो महावीरैः सुखितोऽसौ तमानमत् ॥३१॥ आमान्नान्यथ सिद्धेभ्यः सर्वेभ्यः शोभनान्यदात् । आज्यं सितां च प्रचुरां वस्त्राणि स यथोचितम् ॥३२॥ सोऽथ हर्याज्ञयागच्छद्गृहं स्वजनसंवृतः । हरिश्च द्रविणं भूरि सिद्धेभ्यो व्यभजत्ततः ॥३३॥ अत्याश्चर्यभृतास्ते तु

---

તજ માર્ગમાં પડી ગયા, ત્યારે તે પિબેકે સર્વ ઠેકાણે ગતિવાળા એવા મારૂતિના વીરોને પ્રેર્યા. ॥૨૩॥ તે વીરોએ પણ સાક્ષાત્ વાયુપુત્ર–હનુમાનજીએ સેવવા યોગ્ય એવા તે શ્રીહરિને અતિ સમર્થ જાણીને તત્કાળજ પાછા વળી જઇને પોતાને પ્રેરનારા એવા પિબેકનેજ જમીન ઉપર પાડી દીધો. ॥૨૪॥ અને તીક્ષ્ણ દાઢોથી તે પિબેકનેજ ખાઇ જતા સતા મુષ્ટિઓ વડે અતિશેજ મારવા લાગ્યા, તેથી તે પિબેક મોંઢામાંથી રૂધિરને વમન કરતો થકો ઉંચે સ્વરે અતિશેજ રડવા લાગ્યો. ॥૨૫॥ ત્યારે તેના શિષ્યો વિગેરે પણ અતિ દુઃખી થઇને ઉંચે સ્વરેજ રડવા લાગ્યા, તેને સાંભળીને તેના સગા–વ્હાલાઓ બધાય માણસો ગામમાંથી આવી પહોંચ્યા. ॥૨૬॥ ત્યારે તેને તેવી રીતનો જોઇને તેની સ્ત્રી અને તેના પુત્રો વિગેરે અને તેના સોએસો બધા શિષ્યો પૃથ્વી ઉપર ઢળી પડયા એવા થકા રૂદન કરવા લાગ્યા. ॥૨૭॥ અને તેના સુહૃદોએ મરણપ્રાય થઇ ગયેલા તે પિબેકને ઉપાડીને રડતાં રડતાં શ્રીહરિની પાસે નાખીને વારંવાર દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. ॥૨૮॥ અને બહુ પ્રકારે પ્રાર્થના કરવા લાગ્યા— હે દીનબંધો ! હે દયાનિધે ! આ અપરાધીને તમે કૃપાદ્રષ્ટિ કરીને જોવાને યોગ્ય છો. ॥૨૯॥ હે સ્વામિન્ ! આ જીવતો રહેશે તોજ અમારૂં જીવન રહી શકશે, નહિ તો અમારાથી નહિ જીવાય, એમ કહીને તે શ્રીહરિની આગળ ઘણુંક દ્રવ્ય મુક્યું. ॥૩૦॥ આ પ્રકારે બહુજ પ્રાર્થના કરેલા એ શ્રીહરિએ તે બ્રાહ્મણના સામું ફરીને કૃપા કરીને જોયું, કે તુરતજ મહાવીરોથી મુક્ત થયેલો એ પિબેક તે શ્રીહરિને સર્વ પ્રકારે નમી પડયો. ॥૩૧॥ અને પછી બધાય સિદ્ધોને તે પિબેકે રૂડાં એવાં કાચાં અનાજનાં સીધાં આપ્યાં, તેમાં ઘી અને સાકર ખૂબ સારી રીતે આપ્યાં, તથા સૌને યથાયોગ્ય વસ્ત્રો પણ આપ્યાં. ॥૩૨॥ અને પછી તે પિબેક બ્રાહ્મણ શ્રીહરિની આજ્ઞા લઇને પોતાના સુહૃદ વિગેરે જનોથી વીંટાયો થકો ઘેર ગયો અને શ્રીહરિએ તે પછી તેણે આપેલું ઘણુંક દ્રવ્ય બધા સિદ્ધોને વહેંચી દીધું. ॥૩૩॥ આ પ્રમાણે થવાથ અતિ આશ્ચર્ય પામી ગયેલા તે બધાય સિદ્ધો તો શ્રીહરિના શિષ્યપણાને પામી ગયા

सर्वे तच्छिष्यतां ययुः । स्वमतानि परित्यज्य भेजुस्तं परमादरात् ॥३४॥ सम्प्राप्तपरमानन्दास्ते कृत्वा चूर्णलड्डुकान् । भुक्त्वा यथेष्टं सुषुपुर्हरिर्ध्यानपरोऽभवत् ॥३५॥ ग्रामं गतः पिबकस्तु निर्वृतिं नाप्नुवन्कचित् । कालभैरवमानर्च महामांसादिभिर्निशि ॥३६॥ ततः प्रसाद्य तं साक्षाद्धरिं हन्तुमुदायुधम् । प्रैरयत्सोऽञ्जनाद्र्याभो दूराद्वीक्ष्यैव तं स्थितः ॥ ३७॥ दंष्ट्रातिभीषणमुखो रक्ताक्षो मुक्तमूर्धजः। मीलिताक्षं तमालोक्य तस्थौ सूर्योदयावधि ॥३८॥व्युत्थितोऽथ हरिर्दूरात्समैक्षत पुरःस्थितम् । तावत्सोऽतिज्वलद्गात्रः प्रेरकं हन्तुमाद्रवत् ॥३९॥ तदिङ्गितं हरिर्ज्ञात्वा तमाह शृणु भैरव !। मा हिंसीर्ब्राह्मणं तं त्वं तदन्नादा यतो वयम् ॥४०॥ इत्युक्तः स तु गत्वा तं तथैवावदद्‌द्रुतम् । न त्वां हन्म्यद्य तद्वाक्यादित्युक्तः स तमानमत् ॥४१॥ ततः सहैव शिष्यैः स्वैर्विदित्वा परमेश्वरम् । सद्यो धावंस्तमभ्येत्य प्रणनाम स दण्डवत् ॥४२॥ बद्धाञ्जलिस्तमाहाथ त्वं साक्षात्परमेश्वरः । सत्योऽस्त्येवान्यथा को मां क्षमो जेतुं

અને પોત–પોતાના મતનો ત્યાગ કરીને તે શ્રીહરિનેજ પરમ આદરથી ભજવા લાગ્યા. ॥૩૪॥ અને પરમ આનંદ પામેલા તે બધા સિદ્ધો ચૂરમાના લાડુ બનાવીને યથેષ્ટપણે જમીને સૂઈ ગયા અને શ્રીહરિ તો ધ્યાનપરાયણ થઇને બેઠા હતા. ॥૩૫॥ પછી ગામમાં ગયેલો પિબેક બ્રાહ્મણ તો કોઈ પ્રકારે શાંતિ ન પામ્યો અને રાત્રિએ ઘણું માંસ અને મદિરા વિગેરેથી કાળભૈરવનું પૂજન કર્યું ॥૩૬॥ અને પછી તેને પ્રસન્ન કરીને ઉગામેલાં આયુધવાળા તે કાળભૈરવને સાક્ષાત્ શ્રીહરિને મારવાને માટે પ્રેર્યો, ત્યારે કાજળના પર્વત જેવો તે ભૈરવ, શ્રીહરિને છેટેથીજ જોઇને ઉભો રહ્યો. ॥૩૭॥ તીક્ષ્ણ દાઢોથી અતિ ભયંકર મુખવાળો, લાલ ચોળ આંખોવાળો અને માથાના કેશ જેના છૂટા રહેલા છે, એવો તે કાળભૈરવ, નેત્ર મીંચીને બેઠેલા તે શ્રીહરિને જોઇને પછી સૂર્યનો ઉદય થતા સુધી ઉભો રહ્યો. ॥૩૮॥ અને પછી શ્રીહરિ ઉઠયા ત્યારે આગળ ઉભેલો તે કાળભૈરવ છેટેથી જોયો, એટલામાં તે કાળભૈરવ શરીરે બળવા લાગ્યો અને તુરતજ પોતાને પ્રેરનારા પિબેક બ્રાહ્મણને મારવા દોડયો. ॥૩૯॥ ત્યારે તેનો અભિપ્રાય જાણીને શ્રીહરિ તે ભૈરવને કહેવા લાગ્યા કે હે ભૈરવ ! સાંભળ ! તે બ્રાહ્મણને તું મારીશ નહિ, કેમકે, અમે બધા સિદ્ધોએ તેનું અનાજ ખાધું છે. ॥૪૦॥ આ પ્રમાણે શ્રીહરિએ કહેલો તે કાળભૈરવ જઇને તે પિબેકને તેજ પ્રમાણે કહેવા લાગ્યો કે–શ્રીનીલકંઠવર્ણીના કહેવાથીજ આજ તને હું મારતો નથી. આવી રીતે તે કાળભૈરવે કહેલા તે બ્રાહ્મણે તે કાળભૈરવને નમસ્કાર કર્યો. ॥૪૧॥ ત્યાર પછી પોતાના સર્વ શિષ્યોએ સહિત તે પિબેક બ્રાહ્મણ, શ્રીનીલકંઠવર્ણીને સાક્ષાત્ પરમેશ્વર જાણીને, તુરતજ દોડતો–દોડતો તે શ્રીહરિની પાસે આવીને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો.॥૪૨॥ અને હાથ જોડીને તે શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યો કે 'તમેજ સાક્ષાત પરમેશ્વર છો. નહિ તો આ પૃથ્વીના તળ ઉપર મને જીતવાને કોણ સમર્થ છે?॥૪૩॥ અને આજ દિનથી આરંભીને મારા દુરાગ્રહ મતનો ત્યાગ કરી દઇને તમારો દાસ થયો છું અને તમનેજ હવે ભક્તિથી સર્વ પ્રકારે ભજીશ. ॥૪૪॥ ત્યાર પછી પોતાના બધા આશ્રિતોને તે પિબેક બ્રાહ્મણ ઉંચો હાથ કરીને કહેવા લાગ્યો કે ' આ શ્રીનીલકંઠવર્ણી

धरातले ॥४३॥ त्यक्त्वैवाद्यदिनादेव दुराचारं मतं स्वकम् । त्वद्दासोऽस्मि भजिष्यामि भक्त्या त्वामेव सर्वथा ॥४४॥ ततः स स्वाश्रितान्सर्वानुच्चैरुद्धर्वकरोऽब्रवीत् । साक्षाच्छ्रीकृष्ण एवायं स्वमुक्त्यै श्रीयतामिति ॥४५॥ सर्वे तदा तमूचुस्ते वयं त्वस्मत्व भो ! हरे !! अस्मद्रक्षा त्वया कार्येत्युक्त्वा नेमुश्च दण्डवत् ॥४६॥ सर्वेभ्योऽप्यभयं दत्त्वा निर्ययौ भगवांस्ततः । तेऽपि सर्वे गृहान् गत्वा भेजुस्तं परमादरात् ॥४७॥ पिवैकः स्वमतग्रन्थान्दैवतैः सह सर्वशः । महाकूपे निचिक्षेप चक्रे सद्ग्रन्थसङ्ग्रहम् ॥४८॥ तेऽपि सर्वे मन्त्रसिद्धाः परित्यक्तात्मदुर्मताः । भक्त्या भजन्तस्तं भूमौ चरन्ति स्म तदाज्ञया ॥४९॥ हरिश्च नवलक्षाद्रौ स्वेक्षणाय महत्तपः । कुर्वतो योगिनः सर्वान्प्रीणयंस्तमुपाययौ ॥५०॥

भूतभैरवभयङ्करदृष्टिर्मानमोचितपिवैकनताङ्घ्रिः ।
सर्वथा प्रणतवत्सल एव श्रीहरिर्मयि सदास्त्वतितुष्टः ॥५१॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये महाशाक्तपिवैकपराभवनिरूपणनामा पञ्चदश उल्लासः ॥ १५ ॥ ॥

---

સાક્ષાત્ શ્રીકૃષ્ણ પોતેજ છે, માટે પોતાની મુક્તિ માટે એમનો આશ્રય કરો. ' ॥૪૫॥ ત્યારે તે બધા પિબેકના શિષ્યો તે શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા—હે શ્રીહરે ! અમે તમારા આશ્રિત છીએ, માટે અમારી રક્ષા તમો કરજ્યો, એમ કહીને દંડવત્–પ્રણામ કર્યાં. ॥૪૬॥ ત્યારે શ્રીહરિ તે બધાયને પણ અભય આપીને ત્યાંથી ચાલી નીકળ્યા. અને પછી તે પિબેક વિગેરે બધાય પોતાને ઘેર જઇને તે શ્રીહરિને પરમ આદરથી ભજવા લાગ્યા. ॥૪૭॥ અને પિબેક બ્રાહ્મણે તો પોતાના મતના ગ્રંથોને મલિન દેવતાઓએ સહિત મોટા કુવામાં નાખી દીધા અને ભાગવત–ગીતા, વિગેરે સર્વ સદ્ગ્રંથોનો સંગ્રહ કર્યો. ॥૪૮॥ અને શ્રીહરિની સાથે રહેલા બધા મંત્રસિદ્ધો પણ સર્વથા ત્યાગ કર્યોછે પોતાના દુર્મતો જેમણે, એવા સતા તે શ્રીહરિનેજ ભક્તિપૂર્વક ભજતા થકા તે શ્રીહરિની આજ્ઞાથી પૃથ્વી ઉપર ફરવા લાગ્યા. ॥૪૯॥ અને શ્રીહરિ પણ નવલખા પર્વત ઉપર પોતાના પ્રત્યક્ષ દર્શન માટે મોટું તપ કરતા સર્વ યોગીઓને પ્રસન્ન કરતા થકા તે પર્વત પ્રત્યે આવ્યા. ॥૫૦॥

ભૂત અને ભૈરવને ભય ઉપજાવે એવી દ્રષ્ટિવાળા અને મૂકાવ્યુંછે અભિમાન જેનું એવા પિબેક બ્રાહ્મણે જેમના ચરણને નમસ્કાર કર્યોછે અને સર્વ પ્રકારે પ્રણતવત્સલ, એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારી ઉપર નિરંતર અતિ પ્રસન્ન થાઓ. ॥૫૧॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સર્વ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં **મહાશાક્ત પિબેકનો પરાભવ કર્યો** એ નામે પંદરમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૫॥

# षोडश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

ध्यायद्भ्यः स्वं मुनिभ्यस्तप उरु नवलक्षाद्रिमूर्ध्न्याचरद्भ्यो
ब्रह्मादीनामगम्यं निजमनवधिकानन्दरूपं प्रदर्श्य।
चक्रे तेषां तपो यः सफलमथ जगन्नाथपुर्यां प्रवृद्धान्
दम्भप्रच्छन्नपापान् विलयमगमयत् श्रीहरिं तं नमामः ॥१६॥

નવલખા પર્વત ઉપર ઘણા સમયથી પોતાના સ્વરૂપનું ધ્યાન કરતા અને તેનો સાક્ષાત્કાર થવા માટે અતિ ઉગ્ર તપ કરતા, એવા તપસ્વિ-મુનિઓને બ્રહ્માદિક દેવોને પણ અગમ્ય એવું નિરવધિક આનન્દમય પોતાનું સાક્ષાત્ સ્વરૂપ બતાવીને જે શ્રીહરિએ તે મુનિઓનું તપ સફળ કર્યું હતું; અને પછી જગન્નાથપુરીમાં જઈને ત્યાં કલિબળથી અતિ વધી ગયેલા અને દંભથીજ પોતાનાં પાપ છાનાં રાખનારા એવા ઘણા અસુરોનો જેમણે અત્યંત ઉચ્છેદ કરી નાખ્યો હતો, એવા અતિ સમર્થ અમારા ઇષ્ટદેવ તે શ્રીહરિને અમે નમસ્કાર કરીએ છીએ. ॥૧૬॥ ॥ ॥

---

तं स प्राप्याद्रिमारुह्य बहुधाद्भुतदर्शनम्। सिद्धानां नवलक्षाणां स्थानान्यैक्षत सर्वशः ॥१॥ निरिन्धनाग्निज्वालाश्च तेष्ववैक्षत वर्णिराट्। उष्णाम्बूनि च कुण्डानि तत्र तथेतराणि च ॥२॥ वर्त्तमानांस्ततः सिद्धांस्तत्रापश्यत्स भूरिशः। संसाधिताष्टाङ्गयोगान् कांश्चित्कांश्चित्तपोरतान् ॥३॥ तीव्रवैराग्यसम्पन्नानात्मनिष्ठांश्च कांश्चन। ध्याननिष्ठांस्तथा कांश्चिन्निर्दम्भान्विजितेन्द्रियान् ॥४॥ शुद्धान्तःकरणास्ते तं दूराद्दृष्ट्वार्करोचिषम्। सहसोत्थाय चाभ्येत्य प्रणेमुर्दण्डवन्मुदा ॥५॥ आश्चर्यदर्शनो ह्येष साक्षात्किं भगवान्स्वयम्। इत्यौत्सुक्येन ददृशुर्निर्निमेषदृशैव तम् ॥६॥ मुहूर्त्तमीक्षमाणास्ते *प्रेमनिर्भृतमानसाः। भूरितेजोमण्डलस्थं श्रीकृष्णं तं व्यचक्षत ॥७॥* सकलैश्वर्यसम्पन्नं सर्वशक्तिनिषेविनम्। यथाश्रुतं पुराणादौ तं वीक्ष्य पुनरानमन् ॥८॥ यावत्स्तुवन्ति तावत्तं वर्णिवेषं यथा पुरा। दृष्ट्वा त ऊचुः साक्षात्त्वं कृष्ण एवासि निश्चितम् ॥९॥ अस्माकं भूरितपसां फलं दातुं त्वमात्मना। अत्रागतोऽसि दययाऽन्यथा त्वद्वीक्षणं कुतः ॥१०॥ जाता वयं कृतार्था वै सम्प्राप्तं च तपःफलम्। त्वामेव नित्यं ध्यायन्तः प्राप्स्यामोऽन्ते पदं तव ॥११॥ इति ज्ञातात्मतत्त्वांस्तान्सुखयन्स दिनत्रयम्। तत्रोषित्वा ततः प्रायाद्धडयाकुण्डमीश्वरः ॥१२॥ निःसरन्तं भुवस्तत्र सङ्घं धाम्यग्निपाथसाम्। पश्यन्मुमुक्षून्स्तत्रत्याननुजग्राह सोऽञ्जसा ॥१३॥ साक्षात्स्वदर्शनेनैव तत्रैव च तपस्विनः। प्रीणयन्योगिनश्चासौ दिवसत्रयमावसत् ॥१४॥ ततो गच्छन्यदिदिशं गङ्गासागरसङ्गमम्। प्राप्य कृतार्थयामास तैर्थिकान्स सहस्रशः ॥१५॥ नृणामनुग्रहायासौ मुमुक्षूणां दिनत्रयम्। तत्रोषित्वाश्रमं प्रायात्कपिलस्य महामुनेः ॥१६॥ तेना-

तिमानितस्तत्र ध्यानयोगेन भूयसा । तत्प्रादुर्भावहेत्वादि जानता परमादरात् ॥१७॥ तपस्विनामतिप्रेप्सुे तत्र स्थाने तपःप्रियः । ज्ञानसिद्धान्कापिलेयान्प्रीणयन्मासमावसत्

## ઉલ્લાસ ૧૬ મો.

બહુ-પ્રકારના આશ્ચર્યકારી દેખાવવાળા તે નવલખા પર્વતને પામીને શ્રીહરિએ તેના ઉપર ચઢીને તેમાં રહેલા નવ લાખ યોગસિદ્ધોનાં સ્થાનો સર્વ પ્રકારે જોયાં. ॥૧॥ વર્ણિરાજ શ્રીહરિએ તે સ્થાનોમાં કાષ્ટ સિવાયના અગ્નિની જ્વાળાઓને જોઇ અને તે-તે ઠેકાણે ઉન્હા પાણીના બીજા કુંડો પણ જોયા.॥૨॥ ત્યાર પછી શ્રીહરિએ ત્યાં રહેલા ઘણાક સિદ્ધોને જોયા, તેમાંના કેટલાક તો અષ્ટાંગયોગ સિદ્ધ કરેલા હતા. અને કેટલાક તપ કરવામાં પ્રીતિવાળા હતા. ॥૩॥ કેટલાક તીવ્ર વૈરાગ્યથી સંપન્ન, કેટલાક આત્મ-નિષ્ઠ, કેટલાક ધ્યાનમાંજ નિષ્ઠાવાળા હતા અને કેટલાક તો નિર્દંભપણે વર્તનારા, તેમજ ઇન્દ્રિયોને જીતીને વર્તનારા હતા તે સર્વને જોયા. ॥૪॥ શુદ્ધ અંતઃકરણવાળા તે બધા સિદ્ધોએ સૂર્યના સરખી કાન્તિવાળા તે શ્રીહરિને દૂરથી જોઇને એકદમ ઉભા થઇને સામા જઇને આનંદપૂર્વક દંડવત્ પ્રણામ કર્યા. ॥૫॥ આશ્ચર્યકારી દર્શનવાળા આ વર્ણી સાક્ષાત્ સ્વયં ભગવાન-વાસુદેવ છે કે શું ? એમ ધારીને અતિ ઉત્સુકતાથી તે શ્રીહરિને બધા સિદ્ધો મટકાં સિવાયની સ્થિર દ્રષ્ટિથીજ જોવા લાગ્યા. ॥૬॥ આમ બે ઘડીવાર જોતા થકા તે સિદ્ધોએ પ્રેમથી અતિશેજ ભરાઇ આવ્યાંછે અંતઃકરણ જેમનાં એવા થકા તે શ્રીહ-રિને અતિશય તેજના સમૂહમાં રહેલા શ્રીકૃષ્ણરૂપે જોયા. ॥૭॥ પુરાણાદિક સત્શાસ્ત્રોમાં જેવા શ્રવણ કરવામાં આવ્યા હતા તેવાજ સકળ ઐશ્વર્યથી સંપન્ન અને સર્વ શકિતઓએ સેવેલા તે શ્રીહરિને જોઇને તે સિદ્ધો ફરીથી વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. ॥૮॥ અને કેટલાક સ્તુતિ કરવા લાગ્યા. ત્યાં તો શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રથમની પેઠેજ વર્ણિવેષ જોઇને તે બધા સિદ્ધો કહેવા લાગ્યા કે તમે તો નિશ્ચેજ સાક્ષાત્ કૃષ્ણજ છો. ॥૯॥ અમારા ઘણા કાળના તપનું ફળ આપવાને માટેજ અમારી ઉપર દયા લાવીને આપ અહીંઆં સ્વયં પોતાની ઇચ્છાથીજ પધાર્યા છો તે સિવાય તમારૂં દર્શન કયાંથી હોઇ શકે? ॥૧૦॥ અમો નિશ્ચેજ કૃતાર્થ થયા છીએ. અને તપનું ફળ પણ સંપૂર્ણપણે પ્રાપ્ત થયુંછે. અને હવે નિરંતર તમારૂંજ ધ્યાન કરતા થકા દેહને અંતે તમારા પદને પામીશું. ॥૧૧॥ આ પ્રમાણે પોતાના સ્વરૂપનું જ્ઞાન પામેલા તે સિદ્ધોને સુખ આપતા થકા ત્રણ દિવસ ત્યાં રહીને અતિ સમર્થ શ્રીહરિ વડવાકુંડ નામે તીર્થ પ્રત્યે ગયા. ॥૧૨॥ તે વડવાકુંડમાં પૃથ્વીમાંથી નીકળતા વાયુ, અગ્નિ અને જળના સમૂહને જોતા થકા શ્રીહરિએ ત્યાં રહેલા મુમુક્ષુજનોને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપવા રૂપ અનુગ્રહ કર્યો. ॥૧૩॥ અને તે તીર્થમાંજ તપસ્વીઓને અને યોગીઓને પોતાના સ્વરૂપનું સાક્ષાત્ દર્શન આપવાથીજ પ્રસન્ન કરતા થકા ત્રણ દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૧૪॥ ત્યાંથી અગ્નિકોણમાં ચાલતાં ગંગા-સાગરના સંગમને પામીને શ્રીહરિએ હજારો-હજાર તીર્થવાસીઓને પોતાના દર્શનથી કૃતાર્થ કર્યા.॥૧૫॥ મુમુક્ષુજ-નોના અનુગ્રહ માટેજ શ્રીહરિ ત્યાં ત્રણ દિવસ રહીને મહામુનિ કપિલદેવના આશ્રમ પ્રત્યે

॥१८॥ ततो जगन्नाथपुरीं तटेऽम्भोधेः स आययौ । इन्द्रद्युम्नसरोमुख्यस्थानेषूवास तत्र च ॥१९॥ स तत्र तत्रोन्मददैत्यसङ्घान् नराकृतीन्वैष्णवदम्भवेषान् । सहस्रशो यूथचरान्निबद्धशस्त्रान्ददर्शातिभयङ्कराक्षान् ॥२०॥ शैवानि लक्ष्माणि च बिभ्रतोऽन्यान्यूथैर्महद्भिश्चरतोऽतिभीमान् । सर्वान्दुराचाररतान्विलोक्य भारं भुवो भूरितरं स मेने ॥२१॥ दैवेन चैकत्र कृतो भरोऽयं स्थितिं विना नाश्र ममाशु नश्येत् । अतो वसामीत्यवधार्य चित्ते तत्रावसत्तीर्थिकलोकवत्सः ॥२२॥ स्त्रीद्रव्यनानारसलब्धये च स्वसिद्धतामप्यनुवर्णयन्तः । केचिन्महात्यागिसमं- न्यपीदम्भिविष्णोर्महापूजनमाचरन्तः ॥२३॥ मन्त्रैश्च तन्त्रैरपि भूरियन्त्रैः प्रतारणं केऽपि नृणां प्रचक्रुः । भङ्गां सुरां काञ्चन पाययन्तो ब्रह्मावलोकाय हि केचनापि ॥२४॥ प्रलोभयन्तश्च सुतादिदानैः कांश्चित्सुताद्यन्तभयं प्रदर्श्य । धनं हरन्तः कतिचिच्च केचिच्छिष्याङ्गनास्वेव मुदा रमन्तः ॥२५॥ सहस्रशो यूथचरा इतीमे भृशं दुराचारपथेप्रवृत्ताः । सहस्रशो

આવ્યા. ॥૧૬ તે આશ્રમમાં અતિ દ્રઢ ધ્યાનયોગે કરીને તે શ્રીહરિના પ્રાદુર્ભાવના કારણ વિગેરેને જાણનારા તે કપિલદેવ ભગવાને પરમ આદર થકી શ્રીહરિનું સન્માન કર્યું. ॥૧૭॥ અને તપસ્વીઓને અતિ પ્રિય એવા તે કપિલાશ્રમરૂપ સ્થાનમાં તપસ્વીઓને અતિ પ્રિય એવા શ્રીહરિ જ્ઞાનસિદ્ધ એવા કપિલમુનિના ઉપાસકોને પ્રસન્ન કરતા થકા એક માસ પર્યંત નિવાસ કરીને રહ્યા. ॥૧૮॥ ત્યાંથી શ્રીહરિ સમુદ્રને કાંઠે રહેલી જગન્નાથપુરી પ્રત્યે આવ્યા અને ત્યાં ઇન્દ્રદ્યુમ્ન સરોવર વિગેરે સ્થાનોમાં નિવાસ કર્યો. ॥૧૯॥ તે-તે સ્થાનોમાં શ્રીહરિએ મનુષ્યાકારને ધારનારા, વૈષ્ણવોના વેષને દંભથીજ ધારનારા અને હજારો-હજારની સંખ્યામાં ટોળાબંધ ફરનારા તલવાર વિગેરે શસ્ત્રો બાંધનારા, અતિ ભયંકર નેત્રોવાળા એવા મહોન્મત્ત અસુર સમૂહોને જોયા.॥૨૦॥ વળી શિવ સંપ્રદાયનાં ચિહ્નોનેધારણ કરનારા અને મોટા સમૂહોમાંફરનારાઅતિ ભયંકર દેખાવવાળા એવા બીજા પણ ઘણાક અસુરો જોયા. દુરાચારમાં અતિ પ્રીતિ વાળા હોઇને તત્પરાયણ થઇ ગયેલા તે સર્વ અસુરોને જોઇને તે શ્રીહરિએ આ પૃથ્વીના મોટા ભારરૂપ છે એમ માન્યું. ॥૨૧॥ દૈવેજ આ ભાર અહીંઆં એકત્ર ભેગો કરેલો છે. તે મારી અહીંઆં સ્થિતિ સિવાય તુરત નાશ નહિ પામે માટે હું અહીંઆં નિવાસ કરૂં, એમ ચિત્તમાં ધારીને તે જગન્નાથપુરીમાં બીજા તીર્થ કરનારાની માફક પોતે પણ નિવાસ કરીને રહ્યા.॥૨૨॥હવે તે અસુરોમાંના કેટલાક તો સ્ત્રી દ્રવ્ય અને નાના પ્રકારના રસાસ્વાદની પ્રાપ્તિ માટે પોતાની સિદ્ધાઇનું પણ વારંવાર વર્ણન કરતા થકા મહાત્યાગીની પેઠે દંભથી બેસતા હતા, વળી કેટલાક તો વિષ્ણુભગવાનની મહાપૂજા કરવાનો આડંબર કરતા થકા મહાદંભથી બેસતા હતા. ॥૨૩॥ કેટલાક તો મંત્રો, તંત્રો અને ઘણાંક યંત્રોથી પણ મનુષ્યોને ઠગતા હતા, તેમજ કેટલાક તો બ્રહ્મદર્શન થવાનું ખોટું ખોટું સમજાવીને ભાંગ અને સુરાનું પાન કરાવતા હતા. ॥૨૪॥ કેટલાક તો પુત્રાદિક આપવા વિગેરેની લાલચોથી મનુષ્યોને લોભાવનારા હતા. અને કેટલાક તો તેમના પુત્રાદિકને મારી નાખવાની બીક બતાવીને તેમની પાસેથી ધનને હરણ કરી લેનારા અને કેટલાક તો પોતાની શિષ્યાઓમાંજ આનંદથી રમણ કરનારા હતા. ॥૨૫॥ આવી રીતના

धर्मरतान्मनुष्यान् चक्रुः स्वतुल्यान्बहुधा प्रलोभ्य ॥२६॥ तत्सङ्गभीताः पुरि ये मनुष्या मुमुक्षवस्ते तु हरिं विलोक्य । सर्वैः पुराणोदितसाधुचिह्नैर्युक्तं समाशिश्रियुरादरेण ॥२७॥ साधुस्तु सत्यो हरिरेव नान्य इत्यावभूत्तत्र जनेषु वार्ता । तां ते निशम्यासरुषोऽथ लोकान् दृष्ट्वा तदर्चादिरतांश्च तेपुः ॥२८॥ ते मत्सरग्रस्ततया तदीयां निन्दां व्यधुस्तत्र मृषापवादम् । दधुस्तदग्रे च समेत्य केचिदवाच्यशब्दान्बहुशो व्यकुर्वन् ॥२९॥ ध्यानस्थमुत्तोल्य तमातपेऽपि निधातुमैच्छत्कतिचिच्च केचित् । मौनं परित्याजयितुं च केचित्तं हन्तुमैच्छंश्चिपिटप्रहारैः ॥३०॥ अद्यैव वा श्वो मुनिरेष ताड्यो घात्योऽथवाऽस्मद्यशसां कलङ्कः । इत्थं विनिश्चित्य परस्परं ते स्वीयांस्तथोचुश्च तथेति तेऽपि ॥३१॥ कृशाङ्गमेनं त्वहमेक एव प्रातः समुत्तोल्य रहःप्रदेशम् । नीत्वा हनिष्यामि न संशयोऽस्त्वेत्युवाच तत्रैकक उन्मदान्धः ॥३२॥ व्यतिक्रमेणैव महात्मनस्ते निरागसः साधुगुणाश्रयस्य । विभ्रष्टसद्बुद्धय उग्रपापा द्विरात्राणि निन्यु-

---

હજારોની સંખ્યામાં ટોળાબંધ ફરનારા અને અતિશય દુરાચાર કરવામાં યથેષ્ટપણે વર્તનારા તે અસુરો ધર્મમાં પ્રીતિવાળા એવા હજારો માણસોને દ્રવ્યાદિકથી બહુ પ્રકારે લોભાવીને પોતાના જેવા અધર્મમાં પ્રીતિવાળા કરતા હતા. ॥૨૬॥ તે અસુરોના કુસંગથી ભય પામેલા જે મુમુક્ષુજનો એ પુરીમાં હતા તેમણે તો પુરાણોમાં કહેલાં સાધુનાં લક્ષણોથી સંપન્ન એવા તે શ્રીહરિને જોઇને આદર-પૂર્વક તેમનો આશ્રય કર્યો. ॥૨૭॥ અને સાચા સાધુ તો આ શ્રીહરિ નીલકંઠ એ એકજ છે, પણ બીજા કોઇ નથી. એ વિગેરે વાર્તાઓ મનુષ્યોમાં થવા લાગી. તેને સાંભળીને તે અસુરો ક્રોધ પામ્યા. અને લોકોને તે શ્રીહરિની પૂજા આદિકમાં પ્રીતિવાળા જોઇને તે પરિતાપ પામવા લાગ્યા. ॥૨૮॥ તે અસુરો મત્સરે ગળી લીધેલા હોવાથી તે શ્રીહરિની નિંદા કરવા લાગ્યા અને શ્રીહરિના ઉપર મિથ્યા અપવાદ દેવા લાગ્યા. અને કેટલાક તો શ્રીહરિની આગળ ભેગા થઇને ન બોલવાના બિભત્સ શબ્દો બહુ પ્રકારે બોલવા લાગ્યા. ॥૨૯॥ વળી કેટલાક તો ધ્યાનમાં બેઠેલા શ્રીહરિને ઉપાડીને તડકામાં મુકવાને ઇચ્છતા હતા. અને કેટલાક તો શ્રીહરિના મૌન-વ્રતનો પરિત્યાગ કરાવવા માટે શ્રીહરિને ચીપીયાના પ્રહારથી મારવાને ઇચ્છતા હતા. ॥૩૦॥ ( અને કેટલાક અસુરો પરસ્પર કહેવા લાગ્યા કે- ) આપણા યશને કલંક લગાડનારા આ નીલકંઠમુનિનું આજેજ અથવા તો કાલેજ તાડન કરવું છે, અથવા મારીજ નાખવોછે. આમ પરસ્પર નિશ્ચય કરીને તે અસુરોએ પોતાના માણસોને કહ્યું ત્યારે તે પણ કહેવા લાગ્યા કે બહુ સારૂં આપણે જરૂર મારવો. ॥૩૧॥ અને મદથી અતિ અંધ થયેલો કોઇ એક અસુર કહેવા લાગ્યો કે-કૃશ શરીરવાળા તે નીલકંઠને તો હું એકલોજ પ્રાતઃકાળમાં ઉપાડીને એકાંત-સ્થળમાં લઇ જઇને મારી નાખીશ. એમાં કંઇ સંશય નથી. ॥૩૨॥ અતિ ઉદાર મનવાળા અને કોઇનો અપરાધ નહિ કરનારા સર્વ સાધુગુણોના આશ્રયરૂપ તે શ્રીહરિના અપરાધથીજ અતિ ભ્રષ્ટ થઇ ગઇછે બુદ્ધિ જેમની એવા અને ( શ્રીહરિનો અપરાધ વિગેરે ) ઉગ્ર પાપ કરનારા તે અસુરોએ તે જગન્નાથપુરીમાં બે ત્રણ દિવસ વીતાવ્યા. ॥૩૩॥ નાના પ્રકારનાં અતિ ઉગ્ર આયુધો ધારણ કરનારા તે અસુ-

दिवसानि तत्र ॥३३॥ स्वस्वायुधात्यन्तबलप्रशंसां प्रकुर्वतां क्वापि निशि ह्यकस्मात्। तेषामभूद्वै कलहोऽतिभूयान्नानाविधोग्रायुधधारिणां तु ॥३४॥ सेर्ष्यातिरुण्मत्सरमोहलुप्तविवेकधैर्यास्त उपात्तशस्त्राः। दष्टाधराः स्फारभयङ्कराक्षाः परस्परं जघ्नुररीनिव स्वान् ॥३५॥ महामृधे भूरिभयङ्करेऽस्मिंस्तेषां सहस्राणि दशाप नाशम्। प्रपेदिरे विस्मयमेव पौरा मांसाशिनां तत्र महोत्सवोऽभूत् ॥३६॥ तथाविधे भूरितरे विमर्द्दे जातेऽपि शेषा न जहुः स्वरोषम्। पुनर्द्वितीयेऽहनि चास तेषां मृधं महामर्पविमोहभाजाम् ॥३७॥ तत्रापि नेशुर्दितिजाः सहस्रे द्वे तीव्रकोपे प्रबलप्रहारैः। हतावशिष्टाश्च पुनस्तृतीये दिने मृधं चक्रुरमर्षवेगात् ॥३८॥ मासद्वयं भूरिविमर्द्द इत्थमन्योऽन्यमासीत्पुरुदुष्कृतानाम्। तेषां क्वचित्पञ्चशतानि नेशुः क्वचिच्छते द्वे च शतं क्वचिद्वा ॥३९॥ केचित्पुरीं तां तु विहाय जग्मुर्विच्छिन्ननासोष्ठकराङ्घ्रयो द्राक्। नैकोऽपि साक्षाज्जगत्प्रतापात्स्थातुं पुरे तत्र शशाक दैत्यः ॥४०॥ देशान्तरस्थप्रबलासुरेभ्यस्तथाविधास्तेऽकथयन्नशेषम्। शत्रोरनाशं स्वविनाशनं च परस्परं जातमतर्कितं तत् ॥४१॥ नष्टेषु सर्वेष्वसुरेषु कृष्णो भुवो भरं प्रायश एष नष्टम्। मेने तदर्थावतरः स्वयं

શેને પોતાનાં આયુધોનાં વખાણ કરવામાંથીજ ક્યારેક રાત્રિએ અકસ્માત્ માંહો-માંહી મોટો કલહ થયો. ॥૩૪॥ અને ઈર્ષ્યાએ યુક્ત અતિ ક્રોધ, મત્સર અને મોહથી નાશ પામ્યાંછે વિવેક અને ધૈર્ય જેમનાં અને ઉગામ્યાંછે શસ્ત્રો જેમણે, પીસ્યાછે ઓષ્ઠ જેમણે અને ફાટેલાં ભયંકર નેત્રો જેમનાં છે એવા તે અસુરો શત્રુની પેઠેજ પોતાના માણસોને પરસ્પર મારવા લાગ્યા. ॥૩૫॥ અતિશય ભયંકર આ મહાયુદ્ધમાં તે અસુરોમાંના દશ હજાર અસુરો નાશ પામી ગયા. અને તે પુરીના માણસો તો વિસ્મયજ પામી ગયા અને માંસાહારી પ્રાણીઓને તો મોટો ઉચ્છવ થયો. ॥૩૬॥ આ પ્રમાણે અતિશય મોટું યુદ્ધ થયું તો પણ બાકીના જીવતા રહેલા અસુરો પોતાનો રોષ નહોતા છોડતા અને અતિ ક્રોધથી મોહ પામી ગયેલા તે અસુરોને બીજે દિવસે પણ અતિ મોટું યુદ્ધ થયું. ॥૩૭॥ તે યુદ્ધમાં પણ એક બીજાને પ્રબળ પ્રહારો કરવાથી તીવ્ર કોપ પામેલા બે હજાર દૈત્યો નાશ પામી ગયા. અને તેમાંથી બાકી રહેલા અસુરો ફરીને ત્રીજે દિવસે ક્રોધના વેગથી યુદ્ધ કરવા લાગ્યા. ॥૩૮॥ અત્યંત પાપકર્મો કરનારા તે અસુરોને આ પ્રમાણે બે માસ પર્યંત પરસ્પર અતિશેજ યુદ્ધ થતું હતું. અને તેમાં ક્યારેક પાંચસો, ક્યારેક બસો અને ક્યારેક તો સો મરી જતા હતા.॥૩૯॥ અને તેમાંના કેટલાક તો છેદાઈ ગયાછે નાસિકા, ઓષ્ઠ અને હાથ-પગ વિગેરે અવયવો જેમના એવા તે અસુરો જગન્નાથપુરીને છોડીને નાશી ગયા. પણ કોઇ એક પણ દૈત્ય સાક્ષાત્ શ્રીહરિ નીલકંઠના પ્રતાપથી તે પુરીમાં રહેવાને સમર્થ ન થયો. ॥૪૦॥ અને એ પ્રમાણે નાશી છુટેલા અસુરોએ દેશાંતરમાં રહેલા મોટા-મોટા પ્રબળ અસુરોને તે સમગ્ર વૃત્તાન્ત-શત્રુરૂપ શ્રીહરિનો નાશ ન થયો અને પોતાનોજ પરસ્પર અણધારી રીતે વિનાશ થઈ ગયો, એ વિગેરે જે બન્યું હતું તે કહ્યું. ॥૪૧॥ આ પ્રમાણે સર્વ અસુરો નાશ પામી જવાથી શ્રીહરિએ પૃથ્વીનો ઘણો-ખરો ભાર નાશ પામી ગયો એમ માન્યું. કેમકે સર્વ સાધુગુણોથી સંપન્ન એવા સ્વયં શ્રી નારાયણ

श्रीनारायणः साधुगुणोपपन्नः ॥४२॥ ऊचुस्ततः पौरजनास्तु सर्वे दुष्टा इमेऽस्यैव गुणाढ्यसाधोः। कदर्थनां चक्रुरतो विनष्टा अतो महानेष पुमान्विभाति ॥४३॥ स्नेहातिरेकः सहसैव चास्मिन्नुदेति नृणां निज आत्मनीव। हितावहोऽतः खलु सर्वथैव भवत्ययं मानवमूर्तिरीशः ॥४४॥ इत्थं विचार्यैव जनाः सुबुद्धा निर्दोषमूर्तेश्च गुणात्मकस्य। तस्याश्रयं चक्रुरुदारभावास्तदुक्तधर्मेषु च तस्थुरेव ॥४५॥ हरिश्च तेषां प्रियकाम्ययैव मासान्दशोवास निषेवितस्तैः। स्वरूपविज्ञानमथाश्रितेभ्यो दत्त्वा ततोऽन्यत्र गमाय चैच्छत् ॥४६॥ धर्मस्थितिं संश्रितमानवानां ततो दृढीकृत्य स आदिकूर्मम्। उपेत्य नत्वाथ वनेषु गच्छन्नवाप्तवान्मानसपत्तनं च ॥४७॥

सिद्धसङ्घनयनामृतमूर्त्तिः कृष्ण एष पुरुषोत्तमपुर्याम्।
स्वापराधविहतासुरसङ्घप्रेक्षकैः श्रित इहास्तु सुतुष्टः ॥४८॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-सकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीजगन्नाथपुरे भूभारासुरसङ्घपराभवनिरूपणं नाम षोडश उल्लासः ॥१६॥

---

વાસુદેવ ભગવાને તેને માટેજ અવતાર ધારેલો છે. ॥૪૨॥ ત્યાર પછી જગન્નાથપુરીના સર્વ જનો કહેવા લાગ્યા કે-આ અસુરોએ સાધુગુણોથી સંપન્ન એવા આ શ્રીનીલકંઠનોજ દ્રોહ કર્યો તેથી તેઓ પોતાને પાપેજ નાશ પામી ગયાછે. માટે આ શ્રીનીલકંઠવર્ણી કોઈ મહાપુરૂષ છે એમ જણાયછે. ॥૪૩॥ અને મનુષ્યોને પોતાના આત્માને વિષેજ જેમ એમ આપણને એમના ઉપર એકદમ અતિસ્નેહ થઈ આવેછે. માટે આપણું સર્વ પ્રકારે હિત કરનારા નિશ્ચેજ આ માનવમૂર્તિ એવા સ્વયં ઈશ્વર છે. ॥૪૪॥ આ પ્રમાણે વિચાર કરીને સારા બુદ્ધિમાન પુરૂષોએ નિર્દોષમૂર્તિ અને સર્વ કલ્યાણગુણોના આશ્રયરૂપ તે શ્રીહરિનો આશ્રય કર્યો અને ઉદારભાવવાળા તે આશ્રિતજનો તે શ્રીહરિએ કહેલા ધર્મોમાં દૃઢપણેજ રહેવા લાગ્યા. ॥૪૫॥ શ્રીહરિ પણ તે આશ્રિતોનું પ્રિય કરવાની ઈચ્છાથીજ તે જનોએ સેવા કર્યા થકા ત્યાં દશ માસ પર્યંત નિવાસ કરીને રહ્યા. અને પછી શ્રીહરિએ સર્વ આશ્રિતજનોને પોતાના સ્વરૂપનું વિજ્ઞાન યથાર્થપણે આપીને તે જગન્નાથપુરી થકી બીજા સ્થાનમાં જવાને માટે ઈચ્છા કરી. ॥૪૬॥ ત્યાર પછી પોતાના આશ્રિત મનુષ્યોની ધર્મની સ્થિતિને દૃઢ કરીને શ્રીહરિ આદિકૂર્મ નામના તીર્થ પ્રત્યે આવીને આદિકૂર્મ ભગવાનને નમસ્કાર કરીને વનમાં જતાં માનસ-પત્તન નામે પુરને પામ્યા. ॥૪૭॥

નવલખા પર્વતમાં સિદ્ધપુરૂષોનાં નેત્રોને અમૃતમયમૂર્તિ જણાતા અને પુરૂષોત્તમપુરીમાં પોતાનો અપરાધ કરવાથી નાશ પામેલા અસુરસમૂહોને જોનારા બુદ્ધિમાન પુરૂષોએ જેમનો દૃઢ આશ્રય કર્યો હતો, એવા મારા ઈષ્ટદેવ એ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૪૮॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રી હરિદિગ્વિજયમાં શ્રીજગન્નાથપુરીમાં પૃથ્વીના ભારરૂપ અસુરસમૂહોનો પરાભવ નિરૂપણ કર્યો એ નામે સોળમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૬॥

# सप्तदश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

यः श्रीमान् सत्रधर्माभिधनृपतिसमाराधितो वैष्णवेन्द्रैः
काञ्च्यादावर्चिताङ्घ्रिर्विविधबुधवरैः सेवितः सेतुबन्धे ।
मध्येऽरण्यं शिवाभ्यामधिगतमहिमा पद्मनाभादितत्त-
त्क्षेत्रे संसेव्यमानो विविदिषुसुजनैः सञ्चरंस्तीर्थयात्राम् ॥
तापीप्रभृतितीर्थानि तीर्थीकुर्वन् समाप्लवात् ।
भीमनाथमलञ्चक्रे स चेतोऽलङ्करोतु मे ॥ १७-१-२ ॥

પોતાની સાહજિક અલૌકિક શોભાએ યુક્ત જે શ્રીહરિની, સત્રધર્મા નામે પ્રસિદ્ધ રાજાએ સમારાધના કરી હતી, તેમજ કાંચી વિગેરે સ્થાનોમાં રામાનુજમતાનુયાયિ-વૈષ્ણવશ્રેષ્ઠોએ જેમના ચરણની પૂજા કરી હતી, તથા સેતુબન્ધ-રામેશ્વરમાં અનેક શ્રેષ્ઠ જ્ઞાનિજનોએ સેવેલા, તથા વનમાં વિચરતા હતા ત્યાં શંકર-પાર્વતીએ આવીને જેમનો મહિમા જાણીને સાથવો આપીને જેમનું સન્માન કર્યું હતું, તેમજ પદ્મનાભ વિગેરે તે-તે પ્રસિદ્ધ ક્ષેત્રોમાં જીજ્ઞાસુ-મુમુક્ષુ સજ્જનોએ સેવ્યા થકા, તીર્થોની યાત્રા કરતાં જે શ્રીહરિએ તાપી-નદી વિગેરે તીર્થોને પોતે તેમાં સ્નાન કરવાથી પવિત્ર કરતા થકા, ભીમનાથ મહાદેવનાં દર્શન કરીને તેમની શોભામાં વધારો કર્યો હતો,.તે શ્રીહરિ અમારા ચિત્તને નિર્મળ બનાવીને સ્વસ્વરૂપનો તેમાં સાક્ષાત્કાર કરાવીને અલંકારયુક્ત કરો. ૧૭—( ૧-૨ ) ॥

---

तत्र राजा सत्रधर्मा दैवीं सम्पदमाश्रितः । तं महापुरुषं ज्ञात्वा विजनेऽवासयत्स्थले ॥१॥ निरावरणवेद्यां स उवास जननिःस्पृहः । अनुकालं तस्य सेवां कुर्वन्ति स्म नृपानुगाः ॥२॥ दैवयोगेन मिलितास्तत्र तद्वेषिणोऽसुराः । राजसन्मानितं दृष्ट्वा तं तस्मै चुक्रुधुर्भृशम् ॥३॥ ते मानमत्सरग्रताः सहस्रमसुरा हरेः । विनाशनोद्यता रात्रौ तस्मिंश्चिक्षिपुरश्मनः ॥४॥ प्रदोषादाप्रभातं ते क्षिपन्ति स्म महोपलान् । तद्वेदीमभितस्त्वासन्नश्मनामेव राशयः ॥५॥ ध्याननिष्ठस्तु वर्णीन्द्रः किञ्चिदप्याह नैव तान् । ते त्वश्मवर्षैरपि तमक्षतं वीक्ष्य विस्मिताः ॥६॥ तेऽथ शस्त्रैः प्रहर्त्तुं तमैच्छन्मायाविमोहिताः । एतद्बुद्ध्वा नृपस्तत्र प्रातरगयात्ससैनिकः ॥७॥ तं सोऽश्मनिचयं दृष्ट्वा निर्विकारस्थितिं च तम् । प्रह्लादमिव तं मेने दैत्यशस्त्राद्यविक्षतम् ॥८॥ ततः स सचिवानाह नायं साधारणः पुमान् । दुष्टक्षिप्तैरश्मभिर्यत्स्वप्रतापेन न क्षतः ॥९॥ साक्षात्कृष्णोऽयमेवात इत्येव प्रतिभाति मे । निरागसि प्रहर्त्तारः खल्वेते त्वसुरांशजाः ॥१०॥ अद्यप्रभृत्यहं त्वस्य शिष्योऽस्म्येष गुरुः प्रभुः । इत्युक्त्वा स हरिं प्राह त्वं मे स्वामी तवास्म्यहम् ॥११॥ मानुषमायया छन्नः साक्षात्त्वं भगवानसि । मामुद्धर पयासिन्धो !

मज्जन्तं भवसागरे ॥१२॥ ततस्तस्मै हरिः प्रादात्साक्षात्स्वज्ञानमञ्जसा । सोऽपि कृतार्थो भूत्वैव तं भेजे सान्वयोऽन्वहम् ॥१३॥ राजकीयाश्च सर्वेऽपि पुरे ये च मुमुक्षवः । ते सर्वे हरिमाश्रित्य तं प्रीत्या भेजिरे सदा ॥१४॥ ततोऽसुरांस्तांस्तद्द्रोग्धॄन्सर्वान्ज्ञात्वा-

## ઉલ્લાસ ૧૭ મો.

માનસ-પત્તન શહેરમાં દૈવી સંપદ્‌ને આશરેલો સત્રધર્મા નામે પ્રસિદ્ધ રાજા હતો. તેણે તે શ્રીહરિને મહાપુરૂષ જાણીને એકાંત સ્થળમાં નિવાસ કરાવીને રાખ્યા. ॥૧॥ મનુષ્યોથી નિઃસ્પૃહ એવા તે શ્રીહરિ આવરણ સિવાયના ઓટલા ઉપર નિવાસ કરીને રહેતા હતા અને રાજાના સેવકો તે શ્રીહરિની સમય-સમય પ્રમાણે સેવા કરતા હતા. ॥૨॥ દૈવ-યોગથી ભેગા થયેલા એવા તે શ્રીહરિના દ્વેષીઓ અસુરો શ્રીહરિને રાજાએ સન્માન કરેલા જોઇને શ્રીહરિના ઉપર અતિશય ક્રોધ પામ્યા. ॥૩॥ માન અને મત્સરે ગળી લીધેલા તે હજારો-હજાર અસુરોએ શ્રીહરિનો નાશ કરવામાં ઉદ્યમવાળા થઇને રાત્રિએ તે શ્રીહરિના ઉપર પત્થરો ફેંકયા. ॥૪॥ સાયંકાળથી આરંભીને પ્રભાત સુધી તે અસુરોએ મોટા-મોટા પત્થરો ફેંકયા અને તે શ્રીહરિ બેઠેલા ઓટલાની ચોતરફ તો પત્થરોનાજ મોટા ઢગલા થયેલા હતા. ॥૫॥ આ પ્રમાણે બન્યું તો પણ ધ્યાનનિષ્ઠ થઇને બેઠેલા વર્ણીન્દ્ર શ્રીહરિએ તો તે અસુરોને કંઇ કહ્યું નહિ; અને તે અસુરો તો પત્થરોના વરસાદથી પણ શ્રીહરિને અક્ષત રહેલા જોઇને વિસ્મય પામી ગયા. ॥૬॥ ત્યાર પછી અસુરો માયાથી મોહ પામ્યા એવા સતા તે શ્રીહરિને તલવાર વિગેરે શસ્ત્રોથી મારવાને ઇચ્છતા હતા, એ વાતને જાણીને સત્રધર્મા રાજા પ્રાતઃકાળમાં પોતાના સૈનિકોએ સહિત ત્યાં આવ્યા. ॥૭॥ અને તે રાજાએ ત્યાં રહેલા પત્થરના ઢગલાને જોઇને અને (આટલું થયું તો પણ) ક્રોધાદિક વિકારથી રહિત સ્થિતિવાળા તે શ્રીહરિને, દૈત્યોના શસ્ત્રાદિકથી પણ અક્ષત રહેલા પ્રહ્લાદજી જેવા માન્યા. ॥૮॥ ત્યાર પછી તે રાજા પોતાના પ્રધાનોને કહેવા લાગ્યા કે-'આ કોઇ સાધારણ પુરૂષ નથી, કેમકે દુષ્ટ અસુરોએ ફેંકેલા પત્થરોથી પણ પોતાના પ્રતાપથીજ તે અક્ષત રહેલા છે. ॥૯॥ માટે આ વર્ણીજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ-વાસુદેવ છે એમજ મને જણાયછે અને નિરપરાધી એવા આ વર્ણી ઉપર પ્રહાર કરનારા નિશ્ચેજ એ અસુરાંશથી થયેલા દૈત્યોજ છે. ॥૧૦॥ માટે આજથી આરંભીને હું તો આ વર્ણી શ્રીહરિનોજ શિષ્ય છું અને આ વર્ણી સાક્ષાત્ પ્રભુ છે', આમ કહીને તે રાજા શ્રીહરિને કહેવા લાગ્યા કે-તમે મારા સ્વામી-ગુરૂ છો અને હું તમારો દાસ છું. ॥૧૧॥ મનુષ્યનાટ્ય ધારણ કરવારૂપ માયાથી પોતાના ઐશ્વર્યને-છાનું રાખનારા તમે સાક્ષાત્ ભગવાન છો માટે હે દયા-સિંધો ! આ સંસાર સાગરમાં ડુબતો એવો મને ઉદ્ધાર કરો. ॥૧૨॥ તે પછી તે રાજાને શ્રીહરિએ પોતાના સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન—અપરોક્ષ જ્ઞાન, યથાર્થપણે આપ્યું અને તે રાજા પણ કૃતાર્થ થઇનેજ પોતાના વંશે સહિત નિરંતર તે શ્રીહરિનેજ ભજવા લાગ્યા. ॥૧૩॥ અને રાજાના પ્રધાન આદિક સર્વ મનુષ્યો તથા તે પુરીમાંના જે મુમુક્ષુઓ હતા તે

तिपापिनः । घातयामास भूपालः स्वसैन्यैरतिदारुणैः ॥१५॥ स्वपापकर्मभिर्नाशं तेषां ज्ञात्वा ततो हरिः । तेनार्चितो मुदा राज्ञा वेङ्कटाद्रिं ततो ययौ ॥१६॥ स्थित्वा दिनत्रयं तत्र मुमुक्षून्कतिचित्प्रभुः। कृत्वा कृतार्थान्स्वज्ञानदानेनागात्ततोऽन्यतः॥१७॥ शिवकाञ्चीं विष्णुकाञ्चीं गतस्तत्रस्थवैष्णवैः। पूजितो द्वे दिने स्थित्वा ततः श्रीरङ्गमागमत् ॥१८॥ महानद्याः स कावेर्याः प्राक्तटे भूरिभूरुहे । शुचौ स्थाने निजावासमकरोत्प्रियदर्शनः ॥१९॥ सर्वैः साधुगुणैर्जुष्टं तं मत्वा वर्णिसत्तमम् । आश्रयन्ति स्म बहवस्तं मुमुक्षुजनाः प्रभुम् ॥२०॥ दुराचाररतास्तत्र बहिर्वैष्णवलिङ्गिनः । पुमांसः कतिचित्तेन विवदन्ते स्म वादिनः॥२१॥ श्रुतिस्मृतिपुराणानां वाक्यैः स प्रबलैस्तदा। तन्मतं दूषयामास जेतुं तं नाक्षमन्त ते ॥२२ ततस्ते तं तु सर्वज्ञं विदित्वा दुर्जयं नृभिः । तदुक्तमेव सन्मार्गं विविदुः सत्यमन्तरे ॥२३॥ अप्रमाणं दुराचारं विदित्वा निरयप्रदम् । स्वश्रेयसे तमेवेशं निर्दम्भं शिश्रियुर्दृढम् ॥२४॥ तेषामज्ञाननाशाय सम्यग्ज्ञानाय चात्मनः । सद्वार्ताः

---

સર્વે પણ શ્રીહરિનો આશ્રય કરીને નિરંતર પ્રીતિથી ભજવા લાગ્યા. ॥૧૪॥ ત્યાર પછી શ્રીહરિનો દ્રોહ કરતા તે સર્વ અસુરોને અતિ પાપી જાણીને તે રાજાએ અતિ ક્રૂર એવા પોતાના સૈન્યથી મારી નંખાવ્યા. ॥૧૫॥ તે અસુરોનો તેમના પોતાના પાપકર્મથીજ નાશ થયોછે એમ જાણીને શ્રીહરિ તે પછી તે **સત્રધર્મા** રાજાએ અતિ સ્નેહથી પૂજા કર્યા એવા થકા ત્યાંથી વેંકટાદ્રિ પ્રત્યે ગયા. ॥૧૬॥ ત્યાં ત્રણ દિવસ રહીને શ્રીહરિ કેટલાક મુમુક્ષુ-જનોને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપવાથી કૃતાર્થ કરીને બીજા સ્થાનમાં ગયા. ॥૧૭॥ શિવ-કાંચી અને વિષ્ણુ-કાંચીમાં ગયા એવા થકા તે કાંચી-પુરીમાં રહેનારા વૈષ્ણવોએ પૂજા કર્યા થકા બે દિવસ રહીને ત્યાંથી શ્રીરંગ ક્ષેત્ર પ્રત્યે આવ્યા. ॥૧૮॥ અને જોનાર માણસોને અતિ પ્રિય દર્શન જેમનું છે એવા શ્રીહરિએ **કાવેરી** નામે મહાનદીને પૂર્વ કાંઠે ઘણા વૃક્ષોવાળા પવિત્ર સ્થાનમાં પોતાનો ઉતારો કર્યો. ॥૧૯॥ વર્ણીઓમાં અતિ શ્રેષ્ઠ એવા તે શ્રીહરિને સર્વ સાધુ-ગુણોથી સંપન્ન અતિ સમર્થ જાણીને તે શ્રીહરિનો ઘણા મુમુક્ષુ-જનોએ આશ્રય કર્યો. ॥૨૦॥ અને ત્યાં દુરાચારમાં પ્રીતિવાળા અને બહારથી વૈષ્ણવનાં ચિહ્નો ધારણ કરનારા કેટલાક વાદિઓએ તે શ્રીહરિની સાથે વાદ-વિવાદ કર્યો હતો. ॥૨૧॥ ત્યારે તે શ્રીહરિએ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોનાં પ્રબળ-પ્રમાણભુત વાકયોથી તે વાદિઓના મતને ખોટો કરી નાખ્યો અને તે વાદિઓ શ્રીહરિને જીતવાને માટે સમર્થ ન થયા. ॥૨૨॥ ત્યાર પછી તે મતવાદિઓ તે શ્રીહરિને તો મનુષ્યોથી ન જીતી શકાય એવા સર્વજ્ઞ જાણીને તે શ્રીહરિએ કહેલા સચ્છાસ્ત્ર-સિદ્ધ સન્માર્ગનેજ પોતાના અંતરમાં સત્ય માનવા લાગ્યા. ॥૨૩॥ અને સચ્છાસ્ત્ર-પ્રમાણથી બહિર્ભૂત એવો પોતે આચરેલો દુરાચાર નરકનેજ આપનારો છે, એમ જાણીને પછી પોતાના કલ્યાણને માટે અતિ સમર્થ એવા તે શ્રીહરિનોજ નિર્દંભપણે દૃઢ આશ્રય કર્યો. ॥૨૪॥ અને તે શ્રીહરિ પણ તે આશ્રિત-જનોનું અજ્ઞાન નાશ કરવાને અને પોતાના સ્વરૂપનું સમ્યક્ જ્ઞાન-(સ્વયં શ્રીકૃષ્ણ વાસુદેવ છે એવું યથાર્થ જ્ઞાન ) આપવાને માટે

प्रत्यहं कुर्वन्द्वौ मासौ तत्र सोऽवसत् ॥२५॥विनष्टाज्ञानसम्मोहान्कृतार्थीकृत्य तांस्ततः।
मुमुक्षूनितरांश्चासौ स्वप्रतापमपिप्रथत् ॥२६॥ तैर्मानितस्ततः प्रायात्सेतुबन्धं स वर्णि-
राट् । तापसान्प्रीणयंस्तत्र न्यवसत्तैश्च मानितः ॥२७॥ तत्राप्युषित्वा द्वौ मासौ तेभ्यो
दत्त्वा स्ववेदनम् । ततः सुन्दरराजं स प्रायात्तैरभिपूजितः॥२८॥ ततो भूतपुरीं गच्छन्प्राप
घोरां महाटवीम् । तत्र गच्छंश्चतुर्घस्रं न प्रापान्नं च वारि च ॥२९॥ अथैकं कूपमासाद्य
कृत्वाह्निकमवस्थितम् । यदृच्छया चरन्तौ तं दूराद्ददृशतुः शिवौ॥३०॥ नरनाट्यं विद-
धतं श्रीकृष्णं तमवेत्य तौ । जज्ञाते क्षुधितं तं च तापसीं रीतिमाश्रितम् ॥३१॥ योगि-
वेषौ च तौ भूत्वा देशकालानुसारतः । सक्तुप्रस्थं गृहीत्वैत्य तत्समीपं प्रणेमतुः ॥३२॥
अथोचतुस्तौ तं वर्णिन्नारायणऋषिर्यथा । महातपा असि त्वं हि क्षुधितः प्रतिभासि नः
॥३३॥ सक्तुप्रस्थं गृहीत्वेमं कृपया भोक्तुमर्हसि । विनाहारं कलियुगे देहो वर्तेत नैव
हि ॥३४॥ इत्युक्त्वा तद्ददौ तस्मै सोऽपि यावत्प्रयोजनम् । गृहीत्वा तच्च तत्प्रीत्यै
विष्णवे सम्यवेदयत् ॥३५॥ मिताहारं ततः कृत्वा पानीयमपिबद्धरिः । अन्योन्यं

---

હંમેશાં સચ્છાસ્ત્રની સારી વાર્તાઓ કરતા થકા બે માસ પર્યંત ત્યાં નિવાસ કરીને રહ્યા.
॥૨૫॥ અને સમૂળ નાશ પામ્યું છે અજ્ઞાન અને મોહ જેમનો એવા તે સર્વ આશ્રિત
જનોને કૃતાર્થ કરીને અને બીજા પણ ઘણા મુમુક્ષો જનોને સ્વસ્વરૂપના જ્ઞાનદાનથી કૃતાર્થ
કરીને પોતાનો પ્રતાપ ઘણો વિસ્તાર્યો. ॥૨૬॥ ત્યાર પછી તે આશ્રિત જનોએ સન્માન
કર્યા થકા વર્ણિરાજ શ્રીહરિ ત્યાંથી સેતુબંધ તીર્થ પ્રત્યે ગયા અને તપસ્વીઓને પ્રસન્ન
કરતા થકા અને તેમણે સન્માન કર્યા એવા થકા ત્યાં નિવાસ કરીને રહ્યા.॥૨૭॥તે સેતુબંધ
તીર્થમાં પણ બે માસ સુધી રહીને તે તપસ્વીઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને તે તપસ્વી
ઓએ સારી રીતે પૂજા કર્યા થકા ત્યાંથી શ્રીહરિ સુંદરરાજ તીર્થ પ્રત્યે આવ્યા. ॥૨૮॥
ત્યાંથી ભૂતપુરી પ્રત્યે જતાં ઘોર મહાજંગલને પામ્યા, તે મહા જંગલમાં ચાલતાં ચાર દિવસ
સુધી અન્ન કે પાણી પણ શ્રીહરિને મળ્યું નહિ. ॥૨૯॥ પછી પાંચમે દિવસે એક કુવાને
પામીને સ્નાનાદિક ક્રિયા કરીને બેઠેલા તે શ્રીહરિને દૈવ ઇચ્છાથી ફરતા એવા શંકર અને
પાર્વતી-દેવીએ છેટેથી જોયા.॥૩૦॥તે શંકર-પાર્વતીએ નરનાટ્ય ધારણ કરનારા આ સ્વયં
શ્રીકૃષ્ણ છે એમ શ્રીહરિને જાણીને હાલમાં તપસ્વિની રીતિને આશરેલા છે અને પોતે ભૂખ્યા
થયેલા છે એમ જાણ્યું. ॥૩૧॥ પછી તે શંકર-પાર્વતીએ યોગીનો વેષ ધારીને દેશકાળને
અનુસારે એક શેર સાથવો લઈને શ્રીહરિની પાસે જઈને નમસ્કાર કર્યા. ॥૩૨॥ અને
પછી તે બન્ને શ્રીહરિને કહેવા લાગ્યાં કે-હે વર્ણિન્ આપ શ્રીનારાયણ ઋષિ જેવા મહા-
તપસ્વી છો અને આપ ભૂખ્યા છો એમ અમને જણાયછે. ॥૩૩॥ માટે આ એક શેર
સાથવો ગ્રહણ કરીને જમવાને યોગ્ય છો, કેમકે આ કળિયુગમાં આહાર કર્યા સિવાય આ
દેહની સ્થિતિ રહી શકે નહિ. ॥૩૪॥ એમ કહીને તે સાથવો શ્રીહરિને આપ્યો ત્યારે
શ્રીહરિએ પણ પોતાને જેટલું નિર્વાહ પૂરતું પ્રયોજન હતું તેટલોજ લઈને તેમને પ્રસન્ન
કરવા માટે વિષ્ણુ ભગવાનને રૂડે પ્રકારે નિવેદન કર્યું. ॥૩૫॥ ત્યાર પછી મિત-આહાર કરીને
શ્રીહરિએ જળપાન કર્યું. અને એક-બીજાની ઓળખાણ જેમને પડી છે એવા શ્રીહરિ અને

ज्ञाततत्त्वौ हि तौ ततो जहसतुश्च तौ ॥३६॥ योगीन्द्रः प्राह वर्णीन्द्र ! स्वप्रतापेन भूयसा। महानेव भुवो भारस्त्वया विचरता हृतः ॥३७॥ कालेनाल्पेन शेषोऽपि भवता प्राप्स्यति क्षयम्। लक्षशश्च ततो भक्तान्सुखयिष्यसि भूतले ॥३८॥ इत्युक्त्वा स तमानम्य सभार्यस्तेन संस्तुतः। अन्तर्हितोऽभवत्सद्यः सोऽथ भूतपुरीं ययौ ॥३९॥ तत्र श्रीलक्ष्मणार्यस्य दर्शनं पूजनं च सः। विधाय वैष्णवजनैः पूजितोऽस्थाद्दिनद्वयम् ॥४०॥ ततः कन्याभिधां दुर्गां गत्वा दृष्ट्वाभिवन्द्य च। एकाकी विचरन्नापि पद्मनाभं जनार्दनम् ॥४१॥ तं प्रणम्य च सम्पूज्य स मायावादिकेशवम्। बुद्धिमन्तो जनास्तत्र चक्रुस्तस्य समर्हणम् ॥४२॥ सर्वान्साधुगुणांस्तस्मिन्दृष्ट्वा ज्ञात्वा तमीश्वरम्। शिश्रियुर्बहवः प्रीत्या भवमुक्त्यै मुमुक्षवः ॥४३॥ सुमतिर्नृपतिस्तत्र महापुरुषलक्षणम्। तं ज्ञात्वात्यादरेणैव स्वेष्टदेवमिवार्चयत् ॥४४॥ असुराणां सहस्रे द्वे शैववैष्णवलिङ्गिनाम्। तत्रास्तां च दुराचारनिरतानां दुरात्मनाम् ॥४५॥ बहुधा तस्य सन्मानं क्रियमाणं नृपादिभिः। दृष्ट्वा ते मत्सरग्रस्ता जज्वलुर्भृशमन्तरे ॥४६॥ तन्मायामोहितास्ते तु मानिनो हन्तुमेव तम्। उद्युक्ता अभवंस्तत्तु राजा स्वानुचरैरवैत् ॥४७॥ ततोऽतिनिर्द-

---

શંકર બન્ને પરસ્પર હસવા લાગ્યા. ॥૩૬॥ અને યોગીન્દ્ર એવા શંકર શ્રીહરિને કહેવા લાગ્યા કે-હે વર્ણીન્દ્ર ! તમોએ આ પૃથ્વી ઉપર વિચરીને પોતાના મહા પ્રતાપથી પૃથ્વીનો ઘણોજ મોટો ભાર નાશ કરી નાખ્યોછે. ॥૩૭॥ અને બાકી રહેલો ભાર પણ તમે થોડાજ સમયમાં નાશ પમાડશો અને પછી પૃથ્વી ઉપર તમારા લાખો ભક્તજનોને પોતાના સ્વરૂપ-સંબંધથી અતિ સુખ પમાડશો. ॥૩૮॥ આ પ્રમાણે કહીને તે શંકર શ્રીહરિને નમસ્કાર કરીને તે શ્રીહરિએ સ્તુતિ કર્યા એવા સતા પોતાનાં ભાર્યા પાર્વતી દેવીએ સહિત અંતર્ધાન થઈ ગયા. અને શ્રીહરિ પણ ત્યાંથી ભૂતપુરી પ્રત્યે ગયા. ॥૩૯॥ તે ભૂતપુરીમાં **શ્રીલક્ષ્મણાચાર્ય** નામે પ્રસિદ્ધ એવા સાક્ષાત્ **શ્રીરામાનુજાચાર્ય**નાં દર્શન-પૂજન કરીને ત્યાંના વૈષ્ણવજનોએ પૂજન કર્યા સતા બે દિવસ ત્યાં નિવાસ કરીને રહ્યા. ॥૪૦॥ અને ત્યાંથી કન્યા-કુમારી નામે પ્રસિદ્ધ દુર્ગાદેવીના સ્થાન પ્રત્યે જઈને તે દેવીનાં દર્શન-અભિવંદન કરીને પછી એકલાજ ફરતા એવા શ્રીહરિ **પદ્મનાભ** તીર્થમાં ગયા. અને ત્યાંથી **જનાર્દન** ક્ષેત્રમાં ગયા. ॥૪૧॥ અને તે જનાર્દન પ્રભુને નમસ્કાર અને પૂજન કરીને શ્રીહરિ **આદિકેશવ** સ્થાન પ્રત્યે ગયા. ત્યાંના બુદ્ધિમાન માણસોએ શ્રીહરિનું આદરથી પૂજન કર્યું. ॥૪૨॥ અને તે શ્રીહરિમાં સર્વ સાધુગુણો-દયા, વાત્સલ્ય, આદિક કલ્યાણ-ગુણો, જોઈને તે શ્રીહરિને સાક્ષાત્ ઈશ્વર છે એમ જાણીને ઘણાક મુમુક્ષુજનોએ ભવબંધનથી મુક્તિ થવા માટે પ્રીતિથી શ્રીહરિનો આશ્રય કર્યો. ॥૪૩॥ તે આદિકેશવમાં ત્યાંનો **સુમતિ** નામે રાજા હતો. તેણે મહાપુરૂષોનાં લક્ષણથી સંપન્ન એવા શ્રીહરિને જાણીને પોતાના ઈષ્ટદેવની જેમ પૂજા કરે તે પ્રમાણે અતિ આદર થકી તે શ્રીહરિની પૂજા કરી. ॥૪૪॥ તે આદિકેશવમાં શૈવ અને વૈષ્ણવનાં ચિહ્નો ધારણ કરનારા અને વ્યભિચાર આદિક દુરાચારમાં પ્રીતિવાળા, એવા દુરાત્મા બે હજાર અસુરો રહેતા હતા. ॥૪૫॥ તે શ્રીહરિનું રાજા વિગેરે જનોએ કરેલું સન્માન જોઈને મત્સરે ગળીલીધેલા હોવાથી પોતાના

यान्स्वस्य पदातीन्खड्गधारिणः । सद्यः सम्प्रेष्य तान् धृत्वा घातयामास पापिनः॥४८॥ मानसे पत्तने पूर्वं यथा वा सत्रधर्मणा । असुरा निहतास्तद्वन्नृपेणानेन सद्द्रुहः ॥४९॥ प्राप्तस्वकीयविज्ञानैः पूजितोऽथ नृपादिभिः। नीलकण्ठस्ततः प्रायान्मलयाख्यं कुलाचलम् ॥५० ॥महासर्पैर्वेष्टितानां पक्वचन्दनभूरुहाम्। वने स्वावासमकरोत्तस्मिन्नद्रौ महामुनिः ॥५१॥ कृतार्थयन्स तत्रत्यान्योगिनश्च तपस्विनः । पञ्चाहमवसत्कुर्वन्साक्षिगोपाळदर्शनम् ॥५२॥ किष्किन्धामथ सम्प्राप्य रामं स्वमस्मरद्धरिः। पम्पासरश्चलंस्तस्याः प्राप्यास्नात्तत्र धर्मजः ॥५३॥ पुण्डलीकपुरं प्रायाच्चन्द्रभागातटेऽथ सः । तत्र श्रीविठ्ठलेशस्य दर्शनालिङ्गने व्यधात् ॥५४॥ कृष्णकीर्त्तनसंशुद्धा दैवा जीवाश्च तत्र तम्। द्वे सहस्रे उपाश्रित्य तज्ज्ञानं हृदि लेभिरे ॥५५॥ तेषामनुग्रहायैव द्वौ मासौ तत्र सोऽवसत् । ततोऽगाद्दण्डकारण्यं त्र्यम्बकेशं ततः शिवम् ॥५६॥ तत उत्तीर्य तपतीं नर्मदा-

---

અંતરમાં અતિશેજ બળી ઉઠ્યા. ॥૪૬॥ અને તે ભગવાનની માયાથી મોહ પામી ગયેલા તે દુરભિમાની અસુરો તો તે શ્રીહરિને મારી નાખવાનેજ તૈયાર થઇ ગયા. તે વાતને રાજાએ પોતાના સેવકોથી જાણી. ॥૪૭॥ ત્યાર પછી તે રાજાએ તલવાર ધારણ કરનારા અતિ નિર્દય એવા પોતાના સિપાઇઓને તુરતજ મોકલીને તે પાપી અસુરોને પકડીને મારી નંખાવ્યા. ॥૪૮॥ જેવી રીતે પ્રથમ માનસ-પત્તનમાં સત્રધર્મા રાજા પાસે અસુરો મરાવ્યા હતા તેજ પ્રમાણે એ સુમતિ રાજાની પાસે પણ સાધુઓના દ્રોહી એવા અસુરોનો નાશ કરાવ્યો. ॥૪૯॥ તે પછી પ્રાપ્ત થયું છે પોતાના સ્વરૂપનું જ્ઞાન જેમને એવા એ સુમતિ રાજા વિગેરેએ પૂજા કર્યા એવા થકા શ્રી નીલકંઠવર્ણી ત્યાંથી મલયાચળ નામે કુલ-પર્વત પ્રત્યે ગયા. ॥૫૦॥ તે મલય-પર્વતમાં મહામુનિ શ્રીહરિએ મોટા સર્પોથી વીંટાયેલા પાકા ચંદનના વૃક્ષોના વનમાં નિવાસ કર્યો. ॥૫૧॥ અને ત્યાં રહેનારા યોગીઓને અને તપસ્વીઓને કૃતાર્થ કરતા તે શ્રીનીલકંઠવર્ણી ત્યાં રહેલા **સાક્ષિગોપાળ** નામે ભગવાનનાં દર્શન કરતા થકા પાંચ દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૫૨॥ ત્યાર પછી કિષ્કિંધા નામે પુરીને પામીને શ્રીહરિએ પોતાના પૂર્વાવતારરૂપ **શ્રીરામચંદ્રજીને** સંભાર્યા. અને ત્યાંથી ચાલતા થકા પંપા-સરોવરને પામીને ધર્મપુત્ર શ્રીહરિએ તેમાં સ્નાન કર્યું. ॥૫૩॥ અને ત્યાર પછી ચંદ્રભાગા નદીને કાંઠે રહેલા પંઢરપુર પ્રત્યે આવ્યા અને ત્યાં રહેલા **શ્રીવિઠ્ઠલનાથ** ભગવાનનાં દર્શન કરીને તેમને ભેટ્યા. ॥૫૪॥ અને ત્યાં-પુરમાં શ્રીકૃષ્ણની કીર્તનભક્તિ કરવાથી અતિ શુદ્ધ હૃદયવાળા થયેલા બે હજાર દૈવી જીવો શ્રીહરિનો આશ્રય કરીને પોતાના હૃદયમાં શ્રીહરિના સ્વરૂપનું જ્ઞાન પામ્યા હતા. ॥૫૫॥ અને તે મુમુક્ષુજનોના અનુગ્રહને માટેજ બે માસ પર્યંત તે સ્થાનમાં શ્રીહરિએ નિવાસ કર્યો અને ત્યાંથી દંડકારણ્ય પ્રત્યે ગયા અને તે પછી ત્ર્યંબકેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. ॥૫૬॥ ત્યાંથી તાપી નદીને ઉતરીને નર્મદા નદીને કાંઠે આવ્યા. અને ત્યાં રહેલા ઘણાક તપસ્વીઓ ઉપર વર્ણિરાજ શ્રીહરિએ અનુગ્રહ કર્યો. ॥૫૭॥ તીર્થ કરતા શ્રીહરિ તે પછી નર્મદા નદીને ઉતરીને મહી નદીને

तदमागमत् । तपस्विनो बहूंस्तत्र सोऽनुजग्राह वर्णिराट् ॥५७॥ तैर्थिकस्तामथोत्तीर्य महीं साभ्रमतीं तथा । भीमनाथमुपागम्य पञ्चतीर्थीमियेय सः ॥५८॥ एवं स तीर्थानि चरन्पृथिव्यां सधर्मभक्तिं परितो वितन्वन् । अधर्मसर्गं कलिकालपुष्टं तीर्थस्थमुन्मूलयति स्म कृष्णः ॥५९॥ प्रमाणवाक्यैः प्रबलैश्च जित्वा पाषण्डिनो दुर्मतवादिनोऽसौ । पाति स्म तेभ्योऽत्र मुमुक्षुजीवान्निजप्रतापक्षपितासुरौघः ॥६०॥

सत्रधर्मविदितातिमहत्त्वः स्वर्चितोऽतिगहनेऽपि शिवाभ्याम्
पावयन्विचरणेन सुराष्ट्रान् प्रीयतां स भगवान्मयि कृष्णः ॥६१॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवर श्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये नानादेशस्थासुरसङ्घपराभवपूर्वकं सौराष्ट्रदेशागमननिरूपणनामा सप्तदश उल्लासः ॥१७॥

---

તથા સાભ્રમતી નદીને ઉતરીને ભીમનાથ મહાદેવને પામીને ત્યાંથી પંચતીર્થી પ્રત્યે ગયા. ॥૫૮॥ આ પ્રમાણે પૃથ્વી ઉપર તીર્થો પ્રત્યે ફરતા અને ધર્મે સહિત શ્રીકૃષ્ણની ભક્તિને સર્વ ઠેકાણે વિસ્તારતા થકા, શ્રીહરિએ કલિકાળને પામીને પુષ્ટ થયેલા એવા તીર્થમાં રહેલા અધર્મને મૂળમાંથી ઉખેડી નાખ્યો હતો. ॥૫૯॥ અને શ્રુતિ-સ્મૃતિ આદિક અતિ બળવાન પ્રમાણ વાકયોથી દુર્મતવાદિ પાખંડીઓને જીતીને પોતાના પ્રતાપથીજ નાશ કરી નાખ્યા છે અસુર-સમૂહો જેમણે એવા શ્રીહરિએ આ લોકમાં મુમુક્ષુ જીવોની તે પાખંડીઓ થકી રક્ષા કરી હતી. ॥૬૦॥

સત્રધર્મા રાજાએ જાણ્યોછે અતિશય મહિમા જેમનો અને અતિ ગાઢ ઘોર-જંગલમાં પણ સાક્ષાત્ શંકર-પાર્વતીએ સારી રીતે પૂજેલા અને પોતાના વિચરણથી સૌરાષ્ટ્રને અથવા સારા પવિત્ર દેશોને અતિ પવિત્ર કરતા એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૬૧॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયાચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને
તેમના સંપ્રદાયનું સર્વ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત
શ્રીહરિદિગ્વિજયમાં નાના પ્રકારના દેશોમાં રહેલા અસુર
સંઘોનો પરાભવ કરવાપૂર્વક સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા એ
નિરૂપણ કર્યું એ નામે સત્તરમો ઉલ્લાસ
સંપૂર્ણ થયો. ॥૧૭॥



# अष्टादश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

योऽनन्ताश्चर्यशक्तिर्निरवधिकतपःसिद्धतेजःप्रकर्षः
पादन्यासात्पवित्रीकृतविविधवनग्रामतीर्थप्रदेशः ।
श्रीरामानन्दशिष्यप्रवरमुनिगणैः सादरं सेव्यमानो
लोजग्रामे प्रतीक्षां व्यतनुत भगवान् स्वामिसन्दर्शनार्थाम् ॥
श्रीमदौद्धवसिद्धान्तप्रतिष्ठापनतत्परः ।
श्रीरामानन्दसेवैकप्रतीक्षो जयताद्धरिः ॥ १८-१-२ ॥

જે શ્રીહરિ અનન્ત આશ્ચર્યકારી શક્તિઓએ સંપન્ન છે, અતિ ઉગ્ર તપ કરવાથી જેમના તેજનો પ્રકર્ષ–પ્રભાવ નિરવધિકપણે વૃદ્ધિ પામ્યો હતો; ચરણકમળના ફરવાથી અનેક વન, ગામ અને તીર્થસ્થાનો, જેમણે પવિત્ર કર્યાં હતાં અને શ્રીરામાનંદસ્વામીના શિષ્યોમાં અતિશ્રેષ્ઠ મુક્તાનંદાદિક મુનિગણોએ આદરપૂર્વક સેવા કર્યા થકા, જે શ્રીહરિએ લોજપુરમાં રામાનંદસ્વામીનાં દર્શન માટે પ્રતીક્ષા કરી હતી.॥

તથા શ્રીમાન્ ઉદ્ધવાચાર્યનો સિદ્ધાન્ત સ્થાપન કરવામાં તત્પર એવા થકા, જે શ્રીહરિ પરમ પૂજ્ય શ્રીરામાનંદસ્વામીની સેવા કરવા માટેજ એક–ભાવથી પ્રતીક્ષા કરતા હતા તે શ્રીહરિ ભગવાન જયકારી વર્તો. ॥૧૮– ૧–૨ ॥

---

नमस्कृत्य स गोपेशं शङ्करं निर्गतस्ततः । हरिकृष्ण उपेयाय मकरालयपत्तनम् ॥ १ ॥ अथोद्धवं निजैकान्तभक्तं स्वस्यैव चाज्ञया । अवतीर्णं सुखयितुमदिदृक्षन्निजप्रियः ॥ २ ॥ पितुः श्रुतगुणस्यास्य सम्प्रदायप्रवर्त्तनम् । नवीनं तत्र पौरेभ्यः सोऽथ श्रुत्वाप्तवान्मुदम् ॥ ३ ॥ ततो लोजपुरं गच्छंस्तत्र तत्रास्य सद्गुणान् । शुश्राव सद्भिः पुरुषैर्गीयमानान्स सादरम् ॥ ४ ॥ सोऽथ तस्योपदेशेन स्वभक्तिं कुर्वतो नरान् । सहस्रशस्तथा योषाः सार्धृश्च बुबुधे हृदि ॥५॥ साक्षात्स्वदर्शनं दातुं तेभ्योऽसौ चिरकाङ्क्षितम् । इच्छंल्लोजपुरं प्राप्य बहिर्वापीमुपाविशत् ॥ ६ ॥ विक्रमादित्यभूपस्य षट्पञ्चाष्टैकसम्मिते । शकस्य वर्त्तमानेऽब्दे नभःकृष्णाग्निभूतिथौ ॥७॥ काले सद्भव एवासौ तत्रैत्य निषसाद सः । सप्तवर्षाण्येकमासश्चरतोऽस्य क्षितौ गतः ॥ ८ ॥ तं दृष्ट्वा कतिचित्पौरा विचरन्तो बहिः पुरात् । योगिराजं समायातं प्रोचुः पुरि निजान्निजान् ॥ ९ ॥ उल्लोपो नगरे महान्समभवद्योगीन्द्र एको महानायातोऽस्त्युपवापिकामिति ततस्तद्दर्शनोत्का जनाः । सद्यस्तत्र समीयुरुज्झितगृहा आबालवृद्धस्त्रियो धावन्तस्तमुपेत्य वीक्ष्य परमानन्दं मुदा लेभिरे ॥ १० ॥ भूरिस्नेहभृतैर्निमेषरहितैस्तं वीक्षमाणाः प्रभुम् नेत्रैस्ते तु न तृप्तिमीयुरखिलास्तस्थुश्चिरं यूथशः । स्वस्यातिप्रिय-

मेव तं तु सकलाः स्वे स्वे विदन्तोऽन्तरे नाक्रष्टुं नयनानि शेकुरथ नो गन्तुं गृहांश्च स्वकान् ॥ ११ ॥ पानीयैर्निभृतान्सकुम्भमणिकान् शीर्ष्णा दधत्यः स्त्रियः सानन्दं तमवेक्ष्य निश्चलदृशास्तस्थुस्तथा चित्रवत् । कक्षान्तर्मणिकाः करैर्धृतघटा यान्त्यो जलाय द्रुतं नार्यस्तं च समीक्ष्य लब्धपरमानन्दास्तथैव स्थिताः ॥ १२ ॥ पुर्य्यां साधुजनाश्च ये तु शतशः सल्लक्षणैर्लक्षिता रामानन्दमुनेरुदारयशसः शिष्या बभूवुः स्थिताः । तेऽप्याकर्ण्य तमागतं स्थिरधियोऽप्याकृष्टचित्ता इव तेनैव त्वरितं महामुनिममुं द्रष्टुं च केऽप्याययुः ॥१३॥ तत्र ते ददृशुरेत्य महान्तं वर्णिराजमपरिग्रहमेकम् ।

## ઉલ્લાસ ૧૮ મો.

શ્રીહરિકૃષ્ણ ભગવાન ગોપનાથ મહાદેવને નમસ્કાર કરીને ત્યાંથી નીસર્યા એવા થકા **માંગરોળ** નામે પુર પ્રત્યે આવ્યા. ॥૧॥ અને પોતાના એકાંતિક ભક્ત એવા ઉદ્ધવજી પોતાની આજ્ઞાથીજ પૃથ્વી ઉપર અવતરેલા છે, તેમને સુખ આપવાને માટે પોતાના ભક્તો જેમને પ્રિય છે એવા શ્રીહરિએ તે ઉદ્ધવજીનાં દર્શન કરવાને માટે ઇચ્છા કરી.॥૨॥ પોતાના પિતા ધર્મદેવ થકી સાંભળેલા છે ગુણો જેમના એવા તે ઉદ્ધવજી તેમનું નવીન સંપ્રદાય પ્રવર્તાવવો વિગેરે વૃત્તાંત તે માંગરોળ પુરમાં તે પુરના મનુષ્યો થકી સાંભળીને શ્રીહરિ પરમ આનંદ પામ્યા. ॥૩॥ ત્યાર પછી લોજપુર પ્રત્યે જતાં તે-તે સ્થળોમાં સત્પુરૂષોએ ગાન કરેલા તે ઉદ્ધવજીના સદ્‌ગુણોને શ્રીહરિએ આદરે કરીને સાંભળ્યા. ॥૪॥ અને વળી તે પછી તેમના ઉપદેશથી પોતાની ભક્તિને કરતા એવા હજારો-હજાર પુરૂષો અને સ્ત્રીઓ, તથા સાધુઓને પણ પોતાના હૃદયમાં જાણતા હવા. ॥૫॥ તે સર્વ ભક્તોને ઘણા સમયથી ઇચ્છિત એવું પોતાનું સાક્ષાત્ દર્શન આપવાને ઇચ્છતા એવા શ્રીહરિ લોજપુરને પામીને ગામની બહાર વાવ્ય ઉપર બેઠા. ॥૬॥ વિક્રમરાજાના શકના ૧૮૫૬ મા વરસમાં શ્રાવણ માસના કૃષ્ણપક્ષની છઠ્ઠને દિવસે સંગવકાળમાંજ એ શ્રીહરિ ત્યાં આવીને બેઠા હતા. અને આ પ્રમાણે એ શ્રીહરિને પૃથ્વી ઉપર વિચરતાં સાત વરસ અને એક માસ વીત્યો હતો. ॥૭-૮॥ આ પ્રમાણે વાવ્ય ઉપર બેઠેલા શ્રીહરિને પુરની બહાર ફરતા કેટલાક માણસોએ જોઇને ગામમાં જઇને 'કોઇક મોટા યોગીરાજ આવ્યા છે' એમ પોત-પોતાના માણસોને કહ્યું. ॥૯॥ તેથી આખા લોજપુરમાં મોટો ઉદ્‌ઘોષ થયો કે-આપણા ગામની વાવ્ય ઉપર કોઇ એક મોટા યોગીન્દ્રપુરૂષ આવેલા છે, તેથી તે શ્રીહરિરૂપ યોગીન્દ્રનાં દર્શન કરવામાં ઉત્સાહવાળા એવા બાળકથી આરંભીને વૃદ્ધો અને સ્ત્રીઓ પણ પોતાનાં ઘર છોડીને એકદમ ત્યાં દોડતાં આવ્યાં અને તેમને પામીને અતિ સ્નેહથી દર્શન કરીને પરમાનંદને પામ્યાં. ॥૧૦॥ અતિ સ્નેહથી ભરેલાં અને મટકાંથી રહિત એવાં નેત્રોથી અતિ સમર્થ એવા તે શ્રીહરિને જોતા એવા તે મનુષ્યો તો તૃપ્તિજ ન પામ્યા અને બધાય ટોળે મળીને ઘણી વાર સુધી ત્યાંજ ઉભા રહ્યા. અને વળી તે સર્વ મનુષ્યો પોત-પોતાના અંતરમાં તે શ્રીહરિને અતિશય પ્રિય-પ્રેમાસ્પદ જાણતા થકા પોતાનાં નેત્રોને પાછાં ખેંચવાને તેમજ પોત-પોતાને ઘેર જવાને માટે પણ સમર્થ ન થયા.॥૧૧॥

मूर्त्तिमत्तप इवामुमधृष्यं दिव्यमानुपमनोहरमूर्त्तिम् ॥१४॥ स्निग्धसूक्ष्मलघुमञ्जुलकेशं चञ्चदायतविशालललाटम्। निर्निमेषनयनेक्षितनासं मन्दहासवदनाम्बुजशोभम् ॥१५॥ शुष्कमांसरुधिरं मृदुगात्रम् केवलास्थिमयमप्यवमत्य। तापसीं स्थितिमुपाश्रितवन्तं सुस्थिरासनमृजुं धृतमौनम् ॥१६॥ ग्रीष्मशैशिरघनागमकाले साधितोग्रतपसां दधदङ्कान्। स्वं वपुः कृशतरं कृशयन्तं निःस्पृहं स्थितमतिस्पृहणीयम् ॥१७॥ सर्वदोपशमसंस्थितमन्तर्निर्विकारमवशं विषयाणाम्। निर्जितेन्द्रियमनस्कमतर्क्यं चित्तकर्षकमलं जनतानाम् ॥१८॥ किं ? विभावसुरयं नरदेहो ब्रह्मसूनुरुत वा स्वयमेव। आगतो हि बदरीपतिरेव इत्यवेत्य तममी स नमन्ति ॥१९॥ अथ

જળથી ભરેલા ઘડાઓ અને માંણોને માથે ઉપાડીને જતી સ્ત્રીઓ આનંદ-પૂર્વક શ્રીહરિને જોઇને નિશ્ચળદ્રષ્ટિવાળી થઇને ચિત્રમાં આલેખેલી હોય તે પ્રમાણે સ્થિર થઇને ઉભી રહેલી હતી. તેમજ બગલમાં જળ ભરવાની માંણો રાખીને અને હાથથી ધારણ કર્યા છે જળ ભરવાના ઘડા જેમણે, એવી જળ ભરવાને ઉતાવળથી જતી સ્ત્રીઓ તે શ્રીહરિને જોઇને પરમ આનંદ પામીને ચિત્રની પેઠેજ ઉભી રહી હતી. ॥૧૨॥ અને તે લોજપુરમાં ઉદાર કીર્તિવાળા **રામાનંદમુનિના** શિષ્યો અને સાધુઓનાં લક્ષણોથી સંપન્ન મુક્તાનંદાદિક સોએ-સો જે સાધુજનો રહેતા હતા તે પણ આવેલા તે શ્રીહરિને સાંભળીને સ્થિરબુદ્ધિવાળા હોવા છતાં પણ જાણે તેમણેજ પોતાના ચિત્તને આકર્ષણ કર્યું હોય તેમ કેટલાક સંતો મહામુનિને દર્શને ઉતાવળા થઇને આવ્યા. ॥૧૩॥ ત્યાં આવીને તે સંતોએ વર્ણીઓમાં શ્રેષ્ઠ, પરિગ્રહ સિવાયના, એકલા અને મૂર્તિમાન તપ હોય તેમ કોઇથી દબાવી ન શકાય એવા અને દિવ્ય મનુષ્યાકાર મનોહર મૂર્તિ સમર્થ એવા શ્રીહરિને જોયા ॥૧૪॥ સુંવાળા, સૂક્ષ્મ અને નાના-નાના સુંદર કેશ ધારી રહેલા, ચળકતું, પહોળું અને વિશાળ લલાટ જેમનું છે, મટકાં સિવાયનાં નેત્રોની દ્રષ્ટિ નાસાના અગ્રભાગ ઉપર રાખી રહેલા, મંદહાસથી વદન-કમળની શોભાવાળા. ॥૧૫॥ માંસ અને રુધિરનો ભાગ જેમાંથી સુકાઈ ગયોછે, કોમળ છે ગાત્ર જેમનાં, કેવળ અસ્થિનો ભાગ જેમાં બાકી રહેલો છે એવાય પણ શરીરનો અનાદર કરીને તપસ્વીઓની સ્થિતિને સર્વથા આશરેલા, અતિ સ્થિર આસનથી બેઠેલા, સરળ સ્વભાવવાળા અને મૌન વ્રત ધારી રહેલા. ॥૧૬॥ ગ્રીષ્મ, શિશિર અને વર્ષાકાળમાં સાધેલાં ઉગ્ર તપનાં ચિહ્નોને ધારી રહેલા અને અતિ કૃશ એવાય પણ પોતાના શરીરને તપ આદિકથી અધિક કૃશ કરતા, નિઃસ્પૃહતાથી રહેલા અને બીજાઓને અતિ સ્પૃહા કરવા લાયક. ॥૧૭॥ સર્વદા ઉપશમ સ્થિતિને આશરેલા, હૃદયમાં કામાદિક વિકારોથી સર્વથા રહિત, શબ્દાદિક વિષયોને વશ નહિ વર્તનારા, ઇન્દ્રિયો અને મનને સર્વથા જીતીને વર્તનારા, આ કેવા હશે એમ કોઇના પણ તર્કમાં-વિચારથી નિર્ણય કરવામાં, ન આવે એવા અને જનસમૂહોના ચિત્તને અતિશેજ આકર્ષણ કરનારા. ॥૧૮॥ સાક્ષાત્ સૂર્યદેવ નરદેહ ધારીને આ પોતે આવેલા છે કે શું ? અથવા તો બ્રહ્માના પુત્ર સનકાદિકોમાંના કોઇક છે કે શું ? અથવા તો સાક્ષાત્ બદરીપતિ ભગવાન શ્રીનારાયણ

तत्र सुखानन्दः साधुर्मधुरभाषणः । तं नत्वा प्रार्थयामास वर्णीन्द्र! शृणु मे वचः ॥२०॥ कुत आगम्यते वर्णिन्! कुत्र वा गम्यते त्वया । क्व स्थानं तव योगीन्द्र ! कथं वा वर्त्तनं तव ॥ २१ ॥ तेजस्विनं महर्षिं त्वां दुर्ज्ञेयं विदुषामपि। सम्यङ्नैव विजानीमो न त्वं साधारणः पुमान् ॥ २२ ॥ देहिनां खलु सर्वेषामात्मैवासि नराकृतिः । प्रेमास्पदस्त्वं त्वय्येव नृणां स्यात्कथमन्यथा॥ २३ ॥ अस्माकं कृष्णभक्तानां निःस्पृहाणां विरागिणाम् । अपि त्वय्येव सहसा जायते प्रेम निर्भरम् ॥ २४ ॥ तस्मादलौकिकोऽसि त्वं महापुरुषलक्षणः । एह्याश्रमं पावयास्मान्सेविष्यामो यथामति ॥ २५ ॥ अस्मज्ज्येष्ठसतीर्थ्याद्याः साधवः साधुलक्षणाः । दिदृक्षन्ति भवन्तं वा आयास्यन्त्यद्य तेऽत्र च ॥ २६ ॥ अथोवाच हरिस्तं तान्वाचा मधुरयाऽखिलान् । आनन्दयन्नतितरां स्वप्रेक्षकजनव्रजान् ॥ २७ ॥ उत्तरेभ्यः कोसलेभ्य आगतोऽहं यदृच्छया ।

---

ઋષિ પોતેજ આવેલા છે કે શું ? આ પ્રમાણે ધારીને–નિશ્ચય કરીને, તે શ્રીહરિને બધા સંતોએ નમસ્કાર કર્યો. ॥૧૯॥ તે પછી તે સાધુઓમાંથી મધુર ભાષણવાળા સુખાનંદ નામે સાધુ નમસ્કાર કરીને પ્રાર્થના કરવા લાગ્યા–હે વર્ણીન્દ્ર ! તમે મારૂં વચન સાંભળો ? ॥૨૦॥ હે વર્ણિજી ! આપ ક્યાંથી આવો છો ? અને આપને ક્યાં જવાનો વિચાર છે ? હે યોગીન્દ્ર ! આપનું સ્થાન ક્યાં છે ? અને આપ કેવી રીતે વર્તન રાખો છો ? ॥૨૧॥ વિદ્વાન પુરૂષોના પણ જાણવામાં ન આવે એવા અતિ તેજસ્વી મહર્ષિરૂપ તમને અમે ખરી રીતે નથી જાણી શકતા અને આપ સાધારણ પુરૂષ તો નથીજ. ॥૨૨॥ અને સર્વ દેહધારીઓના આત્માજ નરાકૃતિરૂપ ધારી રહેલા આપ છો. અને જો એમ ન હોય તો સર્વ મનુષ્યોને તમારી ઉપરજ આટલો બધો પ્રેમ કેમ થાય ? ॥૨૩॥ અમે શ્રીકૃષ્ણના ભકત છીએ, વિષયોમાં નિઃસ્પૃહ અને વૈરાગ્યવાળા ત્યાગી સાધુઓ છીએ, તો પણ તમારે વિષેજ એકદમ અતિ પ્રેમ થઇ આવેછે. ॥૨૪॥ માટે આપ મહાપુરૂષના જેવાં લક્ષણવાળા કોઇક અલૌકિક–દિવ્ય પુરૂષ છો. આપ અમારા આશ્રમમાં આવો અને અમને પાવન કરો, અમે આપની યથામતિ સેવા કરીશું ॥૨૫॥ અમારા મોટા ગુરૂભાઇ મુકતાનંદાદિક જે સર્વ સાધુલક્ષણોથી સંપન્ન સાધુઓ છે તે આપનાં દર્શન કરવા ઇચ્છે છે (માટે જો આપ નહિ આવો તો) તેઓ હમણાંજ અહીંઆં આપનાં દર્શન કરવાને માટે આવશે. ॥૨૬॥ ત્યારે શ્રીહરિ તે સુખાનંદમુનિ અને બીજા સર્વ સાધુઓ પ્રત્યે, પોતાને જોવા આવેલા સર્વજનોને અતિશેજ આનંદ પમાડતા થકા અતિ મધુર–વાણીથી કહેવા લાગ્યા. ॥૨૭॥ ઉત્તરકોશલ દેશથી અમો અહીંઆં દૈવ–ઇચ્છાથી ( ફરતા ફરતા ) આવ્યા છીએ. અમો વનમાંજ વાસ કરનારા છીએ અને ગામમાં કે પુરમાં ક્યારેય પણ પ્રવેશ કરતા નથી. ॥૨૮॥ તે વનમાં પણ એકજ વૃક્ષ અમારે આશ્રય તરીકે હંમેશને માટે નકી નથી અને આહારને માટે પણ અમોએ ક્યારેય ક્યાંઇ પણ માગ્યું નથી. ॥૨૯॥ અને શ્રીહરિની ઇચ્છાથીજ અમારો દેહ રહેલો છે, પણ બીજું કોઇ કારણ નથી અને અતિ ઘોર જંગલમાં પણ તે ભગવાનેજ અમારો દેહ સુરક્ષિત રાખેલો છે. ॥૩૦॥ ગ્રીષ્મ ઋતુમાં

ग्रामे पुरं वा न क्कापि प्रविशामि वने वसन् ॥२८॥ तत्रापि नियतो नास्ति वृक्ष एको ममाश्रयः । आहारार्थं मया क्कापि याचितं न कदाचन ॥२९॥ इच्छयैव हरेर्देहो वर्त्तते मम नान्यथा । अटवीष्वतिघोरासु तेनैव हि सुरक्षितः ॥३०॥ ग्रीष्मे पञ्चाग्निवासो मे प्रेष्ठोऽथ च घनागमे । व्रतमभ्रावकाशं च वासोऽप्सु शिशिरे तथा ॥३१॥ न गन्धमपि नारीणामाघ्रातुं तु क्षमो ह्यहम् । रमणीया न मे प्रेष्ठा विषयास्तु कदाचन ॥३२॥ एवं स्वाभाविकी रीतिर्वर्त्तते मम सत्तम ! । तथापि साधुवीक्षार्थमायामि भवता सह ॥३३॥ इत्युक्तः सहसोत्थाय सोऽपि धृत्वा करे हरिम् । अतिहृष्ट उपेयाय स्वाश्रमं साधुसङ्कुलम् ॥३४॥ मुक्तानन्दादयः सर्वे तं प्रत्युद्गम्य पादयोः । तत्तेजसा हतरुचः प्रणेमुर्जातसम्भ्रमाः ॥३५॥ तैः सेव्यमानस्तत्रैव न्यवात्सीत्स वने यथा । महानिधिमिव प्राप्य तं ते मुमुदिरे भृशम् ॥३६॥ अन्यत्र गन्तुमिच्छन्तं तं ते सम्प्रार्थ्य साधवः । तत्रैवावासयन्प्रीत्या सोऽपि तत्प्रीतयेऽवसत् ॥३७॥ तेषां प्रीतिरभूत्तस्मिंस्तस्य तेषु च भूयसी । औद्धवीयान्स्वभक्तांस्तान् जानंस्तत्रावसंश्च सः ॥३८॥ मुक्तानन्दः साधुमुख्यो नानाप्रश्नोत्तरैरमुम् । विवेद सर्वज्ञमिव स यथार्थविदश्च तम् ॥३९॥ शास्त्रज्ञतायास्तस्यान्तं केऽपि सन्तो न लेभिरे । तथा योगकलान्तञ्च विज्ञानान्तं च तत्त्वतः

---

પંચાગ્નિમાં બેસવાનું મને પ્રિય લાગેછે. અને વર્ષાઋતુમાં અભ્રાવકાશ નામે વ્રત કરૂંછું, તેમજ શિશિર ઋતુમાં જળમાં બેસવાનું ગમેછે. ॥૩૧॥ અને સ્ત્રીઓનો તો ગંધ પણ લેવાને હું સમર્થ નથી અને રમણીક વિષયો તો મને કયારેય પણ ગમતાજ નથી. ॥૩૨॥ હે સાધુશ્રેષ્ઠ ! આવી રીતે અમારી સ્વાભાવિક રીતિ છે, તો પણ સાધુ–પુરૂષોનાં દર્શન માટે હું તમારી સાથે આવુંછું. ॥૩૩॥ આ પ્રમાણે કહેલા તે સુખાનંદ સાધુ એકદમ ઉભા થઈને શ્રીહરિને પોતાના હાથથી ગ્રહણ કરીને અતિ હર્ષ પામતા, સાધુઓથી વ્યાપ્ત પોતાના આશ્રમમાં આવ્યા. ॥૩૪॥ ત્યારે મુકતાનંદાદિક સર્વ સાધુઓએ સંભ્રમપૂર્વક તે શ્રીહરિના સામા જઈને તેમના તેજથી ઝાંખા થઇ ગયા થકા તેમના ચરણમાં નમસ્કાર કર્યો. ॥૩૫॥ અને તે સંતોએ સેવા કર્યા થકા શ્રીહરિ જેમ વનમાં રહેતા હતા, તેજ પ્રમાણે તે સંતો ભેગા નિવાસ કરીને રહ્યા. અને તે સંતો પણ તે શ્રીહરિને પામીને મહાનિધિને–પામીનેજ જેમ એમ અતિશય આનંદ પામ્યા. ॥૩૬॥ ત્યાર પછી બીજા સ્થળમાં જવાને ઇચ્છતા શ્રીહરિને તે સંતોએ ઘણીજ પ્રાર્થના કરીને પ્રીતિથી ત્યાંજ નિવાસ કરાવ્યો. અને શ્રીહરિ પણ તેમની પ્રીતિને લીધેજ ત્યાં નિવાસ કરીને રહ્યા. ॥૩૭॥ તે મુકતાનંદાદિક સંતોને શ્રીહરિને વિષે અને શ્રીહરિને મુકતાનંદાદિક સંતો ઉપર એમ પરસ્પર અતિશેજ પ્રીતિ થઈ. અને ઉદ્ધવાવતાર રામાનંદસ્વામીના શિષ્યોને પોતાનાજ ભક્તો છે એમ જાણતા થકા શ્રીહરિ ત્યાંજ નિવાસ કરીને રહ્યા. ॥૩૮॥ સાધુઓમાં મુખ્ય મુકતાનંદમુનિએ નાના પ્રકારના પ્રશ્નોત્તર કરવાથી તે શ્રીહરિને જાણે સર્વજ્ઞ હોય ? એમ જાણ્યા. અને શ્રીહરિએ પણ મુકતાનંદમુનિને યથાર્થ જાણનારા તત્ત્વજ્ઞાની છે એમ જાણ્યા. ॥૩૯॥ અને તે શ્રીહરિની શાસ્ત્રજ્ઞતાના અંતને કોઈ પણ સંતો નહોતા પામતા, તેમજ યોગકળાઓ-

॥४०॥ शास्त्रोक्तान्सकलांस्तस्मिन्दृष्ट्वा साधुगुणांश्च ते। दासवत्तस्य शुश्रूषां चक्रु-
र्निरभिमानिनः ॥४१॥ कलिकालेऽपि तान्दृष्ट्वा सर्वानपि जितेन्द्रियान्। धर्मनिष्ठान्कृ-
ष्णभक्तानजानन्निव सोऽब्रवीत् ॥४२॥ कलिकालेऽपि धन्याः स्थ यूयं सर्वेऽपि साधवः
। शास्त्रोक्तसाधुलक्ष्माणि युष्मास्वीक्षे चरन्भुवि ॥४३॥ अतो गुरुः समर्थो व इत्येव
प्रतिभाति मे। इत्युक्तास्तेऽतिहृष्टास्तं सर्वमूचुरनुक्रमात् ॥४४॥ गुरोः प्रतापं सकलं
सम्प्रदायप्रवर्त्तनम्। नियमान्पालनीयांश्च तस्मै प्रोचुरशेषतः ॥४५॥ तच्छ्रुत्वातिप्रसन्न-
स्तत्सम्प्रदायञ्च तद्गुरुम्। बहुधा प्रशशंसासौ श्रेयान्मोक्षपथो ह्ययम् ॥४६॥ धर्मात्मा
च पिताऽस्माकं सम्प्रदायममुं श्रितः। श्रीरामानन्दगुरुतः प्रयागे दीक्षितोऽभवत्
॥४७॥ पितुरेतच्छ्रुतं बाल्ये कालवेगेन विस्मृतम्। अधुना तत्स्मृतं युष्मद्वचनश्रवणा-
न्मम ॥४८॥ तस्योद्धवावतारस्य सद्गुरोर्दर्शनं मम। यथा शीघ्रं भवेत्सन्तस्तथा कुरुत
साम्प्रतम् ॥४९॥ त ऊचुः स हि नः स्वामी भुजङ्गनगरेऽद्य तु। आस्तेऽथ शरदन्तेऽत्र
समायास्यति निश्चितम् ॥५०॥ अतः स्वस्थोऽत्र निवसेत्युक्तस्तत्रैव सोऽवसत्।

ના પારને તથા વિજ્ઞાનના—આત્મપરમાત્મ સ્વરૂપના નિર્ણય સંબંધી જ્ઞાનના અંતને પણ ખરી રીતે ન પામી શક્યા. ॥૪૦॥ ભાગવત—ગીતા વિગેરે સચ્છાસ્ત્રોમાં કહેલા સમગ્ર સાધુ—ગુણો તે શ્રીનીલકંઠવર્ણીમાં જોઇને તે મુક્તાનંદાદિક સર્વ સંતો નિરભિમાની થઇને તે શ્રીહરિની દાસની પેઠે પરિચર્યા કરતા હતા. ॥૪૧॥ આવા ઘોર કળિકાળમાં પણ જીતેન્દ્રિય, ધર્મનિષ્ઠ અને શ્રીકૃષ્ણના ભક્તો એવા તે સર્વ સાધુઓને જોઇને શ્રીહરિ પોતે જેમ કંઇ પણ ન જાણતા હોય તેમ કહેવા લાગ્યા. ॥૪૨॥ આ ઘોર કળિકાળમાં પણ તમે બધાય સાધુઓ ધન્યભાગ્ય છો અને અમે પૃથ્વી ઉપર ફરતાં શાસ્ત્રમાં કહેલાં સાધુ—લક્ષણો તમારે વિષેજ જોયાં. ॥૪૩॥ માટે તમારા ગુરૂ અતિસમર્થ છે એમજ અમને જણાય છે. આ પ્રમાણે કહેલા તે સંતોએ અતિ હર્ષ પામ્યા થકા તે શ્રીહરિને પોતાના ગુરૂનું બધું વૃતાન્ત અનુક્રમથી કહી બતાવ્યું. ॥૪૪॥ અને પોતાના ગુરૂ રામાનંદસ્વામીનો સમગ્ર પ્રતાપ તથા સંપ્રદાયનું પ્રવર્તાવવું તેમજ પોતાના સંપ્રદાયમાં પાળવા યોગ્ય સઘળા નિયમો તે પણ શ્રીહરિને સંતોએ સમગ્રપણે કહી બતાવ્યા. ॥૪૫॥ તે સાંભળીને અતિ પ્રસન્ન થયેલા શ્રીહરિ તેમના સંપ્રદાયને તથા તે સંતોના ગુરૂ રામાનંદ—સ્વામીને બહુ પ્રકારે વખાણવા લાગ્યા અને બોલ્યા કે—મોક્ષ પ્રાપ્તિ કરવાને માટે આ સંપ્રદાય બહુજ સારો છે ॥૪૬॥ ધર્મ—દેવના અવતારરૂપ અમારા પિતા આ સંપ્રદાયના આશ્રિત છે અને શ્રીરામાનંદ—ગુરૂ થકી પ્રયાગ ક્ષેત્રમાં ભાગવતી દીક્ષા પામ્યા હતા. ॥૪૭॥ એ અમારા પિતા થકી અમોએ બાલ્યાવસ્થામાં સાંભળેલું પણ કાળવેગથી અમો ભૂલી ગયા હતા તે હાલમાં તમારાં વચન સાંભળવાથી અમોને યાદ આવેછે. ॥૪૮॥ હે સંતો ! ઉદ્ધવાવતાર તે રામાનંદસ્વામી—સદ્ગુરૂનાં દર્શન મને જેમ વહેલાં થાય તે પ્રમાણે હાલ તુરતજ તમે કરો. ॥૪૯॥ ત્યારે તે સંતો કહેવા લાગ્યા કે તે અમારા સ્વામી હાલમાં

निर्मानः सेवमानस्तान्गूढैश्वर्यो विनीतवत् ॥५१॥ क्वचित्क्वचिन्निजैश्वर्यं किञ्चित्किञ्चिद्दर्शयत्। नरासाध्यां साधुताञ्च कला योगस्य दुष्कराः ॥५२॥ ध्यायन्तो विजने कृष्णं सन्तः केचिद्ददृशुर्हृदम्बुजे। तं राधिकेशं ददृशुस्तेजःस्थं दिव्यविग्रहम् ॥५३॥ क्वचिच्च हृदये दृष्ट्वा वर्णिरूपं क्षणान्तरे। तथैव ददृशुः सन्तो नारायणमृषिं पुनः ॥५४॥ अलौकिकत्वमित्थं ते तस्य दृष्ट्वा तमीश्वरम्। मेनिरेऽथ नृनाट्येन तस्य ते विस्मृतिं ययुः ॥५५॥ केषांचिद्ध्यानकालेऽथ बलात्कृष्णे सुयोजितम्। मनोऽन्यत्र व्रजद्दृष्ट्वा दूरस्थस्तानबोधयत् ॥५६॥ तेनातिविस्मितास्ते च तत्स्वरूपस्य निश्चयम्। कर्तुं न शेकुः स्वधिया तमसेवन्त देववत् ॥५७॥ या या काचित्क्रिया तस्य तपोयोगसमाधिषु। सा सा चित्रावहैवासीद्दुष्करत्वान्नृणां भुवि ॥५८॥ एवं निवसतस्तस्य परमाद्भुतकर्मणः। चातुर्मास्यं व्यतीताय साधून्प्रीणयतोऽन्वहम् ॥५९॥

लोजलोकनयनोत्सवदाता साधुमण्डलमहासुखदेक्षः।
ध्येयविच्युतमनोगतिवीक्षो यः सतामपि स तुष्यतु कृष्णः ॥६०॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये लोजपुरे मुक्तानन्दादिसाधुसमागमनिरूपणं नामाष्टादश उल्लासः ॥१८॥

---

તો ભુજ નગરમાં રહેછે, તે શરદ્ઋતુ પૂરી થયે અહીંઆં નિશ્ચેજ આવશે. ॥૫૦॥ માટે આપ અહીંઆં સુખેથી રહો ? એમ કહેલા તે શ્રીહરિ પોતાનાં ઐશ્વર્યોને નૃનાટ્યથી ઢાંકીને વિનયે યુક્ત જેમ હોય તેમ નિર્માની થઇને તે સંતોની સેવા કરતા થકા ત્યાંજ વસ્યા. ॥૫૧॥ અને શ્રીહરિ કયારેક કયારેક પોતાનું ઐશ્વર્ય કિંચિત્ કિંચિત્ બતાવતા હતા. વળી મનુષ્યોથી ન સાધી શકાય એવી અસાધારણ સાધુતા અને યોગની દુષ્કર કળાએ બતાવતા હતા. ॥૫૨॥ કેટલાક સંતો એકાંતમાં બેસીને પોતાના હૃદયકમળમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં તે શ્રીહરિને તેજના મંડળમાં વિરાજમાન દિવ્ય મૂર્તિ શ્રીરાધિકાપતિ રૂપે દેખતા હતા. ॥૫૩॥ વળી કયારેક ધ્યાન કરતા સંતો તે શ્રીહરિને વર્ણિરૂપે હૃદયમાં જોઇને બીજાજ ક્ષણમાં સાક્ષાત્ શ્રીનારાયણ ઋષિરૂપે તે શ્રીહરિનેજ જોતા હતા. ॥૫૪॥ આવી રીતનું તે શ્રીહરિનું અલૌકિકપણું જોઇને તે સંતો તે શ્રીહરિને સાક્ષાત્ ઇશ્વર છે એમ માનવા લાગ્યા, પણ તે શ્રીહરિના નૃનાટ્યથી પાછા ભૂલી જતા હતા. ॥૫૫॥ કેટલાક સંતોએ ધ્યાન કરતી વખતે પોતાનું મન બળાત્કારથી શ્રીકૃષ્ણના સ્વરૂપમાં જોડેલું હોય તેને બીજે જતું જોઇને દૂર બેઠેલા શ્રીહરિ તે સંતોને બોધ આપતા હતા. ॥૫૬॥ તેથી અતિ વિસ્મય પામેલા તે સંતો તે શ્રીહરિના સ્વરૂપનો નિશ્ચય પોતાની બુદ્ધિથી નહોતા કરી શકતા. અને દેવની પેઠે સર્વથા પૂજ્ય જાણીને તે શ્રીહરિની સેવા કરતા હતા. ॥૫૭॥ તે શ્રીહરિની તપ, યોગ અને સમાધિમાં જે જે ક્રિયાએ થતી હતી તે સર્વ ક્રિયાએ પૃથ્વી ઉપર મનુષ્યોથી ન બની શકે તેવી હોવાથી

આશ્ચર્ય કરનારીજ હતી. ॥૫૮॥ એવી રીતે નિવાસ કરીને રહેલા પરમ આશ્ચર્યકારી ચરિત્રો કરનારા અને હંમેશાં મુક્તાનંદાદિક સાધુઓને પ્રસન્ન કરતા શ્રીહરિને ચાતુર્માસ વ્યતીત થઇ ગયું. ॥૫૯॥

લોજપુરના લોકોનાં નેત્રોને ઉચ્છવ–આનંદ આપનારા, સાધુ–મંડળને મહા–સુખ આપનારૂં દર્શન જેમનું છે અને ધ્યેય એવા શ્રીકૃષ્ણના સ્વરૂપથી ખંડિત થયેલી મુક્તાનંદાદિક મુનિઓના મનની ગતિને જોનારા, એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૬૦॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સર્વ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં લોજપુરમાં મુક્તાનંદાદિક સાધુઓનો સમાગમ નિરૂપણ કર્યો એ નામે અઢારમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૮॥

---

# एकोनविंश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

श्रीरामानन्दसन्दर्शनविषयसमुत्कण्ठया यो महत्या
लोजग्रामे कथञ्चिद्दिवसमतिवहद्याशु तस्मै स्ववृत्तम्।
दूतद्वारा निवेद्य प्रतिवचनमपि प्राप्य हृष्टोऽचिरेण
प्रत्यावृत्तं मुनीन्द्रं भुजगनगरतः पिप्पले तं ददर्श ॥१९॥

જે શ્રીહરિ શ્રીરામાનંદસ્વામીના દર્શનની અતિ મોટી ઉત્કંઠાથી લોજ ગામમાં કોઇ પણ પ્રકારે નિરૂચ્છાહથી દિવસો નિર્ગમન કરતા થકા, પછી પોતાનું વૃત્તાન્ત તે રામાનન્દસ્વામીને મયારામભટ્ટ–દૂતદ્વારા તુરતજ જણાવીને, તેનો પ્રત્યુત્તર પણ પામીને હર્ષ પામતા, પછી થોડાજ સમયમાં ભુજ નગરથી પાછા આવેલા મુનીન્દ્ર શ્રીરામાનંદસ્વામીને પિપલાણા ગામે જઇને તેમનાં દર્શન કરીને મળ્યા. ॥૧૯॥

---

तस्य प्रतीक्षमाणस्य श्रीरामानन्दसद्गुरोः। आगमं चैत्रिको मासः प्राप्तोऽथापि स नागतः ॥१॥ तदा हरिः स्वयं गन्तुमुद्यतोऽभूत्तदन्तिकम्। मुक्तानन्दस्तमाश्वास्य स्वामिने पत्रमालिखत् ॥२॥ तद्वृत्तान्तमशेषेण लिखित्वा शीघ्रगामिना। मयरामाख्यविप्रेण तत्पत्रं प्रैषयत्ततः ॥३॥ सप्तमेऽहनि स प्राप्य भुजङ्गनगरं द्विजः। तस्मै प्रणम्य तत्पादात्प्रीत्यावाचयदाशु सः ॥४॥ वाचयित्वा स वृत्तान्तं बुद्ध्वा सर्वं तमागतम्। एतल्लक्षणसम्पन्नो बदरीपतिरित्यचैत् ॥५॥ महासभायां तस्यासौ प्रशंसां बहुधाक-

श्रीरामानन्दसन्दर्शनविषयसमुत्कण्ठया यो महत्या
लोजग्रामे कथञ्चिद्दिवसमतिवहन्नाशु तस्मै स्ववृत्तम् ।



दूतद्वारा निवेद्य प्रतिवचनमपि प्राप्य हृष्टोऽचिरेण
प्रत्यावृत्तं मुनीन्द्रं भुजगनगरतः पिप्पले तं ददर्श ॥
શ્રીહરિને પીપલાણામાં રામાનંદસ્વામીનો પ્રથમ મેળાપ.

रोत्। भक्ताः सुन्दरजिन्मुख्यास्तच्छ्रुत्वाश्चर्यमाप्नुवन् ॥६॥ ततः स सहसोत्सुकस्तत्र गन्तुं तदा तु सम्। भक्ताः सम्प्रार्थ्य बहुधा कञ्चित्कालमवासयन् ॥७॥ ततः पत्रोत्तरं स्वामी तमाश्वासयितुं स्वयम्। लिखित्वा प्रैषयत्तूर्णं तेन साकं द्विजेन सः ॥८॥ सप्तमेऽह्नि स तत्पत्रं मुक्तानन्दाय संसदि। ददौ स वाचयित्वा तत्तदादीनूचिवान्सतः ॥९॥ अचिरेणैव कालेन पिप्पलग्राममेष्यति। तत्राह्वयिष्यत्यस्मांश्च स्वामीत्युत्तरमस्ति नः ॥१०॥ तच्छ्रुत्वा नीलकण्ठश्च साधवोऽन्येऽपि हर्षिताः। तदागमप्रतीक्षां ते कुर्वन्तश्चावतस्थिरे ॥११॥ दिनान्युषित्वा कतिचित्स्वामी भुजङ्गपत्तने। ततः कृष्णाकृष्टमनाः पिप्पलग्राममागमत् ॥१२॥ ततः कुमारजित्संज्ञं स द्विजं लोजपत्तनम्। आह्वातुं प्रैषयत्साधून्सोऽपि तद्दिन आगमत् ॥१३॥ स प्राप्य तानाह यूयमाहूताः स्वामिनाश्विति। श्रुत्वा तदमृतं वाक्यं सन्नाः सद्योऽभवन् हि ते ॥१४॥ साकं ते नीलकण्ठेन

## ઉલ્લાસ ૧૯ મો

શ્રીહરિને રામાનંદસ્વામી–સદ્ગુરૂના આવવાની વાટ જોતાં ચૈત્ર માસ આવી ગયો તો પણ રામાનંદસ્વામી આવ્યા નહિ. ॥૧॥ ત્યારે શ્રીહરિ પોતેજ તે રામાનંદસ્વામીની પાસે જવાને તૈયાર થયા, ત્યારે મુકતાનંદસ્વામીએ શ્રીહરિને આશ્વાસન આપીને રામાનંદસ્વામીને પત્ર લખ્યો. ॥૨॥ તેમાં શ્રીહરિનું વૃત્તાન્ત સમગ્રપણે લખીને ઉતાવળા ચાલનારા મયારામ વિપ્રની સાથે તે પત્ર મોકલ્યો. ॥૩॥ સાતમે દિવસે ભુજનગરને પામીને મયારામભટ્ટે રામાનંદસ્વામીને તે પત્ર આપ્યો અને રામાનંદસ્વામીએ પત્ર વાંચીને સમગ્ર વૃતાન્ત જાણીને લોજપુરમાં આવેલા શ્રીનીલકંઠવર્ણીને 'આવા લક્ષણોથી સંપન્ન હોવાથી સાક્ષાત્ બદરીપતિ ભગવાન છે' એમ જાણ્યું. ॥૪–૫॥ અને ભકતોની મહાસભામાં તે વર્ણીનાં રામાનંદસ્વામીએ બહુ પ્રકારે વખાણ કર્યાં, તેને સાંભળીને ત્યાંના સુંદરજી વિગેરે ભકતો આશ્ચર્ય પામ્યા. ॥૬॥ ત્યાર પછી રામાનંદસ્વામી તુરતજ ત્યાં–લોજપુર જવાને તૈયાર થયા, ત્યારે રામાનંદસ્વામીને ત્યાંના ભકતોએ બહુજ પ્રાર્થના કરીને કેટલોક સમય ત્યાં રાખ્યા. ॥૭॥ ત્યારે તે રામાનંદસ્વામીએ તે નીલકંઠવર્ણીને આશ્વાસન આપવાને માટે પોતેજ તેમના પત્રનો ઉત્તર લખીને તુરતજ ઉતાવળે તે મયારામભટ્ટની સાથે મોકલાવ્યો. ॥૮॥ અને સાતમે દિવસે તે પત્ર મયારામભટ્ટે સભામાં બેઠેલા મુકતાનંદસ્વામીને આપ્યો અને તેમણે નીલકંઠવર્ણી વિગેરે સર્વ સાધુઓને તે સમાચાર કહ્યા. ॥૯॥ રામાનંદસ્વામી થોડાજ સમયમાં પિપલાણા–ગામે આવશે અને ત્યાં આપણને સહુને બોલાવશે એમ આપણા પ્રત્યે ઉત્તર છે. ॥૧૦॥ તે સાંભળીને શ્રીનીલકંઠવર્ણી અને બીજા સાધુઓ પણ અતિ હર્ષ પામ્યા અને પછી તે રામાનંદસ્વામીને આવવાની વાટ જોઇને રહ્યા. ॥૧૧॥ રામાનંદસ્વામી કેટલાક દિવસ ભુજનગરમાં રહીને પછી શ્રીહરિકૃષ્ણે ખેંચ્યું છે મન જેમનું એવા થકા પિપલાણા ગામે આવ્યા. ॥૧૨॥ અને આવીને શ્રીનીલકંઠવર્ણી અને મુકતાનંદાદિક સાધુઓને બોલાવાને માટે કુંવરજી નામે બ્રાહ્મણને લોજપુર પ્રત્યે મોકલ્યો અને તે કુંવરજી પણ તેજ દિવસે લોજપુરમાં આવ્યો. ॥૧૩॥ અને મુકતાનંદાદિક

दिनेनैकेन साधवः । ओजस्वत्याः परतटे सायं तं ग्राममाविशन् ॥१५॥ ते तत्र तं विविधभक्तमहासभायां सिंहासनस्थममरप्रभमर्चितं स्वैः । गौराङ्गमिन्दुवदनं दृढपुष्टगात्रमाजानुबाहुयुगलं ददृशुः समेताः ॥१६॥ सर्वे प्रणेमुरथ वीक्ष्य हरिं स दूरात्सत्पत्रिकालिखितलक्षणलक्षिताङ्गम् । उत्थाय शीघ्रमवनौ निपतन्तमेनं दोर्भ्यां प्रगृह्य परिषस्वज आदरेण ॥१७॥ आनन्दसाश्रुनयनौ पुलकाचिताङ्गावास्तां तदा मुनिपतिश्च महामुनिस्तौ । स्वामी करेण करमस्य ततो गृहीत्वा पार्श्वे न्यपादयदमुं परमादरेण ॥१८॥ अन्यान्यथोचितमसावथ मानयित्वा तं स्वागतादि परिपृच्छति च स्म सर्वम्। वृत्तं तदीयमखिलं वदति स्म मुक्तानन्दो यथानुभवमादित एव तस्मै ॥१९॥ आश्रुत्य तत्स नितरां मुदितोऽन्तरेऽभूदातिथ्यमस्य च सतां स ततो यथार्हम् । भक्तैर्विधाप्य सुविधाय च कर्म सान्ध्यं पप्रच्छ तं स्वकुलतातजनादिवृत्तम् ॥२०॥ गोत्रादिवृत्तम-

---

संतोने पामीने कहेवा लाग्यो के–रामानंदस्वामीए तमने एकदम बोलाव्या छे, आवुं अमृत जेवुं वाक्य सांभळीने ते संतो तो तुरतज तैयार थइ गया. ॥१४॥ मुक्तानंदादिक ते सर्व साधुओए श्रीनीलकंठवर्णीए सहित एकज दिवसमां आवीने ओजस्वती नदीने सामे कांठे रहेला पिपलाणा गाममां सायंकाळे प्रवेश कर्यो.॥१५॥ अने ते संतोए ते पिपलाणा गाममां त्यागी–गृही अनेक भकतोनी सभामां सिंहासन उपर विराजमान थयेला, देवने तुल्य कान्तिवाळा, भकतोए चंदन पुष्पादिकथी पूजेला, गौर वर्णवाळा, चंद्रने तुल्य मुख जेमनुं शोभितुं छे, दृढ अने पुष्ट गात्र जेमनां छे अने ढींचण सुधी लांबा बंने बाहुओ जेमना छे आवा रामानंदस्वामीनां दर्शन कर्यां. ॥१६॥ अने सर्वजनोए नमस्कार कर्या पछी मुकतानंदादिक साधुओए लखेली पत्रिकामां लखवा प्रमाणेनां लक्षणोथी ओळखी छे मूर्ति जेमनी एवा श्रीहरिने छेटेथीज जोइने रामानंदस्वामी एकदम उभा थइने, पृथ्वी उपर पडीने नमस्कार करता ए श्रीहरिने बंने हाथथी ग्रहण करीने अति आदरथी मळ्या. ॥१७॥ ते समयमां मुनिपति–श्रीहरि अने महामुनि–रामानंदस्वामी, ए बन्ने आनंदनां अश्रु युकत नेत्रो जेमनां छे अने रोमांचथी व्याप्त छे शरीर जेमनां एवा थया हता, ते पछी रामानंदस्वामीए पोताना हाथथी श्रीहरिनो हाथ पकडीने अति आदर–पूर्वक पोतानी पासे ए श्रीहरिने बेसार्या.॥१८॥ अने मुकतानंदादिक बीजा सर्व भकतोनुं यथा–योग्य सन्मान करीने पछी ते श्रीहरिने स्वागतादिक सर्व कुशळ प्रश्न पूछ्या. त्यारे मुकतानंदस्वामीए पोते जे प्रमाणे अनुभव्युं हतुं ते रीते श्रीहरिनुं सघळुं वृत्तान्त रामानंदस्वामीने कही बताव्युं ॥१९॥ तेने सांभळीने रामानंदस्वामी अंतरमां बहुज प्रसन्न थया ते पछी रामानंदस्वामीए ए नीलकंठवर्णीनुं अने मुकतानंदादिक संतोनुं आतिथ्य यथायोग्य पोताना भकतो पासे करावीने पछी पोतानुं संध्या समयनुं कर्म सारी रीते करीने पछी ते श्रीहरिने तेमनुं कुळ अने पिता विगेरे संबंधि जनोनुं वृत्तान्त पूछवा लाग्या. ॥२०॥ त्यारे श्रीहरिए पोतानुं गोत्र विगेरे सघळुं वृत्तान्त ते रामानंदस्वामीने जणा-

खिलं स निवेद्य तस्मै तद्दर्शनोत्सुकमनस्त्वमथावदत्स्वम्। श्रुत्वा तदुक्तमखिलं स पुनस्तमूचे धर्मात्मजस्त्वमसि पित्रधिकः स्वधर्मे ॥२१॥ धर्मः प्रयाग उरुधा कृततीर्थयात्रो मत्प्राप्तदीक्ष इह चोत्तरकोसलेषु। स ह्याज्ञया मम हिताय नृणां मनीषी दीक्षां ददच्च्यवसदस्य सुतोऽसि मान्यः ॥२२॥ इत्यन्योन्यं भाषमाणौ निन्यतुस्तां तु यामिनीम्। प्रातः कृताह्निकौ तौ च सत्सभायां निषेदतुः ॥२३॥ तद्दर्शनार्थमाजग्मुर्नरा नार्यः सहस्रशः। दृष्ट्वा तमद्भुताकारं प्रापुः सर्वेऽपि विस्मयम् ॥२४॥ पप्रच्छुः स्वामिनं ते च कोऽयमद्भुतदर्शनः। इति पृष्टः स तद्वृत्तं यथावत्सर्वमाह तान् ॥२५॥ ततः प्रभृति लोकानां साधूनां स्वामिनोऽपि च। स्नेहो भूरिरभूत्तस्मिन्स्वेष्टदेवे यथा तथा ॥२६॥ उद्धवं च मुनीन्ज्ञात्वा स्वामिनं तं च तान्मतः। सुखयन्व्यवसत्तत्र भगवान्नरनाट्यकैः॥२७॥ अन्ये च ऋषयो भूमौ भ्रमन्तो मुनिशापतः। तेनाकृष्टधियस्तत्र समायान्ति स्म यूथशः ॥२८॥ सर्वे ते जगृहुर्दीक्षां स्वामिनः श्रुतसद्गुणाः। भेजुस्त-

---

વીને પછી પોતાને તેમના દર્શનમાં અતિ ઉચ્છાહે યુક્ત મનવાળાપણું હતું તે પણ કહ્યું, આ બધું શ્રીહરિએ કહેલું સાંભળીને રામાનંદ-સ્વામી ફરીને પાછા શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા-ધર્મદેવના પુત્ર તમો સ્વધર્મને વિષે તમારા પિતા કરતાંય અધિક સ્થિતિવાળા છો. ॥૨૧॥ ધર્મદેવ બહુ પ્રકારે તીર્થયાત્રા કરીને પ્રયાગ-ક્ષેત્રમાં અમારા થકી ભાગવતી-દીક્ષા પામ્યા હતા. અને અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા તે ધર્મદેવ અમારી આજ્ઞાથી મુમુક્ષુ-જનોના હિત માટે આ દેશમાં અને ઉત્તર-કોશલ દેશમાં મુમુક્ષુજનોને દીક્ષા આપતા થકા રહેતા હતા, એ ધર્મદેવના પુત્ર તમો અમારે માનવા યોગ્ય છો. ॥૨૨॥ આ પ્રમાણે પરસ્પર વાર્તા કરતાં તે રામાનંદસ્વામી અને શ્રીહરિ, એ બન્નેએ તે રાત્રિ નિર્ગમન કરી અને સવારમાં આહ્નિક-વિધિ જેમણે કર્યોછે એવા તે બન્ને સંતોની સભામાં વિરાજમાન થયા. ॥૨૩॥ તે શ્રીહરિનાં દર્શન કરવાને માટે હજારો-હજાર સ્ત્રી-પુરૂષો આવ્યાં અને આશ્ચર્યકારી-મૂર્તિ તે શ્રીહરિનાં દર્શન કરીને બધાંય વિસ્મય પામી ગયાં. ॥૨૪॥ અને તે સર્વે રામાનંદસ્વામીને કહેવા લાગ્યાં કે અદ્ભુત દર્શનવાળા આ કોણ છે ? આમ પૂછેલા તે રામાનંદસ્વામીએ તે સર્વ મનુષ્યોને શ્રીહરિનું બધું વૃત્તાન્ત યથાર્થપણે વિસ્તારથી કહી બતાવ્યું. ॥૨૫॥ ત્યારથી આરંભીને સર્વ લોકોને અને સાધુઓને તેમજ રામાનંદસ્વામીને પોતાને પણ પોતાના ઇષ્ટદેવને વિષેજ જેમ એમ તે શ્રીહરિને વિષે ઘણોજ સ્નેહ થયો. ॥૨૬॥ ભગવાન શ્રીહરિ રામાનંદસ્વામીને ઉદ્ધવજી જાણીને અને તે સાધુઓને મરીચ્યાદિક મુનિઓ જાણીને પોતાના નરનાટ્યરૂપ ચરિત્રોથી તેમને સુખ આપવાને માટે ત્યાંજ નિવાસ કરીને રહ્યા. ॥૨૭॥ બીજા કેટલાક ઋષિઓ દુર્વાસામુનિના શાપથી પૃથ્વી ઉપર ભ્રમણ કરતા હતા તે પણ તે શ્રીહરિએ આકર્ષણ કરી છે બુદ્ધિ જેમની એવા થકા સંખ્યાબંધ ત્યાં આવવા લાગ્યા. ॥૨૮॥ તે બધાએ રામાનંદસ્વામીના ગુણો સાંભળીને તે સ્વામી થકી દીક્ષા ગ્રહણ કરી. અને પછી તે સ્વામીએ કહેલા ધર્માચારમાં સંપૂર્ણપણે

तस्ते श्रीकृष्णं तत्प्रोक्ताचारसंस्थिताः ॥२९॥ हरिकृष्णस्तमाहाथ क्वचित्स्वस्थतया स्थितम्। त्वं मे पितुर्गुरुः स्वामिन्! स्थापकः श्रेयसोऽध्वनि॥३०॥ दीक्षामतो मह्यमपि दातुमर्हसि वैष्णवीम्। त्वदुक्तेष्वेव धर्मेषु स्थातुमिच्छाम्यहं दृढम् ॥३१॥ एवमुक्तः स तं प्राह त्वं तु दीक्षां विनाप्यसि। कृष्णस्यैकान्तिको भक्तो धर्मज्ञानविरागवान् ॥३२॥ त्वादृशोऽन्यो न भक्तोऽस्ति त्वादृशोऽन्यो न धार्मिकः। त्वादृशो न विरक्तोऽन्यो न ज्ञानी त्वादृशोऽपरः ॥३३॥ तथापि कुलधर्मस्य रक्षार्थं त्वं यदीच्छसि। दीक्षां तदा तां गृह्णीया ऊर्जैकादशिकादिने ॥३४॥ ओमित्युक्तवते तस्मै तद्दिने स यथाविधि। महादीक्षां ददौ प्रीत्या तद्धर्मानाह चाखिलान् ॥ ३५ ॥ चकार सहजानन्द इति तस्याभिधां ततः। नारायणमुनिश्चान्यां नारायणक्रमैर्गुणैः ॥३६॥ सोऽथ तत्प्रोक्तधर्मेषु स्वस्मिन् साहजिकेष्वपि। तिष्ठन्कृष्णं सदा भेजे सेवमानस्तमादरात् ॥३७॥ अनायासेन संसिद्धास्तस्मिन्नासन्महागुणाः। सिद्धानामपि मुक्तानां योगिनाञ्च सुदुर्लभाः ॥३८॥ ज्ञानं वैराग्यमैश्वर्यं शौचं सत्यं क्षमा दया। आर्जवं त्यागसन्तोषौ तेजः शौर्यं स्मृतिर्बलम् ॥३९॥ श्रुतं शमो दमः साम्यं तितिक्षोपरतिस्तपः। कान्तिर्दाक्ष्यं

---

વર્તતા થકા શ્રીકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. ॥૨૯॥ કયારેક સ્વસ્થપણે બેઠેલા રામાનંદસ્વામીના પ્રત્યે શ્રીહરિકૃષ્ણ કહેવા લાગ્યા—હે સ્વામિન્! તમે અમારા પિતાના ગુરૂ છો અને મનુષ્યોને કલ્યાણના માર્ગમાં સ્થાપન કરનારા—વર્તાવનારા છો. ॥૩૦॥ માટે મને પણ આપ વૈષ્ણવી—ભાગવતી, દીક્ષા આપવાને યોગ્ય છો અને તમોએ કહેલાજ ધર્મોમાં હું દ્રઢપણે રહેવાને ઇચ્છું છું. ॥૩૧॥ આમ કહેલા રામાનંદસ્વામી શ્રીહરિને કહેવા લાગ્યા—કે તમો તો દીક્ષા લીધા સિવાય પણ ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યે, યુકત એવા શ્રીકૃષ્ણના પરમ ભકત છો. ॥૩૨॥ તમારા જેવા બીજા કોઇ ભકત નથી, તેમજ તમારા જેવા બીજા કોઇ ધાર્મિક પુરૂષ નથી, તમારા જેવા બીજા કોઇ વિરકત-વૈરાગ્યવાળા નથી. અને તમારા જેવા બીજા કોઇ જ્ઞાની પણ નથી. ॥૩૩॥ તો પણ કુળધર્મના રક્ષાને માટે જો તમે દીક્ષા લેવા ઇચ્છતા હો તો કાર્તિક માસની એકાદશીને દિવસે તે દીક્ષાનું ગ્રહણ કરજો. ॥૩૪॥ ઠીક—બહુ સારૂં, એમ કહેતા શ્રીનીલકંઠવર્ણીને પછી કાર્તિક—માસની પ્રબોધની એકાદશીને દિવસે રામાનંદસ્વામીએ પ્રીતિથી વિધિપુરઃસર મહા—દીક્ષા આપી અને તે દીક્ષાને અંગે પાલન કરવા યોગ્ય ધર્મોનો પણ ઉપદેશ કર્યો. ॥૩૫॥ ત્યાર પછી તે નીલકંઠવર્ણીનું 'સહજાનંદ' એવું નામ પાડ્યું અને ગુણે કરીને સાક્ષાત્ શ્રીનારાયણઋષિને તુલ્ય હોવાથી 'શ્રીનારાયણમુનિ' એવું બીજું નામ પાડ્યું ॥૩૬॥ તે પછી તે સહજાનંદસ્વામી રામાનંદસ્વામીએ કહેલા ધર્મો, કે—જે ધર્મો પોતાને વિષે સહજ—સિદ્ધ રહેલા હતા, તે ધર્મોમાં રહેતા અને રામાનંદસ્વામીની આદરથી સેવા કરતા થકા સદાય શ્રીકૃષ્ણની ભક્તિ કરતા હતા. ॥૩૭॥ તે સહજાનંદસ્વામીને વિષે જ્ઞાન—વૈરાગ્યાદિક મહા—ગુણો અનાયાસેજ નિત્ય—સિદ્ધ વર્તતા હતા, કે—જે ગુણો સિદ્ધદશાને પામેલા મહા મુકત—પુરૂષો તથા મોટા યોગીઓને પણ અત્યંત દુર્લભ છે. ॥૩૮॥ (૭ શ્લોકથી તે ગુણો કહે છે—) જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌચ, સત્ય, ક્ષમા, દયા, આર્જવ, ત્યાગ, સંતોષ, તેજ, શૌર્ય,

मार्दवञ्च धैर्यं स्थैर्यं स्वतन्त्रता ॥४०॥ गाम्भीर्यं निर्भयत्वञ्च यशो धर्मः प्रगल्भता। शीलञ्च प्रश्रयः श्रद्धा ब्रह्मचर्यमगर्वता ॥४१॥ अदम्भत्वममानित्वमहिंसाऽस्तेयता तथा। अद्रोहो मानदत्वञ्च षडूर्मिविजयस्तथा ॥४२॥ अदीर्घसूत्रता मैत्री निष्परिग्रहता तथा। रम्यभोगारुचित्वञ्च कुसङ्गपरिवर्जनम् ॥४३॥ ब्रह्मण्यत्वं शरण्यत्वं परोपकरणादरः। गुरुसेवा परा भक्तिरेते नित्या गुणा हरेः ॥४४॥ वर्द्धमानान्गुणांस्तस्मिन्नेतान्दृष्ट्वा दिने दिने। सर्वेभ्योऽप्यधिकैवासीत्प्रीतिस्तस्य जगद्गुरोः ॥४५॥ साधूनां गृहिणां चापि प्रीतिं तस्मिंस्तु भूयसीम्। दृष्ट्वातिमुमुदे स्वामी प्रशशंस च तं मुहुः ॥४६॥ सर्वेऽपि विस्मिता आसन्न त्वेकोऽपि यथार्थतः। वेत्तुं शेके तत्स्वरूपं मानुषं तु न कोऽप्यवैत् ॥४७॥ उपाविशद्यत्र यत्र हरिः सहजमप्यसौ। तत्र तत्राभवत्तस्य त्वत्तदीयानां महासभा ॥४८॥ ततः स्वामी स्ववृद्धत्वं दृष्ट्वा तस्मिन्निजां धुरम्। सम्प्रार्थ्य बहुधा प्रीत्या निधित्सुरिदमब्रवीत् ॥४९॥ नारायणमुने! त्वं वै पूर्णोऽस्यखिलसद्गुणैः। अन्तर्वैरिभिरक्षोभ्यो नारायणऋषिर्यथा ॥५०॥ अत एतां धर्मधुरं मदी-

---

स्मृति, બળ, શ્રુત, શમ, દમ, સામ્ય, તિતિક્ષા, ઉપરતિ, તપ, ક્ષાંતિ, દક્ષતા, કોમળતા, ધૈર્ય, સ્થિરતા, સ્વતંત્રતા, ગંભીરતા, નિર્ભયતા, યશ, ધર્મ, પ્રગલ્ભતા, શીલ, પ્રશ્રય, શ્રદ્ધા, બ્રહ્મચર્ય, ગર્વરહિતતા, નિર્દંભતા, નિર્માનિતા, અહિંસા, અસ્તેયતા, અદ્રોહ, બીજાઓને માન આપવાપણું, તથા છ ઉર્મિઓનો જય, અદીર્ઘસૂત્રતા, મૈત્રી, અપરિગ્રહતા, રમ્ય ભોગોમાં અરૂચિ, કુસંગનો ત્યાગ, બ્રહ્મણ્યતા, શરણ્યતા, પરોપકાર કરવામાં આદર, ગુરૂની સેવા અને ભગવાનમાં પરા–પ્રેમલક્ષણા ભક્તિ, આ બધા ગુણો શ્રીહરિ ભગવાનના સ્વરૂપમાં નિત્ય–સિદ્ધ રહેલા છે. ॥૩૯–૪૪॥ શ્રીસહજાનંદસ્વામીને વિષે આ બધા ગુણો દિવસે દિવસે વૃદ્ધિ પામતા જોઇને જગદ્ગુરૂ એ શ્રીરામાનંદસ્વામીને શ્રીહરિના ઉપર બીજા સર્વ થકી પણ અધિકજ પ્રીતિ થતી હતી. ॥૪૫॥ મુક્તાનંદાદિક સર્વ સાધુઓને અને ગૃહસ્થોને પણ તે શ્રીહરિને વિષે અતિશેજ પ્રીતિ–પ્રેમ, થયેલો જોઇને રામાનંદસ્વામી અત્યંત આનંદ પામતા હતા અને તે શ્રીહરિનાં વારંવાર વખાણ કરતા હતા. ॥૪૬॥ અને તે સર્વ મનુષ્યો પણ બહુજ વિસ્મય પામતા હતા, પરંતુ તેમાંનો કોઇ એક પણ મનુષ્ય યથાર્થપણે તે શ્રીહરિના સ્વરૂપને જાણવાને માટે શક્તિમાન નહોતો થતો, તેમજ તે શ્રીહરિને આ સાધારણ મનુષ્ય છે એમ તો કોઇ પણ મનુષ્ય જાણતો ન હતો. ॥૪૭॥ એ શ્રીહરિ જ્યાં જ્યાં સહજ–સ્વભાવે પણ બેસતા હતા. ત્યાં ત્યાં તુરતજ તે શ્રીહરિના આશ્રિતજનોની મોટી સભા થતી હતી. ॥૪૮॥ ત્યાર પછી રામાનંદસ્વામી પોતાનું વૃદ્ધપણું જોઇને એ શ્રીસહજાનંદસ્વામીને વિષે પોતાની ધર્મધુરને સ્થાપવાને માટે ઇચ્છતા થકા બહુ પ્રકારે પ્રાર્થના કરીને પ્રીતિ પૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥૪૯॥ હે નારાયણમુને! તમે સમગ્ર ગુણોથી નિશ્ચેજ પૂર્ણ છો અને સાક્ષાત્ શ્રીનારાયણઋષિની પેઠે અંતઃશત્રુઓથી ક્ષોભ ન પામો એવા સમર્થ છો. ॥૫૦॥ માટે આ મારી ધર્મધુર–ગુરૂપણું, અતિ સમર્થ એવા તમારે વિષે સ્થાપન કરીને નિશ્ચેજ મારે ધ્યાન–યોગમાં સ્થિતિ કરવી છે. ॥૫૧॥ હવે પછી અમારા આશ્રિત સર્વ મનુષ્યોને અમારી પેઠેજ

यामीश्वरे त्वयि । विन्यस्य ध्यानयोगे मे स्थितिः कार्यास्ति निश्चिलम् ॥५१॥ मदाश्रिता इमे सर्वे मद्वच्छास्यास्त्वयाथ च । त्वं प्रपन्ना दीक्षणीया भुवि ये स्युर्मुमुक्षवः ॥५२॥ एतन्मया विचार्यैव क्रियतेऽतस्त्वया हृदि । न कोऽपि संशयः कार्यः पाल्याज्ञा सर्वथा मम ॥५३॥ इत्याग्रहं गुरोर्दृष्ट्वा स्वस्मिन्प्रीतिं च भूयसीम् । अनतिक्रमणीयत्वात्तदाज्ञायास्तथाब्रवीत् ॥५४॥

स्थापयन्गुरुपरम्परां क्षितावुद्धवादुपगतः स्वदीक्षणम् ।
स्वप्रतापविदितो गुरोर्गुरुः कृष्ण एव परितुष्यतां मयि ॥५५॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेः श्रीरामानन्दस्वामिसमागमनिरूपणनामैकोनविंशतितम उल्लासः ॥१९॥

---

તમારે ઉપદેશ કરીને નિયમમાં વર્તાવવા અને પૃથ્વી ઉપર જે–જે મુમુક્ષુ જનો તમારે શરણે આવે તે સર્વને તમારે વૈષ્ણવી-ભાગવતી દીક્ષા આપવી.॥૫૨॥ આ અમે વિચારીનેજ કરીએ છીએ માટે તમારે મનમાં કોઇ પણ જાતનો સંશય કરવો નહિ અને અમારી આજ્ઞા સર્વ પ્રકારે તમારે પાલન કરવી જોઇએ. ॥૫૩॥ આ પ્રમાણે પોતાના ગુરૂ શ્રીરામાનંદસ્વામીનો આગ્રહ જોઇને અને પોતાને વિષે તેમની અતિશેજ પ્રીતિ જોઇને તેમની આજ્ઞાનું કોઇ રીતે ઉલ્લંઘન ન કરી શકાય એમ હોવાથી શ્રીહરિએ 'ઠીક, કહોછો તેમ કરીશ', એમ કહ્યું. ॥૫૪॥

પૃથ્વી ઉપર ગુરૂપરંપરાનું સ્થાપન કરતા થકા ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામી થકી પોતાની–ભાગવતી દીક્ષાને પામેલા અને સર્વ ગુરૂના પણ પોતે ગુરૂ છે, એમ પોતાના પ્રતાપથીજ પ્રસિદ્ધપણે જાણવામાં આવેલા, એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર અત્યંત પ્રસન્ન થાઓ. ॥૫૫॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર—શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિને રામાનંદસ્વામીનો સમાગમ થયો એ નિરૂપણ કર્યું એ નામે ઓગણીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૧૯॥



धर्मज्ञानाभिवृद्ध्यै भुवि पुनरुदितादुद्धवात्स्वैकभक्तात्
श्रीरामानन्दरूपात्सकलमुनिजनैः सन्ततं सेव्यमानम् ।



धर्मत्राणाय साक्षाद्गुरुपदमधिगत्याविरासीद्धरिर्याम्
कृष्ण सोय शुभं नः प्रदिशतु सहजानन्ददिव्यस्वरूप. ॥
શ્રીહરિ ભાગવતી દીક્ષા ગ્રહણુ કરીને ગુરૂપદે વિરાજેછે.

# विंशतितम उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

धर्मज्ञानाभिवृद्ध्यै भुवि पुनरुदितादुद्धवात्स्वैकभक्तात्
श्रीरामानन्दरूपात्सकलमुनिजनैः संततं सेव्यमानम् ।
धर्मत्राणाय साक्षात् गुरुपदमधिगत्याविरासीद्धरिर्यो
कृष्णः सोऽयं शुभं नः प्रदिशतु सहजानन्ददिव्यस्वरूपः ॥२०॥

પૃથ્વી ઉપર એકાંતિક ધર્મ અને મોક્ષના અસાધારણ કારણરૂપ આત્મ–પરમાત્મ-સ્વરૂપના જ્ઞાનની અભિવૃદ્ધિ માટે શ્રી રામાનન્દસ્વામી રૂપે પોતે ઉદ્ધવજી પ્રગટ થયા હતા, કે જે પોતાના પરમ એકાંતિક ભક્તરાજ હતા તેમના સકળ મુનિજનોએ પરમ આદરથી પૂજેલા ગુરૂપદને પામીને, તેમજ તેમના થકી ભાગવતી દીક્ષા પામીને શ્રી સહજાનન્દ એવા નામથી પ્રસિદ્ધ થયેલા દિવ્યમૂર્તિ તે શ્રીહરિ–કૃષ્ણ અમને શુભ –કલ્યાણ આપો. ॥૨૦॥

---

तिथौ शुभायां च शुभे स वासरे सङ्क्षे सुयोगे करणे शुभे च । लग्ने शुभे स्थापयितुं पदे स्वे समैच्छदेवाशु सतां पतिस्तम् ॥१॥ स्वामी सभायामथ तं महत्यां करे गृहीत्वा स्वकरेण हृष्टः । सिंहासने स्वे परमादरेण न्यपादयन्मङ्गलवाद्यघोषैः ॥२॥ जयेति शब्दः सुमहांस्तदाभूदुच्चारितः सभ्यजनैरशेषैः । दिवौकसां दुन्दुभयोऽपि नेदुः सुराङ्गनाः सन्ननृतुर्जगुश्च ॥३॥ तस्यान्तिके स्वाम्युपविश्य सर्वान्निजाश्रितान्साधुजनानुवाच । यतीन्गृहस्थानथ वर्णिनश्च सुवासिनीः स्त्रीर्विधवाश्च पद्मान् ॥४॥ नारायणोऽयं मुनिरत्र सिंहासने स्वकीये निहितो मयैव । मत्स्थानसंस्थे ह्यत एव चास्मिन्भेदो न गण्यो मयि सर्वथैव ॥५॥ पाल्या सदाज्ञास्य ममेव सर्वैर्मदाश्रितैरादरतो हिताय । देहेन वाचा मनसा च सेवा कार्यास्य नित्यं च ममेव भक्त्या ॥६॥ ततो हरावत्यनुरागिणस्ते श्रुत्वेति वाक्यं स्वगुरोस्तदैव । उत्थाय बद्धाञ्जलयस्तमूचुरेवं करिष्याम इति प्रहृष्टाः ॥७॥ ततः शुभैश्चन्दनपुष्पहारैर्वस्त्रैरनर्घ्यैश्च विभूषणैश्च । प्रीत्या तमानर्चुरनन्यभावा नारायणं ते सकलाः क्रमेण ॥८॥ नीराजयित्वा च तमादरेण प्रदक्षिणीकृत्य ततः प्रणम्य । ऊचुर्महाराज ! वयं तव स्मोऽस्मासु त्वया नाथ ! कृपा विधेया ॥९॥ स्वामी ततस्तत्र महामृदङ्गविपञ्चिकाझर्झरकांस्यवाद्यैः । श्रीकृष्णपद्यावलिकीर्त्तनाद्यैर्विधापयामास महोत्सवं स्वैः ॥ १० ॥ द्रष्टुं समुत्काश्च तदा सुरौघा जनैरदृश्या वियति स्थितास्तम् । सिंहासनस्थं धृतहैमभूषमनर्घ्यवस्त्रं च निभाल्य हृष्टाः ॥११॥ तेऽम्लानपुष्पाण्यथ नन्दनादिस्वोद्यानवर्यापहृतानि तस्मिन् । परिभ्रमत्सौरभलुब्धभृङ्गावलीनि भक्त्या ववृषुः सयोषाः ॥१२॥ महर्षयः सिद्धगणाश्च सर्वे चक्रुस्तदानीं जयघोषमुच्चैः । जगुश्च गन्धर्वगणाः सहर्षं

सङ्गीतशास्त्रं सफलं विधातुम् ॥१३॥ आश्चर्यं सहसाऽभवद्भुवि महन्मण्याकरेषु स्वयं व्यद्योतन्त महामणीन्द्रनिकरा वृक्षाश्च सद्य स्वयम् । नानापुष्पफलोद्गमैरवनताश्चा सन्मधुस्राविणो गावश्च सिषिचुः पयोभिरवनिं सिंहासनस्थे हरौ ॥१४॥ भूरुद्भिन्न हरित्तृणाऽभवद्वाप्ताऽतिमहर्घा तदा नाधिव्याधिभवा नृणां क्वचिदभूत्पीडा क्षतादेरपि।

## ઉલ્લાસ ૨૦ મો.

સત્પુરૂષોના પતિ શ્રીરામાનંદસ્વામીએ તે શ્રીહરિને શુભ તિથિમાં શુભ વારને દિવસે, સારા નક્ષત્રમાં, સારા યોગમાં, શુભ કરણમાં અને શુભ લગ્નમાં પોતાના આચાર્ય-પદ ઉપર તુરતજ સ્થાપન કરવાને વાસ્તે ઇચ્છા કરી ॥૧॥ અને પછી ભક્તજનોની મોટી સભામાં મંગળકારી વાજીંત્રોના ઘોષ કરાવીને રામાનંદસ્વામીએ પોતાના હસ્તથી તે શ્રી હરિનો હસ્ત પકડીને પોતાના સિંહાસન ઉપર હર્ષે સહિત પરમ આદરથી સ્થાપન કર્યા ॥૨॥ તે સમયે સભામાં રહેલા દરેક જનોએ ઉચ્ચારણ કરેલો જય એ પ્રકારનો મોટો શબ્દ થયો અને દેવતાઓની દુંદુભિઓ પણ વાગવા લાગી અને દેવાંગનાઓ નાચવા લાગી અને ગાન કરવા લાગી ॥૩॥ પછી રામાનંદસ્વામી તે શ્રીહરિના આસનની પાસેના આસન ઉપર વિરાજમાન થઈને પોતાના આશ્રિત સર્વ સાધુજનો, સંન્યાસીઓ, ગૃહસ્થ ભક્તજનો, વર્ણીઓ, તેમજ સધવા અને વિધવા સ્ત્રીઓ, તથા પાર્ષદો, એ સર્વના પ્રત્યે કહેવા લાગ્યા ॥૪॥ આ શ્રીનારાયણમુનિને અમે પોતેજ અમારા સિંહાસન-આચાર્ય સ્થાન, ઉપર સ્થાપન કર્યા છે માટેજ અમારા સ્થાન ઉપર રહેલા એવા આ શ્રીસહજાનંદસ્વામીને વિષે અને અમારે વિષે કોઈ પ્રકારનો ભેદ ન ગણવો ( અમારી પેઠેજ એમને ગણવા ) ॥૫॥ અમારા આશ્રિત સર્વ ભક્તજનોએ પોતાના હિતને માટે અમારી આજ્ઞા જેમ માનોછો તેમજ આ શ્રીનારાયણમુનિની આજ્ઞા આદર-પૂર્વક પાલન કરવી અને અમારી સેવા કરોછો તેજ પ્રમાણે એમની સેવા શરીર, વાણી અને મનથી સ્નેહપૂર્વક નિરંતર કરવી ॥૭॥ ત્યાર પછી શ્રીહરિને વિષે અતિ સ્નેહવાળા તે ભક્તજનો આ પ્રમાણે પોતાના ગુરૂનું વાક્ય સાંભળીને તેજ સમયમાં ઉભા થઇને બે હાથ જોડીને અતિ હર્ષ પામ્યા થકા રામાનંદસ્વામીને કહેવા લાગ્યા-હે સ્વામિન્ ! આપ જેમ કહોછો એમજ અમે કરીશું ॥૭॥ અને તે પછી શ્રીહરિમાંજ ભાવવાળા તે સર્વ ભક્તજનોએ સુંદર ચંદન, પુષ્પોના હારો, અમૂલ્ય વસ્ત્રો અને વિભૂષણોથી પ્રીતિપૂર્વક તે શ્રીનારાયણમુનિની અનુક્રમે પૂજા કરી ॥૮॥ અને આદર પૂર્વક ભગવાનની આરતી કરીને, પ્રદક્ષિણા કરીને અને નમસ્કાર કરીને ભક્તજનો કહેવા લાગ્યા-હે મહારાજ ! અમે તમારા છીએ માટે હે નાથ ! તમોએ અમારી ઉપર કૃપા કરવી ॥૯॥ ત્યાર પછી રામાનંદસ્વામીએ ત્યાં પોતાના આશ્રિત ભક્તજનોની પાસે મોટી મૃદંગ, પિપળિકા, ઝાંઝ અને કાંસા વિગેરે વાજીંત્રોથી શ્રીકૃષ્ણ ભગવાનના કીર્તનો ગાવવા એ વિગેરે થી મોટો ઉત્સવ કરાવ્યો ॥૧૦॥ તે સમયમાં શ્રીહરિના દર્શન કરવા માટે અતિ ઉત્સાહવાળા

कालोऽप्यास तदा कलिः कृतसमः सङ्कोचितात्मानुगो मित्राणीव बभूवुराशु सहजारित्वानि सत्त्वान्यपि ॥१५॥ नद्यः फुल्लसरोरुहातिविमला नानारसौघांस्तदा दिव्यानूहुरभीप्सितानिह नृणां रम्यांश्च सर्वानपि । आनन्दः सहसा बभूव हृदये धर्मात्मनां देहिनां भूमौ च त्रिदिवेऽपि मङ्गलमभूत्पुंसां तथा योषिताम् ॥ १६ ॥ दारिद्र्यं च नृणां ततः प्रचलितं पापात्मनां वेश्मसु कर्तुं वासमदुद्रुवच्च सहसा सम्पद्विवृद्धाऽभवत् । विद्वांसोऽप्यधनाः समृद्धिमतुलां साश्चर्यमापुः परां साक्षाच्छ्रीरमणे महासनगते धर्मद्रुहां शास्तरि ॥१७॥ एवं मुहूर्त्तं सुमहोत्सवोऽभूत्ततः स कृष्णः करुणार्द्रदृष्ट्या । विलोकयामास सुरांश्च मर्त्यांस्ते स्वान्कृतार्थानथ मन्वते स

---

દેવતાઓના સમૂહો, મનુષ્યો ન દેખી શકે એ પ્રમાણે આકાશમાં રહીને, સિંહાસન ઉપર વિરાજમાન થયેલા, સોનાનાં આભરણો જેમણે પહેર્યાં છે અને અમૂલ્ય વસ્ત્રો જેમણે પહેર્યાં છે એવા તે શ્રીહરિને જોઇને અતિ હર્ષ પામ્યા. ॥૧૧॥ અને પોત–પોતાની સ્ત્રીઓએ સહિત આવેલા તે દેવોએ પોતાના નંદન વિગેરે બગીચામાંથી આણેલાં અને સુગંધથી લોભાઇને ચોતરફ ભમતા છે ભમરાઓના સમૂહો જેમાં એવાં તાજાં પુષ્પોથી તે શ્રીહરિ ઉપર અતિ સ્નેહથી વરસાદ કર્યો. ॥૧૨॥ મોટા મોટા ઋષિઓ અને સિદ્ધગણો એ સર્વે તે સમયમાં ઉંચે સ્વરે જય–શબ્દનો ઘોષ કરવા લાગ્યા અને ગંધર્વગણો પોતે શીખેલા સંગીત શાસ્ત્રને સફળ કરવા માટે હર્ષપૂર્વક ગાન કરવા લાગ્યા. ॥૧૩॥ આ પ્રમાણે શ્રીનારાયણમુનિ ભગવાન જ્યારે પોતે સિંહાસન ઉપર વિરાજમાન થયા ત્યારે પૃથ્વી ઉપર એકદમ મોટું આશ્ચર્ય થયું તે કહે છે–મણિઓની ખાણોમાં મહામણિઓના સમૂહો આપો આપ પ્રકાશવા લાગ્યા અને વૃક્ષો પણ તુરતજ આપોઆપ નાના પ્રકારનાં પુષ્પો અને ફળોના અતિભારથી નમી ગયા થકા મધુને સ્રવવા લાગ્યાં અને ગાયો પણ પોતાની દુધની ધારાઓથી પૃથ્વીને છાંટવા લાગી. ॥૧૪॥ અને પૃથ્વી પ્રાપ્ત થયેલા અતિ હર્ષથી તુરતજ ઉગી આવ્યાં છે લીલાં તૃણ જેમાં એવી થઇ ગઇ અને મનુષ્યોને આધિ–મનની વ્યથા અને વ્યાધિ–શરીરની વ્યથા એ સંબંધી કોઇ જાતની પીડા નહોતી થતી, ઘા વાગેલાઓને ઘાની પીડા પણ નહોતી થતી અને કળિકાળ પણ તે સમયમાં સંકોચ પામ્યા છે પોતાના અનુયાયિઓ કામ–ક્રોધાદિક જેના એવો થકો સત્ય યુગને તુલ્ય થઇ ગયો. અને સહજ વૈરભાવવાળાં પ્રાણીઓ પણ પરસ્પર વૈર તજીને એકદમ મિત્ર જેવાં બની ગયાં હતાં. ॥૧૫॥ તે સમયમાં નદીઓ પ્રફુલ્લિત કમળવાળી અને અતિ નિર્મળ જળવાળી થઇને આ લોકમાં મનુષ્યોને ઇચ્છિત અને સુંદર એવા સર્વ પ્રકારના દિવ્ય રસોના સમૂહોને વારંવાર આપવા લાગી અને ધર્મિષ્ઠ પુરૂષોના હૃદયમાં એકદમ આનંદ વર્તવા લાગ્યો અને પૃથ્વી ઉપર તેમજ સ્વર્ગમાં પણ પુરૂષોને તેમજ સ્ત્રીઓને મંગળ થવા લાગ્યું. ॥૧૬॥ સારા ધર્મવાળા મનુષ્યોનું દરિદ્રપણું તેમના ઘર થકી ચાલી જઇને પાપી જનોના ઘરોમાં વાસ કરવાને દોડી ગયું. અને તુરતજ સંપદાઓ વૃદ્ધિ પામી અને વિદ્વાનો નિર્ધનીઆ હતા તે પણ આશ્ચર્યપૂર્વક શ્રેષ્ઠ અતુલ સમૃદ્ધિને પામ્યા, આ પ્રમાણે ધર્મદ્રોહીઓને શિક્ષણ કરનારા સાક્ષાત્ શ્રી લક્ષ્મીપતિ

॥१८॥ स्वं स्वं निकेतं सकलास्ततस्ते जग्मुस्तमानम्य तदाज्ञयैव । स्वयं च नत्वा गुरुमादरेण स्वस्थानमेत्योपविवेश कृष्णः ॥१९॥ एवं निवसतस्तस्य स्वगुरोरन्तिके हरेः । दिनानि कतिचिज्जग्मुः सेवमानस्य तं सदा ॥२०॥ सेव्यमानोऽपि शिष्यौघैः स्वगुरुं तु यथा पुरा । आदरेणैव तं भेजे स च तं बहु मानयन् ॥२१॥ ततस्तेन सह स्वामी स्वशिष्यैर्बहुभिर्वृतः । भद्रातटे फणिग्राममुपेत्यास्थाद्दिनानि षट् ॥२२॥ गुरौ कुर्वति कृष्णार्चां प्रत्यहं तत्समीपगः । उपानीयोपहारांश्च तस्मै कृष्णः प्रयच्छति ॥२३॥ प्रतिमायै दीयमानांस्तेन तान्भगवान्स्वयम् । गृह्णाति प्रीतये तस्य राधिकारमणोऽन्वहम् ॥२४॥ साक्षात्कृष्णायोपहारानेकदा स ददद्दिवा । वर्णिवेषं नीलकण्ठं तं ददर्श यथास्थितम् ॥२५॥ तं च सेवारतं दृष्ट्वा तमेव च तथाविधम् । दृष्ट्वा क्षणान्तरे तं च राधिकेशमवैक्षत ॥२६॥ निनादयन्तं मुरलीं द्विभुजं भूरितेजसम् । राधादिभिः सेव्यमानं श्रीदामाद्यैश्च पार्षदैः ॥२७॥ क्षणान्तरे नीलकण्ठं तमेवालोक्य बुद्धिमान् । साक्षात्कृष्णोऽयमेवेति निश्चिकाय दृढं हृदि ॥२८॥ सद्धर्मस्थापनं कर्तुं विनाशं च दुरात्मनाम् । वृन्दावने प्रतिज्ञातं तेनातः स्वयमागतः ॥२९॥

---

ભગવાન પોતાના અનાદિ સિદ્ધ મહાસન—આચાર્ય પદ ઉપર વિરાજમાન થયા ત્યારે વર્તવા લાગ્યું. ॥૧૭॥ આવી રીતે બે ઘડી પર્યંત અતિ મોટો ઉચ્છવ થયો, તે પછી શ્રીહરિકૃષ્ણ ભગવાને પોતાને દર્શને આવેલા દેવતાઓને કરૂણાથી ભીની દ્રષ્ટિએ જોયા અને ભગવાનની દ્રષ્ટિ પોતાના ઉપર થવાથી તેઓ પણ કૃતાર્થ—ધન્યભાગ્ય, માનવા લાગ્યા. ॥૧૮॥ અને તે સર્વજનો પછી ભગવાનને નમસ્કાર કરીને તેમની આજ્ઞાથીજ પોત—પોતાના સ્થાન પ્રત્યે ગયા. અને શ્રીહરિ પણ પોતે ગુરૂ શ્રીરામાનંદમુનિને આદરથી નમસ્કાર કરીને પોતાને ઉતારે આવીને બેઠા. ॥૧૯॥ આ પ્રમાણે પોતાના ગુરૂની પાસે નિવાસ કરીને રહેલા શ્રીહરિને ગુરૂની સદાય સેવા કરતાં કેટલાક દિવસો વીતી ગયા. ॥૨૦॥ અને પોતાના શિષ્ય—સમૂહો પોતાની સેવા કરતા હતા તો પણ પોતાના ગુરૂ રામાનંદ-સ્વામીને તો પ્રથમની પેઠેજ આદરથી પોતે સેવતા હતા અને તે રામાનંદસ્વામી પણ શ્રીહરિને બહુ માન આપતા હતા. ॥૨૧॥ ત્યાર પછી તે શ્રીહરિએ સહિત પોતાના ઘણા શિષ્યોથી વીંટાયા થકા રામાનંદસ્વામી ભદ્રા નદીને કાંઠે રહેલા ફણેણી ગામમાં આવીને ૭ દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૨૨॥ તે વખતે ગુરૂ શ્રીરામાનંદસ્વામી શ્રીકૃષ્ણની દરરોજ પૂજા કરે ત્યારે તેમને સમીપે રહેલા શ્રીહરિ પૂજામાં ઉપયોગી પુષ્પ—ચંદનાદિક વસ્તુઓ લાવીને રામાનંદસ્વામીને આપતા હતા. ॥૨૩॥ શ્રીકૃષ્ણની પ્રતિમાને રામાનંદ-સ્વામીએ અર્પણ કરેલા તે ચંદન-પુષ્પાદિકને દરરોજ રાધિકારમણ ભગવાન સ્વયં શ્રીકૃષ્ણ તે રામાનંદસ્વામીની પ્રીતિ માટે પ્રત્યક્ષપણે ગ્રહણ કરતા હતા. ॥૨૪॥ એક સમયે રામાનંદસ્વામીએ સાક્ષાત્ શ્રીકૃષ્ણને ચંદન—પુષ્પાદિક સામગ્રી દિવસના વખતમાં અર્પણ કરતાં તે શ્રીકૃષ્ણને વર્ણીવેષ નીલકંઠ જેવા હતા તે પ્રમાણે જોયા. ॥૨૫॥ અને વળી તેજ સ્વરૂપે પોતાની સેવામાં તત્પર રહેલા જોઇને તેજ નીલકંઠને તેવી રીતના જોઇને વળી થોડીક વાર પછી તે નીલકંઠવર્ણીને સાક્ષાત્ રાધિકાપતિ રૂપે જોયા. ॥૨૬॥ તે રાધિકાપતિ ભગવાન મહાતેજોમય દ્વિભુજ મૂર્તિ હતા. અને મોરલીને બજાવતા હતા,

मुनिशापापदेशेन मानवीं तनुमाश्रितः। एष प्रतिज्ञां स्वां सत्यां करिष्यति न संशयः ॥३०॥ एवं निश्चित्य तं कृष्णं तस्य भक्तं स्वमुद्धवम्। दुर्वासःशापतो जातं मनुष्यमिति हृद्यवेत् ॥३१॥ ऋषीणां मुनिशप्तानां सर्वेषामपि रक्षिता। सुखं दास्यत्येष इति तच्चिन्तारहितोऽभवत् ॥३२॥ ततः कृतार्थमात्मानं मन्यमानः स्वचेतसि। ध्यायंस्तमचिरेणैव योगेन स्वां तनुं जहौ ॥३३॥ एवं कृष्णप्रतापेन विमुक्तो मुनिशापतः। प्राप्य प्राग्वत्सिद्धदेहं गुणातीतो ह्यवर्त्तत ॥३४॥ तदौर्ध्वदैहिकं सर्वं नारायणमुनिः स्वयम्। चकार शास्त्रानुसृतं सतो विप्रांश्च तर्पयन् ॥३५॥ तत्तिरोधानमाश्रुत्य तस्य भक्ताः सहस्रशः। देशान्तरेभ्यस्तत्रायंस्त्यागिनो गृहिणः स्त्रियः ॥३६॥ सर्वान् यथोचितं स्वामी स सम्भावयति स्म तान्। ते च तं स्वगुरुं मत्वा लेभिरे परमां मुदम् ॥३७॥ गुरोरन्तर्धिशोकश्च तच्छिष्याणां तु सर्वशः। नारायणस्वरूपेक्षानन्दान्नाबाधतान्तरे ॥३८॥ रामानन्दस्वामिनोऽपि तस्मिंस्तेषां गरीयसी। प्रीतिरासीत्तया तस्य सेवायाञ्चाभवद्रतिः ॥३९॥ ततः स सुखयन्सर्वांश्चतुर्दशदिने गुरोः। कारयामास विततामुपवेशाय संसदम् ॥४०॥

---

રાધિકા આદિક શક્તિઓએ અને શ્રીદામા આદિક પાર્ષદોએ સેવેલા હતા. ॥૨૭॥ તેજ શ્રીકૃષ્ણને બીજાજ ક્ષણમાં શ્રીનીલકંઠરૂપે જોઈને બુદ્ધિમાન એવા રામાનંદસ્વામીએ આ શ્રીનીલકંઠજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે એમ હૃદયમાં દૃઢ નિશ્ચય કર્યો ॥૨૮ સદ્ધર્મનું સ્થાપન કરવાને અને દુરાત્માઓનો વિનાશ કરવાને માટે તે ભગવાને વૃન્દાવનમાં પ્રતિજ્ઞા કરેલી હતી માટે તે પોતેજ આવ્યાછે ॥૨૯॥ દુર્વાસા મુનિના શાપનિમિત્તે કરીને મનુષ્ય શરીરને આશરેલા એ શ્રીકૃષ્ણ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરશે એમાં સંશય નથી ॥૩૦॥ આમ નિશ્ચય કરીને શ્રીનીલકંઠવર્ણીને આ શ્રીકૃષ્ણ છે અને પોતે તેમના ભકત ઉદ્ધવજી છે તે દુર્વાસાના શાપથી મનુષ્યરૂપે અવતરેલા છે એમ હૃદયમાં જાણ્યું. ॥૩૧॥ અને દુર્વાસા મુનિના શાપને પામેલા સર્વ ઋષિઓનું રક્ષણ કરનાર એ શ્રીકૃષ્ણ સર્વને સુખ આપશેજ. એમ ધારીને તે ચિંતાથી રહિતપણે વર્તવા લાગ્યા. ॥૩૨॥ અને ત્યાર પછી પોતાને કૃતાર્થ માનતા થકા રામાનંદસ્વામીએ પોતાના ચિત્તમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં થોડાજ સમયમાં યોગસિદ્ધ ઐશ્વર્યથી પોતાના માનવ–દેહનો ત્યાગ કર્યો ॥૩૩॥ આ પ્રમાણે શ્રીકૃષ્ણના પ્રતાપથી દુર્વાસા મુનિના શાપ થકી મુકત થયા થકા પ્રથમની પેઠે સિદ્ધ દેહને પામીને ગુણાતીત સ્થિતિએ વર્તવા લાગ્યા. ॥૩૪॥ તે સમયમાં રામાનંદસ્વામીનું સર્વ ઔર્ધ્વદૈહિક કર્મ પોતે નારાયણમુનિએજ શાસ્ત્રાનુસાર કર્યું અને સાધુ બ્રાહ્મણોને તૃપ્ત કર્યા ॥૩૫॥ તે રામાનંદસ્વામીનું તિરોધાન સાંભળીને તેમના હજારો–હજાર ત્યાગીઓ, ગૃહસ્થો અને સ્ત્રીઓ ભકત દેશાંતરથી ત્યાં આવ્યા ॥૩૬॥ આવેલા તે સર્વભકતોની યોગ્યતા પ્રમાણે સંભાવના શ્રીસહજાનંદ સ્વામીએ કરી અને તે ભકતો પણ તે શ્રીનારાયણમુનિને પોતાના ગુરૂ જાણીને પરમ આનંદ પામ્યા ॥૩૭॥ તે રામાનંદસ્વામીના શિષ્યોને પોતાના ગુરૂના અંતર્ધાન થવાથી થયેલો શોક શ્રીનારાયણમુનિના સ્વરૂપના દર્શનથી થયેલા આનંદને લીધે અંતરમાં પીડા

सम्प्रदायगुरुतानतोऽखिलैरर्चितश्च सुरमानवव्रजैः ।
सर्वजीवहितवर्त्तनो हरिः प्रीतिमेतु मयि सर्वसद्गुणः ॥४१॥

इति श्रीमदुद्धवसम्प्रदा...हार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेरुद्धवसम्प्रदायप्रवर्त्तकाचार्यत्त्वनिरूपणं नाम विंशतितम उल्लासः ॥२०॥

નહોતો કરતો.॥૩૮॥અને તે સર્વ ભક્તજનોને રામાનંદસ્વામીને વિષે પ્રીતિ હતી તેથી પણ અધિક પ્રીતિ શ્રીનારાયણમુનિને વિષે થઇ હતી. અને તેથી તે શ્રીહરિની સેવા કરવામાં પણ ઘણીજ પ્રીતિ થઇ હતી.॥૩૯॥ ત્યાર પછી તે શ્રીહરિએ સર્વને સુખ આપતા થકા પોતાના ગુરૂ રામાનંદસ્વામીના ચૌદમાને દિવસે બેસવાને માટે મોટી–વિશાળ સભા કરાવી. ॥૪૦॥

ઉદ્ધવસંપ્રદાયના આચાર્યપદ ઉપર સ્થાપન થયેલા, સમગ્ર દેવમનુષ્યોના સમૂહોએ નમસ્કાર કરેલા અને પૂજ્ત કરેલા, સર્વ જીવના હિતને માટેજ વર્તન જેમનું છે અને સર્વ કલ્યાણગુણોએ યુક્ત, એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૪૧॥

ઇતિ શ્રી....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિનું ઉદ્ધવ સંપ્રદાય પ્રવર્તક આચાર્યપણું નિરૂપણ નામે વીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૦॥

# उल्लासार्थसङ्ग्रहः

श्रीरामानन्दपादप्रणयपरवशस्वान्तसंशुद्धवृत्त्या
स्वीकृत्याचार्यभावं सकलमुनिजनस्तोमसंसेव्यपीठम् ।
विद्वद्वृन्दैर्मुनीन्द्रैः सदसि परिवृतो यः स्वयं भक्तिमुख्यान्
व्याचख्यौ धर्मभेदानवतु भवभयात्सद्गुरुः श्रीहरिर्नः॥
धर्मकर्त्ता धर्मधर्त्ता यः स्वयं धर्मरक्षिता ।
धर्मात्मा धर्मपुत्रोऽसौ धर्मसिद्धिं प्रयच्छताम् ॥२१-१-२॥

શ્રીરામાનંદસ્વામી–ગુરૂના સ્નેહને પરવશ પોતાનું મન હોવાથી, તેમની આજ્ઞા માનવી એજ યોગ્ય ધારીને, સર્વનું હિત કરવાની પોતાની શુદ્ધ મનોવૃત્તિથી આચાર્ય-પદ સ્વીકારીને, મુક્તાનંદાદિક સકળ મહામુનિજનોએ સેવવા–પૂજવા યોગ્ય ગુરૂસ્થાન ઉપર સભામાં વિરાજમાન થઇને, મુકુંદાનંદ અને મુક્તાનંદાદિક મુનીન્દ્રોએ, તેમજ મયારામાદિક વિદ્વદ્વૃન્દોએ વીંટાયા થકા જે શ્રીહરિએ પોતે, શ્રીકૃષ્ણ વાસુદેવની ભક્તિ એજ મુખ્ય–ફળરૂપે જેમાં છે, એવા વર્ણ–આશ્રમના અધિકારભેદથી ભિન્ન ભિન્ન આચારરૂપે રહેલા ધર્મોનો ઉપદેશ કર્યો હતો, તે સકળ–મઝૈશ્વર્ય પરમ ગુરૂ શ્રીહરિ જન્મ–જરા–મૃત્યુ રૂપ સંસૃતિભય થકી અમારૂં રક્ષણ કરો. ॥

જે શ્રીહરિ ધર્મને સૃજનારા, ધર્મને ધારણ કરનારા તેમજ વખતો વખત અવતાર ધારણ કરીને ધર્મનું રક્ષણ કરનારા પણ પોતેજ છે અને ધર્મના મુખ્ય ફળરૂપ પોતેજ હોવાથી જે સ્વયં ધર્માત્મા ધર્મરૂપજ છે, એવા તે આ લોકમાં ધર્મના પુત્રરૂપે આવિર્ભાવ પામેલા સ્વયં શ્રીહરિ અમને ધર્મની–એકાંતિક ધર્મની સિદ્ધિ આપો. ॥૨૧–૧–૨॥

# एकविंश उल्लासः

महासभायामथ भक्तसङ्घाः सर्वेऽपि ते तत्र समेत्य तस्थुः। हरिश्च सिंहासनवर्ये उच्चे तन्मध्यगे चारुणि सन्न्यषीदत् ॥१॥ तदग्रतः साधुजना महान्तो विद्वज्जनाः पार्श्वगता न्यषीदन्। पश्चाच्च तेषामितरे तु सन्तस्तेषां च पश्चाद्गृहिणो यथार्हम् ॥२॥ स्त्रियश्च पुम्भ्यो धनुरन्तरेण कृष्णैकवीक्षाः सकला यथार्हम्। उपाविशंस्तस्य च पृष्ठपार्श्वभागेषु च क्षत्रियवर्यपद्राः ॥३॥ क्षत्रोत्तमः केऽस्य दधार भक्तो राजाभयश्छत्रमिवेन्दुबिम्बम्। गोविन्दरामश्च कुमारजिद्वौ धत्तः स्म विप्रौ सितचामरे च ॥४॥ तद्रक्तकं चारु च रामदासः करे गृहीत्वा निषसाद पार्श्वे। पार्श्वस्थितो वैरिभयश्च भक्तः सद्रत्नदण्डं व्यजनं दधार ॥५॥ ततो गृहस्था बहुधा प्रणम्य सर्वेऽपि तत्पूजनपात्रहस्ताः। सहेमसूत्रैस्तमनर्घ्यवस्त्रैर्हैमैः सरत्नैर्बहुभूषणैश्च ॥६॥ पुपूजुरत्यादरतः सुगन्धिश्रीखण्डपुष्पैश्च विचित्रहारैः। मुक्ताफलापीडवरावतंसैः कर्पूरनीराजनदक्षिणाभिः ॥७॥ सम्पू-

---

## ઉલ્લાસ ૨૧ મો.

તે પછી પૂર્વે કહેલા સર્વ ભકતજનોના સમૂહો તે મહાસભામાં આવીને બેસી ગયા અને શ્રીહરિ પણ તે મહાસભાના મધ્યભાગમાં રહેલા અતિ સુંદર ઉંચા શ્રેષ્ઠ સિંહાસનમાં પોતાના નિવાસસ્થાનમાંથી આવીને વિરાજમાન થયા. ॥૧॥ તે શ્રીહરિના સિંહાસનના આગલા ભાગમાં મોટા–મોટા મુકતાનંદાદિક સાધુજનો બેઠા અને વિદ્વાન સાધુજનો વિગેરે બંને પડખાના ભાગમાં બેઠા, તેઓની પાછળ બીજા સંતો બેઠા અને તેમની પાછળ બધા ગૃહસ્થ ભકતજનો પોત–પોતાની યોગ્યતા પ્રમાણે બેઠા. ॥૨॥ અને પુરૂષોની સભાથી ચાર હાથ દૂર સર્વ સધવા વિધવા સ્ત્રીઓ પણ શ્રીહરિના સામીજ દ્રષ્ટિ રાખીને પોત–પોતાની મર્યાદાથી બેસી ગઈ અને તે શ્રીહરિના પાછલા અને પડખાના ભાગોમાં ક્ષત્રિઓમાં શ્રેષ્ઠ એવા સર્વ પાર્ષદો બેઠા. ॥૩॥ અને તે સમયમાં એ શ્રીહરિના મસ્તક ઉપર ક્ષત્રિઓમાં ઉત્તમ એવા રાજાભાઈ નામે ભકતરાજ ચંદ્રમાના પૂર્ણ મંડળ સરખું શોભાયમાન શ્વેત છત્ર ધારીને ઉભા રહ્યા અને ગોવિંદરામ તથા કુંવરજી એ બે વિપ્રો શ્વેત ચામરો લઈને ઉભા રહ્યા. ॥૪॥ અને રામદાસ નામે સાધુજન પોતાના હાથમાં તે શ્રીહરિનો રૂમાલ ગ્રહણ કરીને શ્રીહરિની પાસે બેઠા અને વેરિભાઈ નામે ભકતજન સુંદર રત્નજડિત દાંડા વાળો વીંજણો લઈને શ્રીહરિની પાસે ઉભા રહ્યા હતા. ॥૫॥ ત્યાર પછી તે શ્રીહરિની પૂજા કરવાની ચંદન–પુષ્પાદિક સામગ્રીનાં પાત્રો જેમના હાથમાં છે, એવા ગૃહસ્થ ભકતજનોએ શ્રીહરિને નમસ્કાર કરીને બહુ પ્રકારના સોનેરી તારવાળાં અમૂલ્ય વસ્ત્રો, રત્ન જડિત એવાં અનેક આભરણો, તથા સુગંધવાળાં સુંદર ચંદન અને પુષ્પો, તથા નાના પ્રકારનાં પુષ્પોની માળાઓ, મોતીના તોરાઓ અને ગુચ્છો અને કપૂરની આરતી તથા દક્ષિણાઓ, એ વિગેરે સામગ્રીઓથી તે શ્રીહરિની અતિ આદરથી પૂજા કરી. ॥૬–૭॥ તે ગૃહસ્થ ભકતજનો પૂજા કરીને બેસી ગયા પછી સભામાં બેઠેલા

श्रीरामानन्दपादप्रणयपरवशस्वान्तसंशुद्धवृत्त्या
स्वीकृत्याचार्यभावं सकलमुनिजनस्तोमसंसेव्यपीठम् ।



विद्वद्वृन्दैर्मुनीन्द्रैः सदसि परिवृतो यः स्वयं भक्तिमुख्यान्
व्याचख्यौ धर्मभेदानवतु भवभयात्सद्गुरुः श्रीहरिर्नः ॥

પરમગુરૂ શ્રીહરિ ગુરૂપદ વિરાજીને સ્વાશ્રિતજનોને ધર્મોપદેશ કરેછે.

ज्य तेषु विरतेषु समेपविष्टाः सन्तोऽपि पूजनमकुर्वत ते यथार्हम्। पूजां विधाय सकला अपि भक्तसङ्घास्ते निर्निमेषनयनैर्ददृशुर्निजेष्टम् ॥८॥ अतिकोमलाङ्घ्रिनवकोकनदाभं समवर्त्तुलप्रस्तशोभनजानुम्। अतसीसमद्युतिदृढोरुयुगं च दृढपुष्टशोभननितम्बमनोज्ञम् ॥९॥ मृगनायकाभकटिपीतपटस्थस्वनमञ्जुहेमकटिसूत्रकलापम्। विलसद्गभीरशुभवर्त्तुलनाभिं विततायतोन्नतभुजान्तरशोभम् ॥१०॥ दृढमांसलांसयुगमायतबाहुं मणिवर्यसञ्चितवराङ्गदशोभम्। वरहीरकादिनिचिताङ्गुलिभूषं रमणीयशृङ्खललसद्वलयं च ॥११॥ पुरुहेमरत्नमयहारवरालिद्युतिकम्बुकण्ठमरुणाधरशोभम्। शरदिन्दुनिन्दिवदनाम्बुजराजन्मितहासकुन्दकलिकासमदन्तम् ॥१२॥ समकर्णभूषणमनोज्ञकपोलं तिलसूनसम्मितमनोहरनासम्। नवकञ्जपत्रविततायतनेत्रं मदनेषुमोचनसमभ्रुकुटिं च ॥१३॥ विततोन्नतायतसुशोभनभालं मृदुसूक्ष्मवक्रकचशोभनशीर्षम्।

સંતોએ પણ પોતાને ઘટિત રીતે ચંદન–પુષ્પાદિકથી શ્રીહરિનું પૂજન કર્યું. અને આ પ્રમાણે પૂજા કરીને તે સમગ્ર ભક્તજનોના સમૂહો પોતાના ઇષ્ટદેવ તે શ્રીહરિને મટકાં સિવાયનાં નેત્રોથી આદરપૂર્વક જોઇ રહ્યા. ॥૮॥ (તે શ્રીહરિનું સાત શ્લોકથી વર્ણન કરેછે–) નવા કમળની કાન્તિ સમાન કાન્તિવાળા અતિ કોમળ બન્ને ચરણો જેમના છે, સરખી અને ગોળ દેખાવવાળી બંને જંઘાઓ જેમની છે, શોભાયમાન બંને ઢીંચણો જેમના છે, અતસીનાં પુષ્પ સમાન કાન્તિવાળા અતિ દ્રઢ બંને સાથળો જેમના છે, દ્રઢ અને પુષ્ટ એવા અતિ શોભાયમાન નિતંબોથી બહુજ મનોહર મૂર્તિ જણાતા. ॥૯॥ મૃગરાજને તુલ્ય શોભાયમાન કટિઉપર ધારણ કરેલા, પીતાંબર ઉપર રહેલા, ઘુઘરીઓના પ્રિય મનોહર શબ્દને કરતા એવા સોનાના કટિસૂત્ર–કંદોરા રૂપ આભરણને ધારી રહેલા, શોભાયમાન છે ગંભીર અને સુંદર ગોળ નાભિ જેમની, લાંબા, પહોળા અને ઉપડતા, એવા બંને ભુજાઓના મધ્યભાગરૂપ વક્ષઃસ્થળમાં શ્રીવત્સ વિગેરેની શોભા જેમને છે. ॥૧૦॥ દ્રઢ–બલિષ્ઠ અને માંસથી ભરેલા પુષ્ટ બંને ખભાઓ જેમના છે. શ્રેષ્ઠ મણિઓથી જડેલા સુંદર બાજુબંધની શોભા વાળા, ઉત્તમ પ્રકારના હીરા વગેરેથી જડિત એવાં વેઢ વિગેરે આંગળીઓમાં પહેરવાનાં આભૂષણો ધારી રહેલા અને સુંદર સાંકળીઓથી શોભાયમાન એવાં કડાં બંને હાથમાં ધારી રહેલા.॥૧૧॥ રત્નોથી જડિત સોનાના અનેક હારોની પંક્તિની કાંતિથી અતિ શોભાયમાન છે શંખના જેવો ત્રણ રેખાઓ વાળો કંઠ જેમનો, પાકા બિંબફળ સરખા લાલવર્ણના અધરોષ્ઠની શોભા જેમને છે. શરદઋતુની પૂર્ણીમાના ચંદ્રને પણ તિરસ્કાર કરે એવા મુખ કમળમાં અતિ શોભાયમાન છે મંદ–હાસ્ય જેમને અને મોગરાની કળીઓ સરખા શોભાયમાન છે દાંત જેમના. ॥૧૨॥ સમાન આકૃતિના બંને કર્ણને વિષે કુંડળરૂપ ભૂષણને ધારી રહેલા. અતિ મનોહર બંને કપોળની શોભાયુક્ત, અને તલના પુષ્પ સમાન શોભિતી નાસિકા જેમની છે. નવા કમળના પત્ર સરખાં વિશાળ અને દીર્ઘ નેત્રો જેમનાં છે. અને કામદેવના ધનુષને તુલ્ય છે વાંકી ભ્રકુટિ જેમની.॥૧૩॥ વિશાળ, ઉપડતું અને દીર્ઘ, એવું શોભિતું લલાટ જેમનું

समदोषरालिविलसद्बहुमूल्यप्रवरोत्तमाङ्गपटकान्तिमनोज्ञम् ॥१४॥ नवनीरदासितमनोहरमूर्तिं भुवि राजराजमिव कैश्चिदधृष्यम् । सकलाङ्गसुन्दरमवेक्ष्य तमीशं मुखपद्ममेव पपुरेकमथास्य ॥१५॥ तान्स्वाननार्पितदृशः सुनिरीक्ष्य भक्तान् पातुं स्ववागमृतमुत्कतरानशेषान् । स्वादेशपालनकृतान्तरनिश्चयांश्च गम्भीरधीरमधुराक्षरमूचिवान्सः ॥१६॥ भक्ताः! शृणुत यूयं स्थ श्रीस्वामिचरणाश्रिताः । स्वस्वधर्मरताः सर्वे कृष्णभक्तिपरायणाः ॥१७॥ तथापि स्वामिना स्वीये पदेऽहं स्थापितोऽधुना । ततोऽहं

છે, કોમળ સૂક્ષ્મ અને વાંકા કેશોથી સુંદર શોભિતું મસ્તક જેમનું છે. સરખા તોરાંઓની પંક્તિથી શોભાયમાન એવા બહુ મૂલ્યવાળા મસ્તકે ધારણ કરેલા પટકાની કાંતિથી મનને અતિશેજ પ્રિય લાગતા. ॥૧૪॥ નવા મેઘ સરખી શ્યામ–સુંદર મૂર્તિ જેમની છે. પૃથ્વી ઉપર રાજાઓના રાજા એવા સાર્વભૌમ–ચક્રવર્તી રાજાનેજ જેમ એમ કોઇથી પણ પરાભવ ન કરી શકાય એવા અને સર્વ અંગોમાં સુંદરતાએ યુકત, એવા પરમેશ્વર તે શ્રીહરિને જોઇને પછી એ શ્રીહરિના એક મુખકમળનેજ ( દ્રષ્ટિદ્વારા ) પાન કરવા લાગ્યા. ॥૧૫॥ તે સમયમાં તે શ્રીહરિ પોતાના મુખકમળ ઉપર અર્પણ કરીછે નેત્રવૃત્તિ જેમણે અને પોતાની વાણીરૂપ અમૃતનું પાન કરવામાં અતિ ઉચ્છાહવાળા અને પોતાની આજ્ઞા પાલન કરવાનો કર્યોછે અંતરમાં નિશ્ચય જેમણે એવા સભામાં બેઠેલા સમગ્ર ભકતજનોને રૂડે પ્રકારે જોઇને, ગંભીર, ધીર અને મધુર અક્ષરો જેમાં છે એવી વાણી બોલ્યા. ॥૧૬॥ હે ભકતજનો ! સાંભળો ? તમો સર્વે શ્રીરામાનંદસ્વામીના આશ્રિત છો. અને પોતાના ધર્મમાં પ્રીતિવાળા હોઇને શ્રીકૃષ્ણની ભકિતપરાયણ છો. ॥૧૭॥ તો પણ શ્રીરામાનંદ–સ્વામીએ પોતાના પદ ઉપર અમોને સ્થાપ્યાછે, માટે હમણાં અમો ગુરૂપણાને પ્રાપ્ત થયા છીએ અને તમો સર્વે શિષ્યપણાને પામેલા છો. આ પ્રમાણે સ્થિતિ છે. ॥૧૮॥ ગુરૂ હોય તેમણે આદરપૂર્વક શિષ્યોનું હમેશાં હિતકારીજ વચન કહેવું જોઇએ. અને તે શિષ્યોએ પણ ગુરૂએ કહેલું પોતાનું હિતકારી વચન દ્રઢપણે પાળવું [1] જોઇએ. ॥૧૯॥ એ પ્રમાણે ગુરૂ અને શિષ્યોનો

૧–મણિરત્નમાળામાં–' को वा गुरुर्यो. . ' ગુરૂ કોણ કહેવાય ? તો જે ખરી રીતે હિતનોજ ઉપદેષ્ટા હોય તે. શિષ્ય કોણ કહેવાય ? તો જે ગુરૂને વિષે સ્નેહવાળો હોઇને તેમના વચનમાં દ્રઢ વર્તનારો હોય તે ॥ તેમજ બ્રહ્મવૈવર્તપુરાણના બ્રહ્મખંડના આઠમા અધ્યાયમાં બ્રહ્મા પ્રત્યે નારદનું વાકય છે.–'पुत्रान् दारांश्च...सद्गतिस्तस्य तद्भवेत् ' જે પુત્રોને, સ્ત્રીઓને, શિષ્યોને, સેવકોને, તેમજ બંધુઓને સન્માર્ગ બતાવેછે તો તે પુરૂષને તેજ સદ્ગતિ પ્રાપ્ત થાયછે. ॥ અને તેમ નહિ વર્તનારને દોષ લાગે છે એમ પણ એજ કહે છે–' यो दर्शयत्यसन्मार्गं... यावच्चन्द्रदिवाकरौ ' વિશ્વાસ રાખેલા જે ગુરૂ શિષ્યને અસન્માર્ગ બતાવે છે તો તેને સૂર્યચંદ્રની સ્થિતિ પર્યન્ત કુંભિપાકનરકમાં સ્થિતિ થાયછે.॥ વળી શંખસ્મૃતિમાં કહ્યું છે કે–' राजा प्रजानां शमलं...स्त्रीणां तत्पतयस्तथा ' રાજા પોતાની પ્રજાઓને ધર્મનું શિક્ષણ ન આપે તો તે રાજા પ્રજાઓના પાપને પામેછે. તેમજ આચાર્ય પોતાના શિષ્યોને, તથા પતિઓ પોતાની સ્ત્રીઓને, ધર્મનું શિક્ષણ જો ન આપે તો તેઓ પણ શિષ્યોનું અને સ્ત્રીઓનું પાપ પામેછે. ॥ એ વિગેરે સત્શાસ્ત્રોના સિદ્ધાન્તને અનુસરીને સચ્છાસ્ત્રસંમત એવો પરસ્પરનો ધર્મ કહેછે. ॥

गुरुतां प्राप्तः शिष्या यूयमिति स्थितिः ॥१८॥ हितमेव सदा वाच्यं शिष्याणां गुरुणादरात् । गुरूक्तं स्वहितं वाक्यं पालनीयं च तैर्दृढम् ॥१९॥ एवं परस्परस्यास्ति धर्मः सच्छास्त्रसम्मतः । अतो ब्रवीमि युष्मभ्यं यत्तच्छृणुत सादरम् ॥२०॥ स्वाधिकारोचिता धर्माः सर्वैः सच्छास्त्रसम्मताः । पालनीयाः प्रयत्नेन स्वहितायैव सर्वदा ॥२१॥ इह लोके परस्मिन्वा सुखं यद्यद्वपुष्मताम् । धर्मस्यैव फलं तत्तद्दुःखं तत्त्यागजं फलम् ॥२२॥ अतो धर्मः श्रद्धयैव पाल्यो नियमपूर्वकम् । तेनैव वाञ्छितं सर्वं सिद्ध्यत्याशु न संशयः ॥२३॥ सामान्याश्च विशेषाश्च धर्मा द्वेधा प्रकीर्तिताः। आद्याः सर्वनृभिः पाल्या विशेषास्त्वधिकारिभिः ॥२४॥ आदौ साधारणा धर्माः कथ्यन्ते नारदोदिताः। मुमुक्षूणां नराणां ये सर्वेषां हि हितावहाः ॥२५॥ सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमो दमः । अहिंसा ब्रह्मचर्यञ्च त्यागः स्वाध्याय आर्जवम् ॥२६॥ सन्तोषः समदृक्सेवा ग्राम्ये-

परस्परनो सच्छास्त्रसंमत धर्म छे, माटे तमो सर्वने हुं जे कहुंछुं ते आदरे सहित सांभळो. ॥२०॥ सर्व मनुष्योए पोत–पोताना अधिकारने उचित अने सच्छास्त्रसंमत एवा धर्मो निरंतर पोताना हितने माटेज प्रयत्नथी पाळवा. ॥२१॥ आ लोकमां अथवा परलोकमां देहधारीओने जे–जे सुख प्राप्त थायछे ते ते सर्व धर्मनुंज फळ छे अने जे–जे दुःख मळे छे ते सर्व धर्मना त्यागनुं फळ छे. ॥२२॥ माटे धर्म श्रद्धाथीज नियमपूर्वक पालन[1] करवो, केमके तेनाथीज सर्व इच्छित–मनोरथ, तुरतज सिद्ध थाय छे एमां संशय नथी. ॥२३॥ ते धर्मो सामान्य अने विशेष एम बे प्रकारे कहेला छे. तेमां सामान्य धर्मो सर्व मनुष्योए पाळवाना छे. अने विशेष धर्मो तो तेना–तेना अधिकार–भेदथी जुदा जुदा छे माटे अधिकार–भेद प्रमाणे पाळवाना छे. ॥२४॥ तेमां प्रथम नारदे युधिष्ठिरने कहेला साधारणधर्मो कहीए छीए. के जे धर्मो सर्वमुमुक्षुजनोने निश्चेज हितने करनारा छे. ॥२५॥ सत्य, दया, तप, शौच, तितिक्षा, इक्षा, शम, दम, अहिंसा, ब्रह्मचर्य, त्याग, स्वाध्याय, आर्जव, संतोष,समदृक्सेवा, ग्राम्येहोपरम,विपर्ययेहेक्षा, मौन, आत्मविमर्शन, भूत–प्राणी मात्रने योग्यतानुसारे अन्नसंविभाग, भूतोमां आत्मदेवता बुद्धि, महत्पुरुषोना गतिरूप भगवाननी कथानुं श्रवण, कीर्तन, भगवत्स्मृति, सेवा, पूजा, नमस्कार, दासपणुं सखापणुं अने आत्मसमर्पण, आ प्रमाणे त्रीश लक्षणवाळो मनुष्योनो परम धर्म कहेलो छे, के जे धर्मनुं पालन करवाथी सर्वात्मा एवा कृष्ण–परमात्मा प्रसन्न थायछे. ॥ २६–३० ॥ (हवे ते त्रीश प्रकारना धर्मनां जुदां जुदां लक्षणो कहेछे–) तेमां पोतानुं तेमज बीजाओनुं सर्वप्रकारथीज हित करनारुं जे यथार्थ भाषण ते सत्य कहेवायछे ॥३१॥ पारका दुःखने सहन नहि करवापणुं ते दया कहेवाय, परंतु ते दया पोताने बंधन करनारी, तेमज पोताना माणसोनी अने पोतानी पण क्यारेय कोइ प्रकारे अपकीर्ति करनारी न होवी जोइए. ॥३२॥

१–आ धर्मस्वरूपना विषयमां सत्संगिजीवनना बीजा प्रकरणना पहेला–बीजा अध्यायमां विस्तारथी विवेचन छे ने त्यांथी जोई लेवुं ॥

द्योपरमः शनैः । नृणां विपर्ययेहेक्षा मौनमात्मविमर्शनम् ॥२७॥ अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः । तेष्वात्मदेवताबुद्धिस्तत्रापि सुतरां नृषु ॥२८॥ श्रवणं कीर्त्तनं चास्य स्मरणं महतां गतेः । सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ॥२९॥ नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः । त्रिंशल्लक्षणवान् कृष्णः सर्वात्मा येन तुष्यति ॥३०॥ तत्र स्वस्य परेषां च सर्वथैव हिताबहम् । यथार्थभाषणं यत्तत्सत्यमित्यभिधीयते ॥३१॥ परदुःखासहनता दया या नात्मयन्धकृत् । स्वीयानां स्वस्य च यया न स्याद्-यशः क्वचित् ३२॥ व्रतोपवासकृच्छ्राणि स्वधर्मश्च तपो मतम् । बाह्यमाभ्यन्तरं चेति शौचं तु द्विविधं मतम् ॥३३॥ बाह्यं मृदुदकाभ्यां स्यादशुचिद्रव्यवर्जनात् । मनोम-लानां सन्त्यागात्कामादीनां तदान्तरम् ॥३४॥ प्रारब्धप्राप्तदुःखस्य धैर्येण सहनं तु यत् । सा तितिक्षा तथेक्षा तु युक्तायुक्तविवेचनम् ॥३५॥ पञ्चभिर्विषयैरम्यैर्मनोऽक्षोभः शमो मतः । अकार्यादिन्द्रियाणां च निग्रहो दम उच्यते ॥३६॥ अहिंसा प्राणिमात्रस्या-प्यद्रोहः सर्वथा मता । आत्मघातानाचरणं तीर्थादावपि सोच्यते ॥३७॥ ब्रह्मचर्यं चागृ-हिणामष्टधा स्त्रीविवर्जनम् । परयोषाङ्गसङ्गादिवर्जनं गृहिणां तु तत् ॥३८॥ विधवानां च तत्प्रोक्तमष्टधा पुंविवर्जनम् । सधवानां तु तत्स्त्रीणां परपुंसङ्गवर्जनम् ॥३९॥ अन्ना-दिदानं शक्त्या च त्याग उक्तः स्त्रियं विना । स्वाध्यायः स्वोचितस्तोत्रमन्त्रादेः

---

એકાદશી આદિક વ્રતોના ઉપવાસો કરવા, તથા પ્રાજાપત્યાદિક કૃચ્છ્ર વ્રતો કરવાં, તથા વર્ણા-શ્રમોચિત સ્વસ્વધર્મનું યથાર્થ પાલન કરવું, તે તપ માનેલું છે. અને શૌચ તો બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારનું માનેલુ છે. ॥૩૩॥ મૃત્તિકા અને જળ વડે વિહિત શુદ્ધિ કરવી, તથા અપવિત્ર વસ્તુઓથી દૂર રહેવું, એ બાહ્ય શૌચ કહેવાય અને મનના મળ જે કામાદિક વિકારો તેનો સર્વ પ્રકારે ત્યાગ કરવો તે આભ્યંતર શૌચ જાણવું. ॥૩૪॥ પ્રારબ્ધ કર્મોથી પ્રાપ્ત થતાં દુઃખોનું ધૈર્યથી જે સહન કરવું તે તિતિક્ષા કહેવાય. તેમજ યુક્ત—અયુક્ત કર્મોનું વિચારપૂર્વક વિવેચન કરવું તે ઇક્ષા નામનો ધર્મ છે. ॥૩૫॥ રમ્ય એવા શબ્દાદિક પાંચેય વિષયોથી મનનો ક્ષોભ—વિકાર ન થાય તે શમ જાણવો. અનર્થને આપનારા શબ્દાદિક અસદ્વિષયો થકી બાહ્ય ઇન્દ્રિઓનો નિગ્રહ કરવો તે દમ નામનો ધર્મ કહેવાય. ॥૩૬॥ શરીર, વાણી અને કર્મથી પ્રાણીમાત્રનો દ્રોહ ન કરવો તે અહિંસા માનેલી છે. અને તીર્થાદિકમાં પણ આત્મઘાત ન કરવો તે પણ અહિંસા માનેલી છે. ॥૩૭॥ ગૃહસ્થાશ્રમી સિવાયના પુરૂષોને અષ્ટપ્રકારે સ્રીસંબંધનો ત્યાગ કરવો, તેમજ ગ્રહસ્થાશ્રમીઓને પરસ્રીના અંગસંગાદિકનો ત્યાગ કરવો, તે બ્રહ્મ ચર્ય જાણવું. ॥૩૮॥ વિધવા સ્રીઓને આઠેય પ્રકારે પુરૂષનો ત્યાગ કરવો, તેમજ સધવા સ્રીઓને તો પરણ્યા સિવાયના બીજા પુરૂષ—માત્રનો સંગ ન કરવો તે બ્રહ્મચર્ય જાણવું. ॥૩૯॥ પોતાની પરણેલી સ્રી સિવાય અન્નાદિક વસ્તુઓનું શક્તિ પ્રમાણે દાન કરવું તે ત્યાગ કહેલો છે. પોત—પોતાના અધિકાર પ્રમાણે સ્તોત્ર—મંત્રાદિકનો શક્તિ પ્રમાણે જપ કરવો તે સ્વાધ્યાય નામનો ધર્મ જાણવો. ॥૪૦॥ સાધુ પુરૂષોની આગળ કુટિલતાએ રહિત વર્તવું તે આર્જવ કહેવાય, પ્રારબ્ધાનુસારે પ્રાપ્ત થયેલાં અન્ન વસ્રાદિક વસ્તુ-

शक्तितो जपः ॥४०॥ आर्जवं सत्स्वकौटिल्यं सन्तोषोऽस्वांशुकादिषु । देवलब्धेष्वल-म्बुद्धिः स्तेयस्य च विवर्जनम् ॥४१॥ ब्रह्मचर्यादिनियमैर्युक्तानां कृष्णसेविनाम् । सेवोक्ता समदृक्सेवा तदाज्ञायां च वर्तनम् ॥४२॥ ग्राम्यसौख्येष्वनुद्योगो ग्राम्येहो-परमो मतः। प्रोक्ता विपर्ययेहेक्षा सुखोद्युक्तासुखेक्षणम् ॥४३॥ निवृत्तिरसदालापान्मौ-नमित्युच्यते बुधैः। ज्ञानं पृथक्तया देहाज्जीवस्यात्मविमर्शनम् ॥४४॥ संविभागस्तु पोष्येभ्यो दत्त्वैवान्नादिभोजनम् । देशकालानुसारेण यथार्हं स च सम्मतः ॥४५॥ तथात्मदैवताबुद्धिः सर्वान्तर्यामितास्थितम् । ज्ञात्वा कृष्णं यथार्हं हि सर्वेषां माननं मता ॥४६॥ कथावार्त्ताश्रुतिर्विष्णोः सादरं श्रवणं मतम् । प्रेम्णा तद्गुणनाम्नां च गायनं कीर्त्तनं मतम् ॥४७॥ श्रीकृष्णस्य हृदि ध्यानं सर्वदा स्मरणं मतम् । अनुवृत्ति-स्तदाज्ञायाः सेवा निष्कपटभावतः ॥४८॥ यथाधिकारं कृष्णस्य पूजेज्योक्ता स्वशक्तितः ।

એમાં પૂર્ણતા માનવી અને ચોર–કર્મનો ત્યાગ કરવો તે સંતોષનું લક્ષણ છે. ॥૪૧॥ પોતાના બ્રહ્મચર્યાદિક નિયમોથી સંપન્ન અને શ્રીકૃષ્ણના પરમ ઉપાસક પુરૂષોની સેવા કરવી અને તેમની આજ્ઞામાં વર્તવું, તે સમદૃક્સેવા નામે ધર્મ જાણવો. ॥૪૨॥ ગ્રામ્ય વિષય સુખ મેળવવાને માટે ઉદ્યોગ ન કરવો, તે ગ્રામ્યેહોપરમ નામે ધર્મ માનેલો છે. સુખને માટે ઉદ્યમ કરનારાઓને પણ દુઃખ પ્રાપ્ત થાય છે, એમ દુનીઆંમાં અનતું વિપરીતપણું જોવું તે વિપર્યયેહેક્ષા કહેલી છે. ॥૪૩॥ અસત્–નિષ્પ્રયોજન ભાષણથી વાણીની નિવૃત્તિ કરવી તે મૌન[1] છે એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. જીવનું સ્વરૂપ દેહ થકી પૃથક્પણે જાણવું તે આત્મવિમર્શન કહેવાયછે. ॥૪૪॥ દેશકાળને અનુસરી પોતાના પોષ્યવર્ગને યોગ્યતા અનુસારે અન્નાદિક ભોજ્ય પદાર્થો આપીને પછીજ પોતે જમવું તે અન્નાદિસંવિભાગ જાણવો. ॥૪૫॥ શ્રીકૃષ્ણ–વાસુદેવ સર્વના અંતર્યામિપણે રહેલા છે એમ જાણીને સર્વ પ્રાણીમાત્રને યથાયોગ્ય માનવા તે આત્મદેવતાબુદ્ધિ માનેલીછે. ॥૪૬॥ સર્વાન્તરાત્મા શ્રીવિષ્ણુ ભગવાનની કથા અને વાર્તાઓ આદરથી સાંભળવી તે શ્રવણ નામે ધર્મ માનેલો છે. તે શ્રીકૃષ્ણના ગુણ અને નામોનું પ્રેમપૂર્વક ગાન કરવું તે કીર્તન માનેલુંછે. ॥૪૭॥ શ્રીકૃષ્ણનું હૃદયમાં અખંડ ધ્યાન કરવું તે સ્મરણ કહેવાય, શ્રીકૃષ્ણની આજ્ઞાનું નિષ્કપટભાવથી અનુવર્તન કરવું તે સેવા નામે ધર્મ જાણવો. ॥૪૮॥ પોત–પોતાના અધિકાર પ્રમાણે અને શક્તિને અનુસારે શ્રીકૃષ્ણની પૂજા કરવી તે ઇજ્યા કહેવાય, ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરવા તે અવનતિ કહેલી છે. ॥૪૯॥ તે ભગવાનની પરિચર્યા કરવી તે દાસ્ય જાણવું, તે ભગવાનમાં અતિશય સ્નેહભાવ તે સખ્ય નામે ધર્મ જાણવો. ભગવાનને સર્વથા આધીન વર્તવું તે આત્મસમર્પણ કહેલું છે. ॥૫૦॥ પૃથ્વી ઉપર ભારતવર્ષમાં જન્મ પામેલા અને શ્રીકૃષ્ણ પરમાત્મામાં અતિસ્નેહભાવ પામવાને ઇચ્છનારા મુમુક્ષુજનોના આ પૂર્વે કહેલા ત્રીશલક્ષણવાળા સાધારણ ધર્મો

૧–કેવળ અસદાલાપથી નિવૃત્તિ પામવા કરતાં ભગવનામોચ્ચારણ કરવા રૂપ વાણીની પ્રવૃત્તિ પણ અતિ શ્રેષ્ઠ મૌન છે.॥

साष्टाङ्गप्रणतिस्तस्मै कथिताऽवनतिस्तथा ॥४९॥ परिचर्या तस्य दास्यं सख्यं स्नेहातिशायिता । सर्वथा तदधीनत्वं प्रोक्तमात्मसमर्पणम् ॥५०॥ एते साधारणा धर्मा नृणां भुवि मुमुक्षताम् । भारते लब्धजनुषां कृष्णप्रीतिमभीप्सताम् ॥५१॥ ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णाश्चत्वार ईरिताः । ब्रह्मचर्यं च गार्हस्थ्यं वनं न्यासस्तथाश्रमाः ॥५२॥ ब्राह्मणक्षत्रियविशास्त्रयः प्रोक्ता द्विजातयः । एकजातिर्मतः शूद्रस्ततोऽन्ये सङ्करा मताः ॥५३॥ चत्वार आश्रमाः प्रोक्ता ब्राह्मणस्य महर्षिभिः । त्रयः क्षत्रविशोरुक्तास्तुर्योऽप्यन्यैस्तयोर्मतः ॥५४॥ गार्हस्थ्यमेव शूद्रस्य ततोऽन्येषां च तन्मतम् । स्त्रियश्च द्विविधाः सन्ति सधवा विधवा इति ॥५५॥ तीव्रवैराग्यवेगेन सन्त्यक्तगृहबान्धवाः । कृष्णभक्त्युत्सुकधियस्त्यागिनः साधवो हि ते ॥५६॥ एषां पृथक्पृथग्धर्मास्ते विशेषाः प्रकीर्तिताः । तान्ब्रवीमि विविच्याहं श्रुतिस्मृत्यनुसारतः ॥५७॥ शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्ति-

---

માનેલા છે. ॥૫૧॥ (વર્ણાશ્રમોના ધર્મો કહેવાને માટે પ્રથમ વિભાગો બતાવેછે–) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એવા ચાર વિભાગથી વર્ણો કહેલા છે. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, એમ ચાર આશ્રમો કહેલા છે. ॥૫૨॥ તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણ દ્વિજાતિઓ કહેવાયછે. શૂદ્ર એકજાતિ માનેલો છે. અને તે સિવાયના બાકીના સંકર જાતિના–વર્ણોથી બહિર્ભૂત, માનેલા છે. ॥૫૩॥ પૂર્વે થયેલા મહર્ષિઓએ બ્રાહ્મણ જાતિને ચારેય આશ્રમો કહેલા છે. અને ક્ષત્રિય વૈશ્યોને ત્રણ આશ્રમો કહેલા છે. વળી બીજા કેટલાક મહર્ષિઓએ તો ક્ષત્રિય અને વૈશ્યોને ચોથો—સંન્યાસાશ્રમ પણ માનેલો છે. ॥૫૪॥ શૂદ્રજાતિના મનુષ્યોને ગૃહસ્થાશ્રમ એ એકજ આશ્રમ માનેલો છે. અને તેથી ઉપરના બીજા વર્ણસંકર–જાતિનાને પણ એજ એક આશ્રમ માનેલો છે. અને સ્ત્રીઓ સધવા અને વિધવા એમ બે પ્રકારની છે. ॥૫૫॥ અને જે પુરૂષો તીવ્ર વૈરાગ્યના વેગથી સ્ત્રીઓનો અને બંધુજનો આદિકનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણની ભક્તિમાં અતિ ઉત્કંઠાયુક્ત બુદ્ધિવાળા હોયછે તેઓ ત્યાગી અને સાધુ એવા શબ્દોથી કહેલા છે. ॥૫૬॥ આ પૂર્વોક્ત સર્વ વર્ણાશ્રમીઓના જે જુદા—જુદા ધર્મો છે તે "વિશેષ ધર્મ", એવા નામથી કહેલા છે, તે વિશેષધર્મોને શ્રુતિસ્મૃતિને અનુસારે વિવેચન કરીને અમો કહીએ છીએ. ॥૫૭॥ **શમ**—અંતઃકરણનો જય, **દમ**—ઇંદ્રિઓનો જય, **તપ**—ભગવાનની પ્રસન્નતા માટે કૃચ્છ્ર ચાંદ્રાયણ એકાદશી વિગેરેના ઉપવાસો કરવા, **શૌચ**—યથાશાસ્ત્ર બાહ્ય–આભ્યન્તર શુદ્ધિ કરવી. **સંતોષ**—પ્રારબ્ધ પ્રમાણે યથાયોગ્ય મળેલી અન્નાદિક વસ્તુઓમાં પૂર્ણતા માનવી, **ક્ષાન્તિ** ક્રોધ થવાનું નિમિત્ત હોવા છતાં ચિત્તનો સંયમ રાખવો, **આર્જવ**[૧] બીજાઓની આગળ મન, કર્મ, વચનથી એકજ રીતે વર્તન રાખવું, હિંસાએ

---

૧ मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् । मनस्यन्यद्वचस्यन्यत्कर्मण्यन्यद्दुरात्मनाम् ॥મહાત્માઓનું વર્તન મન, વાણી અને શરીરમાં–કર્મમાં એકજ પ્રકારનું હોયછે અને દુરાત્માઓની મન, વાણી અને શરીરની પ્રવૃત્તિ જુદીજ હોયછે—બોલે કંઇક અને કરે કંઇક,

र्जयम् । अहिंसयज्ञोऽमात्सर्यं मैत्री सत्यं धृतिर्दया ॥५८॥ धर्मोऽनसूया दानञ्च कृष्णार्चा मार्दवं त्रपा । ज्ञानं विज्ञानमास्तिक्यं स्वाध्यायः समदृष्टिता ॥५९॥ एते धर्मा ब्राह्मणस्य वर्णस्य सहजाः स्मृताः । निर्दम्भं सेविता ये हि सर्वाभीष्टफलप्रदाः ॥६०॥ शौर्यं धैर्यं च वीर्यं च तितिक्षा तेज उद्यमः । औदार्यं स्थैर्यमुत्साहो मान आत्मजयस्तथा ॥६१॥ ब्रह्मण्यत्वं तथैश्वर्यं रक्षणं चारिनिग्रहः । दक्षत्वं च प्रसादश्च संङ्ग्रामेऽपलायनम् ॥६२॥ शस्त्रवाहनयोः प्रीतिर्दानं द्रव्यमरौ रुचिः । ब्राह्मणाभ्यर्चनं चैव वासुदेवार्चनं तथा ॥६३॥ प्रजानां पुत्रवद्रक्षा शरणागतरक्षणम् । क्षत्रियस्य गुणा ह्येते धर्माश्च मुनिभिः स्मृताः ॥६४॥ आस्तिक्यमुद्यमो नित्यमदम्भो ब्रह्मसेवनम् । पोषणं च त्रिवर्गस्य भक्तिश्च गुरुदेवयोः ॥६५॥ कृषिर्गोरक्षणमभिचिर्दानिष्ठा च दक्षता ।

---

રહિત યજ્ઞો કરવા. કોઇના ઉપર મત્સર ન રાખવો. **મૈત્રી**—સર્વના ઉપર મિત્રભાવ—હિતેચ્છુપણું રાખવું. **સત્ય**-[1] જેવું જોયેલું, સાંભળેલું અને અનુમાન કરેલું હોય તેવું સ્વપરના દ્રોહથી રહિત યથાર્થ ભાષણ. **ધૃતિ**-વિષમ દેશકાળાદિકમાં પણ અવ્યાકુળતા, **દયા**-પરના દુઃખને જોઇને કે સાંભળીને તેને ટાળવા માટે સહાય કરવાની મનોવૃત્તિ. **ધર્મ**—વર્ણાશ્રમને ઉચિત અને નિયત એવાં સંધ્યોપાસન વિગેરે કર્મો, **અનસૂયા**—બીજાઓના ગુણોમાં દોષદ્રષ્ટિએ રહિતપણું. **દાન**—સત્પાત્રમાં દ્રવ્યાદિક આપવું. **કૃષ્ણાર્ચા**—દરરોજ ભગવત્પૂજન કરવું. **માર્દવ**—ચિત્તની કઠોરતાએ રહિતપણું. **ત્રપા**—હીનકર્મથી શરમાવાપણું. **જ્ઞાન**—આત્મા-પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન. **વિજ્ઞાન**—આત્મા પરમાત્મા વિગેરેનું અપરોક્ષ—સાક્ષાત્ જ્ઞાન. **આસ્તિક્ય**—ભગવત્સ્વરૂપની સાકારતા, તેમજ ભગવાનના અવતારોની સત્યતા માનવી, દેવ, બ્રાહ્મણ, ગાયો, તીર્થાદિકને તથા સાધુજનોને વિષે સદ્‌ભાવપૂર્વક પૂજ્યબુદ્ધિ રાખવી. **સ્વાધ્યાય**—અધિકાર પ્રમાણે યથોચિત સ્તોત્રાદિકનું પઠન પાઠન કરવું, **સમદ્રષ્ટિતા**—વાસુદેવ ભગવાન સર્વમાં અંતર્યામિ સ્વરૂપથી વાસ કરી રહેલા છે, એ દ્રષ્ટિથી સર્વને વિષે સમાન ભાવથી જોવું અને વર્તવું. ॥૫૮ ૫૯॥ આ ચોવીશ ગુણો બ્રાહ્મણ વર્ણના સ્વાભાવિક ધર્મો કહેલા છે કે જે ધર્મો નિર્દંભપણે સેવન કર્યા થકા સર્વ અભીષ્ટ ફળને આપનારા થાય છે. ॥૬૦॥ (આ પ્રમાણે બ્રાહ્મણધર્મો કહીને હવે ક્ષત્રિઓના ધર્મો કહે છે-) **શૌર્ય**-સ્વભાવનો જય અને ધર્મયુદ્ધમાં નિડરતા, **ધૈર્ય**-સહનશક્તિ અવ્યાકુળતા, **વીર્ય**-પ્રભાવ તેજસ્વિતા, **તિતિક્ષા**-પરના અપરાધને સહન કરવાનો સ્વભાવ, **તેજ**-પ્રગલ્ભતા કોઇથી નહિ દબાવાપણું. **ઉદ્યમ**-નિરંતર ઉદ્યોગ કરવાનો સ્વભાવ, **ઔદાર્ય**-મહત્તાપૂર્વક દાન કરવાની

---

१-दृष्टं श्रुतं चानुमितं स्वानुभूतं यथार्थतः। कथनं सत्यमित्युक्तं परपीडाविवर्जितम् ॥
લિંગપુરાણમાં આવું વચન છે—જોયેલું, સાંભળેલું અને અનુમાન કરેલું અને પોતે ખરી રીતે અનુભવેલું હોય, તેવું યથાર્થ કથન કરવું તે સત્ય એમ કહેલું છે અને તે પણ બીજાને પીડા ન કરે તેવું હોવું જોઇએ.॥

एते गुणास्तृतीयस्य धर्मा वर्णस्य कीर्तिताः ६६॥ देवद्विजगवां सेवा साधूनां चाप्यमायया । तत्र लब्धेन सन्तोषः शौद्रा धर्मा गुणात्मकाः ॥६७॥ गर्भाधानं पुंसवनं सीमन्तो जातकर्म च । नामक्रिया निष्क्रामोऽन्नप्राशनं चौलकर्म च ॥६८॥ कर्णवेधो व्रतादेशो वेदारम्भक्रियाविधिः । केशान्तः स्नानमुद्वाहो विवाहाग्निपरिग्रहः ॥६९॥ त्रेताग्निसङ्ग्रहश्चेति संस्काराः षोडश स्मृताः । ब्राह्मणक्षत्रियविशां वेदमन्त्रैरुदीरिताः ॥७०॥ नवैताः कर्णवेधान्ता मन्त्रवर्जं क्रियाः स्त्रियाः । विवाहो मन्त्रतस्तासां

---

स्वभाव, **स्थैर्य**–धर्मादिकमां द्रढतापूर्वक वर्तवापणुं, **उच्छाह**–धर्मयुद्धादिक करवामां आनंदपूर्वक प्रवर्तवापणुं, **मान**–कुळ अने शीळ विगेरेना अभिमाने सहितपणुं, **आत्मजय**–पोताना अंतःशत्रु कामक्रोधादिकने जीतवानो स्वभाव, **ब्रह्मण्यत्व**–ब्राह्मणोनी रक्षा करीने तेमना तरफ सद्भावथी आदरपूर्वक वर्तवुं, **ऐश्वर्य**–नियंतापणुं, **रक्षण**–बीजाओनी रक्षा करवी, **अरिनिग्रह**–शत्रुओने जीतीने वश करवा, **दक्षत्व**–व्यवहारमां डहापणथी वर्तवापणुं, **प्रसाद**–हमेशां अंतःकरणनी निर्मळता राखवी, अने प्रजाओना रक्षणनिमित्ते धर्मयुद्धमां पलायन न करवुं. एटले के शत्रुओने पीठ नहि बतावतां सन्मुख रहीनेज लडवुं. शस्त्र अने घोडा आदिक वाहनो उपर प्रेम राखवो, **दान**–सत्पात्रमां द्रव्यनुं अर्पण करवुं, द्रव्यथी साधी शकाय एवा मोटा मोटा यज्ञो करवामां रुचि, निरंतर ब्राह्मणोनी पूजा करवी, तथा वासुदेव भगवाननी पूजा करवी. ( आ चोवीश गुणो क्षत्रिय–जातिना धर्मो छे. ) ॥ ६१–६३ ॥ ( हवे राज्यासनमां रहेला क्षत्रिय–राजाना ते उपरांतना बे मुख्य धर्म कहेछे–) पोतानी प्रजाओनुं पुत्रनी पेठे रक्षण करवुं, तेमज शरणे आवेलानुं रक्षण करवुं. आ पूर्वे कहेला गुणो क्षत्रिय–जातिना धर्मो पुरातन मुनिओए कहेला छे. ॥६४॥ (हवे वैश्य–जातिना धर्मो कहेछे–) **आस्तिक्य**–धर्म–अधर्म, पुण्य–पाप, ए विगेरेनां फळ स्वर्ग–नरकादिकमां अवश्य भोगववां पडेछे एम सत्य मानवुं, निरंतर उद्यमे युक्त वर्तवुं, **अदंभ**–धर्मादिकनुं आचरण लोकोने बताववा माटेज नहि, परंतु सत्य रीते पोतानुं कर्तव्य समजीनेज भगवत्प्रीत्यर्थ करवुं; अने ब्राह्मणोनी सेवा करवी, धर्म, अर्थ अने काम, ए त्रिवर्गनुं यथार्थ पोषण करवुं, अर्थात्–अर्थ अने काम ते धर्मे सहितज सेववा, **गुरु**–हितोपदेष्टा सत्पुरुषो, अने **देव**–उपास्य इष्टदेव, ए बंनेनी **भक्ति**–प्रीतिपूर्वक सेवा–परिचर्या करवी, खेती करवी, गायो बळद विगेरे पशुओनुं पालन करवामां घणी प्रीतिवाळा थवुं, दान आपवामां निष्ठा–सदा एकस्थिति राखवी, **दक्षता**–व्यवहारना कामकाजमां डहापणे युक्त वर्तवुं, आ चौद गुणो त्रीजो वर्ण जे वैश्य तेमना धर्मो कहेला छे. ॥६५–६६॥ देव, ब्राह्मणादिक त्रण वर्णना मनुष्यो अने गायो, तेमज साधु पुरुषो, ए सर्वनी सेवा करवी, अने ते सेवा करतां तेमांथी जे अन्न द्रव्यादिक मळे तेनाथी संतोष मानवो ए शूद्रजातिना गुणरूप धर्मो कहेला छे. ॥६७॥ ( आ ब्राह्मणादिक चारेय वर्णना मनुष्यो वर्ण तरीके प्रसिद्ध होवाथी तेमने गर्भाधानादिक

शूद्रस्यामन्त्रतो दश॥७१॥ एते चतुर्णां वर्णानां धर्मा उद्देशतो मया। कथिता आश्रमवतां धर्मानथ वदामि वः ॥७२॥ त्रैवर्णिको वेदमन्त्रैरुपनीतस्तु यो द्विजः । ब्रह्मचर्ये तिष्ठतोऽस्य स्मार्त्तान्धर्मान्पुरा ब्रुवे॥७३॥स्थित्वा गुरुगृहे वेदं शक्त्याधीयीत सोऽन्वहम्। जितेन्द्रियो जितक्रोधो मानमत्सरवर्जितः ॥७४॥ सत्यवादी विनयवान्निर्दम्भो निरहङ्कृतिः । सायं प्रातश्चरेद्धोमं भिक्षाचर्यां च संयतः ॥७५॥ त्रिकालं प्रत्यहं सन्ध्यावन्दनं चाच्युतार्चनम् । कुर्याद्भवेच्च मितभुग्गुरुसेवारतः सदा ॥७६॥ न छिन्द्यान्नखरोमाणि न कुर्यात्केशसत्क्रियाम् । दण्डं कमण्डलुं मौञ्जीं बिभृयाच्च मृगाजिनम् ॥७७॥ सकौपीने वाससी च ब्रह्मसूत्रं धरेत्सदा। दर्भपाणिश्च जटिलः सर्वभोगविवर्जितः ॥७८॥ श्रवणं

સંસ્કારો અવશ્ય કરવાના હોવાથી તે સંસ્કારો કહેછે–) ગર્ભાધાન, પુંસવન, સીમંત, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલકર્મ, કર્ણવેધ, વ્રતાદેશ, વેદારંભ, કેશાન્ત, સ્નાન, ઉદ્વાહ, વિવાહાગ્નિપરિગ્રહ અને ત્રેતાગ્નિસંગ્રહ, આ પ્રમાણે સોળ સંસ્કારો કહેલા છે, તે બ્રાહ્મણાદિક ત્રણ વર્ણના મનુષ્યોને વેદમંત્રોના ઉચ્ચારણ સાથે કરવાના કહેલા છે.[1] ॥૬૮-૭૦॥ આમાંના કર્ણવેધ સુધીના નવ સંસ્કારો સ્ત્રીઓને મંત્રોચ્ચારણ સિવાયના માનેલા છે. અને દશમો વિવાહ નામે સંસ્કાર છે તે સ્ત્રીઓને પણ મંત્રોચ્ચારણ સહિત માનેલો છે. અને શૂદ્ર જાતિના મનુષ્યોને તો વિવાહ સુધીના દશ સંસ્કારો મંત્રોચ્ચારણ કર્યા સિવાયનાજ માનેલા છે. ॥૭૧॥ આ ( પૂર્વે કહેલા ) બ્રાહ્મણાદિક ચાર વર્ણના ધર્મો અમોએ સંક્ષેપથી કહ્યા અને હવે ચાર આશ્રમવાળા મનુષ્યોના ધર્મો તમને કહીએ છીએ–॥૭૨॥ તેમાં બ્રાહ્મણાદિક ત્રણ વર્ણનો મનુષ્ય જે વેદમંત્રોથી ઉપનયન સંસ્કાર પામીને દ્વિજત્વને પામેલો હોય અને બ્રહ્મચર્યાશ્રમમાં રહેલો હોય, તેના ધર્મસંહિતામાં કહેલા ધર્મો પ્રથમ કહીએ છીએ–॥૭૩॥ બ્રહ્મચર્યાશ્રમમાં રહેલો તે પુરૂષ વિદ્યા ભણાવનાર ગુરૂને ઘેર રહીને શક્તિ પ્રમાણે દરરોજ વેદનું અધ્યયન કરે અને ઇન્દ્રિઓને જીતનારો તેમજ ક્રોધને જીતનારો થઇને, માનમત્સરથી રહિત વર્તે. ॥૭૪॥ સત્યવાદી, વિનયે યુક્ત, દંભે રહિત અને અહંકારે રહિત વર્તનારો થાય, સાયંકાળે અને પ્રાતઃકાળે એબંને વખત હોમ કરે. અને સાવધાન એવો થકો ભિક્ષાચરણ કરે.॥૭૫॥ દરરોજ ત્રિકાળમાં સંધ્યાવંદન તેમજ ભગવત્પૂજન કરે અને અલ્પ આહાર કરનારો અને ગુરૂની સેવામાં સદાય પ્રીતિવાળો થાય. ॥૭૬॥ નખ અને કક્ષોપસ્થના રોમને છેદે નહિ, મસ્તકના કેશને તેલ વિગેરેથી સુધારે નહિ, દંડ, કમંડલુ, મુંજની મેખલા અને મૃગચર્મ ધારણ કરે.॥૭૭॥ કૌપીને સહિત બે વસ્ત્રો–(એક ઓઢવા અને એક પહેરવા ) રાખે. તેમજ બ્રહ્મસૂત્ર–યજ્ઞોપવીત નિરંતર ધારે, હાથમાં દર્ભ રાખે, માથે જટા ધારણ કરે અને સર્વ ભોગ–વિષયોપભોગથી રહિત વર્તે. ॥૭૮॥ સ્ત્રીસંબંધી વાર્તાઓનું શ્રવણ, કીર્તન, તેમજ સ્ત્રીઓનો સ્પર્શ, તથા તેની સાથે ભાષણ કરવું, તથા મનમાં સ્ત્રીસંબંધી સંકલ્પ કરવો,

૧ આ સોળેય સંસ્કારનાં લક્ષણો વિગેરે, શિક્ષાપત્રી, તથા યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, એ વિગેરે ધર્મશાસ્ત્રોમાંથી વિસ્તારથી જાણી લેવાં ॥

कीर्त्तनं स्त्रीणां स्पर्शनं भाषणं तथा। हृदि त्यजेच्च सङ्कल्पं क्रीडास्थानं च वर्जयेत् ॥७९॥ अपि चित्रमयीं योषां देवताप्रतिमां विना। नेक्षेत न स्पृशेद्बुद्धया न व्रजेच्च तया सह ॥८०॥ स्त्रीस्नानादिक्रियास्थाने न स्नानादिक्रियाश्चरेत्। नेक्षेत मिथुनीभूतं प्राणिमात्रं च कर्हिचित् ॥८१॥ सुरामांसादिसंसर्गं दिवास्वापं च वर्जयेत्। एवंवृत्तो वसन्वेदमधीयीत यथाविधि ॥८२॥ शक्त्या वेदमधीत्यासौ सकामश्चेद्गृही भवेत्। निष्कामश्चेन्नैष्ठिकः स्याद्वनी वा प्रव्रजेत्ततः ॥८३॥ यावज्जीवं ब्रह्मचर्यं पालयेद्यः स नैष्ठिकः। उपकुर्वाणकस्त्वन्यो ब्रह्मचारी निगद्यते ॥८४॥ गृही बुभूषुर्गुरवे दत्त्वा शक्त्या स दक्षिणाम्। समावर्तंत च ततो गृहस्थाश्रममाश्रयेत् ॥८५॥ स्वजात्याद्यनतिक्रम्य यथाशास्त्रं यथोचितम्। लक्षण्यामुद्वहेन्नारीं वह्निब्राह्मणसन्निधौ ॥८६॥ स्नानं सन्ध्याजपं होमं स्वाध्यायं विष्णुपूजनम्। तर्पणं वैश्वदेवं च कुर्याच्चातिथ्यमन्व-

---

સ્ત્રીઓ સાથે રમત કરવી, તથા તેની સાથે એક સ્થાનકમાં રહેવું, એ સર્વનો ત્યાગ કરે. ॥૭૯॥ દેવતાની પ્રતિમા સિવાયની સ્ત્રીઓની ચિત્રપ્રતિમાને પણ બુદ્ધિપૂર્વક જુએ નહિ, તેમજ તેનો સ્પર્શ કરે નહિ અને માર્ગમાં તેની સાથે ચાલે નહિ. ॥૮૦॥ સ્ત્રીઓની સ્નાન આસનાદિક ક્રિયાઓ જે સ્થાનમા થતી હોય, ત્યા સ્નાનાદિક ક્રિયાઓ ન કરે. મૈથુનાસક્ત એવાં પ્રાણિમાત્રને કયારેય પણ ન જુએ. ॥૮૧॥ સુરા માંસ આદિક અભક્ષ્ય વસ્તુઓનો સંસર્ગમાત્ર પણ ન રાખે. દિવાસ્વાપનો પણ ત્યાગ કરે. આવુ વર્તન રાખીને ગુરૂકુળમાં વાસ કરતો સતો વિધિપ્રમાણે વેદાભ્યાસ કરે. ॥૮૨॥ એ બ્રહ્મચારી પોતાની શકિત પ્રમાણે વેદ ભણીને સકામ–વિષયોની ઇચ્છાવાળો હોય તો તે સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમી થાય, નિષ્કામ હોય તો નૈષ્ઠિક બ્રહ્મચારી થાય અથવા વાનપ્રસ્થ થાય, અથવા બ્રહ્મચર્યાશ્રમમાથીજ સન્યાસાશ્રમ સ્વીકારે. ॥૮૩॥ જે પુરૂષ મરણપર્યંત તન્મામી જીંદગી બ્રહ્મચર્ય પાળે તે નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવાય અને સાવધિક બ્રહ્મચર્ય પાળનાર ઉપકુર્વાણક બ્રહ્મચારી કહેવાય. ॥૮૪॥ હવે સાવધિક બ્રહ્મચર્યવાળો ઉપકુર્વાણક નામે બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમી થવા ઇચ્છતો થકો વેદ ભણાવનાર ગુરૂને શકિતપ્રમાણે દક્ષિણા આપીને સમા[1]વર્તન–વેદાધ્યયનને અંતે કરવાનો સ્નાનવિધિ કરે, તે પછી ગૃહસ્થાશ્રમને સ્વીકારે. ॥૮૫॥ પોતાની બ્રાહ્મણાદિક જાતિનુ ઉલ્લંઘન નહિ કરીને, પારસ્કરાદિક ગ્રંથોમા કહેવા પ્રમાણે, પોતાને ઉચિત હોય તેમ અગ્નિ અને બ્રાહ્મણના સંનિધિમાંજ બાહ્ય આભ્યન્તર [2]સુલક્ષણોથી સંપન્ન એવી સ્ત્રીને–સવર્ણ કન્યાને પરણે ॥૮૬॥ ત્રૈવર્ણિક ગૃહસ્થાશ્રમી પુરૂષ સ્નાન, સંધ્યાવંદન, ગાયત્રીનો જપ, હોમ, સ્વાધ્યાય, વિષ્ણુની પૂજા, પિત્રિઓનુ તર્પણ, વૈશ્વદેવ અને અતિથિઓનો સત્કાર, આટલા કર્મ હમેશા કરે. ॥૮૭॥ નીતિમાર્ગથી સંપાદન કરેલા શુદ્ધ દ્રવ્યથીજ પોતાના પોષ્યવર્ગને પીડા નહિ

---

[1]સમાવર્તનનો પ્રકાર, પારસ્કરગૃહ્યસૂત્ર ઉપર રચેલા હરિહરભાષ્ય વિગેરે ગ્રંથોમાથી વિસ્તારથી જાણી લેવો ॥ [2]આ બંને પ્રકારના લક્ષણોનો વિસ્તાર યાજ્ઞવલ્કયસ્મૃતિ અને મિતાક્ષરા થકી જાણવો

द्धम् ॥८७॥ न्यायेनोपार्जितेनैव धनेनापीडयन्स्वकान्। दानयज्ञादि कुर्वीत प्रीतये परमेशितुः ॥८८॥ माता पित्राश्रितगुरुस्त्रीपुत्रातिथिभिक्षुकान्। स्वशक्त्या पोषयेदेतान्पोष्यानन्वहमादतः ॥८९॥ देहे च देहिकेष्वेषु नात्यासक्तो भवेत्सुधीः। कुर्यात्सङ्गं सतां नित्यं पापिसङ्गं परित्यजेत् ॥९०॥ परस्त्रियं न चेक्षेत कामभावेन तु क्वचित्। श्राद्धपर्वव्रताहादौ नोपेयाच्च स्वयोषितम् ॥९१॥ स्पर्शनं विधवायास्तु न कुर्यादत्यमङ्गलम्। न सहासीत रहसि स्वजनन्यप्यनापदि ॥९२॥ चरत्सोद्यापनान्येव जयन्तीश्च व्रतानि च। स्तेयं द्यूतं मद्यमांसं सर्वथैव परित्यजेत् ॥९३॥ ऋणं न सर्वथा कुर्यादापत्कालं विना सुधीः। कृष्णभक्तिं यथाशक्ति नित्यं कुर्वीत सादरम् ॥९४॥ श्राद्धञ्च मातृपित्रादेः शुचिद्रव्यैः शुचिश्चरेत्। एते हि गृहिणो धर्माः सङ्क्षेपेणोदिता मया ॥ ९५ ॥ शूद्रो गृहाश्रमे तिष्ठन्वर्णत्त्वाद्धर्ममर्हति। वेदमन्त्रस्वधास्वाहावषट्कारादिभिर्विना ॥९६॥ यज्ञदानादिकं मन्त्रैः पौराणैर्ब्राह्मणेरितैः। कुर्याच्च शृणुयाद्विप्रात्स पुराणं सभारतम् ॥९७॥ स्त्रीभिः सभर्तृकाभिस्तु

કરતાં અર્થાત્–પોષ્યવર્ગનું યથાયોગ્ય પોષણ સર્વથા કરીનેજ પરમેશ્વરની પ્રસન્નતા માટે દાન યજ્ઞાદિક સત્કર્મો કરે. ॥૮૮॥ માતા, પિતા, આશ્રિત–નોકર ચાકર વિગેરે, પોતાના ગુરુ, સ્ત્રી, પુત્રો, અતિથિઓ અને ભિક્ષુકો, આટલા પોષ્ય કહેવાય છે, તે સર્વનું પોષણ કરે. ॥૮૯॥ દેહ અને દેહના સંબંધિ સ્ત્રીપુત્રાદિકમાં બુદ્ધિમાન પુરૂષ અતિ આસકત ન થાય, નિરંતર સત્પુરૂષોનો સમાગમ કરે અને પાપિજનોનો સંગ સર્વથા ત્યાગ કરે. ॥૯૦॥ પરસ્ત્રીને કામબુદ્ધિથી તો કયારેય પણ જુએ નહિ અને શ્રાદ્ધ, પર્વ, વ્રત, એ દિવસોમાં તો પોતાની સ્ત્રીનો પણ સંગ ન કરે. ॥૯૧॥ અતિ અમંગળ રૂપ એવી વિધવા સ્ત્રીઓનો સ્પર્શ તો કરેજ નહિ, તેમજ આપત્કાળ સિવાય તો પોતાની માતાની સાથે પણ એકાંતમાં ન રહે. ॥૯૨॥ અને ઉદ્યાપને સહિત એકાદશી આદિકનાં વ્રતો તેમજ જન્માષ્ટમી વિગેરે જયન્તીઓ પણ કરે અને ચોરકર્મ, જુગટુ અને મદ્ય–માંસાદિક, એ સર્વનો તો સર્વથા પરિત્યાગજ કરે. ॥ ૯૩ ॥ બુદ્ધિમાન એવો ગૃહસ્થાશ્રમી પુરૂષ આપત્કાળ સિવાય ઋણ તો સર્વથા ન જ કરે. અને નિરંતર શ્રીકૃષ્ણભગવાનની ભકિત શકિત પ્રમાણે આદરે સહિત કરે. ॥૯૪॥ માતા–પિતા આદિકનું શ્રાદ્ધ પવિત્ર થકો દુધ વિગેરે પવિત્ર પદાર્થોથી કરે. આ બધા ધર્મો ગૃહસ્થાશ્રમી ત્રૈવર્ણિકના છે તે અમોએ સંક્ષેપથી કહ્યા. ॥૯૫॥ (હવે શૂદ્રના ધર્મો કહેછે–) ગૃહસ્થાશ્રમમાં રહેલો શૂદ્ર જાતિનો મનુષ્ય, વર્ણની સંખ્યામાં ગણેલો હોવાથી, શૂદ્રવર્ણના ધર્મોને યોગ્ય છે, પરંતુ–વેદના મંત્રો, સ્વધા, સ્વાહા અને વષટ્કાર, એ આદિકનું ઉચ્ચારણ કર્યા સિવાય છે. ( કેમકે શૂદ્ર જાતિનાને વેદાદિકનો અધિકાર નહિ હોવાથી જાતકર્માદિક સંસ્કાર કરતી વખતે વૈદિક–મંત્રોચ્ચારણનો નિષેધ કરેલો છે, માટે. ) ॥૯૬॥ અને તે શૂદ્રજાતિનો પુરૂષ યજ્ઞ–દાનાદિક જે–જે સત્કર્મ કરે તે સર્વ કર્મ પુરાણમાં કહેલા મંત્રો બ્રાહ્મણો પાસે ઉચ્ચારણ કરાવીને કરે અને વિદ્વાન્ બ્રાહ્મણના મુખ થકી ભારતે સહિત પુરાણોનું શ્રવણ કરે. ॥૯૭॥ ( હવે સધવા સ્ત્રીઓના ધર્મો કહેછે–) સધવા સ્ત્રીઓએ પોતાના પતિને

होयः स्वपतिरीशवत्। मनसा कर्मणा वाचा कार्या सेवाऽस्य सर्वदा ॥९८॥ जरन्रुग्णोऽधनो वापि नावगण्यः स कर्हिचित् । सम्मार्जनादिभिः स्वच्छं गृहं कार्यञ्च सर्वतः ॥९९॥ धार्याणि धौतवासांसि प्रमृष्टाश्च परिच्छदाः । कार्यो न दुर्वचो भाष्यं स्थेयं शुचितया सदा ॥१००॥ वर्ज्यः पापात्मनां सङ्गो भाष्यं सत्यं प्रियं हितम् । पत्युरेवाज्ञया कार्यं तीर्थदानव्रतादि च ॥१०१॥ औद्धत्यं सर्वथा वर्ज्यं धाष्टर्यं चाशुचि वस्तु यत् । परपुंसां प्रसङ्गश्च वर्जनीयः प्रयत्नतः ॥१०२॥ विधवाभिस्तथा स्त्रीभिः कृष्णः पतिधियान्वहम् । भजनीयः पूजनीयोऽनन्यभावेन सादरम् ॥१०३॥ कामसम्बन्धिनीर्वार्त्ताः श्रव्याः कार्या न च क्वचित् । न स्पृश्यो नैव भाष्यश्च ताभिर्वीक्ष्यो नरो न च ॥१०४॥ आपद्यासन्नसम्बन्धिपुंस्पर्शादि न दोषकृत् । आज्ञायां पितृपुत्रादेर्वृत्यं ताभिर्न तु स्वतः ॥१०५॥ व्रतोपवासकृच्छ्रैश्च कर्तव्यं देहशोषणम् । कार्यं सकृत् भोजनं च शयनं भुव्यनापदि ॥१०६॥ सुगन्धितैलगन्धस्रक् ताम्बूलं मादकं च यत् । तद्वर्ज्यं च प्रयत्नेन पुंप्रसङ्गस्तु सर्वथा ॥१०७॥ कुङ्कुमं कज्जलं सूक्ष्मसधातुवसनानि च । अल-

---

તો ઇશ્વરને તુલ્ય જાણવો અને એ પતિની મન, કર્મ અને વચનથી નિરંતર સેવા કરવી. ॥૯૮॥ તે પતિ વૃદ્ધ હોય, રોગી હોય, કે નિર્ધન હોય, તો પણ તેની ક્યારેય અવગણના કરવી નહિ; અને પોતાનું ઘર વાળવા–લીંપવા વિગેરેથી સર્વ પ્રકારે સ્વચ્છ રાખવું. ॥૯૯॥ સધવા સ્ત્રીઓએ હંમેશાં ધોયેલાં વસ્ત્રો ધારવાં, ઘરની સર્વ સામગ્રીઓ સ્વચ્છ રાખવી, ક્યારેય દુષ્ટ ભાષણ કરવું નહિ અને સદાય પવિત્રપણે રહેવું. ॥૧૦૦॥ અને પાપી એવા દુર્જનોનો સંગ દૂરથીજ ત્યાગ કરવો અને સદાય સત્ય, પ્રિય અને હિતકારી એવું ભાષણ કરવું; અને તીર્થ, દાન, વ્રત, વિગેરે જે કંઇ કરવું, તે પોતાના પતિની આજ્ઞા લઇનેજ કરવું. ॥૧૦૧॥ ઉદ્ધતપણાનો અને નિર્લજ્જપણાનો સર્વથા ત્યાગ કરવો; અને અભક્ષ્યાદિક અપવિત્ર વસ્તુઓનો પણ ત્યાગ કરવો અને પરપુરૂષનો પ્રસંગ તો પ્રયત્નથી સર્વથા ત્યાગ કરવો. ॥૧૦૨॥ (હવે વિધવા સ્ત્રીઓના ધર્મો કહેછે–) તેમજ વિધવા સ્ત્રીઓએ શ્રીકૃષ્ણ ભગવાનને નિરંતર પતિબુદ્ધિથી ભજવા અને આદરપૂર્વક તે શ્રીકૃષ્ણની અનન્યભાવથી સેવા–પૂજા કરવી. ॥ ૧૦૩ ॥ તે વિધવા સ્ત્રીઓએ કામસંબંધી વાર્તાઓ ક્યારેય સાંભળવી નહિ, તેમજ પોતે કરવી નહિ અને પુરૂષનો સ્પર્શ ન કરવો, તેમજ તેની સાથે બોલવું કે તેના સામું જોવું વિગેરે પણ ન કરવું. ॥૧૦૪॥ અને કોઇ આપત્કાળ હોય ત્યારે તો સમીપસંબંધવાળા પુરૂષનો સ્પર્શ વિગેરે થાય તો તેનો દોષ નહિ અને તે વિધવા સ્ત્રીઓએ પોતાના પિતા કે પુત્રાદિક તેમની આજ્ઞામાં વર્તવું, પણ સ્વતંત્રપણે તો ક્યારેય ન વર્તવું. ॥૧૦૫॥ અને વ્રત—એકાદશી વિગેરે, તથા ઉપવાસ અને કૃચ્છ્રાદિક વ્રતો કરવાથી પોતાના દેહનું શોષણ કરવું અને આપત્કાળ સિવાય તો નિરંતર પૃથ્વી ઉપર સૂઈ રહેવું. ॥૧૦૬॥ સુગંધી તેલ, ચંદન અને પુષ્પોના હારો, તથા તાંબૂલ તેમજ કેફ કરનારાં ભાંગ વિગેરે વસ્તુઓ, એ સર્વનો પ્રયત્નથી ત્યાગ કરવો અને પુરૂષોનો પ્રસંગ તો સર્વથા તજવો. ॥૧૦૭॥ કુંકુમ, કાજળ અને સૂક્ષ્મ એવાં ધાતુના તારવાળાં વસ્ત્રો, તેમજ સર્વ

ङ्काराश्च सर्वेऽपि न धार्याश्चाङ्गरक्षकम् ॥१०८॥ न दिवा शयनं कार्यं न च सङ्गः कुयोपिताम् । स्थैर्यं दृढतया कृष्णभक्तावेव निरन्तरम् ॥१०९॥ धर्माः स्त्रीणामिति प्रोक्ता अथ ये सङ्करास्तु तैः । तत्तत्कुलोचिता वृत्तिः पाल्या पातकमन्तरा ॥११०॥ मद्यमांसाशनं स्तेयं स्वघातः परहिंसनम् । इत्यादिः कुलधर्मस्तु वर्ज्य एव हि सर्वथा ॥१११॥ सङ्कीर्त्तनं कृष्णनाम्नां सर्वकाले च सर्वथा । नराणामिह सर्वेषां कलौ धर्मः परो मतः ॥११२॥ धर्मास्तृतीयाश्रमिणः कथयाम्यथ भो जनाः । तृतीय आयुषो भागे वानप्रस्थाश्रमो मतः ११३॥ तपःप्रिया सुशीला च विरक्ता स्त्री भवेद्यदि । तर्हि सार्कं तयारण्यं श्रयेदेकोऽन्यथा स्वयम् ॥११४॥ अग्न्यर्थं हि कुटीं कुर्यात्स्वयं तु बहिरावसेत् । शीतोष्णवातवर्षाणि सहेत विजितेन्द्रियः ॥११५॥ ग्रीष्मे भवेत्पञ्चतपा उदवासो हिमागमे । सहेत वृष्टिं वर्षासु कृष्णध्यानपरायणः ॥११६॥ शक्तश्चेदग्निहोत्रादि कुर्याद्वन्यैः फलादिभिः । नखलोमजटा बिभृद्धवेत्त्रिषवणाप्लवः ॥११७॥ अकृष्टपच्यधान्यैश्च कन्दमूलफलादिभिः । देहवृत्तिं स कुर्वीत जितान्तररिपुः स्थिरः ॥११८॥

---

અલંકારો, તે ન ધારવા, અને શીવેલું અંગરખું ન ધારવું. ॥૧૦૮॥ દિવસે સૂવું નહિ અને કામિની, સ્વૈરિણી વિગેરે કુલટા સ્ત્રીઓનો સંગ ન કરવો. અને શ્રીકૃષ્ણની નવધા ભક્તિમાંજ નિરંતર દૃઢપણે વર્તવું. ॥૧૦૯॥ આ પ્રમાણે સ્ત્રીઓના ધર્મો કહ્યા. હવે જે સંકર જાતિના મનુષ્યો હોય, તેમણે તો તેમના-તેમના કુળને ઉચિત એવી પાપ-કર્મ સિવાયની વૃત્તિનું પાલન કરવું. ॥૧૧૦॥ અને મદ્યમાંસનું ભક્ષણ કરવું, ચોરી કરવી, પોતાનો ઘાત કરવો, તેમજ પરની હિંસા કરવી, એ વિગેરે કદાચ કુળધર્મ મનાતો હોય તો પણ તે તો સર્વથાજ ત્યાગ કરવા યોગ્ય છે. ॥૧૧૧॥ અને આ કળિયુગમાં સર્વ પ્રકારે સર્વ કાળમાં શ્રીકૃષ્ણના નામોનું સંકીર્તન કરવું એજ આ લોકમાં સર્વ મનુષ્યોનો મોટો ધર્મ માનેલો છે. ॥૧૧૨॥ (હવે વાનપ્રસ્થના ધર્મો કહેછે-) હે ભક્તજનો! હવે તમને ત્રીજો આશ્રમ જે વાનપ્રસ્થ નામે કહેલો છે, તેના ધર્મો કહીએ છીએ-આયુષ્યના ત્રીજા ભાગમાં વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવાનો માનેલો છે. ॥૧૧૩॥ જો પોતાની ભાર્યા તપ કરવામાં પ્રીતિવાળી હોય અને સારા સ્વભાવવાળી તેમજ વૈરાગ્યે યુક્ત હોય, તો તે સ્ત્રીએ સહિત અરણ્યમાં જાય અને જો તેવી ન હોય તો પોતે એકલોજ વનમાં જાય. ॥૧૧૪॥ અને ત્યાં અગ્નિનું રક્ષણ કરવા સારૂ ઘાસ વિગેરેથી ઝુંપડી બનાવે. અને પોતે તો બહાર વસે અને જીતેન્દ્રિય થઇને ટાઢ, તડકો, વાત, વરસાદ, વિગેરે સહન કરે. ॥૧૧૫॥ ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિનું સેવન કરે, ઠંડી ઋતુમાં જળમાં બેસે, વર્ષાઋતુમાં વૃષ્ટિની ધારાઓ સહન કરે અને નિરંતર શ્રીકૃષ્ણ-વાસુદેવના ધ્યાનપરાયણ વર્તે. ॥૧૧૬॥ શરીરે શક્તિવાળો હોય તો વનમાંથી ફળાદિક લાવીને અગ્નિહોત્રાદિક કર્મ કરે અને નખ રોમ અને જટા ધારણ કરે ( અર્થાત્-તેનું છેદન ન કરે-કરાવે ) અને ત્રણ વખત સ્નાન કરે. ॥૧૧૭॥ તે વાનપ્રસ્થાશ્રમી અંતઃશત્રુઓને જીતનારો થઇને સ્થિર-સ્વધર્મમાં દ્રઢ વર્તતો થકો, ખેડયા સિવાય પાકેલાં ધાન્યોથી, તેમજ કંદ, મૂળ અને ફળાદિક વસ્તુઓથી પોતાના દેહનો નિર્વાહ કરે. ॥૧૧૮ આ પ્રકારે પોતાની શક્તિને અનુસારે વનમાં-વાનપ્રસ્થ તરીકે રહીને, પછી જો

एवं वने यथाशक्ति स्थित्वा वैराग्यवान्यदि । तर्ह्याश्रमं तुरीयं स श्रेयसे समुपाश्रयेत् ॥११९॥ साच्छादने तु कौपीने द्वे कन्थां चाम्बुगालनम् । दण्डं कमण्डलुं न्यासी बिभृयात्स्याज्जितेन्द्रियः ॥१२०॥ नारायणपरो नित्यं मन्त्रमष्टाक्षरं जपेत् । ज्ञानविज्ञानतृप्तात्मा विष्णुभक्तिपरो भवेत् ॥१२१॥ शुचिविप्रगृहे भिक्षां कुर्यात् स मितभुग्भवेत् । पालयेद्ब्रह्मचर्यं च शुद्धान्तःकरणो यतिः ॥१२२॥ एवं बहुविधा धर्मा ऋषिभिः स्मृतिषूदिताः । वानप्रस्थश्च सन्न्यासो निषिद्धौ भवतः कलौ ॥१२३॥ अथ ये साधवस्तेषां धर्मान् सङ्क्षेपतो ब्रुवे । भक्तास्तेऽच्युतगोत्राश्च कथ्यन्ते वैष्णवादयः ॥१२४॥ भक्तिं नवविधां कुर्युस्ते हि कृष्णस्य सादरम् । तया हीनः क्षणोऽप्येको नापनेयः कदाचन ॥१२५॥ श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं

---

તીવ્ર વૈરાગ્યવાન હોય તો તે વાનપ્રસ્થાશ્રમી પુરૂષ પોતાના આત્યંતિક મોક્ષને માટે સંન્યાસ રૂપ ચતુર્થ આશ્રમને ગ્રહણ કરે. ॥૧૧૯॥ ( સંન્યાસીએ રાખવાના પદાર્થો કહે- છે–) સંન્યાસ ગ્રહણ કરનાર પુરૂષ, ઉપર પહેરવાના બે વસ્ત્રખંડોએ સહિત બે કૌપીન રાખે, તથા એક કંથા, જળ ગાળવાનું ગરણું, દંડ અને કમંડળુ. એટલાં વાનાં રાખે, અને જીતેંદ્રિય થઈને વર્તે. ॥૧૨૦॥ નારાયણપરાયણ થઈને નિરંતર ' ૐ नमो नारायणाय ' એ અષ્ટાક્ષર મંત્રનો જપ કરે. અને જ્ઞાન—સચ્છાસ્ત્રના અભ્યાસથી સંપાદન કરેલું જ્ઞાન, વિજ્ઞાન—સ્વસ્વરૂપ અને પરમાત્મસ્વરૂપના સાક્ષાદનુભવરૂપ જ્ઞાન, તેણે તેનેથી તૃપ્ત આત્મા થઈને સર્વકાળમાં વિષ્ણુભગવાનની સ્મરણરૂપ ભક્તિમાં તત્પર થકો વર્તે. ॥૧૨૧॥ અને તે સંન્યાસી પવિત્ર બ્રાહ્મણોને ઘેર ભિક્ષા કરે અને તે પણ એકજ વખત મિતાહાર- વાળો થઈને જમે અને શુદ્ધ અંતઃકરણવાળો થઈને નિરંતર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે. [1] ॥૧૨૨॥ શ્રીહરિ કહેછે–આ પ્રમાણે વર્ણાશ્રમના ધર્મો ઋષિઓએ સ્મૃતિઓમાં બહુ પ્રકારે વિસ્તારથી કહેલા છે, ( તેમાં વાનપ્રસ્થ અને સંન્યાસ એ બે આશ્રમોના ધર્મોનો વિસ્તાર નહિ કરતાં સંક્ષેપથી કહેવામાં કારણ બતાવે છે–) વાનપ્રસ્થ અને સંન્યાસ એ બે આશ્રમો કળિયુગમાં નિષેધ [2] કરેલા છે. ॥૧૨૩॥ હવે જે સાધુઓ છે, તેમના ધર્મો સંક્ષેપથી કહીએ છીએ–તે સાધુઓ ભક્ત, અચ્યુતગોત્ર અને વૈષ્ણવ, એ આદિક નામોથી, તેમજ–ભાગવત, પરમહંસ, વિગેરે નામોથી પણ શ્રીમદ્ભાગવતપુરાણ વિગેરે સચ્છાસ્ત્રોમાં કહેલા છે. ॥ ૧૨૪॥ તે સાધુઓએ આદરે સહિત શ્રીકૃષ્ણની [3] શ્રવણાદિક નવધાભક્તિ કરવી. અને તે નવધા ભક્તિ સિવાયનો એક ક્ષણ પણ ક્યારેય વ્યર્થ ન નિર્ગમન કરવો. ॥૧૨૫॥ ભક્તિના નવ પ્રકાર કહે છે–ભગવાનની કથાનું શ્રવણ, કીર્તન, ભગવાનનું

---

૧ આ સંન્યાસધર્મનો વિસ્તાર ' વિશ્વેશ્વરપદ્ધતિ ' નામે ગ્રંથમાંથી જાણવો. ॥

૨ अग्निहोत्रं गवालम्भं संन्यासं पलपैतृकम् । देवराच्च सुतोत्पत्तिं कलौ पञ्च विवर्जयेत्॥ અગ્નિહોત્ર કરવો, યજ્ઞ નિમિત્તે ગાયોની હિંસા કરવી, સંન્યાસાશ્રમ, માંસથી પિત્રિઓનું શ્રાદ્ધ કરવું અને દેવર થકી પુત્રની ઉત્પતિ કરવી. આ પાંચ કળિયુગમાં વર્જ્ય છે, માટે ન કરવાં. આ પ્રમાણે નિર્ણયસિન્ધુમાં કહેલું છે. ॥ તેમજ વ્યાસમુનિનું વચન છે–' मांसदानं तथा श्राद्धे

सख्यमात्मनिवेदनम् ॥१२६॥ एवं नवविधा भक्तिः कर्त्तव्या सर्वथैव तैः । सम्प्रदायानुसारेण यथाशक्ति यथामति ॥१२७॥ श्रवणं कीर्त्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृतिरेव च ॥१२८॥ एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥१२९॥ ब्रह्मचर्यव्रतं ह्येतत्त्यागिभिर्वैष्णवैर्दृढम् । यावज्जीवं पालनीयं वर्ज्यश्च स्त्रैणसङ्गमः ॥१३०॥ अपि चित्रमयी नारी नेक्ष्या स्पृश्या च न क्वचित् । नेक्षणीयो न च स्पृश्यो नारीवेषधरः पुमान् ॥१३१॥ स्त्रीणां स्नानादिस्थानेषु कार्यं स्नानादि नैव तैः । गुणागुणकथा स्त्रीणां कार्या श्रव्या न च क्वचित् ॥१३२॥ न द्रव्यसङ्ग्रहः कार्यः साधुभिः सर्वथैव तैः । स्वसत्ताकं च तत्कृत्वा रक्षणीयं न केनचित् ॥१३३॥ कृष्णानिवेदिताद्यादि भक्षणीयं च नैव तैः ।

સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસપણું, સખાપણું અને આત્મનિવેદન, આવી રીતે નવધા ભકિત તે સાધુઓએ અમારા સંપ્રદાયને અનુસરીને શકિતપ્રમાણે અને બુદ્ધિ પ્રમાણે સર્વ પ્રકારે કરવી. ॥૧૨૬-૧૨૭॥ (હવે આઠ પ્રકારે સ્ત્રીસંબંધના ત્યાગરૂપ બ્રહ્મચર્યનું લક્ષણ કહીને તેના પાલનની આજ્ઞા કરે છે-) સ્ત્રીઓની વાર્તાઓ સાંભળવી અને કરવી, સ્ત્રીઓનો પરિહાસ કરવો, સ્ત્રીઓનો આકાર વ્યકિતપૂર્વક જોવો, સ્ત્રીઓ સાથે છાની વાર્તાઓ કરવી, સ્ત્રીની પ્રાપ્તિ થવાનો સંકલ્પ કરવો, સ્ત્રી પ્રાપ્ત કરવાના ઇરાદાપૂર્વક તેનો નિશ્ચય કરવો અને સ્ત્રીનો સાક્ષાત્ અંગસંગ કરવો, આ પ્રમાણે અતિ સૂક્ષ્મબુદ્ધિવાળા પુરૂષોએ આઠ પ્રકારનું મૈથુન કહેલું છે; અને એ આઠેયપ્રકારથી સ્ત્રીસંબંધનો ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય કહેલું છે. ॥૧૨૮-૧૨૯॥ એ બ્રહ્મચર્યવ્રત ત્યાગી એવા અચ્યુતગોત્રિ-વૈષ્ણવ-સાધુઓએ દ્રઢપણે જીવિતપર્યંત પાળવું અને સ્ત્રૈણ-સ્ત્રીઓમાં આસકત-કામલંપટ પુરૂષોનો સંગ સર્વથા ત્યાગ કરવો. ॥૧૩૦॥ ત્યાગી-સાધુઓએ સ્ત્રીની ચિત્રપ્રતિમા પણ કયારેય જોવી નહિ અને તેનો સ્પર્શ પણ ન કરવો. અને સ્ત્રીના વેષને ધરી રહેલા પુરૂષને પણ જોવો નહિ, તેમ તેને અડકવું પણ નહિ. ॥૧૩૧॥ અને તે ત્યાગી-સાધુઓએ જે સ્થળમાં સ્ત્રીઓની સ્નાન-આસનાદિક ક્રિયાઓ થતી હોય તે સ્થાનકમાં સ્નાનાદિક ન કરવું. અને સ્ત્રીઓના ગુણ-અવગુણની વાર્તાઓ કયારેય પણ કરવી નહિ અને સાંભળવી પણ નહિ. ॥૧૩૨॥ અને તે સાધુઓએ દ્રવ્યનો સંગ્રહ સર્વથા નજ કરવો. અને પોતાની સત્તાનું કરીને બીજા કોઇની પાસે પણ રખાવવું નહિ. ॥૧૩૩॥ અને તે ત્યાગી-પુરૂષોએ

वानप्रस्थाश्रमस्तथा ' શ્રાદ્ધમાં માંસ દાન તથા વાનપ્રસ્થ આશ્રમ, એ કળિયુગમાં વર્જ્ય છે માટે તે ન કરવાં. આ વિગેરે ધર્મશાસ્ત્રમાં ઘણો વિસ્તાર છે તે જાણવો. ॥ તેમજ કેટલાક વળી દેવળ મુનિના વચનનું આલંબન લઇને કળિયુગમાં પણ સંન્યાસાશ્રમનું પ્રતિપાદન કરેછે. તે વચન આ પ્રમાણે છે-' यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्तते । संन्यासं चाग्निहोत्रं च तावत्कुर्यात्कलौ युगे ' ॥ જ્યાં સુધી બ્રાહ્મ ણાદિક વર્ણનો વિભાગ છે અને જ્યાં સુધી વેદ-વેદમર્યાદા પ્રવર્તેછે, ત્યાં સુધી કળિયુગમાં પણ સંન્યાસ અને અગ્નિહોત્ર કરવો વિગેરે જાણી લેવું.

૩ આ નવધા ભકિતનાં લક્ષણો પ્રથમ સામાન્ય-ધર્મમાં કહેલાંછે માટે અહીંઆં નામમાત્રજ કહ્યાંછે.॥

कृष्णार्थो एव सकलाः क्रियाः कार्या न चेतराः ॥१३४॥ कामो लोभो रसास्वादः स्नेहः कृष्णान्यवस्तुषु । मानेर्ष्यामत्सरक्रोधा जेया दोषाश्च सर्वथा॥१३५॥ अहिंसा च तितिक्षा च क्षमा सत्यं दयाऽस्पृहा । शमो दमस्तपःशौचं धैर्यं पाल्या इमे गुणाः ॥१३६॥ स्वधर्मज्ञानवैराग्योपेता माहात्म्यबोधयुक् । कृष्णे भक्तिः सदा कार्या साधुधर्मा इमे मताः ॥१३७॥ एषां मुद्रा च तिलकं मन्त्रो वेषश्च दैहिकः । भोजनव्यवहारश्च सम्प्रदायोदितो मतः ॥१३८॥ एवं वर्णाश्रमाणां चत्यागिनां च मयाखिलाः । धर्माः समासतः प्रोक्ताः पाल्यास्ते सर्वथादरात् ॥१३९॥ पालयिष्यन्ति ये धर्मान् स्वान्स्वान् निश्छद्मशक्तितः । प्रीतिस्तेष्वेव मे भाव्या भक्ता ! इत्यवधार्यताम् ॥१४०॥ इति ते तस्य वचनं सत्यं स्वहितमादरात् । निशम्य प्रीतमनसस्तं बद्धाञ्जलयोऽब्रुवन् ॥१४१॥ स्वामिन् ! यथानुशास्सि त्वं तथा वर्त्स्यामहे वयम् । नित्यं प्रीतो भवास्मासु नान्यस्त्वच्छरणं हि नः ॥१४२॥

स्वीयधर्मविहिताचलस्थितिः सर्वधर्मपरिशिक्षणप्रभुः ।
भक्तिधर्मपरिपोषणोद्यतः स्वाम्यसौ मयि सदा प्रसीदताम् ॥१४३॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिकृतवर्णाश्रमधर्मोपदेशनिरूपणं नामैकविंशतितम उल्लासः ॥२१॥

શ્રીકૃષ્ણભગવાનને નિવેદન કર્યા સિવાયનું અન્નાદિક ક્યારેય પણ જમવું નહિ; અને સર્વ ક્રિયાઓ શ્રીકૃષ્ણભગવાનને અર્થેજ કરવી, પણ જેમાં ભગવાનની સેવાનો સંબંધ ન હોય એવી બીજી ક્રિયાઓ કરવીજ નહિ. ॥૧૩૪॥ કામ, લોભ, રસાસ્વાદ, ભગવાન સિવાય બીજી વસ્તુઓમાં સ્નેહ, માન, ઇર્ષ્યા, મત્સર અને ક્રોધ, એ બધાય દોષો સર્વ પ્રકારે જીતવા. ॥૧૩૫॥ અને અહિંસા, તિતિક્ષા, ક્ષમા, સત્ય, દયા, અસ્પૃહા, શમ, દમ, તપ, શૌચ અને ધૈર્ય, આ બધા ગુણો અવશ્ય પાલન કરવા. ॥૧૩૬॥ સ્વધર્મ, જ્ઞાન અને વૈરાગ્યે સહિત, તેમજ ભગવાનના સ્વરૂપના માહાત્મ્યજ્ઞાને સહિત, એવી શ્રીકૃષ્ણવાસુદેવને વિષે એકાંતિકી ભક્તિ કરવી, આ સર્વે સાધુઓના ધર્મો માનેલા છે. ॥૧૩૭॥ અને તે ત્યાગીઓને મુદ્રા, તિલક, મંત્ર અને શરીરનો વેષ, તેમજ ભોજનવ્યવહાર, એ વિગેરે બધું સંપ્રદાયના ગ્રંથોમાં કહેવા પ્રમાણે જાણવું. ॥૧૩૮॥ હે ભક્તજનો ! આ પ્રમાણે તમારા વર્ણાશ્રમના અને ત્યાગીઓના પણ સમગ્ર ધર્મો અમોએ સંક્ષેપથી કહ્યા, તે ધર્મો તમોએ આદરપૂર્વક પાળવા યોગ્ય છે. ॥૧૩૯॥ હે ભક્તો ! જે ભક્તજનો આ અમોએ કહેલા પોત-પોતાના ધર્મોને, નિષ્કપટપણે શક્તિ અનુસારે પાળશે તે ભક્તજનો ઉપરજ અમારે પ્રીતિ થશે આ પ્રમાણે તમે નિશ્ચેજ જાણજો.॥૧૪૦॥ તે ભક્તજનો આ પ્રકારનું સત્યરૂપ અને પોતાના હિતને કરનારૂં તે શ્રીહરિનું વચન આદરપૂર્વક સાંભળીને પ્રસન્ન થયું છે મન જેમનું એવા થકા બે હાથ જોડીને શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા. ॥૧૪૧॥ હે સ્વામિન્ ! તમો જેમ અમોને ઉપદેશરૂપ શિક્ષાનાં વચનો કહોછો તે પ્રમાણેજ અમો વર્તીશું; અને અમારી ઉપર તમે નિરંતર પ્રસન્ન રહેજો. અમારે તમો એક સિવાય બીજું કોઇ શરણ છેજ નહિ. ॥૧૪૨॥

પોતાના ભક્તજનોને શિક્ષા કરીને પોત-પોતાના ધર્મમાં દ્રઢ સ્થિતિ કરાવનારા, સર્વ-ધર્મનું પુરેપુરૂં શિક્ષણ કરવામાં અતિસમર્થ અને ભક્તિધર્મનું પરિપોષણ કરવામાં નિરંતર તત્પર, એવા એ શ્રીસહજાનંદસ્વામી મારા ઇષ્ટદેવ મારી ઉપર સદાય પ્રસન્ન રહો. ॥૧૪૩॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર—શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય.......
શ્રીનિત્યાનંદમુનિવિરચિતે શ્રીહરિદિગ્વિજયે શ્રીહરિકૃતવર્ણાશ્રમધર્મોપદેશ-
નિરૂપણ નામે એકવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૧॥

## उल्लासार्थसङ्ग्रहः

यः श्रीमान् वर्णिवेषः सदसि निजमुखाम्भोजसंलग्नचक्षु-
श्चेतोवृत्तीन् स्वभक्तान् निरवधिकमहानन्ददिव्यस्वरूपम् ।
स्वीयं मुक्तैकसेव्यं परमखनिलयं ब्रह्मरुद्राद्यगम्यं
तत्साक्षात्कारयित्वा व्यतनुत परमानन्दपूर्णान् स नोऽव्यात् ॥२२॥

જે શ્રીહરિ ભગવાને સુંદર વર્ણિવેષ ધારણ કરીને પોતાના ભક્તજનોની મહાસભામાં વિરાજમાન થઇને, પોતાના મુખકમળમાં જેમની નેત્રવૃત્તિ અને મનોવૃત્તિ સંલગ્ન થઇ હતી, એવા પોતાના ભક્તજનોને પરમાકાશ-બ્રહ્મધામમાં અખંડ વિરાજમાન રહેલું અને મુક્તપુરૂષોએજ એક સેવવા યોગ્ય એવું પોતાનું નિરવધિક મહા-આનંદપૂર્ણ દિવ્યસ્વરૂપ, કે જે સ્વરૂપ બ્રહ્મા અને શંકર વિગેરે મહાદેવોને પણ સદાય અગમ્યજ છે, તે સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને, પરમાનંદથી પૂર્ણ હૃદયવાળા કર્યા હતા, તે સ્વયં પરમાત્મા શ્રીહરિ અમારી રક્ષા કરો. ॥૨૨॥

## द्वाविंशतितम उल्लासः

श्रुत्वेति निष्कपटवाक्यमुदारबुद्धिस्तेषां प्रियत्वमपि चात्मनि वीक्ष्य कृष्णः । पश्यत्सु निश्चलदृशा निजमाननाब्जं तुष्टोऽभवत्स नितरां दृढधीषु तेषु ॥१॥ मर्त्या इमे खलु नराकृतिमुद्धवं मे संश्रित्य भक्तिममलां मम भूरिकालम् । चक्रुस्तदीयफलमद्य मयैव देयं जानन्तु मामत इमेऽत्र यथाथदेव ॥२॥ सङ्कल्पमित्थमिह कुर्वति नीलकण्ठे सर्वेऽपि ते तु सहसाप्तसुदिव्यनेत्राः । तस्येच्छयैव तमतिप्रियवर्णिराजं पश्यन्त एव ददृशु-र्बहुलं हि तेजः ॥३॥ तत्त्वेककालमुदितागणितार्ककान्ति द्योतद्दिशो दश सितं च घनं ससार । तेजोमयं हि सकलं जगदेतदासीन्नाधो न चोर्ध्वमथ तिर्यगभूच्च दृश्यम् ॥४॥ येनैव भास्करविभावसुशीतरश्मितारागणाश्च सकला अपि भास्यमानाः । उद्भासयन्ति भुवनान्यखिलानि भासा तत्स्वप्रकाशमिति यत्प्रवदन्ति वेदाः ॥५॥ यद्ब्रह्म चाक्षरमिति श्रुतयो वदन्ति सच्चित्सुखं परतरं त्रिगुणव्यतीतम् । पश्यन्ति यद्धि मुनयोऽपि गुण-व्यपाये तेनावरुद्धनयना ददृशुर्न तं ते ॥६॥ सिंहासनं तत्र ततोऽतिदिव्यं सद्रत्नसारै-र्निचितं च हैमम् । यस्योपमा नास्त्यतिरम्यरूपं तेऽचक्षताश्चर्यभरेण भव्यम् ॥७॥

दिव्यविग्रहमचक्षत कृष्णं तत्र तेऽक्षिमनसां रमणीयम्। श्यामसुन्दरमनोहरगात्रं

## ઉલ્લાસ ૨૨ મો.

ઉદારબુદ્ધિવાળા તે શ્રીહરિકૃષ્ણ તે સભામાં રહેલા ભક્તજનોનાં આવાં નિષ્કપટ વાક્યો સાંભળીને અને પોતાને વિષે તેમની અતિ પ્રિયતાને પણ જોઇને, પોતાના મુખ-કમળને નિશ્ચળ દ્રષ્ટિથી જોઇ રહેલા અને પોતાના સ્વરૂપમાં દ્રઢનિષ્ઠાવાળી બુદ્ધિ જેમની થયેલી છે, એવા તે સર્વ ભક્તજનો ઉપર અતિશય પ્રસન્ન થયા. ॥૧॥ ( પ્રસન્ન થઇને શ્રીહરિએ કરેલા સંકલ્પને કહેછે– ) આ સર્વ મનુષ્યો નિશ્ચેજ મનુષ્યાકૃતિ ધારનારા એવા મારા પરમ એકાંતિક ભક્ત ઉદ્ધવજી–રામાનંદસ્વામી, તેમનો આશ્રય કરીને ઘણા કાળથી મારી નિર્મળ ભક્તિ કરતા હતા, તો તે મારી ભક્તિનું ફળ હાલમાં મારેજ મારા ભક્તજનોને આપવું જોઇએ, માટે આ સર્વ ભક્તજનો અહીંઆં–સભામાંજ મારા સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પામો. ॥૨॥ આ પ્રમાણે શ્રીનીલકંઠ ભગવાનને સંકલ્પ કરતાંજ, તે સભામાં રહેલા સર્વ ભક્તજનો તો સુંદર દિવ્ય દ્રષ્ટિવાળા થઇ ગયા. અને અતિ પ્રિયમૂર્તિ એવા વર્ણિરાજ નીલકંઠને જોતાં જોતાંજ તે શ્રીહરિની ઇચ્છાથીજ બહુજ તેજ તેમના દેખવામાં આવ્યું. ॥૩॥ તે તેજ તો એક કાળે ઉદય પામેલા અગણિત સૂર્યના પ્રકાશની પેઠેજ પ્રકાશ પામતું, અતિશય ઘાટું અને શ્વેત કાંતિવાળું હતું. અને દશેય દિશામાં પ્રકાશ કરતું હતું અને તેનાથી આ સમગ્ર જગત્ તેજોમય બની ગયું હતું. અને નીચે, ઉંચે, તેમજ આસ-પાસ, તે તેજ સિવાય બીજું કંઇ પણ દેખવામાં નહોતું આવતું. ॥૪॥ અને સૂર્ય, અગ્નિ, ચંદ્રમા અને સમગ્ર તારાગણો, એ બધાય જે તેજના પ્રભાવથીજ પ્રકાશવાળા થઇને સમગ્ર ભુવનોને પોતાના પ્રકાશથી પ્રકાશમાન કરેછે. અને તે કારણ-થીજ [1] વેદો પણ તે તેજને 'સ્વપ્રકાશ' એમ કહીને વર્ણન કરેછે. ॥૫॥ વળી જે તેજને 'બ્રહ્મ' અને 'અક્ષર' એ પ્રમાણે શ્રુતિઓ કહેછે અને જે સત્, ચિત્ અને આનંદમય છે, સર્વથી પર અને માયાના ત્રણ ગુણોને ઉલ્લંઘન કરીને તેથી અતીત છે, જે તેજને પરમાત્માના ઉપાસક મુનિપુરૂષો ત્રિગુણાત્મક પ્રકૃતિનો સંબંધ છોડીને બ્રહ્મસ્થિતિ પામ્યા પછી સાક્ષાત્ જુએછે, તે તેજના પ્રકાશથી જેમનાં નેત્રોની દ્રષ્ટિ આવરિત થયેલી છે, એવા તે ભક્તજનો તે તેજના સમૂહમાં રહેલા શ્રીનીલકંઠ–ભગવાનને જોઇ ન શક્યા. ॥૬॥ તે પછી તે તેજના સમૂહમાં સુંદર શ્રેષ્ઠ રત્નોથી જડિત એવું સોનાનું સુંદર સિંહાસન, કે જેને ઉપમા આપવાને બીજું કોઇ વસ્તુ નથી, એવું અતિ રમ્ય રૂપ જેનું છે અને અતિ ભવ્યતાએ યુક્ત, એવું દિવ્ય સિંહાસન તે ભક્તજનોએ

---

૧ 'न तत्र सूर्यो भाति न. तस्य भासा सर्वमिदं विभाति' 'यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिंल्लोका निहिता लोकिनश्च। तदेतदक्षरं ब्रह्म' 'दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः। એ વિગેરે અનેક શ્રુતિગણો તથા 'यदक्षरं वेदविदो वदन्ति' 'अव्यक्तोऽक्षर इत्युक्तः... यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम' એ વિગેરે સ્મૃતિઓ, એ અક્ષરબ્રહ્મને વર્ણન કરેછે. ॥

नूतनाम्बुधरकान्तिमतर्क्यम् ॥८॥ पाणिपद्मयुगलेन च वेणुं सन्निधाय मधुराधरबिम्बे। नादयन्तमुरुधा स्वरभेदैर्मोहयन्तममरानपि तेन ॥९॥ राधया सरमया रमणीयैः पूजितं सुरभिचन्दनपुष्पैः। चारुपीतवसनाञ्चितकाञ्चिं हेमरत्नपुरुभूषणभूषम् ॥१०॥ बर्हिबर्हमुकुटातिमनोज्ञं मन्दहासविलसन्मुखचन्द्रम्। चञ्चलाब्जदलसन्निभनेत्रं कामकार्मुककुटिभ्रूकुटिं च ॥११॥ स्वीयदिव्यपरिवारयुतेन दिव्यदेहसुकृतेन च भक्त्या। सेव्यमानमतिभावभरेण मूर्तिमद्भिरखिलायुधवृन्दैः ॥१२॥ पार्षदैः प्रबलनन्दमुखैः श्रीदामकप्रभृतिभिश्च परीतम्। शक्तिभिश्च निखिलाभिरतर्क्यैश्वर्यसिद्धिनिगमागमवृन्दैः॥१३॥ तोरणैः कुसुममौक्तिकक्लृप्तैः पङ्क्तिशश्च विधृतैरवतंसैः। शोभमानमुखपङ्कजमेनं वीक्ष्य ते तु परमां मुदमापुः ॥१४॥ ब्रह्माण्डकोटिपतिमेवमवेक्षमाणा आनन्दवार्धिप-

---

આશ્ચર્યપૂર્વક જોયું. ॥૭॥ તે સિંહાસનમાં વિરાજમાન એવા દિવ્ય-મૂર્તિ અને જોનારનાં નેત્રોને અને મનને અતિ રમણીય જણાતા અને શ્યામસુંદર મનોહર ગાત્રો-શરીરના અવયવો જેમના છે, નવા મેઘ સમાન આકર્ષક શ્યામ કાંતિવાળા અને કોઇના તર્કમાં-વિચારમાં ન આવી શકે એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ-વાસુદેવને તે ભક્તજનોએ જોયા. ॥૮॥ તે શ્રીકૃષ્ણ-વાસુદેવ પોતાના બંને હાથથી વેણુને પોતાના મધુર અધરબિંબ ઉપર મુકીને અનેક પ્રકારના સ્વર-ભેદોથી બજાવતા અને તે વેણુના સ્વરથી દેવતાઓને પણ મોહ પમાડતા હતા. ॥૯॥ લક્ષ્મીજીએ સહિત રાધિકાએ અતિ રમણીય એવાં સુગંધી ચંદન-પુષ્પોથી પૂજેલા, સુંદર પીતાંબર-વસ્ત્રથી શોભાયમાન કાંચી-કંદોરો ધારી રહેલા અને રત્નજડિત સોનાનાં અનેક આભૂષણોને પણ પોતાની અંગશોભાથી શોભાડતા હતા. ॥૧૦॥ મયૂરનાં પિચ્છથી બનાવેલા મુકુટની શોભાથી અતિ મનોજ્ઞ-મૂર્તિ જણાતા, મંદહાસથી શોભાયમાન મુખ—ચંદ્ર જેમનો છે, ચંચળ એવાં કમળનાં પત્ર સરખાં શોભાયમાન નેત્રોવાળા અને કામદેવના ધનુષને પણ તિરસ્કાર કરે એવી ભ્રૂકુટિની શોભાએ યુક્ત હતા. ॥૧૧॥ અને રાધારમાદિક પોતાના દિવ્ય પરિવારે, દિવ્ય દેહવાળા ધર્મદેવ અને ભક્તિદેવીએ, તેમજ મૂર્તિમાન એવાં સુદર્શન-ચક્ર વિગેરે આયુધોના સમૂહોએ, અતિ ભાવપૂર્વક સેવેલા. ॥૧૨॥ અને પ્રબળ, નંદ અને શ્રીદામાદિક અનેક દિવ્ય પાર્ષદોએ, તેમજ મૂર્તિમાન એવી સમગ્ર શક્તિઓએ, અતર્ક્ય એવાં મૂર્તિમાન ઐશ્વર્યોએ અને સિદ્ધિગણોએ, તેમજ મૂર્તિમાન વેદાદિક સચ્છાસ્ત્રોએ, ચોતરફથી ઉપાસના કરેલા. ॥૧૩॥ પુષ્પો અને મોતીના બનાવેલા પંક્તિબંધ ધારણ કરેલા તોરણો અને કાનમાં ધારણ કરેલા ગુચ્છોથી અતિશય શોભાયમાન છે મુખકમળ જેમનું, એવા એ શ્રીકૃષ્ણને જોઇને તે સર્વ ભક્તજનો તો પરમ આનંદ પામ્યા. ॥૧૪॥ અને અનંત-કોટિ બ્રહ્માંડોના પતિ એવા તે શ્રીકૃષ્ણ-વાસુદેવને આ પ્રમાણે જોતા અને આનંદના સમુદ્રમાં લીન થઇ ગયાંછે સમસ્ત ગાત્રો જેમનાં, એવા તે સમગ્ર ભક્તજનો એક મુહૂર્ત પર્યંત ગયુંછે દેહનું ભાન જેમને એવા થઇ ગયા; અને ત્યાર પછી તે શ્રીહરિ-નીલકંઠની ઇચ્છાથી તે સર્વ ભક્તજનો પ્રથમની પેઠેજ જાગ્રતમાં આવી ગયા. ॥૧૫॥

रिमग्नसमस्तगात्रा. । तस्थुर्मुहूर्तमखिला गतदेहभानास्तस्येच्छयाथ च समासत पूर्ववत्ते ॥१५॥ ते तं निरीक्ष्य भगवन्तमुरुप्रतापं सिंहासनोपरि मनोहरवर्णिवेषम् । हृष्टा. प्रणम्य पुनरेव पुपूजुरेनं भक्त्या सदंशुकविभूषणगन्धपुष्पे. ॥१६॥ नीराजनं विविधवाद्यजयादिघोषै. कृत्वोपहारनिचयं च निवेद्य भूय. । कृत्वा प्रणाममुरुधा सकलाश्च भक्तास्तं संयुताञ्जलियुगा परितुष्टुवुस्ते ॥१७॥ अतितेजसि दिव्यहैमपीठे ह्युपविशाय सदेश्वरेश्वराय । क्षरतोऽक्षरतः पराय भूम्ने सहजानन्द ! नमोऽस्तु ते दयालो ! ॥१८॥ वृषभानुसुतादिभिश्च गोपीनिकरैः सादरमेव सेविताय । स्थिरया रमया च भूरिभक्त्या सहजानन्द ! नमोऽस्तु ते दयालो ! ॥१९॥ परिवारयुतेन धर्मपित्रा निजवामस्थितया सहैव भक्त्या । अतिभावभराडुपासिताय सहजा–॥२०॥ सकलैरपि पार्षदप्रवीरैः सकलास्त्रैर्निजहेतिभिश्च वेदै. । सकलैश्च भगैर्निषेविताय सहजानन्द !–॥२१॥ जगतां जननादिषु त्वमेको निखिलानां भवसि स्वतन्त्रहेतु. । त्वमतोऽखिलदेवदेव उक्त. सहजान–॥२२॥ भुवि धर्मपथावनाय साक्षादसतां चापि विनाशनाय नृणाम् । नरनाट्यधरोऽसि धर्मसूनो ! सहजा–॥२३॥ न गुणास्त्वयि मायिका नृदेहे सकलैश्वर्य-

---

અને પછી તે ભક્તજનોએ સિંહાસન ઉપર વિરાજમાન એવા અતિ મનોહર વર્ણિવેષ ધારી રહેલા અને મહા પ્રતાપી એવા તે શ્રીનીલકંઠ–ભગવાનને જોઇને ઘણો હર્ષ પામ્યા થકા ભગવાનને નમસ્કાર કરીને ભક્તિથી સુંદર વસ્ત્રો, આભૂષણો અને સુગંધવાળા ચંદન અને પુષ્પાદિક સામગ્રીઓથી તે શ્રીહરિની ફરીથી પૂજા કરી ॥૧૬॥ અનેક પ્રકારના વાદ્યોના શબ્દો તેમજ 'જય' 'જય' એવા શબ્દો તેણે સહિત શ્રીહરિની આરતી કરીને, ઘણીક ભેટો વારંવાર અર્પણ કરીને અને વારંવાર પ્રણામ કરીને, તે સર્વ ભક્તજનો બંને હાથ જોડીને શ્રીહરિની વારંવાર સ્તુતિ કરવા લાગ્યા ॥૧૭॥ (ભક્તજનો સ્તુતિ કરે છે –) મહાતેજોમય ડળમા દિવ્ય સોનાના સિંહાસન ઉપર સદાય વિરાજમાન રહેલા, બ્રહ્માદિક ઇશ્વરોના પણ ઇશ્વર–મૂર્તિ, ક્ષર–પ્રાણીમાત્રનો સમુદાય, તેમજ અક્ષર–સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ, તેનાથી પણ પરસ્વરૂપે રહેલા અને અતિ સમર્થ એવા હે સહજાનંદ ! હે દયાળો ! તમને અમારા નમસ્કાર છે ॥૧૮॥ પોતાને ડાબે પડખે રહેલા ભક્તિદેવીએ સહિત અને જ્ઞાન, દમ, આનંદ, વિગેરે પોતાના પરિવારે સહિત, એવા આપના પિતા ધર્મદેવે, અતિશય ભાવપૂર્વક આપ નિરંતર ઉપાસના કરેલા છો. ॥૨૦॥ નંદ–સુનંદાદિક સમગ્ર પાર્ષદ પ્રવીરોએ, મૂર્તિમાન સમગ્ર આયુધોએ, મૂર્તિમાન વેદોએ અને મૂર્તિમાન સમગ્ર ઐશ્વર્યોએ સર્વ પ્રકારથી સેવેલા એવા અતિ સમર્થ આપને અમારા નમસ્કાર છે ॥૨૧॥ અનેક બ્રહ્માણ્ડરૂપ સમગ્ર જગતની ઉત્પત્તિ વિગેરે કરવામાં આપ એકજ સ્વતંત્ર–નિરપેક્ષ કારણ છો, માટે આપ સર્વ દેવોના દેવ છો, એમ આપને શાસ્ત્રો અને મહાપુરૂષો કહેછે, એવા અતિ સમર્થ આપને અમો નમસ્કાર કરીએ છીએ ॥૨૨॥ પૃથ્વી ઉપર ધર્મ–મર્યાદાઓનું રક્ષણ કરવા માટે અને તેનો ભંગ કરનાર અનંત્–દુષ્ટપુરૂષોના વિનાશ માટે આપ પોતેજ નરનાટ્ય ધારણ કરીને ધર્મના પુત્રરૂપે પ્રગટ થયેલા છો. ॥૨૩॥ અને આપ મનુષ્યદેહ ધારોછો તો પણ તેમા માયિક સત્વાદિક ગુણોનું

युतः स्वयं यतोऽसि । भजनीयपद्मो नृणां त्वमेकः सहजानन्द ! ॥२४॥ जननी जनकः सुहृच्च मित्रं ननु देवो हितकृद्गुरुस्त्वमेव । शरणं त्वमसीह नः प्रभो ! वै सहजानन्द ! नमोस्तु ते दयालो ! ॥२५॥ इति स्तुतः प्रसन्नोऽसौ भक्तवत्सल ईशिता । अभयं प्रददौ तेभ्यस्तेन ते तुतुषुर्भृशम् ॥२६॥ देशान्तरागता भक्ताः पूर्णकामास्ततोऽखिलाः । मन्यन्ते स्म कृतार्थान्स्वान्साक्षात्तद्दर्शनादिभिः ॥२७॥ आज्ञप्तास्ते भगवता स्वान्स्वान्देशांस्ततो ययुः । मुक्तानन्दादयः सन्तस्त्ववसंस्तस्य सन्निधौ ॥२८॥ लीलानरवपुः कृष्णो निजभक्तार्पितं वसु । भूषणानि च वासांसि विप्रेभ्यो व्यभजत्स्वयम् ॥२९॥ कृतार्थानात्मनः सन्तो मन्यमानास्तमादरात् । सिषेविरेऽनुकालं वै श्रीकृष्णं स्वेष्टदैवतम् ॥३०॥ अन्नसत्रं महत्तत्र वर्तयामास स प्रभुः । अन्नोदकसुखं यत्र प्राप्नुवन्त्यध्वगा जनाः ॥३१॥ सोऽपि तत्रैव कतिचित् स्थित्वाऽहानि ततः स्वकैः । भक्तैः परिवृतः सद्भिर्धोराजितपुरमाययौ ॥३२॥ उद्घोषोऽभूत्पत्तने पत्तनेऽथो ग्रामे ग्रामे खर्वटे खर्वटे च । साक्षात् कृष्णो भूतळे जात एव पुंसां स्त्रीणां सर्वतो विस्मितानाम् ॥३३॥

---

કાર્ય તો હોતુંજ નથી, કેમકે આપ આપનાં અસાધારણ અલૌકિક ઐશ્વર્યોએ સહિતજ પ્રગટ થાઓછો; અને મનુષ્યોને મુક્તિને માટે એક આપનાંજ ચરણ–કમળ ભજવા યોગ્ય છે, એવા આપ છો. ॥૨૪॥ હે પ્રભુ ! આ લોકમાં અમારે માતા, પિતા, સુહૃત્, મિત્ર અને દેવ, તેમજ હિત કરનારા ગુરૂ, એ સર્વ આપજ છો; અને આશ્રય કરવા યોગ્ય તમેજ એક અમારૂં શરણ છો. એવા અતિ સમર્થ હે સહજાનંદ પ્રભુ ! હે દયાળુ ! આપને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ॥૨૫॥ આ પ્રમાણે સ્તુતિ કરેલા અને પ્રસન્ન થયેલા, એવા અતિ સમર્થ ભક્તવત્સલ ભગવાને તે ભકતજનોને અભયદાન આપ્યું અને તેથી તે ભકતજનો ઘણાજ પ્રસન્ન થયા. ॥૨૬॥ દેશાંતરથી આવેલા તે સર્વ ભકતજનો તે શ્રીહરિનાં સાક્ષાત્ દર્શનાદિકથી મહાસુખ પામવાથી પોતાને પૂર્ણકામ માનીને કૃતાર્થ માનવા લાગ્યા. ॥૨૭॥ અને પછી ભગવાન–શ્રીહરિએ આજ્ઞા કરવાથી તે ભકતજનો ત્યાંથી પોત–પોતાના દેશો પ્રત્યે ગયા અને મુક્તાનંદાદિક સાધુઓ તો તે શ્રીહરિના સમીપમાંજ રહ્યા. ॥૨૮॥ લીલામાત્ર નરાકૃતિ ધારનારા શ્રીહરિએ પોતાના ભકતોએ આપેલું દ્રવ્ય, આભૂષણો અને વસ્રો, એ સઘળુંય પોતે બ્રાહ્મણોને વહેંચી દીધું. ॥૨૯॥ અને મુકતાનંદાદિક સંતો પોતાને કૃતાર્થ માનતા થકા, પોતાના ઇષ્ટદેવ એવા તે શ્રીહરિ–કૃષ્ણની સમય–સમય પ્રમાણે આદરપૂર્વક સેવા કરતા હતા. ॥૩૦॥ અતિ સમર્થ એવા શ્રીહરિએ તે કણીણી ગામમાં એક મોટું અન્નસત્ર–સદાવ્રત પ્રવર્તાવ્યું, જેમાં પ્રવાસ કરનારા યાત્રાળુઓ અન્ન–જળનું અતિ સુખ પામતા હતા. ॥૩૧॥ તે પછી શ્રીહરિ તે ગામમાં કેટલાક દિવસો રહીને ત્યાંથી પોતાના ભકતોએ–સાધુઓએ વીંટાયા થકા ધોરાજી પુર પ્રત્યે આવ્યા. ॥૩૨॥ આ પ્રમાણે અલૌકિક ઐશ્વર્યો જોઇને અતિ વિસ્મય પામેલાં સ્રીપુરૂષોનો, શહેરે–શહેર અને ગામે–ગામ અને દરેક નાનાં નાનાં ગામડાંઓમાં પણ મોટો ઉદ્ઘોષ થયો કે સાક્ષાત્ શ્રીકૃષ્ણ–વાસુદેવ ભગવાન પૃથ્વી ઉપર નિશ્ચેજ પ્રગટ થયાછે. ॥૩૩॥

भक्तदर्शितसुदिव्यविग्रहो भक्तसंस्तुतयथेक्षिताकृतिः ।
भक्तवृन्दहृदयाम्बुजे वसन्नेष मेऽस्तु हृदि भक्तवत्सलः ॥३४॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य तत्सम्प्रदाय-सकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये सपरिकर-श्रीकृष्णस्वरूपाविष्कारनिरूपणं नाम द्वाविंशतितम उल्लासः ॥२२॥

પોતાના ભક્તજનોને પોતાની સુંદર દિવ્ય-મૂર્તિનાં દર્શન કરાવનારા, ભક્ત-જનોએ સમાધિમાં જેવા જોયા તેવાજ સ્તુતિ કરેલા અને ભક્તજનોના હૃદય-કમળમાં નિવાસ કરી રહેલા, એવા એ ભક્તવત્સલ ભગવાન મારા હૃદયારવિંદમાં નિવાસ કરીને રહો. ॥૩૪॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સંપ્રદાયનું સર્વ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં સપરિકર શ્રીકૃષ્ણસ્વરૂપાવિષ્કારનિરૂપણનામે બાવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૨॥

# उल्लासार्थसङ्ग्रहः

यो धर्मस्थापनाय प्रकटितनृतनुः क्ष्मातले वर्णिवेषो
धर्मज्ञानाद्युपायान् श्रुतिपथमहितान् ख्यापयन्स्वाश्रितेभ्यः ।
धर्माधर्मव्यवस्थाविदलननिरतान्नास्तिकान्वादहप्तान्
दुःखं तद्दर्शयित्वा निरयगमखिलं संव्यधादास्तिकांस्तान् ॥

स एष सहजानन्दः सर्वलोकप्रशासकः ।
श्रेयसे सर्वलोकानां जयत्युद्दामवैभवः ॥२३-१-२॥

ભૂતળ ઉપર ધર્મ સ્થાપન કરવા માટે-મનુષ્યાકારે પ્રગટ થયેલા એવા વર્ણિ-વેષ જે શ્રીહરિએ, પોતાના આશ્રિત ભક્તજનોને આત્યંતિક મુક્તિમાં હેતુભૂત-વેદ-માર્ગમાં પ્રસિદ્ધ, એવા ધર્મ-જ્ઞાનાદિક ઉપાયોનો ઉપદેશ કરતાં, ધર્મ-અધર્મની અનાદિ-સિદ્ધ વ્યવસ્થાનો નાશ કરવામાં તત્પર થયેલા અને વાદ કરવામાં અતિ ગર્વિષ્ઠ બની ગયેલા, એવા નાસ્તિક-જનોને, તે-તે કર્મના ફળરૂપ નરકનાં સઘળાં દુઃખ પોતાના યોગૈશ્વર્યથી પ્રત્યક્ષ બતાવીને તે નાસ્તિકોને આસ્તિક બનાવ્યા હતા. ॥

એવા તે સર્વલોકનું નિયમન કરનારા અને અતિ ઉગ્ર પ્રતાપશાળી, એવા એ શ્રીસહજાનંદ-સ્વામી નામે પ્રસિદ્ધ થયેલા પ્રત્યક્ષ શ્રીહરિ, સર્વ લોકોના કલ્યાણ માટે આ લોકમાં જયકારી વર્તે છે. ॥ ૨૩-૧-૨ ॥

# त्रयोविंशतितम उल्लासः

तत्र माधवजिद्विप्रगेहे शुचिनि सत्पतिः । स्वावासमकरोत्तस्य चक्रे सेवां स वाडवः ॥१॥ पौराश्च शतशस्तत्र सानुबन्धं तमीश्वरम् । प्रीत्या सिषेविरे तेषां स्त्रियश्च परमादरात् ॥२॥ तत्र तत्र पुरे पुंसां मिलितानां च यूथशः । कृष्णोऽत्रागत इत्येवं वार्त्ताऽभूद्विस्मितात्मनाम् ॥३॥ महत्यासीत्सभा तत्र प्रत्यहं पीठ उन्नते । निषसाद हरिस्तत्र स्वभक्तैः परितो वृतः ॥४॥ तद्दर्शनार्थमाजग्मुः पौराः प्रतिदिनं नराः । साश्चर्यं यूथशः प्रीत्या योषितश्चोज्झितालयाः ॥५॥ मुमुक्षवस्तत्र केचित्तं निरीक्ष्यैव केवलम् । भगवानयमेवेति मेनिरे ह्यसंशयम् ॥६॥ प्रीत्या तं वीक्षमाणानां केषांचित्सहसा नृणाम् । विनापि योगाभ्यसनं समाधिः परमोऽभवत् ॥७॥ तं दृष्ट्वा केचन जना ईश्वरोऽयमिति स्वयम् । विविदुश्च तथैवोचुः पुरे स्वीयानुपेत्य ते ॥८॥ एतां वार्त्तां निशम्यैव पुरस्था नास्तिका नराः । अहिंसां च दयां भूरि प्रशंसन्तो हि

## ઉલ્લાસ ૨૩ મો.

તે ધોરાજી પુરમાં પરમપવિત્ર માધવજી નામે બ્રાહ્મણને ઘેર સત્પુરૂષોના પતિ ભગવાને પોતાનો નિવાસ કર્યો અને તે બ્રાહ્મણ શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૧॥ તે પુરના સોએ–સો ભક્તજનો મુક્તાનંદાદિક સંતોએ સહિત તે શ્રીહરિની પ્રેમપૂર્વક સેવા કરવા લાગ્યા અને તેમની સ્ત્રીઓ પણ પરમ આદરથી શ્રીહરિની સેવા કરવા લાગી. ॥૨॥ હવે તે પુરમાં તે તે દરેક ઠેકાણે ટોળાબંધ ભેગા મળેલા પુરૂષો કે જેઓ મનમાં અતિ વિસ્મય પામેલા હતા તેમનામાં ‘ અહીંઆં સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન આવેલા છે ’ એમ વાર્તાઓ થવા લાગી. ॥૩॥ તે ધોરાજીપુરમાં દરરોજ મોટી સભા થતી હતી અને તે સભામાં ઉંચી પાટ ઉપર શ્રીહરિ પોતાના ભક્તજનોથી ચોતરફથી વીંટાયા થકા વિરાજમાન થતા હતા.॥૪॥અને તે શ્રીહરિનાં દર્શન માટે આશ્ચર્યપૂર્વક તે પુરનાં હજારો-હજાર સ્ત્રીઓ અને પુરૂષો પોતાના ઘરનાં કામકાજ વિગેરે છોડી દઇને દરરોજ ટોળાબંધ આવતાં હતાં. ॥૫॥ તેમાંના કેટલાક મુમુક્ષુજનો જે હતા, તે તો તે શ્રીહરિનાં કેવળ દર્શનમાત્ર કરીનેજ ‘ આ શ્રીનીલકંઠવર્ણી પોતે ભગવાનજ છે ’ એમ પોતાના હૃદયમાં નિઃસંશયપણે માનવા લાગ્યા. ॥૬॥ અને પ્રેમપૂર્વક તે શ્રીહરિનાં દર્શન કરનારાઓમાંથી કેટલાક મનુષ્યોને એકદમ યોગાભ્યાસ કર્યા સિવાય પણ અતિ ઉત્તમ સમાધિ થઇ ગઇ. ॥૭॥ આવું આશ્ચર્ય જોઇને કેટલાક મનુષ્યોએ ‘ આ સ્વયમ્ ઇશ્વર છે ’ એમ માન્યું, અને પછી પુરમાં જઇને પોતાના સંબંધિજનો પાસે પણ એ પ્રમાણેજ વાર્તા કરી. ॥૮॥ એ વાર્તાને સાંભળીનેજ તે પુરમાં રહેનારા નાસ્તિકજનો કે જેઓ–અહિંસા અને દયાને કેવળ ઉપર–ઉપરથીજ બહુ વખાણતા હતા અને હિંસામય કર્મો કરવામાં પ્રીતિવાળા, પાપકર્મ કરનારા, દુરાચાર કરનારા, નિર્દય અને સ્નાન કે શૌચ વિગેરે પણ નહિ કરનારા, કેવળ દેહના પોષણનીજ યુક્તિઓ કરનારા, દેવ, બ્રાહ્મણ, વેદો અને તીર્થોની અતિશેજ

वाग्रतः ॥९॥ हिंस्रकर्मरताः पापा दुराचाराश्च निर्दयाः । स्नानशौचविहीनाश्च देहपोषणयुक्तयः ॥१०॥ देवब्राह्मणवेदानां तीर्थानां चातिनिन्दकाः । दानहोमव्रतश्राद्धहीनाश्च मलिनांशुकाः ॥११॥ असत्यौ स्वर्गनरकौ जानन्तो बुधमानिनः । क्रोधेर्ष्यामत्सरग्रस्तास्ते संहत्य तमागमन् ॥१२॥ निर्मानवृत्तिः कृष्णस्तानकृतप्रणतीनपि । तत्रोपवेशयामास तन्निघ्नाधर्ममुत्खनन् ॥१३॥ ततः स वेदविहितान् वर्णाश्रमवृषान्नृणाम् । यथावदवदत्तेषां स्वर्गादीनि फलानि च ॥१४॥ तानुल्लङ्घ्य ग्राम्यसुखे यथेष्टं चरतां नृणाम् । नरकप्राप्तिमवदत्प्रमाणवचनैस्ततः ॥१५॥ उभयेषां कर्मणां च फलदातास्ति हीश्वरः । स्वप्रकाशः स्वतन्त्रोऽसौ विश्वजन्मावनान्तकृत् ॥१६॥ स एव श्रेयसे यर्हि कृपया स्यान्नराकृतिः । तदा तदीयभक्त्यैव मुक्तिः स्यान्नान्यथा कचित् ॥१७॥ इति श्रुत्वा वचस्तस्य नास्तिकास्ते त्वमर्षणाः । तद्वाक्यखण्डनोद्युक्ताः प्रत्यूचुर्जनसंसदि ॥१८॥ धर्मान् बोधयसि त्वं हि स्वाश्रितान् गुरुतां गतः । धर्मं सम्यङ्न जानासि ज्ञात्वा वा वञ्चयस्यमून् ॥१९॥ यत्सेवनात्सुखं सद्यो भवेद्धर्मः स सम्मतः । यत्र दुःखं च

નિંદા કરનારા, દાન, હોમ, વ્રત, કે શ્રાદ્ધ, વિગેરે કંઇપણ સત્કર્મ નહિ કરનારા, મલીન વસ્ત્રો રાખનારા, સ્વર્ગ નરકને અસત્ય જાણનારા, વળી પંડિતપણાના અભિમાનવાળા અને ક્રોધ, ઈર્ષ્યા અને મત્સરથી ભરેલા હતા, એવા તે નાસ્તિકો ભેગા થઈને તે શ્રીહરિની પાસે આવ્યા. ॥૯—૧૨॥ અને ભગવાનને નમસ્કાર ન કર્યા તો પણ તે નાસ્તિકોને નિર્માનવૃત્તિવાળા શ્રીહરિ–ભગવાને તેમનામાં રહેલા અધર્મને મૂળમાંથીજ ઉખેડી નાખવાને ઇચ્છતા થકા તે સભામાં બેસાર્યા. ॥૧૩॥ તે પછી શ્રીહરિએ વેદમાં કહેલા વર્ણાશ્રમના ધર્મો મનુષ્યોને પાળવાના છે અને તેનાં ફળ સ્વર્ગાદિકની પ્રાપ્તિ વિગેરે છે, એમ યથાર્થપણે કહી બતાવ્યું. ॥૧૪॥ અને તે ધર્મોનું ઉલ્લંઘન કરીને ગ્રામ્ય—વૈષયિક, સુખમાં યથેષ્ટપણે વર્તનારા મનુષ્યોને નરકની પ્રાપ્તિ થાય છે, એ પણ શાસ્ત્રનાં પ્રમાણ વચનોથી વિસ્તારપૂર્વક કહી બતાવ્યું. ॥૧૫॥ અને તે બંને પ્રકારનાં કર્મોનું ફળ આપનારા ભગવાન છે, તે ભગવાન સ્વયંપ્રકાશ અને સદાય સ્વતંત્ર છે. અને આ વિશ્વની ઉત્પત્તિ પાલન અને સંહાર કરનારા પણ એ પોતેજ છે. ॥૧૬॥ એજ ભગવાન જ્યારે મનુષ્યોના કલ્યાણ માટે કૃપા કરીને મનુષ્યાકૃતિ ધારેછે, ત્યારે તે ભગવાનની ભકિત કરવાથીજ મનુષ્યોની આત્યંતિકી મુકિત થાય છે, પરંતુ એ સિવાય બીજો કોઇ ઉપાય નથી. ॥૧૭॥ આવી રીતનાં તે શ્રીહરિનાં વચનો સાંભળીને, તે નાસ્તિકો તો તેને સહન ન કરી શકયા એવા થકા તે સભામાંજ શ્રીહરિનાં વાકયોનું ખંડન કરવામાં તત્પર થઇને શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા—॥૧૮॥ ગુરૂપદ ઉપર રહેલા તમો પોતાના આશ્રિત શિષ્યોને બોધ કરોછો ખરા, પરંતુ—તમો ધર્મના સ્વરૂપને યથાર્થપણે જાણતા નથી, અથવા તો જાણવા છતાં પણ તમો આ તમારા શિષ્યોને ઠગોછો. ॥૧૯॥ કેમકે—જેનું સેવન કરવાથી તુરતજ પ્રત્યક્ષ સુખ પ્રાપ્ત થાય તેજ ધર્મ માનેલો છે અને જેમાં કલેશ અને હિંસા થતી હોય તે ધર્મ કેમ કહેવાય ? ॥૨૦॥ પ્રાતઃકાળમાં ઠંડા પાણીથી સ્નાન કરતી વખતે તો તરૂણ અવસ્થાવાળા માણસો પણ થરથર કંપેછે, તો પછી બા-

हिंसा च स धर्मः कथमुच्यते ॥२०॥ प्रातः शीतोदकस्नाने वेपन्ते तरुणा अपि। बाला वृद्धा मृतप्रायाः कथं न स्युस्तदा जनाः ॥२१॥ महताप्यम्बुना भूमौ सूक्ष्मा जीवाः सहस्रशः। स्नानकाले प्रणश्यन्ति प्रातःस्नानं हितं न तत् ॥२२॥ पशुहिंसात्मको वेदः प्रमाणं स कथं मतः। हिंसात्मकेन यज्ञेन याजकस्य कथं सुखम् ॥२३॥ कर्मानुरूपफलदः स्वतन्त्रः कथमीश्वरः। केनापि नैव दृष्टोऽत्र स्वर्गो वा नरकोऽपि वा॥२४॥ कथं वा मन्यसे धर्मं सम्यग् ब्राह्मणभोजनम्। गर्तान्तःक्षिप्ततद्भुक्तिपात्रेषूद्भवन्ति जन्तवः ॥२५॥ एकस्मिंस्तर्पिते विप्रे जीवा नश्यन्ति कोटिशः। तस्मात्तन्नैव धर्मः स्यादहिंसा धर्म उच्यते ॥२६॥ स्वस्वरुच्यनुसारेण स्त्रीपुंसानां परस्परम्। संयोगे जायते सौख्यं स च धर्मो महान्मतः ॥२७॥ सुखात्मकमिमं धर्ममधर्मं इति यो वदेत्। बुद्धिहीनः स तु पुमानुपहास्यो भवेद्ध्रुवम् ॥२८॥ अल्पज्ञस्यापि पुंसः स्यात्सुरापाने महासुखम्। तदप्यधर्मं यो ब्रूयात्स मूर्खो न तु बुद्धिमान् ॥२९॥ सुरसैः स्वादुभिर्भोज्यैः सम्यक्तृप्तिर्हि जायते। तथा पेयैश्च विविधैरिति बालोऽपि वेत्त्यलम् ॥३०॥

---

બાળકો અને ઘરડા માણસો તો મૃતપ્રાય કેમ ન થઇ જાય ? ॥૨૧॥ અને વળી સ્નાન કરતી વખતે પાણીની સાથે પૃથ્વી ઉપર પછડાયેલા હજારો-હજાર સૂક્ષ્મપ્રાણીઓ નાશ પામી જાયછે, માટે પ્રાતઃસ્નાન કોઇ રીતે મનુષ્યોને હિતકારી નથી ( તો તેને ધર્મ કેમ કહેવાય ? ) ॥૨૨॥ અને પશુઓની હિંસા પ્રતિપાદન કરનારો વેદ તે કેમ પ્રમાણરૂપ મનાય ? અને હિંસાપ્રધાન યજ્ઞ કરવાથી યજ્ઞ કરનાર યાજકને પણ કેમ સુખ થાય ? નજ થાય, માટે વેદ પણ પ્રમાણભૂત શાસ્ત્ર મનાય નહિ. ॥૨૩॥ અને કર્મ પ્રમાણેજ ફળ આપનારા ઇશ્વરને સ્વતંત્ર કેમ કહેવાય ? અને વળી કર્મના ફળરૂપ સ્વર્ગ અને નરક તે પણ કોઇએ પ્રત્યક્ષ દીઠા નથીજ (તો તેને કેમ સત્ય મનાય ?) ॥૨૪॥ અને બ્રાહ્મણોને જમાડવા તેને શ્રેષ્ઠ ધર્મ કેમ માનોછો ? કેમકે-બ્રાહ્મણોએ જમ્યા પછી તેમણે જમેલાં ખાડામાં નાખી દીધેલાં પનવાડાંમાં અનેક જન્તુઓ ઉત્પન્ન થાયછે ( અને તે નાશ પામી જાયછે. ) ॥ ૨૫ ॥ એક બ્રાહ્મણને જમાડીને તૃપ્ત કરતાં કરોડો જીવ નાશ પામેછે, માટે તે બ્રાહ્મણભોજન ધર્મજ ન કહેવાય, પરંતુ અહિંસા એજ મોટો ધર્મ છે. ॥૨૬॥ અને વળી પોતપોતાની રૂચિ પ્રમાણે સ્ત્રીપુરૂષોનો પરસ્પર સંયોગ થવાથી પરમ સુખ થાયછે, માટે તેજ મોટામાં મોટો ધર્મ છે અને આવા પરમસુખરૂપ ધર્મને જે ( વ્યભિચારરૂપ ) અધર્મ છે એમ કહે છે તેનો બુદ્ધિહીન પુરૂષ તો નિશ્ચેજ ઉપહાસને પાત્ર થાયછે ( માટે તમે પણ બુદ્ધિહીન અને ઉપહાસને યોગ્ય છો, એમ તે નાસ્તિકોનો કહેવાનો અભિપ્રાય છે. ) ॥૨૭—૨૮॥ અને અતિ તુચ્છ એવા અલ્પજ્ઞ માણસને પણ સુરાપાન કરવામાં મહાસુખ થાયછે, તો તેવા ( પ્રત્યક્ષ જણાતા ) મહાસુખને અધર્મ એમ જે કહેછે તે તો મૂર્ખ છે, પરંતુ તેને બુદ્ધિમાન ન કહેવાય. ॥૨૯॥ સારાં રસવાળાં સ્વાદુ ભોજનો જમવાથી સારી રીતે તૃપ્તિ નિશ્ચેજ થાયછે, તેમજ નાનાપ્રકારનાં પેયપદાર્થોથી પણ આત્મતૃપ્તિ થાયછે, એ વાત તો નાનો બાળક પણ સંપૂર્ણપણે જાણેછે. ( તો શું તમે નથી જાણતા ? ) ॥૩૦॥ આવા આત્મતૃપ્તિરૂપ

आत्मरतिमिमं धर्मं व्रतादौ वर्जयन्ति ये । दुःखमेव फलं तेषां कायक्लेशो हि जायते ॥३१॥ स्वात्मा यैः क्लेशितः कृच्छ्रैर्व्रतैः स्नानादिभिस्तथा । क्लेश एव फलं तेषामाशामात्रं फलान्तरम् ॥३२॥ तस्माद्यथा यथा स्वात्मा पुष्टः स्यादनुवासरम् । तथैव वृत्यं सुधिया स्वर्गसौख्यमिदं मतम् ॥३३॥ वार्त्तामात्रं हि नरको न दृष्टः केनचित्कचित् । तस्मादेतान् जनान्दुःखे कायक्लेशे हि मा क्षिपः ॥३४॥ इत्याकर्ण्य वचस्तेषां नीलकण्ठोऽब्रवीद्वचः । स्वानुभूतिप्रमाणेन भवद्भिरिदमुच्यते ॥३५॥ धर्मोऽधर्मश्च लोके यौ प्रसिद्धौ भवतोऽत्र तौ । न स्वतः कल्प्यमानौ वै किन्तु वेदोदितौ मतौ ॥३६॥ वेदस्तु जगतां भर्त्तुराज्ञारूपो हि वर्त्तते । यस्तेन धर्म इत्युक्तः स धर्म इतरो न हि ॥३७॥ अधर्मस्तेन यः प्रोक्तः स एवाधर्म उच्यते । धर्माधर्मौ ततोऽस्माकं वेदोक्तावेव सम्मतौ ॥३८॥ भवतां वेदबाह्यानां धर्माधर्माविहैच्छिकौ । अतो यथेष्टाचरणे प्रवृत्तिः किल दृश्यते ॥३९॥ न पाककर्त्तृनियमः स्वादुभोज्योपलम्भने । मातृस्वस्रादिनियमो न स्त्रीसङ्गे तथैच्छिके ॥४०॥ न च श्वपचयोषादिसङ्गेऽप्यस्त्यैच्छिके क्षतिः । गृहेऽन्त्य-

---

ધર્મને જે પુરૂષો નાના પ્રકારનાં વ્રતો કરવામાં ત્યાગ કરેછે, તો તેમને તો શરીરને ક્લેશ થવારૂપ કેવળ દુઃખજ ફળરૂપે મળેછે. ॥૩૧॥ જે મનુષ્યો નાનાપ્રકારનાં કૃચ્છ્રાદિક વ્રતોથી તેમજ ઠંડા પાણીથી સ્નાનાદિક કરવાથી પોતાના આત્માને ક્લેશ પમાડેછે, તો તેમને તે કષ્ટ પડેછે એજ માત્ર ફળ મળેછે. અને બીજાં સ્વર્ગાદિક ફળોની પ્રાપ્તિ તો કેવળ આશામાત્રજ છે. ॥૩૨॥ માટે હમેશાં જેમ જેમ પોતાનો આત્મા ( દેહ ) પુષ્ટ થાય તેમજ બુદ્ધિમાન પુરૂષોએ વર્તવું; અને એજ ખરૂં સ્વર્ગનું પરમસુખ માનેલું છે. ( બીજું છેજ નહિ. ) ॥૩૩॥ અને નરક તો કેવળ વાર્તા માત્રજ છે, પરંતુ કોઇએ ક્યારેય પણ પ્રત્યક્ષ જોયો નથી, માટે હે નીલકંઠવર્ણિન્! આ તમારા આશ્રિત જનોને કાયક્લેશરૂપ દુઃખમાં નાખશો નહિ. ॥૩૪॥ આવાં તે નાસ્તિકોનાં વચન સાંભળીને શ્રીનીલકંઠવર્ણી કહેવા લાગ્યા—આ જે તમે કહોછો, તે કેવળ તમારા અનુભવ માત્રથીજ કહોછો. ( પરંતુ શાસ્ત્રના પ્રમાણે સહિત નથી કહેતા. ) ॥૩૫॥ આ લોકમાં ધર્મ અને અધર્મ એ બંને જે પ્રસિદ્ધપણે રહેલા છે, તે પોતે કલ્પેલા નથી, પરંતુ વેદમાં કહેલાજ તે ધર્મ—અધર્મ માનેલા છે. ॥૩૬॥ અને વેદ તો સકળજગતના નિયન્તા એવા ભગવાનની આજ્ઞારૂપે વર્તેછે, માટે તે વેદે જે ધર્મ કહ્યો હોય તેજ ધર્મ છે, પણ તે સિવાય બીજો કોઇ ધર્મ નથીજ. ॥૩૭॥ અને તે વેદે જે અધર્મ કહ્યો હોય તેજ અધર્મ કહેવાયછે, (પણ બીજો નહિ) માટે અમારે તો ધર્મ અને અધર્મ, એ બંને વેદમાં કહેલાજ માનેલા છે. (પણ તે સિવાયના સ્વતઃકલ્પિત ધર્મ-અધર્મ અમારે માન્ય નથી. ) ॥૩૮॥ અને વેદમર્યાદાથી બહાર વર્તનારા તમારે તો ધર્મ અને અધર્મ એ બંને પોતાની ઇચ્છા પ્રમાણે કલ્પી કાઢેલા છે. માટેજ યથેષ્ટાચરણ કરવામાં તમારી પ્રવૃત્તિ જોવામાં આવેછે. ॥૩૯॥ ઇચ્છાકલ્પિત ધર્મમાં સ્વાદુ ભોજનની પ્રાપ્તિ થવામાં રસોઇ બનાવનારનો પણ કાંઇ નિયમ રહે નહિ, તેમજ ઇચ્છા કલ્પિત હોવાથી સ્રીસંગમાં પણ મા બ્હેન વિગેરેનો પણ નિયમ રહેજ નહિ. ॥૪૦॥

जस्यापि सुरापानेऽपि न हि हीनता॥४१॥ अस्मदीयजनानां तु वैदिकेऽध्वनि तिष्ठताम्। वेदोक्त एव नियमः पालनीयोऽस्ति सर्वथा ॥४२॥ फलदाने न सामर्थ्यं जडानां कर्मणां क्वचित्। अतस्तत्फलदोऽस्माभिरीश्वरोऽस्तीति मन्यते ॥४३॥ दुःखात्मकैरप्यारम्भे धर्मैर्वेदोदितैः सुखम्। महदेव हि नाकादौ भवितेत्यस्ति निश्चयः ॥४४॥ एवं विषयभोगैश्च सुखैर्निगमनिन्दितैः। सेवितैर्नरकप्राप्तिर्भवितेत्यपि निश्चयः ॥४५॥ श्रुत्वा श्रीहरिकृष्णेन वाक्यमित्थमुदीरितम्। मर्मविद्धा इव क्रुद्धाः प्रत्यूचुः पुनरेव ते ॥४६॥ यदि वेदोऽस्ति वः सत्यस्तदुक्तौ च वृषावृषौ। सत्यौ च स्वर्गनरकौ केन तौ वीक्षितौ वद? ॥४७॥ मुख्यं प्रमाणं प्रत्यक्षं फलं च दृष्टमेव सत्। ख्यातोऽसीशतया त्वं हि प्रत्यक्षं नः प्रदर्शय? ॥४८॥ अनेनैव हि देहेन यदीक्षिष्यामहे वयम्। स्वर्गं च नरकं तर्हि त्वच्छिष्याः स्मो न संशयः ॥४९॥ उपहासात्मकमपि श्रुत्वेति तद्वचो हरिः। पश्यन्तु सर्वेऽपीत्युक्त्वा, तेभ्योऽदाद्दिव्यदृष्टिताम् ॥५०॥ ततस्त आदौ ददृशुरन्धकारं घनं

---

તેમજ ઐચ્છિક ધર્મમાં શ્વપચ જાતિની સ્ત્રીઆદિકનો સંગ કરવામાં પણ કોઇ જાતની ક્ષતિ થાય નહિ, તેમજ અંત્યજ જાતિના મનુષ્યોના ઘરમાં પણ સુરાપાન કરવામાંય હીનતા લાગે નહિ. ( અર્થાત્–વેદબાહ્યપણે વર્તનારને ધર્માધર્મનો વિચારજ ન રહે. ) ॥૪૧॥ અને વૈદિક માર્ગમાં વર્તનારા અમારા આશ્રિતજનોને તો વેદમાં કહેલા નિયમો સર્વથા પાળવાજ જોઇએ. ॥૪૨॥ અને કર્મ જે ક્રિયા તે તો જડ હોવાથી તેમનામાં ફળ આપવાનું સામર્થ્ય ક્યારેય છેજ નહિ, માટેજ તે કર્મનું ફળ આપનારા સર્વનિયંતા ઇશ્વર છે, એમ અમો માનીએ છીએ. ॥૪૩॥ અને આરંભમાં પ્રવૃત્તિમય હોવાથી દુઃખરૂપ જણાતા એવા વેદમાં કહેલા ધર્મો વડે સ્વર્ગાદિકમાં તેના ફળરૂપે મોટું સુખ પ્રાપ્ત થનાર છે, એમ દ્રઢ નિશ્ચય છે. ॥૪૪॥ તેમજ ઉપરથી પ્રત્યક્ષ સુખરૂપ જણાતા વિષયભોગો કે જે સત્શાસ્ત્રમાં નિંદિત કહેલા છે, તેનું સેવન કરવાથી નરકની પ્રાપ્તિ થશેજ એમ પણ દ્રઢ નિશ્ચય છે. (માટે તમો નાસ્તિકો વેદમર્યાદાનું ઉલ્લંઘન કરવાથી નિશ્ચેજ નરકમાં પડશો એમ જાણો. ) ॥૪૫॥ આ પ્રમાણે શ્રીહરિકૃષ્ણ ભગવાને કહેલાં વાકય સાંભળીને તે નાસ્તિકો મર્મસ્થળમાં તાડન કરવાથીજ જેમ, એમ ક્રોધ પામીને ફરીને શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા–॥૪૬॥ જો તમારો વેદ સત્ય હોય અને તે વેદમાં કહેલા ધર્મ અને અધર્મ એ પણ સત્ય હોય, તેમજ સ્વર્ગ અને નરક તે પણ સત્ય હોય, તો તે સ્વર્ગ અને નરક કોણે નજરે જોયાછે તે કહો? ॥૪૭॥ અને સર્વ પ્રમાણોમાં મુખ્ય પ્રમાણ તો પ્રત્યક્ષ પ્રમાણજ છે અને કર્મનું ફળ પણ પ્રત્યક્ષ જોયેલુંજ ખરૂં કહેવાય, માટે તમો ઇશ્વર તરીકે આ જગતમાંપ્રસિદ્ધ થયેલા છો, તો તે સઘળું અમને પ્રત્યક્ષ બતાવો. ॥૪૮॥ જો અમે આ વર્તમાન દેહથીજ સ્વર્ગ અને નરક પ્રત્યક્ષ દેખીએ તો અમે તમારા શિષ્યો થઇએ એમાં કાંઇ સંશય નથી. ॥૪૯॥ દ્રષ્ટિમાત્રથી સર્વ પાપને હરનારા શ્રીહરિ તે નાસ્તિકોનું આવું ઉપહાસરૂપ પણ વચન સાભળીને, ઠીક, તમે બધાય જુઓ! એમ કહીને તે શ્રીહરિએ એ સર્વ નાસ્તિકોને દિવ્યદ્રષ્ટિપણું આપ્યું. ॥૫૦॥ તે પછી તે નાસ્તિકોએ પ્રથમ તો અતિ ગાઢ મોટો અંધકાર જોયો અને પછી તપી ગયેલી રેતી અને

महत् । ततोऽतिगहनं मार्गं तप्तवालुककर्करम् ॥५१॥ दावोग्रतपनात्युष्णे भूरिकण्टकदुर्गमे । यमदूतैर्नीयमानांस्तत्र पापिजनांश्च ते ॥५२॥ तीक्ष्णदंष्ट्रानूर्ध्वरोम्णो व्यात्तास्यान्व्यात्तचक्षुषः । लोहदण्डकरान् क्रूरान् याम्यांस्ते वीक्ष्य तत्रसुः ॥५३॥ ततो यमपुरं प्राप्य नरकांस्तत्र भूरिशः । अपश्यन्प्राणिनस्तेषु पीडयमानान्यमानुगैः॥५४॥ प्राणिनां क्लिश्यमानानामाक्रन्दान् शुश्रुवुश्च ते । हा! हा! हतोऽस्मि मां पाहि कोऽपि मां पातु पातु माम् ॥५५॥ ताडनोद्यतयाम्यानामुच्चैः शब्दांश्च शुश्रुवुः । रे जातिभ्रष्ट! भुंक्ष्वाद्य सुरापानफलं त्विदम् ॥५६॥ पारदार्यफलं भुंक्ष्व भुंक्ष्वेदं स्तेयजं फलम् । अभक्ष्यभक्षणफलं भुंक्ष्वेदं रसलोलुप! ॥५७॥ मांसाशनफलं भुंक्ष्व स्वधर्मत्यागजं फलम् । अशुचित्वफलं भुंक्ष्व फलं नास्तिकताभवम् ॥५८॥ कुम्भीपाकेऽथ तेऽपश्यंस्तप्ततैलकटाहके । पच्यमानान्हिंस्रजनान् रौरवे पतितांस्तथा ॥५९॥ परदाररतांस्तप्तसूर्मीनरक उल्बणे । अयःपानपीड्यमानान् सुरापान्ददृशुश्च ते ॥६०॥ ततश्च शूकर-

કાંકરા જેમાં છે, એવો અતિ ગહન માર્ગ જોયો. ॥૫૧॥ દાવાનળના ઉગ્ર તાપથી અતિ ઉષ્ણ અને ઘણાક કાંટાને લીધે જેમાં ચાલી ન શકાય, એવા તે દુર્ગમ માર્ગમાં યમના દૂતોએ બળાત્કારથી ચલાવેલા પાપીજનોને તે નાસ્તિકોએ જોયા. ॥૫૨॥ અને અતિ તીક્ષ્ણ દાઢોવાળા અને ખીલાની માફક ઉભા કઠિન રોમ જેમના છે, ફાટેલાં મુખ અને નેત્રો જેમનાં ભયંકર લાગે એવાં છે, હાથમાં લોઢાના દંડ ધારી રહેલા અને અતિ નિર્દય, એવા તે યમદૂતોને જોઇને તે નાસ્તિકો અતિ ત્રાસ પામી ગયા. ॥૫૩॥ તે પછી યમ પુરીને પામીને ત્યાં રહેલા ઘણાક નરકકુંડોને જોયા અને તે નરકોમાં યમના દૂતોએ પીડા પમાડેલા ઘણાક પાપી પ્રાણીઓને જોયા. ॥૫૪॥ અને યમદૂતોએ કલેશ પમાડેલા પાપી પ્રાણીઓના—' હાય ! હાય ! હું મરી ગયો, કોઇ પણ મારી રક્ષા કરો. ' એવા અતિ દીનભાવથી કરેલા આક્રંદને તે નાસ્તિકોએ સાંભળ્યા. ॥૫૫॥ અને વળી પાપીઓને મારવા તૈયાર થયેલા યમદૂતોના ઉંચે સાદે કરેલા શબ્દોને તે નાસ્તિકો સાંભળવા લાગ્યા. —( યમદૂતો પાપીઓએ કરેલાં કર્મ પ્રમાણે કષ્ટ આપતાં ' આ પાપનું આ ફળ છે એમ કહેતા હતા ) રે ! જાતિભ્રષ્ટ! તેં સુરાપાન કર્યું હતું તેનું આ ફળ હમણાં ભોગવ. ॥૫૬॥ પરસ્ત્રીનો સંગ કરવાનું ફળ તું ભોગવ ! ચોરી કરવાનું ફળ ભોગવ ! હે રસલોલુપ ! અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવાનું આ ફળ તું ભોગવ ! ॥૫૭॥ માંસભક્ષણ કરવાનું ફળ, તેમજ સ્વધર્મનો ત્યાગ કરવાનું ફળ, સ્નાનાદિક પવિત્ર કર્મ નહિ કરતાં અપવિત્રપણે વર્તવાનું ફળ, તેમજ નાસ્તિકતાનું ફળ, રે પાપી ! તું ભોગવ. ॥૫૮॥ આ પ્રમાણે યમદૂતોએ તિરસ્કારપૂર્વક કહીને કષ્ટ પમાડેલા કેટલાક તો કુંભીપાક નરકમાં પડેલા અને કેટલાક તો તપાવેલા તેલના કઢાયામાં રંધાતા તથા હિંસા કરનારા કેટલાક તો રૌરવ નરકમાં પડેલા, આવા ઘણાક પાપી પ્રાણીઓને તે નાસ્તિકોએ જોયા. ॥૫૯॥ પરસ્ત્રીઓમાં આસક્ત બનેલા પાપીઓ અતિઘોર તપ્તસૂર્મિ નામે નરકમાં પડેલા હતા, તથા સુરાપાન કરનારાઓને ઉકાળેલું લોઢું પાઇને યમદૂતોએ કષ્ટ પમાડેલા હતા, તે સર્વને જોયા. ॥૬૦॥ તે પછી વેદથી વિમુખ વર્તનારા અને સ્વધર્મનો ત્યાગ કરનારા

मुखे स्वधर्मत्यागिनो जनान्। तेऽपश्यन्वेदविमुखान् क्लिश्यमानान् यमानुगैः॥६१॥ एवं सहस्रशोऽपश्यन्नरकांस्तेऽतिदारुणान्। तेषु पापिजनांश्चापि क्रन्दतो भृशदुःखिनः॥६२॥ ततोऽतित्रासमापन्ना व्युत्थितास्ते हरीच्छया। भयविभ्रान्तनयना वेपमानास्तमानमन् ॥६३॥ पुनः क्षणान्तरे ते च समाधिं सहसाप्नुवन्। तत्र तेजस्विमार्गेण सुखेन त्रिदिवं ययुः ॥६४॥ अग्रे प्रचलता ते च हरिणा प्रापिता दिवम्। विमानकोटीर्ददृशुर्देवानां तत्र तैजसीः ॥६५॥ नानामणीन्द्रनिकरैर्हैमैस्त्वष्टृविनिर्मितैः। तेऽत्युज्ज्वलैर्महासौधैराजितां ददृशुः पुरम् ॥६६॥ यां देवधानीमित्याहुर्ऋषयश्चामरावतीम्। रत्नेन्द्रसाररचितां तेऽपश्यन्देवसंसदम्॥६७॥ महासिंहासने तत्र देवेन्द्रं ददृशुस्ततः। सेव्यमानं देवगणैः शच्या तेऽर्द्धासनस्थया ॥६८॥ तत्र पुण्यकृतो लोकांस्तेऽपश्यन्भूरितेजसः। नियोज्यमानानिन्द्रेण तत्तत्स्थानेषु भुक्तये ॥६९॥ एष स्वधर्मे निरतो हंसयानेन भास्वता। अप्सरोभिः परिवृतो विहर्तुं यातु नन्दनम् ॥७०॥ एकपत्नीव्रतधर एष दिव्यविमानगः। सेव्यमानो देवगणैर्यातु वैभ्राजकं वनम् ॥७१॥ एष कृच्छ्र-

---

એવા પાપીઓને યમદૂતોએ શૂકરમુખ નામના નરકમાં નાખીને દુઃખ પમાડેલાઓને તે નાસ્તિકજનોએ જોયા. ॥ ૬૧ ॥ આ પ્રમાણે તે નાસ્તિકોએ અતિ ભયંકર હજારો હજાર નરકકુંડો જોયા અને તેમાં અતિ કષ્ટ પામતા. અને આક્રંદ કરતા, એવા હજારો હજાર પાપીપ્રાણીઓને જોયા તેથી અતિ ત્રાસ પામેલા તે નાસ્તિકો શ્રીહરિની ઇચ્છાથી તે સમાધિમાંથી ઉઠયા અને ભયથી વિભ્રાંત નેત્રોવાળા અને થરથર કંપતા થકા તે શ્રીહરિને વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. ॥૬૨–૬૩॥ અને થોડીવાર પછી તે નાસ્તિકો ફરીને એકદમ સમાધિને પામી ગયા અને તેમાં પ્રકાશમય માર્ગવડે સુખેથી સ્વર્ગમાં ગયા. ॥૬૪॥ તે સમયમાં શ્રીહરિએ પોતેજ આગળ ચાલતા થકા તે નાસ્તિકોને સ્વર્ગમાં પહોંચાડયા, ત્યાં તે નાસ્તિકોએ દેવતાઓનાં અતિ તેજસ્વી એવાં કરોડો–કરોડ વિમાનો જોયાં ॥૬૫॥ અને વિશ્વકર્માએ નાના પ્રકારના શ્રેષ્ઠમણિઓના સમૂહોથી અને સુવર્ણથી બનાવેલી એવી અતિ પ્રકાશમય મોટી મોટી હવેલીઓની પંક્તિઓથી બહુજ શોભતી એવી દેવપુરી તે નાસ્તિકોએ દીઠી. ॥૬૬॥ જે દેવપુરીને ઋષિઓ **દેવધાની** અને **અમરાવતી** એવા નામોથી વર્ણન કરેછે, તે પુરીમાં સુંદર ઉત્તમ રત્નેન્દ્રોથી રચેલી એવી દેવસભા તે નાસ્તિકોએ જોઇ.॥૬૭॥ અને પછી તે સભામાં મોટા સિંહાસન ઉપર બેઠેલા અને સર્વદેવગણોએ, તેમજ અર્ધા આસન ઉપર બેઠેલી ઇન્દ્રાણીએ, સેવેલા એવા દેવરાજ ઇન્દ્રને દીઠા. ॥૬૮॥ તે સભામાં અતિ તેજસ્વી એવા પુણ્યશાલી લોકો કે–જેમને ઇન્દ્રરાજાએ તે તે સ્થાનોમાં તેમના પુણ્યનાં ફળ ભોગવવાને માટે આજ્ઞા કરીને મોકલવામાં આવતા હતા, તેમને તે નાસ્તિકોએ જોયા. ॥૬૯॥ સ્વધર્મમાં પ્રીતિવાળો આ પુરૂષ અતિ તેજસ્વી એવા હંસવાહન ઉપર બેસીને અપ્સરાઓથી વીંટાયો થકો નંદનબાગમાં વિહાર કરવા માટે જાઓ. ! ॥૭૦॥ એક પત્નીવ્રત રાખનાર આ પુરૂષ દિવ્ય વિમાનમાં બેસીને દેવગણોથી સેવાયો થકો વૈભ્રાજક નામે બગીચામાં વિહાર કરવા જાઓ ! ॥૭૧॥ અનેક પ્રકારનાં કૃચ્છ્ર વ્રતો કરનાર આ પુરૂષ સુંદર રત્નજડિત

व्रतपरो रत्नयानेन चारुणा । देवदेवीसेव्यमानो यातु चैत्ररथं वनम् ॥७२॥ जितेन्द्रियो जिताहार एष हेमविमानगः । प्रयातु सर्वतोभद्रं सेव्यमानः सुरानुगैः ॥७३॥ विप्रसन्तर्पको ह्येष हेमरत्नविमानगः । सेव्यमानः सुरैर्यातु कल्पपादपवाटिकाम् ॥७४॥ यज्ञदानादिकर्त्तायमत्युज्ज्वलविमानगः । देवदेवीपरिवृतो यथेष्टं चरतामिह ॥७५॥ इत्यादीनि सुरेन्द्रस्य नियोगवचनानि ते । श्रुत्वा प्रहृष्टमनसो व्युत्थिताः श्रीहरीच्छया ॥७६॥ बद्धाञ्जलिपुटाः सर्वे कृष्णं नत्वा पुनः पुनः । प्रोचुः स्वर्गश्च नरकः सत्य एव महाप्रभो ! ॥७७॥ वेदोक्तावेव सत्यौ हि धर्माधर्मौ न संशयः । वेद एव प्रमाणं सदिति जातो हि निश्चयः ॥७८॥ धर्माधर्मावस्मदीयौ पाषण्डावेच्छिकौ किल । त्वमेव साक्षाद्भगवानत्र नास्त्येव संशयः ॥७९॥ अस्मदीयमतं त्यक्त्वा वयमद्यैव सर्वथा । त्वामेव शरणं प्राप्ता न त्वदन्यास्ति नो गतिः ॥८०॥ तदैवाद्यदिनात्स्वामिन् ! मनसा वचसान्वहम् । करिष्यामो हि भजनं कुर्वस्मासु कृपां प्रभो ! ॥८१॥ यत्किञ्चिद्दुर्वचोऽस्माभिरज्ञानाद्भाषितं भवेत् । तत्क्षमस्व महाराज ! पिता पुत्रापराधवत् ॥८२॥ इत्युक्त्वा प्राञ्जलींस्तांश्च पुरतोऽवस्थितान् हरिः । वाण्या मधुरयाश्वास्य ददावभय-

વાહનમાં બેસીને દેવદેવીઓએ સેવા કર્યો થકો ચૈત્રરથન ામે વનમાં વિહાર કરવા જાઓ ! ॥૭૨॥ જીતેન્દ્રિયપણે અને જીતાહાર થઇને વર્તનાર આ પુરૂષ સોનાના વિમાનમાં બેસીને, સર્વતોભદ્ર નામે બગીચામાં દેવસેવકોએ સેવ્યો થકો જાઓ ! ॥૭૩॥ વિપ્રસંતર્પણ કરનાર આ પુરૂષ સોનાના રત્નજડિત વિમાનમાં બેસીને દેવોએ સેવ્યો થકો કલ્પવૃક્ષના બગીચામાં વિહાર કરવા માટે જાઓ ! ॥૭૪॥ યજ્ઞ અને દાનાદિક સત્કર્મ કરનાર આ પુરૂષ અતિ ઉજ્વળ વિમાનમાં બેસીને દેવદેવીઓથી ચોતરફ વીંટાયો થકો આ સ્વર્ગમાં ઇચ્છા પ્રમાણે વિહાર કરો ! ॥૭૫॥ આ પ્રમાણેનાં ઇન્દ્રરાજાનાં આજ્ઞાવચનો સાંભળીને તે નાસ્તિકો અતિ હર્ષ પામ્યું છે મન જેમનું એવા થકા પછી શ્રીહરિની ઇચ્છાથી સમાધિમાંથી જાગ્યા. ॥૭૬॥ અને બે હાથ જોડીને તે સર્વ નાસ્તિકો શ્રીહરિકૃષ્ણને વારંવાર નમસ્કાર કરીને, હે મહાપ્રભુ ! 'સ્વર્ગ અને નરક એ બંને સત્યજ છે' એમ કહેવા લાગ્યા. ॥૭૭॥ અને ધર્મ–અધર્મ, એ બંને વેદે કહેલાજ સત્ય છે, એમાં કાંઇ સંશય નથી અને વેદ એજ સત્ય પ્રમાણરૂપ છે, એમ અમારો દ્રઢનિશ્ચય થયોછે. ॥૭૮॥ અને અમોએ માનેલા ધર્મ–અધર્મ, એ બંને ઇચ્છાકલ્પિત હોવાથી પાખંડરૂપ છે. અને તમો સાક્ષાત્–પ્રત્યક્ષ ભગવાન છો, એમાં સંશય છેજ નહિ. ॥૭૯॥ આજથી અમે અમારો મત ત્યાગ કરીને, સર્વથા તમારેજ શરણે આવેલા છીએ, તમારા સિવાય અમારે બીજી કોઇ ગતિ છેજ નહિ. ॥૮૦॥ આજથી આરંભીને હે સ્વામિન્ ! મન અને વચનથી તમારૂંજ ભજન અમો નિરંતર કરીશું. હે પ્રભુ ! અમારી ઉપર તમો કૃપા કરો. ॥૮૧॥ અને અમોએ અજાણતાં આપને જે કંઇ દુર્વચનો કહ્યાં હોય, તેને હે મહારાજ ! પિતા જેમ પુત્રના અપરાધને ક્ષમા કરે, તેમ આપ ક્ષમા કરો. ॥૮૨॥ એમ કહીને બે હાથ જોડીને આગળ ઉભા રહેલા તે નાસ્તિક–આશ્રિતોને, અતિકૃપાળુ શ્રીહરિએ અતિ મધુર વાણીથી આશ્વાસન આપીને

मञ्जसा ॥८३॥ एवं तदीयास्ते भूत्वा तं प्रणम्य तदाज्ञया । सहजानन्द इत्युच्चैः कीर्तयन्तो गृहान् ययुः ॥८४॥ ततस्तदीयाः सकला भक्ताः सुदृढनिश्चयाः । अतिप्रहृष्टा अभवन् पौरा लोकाश्च विस्मिताः ॥८५॥ अन्नसत्रं महत्तत्र वर्त्तयामास स प्रभुः । यत्र पान्थजनाः सर्वे प्राप्नुवन्त्यन्नमीप्सितम् ॥८६॥ सहस्रशो ब्राह्मणांश्च भोजयित्वाथ तत्र सः । तेभ्यश्च दक्षिणां दत्त्वा भाण्डीरपुरमाययौ ॥८७॥

नास्तिकोत्पथविखण्डनचण्डो वैदिकाध्वपरिरक्षणशक्तः ।
सप्रमाणसबलाचलवाग्यस्तुष्यतु हरिकृष्ण इहासौ ॥८८॥

इति श्रीमदुद्धवस......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिकृत-
नास्तिकजनपराभवनिरूपणनामा त्रयोविंशतितम उल्लासः ॥२३॥

---

યથાર્થપણે અભય આપ્યું. ॥૮૩॥ આ પ્રમાણે તે નાસ્તિકો તે શ્રીહરિના આશ્રિત થઈને શ્રીહરિને નમસ્કાર કરીને, **શ્રીસહજાનંદ** એ નામનું ઉંચે સ્વરે કીર્તન કરતા થકા (બોલતા બોલતા) શ્રીહરિની આજ્ઞાથી પોતપોતાને ઘેર ગયા. ॥૮૪॥ તે પછી તે શ્રીહરિના સંમગ્ર ભક્તજનો અતિદ્રઢ નિશ્ચયવાળા થયા અને અતિહર્ષ પામ્યા. અને તે ધોરાજી પુરના સર્વ લોકો પણ અતિ વિસ્મય પામ્યા. ॥૮૫॥ અને પછી સમર્થ એવા તે શ્રીહરિ-નીલકંઠભગવાને તે ધોરાજીપુરમાં એક મોટું અન્નસત્ર (સદાવ્રત) પ્રવર્તાવ્યું, કે જે અન્નસત્રમાં યાત્રાળુ માણસો પોતાને ઇચ્છિત અન્ન (વિગેરે) પામે. ॥૮૬॥ અને ત્યાં હજારો હજાર બ્રાહ્મણોને જમાડીને, તેઓને દક્ષિણા આપીને, પછી શ્રીહરિ ભાંડેરપુર પ્રત્યે આવ્યા. ॥૮૭॥

નાસ્તિકોએ માનેલા કલ્પિત અધર્મ માર્ગને ખંડન કરવામાં અતિ ઉગ્ર પ્રતાપવાળા અને વૈદિકમાર્ગનું પરિરક્ષણ કરવામાં અતિ સમર્થ અને પ્રમાણે સહિત સબળ અચળ વાક્યો બોલનારા, એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૮૮॥

ઇતિ શ્રીમદુદ્ધવ........શ્રીનિત્યાનંદમુનિવિરચિતશ્રીહરિદિગ્વિજયમાં ધોરાજીમાં
નાસ્તિકજનપરાભવનિરૂપણનામે તેવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૩॥



# उल्लासार्थसङ्ग्रहः

पश्वालम्भविधायिनी श्रुतिरियं हिंसां विधत्ते ततः
सा हिंसा ननु धर्म इत्यविदितश्रौताशया ये जगुः ।
तान् प्रत्यस्य दृढीचकार हृदयं श्रौतं ह्यहिंसाव्रते
यो धर्मे परमे स एव सहजानन्दः सुखायास्तु नः ॥२४॥

ભાડેરપુરમાં ' अग्निषोमीयं पशुमालभेत ' એ વિગેરે પશુહિંસા પ્રતિપાદન કરનારી શ્રુતિઓ, હિંસાનું વિધાન-પ્રતિપાદન કરેછે, માટે તે હિંસા એ ધર્મજ છે, તેને અધર્મ કેમ કહેવાય ? એમ શ્રુતિઓના સત્ય અભિપ્રાયને નહિ જાણનારા જે જનો કહેતા હતા, તેમને પાછા પાડીને તેમના પ્રત્યે જે શ્રીહરિએ-હિંસાવિધાયક વૈદિક શ્રુતિઓનું પણ તાત્પર્ય, ' अहिंसा परमो धर्मः ' એ પ્રમાણે પરમ ધર્મરૂપ અહિંસાવ્રતમાંજ છે, એમ દ્રઢતાપૂર્વક પ્રતિપાદન કર્યું હતું, તે પરમ કૃપાળુ પ્રભુ **શ્રીસહજાનંદસ્વામી** અમને સર્વદા સુખ આપનારા થાઓ. ॥૨૪॥

# चतुर्विंशतितम उल्लासः

व्याघ्रजिन्नृपतेर्गेहे सोऽथ स्वावासमाचरत् । सेवां भक्तास्तत्र तस्य चक्रुर्बहु आदरात् ॥१॥ तत्रासौ कपिलाषष्ठ्या महोत्सवमकारयत् । देशान्तरेभ्यस्तत्रापि भक्ता आयन्सहस्रशः ॥२॥ भोज्यैः स दक्षिणाभिश्च तत्र विप्रान्सहस्रशः । तर्पयामास सार्धं च स्वभक्तान्भोजनादिभिः ॥३॥ सभासीन्महती तत्र तत्र सिंहासने प्रभुः । भक्तैः स्वैः संवृतो रेजे ताराभिरुडुराडिव ॥४॥ मर्यादयोपविष्टेषु भक्तेषु निखिलेष्वथ । गम्भीरमधुरां वाणीमुवाच हितकृद्धरिः ॥५॥ शृण्वन्तु सकला भक्ताः ! सर्वेषां वच्मि वो हितम् । श्रुत्वा तदवधार्याथ वर्त्तनीयं तथा सदा ॥६॥ ब्रह्माण्डानामसंख्यानां कर्त्ता पाता सुखप्रदः । वर्त्तते भगवान् कृष्णः सकलैश्वर्यसेवितः ॥७॥ चराचरमिदं सृष्ट्वा श्रेयसे स नृणामिह । प्रावर्त्तयद् ब्राह्मणेषु वेदं सर्वार्थसम्भृतम् ॥८॥ ततो वेदोदिता धर्माः स्वाधिकारानुसारतः । पालनीया यथाशक्ति देशकालानुसारतः ॥९॥ तत्राहिंसादयो धर्माः प्रोक्ता मोक्षाय देहिनाम् । हिंसादयो ह्यधर्माश्च निषिद्धाः सन्ति सर्वथा ॥१०॥ देहेन मनसा वाचा ततः कस्यापि देहिनः । द्रोहो नैव हि कर्त्तव्य एष धर्मः परः स्मृतः ॥११॥ अहिंसा परमो धर्म इति सर्वे महर्षयः । वदन्ति वेदतत्त्वज्ञा महाभागवताश्च ये ॥१२॥ ननु वेदेऽपि यज्ञेषु पशुहिंसोदितास्ति हि । अतः कथमहिंसैव वेदार्थ इति चेद्ब्रुवे ॥१३॥ न हि वेदस्य तात्पर्यं हिंसायां प्राणिनो मतम् । अहिंसायां तु तात्पर्यं सर्वथैवास्ति निश्चितम् ॥१४॥ ऋगैतरेयब्राह्मणद्वितीयपञ्चिकेक्षया । यजुर्वेदशतपथनवमखण्डकेक्षणात् ॥१५॥ सुज्ञेयो न हि वेदोऽस्ति सर्वेषां विदुषामपि । मुह्यन्ति यत्सूरयोऽपीत्येवं व्यासोऽब्रवीद्यतः ॥१६॥ पितृदेवमनुष्याणां वेदं नेत्रं स्वयं

मनुः । अप्रमेयमशक्यं तद्वेदशास्त्रं जगाद च ॥१७॥ कृष्णोऽपि भगवान्साक्षादुद्धवं स्वप्रियं प्रति । विद्वद्दुर्ज्ञेयतामेव वेदस्य स्फुटमब्रवीत् ॥१८॥ शब्दब्रह्म सुदुर्बोधं प्राणे-

## ઉલ્લાસ ૨૪ મો.

શ્રીહરિકૃષ્ણ–ભગવાને[1]ભાદરપુરમાં જઇને વ્યાઘ્રજીત્ રાજાના ઘરમાં પોતાનો નિવાસ કર્યો અને ત્યાં ઘણાક ભકતજનો તે શ્રીહરિની સેવા આદરથી કરવા લાગ્યા. ॥૧॥ અને શ્રીહરિએ ત્યાં કપિલાછઠનો મોટો ઉચ્છવ કરાવ્યો અને તે ઉચ્છવ ઉપર દેશાન્તરથી હજારો હજાર ભકતજનો આવ્યા. ॥૨॥ તે ઉચ્છવમાં હજારો હજાર બ્રાહ્મણોને દક્ષિણાઓએ સહિત ભોજનોથી જમાડીને તૃપ્ત કર્યા, તેમજ સંતોએ સહિત સર્વ ભકતજનોને પણ ભોજનાદિકથી ખૂબ તૃપ્ત કર્યા. ॥૩॥ અને તે ભાદરપુરમાં મોટી સભા થઇ અને તે સભામાં સિંહાસન ઉપર વિરાજમાન થયેલા અને પોતાના ભકતજનોથી વીંટાયેલા શ્રીહરિ, તારાગણોથી વીંટાયેલો ઉડુરાજ–ચંદ્રમા જેમ શોભે એમ શોભતા હતા. ॥૪॥ તે પછી સમગ્ર ભકતજનો પોતપોતાની મર્યાદાથી બેસી ગયા પછી, સર્વનું અપ્રેરિત હિત કરનારા શ્રીહરિ ગંભીર અને મધુર વાણી બોલવા લાગ્યા. ॥૫॥ હે ભકતજનો ! તમે બધાય સાંભળો ! તમારા સર્વનું હિત કરનારૂં વચન હું કહુંછું તેને સાંભળીને અને હૃદયમાં તેને સાવધાનતાથી ધારીને, તે પ્રમાણે તમારે નિરંતર વર્તવું. ॥૬॥ અસંખ્યાત બ્રહ્માણ્ડોને સર્જનારા, તેનું પાલન કરનારા અને તેમ કરીને સર્વને સુખ પમાડનારા, એવા સ્વયં શ્રીકૃષ્ણ પરમાત્મા, પોતાના દિવ્ય બ્રહ્મધામમાં, સકળ ઐશ્વર્યોથી સેવાયા થકા અખંડ વિરાજમાન રહેલા છે. ॥૭॥ તે ભગવાને ચરાચર એવું આ જગત્ સર્જીને મનુષ્યોના આત્યંતિક શ્રેયને માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારેય પુરૂષાર્થરૂપ સર્વ અર્થથી ભરેલો એવો વેદ, બ્રાહ્મણજાતિના મનુષ્યોને વિષે પ્રવર્તાવ્યો છે. ॥૮॥ માટે વેદમાં કહેલા ધર્મો પોતપોતાના અધિકાર પ્રમાણે દેશકાળને અનુસરીને પોતાની શકિત પ્રમાણે અવશ્ય પાળવા જોઇએ. ॥૯॥ તેમાં અહિંસા આદિક ધર્મો પ્રાણીઓના મોક્ષને માટે કહેલા છે અને હિંસા આદિક જે અધર્મો છે, તે તો સર્વથા નિષિદ્ધ (હોવાથી ત્યાજ્ય) છે. ॥૧૦॥ તેથી શરીર, મન અને વાણીથી, કોઇપણ પ્રાણીનો દ્રોહ નજ કરવો એજ મોટો ધર્મ કહેલો છે. ॥૧૧॥ અને વેદના તત્ત્વને–(ગલિતાર્થ રહસ્યરૂપ અર્થને) જાણનારા સર્વે મહર્ષિઓ, તથા ભગવાનના પરમ એકાંતિક ભકત ભાગવત સંતો પણ, 'અહિંસા એજ પરમ ધર્મ છે' એમ કહેછે. ॥૧૨॥ (શ્રીહરિ પોતેજ શંકા કરેછે–) જો [1]એમ હોય તો–'વેદમાં પણ યજ્ઞોમાં પશુહિંસા કરવાની કહેલીછે, માટે અહિંસા એજ વેદનો ખરો અર્થ છે,' એમ કેમ કહેવાય ? (શ્રીહરિ કહે છે–) એમ જો તમે માનતા હો તો અમે કહીએ છીએ—॥ ૧૩ ॥ વેદનું [2]તાત્પર્ય પ્રાણીઓની હિંસા કરવામાં પૂર્વે થયેલા બ્રાહ્મણિક મહાત્માઓએ માન્યુંજ નથી,

૧. શ્રીહરિ પોતેજ શંકાનું ઉદ્ભવન કરીને તેનું સમાધાન કરેછે. આમ કરવાની શાસ્ત્રકારોની પદ્ધતિ છે. ॥ ૨. શંકા–સમાધાન કરતાં આખરે નિશ્ચિત થતો અર્થ.

न्द्रियमनोमयम् । अनन्तपारं गम्भीरं दुर्विगाह्यं समुद्रवत् ॥१९॥ वेदा ब्रह्मात्मविषयास्त्रिकाण्डविषया इमे । परोक्षवादा ऋषयः परोक्षं च मम प्रियम् ॥२०॥ किं विधत्ते

પરંતુ–વેદનું તાત્પર્ય અહિંસામાંજ છે, એમ સર્વથા નિશ્ચિત કરેલું છે. ॥૧૪॥ અને તે અર્થ–ઋગ્વેદના ઐતરેયબ્રાહ્મણની દ્વિતીયપંચિકા જોવાથી, તેમજ યજુર્વેદના શતપથ બ્રાહ્મણના નવમા ખંડને જોવાથી સ્પષ્ટ જણાયછે. ॥૧૫॥ અને વળી વ્યાસમુનિ પોતે પણ એમ કહેછે કે–વેદ તો મોટા મોટા વિદ્વાન્ પુરૂષોને પણ સહેલાઇથી જાણવામાં આવે એવો નથી, કેમકે–જે વેદમાં બ્રહ્મા વિગેરે મહાકવિ–જ્ઞાનીઓ પણ મોહ પામી જાયછે. (અર્થાત્ ખરો રહસ્યાર્થ તેમના જાણવામાં પણ આવતો નથી.) ॥૧૬॥ વળી પોતે મનુ પણ કહેછે– વેદ તો પિતૃઓ, દેવો અને મનુષ્યોના નેત્રરૂપ છે અને તે વેદશાસ્ત્ર [1] અપ્રમેય અને [2] અશક્ય છે, એમ પણ મનુએજ પોતે કહ્યુછે. ॥૧૭॥ અને સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાને પણ પોતાને અતિ પ્રિય એવા ઉદ્ધવજી પ્રત્યે વેદશાસ્ત્રની વિદ્વાનોને પણ દુર્જ્ઞેયતા [3] સ્પષ્ટપણે કહેલી છે. ॥૧૮॥ (શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહેછે–) હે ઉદ્ધવ ! શબ્દબ્રહ્મ જે વેદ તે અત્યંત દુર્બોધ છે, કેમકે–તે પ્રાણ ઇન્દ્રિઓ અને મન, તે જેનાં એકાગ્ર–એકપ્રવણજ હોય, તો તેનાથીજ તે જાણી શકાય તેવો છે અને વળી સમુદ્રની પેઠે અંત અને પાર તેનાથી વર્જીત છે અને અતિ ગંભીર હોવાથી તેનું રહસ્ય [1] યથાર્થ જાણી શકાતું નથી. ॥૧૯॥ બ્રહ્મ–જે આત્મા–પરમાત્મા, તેને પ્રતિપાદન કરનારા આ વેદો ત્રિકાંડવિષયક છે. એટલે કે–કર્મ, જ્ઞાન અને ઉપાસના, એને પ્રતિપાદન કરવા રૂપ ત્રણ વિભાગથી વિભકત રહેલા છે. અને તે વેદના દ્રષ્ટા મહર્ષિઓ [2] પરોક્ષવાદ કરીનેજ સર્વ અર્થને કહેનારા છે અને મને પણ પરોક્ષજ પ્રિય છે. ॥૨૦॥ વેદો કયા અર્થનું (અપૂર્વ) વિધાન–વિધિપૂર્વક આજ્ઞારૂપે પ્રતિપાદન કરેછે.

---

૧–આવાજ અર્થવાળો અને આટલોજ એમ નિશ્ચય ન કરી શકાય તેવો. ૨–બુદ્ધિબળથી ગ્રહણ ન કરી શકાય તેવો. ૩– બુદ્ધિબળ વિગેરેથી પણ જાણવામાં ન આવવાપણું. ॥

૧–જેમ સમુદ્ર અનંત, અપાર અને અગાધ હોવાથી, તેના તળ સુધી પહોંચીને યથાર્થપણે તેના સ્વરૂપને, કે માપને, જાણવામાં આપણે શકિતમાન થતા નથી, તેમજ વેદ અપાર અને અનંત તેમજ અતિ ગંભીર છે. માટે તેનું રહસ્ય યથાર્થ જાણી શકાતું નથી.

૨––પ્રતિપાદન કરવા યોગ્ય ખરો અર્થ ગુપ્ત રાખીને, બીજો અર્થ સમઝાવવામાં આવે તે પરોક્ષવાદ કહેવાય. વેદનું તાત્પર્ય કર્મમાંથી છોડાવીને મુકિતના સાધનરૂપ અકર્મમાં–જ્ઞાનમાર્ગમાં લઇ જવાનું છે, તો તે અર્થને સ્પષ્ટપણે નહિ કહેતાં યજ્ઞાદિક કર્મમાર્ગજ બતાવેછે. જેમ માતા પોતાના બાળકને કડવું ઔષધ પાવાને માટે તેને સાકર વિગેરેની લાલચ બતાવીને કડવું ઔષધ પાન કરાવીને તેનું હિત કરેછે, તેજ પ્રમાણે રાગપ્રાપ્ત રાજસ તામસ કર્મમાં બંધાયેલા પ્રાણીઓને યજ્ઞાદિક સત્કર્મમાં જોડીને પણ આખરે તેને કર્મમાંથી અથવા તો તે સત્કર્મોનાં ફળરૂપ સ્વર્ગાદિકનાં સુખોમાંથી જ્ઞાનદ્વારા કંટાળો ઉપજાવીને મોક્ષમાર્ગે દોરીને તેનું હિતજ કરનારો વેદ છે એ ભાવાર્થ છે. ॥

किमाचष्टे किमनूद्य विकल्पयेत् । इत्यस्या हृदयं लोके नान्यो मद्वेद कश्चन ॥२१॥ वेदान्तकृद्वेदविदेव चाहमिति च प्रभोः। पार्थं प्रत्यस्ति वचनं गीतायामपि निश्चितम् ॥२२॥ सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः। इति वाक्यात्कृष्ण एव सम्यग्वेदार्थवित्स्मृतः ॥२३॥ अतस्तदुक्त एवार्थो ग्राह्यो वेदस्य नेतरः । कालनष्टधियां नास्ति बोधोऽन्येषां तु तादृशः ॥२४॥ ते मे मतमविज्ञाय परोक्षं विषयात्मकाः । हिंसायां यदि रागः स्याद्यज्ञ एव न नोदना ॥२५॥ हिंसाविहारा ह्यालब्धैः पशुभिः स्वसुखेच्छया । यजन्ते देवता यज्ञैः पितृभूतपतीन् खलाः ॥२६॥ स्वप्नोपममसुं लोकमसन्तं श्रवणप्रियम् । आशिषो हृदि सङ्कल्प्य त्यजन्त्यर्थान् यथा वणिक् ॥२७॥ एवं हि भगवान् कृष्णः क्रियमाणां निजेच्छया । यज्ञोद्देशेन हिंसां तु सर्वथैव निषेधति ॥२८॥ वेदार्थमेतं कृष्णोक्तमज्ञात्वा येऽन्यथा विदुः । योगेश्वरस्तांश्चमसो भक्तत्वाद्दूषयत्यलम् ॥२९॥ ये त्वनेवंविदोऽसन्तः स्तब्धाः सदभिमानिनः । पशून् द्रुह्यन्ति विस्रब्धाः

---

અને ઉપરથી સામાન્યપણે જણાતા અર્થ પ્રમાણે શું કહેછે, અને કયા અર્થને અનુવાદ કરીને વિકલ્પથી બતાવેછે, એ બધું વેદનું રહસ્ય આ લોકમાં મારા સિવાય બીજો કોઇ જાણતો નથી. ॥૨૧॥ અને વળી ગીતામાં પણ 'વેદાન્તને કરનારો અને જાણનારો પણ હું જ છું' એમ શ્રીકૃષ્ણ પ્રભુનું અર્જુનના પ્રત્યે નિશ્ચયવાળું વચન છે. ॥૨૨॥ તેમજ 'સર્વ ઉપનિષદો ગાયો છે અને તેના રહસ્યરૂપ અર્થને દોહન કરનારા સાક્ષાત્ ગોપાળનંદન કૃષ્ણ પરમાત્મા છે' એ વાકયથી પણ શ્રીકૃષ્ણ એજ એક ખરી રીતે વેદના અર્થને જાણનારા કહેલા છે. ॥૨૩॥ માટે તે શ્રીકૃષ્ણભગવાને પ્રતિપાદન કરેલોજ વેદનો અર્થ ગ્રહણ કરવો, પણ તે સિવાયનો બીજો અર્થ ગ્રહણ કરવો નહિ, કેમકે–કાળબળથી નષ્ટ થઇ ગયેલી બુદ્ધિવાળા બીજા પુરૂષોને તો તે શ્રીકૃષ્ણના જેવો બોધ છેજ નહિ. ॥૨૪॥ 'હિંસા કરવામાં જો અતિરાગ (અવર્જનીય પ્રીતિ) હોય તો તે યજ્ઞ નિમિત્તેજ કરવી' એમ નિયમવિધિ બતાવેછે, પણ અપૂર્વ વિધિથી (હિંસા કરવીજ) એમ પ્રેરણા નથી કરતો. એવો જે મારો પરોક્ષ અભિપ્રાય તેને નહિ જાણીને, કેવળ વિષયોમાંજ આસકત મનવાળા પુરૂષો પોતાના સુખની ઇચ્છાથી હિંસારૂપ વિહાર કરતાં મારેલા પશુઓથી કરેલા યજ્ઞોવડે દેવતાઓનું અને ભૂતપતિ ભૈરવોનું પૂજન કરેછે. એવા જે ખળપુરૂષો છે તે તો કેવળ શ્રવણમાત્રથીજ પ્રિય લાગતો અને સ્વપ્નની પેઠે અસત્ય જણાતો એવો આ લોક (યજ્ઞાદિકના ફળરૂપે જણાતો સ્વર્ગલોક) તેને પામવાના મનોરથોને હૃદયમાં કલ્પીને ઘણાંક દ્રવ્યો ખર્ચેછે, જેમ વણિક્ વધારે પૈસા કમાવાની ઇચ્છાથી વેપાર વિગેરેમાં પૈસા ખર્ચેછે, તેમ તે પણ કરેછે. ॥૨૫–૨૭॥ આ પ્રમાણે શ્રીકૃષ્ણભગવાન યજ્ઞના ઉદ્દેશથી પણ પોતાની ઇચ્છાથી કરેલી હિંસાને તો સર્વથાજ નિષેધ કરેછે. ॥૨૮॥ શ્રીકૃષ્ણભગવાને કહેલો આવો વેદનો અર્થ (ખરી રીતનો છે) તેને નહિ જાણીને, એથી વિપરીતપણે જો જાણેછે, તો ચમસ નામે પ્રસિદ્ધ યોગેશ્વર પોતે ભગવદ્ભકત હોવાથી તેને અતિશેજ દૂષણ આપીને નિંદેછે. ॥૨૯॥ (ચમસ યોગેશ્વર કહેછે–) જે પુરૂષો તો આવો વેદનો ખરો અર્થ નથી જાણતા

प्रेत्य खादन्ति ते च तान् ॥३०॥ द्विषन्तः परकायेषु स्वात्मानं हरिमीश्वरम् । मृतके सानुबन्धेऽस्मिन् बद्धस्नेहाः पतन्ति ते ॥३१॥ हित्वात्यायासरचिता गृहापत्यसुहृच्छ्रियः । तमो विशन्त्यनिच्छन्तो वासुदेवपराङ्मुखाः ॥३२॥ अतो वेदस्य तात्पर्यं हिंसायां नास्ति सर्वथा । इत्येव महतां वाक्यैर्ज्ञायते वेदवादिनाम् ॥३३॥ पशोरालम्भवचनं यत्तु वेदस्य दृश्यते । हिंसानिवृत्तये तद्धि न तु हिंसाविधायकम् ॥३४॥ रज-

---

તેવા અસત્, સ્તબ્ધ અને સત્પુરૂષપણાના અભિમાનવાળા પુરૂષો, વેદના ખોટા અર્થથી પોતે ઠગાયા એવા થકા પશુઓનો દ્રોહ કરેછે–મારેછે, તો તે મારેલા પ્રાણીઓ મરીને, મારનારને મર્યા પછી પરલોકમાં ખાયછે. ॥૩૦॥ સ્નેહના બંધનવાળા આ મૃતક શરીરમાં સ્નેહથી આસક્તિપૂર્વક બંધાયેલા જે મનુષ્યો, બીજા પ્રાણીઓના શરીરમાં ( શરીરદ્વારા જીવાત્માઓમાં ) વસી રહેલા સર્વાત્મા હરિ ઇશ્વરનો[1] દ્વેષ કરેછે, તે મનુષ્યો અધોગતિનેજ પામેછે. ॥૩૧॥ અને સર્વાત્મા એવા **વાસુદેવ** ભગવાનથી વિમુખ રહેલા એવા તે માણસો. નાના પ્રકારનાં કર્મોના પ્રયાસો વેઠીને સંપાદન કરેલા,–સ્ત્રી, પુત્ર, સુહૃદો, તેમજ સર્વ સંપત્તિઓ, તેનો ત્યાગ કરવાની પોતાને ઇચ્છા નહિ હોવા છતાં પણ ત્યાગ કરીને અંધકારમય નરકમાં પ્રવેશ કરેછે. ॥૩૨॥ માટે વેદનું તાત્પર્ય હિંસા કરવામાં સર્વથા નથીજ, એમ વેદવાદી એવા મોટા પુરૂષોનાં વાક્યોથી જાણવામાં આવેછે. ॥૩૩॥ અને જે પશુહિંસાને પ્રતિપાદન કરનારૂં વેદનું વચન જોવામાં આવેછે, તે તો–( નિયમમાં લાવીને ) હિંસાની નિવૃત્તિને માટેજ છે, પણ હિંસાને વિધિપૂર્વક પ્રતિપાદન કરનારૂં નથી. ॥૩૪॥ કેમકે–રજોગુણ–તમોગુણપ્રધાન સ્વભાવ-

---

૧ સર્વાન્તરાત્મા ભગવાન દરેક પ્રાણીના હૃદયમાં અન્તર્યામિભાવથી અખંડ નિવાસ કરી રહેલા છે; અને સકળ વિશ્વ–સ્થાવર જંગમ, એ પરમાત્માનું શરીર છે, માટે 'જેમ બ્રાહ્મણના શરીરનો વિનાશ કરવાથી બ્રાહ્મણનોજ નાશ કર્યો કહેવાયછે અને તે મારનારને બ્રહ્મહત્યાનો દોષ લાગેછે,' તેજ પ્રમાણે પરમાત્માના શરીરભૂત પ્રાણીઓનો નાશ કરવારૂપ દ્વેષ, તે તે પ્રાણીદ્વારા તેના શરીરી એવા પરમાત્માનોજ દ્વેષ કહેવાયછે, અને વળી 'જેમ કોઇ અતિ સમર્થ રાજા પોતે કોઇ ગરીબ માણસના ઉપર મહેરબાની કરીને તે ગરીબના ઘરમાં આવીને પોતે બેઠેલા હોય, તેજ વખતે જો કોઇ પણ માણસ તે ગરીબનો, ( મારવા વિગેરે દ્રોહ કરેછે, તો તે ગરીબ માણસ તો અસમર્થ હોવાથી તે મારનારને કંઇ પણ કરી શકતો નથી, પણ તેના ઉપર મહેરબાની કરીને તેના ઘરમાં આવી બેઠેલા રાજા પોતે સર્વનો નિગ્રહ કરવા સમર્થ હોવાથી તેનો પોતેજ નાશ કરી નાખેછે,' તેજ પ્રમાણે સર્વાન્તરાત્મા ભગવાન પણ પોતાના શરીરરૂપ પ્રાણીઓનો દ્રોહ કરનારનો પોતેજ પરાભવ કરીને અધોગતિને પમાડેછે, એ વાત ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ કહેછે–' तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् । क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ' ॥ પ્રાણીઓના દ્રોહ કરનારા તે ક્રૂર નરાધમોને હુંજ પોતે વારંવાર જન્મમૃત્યુની પરંપરારૂપ સંસારમાં નાખુંછું, તેમાંય આસુરી યોનિઓમાંજ નાખુંછું, કે જેમાં આસુરભાવનું પ્રધાનપણું હોવાથી મારો અથવા મારા ભક્ત સાધુઓનો સંબંધ થવાનો પ્રસંગજ ન આવે. ॥

स्तमःस्वभावानां क्षत्राणां काम्यकर्मणाम् । नियमार्थं हि तद्वाक्यं नित्यं हिंसानुरागिणाम् ॥३५॥ तीर्थेपु प्रनिद्दिष्टेपु राजा मेध्यपशून् वने । यावदर्थमलं लुब्धो हन्यादिति नियम्यते ॥३६॥ इति नारदवाक्येन हिंसासङ्कोचबोधकम् । हिंसावाक्यं हि वेदोक्तं भवतीत्यवगम्यते॥३७॥ अवश्यकर्त्तव्यतया यदि हिंसावचो भवेत् । महर्पिभिस्तदा तस्य क्रियते खण्डनं कुतः ॥३८॥ भारते मोक्षधर्मेपु तादृशानि वचांसि तु । बहूनि सन्ति तत्राहं कतिचित्कथयामि वः ॥३९॥ अव्यवस्थितमर्यादैर्विमूढैर्नास्तिकैर्नरैः । संशयात्मभिरव्यक्तैर्हिंसा समनुवर्णिता ॥४०॥ तस्मात्प्रमाणतः कार्यो धर्मः सूक्ष्मो विजानता । अहिंसा सर्वभूतानां धर्मेभ्यो ज्यायसी मता ॥ ४१ ॥ यदि यज्ञांश्च वृक्षांश्च यूपांश्चोद्दिश्य मानवाः । वृथामांसानि खादन्ति नैप धर्मः प्रशस्यते ॥४२॥ सुरां मत्स्यान्मधु

વાળા, કામ્ય કર્મ કરનારા ક્ષત્રિઓ, કે જેઓ–નિરંતર હિંસામાંજ પ્રીતિવાળા છે, તેઓને હિંસામાંથી ('નિયમમાં લાવીને') નિવૃત્તિ પમાડવાને માટેજ તે હિંસાવાક્ય છે, (તે આવી રીતે કે–) હિંસા કરવામાં અતિલુબ્ધ હોય અને જો હિંસા કરે તો–તીર્થોમાં–શ્રાદ્ધાદિકમાંજ કરે, તેમાંય પણ પ્રખ્યાત–અમાવાસ્યાદિકમાંજ, પરંતુ–નહિ કે રોજના શ્રાદ્ધાદિકમાં. તેમાંય પણ જે રાજા–ક્ષત્રિય હોય તેજ. વળી પશુઓમાં પણ પવિત્ર પશુઓનેજ મારે. તે પણ વગડામાંજ અને વળી તે પોતાને શ્રાદ્ધાદિકમાં ઉપયોગ પુરતુંજ મારે. આવી રીતે છ પ્રકારના નિયમોથી બતાવેલું વેદનું હિંસાવાક્ય હિંસાનો સંકોચજ બતાવેછે, પણ અપૂર્વ વિધિથી હિંસાને પ્રતિપાદન કરતુંજ નથી. એ તાત્પર્યાર્થ છે. ॥૩૫–૩૬॥ આ પ્રમાણે નારદજીના વચનથી–વેદમાં કહેલું હિંસાવાક્ય હિંસાના સંકોચનેજ જણાવનારૂં છે, એમ જણાયછે. ॥૩૭॥ અને જો વેદનું હિંસાવાક્ય અવશ્યવિધિથી હિંસા પ્રતિપાદન કરનારૂં હોય તો મોટા મોટા નારદાદિક ઋષિઓ તે હિંસાનું કેમ ખંડન કરે? ॥૩૮॥ તે હિંસાને ખંડન કરનારાં વાક્યો ભારતમાં મોક્ષધર્મમાં ઘણાંક છે, તેમાંનાં કેટલાંક વાક્યો અમે તમને કહીએ છીએ–॥૩૯॥ વેદ અને લોકની મર્યાદાને ઉલ્લંઘન કરીને વર્તનારા, સંશયે યુક્ત મનવાળા અને કોઇના જાણવામાં ન આવે એવા ગુપ્ત આચરણવાળા, અથવા ધર્મ–અધર્મના નિર્ણયને નહિ પામેલા અનિશ્ચિત બુદ્ધિવાળા, એવા નાસ્તિક મૂઢ માણસોએજ એ હિંસા ખરી છે એમ વર્ણન કરેલી છે. ॥૪૦॥ માટે વિશેષ જ્ઞાનવાળા માણસોએ તો ધર્મ અતિશય સૂક્ષ્મ–ગહન ગતિવાળો છે, માટે સચ્છાસ્ત્રના પ્રમાણથીજ આચરણ કરવો. કેમકે–ભૂતપ્રાણીમાત્રની શરીર, વાણી અને મનથી પણ હિંસા ન કરવી, એજ સર્વ ધર્મ કરતાં અતિશ્રેષ્ઠ માનેલી છે. ॥૪૧॥ માટે જો માણસો યજ્ઞોને ઉદ્દેશીને તેમજ વૃક્ષોને, તથા યજ્ઞસ્તંભોને ઉદ્દેશીને પણ, વૃથામાંસને–વેદમંત્રોથી સંસ્કાર નહિ કરેલાં, એવાં કેવળ સ્વાદને ખાતરજ ખાયછે, તો તે ધર્મ પ્રશંસા કરવા યોગ્ય નથી, (અર્થાત્ કનિષ્ઠજ છે.) ॥૪૨॥ અને વળી સુરાપાન, મત્સ્યભક્ષણ, તેમજ મદ્ય, માંસ, આસવ [1] અને [2] કૃશરૌદન, એ બધું ધૂર્ત

૧. એક જાતનો દારૂ । ૨. મગ અને તલ ભેગા રાંધીને બનાવેલું ભોજન. ।

मांसमासवं कृशरौदनम् । धूर्त्तैः प्रवर्त्तितं ह्येतन्नैतद्वेदेषु कल्पितम् ॥ ४३ ॥ मानान्मोहाच्च लोभाच्च लौल्यमेतत्प्रकल्पितम् । विष्णुमेवाभिजानन्ति सर्वयज्ञेषु ब्राह्मणाः ॥४४॥ पायसैः सुमनोभिश्च तस्यापि यजनं स्मृतम् । यज्ञियाश्चैव ये वृक्षा वेदेषु परिकल्पिताः ॥४५॥ यच्चापि किंचित्कार्तिक्यमघं चोक्षैः सुसंस्कृतम् । महासत्त्वैः शुद्धभावैः सर्वं देवार्हमेव तत् ॥४६॥ पुरा राजोपरिचरो वसुर्देवर्षिसंसदि । वेदो हिंसापरोऽप्यस्तीत्येवं वचनमात्रतः ॥४७॥ दिवः पपात सहसा प्राप्तवांश्चाप्य-धोगतिम् । उञ्छवृत्तिस्तथा यज्ञे हिंसासङ्कल्पमात्रतः ॥४८॥ महत्तपः समुच्छिन्नं प्रसिद्धमिति भारते । पञ्चरात्रे नारदेन प्रथमे पटले दृढम् ॥४९॥ अहिंसार्थत्वमेवास्य

---

માણસોએ (સ્વાદની ખાતર) પ્રવર્તાવેલું છે, પણ તે કાંઇ વેદમાં ભક્ષણ કરવા યોગ્ય કલ્પેલું નથી. ॥૪૩॥ શરીરમાં મિથ્યા અભિમાનને લીધેજ શરીર ઉપર થયેલો મોહ અને રસાસ્વાદના લોભને લીધેજ, એ લોલુપતા (જીહ્વાને સંતુષ્ટ કરવા) પ્રવર્તાવેલી છે. અને વેદના રહસ્યને જાણનારા બ્રાહ્મણો તો સર્વ યજ્ઞોમાં વિષ્ણુભગવાનનેજ પૂજ્ય અને પ્રસન્ન કરવા યોગ્ય માનેછે. ॥૪૪॥ અને તે વિષ્ણુનું પૂજન પણ દુધથી પકાવેલાં અન્ન તથા પુષ્પો વિગેરેથીજ કરવાનું કહેલું છે, તેમજ યજ્ઞને માટે જે વૃક્ષો વેદોમાં કલ્પેલા છે, તથા કાર્તિકમાસમાં પાકતું દરેક અનાજ, એ બધું અતિ પ્રભાવવાળા અને શુદ્ધભાવથી ઉચ્ચારણ કરેલા એવા વૈદિક મંત્રોથી સુસંસ્કાર કરેલું, દેવ એવા વિષ્ણુ ભગવાનની પૂજા કરવામાં ઉપયોગીજ જાણવું. ॥૪૫–૪૬॥ પૂર્વે **ઉપરિચર વસુરાજા**, દેવ અને ઋષિઓની સભામાં (ઇન્દ્રના પક્ષપાતથી) 'વેદમાં હિંસા પણ કહેલીછે' એવું વચનમાત્ર બોલવાથીજ તુરતજ સ્વર્ગમાંથી પડી ગયા અને પૃથ્વી ઉપરથી પણ અધોગતિ પામી ગયા. તેમજ યજ્ઞમાં હિંસાનો સંકલ્પમાત્ર કરતાંજ **ઉંછવૃત્તિ** નામે ઋષિનું ઘણું મોટું તપ નાશ પામી ગયું હતું, એ વાત ભારતમાં પ્રસિદ્ધ છે. વળી–પંચરાત્રમાં પ્રથમ પટલમાં **નારદમુનિએ** પણ એ વેદનું અહિંસાર્થકપણુંજ દ્રઢપણે સ્પષ્ટતાથી કહેલું છે. 'બાળકનું હિત માતાજ જેમ કરે એમ જગન્માતા શ્રુતિ પોતે સદાય વિશ્વના હિતને કરનારુંજ વચન કહેછે. પ્રભુપરાયણા શ્રુતિ કોઇ પણ પ્રાણીનો દ્રોહ કરનારું વચન કહેતીજ નથી. કેમકે–શ્રુતિનો પોતાનો તો એજ મત છે કે–' અનર્થને આપનારી હિંસાને જે 'શાસ્ત્ર પ્રતિપાદન કરે તો તે શાસ્ત્રજ નથી'। અને ભગવતી શ્રુતિનું ખરું અંતરંગ–રહસ્ય તો ચરાચરના આત્મા એવા ભગવાન પોતેજ જાણેછે, પણ તે સિવાય બીજો કોઇ પણ તત્ત્વવેત્તા હોય તોય જાણતો નથી. । અને 'સર્વ ભૂત–પ્રાણીમાત્રને પોતાની પેઠેજ માનવાં' એમ ઉપનિષદોમાં અને ગીતા વિગેરેમાં કહેનારા ભગવાન પોતે આ વેદમાં આવી હિંસાનો ઉપદેશ ક્યારેય કરેજ કેમ? નજ કરે. । અને વેદમાં જે હિંસાનો વિધિ છે તે તો સર્વથા હિંસાની નિવૃત્તિમાંજ તાત્પર્યાર્થવાળો છે, માટે સર્વ ભૂતપ્રાણીમાત્રને

---

**शास्ति तत् शास्त्रम्** । સર્વદા શિક્ષણ આપે તે શાસ્ત્ર કહેવાય, હિંસામાં કોઇનું હિત છેજ નહિ માટે આ પ્રમાણે અર્થ જાણવો.॥

वेदस्य स्फुटमीरितम्। श्रुतिर्वदति विश्वस्य जननीव हितं सदा ॥५०॥ कस्यापि द्रोहजनकं न वक्ति प्रभुतत्परा। न तच्छास्त्रं हि यच्छास्त्रं वक्ति हिंसामनर्थदाम् ॥५१॥ अन्तरङ्गं विनाजाति भगवत्याः श्रुतेः स्वयम्। चराचरात्मा भगवान्नापरः कोऽपि तत्त्ववित् ॥५२॥ आत्मवत्सर्वभूतानि मान्यानीत्येव स ब्रुवन्। भगवान्कथमत्रेमां हिंसामुपदिशेत्कचित् ॥५३॥ हिंसाविधिस्तु हिंसाया निवृत्त्यर्थोऽस्ति सर्वथा। आत्मवत्सर्वभूतानि ततः पश्येद्ध नान्यथा ॥५४॥ इत्यादि बहुधैवोक्तमर्थमं त्वर्थमञ्जसा। सात्त्विका एव जानन्तीत्यपि प्रोक्तं हि भारते ॥५५॥ ते तु तद्ब्रह्मणः स्थानं प्राप्नुवन्तीह सात्त्विकाः। सतां वर्त्मानुवर्त्तन्ते यजन्ते ये त्वहिंसया ॥५६॥ वेदेऽथ यद्वचोऽजेन यजेतेत्यादि वर्त्तते। अजस्त्रैवार्षिको व्रीहिरित्यर्थस्तत्र निश्चितः ॥५७॥ तथाहि परमर्षीणामस्ति वाक्यं सुरान्प्रति। बीजैर्यज्ञेषु यष्टव्यमिति वै वैदिकी श्रुतिः ॥५८॥ अजसंज्ञानि बीजानि छागं नो हन्तुमर्हथ। नैष धर्मः सतां देवा! यत्र वध्येत वै पशुः ॥५९॥ अथ यज्ञे पशोर्हिंसा नायं धर्मः सनातनः। श्रूयते हि कृतयुगे नृणां व्रीहिमयः पशुः ॥६०॥ तमोऽनुविद्धे रजसि कालेनाथ समुच्छ्रिते। बुद्धिभेदोऽभवन्नृणां देवानां चाधिकारिणाम् ॥६१॥ त्रेतायुगे ततो बुद्धेर्जाड्येनेन्द्रो हि विश्वजित्। अर्थानजादिशब्दानां मेषादीनेव ह्यवैत् ॥६२ अश्वमेधाभिधो यज्ञ आदौ तेन प्रवर्त्तितः। रजस्तमःप्रकृतयस्ततस्त-

પોતાની ઉપમાથીજ જુએ પણ તેથી વિપરીતપણે ભેદભાવથી ન જુએ. ॥૪૭–૫૪॥ ઇત્યાદિક બહુ પ્રકારેજ આ અર્થ કહેલો છે, હવે–એ અર્થને તો ખરી રીતે સાત્વિકજનોજ જાણેછે, એમ પણ ભારતમાંજ કહેલું છે. ॥૫૫॥ આ લોકમાં જે સાત્વિકભાવનાવાળા છે અને સત્પુરૂષોના માર્ગને અનુસરનારા છે અને જે તો હિંસારહિતપણેજ યજ્ઞાદિક કરીને ભગવાનનું પૂજન કરેછે, તેજ પુરૂષો તે બ્રહ્મના સ્થાનને—(મુક્તિદશાને) પામેછે. ॥૫૬॥ હવે વેદમાં–'अजेन यजेत' એ આદિક જે વચન છે, તેનો અર્થ પણ 'अजस्त्रैवार्षिको व्रीहिः' 'અજ એટલે ત્રણ વર્ષની જુની ડાંગર' કે જે–ઉગી ન શકે તેવી જીર્ણ થયેલી હોયછે, એ પ્રમાણે ત્યાંજ–પંચરાત્રમાંજ તેમજ ભારતમાં પણ નિશ્ચય કરેલો છે. ॥૫૭॥ તેમજ ઇન્દ્રાદિક દેવોના પ્રત્યે, વેદના ગલિતાર્થને જાણનારા પરમ ઋષિઓનું વાક્ય છે કે–'યજ્ઞોને વિષે બીજથીજ હોમ કરવો' એમ વેદનીજ શ્રુતિ નિશ્ચયથી કહેછે; અને તે બીજ અજ–ઉત્પન્ન ન થાય તેવી ડાંગર નામે પ્રસિદ્ધ છે, તેજ જાણવાં. માટે હે દેવો! આ બકરાઓને મારશો તે તમને યોગ્ય નથી, કેમકે જેમાં પશુઓનો વધ થાય તે સત્પુરૂષોનો ધર્મ નથી. ॥૫૮-૫૯॥ અને વળી યજ્ઞમાં પશુની હિંસા કરવી તે સનાતન ધર્મ નથી. અને પૂર્વે સત્યયુગમાં યજ્ઞ કરનારા મનુષ્યોને હોમ કરવામાં ડાંગરનોજ બનાવેલો–કલ્પેલો, પશુ સાંભળવામાં આવેછે. ॥૬૦॥ પરંતુ–તમોગુણની સાથે મિશ્રભાવને પામેલો રજોગુણ કાળે કરીને જ્યારે વૃદ્ધિ પામ્યો અને તેથી મનુષ્યોની અને અગ્રેસર દેવોની બુદ્ધિમાં ભેદ થયો, પછી ત્રેતાયુગમાં બુદ્ધિના જડપણાને લીધેજ વિશ્વજીત્ નામે ઇન્દ્ર તેણે પોતાના મનમાં અજ આદિક શબ્દોના-અર્થ ઘેટા, બકરા, એ વિગેરેજ છે એમ જાણ્યું. અને પછી તેણેજ પ્રથમ અશ્વમેધ નામે યજ્ઞ પ્રવર્તાવ્યો.

न्मार्गमाश्रयन् ॥६३॥ तस्मात्सनातनो धर्मो नैव हिंसात्मको मतः । एवं मात्स्ये वायवीये स्कान्दे निर्णीतमस्ति हि ॥६४॥ यजुर्वेदे शतपथे चातुर्मास्यविधौ तथा । ऋग्वेदीयारण्यकेऽपि ह्येतदस्ति सुनिश्चितम् ॥६५॥ वैदिक्यपि न निर्दोषा हिंसा भवति वै यतः । तत्फलं नरकं प्राह नारदो बर्हिषं नृपम् ॥६६॥ भो ! भोः ! प्रजापते ! राजन् ! पशून्पश्य त्वयाध्वरे । संज्ञापितान् जीवसंघान् निर्घृणेन सहस्रशः ॥६७॥ एते त्वां सम्प्रतीक्षन्ते स्मरन्तो वैशसं तव । सम्परेतमयःकूटैश्छिन्दन्त्युत्थितमन्यवः ॥६८॥ तं यज्ञपशवोऽनेन संज्ञप्ता येऽदयालुना । कुठारैश्चिच्छिदुः क्रुद्धाः स्मरन्तोऽमीवमस्य तत् ॥६९॥ तस्माद्यथावद्वेदार्थमज्ञात्वान्धपरम्पराम् । अनुसृत्य न कर्त्तव्यो हिंस्रयज्ञो विवेकिभिः ॥७०॥ यदि वेदोक्तयज्ञे स्याच्छ्रद्धा तर्हि तु भूरिशः । निरूपितास्तत्र यज्ञा अहिंसास्ते विधीयताम् ॥७१॥ द्रव्ययज्ञैर्यक्ष्यमाणं दृष्ट्वा भूतानि बिभ्यति । एष माकरुणो हन्यादतज्ज्ञो ह्यसुतृब्ध्रुवम् ॥७२॥ इत्यादिवाक्यैर्मुनिभिर्द्रव्ययज्ञेतरा मखाः । अहिंसाः संस्तुताः सन्ति कार्याः

અને રજોગુણ તમોગુણ પ્રકૃતિવાળા માણસો તે પછી તે માર્ગનેજ અનુસર્યા ( તેવા હિંસામય યજ્ઞો પ્રવર્તાવ્યા. ) ॥૬૧–૬૩॥ માટે સનાતન ધર્મ હિંસાત્મક માનેલોજ નથી, એ વાર્તાનો નિર્ણય મત્સ્યપુરાણમાં, વાયુપુરાણમાં અને સ્કંદપુરાણમાં કરેલો છે. ॥૬૪॥ યજુર્વેદના શતપથ બ્રાહ્મણભાગમાં, તથા ચાતુર્માસ્યવિધિમાં અને ઋગ્વેદના આરણ્યક વિભાગમાં પણ એ દ્રઢ નિશ્ચયપૂર્વક નિર્ણય કરેલું છે. ॥૬૫॥ (આ પ્રમાણે વેદનું તાત્પર્ય હિંસામાં નથીજ એમ કહીને હવે–તે હિંસા સ્વરૂપથીજ પોતે દોષિત હોવાથી તે કદાચ વેદમાં કહેલી હોય તો પણ નિર્દોષ નથી એમ કહે છે–) વેદમાં કહેલી એવી પણ હિંસા તો નિર્દોષજ નથી અને તેથીજ તે હિંસાનું ફળ નરક છે, એમ નારદજીએ પ્રાચીનબર્હિષરાજાના પ્રત્યે કહેલું છે–પ્રજાનું રક્ષણ કરનારા હે રાજન્! તેં નિર્દય થઈને યજ્ઞમાં મારેલા હજારો હજાર જીવોને–પશુઓને તું જો ? એ બધા તારૂં વૈર સંભારતા થકા તારા મરણની વાટ જોયા કરેછે, તે તું જ્યારે મરણ પામીશ ત્યારે લોઢાના કુહાડાઓથી ક્રોધ પામીને તારૂં છેદન કરશે. પછી જ્યારે તે રાજા મરણ પામ્યો ત્યારે તેને નિર્દય એવા તે રાજાએ યજ્ઞમાં મારેલા પશુઓ એ રાજાના તે પૂર્વવૈરને સંભારતા સંભારતા લોઢાના કુહાડાઓથી છેદન કરવા લાગ્યા. ॥૬૬–૬૯॥ માટે વેદના અર્થને યથાર્થ પણે નહિ જાણીને અંધપરંપરાને અનુસરીને વિવેકીજનોએ ક્યારેય હિંસામય યજ્ઞતો કરવોજ નહિ. ॥૭૦॥ અને જો વેદમાં કહેલા યજ્ઞોમાં શ્રદ્ધા–(કરવાની ત્વરા અને દ્રવ્યસંપત્તિ ) હોય તો તે વેદમાં હિંસાએ રહિત એવા ઘણાક યજ્ઞો નિરૂપણ કરેલા છે તેવા યજ્ઞો કરવા. ॥૭૧॥ અને હિંસાપ્રધાન દ્રવ્યયજ્ઞોથી યજન કરનાર પુરૂષને જોઈને, પશુ વિગેરે પ્રાણીઓ ભય પામેછે, કે–કેવળ પોતાના પ્રાણનેજ તૃપ્ત કરનારો અને હિંસા કરવાથી બીજા પ્રાણીઓને કેવી પીડા થાયછે તેને નહિ જાણનારો, આ નિર્દય માણસ નિશ્ચેજ અમને મારશે, આ વિગેરે વચનોથી પૂર્વે થયેલા નારદાદિક મુનિઓએ, હિંસામય દ્રવ્યયજ્ઞો સિવાયના, બીજા અહિંસાત્મક યજ્ઞો વખાણેલા છે, માટે પોતાના શ્રેયને ઇચ્છ-

श्रेयोऽर्थिभिर्हि ते ॥७३॥ यथाधिकारं वेदो हि वक्ति कर्माण्यनेकधा। देशकालानुसारेण न हिंसामखमेककम् ॥७४॥ नन्वहिंसा यदि प्रेष्ठा वेदस्यास्ति तदा भुवि। अश्वमेधादयो प्रक्षा रामेणानुष्ठिताः कथम्? ॥७५॥ स हि साक्षाद्वेदकर्त्ता वेदविद्भगवान्स्वयम्। अवतीर्णो हितायैव नृणां दिव्यनराकृतिः ॥७६॥ इति चेच्छ्रूयतां रामो भगवान्नात्र संशयः। त्रेताद्वापरयोः सन्धावचतीर्णोऽर्थितः सुरैः ॥७७॥ यत्र यत्रावतारं स गृह्णाति स्वेच्छया प्रभुः। तत्तज्जातिं तत्र तत्रानुसरत्यथ तद्युगम् ॥७८॥ मत्स्यकूर्मादिरूपेणानुससार जलेचरान्। वाराहे शूकरगुणान् देवत्वे देवतागुणान् ॥७९॥ तथा रामः क्षत्रजातिगुणान्स्वैश्वर्यगुप्तये। आश्रित्य तादृशं कर्म चकार निरहङ्कृतिः ॥८०॥ ईश्वराचरितं जीवैः कर्मतन्त्रैरशक्तिभिः। न कर्त्तव्यतया ग्राह्यं सर्वमित्यूचिवान् शुकः ॥८१॥ ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित्। तेषां यत्स्ववचोयुक्तं बुद्धिमांस्तत्समाचरेत् ॥८२॥ नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः। विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽ-

નારા માણસોએ તો તે હિંસાએ રહિત એવાજ યજ્ઞો કરવા. ॥૭૨-૭૩॥ અને વેદ કાંઇ એકલા હિંસામય યજ્ઞનેજ નથી કહેતો, તે તો અધિકાર પ્રમાણે અને દેશ કાળ વિગેરેને અનુસરીને અનેક પ્રકારનાં કર્મો બતાવેછે. ॥૭૪॥ શંકા—જો વેદને અહિંસાજ અતિશય પ્રિય છે, તો શ્રી રામચંદ્રભગવાને પૃથ્વી ઉપર અશ્વમેધાદિક યજ્ઞો કેમ કર્યા હતા? કેમકે —શ્રીરામચંદ્ર તો સાક્ષાત્ વેદકર્ત્તા અને વેદના રહસ્યને યથાર્થ જાણનારા સ્વયં ભગવાનજ હતા અને મનુષ્યોના કલ્યાણ માટેજ પૃથ્વી ઉપર દિવ્ય નરાકૃતિ રૂપે પ્રગટ થયેલા હતા. ॥૭૫-૭૬॥ ઉત્તર—એમ જો તમે કહેતા હો તો સાંભળો—શ્રીરામચંદ્ર તો ભગવાનજ હતા, એમાં સંશયજ નથી અને દ્વાપર યુગના સંધિમાં રાવણાદિક દૈત્યોને નાશ કરવા માટે દેવોએ પ્રાર્થના કરવાથી અવતર્યા હતા. ॥૭૭॥ તે ભગવાન જ્યાં જ્યાં પોતાની ઇચ્છાથી અવતાર ધારણ કરેછે, ત્યાં ત્યાં તે તે જાતિને—જાતિના ગુણને અને તે તે યુગને—યુગના ધર્મને અનુસરેછે. ॥૭૮॥ ભગવાન જ્યારે મત્સ્યકૂર્માદિકરૂપે થયા હતા, ત્યારે જળચર પ્રાણીઓનાં ગુણ અને સ્વભાવને અનુસર્યા હતા, વરાહરૂપે થયા ત્યારે વરાહ જાતિના ગુણ સ્વભાવને અનુસર્યા હતા અને વામનાદિક દેવયોનિમાં દેવોના જેવાજ ગુણોને અનુસર્યા હતા. ॥૭૯॥ તેજ પ્રમાણે શ્રીરામચંદ્ર ભગવાને ક્ષત્રિય જાતિના ગુણોને પોતાનાં ઐશ્વર્યો ગુપ્ત રાખવા માટેજ અનુસરીને, અહંકારથી રહિતપણે વર્તતા થકાજ તેવાં—અશ્વમેધાદિક યજ્ઞો વિગેરે કરવા રૂપ, તેમજ રાવણાદિકને નાશ કરવા રૂપ કર્મ કર્યાં હતાં. ॥૮૦॥ માટે કર્મને આધીન વર્તનારા માટેજ અતિ અલ્પ સામર્થ્યવાળા જીવોએ—મનુષ્યોએ, તેવા ઇશ્વરાવતાર મહાપુરૂષોનાં આચરણ કર્ત્તવ્ય તરીકે ગ્રહણ કરવાં નહિ, એમ શુકદેવજીએ પરીક્ષિત રાજાને કહેલું છે. ॥૮૧॥ ઇશ્વર—સમર્થ મહાપુરૂષોનું વચનજ સત્ય માનવું, તેમજ ક્યારેક આચરણ પણ સત્ય માનવું, પરંતુ—બુદ્ધિમાન પુરૂષે વિચાર કરીને જે વચન કે આચરણ, પૂર્વાપર બાધ ન આવે એ પ્રમાણે પોતાને યુકત હોય, તેવુંજ આચરણ પોતે કરવું. પણ કર્માધીન અનીશ્વર માણસોએ ક્યારેય—મનથી પણ મહાપુરૂષ

द्धिजं विषम् ॥८३॥ अतो यदीश्वरेणोक्तं कर्त्तव्यं कर्म तन्नृभिः । आदरेणैव कर्त्तव्यं श्रेयसे सस्य नेतरत् ॥८४॥ तस्मान्न सर्वथा हिंसा कार्या यज्ञेऽपि मच्छ्रितैः । हिंसाविधिर्मुमुक्षूणां क्वापि शास्त्रे न विद्यते ॥८५॥ यथा यज्ञे तथा श्राद्धेऽप्यहिंसा वेदसम्मता । भवतीत्येव निश्चित्य तत्र कार्या न सा क्वचित् ॥८६॥ न दद्यादामिषं श्राद्धे न चाद्याद्धर्मतत्त्ववित् । मुन्यन्नैः स्यात्परा प्रीतिर्यथा न पशुहिंसया ॥८७॥ नैतादृशः परो धर्मो नृणां सद्धर्ममिच्छताम् । न्यासो दण्डस्य भूतेषु मनोवाक्कायजस्य यः ॥८८॥ एवं श्रीनारदः प्राह युधिष्ठिरनृपं प्रति । ऋषिः पराशरस्यापि श्राद्धे हिंसां निषेधति ॥८९॥ शौचं च पात्रशुद्धिश्च श्रद्धा च परमा यदि । अनन्ततृप्तिरुच्छ्राद्धे पतदेव न चामिषम् ॥९०॥ यस्तु प्राणिवधं कृत्वा पितॄन्मांसेन तर्पयेत् । सोऽविद्वांश्चन्दनं दग्ध्वा कुर्यादङ्गारलेपनम् ॥९१॥ ऋषिधान्यैरतः श्राद्धं कार्यं वा पायसादिभिः । न तु मांसस्य संसर्गः

ઇશ્વરનું આચરણ કરવું નહિ. અને જો-મૂઢપણાને લીધે તે પ્રમાણે આચરણ કરેછે, તો તે તુરતજ નાશ પામી જાયછે, જેમ—સમુદ્રમાંથી નીકળેલું મહાવિષ અતિ સમર્થ શંકર પોતે પાન કરી ગયા હતા, પણ તે પ્રમાણે બીજાથી બની શકે નહિ અને જો કરે તો નાશજ પામે. ॥૮૨-૮૩॥ માટે સમર્થ પુરૂષોએ મનુષ્યોને કર્તવ્યપણે જે કર્મ કહેલું હોય, તેજ કર્મ મનુષ્યે પોતાના શ્રેયને માટે આદરથીજ કરવું, પણ તે સિવાયનું બીજું ન કરવું. ॥૮૪॥ શ્રીહરિ કહેછે-આ પ્રમાણે હોવાથી અમારા આશ્રિતોએ યજ્ઞમાં પણ હિંસા તો સર્વથા નજ કરવી. જે મોક્ષાર્થી મુમુક્ષુ જનો છે તેમને તો શાસ્ત્રમાં હિંસાને માટે વિધિ-કરવાની પ્રેરણા કે આજ્ઞા, છેજ નહિ. ॥૮૫॥ અને જેમ યજ્ઞમાં તેમજ શ્રાદ્ધમાં પણ અહિંસાજ વેદ સંમત છે, એમજ દૃઢ નિશ્ચય કરીને શ્રાદ્ધમાં પણ ક્યારેય હિંસા કરવી નહિ. ॥૮૬॥ શ્રીનારદમુનિએ યુધિષ્ઠિર રાજાના પ્રત્યે કહ્યુંછે કે-ધર્મના તત્ત્વને-રહસ્યાર્થને જાણનારો પુરૂષ શ્રાદ્ધમાં આમિષ-માંસ ન આપે, તેમજ પોતે ખાય પણ નહિ, કેમકે મુન્યન્ન જે સામો વિગેરે, તેનાથી પિતૃઓ જેવા પ્રસન્ન થાયછે, તેવા પશુહિંસાથી થતા નથી અને સદ્ધર્મને-સદ્ધર્મની સિદ્ધિને ઇચ્છનારા મનુષ્યોને એના જેવો બીજો કોઇ મોટો ધર્મ નથી કે-જે ભૂતપ્રાણીમાત્રમાં મન, વાણી અને શરીરથી દંડ ન કરવો, અર્થાત્-મનથી કોઇનું ભુંડું ન ચિંતવવું, વાણીથી કોઇનો તિરસ્કાર ન કરવો અને શરીરથી કોઇનું તાડન વિગેરે ન કરવું, એજ મોટામાં મોટો ધર્મ છે. તેમજ પરાશરમુનિ પણ શ્રાદ્ધમાં હિંસાનો નિષેધ કરેછે. ॥૮૭-૮૯॥ ( પરાશરમુનિ આ પ્રમાણે કહેછે-) શ્રાદ્ધમાં જો પવિત્રતા હોય, જમનારા સુપાત્ર હોય અને શ્રાદ્ધ કરનાર માણસને પરમ સર્વોત્કૃષ્ટ શ્રદ્ધા-વિશ્વાસ હોય, તો એજ પિતૃઓને અનંત તૃપ્તિ કરનાર થાયછે, પરંતુ-આમિષ-માંસ તૃપ્તિ કરનાર થતું નથી. અને જે કોઇ માણસ પ્રાણીઓનો વધ કરીને, પિતૃઓને માંસથી તર્પણ કરેછે, તો તે મૂર્ખો તો ચંદનકાષ્ઠને બાળીને, પોતાને શરીરે તેના કોલસાનો લેપ કરનારો-કરનાર જેવો છે. માટે મુનિઓનું ધાન્ય-સામો વિગેરે તેનાથી શ્રાદ્ધ કરવું, અથવા પાયસ-દુધપાક વિગેરેથી

कार्यः श्राद्धे तथा मखे ॥९२॥ अस्वर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्न तु। इत्येवं याज्ञवल्क्योऽपि हिंसामेव निषेधति ॥९३॥ यज्ञशिष्टं श्राद्धशिष्टमपि मांसं तु कुत्रचित्। निर्दोषमिति न प्रोक्तं धर्मशास्त्रे महर्षिभिः ॥९४॥ निर्दोषं सर्वथा मांसं विद्यते नैव भूपते!। इत्याह दानधर्मेषु भीष्मो धर्मात्मजं वचः ॥९५॥ अतः श्रेयोऽर्थिभिः पुम्भिर्मांसं भक्ष्यं न सर्वथा। शरीरपोषणादन्यो गुणो मांसे न विद्यते ॥९६॥ स्वमांसं परमांसेन यः पोषयितुमिच्छति। नारदः प्राह धर्मात्मा नियतं सोऽवसीदति ॥९७॥ नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित्। न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं न भक्षयेत् ॥९८॥ मां स भक्षयितामुत्र यस्य मांसमिहाद्म्यहम्। एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥९९॥ सप्तर्षयो वालखिल्यास्तथैव च मरीचिपाः। अमांसभक्षणं धर्मं प्रशंसन्ति मनीषिणः ॥१००॥ न हि मांसं तृणात्काष्ठादुपलाद्वापि जायते। जन्तुघाताद्भवेन्मांसं तस्माद्दोषोऽस्ति भक्षणे ॥१०१॥ प्राणा यथात्मनोऽभीष्टास्तथा ज्ञेयाः परस्य च। नास्ति मृत्युसमं दुःखं सर्वेषामपि देहिनाम् ॥१०२॥ ब्रह्मस्वरूपनिष्ठानां

શ્રાદ્ધ કરવું, પરંતુ—શ્રાદ્ધમાં તેમજ યજ્ઞમાં માંસનો તો સંસર્ગજ થવા દેવો નહિ. ॥૯૦–૯૨॥ જે કર્મ સ્વર્ગની–સુખપ્રધાન પરલોકની પ્રાપ્તિમાં વિરોધી હોય અને લોકમાં નિન્દિત કહેવાતું હોય, એવું કર્મ કદાચ ધર્મરૂપ હોય, તો પણ તે કર્મનું આચરણ કરવું નહિ, આ પ્રમાણે યાજ્ઞવલ્કય પણ હિંસાનો નિષેધજ કરેછે. ॥૯૩॥ વળી ભારતમાં–દાનધર્મમાં ભીષ્મપિતાએ ધર્મના પુત્ર યુધિષ્ઠિરરાજાના પ્રત્યે વચન કહ્યુંછે, કે–હે રાજન્! માંસ તો યજ્ઞનું શેષ હોય, કે શ્રાદ્ધનું શેષ હોય, તો પણ તે નિર્દોષ છે, એમ ધર્મશાસ્ત્રોમાં મહર્ષિઓએ કહ્યુંજ નથી, માટે માંસ સર્વથા નિર્દોષ છેજ નહિ. ॥૯૪–૯૫॥ શ્રીહરિ કહે-છે–માટે પોતાનું શ્રેય ઇચ્છનારા પુરૂષોએ માંસ સર્વથા નજ ભક્ષણ કરવું, કેમકે–કેવળ શરીરપુષ્ટિ સિવાય બીજો કોઇ ગુણ માંસમાં છેજ નહિ. ॥૯૬॥ અને પોતાના માંસને બીજા પ્રાણીઓના માંસથી જે પોષણ કરવા ઇચ્છેછે, તો ધર્માત્મા નારદમુનિ કહે છે કે–તે પુરૂષ નિરંતર કલેશનેજ પામેછે. ॥૯૭॥ કેમકે–પ્રાણીઓની હિંસા–વધ, કર્યા સિવાય ક્યાંઇ પણ માંસ ઉત્પન્ન થતુંજ નથી અને પ્રાણિવધ તો સ્વર્ગની પ્રાપ્તિમાં વિરોધી છે, માટે માંસ ભક્ષણ કરવુંજ નહિ. ॥૯૮॥ અને અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરૂષો માંસ શબ્દનો અર્થ આ પ્રમાણે કરેછે–જે પ્રાણીનું માંસ અહીંઆં હું ખાઉંછું, એ પ્રાણી મને પરલોકમાં ભક્ષણ કરશે, એજ માંસનું માંસપણું–માંસનો ખરો અર્થ છે. ॥૯૯॥ અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા વશિષ્ટાદિક મહર્ષિઓ, તથા વાલિખિલ્ય ઋષિઓ તથા મરીચ્યાદિક મુનિઓ, એ સર્વે માંસભક્ષણ રહિત એવાજ ધર્મને અતિશય વખાણેછે. ॥૧૦૦॥ અને માંસ કાંઇ ઘાસમાંથી અથવા કાષ્ટમાંથી, કે પત્થરમાંથી ઉત્પન્ન થતું નથી. પરંતુ–પ્રાણીઓનો ઘાત કરવાથીજ નિપજેછે, માટે માંસભક્ષણમાં દોષજ છે. ॥૧૦૧॥ પોતાના પ્રાણ જેવા પોતાને અતિ પ્રિય છે, તેજ પ્રમાણે બીજાના પણ જાણવા, કેમકે–સર્વ પ્રાણધારીઓને મૃત્યુ સમાન બીજું કોઇ દુઃખ છેજ નહિ. ॥૧૦૨॥ બ્રહ્મસ્વરૂપમાં નિષ્ઠા–જ્ઞાનની દ્રઢતા પામેલા મુનિઓને અને મહાત્યાગીઓને પણ પોતાના વધકાળની પ્રાપ્તિ વખતે કાંઇ પ્રસન્નતા

मुनीनां त्यागिनामपि । प्राप्ते स्ववधकाले तु जायते न प्रसन्नता ॥१०३॥ तथामराणां सर्वेषां यज्ञभागभुजामपि । वधकाले क्वचित्प्राप्ते जायते हि महद्भयम् ॥१०४॥ तथा हिंस्रा नरा ये च तेऽप्यत्र स्ववधक्षणे । प्राप्ते त्रस्यन्ति नितरां प्रद्रवन्त इतस्ततः ॥१०५॥ अतिक्रूरा अपि च ते तदानीं यान्ति रङ्कताम् । अहिंसां च प्रशंसन्ति निन्दन्तो हिंसनं मुहुः ॥१०६॥ भाविस्वमृत्युवार्त्तायाः श्रवणेऽपि महद्भयम् । जायते हृदये पुंसां कम्पश्च विदुषामपि ॥१०७॥ तदा तु हन्यमानानां पापैर्मांसार्थिभिर्बलात् । जीवानां रोगहीनानां कथं न स्याद्भयं महत् ॥१०८॥ आगच्छच्छकटारावभीतो धावञ्जिजीविषुः । प्राणाः प्रेष्ठा ममेत्याह व्यासं कीटोऽपि यत्पुरा ॥१०९॥ मृत्युकाले महान्कम्पः पशूनामपि जायते । तस्मान्नरो दयां कुर्याद्यथात्मनि तथा परे ॥११०॥ कुम्भीपाकेषु पच्यन्ते देहान्ते हिंसका जनाः । अतोऽत्र प्राणिमात्रस्य हिंसा कार्या न सर्वथा ॥१११॥ अभयं सर्वभूतेभ्यो यो ददाति दयापरः । स एव निर्भयो लोके जायते नेतरः क्वचित् ॥११२॥ नन्विदं विप्रजातीनामस्तु हिंसानिषेधनम् । क्षत्रियाणां त्वेष धर्म इति चेन्नास्ति तद्वचः ॥११३॥ क्षत्रियाणां सदाचारो जीवहिंसेति कुत्रचित् । प्रमाणवाक्यं नास्त्येव

---

જણાતી નથી. ॥૧૦૩॥ તેમજ સર્વ દેવતાઓ કે જેઓ યજ્ઞભાગ જમનારા છે, તેમને પણ ક્યારેક વધકાળ પ્રાપ્ત થાય ત્યારે મોટો ભય થાયછે. ॥૧૦૪॥ તેમજ હિંસા કરનારા જે મનુષ્યો છે તેઓ પણ આ લોકમાં પોતાના વધનો વખત આવે ત્યારે આમ તેમ દોડા-દોડ કરતા અતિશેજ ત્રાસ પામી જાયછે, અને અતિક્રૂર એવા પણ તેઓ તે વખતે રંકપણાને પામી જાયછે અને હિંસાને વારંવાર નિંદતા થકા, અહિંસાનેજ અતિશે વખાણવા લાગેછે. ॥૧૦૫-૧૦૬॥ અને વિદ્વાન-જ્ઞાનીજનોને પણ, ભવિષ્યકાળમાં થનાર સ્વમૃત્યુની વાર્તાના શ્રવણમાત્રમાં પણ હૃદયમાં મોટો ભય થાયછે અને થરથર કંપી ઉઠેછે, તો માંસાર્થી એવા પાપી માણસોએ બળાત્કારથી મારવા માંડેલા નિરોગી પ્રાણીઓને કેમ મોટો ભય ન થાય ? (એ તો થાયજ.) ॥૧૦૭-૧૦૮॥ પૂર્વે એક વખતે ગાડાના ચીલામાં પડેલા કીડાએ દૂરથી આવતા ગાડાના શબ્દથી ભય પામીને, જીવવાની ઇચ્છાથી દોડતાં, 'મને મારા પ્રાણ અતિશેજ વ્હાલા છે, ( માટે મને ચીલામાંથી બહાર કાઢો' ) એમ વ્યાસમુનિના પ્રત્યે કહ્યું હતું. ॥૧૦૯॥ મૃત્યુ વખતે તો પશુઓને પણ અતિશય કંપારો થાયછે, માટે સર્વ મનુષ્યોએ પોતાને વિષેજ જેમ, એમ બીજા દરેકને વિષે દયા રાખવી. ॥૧૧૦॥ હિંસા કરનારા માણસો દેહના અંત પછી કુંભીપાક નરકોમાં રંધાયછે, માટે આ લોકમાં પ્રાણિમાત્રની-નાના કે મોટા કોઇ પણ પ્રાણીની હિંસા સર્વ પ્રકારે નજ કરવી.॥૧૧૧॥ દયા છે પ્રધાન જેને એવો જે કોઇ પુરૂષ સર્વ ભૂતોને અભય આપેછે-અર્થાત્ પીડા કરતો નથી, તો તેજ આ લોકમાં નિર્ભય રહી શકેછે, પણ તે સિવાય બીજો કોઇ ક્યારેય નિર્ભય રહી શકતો નથી. ॥૧૧૨॥ શંકા-આ હિંસાનો નિષેધ વિપ્રજાતિના મનુષ્યોને માટે ભલે હોય, પરંતુ-ક્ષત્રિઓનો તો હિંસા કરવી એ ધર્મજ છે. ઉત્તર- શ્રીહરિ કહે-છે-જો તમે એમ માનતા હો તો તેવું શાસ્ત્રવચન નથી. ॥૧૧૩॥ 'જીવોની હિંસા કરવી એ ક્ષત્રિઓનો સદાચાર છે, એમ કોઇ પણ શાસ્ત્રમાં પ્રમાણભૂત વચન છેજ નહિ, પણ જો હિંસા

जाते दोषस्तु वर्त्तते ॥११४॥ रजस्तमःस्वभावानां क्षत्राणां काम्यकर्मणाम् । अस्तु वा सोऽपि धर्मोऽद्य कलौ तु स न सम्मतः ॥११५॥ अग्निहोत्रं हि सर्वेषामादिमं श्रौतकर्मणाम् । तद्धर्मशास्त्रे मुनिभिर्निषिद्धं सर्वथा कलौ ॥११६॥ अग्निहोत्रं गवालम्भं सन्न्यासं पलपैतृकम् । देवराच्च सुतोत्पत्तिं कलौ पञ्च विवर्जयेत् ॥११७॥ अधिकारानुसारेण देशकालानुसारतः । आज्ञापयत्कचित्सन्न्यासमग्निहोत्रं च देवलः ॥११८॥ चत्वार्यब्दसहस्राणि चत्वार्यब्दशतानि च । कलेर्यदा गमिष्यन्ति तदा त्रेतापरिग्रहः ॥११९॥ सन्न्यासश्च न कर्त्तव्यो ब्राह्मणेन विजानता । व्यासस्तु निषिषेधैतदग्निहोत्रादिकं कलौ ॥१२०॥ दानं दया दमश्चेति दत्रयं वेदसम्मतम् । पाल्यं च भक्तिः श्रीकृष्णे कर्त्तव्या मदुपाश्रितैः ॥१२१॥ इत्युक्तास्ते सभासंस्थाः पौरा भक्ताश्च सर्वशः । निःसंशयमहिंसां वै धर्मं परमकं विदुः ॥१२२॥ ततस्ते तं नमस्कृत्य प्रोचुः प्राञ्जलयः प्रभुम् । एवमेवाचरि-

થઇ જાય તો તેમાં દોષ છે એમ તો શાસ્ત્રવચન છે. ॥૧૧૪॥ અને તે પણ રજોગુણ તમોગુણ-પ્રધાન પ્રકૃતિવાળા અને કામ્ય કર્મ કરનારા ક્ષત્રિઓને કળિયુગ સિવાયના બીજા યુગોમાં ભલે ધર્મરૂપે મનાતી હોય, પરંતુ આ કળિયુગમાં તો એ કોઇ રીતે શાસ્ત્રસંમત છેજ નહિ. ॥૧૧૫॥ સર્વ શ્રૌતકર્મોમાં મુખ્ય અગ્નિહોત્ર કર્મ માનેલું છે, તો પણ ધર્મશાસ્ત્રમાં મોટા મુનિઓએ કળિયુગમાં તેનો સર્વથા નિષેધ કરેલો છે, તે કહેછે—અગ્નિહોત્ર, ગોમેધ યજ્ઞ નિમિત્તે ગવાલંભ,—ગાયની હિંસા, સંન્યાસાશ્રમ, માંસથી પિતૃઓનું તર્પણ-શ્રાદ્ધ અને મોટા ભાઇની સ્ત્રીને વિષે દેવર (દીયેર) થકી પુત્રોત્પત્તિ કરવી, આ પાંચ કળિયુગમાં સર્વથા વર્જી દેવાં. ॥૧૧૬-૧૧૭॥ વળી દેવળમુનિ એ પાંચ પૈકી સંન્યાસ અને અગ્નિહોત્રને, અધિકાર પ્રમાણે દેશકાળને અનુસારે ક્યાંઇક આજ્ઞા કરેછે—કર્તવ્ય તરીકે કહેછે. ॥૧૧૮॥ અને વ્યાસમુનિ તો—એ અગ્નિહોત્રાદિકનો કળિયુગમાં નિષેધજ કરેછે—ચાર હજાર અને ચારસો વર્ષ કળિયુગનાં જ્યારે વીતી જાય, તે પછી અગ્નિહોત્ર અને સંન્યાસ, એ બે વિજ્ઞાનસંપન્ન બ્રાહ્મણે કરવા [1] નહિ. ॥૧૧૯-૧૨૦॥ માટે અમારા આશ્રિતજનોએ, વેદસંમત એવા દયા, દાન અને દમ, એ ત્રણ દકાર યથાર્થપણે પાલન કરવા. અને શ્રીકૃષ્ણને વિષે દ્રઢ ભક્તિ કરવી. ॥૧૨૧॥ આ પ્રમાણે શ્રીહરિએ ઉપદેશ કરેલા, તે સભામાં બેઠેલા સકળ પુરજનોએ તેમજ સર્વ ભક્તજનોએ નિઃસંશયપણે—'**અહિંસા એજ પરમ ધર્મ છે**' એમ જાણ્યું. ॥૧૨૨॥ તે પછી તે ભક્તજનો અતિ સમર્થ તે શ્રીહરિને નમસ્કાર કરીને, બન્ને હાથ જોડીને કહેવા લાગ્યા—હે મહારાજ! તમારા આશ્રિત એવા અમો સર્વ આપની આજ્ઞા પ્રમાણેજ

૧ કળિયુગમાં માણસો શરીરથી, તેમજ મનથી, પણ અતિ દુર્બળ અલ્પ સામર્થ્યવાળા હોવાના કારણે, બ્રહ્મચર્યાદિક ધર્મો યથાર્થ પાળી શકે તેવા કોઇ વિરલજ હોયછે, તેથી વ્યાસમુનિએ સંન્યાસાશ્રમ વિગેરેનો નિષેધ કરેલો છે અને મનની સ્થિરતા રાખીને નિયમો પાળી શકે તેવા સમર્થ માણસોને માટે દેવળમુનિએ છૂટ રાખેલી છે. ॥

प्यामो वयं सर्वे त्वदाश्रिताः ॥१२३॥ ततः प्रसन्नो निजभक्तसङ्घानानन्दयन्वागमृतेन नित्यम् । उवास तत्रैव दिनानि सप्त प्रबोधयन्वैदिकमेव धर्मम् ॥१२४॥ संस्थापयामास च सोऽन्नसत्रं सम्प्रीतये तैर्थिकमानवानाम् । विप्रांश्च सन्तर्प्य तदिष्टभोज्यैस्ततोऽन्यतो गन्तुमियेष भूमा ॥१२५॥

प्राणिहिंसनविवर्जितमेव वैदिकं मतमिति प्रथयन् यः ।
अस्तवीद्वृषमहिंसमजस्रं श्रीहरिर्मयि स तुष्यतु भक्ते ॥१२६॥

इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरिकृताहिंसाधर्मसंस्थापननिरूपणं नाम चतुर्विंशतितम उल्लासः ॥२४॥

---

વર્તીશું. ॥૧૨૩॥ તે પછી પોતાના ભક્તો ઉપર પ્રસન્ન થયેલા શ્રીહરિ, દરરોજ પોતાના ભક્તજનોના સમૂહોને વાણીરૂપ અમૃતથી આનંદ પમાડતા થકા, વેદવિહિત સનાતન ધર્મનોજ બોધ કરતા થકા સાત દિવસ પર્યંત તે ભાડેર ગામમાંજ નિવાસ કરીને રહ્યા. ॥૧૨૪॥ અને અતિસમર્થ શ્રીહરિએ તીર્થાભિગમન કરનારા યાત્રાળુઓને સુખ થવાને માટે ત્યાં એક અન્નસત્ર-સદાવ્રત, સ્થાપન કર્યું અને બ્રાહ્મણોને તેમને ઇષ્ટ ભોજનોથી જમાડી તૃપ્ત કરીને પછી ત્યાંથી બીજા ગામ પ્રત્યે જવાની ઇચ્છા કરી. ॥૧૨૫॥

જે શ્રીહરિએ પ્રાણીઓની હિંસાથી રહિતજ વૈદિક સિદ્ધાન્ત છે, એમ પ્રસિદ્ધપણે પ્રતિપાદન કર્યું હતું; અને સનાતન અહિંસાધર્મનેજ જેમણે અતિ પ્રસંશા કરીને આ લોકમાં વિસ્તાર્યો હતો, એવા તે શ્રીહરિ તેમનો ભક્ત એવો જે હું તે મારે વિષે અતિશય પ્રસન્ન થાઓ. ॥૧૨૬॥

ઇતિ શ્રી.......નિત્યાનન્દમુનિવિરચિત-શ્રીહરિદિગ્વિજયમાં ભાડેરપુરમાં શ્રીહરિએ અહિંસાધર્મનું સ્થાપન કર્યું એ નામે ચોવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૪॥

---

# उल्लासार्थसङ्ग्रहः

प्रादुर्भूतः पृथिव्यां परमस्वनिलयाद्धर्मसंरक्षणाय
धीमान् यः सेव्यमानः सदसि मुनिवरैस्तुङ्गसिंहासनस्थः ।
चार्वाकान्कौलधर्मान् सुगतपथचरानार्हतान्स्वप्रतापै-
र्जित्वा धर्मं प्रतिष्ठामगमयदवतु श्रीहरिर्नः स नित्यम् ॥२५॥

આત્યંતિકી મુક્તિમાં હેતુભૂત એકાંતિક ધર્મનું સંરક્ષણ કરવા માટે, પોતાના પરમાકાશ-દિવ્ય બ્રહ્મપુર-ધામ થકી પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેલા, એવા જે શ્રીહરિએ જુનાગઢપુરમાં ભક્તજનોની સભામાં ઉંચા સિંહાસન ઉપર વિરાજમાન થઇને, મુક્તાનંદાદિક મુનિજનોએ ચોતરથી સેવેલા માટેજ અલૌકિક-વિજયશોભાએ યુક્ત થકા, સામા વાદ કરવા આવેલા-ચાર્વાકો, કૌલધર્મીઓ, સૌગતમતાનુયાયીઓ, તેમજ આર્હતો, એ વિગેરે મતવાદીઓને પોતાના પ્રતાપથી જીતીને, એકાંતિક ધર્મની પ્રતિષ્ઠા દ્રઢ કરી હતી, તે સમર્થ શ્રીહરિ અમારૂં નિરંતર રક્ષણ કરો. ॥૨૫॥

# पञ्चविंशतितम उल्लासः

आनन्दितैः स्वेक्षणभाषणाद्यैः पौरैः पुरान्तावधि चानुयातः । सद्भिः सहैवा-
ध्वनि भक्तसङ्घानानन्दयन् प्राप स जीर्णदुर्गम् ॥१॥ आश्रुत्य साधुजनमण्डलसम्परीतं
प्राणप्रियं जगदधीशमुपागतं तम् । सद्यो विसृष्टसकलव्यवहारकार्याः प्रत्युद्ययुः सक-
लपौरजनाः सभूपाः ॥२॥ आनन्दसम्भृतहृदः स्रवदश्रुनेत्रास्ते तं विलोक्य सहसा
पुरुसम्भ्रमेण । भूमौ निपत्य विदधुः प्रणतिं सहर्षं तेभ्योऽपि मानमददात्स यथार्ह-
मीशः ॥३॥ उच्चस्वरद्विजसमीरितवेदघोषनानाविधप्रथितमङ्गलवाद्यघोषैः । निन्युः
पुरं परमपूरुषमाप्तकामास्ते तं ततो जयजयध्वनिनादिताशाः ॥४॥ पौराङ्गनास्तमव-
लोक्य भृशं समुत्काः सन्त्यक्तसर्वगृहकार्यभराः सचित्रम् । आनन्दवारिनिभृताक्षियुगाः
प्रहृष्टास्तस्थुस्तथैव विगतस्वशरीरभानाः ॥५॥ हेमन्तसिंहाभिधभक्तवर्यगृहे निजावा-
समथाकरोत्सः । सर्वेऽपि पौराः सह साधुभक्तैः सिषेविरे सादरमेव तं ते ॥६॥

## ઉલ્લાસ ૨૫ મો.

પોતાના દર્શનભાષણાદિકથી આનંદ પમાડેલા એવા તે ભાડેરપુરના ભક્તજનોએ પુરની ભાગોળ સુધી સાથે આવીને વળાવેલા એવા તે શ્રીહરિ, મુક્તાનંદાદિક સંતોએ સહિત માર્ગમાં ચાલતાં ભક્તજનોને આનંદ પામતા થકા જુનાગઢ પુરને પામ્યા. ॥૧॥ ત્યારે તે પુરના રાજાએ સહિત તે પુરના સર્વભક્તજને, સકળ જગતના એક નાથ અને પોતાના પ્રાણ કરતાંય અધિક પ્રિય, એવા તે શ્રીહરિને મુક્તાનંદાદિક સાધુમંડળે સહિત પોતાના પુર પ્રત્યે પધાર્યા એમ સાંભળીને તત્કાળ વ્યવહારનાં સઘળાં કામકાજ છોડી દઇને એકદમ સન્મુખ આવ્યા. ॥૨॥ તે સમયમાં આનંદથી ભરાઇ આવ્યાંછે હૃદય જેમનાં અને નેત્રોમાંથી જેમને અશ્રુઓ સ્રવતાં હતાં, એવા તે પુરજને અતિ સંભ્રમપૂર્વક શ્રીહરિને દૂરથીજ જોઇને એકદમ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને હર્ષપૂર્વક નમસ્કાર કરવા લાગ્યા, ત્યારે પરમેશ્વર શ્રીહરિએ પણ તે રાજાને અને સર્વ પુરજનોને યથાયોગ્ય આદર આપ્યો. ॥૩॥ પછી તે રાજા અને સર્વ ભક્તજને ઉંચે સ્વરે બ્રાહ્મણોએ ઉચ્ચારણ કરેલા વેદમંત્રોના ઘોષ અને અનેક પ્રકારનાં પ્રસિદ્ધ મંગળકારી વાજીંત્રોના ઘોષ, તેણે સહિત ( શ્રીહરિનાં દર્શનથી ) પૂર્ણકામ થયેલા અને જય જય એવા ઘોષથી દિશાઓને ગજાવતા સતા પરમપુરૂષ શ્રીહરિને પુરમાં લઇ ગયા–પહોંચાડ્યા. ॥૪॥ અને શ્રીહરિનાં દર્શન કરવામાં અતિ ઉચ્છાહવાળી તે પુરની સ્ત્રીઓ પણ તુરતજ ઘરનાં સઘળાં કામકાજ સર્વપ્રકારે તજી દઇને, આશ્ચર્યપૂર્વક તે શ્રીહરિને જોઇને, આનંદનાં અશ્રુજળથી જેમનાં નેત્રો ભરાઇ આવ્યાંછે અને અતિ હર્ષઘેલી બની ગયેલી અને શરીરનું ભાન પણ જેઓને રહ્યું નથી, એવી બેભાન બની ગઇ હતી અને એ પ્રમાણે બેભાન અવસ્થામાંજ ઘણીવાર સુધી ઉભી રહી હતી. ॥૫॥ આ પ્રમાણે તે જુનાગઢ પુરમાં પ્રવેશ કર્યાં પછી તે શ્રીહરિ, ભક્તવર્ય હેમંતસિંહ

ब्राह्मणा रामजिच्चाम्बाशङ्करो रूपशङ्करः । परिचेरुस्तमन्येऽपि गोकुलश्चोद्धवादयः ॥७॥ सबान्धवः स हेमन्तसिंहोऽन्यैः क्षत्रियैः सह । यथाशक्ति यथावित्तं तत्सेवां विदधे मुदा ॥८॥ सामात्यो नृपतिश्चास्य सुधीर्वहादराभिधः । त्रिकालं दर्शनं कुर्वन्सेवायां निरतोऽभवत् ॥९॥ प्रशंसन् रैवतगिरिं देवभूमिरियं त्विति । तत्रत्यां तीर्थयात्रां स विदधे धर्मनन्दनः ॥१०॥ स्नात्वा गोमुखगङ्गायां कुण्डे दामोदराह्वये । गोभूहिरण्यमुख्यानि महादानानि सोऽददात् ॥११॥ कृत्वा दामोदरस्येक्षां तत्पूजां विधिनाकरोत् । भवेश्वरस्य स ततो महेशस्य च भक्तितः ॥१२॥ ब्राह्मणान् भोजयामास शतशश्च सहस्रशः । तेभ्यः स दक्षिणां प्रादात्तुतुषुस्तेन तेऽखिलाः ॥१३॥ सभासीन्महती तत्र नित्यं देवसभोपमा । विराजते स्म तन्मध्ये हरिः सिंहासनोत्तमे ॥१४॥ भक्तैः स संवृतः सद्भिः पौरैश्च परमादृतैः । धर्मशास्त्राश्रिता वार्त्तास्तत्र चक्रेऽनुवासरम् ॥१५॥ क्षेत्राणां द्वारिकादीनां तीर्थानां स विशेषतः । माहात्म्यं वर्णयामास सप्रमाणं च तद्विधिम् ॥१६॥ एवं धर्मस्थितिं तस्य प्रतापं च महत्तरम् । दृष्ट्वा तदीयम-

રાજાના ઘરને વિષે પોતાનો નિવાસ કર્યો; અને તે પુરના સર્વભક્તજનો પણ મુક્તાનંદાદિક સર્વ સાધુઓ અને ભક્તજનોએ સહિત તે શ્રીહરિની સેવા આદરે સહિત કરવા લાગ્યા. ॥૬॥ તેમાં રામજી અને અંબાશંકર વિગેરે બ્રાહ્મણો, તેમજ ગોકુળ અને ઉદ્ધવ વિગેરે બીજા ભક્તજનો પણ તે શ્રીહરિની પરિચર્યા કરવા લાગ્યા. ॥૭॥ અનૂપસિંહ નામે પોતાના નાના ભાઇ, તેમજ બીજા પણ ક્ષત્રિય ભક્તજનો, તેમણે સહિત એ હેમંતસિંહ રાજા પોતાની શક્તિ પ્રમાણે અને પોતાની દ્રવ્યસંપત્તિ પ્રમાણે અતિ સ્નેહપૂર્વક તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૮॥ તેમજ અતિરૂડી બુદ્ધિવાળા બહાદૂરસિંહ નામે તે પુરના રાજા પોતાના અમાત્યવર્ગે સહિત, દરરોજ ત્રણ વખત શ્રીહરિનાં દર્શન કરતા સતા તેમની સેવામાં પ્રીતિપૂર્વક વર્તતા હતા. ॥૯॥ પછી 'આ રૈવતાચળ તો દેવભૂમિ છે' એમ વખાણતા થકા ધર્મનંદન શ્રીહરિએ તે પર્વતમાં રહેલાં તીર્થોની યાત્રા કરી. ॥૧૦॥ શ્રીહરિએ પ્રથમ ગોમુખી-ગંગામાં સ્નાન કરીને, પછી દામોદર-કુંડમાં સ્નાન કરીને, પછી ગાયો, ભૂમિ અને સુવર્ણ, વિગેરેનાં મહાદાન આપ્યાં. ॥૧૧॥ અને દામોદર ભગવાનનાં દર્શન અને પૂજન, વિધિપૂર્વક કર્યાં; અને તે પછી ભવેશ્વર-મહાદેવનાં દર્શન-પૂજન પણ વિધિપુરઃસર સ્નેહથી કર્યાં. ॥૧૨॥ અને શ્રીહરિએ ત્યાં સોએ-સો અને હજારો-હજાર બ્રાહ્મણોને જમાડ્યા અને તેમને દક્ષિણાઓ આપી, તેથી તે સર્વ બ્રાહ્મણો ઘણાજ ખુશી થયા હતા. ॥૧૩॥ અને તે જુનાગઢ પુરમાં દરરોજ સુધર્મા નામે પ્રસિદ્ધ દેવસભાના જેવી અતિ મોટી સભા થતી હતી અને તે સભાના મધ્યમાં ઉત્તમ-સિંહાસન ઉપર શ્રીહરિ વિરાજમાન થતા હતા. ॥૧૪॥ પરમ આદરે યુક્ત મુક્તાનંદાદિક સર્વ સાધુઓથી તેમજ તે પુરના ભક્તજનોથી વીંટાયા થકા શ્રીહરિ તે સભામાં દરરોજ ધર્મશાસ્ત્રસંબંધી વાર્તાઓ કરતા હતા. ॥૧૫॥ શ્રીહરિ દ્વારિકા આદિક પુણ્ય-ક્ષેત્રોનું અને ગંગા આદિક પવિત્ર તીર્થોનું માહાત્મ્ય શાસ્ત્રોનાં પ્રમાણે સહિત વિશેષપણે પ્રતિપાદન કરતા હતા, તેમજ તે તીર્થોમાં શું-શું કરવું તે વિગેરે બધા વિધિનો પણ ઉપદેશ કરતા

ध्यानं सर्वे तुष्टुवुरादरात् ॥१७॥ आकर्ण्य तस्यैव मुहुः प्रशंसां विधीयमानामखिलैरपीह । अधर्मसर्गेण भृशोपसृष्टाः प्रजज्वलुर्मत्सरतोऽतिपापाः ॥१८॥ समेत्य ते दैववशेन सर्वे वादैर्विजेतुं तमुरुप्रतापम् । अन्योन्यहस्तार्पिततालिदानाः स्वं स्वं प्रतापं प्रलपन्त ईयुः ॥१९॥ तत्रैके कौलनिष्णाता मद्यमद्यपिबा मुहुः । दन्तलग्नमहामांसलेशा दुर्गन्धिताननाः ॥२०॥ स्त्रीपुंसगुह्यावयवक्षालनामृतपायिनः । खाटक्यादिपरिष्वङ्गपूतिगन्धाङ्गकुङ्कुमाः ॥२१॥ कन्यागुह्यक्षालनाम्बुपानैकनिरताः परे । अपक्वमत्स्यमांसादिसम्प्राशनियमास्तथा ॥२२॥ कुल्लानिवेदितमहायवनीविड्भुजोऽपरे । मातृस्वस्रादिरङ्केऽपि निर्भया निरपत्रपाः ॥२३॥ उपासका महाकाल्याः केचित्स्फारारुणेक्षणाः । त्रिशूलपाणयः केचिद्भैरवीया भयङ्कराः ॥२४॥ कुण्डाश्च गोलकाः केचित्कञ्चुकीमतिनोऽपरे । भयङ्कराकारवेषाः खड्गाखिपिटपाणयः ॥२५॥ भयङ्करानेकपुण्ड्रा

હતા. ॥૧૬॥ તે શ્રીહરિની આ પ્રમાણે ધર્મની સ્થિતિ અને અતિ પ્રબળ પ્રતાપ જોઇને, તેમજ સચ્છાસ્રસિદ્ધ એવો નિર્દોષ તેમનો ઉદ્ધવસંપ્રદાય—ઉદ્ધવસંપ્રદાયની રીતિ, તેને જોઇને દૈવી સંપત્‌ના માણસો અતિ પ્રશંસા કરતા હતા. ॥૧૭॥ આ પ્રમાણે દૈવી સંપત્‌ના સઘળા માણસોએ તે શ્રીહરિની વારંવાર કરેલી પ્રશંસા તેને સાંભળીનેજ, એ જુનાગઢ પુરમાં રહેનારા અધર્મસર્ગથી અતિશેજ વ્યાપ્ત થયેલા અતિપાપી જનો તે શ્રીહરિનો પ્રતાપ નહિ સહન થવાથી મત્સરને લીધે અંતરમાં અતિશેજ બળી ઉઠયા. ॥૧૮॥ અને તે સર્વ પાપીજનો દૈવઇચ્છાથી એકઠા મળીને, અતિપ્રતાપી તે શ્રીહરિને વાદ કરીને જીતવાને અર્થે, એક—બીજાના હાથમાં તાળીઓ આપતા અને પોતાને મુખેજ પોતાના પ્રતાપની બડાઇઓ કરતા કરતા તે શ્રીહરિની પાસે આવ્યા. ॥૧૯॥ ( તે આવેલા નાસ્તિક વિગેરે પાપીજનો કેવા દુષ્ટ હતા તે જાણવાને માટે તેમનું બાર શ્લોકથી વર્ણન કરેછે—) તેમાંના કેટલાક તો કૌલાર્ણવગ્રંથોમાં નિષ્ણાત હતા અને વારંવાર મહામદ્યનું પાન કરનારા, તત્કાળ—આવતી વખતેજ ચર્વણ કરેલું, માટેજ જેમના મુખમાં મહામાંસના લેશ દાંતે વળગેલા હતા અને તેથી અતિ દુર્ગંધવાળાં મોઢાં જેમનાં હતાં, એવા કેટલાક હતા. ॥૨૦॥ કેટલાક તો સ્રીપુરૂષોનાં ગુહ્યાંગનું ક્ષાલન કરેલા (અમૃત) જળનું પાન કરનારા હતા અને કેટલાક તો ખાટકી વિગેરે દુષ્ટ સ્રીઓના પરિષ્વંગ—અંગસંગ કરવાને લીધે તેમના દુષ્ટ ગંધવાળું કુંકુમ જેમના શરીરમાં ચોટેલું હતું, એવા હતા. ॥૨૧॥ કેટલાક તો કુમારી કન્યાઓનાં ગુહ્યાંગના ક્ષાલનનું જળપાન કરવામાંજ એક પ્રીતિવાળા હતા. કેટલાક તો કાચુંજ માંસ—મત્સ્ય વિગેરે ખાવાના નિયમવાળા હતા. ॥૨૨॥ કેટલાક તો કુલ્લાદેવીને નિવેદન કરેલા મહાયવનીના મળનેજ ભક્ષણ કરનારા અને મા કે બ્હેન, વિગેરેના અંગસંગ કરવામાં પણ નિર્ભયપણે વર્તનારા અને નિર્લજ એવા મહાપાપી હતા. ॥૨૩॥ કેટલાક તો ફાટાં લાલ નેત્રોવાળા મહાકાળીના ઉપાસકો હતા, કેટલાક ત્રિશૂળ હાથમાં રાખનારા અને ભયંકર દેખાવવાળા, ભૈરવના ઉપાસકો હતા.

वीतरागाश्च केचन । भस्मोद्धूलितसर्वाङ्गा अतीताख्याश्च केचन ॥२६॥ अभिचारोच्चाटनादिदक्षा जैनाश्च केचन । स्वस्वदेवं स्मरन्तश्च मान्त्रिका माषमुष्टयः ॥२७॥ सुरापा दण्डिनः केचित्तादृशा ब्रह्मचारिणः । केचिच्च यवनाचार्याः सद्यःप्राणहरौषधाः ॥२८॥ यक्षण्युपासकाः केचित्केचिद्योगिन्युपासकाः । मन्त्रौषधबला एते सर्वशः पापकर्मिणः ॥२९॥ कृतोपयाचना ह्येते स्वस्वदेवाग्रतोऽर्पणम् । श्यामाजमत्तमहिषादेः कर्त्तासो हरेर्जये ॥३०॥ पुरस्कृताः कुण्डगोला अन्ये तदनुयायिनः । अकृतप्रह्वणास्तस्थुर्महासद उपेत्य ते ॥३१॥ स्वशत्रूनिव पश्यन्तः सदःस्थान् धार्मिकान् जनान् । हरिं त ऊचुः स्मेरास्यं लम्बदक्षिणपाणयः ॥३२॥ शृणु सत्सङ्गिदेव ! त्वं लोकान् किं

॥२४॥ કેટલાક કુંડજાતિના અને કેટલાક તો ગોલકજાતિના હતા;[1] અને કેટલાક કંચુકીવ્રત[2] રાખનારા અને કેટલાક તો લોખંડના ચીપીઆ હાથમાં રાખનારા, ભયંકર આકાર અને વેષ રાખનારા, એવા ખાખી નામે લોકમાં પ્રસિદ્ધ કહેવાતા બાવાઓ હતા. ॥૨૫॥ કેટલાક તો ભયંકર અનેક પુંડ્ર-તિલક વિચિત્રપણે ધારણ કરનારા, એવા વૈરાગી નામે પ્રસિદ્ધ બાવાઓ અને કેટલાક આખે શરીરે રાખ ચોળનારા એવા અતીત નામે બાવાઓ હતા. ॥૨૬॥ કેટલાક અભિચાર અને ઉચ્ચાટન વિગેરે, તેમજ મોહન, મારણ વિગેરે માંત્રિક ક્રિયાઓ કરવામાં નિપુણ એવા ગોરજી નામે પ્રસિદ્ધ જૈનો હતા. અને પોત-પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરતા અને હાથમાં મંત્રેલા અડદ રાખનારા, એવા કેટલાક માંત્રિકો-મંત્ર-પ્રયોગ કરવામાં પ્રવીણતાવાળા હતા. ॥૨૭॥ સુરાપાન કરનારા કેટલાક દંડીઓ-સંન્યાસીઓ અને તેવાજ બ્રહ્મચારીઓ પણ કેટલાક હતા. અને તુરતજ પ્રાણનાશ કરે એવી ઔષધિઓ જાણનારા કેટલાક યવનાચાર્યો-હકીમો વિગેરે હતા. ॥૨૮॥ કેટલાક યક્ષણીના ઉપાસકો અને કેટલાક યોગિનીના ઉપાસકો હતા; મંત્ર કે ઔષધના બળવાળા પાપકર્મ કરનારા આ પૂર્વે કહેલા બધાય ભેગા મળીને શ્રીહરિની પાસે આવ્યા. ॥૨૯॥ અને આવતી વખતે પોત-પોતાના દેવોની આગળ 'જો અમે શ્રીહરિ-નીલકંઠને જીતીશું તો તમને શ્યામ રંગના બકરા અને મદોન્મત્ત પાડા આદિકનું નિવેદન કરીશું' એવી માનતાઓ માનીને આવ્યા હતા. ॥૩૦॥ કુંડ અને ગોલકને અગ્રેસર કરીને બીજા તેમના અનુયાયીઓ વિગેરે એ સર્વે મહાસભામાં આવીને શ્રીહરિને નમસ્કાર પણ કર્યો નહિ અને સભામાં બેઠા. ॥૩૧॥ અને સભામાં બેઠેલા સઘળા ધાર્મિક જનોને, પોતાના શત્રુજ જાણે હોય એમ જોતા થકા તે દુર્જનો પોતાનો જમણો હાથ લાંબો કરીને, મંદહાસ્ય-

१ 'अमृते जारजः कुण्डो मृते भर्त्तरि गोलकः' પતિ જીવતો હોય તેવી સ્ત્રીને જાર-વ્યભિચારી પુરૂષ થકી થયેલો કુંડ નામે કહેવાય અને પતિ મર્યા પછી વિધવામાં જાર પુરૂષ થકી થયેલો ગોલક નામે જાણવો.

૨ અમુક એક મોટા ગાગર જેવા વાસણમાં મા, બ્હેન, દીકરી, વિગેરે દરેક સ્ત્રીઓની કુંચુકીઓ ભેગી નાખીને પછી તેમાંથી હાથ નાખતાં જેની કુંચુકી પ્રથમ હાથમાં આવે તે ભલે તો મા હોય, અગર બ્હેન, કે દીકરી, હોય તો પણ તેની સાથે યથેચ્છાચરણ કરનારા એવા નિર્લજ અને નિર્ભય માણસો.

वञ्चयस्यमून् । सुखिनो दुःखिनः कुर्वन् धर्मिणश्चाप्यधर्मिणः ॥३३॥ यथेष्टखानपानाद्यैर्यथेष्टस्त्रीरतादिभिः। महासुखा बहुजना भवता दुःखिनः कृताः॥३४॥ सम्बन्धिनीभ्यो योषाभ्यः परस्त्रीभ्यश्च सर्वथा । सुखदानादिधर्माणः कृतास्ताभ्यो बहिर्मुखाः ॥३५॥ सुस्वादुमत्स्यमांसादिभोक्तारो रसिका जनाः । रूक्षरूप्यन्नभोक्तारो निर्दयेन त्वया कृताः ॥३६॥ नराणामिह सर्वेषां सुखदाः सन्ति योषितः । तास्त्यक्त्वान्यत्र चरतां स्वप्नेऽपि हि सुखं कुतः? ॥३७॥ परनारीसुखं यच्च विबुधा एव तद्विदुः। इन्द्रो व्याकरणाचार्यो गौतमस्त्रीमुपागमत् ॥३८॥ माहात्म्यं वेत्ति नार्यास्तु सम्यग्विष्णुश्च शङ्करः ।

---

युक्त मुखकमळ जेमनुं शोभी रह्युं हतुं एवा श्रीहरिना प्रत्ये बोलवा लाग्या. ॥३२॥ हे सत्संगिदेव ! [1] तमे सांभळो ? आ सर्व लोकोने सुखीओने दुःखमां नाखता थका अने धर्मीओने अधर्मी करता थका शा माटे तमे ठगोछो ? ॥३३॥ यथेष्ट–इच्छा प्रमाणे, खानपानादिकथी तेमज मनगमती स्त्रीओ साथे भोग भोगववाथी, महासुखीआ एवा घणा जनोने तमोए अतिदुःखीआ कर्या छे. ॥३४॥ ( दुःखीआ करवामां कारण कहेछे—) समीपसंबंधवाळी स्त्रीओने, तेमज परस्त्रीओने, सुख आपवा विगेरे धर्माचरण करनारा धर्मिष्ठ माणसोने ( तमोए उपदेश आपीने ) ते स्त्रीओ थकी बहिर्मुख–विमुख करेला छे. ॥३५॥ तेमज सुस्वादु मत्स्य–मांसादिक खानारा रसिकजनोने तमोए निर्दय थइने ( उपदेश आपीने ) केवळ रूक्ष–रसविनानुं लुखुं एवुं अप्यन्नसामो विगेरे खानारा कर्या छे. ॥३६॥ आ लोकमां सर्व पुरुषोने स्त्रीओज खरी रीते सुखने आपनारी छे, तो ते स्त्रीओनो त्याग करीने तेनाथी अन्यत्र–तेनो संग नहि करतां दूर रहेनाराओने, स्वप्नमां पण सुख [2] क्यांथीज होय ? ( न ज होय. ) ॥३७॥ परनारीनो प्रसंग करवानुं सुख तो खरी रीते देवोज जाणेछे, [3] जूओ–व्याकरणाचार्य इन्द्र पोते गौतममुनिनी स्त्रीने पाम्यो हतो. ॥३८॥ अने खरी रीते तो नारीनो महिमा

---

१ तमारा अनुयायीओज तमोने देवनी पेठे मानेछे–पूजेछे, परंतु अमारा जेवा तमने कंइ मानता नथी, एवा गूढ अभिप्रायथी–'सत्संगिदेव' एवुं विशेषण कहीने संबोधेछे.॥

२ ' ब्रह्मानन्दात् स्मरानन्दोऽधिक इत्यवगम्यताम् ' 'ब्रह्मानंद करतांय स्मरनो आनंद अधिक छे एम जाणो ' आवां केटलाक वाक्यो विषयखंडनना प्रसंगना होय तेने जुदां पाडीने तेनो खरो अर्थ नहि जाणतां विषयलंपट–मूर्खाओ तेने मुख्य प्रमाणभूत मानेछे.

३ आ कथाप्रसंग आर्षरामायणमां छे. तेमज परस्त्रीओनुं सुख जाणनारा बीजा पण अनंगरंग ग्रंथमां कहेला छे–'लङ्केश्वरो जनकजाहरणं चकार तारापहारमथ कीशपतिः सुवालिः । पाञ्चालिकाहरणमाशु स कीचकाख्यः प्राणव्ययेन सुखतो व्यधुरेतदेते. ॥ जो के–आ श्लोकमां तो खरी रीते कहेवानुं तात्पर्य ए छे के—लंकेश्वर—रावण जेवा समर्थ पुरुषो पण परस्त्रीगमननी इच्छामात्रथी पराभव पामी गया तो बीजा अल्प—पामरोनी शी दशा थाय ? परंतु विषयांध मूर्ख माणसोने एवो सवळो अर्थ सुझेज क्यांथी ! माटे ए मूर्खविचार सर्वथा अनादरणीयज छे, एम सुज्ञ माणसोए जाणवुं ॥

आद्यस्तां हृदये धत्तेऽर्द्धाङ्गेऽन्योऽपि हि सर्वदा ॥३९॥ सम्बन्धिनीसुखं सम्यग्ब्रह्मा वेत्ति यतः स्वयम् । महासंसदि कन्यां स्वां रन्तुं जिघृक्षुरन्वगात् ॥४०॥ बृहस्पतिर्भ्रोतृजायां गुरुपत्नीं च चन्द्रमाः । ऐच्छदेते हि मूर्खाः किं ? त्वमेकोऽद्यासि पण्डितः ॥४१॥ साम्प्रतं वैष्णवाचार्या अपि धर्मप्रवर्त्तकाः । यथेष्टं निजशिष्यासु रमन्ते किन्नु ? ते जडाः ॥४२॥ सर्वथा स्त्रीप्रसङ्गस्तु न केनाप्यपहापितः । विना भवन्तं लोकेऽस्मिन्नाचार्यैरपि केश्चन॥४३॥ त्वदीयाः साधवो ये ते दृष्ट्वा नारीर्विदूरतः । व्याघ्रीरिव मद्रवन्ति न भाषन्ते च ताः क्वचित् ॥४४॥ सर्वत्र साधवः शास्त्रे कथ्यन्ते समदर्शिनः । परोपकारशीलाश्च नेदृशाः स्त्रीषु निर्दयाः ॥४५॥ सन्तो महान्तो यद्यत्र स्त्रीणां सेवां महामुदा । नाद्रीकुर्युस्तदा तासां कथं ? निःश्रेयसं भवेत् ॥४६॥ स्त्रीणां स्पर्शो यदा हेयस्तदा तदुदरे कथम् । मासान्दशोषितास्ताभ्यो निर्गताश्च बहिः कथम् ॥४७॥ स्तनाः पीताः कथं तासां सुप्ता आलिङ्ग्य ताः कथम् । लालिताः पोषितास्ताभिर्बाल्ये दुःखेन वर्द्धिताः ॥४८॥ उपकारमिति स्त्रीणां ये विदुः साधवोऽत्रते । कुर्युस्तासां प्रियं नित्यं

---

વિષ્ણુ અને શંકરજ જાણેછે, કેમકે-વિષ્ણુ પોતે પોતાની પત્ની-લક્ષ્મીને હૃદયમાંજ ધારણ કરેછે અને શંકર પણ નિરંતર પાર્વતીને અર્ધા અંગમાં ધારણ કરેછે, ( જેથી તે **અર્ધનારીશ્વર** નામે પ્રસિદ્ધ થયેલા છે. ) ॥૩૯॥ પોતાના સમીપ-સંબંધવાળી સ્ત્રીઓનું સુખ ખરી રીતે તો પોતે બ્રહ્માજ જાણેછે, કેમકે-કામચેષ્ટા કરવાને માટે પોતાની કન્યા-સરસ્વતીને ગ્રહણ કરવાને ઇચ્છતા થકા મોટી સભામાંજ તેની પાછળ દોડયા હતા. ॥૪૦॥ તેમજ બૃહસ્પતિએ પોતાના જ્યેષ્ઠબંધુ ઉતથ્યની મમતા નામે પત્નીને અને ચંદ્રમાએ ગુરૂપત્નીને રમણ કરવા માટે ઇચ્છી હતી, તો હે સહજાનંદ ! એ બધા શું મૂર્ખાઓ હતા ? અને આજ તમેજ એક પંડિત-ડાહ્યા છો ? ॥૪૧॥ વળી હાલમાં ધર્મ-પ્રવર્તક એવા કેટલાક વૈષ્ણવાચાર્યો પણ પોતાની શિષ્યા-સ્ત્રીઓમાં યથેષ્ટ વિહાર કરેછે, તો શું તે બધા જડ છે? ॥૪૨॥ આ લોકમાં તમારા સિવાય કોઈપણ બીજા-ભગવદવતારોએ પણ સર્વથા સ્ત્રીપ્રસંગ તો નથી ત્યાગ કરાવ્યો, તેમ કોઇ આચાર્યોએ પણ તેમ નથી કર્યું. ॥૪૩॥ અને તમારા જે સાધુઓ છે તે તો સ્ત્રીઓને જોઇને વ્યાઘ્રીને જોઇનેજ જેમ, એમ દૂર નાશી જાયછે. અને કયારેય સ્ત્રીઓ પ્રત્યે બોલતા પણ નથી. ॥૪૪॥ અને સર્વ શાસ્ત્રોમાં સાધુઓ તો સમદર્શી કહેલા છે અને પરોપકાર સ્વભાવવાળા કહેલા છે, પરંતુ-સ્ત્રીઓ પ્રત્યે આવા નિર્દય વર્તનારા કહેલા નથી. ॥૪૫॥ આ લોકમાં મોટા સંતો-સત્પુરૂષો સ્ત્રીઓની સેવા મહાઆનંદથી જો અંગીકાર ન કરે, તો તે સ્ત્રીઓનું કલ્યાણજ કેમ થાય ? અર્થાત્ નજ થાય. ॥૪૬॥ અને હે સહજાનંદ ! જો સ્ત્રીઓનો સ્પર્શ સર્વથા ત્યાજ્ય હોય તો તે સ્ત્રીઓના ઉદરમાં દશમાસ પર્યંત કેમ રહેવાયછે ? અને તે સ્ત્રીઓ થકી બહાર કેમ--કેવી રીતે નીકળ્યા ? ॥૪૭॥ તે સ્ત્રીઓના સ્તનનું દુધ કેમ પીધું ? અને બાલ્યાવસ્થામાં તે સ્ત્રીઓને આલિંગન કરીને કેમ સૂતા હતા ? અને વળી તે સ્ત્રીઓએ બાલ્યાવસ્થામાં લાલન-પાલન કરીને અતિ કષ્ટથી ઉછેરીને મોટા કર્યા, આવો તે સ્ત્રીઓનો ઉપકાર આ લોકમાં જે સાધુ પુરૂષો જાણે તે તો સ્ત્રીઓનું નિરંતર પ્રિયજ કરે, પરંતુ-

नावज्ञां तु कदाचन ॥४९॥ स्त्रीपुंसोर्भेददृष्टिस्तु नास्त्येव भगवद्गृहे । सर्वमार्गप्रतीपस्त्वं कुत एवं प्रवर्त्तसे ? ॥५०॥ एतच्छ्रुत्वा हसन्तं तं प्रत्युत्तरपरं हरिम् । प्रोचुरन्येऽपि वाचालाः सत्वरं दुष्क्रियापराः ॥५१॥ अन्नं ब्रह्मरसो विष्णुरित्येव ऋषिभाषितम् । ग्राह्याग्राह्यविचारोऽतस्तत्र नास्ति सतां मतः ॥५२॥ भवता तु स्वमार्गेऽसौ स्थापितोऽपि च साधुषु । अयुक्तमेतत् क्रियते दूष्यते ब्रह्म न क्वचित् ॥५३॥ दुर्लभो मानुषो देहो मुख्यं धर्मस्य साधनम् । सर्वथा पोषणं तस्य कर्त्तव्यं तद्धितैरसैः ॥५४॥ न मांससदृशं ह्यन्यत्साधनं देहपोषणे । तदेवोत्खनयंस्त्वं तु धर्ममूलनिकृन्तनः ॥५५॥ ब्रह्मज्ञानं विना मुक्तिर्न स्यादिति मतं श्रुतेः । सुरापानेन तत्साक्षात्तद्यो भवति देहिनाम् ॥५६॥

---

ક્યારેય સ્ત્રીઓની અવજ્ઞા તો કરેજ નહિ. ॥૪૮–૪૯॥ અને વળી ભગવાનને ઘેર પુરૂષોમાં અને સ્ત્રીઓમાં ભેદ છેજ નહિ, તો આવા સર્વ માર્ગના વિરોધી તમે ક્યા શાસ્ત્રને અવલંબીને આવા નવા–વિલક્ષણ માર્ગે પ્રવર્તોછો ? ॥૫૦॥ આવું વામમાર્ગી વિગેરેનું ભાષણ સાંભળીને હસતા અને તેનો પ્રત્યુત્તર આપવા તત્પર થયેલા તે શ્રીહરિના પ્રત્યે વ્યભિચારાદિક દુષ્કર્મ જેમને પ્રિય છે એવા બીજા કેટલાક વાચાળ–બહુબોલકા માણસો તે શ્રીહરિના બોલતા પહેલાંજ બોલવા લાગ્યા–॥૫૧॥ હે હરે ! અન્ન તો બ્રહ્મરસ છે. માટે તે સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ છે, એમજ ઋષિઓએ કહ્યુંછે, તો પછી અન્નમાં ગ્રાહ્ય –અગ્રાહ્યનો વિચારજ સત્પુરૂષો માનતા નથી. (માટે આ નવો વિચાર તમારો કપોળ-કલ્પિત પ્રવર્તાવેલો છે એમ અમને તો જણાયછે એ અભિપ્રાય છે.) ॥૫૨॥ અને તમોએ તો આ વિચાર તમારા સાધુઓમાં પણ તમારા સંપ્રદાયમાં પ્રવર્તાવ્યોછે, તે તમો અયોગ્યજ કરોછો, કેમકે—બ્રહ્મસ્વરૂપ એવું અન્ન તો ક્યારેય દૂષિત થતુંજ નથી, તો બ્રહ્મરૂપ એવા સાધુઓને તે કેમ દૂષિત કરે ? નજ કરે. ॥૫૩॥ અને મનુષ્યદેહ તો દુર્લભ છે અને વળી ધર્મના મુખ્ય સાધનભૂત છે, માટે તેને પ્રિય રસો વડે સર્વથા પોષવોજ જોઇએ, (આને માટે એક શ્રુતિ છે—'संततमात्मानं गोपायेत्' 'આત્માનું નિરંતર રક્ષણ કરવું' તો આ શ્રુતિનો પણ એજ અભિપ્રાય [1] જણાયછે.) ॥૫૪॥ અને એ દેહપોષણમાં માંસ જેવું બીજું કોઇ સાધન નથી, તો તમે એ માંસાદિકના ભક્ષણુનેજ મૂળમાંથી નાશ કરનારા હોવાથી ધર્મનેજ મૂળમાંથી નાશ કરનારા છો, એમ અમને જણાયછે. ॥૫૫॥ વળી 'ऋते ज्ञानान्न मुक्तिः' બ્રહ્મજ્ઞાન સિવાય મુક્તિ ન થાય' એમ શ્રુતિનો અભિપ્રાય છે તો તે બ્રહ્મજ્ઞાન દેહધારી મનુષ્યોને સુરાપાન કરવાથી તુરતજ થાયછે, (આને માટે કૌલ–આગમમાં આ પ્રમાણે શ્લોક છે–' आनन्दं ब्रह्मणो रूपं तच्च देहे व्यवस्थितम् । तस्याभिव्यञ्जकं मद्यं योगिभिस्तेन पीयते' ॥ પરંતુ તે શક્તિ-

---

[1] જો કે–આ શ્રુતિ તો–આત્માનું રક્ષણ એટલે સંસાર–કારાગૃહથી છોડાવીને આત્માને પરમપદની પ્રાપ્તિ કરાવવી એજ અર્થને કહેવા પ્રવર્તેલીછે, પરંતુ–નાસ્તિકશિરોમણિઓ કેટલાક પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા માટે દંભસંપટ બનીને તેનાજ પોષણની યુક્તિરૂપે આવી ભગવતી શ્રુતિનો પણ મનસ્વીપણે દુરૂપયોગ કરતા જણાયછે, માટે તે શાશ્વવંચક છે. ॥

सर्वेभ्यः साधनेभ्योऽपि मुख्यं तज्ज्ञानसाधनम् । निर्मूलयन्नृणां मुक्तिमार्गस्यासि महान् रिपुः ॥५७॥ इति सच्छास्त्रबाह्यानि श्रुत्वा वाक्यानि दुर्धियाम् । अधर्मोच्छेदनपटुरुच्चैः श्रीहरिरब्रवीत ॥५८॥ वेदबाह्यमता यूयं सर्वेऽपि भवथ ध्रुवम् । अतो मतान्यसन्त्येव युष्माकं सन्ति सर्वशः ॥५९॥ अपौरुषेयो वेदो हि प्रमाणं मुख्यमीरितम् । तदर्थानुगताः सर्वाः स्मृतयो मुनिभिः कृताः ॥६०॥ श्रुतिस्मृतिप्रमाणाभ्यां विरुद्धानि वचांसि वः । सन्तीति नास्तिका यूयं निर्मूलमतवादिनः ॥६१॥ वेदशास्त्र-

---

પંથીઓને ક્ષમનો છે, ભગવદ્ભક્તોને–સાત્વિકોને તે ક્ષમનો નથી. ) ॥૫૬॥ તે સુરાપાન સાંખ્ય–યોગાદિક સઘળાં સાધનો કરતાંય પણ બ્રહ્મજ્ઞાનમાં મુખ્ય–મોટું સાધન છે, તે સુરાપાનને મૂળમાંથીજ તમે ઉખેડી નાખોછો, માટે તમે તો મનુષ્યોના મુક્તિમાર્ગના મોટા–કટ્ટા શત્રુ છો. ॥૫૭॥ ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહેછે–આવી રીતનાં, દુર્બુદ્ધિવાળા તે શાક્ત વિગેરે નાસ્તિક—વેદનિંદકોનાં સ્વચ્છાસ્ત્રથી વિરુદ્ધ વાક્યો સાંભળીને અધર્મનો ઉચ્છેદ—નાશ કરવામાં અતિ સમર્થ શ્રીહરિ ઉંચે સ્વરે તે નાસ્તિકોને કહેવા લાગ્યા.— ॥૫૮॥ શ્રીહરિ કહેછે—હે જનો ! તમે બધાય નિશ્ચેજ વેદથી બાહ્ય—વિરૂદ્ધ મતવાળા છો, માટે તમારો સર્વનો મત પણ અસત્–વેદબાહ્ય–અપ્રમાણભૂત છે.॥૫૯॥અને વેદ તો અપૌરૂષેય-કોઇ પુરૂષે નહિ બનાવેલો એવો નિત્યસિદ્ધ છે, માટે તે સર્વપ્રમાણોમાં મુખ્ય–મોટું પ્રમાણ છે અને તે વેદના અર્થનેજ અનુસરનારી નારદાદિક મુનિઓએ કરેલી સર્વ સ્મૃતિઓ પણ પ્રમાણભૂતજ છે, માટે વેદ અને સ્મૃતિપ્રણીત ધર્મજ પ્રામાણિક–પ્રમાણસિદ્ધ ધર્મ કહેવાય અને તેથી વિરૂદ્ધ ધર્મ તો અધર્મ અને અપ્રમાણ છે એમ જાણવું. । ( વેદપ્રણીત ધર્મના પ્રમાણ્ય માટે મનુ વિગેરે આ પ્રમાણે કહેછે– ' वेदनिन्दापरा ये तु तदाचारविवर्जिताः । ते सर्वे नरकान् यान्ति यद्यपि ब्रह्मबीजजाः '' वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ' श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः । ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ योऽवमन्येत ते मूले हेतुवादाश्रयाद्द्विजः । स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ' ॥ જે કોઇ વેદની નિંદા કરનારા હોય અને વેદવિહિત આચારનું પાલન ન કરતા હોય, તો તેઓ ભલેને બ્રહ્મબીજના હોય, તો પણ તે સઘળા નરકનેજ પામેછે. સમગ્ર વેદ એજ ધર્મનું મૂળ—પ્રમાણ છે; અને તે વેદના અભિપ્રાયને જાણનારાઓનાં વચન અને શીલ–આચાર, એ પણ ધર્મનું પ્રમાણ છે, । શ્રુતિ તે વેદ જાણવો અને ધર્મ શાસ્ત્ર તો સ્મૃતિજ છે, એમ જાણવું, તે શ્રુતિ–સ્મૃતિવિહિત–સર્વ ધર્મના નિર્ણયમાં કુતર્ક કરીને તેને માટે ખોટો વિચાર ન કરવો કે–આમ હોય કે કેમ ? કારણ કે–તે શ્રુતિ–સ્મૃતિમાંથીજ ધર્મ નિર્માણ કરેલો છે, માટે તેમાં કુતર્ક ન લાવવો. અને જે દ્વિજ હેતુવાદને અવલંબીને એ શ્રુતિ–સ્મૃતિની જો અવજ્ઞા કરે, તો તેનો ધાર્મિક–સજ્જનોએ પોતાના સમૂહમાંથી બહિષ્કાર કરવો, કેમકે–તે તો વેદની નિંદા કરનારો નાસ્તિક છે, માટે.॥)૬૦॥ આ પ્રમાણે શાસ્ત્રસિદ્ધ નિશ્ચય હોવાથી તમારાં વચનો શ્રુતિ–સ્મૃતિરૂપ પ્રમાણભૂત બંને

विरुद्धानि वचांस्युक्तानि नास्तिकैः । न मान्यानि मुमुक्षुद्भिरित्युक्तं च यमस्मृतौ॥ ६२॥ वेदाः प्रमाणं स्मृतयः प्रमाणं धर्मार्थयुक्तं वचनं प्रमाणम् ।यस्य प्रमाणं न भवेत्प्रमाणं कस्तस्य कुर्याद्वचनं प्रमाणम् ॥६३॥ न यस्य वेदा न च धर्मशास्त्रं न वृद्धवाक्यं हि भवेत्प्रमाणम् । योऽधर्मकृत् दृष्टिहतो दुरात्मा न सोऽपि तस्येह भवेत्प्रमाणम् ॥६४॥ वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः । धर्ममाचरतां श्रेयोऽन्येषां तु निरयो भवेत् ॥६५॥ अधार्मिका नराः सर्वे पतन्ति नरकेष्विति । सच्छास्त्रविहितो धर्मो ह्यस्माभिः सम्प्रवर्त्यते ॥६६॥ ऋषिभिर्धर्ममर्यादा निबद्धाः सन्ति वैदिकैः। ततः श्रेयोऽर्थिभिस्तासु वर्त्तनीयं न चान्यथा ॥६७॥ ता उल्लङ्घ्यात्र वर्त्तन्ते यथेष्टमिह ये नराः । तेषु गोषु च कीरेषु को भेदः शूकरादिषु॥६८॥यथेष्टाचरणादेव जायते वर्णसङ्करः । सङ्करो नरकायेति गीतायामर्जुनोऽवदत् ॥६९॥ अतस्तद्रक्षणायैव राजा भगवता कृतः । दण्ड-

શાસ્ત્રોથી વિરૂદ્ધ છે, માટે નિર્મૂળ-પ્રમાણુ સિવાયનો મત બોલનારા તમે નાસ્તિકજ છો. અને નાસ્તિકજનોએ કહેલાં વેદાદિક સચ્છાસ્ત્રોથી વિરૂદ્ધ વાકયો ભગવદ્ભક્ત-મુમુક્ષુજનોએ માનવાં નહિ એમ યમસ્મૃતિમાં કહેલું છે, ॥૬૧-૬૨॥

(યમસ્મૃતિનું વચન કહેછે-) સમગ્ર વેદો પ્રમાણુ છે, સ્મૃતિઓ પ્રમાણુ છે અને ધર્મ-અર્થને પ્રતિપાદન કરનારૂં સત્પુરૂષોનું વચન પણુ પ્રમાણુ છે, આવું પ્રમાણુરૂપ વેદાદિકનું વચન જેને પ્રમાણુ તરીકે માન્ય ન હોય, તેવા નાસ્તિકનું વચન કોણુ પ્રમાણુ કરે? કેમકે-જેને વેદો પ્રમાણુ નથી, તેમજ સ્મૃતિઓરૂપ ધર્મશાસ્ત્ર પ્રમાણુ નથી, તથા સદ્ધર્મનિષ્ઠ સત્પુરૂષોનું વાકય પણુ પ્રમાણુ નથી, આવો જે અધર્મ કરનારો અને દ્રષ્ટિથી-સત્યદ્રષ્ટિથી રહિત વર્તનારો દુરાત્મા છે, તેવો પુરૂષ તે ધર્મનું પ્રમાણુ નજ થાય. અર્થાત્-તેવા નાસ્તિક-અધર્મીનું વચન પ્રમાણુ કોણુ કરે? ॥૬૩-૬૪॥ અને વેદપ્રણિહિત એજ ધર્મ છે અને તેથી વિરૂદ્ધ એજ અધર્મ છે, (એમ ધર્મ-અધર્મનું સ્વરૂપ હોવાથી) ધર્મનું આચરણુ કરનારાઓનું શ્રેય થાયછે, અને બીજાઓને-ધર્માચરણુ નહિ કરનારા અથવા તો અધર્મનું આચરણુ કરનારાઓને નરકપ્રાપ્તિજ થાયછે. ॥૬૫॥ શ્રીહરિ કહેછે-આ પ્રમાણે અધર્મ કરનારા સર્વ મનુષ્યો નરકોમાં પડેછે, માટેજ અમોએ વેદાદિક-સચ્છાસ્ત્રોમાં કહેલો ધર્મ પ્રવર્તાવ્યો છે. ॥૬૬॥ અને વેદાભિપ્રાયને જાણુનારા તેમજ તે પ્રમાણે અનુષ્ઠાન કરનારા યાજ્ઞવલ્કયાદિક [*] ઋષિઓએ ધર્મમર્યાદાઓ બાંધેલી છે, માટે પોતાના શ્રેયને ઇચ્છાનારા મનુષ્યોએ તે ધર્મમર્યાદાઓમાંજ વર્તવું, પણુ તેને ઉલ્લંઘીને કોઇ પ્રકારે વર્તવું નહિ. ॥૬૭॥ કેમકે-જે તે ધર્મમર્યાદા-

[*] ધર્મમર્યાદાસ્થાપક ઋષિઓ યાજ્ઞવલ્કયમુનિએ આ પ્રમાણે કહેલા છે-मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोऽङ्गिराः । यमापस्तम्बसंवर्त्ताः कात्यायनबृहस्पती ॥ पराशरव्यासशङ्खलिखिता दक्षगौतमौ शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥ આનાથી ધર્મશાસ્ત્રના કર્તાઓ આટલાજ છે, એમ કહેવાનો અભિપ્રાય નથી. પરંતુ-આ વિગેરે છે, એમ કહેવાનો અભિપ્રાય છે, તેથી બોધાયન, નારદ, ભરદ્વાજ, વિગેરે પણુ ધર્મશાસ્ત્રના પ્રવર્તક છે એમ જાણુવું. આવો ખૂલાસો મિતાક્ષરા ટીકામાંજ વિજ્ઞાનેશ્વર ભટ્ટે કરેલો છે. ॥

यन्धर्मसेतुघ्नान्स रक्षति निजाः प्रजाः ॥७०॥ सोऽपि चेद्धर्ममर्यादाः पालयेन्न प्रमादतः। तर्हि तस्य भवेद्दोष इत्याहादिनृपः सुधीः ॥७१॥ अहं दण्डधरो राजा प्रजानामिह योजितः । रक्षिता वृत्तिदः स्वेषु सेतुषु स्थापिता पृथक् ॥७२॥ य उद्धरेत्करं राजा प्रजा धर्मेष्वशिक्षयन्। प्रजानां शमलं भुङ्क्ते स्वं भगं च जहाति सः ॥७३॥ अपि भ्राता सुतोऽर्घ्यो वा श्वशुरो मातुलोऽपि वा । नादण्ड्यो नाम राज्ञोऽस्ति धर्माद्विचलितः स्वकात् ॥७४॥ इत्याह याज्ञवल्क्योऽपि राजधर्मं सुदुष्करम् । धर्मस्यैव प्रतिष्ठायै तथान्ये च महर्षयः ॥७५॥ अतः शास्त्रीयधर्मेषु वर्त्तनीयं यथोचितम् । अन्यथा वर्त्तमानानां निरयो बहुदुःखदः ॥७६॥ श्रीमद्भागवते तेषां स्मर्यते कुत्सिता

ઓનું ઉલ્લંઘન કરીને આ લોકમાં જે મનુષ્યો પોતાના મનની ઇચ્છા પ્રમાણે યથેષ્ટ વિહાર કરેછે, તો તેવા સ્વચ્છંદી-મનુષ્યોમાં અને સાંઢ, બુઢ અને સૂકરાદિક પશુઓમાં શો ભેદ છે ? ॥૬૮॥ અને આવું યથેષ્ટાચરણ કરવાથીજ પ્રજાઓમાં વર્ણસંકરતા થાયછે, કે જે–'સંકર પ્રજાઓ નરકમાંજ પડવાને માટે સર્જાય છે' એમ ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણના આગળ કહેલું છે. ॥૬૯॥ અને પ્રજાઓની વર્ણસંકરતા થકી રક્ષા કરવા માટેજ ભગવાને રાજાનું નિર્માણ કરેલું છે, તો તે રાજા ધર્મમર્યાદાઓનું ઉલ્લંઘન કરનારને દંડ કરતા થકા પોતાની પ્રજાઓનું રક્ષણ કરેછે. ॥૭૦॥ હવે–તે રાજા પણ જો પ્રમાદે કરીને ધર્મમર્યાદાઓનું પાલન ન કરે તો તે રાજાને દોષ લાગેછે, એમ મહાબુદ્ધિમાન આદિરાજા –પૃથુભગવાનેજ કહ્યુછે. ॥૭૧॥ પૃથુરાજા કહેછે–પ્રજાઓને દંડ આપનાર રાજા મુનિઓએ મને બનાવ્યોછે, માટે હું પ્રજાઓનો રક્ષણ કરનાર, દરેકને વૃત્તિ–જીવિકા આપનાર, તેમજ દરેક પ્રજાઓને પોતપોતાની ધર્મમર્યાદાઓમાં પૃથક્ પૃથક્–વ્યવસ્થિત પણે સ્થાપન કરનાર છું. ॥૭૨॥ જે રાજા પ્રજાઓને ધર્મમર્યાદાઓમાં શિક્ષણ આપીને નહિ વર્તાવતા થકા પ્રજાઓ પાસે કર ઉઘરાવેછે, તો તે રાજા પ્રજાઓનું પાપ ખાયછે અને પોતાના ઐશ્વર્યને ગુમાવેછે. ॥૭૩॥ કેમકે–ધર્મિષ્ઠ રાજાને તો પોતાના ધર્મથી ચલાયમાન થયેલો પોતાનો ભાઇ હોય, અથવા તો પુત્ર હોય, અથવા ગુરૂ વિગેરે પૂજ્ય હોય, અથવા સસરો કે મામો હોય, તો પણ તે દંડને પાત્ર નથી એમ નહિ, દંડને પાત્રજ છે, એમ યાજ્ઞવલ્ક્યમુનિ રાજાના ધર્મ અતિ કઠિન છે, એમ કહેછે. તેમજ–ધર્મની પ્રતિષ્ઠા રાખવા માટે બીજા મહર્ષિઓ પણ એજ પ્રમાણે રાજધર્મને અતિ દુષ્કર કહેછે. ॥૭૪-૭૫॥ શ્રીહરિ કહેછે–આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે, માટે શાસ્ત્રવિહિત ધર્મમર્યાદાઓમાં યથાયોગ્ય વર્તવુંજ જોઇએ, કેમકે–ઉન્મર્યાદ થઇને શાસ્ત્રવિહિત સદાચારને ઉલ્લંઘનારાઓને અતિ કષ્ટ આપનારો નરક પ્રાપ્ત થાયછે. અને ('यः शास्त्रविधिमुत्सृज्य वर्त्तते कामकारतः। न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्' ॥ 'तानुलङ्घ्यात्र वर्त्तन्ते ये तु स्वैरं कुबुद्धयः। त इहामुत्र च महद्लभन्ते कष्टमेव हि'॥ એ વિગેરે અનેક સચ્છાસ્ત્રવાક્યો એજ વાતને સાબીત કરેછે, તે જાણી લેવું.) અને તેવા સ્વચ્છંદીઓને અતિ કુત્સિત-હીન

गतिः। ये त्वित्यादिकबीभत्समश्नन्तीत्यन्तवाक्यतः॥७७॥ अजामिलकथायां च धर्माधर्मविवेचने। यमदूता विष्णुदूतानेवमेव पुरावदन् ॥७८॥ यदसौ शास्त्रमुल्लङ्घ्य स्वैरचार्यार्यगर्हितः। अवर्त्तत चिरं कालमघायुरशुचिर्मलात् ॥७९॥ तत एनं दण्डपाणेः सकाशं कृतकिल्बिषम्। नेष्यामोऽकृतनिर्वेशं यत्र दण्डेन शुद्ध्यति॥८०॥ परनारीप्रसङ्गश्च गृहिणामपि गर्हितः। तत्र सच्छास्त्रवाक्यानि कानिचित्कथयाम्यहम् ॥८१॥ तत्र श्रीमद्भागवते पारदार्यविनिन्दकम्। यस्त्विहेत्यादिकर्वन्तीत्यन्तं गद्यात्मकं वचः ॥८२॥ परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित्। न हीदृशमनायुष्यं लोके किञ्चन विद्यते ॥८३॥ यावन्तो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः। तावद्वर्षसहस्राणि नरकं पर्युपासते ॥८४॥ मनसापि प्रदुष्टेन ये पश्यन्ति परस्त्रियम्। रोगार्त्तास्ते भवन्तीह नरा

---

ગતિ પ્રાપ્ત થાયછે, એમ શ્રીમદ્‌ભાગવતમાં-'ये तु'-એ શબ્દથી આરંભીને 'बीभत्समश्नन्ति' ત્યાં સુધીના ગદ્યાત્મક વાકયથી કહેવામાં આવ્યું છે. ॥૭૬-૭૭॥ શ્રીમદ્ભાગવતમાં અજામિલના આખ્યાનમાં પણ ધર્મ અધર્મના વિવેચન પ્રસંગે યમદૂતોએ વિષ્ણુદૂતોને આ પ્રમાણેજ કહ્યું હતું-હે વિષ્ણુદૂતો! આ અજામિલ શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘીને સ્વછંદપણે વર્ત્યોછે, આર્ય-સજ્જનોએ નિન્દાપાત્ર ગણેલો છે, મરતા સુધી કેવળ પાપકર્મજ કર્યાંછે, અપવિત્ર-મલિનપણે વર્ત્યોછે અને અસવર્ણ-યવનજાતિની સ્ત્રીના હાથનું અન્ન એણે ખાધું છે. અને આ પ્રમાણે પાપકર્મ કરવા છતાં પણ એણે તે પાપનું પ્રાયશ્ચિત કર્યું નથી માટેજ એને અમે દંડપાણિ-યમરાજાની પાસે લઇ જઇશું, કે જ્યાં દંડ ભોગવવાથી શુદ્ધ થાયછે, ॥૭૮-૮૦॥ વળી પરસ્ત્રીઓનો પ્રસંગ તો ગૃહસ્થાશ્રમીઓને પણ અતિ નિન્દિત ગણેલો છે, (તો ત્યાગીઓને તો નિન્દિતજ હોય એમાં શું કહેવું.) આ બાબતમાં કેટલાંક સચ્છાસ્ત્રોનાં વાકયો અમે કહીએ છીએ-॥૮૧॥ તેમાં પ્રથમ-શ્રીમદ્ભાગવતમાં પરસ્ત્રીઓના સંગની નિન્દા કરનારાં વચનો કહેછે-તે 'यस्त्विह' એ વાકયથી આરંભીને 'कर्वन्ति' એ વાકય સુધીના ગદ્યરૂપ [1]વચનથી જાણવું. ॥૮૨॥ વળી મહાભારતના અનુશાસન પર્વમાં આ પ્રમાણે કહેલું છે-સર્વવર્ણોમાં પરસ્ત્રીઓનો સંગ કયારેય કોઇ પ્રકારે કરવો નહિ, કેમકે-આ લોકમાં એના જેવું બીજું કોઇ પણ આયુષ્યનો નાશ કરનાર નથીજ, (તત્કાળ મરણ નીપજાવેછે.) ॥૮૩॥ વળી પરસ્ત્રીનો સંગ કરનાર પુરૂષ એ સ્ત્રીઓના શરીરના સઘળા ભાગોમાં જેટલા રોમનાં છિદ્રો નિર્માણ કરેલાં છે, તેટલા હજાર વરસ સુધી નરકમાં નિવાસ કરેછે-પડેછે. ॥૮૪॥ જે પુરૂષો કામાતુર દુષ્ટ મનથી જો પરસ્ત્રી સામું જૂએછે, તો તેવાં દુષ્કર્મ કરનારા જનો આ લોકમાં રોગાતુર થાયછે. ॥૮૫॥ હવે સ્કંદપુરાણનું વાકય કહેછે-

---

૧-એ વચનનો ભાવાર્થ એ છે -કોઇ પણ પુરૂષ કે સ્ત્રી, જેની સાથે ગમનનો નિષેધ કરેલો છે, તેવા અગમ્યની સાથે ગમન કરેછે, તો તેને નરકમાં કોરડાથી મારતાં મારતાં લોઢાના તપાવેલા પૂતળાને આલિંગન કરાવેછે. વળી-જે પુરૂષની સાથે અગર તો પશુઓ સાથે અયોગ્ય આચરણ કરેછે, તો તેને નરકમાં વજ્ર જેવા કાંટાવાળા વૃક્ષ ઉપર નાખીને ખેંચેછે,

दुष्कृतकारिणः ॥८५॥ कामभावेन नेक्षेत परयोषां तु कर्हिचित् । श्राद्धपर्वव्रतादौ नोपेयाच्च स्वयोषितम् ॥८६॥ या कामेनान्यपुरुषं योषाभिसरति क्वचित् । सा खरी सप्तजन्मानि निरयान्तेऽतिरुग्भवेत् ॥८७॥ इत्यादीनि बहून्येव वाक्यान्यार्षाणि सन्ति हि । सामान्यतः पारदार्यदूषणान्यागमादिषु ॥८८॥ गुर्वङ्गनाभगिन्यादिगमनं त्वतिपातकम् । तद्दोषस्तु महानेव वृषल्यादिगमे तथा ॥८९॥ चण्डाली बन्धकी वेश्या रजःस्था या च कन्यका । उढा या च सगोत्रा स्यात् वृषल्यः पञ्च कीर्त्तिताः ॥९०॥ वृषलीगमनात्सद्यो जातिभ्रष्टः पुमान् भवेत् । वर्षकोटिसहस्राणि नरकेषु स पच्यते ॥९१॥ ईश्वराचरितं नैव कुर्यात्स्वस्य निदर्शनम् । न कामाभिभवस्तेषामीश्वराः खलु ते मताः ॥९२॥ न विष्णुः शङ्करः कामाद्हृदयार्द्धेऽङ्गनाधरौ । लक्ष्म्या गौर्या भक्तिव-

---

परस्त्रीओने कामभावथी क्यारेय जोवीज नहि, तेमज श्राद्ध, पर्व, के व्रतना दिवसो विगेरेमां तो पोतानी स्त्री पासे पण न जवुं-संग न करवो. ॥८६॥ वळी-जे स्त्री क्यारेय कामभावथी परपुरुष पासे जायछे, तो ते स्त्री नरक भोगव्या पछी सात जन्म सुधी गर्दभी थायछे अने तेमांय अति रोगवाळी थायछे. ॥८७॥ आ प्रमाणे सच्छास्त्रोमां सामान्यपणे परस्त्रीओना संगने निन्दनारां आ विगेरे घणांक वाक्यो अनेक ऋषि-मुनिओनां छे, ते अमोए तमने कही बताव्यां. ॥८८॥ हवे-गुरुपत्नी तथा भगिनी, ए आदिकनी साथे गमन करवुं, ते तो अति पातक छे अने तेनो दोष पण अति मोटोज छे, तेमज वृषली आदिक स्त्रीओ साथे गमन करवामां पण अति मोटो दोष छे. ॥८९॥ चंडाळ जातिनी स्त्री, स्वैरिणी-स्वछंद वर्तनारी, वेश्या, कन्या अवस्थामांज रजोदर्शन पामेली अने परणेली छतां पण एकज गोत्रनी होय, आ पांच प्रकारनी स्त्रीओ वृषली नामे कहेली छे, आवी वृषली स्त्रीओनो संग करवाथी पोते तत्काळ जातिथीज भ्रष्ट थायछे अने एवो जातिभ्रष्ट पुरुष एक करोड हजार वरस सुधी नरकमांज पडेछे, आवो मोटो दोष छे. ॥९०-९१॥

(आ प्रमाणे नास्तिकोए परांगनाओनो संग, यथेष्ट खानपानादिक, तेमज संबंधी स्त्रीओनो संग, ए विगेरे जे यथेष्टाचरण तेज खरुं सुख अने पुण्य छे एम कह्युं हतुं तेनुं खंडन करीने, हवे विष्णु अने शंकर विगेरेज स्त्रीओनो खरो महिमा समजेछे, ए विगेरे जे कह्युं हतुं तेनुं खंडन करेछे—)

श्री हरि कहेछे—हे नास्तिकजनो ! तमे विष्णु अने शंकरनुं दृष्टांत कहोछो, पण तेवा ईश्वर-समर्थ महा-देवोना आचरणने पोते असमर्थ माणसोए दृष्टांत करवुं नहि, केमके-विष्णु अने शंकरने कामथी क्यारेय पराभव छेज नहि, ( तेओ तो कामने पराभव करनारा अने बाळी मूकनारा छे. ) माटे ते तो सर्वथा स्वतंत्र ईश्वरोज मानेला छे अने विष्णु अने शंकर, पोतानी शक्तिरूप लक्ष्मी अने पार्वतीने, कामबुद्धिथी कांई पोताना हृदयमां अने अर्धा अंगमां धारण करता नथी, परंतु—अति समर्थ ते देवताओ तो ते लक्ष्मीजी अने पार्वतीदेवीनी भक्तिना वशपणाने लीधेज ते

शात्तथा ह्याचरतां तु तौ ॥९३॥ विधेः सुतानुगमनं कामयुक्शरादभूत्। न स्वतोऽथापि तं देहं जहौ निष्कृतयेऽस्य सः ॥९४॥ परस्त्र्यभिगमनमिन्द्रादीनां यदीरितम्। स तु तेषां महादोषः कामवैवश्यजः स्मृतः ॥९५॥ अत एव पुराणेषु तेषां तत्कर्म निन्दितम्। श्रूयते न तु तत्कर्मश्लाघा कुत्रापि वर्ण्यते ॥९६॥ एवं हि सर्वशास्त्रेषु गृहिणामपि सर्वथा। परस्त्रीगमने दोषो नरकाप्तिश्च वर्ण्यते ॥९७॥ साधूनां त्यागिनां त्वत्र सर्वथा स्त्रीविवर्जनम्। कर्त्तव्यमत्र वाक्यानि भवन्त्येव सहस्रशः ॥९८॥ स्त्रीणां निरीक्षणं स्पर्शं संलापक्ष्वेलनादिकम्। प्राणिनो मिथुनीभूतानग्रहस्थोऽप्रयतस्त्यजेत् ॥९९॥

---

પ્રમાણે ધારેછે. ॥૯૨-૯૩॥ અને બ્રહ્માને જે પોતાની પુત્રીની પાછળ દોડવાનું થયું, તે તો કામદેવે બાણ મૂકવાથી તેમ બન્યું હતું, પણ પોતાની મેળે તે પ્રમાણે નહોતું કર્યું, તોય પણ બ્રહ્માએ એ પાપના પ્રાયશ્ચિત માટે પોતાના એ દેહનો ત્યાગ કર્યો હતો. ॥૯૪॥ અને ઇન્દ્રાદિક દેવોને જે પરસ્ત્રીગમન કહેલું છે, તે તો તેમને કામના પરવશપણાને લીધે મહાન્ દોષ થયો હતો એમ કહ્યો છે, ( અને વળી શરીરમાં હજાર ભગ થયાં એ વિગેરે મહાન્ અનર્થ પણ પ્રાપ્ત થયો હતો એમ પણ કહ્યુંછે. ) ॥૯૫॥ અને તે કર્મ તેમનું દૂષિત હતું માટેજ પુરાણોમાં ઇન્દ્રાદિક દેવોનું તે પરસ્ત્રીગમનરૂપ કર્મ નિન્દિત-નિન્દારૂપેજ સાંભળવામાં આવેછે, પરંતુ-તે કર્મની શ્લાઘા ક્યાંઇ વર્ણન કરી નથી. ॥૯૬॥ આ પ્રમાણે સર્વ સચ્છાસ્ત્રોમાં ગૃહસ્થાશ્રમીઓને પણ પરસ્ત્રીગમનમાં સર્વથા દોષ અને તેના ફળરૂપે નરકપ્રાપ્તિ પણ વર્ણન કરીછે. ॥૯૭॥

(હવે—'સાધુઓ તો સમદર્શી હોવા જોઇએ તો તેમણે સ્ત્રીઓનો તિરસ્કાર કેમ કરાય ?' એ વિગેરે જે નાસ્તિકોએ કહ્યું હતું તેના પ્રત્યુત્તરમાં શ્રીહરિ કહેછે—) ત્યાગમાર્ગને અનુસરેલા સાધુ—પુરૂષોએ તો આ લોકમાં સર્વ પ્રકારે સ્ત્રીઓનો ત્યાગ કરવોજ જોઇએ, આ બાબતમાં હજારો—હજાર શાસ્ત્રવાક્યો પ્રમાણભૂત છે. ॥૯૮॥ શ્રીમદ્ભાગવત—એકાદશસ્કંધમાં કહેલું છે-ગૃહસ્થાશ્રમી સિવાયનો ત્યાગી પુરૂષ, સ્ત્રીઓ સામું જોવું, સ્ત્રીઓનો સ્પર્શ કરવો, તેની સાથે ભાષણ કરવું, મશ્કરી વિગેરે કરવું, તે સઘળાનો ત્યાગ કરે, તેમજ મૈથુનાસક્ત પ્રાણીઓને પણ દૂરથીજ ત્યાગ કરે, અર્થાત્ ન જૂએ. ॥૯૯॥ (હવે-અગ્નિપુરાણ અને લિંગપુરાણ વિગેરેમાં બ્રહ્મચર્યનું લક્ષણ કહેવાપૂર્વક તે ત્યાગી વિગેરેએ અવશ્ય પાળવું જોઇએ એમ કહેછે-) સ્ત્રીઓની વાતો સાંભળવી, તેમજ કહેવી, સ્ત્રીઓની મશ્કરી કરવી, કામભાવથી સ્ત્રીઓ સામું જોયા કરવું, છાની વાતો કરવી, તેને મેળવવાના ઉપાય વિચારવા, મેળવવાનો દ્રઢ નિશ્ચય કરવો અને તેનો સાક્ષાત્ અંગસંગ કરવો, આ આઠ પ્રકારનું મૈથુન છે, એમ સૂક્ષ્મ બુદ્ધિવાળા સત્પુરૂષો કહેછે અને એજ આઠ પ્રકારે સ્ત્રીસંબંધનો ત્યાગ કરવો, એ બ્રહ્મચર્ય છે, એ બ્રહ્મચર્ય બ્રહ્મચારીઓએ, તથા ત્યાગીજનોએ, પ્રયત્નથી-મનનો નિગ્રહ કરીને અવશ્ય પાળવું, તેમજ વ્રતના દિવસો વિગેરેમાં તો ગૃહસ્થોએ પણ અવશ્ય પાળવું, કેમકે-તે બ્રહ્મચર્ય રાખ્યા સિવાય બીજાં સત્કર્મ-જપ, તપ, આદિક

श्रवणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृतिरेव च ॥१००॥ एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः। विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥१०१॥ एतत्पाल्यं प्रयत्नेन वर्णिभिस्त्यागिभिस्तथा। नतादिषु गृहस्थैश्च विफलं तद्विनाऽखिलम् १०२॥ यदिदं ब्रह्मणो रूपं ब्रह्मचर्यमिति स्मृतम्। परं तत्सर्वधर्मेभ्यस्तेन याति परां गतिम् ॥१०३॥ वर्जयेत्प्रमदागाथामगृहस्थो वृहद्व्रतः। यदापि युवतिं भिक्षुर्न स्पृशेद्दारवीमपि ॥१०४॥ योषिद्धिरण्याभरणाम्बरादिद्रव्येषु मायारचितेषु मूढः। प्रलोभितात्मा ह्युपभोगबुद्ध्या पतङ्गवन्नश्यति नष्टदृष्टिः ॥१०५॥ न सम्भाषेत्स्त्रियं कांचित् पूर्वदृष्टां च न स्मरेत्। कथां च वर्जयेत्तासां न पश्येल्लिखितामपि ॥१०६॥ एतच्चतुष्टयं मोहात्स्त्रीणामाचरतो यतेः। चित्तं विक्रियतेऽवश्यं तद्विकारात्प्रणश्यति ॥१०७॥ यस्तु प्रव्रजितो भूत्वा पुनः सेवेत मैथुनम्। षष्टिवर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥१०८॥ शून्यागारेषु घोरेषु आखुर्भवति दारुणः। स तिर्यक्त्वात्ततो गृध्रः श्वा वै द्वादशवत्सरान्।खरो विंशतिवर्षाणि दश वर्षाणि शूकरः॥१०९॥ अपुष्पोऽफलितो वृक्षो जायते

---

કરવામાં આવે તે પણ નિષ્ફળ થઇ જાયછે. અને આજે બ્રહ્મચર્ય છે, તે તો સાક્ષાત્ બ્રહ્મનું સ્વરૂપ છે, એમ કહ્યુંછે, એ બ્રહ્મચર્ય સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ છે. કેમકે-તેનાથી ઉત્તરોત્તર પરગતિને પામેછે. ॥૧૦૦–૧૦૩॥ ગૃહસ્થાશ્રમી સિવાયનો, બ્રહ્મચર્ય પાળનાર પુરૂષ સ્ત્રીઓની વાતો ત્યાગ કરી દે, ભિક્ષુ–સંન્યાસી લાકડાની પૂતળીને પણ પગે કરીનેય સ્પર્શ ન કરે. ॥૧૦૪॥ માયારચિત એવાં સ્ત્રી, સુવર્ણ, અલંકાર અને વસ્ત્રાદિક પદાર્થો, તેમાં ઉપભોગબુદ્ધિથી મન લોભાવનારો મૂઢ માણસ અંધ બની જઇને અગ્નિમાં પડવાથી પતંગીઆના જેમ, એમ નાશ પામી જાયછે, માટે ત્યાગીજનોએ માયિક વસ્તુઓમાં લોભાવું નહિ. ॥૧૦૫॥ ત્યાગી–સંન્યાસી, કોઇ સ્ત્રીને બોલાવે નહિ, પૂર્વે દેખેલીને પણ સંભારે નહિ, સ્ત્રીઓની વાતો કરવાનું ત્યાગ કરી દે, તેમજ ચિત્રમાં આલેખેલી પણ સ્ત્રીને જુએ નહિ, આવા નિયમો નહિ પાળતાં મોહે કરીને જો સ્ત્રીઓ સંબંધી ઉપર કહેલાં ચાર વાનાં કરેછે, તો તે કરનાર યતિનું–સંન્યાસીનું ચિત્ત અવશ્ય વિકાર પામેછે અને ચિત્તમાં વિકાર થવાથી પોતાની સ્થિતિમાંથી પડી જાયછે. ॥૧૦૬–૧૦૭॥ જે કોઇ પુરૂષ પ્રથમ સંન્યાસ–ત્યાગાશ્રમ ગ્રહણ કરીને, પાછો ફરીને જો મૈથુન–સંસારિભાવ સેવેછે, તો તે સાઠ હજાર વરસ સુધી વિષ્ટામાં કીડો થાયછે. અને તે પછી ઘોર–ભયંકર એવા શૂન્ય ઘરમાં મોટો દારૂણ ઉંદર થાયછે, તે પછી પશુ થાયછે, તે પછી ગીધ પક્ષીનો અવતાર પામેછે, તે પછી બાર વરસ કૂતરો થાયછે, તે પછી વીશ વરસ ગધેડો થાયછે, તે પછી દશ વરસ સૂકરયોનિને પામેછે અને પછી ફળ–ફુલ વિનાનો કાંટાવાળો વૃક્ષ થાયછે, તે વૃક્ષ દાવાનળથી બળી જઇને કેવળ થડીયું થાંભલાની માફક રહેછે. માટે પોતાના બ્રહ્મચર્યવ્રતની રક્ષા કરવાની ઇચ્છાવાળો ત્યાગી પુરૂષ આ લોકમાં સ્ત્રીઓ થકી તો રાક્ષસીઓ થકીજ જેમ એમ ભય પામે–બ્હીતો રહે અને જો ન બ્હીવે અને ગાફલ રહે તો તે પોતાના ધર્મ થકી ભ્રષ્ટ થાયજ. ( આ

फणटकान्वितः। ततो दावाग्निना दग्धः स्थाणुर्भवति कामुकः ॥११०॥ राक्षसीभ्य इव स्त्रीभ्यो बिभीयात्त्यागवानिह । रिरक्षिषुर्व्रतं स्वीयमन्यथा तु च्यवेत्ततः ॥१११॥ एवंविधानि वाक्यानि प्रमाणानि बहूनि नः। स्त्रीप्रसङ्गपरित्यागे भवन्तीत्यवगम्यताम् ॥११२॥ बाल्ये तु मातृसम्बन्धो नास्ति दोषावहः क्वचित्। बालः पशुसमत्वेन शास्त्रेषु प्रोच्यते यतः ॥११३॥ विधेश्च प्रतिषेधस्य प्रवृत्तिरधिकारिणि । वर्त्ततेऽतो भवद्वाक्यं मौर्ख्यविजृम्भितं किल ॥११४॥ अभेददृष्टिः सच्छास्त्रे स्त्रीषु पुंसु च योदिता । आत्मभावेन सा तूक्ता न स्त्रीसङ्गाय कुत्रचित् ॥११५॥ अतः पुंसामिव स्त्रीणां द्रोहः कार्यो न भर्त्सनम्। त्यागिभिस्तत्प्रसङ्गस्तु हेयः शास्त्रनिषेधतः ॥॥११६॥ अग्राह्यान्नादिकान्नादेरादानं रसलौल्यतः । सर्वशास्त्रविरुद्धं तज्जातिभ्रंशकरं स्मृतम् ॥११७॥ सङ्करी-

શ્લોક વાયુ પુરાણના છે.) ॥ ૧૦૮-૧૧૧ ॥ શ્રીહરિ કહેછે –આ પ્રમાણે ત્યાગીજનોને સ્ત્રીપ્રસંગનો પરિત્યાગ કરવામાં અમારા મતમાં આવાં પ્રમાણભૂત વાકયો ઘણાંક છે, એમ તમે જાણો। (માટે અમારા સાધુઓ સર્વથા સ્ત્રીપ્રસંગ ત્યાગ કરેછે, તે યથાશાસ્ત્ર-યોગ્યજ છે. અને તમારો મત વાસનાથી ભરેલો છે માટે ખોટો છે.) ॥૧૧૨॥ હવે-બાળ અવસ્થામાં તો માતાનો સંબંધ કયારેય દોષ પમાડનારો છેજ નહિ, કેમકે-બાળકને શાસ્ત્રોમાં પશુને તુલ્યપણે કહેલો છે, (સ્કંદ પુરાણમાં આ પ્રમાણે કહેછે- 'आश्रित्य यौवनं सर्वे विकाराःकामसम्भवाः। तिष्ठन्त्यतोऽत्र नियमाः पाल्याः स्त्रीभिश्च पुरुषैः॥ बालानां पशुतुल्यत्वात्कामविकृत्यसम्भवात्स्पर्शे जातेऽपि नैवास्ति प्रायशो दूषणं क्रियाः'॥ યુવા અવસ્થામાં સઘળા કામવિકારો જણાયછે, માટે એ અવસ્થામાં સ્ત્રીપુરૂષોએ પોત-પોતાના નિયમો પાળવા જોઇએ અને બાળકોને તો પશુતુલ્ય સ્થિતિ-અજ્ઞાનદશા હોવાથી કામ-વિકારનો સંભવજ નથી માટે તે બાળકોનો સ્પર્શ થઇ જાય તો પણ ઘણું કરીને કયારેય તે દૂષિત ગણાતો નથી અને શાસ્ત્રવિહિત વિધિ-નિષેધની પ્રવૃત્તિ પણ તેના અધિકારીમાંજ પ્રવર્તેછે, પરંતુ-બાળકોમાં નહિ. માટે તમારૂં વાકય તો ખરેજ કેવળ મૂર્ખતાનેજ પ્રકાશ કરનારૂં છે.) ॥૧૧૩-૧૧૪॥ અને સચ્છાસ્ત્રોમાં સ્ત્રી-પુરૂષોમાં જે અભેદ દ્રષ્ટિ કહેલી છે, તે તો આત્મદ્રષ્ટિથી સર્વને વિષે સમાન ભાવથી કહેલી છે, પરંતુ-કયાંઇ-કયારેય સ્ત્રીઓમાં પ્રસંગ કરવા માટે કહેલી નથી. ॥૧૧૫॥ માટે પુરૂષોનોજ જેમ એમ સ્ત્રીઓનો પણ દ્રોહ કે તિરસ્કાર વિગેરે કંઇ પણ ન કરવું. પરંતુ-ત્યાગી પુરૂષોએ તે સ્ત્રીઓનો પ્રસંગ તો સચ્છાસ્ત્રમાં નિષેધ કરેલો છે, માટે ત્યાગ કરવા યોગ્યજ છે. ॥૧૧૬॥

(હવે-'અન્ન તો બ્રહ્મ છે માટે તે ગમે તેનું પણ ખાવામાં દોષ નથી' એમ 'अन्नं ब्रह्मेति' એ શ્રુતિને આધારે નાસ્તિકોએ જે કહ્યું હતું, તેનું ખંડન કરેછે.—)

જેનું રાંધેલું અન્ન ન ખપતું હોય તેનું અન્નાદિક રસાસ્વાદમાં લોલુપતાને લીધેજ લેવાયછે, માટે તે સર્વ શાસ્ત્રથી વિરૂદ્ધ છે અને જાતિથી ભ્રષ્ટ કરનારૂં કહેલુંછે અને વળી તેસંકરીકરણ નામે પાતક ગણેલુ છે. અને તેનું અતિ દુષ્કર પ્રાયશ્ચિત્ત મિતાક્ષરાદિ ધર્મશાસ્ત્રમાં

करणाख्यं तत्पातकं परिकीर्तितम् । मिताक्षरादौ तस्योक्तं प्रायश्चित्तं च दुष्करम् ॥११८॥ अन्नं ब्रह्मेत्यादि वाक्यमन्नशुद्धिविधायकम् । न तूल्लङ्घ्यैव मर्यादां सर्वान्नग्रहणाय वै ॥११९॥ सुरापानं महापापं श्रुतिषु स्मृतिषूदितम् । तत्पायिनो महापापा नरा निरयगामिनः ॥१२०॥ मांसाशनं देहपुष्ट्यै महदेव हि पातकम् । स्वप्राणस्य परप्राणैः पोषणं निरयप्रदम् ॥१२१॥ मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् । एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥१२२॥ विधाय जीवहिंसां यो देहं पुष्णाति पापधीः । कुम्भीपाके स नरके पच्यतेऽयुतवत्सरान् ॥१२३॥ अन्नं हि प्राणिनां प्राणाः शरीरं तेन रक्ष्यते । मांसभक्षास्ततो ये ते व्याघ्रा वा राक्षसा मताः ॥१२४॥ ब्रह्मदृष्टिः सुरापानादिति यत्प्रोच्यते वचः । उपहासास्पदं तद्धि

---

કહેલું છે. અને 'अन्नं ब्रह्म' એ આદિક જે શ્રુતિવાક્ય છે તે તો અન્નની શુદ્ધિ કરનારૂં છે (એટલે કે-અન્નમાં બ્રહ્મદ્રષ્ટિ કરવાથી તેનો અનાદર નહિ કરતાં બ્રહ્મને તુલ્ય તેનો મહિમા જાણવો કેમકે-'अन्नं वै प्राणाः' અન્ન તો દરેકના પ્રાણ છે, માટે સર્વનું જીવન હોવાથી અન્નમાં મહિમાબુદ્ધિથી બ્રહ્મદ્રષ્ટિ રાખવી એજ યોગ્ય છે.વળી-'अन्नं ब्रह्म रसो विष्णुर्भोक्ता देवो महेश्वरः । एवं ज्ञात्वा तु यो भुङ्क्ते सोऽन्नदोषैर्न लिप्यते ' આ વિગેરે સ્મૃતિવચનો પણ અન્નનો મહિમા કહીને તેની શુદ્ધિજ પ્રતિપાદન કરેછે.) પરંતુ-શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘીને દરેકનું અન્ન ખાવાને માટે એ વાક્યો નથી કહેવામાં આવ્યાં. ॥૧૧૭૧૧૯॥

હવે—'સુરાપાન કરવાથી બ્રહ્મદર્શન થાયછે' એવો જે નાસ્તિકોનો મત છે, તેનું ખંડન કરેછે—

શ્રીહરિ કહેછે—હે નાસ્તિકો ! સુરાપાનને શ્રુતિઓમાં તેમજ સ્મૃતિઓમાં પણ મહાપાપ છે એમજ કહેલું છે. માટે તે સુરાપાન કરનારા તો મહાપાપી છે. અને તેથીજ તેઓ નરકનેજ પામનારા છે એમ જાણો. ॥૧૨૦॥ તેજ પ્રમાણે દેહપુષ્ટિને માટે કરવામાં આવતું માંસભક્ષણ પણ મોટુંજ પાપ છે, કારણ કે-પારકા પ્રાણોથી પોતાના પ્રાણનું પોષણ કરવું તે નરકનેજ પમાડનારૂં છે. વળી મનુએ તો માંસ—શબ્દનો અર્થજ આ પ્રમાણે કરેલો છે—'હું અહીંઆં જેનું માંસ ખાઉંછું', તે પ્રાણી પરલોકમાં મને ખાશે,' એજ માં-સ નું માંસપણું છે, એમ સૂક્ષ્મ બુદ્ધિવાળા સજ્જનો ખાસ કરીને કહેછે. માટે જે પાપબુદ્ધિવાળો માણસ પ્રાણીઓની હિંસા કરીને પોતાના દેહનું પોષણ કરેછે, તો તે દશ હજાર વરસ પર્યંત કુંભીપાક નરકમાં રંધાયછે-તપાવેલા તેલમાં તેને નાખવામાં આવેછે. અને વળી—અન્ન એજ પ્રાણીઓના પ્રાણ છે, કેમકે-શરીરનું રક્ષણ એ અન્નથીજ થાયછે, માટે એવા પવિત્ર પ્રાણરક્ષક અન્નને છોડી દઇને જેઓ માંસનું ભક્ષણ કરનારા છે, તે તો વ્યાઘ્રજ કહેવાય, અથવા તો રાક્ષસોજ કહેવાય. ॥૧૨૧—૧૨૪॥

केवलं मूर्खवञ्चनम् ॥१२५॥ मद्यपानेन चेचित्तस्यान्नीलपीतादिविभ्रमम्। देहविस्मरणं यूयं वेत्थ चेद् ब्रह्मदर्शनम्॥१२६॥ तथात्वं यदि मद्येन भवेन्नीचजातयः। मद्यपाः स्युर्ब्रह्मविद इति किं न विचार्यते॥१२७॥अमङ्गलं शरीरेषु गुह्याङ्गं पायु च स्मृतम्। तत्स्पर्शजाशुचित्वस्य स्नानाच्छुद्धिः स्मृतीरिता ॥१२८॥ तत्प्रक्षालनतोयं तु भवताममृतं परम्। चक्षुष्मतामपि ह्येतदान्ध्यं स्पष्टमवेक्ष्यते ॥१२९॥ अतः कैश्चिन्महाधूर्तैर्वञ्चिता एव सर्वथा। युक्त्याभासैर्यूयमिति चेतध्वं शीघ्रमात्मनि ॥१३०॥ सच्छास्त्रातिनिषिद्धेषु दुराचारेषु सादरम्। युष्माकं वर्त्तमानानां का वा गतिर्भविष्यति ॥१३१॥ इत्युक्तास्ते तु कुण्डायाः शाक्ता वामाश्च दक्षिणाः। त्यागिवेषाश्च विप्राश्च किञ्चिद्वक्तुं न चाशकन् ॥१३२॥ जडवत्ते यदाऽतिष्ठन् हृदि त्रासं च लेभिरे। तदाऽनुपण्डितंमन्याश्चार्वाकाः प्रोचुरुच्चकैः ॥१३३॥ देहान्ते का गतिर्भाव्या युष्माकमिति यद्वचः। ब्रवीषि तत्र किं

---

હવે—'સુરાપાન કરવાથી બ્રહ્મદર્શન થાયછે' એવું જે વચન તમે કહોછો, તે તો કેવળ ઉપહાસનેજ પાત્ર છે (અને તમારા જેવા) મૂર્ખાઓને ઠગવાનું છે. । કેમકે— મદ્યપાન કરવાથી ચિત્તમાં વિભ્રમ થવાથી લીલું-પીળું દેખાયછે, તેમજ દેહનું ભાન ભૂલાયછે, તેનેજ તમે બ્રહ્મદર્શન જાણોછો. । પરંતુ—જો મદ્યપાન કરવાથી બ્રહ્મદર્શન પમાતું હોય, તો મદ્યપાન કરનારા નીચજાતિનાજ બ્રહ્મદર્શી કહેવાય, આ પ્રમાણે તમે કેમ નથી વિચારતા ? ॥૧૨૫—૧૨૭॥

વળી-હે નાસ્તિકો ! શરીરોમાં ગુહ્ય-અંગ જે પાયુ અને-ગુદા, એ સદાય અપવિત્ર-મલિનજ કહેલાં છે, કે જેને અડવાથી થયેલી અશુદ્ધિની સ્નાન કરવાથીજ શુદ્ધિ સ્મૃતિઓમાં—ધર્મશાસ્ત્રમાં કહેલી છે. । તો તેના પ્રક્ષાલનનું પાણી તો તમારે પરમ અમૃતરૂપ છે, તો આ તો તમારે છતી આંખે પણ આંધળાપણું સ્પષ્ટ જોવામાં આવેછે. । માટે કોઇ મહાધૂર્તોએ તમને બોલવાની યુક્તિવાળી ખોટી ચતુરાઇથી સર્વ પ્રકારે ઠગેલાજ છે, માટે (અમારૂં કહેવું માનીને) ઝટ ચિત્તમાં ચેતી જાઓ ! । નહિ તો— સચ્છાસ્ત્રોમાં અતિ નિષિદ્ધ એવા વ્યભિચારાદિક દુરાચારમાં આદરપૂર્વક વર્તનારા તમારી શી ગતિ થશે વારૂ ? ॥૧૨૮—૧૩૧॥ ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહેછે—આ પ્રમાણે શ્રીહરિએ કહેલા તે—ત્યાગીના જેવો વેષ રાખનારા એવા કેટલાક, તથા બીજા બ્રાહ્મણો, કેટલાક કુંડપંથીઓ વિગેરે, તથા શક્તિમાર્ગીઓ, વામમાર્ગીઓ અને દક્ષિણમાર્ગીઓ, એ સઘળા તો કંઇ પણ બોલવાને અસમર્થજ ન થયા.। અને તે બધા જ્યારે જડ જેવા થઇ ગયા, તેમજ હૃદયમાં ત્રાસ પણ પામી ગયા. ત્યારે તુચ્છજ (મૂર્ખ હોવા છતાં) પોતાને પંડિત માનનારા એવા ચાર્વાકો ઉંચે શબ્દે બોલવા લાગ્યા—॥૧૩૨—૧૩૩॥

હે શ્રીહરે ! 'દેહને અંતે તમારી શી ગતી થશે ' એવું જે તમે વચન કહોછો, તેમાં શું પ્રમાણ છે ? કેમકે—અમે તો આ શરીરનો નાશ એજ મુક્તિ કહીએ છીએ. । કારણ કે—મરી ગયેલો પ્રાણી ફરીથી કોઇના જોવામાં આવતો નથી, તેમજ-ક્યાંઇક- અમુક સ્થાનમાં તે છે, એવી વાત પણ સાંભળવામાં નથી આવતી, માટે જે મર્યો તે

मानं देहान्तो मुक्तिरुच्यते ॥१३४॥ मृतो न दृष्टः केनापि न श्रुता च स्थलान्तरे । सोऽस्तीति वार्त्ता कुत्रापि तस्मान्मुक्त इतीर्यते ॥१३५॥ मुखाद्यवयवैस्तुल्यान्देहा सन्त्येव सर्वशः । तत्र वर्णक्रमः कीदृग्भेदः स्वपरयोश्च कः ॥१३६॥ यथेष्टगमने स्त्रीणां परस्वग्रहणादिषु । कार्याकार्यविवेकं तु निःसत्त्वाः कुर्वते नराः ॥१३७॥ एव मेवास्मदाचार्यो वाचस्पतिरुदाहरत् । तस्मात्प्रमाणं प्रत्यक्षं शास्त्रं लोकायतं मतम् ॥१३८॥ पुरुषार्थावर्थकामौ मोक्षो मृत्युर्न चेतरः । चत्वार्येव हि तत्त्वानि पृथिव्यादीनि सन्ति च ॥१३९॥ चेतयन्ति च तान्येव परलोकस्तु नास्ति वै । इत्युक्त्वोपरतास्तेऽथ प्रोचुः पापा दिगम्बराः ॥१४०॥ स्नानशौचविहीनास्ते दुर्गन्धिमलिनांशुकाः । मुण्डाः पिशाचसन्दर्शा अर्हन्मतमुपाश्रिताः ॥१४१॥ मलिनः पुद्गलः पिण्डो न तच्छुद्धिर्जलादिभिः । अतः स्नानादिकं कर्म जीवहिंसामयं वृथा ॥१४२॥ आत्मा तु दीपवत्तत्र निर्मलो वर्त्तते सदा । यथाकालं स मिष्टान्नैः पोष्यः पानैश्च सद्रसैः॥१४३॥ इच्छाभङ्गो न कर्त्तव्यः स्वदारेच्छुमहात्मनाम् । सर्वेच्छोपरतिर्मुक्तिरिति विदुर्हि पण्डिताः

મુક્તજ છે એમ કહેવાય.અને વળી—સર્વ પ્રાણીના દેહ તો હાથ, પગ, એ વગેરે અવયવોથી સરખાજ છે, તો તેમાં—આ-બ્રાહ્મણ છે, આ ક્ષત્રિય છે, આ વૈશ્ય છે, આવો ભેદ માનવામાં શું પ્રમાણ છે? તેમજ—આ પોતાનો છે, આ પારકો છે, એવોય પણ ભેદ શાથી કહેવાય ? સહુ સરખાજ છે. અને સ્ત્રીઓની સાથે યથેષ્ટ ગમન કરવામાં, તેમજ પારકા પૈસા લઇ લેવા વિગેરેમાં, કાર્ય–અકાર્ય, યોગ્ય–અયોગ્યનો વિચાર તો નમાલા –નિર્બળ માણસો કરેછે, ( જે શકિતમાન હોય તે એવો વિચારજ શા માટે કરે ? ) અમારા આચાર્ય બૃહસ્પતિએ તો આ પ્રમાણેજ કહેલું છે, માટે પ્રત્યક્ષ પ્રમાણરૂપ અમારૂં લોકાયત શાસ્ત્ર એજ ખરૂં પ્રમાણ માનેલું છે. અર્થ અને કામ, એ બેજ પુરૂષાર્થ છે, મૃત્યુ એજ મોક્ષ છે, બીજો નહિ. અને પૃથ્વી, જળ, તેજ અને વાયુ, એ ચારજ તત્ત્વો છે. એ પૃથ્વી વિગેરે ચાર તત્ત્વોનો સમુદાય થવાથી કુદરતથીજ તેમાં ચેતનશકિત ઉત્પન્ન થાયછે. અને આ વર્તમાન સિવાય બીજો–પરલોક છેજ નહિ, આપ્રમાણે ચાર્વાકો પોતાનો મત કહીને વિરામ પામ્યા, કે-તુરતજ ત્યાં બેઠેલા પાપી દિગંબર જૈનો શ્રીહરિ પ્રત્યે બોલવા લાગ્યા. ॥૧૩૪–૧૪૦॥ તે દિગંબર જૈનો સ્નાન નહિ કરનારા, તેમજ પવિત્રપણું નહિ રાખનારા, દુર્ગંધવાળાં મલિન કપડાં રાખનારા, વાળ ચુંટી નાખવાથી માથે મુંડીઆ, પીશાચના જેવાજ દેખાવવાળા અને અર્હન્મતને આશરેલા એવા હતા. ॥૧૪૧॥ તે કહેવા લાગ્યા કે-રૂધિર-માંસાદિકના પિંડરૂપ આ પુદ્ગળ–દેહ તો મલિન છે, તેની શુદ્ધિ જળાદિકથી કંઇ થતી નથી, માટે જીવોની હિંસા જેમાં થાય છે, એવાં સ્નાનાદિક કર્મ કંઇ ઉપયોગનાં નથી, તે તો નકામાંજ છે. ॥૧૪૨॥ અને તે પુદ્ગળમાં નિર્મળ આત્મા તો સદાય દીવા જેવો પ્રકાશમાન રહેલો છે, માટે તે આત્માને વખતો વખત સારાં સારાં રસવાળાં મિષ્ટાન્નોથી, તેમજ સારા પીવાના પદાર્થોથી પોષણ કરવો–તૃપ્ત કરવો. ॥૧૪૩॥ અને પોતાની સ્ત્રી ઇચ્છનારા મહાત્માઓની પણ ઇચ્છાનો ભંગ ન કરવો, કેમકે-સર્વ ઇચ્છાની ઉપરતિ–વિરામ એજ મુકિત છે, એમ પંડિત–જ્ઞાની-

॥१४४॥ अथ बौद्धाः क्षपणकाः सौगताख्यास्तमूचिरे । भिक्षुरूपधरत्वात्ते यत्याख्याश्च सिताम्बराः ॥१४५॥ सर्वे हि क्षणिका भावा निरात्मानश्च सन्त्यर्मी । धीसन्ततिः स्फुरत्येका क्षणिकज्ञानलक्षणा ॥१४६॥ सैवात्मा स विशोध्यस्तु द्वेषेर्ष्यापरिवर्जनात् । ईर्ष्यादि हि मलं बन्धस्तेन तस्याविशुद्धता ॥१४७॥ तस्माच्चित्तमलं त्याज्यं सदैव तु मुमुक्षुणा । अत ईर्ष्या न कर्त्तव्या स्वस्त्रीषु भिक्षुगासु तु ॥१४८॥ एवं प्रभापमाणांस्ताम्नास्तिकान्प्रति सोऽब्रवीत् । धूर्तैः कैश्चिद्यूयमपि वञ्चिताः स्थ न संशयः ॥१४९॥ दैत्यव्यामोहनोच्छेदप्रयोजनवशात्कचित् । महद्भिः कल्पितान् ग्रन्थान्प्रमाणी कुरुथासतः ॥१५०॥ स्वप्रमाणग्रन्थमूलं युष्माभिर्विदितं न वै । अतः सत्यत्वधीस्तेषु भवत्यल्पधियां वः ॥१५१॥ रजेराज्ञः पुरा पुत्रा आसन्पञ्चशतानि वै । प्रबलैस्तैः सुरेन्द्रस्य पदमाक्रान्तमोजसा ॥१५२॥ अशक्तांस्तज्जये दृष्ट्वा देवान् देवपुरोहितः । तद्व्यामोहाय विदधे शास्त्रं वाचस्पतिः स्वयम् ॥१५३॥ अधर्मरुचयः सर्वे राजपुत्रास्तु ते ततः । वेदमार्गविरुद्धं तदध्यगीषत सादरम् ॥१५४॥ ततो वैदिकधर्मं ते हित्वा-

પુરૂષો જાણુંછેજ. ॥૧૪૪॥ ત્યાર પછી–બુદ્ધ–મતાનુયાયી એવા ક્ષપણક અને સૌગત નામે પ્રસિદ્ધ કે જેઓ ભિક્ષુઓના જેવો વેષ રાખનારા હોવાથી યતિ એવા નામથી પણ કહેવાતા હતા અને શ્વેતાંબરી સાધુઓના નામથી પણ પ્રસિદ્ધ કહેવાય છે, એવા તે બૌદ્ધો શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા–હે સ્વામિન્ ! આ સર્વ પદાર્થો ક્ષણિક–ક્ષણમાત્ર કાળપર્યંત રહેનારા અને નિરાત્મા–આત્મભાવ સિવાયના છે અને ક્ષણિક–વિજ્ઞાનલક્ષણવાળી એક ધીસંતતિ–બુદ્ધિની પરંપરા સ્ફુર્યા કરેછે. ॥૧૪૬॥ એ ધીસંતતિ રૂપ આત્માનેજ દ્વેષ, ઈર્ષ્યા, અસૂયા, વિગેરે દોષોનો ત્યાગ કરવાથી–કરીને સર્વથા વિશુદ્ધ બનાવવો. કારણ કે–ઈર્ષ્યા આદિક મનના મેલ એજ બંધનમાં કારણ છે અને તે દોષોને લીધેજ તે આત્માની અશુદ્ધતા–મલિનતા છે, માટે મુમુક્ષુજનોએ તો ચિત્તના મળરૂપ ઈર્ષ્યા–અસૂયા આદિક સર્વ દોષોનો સદંતર ત્યાગ કરી દેવો અને એ કારણથીજ પોતાની સ્ત્રીઓ ભિક્ષુકો પાસે જાય તો પણ તેમના તરફ ઈર્ષ્યા તો કરવીજ નહિ. ॥૧૪૭–૧૪૮ આ પ્રમાણે ( મનમાં આવે તેમ ) બોલતા તે નાસ્તિકો પ્રત્યે શ્રીહરિ કહેવા લાગ્યા—હે નાસ્તિક જનો ! તમે પણ કોઇક ધૂર્ત–ઠગારાઓ–ગુરૂઓ વિગેરેથી ઠગાયેલાજ છો એમાં સંશય નથી. ॥૧૪૯॥ કેમકે–દૈત્યોને વ્યામોહ પમાડીને તેમનો ઉચ્છેદ કરવો, એજ પ્રયોજન માટે ક્યારેક બૃહસ્પતિ આદિક મોટાઓએ કરેલા ગ્રંથોને તમો સર્વથા પ્રમાણ માનોછો. અને તમોએ પ્રમાણભૂત માનેલા ગ્રંથોનું મૂળ–ઉત્પત્તિનો હેતુ તમારા જાણવામાં નથી આવ્યો માટેજ અતિ અલ્પ–મન્દબુદ્ધિવાળા તમોને તેમાં સત્યપણાની બુદ્ધિ થયેલી છે. ॥૧૫૦–૧૫૧॥ હવે–તે ગ્રંથોની ઉત્પત્તિનો ઇતિહાસ કહેછે–પૂર્વે રજી નામે એક રાજાને પાંચસો પુત્રો હતા. તેઓ અતિ બળીઆ હોવાથી તેમણે પોતાના બળથી સુરેન્દ્રનું સ્થાન આક્રમણ કરી લીધું. પછી તેમને જીતવામાં દેવતાઓને સામર્થ્ય વિનાના જોઇને દેવોના ગુરૂ બૃહસ્પતિએ તે રાજપુત્રોને વ્યામોહ કરવા સારૂં પોતે નવું શાસ્ત્ર બનાવ્યું. પછી તે સર્વે રાજપુત્રો અધર્મમાંજ રૂચિવાળા હોવાથી

सन्स्वैरवृत्तयः। तेन दोषेण ते सर्वे भ्रष्टाः पेतुरधो दिवः ॥१५५॥ चार्वाकेणाथ तच्छास्त्रं प्रथितं भुवि तच्च ये। अधर्मरुचयस्ते हि श्रुत्वा तज्जगृहुर्मुदा ॥१५६॥ हरिवंशादिसद्ग्रन्थे कथेयं प्रथिताऽस्ति हि। भुवि पापण्डमार्गस्य प्रवृत्तेरादिकारणम्॥१५७॥ रजिपुत्रैर्हृतस्वर्गराज्य इन्द्रोऽतिदुःखितः। भूत्वा सम्प्रार्थयामास गुरुं सोऽथ तमब्रवीत् ॥१५८॥ प्रयतिष्यामि देवेन्द्र! त्वत्प्रियार्थे न संशयः। यथाभागं च राज्यं च न चिरात्प्रतिलप्स्यसे ॥ १५९॥ तथा तात! करिष्यामि मा भूत्ते विक्लवं मनः। ततः कर्म चकारास्य तेजसो वर्द्धनं परम् ॥१६०॥ तेषां च बुद्धिसम्मोहमकरोदृषिसत्तमः। नास्तिवादार्थशास्त्रं हि धर्मविद्वेषणे दृढम् ॥१६१॥ परमं तर्कशास्त्राणामसतां च मनोऽनुगम्। न हि धर्मप्रधानानां रोचते वै कदाचन ॥१६२॥ एतद्बृहस्पतिकृतं शास्त्रं श्रुत्वाऽल्पमेधसः। पूर्वोक्तधर्मशास्त्राणामभवन्द्वेषिणः सदा ॥१६३॥ प्रचक्रुर्न्यायरहितं तन्मतं बहु मेनिरे। तेनाधर्मेण ते पापाः सर्व एव क्षयं गताः ॥१६४॥ बार्हस्पत्यं शास्त्रमित्थं प्रवृत्तं च ततो भुवि। चार्वाकादिक्रमेणैव विस्तृतं पापकारणम् ॥१६५॥

---

વેદમાર્ગથી વિરૂદ્ધ એવા તે શાસ્ત્રને આદરથી ભણવા લાગ્યા. અને પછી તેઓ સનાતન વૈદિક ધર્મનો ત્યાગ કરીને સ્વચ્છંદી બની ગયા. અને તે દોષથીજ ભ્રષ્ટ થઇ ગયેલા તે રાજપુત્રો સ્વર્ગ થકી અધોગતિ પામી ગયા. ત્યાર પછી ચાર્વાકે તે શાસ્ત્ર પૃથ્વી ઉપર પ્રસિદ્ધ કર્યું, તેથી અધર્મમાં સ્વાભાવિકીજ રૂચિવાળા માણસોએ તે સાંભળીને આનંદથી તેનો સ્વીકાર કર્યો. ॥૧૫૨-૧૫૬॥ શ્રીહરિ કહેછે-હે નાસ્તિકજનો! આ કથા **હરિવંશ** વિગેરે સદ્ગ્રંથોમાં પ્રસિદ્ધ છે, કે જે કથા પૃથ્વી ઉપર પાખંડમાર્ગની પ્રવૃત્તિનું આદિ કારણ છે. ॥૧૫૭॥ (હરિવંશમાં ૨૮ મા અધ્યાયમાં રહેલા શ્લોકોજ કહી બતાવેછે.- રજી રાજાના પુત્રોએ સ્વર્ગનું રાજ્ય જેનું લઇ લીધું હતું, એવો ઇન્દ્ર અતિ દુઃખી થઇ પોતાના ગુરૂ બૃહસ્પતિની પ્રાર્થના કરવા લાગ્યો, ત્યારે તે દેવગુરૂ-બૃહસ્પતિ ઇન્દ્રને કહેવા લાગ્યા-હે દેવેન્દ્ર! તારૂં પ્રિય કરવા સારૂં હું પ્રયત્ન કરીશ, તેમાં સંદેહ ન રાખતો. અને તારો ભાગ અને રાજ્ય થોડાજ સમયમાં તને મળશે. એ પ્રમાણે હે તાત! હું કરીશ. તારૂં મન વિકળ ન થવા દઇશ. આ પ્રમાણે કહીને ઇન્દ્રના તેજને વધારનારૂં મોટું કામ બૃહસ્પતિ-ગુરૂએ કર્યું.॥૧૫૮-૧૬૦॥ ઋષિસત્તમ-બૃહસ્પતિએ તે રજી રાજાના પુત્રોની બુદ્ધિને મોહ ઉપજાવનારૂં, ધર્મનો દ્રોહ કરવામાં અતિ દ્રઢતા ભરેલું, તેમજ-ઇશ્વર કે ધર્મ એ કાંઇ છેજ નહિ એવા અર્થને પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર બનાવ્યું. એ શાસ્ત્ર તર્કશાસ્ત્રમાં તો સર્વોત્તમ અને અસત્પુરૂષોના મનને અનુસરનારૂં એવું હતું, પરંતુ-ધર્મ પ્રધાન સત્પુરૂષોને એ ક્યારેય રૂચે તેવું નહોતું. બૃહસ્પતિએ કરેલું એ શાસ્ત્ર સાંભળીને અતિ અલ્પ-ટુંકી બુદ્ધિવાળા જનો પ્રથમ રચાયેલાં ધર્મ-શાસ્ત્રોના સદાને માટે દ્વેષી બની ગયા. । અને દરેક કાર્યમાં ન્યાય-નીતિથી રહિત એ શાસ્ત્રને મુખ્ય-પ્રમાણ કરવા લાગ્યા અને એજ મતને પ્રધાન માનવા લાગ્યા, તે અધર્મથી તે રજી રાજાના પુત્રો પાપી અસુરો સઘળાય ક્ષય પામી ગયા. ॥૧૬૧-૧૬૪॥ આ પ્રમાણે બૃહસ્પતિએ (કારણવશાત્) રચેલું શાસ્ત્ર તે પછી પૃથ્વી ઉપર ચાર્વાક વિગેરે નાસ્તિકોએ પ્રવર્તાવ્યું અને પછી તેની પરંપરાથી

तदेव केचिद्युष्मासु प्रधानमिद मन्वते । ते घोरान्नरकानेव यास्यन्त्यन्ते न संशयः ॥१६६॥ गुरुः पुराप्यतो दैत्यव्यामोहायैव चाकरोत् । शास्त्रमेवंविधं पाद्मे सृष्टिखण्डेऽस्ति सा कथा ॥१६७॥ तथा ब्रह्मात्मनिष्ठो हि पूर्वं श्रीऋषभः स्वयम् । देहभानविहीनत्वान्मत्तवद्व्यचरत्क्षितौ ॥१६८॥ अर्हन्नामा नृपः कश्चित्स्वयं देहात्मधीरपि । तद्वृत्तिं दैहिकीमेव दुराचारप्रियोऽग्रहीत् ॥१६९॥ ततस्तदनुगा मर्त्या मन्यमानास्तमीश्वरम् । हित्वैव वैदिकं वर्त्म तद्दुराचारमाश्रयन् ॥१७०॥ प्रसिद्धास्ति कथा ह्येषा श्रीमद्भागवतादिषु । प्रवृत्तिरार्हती चापि तत्रैवोक्तावगम्यताम् ॥१७१॥ तत्र यस्य

પાપમાં કારણરૂપ એ શાસ્ત્ર વિસ્તાર પામ્યું. ॥૧૬૫॥ એજ શાસ્ત્રને તમારામાંના કેટલાક આ લોકમાં પ્રધાન માનેછે, માટે એ શાસ્ત્રને સત્ય માનનારા અંતે ઘોર નરકનેજ પામશે એમાં સંશય ન રાખશો. ॥૧૬૬॥

વળી–આ હરિવંશની કથાના સમયથી પહેલાં પણ દેવગુરૂ–બૃહસ્પતિએ દૈત્યોને વ્યામોહ કરવા માટેજ આવું–નાસ્તિકતાપ્રધાન શાસ્ત્ર બનાવ્યું હતું એ કથા પદ્મપુરાણના સૃષ્ટિખંડમાં છે. ॥૧૬૭॥ વળી–પૂર્વે બ્રહ્માત્મસ્થિતિને પામેલા સ્વયં ઋષભદેવ ભગવાન પોતાને દેહનું ભાન નહિ હોવાને લીધે પૃથ્વીમાં ગાંડાની માફક વિચરતાં હતા, ત્યારે તે સમયમાં કોઇક અર્હન્ નામે પ્રસિદ્ધ રાજા હતો, તે પોતે દેહાત્મબુદ્ધિવાળો હતો તો પણ દુરાચારપ્રિય એવો તે રાજા તે ઋષભદેવના જેવી દેહની વૃત્તિ રાખવા લાગ્યો. ત્યારે તેના અનુયાયી મનુષ્યો તેનેજ ઇશ્વર માનતા થકા, સનાતન વૈદિક માર્ગનો ત્યાગ કરીને, તે અર્હન્ રાજાના દુરાચારને અનુસર્યા–તેના જેવાજ દુરાચારી બની ગયા. ॥ આ કથા શ્રીમદ્ભાગવતાદિક પુરાણોમાં પ્રસિદ્ધ છે, તે શ્રીમદ્ભાગવતમાંજ કહેલી અર્હન્ રાજાની [1]પ્રવૃત્તિ અમે કહીએ છીએ તેને જાણો. ॥૧૬૭–૧૭૧॥ તે ભાગવતમાં–'यस्य किल' એ વાક્યથી આરંભીને બે ચૂર્ણિકાઓ–(ગદ્ય) છે, કે–જે ગદ્યમાં કળિયુગના પ્રભાવથી જેમની બુદ્ધિ હરાઇ ગઇછે, વેદની નિંદા કરવામાં સદાય તત્પર વર્તનારા અને વેદાભિપ્રાયથી વિરૂદ્ધ સ્વેચ્છાથીજ કલ્પિત આચાર–વિચારને ધર્મ

[1] ૧–કળિયુગમાં અધર્મ વૃદ્ધિ પામતાં કોંક, વેંક અને કુટક દેશનો 'અર્હન્' નામે મૂર્ખ રાજા આ ઋષભદેવ ભગવાનનું પારમહંસ્યરૂપ ચરિત્ર સાંભળીને, પોતે પણ તે પ્રમાણે શીખીને પૂર્વ જન્મોમાં સંચેલા પાપકર્મને લીધે પોતાનો નિર્ભય સનાતન વેદમાર્ગ છોડી દઇને, પોતાના વિચારથીજ કલ્પી કાઢેલો દુષ્ટ પાખંડરૂપ કુત્સિત માર્ગ (જૈનધર્મ) પ્રવર્તાવશે. કે–જે માર્ગે ચાલનારા નીચ માણસો અજ્ઞાનથી મોહ પામી ( અધર્મનેજ ધર્મ માનીને ) વેદમાં કહેલી પવિત્રતા અને સદાચાર તેને છોડી દેશે. સ્નાન ન કરવું, આચમન ન કરવું, કપડાં વિગેરેમાં મલિનતા રાખવી, માથાના કેશ ચૂંટી નાખવા, તે વિગેરે નિયમો કે જેનાથી દેવતાઓનું અપમાન થાયછે, તેવાં ( મનઃકલ્પિત ) વ્રતોનું સ્વેચ્છાથીજ ગ્રહણ કરશે અને અધર્મની વૃદ્ધિવાળા કળિયુગથી જેમના બુદ્ધિનો નાશ થઇ ગયો છે, એવાં થકા વેદ, બ્રાહ્મણ, યજ્ઞપુરૂષ ભગવાન અને સત્પુરૂષોની ઘણું કરીને નિન્દા કરનારા થશે. અને તે લોકો પોતાના ધર્મમાં–જૈન પંથમાં પ્રવર્તેલી અંધપરંપરામાં શ્રદ્ધા વિશ્વાસ રાખવાથી પોતાની મેળેજ ઘોર નરકમાં પડશે.

किलेत्यादिचूर्णिकाद्वयमस्ति हि । अस्नानानाचमनाशौचकेशचिलुञ्चनम् ॥१७२॥ कलिना हतबुद्धीनां वेदनिन्दापरात्मनाम् । स्वेच्छाकल्पितधर्माणां यत्र धर्मतयोच्यते॥१७३॥ ते ह्यर्वाक्तनया स्वीयलोकयात्रैकनिष्ठया । अन्धपारम्पर्यनीत्या तमस्यन्धे पतन्ति तु ॥१७४॥ इत्थं श्रीशुकदेवेन दूषितं वर्त्म सादरम् । केचिद्यूयं श्रितास्ते हि भोक्ष्यध्वे नरकांश्चिरम् ॥१७५॥ बुद्धावतारो भगवान् व्यामोहाय सुरद्विषाम् । यज्ञोद्देशेन च भृशं पशुघ्नानां दुरात्मनाम् ॥१७६॥ जातो वेदविरुद्धं स कृत्वा बुद्धागमं च तान् । ग्राहयित्वा दुराचारांस्तान् भ्रष्टानकरोत्ततः ॥१७७॥ पापिनस्तदसच्छास्त्रं जगृहुर्ज्ञानदुर्बलाः । कथैषा श्रीभागवते पुराणे प्रथितास्ति हि ॥१७८॥ देवद्विषां निगमवर्त्मनिनिष्ठितानां पूर्भिर्मयेन विहिताभिरदृश्यतुर्भिः । लोकान्घ्नतां मतिविमोहमतिप्रलोभं वेषं विधाय बहु भाष्यत औपधर्म्यम् ॥१७९॥ ततः कलौ सम्प्रवृत्ते सम्मोहाय सुरद्विषाम् । बुद्धो नाम्नाजनसुतः कीकटेषु भविष्यति ॥१८०॥ एवं हि बुद्धजन्मापि दैत्यसम्मोहनाय वै । शास्त्रं च तत्कृतं तादृङ्मोहनाय सुरद्विषाम् ॥१८१॥ तदेवाश्रित्य यूयं हि वृथा जल्पथ

---

તરીકે માનનારા મનુષ્યોને, સ્નાન કે આચમન પણ ન કરવું, તેમજ અપવિત્ર-મલિન રહેવું અને માથાના કેશને ચૂંટી નાખવા, એ વિગેરે શાસ્ત્રાધાર સિવાયની ક્રિયાઓનેજ ધર્મ તરીકે કહેવામાં આવ્યું છે. આ ધર્મને માનનારા આધુનિક કલ્પિત એવી પોતાના જૈનધર્મમાં મનાતી આચારપદ્ધતિમાંજ એક–અનન્યનિષ્ઠા રાખવાથી અન્ધપરંપરાએ તેઓ પણ અન્ધ તમમાંજ પડે છે. ॥૧૭૨–૧૭૪॥ આ પ્રમાણે શ્રીશુકદેવજીએજ દૂષિત કહેલો એ માર્ગ (જૈનધર્મ) તેને જે કોઇ તમે આદરપૂર્વક આશરેલા છો, તે ઘણા કાળ સુધી નરકને ભોગવશો. ॥૧૭૫॥

હવે–બુદ્ધાવતાર ભગવાન દેવદ્રોહી અસુરોને વ્યામોહ કરવા સારૂં અને યજ્ઞના ઉદ્દેશથી ઘણાંક પશુઓને હણનારા દુરાત્માઓને વ્યામોહ કરવા સારૂં પ્રગટ થયેલા હતા. તેમણે વેદથી વિરૂદ્ધ બુદ્ધ–આગમ નામે શાસ્ત્ર રચીને તે બુદ્ધઆગમ દુરાચારી બનેલા તે અસુરોને ગ્રહણ કરાવીને તે અસુરોને વેદમાર્ગથી ભ્રષ્ટ કર્યા હતા. અને જ્ઞાનદુર્બળ–ઓછી સમજણના તે પાપી અસુરોએ તે અસતૂશાસ્ત્ર ગ્રહણ કર્યું–સત્ય માન્યું. આ કથા શ્રીમદ્‌ભાગવત પુરાણમાં પ્રસિદ્ધ છે. ॥૧૭૬–૧૭૮॥

શ્રીમદ્‌ભાગવતના શ્લોકજ કહેછે–વૈદિકમાર્ગમાં નિષ્ઠા–શ્રદ્ધાપૂર્વક વર્તન કરનારા, મયદાનવે રચી આપેલી અલક્ષ્ય વેગવાળી પુરીઓથી–પુરને આકારે બનાવેલાં વિમાનોથી, લોકોને નાશ કરનારા, એવા દેવદ્રોહી અસુરોની મતિમાં વ્યામોહ કરનારો અને જોનારાઓને લોભાવનારો વેષ બનાવીને પાખંડ માર્ગને બહુ પ્રકારે કહી બતાવશે. તે પછી કળિયુગ પ્રવર્તશે ત્યારે, સુરદ્વેષી અસુરોને વ્યામોહ પમાડવા માટે અજન નામે વિપ્રના પુત્ર બુદ્ધ નામે કીકટ દેશમાં ધર્મારણ્ય ગામમાં પ્રગટ થશે. ॥૧૭૯–૧૮૦॥

આ પ્રમાણે બુદ્ધનો જન્મ પણ દૈત્યોને વ્યામોહ કરવા સારૂંજ છે. અને તેમણે બનાવેલું શાસ્ત્ર પણ દેવદ્રોહી અસુરોને મોહ પમાડવા માટેજ છે. ॥૧૮૧॥ તેજ પાખંડશાસ્ત્રનો આશ્રય લઇને તમે વૃથા વાદ કરોછો. અને નાસ્તિકપણાથી પ્રેરાઇને શ્રુતિ–સ્મૃતિ

नास्तिकाः । श्रुतिस्मृतिविरुद्धार्थवादं कुरुथ निस्त्रपाः ॥१८२॥ वादं कर्तुं समीहा चेच्छ्रुतिभिः स्मृतिभिश्च माम् । जयन्तु सर्वे संहृत्य नो चेत्तूष्णीं व्रजन्त्वितः ॥१८३॥ एवमुक्तास्तु ते तूष्णीं स्थिताश्चित्रार्पिता इव । किञ्चित्प्रत्युत्तरं दातुं निर्मूलत्वान्न हि क्षमाः ॥१८४॥ ततः सभातो निःसृत्य ते विचार्य मिथोऽधियः । मानमत्सरविभ्रान्ता हन्तुमेव तमाचरन् ॥१८५॥ सिद्धमन्त्रास्तत्र केचिन्माषमुष्टीन्निचिक्षिपुः । तस्मिन्प्राणहरान्वीरान्प्रैरयन्केचन द्रुतम् ॥१८६॥ कालभैरववीरांश्च यक्षिणीरपि केचन। केचिच्च हनुमद्वीरान् प्रैरयन् क्रूरदृष्टयः ॥१८७॥ एकान्त उपविश्यैव ध्यात्वा कृत्याश्च केचन । त्रिशूलहस्तास्तं हन्तुं प्रैरयन्नग्निसन्निभाः ॥१८८॥ मध्वाक्तांस्तण्डुलान् केचित्तस्मिन् शाक्ताः प्रचिक्षिपुः । जिघांसवस्तमालक्ष्य मालामन्त्राभिमन्त्रितान् ॥१८९॥ सर्वे प्रयासास्ते तस्मिन्व्यर्था आसन्महीयसि । क्षुद्रैः प्रयुक्ता हिंसार्था अन्यत्र सफला अपि ॥१९०॥ गन्तुं तदन्तिके त्रस्तास्तेऽभिचारास्ततः पुनः । परावृत्य प्रेरकांस्तांस्तत्सहायानपीडयन् ॥१९१॥ प्रार्दितास्तैर्भृशं दुष्टा मृतप्राया विचेष्टिताः । दध्युस्तमेव हृदये स्वातिपीडानिवृत्तये॥१९२॥स्वामिनारायणो त्वं हि सत्य ईशोऽसि नेतरः त्वदीयोऽध्वा

विરુદ્ધ અર્થવાળો વાદ નિર્લજ્જપણે કરોછો.॥૧૮૨॥ શ્રીહરિ કહેછે કે નાસ્તિકજનો! જો તમારે વાદ કરવાની બહુ ઇચ્છા હોય તો શ્રુતિ અને સ્મૃતિવચનોથીજ તમે બધા ભેગામળી અમને જીતો, નહિ તો નકામો સંવાદ નહિ કરતાં અહીંઆંથી છાના-માના ચાલ્યા જાઓ. ॥૧૮૩॥આ પ્રમાણે શ્રીહરિએ કહેલા તે સઘળા નાસ્તિકો ચિત્રામણ જેવા સ્થિર અને મૌન થઇ ગયા અને પોતાનો મત નિર્મૂળ હોવાથી કંઇ પણ પ્રત્યુત્તર આપવા સમર્થ ન થયા. ॥૧૮૪॥ પછી સભામાંથી નીકળીને તે બુદ્ધિહીન નાસ્તિકો પરસ્પર વિચારીને, માન મત્સરથી વિભ્રાંત બની ગયેલા તેઓ શ્રીહરિને મારવાનોજ ઠરાવ કરવા લાગ્યા. ॥૧૮૫॥ તેમાંના કેટલાક જેમણે મંત્ર સિદ્ધ કરેલા હતા તેમણે મંત્રેલા અડદ મુઠીઓ ભરી ભરીને શ્રીહરિના ઉપર નાખી, વળી કેટલાકે તો પ્રાણને હરનારા એવા સાધેલા વીરો શ્રીહરિને મારવા માટે તત્કાળ પ્રેર્યા. ॥૧૮૬॥ વળી-કેટલાકે તો કાળભૈરવ નામે વીરો અને યક્ષિણીઓ મોકલી, કેટલાક ક્રૂરદ્રષ્ટિવાળા પાપીઓએ વીર હનુમાનને પ્રેર્યા. ॥૧૮૭॥ વળી-કેટલાકે તો એકાંતમાં બેસીનેજ કૃત્યાઓનું ધ્યાન કરીને, હાથમાં ત્રિશૂળ ધારી રહેલી અને અગ્નિ જેવી ભયંકર આકારવાળી કૃત્યાઓ શ્રીહરિને મારવાને માટે પ્રેરી. ॥૧૮૮॥ કેટલાક શાક્તોએ શ્રીહરિને મારવાને ઇચ્છતા થકાજ તે શ્રીહરિના સામું લક્ષ્ય રાખીને માળાઓની સંખ્યાથી જપેલા મંત્રોથી મંત્રેલા અને મધથી મિશ્રિત કરેલા એવા ચોખા તે શ્રીહરિના ઉપર નાખ્યા. ॥૧૮૯॥ આ પ્રમાણે તે દુષ્ટોએ કરેલા સઘળા પ્રયાસો, કે જે કેવળ હિંસા કરવા માટેજ કરવામાં આવ્યા હતા અને બીજાઓને વિષેતો સફળ થાય એવા હતા, તો પણ અતિ સમર્થ તે શ્રીહરિને વિષે તો નિષ્ફળજ થઇ ગયા. ॥૧૯૦॥ પછી તે દુષ્ટોએ કરેલા અભિચારો શ્રીહરિની પાસે જતાં પણ ત્રાસ પામ્યા થકા ત્યાંથી પાછા વળીને તે પ્રેરનારાઓને તેમજ તેમને સહાય કરનારાઓને પણ પીડવા લાગ્યા. ॥૧૯૧॥ તે ભૈરવાદિક અભિચારોએ અતિશેજ પીડા પમાડેલા તે સર્વ દુષ્ટ-નાસ્તિકો

सत्य एव वयं तु स्मोऽसदध्वगाः ॥१९३॥ दुःखान्मोचय नः स्वामिन् ! स्वकृतात्कृ-
पयाधुना । वयं त्वां शरणं यामो नास्माकमितरा गतिः ॥१९४॥ इति तैः प्रार्थितः
स्वामी भगवान्करुणानिधिः । अशामयत्तदीयार्त्तिं सुखिनस्ते समुत्थिताः ॥१९५॥
तेऽपृष्ट्वैव ततोऽन्योन्यमेकैकानुगता द्रुतम् । पादौ प्रणेमुः कृष्णस्य त्वदीयाः स्म इति
ब्रुवाः ॥१९६॥ आश्वासयामास हरिर्मा भैष्टेति गिराथ तान् । त्यक्त्वा स्वस्वमतान्याशु
सुदृढं ते तमाश्रयन् ॥१९७॥ एतदाश्चर्यमालोक्य सनृपाः पुरवासिनः । स्वश्रेयसे
तमेवेशं दृढमाशिश्रियुर्जनाः ॥१९८॥ अत्युत्सुको नरपतिर्महापूजां ततो हरेः । चकार
परया भक्त्या हेमन्ताद्याश्च सादरम् ॥१९९॥ नृपादिभिः सादरमर्थितोऽथ तोषाय
तेषां निजधर्मपुष्ट्यै । भक्तैरुषित्वा सह तत्र मासं पुरान्तरं गन्तुमियेष तस्मात् ॥२००॥

---

મૃતપ્રાય થઇને ચેષ્ટા વિનાના થઇને પડ્યા અને પછી પોતાની તે અતિપીડાની નિવૃત્તિ માટે તે શ્રીહરિનું જ પોતાના હૃદયમાં ધ્યાન કરવા લાગ્યા. ॥૧૯૨॥ અને બોલવા લાગ્યા કે–હે સ્વામિનારાયણ ! તમેજ એક સત્ય ઇશ્વર છો, તમારા સિવાય બીજો કોઇ નથી. અને તમારો માર્ગ–સમ્પ્રદાયજ સત્ય છે અને અમે તો અસન્માર્ગને આશરેલા છીએ. ॥૧૯૩॥ હે સ્વામિન્ ! અમારી ઉપર કૃપા કરીને, અમોએજ અમારા પાપે કરીને ઉત્પન્ન કરેલા કષ્ટ થકી અમને મૂકાવો. અમો તમારે શરણે આવેલા છીએ અને અમારે તમારા સિવાય બીજી કોઇ ગતિ નથી. ॥૧૯૪॥ ગ્રન્થકર્તા નિત્યાનન્દમુનિ કહેછે–આ પ્રમાણે તે નાસ્તિકોએ પ્રાર્થના કરેલા કરૂણાનિધિ શ્રી સહજાનન્દસ્વામી ભગવાને તુરતજ તેમની પીડા શમાવી દીધી અને તે નાસ્તિકો સુખી થઇને ઉઠ્યા. ॥૧૯૫॥ પછી તો તે એક–બીજાને પૂછ્યા સિવાયજ એક–બીજાની પાછળ આવીને હે સ્વામિનારાયણ ! અમે તમારા આશ્રિત છીએ એમ બોલતા થકા તુરતજ શ્રીહરિકૃષ્ણ ભગવાનના ચરણોને નમી પડ્યા. ॥૧૯૬॥ ત્યાર પછી તે શ્રીહરિએ તે નાસ્તિકોને 'હે જનો ! તમો ભય પામશો નહિ ' એમ અભય વચનથી આશ્વાસન આપ્યું. અને તે સઘળા જનોએ પછી પોત–પોતાના મતોનો તત્કાળ ત્યાગ કરીને તે શ્રીહરિનો અતિ દ્રઢ આશ્રય કર્યો. ॥૧૯૭॥ આ પ્રમાણે બનેલું આશ્ચર્ય જોઇને તે પુરના રાજાએ સહિત તે પુરવાસી જનોએ પોતાના કલ્યાણ માટે અતિ સમર્થ તે શ્રીહરિનોજ દ્રઢ આશ્રય કર્યો. ॥૧૯૮॥ અને પછી અતિ ઉચ્છાહી તે પુરના રાજાએ, પરમ ભક્તિથી શ્રીહરિની મહાપૂજા કરી. તેમજ હેમંતસિંહ વિગેરે ભક્તજનોએ પણ અતિ આદરપૂર્વક પરમ સ્નેહભાવથી શ્રીહરિની મહાપૂજા કરી. ॥૧૯૯॥ અને પછી તે રાજા વિગેરે ભક્તજનોએ આદરપૂર્વક પ્રાર્થના કરેલા શ્રીહરિએ તે ભક્તજનોને પ્રસન્ન કરવા માટે અને પોતાના એકાંતિક ધર્મની પુષ્ટિ માટે, મુકતાનંદાદિક પોતાના ભક્તજનોએ સહિત, એક માસ સુધી ત્યાં રહીને પછી ત્યાંથી બીજા પુર પ્રત્યે જવાની ઇચ્છા કરી. ॥૨૦૦॥ તે જુનાગઢ થકી શ્રીહરિ ચાલ્યા ત્યારે તે શ્રીહરિમાંજ એકાગ્રપણે જેમનું ચિત્ત બંધાયેલું છે એવા તે પુરવાસી ભક્તજનો અને તે પુરના રાજા શ્રીહરિને વળાવવા માટે સાથે આવેલા હતા, તેમને ગામથી અર્ધા કોશ ઉપર ગયા પછી ભક્તપતિ શ્રીહરિ ભગવાને

पौरैश्च राजानुगतस्तदेकचित्तैः स तान् भक्तपतिर्निवर्त्य । क्रोशार्द्धतोऽथाखिलसाधुभिः स्वैर्वृतस्ततो मेघपुरं समायात् ॥२०१॥

वेदबाह्यमतमात्रसमूलोत्पाटनो भुवि सनातनधर्मम् ।
स्थापयन्सदसि पण्डितनृणां यो व्यराजत स तुष्यतु कृष्णः ॥२०२॥

इति श्रीमदुद्धवसम्म..... नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये जीर्णदुर्गे वेदबाह्यसकलमतवादिपराभवनिरूपणं नाम पञ्चविंशतितम उल्लासः॥२५॥

પાછા વાળીને મુકતાનંદાદિક પોતાના સમગ્ર સાધુજનોએ વીંટાયા થકા ત્યાંથી મેઘપુર પ્રત્યે આવ્યા. ॥૨૦૧॥

વેદ બાહ્ય નાસ્તિક વિગેરે મતમાત્રને મૂળમાંથીજ ઉખેડી નાખતા એવા થકા પૃથ્વી ઉપર અનાદિસિદ્ધ સનાતન ધર્મને સ્થાપન કરનારા જે શ્રીહરિ જુનાગઢ પુરમાં પંડિતજનોની સભામાં પોતાનો જય થવાથી અલૌકિક શોભાએ યુકત વિરાજમાન હતા, એવા તે મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૨૦॥

ઇતિ શ્રીમદુદ્ધવ .......શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં જુનાગઢમાં વેદબાહ્ય સકળમતવાદિપરાજ્યનામે પચીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૫॥

# उल्लासार्थसङ्ग्रहः

शिष्येभ्यः समुपादिशन् श्रुतिशिरोवाचां निगूढाशयान्
स्वं रूपं परमक्षरात्प्रकटयन् प्रीत्या मुनिभ्यः क्वचित् ॥
स्वैश्वर्यासहनस्य सिद्धपुरुषंमन्यस्य दुर्मानिनो
गर्वं मेघजितो हरन्विजयते श्रीस्वामिनारायणः ॥
स्वस्वेष्टदेवरूपेण तैस्तैर्युगपदीक्षितः ।
जयत्यपारमहिमा वर्णीन्द्रो वृषनन्दनः ॥२६-१-२॥

મેઘપુર વિગેરે ગામોમાં વિચરતા શ્રીહરિ પંચાળા ગામમાં અખંડાનંદ વર્ણી વિગેરે પોતાના શિષ્યોને શ્રુતિશિરોભાગ જે ઉપનિષદો, તેનું પરસ્પર નિર્બાધ અર્થસંગતિ સાથે રહસ્ય સમજાવતા અને 'अक्षरात्परतः परः' 'परमे व्योमन्' 'दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः' અક્ષર થકી પણ પર અને દિવ્ય બ્રહ્મપુર ધામમાં અખંડ વિરાજમાન એવું પોતાનું અલૌકિક પુરૂષોત્તમસ્વરૂપ, તેને કયારેક એકાંતિક મુનિ–ભકતોની સમક્ષ પ્રગટ કરનારા, પછી માંગરોળમાં પોતાના ઐશ્વર્યને સહન નહિ કરી શકતા અને પોતાનેજ સિદ્ધ પુરૂષ છે, એમ માનનારા દુરભિમાની મેઘજીત્–વણિકના ગર્વને હરનારા, એવા અતિ સમર્થ **શ્રીસ્વામિનારાયણ** આ લોકમાં જયકારી વર્તે છે. ॥

અને વળી–તે માંગરોળમાંજ તે પુરના યવન રાજાએ તથા તેના થાણક કાજી વિગેરે, તથા શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન, વિગેરે મતાનુયાયી જનોએ એક–સાથેજ પોત–પોતાના ઇષ્ટદેવરૂપે સમાધિમાં જોયેલા, એવા અપારમહિમાવાળા વર્ણીન્દ્ર ધર્મપુત્ર શ્રીહરિ આ લોકમાં જયકારી વર્તે છે. ॥૨૬–૧–૨॥

# षड्विंशतितम उल्लासः

स्वेष्टदेवं तमायान्तं निशम्य पुरवासिनः। प्रत्युद्ययुर्द्रुतं ज्येष्ठरघुनाथादयो द्विजाः ॥१॥ महता गीतवाद्येन तमानीय पुरं च ते। स्वालये वासयामासुर्यथार्हं च सतोऽखिलान् ॥२॥ अत्यादरेण तत्सेवां सर्वे चक्रुरतन्द्रिताः। भावगम्यः स भगवांस्तेषु तुष्टोऽभवद्भृशम् ॥३॥ तत्रैवामरसिंहाख्यो भाट्टो निजसुतैः सह। स्वर्णकारा रामजिच्च जीवो नारायणादयः ॥४॥ लाडकीवल्लीमुख्याश्च सेवन्ते स च तं स्त्रियः। सर्वांस्तान्सुखयन्भक्तान्स तत्र न्यवसत्प्रभुः ॥५॥ हरिकृष्णस्य कृपया नानायोगकलाविधौ। स्वातन्त्र्यं लेभिरे ते च विना साधनसम्पदम् ॥६॥ द्विजं रवजितं तत्र ऋणदुःखार्दितं भृशम्। दत्त्वा भूरिधनं सद्य ऋणमुक्तं व्यधाद्धरिः ॥७॥ समर्चितः पौरजनैस्ततोऽसौ पञ्चाळखेटं हरिराजगाम। हेमन्तसिंहः स्वनिकेतने तमावास्य सेवामकरोद्यथार्हम् ॥८॥ ब्रह्मद्रुमाणां रुचिरं वनं च ग्रामात्प्रतीच्यां मुनिवासयोग्यम्। आसीत्सतां तत्र निवासयोग्यानचीकरत्सोऽप्युटजाननेकान् ॥९॥ सस्त्रीकः सानुजः सोऽथ

---

## ઉલ્લાસ ૨૬ મો.

પોતાના ઇષ્ટદેવ તે શ્રીહરિને આવતા સાંભળીને જેઠા અને રઘુનાથાદિક તે મેઘપુરના બ્રાહ્મણભક્તો એકદમ શ્રીહરિના સામા આવ્યા. ॥૧॥ ભક્તજનોએ અતિ ઉત્છાહથી કીર્તનો ગાવવાં અને વાજીંત્રો બજાવવાં તે પૂર્વક શ્રીહરિને પુરમાં લાવીને પોતાના ઘરમાં વાસ કરાવ્યો અને મુકતાનંદાદિક સર્વ સંતોને પણ યથાયોગ્ય ઉતારો કરાવ્યો. ॥૨॥ અને અતિ આદરથી સાવધાન થકા તે સર્વ ભકતજનો શ્રીહરિની સેવા કરવા લાગ્યા. અને ભાવથી–ભક્તિથીજ વશ થનારા તે ભગવાન શ્રીહરિ તે ભકતજનો ઉપર અતિશેજ પ્રસન્ન થયા. ॥૩॥ તે મેઘપુરમાંજ અમરસિંહ નામે ભાટ જ્ઞાતિના ભકતજન—પોતાના પુત્ર રણછોડ, નન્દુ અને કૃષ્ણજી નામે હતા તેમણે સહિત શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તથા રામજી, જીવો અને નારાયણ, વિગેરે સોની ભક્તો, તથા લાડકી અને વ્હાલીબા વિગેરે સ્ત્રીઓ ભકત પણ સેવા કરવા લાગ્યાં. અને શ્રીહરિ પણ તે સર્વ ભકતજનોને સુખ આપતા થકા ત્યાં–મેઘપુરમાં નિવાસ કરીને રહ્યા. ॥૪–૫॥ તે મેઘપુરના સર્વ ભકતજનો યમ-નિયમાદિક સાધન સમ્પત્ સિદ્ધ કર્યા સિવાય પણ શ્રીહરિકૃષ્ણ ભગવાનની કૃપાથી અનેક પ્રકારની યોગકળાઓ કરવામાં સ્વતંત્રતા પામ્યા હતા. ॥૬॥ શ્રીહરિએ તે મેઘપુરમાં ઋણના કષ્ટથી અતિ પીડાતા રવજી નામે બ્રાહ્મણને ઘણું જ ધન આપીને તુરતજ ઋણથી મુકત કર્યો હતો. ॥૭॥ ત્યાર પછી તે પુરના ભકતજનોએ પુજા કર્યા થકા એ શ્રીહરિ પંચાળા ગામ પ્રત્યે આવ્યા, ત્યારે ત્યાં હેમંતસિંહ રાજા શ્રીહરિને પોતાના ઘરમાં નિવાસ કરાવીને યથા યોગ્ય સેવા કરવા લાગ્યા. ॥૮॥ અને તે ગામથી પશ્ચિમ દિશામાં મુનિજનોને રહેવા યોગ્ય ખાખરાના વૃક્ષોનું સુંદર વન હતું, તેમાં સાધુઓને રહેવા લાયક અનેક પર્ણશાળાઓ-ઝુંપડીઓ તે હેમંતસિંહ રાજાએ કરાવી હતી. ॥૯॥ પછી તે હેમંતસિંહ રાજા પોતાની સ્ત્રી

भक्त्या परमयान्वहम् । हरेः सपरिवारस्य सेवायां तत्परोऽभवत् ॥१०॥ इतस्ततश्च ग्रामेभ्यो जीर्णदुर्गाच्च भूरिशः । तद्दर्शनार्थमाजग्मुर्जनाः शतसहस्रशः ॥११॥ शिवरात्र्यां स विदधे शङ्करार्चामहोत्सवम् । महारुद्राभिषेकं च कारयामास वैदिकैः ॥१२॥ मिष्टान्नैस्तर्पयामास ब्राह्मणान् पारणादिने । तेभ्यश्च दक्षिणां प्रादात्तेन ते तुतुषुर्भृशम् ॥१३॥ तस्य क्षत्रप्रवीरस्य हरिर्भक्त्या वशीकृतः । न्यावसत्सार्धमासं स्वप्रतापं प्रदर्शयन् ॥१४॥ फाल्गुन्यामर्यमर्क्षेऽसौ नरनारायणस्य च । महद्भिरेव सम्भारैर्महोत्सवमचीकरत् ॥१५॥ सभायां प्रत्यहं तत्र वेदान्तार्थावबोधिकाः । वार्त्ताश्चकार बहुधा ब्रह्मविद्याप्रवर्त्तकः ॥१६॥ जीवेशभेदाभेदार्थश्रुतिनिर्णयमञ्जसा । महासभायां विदधे कुर्वन्निःसंशयान्निजान् ॥१७॥ तत्रैव पापमोचन्यामेकादश्यां सह स्वकैः । सोपवासं जागरणं चक्रे किंशुककानने ॥१८॥ वीणामृदङ्गकांस्याद्यैः सह तद्गुणकीर्त्तनम् । निशीथा-

અને અનુપસિંહ નામે નાના ભાઈએ સહિત થકા મુકતાનંદાદિક સર્વ પરિવારે સહિત તે શ્રીહરિની સેવામાં હંમેશાં પરમ ભકિતથી તત્પરપણે રહેતા હતા. ॥૧૦॥ અને આજુ-બાજુનાં ગામોમાંથી તેમજ જુનાગઢથી પણ સોએ સો અને હજારો હજાર ભકતજનો શ્રીહરિનાં દર્શન માટે આવ્યા હતા. ॥૧૧॥ ત્યાં શ્રીહરિએ શિવરાત્રિને દિવસે રાત્રિમાં શિવપૂજાનો મહોત્સવ અને મહારૂદ્રનો અભિષેક વૈદિક—બ્રાહ્મણો પાસે કરાવ્યો. ॥૧૨॥ પછી પારણાને દિવસે સર્વ બ્રાહ્મણોને મિષ્ટાન્નથી ખૂબ તૃપ્ત કર્યા અને દક્ષિણાઓ આપી તેથી તે બ્રાહ્મણો તો ખૂબ પ્રસન્ન થઈ ગયા. ॥૧૩॥ અને ક્ષત્રિયોમાં અતિ શ્રેષ્ઠ એવા તે હેમંતસિંહ રાજાએ પરમ ભકિતથી વશ કરેલા શ્રીહરિ, સર્વ સંતોને પોતાના અલૌકિક-દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવવાં વિગેરે પ્રતાપ બતાવતા સતા ત્યાં-પંચાળામાં દોઢ માસ સુધી નિવાસ કરીને રહ્યા હતા. ॥૧૪॥ પછી ફાલ્ગુની પૂર્ણિમાએ, ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રમાં તે શ્રીહરિએ મોટી મોટી સામગ્રીઓથી શ્રીનરનારાયણ ભગવાનના જન્મનો ફુલદોળનો મહોત્સવ કરાવ્યો હતો. ॥૧૫॥ વળી-તે પંચાળા ગામમાં બ્રહ્મવિદ્યાના પ્રવર્તક શ્રીહરિ ભગવાન દરરોજ સભામાં વિરાજમાન થઈને વેદાન્ત-અર્થને અવબોધન કરનારી વાર્તાઓ બહુ પ્રકારે કરતા હતા. અને તેમાં અખંડાનંદાદિક પોતાના સર્વ ભકતજનોને નિઃસંશય કરતા થકા તે મહાસભામાંજ શ્રીહરિએ જીવ-ઈશ્વરના ભેદ-અભેદને કહેનારી શ્રુતિઓનો નિર્ણય યથાર્થ રીતે કર્યો હતો.[1] ॥૧૬-૧૭॥ વળી-તે પંચાળા ગામમાંજ ફાગણ વદી-પક્ષની પાપમોચની એકાદશીને દિવસે શ્રીહરિએ પોતાના ભકત-સંતોએ સહિત ખાખરાના વનમાં ઉપવાસે સહિત રાત્રિએ જાગરણ કર્યું હતું. તેમાં તે શ્રીહરિમાંજ એક સ્નેહવાળા સંતો મધ્યરાત્રિ સુધી વીણા, મૃદંગ અને કાંસી, વિગેરેએ સહિત તે શ્રીહરિનાંજ ગુણગાન કરતા હતા. ત્યારે સભામાં બેઠેલા અને આદરપૂર્વક તે શ્રીહરિના સામુંજ જોઈ રહેલા તે સર્વ ભકતજનોના મનમાં આ પ્રમાણે સંકલ્પ થવા લાગ્યો-અહો ? આ શ્રીહરિ તો અતિ સમર્થ એવા

૧ આ કથાનો વિસ્તાર મતસંજીવન થકી જાણવો.॥

यधि चक्रुस्ते सन्तस्तदनुरागिणः ॥१९॥ तद्भक्तानां सदाऽस्मानां सर्वेषामपि चेतसि । सङ्कल्प इत्थमभवत्पश्यतां तं च सादरम् ॥२०॥ अहो अयं स्वयं कृष्णो गोलोकाधिपतिः प्रभुः । नृणां निःश्रेयसायैव चरतीह नराकृतिः ॥२१॥ अपि स्वरूपं दिव्यं तत्परिवारनिषेवितम् । दर्शयिष्यति किं साक्षात्कृपयास्मान्निजाश्रितान् ॥२२॥ इति तेषां स सङ्कल्पं विदित्वा भक्तवत्सलः । दर्शयामास दिव्यं स्वं स्वरूपं काममोहनम् ॥२३॥ राधालक्ष्म्याद्युपेतं च सकलैश्वर्यसेवितम् । दिव्यविग्रहधर्मेण सह स्त्रीभिरुपासितम् ॥२४॥ कोटिसूर्यप्रतीकाशं तद्दृष्ट्वा तेऽतिहर्षिताः । परमानन्दनिभृता आसन्पूर्णमनोरथाः ॥२५॥ द्वादश्यां ब्राह्मणान्साधूंस्तर्पयित्वेष्टभोजनैः । तत्रत्यैः पूजितः सम्यग्गन्तुमैच्छत्ततोऽन्यतः ॥२६॥ हेमन्तमुख्यान्स निवर्त्य दूरादनुव्रजद्भक्तगणान्सदीशः । उपागमत्सागरतीरशोभि पुरं सह स्वैर्मकरालयाख्यम् ॥२७॥ तत्रोपकण्ठे जलधेरदूरे पुरान्निजावासमरोचयत्सः । वटादिनानाद्रुमराजिरम्ये सिषेविरे तत्र च ते पुरस्थाः ॥२८॥ गोवर्द्धनो रामचन्द्रः सूरचन्द्रश्च रत्नजित् । दामोदरादयो भक्ता वणिजस्तं सिषेविरे ॥२९॥ क्षत्रं च मानसारामः शूद्राश्च धनजिन्मधुः । आनन्दजित्रिकमाद्यास्तत्सेवां

ગોલોકાધિપતિ સ્વયં શ્રીકૃષ્ણ પરમાત્માજ છે, તે આ લોકમાં મનુષ્યોના કલ્યાણ માટેજ નરાકૃતિ ધારણ કરીને વિચરેછે–આપણાં નયનને ગોચર વર્તેછે.। તો પોતાની શક્તિઓ અને પાર્ષદાદિ પરિવારે સહિત એવું પોતાનું દિવ્ય સ્વરૂપ તેમના આશ્રિત–ભક્તો એવા આપણને કૃપા કરીને શું સાક્ષાત્–પ્રત્યક્ષ બતાવશે? ॥૧૮–૨૨॥ તે ભક્તોનો આવો સંકલ્પ જાણીને ભક્તવત્સલ ભગવાન શ્રીહરિએ કોટિ કંદર્પને પણ મોહ પમાડે એવા પોતાના દિવ્ય–અલૌકિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. ॥૨૩॥ તે સ્વરૂપ રાધા–લક્ષ્મી આદિક દિવ્ય શક્તિઓએ, તથા મૂર્તિમાન સકળ ઐશ્વર્યોએ સેવેલું હતું. તેમજ શ્રદ્ધા આદિક બાર પત્નીઓએ સહિત દિવ્યસ્વરૂપ એવા મૂર્તિમાન ધર્મદેવે ઉપાસના કરેલું હતું. ॥૨૪॥ આવું કોટિ સૂર્યના સરખું અતિ તેજોમય તે શ્રીહરિનું સ્વરૂપ જોઇને અતિ હર્ષ પામેલા તેમુક્તાનંદાદિક સંતો પરમ આનંદથી જેમનાં હૃદય ભરાઇ આવ્યાં છે એવા અને જેમના મનોરથ પૂર્ણ થયા છે એવા થયા હતા.॥૨૫॥ ત્યાર પછી બારશને દિવસે શ્રીહરિએ બ્રાહ્મણોને તથા સર્વ સંત-હરિભક્તોને ઇષ્ટ ભોજનોથી જમાડીને પછી ત્યાંના ભક્તજનોએ રૂડી રીતે પૂજા કર્યા થકા ત્યાંથી બીજા ગામે જવાની ઇચ્છા કરી. ॥૨૬॥ પછી સત્પુરૂષોના પતિ શ્રીહરિ ભગવાન ગામથી ઘણે દૂર સુધી વળાવા આવેલા હેમંતસિંહ રાજા વિગેરે ભક્તજનોને પાછા વાળીને, પોતાના સંત–પાર્ષદ વિગેરે ભક્તજનોએ સહિત સમુદ્રને કાંઠે રહેલા માંગરોળ નામે પુર પ્રત્યે આવ્યા.॥૨૭॥ તે માંગરોળમાં પુરથી બહુ દૂર નહિ એવા સમુદ્રકાંઠે વડ વિગેરે અનેક પ્રકારના વૃક્ષોની પંક્તિઓથી શોભાયમાન એવા સ્થાનમાં પોતાનો નિવાસ કર્યો અને તે પુરના રહેનારા ભક્તજનો શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૨૮॥ ગોવર્ધન, રામચંદ્ર, સૂરચંદ્ર, રત્નજી અને દામોદર, એ આદિક વણિકભક્તો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા તથા માનસારામ વિગેરે ક્ષત્રિય ભક્તો અને ધનજી, મધુ, આનંદજી અને ત્રિકમ, એ આદિક શૂદ્ર જાતિના ભક્તજનો તે શ્રીહરિની સેવા અતિ

विदधुर्मुदा ॥३०॥ सादरं पूजितो भक्तैर्यथाकालानुवर्त्तिभिः । तत्रावसत्तान्सुखयन्प्रतापं च प्रदर्शयन् ॥३१॥ वापिकां खनयामास मिष्टोदां महतीं प्रभुः । सम्भारेणाति महता तदुत्सर्गमकारयत् ॥३२॥ विष्णुपूजाविधौ तत्र ब्राह्मणेभ्यः सहस्रशः । विष्णुस्वरूपं स्वं साक्षात्कृपयादर्शयत्प्रभुः ॥३३॥ वैदिका ब्राह्मणास्तेन विस्मिताः शास्त्रिणस्तथा । ज्ञात्वा विष्णुं तमेवाशु चक्रुः सर्वे तदाश्रयम् ॥३४॥ वैदिकेन विधानेन ततस्तेऽतिमुदा प्रभोः । चक्रुस्तस्य महापूजां गीतवादित्रनिःस्वनैः ॥३५॥ ततः पुरे महानासीदुद्घोषो मतवादिषु । तत्प्रतापश्रुतिप्राप्तमत्सरेषु दुरात्मसु ॥३६॥ वयं सर्वे हि संहत्य परीक्षां तस्य कुर्महे । कलौ साक्षात्कुतो विष्णुः सत्यं चेद्दर्शयेत्स नः ॥३७॥ इति निश्चित्य ते सर्वे तदन्तिकमुपाययुः । सद्भिर्वृतं सभायां तं दृष्ट्वा विजहसुर्भृशम् ॥३८॥ सोपहासं ततः सर्वे प्रोचुस्तं सदसि स्थिताः । साक्षाद्विष्णुरसि त्वं हि वदन्तीत्थममी द्विजाः ॥३९॥ समर्थस्य न ते किञ्चिदशक्यं कर्त्तुमीशितुः । स्वस्वेष्टदेवानस्माकं तद्दर्शयितुमर्हसि ॥४०॥ एवं खलतयोक्तोऽपि तैः स कृष्णः कृपानिधिः । तथा तान्दर्श-

આનંદપૂર્વક કરવા લાગ્યા. ॥૨૯-૩૦॥સમય-સમય પ્રમાણે અનુવૃત્તિ કરનારા એવા તે ગોવર્ધન શેઠ વિગેરે ભક્તજનોએ આદરપૂર્વક પૂજા કરેલા શ્રીહરિ તે ભક્તજનોને સુખ આપતા અને પોતાનો પ્રતાપ-ઐશ્વર્ય બતાવતા થકા ત્યાં નિવાસ કરીને રહ્યા. ॥૩૧॥ અતિ સમર્થ શ્રીહરિએ ત્યાં એક મીઠા જળવાળી મોટી વાવ ખોદાવી અને અતિ મોટી મોટી સામગ્રીઓથી તે વાવનું પૂર્ત કર્મ યથાવિધિ કરાવ્યું હતું. ॥૩૨॥ તે પૂર્તકર્મ નિમિત્તે વિષ્ણુપૂજા કરતી વખતે મયારામ ભટ્ટ વિગેરે હજારો-હજાર બ્રાહ્મણોને કૃપા કરીને અતિ સમર્થ શ્રીહરિએ વામ-દક્ષિણ ભાગમાં ધર્મ-ભક્તિએ સહિત પોતાનું સાક્ષાત્ ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપ બતાવ્યું. ॥૩૩॥ આવું અલૌકિક દર્શન થવાથી વિસ્મય પામેલા તે મયારામાદિક વૈદિક બ્રાહ્મણો, તથા શાસ્ત્રીઓએ તે શ્રીહરિનેજ સાક્ષાત્ વિષ્ણુરૂપ જાણીને તત્કાળ એ શ્રીહરિનો આશ્રય કર્યો. ॥૩૪॥ અને પછી તે વૈદિક બ્રાહ્મણોએ ગીતવાજીંત્રોના શબ્દોએ સહિત અતિ સ્નેહપૂર્વક વેદમાં કહેલા મહાપૂજાના વિધાનથી તે શ્રીહરિની મહાપૂજા કરી. ॥૩૫॥ અને આ પ્રમાણે થવાથી તે પુરમાં શ્રીહરિનો પ્રતાપ સાંભળવાથી મત્સર પામેલા એવા દુરાત્મા મતવાદીઓમાં મોટો ઉદ્ઘોષ થયો. ॥૩૬॥ અને તે સઘળા મતવાદીઓ આપણે બધાય મળીને તેમની પરીક્ષા કરીએ. કેમકે-આ કળિયુગમાં સાક્ષાત્ વિષ્ણુ ક્યાંથી હોય ? અને જો તે સત્ય વિષ્ણુ હોય તો આપણને તે શ્રીહરિ બતાવે. આવો નિશ્ચય-ઠરાવ કરીને તે સર્વ મતવાદીઓ શ્રીહરિની પાસે આવ્યા અને શ્રીહરિને સંતોથી વીંટાયેલા સભામાં વિરાજમાન જોઇને અતિશેજ હસવા લાગ્યા. ॥૩૭-૩૮॥ પછી તે સર્વ મતવાદીઓ સભામાં બેઠા થકા ઉપહાસપૂર્વક શ્રીહરિને કહેવા લાગ્યા-હે હરે ! આ બધા બ્રાહ્મણો 'તમે સાક્ષાત્ વિષ્ણુ-ભગવાન છો ' એમ કહે છે. ॥૩૯॥ તો ઇશ્વરમૂર્તિ એવા અતિ સમર્થ તમારે કંઇ પણ અશક્ય-ન બની શકે એવું ન હોય, માટે આપ અમને અમારા પોત પોતાના ઇષ્ટદેવનાં દર્શન કરાવવાને યોગ્ય છો. ॥૪૦॥ આ પ્રમાણે તે મતવાદીઓએ ખળતાથીજ કહ્યું તો પણ

यामास चिकीर्षुस्तद्धितं प्रभुः ॥४१॥ वल्लभीयाश्च नैम्बार्का माध्वाश्चेति त्रिधा तु ये । तेऽमुं साक्षात्कृष्णमेव ददृशुर्मुरलीधरम् ॥४२॥ श्रीमन्नारायणं साक्षाद्रामानुजपथस्थिताः । सीतया सहितं रामं रामानन्दमताश्रिताः ॥४३॥ शङ्कराचार्यवर्त्मस्था ब्रह्मज्योतिः समैक्षत । शैवाश्च पार्वतीकान्तं सौराः साक्षाद्धिरण्मयम् ॥४४॥ गाणपत्या गणपतिं शाक्ताः शक्तिं स्वदेवताम् । जैनास्तीर्थङ्करान्स्वीयांस्तमेव ददृशुः क्रमात् ॥४५॥ एवं तमेव ते सर्वे पृथग्दृष्टेष्टदेवताम् । अयमेव स्वयं साक्षाद्भगवानिति मेनिरे ॥४६॥ स्वं स्वं मतं परित्यज्य ततः स्वश्रेयसेऽखिलाः । चक्रुस्तस्याश्रयं प्रीत्या मेजुस्तन्नाम चोच्चकैः ॥४७॥ तत औद्धवधर्मेषु स्थित्वा नत्वा तमादरात् । स्वं स्वं स्थानं ययुः सर्वे भजन्तस्तं तदाज्ञया ॥४८॥ तस्य प्रतापातिशयं निशम्य भूमिपतिस्तत्र च वज्रदीनः । आश्चर्यमाप्तः सह शालकेन तमभ्युपेत्योपविवेश नत्वा ॥४९॥ स मानितः श्रीहरिणा तमाह स्वामिंस्त्वमत्रेशतयासि वित्तः । पिगाम्बरान्द्रष्टुमहं समीहे मच्छालकोऽप्येष च काजिनामा ॥५०॥ श्रुत्वा नृपोक्तं स विहस्य तं तं धृतावतारो भुवि

કૃપાનિધિ એવા તે શ્રીહરિ—પ્રભુએ તે સર્વનું હિત કરવાને ઇચ્છતા થકાજ તે જુદા જુદા મતવાદીઓને તેમના કહેવા પ્રમાણે દર્શન કરાવ્યાં. ॥૪૧॥ તેમાં વલ્લભાચાર્યના મતના, નિંબાર્કસ્વામીના મતના, તથા મધ્વ—મતના હતા, તેમણે તો તે શ્રીહરિનેજ સાક્ષાત્ મુરલીધારી એવા શ્રીકૃષ્ણ રૂપે દીઠા. રામાનુજ—સંપ્રદાયના આશ્રિતોએ શ્રીમન્નારાયણ રૂપે દીઠા, રામાનંદ—મતના આશ્રિતોએ સીતાજીએ સહિત શ્રીરામચંદ્ર રૂપે દીઠા. શંકરાચાર્યના મતમાં રહેલાઓએ જ્યોતિઃસ્વરૂપે દીઠા, શૈવોએ પાર્વતીપતિ સાક્ષાત્ શંકરસ્વરૂપે દીઠા, સૂર્યના ઉપાસકોએ સાક્ષાત્ હિરણ્મયરૂપે દીઠા, ગણપતિના ભક્તોએ ગણપતિ રૂપે દીઠા, શક્તિના ઉપાસક શાક્તોએ પોતાની ઇષ્ટદેવતા શક્તિરૂપે દીઠા અને જીન—મતના આશ્રિત જૈનોએ અનુક્રમે પોતાના તીર્થંકર રૂપે એ શ્રીહરિનેજ દીઠા. ॥૪૨—૪૫॥ આ પ્રમાણે તે મતવાદીઓએ શ્રીહરિનેજ જુદા જુદા પોત—પોતાના ઇષ્ટદેવરૂપે જોઇને આ શ્રીહરિજ સાક્ષાત્ સ્વયં ભગવાન છે એમ માન્યું. ॥૪૬॥ તે પછી તે સર્વ ભિન્ન ભિન્ન મતના અનુયાયીજનોએ પોત—પોતાનો મત ત્યાગ કરીને પોતાના કલ્યાણ માટે પ્રીતિપૂર્વક તે શ્રીહરિનો આશ્રય કર્યો અને તે શ્રીહરિનું **સ્વામિનારાયણ** એવું ઉંચે સ્વરે ભજન કરવા લાગ્યા. ॥૪૭॥ અને ત્યારથી આરંભીને ઉદ્ધવ-સંપ્રદાયની ધર્મમર્યાદામાં રહીને આદરથી શ્રીહરિને નમસ્કાર કરીને તે સર્વ મનુષ્યો શ્રીહરિનુંજ ભજન કરતા તે શ્રીહરિની આજ્ઞાથી પોત—પોતાના સ્થાન પ્રત્યે ગયા. ॥૪૮॥ આવો તે શ્રીહરિનો અતિશય પ્રતાપ સાંભળીને તે માંગરોળપુરના રાજા વજાદીન નામે હતા, તે પોતે આશ્ચર્ય પામ્યા થકા પોતાના શાલક કાજી નામે હતા, તેમણે સહિત ત્યાં આવીને નમસ્કાર કરીને શ્રીહરિની આગળ સભામાં બેઠા. ॥૪૯॥ શ્રીહરિએ સત્કાર કરેલા તે વજાદીન રાજા તે શ્રીહરિને કહેવા લાગ્યા—હે સ્વામિન્ ! તમે આ લોકમાં પરમેશ્વર તરીકે પ્રસિદ્ધ છો એમ અમારા જાણવામાં આવ્યા છો, તો અમારા પિગાંબરોને જોવાને માટે હું ઇચ્છુંછું. તેમજ આ અમારા કાજી નામે શાલક છે, તે પણ એજ

धर्मपुष्ट्यै । अदीदृशत्तान्यवनेष्टदेवांस्तत्रोपयातान्यवनान्हि सर्वान् ॥५१॥ यथाश्रुतांस्तानवलोक्य तौ तं तमेव साक्षाद्धरिमिष्टदेवम् । मत्वा तदीयाश्रयमाचरंस्ते तद्धर्मनिष्ठाश्च ततो बभूवुः ॥५२॥ एवं स भगवांस्तत्र स्वस्य सर्वावतारिताम् । शेषित्वं चापि कृपया प्रादुश्चक्रे निजेच्छया ॥५३॥ प्रतापातिशयं तस्य श्रुत्वेत्थं तत्पुरे वणिक्।

પ્રમાણે જોવાને ઇચ્છેછે. ॥૫૦॥ પૃથ્વી ઉપર ધર્મની પુષ્ટિ માટેજ અવતાર ધારનાર તે શ્રીહરિ ભગવાને તે રાજાનું કહેવું સાંભળીને મંદ હાસ્ય કરીને, તે રાજાને અને તેમના શાલકને તેમજ ત્યાં આવેલા બીજા સર્વ યવનોને પણ તેમના ઇષ્ટદેવ–પિગાંબરોને સમાધિમાં બતાવ્યા. ॥૫૧॥ ત્યારે તે રાજાએ અને તેમના શાલક તેમજ બીજા સર્વ મુસલમાનોએ જેવા પોતે સાંભળ્યા હતા તેવાજ પોતાના પિગાંબરોને જોઇને, તે પ્રત્યક્ષ શ્રીહરિનેજ પોતાના ઇષ્ટદેવ માનીને તેમનો આશ્રય કર્યો અને તે પછી શ્રીહરિએ ઉપદેશ કરેલા સદ્ધર્મોમાંજ એકનિષ્ઠાવાળા થયા હતા. ॥૫૨॥ આ પ્રમાણે તે ભગવાન શ્રીહરિએ ત્યાં–માંગરોળમાં જનો ઉપર અકારણ અપાર કરૂણાને લીધેજ પોતાની ઇચ્છાથીજ પોતાની સર્વાવતારિતા[1] અને સર્વશેષિતા પ્રગટ કરી હતી–જણાવી હતી. ॥૫૩॥

૧—અભિપ્રાય એ છે કે—સર્વના ઇષ્ટદેવ બતાવ્યા એટલે કે તેના તેના ઇષ્ટદેવરૂપે પોતેજ પોતાનું સ્વરૂપ તે પ્રમાણે બતાવ્યું હતું, પરંતુ–નહિ કે તે સર્વના ઇષ્ટદેવો એક–બીજાથી જુદા જુદા સ્વતંત્રસ્વરૂપે સિદ્ધ હતા, કેમકે–તેમ કહેવાથી તો દરેકના મતની સત્યતા ઠરે. અને મતવાદીઓના મત પ્રમાણે અનેક ઇશ્વરો ઠરે પરંતુ–તેમ તો બનેજ નહિ, કારણ કે–સર્વ જગતના ઉત્પાદક સર્વના નિયંતા પરમેશ્વર તો એકજ છે. ' અનેક પ્રભુ છે ' એમ તો કોઇ માનતુંજ નથી. આ વાત છેલ્લા વચનામૃતમાં શ્રીહરિએ નક્કી કરેલી છે કે–' જગત્કર્તા પરમેશ્વર તો એકજ છે. ' અને જો અનેક હોય તો અવ્યવસ્થા થવાનો સંભવ રહે, એમ હેતુકથનપૂર્વક તે વાત સિદ્ધ કરેલી છે. અને એ પ્રમાણેનોજ દૃઢ નિશ્ચય હોવાથી સર્વાત્મા સર્વકારણ પરમાત્મા એકજ છે અને ભૂત–ભવિષ્યમાં થનારા અવતારો સઘળા એ એકજ પરમેશ્વરના છે, એ વાત શ્રીજીએ મધ્ય પ્રકરણના તેરમા વચનામૃતમાં કહી છે—'સર્વ અવતારો એ પુરૂષોત્તમમાંથીજ પ્રગટ થાયછે અને પુરૂષોત્તમમાંજ લીન થાયછે ' એટલે કે–સર્વાન્તર્યામી પ્રભુ જે પોતે સર્વ શક્તિમાન છે, તેજ પરમાત્મા જ્યાં જેવું કાર્ય અને પ્રયોજન હોય ત્યાં તેવુંજ રૂપ અને સામર્થ્ય પ્રકાશ કરીને પાછું તે રૂપ મૂળ સ્વરૂપમાંજ લીન કરી દેછે, માટે સર્વ અવતારને ધારનારા પરમેશ્વર તો સ્વયં શ્રીહરિ એકજ છે અને ઉપર પ્રમાણે દરેકને જુદા જુદા તેના તેના ઇષ્ટદેવો બતાવ્યા તે તો–સર્વશક્તિમાન એ પ્રભુજ પોતે તે પ્રમાણે પોતાના સ્વરૂપમાં દૃઢ શ્રદ્ધા થવા માટે દેખાયા હતા. અને તેથીજ તે જોનારાઓને પણ એમજ નિશ્ચય થયો હતો કે–જે આપણા ઇષ્ટદેવ છે. તેજ આ સ્વયં શ્રીહરિ છે. અને એમ દૃઢ પ્રતીતિ થવાથીજ તે સર્વ મતવાદીઓએ એ શ્રીહરિનેજ ઇષ્ટદેવ માનીને 'જેને આપણે પરોક્ષપણે ભજતા હતા. તેજ આ પ્રત્યક્ષ સ્વયં શ્રીસ્વામિનારાયણ નામે પ્રગટ થયેલા છે ' એમ દૃઢ નિશ્ચય કર્યો હતો અને પૂર્વે રામકૃષ્ણાદિકરૂપે જે અવતર્યા હતા તે સઘળા અવતારોને ધારનારા આ શ્રીહરિજ પોતે હતા, માટે આ શ્રીહરિ સર્વ અવતારોના અવતારી સાક્ષાત્ શ્રીવાસુદેવ સ્વયં પુરૂષોત્તમજ છે, એમ સર્વના હૃદયમાં દૃઢ માન્યતા થઇ હતી, આ પ્રમાણે સર્વ અવતારો એ સ્વયં શ્રીહરિનાજ હોવાથી

मेघजिन्नामको नैव सेहे सत्सत्सु मत्सरी ॥५४॥ प्राप्तः समाधौ स्वातन्त्र्यं श्रीरामानन्द-सद्गुरोः । कृपया मानितो लोकैस्तत्कीर्तिं सोढुमक्षमः ॥५५॥ स्वदेहपातकालं स विदित्वादौ समाधिना । साध्वाभासांश्च विप्रांश्च पुरस्थान्समभोजयत् ॥५६॥ हर्याश्रितं त्वेकमपि न साधुं स च वाडवम् । न्यमन्त्रयद्भोजनार्थं तस्मिन्विद्वेषभावतः ॥५७॥ तान्समेतानुवाचासौ तुरीये दिवसे मम । भविता देहपातो वै ज्ञातमेतत्समाधिना ॥५८॥ तत्सत्यमेवेति जना मन्यमाना ययुर्गृहान् । चतुर्थे दिवसे प्राप्ते समेताः सङ्घशोऽस्य ते ॥५९॥ समाधिं सोऽपि कृत्वा स्वान् प्राणानाकर्षयद्धृदि । अपानप्राण-रोधोऽभूद्धृदये तस्य कर्षतः ॥६०॥ नोर्ध्वं नाधश्च तान्नेतुं शशाकानेकयुक्तिभिः । त्रिशङ्कुरिव खे मध्ये सोऽस्थादेव हरीच्छया ॥६१॥ तं प्रतीक्ष्य जनाः सर्वे प्रदोषावधि

હવે તે ભાંગરોલપુરમાં રહેનારો મેઘજીત્ નામે એક વણિક હતો, તે શ્રીહરિના સાધુઓ ઉપર અતિ મત્સરવાળો હતો તેથી આ પ્રમાણેનો શ્રીહરિનો અતિશય પ્રતાપ સાંભળીને તેને સહન ન કરી શક્યો. ॥૫૪॥ કારણ કે-તે મેઘજીત્ શ્રીરામાનંદસ્વામી સદ્‌ગુરૂની કૃપાથી સમાધિમાં સ્વતંત્રતા પામેલો હતો. અને તેથીજ તેને લોકો માન આપતા હતા. માટે તે શ્રીહરિની આવી મોટી કીર્તિને સહન કરવામાં અસમર્થ થવાથી તે મેઘજીત્ વણિકે સમાધિથી પોતાના દેહનો અવસાન પાસે આવેલો પ્રથમથીજ જાણીને, તે ગામમાં રહેનારા કેટલાક સાધુ જેવાઓને અને બ્રાહ્મણોને જમાડ્યા, પરંતુ-શ્રીહરિના ઉપર વિદ્વેષભાવને લીધેજ તે શ્રીહરિના આશ્રિત એક પણ સાધુને કે સત્સંગી બ્રાહ્મણને પણ ભોજન માટે બોલાવ્યા નહિ. અને પછી ભોજનાદિકને માટે ત્યાં ભેગા થયેલા બ્રાહ્મણ વિગેરે મનુષ્યોને તે મેઘજીત્ કહેવા લાગ્યો-આજથી ચોથે દિવસે મારા દેહનો પાત થશે, એ મેં આજથી સમાધિના પ્રભાવને લીધે જાણી લીધું છે. તેનું બોલવું સત્યજ છે એમ માનતા થકા તે સર્વ મનુષ્યો પછી ચોથે દિવસે એ મેઘજિત્ વણિકને ઘેર ટોળે-ટોળાં મળીને આવ્યા. પછી તે મેઘજીતે પણ સમાધિ કરીને પોતાના પ્રાણનું હૃદયમાં આકર્ષણ કર્યું. પછી તેમ કરતાં પ્રાણવાયુ અને અપાનવાયુ એ બંનેનું તેના હૃદયમાંજ રોકાણ થઈ ગયું. પછી તો તેણે અનેક યુક્તિઓ કરી કે-જેટલી તેના જાણવામાં હતી, તેનાથી પણ તે પ્રાણવાયુને તેમજ અપાનવાયુને ઉંચે કે નીચે પણ લઈ જવાને માટે શક્તિમાન ન થયો.

શિક્ષાપત્રીમાં-'कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः । कृतं स्यात्तानि शास्त्राणि न मान्यानि कदाचन' ॥ એમ કૃષ્ણ અને કૃષ્ણના અવતારોનું ખંડન જેમાં યુક્તિથી પણ કરવામાં આવ્યું હોય તેવાં શાસ્ત્ર અમારા આશ્રિતોએ ક્યારેય માનવાંજ નહિ. કારણ કે-અવતાર અવતારીનું સ્વરૂપથી ઐક્ય હોવાથી અવતારની નિન્દા તે અવતારીનીજ છે, માટે જેમાં અવતારોનું યુક્તિથી ખંડન હોય તેવાં શાસ્ત્રો શ્રીજીના આશ્રિતોએ નજ માનવાં. અને જો માને તો તે પોતાના ઇષ્ટદેવનોજ દ્રોહી કહેવાય. આ વાર્તાનો નિર્ણય-'हरिवाक्यसुधासिन्धु' તથા 'सत्सङ्गिजीवन' તથા સર્વમાન્ય 'शिक्षापत्री' જેવા સર્વમાન્ય ગ્રંથોમાંથી શ્રીજીના અનન્ય ઉપાસક પરમ ભક્તો થકીજ જાણવો. પરન્તુ—નહિ કે આધુનિક સ્વયમેવ મનઃકલ્પિત ગ્રંથોના આધારે યદ્વા—તદ્વા બકનારાઓના મુખ થકી.

ते गृहान् । स्वान् स्वान् जग्मुः शपन्तस्तं स चाभूद्भयाकुलो भृशम् ॥६२॥ तत्पार्श्ववर्तिनो ये ते कथञ्चिद्दस्त्रपञ्चकम् । निन्युस्तदीयार्त्तनादश्रवणेनातिदुःखिताः ॥६३॥ प्राणान्तवेदनां प्राप्तस्तीक्ष्णशूलव्यथातुरः । अहोरात्रं रुदन्नुच्चैश्चकुट्ट हृदयं मुहुः ॥६४॥ अनवेक्ष्य स्वपातारं ब्रह्माण्डे कञ्चनाप्यसौ । निर्मानः शरणं प्राप स्वामिनारायणं हृदा ॥६५॥ ततोऽविस्पष्टया वाचा स्वकीयान् करसंज्ञया । स प्राह सर्वथा कृष्णमिहानयत सान्त्वनैः ॥६६॥ येन केनाप्युपायेन प्रणामैः प्रार्थनैर्मुहुः । तूर्णं तमत्रानयत स मद्रक्षां करिष्यति ॥६७॥ ततस्तदीयाः शिष्याश्च सह पौरैः समेत्य तम् । उपेत्य दण्डवन्नत्वा प्रोचुः प्राञ्जलयः प्रभुम्॥६८॥जगद्गुरो ! हरे ! कृष्ण ! करुणासागर ! प्रभो !! अस्माकं सापराधानां प्रार्थनां श्रोतुमर्हसि ॥६९॥ प्राणरोधमहाकष्टं जातं मेघजितो हृदि । निराकर्तुं न तच्छक्यमुपायैः कैश्चिदीश्वर ! ॥७०॥ अतस्त्वमेव कृपया शरणा-

અને શ્રીહરિની ઇચ્છાથી આકાશના મધ્યભાગમાં ત્રિશંકુ રાજાજ જેમ, એમ એ મેઘજીત્ પણ ઉંચે કે નીચે અથવા ભગવદ્ધામમાં કે પાછો દેહમાં પણ ન જઇ શક્યો. ॥૫૫-૬૧॥ ત્યારે તે સર્વ જોવા આવેલા જનો સાંઝ પડતા સુધી તેને દેહત્યાગ કરવાની વાટ જોઇને પછી તે મેઘજીતને ગાળો દેતા દેતા પોત-પોતાને ઘેર ગયા, ત્યારે તે મેઘજીત્ પણ અતિશેજ આકુળ બની ગયો-ગભરાઇ ગયો. ॥૬૨॥ અને તેની પાસે રહેનારા જે માણસો હતા તેમણે પણ તે મેઘજીતના અતિ આર્તનાદ સાંભળીને અતિ દુઃખીઆ થયા થકા ગમે તેમ કરીને અતિ કષ્ટથી પાંચ દિવસ વીતાવ્યા. ॥૬૩॥ અને એ મેઘજીત્ પણ તીક્ષ્ણ શૂળની વ્યથાથી અતિ પીડાતો અને પ્રાણાન્ત વેદના પામ્યો એવો થકો રાત્રિ-દિવસ ઉંચે શબ્દે રૂદન કરતો સતો વારંવાર છાતી કુટવા લાગ્યો. ॥૬૪॥ પછી આખરે તે મેઘજીત્ આ બ્રહ્માંડમાં પોતાની રક્ષા કરનાર કોઇ પણ નથી એમ જોઇ-જાણીને, નિર્માની થઇને પોતાના ખરા અન્તઃકરણથી શ્રીસ્વામિનારાયણ પ્રગટ પ્રભુના શરણને પામ્યો.॥૬૫॥ અને તે પછી અસ્પષ્ટ-બોબડી વાણીથી અને હાથના સંકેત-સાન કરવાથી પોતાના માણસોને કહેવા લાગ્યો-શ્રીનીલકંઠ ભગવાનને સાંત્વનાભર્યાં વચનો કહીને સર્વ પ્રકારે એ શ્રીહરિને અહીંઆં મારી પાસે લઇ આવો. ॥૬૬॥ હે શિષ્યો ! વારંવાર પ્રાર્થના કરવી તેમજ પ્રણામ કરવા વિગેરેથી હર કોઇ ઉપાયથી પણ એકદમ તે શ્રીહરિને મારી પાસે લાવો અને તે શ્રીસ્વામિનારાયણજી મારી રક્ષા કરશે. ॥૬૭॥ ત્યારે તે મેઘજીતના સંબંધીઓ અને તેના શિષ્યો, બધા પુરજનોએ સહિત તે શ્રીહરિની પાસે જઇને દંડવત નમસ્કાર કરીને હાથ જોડીને પ્રભુ-શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા—હે જગદગુરૂ ! હે શ્રીહરિ ! હે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ! તમે કરૂણાના સાગર અને સમર્થ છો. માટે તમારો અપરાધ કરનારા એવા જે અમો તે અમારી પ્રાર્થના સાંભળવાને યોગ્ય છો.॥૬૮-૬૯॥અતિ સમર્થ એવા હે ઇશ્વર ! મેઘજીતના હૃદયમાં પ્રાણરોધ થવાથી તેને અતિ કષ્ટ થયેલું છે, તે કષ્ટ કોઇ પણ ઉપાયોથી ટાળી શકાય તેમ નથી. માટે શરણાગતવત્સલ એવા તમેજ કૃપા કરીને તે મેઘજીતને પ્રાણદાન કરવાને માટે સર્વ પ્રકારે યોગ્ય છો. માટે અમે તમને

गतवत्सलः । प्राणदानं कर्त्तुमस्य सर्वथार्हसि ते नमः ॥७१॥ तवापराधतो दुःखं भृशं प्राप्नोत्यसौ वणिक् । तं क्षन्तुमर्हसि स्वामिन् ! यत्स जीवस्त्वमीश्वरः ॥७२॥ एवं तैर्बहुधा नत्वा प्रार्थितः करुणः प्रभुः । हितकृत्सर्वभूतानां तानुवाचास्रचक्षुषः ॥७३॥ नास्ति मे विषमा दृष्टिः कुत्रापि समवर्त्तिनः । कुकर्मणा स्वकीयेन दुःखं प्राप्नोति वै जनः ॥७४॥ तेन ग्राम्यदुराचाराः साध्वाभासाश्च भूरिशः । अस्मदीयान्वर्जयित्वा सर्वेऽपि हि सुभोजिताः ॥७५॥ अवज्ञयैव महतां व्यर्थीभूतप्रतिश्रवः । सोऽतिदुःखमवाप्नोति तान्प्रसादयताशु तत् ॥७६॥ ततः सम्प्रार्थ्य ते साधूंस्तं च नत्वा तदालयम् । निन्युर्दृष्ट्वा स तान् सद्यः प्रणनाम हृदा भृशम् ॥७७॥ करुणार्द्रदृशा तेन दृष्टमात्रः स तत्क्षणम् । प्राप्तस्वास्थ्यो यथापूर्वं दण्डवत्प्रणनाम तम् ॥७८॥ सत्सङ्गिनः साधुजनांश्च सर्वांस्ततो यथावत्प्रणनाम भक्त्या । बद्धाञ्जलिः साश्रुविलोचनोऽथ स प्रार्थयामास तमादरेण ॥७९॥ क्षमस्व नारायण ! मेऽपराधान् कृपानिधिस्त्वं हि शरण्य ईशः ।

---

નમસ્કાર કરીએ છીએ. । એ મેઘજીત્ વાણીઓ તમારો અપરાધ કરવાથી અતિશેજ કષ્ટ પામેછે, માટે હે સ્વામિન્ ! તેના ઉપર તમે ક્ષમા કરવાને યોગ્ય છો. કેમકે—એ તો જીવ છે અને આપ તો ઇશ્વર–સર્વજ્ઞ સમર્થ છો. (માટે જીવના અપરાધ સામું આપે ન જોવું જોઇએ.) ॥૭૦—૭૨॥ આ પ્રમાણે તે મેઘજીત્ વણિક્ના સંબંધીઓ અને શિષ્યોએ નમસ્કાર કરીને બહુ પ્રકારે પ્રાર્થના કરેલા પરમ કૃપાળુ અને સર્વ ભૂત-પ્રાણીમાત્રનું હિતજ કરનારા એવા અતિ સમર્થ શ્રીહરિ, નેત્રોમાં અશ્રુ લાવીને રૂદન કરતા તે સર્વને કહેવા લાગ્યા—॥૭૩॥ સમ—દ્રષ્ટિથી વર્તનારા અમારે તો કોઇને વિષે વિષમ—પક્ષપાતવાળી દ્રષ્ટિ છેજ નહિ, માણુસ પોતાને કુકર્મે કરીનેજ નિશ્ચે દુઃખ પામેછે. ॥૭૪॥ તે મેઘજીતે અમારા આશ્રિત સાધુઓ તેમજ બ્રાહ્મણોને પણ વર્જીને, સાધુ જેવા જણાતા અને દુરાચાર કરનારા ઘણા ગ્રામ્યજનોને રૂડે પ્રકારે જમાડ્યા. ॥૭૫॥ માટે આવા મહાપુરૂષોની અવજ્ઞા કરવાથીજ તેની પ્રતિજ્ઞા ખોટી થઇ ગઇ. અને તેથીજ તે મેઘજીત્ અતિ કષ્ટને પામેછે, માટે તે સાધુજનોનેજ તુરત પ્રસન્ન કરો. ॥૭૬॥ ત્યાર પછી તે મેઘજીત્ના શિષ્યો તે શ્રીહરિને તથા સર્વ સંતોને નમસ્કાર કરીને અને પ્રાર્થના કરીને તે મેઘજીતના ઘર પ્રત્યે લઇ ગયા, ત્યારે તે મેઘજીત્ સંતોએ સહિત શ્રીહરિને જોઇને એકદમ અંતઃકરણથીજ અતિશેજ નમી પડ્યો. ॥૭૭॥ અને કરૂણાથી ભીની દ્રષ્ટિવાળા તે શ્રીહરિએ જોવામાત્રથીજ તે મેઘજીત્ તેજ ક્ષણમાં પ્રથમની પેઠેજ સ્વસ્થતા પામીને તે શ્રીહરિને અને મુક્તાનંદાદિક સંતોને દંડવત્ કરવા લાગ્યો. ॥૭૮॥ અને પછી સર્વ સંતોને તથા સર્વ સત્સંગીઓને અતિ ભક્તિથી દંડવત્ પ્રણામ કર્યા અને તે પછી નેત્રોમાં અશ્રુ જેને આવેલાં છે, એવો થકો બંને હાથ જોડીને આદરથી શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યો—॥૭૯॥ હે શ્રીનારાયણ ! મારા અપરાધ તમે ક્ષમા કરો. આપ તો કૃપાના નિધિ છો, શરણે આવેલાની રક્ષા કરનારા અને અતિ સમર્થ છો. હે ભગવન્ ! આજ દિનથી આરંભીને હું તમારો દાસ છું, માટે નિરંતર તમારી આજ્ઞા-

दासोऽस्मि तेऽद्यप्रभृति त्वदीये स्थास्यामि नित्यं हि निदेश एव ॥८०॥ ततस्तमाश्वास्य सहैव तेन स्वस्थानमायात्सकलार्तिहर्ता । एवं पुरे तत्र महाप्रतापमपिप्रथत्सर्वहितावतारः ॥८१॥ तत्रान्नसत्रं महदेव कृष्णो वयन्त्य यत्राध्रिकपान्थलोकाः । सम्मा प्नुवन्त्यैव हि खानपानसुखं परं स्वेप्सितमात्तहर्षाः ॥८२॥ आनन्दयित्वा स नृपांश्च पौरान् सहात्मसद्भिर्निरगात्ततोऽथ । निवर्त्य तान्प्रेमभरानुयातो जगद्गुरुः प्राप स कालवाणीम् ॥ ८३ ॥

स्वीयसाधुजनतापमाननानष्टयोगबळमेघजिद्धुतः ।
स्वेष्टदेवततयेक्षितोऽखिलैर्वादिभिर्हरिरुपैतु तोषणम् ॥८४॥

इति श्रीमदुद्धवस. . ..नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये मकरालय नगरे सकलमतवादिनां स्वस्वेष्टदेवदर्शनेन पराभवादिनिरूपणं नाम षड्विंशतितम उल्लासः ॥२६॥

---

માંજ રહીશ. ॥૮૦॥ ત્યાર પછી તે મેઘજીતની સકળ પીડાને હરનારા શ્રીહરિ તેને સમાશ્વાસન આપીને તે મેઘજીતને સાથે લઇને પોતાના નિવાસસ્થાનમાં આવ્યા. આ પ્રમાણે સર્વના હિતરૂપ–કલ્યાણને માટેજ અવતાર ધારણ કરનારા સ્વયં શ્રીહરિએ તે માંગરોળ પુરમાં પોતાનો પ્રતાપ વિસ્તાર્યો. ॥૮૧॥ વળી–તે માંગરોળપુરમાં શ્રીહરિકૃષ્ણ ભગવાને એક મોટું અન્નસત્ર–સદાવ્રત બાંધ્યું–પ્રવર્તાવ્યું, કે–જે અન્નસત્રમાં આવેલા તીર્થયાત્રાળુઓ વિગેરે વટેમાર્ગુઓ હર્ષ પામતા થકા પોતાને ઇચ્છિત ખાન–પાનનુ પરમ સુખ પામતા હતા. ॥૮૨॥ શ્રીહરિ આ પ્રમાણે તે પુરના રાજાને તેમજ સર્વ પુરજનોને આનંદ પમાડીને પછી ત્યાંથી પોતાના મુકતાનંદાદિક મંતોએ સહિત નીકળ્યા. ત્યારે અતિ પ્રેમને લીધે પોતાને વળાવવા આવતા તે સર્વજનોને પાછા વાળીને સકળ જગતના પરમ ગુરૂ સ્વયં શ્રીહરિ કાળવાણી નામે પ્રસિદ્ધ ગામ પ્રત્યે આવ્યા. ॥૮૩॥

સમગ્ર ભિન્ન–ભિન્ન મતના અનુયાયીઓએ પોત–પોતાના ઇષ્ટદેવરૂપે જોયેલા અને પોતાના મુકતાનંદાદિક સાધુજનોનું અપમાન કરવાથી નાશ નામ્યુ છે યોગબળ જેનું એવા મેઘજીત્ ભકતજને સ્તુતિ કરેલા, એવા મારા ઇષ્ટદેવ પ્રત્યક્ષ શ્રીહરિ મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૮૪॥

ઇતિ શ્રીમદ્ઉદ્ધવસંપ્રદા... ....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં માંગરોળપુરમાં સર્વ મતવાદીઓને તેમના તેમના ઇષ્ટદેવરૂપે અનેક સ્વરૂપે દર્શન આપ્યું. તથા યોગબળથી અભિમાની બનેલા મેઘજીત–વણિકનો પરાભવ કર્યો. એ નામે છવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૬॥



# उल्लासार्थसङ्ग्रहः

अखिलयोगकलास्वपि कौशलं
कतिपयैर्दिवसैर्गमयन्निजान् ।
अपि समाधिमलम्भयताखिलान्
स खलु नः शरणं वृषनन्दनः ॥२७॥

અતિસમર્થ જે શ્રીહરિએ-કાળવાણી ગામમાં પોતાના ભક્તજનોને સર્વ યોગ-કળાઓમાં નિપુણતા થોડાક દિવસોમાંજ અનાયાસે પ્રાપ્ત કરાવી હતી તેમજ—પાત્ર-અપાત્ર જોયા સિવાયજ જે કોઇ પાસે આવ્યા તે સઘળાને પણ સમાધિ કરાવી હતી, એવા તે સમર્થ યોગેશ્વર ધર્મનંદન ભગવાન અમારૂં શરણ છે. ॥૨૭॥

# सप्तविंशतितम उल्लासः

तत्र जीवनशर्माख्यब्राह्मणस्य गृहे हरिः । स्वावासमकरोत्साधून् यथार्हं च न्यवासयत् ॥१॥ सेवां सपरिवारस्य तस्यासौ दृढभावतः । चकार स्वजनैः साकमन्ये भक्ताश्च सादरम् ॥२॥ सेवलक्ष्मणभीमाश्च रघुनाथाम्बयादवाः । जयरामादयो विप्राः पर्वताद्या विशस्तथा ॥३॥ सेवां विदधिरे तस्य यथार्हं सादरं मुदा । सोऽपि तान्सुखयंस्तत्र द्वौ मासौ न्यवसत्प्रभुः ॥४॥ सभासीत्प्रत्यहं तत्र मध्यसिंहासने स्वयम् । परितः संवृतः स्वीयैर्भक्तसङ्घैः सहस्रशः ॥५॥ योगशास्त्रानुगा वार्ताः करोति स सतः प्रति । सर्वा योगकलाः स्वीयान्प्रापयन्वचसैव सः ॥६॥ असम्प्रज्ञातसंज्ञस्य समाधेरष्ट यान्यथो । यमादीनि स्मृतान्यङ्गान्येतेषां लक्षणान्यपि ॥७॥ उपाङ्गान्यब्रवीत्तस्य धौत्यादीनि फलैः सह । प्राणायामप्रभेदोक्तौ शून्यकं नाडीशुद्धये ॥८॥ एवंविधां हरेर्वार्त्तां श्रुत्वा तत्क्षणमेव ते । अभ्यासेनैव सकलयोगाङ्गसिद्धतामगुः ॥९॥ गृहिणस्त्यागिनश्चापि विना साधनसम्पदम् । समाधिनिष्ठां परमां प्रापुस्तत्कृपया द्रुतम् ॥१०॥ क्रमसाधितयोगाद्वा योगिनः प्राप्तसिद्धयः । यथा स्युस्तादृशा ह्येते बभूवुस्तत्प्रसादतः ॥११॥ सकला ब्रह्मविद्या याश्छान्दोग्यादिषु विश्रुताः । ता लम्भयामास निजान् प्रभुर्योगेन तत्त्वतः ॥१२॥ प्राणसंयमने देहधारणत्यजनादिषु । स्वातन्त्र्यं लेभिरे भक्ता बालका अपि केचन ॥१३॥ स्वस्वरूपे समाधिं तान्सङ्कल्पोऽकारयद्यदा । स्वतन्त्रः स जनस्वामी तदाश्चर्यमजीजनत् ॥१४॥ सद्यः समाधिमाप्तानां पुंसां स्त्रीणां तथा पृथक् । बभूवुः पङ्क्तयस्तत्र शतशश्च सहस्रशः ॥१५॥ केचित्सिद्धासनास्तत्र केचिच्च स्वस्तिकासनाः । केचित्पद्मासनाश्चासन् जनाः केचिच्छवासनाः ॥१६॥ वीरास्यमासनं केचित्क्रिता भद्रासनं परे । योगासनस्था अप्येके केऽप्यासन्गोमुखासनाः ॥१७॥ कौक्कुटासनिनः केचित् केचित्कूर्मासनस्थिताः । आसंश्चापासनाश्चान्येऽन्ये मायूरासनस्थिताः ॥१८॥ आसन्पश्चिमतानासाः केचित्सिंहासनस्थिताः ।

चतुरशीत्यासनस्यास्तत्रैवं तेऽभवज्जनाः॥१९॥ काष्ठोपलादिप्रतिमा इव ते च विचेष्टिताः। सर्वेऽपि समजायन्त समाधेः परमत्त्वतः॥२०॥ तत्र कांश्चित्तु यामान्ते समुत्थापयति स

## ઉલ્લાસ ૨૭ મો.

તે કાલવાણી ગામમાં જીવનશર્મા બ્રાહ્મણને ઘેર શ્રીહરિએ પોતાનો ઉતારો કર્યો અને સાધુઓને પણ યથાયોગ્ય નિવાસસ્થાન અપાવ્યાં. ॥૧॥ સ્વજનોએ સહિત તે જીવનશર્મા બ્રાહ્મણ મુક્તાનંદાદિક પરિવારે સહિત તે શ્રીહરિની સેવા અતિ દ્રઢ શ્રદ્ધા-ભક્તિથી કરવા લાગ્યા અને બીજા ભકતો પણ આદરપૂર્વક શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૨॥ મેઘજી, લક્ષ્મણ, ભીમજી, રઘુનાથ, અંબારામ, જાદવજી અને જયરામ, વિગેરે બ્રાહ્મણ ભકતો, તથા પર્વતભાઇ વિગેરે વૈશ્ય ભકતો, એ બધાય આદરપૂર્વક સ્નેહભાવથી તે શ્રીહરિની યથાયોગ્ય સેવા કરવા લાગ્યા. અને તે શ્રીહરિ ભગવાન પણ તે સર્વ ભકતજનોને આનંદ આપતા થકા ત્યાં બે માસ પર્યંત નિવાસ કરીને રહ્યા હતા. ॥૩-૪॥ તે કાળવાણી ગામમાં દરરોજ સભા થતી હતી, તે સભાના મધ્યમાં રહેલા સિંહાસન ઉપર પોતાના હજારો-હજાર ભક્તજનોના સંઘોથી ચોતરફ વીંટાઇને બેઠેલા સ્વયં શ્રીહરિ ભગવાન પોતાના વચનમાત્રથીજ પોતાના ભકતજનોને સર્વ યોગકળાઓની પ્રાપ્તિ કરાવતા થકા સર્વ સાધુઓ પ્રત્યે યોગશાસ્ત્ર—સંબંધી વાર્તાઓ કરતા હતા. ॥૫-૬॥ અસંપ્રજ્ઞાત નામે જે છેલ્લો સમાધિ છે, તેનાં જે યમ-નિયમાદિક આઠ અંગ કહેલાં છે, એ સર્વનાં લક્ષણો પણ જુદાં જુદાં સમઝાય તે પ્રમાણે કહી બતાવતા હતા. તેમજ નાડીઓની શુદ્ધિને માટે તે યોગનાં જે ધોતી આદિક ઉપ—અંગ છે, તે સર્વનાં લક્ષણો તેનાં તેનાં ફળે સહિત કહેતા હતા. વળી—પ્રાણાયામના અનેક ભેદોનું વર્ણન કરતાં શૂન્યક નામનો પ્રાણાયામ બરોબર ગમઝાવતા હતા. ॥૭-૮॥ આવી રીતની તે શ્રીહરિની વાર્તાઓ સાંભળીને તે સંતો તેજ ક્ષણમાં બહુ કાળ અભ્યાસ કરવાથીજ જેમ એમ યોગનાં સર્વ અંગોની સિદ્ધિને પામી ગયા. તેમજ સર્વ ગૃહસ્થ ભક્તજનો તથા ત્યાગી સંતો પણ યમ—નિયમાદિક સાધનસંપત્તિ સિવાયજ તે શ્રીહરિની કૃપાથી અતિ ઉત્કૃષ્ટ સમાધિનિષ્ઠાને તુરતજ પામી ગયા. ॥૯—૧૦॥ અનુક્રમે યોગનાં અંગ સાધેલા અને સિદ્ધિ પામેલા સિદ્ધ યોગીઓ જેવા હોય, તેવા તો એ સર્વ ભકતજનો શ્રીહરિની કૃપાથી યોગસિદ્ધ થયા હતા. ॥૧૧॥ અને છાન્દોગ્યાદિક ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવી સદ્વિદ્યા વિગેરે જે બ્રહ્મવિદ્યાઓ છે, તે સર્વ બ્રહ્મવિદ્યાઓને શ્રીહરિએ પોતાના ભકતજનોને યોગના પ્રભાવથીજ યથાર્થપણે ગ્રહણ કરાવી હતી. ॥૧૨॥ કેટલાક ભક્તજનો તથા કેટલાક બાળકો પણ પોતાના પ્રાણને વશ રાખવાનું, તેમજ દેહનું ધારણ કરવું, કે પોતાની ઇચ્છાથી દેહનો ત્યાગ કરવો, એ આદિકમાં સ્વતંત્રતાને પામ્યા હતા.[1] ॥૧૩॥ સ્વતંત્ર મૂર્તિ એવા સકળ લોકના સ્વામી તે શ્રીહરિ જ્યારે અનંખ્યાત ભક્તજનોને સમાધિ કરાવતા હતા ત્યારે જોનાર માણસોને તેમજ સમાધિ પામનારાઓને પણ અતિ આશ્ચર્ય

૧—આવું અલૌકિક ઐશ્વર્ય અર્પનારી સ્વતંત્રમૂર્તિ ઈશ્વર સિવાય બીજાનું હોયજ નહિ

सः। कांश्चिद्यामद्वयान्ते च दिनान्तेऽपि च कांश्चन ॥२१॥ कांश्चिद्दिनद्वयाद्यन्ते पक्षान्तेऽपि च कांश्चन। मासान्ते च द्विमासान्ते त्रिमासान्तेऽपि कांश्चन ॥२२॥ कांश्चिन्मासचतुष्कान्ते व्युदस्थापयदीश्वरः। दृष्ट्या शब्देन वा कांश्चित्कांश्चित्सङ्कल्पमात्रतः ॥२३॥ समाधिसुखलोभेन व्युत्तिष्ठेन्नैव यश्च तम्। स्वयं तादात्म्ययोगेन सद्यो व्युत्थापयत्यसौ ॥२४॥ यो योऽभूद्व्युत्थितस्तत्र स स स्वेन समीक्षितम्। समाधौ यत्तदखिलं विविच्याकथयत्स्फुटम् ॥२५॥ कश्चिद्ब्रह्मपुरस्याह श्वेतद्वीपस्य कश्चन। वार्त्तां वैकुण्ठलोकस्य चक्रे कश्चिच्च संसदि ॥२६॥ गोलोकैश्वर्यमवदत्कश्चित्कश्चिच्च वासवम्। शैवं ब्राह्मं

---

ઉપજાવતા હતા. ॥૧૪॥ શ્રીહરિના જોવા માત્રથીજ તુરત સમાધિ પામી જનારા પુરૂષો અને સ્ત્રીઓની પૃથક્ પૃથક્ સોએ સો અને હજારો હજાર પંક્તિઓ થતી હતી. ॥૧૫॥ તેમાંના કેટલાક સિદ્ધાસને બેઠેલા હતા, કેટલાક સ્વસ્તિકાસને, કેટલાક પદ્માસને અને કેટલાક તો શબાસને રહેલા હતા. ॥૧૬॥ કેટલાક વીરાસનને તથા કેટલાક ભદ્રાસનને આશરેલા હતા. વળી કેટલાક તો યોગાસને અને કેટલાક તો ગોમુખાસને બેઠેલા હતા. ॥૧૭॥ કેટલાક કુક્કુટાસને અને કેટલાક કૂર્માસને, તથા કેટલાક તો ચાપાસને અને કેટલાક મયૂરાસને રહેલા હતા. ॥૧૮॥ કેટલાક પશ્ચિમતાનાસને તથા કેટલાક સિંહ આસન રાખીને બેઠેલા હતા, આ પ્રમાણે ત્યાં તે સમાધિ પામેલા સઘળા જનો યોગશાસ્ત્રમાં કહેલાં ચોરાશી પ્રકારનાં આસને જુદા જુદા પ્રકારથી બેઠેલા હતા. ॥૧૯॥ અને તે શ્રીહરિએ પરમ કૃપાથી કરાવેલી સમાધિના અતિશ્રેષ્ઠપણાને લીધે તે સર્વ જનો કાષ્ટ અને પત્થર આદિકની બનાવેલી પ્રતિમા જેવા ચેષ્ટા સિવાયના સ્થિર થઇ ગયા હતા. ॥૨૦॥ આ પ્રમાણે સમાધિ પામેલામાંથી કેટલાકને તો શ્રીહરિએ એક પહોરને અંતે ઉઠાડયા હતા, કેટલાકને બે પહોરને અંતે, કેટલાકને તો એક દિવસને અંતે, કેટલાકને બે, ત્રણ, ચાર, કે પાંચ દિવસને અંતે, વળી કેટલાકને તો એક પખવાડીઆને અંતે, કેટલાકને એક માસને અંતે, તેમજ બે માસને અંતે, અથવા ત્રણ માસને અંતે પણ કેટલાકને અને કેટલાકને તો ચાર માસને અંતે પણ સમાધિમાંથી ઉઠાડયા હતા. અને તે ઉઠાડતી વખતે કેટલાકને દ્રષ્ટિમાત્રથી, તેમજ કેટલાકને નામ દઇને શબ્દ કરવાથી, તથા કેટલાકને તો એ શ્રીહરિએ સંકલ્પમાત્રથી ઉઠાડયા હતા. ॥૨૧-૨૩॥ અને વળી-કોઇ માણસ સમાધિમાં પ્રાપ્ત થયેલા સુખના લોભે કરીને શ્રીહરિએ બોલાવ્યા છતાં પણ જો ન ઉઠે તો એ શ્રીહરિ પોતેજ તાદાત્મ્ય યોગથી-( તેના આત્માની સાથે પોતાના આત્માની એકતા કરવી તે ) તત્કાળ ઉઠાડતા હતા. ॥૨૪॥ અને સમાધિમાંથી જે જે માણસ ઉઠતો હતો તે તે માણસ પોતે સમાધિમાં જે જે જોયેલું તે સઘળું વિવેચન કરીને સ્પષ્ટપણે કહી બતાવતો હતો. ॥૨૫॥ તેમાંનો કોઇક બ્રહ્મપુર ધામની વાર્તા કરતો હતો, કોઇક શ્વેતદ્વીપની અને કોઇક તો વૈકુંઠધામની વાર્તા સભામાંજ કરતો હતો. ॥૨૬॥ કોઇક ગોલોક-ધામનું ઐશ્વર્ય કહેતો હતો, કોઇક તો ઇન્દ્રલોકનું ઐશ્વર્ય, કોઇક શિવલોકનું, તથા બ્રહ્માના લોકનું અને કોઇક તો સૂર્યલોકનું ઐશ્વર્ય કહેતો હતો. કોઇક તો ચંદ્ર, વરૂણ અને કુબેરાદિકનાં પુરની શોભાઓની વાર્તાઓ કરતો હતો. કોઇક તો અનેક પ્રકારના દેવગણોની શોભાઓની વાર્તાઓ કરતો હતો. કોઇક તો પ્રકૃતિ-

च सौरं च कश्चिदैश्वर्यमूचिवान् ॥२७॥ कश्चिच्च चन्द्रवरुणकुबेरादिपुरश्रियाम् । वार्त्तांश्चकार कश्चिच्च नानादेवगणश्रियाम् ॥२८॥ कश्चित्प्रकृतिपुंसोश्च कश्चित्सङ्कर्षणस्य च । प्रद्युम्नस्यावदत्कश्चिदनिरुद्धस्य वैभवम् ॥२९॥ चतुर्विंशतितत्त्वानां लोकैश्वर्यं च कश्चन । त्रिलोकयस्थहरिस्थानवैभवं चाह कश्चन ॥३०॥ असुराणां च नागानां स्थानैश्वर्यादि कश्चन । उवाच कश्चिद्देवीनां वैभवं च पृथक् पृथक् ॥३१॥ कश्चित्त्वनन्तब्रह्माण्डब्रह्मविष्णुशिवक्रियाः । तांश्च ब्रह्मादिकानेकमूर्द्धबाह्वादिकान् जगौ ॥३२॥ भूगोळस्य च संस्थानं खगोळस्य च कश्चन । ब्रह्माण्डरचनां सर्वां कश्चिदाह यथातथम् ॥३३॥ एतच्छ्रुत्वा हरिर्हृष्टस्तेषां योगविपक्वताम् । स्वातन्त्र्यं तत्र तत्रापि कारयामास सर्वथा॥३४॥स्वातन्त्र्येणासुनाडीनां सङ्कोचनविकाशने। शिक्षयामास कांश्चिच्च सद्यो नेत्यादिकाः क्रियाः ॥३५॥ सर्वाङ्गेभ्यः समाकृष्य दृशि प्राणात्मधारणम् । कांश्चिच्चाशिक्षयत्स्वामी कांश्चिच्चाङ्गुलिमात्रके ॥३६॥ परावृत्यैकमक्ष्यस्य स्वान्तर्वृत्यैव धारणम् । निर्निमेषं द्वितीयस्य बहिर्वृत्त्या च धारणम् ॥३७॥ एतयोर्वैपरीत्येन धारणं

પુરૂષના લોકની, તેમજ સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધના લોકની શોભા અને વૈભવની વાર્તાઓ કરતો હતો. કોઇક તો ચોવીશ તત્ત્વોના લોકનાં ઐશ્વર્ય, તેમજ ત્રિલોકીમાં રહેલાં ભગવાનનાં સ્થાન અને તેમાં રહેલાં ઐશ્વર્ય તેને કહેતો હતો. કોઇક અસુરોનાં અને નાગલોકોનાં સ્થાન અને ઐશ્વર્ય વિગેરે કહેતો હતો, વળી કોઇકતો દેવીઓના જૂદા જૂદા રહેલા વૈભવોનું વર્ણન કરતો હતો. વળી કોઇકતો અનંત બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એમની–વિશ્વની ઉત્પત્તિ વિગેરે ક્રિયાઓની વાર્તાઓ કરતો હતો. વળી તે બ્રહ્માદિક દેવો, અનેક મસ્તક અને અનેક બાહુઓવાળા છે, એમ પણ કોઇક વાર્તા કરતો હતો. કોઇક તો સમગ્ર ભૂગોળની રચનાનું વર્ણન, તથા કોઇક તો સમગ્ર ખગોળની રચનાનું વર્ણન, તથા કોઇક તો સમગ્ર બ્રહ્માંડની રચનાનું વર્ણન યથાર્થપણે કરતો હતો. ॥૨૭–૩૩॥

આ બધું સાંભળીને પ્રસન્ન થયેલા શ્રીહરિએ તે સમાધિનિષ્ઠ જનોની યોગકળામાં સંપૂર્ણ પક્વતા, તેમજ સમાધિમાં જવા–આવવામાં પણ સ્વતંત્રતા, સર્વ પ્રકારે કરાવી હતી. *અર્થાત્–જ્યાં જ્યાં ખામી જણાય ત્યાં તેની પક્વતા શીખવાડીને સમાધિ* વિગેરે યોગકળામાં સ્વતંત્રતા આપતા હતા. ॥૩૪॥ તેમજ શ્રીહરિએ કેટલાકને તો પ્રાણને ફરવાની નાડીઓનો સંકોચ અને વિકાસ સ્વતંત્ર પણે કરી શકે એ પ્રમાણે શીખવાડયું હતું અને કેટલાકને નેતી ધોતી આદિક ક્રિયાઓ તુરતજ શીખવાડી દેતા હતા. ॥૩૫॥ સર્વના સ્વામી શ્રીહરિ સર્વ અંગમાંથી આકર્ષણ કરીને પ્રાણે સહિત આત્માનું નેત્રમાંજ ધારણ કરવાનું કેટલાકને શીખવાડતા હતા, વળી કેટલાકને તો એક આંગળીમાંજ પ્રાણે સહિત આત્માનું ધારણ કરવાનું શીખવાડતા હતા. ॥૩૬॥ વળી કેટલાકને તો એક નેત્રની વૃત્તિ પાછી વાળીને અંતર્વૃત્તિથી ધારણ કરવાપૂર્વક બીજા નેત્રની વૃત્તિને મટકાં સિવાય બહિર્વૃત્તિથી ધારણ કરવાનું શીખવાડતા હતા. ॥૩૭॥ વળી કેટલાકને તો એ બન્ને નેત્રોની વૃત્તિને વિપરીતપણે એટલે કે–બહિર્વૃત્તિવાળા નેત્રને અંતર્વૃ-

च पुनस्तथा । अक्षियोगमिमं कांश्चिच्छिक्षयामास सोऽसमः ॥३८॥ उभे नेत्रे परावृत्य कृत्वा च सान्तरं प्रति । नाडीप्राणाकर्षणं च शिक्षयामास कांश्चन ॥३९॥ उभे अपि बहिः कृत्वा निर्निमेषे स्वलोचने । नाडीप्राणसमाकर्षं भक्तान्कांश्चिदशिक्षयत् ॥४०॥ षट्सु चक्रेष्वेकतमे रोधयित्वा ह्यसूंस्ततः । नानानादश्रुतिं कांश्चिज्जगद्गुरुरकारयत् ॥४१॥ चक्र एकतमे रुद्धप्राणान्कांश्चन पूरुषान् । अजीगणत्स प्रणवान् व्युत्थितांस्तानवीवदत् ॥४२॥ इडायाः पिङ्गलायाश्च सुषुम्णादेश्च वर्त्मना । चन्द्रसूर्यादिलोकांश्च गमयामास कांश्चन ॥४३॥ प्रेषयित्वा संयमनीं समाधौ कांश्चन स्वकम् । श्रावयित्वा नाम

ત્તિયુક્ત કરવું, તેમજ—અંતર્વૃત્તિવાળા નેત્રને બહિર્વૃત્તિયુક્ત કરવું, આવો જે અક્ષિયોગ તેને યથાર્થપણે શીખવાડતા હતા. ॥૩૮॥ અને કેટલાકને તો બંને નેત્રોની વૃત્તિ પાછી વાળીને અંતરસન્મુખ કરીને નાડી—પ્રાણનું આકર્ષણ કરવાનું શીખવાડતા હતા. ॥૩૯॥ કેટલાક ભક્તોને તો બંને નેત્રો બહિર્વૃત્તિયુક્ત કરીને મટકાં સિવાયનાં સ્થિર રાખીને નાડી–પ્રાણનું આકર્ષણ કરવાનું શીખવાડતા હતા. ॥૪૦॥ વળી—સકળ જગતના પરમ ગુરૂ શ્રીહરિ કેટલાકને તો આધારાદિક[1] ૭ ચક્રોમાંથી કોઇ પણ એક ચક્રમાં પ્રાણને રોકીને પછી નાના પ્રકારના નાદ સંભળાવતા હતા. ॥૪૧॥ વળી એ શ્રીહરિએ કોઇ પણ એક ચક્રમાં પ્રાણ રોકેલા કેટલાક પુરૂષોને પ્રણવના શબ્દને ગણાવતા હતા અને તેઓ સમાધિમાંથી ઉઠયા પછી તેમની પાસે તે નાદ કેટલા સાંભળ્યા હતા એમ તેની ગણત્રીની સંખ્યા કહેવરાવતા હતા. ॥૪૨॥ કેટલાક ભક્તજનોને તો શ્રીહરિ ઇડા, પિંગળા અને સુષુમ્ણા આદિક નાડીઓના માર્ગથી ચંદ્ર-સૂર્યાદિકના લોક પ્રત્યે પમાડતા હતા. ॥૪૩॥ કેટલાક ભક્તોને સમાધિમાં યમપુરીમાં મોકલીને, પોતાનું 'સ્વામિનારાયણ' એવું પ્રસિદ્ધ સર્વશ્રેષ્ઠ નામ સંભળાવીને શ્રીહરિએ નરકમાં પડેલા પ્રાણીઓનો તત્કાળ ઉદ્ધાર કર્યો હતો.

---

૧ આધારાદિક ૭ ચક્રો આ પ્રમાણે જાણવાં—'मूलाधारं तथा स्वाधिष्ठानं च मणिपूरकम् । अनाहतं विशुद्ध्याख्यमाज्ञाचक्रमितीह षट् ॥ मूलाधारं गुदे विन्द्यात् स्वाधिष्ठानं तु लिङ्गके । मणिपूरं नाभिदेशे हृदये स्यादनाहतम् ॥ विशुद्धिचक्रं कण्ठस्थमाज्ञाचक्रं भ्रुवोर्मुखे । षट् चक्राणि गुरोर्ज्ञात्वा चक्रातीतं निरञ्जनम् ॥ मूलाधारे गणपतिः स्वाधिष्ठाने चतुर्मुखः । मणिपूरे स्वयं विष्णुः शिवश्चानाहते स्थितः ॥ जीवो विशुद्धिचक्रेऽस्ति हंसात्माऽऽज्ञाख्यचक्रके । उपासनीयाश्चक्रेषु देवा एवं क्रमेण ते ॥१-५॥ મૂળાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધિ અને આજ્ઞા, એ પ્રમાણે આ શરીરમાં ૭ ચક્ર રહેલાં છે તેનાં સ્થાન—ગુદા, લિંગ, નાભિ, હૃદય, કંઠ અને ભ્રકુટી, એમ અનુક્રમે જાણવાં. અને તે ૭ ચક્રોમાં ઉપાસના કરવા યોગ્ય દેવતાઓ—ગણપતિ, ચતુર્મુખ, વિષ્ણુ, શિવ, જીવાત્મા અને હંસાત્મા, એમ અનુક્રમે જાણવા. હવે–તેમાં મૂળાધાર ચક્ર ચાર પત્રનું છે, સ્વાધિષ્ઠાન ચક્ર છ દળનું છે, મણિપૂર ચક્ર દશ દળનું છે, અનાહત ચક્ર બાર પત્રનું છે, વિશુદ્ધિ ચક્ર સોળ પત્રનું છે અને આજ્ઞા ચક્ર બે પત્રનું છે, આ પ્રમાણે અનુક્રમે તે ચક્રોમાં પત્ર જાણવાં. વળી આ ઉપરાંત દરેક ચક્રમાં જપની સંખ્યા તથા જપ કરવાના સમયનું માપ, એ વિગેરે વિસ્તાર યોગશાસ્ત્રમાંથી જાણી લેવો. અહીંઆ તો આટલું જ ખાસ ઉપયોગ જાણીને લખ્યું છે.

सद्यो नारकानुद्धार च ॥४४॥ एवंविधा योगकला ब्रह्मविद्याश्च सर्वशः। साङ्गोपाङ्गाः सद्य एव प्रापयामास स स्वकान् ॥४५॥ तदीयेन प्रतापेन सिद्धयोगाश्च केचन। देहान्परेषामाविश्य विविदुस्तन्मनोगतम् ॥४६॥ स्थित्वा परेषां देहेषु तत्प्राणांश्चावरुद्ध्य ते। अदीदृशंश्च भगवद्धामान्यपि हरिर्यथा ॥४७॥ हर्याज्ञश्च नः कोऽपि पुरुषः स परं नरम्। अकारयत्समाधिं च समाधिस्थं त्वबोधयत् ॥४८॥ एवं स भगवान् स्वीयं प्रतापं प्रथयन्भुवि। कालनष्टा योगकलाः प्रावर्त्तयत सर्वशः ॥४९॥ प्रतिगेहं योगकलायुक्तिवार्त्ताः पुरे पुरे। ग्रामे ग्रामे च सर्वत्र बभूवुर्मङ्गलावहाः ॥५०॥ एवमानन्दयन्भक्तांस्तत्र मासद्वयं हरिः। प्रीत्या समर्चितो भक्तैरुषित्वा निर्ययौ ततः ॥५१॥ तदैव पिप्पलग्रामान्नरसिंहाभिधो द्विजः। नारायणोऽक्षयग्रामादुभावाजग्मतुः समम् ॥५२॥ प्रार्थयामासतुस्तौ च स्वस्वग्राममागमाय तम्। ताभ्यां प्रसन्नो वर्णीन्द्रः प्रतिजज्ञे तथैव तौ ॥५३॥ मार्गागतग्रामभक्तान्सुखयन्स ततः प्रभुः। उभौ सम्प्रीणयन्भक्तौ तत्तद्ग्राममुपागमत् ॥५४॥ सहस्रशो भक्तजनैः साधुभिश्च सहैव सः। उभ-

॥૪૪॥ આ પ્રમાણે એ શ્રીહરિ આવી અલૌકિક યોગકળાઓ, તથા સર્વ બ્રહ્મવિદ્યાઓ, અંગ-ઉપાંગે સહિત પોતાના ભક્તોને તત્કાળ—સંકલ્પમાત્રથીજ પ્રાપ્ત કરાવતા હતા. ॥૪૫॥ વળી તે પ્રગટ શ્રીહરિ ભગવાનના પ્રતાપથીજ સિદ્ધયોગ થયેલા કેટલાક ભક્તજનો બીજાઓના દેહમાં આવેશ-પ્રવેશ કરીને તેના મનમાં રહેલી હકીકત જાણતા હતા. ॥૪૬॥ અને એવા યોગસિદ્ધ થયેલા ભક્તજનો બીજાઓના દેહમાં રહીને તેના પ્રાણનો અવરોધ કરીને, શ્રીહરિજી જેમ એમ પોતે પણ તેઓને ભગવદ્ધામ વિગેરે બતાવતા હતા. ॥૪૭॥ અને વળી—શ્રીહરિ ભગવાને આજ્ઞા કરેલો હર-કોઈ માણસ બીજા માણસને પણ સમાધિ કરાવતો હતો, તેમજ સમાધિમાં રહેલાને જગાડતો હતો. ॥૪૮॥ આ પ્રમાણે નિરવધિક ઐશ્વર્યસંપન્ન સાક્ષાત્ યોગેશ્વર સ્વયં શ્રીહરિએ અલૌકિક પ્રતાપ પૃથ્વી ઉપર વિસ્તારતા થકા, કાળે કરીને નાશ થયેલી યોગકળાઓને સર્વપ્રકારે પ્રવર્તાવી હતી. ॥૪૯॥ તેથી તે સમયમાં તો દરેક નગરમાં, તેમજ ગામે-ગામ અને ઘેરે-ઘેર, શ્રવણમાત્રથી પણ મંગળને કરનારી એવી યોગકળાઓની યુક્તિઓની વાર્તાઓ સર્વત્ર થતી હતી. ॥૫૦॥ આ પ્રમાણે પોતાના ભક્તોને આનંદ આપતા એ શ્રીહરિ તે કાળવાણી ગામમાં બે માસ રહીને પોતાના ભક્તજનોએ અતિપ્રેમપૂર્વક પૂજન કર્યા એવા થકા. તે કાળવાણી ગામ થકી નીકળ્યા-નીકળવાની તૈયારી કરી. તેજ સમયમાં પિપલાણા ગામેથી નરસિંહ-મહેતા નામે દ્વિજ ભક્તજન, તથા આખા ગામેથી નારાયણજી દ્વિજ-ભક્તજન, એ બંને એક સાથેજ આવ્યા. અને તે બંને ભક્તજનોએ પોત-પોતાના ગામમાં આવવાને માટે શ્રીહરિની પ્રાર્થના કરી, ત્યારે ભક્તવત્સલ ભગવાન શ્રીનીલકંઠવર્ણીએ તે બંનેના ઉપર પ્રસન્ન થકા તે બંને ભક્તોને તેમના ગામમાં આવવાની પ્રતિજ્ઞા કરી-હા કહી. ॥૫૧-૫૩॥ ત્યાર પછી માર્ગમાં આવતાં ગામોમાં રહેલા ભક્તજનોને સુખ આપતા થકા પ્રભુ-શ્રીહરિ તે બંને ભક્તોને પ્રસન્ન કરતા થકા, તેમના-તેમના, આખા-ગામમાં અને પીપળાણા-ગામમાં એકજ વખતે આવ્યા. ॥૫૪॥ તે સમયમાં શ્રીહરિ હજારો-હજાર ભક્તજનોએ અને સાધુજનોએ

योर्युगपद्गेहे प्रविवेश पृथक्पृथक् ॥५५॥ अत्यानन्दभृतौ तौ तु साधुभक्तैर्वृतं प्रभुम् । सिषेवाते बहुप्रीत्या यथावित्तं यथोचितम्॥५६॥नारायणो रामजिच्च गोविंदश्च कुमारजित् । नृसिंहः परमानन्दः कल्याणश्च कलो रघुः ॥५७॥ अन्ये च ब्राह्मणास्तत्र तत्सेवानिरताः सदा । महापूजां विदधिरे तस्य सम्यक्पृथक्पृथक् ॥५८॥ उदारो नरसिंहस्तु हरेरग्रे धनोच्चयम् । महान्तमकरोत्तेन प्रापुः सर्वेऽपि विस्मयम् ॥५९॥ अचिकीर्षद्विष्णुयागं तेनैवौजस्वतीतटे । निःससारोभयग्रामात्ततो युगपदीश्वरः ॥६०॥ एकरूपधरस्तावत्सम्प्रसाद्य द्विजावुभौ । ओजस्वत्यास्तटं प्राप्य सम्भारान्द्रागकारयत् ॥६१॥ विष्णुयागं यथावत्तैर्हरिश्चक्रे नदीतटे । महद्भिरेव सम्भारैस्तेनाश्चर्यं नृपा ययुः

सहितज ते બંને ભકતોના ઘરમાં એક-સાથેજ જુદો-જુદો પ્રવેશ કર્યો હતો.[1] ॥૫૫॥ અને તે બંને ભકતો પણ અતિ આનંદના ભર્યા એવા થકા સર્વ સાધુઓ અને ભકતજનોથી વીંટાયેલા અતિ સમર્થ એવા તે શ્રીહરિની બહુજ પ્રીતિપૂર્વક પોતાના દ્રવ્યની સમ્પત્તિ પ્રમાણે યથા-યોગ્ય સેવા કરવા લાગ્યા. ॥૫૬॥ ( તે બંને ગામના ભકતોનાં નામ ભેગાંજ કહી બતાવેછે-) નારાયણજી, રામજી, ગોવિંદજી અને કુંવરજી, તથા નરસિંહ, પરમાનંદ, કલ્યાણ, કલો અને રઘુભકત. તથા બીજાય પણ બ્રાહ્મણભકતો હતા. તે સર્વે શ્રીહરિની સેવામાં સદાય તત્પર વર્તતા હતા. અને દરેકે જુદી જુદી રૂડે પ્રકારે શ્રીહરિની પૂજા કરી હતી. ॥૫૭-૫૮॥ તે સમયમાં અતિ ઉદાર બુદ્ધિવાળા નરસિંહ-મહેતાએ તો શ્રીહરિની આગળ મોટો ધનનો ઢગલો કર્યો, તેને જોઇને બધા જનો તો અતિ વિસ્મય પામી ગયા. ॥૫૯॥ અને શ્રીહરિએ તે નરસિંહભકતે અર્પણ કરેલા દ્રવ્યથીજ ઓઝત નદીને કાંઠે વિષ્ણુયાગ કરાવવાની ઇચ્છા કરી અને પછી અતિ સમર્થ મૂર્તિ શ્રીહરિ તે બંને ગામ થકી એકી વખતેજ નીકળ્યા. ॥૬૦॥ આ પ્રમાણે નારાયણજી અને નરસિંહ મહેતા, એ બંને દ્વિજ-ભકતોને પ્રસન્ન કરીને તુરતજ એક-રૂપને ધારણ કરતા થકા શ્રીહરિ ઓઝત-નદીને કાંઠે આવીને એકદમ વિષ્ણુયાગની સામગ્રીઓ તૈયાર કરવા લાગ્યા.[2] ॥૬૧॥ અને સંપાદન કરેલી તે મોટી મોટી સામગ્રીઓથી શ્રીહરિએ એ ઓઝત નદીને કાંઠે વિધિપૂર્વક વિષ્ણુયાગ કર્યો, જેને

૧ બ્રહ્માએ વત્સાપહરણ કર્યું ત્યારે શ્રીકૃષ્ણ-ભગવાન, જેમ વત્સ-વત્સપ વિગેરે અનેક રૂપે થયા હતા, તથા રાસ-રમણ પ્રસંગે પણ જેમ અનેકરૂપે થયા હતા, તથા ઉજ્જન નગરીમાં બહુલાશ્વ રાજા અને શ્રુતદેવ-બ્રાહ્મણને ઘેર જેમ એકજ વખતે પ્રવેશ કર્યો હતો, એજ પ્રમાણે આ વખતે શ્રીહરિ પણ પોતાનું યોગેશ્વરપણું પ્રકાશ કરીને બંને ગામમાં એક-સાથેજ પધાર્યા હતા, તથા સર્વ સંત હરિજનો પણ બંને ગામમાં ભિન્ન-ભિન્ન સ્વરૂપે એજ પ્રમાણે જણાતા હતા. માટે-' परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ' ' योऽनन्तशक्तिर्भगवाननन्तः' 'अनन्ताः शक्तयो यस्य' 'विचित्राः शक्तयो यस्य' એ વિગેરે અનેક શ્રુતિ-સ્મૃતિ પ્રતિપાદિત અનન્ત, વિવિધ અને વિચિત્ર શક્તિઓથી સંપન્ન પરમાત્મસ્વરૂપમાં આવું ચરિત્ર કાંઇ નવીન કે અસંભવિત ન કહેવાય, સર્વથા સંભવિત અને સત્યજ છે. ।

૨ આ કથાનો વિસ્તાર ' શ્રીહરિલીલાકલ્પતરૂ ' ગ્રંથમાંથી જાણી લેવો. ।

॥६२॥ महादानानि तत्रादाद्गोभूस्वर्णमुखानि सः। रथाश्वादीनि यानानि ददौ च स्वर्णमुद्रिकाः ॥६३॥ तत्र सम्मिलितान्विप्राननानादेश्यान्सहस्रशः। षण्मासान्भोजयामास यथेष्टं ब्राह्मणप्रियः ॥६४॥ एवमानन्दयित्वा स्वान्सद्भिः स संवृतस्ततः। मणिभद्रपुरं प्रायादारूढो जविनं हयम् ॥६५॥ मयरामाख्यविप्रस्य गृहे तत्रावसत्स्वयम्। भ्रात्रा गोविन्दरामेण सह तेन निषेवितः ॥६६॥ वैश्या भक्ताश्चाम्बजीवश्यामकल्याणलक्ष्मणाः। अनुकालं विदधिरे तस्य सेवां यथोचितम् ॥६७॥ महद्भिस्तत्र सम्भारैर्जन्माष्टम्यां महोत्सवम्। चकार तत्र भक्ताश्च नानादेश्या उपागमन् ॥६८॥ प्रत्यहं च सदोमध्ये महासिंहासनस्थितः। नृणां हितावहा वार्त्ताः स चकाराखिलार्थवित् ॥६९॥ अधर्मसर्गविस्तारं तज्जयोपायमञ्जसा। धर्मसर्गेण बलिना कथयामास स स्वकान् ॥७०॥ लोभः कामो रसास्वादः स्नेहो मानश्च पञ्चमः। अन्तःशत्रव एते हि श्रेयोविघ्नकरा नृणाम् ॥७१॥ एतेषां विजयोपायान्नानादृष्टान्तयुक्तिभिः। कथयामास विस्पष्टं सप्रमाणं पृथक् पृथक् ॥७२॥ भक्तानिःसंशयान्कृत्वा सुखयित्वा च तांस्ततः। पक्षमेकं हरिः

---

જોઇને તેમજ જાણીને પણ મોટા—મોટા રાજાઓ આશ્ચર્ય પામી ગયા. ॥૬૨॥ તે વખતે વિષ્ણુયાગ નિમિત્તેજ શ્રીહરિએ બ્રાહ્મણોને ગાયો, પૃથ્વી અને સોના વિગેરેનાં મહાદાન આપ્યાં, તેમજ રથ અને ઘોડા આદિક વાહનો, તથા સોના—મહોરો દાનમાં આપી હતી. ॥૬૩॥ વેદધારક બ્રાહ્મણો જેમને અતિશેજ પ્રિય છે, એવા તે શ્રીહરિએ વિષ્ણુયાગમાં ભેગા થયેલા અનેક દેશના હજારો—હજાર બ્રાહ્મણોને મિષ્ટાન્નોથી યથેષ્ટપણે છ માસ સુધી હમેશાં જમાડયા હતા. ॥૬૪॥ આ પ્રમાણે પોતાના ભકતજનોને આનંદ પમાડીને તે શ્રીહરિ મુકનાનંદાદિક સંતોએ વીંટાયા થકા, વેગવાળા ઘોડા ઉપર અશ્વાર થઇને ત્યાંથી માણાવદર આવ્યા. ॥૬૫॥ ત્યાં માણાવદરમાં પોતાના નાના ભાઇ ગોવિંદરામે સહિત મયારામ—ભટ્ટે સેવા કર્યા થકા સ્વયં શ્રીહરિએ તે મયારામ વિપ્રને ઘેર પોતાનો નિવાસ કર્યો. ॥૬૬॥ અને ત્યાંના રહેનારા અંબારામ, જીવો, શ્યામજી, કલ્યાણ અને લક્ષ્મણ, એ બધા વૈશ્યભક્તો સમય—સમય પ્રમાણે તે શ્રીહરિની યથોચિત સેવા કરતા હતા. ॥૬૭॥ તે માણાવદરમાં શ્રીહરિએ મોટી—મોટી સામગ્રીઓથી જન્માષ્ટમી ઉપર મોટો ઉચ્છવ કર્યો. તે ઉચ્છવમાં નાના—અનેક દેશના ભકતજનો આવ્યા હતા. ॥૬૮॥ અને સર્વ અર્થને જાણનારા સર્વજ્ઞ શ્રીહરિ દરરોજ સભાના મધ્યમાં મોટા સિંહાસન ઉપર વિરાજમાન થઇને મનુષ્યોના ઐહિક તેમજ પારલૌકિક હિતને કરનારી વાર્તાઓ કરતા હતા. ॥૬૯॥ તેમાં-શ્રીહરિએ અધર્મસર્ગનો વિસ્તાર કહીને, બળવાન એવા જ્ઞાન—વૈરાગ્યાદિક ધર્મસર્ગથી તેને જીતવાનો ઉપાય યથાર્થપણે પોતાના આશ્રિત ભકતજનોને કહી બતાવ્યો હતો. ॥૭૦॥ લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ અને પાંચમો માન, એ અંતઃશત્રુઓ છે અને તે મનુષ્યોનાં કલ્યાણમાં વિઘ્ન કરનારા છે. એમ જાણીને શ્રીહરિએ તે અંતઃશત્રુઓને જીતવાના ઉપાયોને, અનેક દ્રષ્ટાન્ત અને યુક્તિઓ વડે સચ્છાસ્ત્રના પ્રમાણે સહિત સ્પષ્ટ જેમ સમજાય તેમ પૃથક્—પૃથક્ કહી બતાવ્યા હતા. ॥૭૧–૭૨॥ આ પ્રમાણે પોતાના ભક્તોને નિઃસંશય કરીને અનેક પ્રકારે સુખ આપીને એક પખવાડીયું રહીને પછી ત્યાંથી

स्थित्वा मोडग्राममुपाव्रजत् ॥७३॥ स्वैः समर्चितस्तत्र भक्तैर्दलजिदादिभिः । स्थित्वा दिनानि पञ्चैव शेखपाटमुपागमत् ॥७४॥ लालजिद्रथकारेण सकुटुम्बेन भक्तितः । समर्च्यमानस्तत्रापि न्यवसद्दिनपञ्चकम् ॥७५॥ प्रतापमात्मीयमतर्क्यमित्थं प्रदर्शयन्धर्मकुलं च रक्षन् । हरिर्नवाख्याद्गराद्धर्ममुन्मूलयन् भक्तवृतस्तदागात् ॥७६॥

प्राकृतेष्वपि च योगसाधनैर्वर्जितेषु नृषु यौगिकीः कलाः ।
भावयां किल बभूव यो हरिस्तोषमेतु स परं दयालयः ॥७७॥

इति श्रीमदुद्धवसम्म......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये कालवाण्यां सकळयोगकळाविष्कार-मणिभद्र-मोड-शेखपाट-नवनगरागमननिरूपणं नाम सप्तविंशतितम उल्लासः ॥ २७ ॥

મોડા નામે ગામ પ્રત્યે આવ્યા. ॥૭૩॥ ત્યાં દલુજી વિગેરે ક્ષત્રિય ભકતોએ પૂજા કર્યા થકા શ્રીહરિ પાંચ દિવસ રહીનેજ પછી શેખપાટ ગામે આવ્યા. ॥૭૪॥ તે ગામમાં પણ લાલજી નામે સુથાર ભકતે પોતાના કુટુંબે સહિત ભકિતપૂર્વક પૂજન કર્યા થકા શ્રીહરિ પાંચ દિવસ રહ્યા હતા. ॥૭૫॥ આ પ્રમાણે કોઇના પણ તર્કમાં ન આવે એવો પોતાનો અલૌકિક પ્રતાપ બતાવતા થકા અને વંશે સહિત સનાતન-ભાગવત-ધર્મનું રક્ષણ કરતા થકા, શ્રીહરિ નવાનગર નામે પ્રસિદ્ધ પુર થકી અધર્મને મૂળમાંથી ઉખેડી નાખવાને ઇચ્છતા થકા પોતાના સંત-ભકતોએ વીંટાયા થકા તે નવાનગર પ્રત્યે આવ્યા. ॥૭૬॥

યમ—નિયમાદિક સાધનોથી રહિત એવા પ્રાકૃત-સામાન્ય મનુષ્યોને વિષે પણ યોગસંબંધી અલૌકિક કળાઓ જે શ્રીહરિએ પ્રવર્તાવીને વૃદ્ધિ પમાડી હતી, એવા દયાના સાગર તે શ્રીહરિ મારા ઇષ્ટદેવ મારે વિષે પરમ સંતોષ-પ્રસન્નતા પામો. ॥૭૭॥

ઇતિ શ્રીમદુદ્ધ....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં કાળવાણીમાં યોગકળાઓનો પ્રકાશ કર્યો એ વિગેરે વર્ણન કર્યું એ નામે સત્તાવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૭॥

# उल्लासार्थसङ्ग्रहः

स्वद्रोहैकपरः स्वसाधुजनतानिन्दैकबद्धादरः
शुद्धाद्वैतमतानुयायिजनताचार्याभिषेकोद्धतः ।
वादे जेतुमुपागतः सदसि यच्छिष्यैर्जितो निर्ययौ
निस्तेजास्तमहं नमामि सहजानन्दं गुरूणां गुरुम् ॥२८॥

નવાનગરમાં રહેનારા કોઇક વૈષ્ણવાચાર્ય કે જે-**શુદ્ધાદ્વૈત** મતાનુયાયી જનસમૂહોના આચાર્યપદ ઉપર અભિષેક પામીને અતિ ઉદ્ધત-ગર્વિષ્ઠ બની ગયેલા હતા. અને પોતાનો-શ્રીહરિનો દ્રોહ કરવામાં એક તત્પરતાવાળા હતા અને પોતાના સંતમંડળની નિન્દા કરવામાં એક અસાધારણ કટિબદ્ધ થઇને વર્તતા હતા, એવા વૈષ્ણવાચાર્યને જે શ્રીહરિના શિષ્યો મુક્તાનંદાદિક સંતોએ જીતી લીધા હતા અને તેથીજ નિસ્તેજ થઇને સભામાંથી નીચું મુખ રાખીને ચાલ્યા ગયા હતા, એવા મહાપ્રતાપી અને સર્વ ગુરૂઓના—ગુરૂ તે **શ્રીસહજાનંદ-મહાપ્રભુને** હું નમસ્કાર કરૂં છું. ॥૨૮॥

# अष्टाविंशतितम उल्लासः

ततः पुरादुत्तरतो नृपस्य स वाटिकायां स्वनिवासमीशः । चकार सद्भिः सह चान्यभक्तैस्तत्सेवनं पौरजनाः प्रचक्रुः ॥१॥ गजादयः क्षत्रियपुङ्गवास्तु वृद्धोद्धवोकादिविशश्च भक्ताः । सेवां तदीयामनुकालमेव दिने दिने चक्रुरुदारभावाः ॥२॥ अत्यादरेणैव नृपोऽपि तस्य चकार सन्मानमतिप्रहृष्टः । तद्दर्शनं चानुदिनं सह स्वैर्मन्त्र्यादिभिः संसदि भूरिभक्त्या ॥३॥ सर्वेऽपि पौरा नृपतिः स्वयं च तदाश्रितानां गृहिणां जनानाम् । विरक्तपुंसां च विलोक्य धर्मांस्तदध्वनश्चक्रुरतिप्रशंसाम् ॥४॥ इत्थं ह्यभूद्राजसभासु वार्त्ता श्रेयानहो औद्धव एव पन्थाः । सच्छास्त्रदृष्टाः सकला हि धर्मा इहैव यत्सन्ति न चान्यमार्गे ॥५॥ एवैव वार्त्ता प्रतिसद्म पुर्यामासीच्च तां तत्र निशम्य सुधीः । आसन्प्रहृष्टा मतवादिनोऽन्ये प्रजज्वलुश्चेतसि मत्सरेण ॥६॥ तत्साधुसङ्कीर्त्तितपारदार्यचौर्यादिहेयत्ववचांसि तेषाम् । प्रतिग्मशूलानि यथा तथैव मुहूरुजन्ति स्म सकामहृन्दि ॥७॥ विशेषतो वल्लभवंशजन्मा गोस्वामिनामा तदुदार-

---

## ઉલ્લાસ ૨૮ મો.

તે શ્રીહરિ ભગવાને નવાનગરમાં તે પુર થકી ઉત્તર દિશામાં રહેલા રાજાના બગીચામાં સવ સંતો અને બીજા ભકતજનોએ સહિત પોતાનો નિવાસ કર્યો અને સર્વ પુરજનો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૧॥ હાથીભાઈ વિગેરે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ભકત જનો, તથા વૃદ્ધ, ઉદ્ધવ અને ઉકો ભકત વિગેરે વૈશ્યભકતો, અતિ ઉદાર ભાવવાળા એ સર્વે ભકતો હંમેશાં સમય-સમય પ્રમાણે તે શ્રીહરિ અને સંતોની સેવા કરતા હતા. ॥૨॥ શ્રીહરિના આવવાથી અતિ હર્ષ પામેલા તે પુરના રાજાએ પણ અતિ આદરથીજ તે શ્રીહરિનું સન્માન કર્યું અને દરરોજ પોતાના મંત્રી વિગેરેએ સહિત સભામાં આવીને ભકિતપૂર્વક—તે શ્રીહરિ અને સંતોનાં દર્શન કરતા હતા. ॥૩॥ તે નવાનગરમાં રહેનારા સઘળા પુરજનો અને તે પુરના રાજા પોતે પણ, તે શ્રીહરિના આશ્રિત ગૃહસ્થ ભકતજનોના તેમજ વિરકત-ત્યાગી પુરૂષોના આચાર-વિચાર જોઈને, તે શ્રીહરિએ પ્રવર્તાવેલા ઉદ્ધવ સંપ્રદાયનાં અતિશેજ વખાણ કરવા લાગ્યા. ॥૪॥ અને રાજાની સભાઓમાં હંમેશાં આ પ્રમાણે વાતો થવા લાગી—'અહો ! હાલ—સમયમાં આ ઉદ્ધવ સંપ્રદાયજ સર્વ કરતાં શ્રેષ્ઠ—સર્વોપરિ વર્તેછે, કારણ કે—સચ્છાસ્ત્રોમાં કહેલા સમગ્ર ધર્મો આ સમ્પ્રદાયમાંજ પ્રવર્તેછે, પણ—બીજા સમ્પ્રદાયોમાં કયાંઈ જોવામાં આવતા નથી.' ॥૫॥ એ નવાનગર શહેરમાં ઘેરે-ઘેર આજ વાર્તા થવા લાગી, ત્યારે તેને સાંભળીને સુજ્ઞ મુમુક્ષુજનો તો અતિ હર્ષ પામ્યા. પરંતુ—બીજા જે મતવાદીઓ હતા તે તો શ્રીહરિના ઉપર મત્સરને લીધે સહન નહિ કરી શકતા થકા અંતરમાં બળી ઉઠયા. ॥૬॥ તે શ્રીહરિના સાધુઓએ કહેલી-પરસ્ત્રીઓના સંગ તથા ચોરી કર્મ વિગેરેના ત્યાગ સંબંધી વાર્તાઓનાં વચન-તે મત્સરવાળા કામી પુરૂષોનાં કામ ભરેલાં હૃદયોને તીખાં બાણ જેમ વાગે તેમજ

कीर्त्तिम् । श्रोतुं न चैवाशकदात्ततापो यथाकथञ्चित्तसियेष जेतुम् ॥८॥ प्रतोष्य विप्रान्विदुषो धनेन समानशीलाचरणैर्वृतस्तैः । महासभामध्यमहासनस्थं हरिं समीयाय विवृत्तनेत्रः ॥९॥ सन्मानयामास हरिः सभायां तमासनाद्यैर्विदुषश्च सर्वान् । स चोपविश्यासन ईक्षते स्म पुरो निषण्णान्महतश्च साधून् ॥१०॥ मुक्तानन्दं च गोपालानन्दं मां च निरीक्ष्य सः । ब्रह्मानन्दमुवाचेदं यूयं भवथ साधवः ? ॥११॥ ते चेत्तत्सदसद्व्यक्तिबोधेनैव मतं बुधैः । युष्माकं तादृशं ज्ञानं न सम्यक्प्रतिभाति नः ॥१२॥ यदीदृशाल्पसत्त्वेऽपि गुरौ युष्माकमञ्जसा । अस्त्येवाचार्यबुद्धिश्च भगवद्भ्रान्तिरप्यलम् ॥१३॥ आचार्यत्वं स्वतो नैव विदुषोऽपि भवेत्क्वचित् । किन्त्वन्यैरेव संहत्य

વારંવાર અતિશેજ વ્યથા કરતાં હતાં. ॥૭॥ તેમાંય વિશેષે કરીને વલ્લભાચાર્યના વંશમાં જન્મેલા ગોસ્વામી નામે આચાર્ય, તે શ્રીહરિની અતિ ઉદાર કીર્તિ સાંભળી નહિ શકતા થકા હૃદયમાં અતિ પરિતાપ પામવા લાગ્યા. પછી તો તેમણે—તે શ્રીહરિને ગમે તેમ કરીને પણ જીતવાને ઇચ્છા કરી. ॥૮॥ અને વિદ્વાન્ બ્રાહ્મણોને દ્રવ્ય આપી રાજી કરીને, સરખાજ સ્વભાવ અને આચરણવાળા તે વિદ્વાન્ બ્રાહ્મણોથી વીંટાયા થકા, ફાટાં નેત્રોવાળા તે ગોસ્વામી, મહાસભાના મધ્યે રહેલા સિંહાસનમાં વિરાજમાન એવા શ્રીહરિની પાસે આવ્યા. ॥૯॥ ત્યારે શ્રીહરિએ તે ગોસ્વામીનું અને સર્વ વિદ્વાનોનું સભામાં આસન આપવા વિગેરેથી સન્માન કર્યું. ત્યારે તે આચાર્ય પણ આસન ઉપર બેસીને સભામાં આગળ બેઠેલા મુક્તાનંદાદિક મોટા મોટા સાધુઓને જોવા લાગ્યા. ॥૧૦॥ મુક્તાનંદ મુનિને, ગોપાળાનંદમુનિને ' તેમજ મને—નિત્યાનંદમુનિને, તથા બ્રહ્માનંદમુનિને, જોઇને તે ગોસ્વામી આ પ્રમાણે બોલ્યા—' તમે બધા સાધુઓ [1] છો ? ' ॥૧૧॥ જો તમો સાધુઓ હો, તો તે સાધુપણું તો સત્—અસત્‌ના વ્યક્તિપૂર્વક બોધથીજ ડાહ્યા માણસોએ માનેલું છે, માટે તમોને તેવું સમ્યક્ જ્ઞાન હોય, એમ અમને ખરોબર જણાતું નથી. ॥૧૨॥ કારણ કે—આવા અલ્પ સામર્થ્યવાળા ગુરૂને વિષે તમને યથાર્થ રીતે આચાર્યબુદ્ધિ થયેલી છે, તેમજ—સંપૂર્ણપણે ભગવાનપણાની પણ ભ્રાન્તિ થયેલી છે. ( આજ તમારો મોટો સત્—અસત્‌નો વિવેકાભાવ છે. ) ॥૧૩॥ હવે—ગોસ્વામી આચાર્યનું લક્ષણ કહેછે—અને ગમે તેવો વિદ્વાન્ હોય તો પણ ક્યારેય પોતાની મેળે તેને આચાર્યત્વ તો પ્રાપ્ત થાયજ નહિ, પરંતુ—બીજા અનેક મોટા માણસો ભેગા મળીનેજ તે આચાર્યનું સ્થાપન કરેછે. ( ત્યારેજ થઇ શકેછે. ) ॥૧૪॥ અને

૧ ગોસ્વામીને કહેવાનું તાત્પર્ય એ છે કે—તમે જો સાધુઓ હો, તો તમને સત્—અસત્‌નો વિવેક હોવો જોઇએ, તમે પોતે આવા સમર્થ વિદ્વાન્ હોવા છતાં આ શ્રીનીલકંઠને તમે ભગવાન માનોછો, માટે તે તમારો અવિવેકજ છે, નહિ તો તમે એ પ્રમાણે ન માનો, કારણ કે—' तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ' એમ અભિયુક્ત જનોનું વચન છે માટે. આ પ્રમાણે કહેવામાં તેમનું કેટલું અજ્ઞાન છે, તે વાચકોના લક્ષમાં સહજેજ આવે તેવું છે. આ બધું આગળના વચેચનથી સમઝાશે. ॥

स्थाप्यते तन्महाजनैः ॥१४॥ सूत्रभाष्यं स कुर्याच्च विदुषश्चाखिलान् जयेत् । ग्रन्थांश्च नूतनान्कुर्यादेतदाचार्यलक्षणम् ॥१५॥ भगवान् यो भवेत्सोऽपि सर्वांल्लोकान्प्रदर्शयेत् । नानाविधचमत्कारान् रूपसौन्दर्यवान्भवेत् ॥१६॥ मूकं कुर्याच्च वाचालं रोगिणं चाप्यरोगिणं । वन्ध्यं कुर्यात्सपुत्रं च दरिद्रं धनिनं च सः ॥१७॥ लोकसङ्ग्रहणार्थं च बाह्यतो धर्मिवच्चरेत् । यथेष्टाचरणे यश्च स्वतन्त्रः कृष्ण एव सः ॥१८॥ नैकमप्यस्ति युष्माकं गुरावाचार्यलक्षणम् । न च कृष्णस्य लक्ष्मापि तत्किं वदत तादृशम् ॥१९॥ विद्यावत्त्वं तु लोकेऽत्र युष्माकं श्रूयते भृशम् । सदसद्व्यक्तिविज्ञाने दौर्बल्यं कथमीदृशम् ॥२०॥ इत्युक्ताः साधवस्ते तु सर्वशास्त्रविशारदाः । प्रहस्य प्रोचुरव्यग्रा वाचालं तं वणिग्गुरुम् ॥२१॥ युष्माभिः प्रोच्यते यत्तन्नास्ति सच्छास्त्रसम्मतम् । नेदृशं भाषणं युक्तं सभायां हि भवादृशाम् ॥२२॥ संहत्य कल्पितो यः स्यादाचार्यो बहुभिर्नरैः । स तु स्यात्कल्पिताचार्यो न तु शास्त्रोक्तलक्षणः ॥२३॥ शास्त्रोक्तलक्षणैर्युक्त आचार्यो यो भवेत्स तु । विनापि लौकिकं मान्यं भवेदेव जगद्गुरुः ॥२४॥ निर्विण्णा-

---

વળી તે બ્રહ્મસૂત્રો ઉપર નવું ભાષ્ય બનાવે, તેમજ બીજા સઘળા વિદ્વાનોને પોતે જીતે, તથા નવા ગ્રંથો પણ પોતે બનાવે, એ આચાર્યનું લક્ષણ છે. (અર્થાત્ ત્યારે આચાર્ય થઇ શકે.) ॥૧૫॥ તેમજ-જે ભગવાન હોય, તે પણ સર્વ લોકોને અનેક પ્રકારના ચમત્કારો બતાવે, તથા પોતે અલૌકિક રૂપ અને સુંદરતાએ યુક્ત હોય. । વળી-મૂગાને બોલતો કરે, રોગીઓને નિરોગી બનાવે, વાંઝીઆને પુત્રવાળો કરે, નિર્ધનીઆને ધનવાન બનાવે. । અને વળી હે સન્તો ! જે લોક-સંગ્રહને માટેજ બહારથી ધર્મિષ્ટ માણસના જેવું આચરણ કરે અને પોતે તો યથેષ્ટ આચરણ કરવામાં સ્વતંત્રપણે વર્તે તેજ ખરી રીતે શ્રીકૃષ્ણ ભગવાન પોતે છે. । તો આ તમારા ગુરૂ શ્રીસહજાનંદસ્વામીનામાં તો એક પણ આચાર્યનું લક્ષણ છેજ નહિ, તેમજ ઉપર કહેવા પ્રમાણે શ્રીકૃષ્ણનું લક્ષણ પણ નથી, તો તમે તેમને આચાર્ય અને ભગવાન કેવી રીતે કહોછો. ॥૧૬-૧૯॥ અને લોકમાં તો તમારૂંજ—સાધુઓનુંજ બહુ વિદ્વાનપણું સંભળાયછે, તો સત્-અસત્ના વિવેકમાં આવી દુર્બળતા કેમ તમારામાં જણાયછે. ॥૨૦॥

આ પ્રમાણે તે ગોસ્વામી-વૈષ્ણવાચાર્યે કહેલા મુકતાનંદાદિક સાધુઓ તો પોતે સર્વ સચ્છાસ્ત્રમાં નિપુણ હોવાથી, તેમનો અભિપ્રાય સમજીને તેમની મૂર્ખતા જોઇને હસીને સાવધાન થકા, સભામાંજ આવું અયોગ્ય કટુ ભાષણ કરનાર તે વણિગ્ગુરૂના પ્રત્યે કહેવા લાગ્યા.-॥૨૧॥ તમોએ આચાર્યનું અને ભગવાનનું લક્ષણ વિગેરે જે કહ્યું તે સચ્છાસ્ત્રસમ્મત નથી, માટે તમારા જેવાએ સભામાં આવું ભાષણ કરવું તે યોગ્ય ન કહેવાય. ॥૨૨॥ અને ઘણા માણસોએ ભેગા મળીને કલ્પેલા—ઠરાવેલા જે આચાર્ય હોય, તે તો કલ્પિત આચાર્ય કહેવાય, પરંતુ—શાસ્ત્રોકતલક્ષણે યુકત સત્ય આચાર્ય ન કહેવાય. ॥૨૩॥ અને શાસ્ત્રોકત-લક્ષણે સંપન્ન જે આચાર્ય હોય, તે તો અજ્ઞ લોકોના લૌકિક માન સિવાય પણ સકળ જગતના ગુરૂ થાયજ. ॥૨૪॥ શ્રુતિમાં

योपसन्नाय शान्तचित्ताय यो गुरुः। स ब्रूयात्तां परां विद्यां यया वेदाक्षरं परम् ॥२५॥ लैङ्गे पुराणे सम्प्रोक्तमस्त्याचार्यस्य लक्षणम् । पञ्चरात्राद्यागमेषु स्कान्दादौ च महर्षिभिः ॥२६॥ स्वयमाचरते यस्मादाचारं स्थापयत्यपि । आचिनोति च शास्त्रार्थानाचार्यस्तेन चोच्यते ॥२७॥ जितेन्द्रियः शुचिर्दक्षः सर्वाङ्गो धर्मसंस्थितिः । कर्मणा मनसा वाचा भीतेष्वभयदो गुरुः ॥२८॥ आदौ तु वैष्णवीं दीक्षां गृह्णीयात्सद्गुरोः पुमान् । सदैकान्तिकधर्मस्थाद्ब्रह्मजातेर्दयानिधेः ॥२९॥ सम्पन्नो ज्ञानभक्तिभ्यां स्वधर्मरहितस्तु यः । स गुरुर्नैव कर्त्तव्यः स्त्रीहृतात्मा च कर्हिचित् ॥३०॥ प्राप्ता स्त्रैणाद्गुरोर्दीक्षा ज्ञानं भक्तिं च कर्हिचित्। फलेन्नैव यथापत्यं युवतिः पण्ढसङ्गिनी ॥३१॥

---

કહેછે કે–સંસારથી નિર્વેદ પામેલા અને સર્વ પ્રકારે ગુરૂને શરણે આવેલા, એવા શાન્ત ચિત્તવાળા શિષ્યને, જે પોતે ગુરૂ હોય તે પરા વિદ્યાનો ઉપદેશ કરે, જે પરા વિદ્યાથી સાક્ષાત્ અક્ષર-પુરૂષ પરમાત્માને તે શિષ્ય જાણે. (શરણે આવેલા શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને ભગવાનના સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન આપવું તે ગુરૂની ફરજ છે, તો તેવું જ્ઞાન આપનાર ગુરૂ પોતે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોવા જોઇએ, માટેજ આની પહેલાંના મંત્રમાં- 'श्रोत्रियं ब्रह्मनिष्ठम्' એવું વિશેષણ ગુરૂને આપેલું છે. માટે ગુરૂ-આચાર્ય આવાજ હોવા જોઇએ અને મુમુક્ષુ શિષ્યોએ આવાજ ગુરૂને શરણે જવું જોઇએ, એ અભિપ્રાય છે.) ॥૨૫॥ આચાર્યનું લક્ષણ મહર્ષિઓએ લિંગ—પુરાણમાં કહેલું છે. તેમજ— પંચરાત્રાદિક શાસ્ત્રોમાં, તથા સ્કંદ-પુરાણાદિકમાં પણ કહેલું છે.॥૨૬॥ લિંગ-પુરાણમાં આ પ્રમાણે કહેલું છે–પોતે સ્વધર્મનું આચરણ કરે અને પોતાના આશ્રિતોમાં આચારનું સ્થાપન કરે, તેમજ સચ્છાસ્ત્રોમાં કહેલા ધર્માદિક અર્થોનો આલોચ-વિચાર કરે તેથીજ આચાર્ય એમ કહેવાયછે. ॥૨૭॥ પંચરાત્રમાં આમ કહેલું છે—ઇન્દ્રિયોને જીતનાર, પવિત્રપણે વર્તનાર, દક્ષ—પરમાત્માની ઉપાસનામાં તેમજ સ્વશિષ્યોને ભગવત્સ્વરૂપનું જ્ઞાન આપવામાં પરમ નિપુણ, શરીરમાં પણ સર્વ અવયવોથી સંપૂર્ણ અંગવાળા, સ્વધર્મમાં દ્રઢ નિષ્ઠાવાળા, તથા સંસાર—કષ્ટથી ભય પામેલા મુમુક્ષુજનોને મન, વાણી અને કર્મથી અભય આપનારા, આવા લક્ષણવાળા ગુરૂ હોય. ॥૨૮॥ સ્કંદ—પુરાણમાં આ પ્રમાણે કહેલું છે—મોક્ષાર્થી મુમુક્ષુ જન પ્રથમ તો નિરંતર એકાંતિક ધર્મમાં વર્તનારા, બ્રાહ્મણ—જાતિમાં જન્મ પામેલા, દયાના નિધિ—પરમકૃપાળુ અને સચ્છાસ્ત્રપ્રોક્ત લક્ષણોથી સંપન્ન, એવા સદ્ગુરૂ થકી વૈષ્ણવી દીક્ષા ગ્રહણ કરે. ॥૨૯॥ જે ગુરૂ જ્ઞાન અને ભક્તિથી સંપન્ન હોય, તો પણ સ્વધર્મથી રહિત હોય તો તેવા ગુરૂ નજ કરવા, તેમજ— જેનું ચિત્ત સ્ત્રીઓ તરફ આકર્ષાતું હોય તેવા કામીને પણ ગુરૂ નજ કરવા. ॥૩૦॥ કેમકે— સ્ત્રૈણ–સ્ત્રીઓમાં આસક્ત. ગુરૂ થકી પ્રાપ્ત થયેલી દીક્ષા જ્ઞાન, કે ભક્તિ, વિગેરે કંઇ પણ ફળને આપનારી થતી નથી, જેમ નપુંસકનો સંગ કરનારી યુવતિ બાળકને પ્રસવતી નથી તેમ. ॥૩૧॥ શ્રીમદ્ભાગવતમાં પણ કહેલું છે—સર્વ લોકોનું નશ્વરપણું જાણવાથી ઉત્તમ શ્રેય જે આત્યંતિક મોક્ષ, તેને જાણવાને ઇચ્છનારો મુમુક્ષુ પુરૂષ

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥३२॥ स्वधर्मैर्निरतः शश्वद्धर्मस्थापनतत्परः । ईशभक्तः स आचार्यः श्रयणीयो मुमुक्षुभिः ॥३३॥ एवमाचार्यलक्ष्माणि सच्छास्त्रोक्तानि भूरिशः । सन्ति तान्यस्मदीयेऽस्मिन्गुरौ सन्त्येव सर्वशः ॥३४॥ आचार्यमत एवेमं वदामो हि प्रमाणतः । तल्लक्ष्माणि त्वदुक्तानि त्वीक्षितानि न वै कचित् ॥३५॥ तादृग्लक्षणवानेव यद्याचार्यो मतोऽस्ति वः। तर्ह्येकमपि सच्छास्त्रवाक्यं तादृगिहोच्यताम् ॥३६॥ इत्युक्ते साधुभिः सर्वैः स तु तूष्णीमभूद्गुरुः । प्रशान्तभूरिरभसो दातुमुत्तरमक्षमः ॥३७॥ सन्तोऽथ पुनरूचुस्तं य आचार्यो भवेत्स तु। धर्मेषु स्थापयेच्छिष्यान्स्वाश्रितान्सकलानपि॥३८॥ स्वपुत्राणामिव नृणां हितं कुर्यात्सदोद्यतः । स्वपुत्रीणामिव स्त्रीणां स्वाश्रितानां च सर्वथा ॥३९॥ कामलोभक्रुधो दोषांस्तेषां निष्कासयेद्हृदः । नानोपदेशवचनैः स्वयं वर्त्तेत तादृशः ॥४०॥ अस्माकमस्याचार्यस्य पश्य सद्धर्मसंस्थितिम् । न यस्य

---

શબ્દબ્રહ્મ જે વેદ અને પરબ્રહ્મ જે, પરમાત્મસ્વરૂપ એ બંનેમાં યથાર્થ નિપુણતા પામેલા અને અંતઃકરણના ઉપશમને પામેલા એવા ગુરૂને શરણે જાય. ॥૩૨॥ વાયુ-પુરાણમાં આવું વચન છે-નિરંતર સ્વધર્મમાં અતિ પ્રીતિમાન હોય, તેમજ ધર્મનું સ્થાપન કરવામાં સદાય તત્પર વર્તતા હોય, તથા પરબ્રહ્મના ભકત- ઉપાસક હોય, એવા તે આચાર્ય મુમુક્ષુજનોએ આશ્રય કરવા યોગ્ય છે. ॥૩૩॥ મુક્તાનંદાદિક સંતો કહેછે-આવાં સચ્છાસ્ત્રોમાં કહેલાં ઘણાંક આચાર્યનાં લક્ષણો છે, તે સઘળાં લક્ષણો આ અમારા ગુરૂ શ્રીસહજાનંદસ્વામીને વિષે સર્વ પ્રકારે વર્તેછેજ. ॥૩૪॥ અને તે કારણથીજ સચ્છાસ્ત્રોના પ્રમાણે સહિતજ આ અમારા ગુરૂ શ્રીસહજાનંદસ્વામીને અમે આચાર્ય કહીએ છીએ, પરંતુ—તમોએ કહેલાં આચાર્યનાં લક્ષણો તો કોઇ શાસ્ત્રમાં કે લોકમાં પણ દીઠામાં કે સાંભળવામાં આવતાં નથી. ॥૩૫॥ જો તેવા લક્ષણવાળાજ આચાર્ય તમારા માનવામાં હોય, તો તેવી રીતનું સચ્છાસ્ત્રનું એક પણ વાક્ય અહીંઆં અમને કહી બતાવો. ॥૩૬॥ આ પ્રમાણે મુક્તાનંદાદિક સર્વ સાધુઓએ કહ્યું ત્યારે તે ગોસ્વામી—આચાર્ય તો મૌનજ થઇ ગયા. તેમજ-વાદ કરવાનો જે ઘણો વેગ હતો તે પણ શાન્ત થઇ ગયો અને કંઇ ઉત્તર આપવાને પણ શક્તિમાન ન રહ્યા. ॥૩૭॥

ત્યારે વળી મુક્તાનંદાદિક સંતો ફરીથી તે ગોસ્વામીના પ્રત્યે કહેવા લાગ્યા—જે આચાર્ય હોય તે તો પોતાના આશ્રિત સર્વ શિષ્યોને પોત—પોતાના ધર્મોમાં સ્થાપન કરે—વર્તાવે. ॥૩૮॥ અને વળી—ધર્મસ્થાપન વિગેરે સત્કાર્યોમાં નિરંતર ઉદ્યુક્ત થઇને પોતાના પુત્રોનુંજ જેમ, એમ સર્વ મનુષ્યોનું-પુરૂષોનું હિત કરે. તથા પોતાની પુત્રીઓનુંજ જેમ, એમ પોતાને આશ્રિત સઘળી સ્ત્રીઓનું પણ સર્વ પ્રકારે હિતજ કરે. ॥૩૯॥ તેમજ નાના પ્રકારનાં ઉપદેશ વચનોથી તે સ્વાશ્રિત શિષ્યજનોના હૃદયમાંથી કામ, ક્રોધ અને લોભાદિક દોષોને મૂળમાંથીજ કાઢી નાખે. અને પોતે

क्वाप्यपयशः श्रुतं दृष्टं च केनचित् ॥४१॥ घोरेऽप्यत्र कलावस्य प्रतापो वर्त्तते महान् । येनास्य शिष्याः सर्वेऽपि सन्ति लोकविलक्षणाः ॥४२॥ साधवो वर्णिनश्चास्य ब्रह्मचर्यं हि नैष्ठिकम् । अप्रधा पालयन्त्येव यथा सत्ययुगे तथा ॥४३॥ धनं च त्यागिनः सर्वे न स्पृशन्ति स्त्रियं यथा । कामलोभमदक्रोधमानमत्सरवर्जिताः ॥४४॥ जितेन्द्रिया जितरसाः स्वधर्मे दृढमाश्रिताः । कृष्णस्वरूपैकरता विशालार्षिगणोपमाः ॥४५॥ नेदृशाः साधवः क्वापि दृश्यन्ते साधुलक्षणाः । प्रतापोऽयं गुरोरेव भवत्यस्य महात्मनः ॥४६॥ तथैवास्याश्रिताः सर्वे गृहस्थाश्रमिणो नराः । कामभावेन नेक्षन्ते मन-

પણ તેમજ–નિર્દોષપણે વર્તે. [१] ॥૪૦॥ આ અમારા પરમ ગુરૂ આચાર્ય શ્રીસહજાનંદ-સ્વામીની સચ્છાસ્ત્રવિહિત સદ્ધર્મમાં યથાર્થપણે દ્રઢ સ્થિતિ છે, તેને જુઓ ? કે–જેમનું અપયશ તો કોઇએ કયારેય પણ દીઠું કે સાંભળ્યું પણ નથી. ॥૪૧॥ આ ઘોર કળિયુગમાં પણ આ અમારા આચાર્ય શ્રીસહજાનંદસ્વામીનો મહાન્ પ્રતાપ વર્તેછે, કે જે અલૌકિક પ્રતાપને લીધે એમના શિષ્યો બધાય સર્વ લોકથી વિલક્ષણ–ધાર્મિક સ્થિતિવાળા છે. ॥૪૨॥ આ અમારા ગુરૂના આશ્રિત–સાધુઓ અને વર્ણીઓ સત્યયુગમાંજ જેમ એમ અષ્ટધા નૈષ્ઠિક બ્રહ્મચર્યને પાળેછેજ. ॥૪૩॥ અને કામ, ક્રોધ અને લોભ, તેમજ મદ, માન અને મત્સર, એ આદિક આંતરિક દોષથી વર્જીત એવા સર્વે ત્યાગી જનો, સ્ત્રીનેજ જેમ સ્પર્શ નથી કરતા, તેમજ દ્રવ્યને પણ સ્પર્શ નથી કરતા. ॥૪૪॥ વળી તે સર્વે સન્તો ઇન્દ્રિયોને જીતનારા, તેમજ રસાસ્વાદને પણ જીતનારા છે. તથા સ્વધર્મને તો દ્રઢપણેજ આશરેલા છે અને શ્રીકૃષ્ણના સ્વરૂપમાંજ એક અનન્ય પ્રીતિવાળા હોવાથી બદરિકાશ્રમના ઋષિગણોની ઉપમા આપવા યોગ્ય છે. ॥૪૫॥ સાધુઓનાં સઘળાં લક્ષણોથી સંપન્ન આવા સાધુઓ હાલ–સમયમાં બીજે કયાંઇ જોવામાં આવતા

१ ગુરૂનાં લક્ષણ સચ્છાસ્ત્રમાં ઘણાં કહ્યાં છે, તેમાં નારદ પંચરાત્રના વિજ્ઞાતોપનિષદ્ નામે સોળમા પટળમાં આ પ્રમાણે કહેલું છે–'यः समः सर्वभूतेषु विरागी गतमत्सरः । जितेन्द्रियः शुचिर्दक्षः सर्वाङ्गावयवान्वितः ॥ कर्मणा मनसा वाचा भीतेष्वभयदः सदा । समबुद्धिः पदं प्राप्तस्तत्रापि भगवन्मयः ' ॥ જે સર્વ ભૂતોમાં સમ વર્તેછે, વિરાગી, મત્સરે રહિત, જીતેન્દ્રિય, અંદર–બહાર પવિત્ર રહેનાર, નિપુણ, શરીરના સર્વ અવયવોથી સંપન્ન, સંસારના ત્રાસથી ભય પામેલાઓને મન, વાણી અને કર્મથી અભય આપનાર, માન–અપમાનાદિકમાં પણ સમ બુદ્ધિવાળા, ગુરૂપદને પામવા છતાં પણ પોતે હમેશાં ભગવન્મયજ–ભગવત્પ્રધાનજ વર્તનારા, આવાં લક્ષણોથી સંપન્ન હોય તેજ ગુરૂ થઇ શકે. ॥ તેમજ મંત્રમુક્તાવલીમાં આ પ્રમાણે વચનો છે–'अवदातः कुले शुद्धः स्वोचिताचारतत्परः । आश्रमी क्रोधरहितो वेदवित्सर्वशास्त्रवित् ॥ श्रद्धावाननसूयश्च प्रियवाक् प्रियदर्शनः । शुचिः सुवेषस्तरुणः सर्वभूतहिते रतः ॥ इत्यादिलक्षणैर्युक्तो गुरुः स्याद्गरिमाम्बुधिः ' ॥ જે અવદાત–સ્વચ્છ હૃદયના હોય, તેમજ કુળમાં સર્વથા શુદ્ધ હોય, પોતાના યોગ્ય આચાર–વિચારોમાં તત્પર હોય, આશ્રમી, ક્રોધે રહિત, વેદ જાણનાર, તેમજ સર્વ શાસ્ત્રને પણ જાણનારા, શ્રદ્ધાવાન્, અસૂયાએ રહિત, પ્રિય વાણીને બોલનાર, જોતાં પણ પ્રિય લાગે એવા સૌમ્ય આકાર વાળા, પવિત્ર, સારો

स्यापि परस्त्रियम् ॥४७॥ अग्राह्यान्नान्नभक्षं च स्तेयं चापि न कुर्वते । वेदतीर्थब्रह्मदेवधर्मनिन्दां च न क्वचित् ॥४८॥ स्वस्वधर्मस्थिताः कृष्णभक्तिं कुर्वन्ति वै दृढम् । मद्यमांसादिसंसर्गं व्यसनानि त्यजन्ति च ॥४९॥ सधवा योषितश्चामुमाश्रिताः सकला अपि । पतिव्रताधर्मनिष्ठा भजन्ति कृष्णमादरात् ॥५०॥ प्रसङ्गं परपुंसश्च हित्वा ताः सर्वथान्वहम् । सतीनां कृष्णभक्तानां सङ्गं कुर्वन्ति सादरम् ॥५१॥ अस्याश्रिताश्च विधवाः साधुवर्णिसमं दृढम् । ब्रह्मचर्यं ह्यष्टविधं पालयन्ति प्रयत्नतः ॥५२॥ स्वासन्नसम्बन्धिनरं विनान्येन तु भाषणम् । अपि कुर्वन्ति नैवैताः कृष्णं दृढमुपासते ॥५३॥

---

નથી, તે અતિ ઉદાર કીર્તિવાળા એવા અમારા ગુરૂ આ શ્રીહરિનોજ પ્રતાપ છે એમ જાણો. ॥૪૬॥ તેમજ આ શ્રીહરિના આશ્રિત એવા સર્વે ગૃહસ્થ ભક્તજનો, પરસ્ત્રીને તો મનથી પણ કામભાવથી જોતા નથી. ॥૪૭॥ તથા રાંધેલા ન ખપતા અન્નવાળા માણસોનું રાંધેલું અન્ન ક્યારેય ખાતા નથી, તેમજ ચોરીનું કામ પણ ક્યારેય કરતા નથી. વેદ, તીર્થ, બ્રાહ્મણ, દેવ અને ધર્મ, એમની નિંદા ક્યારેય કરતા નથી. ॥૪૮॥ અને પોત-પોતાના વર્ણ-આશ્રમના ધર્મમાં રહીને દ્રઢપણે શ્રીકૃષ્ણની ભક્તિ કરેછે. મદ્ય-માંસાદિકના સંસર્ગને તથા જુગટાં આદિક વ્યસનોને પણ ત્યાગ કરેછે. ॥૪૯॥ આ પ્રગટ ગુરૂ શ્રીહરિને આશરેલી સર્વ સધવા સ્ત્રીઓ પતિવ્રતાના ધર્મમાં વર્તવાપૂર્વક અતિ આદરથી શ્રીકૃષ્ણની ભક્તિ કરેછે. ॥૫૦॥ વળી-તે સધવા સ્ત્રીઓ પર-પુરૂષનો પ્રસંગ સર્વ પ્રકારે ત્યાગ કરીને, ભગવાનનાં ભક્ત એવી પતિવ્રતા સ્ત્રીઓનો સંગ-સમાગમ, દરરોજ આદરપૂર્વક કરેછે. ॥૫૧॥ તથા આ શ્રીસહજાનંદસ્વામીને આશ્રિત એવી વિધવા સ્ત્રીઓ સાધુ-બ્રહ્મચારીની પેઠેજ અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પ્રયત્નથી દ્રઢપણે પાળેછે. ॥૫૨॥

---

વેપ- ઉચિત અલંકારાદિક ધારનાર, તરૂણ અને સર્વ ભૂતમાત્રના હિતમાંજ રાજી થનારા, આ વિગેરે લક્ષણોથી સંપન્ન હોય, તેવા મહત્તાના સમુદ્ર જેવા અતિ સમર્થ પુરૂષ પોતે ગુરૂ હોવા જોઈએ. પદ્મપુરાણમાં-'महाभागवतः श्रेष्ठो ब्राह्मणो वै गुरुर्नृणाम् । सर्वेषामेव लोकानामसौ पूज्यो यथा हरिः' ॥ ભગવાનનો પરમ એકાંતિક ભક્ત એવો મહાભાગવત શ્રેષ્ઠ બ્રાહ્મણ જાતિનો પુરૂષ મનુષ્યોનો ગુરૂ થઈ શકેછે. અને એ ગુરૂ સર્વ લોકોને ભગવાનની પેઠેજ પૂજવા-માનવા યોગ્ય છે. ॥ વળી-વૈષ્ણવ-ભાગવત-ભક્તજનની શ્રેષ્ઠતા કહેવા માટે જે વાક્યનું અપવાદ-વાક્ય પણ ત્યાંજ કહેલું છે—'महाकुलप्रसूतोऽपि सर्वयज्ञेषु दीक्षितः । सहस्रशाखाध्यायी च नो गुरुः स्यादवैष्णवः' ॥ શ્રેષ્ઠ કુળમાં જન્મ પામેલો હોય, સર્વ યજ્ઞોમાં દીક્ષા પામેલો હોય, વેદની સહસ્ર શાખાનું પઠન-પાઠન કરતો હોય, તો પણ જો તે વૈષ્ણવ-ભગવદ્ભક્ત-ઉપાસક ન હોય તો તે ગુરૂ ન થઈ શકે ॥ આ વિગેરે ગ્રન્થોમાં ગુરૂનાં લક્ષણ અને કર્તવ્ય વિગેરેને કહેનારાં ઘણાં વાક્યો છે, એ બધાનો વિસ્તાર કરતાં ગ્રંથનું પ્રમાણ વધી જાય, માટે અહીંઆં સંક્ષેપમાં ગુરૂ-લક્ષણ બતાવ્યું છે. તે પ્રમાણે બીજાં વાક્યો પણ જાણી લેવાં. મુખ્યત્વે સાર એટલોજ છે કે-નિષ્કામાદિક ધર્મોથી સંપન્ન, ભગવાનના ભક્ત, એવા બ્રાહ્મણ જાતિના જે હોય તે આચાર્ય થઈ શકે, માટે ગુરૂપદ ઉપર રહેલાઓએ બહુજ સાવધાન રહેવાની જરૂર છે, ધર્મમાં પોતે રહેવું અને બીજાઓને રાખવા એજ ગુરૂઓનું ગુરૂપણું છે. ॥

प्रतापातिशयश्चान्यो वर्त्ततेऽस्य गरीयसः । योगाभ्यासं विना भक्ताः समाधिं प्राप्नुवन्ति हि ॥५४॥ तत्र केचिद्ब्रह्मधाम गोलोकं च विचक्षते । वैकुण्ठं धाम साक्षाच्च श्वेतद्वीपं च केचन ॥५५॥ व्युत्थितास्ते स्वानुभूतं तत्तद्धामादिवैभवम् । कथयन्ति सदःसंस्थान् यच्छ्रुत्वा विस्मयन्ति ते ॥५६॥ अस्याश्रितानन्तकाले विष्वक्सेनादयो हरेः । पार्षदा नेतुमायान्ति तान्पश्यन्तीतरेऽपि च ॥५७॥ म्रियमाणाश्च भक्तास्ते वदन्ति निजपार्श्वगान् । वयं याम हरेर्धामेत्युक्त्वा देहांस्त्यजन्ति च ॥५८॥ वार्त्तैषातिप्रसिद्धास्ति स्वामिनोऽस्य भुवस्तले । ततो वयं वदामोऽमुमाचार्यं भवतारकम् ॥५९॥ ये तु नाम्नैव विख्याता आचार्या न तु लक्षणैः । अतस्तत्त्वं न तत्राह ऋषभो निजपुत्रकान् ॥६०॥ गुरुर्न स स्यात्स्वजनो न स स्यात्पिता न स स्याज्जननी न सा स्यात् । दैवं न तत्स्याच्च पतिश्च स स्यान्न मोचयेद्यः समुपेतमृत्युम् ॥६१॥ आचार्यविषयः प्रश्न-

અને તે વિધવા સ્ત્રીઓ પોતાના સમીપ-સંબંધ સિવાયના, બીજા કોઇ પણ પુરૂષ સાથે બોલવાનો વ્યવહાર પણ રાખતી નથી. અને શ્રીકૃષ્ણ ભગવાનનીજ દ્રઢપણે ઉપાસના કરેછે. ॥૫૩॥ વળી અતિ સમર્થ અમારા આચાર્ય આ શ્રીસહજાનંદસ્વામીનો બીજો પણ મોટો પ્રતાપ વર્તેછે, કે-યોગાભ્યાસ કર્યા સિવાય પણ એમના ભક્તો શ્રીહરિના સ્વરૂપમાં સમાધિ પામી જાયછે. ॥૫૪॥ તે સમાધિમાં કેટલાક ભગવાનનું બ્રહ્મ-ધામ દેખેછે, કેટલાક ગોલોક-ધામ દેખેછે, કેટલાક વૈકુંઠ ધામ અને કેટલાક તો શ્વેતદ્વીપ-ધામને દેખેછે. ॥૫૫॥ અને સમાધિમાંથી જાગ્રત્ થયેલા તે મનુષ્યો સમાધિમાં પોતે અનુભવ કરેલા તે તે બ્રહ્મપુરાદિક ધામ વિગેરેના વૈભવોને સભામાં બેઠેલા મનુષ્યોના પ્રત્યે કહેછે, કે જેને સાંભળીને તે તો વિસ્મયજ પામી જાયછે. ॥૫૬॥ વળી-આ પ્રગટ શ્રીહરિના આશ્રિત-ભક્તજનોને અંતકાળે ભગવાનના વિષ્વક્સેનાદિક પાર્ષદો લઇ જવાને માટે આવેછે, તેને પાસે રહેનારા બીજા પણ ઘણા માણસો પ્રત્યક્ષ દેખેછે. ॥૫૭॥ અને વળી-તે દેહ મુકનારા ભક્તજનો પણ તે વખતે પોતાની પાસે રહેલા મનુષ્યોને કહેછે કે-' અમે ભગવાનના ધામમાં જઇએ છીએ' આ પ્રમાણે કહીને પછી દેહનો ત્યાગ કરેછે. ॥૫૮॥ મુક્તાનંદાદિક સંતો કહેછે-સકળ ઐશ્વર્ય સંપન્ન અને સર્વોપરિ, એવા અમારા ગુરૂ શ્રીસહજાનંદસ્વામીની આ અલૌકિક વાર્તા તો પૃથ્વી ઉપર અતિ પ્રસિદ્ધ છે, માટે-આવા અલૌકિક પ્રતાપને લીધેજ અમે એમને આ સંસાર-સાગરથી તારનારા સાચા ગુરૂ-આચાર્ય કહીએ છીએ. ॥૫૯॥ અને જે તો કેવળ આચાર્ય નામથીજ પ્રસિદ્ધ થયેલા છે, પરંતુ-નહિ કે આચાર્યનાં લક્ષણોથી, તો તેવા ગુરૂઓમાં ગુરૂપણુંજ નથી એમ ઋષભદેવ ભગવાન શ્રીમદ્ભાગવતમાં પોતાના પુત્રો પ્રત્યે કહેછે-વાસ્તવિક જ્ઞાન આપીને જે સમીપમાં આવેલા મૃત્યુભય પામેલાને, તે થકી જો ન મુકાવે, તો તે ગુરૂ ન કહેવાય, તેમજ સ્વજન, પિતા, માતા, દૈવ, કે પતિ, એ વિગેરે તે તે યથાર્થ નામથી ન કહેવાય. ॥૬૦-૬૧॥ આ પ્રમાણે આચાર્ય સંબંધી પ્રશ્નનો ઉત્તર આપીને તેનું નિરાકરણ કર્યું. હવે-ભગવાનના સ્વરૂપ-નિર્ણય સંબંધી તમારા પ્રશ્નનો ખુલાસો કરીએ છીએ :-

एवमस्ति निराकृतः । भगवद्विषयः प्रश्नो भवतोऽद्य निवर्त्यते ॥६२॥ भगवल्लक्षणं प्रोक्तं चमत्कारप्रदर्शनम् । भवद्भिर्यत्तु तत्कापि सच्छास्त्रे नोपलभ्यते ॥६३॥गोवर्द्धनोद्धारणादि चरितं तस्य यत्प्रभोः । इन्द्रादिदर्पनुत्त्यै तन्नैतन्मात्रं तु लक्षणम् ॥६४॥ हिरण्याक्षादयो दैत्याः सकलैः पर्वतैः सह । दधुः समग्रां पृथिवीं तावता ते किमीश्वराः ॥६५॥ पुत्रवित्तप्रदानादि न लक्ष्म परमात्मनः । तत्तु यद्दीयते सिद्धैर्देवैश्च वरुणादिभिः ॥६६॥ किन्तु मोक्षप्रदत्त्वं हि लक्षणं परमात्मनः । तच्चाज्ञाननिरासेन तदस्मिन्ननु वर्तते ॥६७॥ स्वाश्रितानां नराणां च स्वस्वरूपे परात्परे । स्वयं मनो वशे कुर्यादजेयं सुरमानवैः ॥६८॥ एतन्नैसर्गजं प्रोक्तमसाधारणलक्षणम् । समं सर्वावतारेषु हरेर्नारायणस्य हि ॥६९॥ असाधारणलक्ष्माणि शास्त्रेष्वन्यानि यानि तु । तानि यस्मिन् भवेयुः स भगवान्नेतरः क्वचित् ॥७०॥ सन्ति तानि प्रसिद्धानि पुराणेष्वागमेषु च । तद्वत्त्वेनैव

---

–'ભગવાન હોય તે બીજા માણસોને ચમત્કાર બતાવે' એમ ચમત્કાર બતાવવો એ વિગેરે જે તમે ભગવાનનું લક્ષણ કહોછો, તે તો કોઇ પણ સચ્છાસ્ત્રમાં જોવા–જાણવામાં આવતું નથી. ॥૬૨–૬૩॥ અને તે પ્રભુનું ગોવર્ધનોદ્ધારણાદિક જે અલૌકિક ચરિત્ર છે, તે તો ઇન્દ્રાદિકનો ગર્વ ટાળવા માટેજ છે, પરંતુ–એજ માત્ર ઇશ્વરનું લક્ષણ નથી, કેમકે –હિરણ્યાક્ષાદિક દૈત્યોએ પણ સકળ પર્વતોએ સહિત આખી પૃથ્વી ઉપાડી હતી, તેટલા માત્રથી તે અસુરો શું ઇશ્વર કહેવાય છે ? નથીજ કહેવાતા. ॥૬૪–૬૫॥ તેમજ–પુત્ર કે ધન આપવું, એ વિગેરે પણ પરમાત્માનું લક્ષણ નથી કહેવાતું, કારણ કે–તે તો કોઇ સિદ્ધિ પામેલા યોગી હોય તે પણ આપે, તેમજ વરૂણાદિક દેવો પણ આપેછે.– આપી શકેછે. ॥૬૬॥ પરંતુ–માયાના બન્ધનથી મુક્ત કરીને આત્યંતિકી મુક્તિ આપવાપણું એજ પરમાત્માનું લક્ષણ છે. અને તે મુક્તિ તો અનાદિ અવિદ્યાત્મક અજ્ઞાન ટાળવાથીજ થઇ શકેછે, તો–તેવું અજ્ઞાન ટાળવારૂપ અસાધારણ લક્ષણ આ અમારા પ્રગટ ગુરૂ શ્રીસહજાનંદસ્વામીને વિષે નક્કીજ વર્તેછે. ॥૬૭॥ વળી–દેવ માનવોથી પણ જીતી ન શકાય એવું પોતાના આશ્રિત ભક્તજનોનું મન, સર્વથી પર અક્ષર તેથી પણ પર એવા પોતાના સ્વરૂપમાં પોતેજ વશ કરી આપેછે. ॥૬૮॥ આ અમોએ કહેલું લક્ષણ, શ્રીનારાયણ–ભગવાન–શ્રીહરિના સર્વ અવતારોને વિષે સમાનપણે રહેલું, સ્વાભાવિક– અસાધારણ લક્ષણ છે. અર્થાત્–ભગવાનના સર્વ–આધુરૂપ અને રાજરૂપ અવતારોમાં જીવોને મોક્ષ પમાડવારૂપ લક્ષણ તો અવશ્ય હોયછેજ એમ જાણવું. ॥૬૯॥ તેમજ ગીતા –ભાગવતાદિક સચ્છાસ્ત્રોમાં બીજાં પણ જે અસાધારણ લક્ષણો કહેવામાં આવેલાં છે, તે લક્ષણો પણ જેમાં જોવામાં આવે તો તેજ ભગવાન છે એમ જાણવું. પરંતુ–તે સિવાય બીજો તો ક્યારેય ઇશ્વર કહેવાયજ નહિ. ॥૭૦॥ તે–અસાધારણ લક્ષણો પુરાણોમાં તેમજ પંચરાત્ર વિગેરે આગમોને વિષે પ્રસિદ્ધ છે. અને તે તે શાસ્ત્રોમાં, તે અસાધારણ લક્ષણોએ યુક્તપણાને લઇનેજ ભગવાનનું સ્વરૂપ સ્ફુટપણે કહેવામાં આવ્યુંછે. ॥૭૧॥ સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય, આ 'છ'ની ભગ એવી સંજ્ઞા કહેવાયછે

भगवान् वर्णितस्तत्र तत्र ह ॥७१॥ ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीङ्गना ॥७२॥ उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम्। वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति ॥७३॥ सर्वज्ञता तृप्तिरनादिबोधः स्वतन्त्रता नित्यमलुप्तदृष्टिः। अनन्तशक्तिश्च विभोर्विभुज्ञाः षडाहुरङ्गानि महेश्वरस्य ॥७४॥ श्रीमद्भागवते पृथ्व्या सत्यशौचादयो गुणाः। ये प्रोक्ताः सन्ति ते यस्मिन्नित्याः स भगवान् स्मृतः ॥७५॥ सर्वेऽप्येते गुणा अस्मिन् स्वामिनि सन्ति सर्वदा। तदेनं सप्रमाणं वै वदामो भगवानिति ॥७६॥ युष्माभिर्भगवल्लक्ष्म प्रोच्यते तत्र किञ्चन। प्रमाणवाक्यं चेत्तर्हि सभायामुच्यतामिह ॥७७ एवमुक्ते साधुभिस्तैर्गोस्वामी स निरुत्तरः। तूष्णीमासीन्म्लानमुखस्तदोचुः साधवः पुनः ॥७८॥ सूत्रभाष्यं स कुर्याच्च ग्रन्थांश्च नूतनांश्चरेत्। जयेच्च विदुषः सर्वानित्याचार्यस्य लक्षणम् ॥७९॥ इत्युक्तं

---

એ ભગ-શબ્દથી કહેવાતાં છ ઐશ્વર્યો જેના સ્વરૂપમાં હોય તે ભગવાન કહેવાય. [1] ॥૭૨॥ તેમજ- ભૂતોની-જીવ પ્રાણીમાત્રની ઉત્પત્તિ અને પ્રલય, એ બંનેના પ્રકારને જે જાણેછે. તથા જીવોનું દેહાદિકમાં આવવું અને જવુ, તથા વિદ્યા-જીવોની મુક્તિનો પ્રકાર અને અવિદ્યા-જીવોને બંધનનો પ્રકાર, એને પણ જે જાણેછે, તે ભગવાન એમ કહેવાયછે. ॥૭૩॥ વળી-વાયુ-પુરાણમાં આ પ્રમાણે વચન છે-સર્વજ્ઞતા, તૃપ્તિ-આત્મારામ અને પૂર્ણકામ હોવાથી સદા સંતુષ્ટતા, નિત્ય-સ્વતઃસિદ્ધ બોધથી પૂર્ણસ્વરૂપ, સદા સ્વતંત્ર-મૂર્તિ, નિત્ય અલુપ્તદ્રષ્ટિ-નિરંતર અવિચ્છિન્ન જ્ઞાનવાન્, અને 'परास्य शक्तिर्विविधैव श्रूयते' એ વિગેરે શ્રુતિવિહિત અનંત શક્તિઓથી ભરપૂર રહેલા, આવાં છ અંગો-ઐશ્વર્યો, સર્વનિયંતા પરમેશ્વરનાં છે, એમ વિભુ-સર્વશક્તિમાન પરમેશ્વરના સ્વરૂપને જાણનારા જ્ઞાની ભક્તાત્માઓ કહેછે. ॥૭૪॥ શ્રીમદ્ભાગવતમાં પૃથ્વીએ ધર્મના પ્રત્યે ભગવાનના જે-સત્ય-શૌચાદિક ગુણો કહેલા છે, તે મહાગુણો જેમાં અખંડ રહેલા હોય તે ભગવાન છે, એમ કહેવામાં આવ્યું છે. ॥૭૫॥ તો એ સર્વ સત્યશૌચાદિક કલ્યાણગુણો આ અમારા ગુરૂ શ્રીસહજાનંદસ્વામીને વિષે અખંડ રહેલા છે, માટે અમે એમને આવાં શાસ્ત્રોના પ્રમાણોએ સહિતજ ભગવાન એ પ્રમાણે કહીએ છીએ. ॥૭૬॥ અને તમે ચમત્કાર બતાવવા વિગેરે જે લક્ષણ પરમેશ્વરનું કહોછો, તેમાં જો એક પણ પ્રમાણ સચ્છાસ્ત્રનું હોય, તો આ સભામાંજ બોલી બતાવો.॥૭૭॥

આ પ્રમાણે તે મુક્તાનંદાદિક સંતોએ કહ્યું, ત્યારે તે ગોસ્વામી કંઇ પણ ઉત્તર નહિ આપતાં, મૌનજ બની ગયા અને મુખ પણ ઝાંખું થઇ ગયું, ત્યારે વળી તે સંતો ફરીને કહેવા લાગ્યા. ॥૭૮॥ હે ગોસ્વામીજી ! 'બ્રહ્મસૂત્રોનું ભાષ્ય બનાવે, તેમજ નવા ગ્રન્થો પણ બનાવે, તથા સર્વ વિદ્વાનોને જીતે, એ આચાર્યનું લક્ષણ છે.' એમ જે તમોએ કહ્યું, તે તો તમારી-પોતાની મનઃકલ્પનાથીજ કલ્પેલું છે, પરંતુ-શ્રુતિમાં, કે

---

૧-भगो विद्यते यस्य स भगवान्। જેના સ્વરૂપમાં સમગ્ર ઐશ્વર્યો અખંડ રહેલાં છે, તે ભગવાન કહેવાય. ॥

यत्त्वया तत्तु स्वोत्प्रेक्षामात्रकल्पितम्। श्रुतौ स्मृतौ वा कुत्रापि तत्र मानं न विद्यते ॥८०॥ एवं प्रश्नोत्तरं दत्तमस्माभिर्भवतामथ। अस्माभिः पृच्छयते किञ्चिद्वक्तव्यं तस्य तूत्तरम् ॥८१॥ युष्मद्ग्रन्थेषु लेखोऽस्ति श्रीकृष्णो भगवान्स्वयम्। कल्पे सारस्वते जातः स्वांशेनान्यत्र तूद्गतः ॥८२॥ तस्य पूर्णावतारस्य श्रीमद्भागवते कथा। वर्ततेऽत-स्तदेवेष्टमस्माकं वर्तते परम् ॥८३॥ अत एव तदीयैव व्याख्या नाम्ना सुबोधिनी। विहि-ताऽस्त्यस्मदाचार्यैस्तन्निबन्धश्च सादरम् ॥८४॥ तत्पुराणमशेषं हि श्रुतमस्माभिरञ्जसा। न सारस्वतकल्पस्य तत्र नामापि विद्यते ॥८५॥ ब्राह्मः पाद्मश्च वाराह इति कल्पास्त्रयः श्रुताः। तत्रान्त्ये सप्तममनावष्टाविंशे चतुर्युगे ॥८६॥ द्वापरान्ते स्वयं कृष्णः प्रादुर्भूत इति श्रुतम्। सन्दर्भेष्वन्यटीकासु व्याख्यातं च तथैव हि ॥८७॥ सारस्वतस्य नामापि यदि भागवते क्वचित्। भवेत्तदेकः श्लोकोऽपि कथ्यतां यद्भवन्मतम् ॥८८॥ श्रीविट्ठलेशेन कृतं विद्वन्मण्डनमस्ति यत्। तत्र सारस्वते कल्पे कृष्णजन्मास्ति कीर्तितम् ॥८९॥ बृहद्वामनसंज्ञस्य पुराणस्य च तत्र ये। श्लोकाः प्रमाणं लिखितास्ते न सन्त्येव तत्र तु ॥९०॥ इत्युक्तोऽपि यदा नैव सोऽदात् प्रत्युत्तरं तदा। प्रश्नान्तरं पुनः सन्तस्तं

---

સ્મૃતિમાં, કોઇ પણ શાસ્ત્રમાં, તે બાબતમાં પ્રમાણ છેજ નહિ. ॥૭૯–૮૦॥ સંતો કહેછે–આ પ્રમાણે અમોએ તમારા પ્રશ્નના ઉત્તર આપ્યા. હવે–અમે તમને કંઇક પ્રશ્ન પૂછીએ છીએ, તેનો તો ઉત્તર તમારે આપવોજ જોઇએ. ॥૮૧॥

તમારા વિદ્વન્મંડન વિગેરે ગ્રંથોમાં એવો લેખ છે કે–' સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન તો સારસ્વત નામે કલ્પમાંજ પ્રગટ થયા છે. અને બીજા કલ્પોમાં તો પોતાના અંશથી–અંશાવતારરૂપે પ્રગટ થાયછે. ॥૮૨॥ તે પૂર્ણ–અવતાર શ્રીકૃષ્ણની કથા શ્રીમદ્ભાગવતમાં વર્તેછે, માટે તે શ્રીમદ્ભાગવત– પુરાણજ અમને પરમ ઇષ્ટ છે. । અને તે કારણથીજ અમારા પૂર્વ–આચાર્યોએ તે શ્રીમદ્ભાગવતનીજ સુબોધિની નામે વ્યાખ્યા રચેલી છે અને તેનોજ નિબન્ધ આદર–પૂર્વક રચેલો છે. ' ॥૮૩–૮૪॥

તો તે શ્રીમદ્ભાગવત–પુરાણ અમોએ સમગ્ર યથાર્થપણે સાંભળેલું છે, તેમાં તો સારસ્વત–કલ્પનું નામ પણ નથી જણાતું.। કેમકે–બ્રાહ્મ, પાદ્મ અને વારાહ, એ પ્રમાણે ત્રણજ કલ્પો સાંભળવામાં આવ્યા છે, તેમાં છેલ્લા વારાહ–કલ્પમાં, સાતમા વૈવસ્વત મન્વન્તરમાં અઠ્ઠાવીશમા ચાર–યુગના સમુદાયમાં, દ્વાપર–યુગને અંતે સ્વયં શ્રીકૃષ્ણ–પરમાત્મા પ્રાદુર્ભાવ પામ્યાછે, એમ સાંભળવામાં આવ્યું છે. અને બીજા સન્દર્ભોમાં તેમજ બીજી ટીકાઓમાં પણ એ પ્રમાણેજ વ્યાખ્યાન કરેલું છે. ॥૮૫–૮૭॥ માટે જો શ્રીમદ્ભાગવતમાં કયાંઇ પણ સારસ્વત કલ્પનું નામમાત્ર પણ હોય, તો તેવો એક પણ શ્લોક કહી બતાવો, કે જે તમોએ પ્રમાણભૂત માનેલો હોય. ॥૮૮॥ અને શ્રીવિઠ્ઠલનાથજીએ વિદ્વન્મંડન નામે જે ગ્રંથ રચેલો છે, તેમાં શ્રીકૃષ્ણનો જન્મ સારસ્વત–કલ્પમાં થયેલો છે એમ કહેલું છે. અને તેમાં પ્રમાણ તરીકે બૃહદ્વામન નામે પુરાણના જે શ્લોકો લખ્યાછે, તે શ્લોકો તે પુરાણમાં તો છેજ નહિ. ॥૮૯–૯૦॥

पप्रच्छुर्नताननम् ॥९१॥ युष्मन्मार्गेऽत्र विधवा दीक्षयन्ति नरान् बहून् । अत्र प्रमाण-वाक्यं चेदेकः श्लोकोऽपि कथ्यताम् ॥९२॥ भर्त्राज्ञया तु सधवा दद्याद्दीक्षां यदि क्वचित् । न तत्र दोषस्त्वेतद्योगिनीतन्त्र उच्यते ॥९३॥ भर्त्राज्ञयैव नारी तु मन्त्रं दद्यात्सुवासिनी । स्त्रीभ्यस्तथा न दोषः स्याद्दोषः स्यात्तदनाज्ञया ॥९४॥ साध्वी चैव सदाचारा गुरुभक्ता जितेन्द्रिया । सर्वमन्त्रार्थतत्त्वज्ञा सुशीलार्चार्चने रता ॥ गुरुत्वार्हा भवेत्सा हि विधवा परिवर्जिता ॥९५॥ एतत्प्रश्नोत्तरमपि यदा दातुं स नाशकत् । तदा पुनरपि प्रश्नं पप्रच्छुस्तं च साधवः ॥९६॥ भवद्भिर्बहुधा यच्च प्रोच्यते स्वाश्रितान्प्रति । त्यागः क्वापि न कर्तव्यः स्वगुरोरिह केनचित् ॥९७॥ तत्त्यागे तु महत्पापं शिष्यस्य भवति ध्रुवम् । गुरुद्रोही स पुरुषो लभते यमयातनाः ॥९८॥ तत्तु सत्यं यदि गुरु-र्धर्मनिष्ठो भवेत्तदा । धर्मेण यो भजेत्कृष्णं स त्याज्यो न गुरुः क्वचित् ॥९९॥ जिते-

---

આ પ્રમાણે મુક્તાનંદાદિક સંતોએ કહ્યું, તો પણ તે ગોસ્વામીએ જ્યારે કંઇ પણ પ્રત્યુત્તર ન આપ્યો અને મુખ નીચું રાખીને કંઇ પણ બોલી ન શક્યા, ત્યારે તે સંતોએ ફરીને તેમને બીજો પ્રશ્ન પૂછયો–॥૯૧॥ આ તમારા સંપ્રદાયમાં વિધવા સ્ત્રીઓ ઘણા પુરૂષોને દીક્ષા આપેછે, તો તે બાબતમાં સચ્છાસ્ત્રનો પ્રમાણભૂત એક પણ શ્લોક હોય તો અમને કહી બતાવો. ॥૯૨॥ અને સધવા સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞાથી જો દીક્ષા આપે તો તેમાં ક્યારેય દોષ નથી, તે એ વાત યોગિનીતંત્ર ગ્રંથમાં કહેવામાં આવીછે. ॥૯૩॥ (યોગિનીતંત્રમાં પ્રથમ પુરૂષોનું દીક્ષાપ્રકરણ કહીને પછી સ્ત્રીઓને માટે આગળ પ્રમાણે કહે છે–) જો સ્ત્રી દીક્ષા આપે ત્યારે તો સુવાસિની સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞાથીજ સ્ત્રીઓનેજ મંત્ર-દીક્ષા આપે. માટે તે પ્રમાણે કરવામાં દોષ નથી, પરંતુ સ્વામીની આજ્ઞા સિવાય જો આપે તો તો દોષજ લાગેછે. ॥૯૪॥ (હવે તે દીક્ષા આપનાર ગુરૂ–સ્ત્રીનાં લક્ષણ કહેછે–) દીક્ષા આપનારી સ્ત્રી જે પોતે પતિવ્રતા હોય, તેમજ સદાચારનું પાલન કરતી હોય, ગુરૂ જે સ્વામી તેને વિષે સ્નેહવાળી હોય, જીતેન્દ્રિય હોય, મંત્રના સઘળા અર્થ-તત્ત્વને જાણનારી હોય, સારા સ્વભાવે યુક્ત હોય અને ભગવાનની પ્રતિમાનું પૂજન કરવામાં પ્રીતિવાળી હોય, તો તેજ સ્ત્રી ગુરૂપણાને યોગ્ય થાયછે. અને વિધવા તો સર્વથા વર્જીતજ છે, તેથી તેણે તો દીક્ષા અપાયજ નહિ. ॥૯૫॥

આ પ્રશ્નનો ઉત્તર પણ જ્યારે તેઓ ન આપી શકયા, ત્યારે વળી ફરીને પણ તે મુક્તાનંદાદિક સંતો તેમને બીજો પ્રશ્ન પૂછવા લાગ્યા–॥૯૬॥ હે ગોસ્વામીજી !તમે પોતાના આશ્રિત શિષ્યોને જે બહુ પ્રકારે ઉપદેશ કરોછો, કે–'આ લોકમાં પોતાના ગુરૂનો ત્યાગ કોઇએ ક્યારેય પણ કરવો નહિ. વળી-તે ગુરૂનો ત્યાગ કરવામાં તો શિષ્યને અતિ મોટું પાપ નિશ્ચેજ થાયછે અને તે ગુરૂદ્રોહી પુરૂષ મરીને યમયાતનાનેજ પામેછે ' એમ પણ સમ-જાવોછો. ॥૯૭-૯૮॥ તો તે વાત તો સત્ય છે, પણ જો તે ગુરૂ પોતે ધર્મનિષ્ઠ હોય તો, કારણ કે–જે ગુરૂ પોને પોતાનો ધર્મ પાલન કરવાપૂર્વક શ્રીકૃષ્ણની ભક્તિ કરતા હોય, તો તે ગુરૂનો ત્યાગ ક્યારેય કરવો નહિ. ॥૯૯॥ ઇન્દ્રિયોને જીતીને વર્તનારા હોય, પવિ-

न्द्रियाश्च शुचयः कृष्णैकान्तिकसाधवः । ईदृशा गुरवो ये स्युर्न ते त्याज्याः कदाचन ॥१००॥ त एव मृत्युपाशेभ्यो नरान्मोचयितुं क्षमाः । तदन्ये ये तु गुरवः केवलं नामधारकाः ॥१०१॥ बहिर्वैष्णववेषो यः पापधीर्दुष्क्रियोऽशुचिः । भवेच्छिष्याङ्गनासङ्गी स त्याज्यः सर्वथा गुरुः ॥१०२॥ तदेवं शिष्यभार्यासु गच्छतामति पातकम् । भवतीत्यनुसन्धेयं तिष्ठद्भिर्गौरवे पदे ॥१०३॥ अनालोच्य निजान्दोषान्महतोऽपि परस्य ये । गुणेषु दोषान् पश्येयुस्तेभ्यः कोऽन्यो विमूढधीः ॥१०४॥ धर्मभ्रष्टः स्वयं स्वीयान्धर्मभ्रष्टान्विधापयन् । यश्च स्यात्स गुरुर्हेयः सर्वथा स्वहितैषिणा ॥१०५॥ गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः । उत्पथं प्रतिपन्नस्य परित्यागो विधीयते ॥१०६॥ इत्थं बृहस्पतेर्वाक्यं वर्त्ततेऽतो हितार्थिना । गुरुं सदोषं हित्वान्यः श्रय्यो धर्मरतो गुरुः ॥१०७॥

ત્રપણે વર્તતા હોય અને શ્રીકૃષ્ણ–વાસુદેવને એકાંતિક ભાવથી સાક્ષાત્ કરવામાં સાવધાન વર્તતા હોય, આવા જે ગુરૂઓ હોય, તેમનો ત્યાગ કયારેય ન કરવો. ॥૧૦૦॥ અને તેવા સમર્થ ગુરૂઓજ પોતાના આશ્રિત મનુષ્યોને મૃત્યુ–પાશ થકી મુકાવીને અભય પદ આપવાને માટે સમર્થ થાયછે અને તે સિવાયના બીજા જે ગુરૂઓ છે, તે તો કેવળ ગુરૂ એવા નામનેજ ધારનારા છે. ॥૧૦૧॥ માટે જે બહારથી વૈષ્ણવના વેષને ધારનાર હોય, અને છાના તો પાપમાંજ બુદ્ધિવાળા હોય અને દુષ્કર્મ કરનારા હોય, અપવિત્ર વર્તતા હોય,તેમજ શિષ્યાંગનાઓનો સંગ કરનારા હોય, તો તેવા ગુરૂ તો સર્વ પ્રકારે ત્યાગ કરવા યોગ્યજ છે.॥૧૦૨॥ માટે આ પ્રમાણે શિષ્યભાવને પામેલી સ્ત્રીઓમાં ગમન કરનારાઓને અતિ પાતક લાગેછે, એમ ગુરૂપદ ઉપર રહેલા પુરૂષોએ અવશ્ય અનુસંધાન રાખવું જોઇએ.॥૧૦૩॥ તો આવા પોતાના મોટા મોટા દોષોને પણ નહિ વિચારતાં, બીજાના ધર્મ–જ્ઞાનાદિક મહાગુણોમાં દોષોને જે જુએછે, તો તેમનાથી બીજો કોણ વિમૂઢ બુદ્ધિવાળો કહેવાય ?॥૧૦૪॥ અને વળી જે પોતે ધર્મથી ભ્રષ્ટ હોય અને પોતાના આશ્રિત–શિષ્યોને પણ ધર્મ–ભ્રષ્ટ કરનારા હોય, તો તે ગુરૂ હોય તો પણ પોતાનું શ્રેયરૂપ હિત ઇચ્છનારાઓએ સર્વ પ્રકારે ત્યાગ કરવા યોગ્યજ છે. ॥૧૦૫॥ વળી દેવગુરૂ–બૃહસ્પતિ કહે છે–અતિ ગર્વિષ્ઠ બની ગયેલા હોય, કાર્ય-અકાર્યની પણ જેને ખબર ન હોય, તેમજ ધર્મમર્યાદા છોડી દઇને અવળેજ માર્ગે ચઢી ગયેલા હોય, આવી સ્થિતિ પામેલા તો, ગુરૂ હોય તો પણ તેમનો પરિત્યાગ કરવામાં આવેછે, ( પરિત્યાગ કરવોજ જોઇએ. ) આવું બૃહસ્પતિનું વાકય સચ્છાસ્ત્રમાં છે, માટે પોતાના હિતને ઇચ્છનાર માણસે ઉપર કહેવા પ્રમાણેના દોષવાળા ગુરૂનો ત્યાગ કરીને, ધર્મમાં પ્રીતિવાળા એવા બીજા ગુરૂનો આશ્રય કરવો. । ( અને આ પ્રમાણે શાસ્ત્રમર્યાદાને અવલંબીને, સત્ય–જ્ઞાની અને ધર્મિષ્ઠ ગુરૂનો આશ્રય કરવો, તે કાંઇ અન્યાશ્રય કર્યો ન કહેવાય અને જો એમ વિવેક ન રાખે તો સત્ય--અસત્યની તુલનાજ ન રહે. અને ગુરૂની યોગ્યતા–અયોગ્યતાનો પણ કાંઇ અર્થજ ન રહે. અને ભગવાન પોતેજ એમ તો સ્પષ્ટ કહેછે–'तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय आत्मनः । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम्' માટે આવા પરમ પવિત્ર બ્રહ્મનિષ્ઠજ ગુરૂ હોવા જોઇએ.

अथात्र किञ्चिदपरं पृच्छामो भवतां मते। किं? कीदृशं? परब्रह्म जगदेतच्च किं? मतम् ॥१०८॥ अद्वैतश्रुतिनिर्वाहो निराबाधश्च कीदृशः?। विचार्य भवदाचार्यसम्मतं यत्तदुच्यताम् ॥१०९॥ यद्युच्येत परब्रह्म सच्चिदानन्दलक्षणम्। अविवादमिदं तावत् कीदृशं तन्निरूप्यताम् ॥११०॥ तच्चेज्जगदुपादानं सर्वशक्तिसमन्वितम्। त्रेधा प्रभवतस्तस्य जडजीवेश्वरात्मना ॥१११॥ मृदादेरिव चेत् शक्तिः स्वरूपानतिरेकिणी। हन्त? तच्चाविकृतता न घटेत श्रुतीरिता ॥११२॥ शक्तिर्वा शक्तिकार्यं वा ब्रह्मणोऽन्न हि भिद्यते। भिद्यते चेद्धन्त? शुद्धाद्वैतहानिः प्रसज्यते ॥११३॥ स्वरूपपरिणामेऽपि स्वरूपस्याविकारिता। वन्ध्यात्वेऽपि भवेद्वीरप्रसूत्वं चेत्तदा भवेत् ॥११४॥ अद्वैतश्रुति-

---

અને એવા પરમ–ગુરૂનીજ ભગવત્સ્વરૂપતા 'आचार्यं मां विजानीयात्' એ વાક્યથી શ્રીમુખે પોતે કહેલી છે. પરંતુ–નહિ કે ગાફલ–ગુરૂની. ॥૧૦૬–૧૦૭॥

(આ પ્રમાણે સંપ્રદાયના આચારવિષયક પ્રશ્ન કરીને હવે તત્ત્વનિર્ણયના સંબંધમાં શંકારૂપ પ્રશ્ન પૂછેછે–) શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને માનનારા તમારા મતમાં હવે અમે બીજું કંઇક પૂછીએ છીએ–તમારા મતમાં પરબ્રહ્મને શું માનોછો? અને કેવું–કેવા પ્રકારનું માનોછો? અને આ જગત્‌ને શું? અને કેવું માનોછો? અને તમારા મતમાં–'सर्वं खल्विदं ब्रह्म' 'तत्त्वमसि' 'अहं ब्रह्मास्मि' 'अयमात्मा ब्रह्म' એ વિગેરે અદ્વૈત શ્રુતિઓનો નિર્બાધ અર્થ કેવી રીતે થાયછે? આ અમારા પ્રશ્નનો ઉત્તર મનમાં વિચાર કરીને તમારા પૂર્વાચાર્યોને સમ્મત જે અભિપ્રાય કે સિદ્ધાન્ત હોય તે કહો। (પણ તમારી ઉત્પ્રેક્ષાથી કલ્પિત કંઇ પણ કહેશો નહિ.) ॥૧૦૮–૧૦૯॥ જો તે પરબ્રહ્મ સચ્ચિદાનંદસ્વરૂપ છે, એમ કહેતા હો, તો–તેમાં અમારે વિવાદજ નથી. હવે–તે પરબ્રહ્મ કેવું–કેવા પ્રકારનું છે, તે નિરૂપણ કરો! ॥૧૧૦॥ ગોસ્વામી કહેછે–જગત્‌નું ઉપાદાનકારણપણું, એજ બ્રહ્મનું લક્ષણછે. અને સર્વ શક્તિઓથી સંપન્ન તે બ્રહ્મ જડ, જીવ અને ઇશ્વર, એ ત્રણ પ્રકારે પરિણામ પામતું હોવાથી, જેમ મૃત્તિકામાં–ઘટ શરાવાદિક રૂપે પરિણામ પામવામાં કોઇ વિલક્ષણ શકિત, તે મૃત્તિકાથી અપૃથગ્ભૂત છે, તેમજ–બ્રહ્મમાં પણ બ્રહ્મસ્વરૂપથી અપૃથગ્ભૂત એવી કોઇક વિલક્ષણ શકિત છે, તેનાથી પરિણામ પામેછે. ત્યારે મુકતાનંદાદિક સંતો કહેવા લાગ્યા કે–હન્ત–અરે? આમ જો હોય તો–શ્રુતિપ્રતિપાદિત બ્રહ્મની નિર્વિકારિતા ન ઘટે, બ્રહ્મ વિકારિ–પરિણામસ્વભાવે યુકત ઠરે, એ મોટો બાધ આવે. કેમકે–બ્રહ્મની શકિત, કે શકિતનું કાર્ય–જડ જીવાદિકરૂપે વિકાર પામવો, તે બ્રહ્મથી જુદું નથી કહેવાતું. અને જો જુદું હોય, તો તમારા શુદ્ધાદ્વૈત મતનીજ અસત્યતા ઠરે, માટે તમારો સિદ્ધાન્ત ઉડી જાયછે. ॥૧૧૧–૧૧૩॥ અને સંતો કહેછે–હે ગોસ્વામિન્! તમારા કહેવા પ્રમાણે સ્વરૂપથી પરિણામ પામવા છતાં પણ સ્વરૂપની અવિકારિતા કહેવી, તે તો–કોઇ સ્ત્રી વંધ્યા હોવા છતાં પણ તે વીર પુત્રને પ્રસવનારી છે, એમ કહેવા બરોબર છે. ( અર્થાત્–એ બન્ને અસંભવિત અને અસત્ય છે, માટે તમારો શુદ્ધાદ્વૈત મત પણ વંધ્યાપુત્ર જેવો અનિર્વચનીયજ છે.) ॥૧૧૪ ( વળી–ભેદશ્રુતિ, અભેદ તિ અને ઘટકશ્રુતિ, એ સર્વ શ્રુતિઓનો

सङ्गत्यै भवद्भिराश्रितः खलु। स्वरूपपरिणामोऽयमितरा बाधते श्रुतीः॥११५॥ चिदचि-द्भावतस्तस्य सर्वदोषप्रसङ्गतः। सुखदुःखादयो दोषा यथांशं ते व्यवस्थिताः ॥११६॥ उपादानं परब्रह्म सन्मात्रं नैव दुष्यति। इति यत्तु समाधानमविचारितसुन्दरम्॥११७॥ अंशांशिनोरनन्यत्वे मता केयं व्यवस्थितिः। स्वरूपतः स्वभावाच्च प्रच्युतस्याविका-रिता ॥११८॥ कथं घटेत? का? वा सा निरंशेऽशव्यवस्थितिः। जीवानां ब्रह्मभावश्च प्रलये सिद्ध्यति स्वतः ॥११९॥ क्षितेर्विलीयमानाया जलभाव इव स्वतः। तथा च मुक्तये भूयानायासः साधने कुतः ॥१२० कृष्णो गोलोकनिलयः परात्मा पुरुषोत्तमः।

સમન્વય વિચાર્યા સિવાય ) કેવળ અદ્વૈત શ્રુતિઓની સંગતિ–સમન્વય કરવા માટે તમોએ આશરેલો સ્વરૂપપરિણામવાદ બીજી અનેક શ્રુતિઓનો બાધ કરેછે, ( એટલે કે–બીજી અનેક શ્રુતિઓ બ્રહ્મસ્વરૂપની નિર્વિકારિતા કહેછે અને તમારા પરિણામ-વાદમાં તો સ્વરૂપમાંજ વિકાર ઠરેછે, માટે આવો મોટો બાધ આવેછે. ) હવે–તે દોષના નિવારણ માટે તમે જે સમાધાન આપોછો કે–જગતના ઉપાદાન કારણભૂત પરબ્રહ્મ પોતે સન્માત્રસ્વરૂપ હોવાથી સર્વ પદાર્થોમાં અનુગત હોવા છતાં પણ, પોતે દૂષિત થતાજ નથી, પરંતુ–તે બ્રહ્મનાજ પરિણામભૂત જીવ-જડ પદાર્થોમાં, સુખ–દુઃખાદિકનો સંબંધ તેમાં-તેમાં યથાયોગ્ય વ્યવસ્થાથી રહેલો છે, આ પ્રમાણે તમે–બ્રહ્મને ચિત–અચિત્ રૂપે થવાથી સર્વ દોષના પ્રસંગને લીધે તેનું વારણ કરવા જે સમાધાન કરોછો, તે સમા-ધાન અવિચારિત સુન્દર છે, ( એટલે કે પૂર્વાપરનો વિચાર કર્યા સિવાય તમારા કહેવા પ્રમાણેજ જે તુરત માની લે તેનેજ સારૂં લાગે, પરંતુ–શ્રુતિઘટિત યુક્તિ સાથે જો વિચારની કસોટીમાં લે તો તો તે અસત્યજ ઠરે. ) ॥૧૧૫–૧૧૭॥ વળી-અંશભૂત જીવાત્મા અને અંશી પરમાત્મા, એ બંનેની એકતા હોવાથી આ વ્યવસ્થા કેવી કહેવાય? કેમકે–સ્વરૂપથી અને સ્વભાવથી પણ પ્રચ્યુત–અન્યથાભાવ પામેલાને અવિકારિતા કહેવી તે કેમ ઘટે ? અને વળી નિરંશવસ્તુમાં આવી અંશવ્યવસ્થા કેવી રીતે સંભવે ?

(મૃત્તિકા જેમ એક અંશથી ઘટરૂપે અને બીજા અંશથી શરાવરૂપે વિકાર પામીને રહી શકેછે, તેમ બ્રહ્મમાં અંશભાવ હોય તોજ જીવ-જડરૂપે પરિણામ પામેછે એમ કહી શકાય. પરંતુ–બ્રહ્મ પોતે સદાય નિરંશ અને નિર્વિકાર હોવાથી તેમાં અંશ–અંશિભાવની વ્યવસ્થા ઘટેજ કેમ ? અને તેવી અંશાંશિભાવની વ્યવસ્થા નહિ હોવાથી, જીવગત સર્વ દોષ બ્રહ્મને વિષેજ આવે, માટે તમારો પરિણામવાદ આ પ્રમાણે સર્વથા અસંગતજ છે, એ નિર્વિવાદ છે. ) અને વળી–તમારા મત પ્રમાણે પ્રલયકાળમાં જીવોને બ્રહ્મભાવાપત્તિ ( જીવ બ્રહ્મનું ઐક્ય હોવાથી ) આપો આપજ થઇ જાયછે, જેમ–પૃથ્વી પ્રલય સમયમાં લય પામતાં પામતાં અંતે જળભાવને પામી જાયછે, એટલે કે–જળરૂપે થઇ જાયછે તેમ. તો પછી મુક્તિને માટે શમદમાદિક સાધનસંપ-ત્તિમાં શા માટે મોટો પ્રયાસ કરવો જોઇએ ? ॥૧૧૮–૧૨૦॥

सर्वकल्याणनिलयो मुक्तसेव्यः परात्परः ॥१२१॥ सर्वदुःखैकनिलयः सर्वाशुभसमाश्रयः । नानायोनिपरिश्रान्तो जीवश्च भवमार्गगः ॥१२२॥ अंशो निसर्गतस्तस्य परस्य ब्रह्मणो यदि । स्वानन्यानन्यतां जानन्दुःखी स्यात्पुरुषोत्तमः ॥१२३॥ जीवो वा परमानन्दपदं भवतु संसरन् । परः परिणतिं प्राह जगदेतज्जडस्य तु ॥१२४॥ अजडस्य विशुद्धस्य यूयं भेदस्त्वियानिह । परस्य पुरुषे नैव दोषो निर्लेप एव सः ॥१२५॥ सर्वदोषोपलेपस्तु युष्माकं पुरुषोत्तमे । एकत्र गुणदोषाणामविरोधेन सङ्गतिम् ॥१२६॥ वदतां ननु युष्माकं वचोमात्रविजृम्भितम् । स्वतोऽपहतपाप्मत्वसपाप्मत्वोभयान्वयः ॥१२७॥ नित्यशुद्धे निर्विकारे न घटेत कथञ्चन । बाध्येरन् श्रुतयः सर्वा विकारादिनिषेधिकाः ॥१२८॥ जगत् परिणतिं ब्रूमो वयं च ब्रह्मणः पुनः । उपादानं परम्ब्रह्म

---

અને ગોલોકવાસી પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ, કે જે-સર્વ કલ્યાણ ગુણોના ભંડારરૂપ છે, મુકતપુરૂષોએ સદાય સેવ્યમૂર્તિ છે અને 'अक्षरात्परतः परः' સર્વથી પર અક્ષર તેથી પણ પર રહેલા છે, તે અને જે આ-સંસાર ચક્રમાં ગોથાં ખાનારો, સર્વ દુઃખપરંપરાઓનોજ એક અનુભવ કરનારો, લોભ મોહાદિક અનેક અશુભ-દોષોનો આશ્રયભૂત અને પશ્વાદિક અનેક યોનિઓમાં પરિભ્રમણ કરવાથી વિશ્રાન્ત બની ગયેલો એવો જીવાત્મા, એ બંને જો પરબ્રહ્મના સ્વાભાવિકપણે અનાદિસિદ્ધ અંશજ હોય, તો-પોતાનાથી અપૃથગ્ભૂત બ્રહ્મ, તેનાથી જીવાત્માને અપૃથગ્ભૂત જાણતા થકા સર્વનિયંતા પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ પોતેજ જીવગત સર્વ દુઃખને પોતાનામાંજ જાણતા થકા દુઃખી થાય, અથવા તો-જીવાત્મા પોતે-પોતાનાથી અપૃથગ્ભૂત પરબ્રહ્મ, તેનાથી અપૃથગ્ભૂત શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ, તેમની સાથે પોતાની અપૃથક્તા- એકતા જાણતો થકો પરમાનન્દનો ભોગી થાય, ( પછી તો કોઇ સંસારી કે દુઃખીજ ન રહે. )

( આ પ્રમાણે પરિણામવાદમાં બંને પ્રકારનો બાધ બતાવીને, હવે-કાપિલ મત કરતાંય તમારો મત વધારે દૂષિત છે, એમ તેની સાથે રસખામણી કરીને સ્પષ્ટ કહી બતાવેછે-)

પર-સામા પક્ષમાં રહેલા કાપિલો, આ જગતને જડદ્રવ્ય-પ્રકૃતિના પરિણામરૂપ કહેછે, જ્યારે તમે તો અજડ-ચેતન એવા સર્વથા વિશુદ્ધ પરમેશ્વરનોજ પરિણામ કહોછો, આ બંનેમાં ભેદ તો એટલોજ છે કે-પરમતમાં-કાપિલમતમાં પુરૂષ જે પરમાત્મા તેમાં કોઈ દોષ નહિ આવતાં તે સદાય તટસ્થ હોવાથી નિર્લેપજ માનવામાં આવેછે, ત્યારે તમારે તો સર્વ દોષના પાત્ર પોતે પુરૂષોત્તમજ ઠરેછે, ( એટલે કાપિલ કરતાંય તમે સારા ? ) અને વળી-આ પ્રમાણે એકજ પરમાત્મામાં ગુણદોષોનું અવિરોધથી-પરસ્પર બાધ સિવાય સંગમન થઇ શકે એમ બોલનારા તમારૂં વચનમાત્ર (અર્થાનુસંધાન સિવાય શ્રદ્ધાથી સાંભળી રહેનારાઓનેજ ) સુંદર લાગે તેવું છે. કારણકે-સ્વરૂપથીજ અપહતપાપ્મત્વાદિક કલ્યાણ ગુણોએ સહિતપણું અને તેનાથી વિરૂદ્ધ એવું પાપે યુકતપણું, એ બંનેનો અન્વય-સંબંધ, એક સાથે નિત્યશુદ્ધ નિર્વિકાર પરમાત્મામાં કોઇ

विशिष्टं खलु नो मतम् ॥१२९॥ चिदचिद्भ्यां प्रकाराभ्यां विशिष्टं ब्रह्म सर्वदा । तदेतत्स्वापृथक्सिद्धप्रकारचिदचिद्गतात् ॥१३०॥ अवस्थाभेदतः सौक्ष्म्यस्थौल्यभेदैकलक्षणात् । उपादानमुपादेयं भवन्नैव हि दुष्यति ॥१३१॥ प्रत्यक्तत्वपरप्रसम्बद्धे प्रश्ने तत्वानुबन्धिनि । श्रुतिन्यायोपपन्नं यदुत्तरं प्रोच्यतामिह ॥१३२॥ प्रश्नस्यास्योत्तरमपि दातुं नैव यदाशकत् । तदा नीचीनवक्त्रोऽसौ ततः मायादनुत्तरः ॥१३३॥ तस्मि-

રીતે કયારેય ઘટેજ નહિ. કેમકે–'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यम् निरञ्जनम्' એ વિગેરે પરમાત્મસ્વરૂપમાં વિકારાદિક દોષનો નિષેધ કરનારી અનેક શ્રુતિઓનો બાધ આવે. (તે જોયા જાણ્યા સિવાય તમારૂં બોલવું છે, એ અભિપ્રાય છે.) ॥૧૨૧–૧૨૮॥

(આ બધું સાંભળીને પોતાના મતમાં આવતાં દૂષણોનો પ્રત્યુત્તર નહિ આપતાં તે ગોસ્વામી તે મુકતાનંદાદિક સંતોના પ્રત્યે તેમના મતમાં સામો આક્ષેપ કરેછે, કે–પરિણામવાદ તો તમો પણ માનોછો, તો તમારા મતમાં આ શંકાઓ કેમ ન આવે? આવેજ. તો તેનો ખૂલાસો કરો? આ પ્રમાણે તે ગોસ્વામીનું વચન સાંભળીને શ્રીહરિના અભિપ્રાય પ્રમાણે તે સંતો પોતાના વિશિષ્ટાદ્વૈત મતમાં દૂષણ નથી આવતું એમ સમાધાન કરેછે–)

જો કે–જગત્ બ્રહ્મનું પરિણામ છે, એમ તો અમેય કહીએ છીએ, પરંતુ–અમારા મતમાં જગતનું ઉપાદાન કારણભુત પરબ્રહ્મ વિશિષ્ટસ્વરૂપે માનેલું છે. (તેથી કોઇ બાધ આવતો નથી.) પરબ્રહ્મ પરમાત્મા નિરંતર ચિત્ અને અચિત, એ બંને અપૃથક્સિદ્ધ પ્રકારથી–(વિશેષણથી) વિશિષ્ટજ છે, તે એ બ્રહ્મ પોતાનાથી અપૃથક્સિદ્ધ પ્રકારભૂત એવા ચિત્–અચિત્માં રહેલા અને સૂક્ષ્મતા અને સ્થૂલતારૂપ જે ભેદ એજ એક લક્ષણ જેનું છે, એવા કારણાવસ્થા અને કાર્યાવસ્થાના ભેદના યોગે કરીનેજ તે પરબ્રહ્મ ઉપાદાન અને ઉપાદેય એ બંનેય હોવા છતાં પણ કોઇ દોષથી દૂષિત થતુંજ નથી, (આ પ્રમાણે અમારે તો જગત્ અને બ્રહ્મને શરીર–શરીરિભાવ માન્ય હોવાથી સૂક્ષ્મતા અને સ્થૂલતારૂપ ભિન્ન ભિન્ન અવસ્થાયોગને પામતા ચિત્–અચિતરૂપ શરીરમાંજ, એટલે કે–ચિત્માં સ્વભાવાન્યથાભાવ અને અચિત્માં સ્વરૂપાન્યથાભાવ થવારૂપ સર્વ દોષો ઘટેછે. અને પરમાત્મા તો પોતે એ પરિણામ પામતા ચિત–અચિત્ એ બંનેના શરીરી હોવાથી અને તેનાથી વ્યતિરેક સ્વરૂપે નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વભાવ એવા સર્વથા શુદ્ધ, નિર્વિકાર અને નિર્દોષ હોવાથી પરમાત્મસ્વરૂપમાં કોઇ જાતનો બાધ આવતો નથી. માટે આ પ્રમાણે અમારો મત સર્વથા બાધરહિત સર્વમાન્ય અને શ્રુતિ–સ્મૃતિના સિદ્ધાન્ત પ્રમાણે સર્વશ્રેષ્ઠ–સર્વોપરિ છે. અને તમારે તો તમારા મતમાં અમોએ કરેલી શંકાઓનો ખૂલાસો કરવાનો બાકીજ રહ્યો.)

માટે વેદત્રયીના શિરોભાગરૂપ વેદાન્તમાર્ગમાં સંબંધ ધરાવતા એવા પરતત્વ–પરમાત્મસ્વરૂપના નિર્ણય સંબંધી પ્રશ્નમાં તમારે શ્રુતિ અને તદનુકૂળ ન્યાય–યુક્તિવિચાર તેણે સહિત ઉત્તર અહીંઆં–સભામાંજ આપવો જોઇએ માટે કહો? ॥૧૨૯–૧૩૨॥

न्ते सकलपौरजनाः सहासं तस्मिन्महत्तमधियं विजहुश्चिरत्तनाम्। आचार्यबुद्धिमचलां भगवद्धियं च तल्लक्षणे विदधुरेव हि धर्मसूनौ ॥१३४॥ तस्यैव भक्तिमखिला विदधुस्त-तस्ते निःसंशयं सह मिजैरनुवासरं च। राजापि विस्मयमवाप्य तमेव साक्षान्निश्चित्य कृष्णमगमच्छरणं सभार्यः ॥१३५॥ कृत्वा तदाश्रयमवाप्तमनोरथोऽसौ सम्यक्पुपूज सह साधुभिरीश्वरं तम्। निःसंशयो भजनमस्य चकार नित्यमानन्दमात्मनि परं समयात्सह स्वैः ॥१३६॥ तत्रान्नसत्रमथ सोऽपि महद्धि पान्थनृणां विधापयदुपागतयात्रिकाणाम्। कुर्युः स्तवं खलु हिताय च यत्र तेऽपि स्वन्नोदकादिसुहिता मुदिता अमुष्य ॥१३७॥ भूरिप्रतापमिति सम्प्रथयन्पृथिव्यां तत्रत्यभक्तजनतां सुखयन्नुषित्वा। मासं ततः स निरगादनुयात आत्मभक्तान्निवर्त्य सह सद्भिरुदारकीर्तिः ॥१३८॥

---

આ પ્રમાણે મુકતાનંદાદિક સંતોએ પૂછેલા આ પ્રશ્નનો ઉત્તર પણ જ્યારે ગોસ્વામી ન આપી શક્યા અને શરમાઇ ગયા, ત્યારે નીચું મુખ રાખીને એ ગોસ્વામી તો કંઇ પણ ઉત્તર નહિ આપતાં તે સભામાંથી ચાલ્યા ગયા. ॥૧૩૩॥

આ પ્રમાણે તે ગોસ્વામી સભામાંથી પરાજય પામીને ચાલ્યા ગયા, તે પછી સર્વ પુરવાસી જનોએ તેમનો ઉપહાસ કરવા પૂર્વક તેમને વિષે બહુકાળથી જે મહાપુરૂષપણાની બુદ્ધિ હતી તેમજ નિશ્ચળ એવી આચાર્યબુદ્ધિ અને ભગવદ્‌ભાવની બુદ્ધિ હતી, તે સર્વનો ત્યાગ કરી દીધો; અને સર્વ પ્રકારે આચાર્ય—લક્ષણોથી તેમજ ભગવાનનાં સર્વ લક્ષણોથી સંપન્ન એવા તે ધર્મપુત્ર શ્રીહરિને વિષેજ ભગવદ્‌ભાવ અને આચાર્યભાવની દ્રઢ નિષ્ઠા કરી. ॥૧૩૪॥ અને તે પછી સઘળા પુરવાસી જનો પોતાના અનુયાયી માણસોએ સહિત, નિઃસંશયપણે દરરોજ તે પ્રત્યક્ષ શ્રીહરિનીજ અચળ ભકિત કરવા લાગ્યા અને તે પુરના રાજા પણ પોતે વિસ્મય પામીને તે શ્રીહરિનેજ આ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ છે, એમ નિશ્ચય કરીને પોતાની ભાર્યાએ સહિત તે શ્રીહરિનેજ અનન્ય—શરણે આવ્યા. ॥૧૩૫॥ અને તે પ્રત્યક્ષ શ્રીહરિનો દ્રઢ આશ્રય કરીને સર્વ મનોરથ જેમના પૂર્ણ થયાછે, એવા તે રાજાએ મુકતાનંદાદિક સર્વ સાધુઓએ સહિત ઇશ્વરમૂર્તિ એવા તે શ્રીહરિની રૂડે પ્રકારે પૂજા કરી. અને નિઃસંશય થઇને નિરંતર એ શ્રીહરિનું ભજન કરવા લાગ્યા; અને તેમ કરવાથી ( પોતાને પ્રગટ ભગવાન મળવાથી ) પોતાના સર્વ આશ્રિતજનોએ સહિત મનમાં પરમ આનંદ પામ્યા. ॥૧૩૬॥ ત્યાર પછી તે શ્રીહરિએ પણ તે નવા નગરમાં આવેલા યાત્રાળુઓ તેમજ વટેમાર્ગુઓના પણ હિતને માટે એક મોટું અન્નનું સદાવ્રત પ્રવર્તાવ્યું, કે જે અન્નસત્રમાં આવીને સારાં સારાં અન્ન અને જળ વિગેરેથી ખૂબ તૃપ્ત થઇને આનંદ પામ્યા થકા તે યાત્રાળુઓ શ્રીહરિનાં બહુજ વખાણ કરતા હતા.॥૧૩૭॥ આ પ્રમાણે પૃથ્વી ઉપર પોતાનો અતિ મોટો પ્રતાપ વિસ્તારતા થકા તે શ્રીહરિ તે નવા નગરમાં રહેનારા ભક્તજનના સમૂહોને સુખ અને આનંદ આપતા થકા, એક માસ પર્યંત ત્યાં રહીને, તે પછી પોતાને વળાવા માટે પાછળ આવતા ભક્તજનોને પાછા વાળીને, અતિ ઉદાર કીર્તિ એવા તે શ્રીહરિ મુકતાનંદાદિક સંતોએ સહિત તે નગર થકી નીકળ્યા. ॥૧૩૮॥

वैष्णवार्यगदुराचरणानि त्याजयन् सवृषनिर्मलभक्तिम् ।
यः पुपोष नगरीयमभायां सोऽस्तु मे हृदि हरिः परितुष्टः ॥१३९॥

इति श्रीमदुद्धवसम्प्रदाया......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये नवनगरे वल्लभकुलीयगोस्वामिपराजयनिरूपणनामा अष्टाविंशतितम उल्लासः ॥२८॥

જે શ્રીહરિએ નવાનગરની સભામાં વૈષ્ણવાચાર્ય-ગોસ્વામીનામાં રહેલા દુરાચારને ત્યાગ કરાવતા થકા, ધર્મે સહિત નિર્મળ એવી ભગવદ્ભક્તિનું પોષણ કર્યું હતું, તે સ્વયં મારા ઇષ્ટદેવ શ્રીહરિ અતિ પ્રસન્ન થઇને મારા હૃદયમાં અખંડ વિરાજમાન રહો. ॥૧૩૯॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદા... ....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં નવાનગરમાં વલ્લભકુળના ગોસ્વામીનો પરાજય નિરૂપણ કર્યો એ નામે અઠ્ઠાવીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૮॥

## उल्लासार्थसङ्ग्रहः

प्रादुर्भूय वृषान्वये क्षितितळे धर्मं प्रतिष्ठापयन्
नानादेशनिवासिलोकनिवहं धर्मं सुखाद्बोधयन् ।
श्रीमद्द्वारवतीं समेत्य नगरीं यस्तीर्थयात्रामिषात्
धर्म्यं तीर्थविधिं विधाय जनयन् श्रद्धां च तत्रै विधौ ॥
उपादिशत्तीर्थवासे विधेयान्नियमान् स्फुटम् ।
स एष भगवानस्मान् पुनातु वृषनन्दनः ॥२९-१-२॥

આ ભારત-ભૂમંડળમાં ધર્મવંશમાં પ્રગટ થઇને જે શ્રીહરિએ ધર્મની પ્રતિષ્ઠા કરતા થકા, નાના પ્રકારના દેશમાં રહેનારા લોકસમૂહને સુખેથી ધર્મનો બોધ કરતા થકા, તીર્થયાત્રાના નિમિત્તે શ્રીમતી દ્વારિકા નગરી પ્રત્યે જઇને ધાર્મિક-તીર્થવિધિ કરીને ત્યાં લોકોને તીર્થવિધિમાં શ્રદ્ધા ઉપજાવતા થકા તીર્થવાસમાં પાળવા યોગ્ય ધર્મ-નિયમોનો સ્પષ્ટતાથી ઉપદેશ કર્યો હતો, તે ધર્મનંદન ભગવાન અમને તીર્થવાસ કરતાં કામક્રોધાદિક દોષો થકી રક્ષા કરીને પાવન કરો. ॥૨૯-૧-૨॥

## एकोनत्रिंश उल्लासः

ततो ययौ द्वारवतीं वृतोऽसौ पद्मैः सभक्तैर्गृहिभिश्च सर्वैः । साधूंस्तु माण्डव्यपुरे न्ययुंक्त मुमुक्षुबोधाय च वर्णिनोऽपि ॥१॥ आनन्दयन्भक्तजनांश्च मार्गे पुरातनं स्थानमवाप स स्वम् । ततो यथावद्विदधे द्विजोक्तरीत्यैव तीर्थस्य विधिं विधिज्ञः ॥२॥ महार्हदानानि ददौ द्विजेभ्यः स गोमतीस्नानविधिं विधाय । तत्रत्यकृष्णप्रतिमां प्रणम्य सन्तर्पयामास बहूंश्च विप्रान् ॥३॥ तत्र त्रिरात्रं भगवानुषित्वा मनुष्यनाट्यं विदधत्ततोऽगात् । आरावणं तत्र दरिद्रलोकान्ददर्श मुद्राप्रदपीड्यमानान् ॥४॥ तदर्दनं

द्रष्टुमनीश ईश उत्तार्य नावाम्बुधिखाडिकां सः। द्वीपे स्वमूर्त्तेर्द्दशिपूजनादि विधाय पञ्चानवसच्च पञ्च ॥५॥ तत्रत्यकृष्णार्चकवर्त्तनं तु ददर्श सद्भिः स विगर्हणीयम्। कृष्णेऽप्यनास्थां च शिलाधियं च सर्वां तदीहामपि जीविकार्थाम् ॥६॥ दम्भप्रधानामखिलां च भक्तिं स वर्णसाङ्कर्यमनर्हभक्ष्यम्। निःशङ्कमेव व्यभिचारकर्म तेषां समीक्ष्याप सुखेदमन्तः ॥७॥ ततश्च तत्रत्यमधर्मसर्गमुन्मूलयन्संसदि सोऽनुघस्रम्। चकार वार्त्ता बहुधैव धर्मशास्त्रानुगाः पातकहापनार्थाः ॥८॥ चातुर्वर्ण्यं भगवता वैरा-

## ઉલ્લાસ ૨૯ મો.

નવાનગરથી નીકળ્યા પછી એ શ્રીહરિ, પોતાના પાર્ષદો તેમજ સર્વ ગૃહસ્થ ભક્તજનો, તેમનાથી વીંટાયા થકા દ્વારિકાપુરી પ્રત્યે ગયા. અને સાધુઓને તેમજ વર્ણીઓને તો મુમુક્ષુજનોને બોધ આપવા માટે માંડવી પુર પ્રત્યે મોકલ્યા. ॥૧॥ માર્ગમાં ભક્તજનોને આનંદ આપતા તે શ્રીહરિ પોતાના પુરાતન સ્થાનરૂપ દ્વારિકાને પામ્યા, તે પછી સર્વ વિધિને જાણનારા એ શ્રીહરિએ, બ્રાહ્મણોએ કહેલી રીતિ પ્રમાણેજ યથાર્થ રીતે તીર્થવિધિ–સ્નાનાદિક ક્રિયાઓ કરી. ॥૨॥ શ્રીહરિએ ગોમતીજીમાં સ્નાનવિધિ કરીને બ્રાહ્મણોને મહામૂલ્યવાળાં વસ્ત્રાદિક વસ્તુઓનાં દાન કર્યાં, તથા ત્યાં રહેલી શ્રીકૃષ્ણની પ્રતિમા–રણછોડજીને દર્શન–નમસ્કાર કરીને ઘણા બ્રાહ્મણોને જમાડયા. ॥૩॥ ત્યાં–ગોમતીકાંઠે ત્રણ રાત્રિ રહીને મનુષ્યનાટયનું અનુકરણ કરતા ભગવાન શ્રીહરિ ત્યાંથી આરાવણ–સ્થાનમાં આવ્યા, ત્યાં તપ્તમુદ્રાઓ આપનારા મનુષ્યોએ અતિ પીડા પમાડેલા ઘણાક લોકોને જોયા. ॥૪॥ આવું તે છાપો આપનારા નિર્દય ચારણોએ લોકોને આપેલું કષ્ટ તેને શ્રીહરિ પોતે જોવાને અસમર્થ[1] એવા થકા નાવમાં બેસીને સમુદ્રની ખાડી ઉતરીને બેટમાં રહેલી પોતાનીજ ( પૂર્વાવતારની ) મૂર્તિનાં દર્શન–પૂજન વિગેરે કરીને ત્યાં પાંચ દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૫॥ ત્યારે ત્યાં તો શ્રીહરિએ ત્યાં રહેનારા દેવના પૂજારી ગુગલી બ્રાહ્મણોનું વર્તન તો, સદ્ધર્મનિષ્ઠ સત્પુરૂષોએ તિરસ્કાર કરવા જેવુંજ જોયું. તેમજ–સેવવા–પૂજવા યોગ્ય શ્રીકૃષ્ણની પ્રતિમામાં પણ અનાસ્થા– અશ્રદ્ધા અને કેવળ પત્થરબુદ્ધિજ તેમના જોવા–જોવામાં આવી, તેમજ તેમની સઘળી દેવસેવા વિગેરે ક્રિયાઓ પણ કેવળ આજીવિકાને માટેજ હતી એમ જોયું. ॥૬॥ તેમની ભક્તિ સઘળી દંભપ્રધાનજ જોવામાં આવી, વળી તેમનું વર્ણસંકરપણું, અભક્ષ્ય વસ્તુઓનું ભક્ષણ, તેમજ નિઃશંકપણે કરવામાં આવતું વ્યભિચારકર્મ, આ બધું જોઇને શ્રીહરિ અંતરમાં અતિશેજ ખેદ પામ્યા. ॥૭॥ પછી તે શ્રીહરિએ ત્યાં–તીર્થમાં રહેલા અધર્મસર્ગને મૂળમાંથીજ નાશ કરતા થકા દરરોજ સભામાં ધર્મશાસ્ત્ર પ્રમાણે પાતકને ટાળનારી વાર્તાઓ બહુ પ્રકારે કરી હતી. ॥૮॥

૧ 'કોઇને દુઃખીઓ રે દેખી ન ખમાય' એ પ્રેમાનંદ સ્વામીના વચન પ્રમાણે, તે દુઃખીઆઓને જોઇને અતિ દયાળુ તે શ્રીહરિ ત્યાં રહીજ ન શકયા. ॥

जपुरुषात्मना। स्वस्वधर्मयुतं सृष्टं मुखाद्यङ्गादनुक्रमात् ॥९॥ स्वं स्वं धर्मं पालयद्भिरतो विप्रादिभिः सदा। स एव भजनीयोऽत्र स्थेयं तत्कृतसेतुषु ॥१०॥ दुर्लभो मानुषो देहो धर्मपालनसम्मतः। तं प्राप्य तु प्रयत्नेन धर्मः पाल्यो विशेषतः ॥११॥ सर्वैः सर्वत्र पाल्योऽसौ तीर्थेषु तु विशेषतः। यत्रैवानुष्ठितो धर्मः सहस्रगुणितो भवेत् ॥१२॥ तीर्थेषु तं परित्यज्य कामलोभरसाकुलाः। अधर्मे ये प्रसज्जन्ते तेषां सोऽपि विवर्द्धते ॥१३॥ तत्पापकर्म न क्वापि प्रायश्चित्तैः प्रणश्यति। एवं हि तीर्थधर्मेषु प्राक्तनैर्मुनिभिः स्मृतम् ॥१४॥ यस्य हस्तौ पादौ च जिह्वा शिश्नं मनस्तथा। संयतं स्यात्तपो विद्या स तीर्थफलमश्नुते ॥१५॥ अकोपनोऽमलमतिः सत्यवादी दृढव्रतः। आत्मोपमश्च भूतेषु तस्य तीर्थफलं स्मृतम् ॥१६॥ कामं क्रोधं च लोभं च यो जित्वा तीर्थमाविशेत्।

---

શ્રીહરિ કહેછે— હે જનો! પરમેશ્વરે વૈરાજ–પુરૂષરૂપે થઇને પોત–પોતાના ધર્મ-કર્મે સહિત, બ્રાહ્મણ વિગેરે ચારેય વર્ણના મનુષ્યોને, પોતાના મુખ–બાહુ વિગેરે અંગ થકી અનુક્રમે સર્જ્યા છે. ॥૯॥ માટે બ્રાહ્મણાદિક સર્વ મનુષ્યોએ પોત–પોતાનો ધર્મ પાલન કરતા થકાજ તે ભગવાન ભજવા યોગ્યછે–ભજવા જોઇએ, તથા તે ભગવાને બાંધેલી ધર્મ–મર્યાદાઓમાં રહેવુંજ જોઇએ. ॥૧૦॥ ધર્મનું પાલન કરવામાંજ સર્વથા માનેલો આ માનવ અવતાર અતિ દુર્લભ છે, તો તે માનવદેહને પામીને તો પ્રયત્નથીજ વિશેષપણે ધર્મ પાળવોજ જોઇએ. ॥૧૧॥ એ ધર્મ સર્વ મનુષ્યોએ સર્વ દેશ–કાળમાં પાલન કરવાનો છે, તો તીર્થોમાં તો તે વિશેષપણે અવશ્ય પાળવોજ જોઇએ, કે–જે તીર્થોમાં અનુષ્ઠાન–આચરણ કરેલો ધર્મ હજારઘણા ફળને આપનારો થાયછે. ॥૧૨॥ જે મનુષ્યો કામ, લોભ અને રસાસ્વાદથી આકુળ થઇ જઇને તીર્થોમાં તે ધર્મનો પરિત્યાગ કરીને અધર્મમાં પ્રવર્તેછે, તો તેમને તે અધર્મ પણ વિશેષપણે વધેછે, (કારણ કે–બીજા સ્થળોમાં કરેલું પાપ તીર્થસ્થાનમાં નાશ પામેછે, પરંતુ–જે તીર્થમાં જઇને પણ પાપ કરેછે, તો તે પાપકર્મ તો તેને વજ્રલેપની માફક વળગેછે,) વળી તે તીર્થમાં કરેલું પાપકર્મ પ્રાયશ્ચિત્તોથી પણ ક્યારેય નાશ નથી થતું, એમજ પ્રાક્તન મુનિઓએ તીર્થોમાં પાળવાના ધર્મમાં કહેલું છે. ॥૧૩–૧૪॥ (હવે—તીર્થના ફળને પામનારાઓનાં લક્ષણ કહેછે—) જે પુરૂષના હાથ, પગ, જીહ્વા, શિશ્ન અને મન, એ સર્વ સંપૂર્ણપણે નિયમમાં હોય, (એટલે કે–તે તે ઇન્દ્રિઓ પોત–પોતાની વિરૂદ્ધ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ પામીને ભગવદ્ભક્તિ વિગેરે સત્પ્રવૃત્તિમાં વર્તનારી હોય,) તેમજ જેનું તપ અને વિદ્યા પણ દંભ અને અભિચારાદિક થકી નિવૃત્તિ પામેલી હોય, તે પુરૂષ તીર્થના ફળને પામેછે. ॥૧૫॥ વળી–ક્રોધે રહિત, નિર્મળ–સાત્ત્વિક બુદ્ધિવાળો, સત્ય વચન બોલનારો, પોતાના યોગ્ય–વિહિત વ્રતોમાં દૃઢપણે વર્તનારો, તેમજ સર્વભૂતોમાં પોતાની ઉપમાથીજ જોનારો, આવા પુરૂષનેજ તીર્થનું ફળ યથાર્થ થાયછે, એમ કહેલું છે. ॥૧૬॥ અને વળી–નરકના દ્વારભૂત કામ, ક્રોધ અને લોભ, એ ત્રણને જીતીને–તેને વશ નહિ વર્તતાં જે પુરૂષ તીર્થોમાં જાયછે, તો તેને તીર્થોમાં જવાથી ક્યારેય કોઇ પણ વસ્તુ અપ્રાપ્ય–ન

न तेन किञ्चिदप्राप्यं तीर्थाभिगमनात्क्वचित् ॥१७॥ अश्रद्दधानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः । हेतुनिष्ठश्च पञ्चैते न तीर्थफलभागिनः ॥१८॥ अन्यत्र यत्कृतं पापं तत्तु तीर्थे विनश्यति । तीर्थे कृतं तु यत्पापं वज्रलेपायते हि तत् ॥१९॥ तीर्थे कृतानां पापानां प्रायश्चित्तेन शोधनम् । न जायतेऽतोऽत्र सुज्ञैः स्थातव्यं नियमैः सह ॥२०॥ स्वधर्मान्पालयन्तो ये तीर्थेषु निवसन्ति ते । इह कीर्त्तिमवाप्यान्ते प्राप्नुवन्ति महत्सुखम् ॥२१॥ कृत्वापि वासं तीर्थेषु दुराचारेषु ये रताः। मर्यादाभेदिनस्ते तु घोरान् यान्त्येव नारकान् ॥२२॥ यात्रिकैश्च जनैस्तीर्थे सर्वथा नियमान्वितैः । भवितव्यं प्रयत्नेन यात्रा स्याद्विफलान्यथा ॥२३॥ तत्रोपवासः कर्तव्यं क्षौरं श्राद्धं सपिण्डकम् । विप्राश्च साधवो भोज्या देयं दानं यथाधनम् ॥२४॥ तत्र क्षौरं तु व्रतिभिर्वर्णिभिर्जीवदम्बकैः । नियतक्षौरकालैश्च कारणीयं न योगिभिः ॥२५॥ नारीभिः पतिवत्नीभिः

પામી શકાય એવી રહેતી નથી, અર્થાત્ સર્વ અર્થને તે પામેછે. ॥૧૭॥ અને જે માણસ તીર્થાદિકમાં શ્રદ્ધા–વિશ્વાસ નહિ રાખનારો, તીર્થમાંજઇને પણ પાપમાંજ મન રાખનારો, તીર્થોના દેવો વિગેરેમાં તેમજ પરલોકાદિકમાં વિશ્વાસ નહિ પામેલો, તેમજ અનેક અયોગ્ય હેતુઓ કહીને, તે કુટિલ શંકાઓમાંજ નિષ્ઠા રાખનારો અને સંશયાત્મા-આત્મકલ્યાણના નિર્ણયશૂન્ય, આ પાંચેય પ્રકારના માણસો તીર્થના ફળને પામતાજ નથી. ॥૧૮॥ અને અન્ય સ્થળમાં કરેલું જે પાપ હોય તે તો તીર્થમાં જવાથી નાશ પામેછે, પરંતુ–તીર્થમાં જઇને તો જે પાપ કરેછે, તે પાપ તો વજ્રલેપ જેવુંજ દ્રઢ વળગેછે. ॥૧૯॥ વળી-તીર્થમાં કરેલાં પાપોની શુદ્ધિ તો પ્રાયશ્ચિત્તો કરવાથી પણ થતી નથી, માટે સુજ્ઞ–વિવેકીજનોએ એ તીર્થોમાં પોત–પોતાના ધર્મ–નિયમે સહિતજ રહેવું. ॥૨૦॥ સ્વધર્મનું પાલન કરતા થકા જે મનુષ્યો તીર્થોમાં નિવાસ કરીને રહેછે, તે મનુષ્યો આ લોકમાં કીર્તિ પામીને દેહને અંતે મહાસુખને પામેછે.॥૨૧॥ અને પવિત્ર–તીર્થોમાં વાસ કરીને પણ જે મનુષ્યો વ્યભિચારાદિક દુરાચારમાંજ તત્પર વર્તેછે, તો પરમેશ્વરે બાંધેલી ધર્મમર્યાદાને નાશ કરનારા એવા તે પાપી મનુષ્યો તો અંતે ઘોર–ભયંકર નરકનેજ પામેછે. ॥૨૨॥ માટે યાત્રા કરનારા યાત્રાળુજનોએ તીર્થમાં સર્વ પ્રકારે પોતાના ધર્મ–નિયમે સહિતજ પ્રયત્નથી વર્તવું, નહિ તો તેની યાત્રા ફળ સિવાયની–નિષ્ફળ થાયછે એટલુંજ નહિ, પરંતુ વિપરીત ફળ પણ થાયછે. ॥૨૩॥

(હવે–તીર્થમાં કરવા યોગ્ય વિધિ–નિયમ વિગેરે કહેછે-)તીર્થમાં જઇને ઉપવાસ કરવો, મુંડન કરાવવું, પિંડદાને સહિત શ્રાદ્ધ કરવું, તથા બ્રાહ્મણો અને સાધુઓને જમાડવા. અને પોતાને ધનની સંપત્તિ પ્રમાણે દાન આપવું–કરવું. ॥૨૪॥ મુંડનનો અપવાદ કહેછે–તીર્થમાં કરેલા ઉપવાસ વિગેરેના દિવસોમાં મુંડન કરાવવું નહિ, તેમજ ચાતુર્માસ્ય અને કૃચ્છ્રાદિક વ્રત કરનારાઓએ, જેમના પિતા જીવતા હોય તેમણે' તથા બ્રહ્મચારીઓએ, જેમને ક્ષૌર કરાવવાનો અમુક સમયજ નિયત–નક્કી કરેલો હોય તેઓએ, તથા યોગીઓએ, તેમજ સધવા સ્ત્રીઓએ, તીર્થમાં મુંડન કરાવવું નહિ, વળી—૭

कारणीयं न तत्तथा। षण्मासाभ्यन्तरे चैव न तत्तीर्थपुनर्गमे ॥२६॥ येषु तीर्थेषु ये विप्रा भोज्याः पूज्याश्च तत्र ते। तेषां परीक्षणं तत्र न कर्तव्यं हि सर्वथा ॥२७॥ देवता यत्र या मुख्या शक्त्या कार्यं तदर्चनम्। वासोभूषणनैवेद्यफलपात्रधनादिभिः ॥२८॥ दरिद्रस्त्वाचरेत्तीर्थे भगवन्मन्दिरे स्वयम्। सम्मार्जनोपलेपादि साधुशुश्रूषणं तथा ॥२९॥ महापूजाफलं तेन सर्वदानफलं तथा। स तु प्राप्नोति पुरुषः श्राद्धादेश्च न संशयः ॥३०॥ शारीरं नियमं प्राहुर्मुनयो मानुषं व्रतम्। मनोविशुद्धिं दैवं च द्वयं रक्षेत्तु तीर्थकृत् ॥३१॥ यो लुब्धः पिशुनः क्रूरो दाम्भिको विषयात्मकः। सर्वतीर्थेष्वपि स्नातः पापो मलिन एव सः ॥३२॥ न शरीरमलत्यागात्पुमान्भवति निर्मलः। मानसे तु मले त्यक्ते भवत्यत्यन्तनिर्मलः ॥३३॥ यैर्यैस्तीर्थे कृतं पापं नरास्ते ते पिशाचताम्। डाकिनीशाकिनीत्वं च प्राप्ताः सन्त्येव योषितः ॥३४॥ तेऽत्र तीर्थकृतां छिद्रं पश्यन्त्येव दिवानिशम्। दोषमप्यल्पकं दृष्ट्वा सद्यस्तेषु विशन्ति च ॥३५॥ पुमांसः कामयन्ते स्त्रीः स्त्रियः पुंसश्च तद्वशात्। धनलाभे च हिंसायां प्रवर्तन्ते च ते ततः ॥३६॥

---

માસની અંદરજ જો તે તીર્થમાં ફરીથી જવાનું થાય તો તે મુંડન ન કરાવે તો તેનો બાધ નહિ. ॥૨૫–૨૬॥ અને જે તીર્થમાં જે બ્રાહ્મણો રહેતા હોય, તે તીર્થમાં તેજ બ્રાહ્મણો જમાડવા અને પૂજવા, પરંતુ–તીર્થોમાં તે બ્રાહ્મણોની પરીક્ષા તો કોઇ રીતે નજ કરવી.॥૨૭॥તેમજ જે તીર્થમાં જે મુખ્ય દેવતા હોય તે દેવતાની પૂજા પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર, ઘરેણાં, નૈવેદ્ય, ફળ, પાત્ર અને દ્રવ્યાદિકથી કરવી. ॥૨૮॥ અને જે દરિદ્ર–નિર્ધન હોય તે તો તીર્થમાં જઇને ભગવાનના મંદિરમાં વાળવું, લીંપવું, એ આદિક સેવાને પોતેજ કરે, તથા ત્યાં રહેનારા સાધુઓની સેવા કરે, તો તે પ્રમાણે કરવાથી તે પુરૂષ ભગવાનની મહાપૂજાનું ફળ, તથા સર્વ પ્રકારના દાનનું ફળ, તેમજ શ્રાદ્ધાદિક કરવાનું ફળ, એ બધુંય પામેછે એમાં સંશય નથી. ॥૨૯–૩૦॥ પ્રાચીન મુનિઓએ શારીરક નિયમોને માનુષવ્રત કહ્યુંછે, તેમજ મનોવિશુદ્ધિને દૈવવ્રત કહેલુંછે, તીર્થ કરનારા માણસોએ તો તીર્થમાં એ બંને વ્રત રાખવાં–સાચવવાં, ॥૩૧॥ અને તેમ નહિ કરનારો એવો જે લુબ્ધ—અતિ લોભીઓ, પિશુન—ચાડી કરનારો, ક્રૂર—અતિ ઉગ્ર તામસ સ્વભાવનો, દાંભિક—બીજાઓને જણાવવા માટેજ ધર્મ પાળનારો અને વિષયોમાંજ આતુર ચિત્તવાળો, આવો જે પાપી માણસ, તે કદાચિત્ સર્વ તીર્થોમાં સ્નાન કરે, તો પણ તે મલિનજ રહેછે. ॥૩૨॥ કેમકે—શરીરનો મળ ત્યાગ કરવાથી પુરૂષ નિર્મળ બનતોજ નથી, પરંતુ—જો કામક્રોધાદિક માનસિક મળનો ત્યાગ કરેછે, તોજ અત્યંત નિર્મળ–શુદ્ધ બનેછે. ॥૩૩॥ તીર્થોમાં જેણે જેણે પાપ કર્યું હોયછે, તે તે પુરૂષો પિશાચપણાને પામેછે અને સ્ત્રીઓ હોય તે ડાકિનીપણાને તેમજ શાકિનીપણાને પામેછે. ॥ તે પિશાચાદિક આ લોકમાં રાત્રિદિવસ તીર્થ કરનારાઓનાં છિદ્રનેજ જોયા કરેછે અને તેમનો અલ્પ જેટલોય દોષ દેખીને તુરતજ તેમાં પ્રવેશ કરેછે. ॥ અને તે પિશાચાદિકના આવેશને લીધેજ પુરૂષો સ્ત્રીઓને કામબુદ્ધિથી ઇચ્છેછે અને સ્ત્રીઓ પુરૂષોને કામબુદ્ધિથી ઇચ્છેછે અને તેમ થવાથી પછી ધનના લાભમાં—મેળવવામાં તેમજ હિંસામાં પણ પ્રવર્તેછે. ॥૩૪–૩૬॥ શ્રીહરિ કહેછે—

एवं तार्थे महाविघ्ना वसन्तीत्यत्र दुष्कृतात् । भीतैः सनियमैरेव स्थातव्यं तैर्थिकैः सदा ॥३७॥ स्त्रीणां निरीक्षणात्स्पर्शाद्धर्मक्ष्वेल्यादिभिस्तथा । क्षीयते सुकृतं पुंसां तीर्थेषु प्रागुपार्जितम् ॥३८॥ एवं स्त्रीणां च सुकृतं परपुंवीक्षणादिना । नश्येत्त-तस्तैस्ताभिश्च नियम्यानीन्द्रियाणि हि॥३९॥आपत्काले विना विप्रैर्ग्राह्यो नैव प्रतिग्रहः । तीर्थेषु तु विशेषेण तपस्तेजोहरो हि सः॥४०॥न भाषणीयमनृतं पुंसा तीर्थविचारिणा । भेतव्यं जीवहिंसायाः स्त्रीस्पर्शात्पापकर्मणः ॥४१॥ स्वनित्यकर्मणा विष्णोरर्चाश्रवण-कीर्तनैः । स्मरणेन च दानाद्यैरहर्नेयं न चान्यथा ॥४२॥ एवं ये तीर्थयात्रां च कुर्वते नियमैः सह। तेषां भवेत्तीर्थफलं नान्येषामिति निश्चयः ॥४३॥ इत्याकर्ण्य हरेर्धर्मशा-स्त्रवाक्यानि संसदि । स्त्रियश्च पुरुषा विभ्युः सर्वे पातककर्मणः ॥४४॥ कृष्णस्य सेवानि-रताश्च सर्वे ते ब्राह्मणा गुग्गुलिनामधेयाः । ततः प्रभृत्येव हि दुष्क्रियाभ्यो भीता बभूवुश्च

આ પ્રમાણે તીર્થોમાં મોટાં મોટાં વિઘ્નો રહેછે, માટે તીર્થ કરનારાઓએ આ પવિત્ર તીર્થોમાં તો દુષ્કર્મ થકી સદાય ભય પામીને પોત-પોતાના ધર્મ-નિયમોએ સહિતજ રહેવું-વર્તવું. ॥૩૭॥ તીર્થોમાં સ્ત્રીઓને જોવાથી, તેમનો સ્પર્શ કરવાથી, તથા સ્ત્રીઓની હાંસી-મશ્કરી કરવાથી, તેમજ તેમની સાથે ક્રીડા અને છાની રસિક-વાતો વિગેરે કર-વાથી, પુરૂષોનું પૂર્વે સંપાદન કરેલું સુકૃત નાશ પામી જાયછે. ॥ એજ પ્રમાણે સ્ત્રીઓનું સુકૃત પરપુરૂષને જોવા અડવા વિગેરેથી નાશ પામેછે, માટે તીર્થોમાં-જનારા કે રહેનારા પુરૂષોએ તથા સ્ત્રીઓએ ઇન્દ્રિઓ નિયમમાં રાખવાં. ॥૩૮-૩૯॥ અને બ્રાહ્મણોએ આપ-ત્કાળ સિવાય ક્યારેય પ્રતિગ્રહ-દાન લેવું નહિ, તો તીર્થોમાં તો વિશેષપણે જરૂર નજ લેવું જોઇએ, કેમકે તે પ્રતિગ્રહ તો તપ અને બ્રહ્મચર્યાદિક સ્વતેજને હરનારોછે. ॥૪૦॥ તેમજ તીર્થમાં વિચરણ કરનારા પુરૂષે ક્યારેય અસત્ય બોલવું નહિ, તથા પ્રાણીઓની હિંસાથી ભય પામીને વર્તવું, તેમજ સ્ત્રીઓનો સ્પર્શ, તથા પાપકર્મ, તેનાથી પણ બ્હીતા રહેવું. ॥૪૧॥ અને વળી-હમેશાં પોતાનાં નિત્ય-કર્મ કરવાથી તથા ભગવાનની પૂજા, ભગવાનની કથાનું શ્રવણ તથા કીર્તન અને સ્મરણ, એ વિગેરે ભક્તિથી, તેમજ દાન આદિક સત્ક-ર્મોથી, દિવસ નિર્ગમન કરવો. પરંતુ-તે સિવાય વ્યર્થ કાળ ગુમાવવો નહિ. ॥૪૨॥ આ પ્રમાણે વર્તીને જે મનુષ્યો તીર્થવાસ, અથવા તો તીર્થયાત્રા કરેછે, તો તેમનેજ તીર્થનું યથાર્થ ફળ પ્રાપ્ત થાયછે, પણ બીજાઓને નથી થતું એમ નિશ્ચે જાણવું. ॥૪૩॥ ગ્રંથ-કર્તા નિત્યાનંદમુનિ કહેછે- -આ પ્રમાણે શ્રીહરિના ધર્મશાસ્ત્ર સંબંધી વાક્યો સાંભળીને, સભામાં બેઠેલાં સ્ત્રી-પુરૂષો સર્વે, પાપ કર્મ થકી ભય પામી ગયા. ॥૪૪॥ તે સર્વે ગુગળી નામે બ્રાહ્મણો ત્યારથી આરંભીનેજ દુષ્કર્મ થકી ભય પામી ગયા અને શ્રીકૃષ્ણની પ્રતિ-માની સેવામાં અતિ પ્રીતિવાળા થયા. તેમજ પુરવાસી બીજા જનો પણ તેજ પ્રમાણે કુકર્મથી ભય પામી ગયા. ॥૪૫॥ વળી—કેટલાક મુમુક્ષુ પુરવાસીજનો તો, તે શ્રીહરિનેજ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ઇશ્વરમૂર્તિ છે, એમ પોત-પોતાના મનમાં માનતા થકા, તે પ્રત્યક્ષ શ્રીહરિનોજ સમાશ્રય કરીને આ સંસારના બંધનથી મુક્તિ થવાને માટે ભક્તિપૂર્વક તે શ્રીહરિનેજ

पुरौकसोऽन्ये ॥४५॥ तमेव साक्षाद्धृदि मन्यमानाः श्रीकृष्णमीशं कतिचित्तु पौराः । समाश्रयं तस्य विधाय भक्त्या तमेव भेजुर्भवबन्धमुक्त्यै ॥४६॥ अधर्ममुत्खाय स तीर्थनिष्ठमित्थं हरिः पञ्च दिनान्युषित्वा । समर्च्यमानः सकलैश्च पौरैर्माण्डव्यमायात्पुरमूर्जितश्रीः ॥४७॥

द्वारिकेशनिजरूपदर्शनस्तीर्थवासिनियमप्रकाशकः ।
सर्वतश्च वृषवैरिवारणः कृष्ण एष मयि तुष्टिमीयताम् ॥४८॥

इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीद्वारिकानगरे तीर्थविधिनिरूपणं नामैकोनत्रिंश उल्लासः ॥२९॥

---

ભજવા લાગ્યા. ॥૪૬॥ સકળ જગતમાં પરમેશ્વર તરીકે પ્રસિદ્ધ અતિશય શોભાએ યુક્ત શ્રીહરિ, આ પ્રમાણે તીર્થોમાં[1] રહેલા અધર્મને મૂળમાંથી ઉખેડી નાખીને પાંચ દિવસ પર્યંત ત્યાં–બેટમાં રહીને સકળ પુરવાસી જનોએ રૂડે પ્રકારે પૂજા કર્યા એવા થકા માંડવી નામે પુર પ્રત્યે આવ્યા. ॥૪૭॥ ॥ ॥ ॥

દ્વારિકેશ્વરરૂપે દ્વારિકામાં વિરાજમાન રહેલા પોતાના પ્રાચીનરૂપનાં દર્શન કરનારા, તીર્થવાસી મનુષ્યોના નિયમોનો પ્રકાશ-ઉપદેશ કરનારા અને સર્વ પ્રકારે ધર્મના વિરોધીઓનું વારણ કરનારા, એવા મારા ઇષ્ટપ્રભુ શ્રીહરિ–કૃષ્ણ મારે વિષે પ્રસન્નતા પામો.॥૪૮॥

ઇતિ શ્રીમદુદ્ધવ........શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં બેટ—દ્વારિકામાં તીર્થવિધિ નિરૂપણ નામે ઓગણત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૨૯॥

---

# उल्लासार्थसङ्ग्रहः

भक्तेश्चित्तप्रसादोदयकरणतया कर्मतुल्योपयोगं
ज्ञानप्राधान्यमाहुर्भवभयहरणे शुष्कवेदान्तिनो ये ।
ज्ञानप्राधान्यवादं तदुदितमखिलं खण्डयित्वा प्रमाणैः
प्राधान्यं प्राह भक्तेर्य इह भवतु नः श्रेयसे धर्मसूनुः ॥३०॥

'માંડવી પુરમાં જે શુષ્ક વેદાન્તીઓએ, સંસૃતિભય નાશ કરવામાં ભક્તિનો ઉપયોગ ચિત્તની નિર્મળતા થવામાં સાધનપણે કરીને, કર્મના જેટલોજ સરખો છે. અને ખરી રીતે જ્ઞાનથીજ મુક્તિ છે, એમ જ્ઞાનનેજ મુખ્ય સાધન તરીકે પ્રતિપાદન કર્યું હતું, એવા તે શુષ્ક—વેદાન્તીઓએ કહેલા જ્ઞાનપ્રાધાન્યવાદને શાસ્ત્રનાં પ્રમાણોથી સમગ્રપણે ખંડન કરી નાખીને, જે શ્રીહરિએ ભક્તિનુંજ મુખ્ય સાધનપણું સિદ્ધ કર્યું હતું એવા તે ધર્મપુત્ર શ્રીહરિ આ લોકમાં અમારા આત્યંતિક કલ્યાણને માટે થાઓ. ॥૩૦॥

---

૧ તીર્થવાસીજનોમાં.

# त्रिंशत्तम उल्लासः

तत्राकरोन्निजावासं दक्षिणस्यां दिशि प्रभुः। सरस्तटे यत्र पूर्वमुषिताः सन्ति साधवः ॥१॥ सद्भिः सङ्गम्य तैः सम्यङ्मानितस्तत्र सोऽवसत्। तद्दर्शनार्थमाजग्मुः पौरा नित्यं सहस्रशः॥२॥ देवश्रीप्रमुखा भक्ताः क्षत्रियाः प्रतिवासरम्। अनुकालं तस्य सेवां विदधुः साधुभिः सह ॥३॥ महावटादधस्ताच्च नित्यं तत्र महासभा। आसीत्तन्मध्यपीठस्थो व्यराजद्धर्मनन्दनः ॥४॥ स्वधर्मज्ञानवैराग्योपेतां भक्तिं रमापतेः। तत्त्वतो बोधयामास प्रमाणवचनैर्विभुः ॥५॥ ज्ञानं यदात्मरूपस्य न तद्भक्तिं विना फलेत्। आत्मज्ञैरप्यतो भक्तिः कर्त्तव्या पुरुषोत्तमे ॥६॥ वैराग्यानुगतं ज्ञानं भक्तेरङ्गमुदीरितम्। अतः साङ्गा यदि तु सा तर्हि दीप्ता भवेद्भृशम् ॥७॥ भक्तिं विना तु यज्ज्ञानं नैधते तन्निराश्रयम्। नश्येद्देशादिवैषम्ये दीपार्चिरिव वायुना ॥८॥ अतोऽक्ष-

## ઉલ્લાસ ૩૦ મો.

તે માંડવી પુરમાં પ્રભુ—શ્રીહરિએ જે ઠેકાણે પ્રથમ સાધુઓ ઉતર્યા હતા ત્યાં પુરથી દક્ષિણ દિશામાં સરોવરને કાંઠે પોતાનો નિવાસ કર્યો. ॥૧॥ ત્યાં–સરોવરને કાંઠે મુક્તાનંદાદિક સંતોની સાથે મળીને, તે સંતોએ સન્માન કર્યાં થકા, શ્રીહરિ રૂડે પ્રકારે રહ્યા અને તેમના દર્શન માટે તે પુરના હજારો–હજાર મનુષ્યો દરરોજ આવતા હતા. ॥૨॥ દેવસી ભક્ત મુખ્ય જેમાં છે, એવા ક્ષત્રિય ભક્તજનો હંમેશાં સમય–સમય પ્રમાણે સર્વ સંતોએ સહિત રહેલા શ્રીહરિની સેવા કરતા હતા. ॥૩॥ ત્યાં સરોવરને કાંઠેજ મોટા વડના વૃક્ષ નીચે દરરોજ મોટી સભા થતી હતી. અને તે સભાના મધ્યે રહેલી પાટ ઉપર ધર્મનંદન શ્રીહરિ ભગવાન વિરાજતા હતા. ॥૪॥ અને અતિ સમર્થ શ્રીહરિ તે સભામાં સ્વધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય, તેણે યુક્ત એવી લક્ષ્મીપતિ ભગવાનની ભક્તિનો સચ્છાસ્ત્રોનાં પ્રમાણ–વચનોથી યથાર્થપણે બોધ કરીને સમઝાવતા હતા. ॥૫॥ જે આત્મસ્વરૂપનું જ્ઞાન છે, તે પણ પ્રભુની ભક્તિ સિવાય યથાર્થ ફળ આપનારૂં થતું નથી, માટે આત્મદર્શી–જ્ઞાની જનોએ પણ સાક્ષાત્ પુરૂષોત્તમ ભગવાનને વિષે ભક્તિ કરવી. ॥૬॥ સાંસારિક પદાર્થોમાં વૈરાગ્યે યુક્ત, એવું જે જ્ઞાન–જીવ ઈશ્વર અને માયાને યથાર્થ જાણવા રૂપ જ્ઞાન, ભક્તિનું અંગ કહેલું છે. માટે તે ભગવદ્ભક્તિ પણ જો ધર્મ–જ્ઞાનાદિક અંગે સહિતજ કરવામાં આવે, તોજ તે ભક્તિ દ્રઢ અને અતિ પ્રકાશમાન થાયછે. ॥૭॥ અને ભગવદ્ભક્તિ સિવાયનું જે આત્મજ્ઞાન છે, તે તો નિરાશ્રય–આલંબન વિનાનું હોવાથી વૃદ્ધિ પામતું નથી અને દેશકાળાદિકનું વિષમપણું થાય ત્યારે વાયુના ઝપાટાથી દીપશિખાજ જેમ એમ નાશ પામી જાયછે. ॥૮॥ માટે 'અક્ષરાત્પરતઃ પરઃ' એમ અક્ષર થકી પણ પર રહેલા એવા શ્રીકૃષ્ણ–વાસુદેવ પરમાત્મા પુરૂષોત્તમને વિષે નિરંતર દ્રઢ ભક્તિ કરવી. કારણ કે–તે ભક્તિથીજ વાસ્તવિક આત્યંતિકી મુક્તિ થાયછે. ॥૯॥

रादपि परे श्रीकृष्णे परमात्मनि। भक्तिः कार्या दृढं नित्यं तया स्यान्मुक्तिरञ्जसा ॥९॥ तदा सभास्थितः कश्चित्पौरो विप्रस्तमब्रवीत्। श्रीकृष्णो यस्त्वया प्रोक्तः स त्वस्ति ह्यक्षरात्परः ॥१०॥ वाङ्मनोऽगोचरस्यास्य कथं भक्तिर्नृणामिह। कर्तुं शक्येति मे ब्रूहि ततः श्रीहरिरब्रवीत् ॥११॥ अयं तु निश्चयः पूर्वं व्यासेनैव स्वयं कृतः। विचार्य सम्यग्वेदार्थं तमेवाहं वदामि ते ॥१२॥ यः श्रीकृष्णः परब्रह्म ह्यक्षरब्रह्मणः परः। अगोचरोऽस्ति मनसो वचसश्चाव्ययो विभुः ॥१३॥ सकलैश्वर्यसम्पन्नः सर्वशक्तिपतिः प्रभुः। अनन्तवैभवो दिव्यः सच्चिदानन्दविग्रहः ॥१४॥ श्रीदामविष्वक्सेनादिपार्षद्प्रवरैर्वृतः। राधालक्ष्म्यर्चितो दिव्यगन्धपुष्पस्रगादिभिः ॥१५॥ स एव कृपया यर्हि प्रादुर्भवति भूतळे। निःश्रेयसाय जीवानां धृतदिव्यनराकृतिः ॥१६॥ तदा तस्य विधातव्या भक्तिरत्र मुमुक्षुभिः। तया मुक्तिर्भवत्येव शुष्कज्ञानेन न क्वचित् ॥१७॥ मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते। इत्यस्ति भगवद्वाक्यं गीतायामर्जुनं प्रति ॥१८॥ एवं

---

ત્યારે સભામાં બેઠેલો તે પુરનો કોઇક બ્રાહ્મણ, તે શ્રીહરિને કહેવા લાગ્યો કે –જે શ્રીકૃષ્ણ પરમાત્મા તમે કહ્યા, તે તો અક્ષર થકી પરસ્વરૂપે છે. । તો મન–વાણીને અગોચર–પરોક્ષ એવા એ શ્રીકૃષ્ણની ભક્તિ મનુષ્યોથી **આ લોકમાં** કેવી રીતે કરી શકાય ? એ વાત મને કહો–સમઝાવો ? ત્યારે શ્રીહરિ તે બ્રાહ્મણને ઉદ્દેશીને સભામાંજ કહેવા લાગ્યા–॥૧૦–૧૧॥

શ્રીહરિ કહેછે–હે વિપ્ર! આ નિશ્ચય તો પૂર્વે વ્યાસમુનિએ પોતેજ વેદના અર્થને સારી પેઠે વિચારીને કરેલો છે. તે વ્યાસમુનિએ કરેલો નિશ્ચય–નિર્ણયજ તમને અમે કહીએ છીએ–॥૧૨॥ (બ્રહ્માંડ–પુરાણમાં વ્યાસમુનિએ કહેલા નિશ્ચયને જણાવનારા પાંચ શ્લોકો કહી બતાવેછે–) 'अक्षरात्परतः परः' એ વિગેરે શ્રુતિ–સ્મૃતિ પ્રમાણે જે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ પરમાત્મા પોતે સર્વથી પર એવું જે અક્ષર–બ્રહ્મ તે થકી પણ પર છે, મન–વાણીને અગોચર છે, અવ્યયસ્વરૂપ અને વિભુ–વ્યાપક છે. ॥૧૩॥ સમગ્ર ઐશ્વર્યોથી સમ્પન્ન છે, માયા આદિક સર્વ શક્તિઓના પતિ–નિયામક અને પ્રેરક છે, સર્વના નિયંતા છે, અનંત વૈભવે યુક્ત છે, દિવ્યસ્વરૂપ અને સત્, ચિત્ અને આનંદમય એવા દિવ્યાકાર છે. ॥૧૪॥ શ્રીદામા અને વિષ્વક્સેનાદિક પાર્ષદપ્રવરોએ સેવેલા છે, રાધા અને લક્ષ્મી આદિક અનંત શક્તિઓએ દિવ્ય ગન્ધ અને પુષ્પોની માળાઓથી પૂજેલા છે. ॥૧૫॥ તેજ શ્રીકૃષ્ણ–પરમાત્મા જ્યારે કૃપા કરીને જીવોના આત્યંતિક કલ્યાણને માટે દિવ્ય નરાકૃતિ ધારણ કરીને પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેછે. । ત્યારે આ લોકમાં મુમુક્ષુ–જનોએ તે–પ્રત્યક્ષ શ્રીકૃષ્ણની ભક્તિ કરવી, તે ભક્તિથીજ આત્યંતિકી–મુક્તિ થાયછે, પરંતુ–ભક્તિ–રસથી રહિત કેવળ શુષ્ક આત્મજ્ઞાનથી તો ક્યારેય મુક્તિ થાયજ નહિ. ॥૧૬–૧૭॥ 'જે ભક્તજનો અનન્યભાવથી એક મનેજ આશરેછે, તેજ મારી દુસ્તર માયાને તરેછે,' આ પ્રમાણે શ્રીમદ્ભગવદ્ગીતામાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ-ભગવાનનું વચન છે. ॥૧૮॥ આ પ્રમાણેની ભગવાન શ્રીહરિની વાર્તા સાંભળીને તે પુરવાસી જનોમાં જે દૈવી–સમ્પત્ના જીવો હતા. તેઓએ આનંદ પામીને પોતાના હૃદયમાં તે શ્રીહરિની વાર્તાને ધારણ કરી. ॥૧૯॥-

भगवतो वार्त्तां निशम्य पुरवासिषु । देवा जीवा मुदं प्राप्य प्रीत्यैव हृदि तां दधुः ॥१९॥ गृहान्गत्वा ततस्ते तां प्राहुः स्वस्वगुरून्प्रति । ते तां श्रुत्वातिसंक्रुद्धाः प्रोचुस्तान्भूरिमानिनः ॥२०॥ इदग्वार्त्ता कृता येन सम्यग्ज्ञानं न तस्य हि । न ह्यद्वैतमतग्रन्थास्तेन दृष्टा यथातथम् ॥२१॥ अतः परं न तद्वार्त्ता श्रोतव्या च तदन्तिके । श्रेयोऽर्थिना न गन्तव्यं स तु कोप्यऽस्ति मायिकः ॥२२॥ क्वात्मज्ञानं परानन्दं यत्र कृत्स्वाखिलाः क्रियाः । अक्रियत्वं च पूर्णत्वं क्व नु भक्तिर्गुणात्मिका ॥२३॥ श्वः सभायां वयं गत्वा वेदान्तवचनैरमुम् । विजेष्यामस्ततस्तूर्णं करिष्यति पलायनम् ॥२४॥ इत्युक्ता अपि ते तेषामवमत्य वचांसि तम् । महान्तमेव जानन्तस्तूष्णीमासन्स्वसद्मसु ॥२५॥ आवर्त्तितनिजग्रन्थाः प्रातः संहत्य तेऽथ तम् । समेत्य संसदि प्रोचुरव्यग्रं व्यग्रचे-

અને પછી તે મનુષ્યોએ પોત–પોતાને ઘેર જઇને પોત–પોતાના ગુરૂઓને તે વાર્તા કરી. ત્યારે અતિ દુરભિમાની તે તેમના–તેમના ગુરૂઓ તે વાર્તા સાંભળીને અતિ ક્રોધ પામીને પોતાના શિષ્યોને કહેવા લાગ્યા–॥૨૦॥ હે જનો ! આવી વાર્તા જેણે કરી તેને કોઇ જાતનું સમ્યક્–જ્ઞાનજ નથી, કેમકે આવી વાર્તા કરનારાએ અદ્વૈત–મતના ગ્રંથો યથાર્થ રીતે જોયાજ નથી. ॥૨૧॥ માટે મોક્ષાર્થી–જનોએ હવેથી તેની વાર્તા સાંભળવીજ નહિ અને તેની પાસે જવું પણ નહિ, કેમકે– એ તો કોઇક માયાવી પુરૂષ છે. ॥૨૨॥ પરમાનંદની પરા કાષ્ટારૂપ એવું આત્મજ્ઞાન ક્યાં ? કે–જે આત્મજ્ઞાનદશામાં સમગ્ર ક્રિયાઓ કરવા છતાં પણ અક્રિયતા અને પૂર્ણતા રહેલી છે. અને [1] ગુણાત્મક એવી ભક્તિ ક્યાં? (એ બંનેમાં તો અતિ ભેદ છે.)॥૨૩॥આવતી કાલે અમે સભામાં જઇને એ આવેલા સ્વામિનારાયણને વેદાન્ત–વચનોથી જીતીશું,તેથી તે તો તુરતજ પલાયન કરી જશે. ॥૨૪॥આ પ્રમાણે શુષ્ક-જ્ઞાનીઓએ પોતાના શિષ્યજનોને કહ્યું તો પણ તેઓ તેમના વચનોની અવગણના કરીને તે શ્રીહરિને અતિ મોટા સમર્થ જાણતા થકા કંઇ નહિ બોલતાં પોત–પોતાને ઘેર આવીને રહ્યા. ॥૨૫॥ પછી રાત્રિએ પોતાના મતના **વેદાન્તસાર** અને **પંચદશી** વિગેરે ગ્રંથોની [2] આવૃત્તિ જેમણે કરીછે, એવા થકા સવારમાં ભેગા મળીને તે સર્વ મતવાદીઓ તે શ્રીહરિની પાસે આવીને સભામાં અવ્યગ્રપણે વિરાજમાન થયેલા શ્રીહરિના પ્રત્યે વ્યગ્ર ચિત્તવાળા તે મતવાદી–ગુરૂઓ કહેવા લાગ્યા–॥૨૬॥ હે સ્વામિન્ ! ગઇ કાલને દિવસે કેવળ ભક્તિથીજ કલ્યાણ થાયછે, એવી વાતો કરીને અમારા શિષ્યોને કેમ તમોએ ભમાવ્યા ? અને અંગી-જ્ઞાન સિવાય કેવળ અંગ-ભક્તિથી ક્યારેય કલ્યાણરૂપ કાર્યની સિદ્ધિ થાયજ નહિ.

૧–અદ્વૈત–મતમાં નિર્વિશેષ બ્રહ્મ ભક્તિનો વિષય નહિ હોવાથી, ગુણાત્મક–સગુણ બ્રહ્મનીજ ભક્તિ હોઇ શકે, માટે ભક્તિનો વિષય સગુણ–બ્રહ્મ હોવાથી, ભક્તિ પણ ગુણાત્મકજ કહેવાય. અને તે ભક્તિ નિત્ય–શુદ્ધબુદ્ધ–મુક્ત -સ્વભાવ એવા પરિશુદ્ધ–આત્મૈક્ય જ્ઞાનની અપેક્ષાએ ન્યૂન છે, એ અભિપ્રાયથી આ પ્રમાણે કહેછે, પરંતુ –ભક્તિરસથી રહિત એજ શુષ્કજ્ઞાનનું ખંડન આગળ કરવામાં આવ્યું છે. અને નિર્ગુણ–નિર્વિશેષવાદનું ખંડન નવ–દશ ઉલ્લાસમાં કરેલું છે.

૨—વારંવાર વિચારવું॥

तसः ॥२६॥ किं स्वामिता अस्मदीयाः शिष्या हो भक्तियार्त्तया। न कार्यसिद्धिरङ्गेन क्वचित्स्यादङ्गिनं विना ॥२७॥ ज्ञानस्य भक्तिरङ्गं हीत्येवं कृष्णोऽब्रवीत्स्वयम्। भक्त्या मामभिजानाति भक्त्या गम्योऽहमित्यपि ॥२८॥ ज्ञानादेव हि कैवल्यं ज्ञानं वै मुक्तिसाधनम्। नात्मज्ञानात्परं किञ्चिज्ज्ञेय आत्मा मुमुक्षुभिः ॥२९॥ अङ्गि ज्ञानमतो विद्धि

---

॥૨૭॥ અને ભક્તિ એ જ્ઞાનનું અંગ છે, એમ તો શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ કહેલું છે —'ભક્તિથીજ મને યથાર્થપણે જાણેછે' 'હું ભક્તિથીજ પ્રાપ્ત થાઉંછું.' ॥૨૮॥ વળી જ્ઞાનથીજ કૈવલ્ય–સાયુજ્ય મુક્તિ મળેછે, માટે જ્ઞાન એજ ખરે–ખર મુક્તિનું સાધન છે, આત્મજ્ઞાન થકી પર–શ્રેષ્ઠ બીજું કંઇ છેજ નહિ, માટે મુમુક્ષુઓએ તો આત્માજ એક જાણવા યોગ્ય છે. ॥૨૯॥ માટે હે સહજાનંદ–સ્વામિન્ ! જ્ઞાન એજ અંગી છે એમ જાણો. અને મુક્તિ પણ તેનાધીજ થાયછે, 'જ્ઞાન સિવાય મુક્તિ થાયજ નહિ' એમ પ્રસિદ્ધ–પ્રમાણભૂત શ્રુતિ છે. ॥૩૦॥ 'તે પરમાત્માનેજ જાણીને–( ઉપાસના દ્વારા સાક્ષાત્કાર કરીને ) મૃત્યુની પરંપરારૂપ સંસારને સર્વથા ઉલ્લંઘન કરી જાયછે,' એવી બીજી પણ શ્રુતિ છે. તેમજ–'દેવને–પરમાત્માને જાણીને સંસારપાશ થકી મુકાયછે,' એવું પ્રમાણભૂત શ્રુતિવાકય છે એમ જુઓ–જાણો. ॥૩૧॥

આ પ્રમાણે કહેતા તે શુષ્કજ્ઞાનીઓને શ્રીહરિ કહેવા લાગ્યા—હે જનો ! તમે જે કહોછો, તે ખરૂં છે. કેમકે—દરેક સાધનમાં જ્ઞાનનીજ મૂળતા—કારણતા છે, જ્ઞાન સિવાય તો સર્વને પશુતાજ કહેલી છે,'ते नराः पशवो येषां ज्ञानं नास्त्यात्मनः परम्' 'તે મનુષ્યો તો પશુઓ—પશુ જેવા છે, કે—જેમને આત્માનું—શરીરથી પૃથક્ રહેલા એવા સ્વસ્વરૂપભૂત જીવાત્માનું સર્વોત્તમ જ્ઞાન હોતું નથી' એ વિગેરે વાકયોથી કહેલું છે.) ॥૩૨॥ (હવે જ્ઞાન અને ભક્તિનો અંગ—અંગિભાવ કેવી રીતે છે, તે કહેવાને માટે શ્રીહરિ પોતાનો સિદ્ધાન્ત કહેછે—સાધ્ય–સાધનભેદથી જ્ઞાન અને ભક્તિમાં એ પ્રકાર છે. તેમાં સાધનભૂત ભક્તિ એ જ્ઞાનનું અંગછે અને જ્ઞાન એ સાધનભક્તિની અપેક્ષાએ અંગિ છે,પરંતુ–'*ब्रह्मभूतःप्रसन्नात्मा ..मद्भक्तिं लभते पराम्*''*भक्तिमान्मे प्रियो नरः*' '*भक्त्याहं* सुलभः पार्थ!' ' भक्त्या त्वनन्यया शक्य ..प्रवेष्टुं च परन्तप!' ' एकभक्तिर्विशिष्यते' 'यमेवैष वृणुते तेन लभ्यः' એ વિગેરે વાકયો જોતાં—વિચારતાં તો પરા—પ્રેમલક્ષણા ભક્તિની અપેક્ષાએ જ્ઞાનની અંગતા અને ભક્તિની અંગિતાજ સ્પષ્ટ જણાયછે, આવો સચ્છાસ્ત્રસિદ્ધ અભિપ્રાય સમજ્યા સિવાય શુષ્કજ્ઞાનીઓ જે કેવળ આત્મજ્ઞાનને મહત્તા આપેછે. તે કેવળ સ્થૂળતુષાવઘાતની માફક નિષ્ફળ અને નકામી છે. અને ભક્તિમાં અંગ—સાધન તરીકે તો ખાસ જ્ઞાનની ઉપયોગિતા છેજ. કેમકે—'नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते' 'ज्ञानी त्वात्मैव मे मतः' 'ऋते ज्ञानान्न मुक्तिः' 'तमेव विदित्वातिमृत्युमेति' એ વિગેરે વચનો જોતાં જ્ઞાન સિવાય કોઇ કાર્યની સિદ્ધિ થતીજ નથી. માટે સર્વ પુરૂષાર્થમાં જ્ઞાનની પહેલી જરૂર છે. માટે જ્ઞાનની અગત્યતા ઓછી નથી

मुक्तिस्तेनैव जायते । ऋते ज्ञानान्न मुक्तिः स्यादित्यस्ति विश्रुता श्रुतिः ॥३०॥ तमेव हि विदित्वातिमृत्युमेतीति चापरा । ज्ञात्वा देवं मुच्यते वै प्रमाणमिति दृश्यताम् ॥३१॥ तानुवाच हरिः सत्यं ज्ञानस्यास्त्येव मूलता । विना ज्ञानं तु पशुता सर्वस्यापि समीरिता ॥३२॥ स्वस्वरूपं पृथग्ज्ञात्वा देहादेः सच्चिदात्मकम् । तत्परं तन्नियन्तारं ज्ञात्वा श्रीकृष्णमञ्जसा ॥३३॥ ततस्तेन स्वरूपेण भक्तिर्भगवतो दृढम् । कर्त्तव्या श्रेयसे स्वस्य सिद्धान्त इति वैदिकः ॥३४॥ तस्माज्ज्ञानं परं प्राहुर्मुक्तिसाधनमात्मनः । भक्तिं विना तु तन्नैव स्वातन्त्र्येणार्थसाधनम् ॥३५॥ भक्तिः साधनरूपा च फलरूपेति च द्विधा । प्रोक्ता तत्रादिमा ज्ञानसाधनं चेतरा फलम् ॥३६॥ यदि द्वितीया न भवेत्तदा ज्ञानं तु निष्फलम् । तत्सम्पादनयत्नश्च श्रममात्रमितीर्यते ॥३७॥ अत एवादितो ज्ञानं संसाध्यात्मपरात्मनोः । ततः शुद्धात्मना भक्तिः कर्त्तव्या परमात्मनः ॥३८॥ एवं प्राप्तात्मनिष्ठस्य ज्ञानिनो ब्रह्मरूपिणः । अपि भक्तिर्विधेयास्ति परस्य ब्रह्मणो हरेः ॥३९॥ परात्परं परब्रह्म परमानन्दलक्षणम् । न वेद तत्त्वतो यस्तु तस्य भक्तिः परा कुतः ॥४०॥ निर्विशेषज्ञतिमात्रं यः परब्रह्म मन्यते । मन्येत पण्डितंमन्यः स न भक्तेः प्रधानताम् ॥४१॥ उपकारकतामात्रं निर्विशेषात्मतां श्रयन् । तावता नास्ति नो हानिर्न च

---

એ ભૂલવાનું નથી એ અભિપ્રાય છે.) માટે દેહાદિક થકી પૃથક્ અને સત્, ચિત્ અને આનંદસ્વરૂપ, એવા સ્વસ્વરૂપને (શુદ્ધ—અક્ષરાત્મસ્વરૂપને) જાણીને તે આત્માથી પર અને તેના નિયંતા—સ્વામી (શેષી) એવા શ્રીકૃષ્ણ—વાસુદેવને યથાર્થપણે જાણીને પછી તે બ્રહ્મરૂપની ભાવનાએ સહિત શુદ્ધ આત્મસ્વરૂપ—સ્થિતિમાં રહીને ભગવાન—શ્રી વાસુદેવની ભક્તિ પોતાના આત્યંતિક શ્રેય માટે કરવી. આ પ્રમાણે વેદપ્રતિપાદિત વાસ્તવિક સિદ્ધાન્ત છે. ॥૩૩—૩૪॥ આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી આત્માની મુક્તિના સાધનોમાં જ્ઞાન એ મોટું શ્રેષ્ઠ સાધન કહેલું છે. પરંતુ તે જ્ઞાન ભક્તિ સિવાય સ્વતંત્રપણે તો કોઇ પુરૂષાર્થ સિદ્ધ કરવામાં સાધન—ઉપયોગી થતું જ નથી, ॥૩૫॥ હવે '**भक्त्या सञ्जातया भक्त्या**' એ આદિક વચનો પ્રમાણે ભક્તિ બે પ્રકારની છે. સાધનરૂપ અને ફળરૂપ, તેમાં *પ્રથમની—સાધનરૂપ ભક્તિ એ જ્ઞાનમાં સાધન છે. અને બીજી—ફળરૂપ ભક્તિ* એ સાધ્ય—પ્રેમલક્ષણા ભક્તિ છે. ॥૩૬॥ માટે જો બીજી—પ્રેમલક્ષણા ભક્તિ સિદ્ધ ન થાય, તો આત્મજ્ઞાન નિષ્ફળજ થઇ જાય અને તેને સમ્પાદન કરવાનો પ્રયાસ તે કેવળ શ્રમમાત્રજ છે, એમ '**श्रेयःस्रुतिं भक्तिमुदस्य**' એ વિગેરે વાક્યોથી કહેવામાં આવ્યું છે. ॥૩૭॥ માટેજ પ્રથમ આત્મા પરમાત્માનું જ્ઞાન સમ્પાદન—સિદ્ધ કરીને, તે પછી શુદ્ધ—બ્રહ્મરૂપ આત્મભાવથી પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમની ભક્તિ—ઉપાસના કરવી. ॥૩૮॥ આ પ્રમાણે આત્મસ્વરૂપમાં નિષ્ઠા—સ્થિતિ પામેલા [1] બ્રહ્મરૂપે વર્તતા જ્ઞાનીને પણ પરબ્રહ્મ ભગવાનની ભક્તિ કરવાની છે. ॥૩૯॥ પરંતુ— '**अक्षरात्परतः परः**' '**आनन्दो ब्रह्म**' '**कं ब्रह्म खं ब्रह्म**' '**आनन्दमयोऽभ्यासात्**' । એ વિગેરે વાક્યો પ્રમાણે પરાત્પર અને પરમ આનંદમય મૂર્તિ એવા પરબ્રહ્મ સ્વરૂપને જે પુરૂષ વાસ્તવિક પણે નથી જાણતો

---

૧—'**निजात्मानं ब्रह्मरूपं**' એ વાક્ય પ્રમાણે બ્રહ્મરૂપની ભાવના પ્રધાન સ્થિતિ પામેલા ।

नस्तत्त्वविप्लवः ॥४२॥ आनन्दवल्ल्याः सारांशः प्रथमं श्रूयतामिह । आदौ 'ब्रह्मविदाप्नोति पर'मित्येष सङ्ग्रहः ॥४३॥ अथ 'यो वेद निहित' मिति तद्वृत्तिसङ्ग्रहः । प्राप्यप्राप्तृप्राप्त्युपायभेदबोधनपूर्वकम् ॥४४॥ संक्षेपेण प्रवृत्तेत्थं फलसाधनबोधने । प्रवर्त्तते विस्तरेण 'तस्माद्वे' त्यादिका श्रुतिः॥४५॥ सर्वतः परतां वक्तुमुपास्ये परमात्मनि । सर्वकारणतामादौ प्रतिपादयति स्वयम् ॥४६॥ अथास्य प्राप्यतां वक्तुमानन्दमयतोच्यते । स एव हि रसः साक्षादानन्दी यस्य लाभतः ॥४७॥ स्वाभाविकानवधिकानन्देऽस्मिन्परमात्मनि । परा प्रीतिः कस्य न स्यात्प्राप्यं तत्त्वेन जानतः ॥४८॥ प्रीतिपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते । तज्ज्ञानकाष्ठा भक्तिर्हि युक्ता तस्याः प्रधानता ॥४९॥

---

તેવા જ્ઞાનલવદુર્વિદગ્ધ મનુષ્યને પરા-પ્રેમલક્ષણા ભક્તિ ક્યાંથી હોઇ શકે ? ॥૪૦॥ અને જે મનુષ્ય નિર્વિશેષજ્ઞપ્તિમાત્ર જ્ઞાતૃત્વ-જ્ઞેયત્વાદિક સર્વ વિશેષશૂન્ય કેવળ જ્ઞાનમાત્ર-સ્વરૂપ એવું બ્રહ્મ માનેછે, તો તેવો પંડિતંમન્ય-મૂર્ખ માણસ ભક્તિની પ્રધાનતા માનેજ નહિ. અને નિર્વિશેષ આત્મૈક્યને મુખ્ય માનતો થકો તેમાં સાધન તરીકે ભક્તિની ઉપકારકતા માત્રજ માનેછે. તો તે ભલે માને. તેટલા માત્રથી અમને કોઇ હાનિજ નથી. તેમ અમારા માનેલા તત્ત્વમાર્ગનો વિપ્લવ પણ તેનાથી થવાનો નથી. ॥૪૧-૪૨॥ ( હવે પોતાના સિદ્ધાન્તમાં અનુકૂળ સ્પષ્ટ શબ્દોથી કહેનારાં શ્રુતિ-સ્મૃતિ વાક્યો કહી બતાવેછે-) આ પ્રસંગમાં પ્રથમ આનંદવલ્લી ઉપનિષદ્નો સારાંશ સાંભળો ? આનન્દવલ્લીમાં પ્રથમ 'ब्रह्मविदाप्नोति परम्' બ્રહ્મરૂપ આત્માને જાણનારો પુરૂષ પર—પરમાત્માને પામેછે, એમ સંગ્રહરૂપે પ્રથમ સ્વપ્રતિપાદ્ય વિષય કહીને, પછી આગળ-'यो वेद निहितं गुहायाम्' એમ એનાજ વિવરણ રૂપે સંક્ષેપમાં પામવા યોગ્ય પરમાત્મા, પામનારો શુદ્ધ પ્રત્યગાત્મા અને પ્રાપ્તિમાં ઉપાયભૂત પરમાત્મસ્વરૂપનું જ્ઞાન, એમ સ્પષ્ટતાથી આત્મા -પરમાત્માનો ભેદ સમજાવવા પૂર્વક કહેવામાં આવેછે. આ પ્રમાણે ફળ અને સાધનનો બોધ કરવા સંક્ષેપથી પ્રવર્તેલી સ્વયં શ્રુતિજ 'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः'। એ વિગેરે વાક્યસમૂહરૂપે વિસ્તારથી પ્રવર્તેછે.॥૪૩-૪૫॥ આ શ્રુતિ ઉપાસ્યસ્વરૂપ પરમાત્માને વિષે અક્ષરાદિક સર્વની અપેક્ષાએ પરતા કહેવાને માટે પ્રથમ પોતે પરમાત્માની સર્વકારણતા પ્રતિપાદન કરેછે. અને પછી એ પરમાત્માની પ્રાપ્યતા કહેવાને માટે-'आनन्दो ब्रह्म' એ વિગેરે વાક્યોથી આનન્દમયતા કહેવામાં આવેછે. અને 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति' એ વાક્યથી શ્રુતિ પોતેજ એ પરમાત્મસ્વરૂપની રસરૂપતા અને એ રસરૂપ પરમાત્માનેજ પામીને આ જીવાત્મા આનંદી થાયછે. એમ પ્રાપ્ય, પ્રાપ્તા અને પ્રાપ્તિનો ઉપાય, એ વિગેરે સ્પષ્ટ શબ્દોથી કહેછે. ॥૪૬-૪૭॥ આ પ્રમાણે પ્રાપ્યસ્વરૂપ એ પરમાત્મા રસરૂપ છે એમ વાસ્તવિક રીતે જાણનાર કયા પુરૂષને સ્વાભાવિક-નિરવધિક-અતિશય આનંદમય એ પરમાત્મસ્વરૂપને વિષે પરા પ્રીતિ ન થાય ? સર્વ કોઇને થાયજ. । અને 'सा परानुरक्तिरीश्वरे' 'प्रेमपूर्वमनुध्यानं भक्तिः' એ પ્રમાણે પરમાત્મામાં પરાનુરક્તિ એજ

परानुरागरूपेयं भक्तिर्हि परमात्मनि। फलाय साधनायापि तत्त्वतो ननु कल्पते ॥५०॥ ज्ञानाङ्गतां वदेद्यस्तु भक्तेः स तु न तत्त्ववित्। अतत्त्वदर्शिनां वादादस्माकं कापि न क्षतिः ॥५१॥ अत्र प्रमाणवाक्यानि श्रुतिस्मृतिशतानि च। भवन्ति तत्र कतिचित्कथयामि निशाम्यताम् ॥५२॥ न मेधया न श्रुतेन बहुधा मननेन वा। न लभ्यः परमात्मायमप्युपायशतैरपि ॥५३॥ किन्तु स्वयं यं वृणुते लभ्यस्तेनैव नान्यथा। स्वस्मिन्ननन्या प्रीतिः स्याद्यस्य प्रियतमोऽस्य सः ॥५४॥ भक्त्येकलभ्यतामित्थमर्थतः परमात्मनः। नायमात्मा प्रवचनेनेत्यादिश्रुतिराह हि ॥५५॥ ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति। समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५६॥ ज्ञानी प्रियतमोऽसौ मे ज्ञानेनासौ बिभर्त्ति माम्।

---

ભક્તિ છે, તૈલધારાવત્ અવિચ્છિન્ન સ્મૃતિસન્તાનરૂપ પ્રેમપૂર્વક અવિરત પરમાત્માનું ધ્યાન કરવું એજ ભક્તિ એમ કહેવાયછે. માટે એ પરા ભક્તિ તો જ્ઞાનની પરા કાષ્ઠા—જ્ઞાનની પરિપાક અવસ્થારૂપ સહજ સ્થિતિ છે. માટે પરમાત્મપ્રાપ્તિના ઉપાયોમાં ભક્તિનીજ પ્રધાનતા છે. એ વાસ્તવિક અને નિર્વિવાદ યુક્ત છે. ॥૪૮–૪૯॥ હવે–સાધ્ય સાધન ભેદથી ફળરૂપતા અને સાધનરૂપતા પણ એ ભક્તિમાંજ ઘટાવી આપેછે–પરમાનન્દમય પરમાત્મસ્વરૂપમાં પરાનુરાગરૂપ આ ભક્તિજ સાધ્ય–સાધનભેદથી અંતિમ ફળને માટે તેમજ સાધનને માટે પણ વાસ્તવિકતાથીજ કલ્પાયછે. અને આવો અંગાગિભાવ સમજ્યા સિવાય ભક્તિની જ્ઞાનની અપેક્ષાએ અંગતા જે કહેછે, તે પુરૂષ આ વાર્તાનું તત્ત્વ સમજતોજ નથી એમ જાણવું. અને એવા અતત્ત્વદર્શીઓ–અજ્ઞાનીઓના વાદથી અમારા ભક્તિપ્રાધાન્યવાદને કોઇ ખામી આવવાનીજ નથી. ॥૫૦–૫૧॥ આ વાર્તામાં પ્રમાણભૂત વાક્યો સો એ સો શ્રુતિ અને સ્મૃતિઓ છે, તેમાંનાં કેટલાંક વાક્યો કહીએ છીએ. તેને સાંભળો. ॥૫૨॥ આ પરમાત્મા મેધા–સૂક્ષ્મ બુદ્ધિ, બહુ શાસ્ત્રાભ્યાસ, તેમજ મનન, એ આદિક સોએ સો ઉપાયોથી પણ પ્રાપ્ત કરી શકાય તેવા નથી. પરંતુ–એ પરમ કૃપાળુ પરમાત્માજ પોતે જેને વરેછે–ઇચ્છેછે, તે પુરૂષથીજ એ પમાયછે. અને એ પરમાત્મામાં જેને અનન્ય–એકાંતિકી પરાનુરાગરૂપ પ્રીતિ હોય, એજ પુરૂષ એ પરમાત્માને અંત્યત પ્રિય–પ્રેમપાત્ર થાયછે, માટે પોતાને વિષે પરાનુરાગવાળા પરમ પ્રેમપાત્રનેજ પરમાત્મા વરેછે. ॥૫૩–૫૪॥ આ પ્રમાણે ' नायमात्मा प्रवचनेन ' એ આદિક શ્રુતિઓ પરમાત્માની ભક્તિથીજ એક લભ્યતા અર્થરૂપે સ્પષ્ટ કહેછે–પ્રતિપાદન કરેછે. ॥૫૫॥ (હવે–સ્મૃતિવચનો કહેછે)બ્રહ્મભૂત–સ્વસ્વરૂપને વિષે બ્રહ્મભાવનાની દ્રઢતા પામેલો, સર્વમાં નિર્દોષ દ્રષ્ટિ હોવાથી પ્રસન્ન ચિત્તવાળો, ઇષ્ટાનિષ્ટ વસ્તુના વિયોગ—સંયોગમાં શોક–આકાંક્ષા વિગેરે ભાવોથી રહિતપણે વર્તનારો, શત્રુ, મિત્ર અને ઉદાસીન, એ દરેકને વિષે નિર્વૈરભાવે સમદ્રષ્ટિ રાખનારો,આવી સ્થિતિ પામેલો પુરૂષ મારી પરા—પ્રેમલક્ષણા ભક્તિને પામેછે.॥૫૬॥જ્ઞાની–ભક્ત મને અતિશય પ્રિય છે. કેમકે—એ જ્ઞાની—ભક્ત મને જ્ઞાનથી ધારેછે–દરેકમાં

ज्ञानविज्ञानसम्पन्नो भज मां भक्तिभावतः ॥५७॥ ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च सम्मतः । बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥५८॥ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते । प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥५९॥ परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया । गृहीतचेता राजर्षे ! आख्यानं यदधीतवान् ॥६०॥ स्वसुखनिभृतचेतास्तद्व्युदस्तान्यभावोऽप्यजितरुचिरलीलाकृष्टसारस्तदीयम् । व्यतनुत कृपया यस्तत्त्वदीपं पुराणं तमखिलवृजिनघ्नं व्याससूनुं नतोऽस्मि ॥६१॥ आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थम्भूतगुणो हरिः ॥६२॥ इत्याद्याः स्मृतयो भक्तिं कर्तव्यां ज्ञानिनामपि । वदन्त्यथ तया हीनं ज्ञानं सर्वत्र निन्द्यते ॥६३॥ श्रेयःसृतिं भक्तिमुदस्य ते विभो ! क्लिश्यन्ति ये केवलबोधलब्धये ।

---

જૂએછે, માટે હે ઉદ્ધવ ! તું પણ જ્ઞાન–વિજ્ઞાનથી સમ્પન્ન થઇને મને ભક્તિભાવથી–સ્નેહપૂર્વક અનુવૃત્તિથી ભજ. ॥૫૭॥ જ્ઞાની–ભક્તને તો હુંજ પ્રિય છું, તેમજ સ્વાર્થ અને હેતુ—પ્રયોજનરૂપ પણ હુંજ છું, ઘણા જન્મને અંતે પણ જ્ઞાની–ભક્તજન મને પામેછે. ॥૫૮॥ તે ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની–ભક્ત મારે વિષે નિરંતર જોડાયેલો અને એક મારેજ વિષે અનન્ય–ભક્તિવાળો હોવાથી વિશેષ–શ્રેષ્ઠ માનેલો છે. એવા જ્ઞાની ભક્તને હું અતિશેજ પ્રિય–પ્રેમાસ્પદ છું. અને તે જ્ઞાની–ભક્ત મને પણ અતિશેજ પ્રિય–વ્હાલો છે. ॥૫૯॥ હે રાજર્ષે ! જૂઓને–હું નિર્ગુણ–માયાના ગુણોથી અતીત બ્રહ્મસ્થિતિમાં પુરેપુરી નિષ્ઠા પામેલો છું તો પણ ઉત્તમશ્લોક–ભગવાનની લીલાઓથી મારૂં ચિત્ત આકર્ષણ પામેલું હોવાથી આ શ્રીમદ્ભાગવત–પુરાણરૂપ આખ્યાનને ભણ્યો છું. ॥૬૦॥ સ્વસ્વરૂપના આનંદથી જેમનું ચિત્ત અખંડ ભરપૂર રહેલું છે અને તેને લીધેજ ભગવાન સિવાયનાં બીજાં પદાર્થોમાં જેમને ભાવજ રહ્યો નથી, એવાય પણ જે શુકદેવજીએ અજીત–ભગવાનની મનોહર લીલાઓથી પોતાનું અંતઃકરણ ખેંચાયેલું હોવાથી તે ભગવાન–શ્રીકૃષ્ણ સંબંધી તત્ત્વને દીવાની માફક પ્રકાશ કરનારૂં શ્રીમદ્ભાગવત –પુરાણ કૃપા કરી આ લોકમાં વિસ્તાર્યું. પ્રસિદ્ધ કર્યું એવા સમગ્ર પાપને નાશ કરનારા સાક્ષાત્ વ્યાસપુત્ર શ્રી શુકદેવજીને હું નમસ્કાર કરૂંછું. ॥૬૧॥ આત્મારામ અને અહં–મમ વિગેરે ગ્રંથિઓથી રહિત બનેલા એવા મહામુનિઓ પણ ઉરૂક્રમ–ભગવાનને વિષે કોઇ પણ પ્રકારના ફળાનુસંધાને રહિત એવી નિષ્કામ ભક્તિ કેવળ ભગવત્પ્રસન્નતાર્થેજ કરેછે. આવા મહાગુણોએ સમ્પન્ન એ શ્રીહરિ છે. ॥૬૨॥ શ્રીહરિ 'કહેછે– આ વિગેરે સ્મૃતિઓ જ્ઞાની મહાત્માઓને પણ ભક્તિ કરવાની કહેછે અને તે હેતુથીજ ભક્તિ સિવાયના એકલા આત્મજ્ઞાનને–ભક્તિ–રસથી રહિત માટેજ શુષ્ક–આત્મજ્ઞાનને શાસ્ત્રોમાં સર્વ પ્રસંગે નિંદવામાં આવેછે. ॥૬૩॥ તે કહેછે–હે ભગવન્ ! સર્વ કલ્યાણને આપનારી તમારી ભક્તિને છોડી દઇને જે મનુષ્યો કેવળ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અનેક પ્રયાગો કરેછે, તો તેવાઓને તો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કરવામાં આવતો તે કલેશ માત્રજ બાકી–ફળરૂપે રહેછે, પણ તે સિવાય બીજું કંઇ મળતુંજ નથી. જેમ–

तेषामसौ क्लेशल एव शिष्यते नान्यथा स्थूलतुषावघातिनाम् ॥६४॥ ज्ञाने प्रयासमुदपास्य नमन्त एव जीवन्ति सन्मुखरितां भवदायवार्त्ताम् । स्थाने स्थिताः श्रुतिगतां तनुवाङ्मनोभिर्ये प्रायशोऽजित ! जितोऽप्यसि तैस्त्रिलोक्याम् ॥६५॥ दानव्रततपोहोमजपस्वाध्यायमर्शनैः। श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते॥६६॥ धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता । मद्भक्त्यापेतमात्मानं न सम्यक्प्रपुनाति हि॥६७॥ एवं हि स्मृतिवाक्यानि भूरीणि परमात्मनि । कृष्णे भक्तिं विना ज्ञानं शुष्कं निन्दन्ति निष्फलम् ॥६८॥ अतो ज्ञानेन सम्पन्नैर्ब्रह्मभूतैर्नरैरपि । कार्या भक्तिः सर्वथैव कृष्णस्य परमात्मनः ॥६९॥ अत्र चेत्संशयः कश्चित्तर्हि पृच्छत मां पुनः । इति ते तद्वचः श्रुत्वा ह्याश्चर्यं हृदि लेभिरे ॥७०॥ कुण्ठिता वृत्तयस्तेषां न किञ्चिद्वक्तुमीशिरे । ततो हित्वा मतं स्वीयं तदुक्तं मेनिरे ऋतम् ॥७१॥ तं प्रणम्य ततः सर्वे तेऽपि चक्रुस्तदाश्रयम् ।

---

ચોખા સિવાયનાં જાડાં છોડાં ખાંડનારાઓને માત્ર પ્રયાસજ થાયછે, પરંતુ તેમાંથી ચોખા મળતા નથી તેમ. ॥૬૪॥ માટે આત્મજ્ઞાનમાં સઘળો પ્રયાસ છોડી દઇને. સ્વધર્મમાં દ્રઢપણે વર્તનારા તમારા ભક્ત-સાધુઓના મુખ થકી આપો-આપ નીકળેલી તમારી વાર્તાઓને સ્વધર્મમર્યાદાઓમાં રહીને સત્પુરૂષોની પાસે જવાથીજ આપો-આપ શ્રવણમાં પડેલી તેને શરીર, વાણી અને મનથી સત્કાર કરતા થકા જે કેવળ જીવેછે-વર્તેછે, તો પણ હે પ્રભુ ! આ ત્રિલોકીમાં આપ અજીત કહેવાઓછો તોય તેવા ભક્તોએ આપને જીતી લીધેલા છે, ( એટલે કે-તેવા ભક્તોને આધીન આપ સદાય વર્તોછો. ) ॥૬૫॥ વળી-દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, આત્મવિચાર અને બીજાં પણ અનેક સત્કર્મો, એ સર્વથી શ્રીકૃષ્ણ પરમાત્મામાં ભક્તિજ સિદ્ધ કરાયછે. ( અર્થાત્-ભક્તિ થાય તોજ તે સાધનો સફળ છે, નહિ તો નિષ્ફળજ જાણવાં એ ભાવાર્થ છે. ) ॥૬૬॥ હે ઉદ્ધવ ! સત્ય અને દયા તેણે યુક્ત ધર્મ હોય અને તપે યુક્ત વિદ્યા હોય, તો પણ મારી ભક્તિથી રહિત જો હોય તો ધર્મ અને વિદ્યા એ કાંઇ તેના આત્માને ખરી રીતે પવિત્ર કરાવી શકતાંજ નથી. ( માટે ભક્તિ સિવાયનાં સર્વ સાધનોની ગૌણતાજ છે. ) ॥૬૭॥ આ પ્રમાણે અનેક સ્મૃતિવાક્યો પરબ્રહ્મ શ્રીકૃષ્ણ-વાસુદેવમાં ભક્તિ સિવાયના કેવળ શુષ્ક આત્મજ્ઞાનને નિષ્ફળ હોવાથી નિંદેછે. ॥૬૮॥ માટે આત્મજ્ઞાનથી સમ્પન્ન થયેલા અને બ્રહ્મસ્થિતિ પામેલા પુરૂષોએ પણ પરમાત્મા શ્રીકૃષ્ણની ભક્તિ સર્વ પ્રકારે કરવીજ જોઇએ. ( એ સત્શાસ્ત્રસિદ્ધ સનાતન સિદ્ધાંત છે. ) ॥૬૯॥ શ્રીહરિ કહેછે-આ અમોએ કહેલા સત્સિદ્ધાન્તમાં જો કોઇ સંશય તમને હોય તો અમારા પ્રત્યે ફરીને પૂછો. આવાં તે શ્રીહરિનાં વચન સાંભળીને તે વાદી-શુષ્ક જ્ઞાનીઓ પોતાના અંતરમાં આશ્ચર્ય પામી ગયા. ॥૭૦॥ અને પરાજય પામવાથી તેમની મનોવૃત્તિઓ કુંઠિત થઇ ગઇ અને કંઇ પણ બોલીજ શક્યા નહિ અને તે પછી પોતાના મતનો ત્યાગ કરીને તે શ્રીહરિએ કહેલો સિદ્ધાન્ત સત્ય માન્યો. ॥૭૧॥ અને ત્યાર પછી તે સર્વ જનોએ શ્રીહરિને નમસ્કાર કરીને તે શ્રીહરિનો દ્રઢ આશ્રય કર્યો અને તે પછી સભામાંજ તે મતવાદીઓ ઉંચા

उच्चैः प्रोचुश्चोच्चहस्ताः स्वाश्रितांस्तेऽथ संसदि ॥७२॥ वयं तु स्वामिनो ह्यस्य शिष्या जाता असंशयम् । अस्मन्मतं विहायामुं संश्रयन्तु मुमुक्षवः ॥७३॥ इत्युक्तास्तेऽपि संहृष्टाः सद्यश्चक्रुस्तथैव हि । स्वामिनारायणेत्येव सर्वे सदसि भेजिरे ॥७४॥ एवं प्रतापेन निजेन सर्वान् प्रमाणवाक्यैरिह शुष्कबोधान् । विजित्य तैः सादरमर्चितोऽसौ ततोऽन्यतो गन्तुमियेष पुर्याः ॥७५॥

शुष्कवेदननिराकरणोत्को दिव्यविग्रहबृहत्प्रतिपाद्यः ।
दर्शयन्निगमहार्दमशेषं प्रीतिमान्मयि भवत्वयमीशः ॥७६॥

इति श्रीमदुद्धवसम्प्रदाया . . नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये माण्डव्यपुरे भक्त्युत्कर्षनिरूपणनामा त्रिंशत्तम उल्लासः ॥३०॥

---

હાથ કરીને પોતાના આશ્રિત –શિષ્યોને કહેવા લાગ્યા–॥૭૨॥ અમે તો આ પ્રગટ ભગવાન શ્રીહરિના શિષ્યો નિઃસંશયપણે થયા છીએ, માટે હે મુમુક્ષુજનો ! અમારો–આપણો મત ત્યાગ કરીને આ શ્રીહરિનો આશ્રય કરો ! ॥૭૩॥ આ પ્રમાણે કહેલા તે સઘળા જનોએ અતિ હર્ષ પામીને તુરતજ તેમની પેઠે પોતે પણ શ્રીહરિનો આશ્રય કર્યો અને સભામાંજ ઉચ્ચે શબ્દે કરીને સ્વામિનારાયણ સ્વામિનારાયણ એમ ભજન કરવા લાગ્યા. ॥૭૪॥ શ્રીહરિ આ પ્રમાણે પોતાના પ્રબળ પ્રતાપથી સર્વ શુષ્કજ્ઞાનીઓને સચ્છાસ્ત્રનાં પ્રમાણવાકયોથી એ સભામાંજ જીતી લઈને, તેઓએ આદરપૂર્વક રૂડે પ્રકારે પૂજા કર્યા એવા થકા તે માંડવીપુર થકી બીજા સ્થાનમાં જવાને ઇચ્છા કરી. ॥૭૫॥

ભક્તિ–રસથી રહિત શુષ્ક–આત્મજ્ઞાનનો નિરાસ કરવામાં અતિ તત્પર, દિવ્ય મૂર્તિમાન બ્રહ્મ–પરબ્રહ્મને પ્રતિપાદન કરનારા અને વેદાદિક સકળ સત્શાસ્ત્રોનો એજ રહસ્યાર્થ છે એમ સ્પષ્ટપણે લોકોને સમઝાવનારા, એવા આ મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ મારી ઉપર પ્રીતિમાન્ થાઓ. ॥૭૬॥

ઇતિ શ્રીમદુદ્ધવ .. શ્રીનિત્યાનન્દમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં માંડવીપુરમાં શ્રીહરિએ ભક્તિની શ્રેષ્ઠતા નિરૂપણ કરી એ નામે ત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૦॥



# उल्लासार्थसङ्ग्रहः

यो भक्तान् कच्छदेशे विरचितवसतीन् बोधयन्सत्प्रबोधै-
श्चक्रे ग्रामांश्च तांस्तान्स्वचरणकमलन्यासतो धन्यवासान्।
दुर्धर्षस्वप्रतापानलशलभदशापन्नहिंसैकयज्ञ-
प्रोद्युक्तोद्धृत्तनाशाद्व्यधिहितमतनोद्यो भुजङ्गाख्यपुर्याम् ॥
दिव्यं ज्ञानामृतं यः स्वचरणरसिकान् पाययन् राजकूटे
लक्ष्मीनाम्नीं स्वभक्तां सपदि करुणया प्रापयद्योगसिद्धिम्।
खट्वाङ्गाख्येन राज्ञा निजमहिमविदा सादरं सेव्यते यः
स श्रीमान्दुर्गपुर्यामभयनृपतिना सेव्यते सर्वसेव्यः ॥३१-१-२॥

કચ્છદેશમાં નિવાસ કરીને રહેલા પોતાના ભક્તજનોને જે શ્રીહરિએ સત્ય જ્ઞાનના વાસ્તવિક ઉપદેશોથી બોધ કરતા થકા તે તે ગામોને પોતાના ચરણકમળના ન્યાસથી ધન્ય વાસવાળાં કર્યાં હતાં. તેમજ-જે શ્રીહરિએ ભુજનગરમાં કોઇથી પરાભવ ન થઇ શકે એવા પોતાના પ્રતાપરૂપ અગ્નિમાં શલભ-પતંગની દશા પામેલા અને હિંસામય યજ્ઞ કરવામાંજ એક તત્પર થયેલા એવા ઉદ્ધત-જગજીવનનામે બ્રાહ્મણના નાશથી આ લોકમાં સાત્ત્વિક માણસોનું હિત વિસ્તાર્યું હતું.॥

વળી-જે શ્રીહરિએ સ્વચરણકમળમાંજ એકરસ-સ્વાદવાળા રસિક ભક્તજનોને દિવ્ય જ્ઞાનામૃતનું પાન કરાવતા થકા રાજકોટ-નગરમાં લક્ષ્મીદેવી નામે પોતાની ભક્ત રાજકન્યાને કરૂણાએ કરીને તુરતજ યોગસિદ્ધિ પ્રાપ્ત કરાવી હતી. તેમજ પોતાનો અપાર મહિમા જાણનારા ખટ્વાંગ-રાજાએ જે શ્રીહરિની કારીયાણીમાં આદરપૂર્વક સેવા કરી હતી. એવા સર્વને સેવવા-ઉપાસના કરવા યોગ્ય તે શ્રીમાન્ સહજાનંદસ્વામી ભગવાન દુર્ગપુરમાં અભયરાજાએ સેવા કરેલા વિરાજમાન છે. ॥૩૧-૧-૨॥

---

# एकत्रिंश उल्लासः

ततो निजैः साधुजनैः परीतः पद्भ्यां च भक्तैर्भुवि धर्मपोष्टा। नारायणो मानवमूर्तिरायाद्ग्रामं स डोणामुदारकीर्त्तिः ॥१॥ तत्रस्थभक्तैर्बहुमानपूर्वं मापालमुख्यैरथकारवर्यैः। सम्मानितः पञ्चदिनान्यवात्सीदानन्दयंस्तत्र स तान्स्वयोग्यान् ॥२॥ महासभायां प्रतिघस्रमेव स्वानन्यभक्तिं द्रढयन्स्वकानाम्। चकार वार्ता भगवद्गुणाढ्यविभ्रान्तिहर्त्रीर्विदुषां मनोज्ञाः ॥३॥ तैरर्चितः सोऽथ ततः सदीशो ग्रामं महत् कालतडागमायात्। भीमो रवस्तं हरमस्त्रिमुख्याः सिषेविरे त्वष्टृवरास्तथान्ये ॥४॥ तत्राप्यसौ संसदि भूरिवार्त्ताश्चकार नित्यं जनतासुखार्थी। स्त्रीपुंसयुग्मस्य परस्परोत्थं स्नेहातिरेकं बहुदुःखमाह ॥५॥ तद्बन्धविच्छित्तिनिदानमाह सत्प्राप्तविज्ञानविरागयुक्ताम्। स्वभक्तिमेकामिति तस्य वार्चं सर्वेऽपि भक्ता जगृहुः शिरोभिः ॥६॥ दिनान्युषित्वा

कतिचित्स तत्र सप्रेम तैः पूजित आदरेण । आपूर्य तेषां च मनोऽभिकामान्प्रायात्ततस्तीरपुरं सह स्वैः ॥७॥ तत्रत्यभूपो रथकारवर्यैस्तं सङ्घमावप्रमुखैः सह स्वैः । भक्तैरनेकैः प्रभुमभ्युपेत्य पुरोपकण्ठे सहसा ननाम ॥८॥ तान्मानयामास हरिर्यथार्हं ते वाद्यघोषैः सह तं प्रहृष्टाः । पुरं समानीय निवास्य योग्ये स्थानेऽथ सेवानिरता

## ઉલ્લાસ ૩૧ મો.

તે પછી પોતાના સાધુજનો પાર્ષદો અને ગૃહસ્થ ભક્તજનોએ વીંટાયા થકા, પૃથ્વી ઉપર એકાંતિક ધર્મનું પોષણ કરનારા, અતિ ઉદાર કીર્તિવાળા, મનુષ્યાકારે વિચરતા, સર્વાન્તરાત્મા એવા શ્રીનારાયણમુનિ ભગવાન ડોણામ નામે પ્રસિદ્ધ ગામ પ્રત્યે આવ્યા. ॥૧॥ સુથારમાં શ્રેષ્ઠ એવા માપાળ વિગેરે ત્યાંના ભક્તજનોએ સન્માન કરેલા તે શ્રીહરિ ભગવાન પોતાનાં ભક્ત એવાં સ્ત્રી-પુરૂષોને આનંદ આપતા થકા તે ડોણામ ગામમાં પાંચ દિવસ સુધી નિવાસ કરીને રહ્યા. ॥૨॥ અને એ શ્રીહરિ પોતાના ભક્તજનોની પોતાને વિષે રહેલી અનન્ય ભક્તિને દૃઢ કરતા થકા, દરરોજ મહાસભામાં વિરાજમાન થઇને પોતાના નૃનાટ્યમાં વિવિધ શંકાઓને નિવારણ કરનારી અર્થાત્-પોતાના અલૌકિક દિવ્ય મહાપ્રતાપને પ્રકાશ કરનારી અને વિદ્વાનોને પણ મનોજ્ઞ લાગે એવી વાર્તાઓ કરતા હતા. ॥૩॥ તે પછી તે ભક્તજનોએ પૂજા કરેલા અને સાધુજનોના એક નાથ એવા તે શ્રીહરિ તે ડોણામ ગામ થકી કાળા-તળાવ નામે મોટા ગામ પ્રત્યે આવ્યા, તે ગામમાં રહેનારા ભીમો, રવજી, હરજી અને મંજી, એ વિગેરે સુથારમાં શ્રેષ્ઠ ભક્તજનો તથા બીજાય ભક્તજનો એ શ્રીહરિની સેવા કરવા લાગ્યા.॥૪॥ જનસમૂહના સુખ માટેજ સર્વ પ્રવૃત્તિ કરનારા એ શ્રીહરિએ તે ગામમાં પણ સભામાં વિરાજમાન થઇને ઘણીક વાર્તાઓ કરી, તેમાં-સ્ત્રી પુરૂષોનાં જોડલાંને એકબીજામાં થયેલો અતિશય સ્નેહ બહુજ દુઃખદાયક છે. એમ -'नातिस्नेहः प्रसङ्गो वा ..कपोत इव दीनधीः' 'पुंसः स्त्रिया मिथुनीभावमेतं...जनस्य मोहोऽयमहं ममेति' 'विमोहितोऽयं जन ईशमायया...गृहेषु योषित् पुरुषश्च वञ्चितः' એ વિગેરે સચ્છાસ્ત્રવાક્યોથી સ્પષ્ટ સમઝાવ્યું હતું. ॥૫॥ અને તે સ્નેહબંધન છેદવામાં મુખ્ય કારણભૂત, સત્પુરૂષો થકી પ્રાપ્ત થયેલી જ્ઞાન-વૈરાગ્યે સહિત એક પોતાની ભક્તિજ છે. એ પ્રમાણેની તે શ્રીહરિની વાણી સર્વ ભક્તજનોએ પોતાના મસ્તકથી અંગીકાર કરી. (આ વાર્તા- 'न युज्यमानया...योगिनां ब्रह्मसिद्धये' 'हंमे गुरौ मयि भक्त्यानुवृत्त्या' એ વિગેરે વાક્યોથી સ્પષ્ટ સમઝાવેલી છે.) ॥૬॥ શ્રીહરિ તે કાળા-તળાવ ગામમાં કેટલાક દિવસો રહીને, પછી તે ભક્તજનોએ પ્રેમપૂર્વક આદરથી પૂજા કર્યા એવા થકા, તે ભક્તજનોના મનોરથો પૂર્ણ કરીને પછી પોતાના ભક્તજનોએ સહિત ત્યાંથી તેરા નામે પુર પ્રત્યે આવ્યા. ॥૭॥ ત્યારે તે પુરના રાજાએ પોતાના અમાત્યાદિક જનોએ સહિત તથા સંઘ અને માવજી વિગેરે સુથારમાં શ્રેષ્ઠ એવા ત્યાંના ભક્તજનોએ સહિત તુરતજ ગામની બાગોળે સામા આવીને તે શ્રીહરિને નમસ્કાર કર્યા. ॥૮॥ અને શ્રીહરિએ તે રાજા વિગેરે સર્વ ભક્તોને યથાયોગ્ય માન આપ્યું, તે પછી

अभूवन्॥९॥ यथोचितं सेवित आदरेण स तैः सुखं तत्र वसन्सभासु । चकार वार्त्ताः प्रतिघस्रमीशो याभिर्भवेत्सात्त्वतधर्मपुष्टिः ॥१०॥स्वभक्तसौख्याय स सप्त घस्रान्सुखेन पुर्यां भगवानुषित्वा । ततः स्वसद्वर्णिपदातिसङ्घैर्वृतो ययौ सिन्धुसमुद्रसङ्गम् ॥११॥ नारायणसरः प्राप्य तीर्थं परमपावनम् । कुर्वंस्तीर्थविधिं तत्र पञ्चोवास दिनानि सः ॥१२॥ तत्रत्यविष्णुप्रतिमादर्शनार्चे विधाय सः । ब्राह्मणान्भोजयामास महादानानि चाप्यदात् ॥१३॥ सभायां प्रत्यहं वार्त्ताः स चकार मनोहराः । तीर्थधर्माश्रिताः स्वामी तत्तीर्थं प्रशशंस च ॥१४॥ प्रचेतसां यथा शम्भोर्दर्शनाद्यभवत्पुरा । यथा तत्रं तपस्तैश्च तेषां सिद्धिर्यथाभवत् ॥१५॥ तथा दाक्षायणैस्तत्र यथा पूर्वं कृतं तपः । नारदेन यथोक्तानि कूटवान्यानि तान्प्रति ॥१६॥ निवृत्तिधर्मनिरतास्ततस्ते च यथाभवन् । एताः कथाः स सदसि तत्राकथयदञ्जसा ॥१७॥ पारदार्यादिदोषाणां तथा सङ्कथनेन सः । तीर्थस्थान्व्यभिचारादीन्दुराचारानपाहरत् ॥१८॥ तत्रैव वादिनः

અતિ હર્ષ પામેલા તે ભકતજનોએ વાજીંત્રોના ઘોષે સહિત તે શ્રીહરિને પુરમાં રૂડે પ્રકારે લાવીને-પધરાવીને તેમને રહેવા લાયક સારા સ્થાનમાં નિવાસ-ઉતારો કરાવીને તે શ્રીહરિની સેવા કરવામાં અતિ નિમગ્ન-તત્પર વર્તવા લાગ્યા. ॥૯॥ તે ભકતજનોએ યથાયોગ્ય આદરથી સેવા કરેલા અને તે ગામમાં સુખે નિવાસ કરીને રહેલા તે શ્રીહરિ સભામાં વિરાજમાન થઇને જે વાર્તાઓથી સાત્વત-એકાંતિક ધર્મનું પોષણ થાય તેવી વાર્તાઓ દરરોજ કરતા હતા. ॥૧૦॥ ભગવાન શ્રીહરિ પોતાના ભક્તજનોના સુખ માટે તે તેરા ગામમાં સાત દિવસ સુધી સુખેથી રહીને તે પછી પોતાના મુકતાનંદાદિક સંતો તથા વર્ણીઓ અને પાર્ષદો એ સર્વના સમૂહોથી વીંટાયા થકા સિન્ધુ-નદ અને સમુદ્રનો સંગમ જ્યાં થાયછે તે સ્થાનમાં ગયા. ॥૧૧॥ પરમ પાવન-પવિત્ર કરનાર નારાયણ-સર નામે પ્રસિદ્ધ તીર્થને પામીને તીર્થવિધિ કરતા થકા શ્રીહરિ ત્યાં પાંચ દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૧૨॥ અને ત્યાં રહેલી શ્રી વિષ્ણુ-ભગવાનની પ્રતિમાનાં દર્શન-પૂજન કરીને શ્રીહરિએ બ્રાહ્મણોને જમાડ્યા અને મહા-દાન પણ આપ્યાં. ॥૧૩॥ અને દરરોજ સભામાં વિરાજમાન થઇને તીર્થધર્મને પ્રતિપાદન કરનારી બહુજ મનોહર વાર્તાઓ કરતા હતા અને તે તીર્થનાં વખાણ કરતા હતા. ॥૧૪॥ પૂર્વે પ્રચેતાઓને શંકર-મહાદેવનાં દર્શન વિગેરે જે પ્રકારે થયાં હતાં, તે પ્રચેતાઓએ જેવી રીતે તપ કર્યું હતું, તથા તેઓને જે પ્રકારે સિદ્ધિ થઇ હતી. તેમજ દક્ષપ્રજાપતિના પુત્રોએ તે નારાયણ-સરમાં જેવી રીતે પૂર્વે તપ કર્યું હતું, તથા તેમના પ્રત્યે નારદ-મુનિએ જેવાં કૂટ વાકયો કહ્યાં હતાં. અને વળી તે પછી તે દક્ષપ્રજાપતિના પુત્રો જેવી રીતે નિવૃત્તિ ધર્મમાં પ્રીતિવાળા થયા હતા, એ બધી કથાઓ તે શ્રીહરિએ સભામાં વિસ્તારથી યથાર્થ રીતે કહી બતાવી હતી. ॥૧૫ ૧૭॥ અને વળી તે શ્રીહરિએ પરસ્ત્રી-ગમન આદિક મહા દોષોનું વર્ણન કરીને તીર્થમાં રહેલા-થતા વ્યભિચારાદિક દુરાચારોને સર્વ પ્રકારે નાશ કરી નાખ્યા હતા. ॥૧૮॥ વળી અતિ સમર્થ તે શ્રીહરિએ ત્યાંજ રહેલા કેટલાક નિરીશ્વરવાદીઓ-નાસ્તિકોને સચ્છાસ્ત્રોનાં પ્રમાણભૂત પ્રબળ વાકયોથી જીતી લઇને

कांश्चिन्नि(?)रीश्वरमतान्प्रभुः । विजित्य प्रबलैर्वाक्यैः सेशमास्थापयन्मतम् ॥१९॥ धर्मसंस्थापनं कुर्वन्नित्थं स निर्ययौ ततः । महोदधेस्तटे शम्भुं प्राप कोटीश्वराभिधम् ॥२०॥ तद्दर्शनार्चनाद्येष कृत्वोपित्वा दिनं ततः । दिनैः कतिपयैः प्रापन्मानकूपं मुनीश्वरः ॥२१॥ तत्र श्यामादयो विप्रा अदम्भाद्याश्च बाहुजाः । कृष्णमूळादयो वैश्यास्तमसेवन्त भक्तितः ॥२२॥ नाथोत्करादयः सूत्रधाराश्च परमादरात् । तत्सेवानिरता आसन् स च तत्रावसत्सुखम् ॥२३॥ सभायां प्रत्यहं तत्र शुभा वार्त्ताः स चाकरोत् । देहगेहासक्तिहानिर्याभिः स्याच्च रुचिर्हरौ ॥२४॥ कतिचिद्वासरांस्तत्र स्वभक्तानां सुखाप्तये । उषित्वा स ततः प्रायाद्भुजङ्गनगरं प्रति ॥२५॥ आकर्ण्य तमुपायान्तं पौरा भक्ताः सहस्रशः । प्रत्युद्ययुस्तमात्मेशं त्वरमाणा महामुदः ॥२६॥ यथार्हं मानयित्वा तान् सार्कं तैः पुरमाविशत् । नानावादित्रनिध्वानान् शृण्वन् श्रुतिमनोहरान् ॥२७॥ गृहे स सुन्दरजितो रथकारस्य शोभने । निवासमकरोत्स्वस्य भक्ताश्चान्ये यथोचितम् ॥२८॥ हीरश्च भगवान् जीवः प्रागो नारायणस्तथा । देवरामो राघवाद्यास्त्वष्टारस्तं सिषेविरे

સેશ્વર—આસ્તિકવાદનું સ્થાપન કર્યું હતું. ॥૧૯॥ આ પ્રમાણે ધર્મનું સ્થાપન કરતા શ્રીહરિ તે નારાયણ સરથી નીકળ્યા અને મહોદધિ-સમુદ્રને કાંઠે રહેલા **કોટીશ્વર** નામે પ્રસિદ્ધ શંકરને-શંકરના મંદિરરૂપ સ્થાનને પામ્યા. ॥૨૦॥ અને તે કોટીશ્વર મહાદેવનાં દર્શન-પૂજનાદિક કરીને એક દિવસ ત્યાં રહીને, મુનિપતિ શ્રીહરિ કેટલેક દિવસે માનકુવા નામે ગામને પામ્યા-તે ગામે આવ્યા. ॥૨૧॥ તે ગામમાં શ્યામજી વિગેરે બ્રાહ્મણ—ભકતો, તથા અદંભ વિગેરે ક્ષત્રિય—ભકતો તથા કૃષ્ણજી અને મૂળજી વિગેરે વૈશ્ય—ભકતો તે શ્રીહરિની ભકિતપૂર્વક સેવા કરવા લાગ્યા. ॥૨૨॥ તથા નાથો અને ઉકર (ઉકરડો) વિગેરે સૂત્રધાર ભકતો પરમ આદરથી તે શ્રીહરિની સેવા કરવામાં અતિ પ્રસન્ન થકા વર્તતા હતા અને શ્રીહરિ પણ તે ગામમાં સુખેથી નિવાસ કરીને રહ્યા હતા. ॥૨૩॥ અને દરરોજ સભામાં શ્રીહરિ જે વાર્તાઓથી દેહગેહાદિક પદાર્થોમાં આસકિત ટળી જાય અને સાક્ષાત્ પરમેશ્વરના સ્વરૂપમાં રૂચિ ભકિત થાય તેવી શુભ વાર્તાઓ કરતા હતા. ॥૨૪॥ શ્રીહરિ પોતાના ભકતોને સુખ આપવાને માટે તે માનકુવા ગામમાં કેટલાક દિવસ રહીને ત્યાંથી ભુજ નગર પ્રત્યે આવ્યા. ॥૨૫॥ અને તે ભુજ-નગરના હજારો—હજાર ભકતજનો પોતાના ઇષ્ટદેવ શ્રીહરિ આપણા પુર પ્રત્યે આવેછે, એમ સાંભળીને એકદમ ત્વરાપૂર્વક મહા આનંદભર્યા થકા શ્રીહરિના સન્મુખ આવ્યા. ॥૨૬॥ તે સર્વ ભકતજનોને યથાયોગ્ય માન આપીને, સાંભળતાં બહુજ મનોહર લાગે એવા નાના પ્રકારનાં વાજીંત્રોના શબ્દોને શ્રવણ કરતા થકા શ્રીહરિએ તે ભકતજનોએ સહિત ભુજ નગરમાં પ્રવેશ કર્યો. ॥૨૭॥ અને પોતાના ભકત સુંદરજી સુથારના શોભાયમાન ઘરને વિષે પોતાનો નિવાસ કર્યો અને બીજા-સંત-પાર્ષદોએ પણ યથાયોગ્ય સ્થાનમાં નિવાસ-ઉતારો કર્યો અને હીરજી, ભગવાનજી, જીવો, પ્રાગો, નારાયણજી, દેવરામ અને રાઘવજી, એ વિગેરે સુથાર ભકતો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૨૮-૨૯॥ અને તે ભુજમાં રહેનારા પ્રયાગજીત (પુરાણી) વિગેરે બ્રાહ્મણો

॥२९॥ तत्र प्रयागजिन्मुख्यास्तमसेवन्त वाडवाः । शिवरामश्च हरजिदुत्करो वल्लभादयः ॥३०॥ शुद्रा मल्लाश्च गाङ्गेयमुख्याः पर्यचरन्हरिम् । प्रायस्तदन्तिके तस्थुरनुकालं समाहिताः ॥३१॥ अनर्घ्यैरुपचारैस्तं पुपूजुः परमादरात् । सुगन्धिचन्दनैः पुष्पैर्नवीनरुचिरांशुकैः ॥३२॥ हैमैर्विभूषणैः स्रग्भिर्महानीराजनादिभिः । स्वस्वभावानुगाभिश्च स्तुतिभिस्तुष्टुवुश्च ते ॥३३॥ तेभ्यः प्रसन्नो भगवान्नाना धामानि चात्मनः । समाधौ दर्शयामास गोलोकादीनि सर्वशः ॥३४॥ तत्र तत्र स्थिता दिव्याः स्वमूर्तीश्चाप्यदीदृशत् । सकलैश्वर्यसम्पन्नाः सेविताः शक्तिपार्षदैः ॥३५॥ सुखयंस्तान्पक्षमेकं न्यवसत्तत्र स प्रभुः । वार्त्ता बहुविधाश्चक्रे प्रत्यहं तत्र संसदि ॥३६॥ सात्त्विकानां मुमुक्षूणां विप्राणां लक्षणानि च । कथयामास च ततः स्वधर्मं च सनातनम् ॥३७॥ उच्छेदयन् हिंस्रयज्ञानहिंसान्स्थापयन्मखान् । शुद्धं प्रावर्त्तयद्धर्मं सप्रमाणं प्रतापवान् ॥३८॥ मद्यमांसप्रियत्वाद्ये मेनिरे नैव तद्वचः । भूपालास्तदमात्याश्च ते सर्वे निधनं ययुः ॥३९॥ प्रतापं दर्शयित्वेत्थं सुखयित्वा निजाश्रितान् । विनिर्गतस्ततः स्वामी धमकापु-

શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તથા શિવરામ, હરજી, ઉત્કર (ઉકરડો) અને વલ્લભજી, એ વિગેરે શુદ્ર ભક્તો, તથા ગંગારામ આદિક મલ્લ-ભક્તો શ્રીહરિની પરિચર્યા કરતા હતા અને તે મલ્લ ભક્તો તો ઘણું કરીને સમય—સમય પ્રમાણે સાવધાન થકા તે શ્રીહરિની પાસેજ રહેતા હતા. ॥૩૦—૩૧॥ અને તે ભક્તજનોએ સુગન્ધિ ચંદન, પુષ્પો અને નવીન એવાં સુંદર વસ્ત્રો, એ વિગેરે અમૂલ્ય ઉપચારોથી તે શ્રીહરિની પરમ આદરપૂર્વક પૂજા કરી, તેમજ સોનાનાં અનેક આભૂષણો, સોનાના હાર અને મહાનીરાજન, એ આદિકથી પૂજા કરીને પોત-પોતાના ભક્તિભાવ પ્રમાણે સ્તુતિઓથી-સ્તોત્રાદિકથી સ્તુતિ કરી હતી.॥૩૨-૩૩॥ અને તેમની સ્તુતિથી પ્રસન્ન થયેલા ભગવાન શ્રીહરિએ તે ભક્તજનોને સમાધિમાં પોતાનાં ગોલોક-બ્રહ્મપુરાદિક ધામ સર્વ પ્રકારે બતાવ્યાં હતાં. ॥૩૪॥અને તે-તે ધામમાં રહેલી, સકળ ઐશ્વર્યોએ સંપન્ન અને અનંત શક્તિઓ અને પાર્ષદોએ સેવેલી, એવી પોતાની દિવ્ય-મૂર્તિઓનાં દર્શન કરાવ્યાં હતાં. ॥૩૫॥ આ પ્રમાણે તે ભક્તજનોને સુખ આપતા થકા અતિ સમર્થ તે શ્રીહરિ એક પક્ષ (પંદર દિવસ) સુધી ત્યાં નિવાસ કરીને રહ્યા અને દરરોજ સભામાં વિરાજમાન થઇને અનેક પ્રકારની ધર્મ-જ્ઞાનાદિકની વાર્તાઓ કરતા હતા. ॥૩૬॥ તે વાર્તાઓમાં સત્વગુણ પ્રધાન એવા મુમુક્ષુઓ અને બ્રાહ્મણોનાં લક્ષણ કહી બતાવ્યાં હતાં, તેમજ સનાતન સ્વધર્મને પણ કહેતા હતા-પ્રતિપાદન કરતા હતા. ॥૩૭॥ અને હિંસામય યજ્ઞોને ઉચ્છેદન કરતા થકા હિંસાએ રહિત સાત્વિક યજ્ઞોને સ્થાપન-પ્રતિપાદન કરતા તે મહાપ્રતાપી શ્રીહરિએ સચ્છાસ્ત્રોનાં પ્રમાણોએ સહિત શુદ્ધ સનાતન ધર્મ પ્રવર્તાવ્યો હતો. ॥૩૮॥ અને જે મનુષ્યોએ, પોતાને મદ્ય-માંસ પ્રિય હોવાથી તે શ્રીહરિનું વચન ન માન્યું તે રાજાઓ અને તેમના અમાત્યો તે સર્વે નાશ પામી ગયા હતા. ॥૩૯॥ શ્રીસહજાનંદસ્વામી ભગવાન આ પ્રમાણે પોતાનો પ્રતાપ બતાવીને અને પોતાના આશ્રિત ભક્તજનોને સુખ આપીને ત્યાંથી નીકળ્યા તે ધમડકાપુર પ્રત્યે આવ્યા. ॥૪૦॥ તે ધમડકા પુરમાં લુબ્ધજીત્ (લાધાજી) રાજાએ

रमभ्यगात् ॥४०॥ तत्र लुब्धजिता राज्ञा भृशं सन्मानितः प्रभुः । तद्गेहे न्यवसत्प्रीतः साधुभक्तैः सहैव सः ॥४१॥ कल्याण इन्दुभो रामस्तथा राजधनाभिधः । पुत्रास्तस्य मुदा चक्रुश्चत्वारः सेवनं हरेः ॥४२॥ तत्र स ज्ञानवैराग्योपेतभक्तिप्रपोषिकाः । वार्त्ताश्चकार बहुधा महासदसि संस्थितः ॥४३॥ उषित्वा द्वे दिने तत्र सुखयित्वा स तांस्ततः । निजं प्रतापं प्रथयन्भूचायग्राममाययौ ॥४४॥ जयरामः कार्मणाद्या भक्ताः पर्यचरंश्च तम् । देविकाद्या योषितश्च यथाशक्ति यथोचितम् ॥४५॥ तत्रापि द्वे दिने स्थित्वा कन्थकूटपुरं ययौ । मूलजित्कचराद्यास्तं भक्ता भक्त्या सिषेविरे ॥४६॥ सुखयंस्तान्स तत्रैकमुवास भगवान्दिनम् । ततोऽब्धिखाडीमुत्तीर्य पिप्पलीग्राममाययौ ॥४७॥ तत्र देवगणेशाद्या भक्तास्तत्सेवनं व्यधुः । स्त्रियश्च मान्यारामाद्या भक्तिमत्यो यथाधनम् ॥४८॥ तत्रोषित्वा दिने द्वे च भाद्रग्रामं स आययौ । तं मूलसुन्दरमुखा विप्रा भक्त्या सिषेविरे ॥४९॥ वैश्यवर्या वृद्धरत्नलब्धदेवादयश्च तम् । त्वष्टारो माव-विश्रामरामाद्याश्च सिषेविरे ॥५०॥ सभायां तत्र वार्त्ताश्च चकार स्वहितावहाः । असुराणां च लक्ष्माणि कथयामास तत्त्वतः ॥५१॥ कृष्णकृष्णावताराणां तद्भक्तानां च

અતિશય સન્માન કરેલા પ્રભુ શ્રીહરિ અતિ પ્રસન્ન થકા સર્વ સાધુ–ભક્તજનોએ સહિતજ તે રાજાને ઘેર નિવાસ કરીને રહ્યા. ॥૪૧॥ અને કલ્યાણજી, ઇન્દુભા, રામજી, તથા રાજ-ધન, એ ચારેય તે લુબ્ધજીત્ રાજાના પુત્રો સ્નેહપૂર્વક શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૪૨॥ તે ગામમાં શ્રીહરિએ મહાસભામાં વિરાજમાન થઇને જ્ઞાન વૈરાગ્યે સહિત એવી ભક્તિનું પોષણ કરનારી વાર્તાઓ બહુ પ્રકારે કરી હતી. ॥૪૩॥ અને શ્રીહરિ ત્યાં બે દિવસ રહીને લુબ્ધજીત્ વિગેરે ભક્તજનોને સુખ આપીને પોતાનો પ્રતાપ વિસ્તારતા થકા ભૂચાય ગામ પ્રત્યે આવ્યા. ॥૪૪॥ તે ગામમાં જયરામ અને કાર્મણ વિગેરે ભક્તજનો, તથા દેવિકા આદિક સ્ત્રીઓ ભક્ત, યથોચિત રીતે યથાશક્તિ શ્રીહરિની પરિચર્યા કરવા લાગ્યાં. ॥૪૫॥ તે ગામમાં પણ બે દિવસ રહીને ત્યાંથી કંથકોટ પુર પ્રત્યે આવ્યા અને ત્યાંના મૂળજી અને કચરા ભક્ત, એ વિગેરે ભક્તજનો–ભક્તિપૂર્વક શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૪૬॥ ભગવાન શ્રીહરિ તે ભક્તજનોને સુખ આપતા થકા ત્યાં એક દિવસ રહ્યા. અને ત્યાંથી ચાલ્યા તે સમુદ્રની ખાડી ઉતરીને પિપળી નામે ગામ પ્રત્યે આવ્યા. ॥૪૭॥ તે ગામમાં દેવો અને ગણેશ વિગેરે ભક્તજનો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તેમજ માનબાઇ અને રામબાઇ વિગેરે શ્રીહરિમાં અતિ સ્નેહવાળી સ્ત્રીઓ ભક્ત પણ પોતાની ધનંસંપત્તિ પ્રમાણે સેવા કરવા લાગ્યાં. ॥૪૮॥ શ્રીહરિ તે પિપળી ગામમાં બે દિવસ રહીને પછી ત્યાંથી ભાદ્રા ગામે આવ્યા અને ત્યાંના મૂળશંકર અને સુંદરજી વિગેરે વિપ્રભક્તો ભક્તિથી તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૪૯॥ અને વૃદ્ધ, રત્નજી, લાધો અને દેવજી, એ વિગેરે વૈશ્યભક્તો, તથા માવજી, વિશ્રામજી અને રામજી, એ વિગેરે સુધાર ભક્તજનો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૫૦॥ તે ભાદ્રા ગામમાં સભામાં શ્રીહરિએ પોતાના ભક્તોને હિત કરનારી ઘણીક વાર્તાઓ કરી અને તેમાં અસુરોનાં લક્ષણો વિસ્તારથી કહી બતાવ્યાં હતાં. ॥૫૧॥ (તેમાંનાં કેટલાંક કહેછે) કૃષ્ણ શ્રીકૃષ્ણવાસુદેવ અને કૃષ્ણના અવતારો

निन्दकाः । तद्द्रोहकारिणो ये च ज्ञेयास्ते त्वसुरा नराः ॥५२॥ कृष्णतद्भक्तमाहात्म्यचरित्रेष्वद्भुतेष्वपि । दोषदृष्टिश्च हिंसायां रुचिश्चासुरलक्षणम् ॥५३॥ सुरामांसप्रियत्वं च तादृशामरभक्तता । शाक्तग्रन्थेष्वतिरुचिः पारदार्ये च मादके ॥५४॥ रसास्वादे लोलुपत्वं वर्णसङ्करकारिता । स्वधर्मातिक्रमादीनि लक्ष्माण्यसुरदेहिनाम् ॥५५॥ तेषां सङ्गः सर्वथैव नैव कार्यो मदाश्रितैः । इत्यादि स सभामध्ये कथयामास तत्त्वतः ॥५६॥ प्रवर्त्तयित्वा सद्धर्मं तत्र भक्तैः समर्चितः । राजकूटमुपागच्छत्सन्मण्डलपरिश्रितः ॥५७॥ राजकन्या तत्र लक्ष्मीर्भक्त्या परमया प्रभुम् । महोपचारैरानर्च भोज्यैश्चातर्पयत्सतः ॥५८॥ तस्यै प्रसन्नो भगवान् विनाभ्यासपरिश्रमम् । योगसिद्धिं ददौ सर्वां दुर्लभामपि योगिनाम् ॥५९॥ दिनमेकमुषित्वासौ तत्र भक्तैः समर्चितः । शरधारपुरं प्रायाद्भक्तानानन्दयन्पथि ॥६०॥ तत्र राजकुमारौ द्वौ तुङ्गजिद्वैरिजित्तथा । भीमो वैरिभयाद्याश्च तमसेवन्त बाहुजाः ॥६१॥ करिमो मूकहसनौ रयो ह्ययजिदादयः । यवना अपि तं भक्ताः सेवन्ते स्म यथोचितम् ॥६२॥ भक्तैः समर्चितस्तत्र निवसन्धर्मनन्दनः ।

વરાહાદિક તેમની નિન્દા અને દ્રોહ કરનારા, તેમજ ભગવાનના ભકતોની નિન્દા અને તેમનો દ્રોહ કરનારા જે મનુષ્યો હોય તેમને અસુર જાણવા. ॥૫૨॥ તેમજ શ્રીકૃષ્ણ ભગવાનના અને તેમના ભકતોના માહાત્મ્ય–અલૌકિક પ્રતાપમાં તથા તેમનાં અદ્ભુત ચરિત્રોમાં પણ દોષ જોવા તે, તથા હિંસામાં રૂચિ–પ્રિયતા, એ પણ અસુરનું લક્ષણ છે. ॥૫૩॥ ત્રણ પ્રકારની સુરા અને માંસ તેમાં પ્રિયતા અને સુરામાંસમાં પ્રિયતાવાળા દેવતાઓની ભકતતા, તથા શાકત-ગ્રંથોમાં અતિ રૂચિ, તેમજ પારદાર્યમાં તથા માદક વસ્તુઓમાં અતિ રૂચિ, એ પણ અસુરનું લક્ષણ છે. તથા રસાસ્વાદમાં લોલુપતા, વર્ણસંકર કરવાપણું, સ્વધર્મનું અતિક્રમણ કરવું, એ આદિક અસુર–દેહધારીઓનાં લક્ષણ છે. ॥૫૪–૫૫॥ શ્રીહરિ કહેછે–તેવા આસુર સ્વભાવના માણસોનો સંગ અમારા આશ્રિતોએ સર્વથા નજ કરવો. એ વિગેરે ઘણીક વાર્તાઓ શ્રીહરિએ સભામાંજ વિસ્તારથી કહી હતી.॥૫૬॥ તે ભાદ્રા ગામમાં મૂળશર્મા વિગેરે ભકતજનોએ રૂડે પ્રકારે પૂજેલા શ્રીહરિ સદ્ધર્મની પ્રવૃત્તિ કરીને મુકતાનંદાદિક સંતમંડળથી વીંટાયા થકા ત્યાંથી રાજકોટ–પુર પ્રત્યે આવ્યા. ॥૫૭॥ તે રાજકોટમાં લક્ષ્મી નામે રાજકન્યાએ પોતાના ઇષ્ટ પ્રભુ શ્રીહરિની પૂજા મોટા ઉપચારોથી પરમ ભક્તિપૂર્વક કરી અને સર્વ સંતોને રૂડાં ભોજનોથી જમાડીને તૃપ્ત કર્યા. ॥૫૮॥ તે રાજકન્યાના ઉપર પ્રસન્ન થયેલા ભગવાન શ્રીહરિએ તે રાજકન્યાને યોગાભ્યાસના પરિશ્રમ સિવાય પણ મોટા યોગીઓને પણ દુર્લભ એવી સર્વ યોગસિદ્ધિ આપી હતી. ॥૫૯॥ તે રાજકોટમાં એક દિવસ રહીને ત્યાંના ભકતજનોએ પૂજા કર્યા થકા એ શ્રીહરિ માર્ગમાં ભકતજનોને આનંદ આપતા થકા શરધાર–પુર પ્રત્યે આવ્યા.॥૬૦॥ તે શરધારમાં તુંગજીત્ અને વૈરિજીત્ એ બે રાજકુમારો, તથા ભીમભાઇ અને વેરીભાઇ, એ આદિક ક્ષત્રિયભકતજનો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૬૧॥ વળી–તે ગામમાં કરિમ, મૂક, હસન, રયજી અને હયજી, એ આદિક મુસલમાન જાતિના ભકતો પણ તે શ્રીહરિની યથોચિત સેવા કરતા હતા.॥૬૨॥ તે ગામમાં નિવાસ કરીને રહેતા થકા શ્રીહરિએ ત્યાંના ભકતજનોએ

अन्तःशत्रुजयोपायाः वार्त्ताः सदसि सोऽकरोत्॥६३॥ कामलोभक्रुधां मध्ये वलीयान्
लोभ एव हि। इत्युक्त्वा तद्गतान्दोपान्वहुशोऽदर्शयत्स्फुटम्॥६४॥ तत्र कार्यायनग्रामात्स
ह्रीङ्ग इति विश्रुतः। राजर्षिप्रवरः प्रायाद्भक्तस्तस्य महामतिः॥६५॥ आनन्दमूर्तेः कृष्णस्य
स कृत्वा वीक्षणादिकम्। तेनादृतोऽवसत्तत्र सम्प्राप्तः परमां मुदम्॥६६॥ हरेर्जिगमिषां
ज्ञात्वा ततो ग्रामान्तरं प्रति। वहुधा प्रार्थयामास स्वग्रामागमनाय सः ॥६७॥ तथेति
स प्रतिश्रुत्य सह तेन ततः प्रभुः। तद्ग्राममागमन्मार्गे स्वभक्तान्सुखयन्वहून् ॥६८॥ तत्र
राजऋषेस्तस्य गृहे स्वावासमीश्वरः। चकार तं ग्रामजना भक्ता भक्त्या सिषेविरे॥६९॥
राघवाख्यश्च वैकुण्ठप्रमुखा ब्राह्मणोत्तमाः। वास्तूरामस्तथा वेलो विक्रमाद्याश्च बाहुजाः
॥७०॥ वीरः कमो राघवश्च कर्णो देवश्च गोवरः। पंचायनश्च हीराद्या वैश्यास्तत्सेवनं
व्यधुः ॥७१॥ तेषां सम्प्रीतये तत्र निवसन्स दिने दिने। वार्त्ता बहुविधाश्चक्रे भक्तिध-
र्मप्रपोषकाः ॥७२॥ तस्याकरोन्महापूजां खड्गाङ्गः परमादरात्। सर्वावतारधृत्त्वेन तम-
स्तौच्च समाहितः ॥७३॥ ततस्तद्दर्शनार्थं स दुर्गपत्तनभूपतिम्। स्वमित्रमभयं नाम्ना

પૂજા કર્યા થકા સભામાં વિરાજમાન થઈને અંતશત્રુઓ—કામ—ક્રોધાદિકને જીતવાના ઉપા
યની વાર્તાઓ કરી હતી. ॥૬૩॥ તેમાં કામ, લોભ અને ક્રોધ, એમના મધ્યે લોભ એ
અતિ બળવાન અંતઃશત્રુ છે, એમ કહીને તે લોભમાં રહેલા ઘણાક દોષો સ્પષ્ટપણે કહી
બતાવ્યા હતા. ॥૬૪॥ તે ગઢધારમાં મહાબુદ્ધિમાન ખર્ડ્ડાંગ નામે પ્રસિદ્ધ રાજર્ષિપ્રવર
અને શ્રીહરિના ભકતરાજ પોતે કારીયાણીથી ત્યાં આવ્યા હતા. ॥૬૫॥ અતિ આનંદ-
મૂર્તિ એવા તે શ્રીહરિકૃષ્ણ ભગવાનનાં દર્શનાદિક કરીને પરમ આનંદ પામેલા તે ખર્ડ્ડાંગ
રાજા શ્રીહરિએ આદર સત્કાર કર્યો થકા ત્યાં શ્રીહરિની પાસેજ રહ્યા હતા. ॥૬૬॥ તેમણે
શ્રીહરિની બીજા ગામ પ્રત્યે જવાની ઇચ્છા જાણીને, પોતાના કારીયાણી ગામે આવવાને
માટે બહુજ પ્રાર્થના કરી. ॥૬૭॥ ત્યારે શ્રીહરિએ ઠીક બહુ સારૂ એમ કહીને પછી તે ખર્ડ્ડાંગ
રાજાની સાથેજ પ્રભુ શ્રીહરિ માર્ગમાં પોતાના ઘણાક ભકતજનોને સુખ આપતા થકા
તે ખર્ડ્ડાંગ રાજાના કારીયાણી ગામે આવ્યા. ॥૬૮॥ ત્યાં—કારીયાણીમાં શ્રીહરિએ રાજર્ષિ
એવા તે ખર્ડ્ડાંગભકતને ઘેરજ પોતાનો નિવાસ કર્યો અને તે ગામના ભકતજનો અતિ
સ્નેહપૂર્વક તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૬૯॥ રાઘવજી અને વૈકુંઠ વિગેરે બ્રાહ્મણો-
ત્તમ ભકતજનો, તથા વસ્તો—ખાચર, રામજી, વેલજી અને વિક્રમ આદિક ક્ષત્રિય ભકત-
જનો, તથા વીરો, કમો, રાઘવ, કર્ણો, દેવજી, ગોવર, પંચાયન અને હીરો, એ આદિક
વૈશ્ય ભકતો તે શ્રીહરિની સેવા કરવા લગ્યા. ॥૭૦-૭૧॥ તે ભકતજનોને પ્રસન્ન કરવા
માટે ત્યાં નિવાસ કરીને રહેતા થકા શ્રીહરિ દરરોજ ભકિત અને ધર્મનું પોષણ કરનારી
બહુ વાર્તાઓ કરતા હતા. ॥૭૨॥ અને ખર્ડ્ડાંગ રાજાએ તે શ્રીહરિની મહાપૂજા પરમ
આદરથી કરી અને સાવધાન—(શ્રીહરિના સ્વરૂપનો 'આ શ્રીહરિજ સર્વ અવતારોના
અવતારી સ્વયં સાક્ષાત્ પુરૂષોત્તમ છે' એવો દ્રઢ—અડગ નિશ્ચય પામેલા) એવા થકા સર્વ
અવતાર ધારનારા આપ પોતેજ છો, એમ સ્તુતિ કરી હતી.[1] ॥૭૩॥ તે પછી શ્રીહરિનાં દર્શન

૧– આ કથાનો વિસ્તાર સંસ્કારિજીવન થકી જાણવો ॥

तत्राकारयदादृतम् ॥७४॥ सोऽपि प्राक् तन्मुखादेव जन्मकर्मादिकं हरेः । यथावच्छ्रुतवांस्तस्य साक्षाद्दर्शन उत्सुकः ॥७५॥ अथ तत्रागतं श्रुत्वा परमानन्दनिभृतः । विहाय सर्वकार्याणि तूर्णमायात्सह स्वकैः ॥७६॥ खट्वाङ्गवेश्मनि हरिं स यथाश्रुतं तं संवीक्ष्य भूरितरहर्षमवाप राजा। तत्स्त्रीसुतासुतमुखाः सुहृदश्च सर्वे तेजोनिधिं हृदि च तं ददृशुः समाधौ॥७७॥ सर्वेऽपि ते विगतसंशयजालचित्ते तन्निश्चयं दृढमवाप्य तमेव भेजुः। तत्पूजनादि विदधुः सुमहोपचारैः पूजां सतामपि च चन्दनपुष्पवस्त्रैः ॥७८॥ कृष्णश्च तत्र निवसन्सुखयन्स्वकीयान्पद्माकरं न्यखनयच्च चकार शान्तिम् । श्रीविष्णुयागमकरोच्च महान्ति तत्र दानान्यदाच्च बहुशो बुधवाडवेभ्यः ॥७९॥ विप्रांश्च तत्र शतशश्च सहस्रशोऽसौ भोज्यैरभीष्टसुरसैः समतर्पयच्च । औदार्यमस्य तु विलोक्य नृपा महान्तं प्रापुश्च विस्मयमथ प्रशशंसुरेनम् ॥८०॥ तत्रोषितोऽभयनृपोऽपि कदाचिदीशं दृष्ट्वा प्रसन्नतरमाशु तदन्तिकस्थः । आगन्तुमार्थयदथ स्वपुरं तमूचे कृष्णोऽस्ति भक्तिरच-

---

કરવામાં અતિ આતુર અને પોતાના મિત્ર, એવા અભય નામે પ્રસિદ્ધ દુર્ગપત્તનના ભૂપતિને શ્રીહરિનાં દર્શન કરવા માટે તે ખટ્વાંગ રાજાએ દૂત મોકલીને બોલાવરાવ્યા. ॥૭૪॥ તે અભય રાજા પણ પ્રથમથીજ તે ખટ્વાંગ રાજાના મુખ થકીજ શ્રીહરિનાં જન્મ કર્માદિક ચરિત્રો યથાર્થ રીતે સાંભળ્યાં હતાં તેથીજ તે શ્રીહરિનાં સાક્ષાત્ દર્શન કરવામાં અતિ ઉચ્છાહવાળા હતા. ॥૭૫॥ તેથી શ્રીહરિને કારીયાણીમાં આવેલા સાંભળીને પરમ આનંદથી જેમનું હૃદય ભરાઇ આવ્યું છે, એવા થકા તુરતજ સર્વ કામકાજ છોડી દઇને અભય રાજા પોતાના પુત્ર અને પુત્રીઓ વિગેરે સ્વજનોએ સહિત ત્યાં આવ્યા. ॥૭૬॥ અને જેવા પ્રથમ સાંભળ્યા હતા તેવાજ શ્રીહરિને ખટ્વાંગ રાજાના ઘરમાં વિરાજમાન રહેલા જોઇને-દર્શન કરીને, અભય રાજા અતિશેજ હર્ષ પામ્યા, તેમજ તે અભય રાજાનાં પત્ની, પુત્રીઓ અને પુત્ર-ઉત્તમ રાજા, વિગેરે સર્વ સુહૃદોએ શ્રીહરિના પ્રત્યક્ષ દર્શનમાત્રથીજ થયેલા ધ્યાન-સમાધિમાં પોતાના હૃદયમાં તે શ્રીહરિને મહાતેજના નિધિરૂપ-પરમાકાશમાં તેજોમંડળમાં વિરાજમાન જોયા. ॥૭૭॥ તે પછી અભય રાજા વિગેરે સર્વે ભક્તજનો પણ સંશયના સમૂહો જેમાંથી છેદાઇ ગયા છે, એવા પોતાના નિર્મળ અંતઃકરણમાં તે શ્રીહરિના સ્વરૂપનો દ્રઢ નિશ્ચય પામીને તે પ્રત્યક્ષ શ્રીહરિનેજ ભજવા લાગ્યા. અને તે શ્રીહરિની ચંદન-પુષ્પાદિક અને વસ્ત્ર-અલંકારાદિક મોટી મોટી સામગ્રીઓથી મહાપૂજા કરી અને મુક્તાનંદાદિક સર્વ સંતોની પણ ચંદન-પુષ્પાદિકથી અને વસ્ત્રોથી પૂજા કરી. ॥૭૮॥ અને શ્રીહરિએ પણ તે કારીયાણીમાં નિવાસ કરીને રહેતા અને પોતાના ભક્તજનોને સુખ આપતા થકા તે ગામમાં એક મોટું સરોવર ખોદાવ્યું અને તેનું શાન્તિ-કર્મ કર્યું. અને તે નિમિત્તે ત્યાં વિષ્ણુયાગ કર્યો અને તેમાં વિદ્વાન્ બ્રાહ્મણોને ઘણાંક મહાદાન આપ્યાં. ॥૭૯॥ અને તે યજ્ઞમાં શ્રીહરિએ સોએ-સો અને હજારો-હજાર બ્રાહ્મણોને, તેઓને અતિપ્રિય મનગમતાં સુંદર રસભર્યાં ભોજનોથી સારી પેઠે જમાડીને તૃપ્ત કર્યા. આવું એ શ્રીહરિનું ઔદાર્ય જોઇને રાજાઓ પણ બહુ મોટા વિસ્મય પામી ગયા અને એ શ્રીહરિનાં વખાણ કરવા લાગ્યા. ॥૮૦॥ હવે-ત્યાં

ला मयि वो ह्यद्दमा ॥८१॥ आयाम्यहं सकलसाधुजनैरुपेतो युष्मत्पुरं वस मया सह हृष्टचित्तः । इत्थंविधं हरिवचोऽमृतमाकलय्य स्वं शालकं निजपुरं गमयांचकार ॥८२॥ कार्यायने सदसि धर्मसुतोऽपि नित्यं वार्त्ताः स्वयं विदधदाश्रितशिक्षणार्थम् । माहात्म्यमाह स परोपकृतेश्च रन्तिदेवक्षितीश्वरकथामपि विस्तरेण ॥८३॥ तत्रत्यभक्तजनमण्डळमेष इत्थमानन्दयन्हरिरुवास हि वेदमासान् । प्रायात्ततोऽभयमनोरथपूरणार्थं भूपेन तेन सह दुर्गपुरं सहस्वैः ॥८४॥ राजाभयोऽभिमुखयातसहर्षपौरैस्तूर्णं कृतप्रणतिभिर्धृतवल्गुवाद्यैः । नानाविधैरुचिरमङ्गलगीतिवाद्यैः साकं स्वदुर्गमनयत्तमतिप्रहृष्टः ॥८५॥ आवासमस्य च सतां स यथार्हमेव तत्र व्यधापयदसावथ तस्य सेवाम् । राजोचितैरुचिरवस्तुभिरादरेण साकं स्वबन्धुभिरसौ विदधेऽनुकालम् ॥८६॥

वारुणीजनपदस्थभक्तानन्दयंश्च निजसञ्चरणाद्यैः ।
इष्टकर्म च सपूर्त्तमुदारो ह्याचरत्स मयि तुष्यतु कृष्णः ॥८७॥

---

કારીયાણીમાં નિવાસ કરીને વર્તતા–રહેતા એવા અભય રાજા પણ કયારેક પોતાના ઇષ્ટ શ્રીહરિને અતિ પ્રસન્ન જોઇને તેમની પાસે બેસીને પોતાના ગઢપુર પ્રત્યે આવવાને માટે પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે શ્રીહરિ તે અભય રાજાને કહેવા લાગ્યા હે રાજન્! તમારે મારે વિષે નિર્દંભ એવી અચળ ભક્તિ છે. ॥૮૧॥ અને અમો સર્વ સંતોએ સહિત તમારા પુર પ્રત્યે આવીશું માટે તમો અહીંઆં અમારી સાથે આનંદથી રહો? આવું અમૃત જેવું શ્રીહરિનું વચન સાંભળીને તુરતજ પોતાના શાલક–ધેલા ધાધલને પોતાના દુર્ગપુર પ્રત્યે મોકલ્યા. ॥૮૨॥ તે પછી ધર્મપુત્ર શ્રીહરિ પણ કારીયાણીમાં દરરોજ સભામાં પોતે આશ્રિત જનોની શિક્ષાને માટે વાર્ત્તાઓ કરતા હતા, તેમાં પરોપકારનો બહુજ મહિમા કહી બતાવ્યો હતો, તેમજ પરોપકાર કરનારા પૂર્વે થઇ ગયેલા રંતિદેવ નામે રાજાની કથા પણ વિસ્તારથી કહી બતાવી હતી. ॥૮૩॥ આ પ્રમાણે ત્યાંના ભક્તજનોના સમૂહને આનંદ આપતા થકા એ શ્રીહરિ તે કારીયાણીમાં ચાર માસ નિવાસ કરીને રહ્યા. તે પછી અભય રાજાનો મનોરથ પૂર્ણ કરવા માટે તે અભય રાજાની સાથે પોતાના સંતો વિગેરેએ સહિત તે કારીયાણી પુર થકી દુર્ગપુર પ્રત્યે આવ્યા. ॥૮૪॥ તે સમયમાં અતિ હર્ષ પામેલા અભય રાજાએ, શ્રીહરિની સન્મુખ આવેલા, નમસ્કાર કરતા, ધારણ કર્યાં છે નાના પ્રકારનાં સુંદર વાજીંત્રો જેમણે એવા અને નાના પ્રકારની રૂચિકર સુંદર મંગળ–ગીતિકાઓને ગાતા અને વાજીંત્રો વજાડતા, એવા હર્ષભરેલા પુરજનોએ સહિત થકા તે શ્રીહરિને પોતાના દુર્ગપુરમાં પધરાવ્યા. ॥૮૫॥ અને તે અભય રાજાએ શ્રીહરિને અને સર્વ સંતોને યથાયોગ્ય ઉતારો કરાવ્યો અને પછી પોતાના બંધુજનોએ સહિત એ અભય રાજા તે શ્રીહરિની સેવા રાજાઓને ઉચિત એવી સુંદર વસ્તુઓથી સમય–સમય પ્રમાણે આદરથી કરવા લાગ્યા. ॥૮૬॥

વારુણી–પશ્ચિમ દેશમાં રહેનારા પોતાના ભક્તજનોને પોતાના વિચરણ વિગેરેથી આનંદ આપતા એવા અનિઉદારમૂર્તિ જે શ્રીહરિએ કારીયાણીમાં સરોવરના પૂર્તકર્મે સહિત ઇષ્ટકર્મ–વિષ્ણુયાગ કર્યો હતો. તે અતિ સમર્થ મારા ઇષ્ટ પ્રભુ શ્રીહરિ–કૃષ્ણ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૮૭॥

इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेर्दुर्गपत्तनागमनं नामैकत्रिंश उल्लासः॥ ३१ ॥

ઇતિ શ્રીમદુદ્ધવસંપ્રદા... ...શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિ દુર્ગપુર પધાર્યા એ નામે એકત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.॥૩૧॥

# उल्लासार्थसङ्ग्रहः

अव्यादस्मानसह्याहिपयविषमयव्यालवक्रान्तरालात्
निःसीमानन्दभूमा निरुपधिकरुणापूरपीयूषसिन्धुः ।
आत्मीयैकान्तभक्ताभयनृपतिसमाराधितो दुर्गपुर्यां
स्वैश्वर्यं ख्यापयन्यो व्यतनुत निजदिव्यावतारोत्सवादीन् ॥
स्वानन्यप्राणभक्ताग्रिमनृपतिसमभ्यर्थनां सार्थयन्य-
श्चक्रे दुर्गे निवासं स्वचरणकमलन्यासलक्ष्म्येकवासम् ।
स्वीयाश्चर्यप्रभावश्रवणसमुदितोत्साहसम्पद्गवेन्द्र-
श्रद्धाभक्त्यर्हणानि क्षितिपतिमहितान्यादरात्स्वीचकार ॥
स एष सहजानन्दः सकलार्तिनिवारकः
अभयाभ्यर्थनापूर्त्यै दुर्गे जागर्ति नः सदा ॥३२-१-३॥

અકારણ એવી અપાર કરૂણાના ઉભરાઓ જેમાં રહેલા છે એવા અમૃતના સિન્ધુરૂપ અને પોતાના એકાન્તિક ભક્તરાજ અભય નૃપતિએ સમારાધન કરેલા એવા જે શ્રીહરિએ પોતાનુ ઐશ્વર્ય વિસ્તારતા થકા દુર્ગપુરીમાં પોતાના દિવ્ય પૂર્વાવતારો રામકૃષ્ણાદિકના જન્મોચ્છવ વિગેરેને વિસ્તાર્યા હતા એવા નિરવધિક મહાઆનંદમયમૂર્તિ અતિ સમર્થ તે શ્રીહરિ અમને અસહ્ય એવા આ વિષયરૂપ ઝેરથી ભરેલા (સંસારરૂપ) મહાસર્પના મુખમાંથી રક્ષણ કરો–છોડાવો.॥ પોતાના–શ્રીહરિના સ્વરૂપમાં જેમના પ્રાણ બંધાયેલા છે એવા ભક્તાગ્રેસર અભય રાજાએ કરેલી પ્રાર્થનાને સાર્થક કરતા થકા જે શ્રીહરિએ પોતાના ચરણ–કમળના નિવાસથી લક્ષ્મીજીના એક–અસાધારણ નિવાસરૂપ બનેલા દુર્ગપુરને પોતાનું અખંડ નિવાસસ્થાન કર્યું હતું. અને વળી–પોતાના આશ્ચર્યકારી પ્રભાવના શ્રવણથી ઉદય પામેલા ઉચ્છાહના વેગવાળા ગવર્નર રાજાએ શ્રદ્ધા–ભક્તિથી અર્પણ કરેલાં પૂજાદ્રવ્યો, કે જેને મોટા મોટા રાજાઓએ પણ માન આપેલાં હતાં. એવાં તે પૂજાદ્રવ્યોને આદરપૂર્વક ( તે ગવર્નર રાજાની ભકિત જોઇને ગઢપુરથી રાજકોટ જઇને પણ તેની ભકિતને વશપણુ સૂચવતા થકા ) સ્વીકાર કર્યો હતો. ॥

સકળ આશ્રિતોની પીડાને નિવારણ કરનારા એવા અતિ સમર્થ તે શ્રીસહજાનંદસ્વામી અભયરાજાની અભ્યર્થના પૂર્ણ કરવા માટે દુર્ગપુરમાં સદાય પ્રત્યક્ષ વિરાજમાન છે. અથવા–અમારી અભય–પદની પ્રાર્થના સિદ્ધ કરવા માટે અમારા હૃદય–દુર્ગમાં સદા જાગરૂક–અન્તરાત્મા રૂપે સાક્ષાત્ વિરાજમાન રહેલા છે. ॥૩૨–૧–૩॥

# द्वात्रिंशत्तम उल्लासः

तस्य राज्ञ उभे पत्न्यौ सोमादेवीसुरप्रभे। सोमादेव्याः सुतो धीमानुत्तमो ऋद्धवोपमः ॥१॥ सुरप्रभायाः पुत्र्यश्च चतस्रस्तत्र चादिमा। जयाथ ललितासंज्ञा पाञ्चाली च कनीयसी ॥२॥ एभिः सह नृपस्तस्य सेवायां दासवत्सदा। अवर्त्ताथ तच्छालो गालवाख्यश्च बुद्धिमान् ॥३॥ शुद्धभावेन कृतया तेषां शुश्रूषया प्रभुः। तेभ्योऽतीव प्रसन्नोऽभूत्सन्तो भक्ताश्च सर्वशः ॥४॥ तेषामनन्यभावानां शुद्धसत्त्वात्मनां प्रभुः। प्रशशंस परां भक्तिं सत्सभायामपि स्थितः ॥५॥ महद्भिरेव सम्भारैस्तत्र दोलोच्छवं व्यधात्। सभायां प्रत्यहं वार्त्ताः सोऽकरोत्संशयच्छिदः ॥६॥ सल्लक्ष्माणि यथाशास्त्रं सन्माहात्म्यं च तत्त्वतः। वर्णयामास सर्वज्ञस्तत्सेवामहितां तथा ॥७॥ षण्मासानवसत्तत्र तेषां प्रियचिकीर्षया। महान्तं स महं चक्रे श्रीरामनवमीदिने ॥८॥ तथैव च नभोमासे जन्माष्टम्यां महोत्सवम्। महोपचारैर्विदधे नृपाणां विस्मयावहम् ॥९॥

## ઉલ્લાસ ૩૨ મો.

તે અભય રાજાને સોમાદેવી અને સુરપ્રભા નામે બે પત્નીઓ હતી. તેમાં સોમાદેવીના પુત્ર ઉત્તમરાજા–દાદાખાચર એ નામે પ્રસિદ્ધ અને ગુણે કરીને ઉદ્ધવજીને તુલ્ય હતા. ॥૧॥ અને સુરપ્રભાને ચાર પુત્રીઓ હતી. તેમાં–મોટી પુત્રી જયા, તથા બીજી લલિતા, ત્રીજી પાંચાલી–પાંચુબા અને ચોથી નાની, એ નામે પ્રસિદ્ધ ચાર પુત્રીઓ હતી. ॥૨॥ ઉત્તમ રાજા વિગેરે આ સઘળા કુટુંબે સહિત એ અભય રાજા, તે શ્રીહરિની સેવામાં સદાય દાસની પેઠે વર્તતા હતા. તેમજ તે અભય રાજાના શાલક મહાબુદ્ધિમાન ગાલવ (ઘેલો ધાંધલ) નામે હતા તે પણ શ્રીહરિની સેવામાંજ સદાય રહેતા હતા. ॥૩॥ આ અભય રાજા વિગેરે ભક્તજનોએ અતિ શુદ્ધ ભાવથી કરેલી સેવાથી પ્રભુ શ્રીહરિ તેમના ઉપર અતિશય પ્રસન્ન થયા હતા તેમજ સર્વ સંતો અને ભક્તજનો પણ ઘણાજ પ્રસન્ન થયા હતા. ॥૪॥ ભગવાન શ્રીહરિ સંતોની સભામાં બેઠા હોય ત્યારે પણ અનન્યભાવવાળા અને શુદ્ધસત્વાત્મક હૃદયવાળા તે અભય રાજા આદિકની પરમ સર્વોત્કર્ષ ભક્તિને બહુજ વખાણતા હતા. ॥૫॥ પછી શ્રીહરિએ તે અભય રાજાના ભવનમાંજ મોટી મોટી સામગ્રીઓથી હીંડોળાનો મોટો ઉચ્છવ કર્યો હતો. અને દરરોજ સભામાં વિરાજમાન થઇને શ્રીહરિ અનેક સંશયજાળને છેદનારી વાર્તાઓ કરતા હતા. ॥૬॥ તેમાં–સચ્છાસ્ત્રવિહિત સાધુઓનાં લક્ષણો તથા સાધુઓનો મહિમા તથા તે સાધુજનોની સેવાનો મોટો મહિમા, તેને સર્વજ્ઞ એવા શ્રીહરિએ યથાસ્થિત વર્ણન કર્યો હતો. ॥૭॥ અને તે શ્રીહરિ અભય રાજા આદિક, પોતાના ભક્તજનોનું પ્રિય-કરવાની ઇચ્છાથી તે ગઢપુરમાં છ માસ સુધી નિવાસ કરીને રહ્યા અને રામનવમીને દિવસે શ્રીહરિએ રામચંદ્ર ભગવાનની પૂજા વિગેરેનો મોટો ઉચ્છવ કર્યો. ॥૮॥ તેજ પ્રમાણે શ્રાવણ માસમાં જન્માષ્ટમીને દિવસે પણ મોટા રાજાઓને પણ આશ્ચર્ય થાય એવો મોટો ઉચ્છવ મોટી મોટી સામગ્રીઓથી કર્યો હતો. ॥૯॥ અને તે ઉચ્છવ ઉપર દેશાન્તરથી હજારો ત્યાગી અને ગૃહસ્થ ભક્તજનો પણ આવ્યા હતા અને અભય રાજાએ તે આવેલા સર્વ ભક્ત-

देशान्तरेभ्यस्तत्रायंस्त्यागिनो गृहिणोऽपि च । भक्ताः सहस्रशस्तांस्तु राजा सम्यग-भोजयत् ॥१०॥ जया च ललिता तत्र नृपपुत्रस्तथोत्तमः । भक्त्यैकान्तिकया नित्यं चक्रुर्वशमिव प्रभुम् ॥११॥ हरिकृष्णोऽथ हृदये स्वावतारप्रयोजनम् । धर्मसंस्थापनं भूमौ कार्यं सम्यगचिन्तयत् ॥१२॥ अतोऽन्यत्र ततो गन्तुं सोऽसज्जत यदा तदा । भक्तास्तेऽतिरुदन्तस्तं प्रार्थयामासुरीश्वरम् ॥१३॥ न वयं भगवन्नत्र विना त्वां स्थातु-मीदमहे । गृहं समृद्धं राज्यं च रोचतेऽण्वपि नैव नः ॥१४॥ गन्तासि यत्र यत्र त्वं तत्र तत्र वयं प्रभो ! । आयास्यामो निश्चयेन नास्मांस्त्वं त्यक्तुमर्हसि ॥१५॥ इति सम्प्रार्थितो भक्तैस्तैरनन्याश्रयैः प्रभुः । तदन्तर्भावविद्प्राह चिन्ता कार्या न वो हृदि ॥१६॥ युष्माकं दृढया भक्त्या सदानुवर्त्तनेन च । वशीकृतोऽस्म्यतोऽत्राहं स्थास्यामीति वरो मम ॥१७॥ धर्मसंस्थापनाद्यर्थं गत्वान्यत्र ततः पुनः । अत्रैवागत्य वर्त्तिष्य इत्युक्तास्ते मुदं ययुः ॥१८॥ इति दत्त्वा वरं तेभ्यः स्वयं तत्र वसन्सतः । अधर्मोच्छित्तयेऽप्रैषीन्नानादेशान्महामतीन् ॥१९॥ तत्र तत्र च ते गत्वा विषयासक्तचेतसः । बहू-

---

જનોને સારી રીતે જમાડયા હતા. ॥૧૦॥ અને અભય રાજા આદિક સર્વ સુહૃદોમાંથી જયા અને લલિતા એ બે બ્હેનોએ તથા અભય રાજાના પુત્ર ઉત્તમ રાજાએ નિરંતર પરમ એકાંતિકી ભક્તિ વડે શ્રીહરિને જેમ પોતાનેજ વશ હોય તેમ સર્વથા આધીન કરી લીધા હતા. ॥૧૧॥ હવે-શ્રીહરિકૃષ્ણ ભગવાન પણ પોતાના હૃદયમાં પોતાના અવતારનું પ્રયોજન જે-પૃથ્વી ઉપર એકાંતિક ધર્મનું સ્થાપન સંપૂર્ણ રીતે કરવું તેને વિચારવા લાગ્યા. ॥૧૨॥ અને પછી તે ધર્મના સ્થાપન માટે તે દુર્ગપુર થકી બીજા પ્રદેશોમાં જવાને માટે શ્રીહરિ જ્યારે તૈયાર થવા લાગ્યા ત્યારે તે અભય રાજા વિગેરે ભક્તજનો અતિશેજ રૂદન કરતા થકા શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યા-હે ભગવન્ ! અમો તમારા સિવાય આ દુર્ગપુરમાં નહિ રહી શકીએ. કેમકે-તમારા સિવાય આ ઘર અને સર્વ સમૃદ્ધિ-સંપન્ન આ રાજ્ય પણ અમને અણુ જેટલું પણ ગમતું નથી. માટે હે પ્રભુ ! આપ જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં અમે પણ આપની સાથેજ નિશ્ચયથી આવીશું. હે મહારાજ ! આપ-અમારો ત્યાગ કરવાને યોગ્ય નથી. ॥૧૩-૧૫॥ આ પ્રમાણે અનન્યાશ્રયવાળાં તે અભયાદિક ભક્તજનોએ પ્રાર્થના કરેલા પ્રભુ શ્રીહરિ તેમના હૃદયનો ભાવ જાણતા થકા કહેવા લાગ્યા-હે ભક્તજનો ! તમારા મનમાં કોઇ પ્રકારની ચિંતા કરશો નહિ. કારણું કે હે રાજન્ ! તમારી સર્વની દ્રઢ ભક્તિથી અને સદાય અખંડિત અનુવર્તન-મરજી પ્રમાણે વર્તવું, તેનાથી અમને તમે વશ કરી લીધેલા છે. માટે 'અમે અહીંઆં-ગઢપુરમાં તમારે ઘેર નિવાસ કરીને રહીશું એમ અમારો વર છે એમ તમે નક્કી જાણજો. અને એકાંતિક ધર્મના સ્થાપનાદિક કાય માટે બીજા સ્થાને જવાનું થશે તો ત્યાં જઇને પાછા અહીંઆં આવીનેજ અમો વર્તીશું-વિરામ પામીને રહીશું.' આ પ્રમાણે કહેલા તે અભયાદિક ભક્તજનો આનંદ પામ્યા. ॥૧૬-૧૮॥ આ પ્રમાણે તેમને વર આપીને પછી પોતે ત્યાં નિવાસ કરીને રહેતા થકા શ્રીહરિએ પૃથ્વી ઉપરથી અધર્મનું ઉચ્છેદન કરવા માટે મહા બુદ્ધિમાન પોતાના સંતોને નાના પ્રકારના અનેક દેશોમાં મોકલી દીધા. ॥૧૯॥

महानिनो मर्त्यान्बोधयामासुरञ्जसा ॥२०॥ ततः कृष्णप्रतापेन दैवा जीवाः सहस्रशः । हरेराश्रयमाचेरुः सद्यो हित्वैव दुर्मतम् ॥२१॥ प्रतापो व्यानशे तस्य नानाग्रामपुरादिषु । तेनासुरगुरुव्राता जज्वलुस्तद्द्रुहोऽखिलाः ॥२२॥ सद्‌द्रुयोऽद्रुहंस्ततस्ते तु पापा विषयलम्पटाः । ताडनं भर्त्सनं निन्दां तेषां चक्रुः क्वचित् क्वचित् ॥२३॥ निर्मानवृत्तयः सन्तस्तैर्द्रुग्धा अपि कस्यचित् । अनिच्छन्तोऽन्तरे द्रोहं तथोचुर्हरिमेत्य ते ॥२४॥ तानाह भगवांस्ते हि दुर्वृत्ताः सन्ति भूरिशः । मर्त्या असुरकर्माणस्ते नंक्ष्यन्त्यचिरेण वै ॥२५॥ एषां शास्ता महीपालः कश्चिदत्रागमिष्यति । सद्‌द्रोहिणो नृपान्सर्वान्गुरुंश्च निहनिष्यति ॥२६॥ गर्दभारोहणं कांश्चित्सद्‌द्रोग्धॄन्कारयिष्यति । नासाः कर्णांश्च केषांचित्कर्तयिष्यति पापिनाम् ॥२७॥ हर्याश्रितसतां पीडां ये करिष्यन्ति ते मम । दण्ड्याः सन्तीति सर्वत्र डिण्डिमं वर्तयिष्यति ॥२८॥ एवमाश्वासिताः सर्वे स्वामिना तेन

---

તે સંતોએ તે તે અનેક દેશોમાં જઇને વિષયાસકત ચિત્તવાળા ઘણાક અજ્ઞાની માણસોને યથાર્થ રીતે બોધ આપીને સમજાવ્યા. અને પ્રત્યક્ષ શ્રીહરિના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરાવ્યું. ॥૨૦॥ તેથી પ્રગટ પ્રભુ શ્રીહરિકૃષ્ણના પ્રબળ પ્રતાપથી હજારો હજાર દૈવી સંપતના માણસોએ તત્કાળ પોતાના દુર્મતોનો ત્યાગ કરીને તે પ્રત્યક્ષ શ્રીહરિનો આશ્રય કર્યો. ॥૨૧॥ અને પછી તે શ્રીહરિનો પ્રતાપ નાનાં નાનાં ગામડાંઓમાં તેમજ મોટાં પુર અને શહેરોમાં પણ વ્યાપી ગયો. તેથી તે સાધુઓના દ્રોહી એવા અસુરગુરૂઓના સમૂહો બધાય હૃદયમાં બળી ઉઠયા. ॥૨૨॥ અને પછી તો વિષયલંપટ એવા તે સર્વ પાપી અસુરગુરૂઓએ શ્રીહરિના સાધુઓનો દ્રોહ કરવા માંડયો. અને ક્યાંઇક તો તે સંતોને તાડન કરતા હતા તેમજ તિરસ્કાર અને નિંદા પણ કરવા લાગ્યા. ॥૨૩॥ ત્યારે આ પ્રમાણે પોતાનો દ્રોહ કર્યો તો પણ નિર્માનવૃત્તિવાળા તે સંતોએ પોતાના અંતરમાં કોઇનુંય પણ અનિષ્ટ નહિ ઇચ્છતાં શ્રીહરિની પાસે જઇને તે બધું અનેલું કહી બતાવ્યું. ॥૨૪॥ ત્યારે ભગવાન શ્રીહરિ તે સંતોને કહેવા લાગ્યા—હે સંતો ! તમને કષ્ટ આપનારા તે આસુર કર્મ કરનારા જે ઘણાક દુરાચારી મનુષ્યો આ પૃથ્વી ઉપર છે તે સર્વે થોડાજ સમયમાં ( તેમના પાપેજ તેઓ ) નાશ પામી જશે. ॥૨૫॥ હે સંતો ! તે સર્વ દુષ્કર્મીઓનું શાસન કરનાર કોઇક મોટો રાજા અહીંઆં—આ દેશમાં આવશે, તે રાજા સત્પુરૂષોનો દ્રોહ કરનારા સર્વ રાજાઓને અને ગુરૂઓને પણ નાશ કરી નાખશે. ॥૨૬॥ વળી તે રાજા તમારા જેવા સાધુઓનો દ્રોહ કરનારા કેટલાકને તો ગર્દભારોહણ કરાવીને કાઢી મૂકશે. તેમજ કેટલાક ધર્મદ્રોહી પાપીઓનાં નાક અને કાન કાપીને કાઢી મૂકશે. ॥૨૭॥ અને **'શ્રીહરિના આશ્રિત સાધુઓનો દ્રોહ જે કોઇ કરશે તે અમારા દંડને યોગ્ય છે,'** આ પ્રમાણે સર્વત્ર તેમના રાજ્યમાં ડિંડિમ વગાડીને જાહેર કરશે. (માટે તમો હવે ફીકર કરશો નહિ. ॥૨૮॥ આ પ્રમાણે શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુએ આશ્વાસન આપેલા તે સંતો દુર્ગપુરીમાંજ નિર્ભય થકા સુખેથી નિવાસ કરીને રહ્યા. ॥૨૯॥

साधवः। यथासुखं वसन्ति स्म तत्रैव पुरि निर्भयाः ॥२९॥ सहैव सद्भिर्वसतोऽथ तस्य संवत्सरोऽगात्तत इच्छयास्य । गवेन्द्रनामा नृपतिर्बलिष्ठो वायोरुपायाद्वशयन्नरेन्द्रान् ॥३०॥ बलिष्ठसैन्यैरपि सोऽन्यभूपैर्दुर्जेय एव व्यचरद्धरण्याम्। तस्य प्रतापातिभया नरेन्द्रा बलिं यथार्हं ददति स्म तस्मै ॥३१॥ दिशो जयन्नित्थमसावुपायात्कैश्चिन्नृपैः संवृत आत्मचम्वा। दिशि प्रतीच्यामपि राजकूटं स्वावासयोग्ये न्यवसच्च तत्र ॥३२॥ महाप्रतापप्रथितं पृथिव्यां सद्धर्मसंस्थापन उद्यतं च। तत्राशृणोच्छ्रीहरिमात्मतन्त्रमीशावतारं जगतो हिताय ॥३३॥ सुधीस्ततस्तं नृपतिर्दिदृक्षुः कार्यान्तरव्यग्रतया तु गन्तुम् । तदन्तिके नाक्षमताथ दूतैः सद्भिस्तमाकारयति स्म तत्र ॥३४॥ स निःस्पृहोऽपि प्रभुराप्तकामो निरछद्मतद्भावमवेत्य तत्र । सद्भिः सहैवागमदूर्जितश्रीरानन्दयन्भक्तजनांश्च मार्गे ॥३५॥ प्रत्युद्गतस्तं नृपतिः प्रहर्षात्सुवाद्यघोषेण पुरं प्रवेश्य । यथार्हवासे च निवास्य शुद्धैराजोपचारैरकृतास्य सेवाम् ॥३६॥ भुक्त्वोपविष्टं तमथ प्रसन्नमाज्ञाय तत्पार्श्वमुपेत्य भूपः ।

---

પછી—સંતોએ સહિત દુર્ગપુરમાં નિવાસ કરીને રહેલા તે શ્રીહરિને એક વરસ વીતી ગયું. ત્યાર પછી એ શ્રીહરિની ઇચ્છાથીજ સર્વ રાજાઓને વશ કરવામાં સમર્થ એવા ગવર્નર નામે રાજા વાયુ દિશામાંથી અનેક રાજાઓને વશ કરતા કરતા આ દેશમાં આવ્યા. ॥૩૦॥ અતિ બલિષ્ટ સૈન્યવાળા બીજા રાજાઓથી પણ ન જીતી શકાય એવા મહાપ્રતાપી તે ગવર્નર રાજા પૃથ્વીમાં વિચરવા લાગ્યા. અને તે રાજાના પ્રતાપથી અતિ ભય પામેલા આ દેશના સઘળા રાજાઓ તે ગવર્નર રાજાને યથાયોગ્ય કર વિગેરે ભેટો આપવા લાગ્યા. ॥૩૧॥ આ પ્રમાણે દિશાઓને (દિશાઓમાં રહેલા રાજાઓને) જીતતા થકા તે ગવર્નર રાજા કેટલાક તાબાના રાજાઓ અને પોતાનું સૈન્ય તેનાથી વીંટાયા થકા પશ્ચિમ દિશામાં રહેલા રાજકોટ પુરમાં આવ્યા અને ત્યાં પોતાને રહેવા લાયક સ્થાનમાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૩૨॥ તે ગવર્નર રાજાએ ત્યાં—રાજકોટમાં સકળ વિશ્વના હિત માટે પૃથ્વી ઉપર આવિર્ભાવ પામેલા અને સદ્ધર્મનું સંસ્થાપન કરવામાં અતિશય તત્પર વર્તતા અને પોતાના અસાધારણ મહાપ્રતાપથી પ્રસિદ્ધ થયેલા એવા ઈશ્વરાવતાર સ્વતંત્રમૂર્તિ સાક્ષાત્ શ્રીહરિને સાંભળ્યા. ॥૩૩॥ અને પછી મહાબુદ્ધિમાન તે રાજાએ શ્રીહરિનાં દર્શન કરવાની ઇચ્છા કરી, પરંતુ—પોતાને રાજ્ય સંબંધી અનેક કાર્યોની વ્યગ્રતાને લીધે શ્રીહરિની પાસે ગઢપુર તો જઇ ન શકયા, તેથી પોતાના શુદ્ધ હૃદયવાળા દૂતો મોકલીને તે દ્વારા શ્રીહરિને ત્યાં—રાજકોટ આમંત્રણ કરીને તેડાવ્યા. ॥૩૪॥ ત્યારે પૂર્ણકામ અને નિઃસ્પૃહ એવાય તે શ્રીહરિએ તે ગવર્નર સાહેબનો પોતાને વિષે નિષ્કપટ ભાવ જાણીને અતિ પ્રૌઢપ્રતાપશાળી તે શ્રીહરિ હું (નિત્યાનંદમુનિ)વિગેરે સાધુઓએ સહિતજ માર્ગમાં ભકતજનોને આનંદ આપતા થકા તે રાજકોટ શહેરમાં આવ્યા. ॥૩૫॥ ત્યારે—તે સમયમાં ગવર્નર સાહેબે અતિ હર્ષથી સામા જઇને સુંદર વાજીંત્રોના ઘોષે સહિત શ્રીહરિને પુરમાં પધરાવીને તે શ્રીહરિને રહેવાને યોગ્ય સ્થાનમાં નિવાસ કરાવીને શુદ્ધ રાજોપચારથી સેવા કરી હતી. ॥૩૬॥ પછી જમીને બેઠેલા અને પ્રસન્ન થયેલા તે શ્રીહરિને દૂતદ્વારા જાણીને ગવર્નર સાહેબ શ્રીહરિની પાસે આવીને શ્રીહરિએ આદર આપ્યા

उपाविशत्तेन कृतादरोऽन्ये निषेदुरानम्य नृपास्तु दूरे॥३७॥ महार्हवस्त्राभरणादिभिस्तं सम्पूज्य नत्वा क्षितिपो जगाद। अद्य कृतार्थोऽस्मि तव प्रसादादिदं मया राज्यमवाप्तमस्ति ॥३८॥ दासोऽस्म्यहं तेऽथ मदर्हकार्यमाज्ञापनीयं च मदीयराज्ये। यथासुखं साधुजनैः प्रवर्त्यं धर्मप्रवृत्तिर्भवता विधेया ॥३९॥ कश्चिन्नृपो वान्यगुरुस्त्वदीयान्भक्तान्कचित्पीडयिता यदीह। दण्ड्यः स मेऽस्तीत्यवगत्य चित्ते निःशङ्कमेवात्र चरन्तु सन्तः ॥४०॥ ततः प्रसन्नस्तमुवाच कृष्णो बुद्धिस्त्वदीया विमलास्ति भूप॥ प्रीतिर्यदस्मासु तवास्ति सत्सु वर्द्धिष्यते राज्यमिदं तया ते ॥४१॥ एवं तमुक्त्वा स च भक्तिधर्मसम्बन्धिवार्त्ता बहुधा विधाय। तेनार्थ्यमानो विनयेन तत्र श्रीनीलकण्ठो न्यवसद्दिने द्वे ॥४२॥ नृपार्चितोऽसौ पुनरेव दुर्गपुरं समायात्सह सद्भिरीशः। ततः प्रभृत्येव नृपा धरण्यां गवेन्द्रभीता अनुसस्रुरेनम् ॥४३॥ आघोषयंस्ते निजमण्डलेषु नैवावमानो हरिसंश्रितानाम्। केनापि कार्यः क्वचनेति भूमौ व्यापद्धि सर्वत्र हरेः प्रतापः ॥४४॥

---

એવા થકા બેઠા. અને બીજા રાજાઓ તો શ્રીહરિને નમસ્કાર કરીને દૂર બેઠા. ॥૩૭॥ પછી ગવર્નર સાહેબે મહામૂલ્યવાળાં વસ્રો અને આભરણાદિકથી પૂજા કરીને અને નમસ્કાર કરીને કહેવા લાગ્યા–હે સ્વામિન્! આજ તમારાં દર્શન કરીને હું કૃતાર્થ થયોછું અને આ સર્વ રાજ્ય તમારી પ્રસન્નતાથીજ મેં સમ્પાદન કરેલું છે. ॥૩૮॥ હે મહારાજ! હું તો તમારો દાસ છું, માટે મારા જેવું જે કંઇ કામકાજ હોય તે મને આજ્ઞા કરવી અને અમારા રાજ્યમાં તમારા સાધુજનોએ સુખેથી ફરવું અને તમારે પણ સુખેથી અમારા રાજ્યમાં ધર્મની પ્રવૃત્તિ કરવી. ॥૩૯॥ અને કોઇ રાજા અથવા તો કોઇ બીજા ધર્મગુરૂ જો તમારા ભકતજનોને કયારેય પણ આ લોકમાં પીડા કરશે તો તે અમારા દંડને પાત્ર છે. એમ આપના મનમાં નિશ્ચેજ જાણીને તમારા સાધુઓએ આ પૃથ્વી ઉપર સુખેથી નિઃશંકપણે ફરવું. ॥૪૦॥ આવી રીતનાં તે ગવર્નર સાહેબનાં વિનયવાળાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા શ્રીહરિ તે ગવર્નર સાહેબને કહેવા લાગ્યા હે ભૂપ! તમારી બુદ્ધિ બહુજ નિર્મળ છે. અને તમારે અમારે વિષે અને અમારા સાધુઓને વિષે જે આવી પ્રીતિ છે તેને લીધેજ આ તમારૂં રાજ્ય નિરંતર વૃદ્ધિ પામશે. ॥૪૧॥ આ પ્રમાણે શ્રીહરિએ તે રાજાને કહીને ભગવાનની ભકિત અને ધર્મ સંબંધી વાર્તાઓ તે રાજાની આગળ બહુ પ્રકારે કરીને પછી તે ગવર્નર સાહેબે વિનયથી પ્રાર્થના કર્યા થકા શ્રીનીલકંઠ ભગવાન ત્યાં બે દિવસ રહ્યા. ॥૪૨॥ પછી ત્રીજે દિવસે તે ગવર્નર સાહેબે પૂજા કર્યા થકા એ શ્રીહરિ મુકતાનંદાદિક સંતોએ સહિત પાછા દુર્ગપુર આવ્યા. અને ત્યારથી આરંભીનેજ શ્રીહરિના દ્રોહી એવાય પણ રાજાઓ વિગેરે તે ગવર્નર રાજાના હુકમથી ભય પામ્યા થકા એ શ્રીહરિને અનુસરી ગયા હતા. ॥૪૩॥ અને તે ગવર્નર સાહેબની આજ્ઞાને અનુસરનારા રાજાઓએ પોતપોતાના મંડળોમાં–તાબાના પ્રદેશોમાં ઘોષણા કરાવીને પ્રસિદ્ધ કરાવ્યું હતું કે–**'શ્રીસ્વામિનારાયણના આશ્રિત ભકતજનોનું અપમાન કોઇએ ક્યારેય ક્યાંઇ પણ કરવું નહિ'** આ પ્રમાણે શ્રીહરિનો પ્રતાપ પૃથ્વી ઉપર સર્વત્ર વ્યાપ્યો હતો. ॥૪૪॥

स्वाभयक्षितिपभक्त्यतिरेकाद्दुर्गपत्तनकृतात्मनिवासः।
श्रीगवेन्द्रनृपपूजितपादः श्रीहरिर्भवतु मय्यतितुष्टः ॥४५॥
इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये राजकूटपुरे गवेन्द्रभूपतिकृतश्रीहरिसन्माननिरूपणनामा द्वात्रिंशत्तम उल्लासः ॥३२॥

પોતાના ભક્ત અભય રાજાની ભક્તિના અધિકપણાને લીધેજ જેમણે દુર્ગપત્તનમાં પોતાનો કાયમ નિવાસ કરવાનો નિશ્ચય કર્યો હતો. અને સામ્રાજ્યની શોભાએ યુક્ત શ્રીગવર્નર સાહેબ તેમણે પૂજ્યાછે ચરણ જેમના એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારે વિષે અતિશય પ્રસન્ન થાઓ. ॥૪૫॥

ઇતિ શ્રીમદ્દુદ્ધવસમ્પ્ર........શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં રાજકોટ પુરમાં ગવર્નર સર માલ્કમ સાહેબે કરેલું શ્રીહરિનું સન્માન નિરૂપણ કર્યું એ નામે બત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૨॥

# उल्लासार्थसङ्ग्रहः

यः प्रीत्या सुरसिंहनामकनृपेणाभ्यर्थितस्तत्पुरं
मत्स्याख्यं समुपेत्य तेन विहिताभ्यर्चस्ततः प्रस्थितः।
सिद्धाख्यं पुरमेत्य तत्र विहितस्नानादितीर्थक्रिय-
स्तत्रत्यद्विजसंस्तुतः सदसि तान् धर्मान् समाश्रावयत् ॥
विज्ञातस्वविशुद्धदिव्यचरितैः सम्प्रार्थितो नागरै-
र्विप्रेन्द्रैर्वडवीशनामकपुरे सम्प्राप्य तैरर्चितः।
यः श्रीमाननवद्यदिव्यमहिमा भक्तैः समभ्यर्थितः
प्रायात् श्रीनगरं तमेनमखिलानन्दावहं संश्रये ॥३३-१-२॥

સુરસિંહ નામના રાજાએ અભ્યર્થના કરેલા જે શ્રીહરિ તે રાજાના મચ્છીયાવ પુર પ્રત્યે આવીને.તે રાજાએ કરીછે મહાપૂજા જેમની એવા થકા ત્યાંથી ચાલ્યા તે સિદ્ધપુર નામે પ્રસિદ્ધ તીર્થક્ષેત્રને પામીને ત્યાં બિન્દુ સરોવરમાં કરીછે સ્નાનાદિક તીર્થક્રિયાઓ જેમણે એવા થકા ત્યાં રહેનારા બ્રાહ્મણોએ સમ્યક્ પ્રકારે સ્તુતિ કર્યા થકા સભામાં વિરાજમાન થઇને તે બ્રાહ્મણાદિકને તીર્થધર્મો વિગેરે રૂડે પ્રકારે સંભળાવ્યા હતા. ॥

જાણ્યાછે પોતાનાં વિશુદ્ધ દિવ્ય ચરિત્રો જેમણે એવા પોતાના ભક્ત નાગર જ્ઞાતિના બ્રાહ્મણોએ બહુ પ્રાર્થના કર્યા થકા વડનગર અને વીશનગર નામે પ્રસિદ્ધ બંને પુરને પામીને તે ભક્તજનોએ પૂજા કર્યા થકા ત્યાં દર્શન માટે આવેલા શ્રીનગરના ભક્તજનોએ ઘણી પ્રાર્થના કર્યા થકા શોભાએ સહિત જે શ્રીહરિ શ્રીનગર–અમદાવાદ પુર પ્રત્યે પધાર્યા હતા. એવા સર્વને આનંદ આપનારા તે આ મારા ઇષ્ટદેવ શ્રીહરિને હું આશરૂં છું ॥૩૩-૧-૨॥

# त्रयस्त्रिंश उल्लासः

सौवीरदेशनृपतिर्हरिसिंहाभिधो हरेः। महत्तामीदृशीं श्रुत्वा विस्मितोऽभूद्भृशं हृदि ॥१॥ तज्जातिकुलशीलादि सम्प्रदायं स तत्त्वतः। बुभूषुः शिवरामाख्यं प्रेषयत्सुधियं द्विजम् ॥२॥ हरिकृष्णमुपेत्यासौ निषण्णं साधुसंसदि। प्रणम्योपाविशत्तत्र विप्रत्वात्तेन मानितः ॥३॥ स सम्प्रदायविषयान्यहून्प्रश्नान्कृताञ्जलिः। अपृच्छदुत्तराण्येषां यथावत्प्रददौ हरिः ॥४॥ तच्छ्रुत्वा विस्मयं प्राप्तो विनष्टाखिलसंशयः। तत्प्रतापं च वीक्ष्यासौ तस्यैवाश्रयमाचरत् ॥५॥ ततः स्वनृपमभ्येत्य यथावत्सर्वमाह सः। विनष्टसंशयस्तेन स राजाप्याश्रयद्धरिम् ॥६॥ भूरिप्रतापं प्रथयन्तमित्थं तमार्थयन्स्व-

---

## ઉલ્લાસ ૩૩ મો.

હરિસિંહ નામે સૌવીર દેશના રાજા હતા તે પોતે શ્રીહરિની આવી અલૌકિક મહત્તા સાંભળીને પોતાના હૃદયમાં બહુજ વિસ્મય પામ્યા હતા.॥૧॥ તે રાજાએ શ્રીહરિની જાતિ, કુળ, શીલ—આચાર વિચાર અને સંપ્રદાય, એ વિગેરેને વાસ્તવિક રીતે જાણવાને ઇચ્છતા થકા રૂડા બુદ્ધિમાન શિવરામ નામે પોતાના પુરોહિત વિપ્રને શ્રીહરિની પાસે પૂછવાને માટે મોકલ્યા. ॥૨॥ એ શિવરામ વિપ્ર સાધુજનોની સભામાં વિરાજમાન થયેલા શ્રીહરિકૃષ્ણ ભગવાનની પાસે આવીને શ્રીહરિને નમસ્કાર કરીને શ્રીહરિએ વિપ્ર જાણીને સન્માન કર્યા થકા તે સભામાં શ્રીહરિની આગળ બેઠા. ॥૩॥ પછી તે શિવરામ વિપ્ર તેમણે હાથ જોડીને સંપ્રદાય સંબંધી ઘણા પ્રશ્ન પૂછ્યા. અને તે સઘળા પ્રશ્નના ઉત્તરો શ્રીહરિએ યથાર્થ રીતે આપ્યા. ॥૪॥ તે સઘળા ઉત્તરો સાંભળીને વિસ્મય પામેલા અને સર્વ સંશયો જેમના નાશ પામી ગયાછે, એવા એ શિવરામ વિપ્ર તેમણે તે શ્રીહરિનો અલૌકિક મહાપ્રતાપ જોઇને તે શ્રીહરિનોજ પોતે પણ આશ્રય કર્યો. ॥૫॥ અને પછી પોતાના રાજાની પાસે જઇને શિવરામ વિપ્ર તેમણે સઘળું વૃત્તાન્ત અને પોતે પૂછેલા પ્રશ્નોના શ્રીહરિએ કરેલા યથાર્થ ઉત્તરો વિગેરે બધુય યથાર્થ રીતે જેમ જોયું હતું તે પ્રમાણે કહી બતાવ્યું ત્યારે તે પ્રમાણે પોતે પૂછાવેલા પ્રશ્નોના ઉત્તરો સાંભળવાથી જેમના સંશયો નાશ પામી ગયાછે, એવા તે હરિસિંહ રાજાએ પણ શ્રીહરિનો આશ્રય કર્યો. ॥૬॥ આ પ્રમાણે પોતાનો મહાપ્રતાપ વિસ્તારતા તે શ્રીહરિને પોતપોતાના પુરમાં પધરાવવાને માટે અનેક રાજાઓ પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે તે શ્રીહરિ પણ તે ભક્ત રાજાઓ વિગેરેનું પ્રિય—શ્રેય કરવાની ઇચ્છાથી સર્વ સાધુઓએ સહિતજ તેમના તેમના પુર પ્રત્યે જતા

---

૧—આ કથાનો વિસ્તાર સત્સંગિજીવન થકી જાણી લેવો. આ શિવરામ વિપ્ર સત્સંગી થયા પછી સત્સંગિજીવનના પાંચમા પ્રકરણમાં તેમને ઉદ્દેશીનેજ ધર્મો કહેવામાં આવ્યાછે. અને જે પાછળથી દીક્ષા પામીને અખંડાનંદ નામે સત્સંગમાં પ્રસિદ્ધ થયાછે.

स्वपुरं प्रणेतुम्। नराधिपास्तत्प्रियकाम्ययासौ तत्तत्पुरं चाप्यगमत्ससाधुः ॥७॥ सौवीरदेशनृपतिः सुरसिंहनामा सम्प्रार्थ्य तं सकलसाधुजनैः समेतम्। मत्स्याह्वयं निजपुरं परयैव भक्त्या ह्यानीय पर्यचरदात्मजनैः सहैव ॥८॥ दोळोत्सवं स विदधेऽथ तपस्यमासे रेमे स्वभक्तनिकरैः सह तत्र कृष्णः। रङ्गैः सुरेचकभृतैः शुभरक्तचूर्णैरानन्दयन्पुरजनांश्च सतः स्वकीयान् ॥९॥ मासं निवासमकरोन्निजभक्ततुष्टयै तत्र प्रभुः प्रतिदिनं च महासभायाम्। वार्त्ताः स्वयं बहुविधाश्च चकार तासु माहात्म्यमाह नितरां भुवि षाडवानाम् ॥१०॥ राज्ञे कथा अपि मरुत्तसुहोत्रमुख्यभूमिभृतामकथयच्छ्रवणादृताय। सन्तोष्य तत्र निजभक्तजनानथासौ चैत्र्यामियाय भुवि सिद्धपदं प्रसिद्धम् ॥११॥ स्नात्वा विन्दुसरस्तीर्थे तत्रासौ विधिना ततः। महान्ति दानान्यददाद्ब्राह्मणेभ्य उदारधीः ॥१२॥ तर्पयामास तान्प्रीत्या सदन्नैर्दक्षिणादिभिः। सभायां तीर्थमाहात्म्यं बहुधाऽवर्णयच्च सः ॥१३॥ अथ स नागरविप्रवरैर्भृशं निजपुरागमनाय किलार्थितः। स हि महामहिमा

હતા. ॥૭॥ સૌવીર દેશના રાજા સુરસિંહ નામે હતા તેમણે તે શ્રીહરિને પ્રાર્થના કરીને સર્વ સાધુજનોએ સહિત પોતાના મછીયાવ નામે પ્રસિદ્ધ પુરમાં પરમ ભક્તિથી પધરાવ્યા અને પોતાના સર્વજનોએ સહિતજ શ્રીહરિની પરિચર્યા કરવા લાગ્યા. ॥૮॥ અને શ્રીહરિએ તે પુરમાં ફાલ્ગુન માસમાં ફુલદોળનો મહોચ્છવ કર્યો હતો, તે મહોત્સવમાં શ્રીહરિ સુંદર સોનાની પીચકારીઓમાં ભરેલા રંગો અને સુંદર ગુલાલ, તેનાથી પોતાના ભક્તજનોના સમૂહોની સાથે તે પુરના ભક્તજનોને અને સંતોને પણ આનંદ પમાડતા થકા રમ્યા હતા. ॥૯॥ અને પ્રભુ શ્રીહરિ તે મછીયાવ પુરમાં પોતાના ભક્તજનોને પ્રસન્ન કરવા માટે એક માસ પર્યંત નિવાસ કરીને રહ્યા હતા અને સ્વયં શ્રીહરિ દરરોજ મહાસભામાં વિરાજમાન થઇને અનેક પ્રકારની–પ્રસંગની વાર્તાઓ કરતા હતા, તેમાં પૃથ્વી ઉપર બ્રાહ્મણોનો મહિમા અતિશેજ કહ્યો હતો. ॥૧૦॥ અને તે વાર્તાઓ સાંભળવામાં આદરવાળા એવા સુરસિંહ રાજાને પૂર્વે થયેલા મરૂત્ત અને સુહોત્ર વિગેરે રાજાઓની કથાઓ પણ કહી હતી. આ પ્રમાણે તે પુરમાં પોતાના ભક્તજનોને પ્રસન્ન કરીને પછી એ શ્રીહરિ ચૈત્રી પૂર્ણિમા ઉપર પૃથ્વીમાં પ્રસિદ્ધ એવા સિદ્ધપદ નામે ક્ષેત્ર પ્રત્યે આવ્યા. ॥૧૧॥ તે સિદ્ધપુરમાં બિન્દુસરોવરમાં વિધિપૂર્વક સ્નાન કરીને ઉદાર બુદ્ધિવાળા તે શ્રીહરિએ બ્રાહ્મણોને મહાદાનો આપ્યાં હતાં. ॥૧૨॥ અને તે બ્રાહ્મણોને પ્રીતિપૂર્વક સુંદર પકવાન્નોથી અને દક્ષિણાઓથી તૃપ્ત કર્યા હતા અને તે શ્રીહરિએ ત્યાં સભામાં તીર્થોનું માહાત્મ્ય બહુ પ્રકારે વર્ણન કર્યું હતું. ॥૧૩॥ તે પછી નાગર જ્ઞાતિના વિપ્રવર ભક્તજનોએ પોત પોતાના પુરમાં પધારવાને માટે બહુજ પ્રાર્થના કરેલા શ્રીહરિ

૧–પૂર્વે જે સ્થાનમાં બ્રહ્માના માનસપુત્ર કર્દમમુનિએ તપ કર્યું હતું, તે તપ જોઇને ભગવાનનાં નેત્રોમાંથી અશ્રુઓનાં બિન્દુઓ પડયાં હતાં તેથી તે સ્થાનને બિન્દુ સરોવર એવા નામે કહેછે. અને કપિલદેવરૂપ પોતાના પુત્રે આપેલા જ્ઞાનના મહિમાથીજ દેવહૂતિ માતા સિદ્ધિ પામ્યાં હતાં માટે તે સ્થાન સિદ્ધપદ એવા નામે પ્રસિદ્ધ થયેલું છે.

युगपद्ययौ वटपुरं ननु वीशपुरं तथा ॥१४॥ निगमपाठरता द्विजसत्तमा निगमगीतपथेन तदर्चनम्। विदधुरादरतो विविधैः शुभैः सुरभिचन्दनपुष्पमहांशुकैः ॥१५॥ सूर्यशर्मा मौक्तिकश्च वनमाल्युधमस्तथा। अमूल्यश्चामिरामाद्या विप्रास्तत्सेवनं व्यधुः ॥१६॥ पीताम्बरो गणेशश्च पुञ्जश्चेलादयोऽपरे। भक्तास्तत्सेवनं चक्रुरनुकालं यथोचितम् ॥१७॥ दुर्लभा चोज्वला ज्येष्ठा तथोदयकुमारिका। सुवर्णा यतिनी ज्ञाना पुञ्जा धनवती तथा ॥१८॥ शृङ्खलामुखा योषाः स्वधर्मनिरता हरिम्। यथोचितमसेवन्त भक्ताश्च शतशोऽपरे ॥१९॥ ब्राह्मणांस्तर्पयामास हरिकृष्णः पुरद्वये। सहस्रशश्च शतशः पौरानागन्तुकांस्तथा ॥२०॥ लड्डुकैर्मौक्तिकाख्यैश्च कंसारैर्घृतपूरकैः। संयावपायसापूपैः शष्कुलीखाजकादिभिः ॥२१॥ नानाविधैर्व्यञ्जनैश्च शर्कराम्ररसादिभिः। विप्रान्सम्प्रीणयामास दक्षिणावसनादिभिः ॥२२॥ सार्द्धमासद्वयं हीत्थं भोजयामास वाडवान्। रथयात्रोच्छवं भूरिसम्भारेणाकरोत्ततः ॥२३॥ अपराह्णे प्रत्यहं च सभायां पीठ उत्तमे। निषण्णो

પ્રથમ વડનગર પ્રત્યે આવ્યા અને તે પછી વીશનગર પ્રત્યે પણ આવ્યા. ॥૧૪॥ ૧ તે બંને નગરમાં વેદપાઠ કરવામાં પ્રીતિવાળા દ્વિજસત્તમ ભક્તજનોએ વેદવિહિત અર્ચન-પદ્ધતિથી અનેક પ્રકારનાં સુંદર સુગન્ધમાન ચંદન પુષ્પ અને મહામૂલ્યવાળાં વસ્ત્રોથી આદરપૂર્વક તે શ્રીહરિની મહાપૂજા કરી હતી. ॥૧૫॥ (હવે–બંને પુરના ભક્તજનોનાં નામ કહેવાપૂર્વક તે બંને પુરમાં શ્રીહરિએ કરેલી લીલા દશ શ્લોકથી કહેછે–) સૂર્ય-શર્મા, મોતીરામ, વનમાળી, તથા ઉધમરામ, અમૂલખરામ અને અભિરામ, એ આદિક બ્રાહ્મણભક્તો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૧૬॥ તથા પીતાંબર, ગણેશ, પુંજારામ, તેમજ ચેલારામ વિગેરે ભક્તજનો સમય સમય પ્રમાણે યથોચિત તે શ્રીહરિની સેવા કરતા હતા. ॥૧૭॥ દુર્લભા, ઉજ્વલા, જ્યેષ્ઠા, તથા ઉદયકુમારિકા, સોનાબા, યતિની, જ્ઞાના, પુંજા અને ધનવતી, તથા સાંકળબા, એ વિગેરે સ્વધર્મમાં પ્રીતિવાળી સ્ત્રીઓ ભક્ત તેમજ બીજા પણ સોએ સો ભક્તજનો શ્રીહરિની યથાયોગ્ય સેવા કરતા હતા. ॥૧૮–૧૯॥ શ્રીહરિકૃષ્ણ ભગવાને તે બંને પુરમાં હજારો હજાર અને સોએ સો તે પુરના તેમજ આગંતુક બ્રાહ્મણોને જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૨૦॥ અને તે મોતીઆ લાડુ, કંસાર, ઘેબર, શીરો, દુધપાક, માલપુવા, જલેબી અને ખાજાં, એ આદિક પકવાન્નોથી તેમજ નાના પ્રકારનાં અનેક શાકો, તથા સાકર અને કેરીનો રસ, એ વિગેરે ભોજનોથી તેમજ દક્ષિણાઓ અને વસ્ત્રાદિકથી પણ બ્રાહ્મણોને ખૂબ પ્રસન્ન કર્યા હતા. ॥૨૧–૨૨॥ આ પ્રમાણે અઢી માસ સૂધી બ્રાહ્મણોને જમાડયા હતા. અને તે પછી રથયાત્રાનો મહોત્સવ ઘણી મોટી સામગ્રીઓથી કર્યો હતો. ॥૨૩॥ અને દરરોજ સાંઝના વખતે સભામાં

૧–આખા—પીપલાણાની પેઠેજ શ્રીહરિ તેટલાજ સંતો અને પાર્ષદ વિગેરે ભક્તજનોએ સહિત આ બંને પુરમાં પણ એક સાથેજ ગયા હતા અને બંને પુરમાં અઢી માસ પર્યંત રહ્યા હતા. પૂર્વે કૃષ્ણાવતારમાં ભગવાને તેમજ શુક સૌભરિ જેવા મુનિઓએ પણ અનેક રૂપે થવાની યોગકળા બતાવી હતી. તો સર્વાવતારી પૂર્ણસ્વરૂપ પુરૂષોત્તમમાં એવી યોગકળા હોય તેમાં કાંઇ નવાઇ નથી.

विविधा वार्त्ताश्चकार स्वहितावहाः ॥२४॥ चातुर्मास्ये पालनीयान्नियमान्स्वस्वशक्तितः । विविच्यावर्णयत्तत्र संक्षिप्तान्विस्तृतांस्तथा ॥२५॥ अथ श्रीनगरायातैर्भक्तैः सम्प्रार्थितो भृशम् । स्वपुरागमनायासौ तत्र गन्तुमियेष तत् ॥२६॥ आनन्दितैः पौरभक्तैरनुयातोऽथ तैः पथि । तान्निवर्त्य मुनिस्वामी ततः श्रीनगरं ययौ ॥२७॥ स्वदर्शनादिना भक्तान् सुखयन्पथि सङ्गतान् । प्राप लक्ष्मीपुरं सद्भिर्भक्तैः परिवृतो विभुः ॥२८॥ तमागतं भक्तजना निशम्य सबालवृद्धाः पुरवासिनो द्राक् । अभ्येत्य हर्षाश्रुविलोचनास्ते निपत्य भूमौ विदधुः प्रणामम् ॥२९॥ यथोचितं धर्मसुतेन भक्ताः सन्मानितास्ते हृदि हर्षमापुः । हयस्थितं मङ्गळतूर्यघोषैः प्रवेशयामासुरमुं पुरं ते ॥३०॥ निरीक्ष्य तं पौरजनाः समेताः सुधानिधिं लब्धमिव ह्यकस्मात् । आनन्दसम्पूर्णहृदो न शेकुः क्रष्टुं स्वनेत्राणि ततोऽन्यतस्तु ॥३१॥ बालो युवा वृद्धतरो गदार्त्तः सर्वोऽपि देही

ઉત્તમ પાટ ઉપર વિરાજમાન થઇને શ્રીહરિ પોતાના અનન્ય ભક્તજનોના હિતને કરનારી વિવિધ પ્રકારની વાર્તાઓ કરતા હતા. ॥૨૪॥ અને તેમાં ચાતુર્માસ્યમાં પોત પોતાની શકિત પ્રમાણે પાળવા યોગ્ય નિયમો [1] સંક્ષેપથી અને વિસ્તારથી વિવેચન કરીને શ્રીહરિ ભગવાને વર્ણન કરી બતાવ્યા હતા. ॥૨૫॥ તે પછી શ્રીનગરથી આવેલા ભક્તજનોએ પોતાના પુર પ્રત્યે આવવાને માટે બહુજ પ્રાર્થના કરેલા એ શ્રીહરિએ તે સમયમાં ત્યાંથી અમદાવાદ પ્રત્યે જવાની ઇચ્છા કરી. ॥૨૬॥ પછી દર્શન ભાષણાદિકથી આનંદ પમાડેલા તે પુરના ભક્તજનોએ પાછળ પાછળ સાથે આવીને વળાવેલા તે શ્રીહરિએ માર્ગમાં ઉભા રહીને તે ભક્તજનોને પાછા વાળીને સકળ મુનિઓના સ્વામી શ્રીહરિ ભગવાન ત્યાંથી શ્રીનગર ગયા. ॥૨૭॥ માર્ગે ચાલતાં મધ્યે આવતાં ગામોના ભક્તજનોને પોતાનાં દર્શનાદિકથી સુખ આપતા થકા મુક્તાનંદાદિક સર્વ સંતોએ અને શ્રીનગર વિગેરેના ભક્તજનોએ વીંટાયા થકા અતિ સમર્થ તે શ્રીહરિ લક્ષ્મીપુર—અમદાવાદ નગરને પામ્યા. ॥૨૮॥ તે સમયમાં શ્રીહરિ પધાર્યા એમ સાંભળીને બાળક અને વૃદ્ધ વિગેરે તે પુરના સર્વ ભક્તજનો એકદમ શ્રીહરિના સામા આવીને નેત્રોમાં હર્ષનાં અશ્રુઓ જેમને આવી ગયાંછે, એવા થકા પૃથ્વી ઉપર પડીને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા. ॥૨૯॥ ત્યારે ધર્મપુત્ર શ્રીહરિએ યથોચિત સન્માન કરેલા તે ભકતજનો પોતાના હૃદયમાં બહુજ હર્ષ પામ્યા. પછી તે ભક્તજનોએ ઘોડા ઉપર વિરાજમાન થયેલા એ શ્રીહરિને માંગળિક વાદ્યોના ઘોષે સહિત વાજતે ગાજતે તે શ્રીપુરમાં પ્રવેશ કરાવ્યો—પધરાવ્યા. ॥૩૦॥ અને ત્યાં ભેગા થયેલા પુરજનોએ અકસ્માત્ મળી આવેલા સુધાનિધિનેજ જેમ, એમ તે શ્રીહરિનાં દર્શન કરીને આનંદથી સંપૂર્ણ ભરાઇ આવ્યાંછે હૃદય જેમનાં એવા થકા પોતાનાં નેત્રોને તે શ્રીહરિની મૂર્તિમાંથી બીજે ખેંચવાને માટે સમર્થજ ન થયા. ॥૩૧॥ અને બાળક, યુવાન, અતિ વૃદ્ધ, તેમજ રોગાતુર, એ આદિક દરેક મનુષ્યો તે શ્રીહરિનાં દર્શન કરીને અતિ હર્ષને પામ્યા થકા તૃપ્તિજ

૧–આ ચાતુર્માસ્યમાં પાલન કરવા યોગ્ય નિયમોનો વિસ્તાર સત્સંગિજીવનના દ્વિતીય પ્રકરણમાંથી જાણી લેવો. ॥



तमवेक्ष्य हर्षम् । भृशं प्रपन्नो नहि तृप्तिमापदासीच्च चित्रार्पितवद्विचेष्टः ॥३२॥ सम्प्रोज्झिताशेषगृहक्रियाश्च स्त्रियोऽपि धावन्त्य इतस्ततोऽमुम्। निरीक्षितुं सत्त्वरमेत्य मार्गे तस्थुश्च काश्चित्पवनायनेषु ॥ ३३ ॥ संवीक्ष्य तं मदनमोहनदिव्यमूर्ति नार्योऽब्जपत्रविततातक्षिफलं तदापुः । तासां मनांसि सह लोचनवृत्तिभिस्तं सम्यग्धृतं न विजहुर्विभराम्बभूवुः ॥ ३४॥ दूरे गतं तमपि ता विवशा इवोचुरन्योऽन्यमेष हरिकृष्ण इयर्त्ति पश्य ! । दोर्दण्डमस्य धृतचञ्चलवाहवल्गं सम्पश्य भोः ! प्रचलकौसुमशेखरालिम् ॥३५॥ मां वीक्ष्य किन्नु हसतीव विभाति पश्य मन्दस्मितं मुखसरोरुहमस्य तन्वि ! । नेत्रे नवीननलिनच्छदचारुशोभे किं वा सरःप्रचलमीनसमे इमे स्तः ॥३६॥ यः कैश्चिदत्र भगवान् स्वयमेव कृष्णो निःश्रेयसाय हि नृणां वृषतोऽवतीर्णः । इत्युच्यते प्रथितभूरियशाः स एष वाहाधिरूढ इत एव हरिः प्रयाति॥३७॥ यः श्रूयतेऽत्र निजदर्शनमात्रतोऽपि सद्यः समाधिमपि यच्छति कष्टसाध्यम् । सोऽयं व्रजत्यखिलमङ्गलमूर्तिरीशो भाग्यं महत्तरमहो पुरवा-

---

નહોતા પામતા અને ચિત્રમાં આલેખેલા જેમ હોય એમ ચેષ્ટાએ રહિત સ્થિર થઇ જતા હતા. ॥૩૨॥ અને ત્યાગ કરીછે ઘરની સઘળી ક્રિયાઓ જેમણે એવી તે પુરની સ્ત્રીઓ પણ એ શ્રીહરિને જોવા માટે અહીંથી તહીંથી એકદમ દોડી આવીને માર્ગ ઉપર ઉભી રહી હતી અને કેટલીક સ્ત્રીએ તો ઘરના ગોખમાં ઉભી રહી હતી. ॥૩૩॥ તે સમયમાં કામદેવને પણ મોહ પમાડે એવા દિવ્યમૂર્તિ તે શ્રીહરિને જોઇને તે નારીઓ કમળના પત્ર સરખાં પોતાનાં વિશાળ સુંદર નેત્રોનું ફળ પામી હતી અને તે સ્ત્રીઓનાં મન શ્રીહરિને ધારવાને યોગ્ય એવી પોતાની નેત્રવૃત્તિઓથી રૂડે પ્રકારે હૃદયમાં ધારેલા શ્રીહરિને ત્યાગ નહોતાં કરતાં. પરંતુ—યથાર્થ રીતેજ સમ્યક્પ્રકારે ધારતાં હતાં. ॥૩૪॥ આ પ્રમાણે શ્રીહરિનાં દર્શન કરવાથી જાણે અસ્વાધીન ચિત્તવાળી બની ગઇ હોય તેમ શ્રીહરિ દૂર ચાલ્યા ગયા તો પણ જાણે પાસે હોય એમ ધારીને પરસ્પર કહેવા લાગી—હે સખિ ! આ શ્રીહરિકૃષ્ણ જાયછે તેને જો ? ત્યારે વળી બીજી સ્ત્રી કહેવા લાગી—હે સખિ ! ધારણ કરીછે ચંચળ ઘોડાની લગામ જેમાં એવા એ શ્રીહરિના ભુજદંડ તો જો ? ત્યારે બીજી સ્ત્રી બોલી—હે સખિ ! ઘોડાની ગતિ પ્રમાણે હાલતી એવી તોરાની પંક્તિ તો જો ? ॥૩૫॥ હે તન્વિ ! આ શ્રીહરિ મને જોઇને જાણે હસતા હોયને શું ? એમ જણાયછે. ત્યારે બીજી સ્ત્રી કહેવા લાગી—હે સખિ ! આ શ્રીહરિનું મંદ મંદ હસતું મુખકમળ તો જો ? વળી બીજી સ્ત્રી કહેવા લાગી—હે અલિ ! આ શ્રીહરિનાં નવા કમળના પત્ર સરખાં સુંદર શોભાયમાન એવાં બંને નેત્રો જાણે સરોવરમાં ચંચળ એવાં બે મત્સ્ય હોયને શું ? તેના જેવાં જણાયછે તે જો ? ॥૩૬॥ વળી તે સ્ત્રીઓ પરસ્પર કહેવા લાગી—આ લોકમાં જે ભગવાન શ્રીકૃષ્ણ તેજ પોતે મનુષ્યોના કલ્યાણ માટે હાલમાં ધર્મદેવ થકી અવતર્યા છે, એમ કેટલાક જે કહેછે, તેજ પ્રસિદ્ધ કીર્તિવાળા આ શ્રીહરિ ઘોડા ઉપર બેસીને અહીંઆંથી જાયછે. ॥૩૭॥ વળી—જે આ લોકમાં પોતાના દર્શનમાત્રથી પણ તુરતજ—એકદમ કષ્ટસાધ્ય સમાધિને પણ કરાવેછે એમ

सिनां नः ॥३८॥ नारीजनेष्वितिवदत्स्वतिभावशुद्ध्या वर्षत्सु चारुकुसुमाक्षतलाजगन्धान् । मार्गेऽपि पौरनिकरैरभिवन्द्यमानस्तान्पावयन्निजदृशा शनकैश्चचाल ॥३९॥

विप्रतीर्थमहिवर्णनकर्त्ता प्रावृषेण्यनियतव्रतवक्ता ।
भक्तसङ्घपरिगीतचरित्रः कृष्ण एव मयि तुष्यतु नित्यम् ॥४०॥

इति श्रीमदुद्धवस .....नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरेः श्रीनगरागमननिरूपणं नाम त्रयस्त्रिंश उल्लासः ॥ ३३ ॥

---

જે સાંભળવામાં આવેછે, તેજ આ સર્વને મંગળ આપનાર કલ્યાણમૂર્તિ એવા શ્રીહરિ ભગવાન પોતે જાયછે. અને એવા તે શ્રીહરિનાં દર્શન કરનાર આ પુરનાં નિવાસી આપણાં બહુજ મોટાં ભાગ્ય છે. ॥૩૮॥ આ પ્રમાણે તે પુરની નારીઓ હૃદયના અતિ શુદ્ધ ભાવથી બોલતી હતી અને સુંદર પુષ્પો, અક્ષત, ધાણી અને ચંદન, એ વિગેરેને શ્રીહરિના ઉપર વરસાવીને વધાવતી હતી. તેવી શોભાએ યુક્ત અને માર્ગમાં ચાલતાં પણ પુરજનોના સમૂહોએ અભિનંદન કરેલા એવા એ શ્રીહરિ તે સર્વ પુરજનોને પોતાની દ્રષ્ટિથી પાવન કરતા કરતા ધીરે ધીરે ચાલતા હતા. ॥૩૯॥

બ્રાહ્મણો અને તીર્થોનો મહિમા વર્ણન કરનારા, ચાતુર્માસ્યમાં પાળવા યોગ્ય નક્કી કરેલા વ્રતનિયમોને કહેનારા અને ભક્તસમૂહોએ ગાન કર્યાંછે ચરિત્રો જેમનાં એવા એ શ્રીહરિકૃષ્ણ મારે વિષે નિરંતર પ્રસન્ન રહો. ॥૪૦॥

ઇતિ શ્રીમદ્દુદ્ધવસંપ્રદા... ....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિ શ્રીનગર પધાર્યા એ નિરૂપણનામે તેત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.॥૩૩॥

---

# उल्लासार्थसङ्ग्रहः

श्रुत्वैश्वर्यं यदीयं ज्वलदनलसमाः क्रोधदन्दह्यमाना
द्रोग्धुं यस्मै प्रवृत्ताः कपिलकणभुगाद्यागमाभ्यासदृप्ताः ।
यस्यैश्वर्यादसंख्यान् व्यपगतसकलप्राणवृत्तिप्रभेदं
लीनान् दृष्ट्वा समाधौ शरणमुपययुर्निर्मदास्तं नमामः ॥३४॥

અમદાવાદ નગરમાં પધારેલા જે શ્રીહરિનું અલૌકિક ઐશ્વર્ય સાંભળીને બળતા અગ્નિની માફક ઇર્ષ્યાજનિત ક્રોધાગ્નિથી બળી ઉઠેલા અને જે શ્રીહરિનો દ્રોહ કરવા પ્રવર્તેલા અને કપિલમત અને ન્યાયદર્શન વિગેરે શાસ્ત્રના અભ્યાસથી ગર્વિષ્ઠ બની ગયેલા એવા તે સર્વ મતવાદીઓ શ્રીહરિની પાસે આવીને જે શ્રીહરિના અલૌકિક યોગૈશ્વર્યથી અસંખ્ય માણસો સર્વ પ્રાણવૃત્તિઓનો ભેદ લય પામી જવાથી સમાધિમાં લીન થઇ ગયેલા હતા, તેને જોઇને-પરીક્ષા કરીનેજ પછી મદ ઉતરી જવાથી નિરભિમાની થઇને જે શ્રીહરિને શરણે આવ્યા હતા એવા અતિ સમર્થ તે શ્રીહરિને અમે નમસ્કાર કરીએ છીએ. ॥૩૪॥

# चतुस्त्रिंश उल्लासः

ततस्तस्य नवावासे स्थाने परमशोभने । कारयामासुरावासं पौराः पर्यचरंश्च तम् ॥१॥ नथ्थुर्हेमन्तरामश्च गणपत्यादयो द्विजाः । भक्ता भगवतस्तस्य यथार्हं सेवनं व्यधुः ॥२॥ हीरचन्द्रो वर्हिचरो लालगुप्तश्च माणिकः । दामोदरादयो वैश्या भक्तास्तं च सिषेविरे ॥३॥ गङ्गा रेवा च दीपालिर्लक्ष्मीः श्यामा शिवादयः । योषितो भक्तिमत्योऽस्य सेवां चक्रुर्यथोचितम् ॥४॥ साधून् यथोचितस्थाने ते निवास्य च सेवनम् । चक्रुः पौरा आदरेण तेषां हित्वेतरक्रियाः ॥५॥ महापूजां हरेश्चक्रुः पौरा भक्ताः पृथक् पृथक् । महार्हवसनैर्हैमैर्भूषणैश्चन्दनादिभिः ॥६॥ महद्भिरेव सम्भारैर्जन्माष्टम्यां महोच्छवम् । नारायणमुनिस्तत्र चकारानन्दयन्निजान् ॥७॥ महत्यासीत्सभा तत्र प्रत्यहं भक्तिनन्दनः । असतो दूषयामास सदसल्लक्ष्मवर्णनैः ॥८॥ मुमुक्षवो तेन मर्त्याः सदसल्लक्ष्मवेदिनः । तस्याश्रयं दढं चक्रुर्नित्यं सङ्गत्य यूथशः ॥९॥ तदीश्वरत्वं

---

## ઉલ્લાસ ૩૪ મો.

તે પછી પુરવાસી ભકતજનોએ નવાવાસ નામે પ્રસિદ્ધ પરમ શોભાયમાન સ્થાનમાં તે શ્રીહરિનો નિવાસ કરાવ્યો અને તે બધા ભકતજનો પ્રેમપૂર્વક શ્રીહરિની પરિચર્યા કરવા લાગ્યા. ॥૧॥ તેમાં નથ્થુભટ્ટ, હેમન્તરામ અને ગણપતરામ, એ આદિક બ્રાહ્મણ-ભકતો તે શ્રીહરિ ભગવાનની યથાયોગ્ય સેવા કરતા હતા. ॥૨॥ અને હીરચંદ્ર, બહેચર, લાલચંદ, માણેકલાલ અને દામોદર શેઠ, એ વિગેરે વૈશ્ય ભકતો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૩॥ તથા શ્રીહરિમાં અતિ સ્નેહવાળી ગંગા, રેવા, દીવાળી, લક્ષ્મી, શ્યામા અને શિવા, એ આદિક સ્ત્રીઓ ભકત પણ એ શ્રીહરિની યથોચિત સેવા કરતાં હતાં. ॥૪॥ અને નથ્થુભટ્ટ વિગેરે તે બધા પુરવાસી ભકતજનો મુકતાનંદાદિક સંતોને રહેવા લાયક સારા સ્થાનમાં ઉતારો કરાવીને પોતાની બીજી વ્યાવહારિક ક્રિયાઓ છોડી દઇને આદરથી તે સંતોની સેવા પરિચર્યા કરવા લાગ્યા. ॥૫॥ અને તે બધા પુરવાસી ભક્તજનોએ મહામૂલ્યવાળાં વસ્રો, સોનાનાં ઘરેણાં અને ચંદનાદિક સામગ્રીઓથી શ્રીહરિની જુદી જુદી મહાપૂજા કરી. ॥૬॥ અને તે અમદાવાદ નગરમાં શ્રીનારાયણમુનિ ભગવાને પોતાના ભકતજનોને આનંદ ઉપજાવતા થકા જન્માષ્ટમીને દિવસે મોટી મોટી સામગ્રીઓથી મહોત્સવ કર્યો હતો. ॥૭॥ અને તે પુરમાં દરરોજ મોટી સભા થતી હતી અને તે સભામાં ભક્તિનંદન ભગવાન સત્ અને અસત્ એ બને પ્રકારના પુરૂષોનાં લક્ષણ કહેવાપૂર્વક અસત્ પુરૂષોને દૂષિત કહેતા હતા. (અર્થાત્–અસત્પુરૂષોમાં રહેલા દોષોનું ઉદ્ઘાટન કરીને પોતાના આશ્રિતોને તેનાથી દૂર રહેવાને સમજાવતા હતા.) ॥૮॥ તેથી સત્–અસતનાં લક્ષણ જાણનારા મુમુક્ષુજનો દરરોજ સંખ્યાબંધ ભેગા મળીને તે શ્રીહરિનો દ્રઢ સમાશ્રય કરતા હતા. ॥૯॥ અને તે મુમુક્ષુજનો તે તે દરેક સ્થળમાં તે શ્રીહરિના ઇશ્વરપણાને તેમજ તેમના સાધુઓના મહિમાને પણ અતિશેજ કહેતા હતા.

तत्साधुमाहात्म्यमपि ते भृशम्। तत्र तत्र स्थले प्रोचुर्भेजुस्तन्नाम चोच्चकैः ॥१०॥ नृपतिश्च सहामात्यैः प्रत्यहं तस्य दर्शनम्। करोति स्म च ते दासो भवामीति ब्रवीति च ॥११॥ अथोद्घोषो महानासीत्स्वामिनारायणः स्वयम्। कृष्ण इहागतोऽस्तीति गेहे गेहे नृपालये ॥१२॥ तदोपसृष्टाः कलिना साधर्मेण बलीयसा। दुराचाररताः पौरास्तन्निशम्य प्रजज्वलुः ॥१३॥ अहो कुतोऽयमायातः शाक्तमार्गनिकृन्तनः। कलौ कुतो भवेत्कृष्णस्तद्भक्ताश्च सुलक्षणाः ॥१४॥ नैष्ठिकं ब्रह्मचर्यं च कलौ नास्त्येव कुत्रचित्। सर्वं ब्रह्मेति वेदोक्तो मार्गः श्रेयस्करोऽद्य हि ॥१५॥ भुक्तिर्मुक्तिश्चात्र मार्गं तमुल्लङ्घ्य निजेच्छया। दुःखयन्तं जनानेनं शिक्षयेम वयं ननु ॥१६॥ इति सङ्कल्प्य ते सर्वे विचार्य च परस्परम्। तदन्तिकमुपाजग्मुः स्वस्वशास्त्रकृतश्रमाः ॥१७॥ तत्र वेदा-

અને તે શ્રીહરિનું **સ્વામિનારાયણ** એવું નામ ઉંચે સ્વરે કરીને પ્રસિદ્ધપણે ભજતા હતા. ॥૧૦॥ વળી-તે પુરના રાજા પણ પોતાના અમાત્યોએ સહિત દરરોજ તે શ્રીહરિનાં દર્શન કરવા આવતા હતા અને 'હે [1] સ્વામિનારાયણ ! અમે તમારા દાસ છીએ' એમ વિનયથી કહેતા હતા. ॥૧૧॥ અને પછી તો-'જે શ્રીકૃષ્ણ પરમાત્મા છે તેજ સ્વયં સ્વામિનારાયણ પ્રગટ ભગવાન અહીંઆં આવેલા છે' એમ તે પુરમાં ઘેર ઘેર અને રાજાના દરબારમાં પણ મોટો ઉદ્‌ઘોષ થયો હતો. ॥૧૨॥ ત્યારે અધર્મે સહિત બળવાન કળિયુગથી-કળિયુગના દોષરૂપ કામ ક્રોધાદિકથી વ્યાપ્ત થઇ ગયેલા અને તેથીજ દુરાચારમાં પ્રીતિવાળા એવા તે પુરમાં રહેનારા કેટલાક માણસો તે શ્રીહરિનો આવો પ્રબળ પ્રતાપ સાંભળીને અંતરમાં બળી ઉઠયા. ( શ્રીહરિના ઉત્કર્ષને અસૂયાને લીધે સહન કરી શકયા નહિ. ) ॥૧૩॥ અને પરસ્પર કહેવા લાગ્યા-અહો ? આપણા શાકતમાર્ગને નિકંદન કરનાર આ સ્વામિનારાયણ કયાંથી આવ્યાછે ? અને વળી આ કળયુગમાં કૃષ્ણ ભગવાન હોયજ કયાંથી ? તેમજ સર્વ સુલક્ષણોથી સંપન્ન એવા તે શ્રીકૃષ્ણના ભકત-સાધુઓ પણ આ કળિયુગમાં હોયજ કયાંથી ? ( માટે પોતાને શ્રીકૃષ્ણ કહેનાર અને પોતાના સાધુઓનેજ સત્ય સાધુ કહેનાર અને વળી આપણને-પ્રાચીન માર્ગમાં વર્તનારને નિંદનાર કોઇક નકકી પાખંડીજ હોવા જોઇએ એમ બોલવા લાગ્યા એ ભાવાર્થ છે. ) ॥૧૪॥ અને આ કળિયુગમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય તો કયાંઇ છેજ નહિ, હાલમાં તો 'સર્વં બ્રહ્મ' એજ વેદમાં કહેલો માર્ગ શ્રેયસ્કર છે. ॥૧૫॥ કેમકે-આ સર્વ જગતને બ્રહ્મ માનનાર માર્ગમાં ભુકિત અને મુકિત એ બંને રહેલાં છે, માટે તે માર્ગને ઉલ્લંઘીને પોતાની ઇચ્છા પ્રમાણે મનુષ્યોને દુઃખ દેનાર એ સ્વામિનારાયણને આપણે નકકીજ શિક્ષા કરીએ. ॥૧૬॥ આ પ્રમાણે તે બધા વિચાર કરીને પરસ્પર મળીને અને પોતપોતાના શાસ્ત્રોમાં અભ્યાસ કરવાના પ્રયાસો કરી કરીને તે શ્રીહરિની પાસે આવ્યા. ॥૧૭॥ તેમાં શુષ્ક વેદાન્તીઓ મુખ્ય હતા તથા નૈયાયિકો પણ હતા તેમજ વૈયાકરણોમાં

[1] તે સમયમાં સાહેબ લોકો શ્રીહરિને **નારાયણ સ્વામી** એવા નામથી સંબોધતા હતા. અને એજ શબ્દ વિપરીત યોજનાથી **સ્વામિનારાયણ** એમ પ્રસિદ્ધ થયેલો છે.

न्तिनो मुख्यास्तथा नैयायिका अपि। वैयाकरणवर्याश्च सांख्यज्ञास्सौ योगवेदिनः॥१८॥ तान्त्रिका मान्त्रिकाः कौलाः शाक्ताः शैवाश्च वैदिकाः। मीमांसका वैष्णवाश्च सौराः पाशुपतास्तथा॥१९॥ ज्योतिर्विदश्च यवना नार्पत्याश्चाभिचारिणः। वीतरागा अतीताख्या जैनाः कुण्डाश्च गोलकाः॥२०॥ पौराणिकाश्च काव्यज्ञा कार्मणोच्चाटनक्रियाः। सर्वे तत्रोपविविशुः सभायामन्तिके हरेः॥२१॥ अन्तर्दुष्टा अपि बहिःप्रदर्शितनमस्क्रियाः। समाधिस्थ एवासान्कांश्चिदैक्षन्त तत्र ते॥२२॥ समाधेर्व्युत्थितान्कांश्चित्तद्धामसमाश्रिताः। वार्त्ता विदधतोऽपश्यन् ग्राम्यानपि जनांस्तु ते॥२३॥ आश्चर्यमिव तत् दृष्ट्वा भूरिमत्सरमानिनः। सेर्ष्यं तमूचुर्वचनमूर्ध्वदक्षिणपाणयः॥२४॥ अत्र केचन वेदान्तश्रवणादिकमादरात्। कुर्वतेऽष्टाङ्गयोगस्याभ्यसनं चापि केचन॥२५॥ तेषामपि समाधेस्तु सिद्धिः क्वचन नेक्ष्यते। विनापि साधनं सा तु ग्राम्याणामिह वीक्ष्यते॥२६॥ एतत्कथं नु विद्वांसो वयं मन्येमहि ऋतम्। मन्वतां ग्राम्यलोकास्तद्येषां शास्त्रं न चक्षुषि॥२७॥ ऐन्द्रजालिकचर्येयं दृश्यते न तु तात्त्विकी। परीक्षासमये ह्येतच्छद्म व्यक्तं

---

શ્રેષ્ઠ અને સાંખ્યશાસ્ત્ર તેમજ યોગશાસ્ત્રને પણ જાણનારા કેટલાક હતા. તેમજ તંત્રશાસ્ત્રને જાણનારા, માંત્રિકો, કૌલાર્ણવ આગમને જાણનારા, શાક્તો, શૈવો અને વૈદિકો, મીમાંસકો, વૈષ્ણવો, સૂર્યના ઉપાસકો તથા પાશુપત મતાનુયાયીઓ, તેમજ જ્યોતિઃશાસ્ત્રને જાણનારા, યવનાચાર્યો, રાજકીય માણસો, તથા અભિચાર કર્મ કરનારા, વૈરાગીઓ, અતીતો, જૈનો, કુંડજાતિના અને ગોળકજાતિના મનુષ્યો, તથા કેટલાક પૌરાણિકો, કાવ્ય ભણેલા અને કેટલાક તો કામણ અને ઉચ્ચાટન ક્રિયાઓ કરનારા હતા. એ બધાય મતવાદીઓ તે સભામાં શ્રીહરિની પાસે આવીને બેઠા. ॥૧૮-૨૧॥ તે સર્વે આવેલા શુષ્કવેદાન્તીઓ વિગેરે અંતરમાં તો શ્રીહરિને જીતવાને માટે દુરાશયવાળા હતા તો પણ બહારથી-ઉપરથી બતાવ્યો છે નમસ્કાર કરવો એ વિગેરે વિવેક જેમણે એવા થકા ત્યાં સભામાં તુરતજ સમાધિ પામેલા કેટલાક મનુષ્યોને તેમણે જોયા. ॥૨૨॥ તેમજ કેટલાક તો સમાધિમાંથી ઉઠેલા અને પછી સમાધિમાં જોયેલાં તેતે બ્રહ્મપુરાદિક ભગવદ્ધામની વાર્તાઓ કરતા એવા કેટલાક ગામડીઆ સાધારણ સ્થિતિના માણસોને પણ જોયા. ॥૨૩॥ આવું તે બધું આશ્ચર્ય-નવાઇ જેવું જોઇને અતિ મત્સરને લીધે બહુજ દુરભિમાની એવા તે મતવાદીઓ પોતાનો જમણો હાથ ઉંચો કરીને ઇર્ષ્યાપૂર્વક તે શ્રીહરિના પ્રત્યે-સામા વચન બોલવા લાગ્યા. ॥૨૪॥ હે સ્વામિનારાયણ! આ અમારા પુરમાં કેટલાક મહાનુભાવો વેદાન્તનાં શ્રવણાદિક પણ આદરથી કરેછે, તેમજ કેટલાક તો અષ્ટાંગ યોગના અભ્યાસ પણ કરેછે. તો તેવા સાધનસંપન્ન માણસોને પણ સમાધિની સિદ્ધિ તો અમારા જોવામાં ક્યારેય આવતી નથી અને અહીંઆં તમારી સભામાં તો યમનિયમાદિક સાધનસમ્પત્તિ સિવાય પણ સાધારણ ગ્રામ્યજનોને પણ સમાધિ જોવામાં આવેછે. ॥૨૫-૨૬॥ તો હે મહારાજ! એ વાર્તાને અમે વિદ્વાનો કેમ સાચી માનીએ? જેમને શાસ્ત્રરૂપી આંખો ન હોય તેવા (આંધળા) ગામડીઆ લોકો

भविष्यति ॥२८॥ देहभानं व्यतीतं स्यात्समाधौ यस्य स ध्रुवम्। ज्वलदप्यग्निना स्वाङ्गं न जानीयात्कथञ्चन ॥ २९ ॥ नाडीप्राणलयश्चापि भवेत्तस्यैककेऽङ्गके । सत्यः समाधिः स प्रोक्तः सच्छास्त्रेषु न चान्यथा ॥३०॥ तस्मादियं भवच्चर्या न सत्या प्रतिभाति नः। सत्या चेत्तत्परीक्षात्र देया सदसि नो रहः ॥३१॥ ईश्वरत्वं च भवतो वदन्त्येव तवाश्रिताः। अस्मभ्यं दर्शनीयं तदीशस्त्वेको महेश्वरः ॥३२॥ इत्युक्तस्तान् हरिः प्राह सत्यासत्यपरीक्षणम्। विद्वद्भिरेव कर्त्तव्यं विद्यात्किं मूढधार्नरः ॥३३॥ व्युत्थाप्यैतान्समाधिस्थान् यूयं पृच्छत सर्वशः। सत्यानृतत्वं च ततस्तेषां ज्ञास्यथ तत्त्वतः ॥३४॥ उत्थापयन्ति स्म ततस्ते तानाक्रोशकर्षणैः । महतापि प्रयत्नेन न तदुत्थापनेऽशकन् ॥३५॥ दृष्ट्वा तानचलप्रख्यान् प्रापुः किञ्चन

---

તે ભલે માને.[1] અને આ બધી તમારી ક્રિયા ઇન્દ્રજાળની ક્રિયા જેવી જણાયછે, પણ વાસ્તવિક સત્ય સમાધિ નથી. હશે, એ બધું તમારૂં કપટ હમણાં પરીક્ષા વખતે ઉઘાડું થઇ જશે. ॥૨૭–૨૮॥ કેમકે–જેને સમાધિ થઇને દેહનું ભાન ટળી જાયછે, તેને તો પોતાનું અંગ–શરીર અગ્નિથી બળતું હોય તો પણ કોઇ રીતે તે જાણેજ નહિ. ॥૨૯॥ અને વળી–તે સમાધિવાળાને તો શરીરના એક એક અવયવમાં પણ નાડી અને પ્રાણનો લય થઇ જાય, તે સમાધિને સચ્છાસ્ત્રોમાં સત્ય સમાધિ કહ્યોછે, પરંતુ–તે સિવાયનો સમાધિ સત્ય ન કહેવાય. ॥૩૦॥ માટે આ તમારી ક્રિયા અમને સાચી જણાતી નથી અને જો સત્ય હોય તો અમને તેની પરીક્ષા અહીંઆં સભામાંજ કરી આપવી. પણ સભા સિવાય બીજે એકાંતમાં નહિ. ॥૩૧॥ અને તમારા આશ્રિતો તમારૂં ઇશ્વરપણું (તમે પરમેશ્વર છો એમ) કહેછે, તો તે આપનું ઇશ્વરપણું–ઐશ્વર્ય અમને[2] બતાવવું જોઇએ, કેમકે–ઇશ્વર તો એક મહેશ્વર–શંકરજ છે, બીજો નહિ. ॥૩૨॥ આ પ્રમાણે તે મતવાદીઓએ કહેલા તે શ્રીહરિ ભગવાન કહેવા લાગ્યા–હે પંડિતો ! ખરી વાત છે, સત્ય–અસત્યની પરીક્ષા તો વિદ્વાનોએજ કરવી જોઇએ. કેમકે–મૂઢબુદ્ધિવાળો માણસ તો સમજેજ શું ? ॥૩૩॥ માટે સમાધિ પામેલા આ સર્વને ઉઠાડીને–જાગૃત કરીને તમેજ પૂછો. તેથી તેમને થયેલી સમાધિનું સાચાખોટાપણું તમારા જાણવામાં આવશે. ॥૩૪॥ પછી તે વેદાન્તીઓ વિગેરે તે સમાધિ પામેલાઓને ઉંચે શબ્દથી બોલાવવા તેમજ હાથપગ ઝાલીને ખેંચવા વિગેરેથી ઉઠાડવા મંડ્યા, પરંતુ–મહા પ્રયાસે કરીને પણ તેઓ તેમને ઉઠાડી શક્યા નહિ. ॥૩૫॥ અને અચળપ્રાય જેવા તેમને જોઇને મનમાં કાંઇક વિસ્મય પામ્યા. વળી–કેટલાકે તો તેમના શરીર ઉપર બળતા અંગારા નાખ્યા. અને કેટલાકે તો છરીથી તેમના હાથપગની આંગળીઓ ઉપર ચીરા કર્યા. આ પ્રમાણે કર્યું તો પણ તે સમાધિ પામેલાઓને નિશ્ચળ એવા જોઇને તે બધા પરીક્ષકો મનમાં ત્રાસ તેમજ વિસ્મય પણ પામી ગયા.

---

૧–અથવા જેમની આંખો આગળ શાસ્ત્ર ન હોય તેવા ( આંધળા )

૨–અમને વિદ્વાનોને બતાવવું જોઇએ.–મૂર્ખાઓને બતાવો તેમાં શું ?

विस्मयम् । ज्वलदङ्गारनिक्षेपं तदङ्गे केचन व्यधुः ॥३६॥ केचिच्छुरिकया तेषामङ्गदेशं व्यदारयन् । तथापि निश्चलान् दृष्ट्वा प्रापुस्त्रासं च विस्मयम् ॥३७॥ नाडीगतिज्ञाः केचित्तु तेषां नाडीर्व्यचक्षत । नाडीप्राणलयं दृष्ट्वा तेऽपि प्रापुश्च विस्मयम् ॥ ३८ ॥ अन्योऽन्यमथ ते प्रोचुः समाधिः सत्य एव किम् । समाधिः कृत्रिमो नायं नेन्द्रजालं च निश्चितम् ॥३९॥ एवं निश्चित्य तं नत्वा प्रोचुः प्राञ्जलयो हि ते । स्वामिन् ! समाधिः सत्योऽयं नात्र कृत्रिमता खलु ॥४०॥ यथाशास्त्रमिह दृष्टं समाधिस्थस्य लक्षणम् । यत्सत्यं तत्सत्यमेव ब्रूमः शास्त्रविदो वयम् ॥४१॥ अस्माभिर्दुष्टभावेन कृतमेषामघं महत् । नास्माकं विद्यते शक्तिरेषामुत्थापने किल ॥४२॥ एतानुत्थापय ततस्त्वमेव निजसंश्रितान् । इत्युक्तः स हसन्स्वामी पर्यैक्षत दृशा स्वया ॥४३॥ तावद्व्युत्थाय ते सर्वे समाधिस्थास्तमानमन् । प्राञ्जलींस्तांस्ततः पौराः पप्रच्छुस्ते सविस्मयम् ॥४४॥ समाधौ किन्नु युष्माभिर्दृश्यते तत् पृथक् पृथक् । वक्तुमर्हथ नः सर्वं पृच्छामो हि बुभुत्सया ॥४५॥ प्रभोरनुज्ञया तेऽथ तान्प्रत्यूचुः पृथक्पृथक् । यथादृष्टं तमेवेशं तत्तद्धामसु संस्थितम् ॥४६॥ चिदाकाशे ब्रह्मपुरे राधालक्ष्मी-

---

॥૩૬–૩૭॥ અને કેટલાક નાડીઓની ગતિ જાણનારા હતા તેઓ તેમની નાડીઓ જોવા લાગ્યા. ત્યારે નાડી અને પ્રાણનો લય જોઈને તેઓ પણ વિસ્મયજ પામી ગયા. ॥૩૮॥ પછી તે બધા પરસ્પર કહેવા લાગ્યા—આ સમાધિ સત્ય હશે કે શું ? આ સમાધિ કૃત્રિમ તો નથીજ. તેમજ ખરેખર ઇન્દ્રજાળની ક્રિયા પણ નથીજ. ॥૩૯॥ આ પ્રમાણે નિશ્ચય કરીને તે વેદાન્તીઓ વિગેરે મતવાદીઓ તે શ્રીહરિને નમસ્કાર કરીને બન્ને હાથ જોડીને કહેવા લાગ્યા—હે સ્વામિન્ ! આ સમાધિ સત્યજ છે, આમાં કાંઇ કૃત્રિમતા ખરેખર જણાતી નથી. ॥૪૦॥ અને હે મહારાજ ! સમાધિમાં રહેલા માણસનું લક્ષણ આ તમારા પ્રસંગમાં અમોએ યથાશાસ્ત્ર જોયું છે. અને શાસ્ત્ર જાણનારા અમો જે સત્ય હોય તેને તો સત્યજ કહીએ. ॥૪૧॥ અને અમોએ દુષ્ટભાવને લીધે આ સમાધિ પામેલાઓનો અપરાધ કર્યો છે, તેમજ એમને ઉઠાડવામાં અમારી શક્તિ પણ નથીજ. ॥૪૨॥ માટે હે સ્વામિનારાયણ ! તમેજ તમારા આશ્રિત ભક્તજનોને ઉઠાડો—જાગૃત કરો ! આ પ્રમાણે કહેલા તે સહજાનંદસ્વામીએ હસતાં હસતાં પોતાની દ્રષ્ટિમાત્રથીજ સમાધિ પામેલા જનોના સામું જોયું. ॥૪૩॥ કે તુરતજ તેઓ સઘળા સમાધિ પામેલા ઉઠીને તે શ્રીહરિને નમસ્કાર કરવા લાગ્યા. અને શ્રીહરિની પાસે હાથ જોડીને રહેલા તે મનુષ્યોને પછી તે પુરના જનો વિસ્મયપૂર્વક પૂછવા લાગ્યા—હે જનો ! તમોએ સમાધિમાં શું જોયું વારૂં ? તે અમને વિગતવાર જુદું જુદું કહી બતાવો ! કારણ કે અમે જાણવાની ઇચ્છાથી પૂછીએ છીએ. ॥૪૪–૪૫॥ ત્યારે તે જનો પ્રભુ શ્રીહરિની આજ્ઞાથી તે પૂછનારાઓના પ્રત્યે તે તે બ્રહ્મપુરાદિક ધામમાં રહેલા એજ પ્રભુ શ્રીહરિને જેવા જેવા રૂપે જોયા હતા તે પ્રમાણે જુદા જુદા કહેવા લાગ્યા. ॥૪૬॥ તેમાંના કેટલાકે કહ્યું કે—અમોએ આ શ્રીહરિને ચિદાકાશમાં રહેલા બ્રહ્મપુર ધામમાં રાધા અને લક્ષ્મી આદિક અનંત શક્તિઓએ સેવેલા

निषेवितः । दृष्टोऽस्माभिः कृष्ण एव इति तान्केचनावदन् ॥४७॥ श्वेतद्वीपे महःपुञ्जे निरन्नमुक्तसेवितः । ऐक्षि श्रीवासुदेवोऽयं प्रोचुरित्येव केचन ॥४८॥ केचिदूचुश्च गोलोके रासमण्डलमध्यगः । अस्माभिः श्रीकृष्ण एव दृष्टोऽयं भगवानिति ॥४९॥ महावैकुण्ठलोकेऽयं महालक्ष्म्यादिसेवितः । वीक्षितो हि महाविष्णुरित्येव जगदुः परे ॥५०॥ केचिदाहुश्च वैकुण्ठे लक्ष्म्या च गरुडादिभिः । सेवितो विष्णुरेवैष वीक्षितोऽस्माभिरित्यमून् ॥५१॥ आहुश्चाव्याकृते धाम्नि भूमा दृष्टोऽयमेव हि। रमया पार्षदैश्चापि सेवितः केचनेत्यपि ॥५२॥ लक्ष्मीसेवितपादाब्जं शयानं शेषमञ्चके । योगस्वामिनमेवैनमपश्यामेति चोचिरे ।॥५३॥ नरनारायणं साक्षाद्वयं बदरिकाश्रमे । एवं त्ववेक्ष्महीत्येवं प्रोचुर्विप्रांस्तु केचन ॥५४॥ वह्निमण्डल ऊचुस्तं सन्दृष्टं यज्ञपूरुषम् । केचित्केचित्त्वर्कबिम्बे तं हिरण्मयमूचिरे ॥५५॥ वचांसि तेषां श्रुत्वेत्थं विद्वांसो ब्राह्मणास्तु ते । साश्चर्यमूचुरेतेषां वाक्यान्येतान्यृतानि वै ॥ ५६॥ अनधीतागमा ह्येते शास्त्रज्ञा इव तत्त्वतः । वदन्ति तस्मादेतेषां समाधिः सत्य एव हि ॥५७॥ अमुमेव च सर्वत्र पश्यन्ति स्म यथातथम् । तस्मात्साक्षात्स्वयं कृष्ण एष एव न संशयः ॥५८॥ प्रत्य-

---

એવા શ્રીકૃષ્ણરૂપે જોયા. ॥૪૭॥ કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે–મહાતેજોમય શ્વેતદ્વીપ ધામમાં આ શ્રીહરિનેજ નિરન્નમુક્ત પુરૂષોએ સેવેલા સાક્ષાત્ શ્રીવાસુદેવસ્વામી રૂપે અમે જોયા. ॥૪૮॥ કેટલાક એમ કહેવા લાગ્યા કે–ગોલોક ધામમાં રાસમંડળમાં રહેલા શ્રીકૃષ્ણરૂપે આ શ્રીહરિનેજ અમે જોયા. ॥૪૯॥ કેટલાક એમજ કહેવા લાગ્યા–આ શ્રીસ્વામિનારાયણનેજ અમે મહાવૈકુંઠ ધામમાં મહાલક્ષ્મી આદિક શક્તિઓએ સેવેલા શ્રીમહાવિષ્ણુરૂપે જોયા. ॥૫૦॥ કેટલાક કહેવા લાગ્યા કે–આ શ્રીહરિને અમોએ વૈકુંઠ ધામમાં લક્ષ્મી અને ગરૂડાદિક સેવકોએ સેવેલા શ્રીવિષ્ણુરૂપેજ જોયા. ॥૫૧॥ કેટલાક એમ પણ કહેવા લાગ્યા–અવ્યાકૃત ધામમાં રમાદેવી અને પાર્ષદોએ સેવેલા એવા ભૂમાપુરૂષરૂપે આ શ્રીહરિનેજ અમોએ જોયા.॥૫૨॥ કેટલાક એમ બોલ્યા કે–આ શ્રીસ્વામિનારાયણને શેષશય્યામાં પોઢેલા અને લક્ષ્મીજીએ સેવ્યાંછે ચરણકમળ જેમનાં એવા સાક્ષાત્ યોગેશ્વર ભગવાનરૂપે અમે જોયા.॥૫૩॥ કેટલાક તો એ બ્રાહ્મણો પ્રત્યે એમ કહેવા લાગ્યા કે–આ શ્રીહરિને અમે બદરિકાશ્રમમાં સાક્ષાત્ નરનારાયણરૂપે જોયા. ॥૫૪॥ કેટલાક એમ કહેવા લાગ્યા–આ શ્રીહરિને અમે અગ્નિમંડળમાં રહેલા સાક્ષાત્ યજ્ઞપુરૂષરૂપે જોયા. અને કેટલાક તો સૂર્યમંડળમાં રહેલા એવા સાક્ષાત્ હિરણ્મય પુરૂષરૂપે જોયા એમ કહેવા લાગ્યા. ॥૫૫॥ આ પ્રમાણે તેમનાં વચનો સાભળીને તે વિદ્વાન બ્રાહ્મણો તો આશ્ચર્યપૂર્વક એમજ કહેવા લાગ્યા કે–આ બધા કહેછે તેમનાં વાક્યો સત્યજ છે. ॥૫૬॥ અને આ બધા માણસો શાસ્ત્ર ભણ્યા નથી તો પણ શાસ્ત્રજ્ઞ પુરૂષોની પેઠેજ યથાર્થ રીતે કહેછે, માટે એમને થયેલી સમાધિ તે પણ સત્યજ છે. ॥૫૭॥ અને વળી–બ્રહ્મપુરાદિક સર્વ ધામોમાં આ શ્રીસ્વામિનારાયણનેજ યથાર્થ રીતે જોયા એમ કહેછે. માટે આ પ્રત્યક્ષ શ્રીહરિ તો સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્માજ છે, એમાં કાંઇ સંશય નથી. (એમ પરસ્પર કહેવા લાગ્યા.) ॥૫૮॥ ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહેછે–પ્રત્યક્ષ પ્રમાણથી ગળી ગયાછે સર્વ સંશયો

क्षेण प्रमाणेन सर्वे गलितसंशयाः । क्षमाप्य स्वापराधं ते तस्यैवाश्रयमाचरन् ॥५९॥ चक्रुस्तेऽस्य महापूजां प्रार्थनां च पुनः पुनः । तस्याज्ञायामवर्त्तन्त हित्वा मानं च मत्सरम् ॥६०॥ इत्थं विद्वत्सु सर्वेषु तदाज्ञावर्त्तिषु द्रुतम् । तद्द्रोहातिभयाः सर्वेऽप्यन्ये चक्रुस्तदाश्रयम् ॥६१॥ अभिचारोच्चाटनादिदुष्क्रिया अपि तं तदा । क्षमाप्य स्वापराधं च नत्वा चक्रुस्तदाश्रयम् ॥६२॥ ततस्तदाज्ञया सर्वे तं प्रणम्य निजान् गृहान् । जग्मुस्तत्र तदुक्तेषु धर्मेष्वेव सदासत ॥६३॥ अन्नसत्रं महत्तत्र पुर्यां चाकारयत्प्रभुः । नानादेशागताः पान्थास्तृप्यन्तेऽन्नादिभिर्यतः ॥६४॥

इत्थं तत्र प्रतापं प्रबलतरमसौ दर्शयन् धर्मशत्रून्
मूलादुत्पाटयन्स्वाश्रितजनसुखदो भक्तिधर्मौ पुपोष ।
कामक्रोधादिशत्रूनपि हृदयगुहासञ्चरान्सद्वचोभि-
स्तूलीकुर्वन्प्रतापज्वलनमुग्र इहोवास मासं सदीशः ॥६५॥

---

જેમના એવા તે સર્વ મતવાદીઓએ તે પછી પોતાનો અપરાધ ક્ષમા કરાવીને તે શ્રીહરિનોજ દ્રઢ આશ્રય કર્યો. ॥૫૯॥ અને તેમણે એ શ્રીહરિની મહાપૂજા કરી અને વારંવાર પ્રાર્થના કરીને માન મત્સરાદિક સર્વનો ત્યાગ કરીને તે શ્રીહરિની આજ્ઞામાં વર્તવા લાગ્યા. ॥૬૦॥ આ પ્રમાણે જ્યારે બધા વિદ્વાનોજ તે શ્રીહરિના આશ્રિત થઇને આજ્ઞામાં વર્તવા લાગ્યા, ત્યારે બીજા પણ સર્વ મનુષ્યોએ તે શ્રીહરિના દ્રોહથી અતિ ભય પામ્યા થકા તે શ્રીહરિનો દ્રઢ આશ્રય કર્યો. ॥૬૧॥ અને અભિચાર અને ઉચ્ચાટનાદિક દુષ્ટ ક્રિયાઓ કરતા હતા, તો પણ તે સઘળું છોડી દઇને તે શ્રીહરિના આગળ પોતાનો અપરાધ ક્ષમા કરાવીને અને નમસ્કાર કરીને તેમણે તે શ્રીહરિનો આશ્રય કર્યો હતો. ॥૬૨॥ અને તે પછી તે શ્રીહરિની આજ્ઞાથી તે સર્વ મનુષ્યો શ્રીહરિને નમસ્કાર કરીને પોત–પોતાને ઘેર ગયા હતા. અને ત્યાં તે શ્રીહરિ ભગવાને કહેલા ધર્મનિયમોમાંજ સદાય વર્તતા હતા. ॥૬૩॥ પછી તે અમદાવાદપુરમાં પ્રભુ શ્રીહરિએ એક મોટું સદાવ્રત કરાવ્યું, કે–જે અન્નસત્રમાં અનેક દેશમાંથી આવેલા વટેમાર્ગુઓ અન્નાદિકથી તૃપ્ત થાયછે. ॥૬૪॥ સાધુજનોના એકનાથ એવા શ્રીહરિ આ પ્રમાણે તે શ્રીનગરમાં અતિ પ્રબળ પ્રતાપ બતાવતા અને ધર્મના શત્રુઓને મૂળમાંથીજ ઉખેડી નાખતા અને ભક્તિ ધર્મનું પોષણ કરતા થકા અને દુષ્ટ જનોનીજ હૃદય ગુહામાં નિવાસ કરી રહેલા એવા કામક્રોધાદિક શત્રુઓને પણ પોતાનાં સુંદર વચનોથી અથવા પોતાના મુક્તાનંદાદિક સાધુજનોનાં વચનોથી પોતાના પ્રતાપરૂપ અગ્નિમાં આકડાના તૂલનેજ જેમ એમ ભસ્મીભૂત કરતા થકા અને સ્વાશ્રિત જનોને સુખ આપતા થકા એ અમદાવાદ નગરમાં એક માસ સૂધી નિવાસ કરીને રહ્યા હતા. ॥૬૫॥

પોતાનો ભારે પ્રતાપ જોઇને અતિ હર્ષ પામેલા એવા પ્રતિપક્ષી વિદ્વાન્ બ્રાહ્મણોના સમૂહોએ જેમના ચરણનો સમાશ્રય કર્યો હતો અને સર્વના સંશયનું નિરાકરણ કરવામાં અતિ સમર્થ અથવા નિપુણ એવા મારા ઇષ્ટ પ્રભુ શ્રીહરિકૃષ્ણ મારે વિષે સદાય પ્રસન્ન રહો. ॥૬૬॥

स्वप्रतापभरदर्शनहृष्टैर्वादिविप्रनिकरैः श्रितपादः ।
सर्वसंशयनिराकृतिदक्षः प्रीयतां मयि सदा हरिकृष्णः ॥६६॥

इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीनगरे प्रतापातिशयदर्शनं नाम चतुस्त्रिंश उल्लासः ॥३४॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્ર.......શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીનગરમાં અતિશય પ્રતાપ બતાવ્યો એ નામે ચોત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૪॥

# पञ्चत्रिंश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

यः श्रीमान् जयतल्पनामकपुरे शाक्तान्विजित्योद्धतान्
दर्भावत्यभिधे विधाय मखमाश्चर्यावहं वैष्णवम् ।
श्रीवृत्तालयमेत्य भक्तनिवहैर्नानादिगन्तागतैः
स्वभ्रातृप्रमुखैश्च बन्धुनिवहैरानन्दपूर्णैर्वृतः ॥
दोलारङ्गमहोत्सवं भगवतः कृत्वा यथावत् स्वयं
भक्तानां मुदमावहन्ननुभजन् दोलाविहारोत्सवम् ।
ऐश्वर्यं प्रकटीचकार सकलाश्चर्यावहं श्रीहरिः
सिद्धानामपि चादिशन् विजयते दुःसङ्गतेर्हेयताम् ॥३५-१-२॥

અલૌકિક વિજયશોભાએ યુક્ત જે શ્રીહરિએ જયતલપુર નામે પ્રસિદ્ધ પુરમાં અતિ મદોન્મત્ત કીચક ( વંશીધર ) વિગેરે શાક્તોને જીતીને, તેમજ–દર્ભાવતી પુરમાં સર્વને આશ્ચર્ય ઉપજાવે એવો મોટો વિષ્ણુયાગ કરીને, શોભાયમાન વૃત્તાલય પુર પ્રત્યે આવીને અનેક દેશોમાંથી આવેલા પોતાના ભક્તસમૂહોથી તેમજ–આનંદપૂર્ણ એવા પોતાના ભાઈ રામપ્રતાપાદિક બન્ધુજનોથી વીંટાયા એવા થકા સ્વાવતારભૂત શ્રીનરનારાયણ ભગવાનનો દોલામહોત્સવ મહોપચારથી વિધિપૂર્વક કરીને પોતે પણ સ્વભક્તોને આનંદ ઉપજાવતા થકા દ્વાદશ દ્વારના હીંદોળામાં વિહારોત્સવ તથા રંગક્રીડા કરતા થકા સર્વને આશ્ચર્ય ઉપજાવે એવું પોતાનું અલૌકિક ઐશ્વર્ય પ્રગટ કર્યું હતું. તથા સિદ્ધદશાને પામેલા સ્ત્રીપુરૂષોએ પણ પરસ્પર દુઃસંગ ન કરવો એમ નારદ અને દેવયાની વિગેરેનાં દૃષ્ટાન્તોથી સ્પષ્ટ ઉપદેશ કર્યો હતો. એવા તે સકળ ઐશ્વર્ય સંપન્ન સમર્થ શ્રીહરિ આ લોકમાં જયકારી વર્તે છે. ॥૩૫-૧-૨॥

अथ ततो जयतलपपुरं हरिः प्रणतभक्तजनैरभियाचितः । सकलसाधुजनैः सहितोऽभ्यगादनुगतः पुरवासिनिजाश्रितैः ॥१॥ पथि निवर्त्य पुरौकस आद्दतान् समधिरुह्य हयं रुचिराञ्चनम् । पथि निजान्सुखयन् रुचिरेक्षणैः पुरमवाप स तत्सुजनाश्रितम् ॥२॥ हरिमुपागतमाशु निशम्य तत्पुरजनाः शतशोऽभिमुखं ययुः । तमवलोक्य नितान्तमुदः प्रभुं विदधिरे प्रणतीः पतिता भुवि ॥३॥ भगवताथ यथोचितमानिताः सह हि तेन पुरं जयघोषिणः । विविधवाद्यपुरःसरमन्वयुः पुरजनाः परिपूर्णमनोरथाः ॥४॥ उपवने विविधद्रुमशोभने नृपतिनिर्मितसौधवरे हरिः । निवसति स्म सहैव स साधुभिः परिचरन्ति च तं स्म पुरौकसः ॥५॥ देवरामदयारामावाशारामावुभौ तथा । मयारामोग्रचन्द्राद्यास्तमसेवन्त वाडवाः ॥६॥ आशाजित्काकुजिद्गङ्गादासो जीवनशङ्करौ । मनोहरो राजजिच्चेत्याद्या वैश्याश्च भावुकाः ॥७॥ तैः सेव्यमानस्तत्रासौ वसति स्म यथासुखम् । महायज्ञोचितं तत्तु स्थानं दृष्ट्वा तुतोष च ॥८॥ पद्माकरस्य

## ઉલ્લાસ ૩૫ મો.

તે પછી વિનયવાળા ભક્તજનોએ ઘણી પ્રાર્થના કરેલા શ્રીહરિ મુક્તાનંદાદિક સર્વ સાધુજનોએ સહિત, તે પુરવાસી પોતાના ભક્તજનોએ વળાવ્યા થકા તે શ્રીનગર થકી નીકળીને જયતલ પુર પ્રત્યે આવ્યા. ॥૧॥ તે સમયમાં પોતાને વિષે અતિ આદરભાવવાળા તે અમદાવાદપુરના ભક્તજનોને પાછા વાળીને, સુંદર ગતિવાળા ઘોડા ઉપર બેસીને માર્ગમાં ચાલતાં પોતાનાં સુંદર અવલોકનાદિકથી પોતાના આશ્રિતોને સુખ આપતા થકા તે શ્રીહરિ સુજન–ભક્તજનોએ આશરેલા તે જયતલ પુરને પામ્યા. ॥૨॥ ત્યારે તે પુરના સોએ સો ભક્તજનો પોતાના પુર પ્રત્યે શ્રીહરિ પધાર્યા એમ સાંભળીને તુરતજ શ્રીહરિના સન્મુખ ગયા અને પોતાના ઇષ્ટ પ્રભુને જોઇને અંતરમાં અતિશય આનંદ જેમને થયોછે એવા થકા પૃથ્વી ઉપર પડીને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. ॥૩॥ તે સમયમાં ભગવાન શ્રીહરિએ યથોચિત માન આપેલા અને તેથીજ પરિપૂર્ણ થયાછે મનોરથ જેમના એવા તે પુરવાસી જનો જય જય એવા શબ્દને વારંવાર બોલતા અને અનેક પ્રકારનાં વાજીંત્રો જેમની આગળ વાગેછે એવા થકા તે શ્રીહરિએ સહિત પુરમાં પાછા આવ્યા. ॥૪॥ અને વિવિધ વૃક્ષોથી શોભાયમાન બગીચામાં રાજાએ નિર્માણ કરેલા મોટા મહેલમાં શ્રીહરિ સર્વ સંતોએ સહિત ઉતર્યા અને તે પુરવાસી ભક્તજનો શ્રીહરિની પરિચર્યા કરવા લાગ્યા. ॥૫॥ તેમાં દેવરામ, દયારામ, તથા બે આશારામ, મયારામ અને ઉગ્રચંદ્ર, એ આદિક બ્રાહ્મણ ભક્તો તથા આશાજી, કાકુજી, ગંગાદાસ, જીવણ, શંકર અને મનોહર, એ આદિક શ્રીહરિમાં અતિશય ભાવવાળા વૈશ્ય ભક્તો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૬–૭॥ તે ભક્તજનોએ સેવા કર્યા થકા એ શ્રીહરિ તે જયતલપુરમાં સુખેથી નિવાસ કરીને રહ્યા. અને મોટા યજ્ઞો કરવાને યોગ્ય તે સ્થાન જોઇને તો શ્રીહરિ બહુજ ખુશી થયા. ॥૮॥ અને અતિ વિશાળ સરોવરને કાંઠે મોટા વડના વૃક્ષને વિષે બાંધેલા હીંદોળામાં વિરાજમાન થયા થકા એ શ્રીહરિ પોતાના આશ્રિત જનોને બોધ

महत उपकण्ठे महावटे । निबद्धायां स दोलायामासीनोऽबोधयन्निजान् ॥९॥ महासभायां तत्रैव शाक्तमार्गाग्रणीर्द्विजः । प्रशशंस सुरापानं हरेरग्रे समागतः ॥१०॥ श्रुतिस्मृतिवचोभिस्तं प्रबलैः सद्य एव हि । जिगाय स ततः किञ्चिद्वक्तुं नेशः परापतत् ॥११॥ अथ तत्र महायज्ञं विष्णुयागं स सत्पतिः । महद्भिः शुभसम्भारैर्यथाशास्त्रमकारयत् ॥१२॥ ब्राह्मणांस्तर्पयामास सद्भिर्भोज्यैः सहस्रशः । तेभ्यश्च दक्षिणाः प्रादादुदारः स कुबेरवत् ॥१३॥ दरिद्रेभ्योऽपि विप्रेभ्यो धनं प्रादाद्बहुं प्रभुः । कन्यादानानि शतशो दत्त्वा वित्तमकारयत् ॥१४॥ दत्त्वा वित्तं च बहुशो ब्राह्मणानां कुमारकान् । उपानयद्यथाशास्त्रं प्रादाद्वासांसि भूरिशः ॥१५॥ सर्वेऽपि तं भक्तजनाः पुपूजुः परमादरात् । सुगन्धपुष्पवसनैर्नीराजनधनार्पणैः ॥१६॥ स च तत्राप्यन्नसत्रं ववन्ध महदीश्वरः । पान्थानां च दरिद्राणां यत्रास्त्यन्नादिभिः सुखम् ॥१७॥ एवमानन्दयित्वा स्वान् वितत्य च महद्यशः । दर्भावर्ती ततः प्रायात्तत्रत्यैरर्थितो निजैः ॥१८॥ स्वदर्शकजनव्रातसम्मर्दः स्यान्महानिति । पुर्या वहिर्वटाधस्तात्स स्वावासमकारयत् ॥१९॥

કરતા હતા. ॥૯॥ અને તે પુરમાં શક્તિમાર્ગનો અગ્રેસર કીચક (વંશીધર) નામે પ્રસિદ્ધ બ્રાહ્મણ શ્રીહરિની આગળ સભામાં આવ્યો અને તે સભામાંજ સુરાપાનનાં બહુજ વખાણ કરવા લાગ્યો. ॥૧૦॥ ત્યારે શ્રીહરિએ તેને શ્રુતિ સ્મૃતિનાં પ્રબળ વચનોથી તુરતજ જીતી લીધો તેથી તે કંઇ પણ બોલવાને શક્તિમાન થયો નહિ અને ત્યાંથી પરાભવ પામીને [1] નાશી ગયો. ॥૧૧॥ તે પછી તે જયતલ પુરમાં સત્પુરૂષોના પતિ ભગવાને મોટી મોટી શુભ સામગ્રીઓથી વિષ્ણુયાગ નામે મહાયજ્ઞ શાસ્ત્રવિધિ પ્રમાણે કરાવ્યો. ॥૧૨॥ અને અતિ ઉદારમૂર્તિ તે શ્રીહરિએ તે યજ્ઞમાં હજારો હજાર બ્રાહ્મણોને રૂડાં ભોજનોથી જમાડીને તૃપ્ત કર્યા અને તેમને કુબેર ભંડારીની પેઠેજ મનમાની દક્ષિણાઓ આપી. ॥૧૩॥ તેમજ પ્રભુ શ્રીહરિએ દરિદ્ર બ્રાહ્મણોને ઘણુંક દ્રવ્ય આપ્યું અને પોતે દ્રવ્ય આપીને સોએ સો કન્યાદાન કરાવ્યાં. ॥૧૪॥ વળી પુષ્કળ ધન આપીને યથાશાસ્ત્ર વિધિથી બ્રાહ્મણના કુમારોને ઉપનયન સંસ્કાર કરાવ્યો હતો. તેમજ અનેક ગરીબ બ્રાહ્મણોને વસ્ત્રદાન કર્યાં હતાં. ॥૧૫॥ અને સર્વે ભક્તજનોએ પણ શ્રીહરિની સુગંધમાન ચંદન, પુષ્પ, વસ્ત્રો, આરતી અને દ્રવ્ય અર્પણ કરવું, એ વિગેરે ઉપચારોથી પરમ આદરપૂર્વક પૂજા કરી હતી. ॥૧૬॥ અને પરમેશ્વર શ્રીહરિએ તે જયતલપુરમાં પણ મોટું સદાવ્રત બંધાવ્યું હતું, કે-જે સદાવ્રતમાં વટેમાર્ગુઓ અને દરિદ્ર માણસોને અન્નાદિકથી સુખ મળતું હતું. ॥૧૭॥ શ્રીહરિ ભગવાન આ પ્રમાણે પોતાના ભક્તજનોને આનંદ પમાડીને અને પોતાની અપાર મહાકીર્તિ વિસ્તારીને દર્ભાવતી નગરીના પોતાના ભક્તજનોએ પ્રાર્થના કર્યા થકા ત્યાંથી પોતે ડભાણપુર પ્રત્યે આવ્યા. ॥૧૮॥ ત્યાં ડભાણમાં પોતાનાં દર્શન કરનારા ઘણા માણસોને મોટો સંમર્દ-ભીડ થાય-થશે એમ ધારીને તે પુર થકી બહાર વડના વૃક્ષની નીચે શ્રીહરિએ પોતાનો ઉતારો કરાવ્યો. ॥૧૯॥ અને

૧—આ કથાનો પ્રસંગ સત્સંગિજીવન થકી જાણી લેવો. ।

पौराणिको मयारामो गोविन्दश्च कुबेरजित् । निर्भयो भ्रातृरामश्च हरिकृष्णादयो द्विजाः ॥२०॥ उभौ च रघुनाथौ तं विष्णुगुप्तश्च राजजित् । प्रयागाद्या विशो भक्त्या परिचेरुर्मुदा प्रभुम् ॥२१॥ सर्वेऽपि तस्य विदधुर्महनीयकीर्त्तेः पूजां सुगन्धकुसुमस्रगनर्घ्यवस्त्रैः । नानाविधाभरणवित्तसमर्पणाद्यैर्नीराजनस्तवनसन्ततिभिश्च भक्त्या ॥२२॥ तत्रापि विष्णुमखमेष महान्तमेव चक्रे यथाविधि विशुद्धमहोपचारैः । देशान्तरोपगतगौर्जरविप्रसङ्घान् भोज्यैरतर्पयदभीष्टतरैर्भृशाज्यैः ॥२३॥ वित्तं च भूरि स ददौ धनदोपमेयो दानानि च द्विजवरेभ्य उदारकर्मा । तेनातिविस्मयमवापुरिह क्षितीशास्तं मेनिरे च भुवि सद्गतमीश्वरं हि ॥२४॥ सुराख्यबाहुजमसौ निजभक्तवर्यं तत्रावदत्सदसि विप्रमहत्त्वमत्त्वम् । धर्मानुगा बहुविधाश्च चकार वार्त्ता निःसंशयान्विदधदात्मपदोपपन्नान् ॥२५॥ एतस्मिन्नन्तरे तत्तत्तीर्थादिषु परिभ्रमन् । आजगाम तदा तत्र शतानन्दो महामुनिः ॥२६॥ यस्तपःसम्प्रसन्नेन बदरीपतिना पुरा । वर्तेऽहं प्रकटी-

ત્યાંના મયારામ પૌરાણિક, ગોવિંદરામ, કુબેરજી, નિર્ભયરામ, ભાઈશંકર અને હરિકૃષ્ણ, એ વિગેરે બ્રાહ્મણભક્તો, તથા બે રઘુનાથદાસ, વિષ્ણુદાસ, રાજોજી અને પ્રયાગજી, એ વિગેરે વૈશ્યભક્તો, એ સર્વે પોતાના ઇષ્ટ પ્રભુની સેવા–પરિચર્યા સ્નેહપૂર્વક કરવા લાગ્યા. ॥૨૦–૨૧॥ આ સર્વ ભક્તજનોએ અતિ માનનીય કીર્તિવાળા તે શ્રીહરિની અતિ સ્નેહપૂર્વક સુગન્ધમાન ચંદન, પુષ્પની માળાઓ, અમૂલ્ય વસ્ત્રો, તેમજ નાના પ્રકારનાં આભરણો અને ધન અર્પણ કરવું, તથા નીરાજન, સ્તવન અને નમસ્કાર કરવા, એ વિગેરે ઉપચારોથી વિધિપુરઃસર મહાપૂજા કરી હતી. ॥૨૨॥ અને એ શ્રીહરિએ તે ડભાણમાં પણ અતિ શુદ્ધ મોટા મોટા ઉપચારોથી વિધિપૂર્વક અતિ મોટો વિષ્ણુયાગ કર્યો હતો અને તેમાં દેશાંતરથી આવેલા અને ગુજરાતના વિપ્રસંઘોને ઘણા ઘીવાળાં અને તે બ્રાહ્મણોને અતિશેજ અભીષ્ટ એવાં ભોજનોથી જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૨૩॥ અને કુબેર ભંડારીની ઉપમા આપવા યોગ્ય અતિ ઉદાર ચરિત્ર કરનારા એ શ્રીહરિએ બ્રાહ્મણોને અતિશય ધન અને અનેક પ્રકારનાં દાન પણ આપ્યાં હતાં, તેથી આ પૃથ્વીમાંના રાજાઓ અતિ વિસ્મય પામી ગયા અને તે શ્રીહરિને પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેલા સાક્ષાત્ ઇશ્વર–પરમેશ્વરજ છે એમ માનવા લાગ્યા. ॥૨૪॥ અને તે ગામમાં શ્રીહરિએ સભામાં વિરાજમાન થઇને પોતાના ઉત્તમ ભક્તવર્ય સુરાખાચર નામે ક્ષત્રિય–રાજાને બ્રાહ્મણોનો બહુજ મહિમા કહ્યો હતો અને પોતાના ચરણકમળના આશ્રિત ભક્તજનોને નિઃસંશય કરતા થકા ધર્મ સંબંધી બહુ પ્રકારની વાર્તાઓ કરી હતી. ॥૨૫॥ એજ સમયમાં શતાનંદ મહામુનિ પોતે પૃથ્વી ઉપર તે તે તીર્થોમાં પરિભ્રમણ કરતા કરતા તે ડભાણ ગામમાં તે ઉચ્છવ ઉપર આવ્યા હતા. ॥૨૬॥ જે શતાનંદ મહામુનિને પૂર્વે બદરીપતિ નરનારાયણ ભગવાને વર આપ્યો હતો–'હાલ સમયમાં ભારત–ભૂતળમાં હું સાક્ષાત્ કૃષ્ણ પ્રગટ થયેલો છું, માટે તમે ત્યાં જઇને તે મારા સ્વરૂપની નિરંતર પરિચર્યા કરતા થકા અને તેમની સેવાથીજ સંતુષ્ટ મનવાળા થઇને તે પ્રગટ શ્રીહરિની દિવ્ય લીલારૂપ ચરિત્રોને બોધ કરનારો પ્રબંધ

भूतः साक्षात्कृष्णोऽद्य भूतले ॥२७॥ तं मां परिचरन्नित्यं तत्सेवाहृष्टमानसः । प्रबन्धं कुरु तद्दिव्यलीलाचरितबोधकम् । एवं समाचरन् भूयाः परिपूर्णमनोरथः ॥२८॥ इत्यादिष्टः स एवायं साक्षात्कृष्णेक्षणोत्सुकः । तं समागतमालोक्य सर्वज्ञो भगवान् हरिः ॥२९॥ बदरीपतिरूपेण स्वेन दत्तं वरं स्मरन् । तद्भावानुगुणं तं च स्वान्तिके सन्न्यवासयत् ॥३०॥ एवं स तत्र जनतां निजभक्तिभाजं सन्तोष्य तां पतितपावनपुण्यकीर्तिः । देशान्तरीयनिजभक्तजनान्विसृज्य वृत्तालयं पुरमगात्सह साधुवृन्दैः ॥३१॥ तं यौवनाश्वः सह सोदरेण जूपश्च तक्षापदमुख्यभक्ताः । प्रत्युद्ययुः क्षत्रवराश्च वैश्याः कुबेरजिन्मूळजिदादयश्च ॥३२॥ अन्ये रणच्छोडमुखाश्च भक्तास्तथैव नारायणगिर्यतीतः । समागतं तं बहुवाद्यघोषैः प्रवेशयन्ति स्म पुरं प्रहृष्टाः ॥३३॥ यथार्हसम्मार्जितचारुसौधे निवास्य तं भावभरेण सर्वे । सेवामकुर्वन्त यथोचितं ते तया प्रसन्नः स बभूव तेषु ॥३४॥ उवास मासं स निषेव्यमाणो भक्तवजैर्भक्तहितं चिकीर्षुः । दोलोत्सवं तत्र महान्तमेव चकार कृष्णो नृपचित्रहेतुम् ॥३५॥ देशान्तरेभ्यो हरिभक्तसङ्घाः

કરજ્યો ? અને એમ કરતા થકા તમે પરિપૂર્ણ મનોરથવાળા થાઓ. ' ॥૨૭–૨૮॥ આ પ્રમાણે બદરીપતિ ભગવાને આજ્ઞા કરેલા અને સાક્ષાત્—પ્રત્યક્ષ કૃષ્ણનાં દર્શન કરવામાં અતિ ઉત્સુક એવા તેજ આ શતાનંદમુનિ આવ્યા હતા, તે આવેલા શતાનંદમુનિને જોઇને સર્વજ્ઞ ભગવાન શ્રીહરિએ, બદરીપતિરૂપે પોતેજ આપેલા વરને સંભારતા થકા, ગ્રંથ કરવાની અભિલાષાવાળા તે શતાનંદમુનિને પોતે ગ્રંથ રચાવવાના અભિપ્રાયથીજ પોતાની પાસે રૂડે પ્રકારે માનપૂર્વક નિવાસ કરાવ્યો. ॥૨૯–૩૦॥ પતિતોને પણ પાવન કરે એવી પવિત્ર કીર્તિવાળા તે શ્રીહરિ તે દર્ભાવતી નગરીમાં આ પ્રમાણે પોતાની ભક્તિ કરનારા જનસમૂહને પ્રસન્ન કરીને અને દેશાન્તરથી આવેલા પોતાના ભકતજનોને તેમના તેમના દેશોમાં મોકલીને મુક્તાનંદાદિક સાધુઓએ સહિત વૃત્તાલય પુર પ્રત્યે આવ્યા. ॥૩૧॥ ત્યારે સુંદર પગી નામે પોતાના ભાઇએ સહિત યૌવનાશ્વ રાજા અને જૂષજી, તથા તખાપગી મુખ્ય જેમાં છે, એવા ક્ષત્રવીર ભકતજનો અને કુબેરજી તથા મૂળજીભાઇ મુખ્ય જેમાં છે એવા વૈશ્ય ભક્તજનો શ્રીહરિના સામા આવ્યા. ॥૩૨॥ તેમજ રણછોડભાઇ મુખ્ય જેમાં છે એવા બીજા ભકતજનો, તથા નારાયણગિરિ એ નામે અતીત–બાવાજી, એ બધા ભકતજનોએ અતિ હર્ષ પામ્યા થકા પોતાના પુર પ્રત્યે આવેલા તે શ્રીહરિને બહુ વાજીંત્રોના ઘોષે સહિત તે વૃત્તાલય પુરમાં પ્રવેશ કરાવ્યો. ॥૩૩॥ અને યથાયોગ્ય વાળી લીંપીને સ્વચ્છ કરેલા સુંદર મોટા ઘરમાં બહુજ ભાવપૂર્વક તે શ્રીહરિને નિવાસ કરાવીને તે સર્વ ભકતજનો યથામતિ સેવા કરવા લાગ્યા અને શ્રીહરિ પણ તેમની સેવાથી તે ભકતજનો ઉપર બહુજ પ્રસન્ન થયા. ॥૩૪॥ ભકતોનું હિત કરવાને ઇચ્છતા તે શ્રીહરિ ભકતસમૂહોએ સેવા કર્યા થકા ત્યાં એક માસ સૂધી નિવાસ કરીને રહ્યા હતા અને શ્રીહરિએ ત્યાં ફુલદોળનો ઉચ્છવ મોટા રાજાઓને પણ આશ્ચર્ય કરે એવોજ મોટો કર્યો હતો. ॥૩૫॥ તે મહોત્સવમાં દેશાન્તરથી હજારો હજાર ભક્તજનોના સંઘે સંઘ

सहस्रशस्तत्र समाययुश्च । प्राच्या उदीच्या अथ दाक्षिणात्यास्तथा प्रतीचीनजना विशेषात् ॥३६॥ तत्र प्रभोर्बन्धुजनाश्च सर्वे साकेतपुर्याः शकटैरुपायन् । तद्दर्शनात्यन्तमनोभिलापाः सहैव योषाभिरनन्यभावाः ॥३७॥ देशान्तरे विचरतामागतानां स्वपत्तने । मुखान्मुनीनां तद्वार्तां श्रुत्वा तद्दर्शनोत्सुकाः ॥३८॥ रामप्रतापेच्छारामौ तज्ज्येष्ठावरसोदरौ । सुवासिनी ज्येष्ठपत्नी त्रयस्तस्याश्च सूनवः ॥३९॥ नन्दरामष्ठाकुरोऽयोध्याप्रसाद इति श्रुताः । सिद्धिस्तस्याः सुता ज्येष्ठा दिनमानाभिधा स्नुषा ॥४०॥ पुत्रौ द्वौ रामशरणनारायणसमाह्वयौ । नन्दरामस्य कन्या च नाम्ना मेधेति विश्रुता ॥४१॥ ठाकुरस्य तथा भार्या नाम्ना शिवकुमारिका । गोविन्दाकुन्तिनाम्न्यौ च तस्य पुत्र्यावुभे अपि ॥४२॥ भार्यायोध्याप्रसादस्य सुनन्दा यमुना सुता । इच्छारामस्य भार्या च ख्याता नाम्ना वरीयसी ॥४३॥ पुत्राश्च तस्याः प्रवीराः पञ्च द्वे कन्यके अपि । गोपालो रघुवीरश्च तथा वृन्दावनाभिधः ॥४४॥ सीतारामश्च बदरीनाथ इत्यात्मजाः श्रुताः । ख्याते फुलसरीफुलझरीसंज्ञे तु कन्यके ॥४५॥ स्त्री गोपालस्य मण्डाख्या

આવ્યા હતા, તેમાં પૂર્વ દિશાના તથા ઉત્તર અને દક્ષિણ દિશાના દેશોમાં રહેનારા હજારો હજાર ભક્તજનો આવ્યા હતા. અને પશ્ચિમ દિશાના દેશોમાં રહેનારા લોકો તો વિશેષપણે તે પુરમાં આવ્યા હતા. ॥૩૬॥ વળી તે ઉચ્છવમાં અયોધ્યાપુરી થકી શ્રીહરિના બંધુજનો–રામપ્રતાપજી અને ઇચ્છારામજી વિગેરે તે શ્રીહરિનાં દર્શન કરવામાં અતિશેજ મનની ઇચ્છાવાળા અને શ્રીહરિમાં અનન્ય ભાવવાળા હતા, તે સ્ત્રીઓએ સહિત ગાડાંમાં બેસીને ત્યાં વડતાલમાં આવ્યા હતા. ॥૩૭॥ તે અયોધ્યાવાસીજનો દેશાન્તરમાં વિચરતા વિચરતા પોતાના પત્તનમાં આવેલા મુનિઓના મુખ થકી તે શ્રીહરિની વાર્તા સાંભળીને શ્રીહરિનાં દર્શન કરવામાં અતિ ઉચ્છાહવાળા થયા હતા. ॥૩૮॥ તે શ્રીહરિના બન્ધુ વિગેરેનાં નામ કહેછે–શ્રીહરિના મોટા ભાઈ અને નાના ભાઇ એવા રામપ્રતાપજી અને ઇચ્છારામજી અને મોટા ભાઈની પત્ની–સુવાસિની અને તેમના ત્રણ પુત્રો–નંદરામ, ઠાકુરરામ અને અયોધ્યાપ્રસાદજી, એ નામે પ્રસિદ્ધ હતા. તથા તેમની પુત્રી સિદ્ધિ નામે હતી, તથા દિનમાના નામે નંદરામની પત્ની. અને નંદરામના પુત્ર–રામશરણ અને નારાયણદત્ત નામે હતા, તથા મેધા નામે એક કન્યા હતી. ઠાકુરરામની ભાર્યા શિવકુમારિકા નામે હતી અને ગોવિંદા તથા કુંતિ નામે બે પુત્રીઓ પણ હતી. અયોધ્યાપ્રસાદજીની ભાર્યા સુનન્દા નામે હતી અને યમુના નામે એક પુત્રી હતી. ઇચ્છારામજીની ભાર્યા વરીયસી–વરીયાલી નામે હતી. તથા ઇચ્છારામજીના સકળ સદ્ગુણસંપન્ન એવા પાચ પુત્રો અને બે કન્યાઓ પણ હતી. તેમાં પુત્રો–ગોપાળજી, રઘુવીરજી, તથા વૃંદાવનજી, સીતારામજી અને બદરીનાથ, એ નામે પ્રસિદ્ધ હતા, તથા ફુલસરી અને ફુલઝરી એ નામે બે કન્યાઓ હતી. ગોપાળજીની સ્ત્રી મંડા નામે હતી. અને તેમના નાના ભાઇ રઘુવીરજીની ભાર્યા વિરજા નામે હતી, તથા વૃંદાવનજી, સીતારામજી અને બદરીનાથ, તેમની ભાર્યાઓ–ઇન્દ્રાવાસિની, ઇન્દિરા અને કમળા, એ નામે અનુક્રમે જાણવી, તેમજ ઇચ્છારામજીના

विरजास्यानुजस्य तु। सुफलाख्यस्तथैवैक इच्छारामस्य श्यालकः ॥४६॥ मानसारामसंज्ञोऽस्य मातुलेयश्च बुद्धिमान्। एतैरन्यैश्च सहितौ भ्रातरौ तावुपागतौ ॥४७॥ प्रतिग्रामं पूज्यमानौ मार्गेऽपि भगवज्जनैः। स्वस्वामिसम्बन्धितया खानपानासनादिभिः ॥४८॥ तं लक्षणैरात्मसहोदरं तौ स्वस्वानुभूतैरवगत्य सम्यक्। आनन्दवारांनिधिमग्नचित्तौ बभूवतुस्तौ मुदितौ सह स्वैः ॥४९॥ यथोचितं तौ च तदीयवर्गं सम्मानयामास स सेतुपोष्टा। तत्स्वागतादि च यथावदेष पृष्ट्वा तदर्हं च ददौ निवासम् ॥५०॥ सर्वेऽपि ते भूरिमुदं प्रपन्नास्तत्रावसंस्तं परिशीलयन्तः। सद्वाक्यतः स्वानुभवेन चैनं निश्चिक्युरीशं न चिरेण शुद्धाः ॥५१॥ स सोदराभ्यां बहुशोऽभ्यर्थ्यमानस्तच्छुद्धभावेक्षणतुष्ट ईशः। पर्यायतस्तद्गृह एव नित्यं भुंक्ते स्म तद्भक्तिवशादसङ्गः ॥५२॥ राजोपचारैरथ सम्पुपूज दोलाधिरूढं बदरीश्वरं स्वम्। विचित्रवादित्रनिनादगीतैः सहैव वेदो-

શ્યાલક સુફળ નામે અને મામાના દીકરા મહાબુદ્ધિમાન માનસારામ નામે હતા. એમ આ કહ્યા તે તથા બીજાય પણ કેટલાક સંબંધીજનોએ સહિત તે બંને ભાઈઓ ત્યાં વૃત્તાલયમાં કુલદેવના ઉચ્છવ ઉપર આવ્યા હતા. ॥૩૯–૪૭॥ અને આવતાં માર્ગમાં પણ શ્રીહરિના ભક્તજનોએ પોતાના ઇષ્ટદેવ શ્રીસ્વામિનારાયણના સંબંધીઓ જાણીને દરેક ગામમાં ખાન પાન અને આસનાદિકથી સારી રીતે તે બંને ભાઈઓની પૂજા કરી હતી. ॥૪૮॥ તે પછી બંને ભાઈઓએ પોતપોતાને અનુભવ થયેલાં લક્ષણોથી તે શ્રીહરિને યથાર્થરીતે પોતાના સહોદર–ભાઈ જાણીને આનંદના સમુદ્રમાં મગ્ન થયું છે ચિત્ત જેમનું એવા તે બંને ભાઈઓ પોતાના સંબંધીઓએ સહિત આનંદિત થયા હતા. ॥૪૯॥ ધર્મમર્યાદાનું પોષણ–રક્ષણ કરનારા શ્રીહરિએ તે બંને ભાઈઓ અને તેમના સર્વ સ્વજનોનું યથોચિત સન્માન કર્યું અને તેમનું સ્વાગતાદિક યથાર્થપણે પૂછીને પછી તેમને રહેવાને યોગ્ય નિવાસસ્થાન[1] આપ્યું. ॥૫૦॥ અને તે રામપ્રતાપજી વિગેરે પણ બહુજ આનંદ પામ્યા એવા થકા તે શ્રીહરિની સેવા કરતા થકા ત્યાં નિવાસ કરીને રહ્યા. અને શુદ્ધ હૃદયના તે રામપ્રતાપાદિક અયોધ્યાવાસી જનોએ મુક્તાનંદાદિક સંતોનાં વાક્યોથી અને પોતાના અનુભવથી પણ થોડાજ સમયમાં એ શ્રીહરિના સ્વરૂપનો-'આ ભગવાન છે' એમ નિશ્ચય કર્યો હતો. ॥૫૧॥ શ્રીહરિ પોતે સંબંધી આદિકમાં સ્વાભાવિક રીતેજ અસંગ હતા, તો પણ પોતાના બંને ભાઈઓએ ઘણીવાર પ્રાર્થના કરવાથી તેમનો શુદ્ધ ભક્તિભાવ જોઈને પ્રસન્ન થયેલા શ્રીહરિ તેમની ભક્તિના વશપણાને લીધેજ તે બંને ભાઈઓને ઘેર–ઉતારે દરરોજ અનુક્રમે જમતા હતા. ॥૫૨॥ પછી–તે શ્રીહરિએ દોલામાં વિરાજમાન કરેલા પોતાના પૂર્વ અવતારરૂપ બદરીપતિ શ્રીનરનારાયણ ભગવાનની વિચિત્ર વાજીંત્રોના ઘોષ અને કીર્તનો તેણે સહિતજ વેદમાં કહેલી પૂજાપદ્ધતિ પ્રમાણે મોટા રાજોપચારોથી રૂડે પ્રકારે પૂજા કરી હતી. ॥૫૩॥ અને અનેક દેશોમાંથી

૧–જે સ્થાનમાં ધર્મકુળને ઉતારો આપ્યો હતો તે સ્થાન હાલમાં પણ '**રામપ્રતાપજીનો બંગલો**' એ નામે વડતાલમાં પ્રસિદ્ધ છે.।

दितचर्मनासौ ॥५३॥ अनेकदेशागतभक्तमहाः सुगन्धनानाविधपुष्पहारैः। महार्हवस्त्राभरणादिभिस्तं पुपूजुरत्यादरतो निजेष्टम् ॥५४॥ तथोत्सवे साधुजनैः सहासौ चिक्रीड भक्तैर्दृढपीतवासाः । रङ्गैः पिशङ्गैररुणैश्च रम्यैः सरक्तचूर्णैर्विततप्रदेशे ॥५५॥ रङ्गाभृतेभ्यः स महाह्रदेभ्यः सन्तश्च भृत्वा निजरेचकेषु । परस्परं चिक्षिपुराशु रङ्गान्गुलालचूर्णप्रसृतीश्च हृष्टाः ॥५६॥ अथाज्ञया हरेः सर्वे साधवो गृहिणोऽपि च। सङ्घत्य द्वन्द्वशश्चक्रूरङ्गक्रीडां च तन्मुदे ॥५७॥ रामप्रतापेच्छारामौ निजदेशानुसारिणीम् । कुर्वन्तौ रेचकक्रीडां हासयामासतुर्हरिम् ॥५८॥ नन्दरामश्च गोपाल उभौ चिक्रीडतुस्तदा । रघुवीरस्तथायोध्याप्रसादश्च परस्परम् ॥५९॥ मुक्तानन्दस्ततो रेमे गोपालानन्दसाधुना । ब्रह्मानन्दोऽथ चिक्रीड मया सह मितस्मितः ॥६०॥ क्रीडति स्म शतानन्दः सच्चिदानन्दसाधुना । शुकानन्दश्च चिक्रीड भूधरानन्दसाधुना ॥६१॥ गुणातीतानन्दसाधुराधारानन्द इत्युभौ । रेमाते च दयानन्दो निष्कुलानन्द इत्युभौ ॥६२॥ महानुभावानन्देन प्रेमानन्दः स्म खेलति । चैतन्यानन्दमुनिना पूर्णानन्दस्तथा मुनिः ॥६३॥ रेमे च भजनानन्दः परमानन्दसाधुना । रेमे च राघवानन्दो ज्ञानानन्देन सङ्गतः ॥६४॥

આવેલા ભક્તસંઘોએ પોતાના ઇષ્ટ પ્રભુ તે શ્રીહરિની ચંદને સહિત નાના પ્રકારના પુષ્પહારોથી અને મહામૂલ્યવાળાં વસ્ત્ર અને આભરણોથી અતિ આદરપૂર્વક પૂજા કરી હતી. ॥૫૪॥ તે ઉચ્છવમાં એ શ્રીહરિએ પીતાંબર વસ્ત્રને દ્રઢપણે ધારણ કરીને વિશાળ પ્રદેશમાં સર્વ સંતો અને ભક્તજનોની સાથે કેસુડા વિગેરેના રંગોથી અને સુંદર ગુલાલથી રંગક્રીડા કરી હતી. ॥૫૫॥ તે સમયમાં એ શ્રીહરિ અને સર્વ સંતો રંગના ભરેલા મોટા મોટા હોજમાંથી પોતપોતાની પીચકારીઓમાં રંગ ભરીને એક-બીજાના ઉપર નાખતા હતા અને હર્ષભર્યા ગુલાલની મુઠીઓ ભરી ભરીને એક બીજાના ઉપર નાખતા હતા. ॥૫૬॥ આ પ્રમાણે કેટલીક વાર સૂધી રમ્યા પછી શ્રીહરિની આજ્ઞાથી સર્વ સાધુઓ અને ગૃહસ્થ ભક્તજનો પણ તે શ્રીહરિને રાજી કરવા માટેજ બે-બે જણ મળીને પરસ્પર રંગક્રીડા કરવા લાગ્યા. ॥૫૭॥ રામપ્રતાપજી અને ઇચ્છારામજી એ બે પોતાના દેશની પદ્ધતિ પ્રમાણે એકબીજાના ઉપર રંગ નાખવાની રમત કરતા થકા શ્રીહરિને હસાવતા હતા. ॥૫૮॥ તે સમયમાં નન્દરામ અને ગોપાળજી એ બે રમવા લાગ્યા. રઘુવીરજી અને અયોધ્યાપ્રસાદજી પરસ્પર રમવા લાગ્યા. મુક્તાનંદમુનિ ગોપાળાનંદમુનિની સાથે રમવા લાગ્યા, મંદહાસવાળા બ્રહ્માનંદમુનિ મારી[1] સાથે રમવા લાગ્યા. શતાનંદમુનિ સચ્ચિદાનંદ સાધુની સાથે રમવા લાગ્યા. શુકાનંદમુનિ ભૂધરાનંદ સાધુની સાથે રમવા લાગ્યા. ગુણાતીતાનંદમુનિ અને આનંદાનંદમુનિ એ બે સાધુઓ પરસ્પર રમવા લાગ્યા. દયાનંદમુનિ અને નિષ્કુળાનંદમુનિ આ બંને પરસ્પર રમવા લાગ્યા. મહાનુભાવાનંદમુનિની સાથે પ્રેમાનંદમુનિ રમવા લાગ્યા. તથા ચૈતન્યાનન્દમુનિની સાથે પૂર્ણાનંદમુનિ રમવા લાગ્યા. ભજનાનંદમુનિ પરમાનંદસાધુની સાથે રમવા લાગ્યા. રાઘવાનંદમુનિ જ્ઞાનાનંદમુનિની સાથે મળીને રમવા લાગ્યા, સ્વયંપ્રકાશાનંદમુનિ અને વૃદ્ધાત્માનંદમુનિ એ બંને રમવા લાગ્યા.

૧-ગ્રંથકર્તા નિત્યાનંદમુનિ કહેછે.

दोलारङ्गमहोत्सवं भगवतः कृत्वा यथावत् स्वयं
भक्तानां सुखमावहन्ननुभजन् दोलाधिरोहोत्सवम् ।



आश्चर्यं प्रकटीचकार सकलाश्चर्यावहः श्रीहरिः
सिद्धानामपि चादितान विजयते तु सद्भक्तैर्यताम् ॥

વડતાલમાં શ્રીહરિએ કરેલો દોલા— મહોત્સવ અને રંગક્રીડા

स्वयम्प्रकाशानन्दश्च वृद्धात्मानन्द इत्युभौ । रेमाते चाद्भुतानन्दः सर्वज्ञानन्द इत्युभौ ॥६५॥ आत्मानन्देन भगवदानन्दोऽरंस्त तत्र च । योगानन्दशिवानन्दौ रेमाते च परस्परम् ॥६६॥ मुकुन्दानन्दवर्णी च जयानन्देन वर्णिना । सह सोमेन सूरश्च रेमे भृगुजितालयः ॥६७॥ साकं हेमन्तसिंहेन वास्तुश्चित्क्रीड भूपतिः । साकं च मयरामेण क्रीडति स्म प्रयागजित् ॥६८॥ एवं हि भक्ता हरितुष्ट्यै ते प्रदर्शयन्तो निजनैपुणानि । चिक्रीडुरानन्दभृता हसन्तः प्रहासयन्तश्च तमिष्टदेवम् ॥६९॥ स्नानोत्तरं तत्र स चारुभोज्यैर्भक्ष्यैः सिताज्यप्रचुरैर्विचित्रैः । सभक्तसद्वर्णिपदातिसङ्घान् सन्तर्पयामास च रङ्कजीवान् ॥७०॥ यथोचितस्थाननिविष्टवृद्धसद्वर्णिवर्णोत्तमबाहुजायाम् । महासभायां च दिने दिनेऽसौ वार्त्ता विचित्राः स्म करोति तत्र ॥७१॥ स मुक्तपुंसामपि सर्वथैव योषित्प्रसङ्गं परिहेयमाह । आत्मस्थितीनामपि योषितां च नरप्रसङ्गं ननु हेयमेव ॥७२॥ तत्र प्रसङ्गेन कथामुवाच देवर्षिमुक्तस्य सपर्वतस्य । वैराग्यवत्या अपि देवयान्याः कथां पुनर्भोगसमिच्छकायाः ॥७३॥ स्वधर्मविज्ञानविरागभक्तिससांख्यपातञ्जलयोगवार्त्ताः । चकार चासौ निजभक्तिभाजामुच्छित्तये संशयजालकस्य ॥७४॥ एवं निजैकान्तिकभक्तसङ्घानानन्दयन्मासमसावुषित्वा । देशान्तरीयान्व्यसृजच्च गन्तुं

અદ્ભુતાનંદમુનિ અને સર્વજ્ઞાનંદમુનિ એ બંને રમવા લાગ્યા, આત્માનંદમુનિની સાથે ભગવદાનંદમુનિ ત્યાં રમવા લાગ્યા, યોગાનંદમુનિ અને શિવાનંદમુનિ એ બંને પરસ્પર રમવા લાગ્યા, મુકુંદાનંદવર્ણી જયાનંદવર્ણીની સાથે રમવા લાગ્યા, તથા સોમલાખાચરની સાથે સુરાખાચર રમવા લાગ્યા, ભગુજી અને અલયોખાચર એ બે રમવા લાગ્યા, હેમન્તસિંહરાજાની સાથે વસ્તાખાચર રાજા રમવા લાગ્યા, મયારામવિપ્રની સાથે પ્રયાગજીત્ પુરાણી પોતે રમવા લાગ્યા. ॥૫૯–૬૮॥ આ પ્રમાણે આનંદના ભર્યા એવા થકા પોતે હસતા અને પોતાના ઇષ્ટદેવ તે શ્રીહરિને હસાવતા એવા તે ભકતજનો પોતાની નિપુણતા બતાવતા થકા ભગવાનને પ્રસન્ન કરવા માટેજ રમત કરતા હતા. ॥૬૯॥ પછી તે ઉચ્છવમાં સ્નાન કર્યા પછી તે શ્રીહરિએ સર્વ સાધુઓ, બ્રહ્મચારીઓ અને પાર્ષદોએ સહિત સર્વ ભકતજનોને તથા બીજાય ઘણાક રંકજીવોને પણ ઘણા ઘી અને સાકરવાળાં વિચિત્ર સુંદર ભોજનોથી અને ભક્ષ્ય પદાર્થોથી પણ ખૂબ જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૭૦॥ અને તે વડતાલમાં એ શ્રીહરિ યથોચિત સ્થાનમાં બેઠેલા છે–વૃદ્ધો, વર્ણીઓ, તથા વર્ણમાં ઉત્તમ બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેમાં, એવી સભામાં દરરોજ વિરાજમાન થઈને વિચિત્ર અનેક વાર્તાઓ કરતા હતા. ॥૭૧॥ તે સભામાં શ્રીહરિએ મુકતપુરૂષોને પણ સ્ત્રીપ્રસંગ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે એમ કહ્યું હતું, તેમજ–આત્મસ્વરૂપમાં દ્રઢ સ્થિતિ પામેલી એવી મહાજ્ઞાની સ્ત્રીઓને પણ પુરૂષનો પ્રસંગ નિશ્ચેજ ત્યાગ કરવો એમ કહ્યું હતું. ॥૭૨॥ તે સભામાં શ્રીહરિએ પ્રસંગે કરીને પર્વતમુનિએ સહિત દેવર્ષિ–નારદમુનિ જે મુકત હતા તેમની કથા કહી હતી, તથા પ્રથમ વૈરાગ્યસંપન્ન હોવા છતાંય પાછીથી ભોગની ઇચ્છા કરનારી દેવયાનીની કથા પણ કહી હતી. ॥૭૩॥ અને એ શ્રીહરિએ પોતાની ભક્તિ કરનારા ભકતજનોના સંશયજાળ નાશ કરવા માટે

स्वं स्वं हि देशं तदनिच्छतोऽपि ॥७५॥ ततश्च सद्वर्णिपदातिभिः स्वैर्वृतः स्वयं भक्तहितावतारः । निवर्त्य पौराननुयात ईदास्ततो ययौ दक्षिणतो महीयान् ॥७६॥

विष्णुयागहृतवाडवदैन्यः प्रीतयन्भुजनन्दन एषः ।
नैकजानपदपूजितमूर्तिः प्रीतिमेतु हरिकृष्ण उदारः ॥७७॥

इति श्रीमदुद्धवस......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये वृत्तालयपुरे दोलामहोत्सवनिरूपणनामा पञ्चत्रिंश उल्लासः ॥३५॥

---

સ્વધર્મ, વિજ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ, તથા સાંખ્યજ્ઞાને સહિત પાતંજલ યોગ, તે સંબંધી વાર્તાઓ કરી હતી. ॥૭૪॥ આ પ્રમાણે એ શ્રીહરિ પોતાના એકાંતિક ભક્તસમૂહોને આનંદ આપતા થકા એક માસ સુધી રહીને દેશાન્તરના ભક્તો કે જેઓ શ્રીહરિનો સમાગમ મૂકીને જવાને ઇચ્છતાજ નહોતા તો પણ તે સર્વને પોતપોતાના દેશ પ્રત્યે મોકલી દીધા. ॥૭૫॥ અને ત્યાર પછી મહા મહિમાવાળા અને ભક્તોના હિત માટેજ જેમનો અવતાર છે, એવા તે સ્વયં શ્રીહરિ પોતાના સાધુઓ, વર્ણીઓ અને પાર્ષદો, તેનાથી વીંટાયા થકા પોતાને વળાવા માટે પાછળ આવતા તે પુરના ભક્તજનોને પાછા વાળીને તે વૃત્તાલય પુર થકી દક્ષિણ દિશા તરફ ફરવા માટે ગયા. ॥૭૬॥

વિષ્ણુયાગ કરવાથી બ્રાહ્મણોનું દૈન્ય-દરિદ્રપણું ટાળનારા, પોતાનાં દર્શનાદિકથી પ્રસન્ન થયેલા બંધુજનોને આનંદ આપનારા અને અનેક દેશના ભક્તજનોએ પૂજી છે મૂર્તિ જેમની એવા તે ઉદારમૂર્તિ મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્નતા પામો. ॥૭૭॥

ઇતિ શ્રીમદુદ્ધવસ.... શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં વૃત્તાલયપુરમાં દોળોચ્છવ નિરૂપણ કર્યો એ નામે પાંત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૫॥

---

# षट्त्रिंश उल्लासः

## उल्लासार्थसङ्ग्रहः

तत्तद्ग्रामनिवासिभक्तनिवहानानन्दयन् प्रस्थितः
श्रीवृत्तालयतः समर्चितपदो राज्ञा च सूर्ये पुरे ।
राज्ञ्या धर्मपुरे स्वधर्मरतया भक्त्या समाराधितः
प्रत्यावृत्य य आप दुर्गनगरं स श्रीहरिः पातु नः ॥३६॥

જે શ્રીહરિ વૃત્તાલયપુરી થકી ચાલી નીકળ્યા એવા થકા બોચાસણ વિગેરે તે તે ગામોમાં રહેલા ભક્તસમૂહોને પોતાના દર્શનાદિકથી આનંદ પમાડતા થકા મહી, રેવા અને તાપી, એ સર્વ નદીઓને ઉલ્લંઘીને સૂર્યપુરમાં પધાર્યા હતા. અને ત્યાં રાજા તથા અરદેશ્વર આદિક ભક્તજનોએ જેમના ચરણકમળની પૂજા કરી હતી એવા થકા ત્યાંથી ધર્મપુરમાં પધારીને સ્વધર્મમાં પ્રીતિવાળાં ત્યાંનાં કુશળકુંવર નામે રાણીએ અનન્ય-પ્રેમલક્ષણા ભક્તિથી સમારાધના કર્યા થકા ત્યાંથી પાછા વળીને દુર્ગપુરને પામ્યા હતા. એવા સર્વત્ર દિગ્વિજય કરનારા તે સમર્થ શ્રીહરિ અમારી રક્ષા કરો. ॥૩૬॥

ततो ब्युचासनग्रामे काशिदासादिभिर्जनैः । सन्मानित उषित्वैकं दिनं प्रायात्ततोऽन्यतः ॥१॥ वसन्स्वभक्तग्रामेषु दिनमेकमुभे क्वचित् । महीं रेवां च तपतीमुत्तीर्यापत्सूर्यपुरम् ॥२॥ आयान्तमाश्रुत्य तमिष्टदेवमभ्याययुर्भक्तजनाः सहर्षम् । विचित्रवादित्रनिनादिताशा विचित्रयानैः सह सर्वशोऽपि॥३॥ आदीश्वराख्यः क्षितिपप्रधानो भ्रात्रा समं पीलुसमाह्वयेन । पुरोपकण्ठे हरिमभ्युपेत्य चक्रुः प्रणामान्परमादरेण ॥४॥ तान्मानयित्वाथ यथोचितं स्वान्हयाधिरूढः सह तैः पुरं तत् । स प्राविशत्पौरजनैः सहर्षं त्यक्तान्यकार्यैरभिवन्द्यमानः ॥५॥ स्त्रियश्च तद्दर्शनभूरिहर्षा गवाक्षरन्ध्रैस्तमवेक्ष्य तृप्तिम् । न प्रापुरन्तःकरणेषु भक्त्या तमेव दध्यू रमणीयरूपम् ॥६॥ विशालवाटिकायां तमावास्याथ यथोचितम् । प्रेम्णा पर्यचरंश्चामुं पौरभक्ताः सयोषितः ॥७॥ अम्बारामादयो विप्रा भक्ताश्चादीश्वरादयः । सेवायां निरतास्तस्य वर्तन्ते स्मानुवासरम् ॥८॥ भालचन्द्रो गिरिधरो गोविंदो यादवस्तथा । भिक्षादारी मौक्तिकश्च लक्ष्मीचन्द्रो नरोत्तमः

## ઉલ્લાસ ૩૬ મો.

તે પછી બોચાસણ ગામમાં કાશીદાસ વિગેરે પોતાના આશ્રિત ભક્તજનોએ સન્માન કર્યા થકા શ્રીહરિ એક દિવસ રહીને ત્યાંથી બીજે ગામ ગયા હતા. ॥૧॥ અને માર્ગમાં પોતાના ભક્તજનોનાં ગામોમાં ક્યાંઇક એક દિવસ અને ક્યાંઇક બે દિવસ રહેતા થકા શ્રીહરિ મહી—નદી, રેવા—નદી અને તાપી—નદી, એને ઉલ્લંઘન કરીને સૂર્યપુર નામે શહેરને પામ્યા. ॥૨॥ ત્યારે તે પુરના સર્વ ભક્તજનો પોતાના ઇષ્ટદેવ શ્રીહરિને આવતા સાંભળીને વિચિત્ર અનેક વાજીંત્રોના શબ્દોથી ગજાવીછે દિશાઓ જેમણે એવા થકા હર્ષપૂર્વક વિચિત્ર પ્રકારનાં અનેક વાહનોએ સહિત શ્રીહરિની સન્મુખ આવ્યા. તથા રાજાના પ્રધાન આદીશ્વર નામે પારસી ભક્તજન પોતાના પીલુશા નામે ભાઇએ સહિત શહેરની ભાગોળે શ્રીહરિના સામા આવ્યા. અને તે સર્વ ભક્તજનોએ શ્રીહરિને પરમ આદરથી નમસ્કાર કર્યા. ॥૩–૪॥ અને શ્રીહરિ ભગવાને સામા આવેલા તે સર્વ પોતાના ભક્તજનોને યથા યોગ્ય માન આપીને પછી ઘોડા ઉપર વિરાજમાન થયા એવા થકા અને પોતાનાં બીજાં સઘળાં કામકાજ છોડી દઇને હર્ષપૂર્વક સામા આવેલા તે પુરજનોએ અભિવંદન કર્યા થકા તે ભક્તજનોએ સહિત તે સુરત શહેરમાં પ્રવેશ કર્યો. ॥૫॥ તે સમયમાં શ્રીહરિનાં દર્શન થવાથી બહુજ હર્ષ પામેલી તે પુરની સ્ત્રીઓ ગોખનાં છિદ્રોમાંથી તે શ્રીહરિને જોઇને તૃપ્તિજ નહોતી પામતી અને અંતઃકરણમાં મનોહરમૂર્તિ એવા તે શ્રીહરિનેજ ગાઢ પ્રેમથી ધારતી હતી–ધ્યાન કરતી હતી. ॥૬॥ પછી તે શ્રીહરિને વિશાળ વાટિકામાં ઉતારો કરાવીને સ્ત્રીઓએ સહિત તે પુરના ભક્તજનો પ્રેમપૂર્વક એ શ્રીહરિની યથોચિત પરિચર્યા કરવા લાગ્યા. ॥૭॥ અંબારામ આદિક બ્રાહ્મણભક્તો અને આદીશ્વર (અરદેશ્વર કોટવાળ) વિગેરે રાજપુરૂષો એ સર્વે ભક્તજનો તે શ્રીહરિની સેવામાં દરરોજ પ્રીતિએ યુક્તવર્તતા હતા. ॥૮॥ ભાલચંદ્ર, ગિરિધર, ગોવિન્દ, યાદવજી,

॥९॥ भगवत्प्रमुखाश्चान्ये विशस्तत्सेवनं व्यधुः । लाडुर्देवी महालक्ष्मीर्जीवन्त्याद्याश्च योषितः॥१०॥ भक्तास्ते पूजनं चक्रुर्गन्धमाल्यादिभिर्हरेः । हैमैर्विभूषणैर्वस्त्रैर्विविधैश्छत्रचामरैः ॥११॥ भक्ष्यैर्भोज्यैर्बहुविधैः पक्वान्नैर्व्यञ्जनैस्तथा । नारायणं सानुगं ते तर्पयामासुरादरात्॥१२॥ तमिन्द्रसेनो नृपतिर्महद्भिर्यानैः ससाधु निजदुर्गसौधम्। आनीय भक्त्या महतीं समर्चां चकार नूत्नांशुकभूषणाद्यैः ॥१३॥ आदीश्वराद्या अपि राजकीयाः स्वं स्वं समानीय निकेतनं तम् । प्रीत्या समानर्चुरुदारभावा राजोपचारैरखिलांश्च साधून् ॥१४॥ सर्वोत्तमोत्कर्षममुं निशम्य ह्यमर्षेण च मत्सरेण । तप्तान्तरा वैष्णवदेशिकाद्या नैवापकर्त्तुं स्वबलेन शेकुः ॥१५॥ पौरैः सन्मानितो भक्तैस्तत्र सौधोत्तमे वसन् । सुखयामास जनतां सद्वार्त्ताभिः सभागतः ॥१६॥ निजैकान्तिकभक्तेश्च माहात्म्यमखिलं विभुः । विविच्य कथयन्नणामज्ञानमहरत्तमः ॥१७॥ सच्छास्त्रवचनैः सर्वान् विजित्य मतवादिनः । प्रतापं प्रथयामास निजं तत्र स सर्वतः ॥१८॥ भक्तानानन्दयन्नित्थं

---

ભિખારીદાસ, મોતીરામ, લક્ષ્મીચંદ અને નરોત્તમદાસ, તથા ભગવાનદાસ, એ વિગેરે બીજા વૈશ્યભક્તો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તથા લાડુ, દેવી, મહાલક્ષ્મી અને જીવીબા, એ આદિક સ્ત્રીઓ ભક્ત પણ શ્રીહરિની સેવા કરવા લાગ્યાં. ॥૯–૧૦॥ તે સર્વ ભક્તજનોએ સુગંધવાળાં ચંદન અને પુષ્પાદિકથી તથા સોનાનાં આભૂષણોથી અને વિવિધ વસ્ત્રોથી તેમજ છત્ર અને ચામરોથી શ્રીહરિની પૂજા કરી હતી. ॥૧૧॥ તેમજ તે ભક્તજનોએ બહુ પ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય અને પકવાન્નોથી તથા અનેક શાકોથી સર્વ સંતો વિગેરે સેવકોએ સહિત તે શ્રીનારાયણમુનિને આદરથી જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૧૨॥ અને ઇન્દ્રસેન નામે રાજાએ તે શ્રીહરિને સર્વ સાધુજનોએ સહિત મોટાં મોટાં વાહનોમાં બેસારીને કોટમાં રહેલા પોતાના સ્થાનમાં લાવીને–પધરાવીને નવાં વસ્ત્રોથી અને આભૂષણોથી તેમજ ચંદન પુષ્પાદિકથી ભક્તિપૂર્વક મહાપૂજા કરી હતી. ॥૧૩॥ અને વળી ઉદાર ભાવવાળા અરદેશ્વર આદિક રાજાના અમાત્ય વિગેરેએ પણ તે શ્રીહરિને તથા સર્વ સાધુઓને પોતપોતાના સ્થાનમાં લાવીને પ્રીતિપૂર્વક મોટા મોટા રાજોપચારથી પૂજા કરી હતી. ॥૧૪॥ શ્રીહરિનો આવો સર્વોત્તમ ઉત્કર્ષ સાંભળીને શ્રીહરિને વિષે અમર્ષ અને મત્સરને લીધે અંતઃકરણમાં તપી ઉઠેલા એવા વૈષ્ણવાચાર્ય વિગેરે પોતાના બળથી એ શ્રીહરિનો કંઇ પણ અપકાર કરી શક્યા નહિ. ॥૧૫॥ તે સૂર્યપુરમાં શ્રીહરિ ઉત્તમ હવેલીમાં નિવાસ કરીને રહેતા અને તે પુરવાસી ભક્તજનોએ સન્માન કર્યા થકા દરરોજ સભામાં વિરાજમાન થઇને પોતાના ભક્તજનો વિગેરે જનસમાજને રૂડી વાર્તાઓથી સુખ આપતા હતા. ॥૧૬॥ અતિ સમર્થ શ્રીહરિએ પોતાની એકાંતિકી ભક્તિનું સમગ્ર માહાત્મ્ય વિવેચન કરીને યથાર્થ રીતે કહેતા થકા પોતાના આશ્રિત જનોના અજ્ઞાનરૂપ અંધકારને નાશ કર્યું હતું. ॥૧૭॥ અને શ્રીહરિએ તે સૂર્યપુરમાં સચ્છાસ્ત્રનાં વચનોથી સર્વ મતવાદીઓને જીતીને પોતાનો મહાપ્રતાપ સર્વત્ર વિસ્તાર્યો હતો. ॥૧૮॥ આ પ્રમાણે નિજભક્તોને આનંદ આપતા થકા ત્યાં કેટલાક દિવસો રહીને ત્યાંથી ધર્મપુર પ્રત્યે ત્યાંનાં

कतिचित्तत्र वासरान्। उषित्वागाद्धर्मपुरं तद्राज्ञ्या सोऽर्थितो भृशम् ॥१९॥ कुशलाख्या तु सा राज्ञी हृष्टा प्रत्युद्गमादिभिः। तं सम्मान्य निजावासे निवास्यामेवतान्वहम् ॥२०॥ अनर्घ्यैर्वसनैर्नूत्नैर्हेमरत्नविभूषणैः। महानीराजनेनार्चित्सा तं भक्त्या धनार्पणैः ॥२१॥ भोज्यैर्नानाविधैर्हृद्यैः साधुभक्तैर्युतं हरिम्। सन्तर्प्य सकलं राज्यं तस्मै सा प्रददौ मुदा ॥२२॥ तस्या निश्छद्मभावेन प्रीतो भक्तपतिर्भृशम्। बलात्तस्यै ददौ तच्च मदाज्ञा पाल्यतामिति ॥२३॥ राज्ञ्या पृष्टः सभायां स नृणां धर्मानशेषतः। सामान्यांश्च विशेषांश्च कथयामास तत्त्वतः ॥२४॥ एवं तां सुखयन् राज्ञीं मासं तत्रोषितस्ततः। वंशदाख्यं पुरं प्रायात्तद्राजाभ्यर्थितो हरिः ॥२५॥ राजसिंहाभिधो भूपः समात्रा सह भक्तिमान्। तं निजावासमावास्य सेवामकृत सादरम् ॥२६॥ राजोपचारैस्तेनापि सानुगः सोऽर्चितो मुदा। उषित्वैकं दिनं प्रायात्पुनर्दुर्गपुरं प्रति ॥२७॥ भक्तग्रामेषु निवसन् पथि लोकहितावहः। दिनैः कतिपयैः स्वामी ससाधुः प्राप तत्पुरम्

---

राणीએ અતિ પ્રાર્થના કર્યા થકા ધર્મપુર પ્રત્યે ગયા ॥૧૯॥ ત્યારે તે કુશળકુંવર નામે રાણી તો અતિ હર્ષ પામ્યાં થકાં સામા જવા વિગેરેથી તે શ્રીહરિનું સન્માન કરીને પોતાના સ્થાનમાં નિવાસ કરાવીને દરરોજ પ્રેમથી સેવા કરવા લાગ્યાં ॥૨૦॥ તે કુશળકુંવર રાણીએ અમૂલ્ય વસ્ત્રોથી, નવા સોનાના રત્નજડિત આભૂષણોથી, તેમજ આરતી કરવાથી અને ધન અર્પણ કરવાથી, એ શ્રીહરિની ભક્તિપૂર્વક મહાપૂજા કરી હતી ॥૨૧॥ અને નાના પ્રકારના મનને પ્રિય લાગે એવા ભોજનોથી સર્વ સાધુ-પાર્ષદોએ સહિત તે શ્રીહરિને જમાડીને તૃપ્ત કરીને, તે કુશળકુંવર રાણીએ પોતાનું સમગ્ર રાજ્ય પણ શ્રીહરિને અતિ આનંદથી સમર્પણ કર્યું હતું ॥૨૨॥ ત્યારે તે કુશળકુંવર રાણીના નિષ્કપટ ભાવથી અત્યંત પ્રસન્ન થયેલા ભક્તપતિ ભગવાન શ્રીહરિએ તે રાણીના પ્રત્યે 'અમારી આજ્ઞા તમારે પાળવી' એમ કહીને બળાત્કારે તે રાજ્ય તે રાણીને પાછું આપી દીધું ॥૨૩॥ પછી તે રાણીએ પૂછેલા શ્રીહરિએ મનુષ્યોના સામાન્ય અને વિશેષ એવા બન્ને પ્રકારના ધર્મો સભામાં સમગ્રપણે વિસ્તારથી કહી બતાવ્યા હતા ॥૨૪॥ આ પ્રમાણે તે કુશળકુંવર રાણીને સુખ આપતા થકા શ્રીહરિ તે ધર્મપુરમાં એક માસ પર્યંત નિવાસ કરીને રહ્યા અને ત્યાર પછી વાસદાના રાજાએ પ્રાર્થના કર્યા થકા શ્રીહરિ વાસદાપુર આવ્યા ॥૨૫॥ ત્યારે શ્રીહરિને વિષે અતિ ભક્તિમાન એવા રાજસિંહ નામે રાજા પોતાની માતાએ સહિત થકા શ્રીહરિને પોતાના સ્થાનમાં નિવાસ કરાવીને આદરે સહિત સેવા કરવા લાગ્યા ॥૨૬॥ અને તે રાજસિંહ નામે રાજાએ પણ સંત અને પાર્ષદોએ સહિત તે શ્રીહરિની આનંદપૂર્વક રાજોપચારથી પૂજા કરી અને પછી શ્રીહરિ એક દિવસ ત્યાં રહીને પાછા દુર્ગપુર પ્રત્યે જવાને માટે ચાલી નીકળ્યા ॥૨૭ સર્વ લોકનું હિત કરનારા શ્રીસહજાનંદસ્વામી સંતોએ સહિત માર્ગમાં ભક્તજનોના ગામોમાં નિવાસ કરતા થકા કેટલાક દિવસે તે દુર્ગપુરને પામ્યા ॥૨૮॥ તે સમયમાં અભય રાજાએ અને પુરવાસી જનોએ પ્રભુને આવતા સાંભળીને તુરતજ બીજાં કામકાજ જેમણે છોડી દીધાં છે, એવા થકા આદરથી

॥२८॥ आयान्तं प्रभुमाश्रुत्य राजा पौराश्च सत्वरम् । त्यक्तान्यकार्या धावन्तस्तं प्रत्युद्ययुरादरात् ॥२९॥ प्रणेमुः स्वामिनं तं ते मानयित्वापि सोऽथ तान् । पुरं प्राविशदात्मीयैस्तैः सहैव सतांपतिः ॥३०॥ राजदुर्गे निजावासे स उवास यथासुखम् । भक्ताः सर्वे जयाद्याश्च योषितोऽपि मुदं ययुः ॥३१॥

एतं दिग्विजयं हरेर्भगवतः स्वेच्छामनुष्याकृते-
र्यो नित्यं श्रृणुयात्पठेच्च स नरः सम्प्राप्नुयात्स्वेप्सितम् ।
त्यागी स्वेप्सितभक्तिमुक्तिमतुलां प्राप्नोत्यनेन द्रुतं
भुक्तिं मुक्तिमपि ध्रुवं गृहिनरस्तस्य प्रसादात्प्रभोः ॥३२॥
इन्द्रसेननृपभूरिमानितो भक्तिभक्तमहिमप्रकाशकः ।
धर्मवर्त्मपरिपोषणे रतः प्रीत एष हरिरस्तु सर्वदा ॥३३॥

इति श्रीमदुद्धवस......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये कृतदिग्विजयस्य श्रीहरेर्दुर्गपुरप्रत्यागमननिरूपणं नाम षट्त्रिंश उल्लासः ॥३६॥

---

દોડતા શ્રીહરિના સામા આવ્યા. ॥૨૯॥ અને તે ભક્તજનોએ પોતાના સ્વામી શ્રીહરિને નમસ્કાર કર્યા અને તે શ્રીહરિએ પણ તે ભક્તજનોને યાથેચિત માન આપ્યું. અને પછી સત્પુરૂષોના પતિ તે શ્રીહરિએ પોતાના તે ભક્તજનોએ સહિતજ દુર્ગપુરમાં પ્રવેશ કર્યો. ॥૩૦॥ અનેતે શ્રીહરિએ રાજાના કિલ્લામાં રહેલા પોતાના નિવાસસ્થાનમાં સુખેથી નિવાસ કર્યો અને સર્વ ભક્તજનો તથા જયા આદિક સર્વ સ્ત્રીઓ ભક્ત પણ અતિશય આનંદ પામ્યાં. ॥૩૧॥

પોતાની ઇચ્છાથીજ મનુષ્યાકૃતિ ધારનારા એવા અતિ સમર્થ શ્રીહરિ ભગવાનના આ દિગ્વિજયને જે ભક્તજન નિરંતર સાંભળે તેમજ પાઠ કરે, તો તે ભક્તજન પોતાનો, ઇચ્છિત મનોરથ પામે—આ દિગ્વિજયના શ્રવણાદિકથી ત્યાગીજન પોતાને ઇચ્છિત એવી અતુલ્ય ભક્તિ અને મુક્તિને પણ તુરતજ પામેછે. અને ગૃહસ્થ ભક્તજન પણ તે પ્રભુ શ્રીહરિની પ્રસન્નતાથી આ લોકમાં ભુક્તિ અને મુક્તિને પણ નિશ્ચેજ પામેછે. ॥૩૨॥

ઇન્દ્રસેન રાજાએ બહુજ સન્માન કરેલા, પોતાની ભક્તિનો અને તે ભક્તિ કરનારા પરમ ભક્તોનો મહિમા પ્રકાશ કરનારા અને ધર્મ માર્ગનું પુરેપુરૂં પોષણ કરવામાં નિરંતર તત્પર વર્તનારા. એવા મારા ઇષ્ટદેવ એ શ્રીહરિ મારી ઉપર સદાય પ્રસન્ન રહો. ।૩૩॥

ઇતિ શ્રીમદુદ્ધવસ........શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિ દિગ્વિજય કરીને દુર્ગપુર પાછા પધાર્યા એ નિરૂપણનામે છત્રીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૩૬॥

---

# उल्लासार्थसङ्ग्रहः

प्राच्यावाच्यादिनानाजनपदनगरग्रामपल्लिप्रदेशात्
सम्प्राप्तैर्भक्तसङ्घैर्मुनिजनवलयैः सादरं सेव्यमानः।
दीपावल्युत्सवे यो ह्यहमहमिकया पूजितस्तैः समस्तैः
चक्रे चाप्यन्नकूटोत्सवमपरदिने सोऽयमव्याद्धरिर्नः ॥३७॥

પૂર્વ અને દક્ષિણ દિશા વિગેરેમાં રહેલા નાના પ્રકારના અનેક દેશો, નગરો, નાનાં નાનાં ગામડાંઓ તથા નાના નેહડાઓ, એ વિગેરે પ્રદેશોમાંથી પણ દુર્ગપુરમાં આવેલા ભક્તજનોના સમૂહોએ, તથા મુનિજનોના સમૂહોએ આદરપૂર્વક સેવા કર્યા થકા. અને દીવાળીના મહોત્સવમાં તે સમસ્ત ભક્તજનોએ 'હું પહેલો પૂજા કરૂં હું પહેલો પૂજા કરૂં' એમ એક-બીજાના ઉપરા-ઉપરિ પડવાની ત્વરાપૂર્વક પૂજા કરેલા જે શ્રીહરિએ, દીવાળીને બીજે દિવસે અન્નકોટનો મહોત્સવ પણ કર્યો હતો. તે આ-પ્રત્યક્ષ શ્રીહરિ અમારી ભવભય થકી રક્ષા કરો. ॥૩૭॥

# सप्तत्रिंश उल्लासः

एकान्तिकैर्दुर्गपुरस्थभक्तैः संसेव्यमानोऽनुसवानुवृत्त्या। उवास वेदोदितपूर्वसिद्धसद्धर्मसंस्थापन उद्यतोऽसौ ॥१॥ स वर्णिनः साधुजनांश्च काश्चिच्छुश्रूषणायात्मन एव पार्श्वे। संरक्ष्य बोधाय सहस्रशोऽन्यानज्ञानिनां प्रैषयदन्यदेशान् ॥२॥ आनन्दगोपालमहानुभावानन्दाः शतानन्दयुता मुनीन्द्राः। अहं शुकानन्दमुनिश्च मुक्तानन्दस्तथा ब्रह्ममुनिः कवीन्द्रः ॥३॥ यो निष्कुलानन्दमुनिर्गुणातीतः साधवः प्रेममुनिप्रमुख्याः। हरौ प्रसक्ता विशदानुवृत्त्या सेवां सदा तस्य मुदैव चक्रुः ॥४॥ अखण्डनारायणवासुदेवमुकुन्दगोपालजयाभिधानाः। सानन्दशब्दप्रतिनोऽनुरक्ताः सिषेविरे श्रीहरिमेव नित्यम् ॥५॥ निधाय पुत्रे स्वधुरं नृपोऽथ ध्यायन्हरिं भूततनुं विसृज्य। तत्पार्षदत्वं प्रतिपद्य भेजे दिव्येन देहेन तमेव भक्त्या ॥६॥ अथोत्तमं तद्भगिनीद्वयं च ह्यनन्यभक्त्या परिचर्यमाणम्। सम्प्रीणयंस्तत्र वसन्स जन्माष्टम्यां महान्तं सहमा ततान ॥७॥ सर्वासु चैकादशिकासु कृष्णपूजोत्सवं द्वादशिकासु सम्यक्। सन्तर्पणं ब्राह्मणसाधुवर्णिभक्तव्रजानां विदधे सुभोज्यैः॥८॥उद्दिश्य जन्मोत्सवमात्मपित्रोः सोऽथान्नकूटाख्यमहं महान्तम्। चिकीर्षुरासीदथ भूपतिश्च सह स्वसृभ्यामपि तादृशोऽभूत् ॥९॥ आज्ञां तदीयां स ततो गृहीत्वा नृपोऽत्युदारो भगवत्सहायः। संसाधयामास मुदा प्रयत्नात्तदर्हसम्भारचयान्विशुद्धान् ॥१०॥ स्त्रियः पुमांसश्च सहस्रशोऽपि तत्र प्रसक्ता श्रमघन्मुदैव। सम्प्रीणनायैव हरेस्तदेकचित्ताश्च कार्यान्तरमाशु हित्वा ॥११॥ ततोऽखिलान्भक्तजनांश्च साधून्देशान्तरस्थानपि भूमिपालः। तूर्णं समाकारयितुं स तत्र विज्ञापयामास हरिं प्रणम्य ॥१२॥ हरे! कृपालो! निजभक्तवाञ्छासम्पूरकाज्ञापय मां

मुनीनाम्। आज्ञापनायात्र तथैव सर्वभक्तप्रजानां स्वजनैः सहैव ॥१३॥ आकर्ण्य तस्येति वचो हरिस्तं विबुध्य तन्निष्कपटं तदैव। आज्ञापयामास यथा रुचिस्ते

## ઉલ્લાસ ૩૭ મો.

દુર્ગપુરમાં રહેનારા ઉત્તમરાજા વિગેરે પોતાના એકાંતિક ભકતજનોએ સમય-સમય પ્રમાણે અનુવૃત્તિથી રૂડે પ્રકારે સેવા કર્યા થકા અને વેદવિહિત પૂર્વસિદ્ધ-સનાતન સદ્ધર્મનું સંસ્થાપન કરવામાં તત્પર એવા થકા એ શ્રીહરિ દુર્ગનગરમાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૧॥ પછી તે શ્રીહરિએ મુકુંદાનંદાદિક કેટલાક બ્રહ્મચારીઓને, તેમજ મુકતાનંદાદિક સંતોને પોતાની સેવા માટે પોતાની પાસેજ રાખીને બીજા હજારો સંતોને અને વર્ણીઓને અન્ન જનોને બોધ કરવા માટે બીજા-જૂદા જૂદા દેશમાં મોકલ્યા હતા. ॥૨॥ હવે-શ્રીહરિની પાસે રહેલા-શતાનંદમુનિએ સહિત આનન્દાનંદમુનિ, ગોપાળાનંદમુનિ અને મહાનુભાવાનન્દમુનિ, એ વિગેરે મુનીન્દ્રો, તથા (ગ્રંથકર્ત્તા કહેછે-) હું નિત્યાનન્દમુનિ, શુકાનંદમુનિ, તથા કવિવર મુકતાનંદમુનિ અને બ્રહ્માનંદમુનિ, તથા નિષ્કુળાનંદમુનિ, ગુણાતીતાનંદમુનિ, તેમજ પ્રેમાનંદમુનિ આદિક સંતો, એ સર્વ સંતો શ્રીહરિમાં ગાઢ પ્રેમવાળા હોવાથી નિષ્કપટ અનુવૃત્તિથી નિરંતર તે શ્રીહરિની સેવા અતિ આનંદથી કરતા હતા. ॥૩-૪॥ તેમજ-અખંડાનંદ, નારાયણાનંદ, વાસુદેવાનંદ, મુકુંદાનંદ, ગોપાળાનંદ અને જયાનંદ, એ બધા શ્રીહરિમાં અતિ સ્નેહવાળા બ્રહ્મચારીઓ નિરંતર એ શ્રીહરિનીજ સેવા કરતા હતા. ॥૫॥ તે પછી અભય રાજા પોતાના રાજ્યભારને પુત્ર-ઉત્તમરાજાને વિષે સ્થાપન કરીને શ્રીહરિનું ધ્યાન કરતા થકા પાંચભૌતિક શરીરનો ત્યાગ કરીને તે શ્રીહરિના પાર્ષદભાવને પામીને દિવ્ય-ભાગવતીતનુથી તે શ્રીહરિનેજ ભક્તિપૂર્વક સેવવા લાગ્યા. ॥૬॥ તે પછી ગઢપુરમાં નિવાસ કરીને રહેલા તે શ્રીહરિએ અનન્ય ભક્તિથી પોતાની પરિચર્યા કરતા એવા ઉત્તમરાજાને તેમજ તેમની બે બહેનો-જયા અને લલિતાને પ્રસન્ન કરતા થકા જન્માષ્ટમી તિથિ ઉપર મોટો ઉચ્છવ કર્યો હતો. ॥૭॥ તેમજ સર્વ એકાદશીઓમાં શ્રીકૃષ્ણની પૂજાનો મહોચ્છવ કરતા હતા. તેમજ-સર્વ દ્વાદશીઓમાં રૂડે પ્રકારે બ્રાહ્મણ, સાધુ, વર્ણી અને બીજાય ભકતજનોને રૂડાં ભોજનોથી જમાડતા હતા. ॥૮॥ પછી તે શ્રીહરિ પોતાનાં માતા-પિતા ધર્મભક્તિના જન્મોચ્છવને ઉદ્દેશીને અન્નકૂટનો મોટો ઉચ્છવ કરવાની ઇચ્છાવાળા થયા. તેજ સમયમાં ઉત્તમ રાજા પણ પોતાની બંને બહેનો-જયા અને લલિતાએ સહિત શ્રીહરિની પેઠેજ અન્નકૂટનો મહોચ્છવ કરાવવામાં અતિ ઉચ્છાહે યુકત મનવાળા થયા. ॥૯॥ તે પછી અતિ ઉદારમતિ અને ભગવાન શ્રીહરિ જેમને સહાય છે એવા તે ઉત્તમ રાજા તે શ્રીહરિની આજ્ઞા ગ્રહણ કરીને અતિ આનંદથી પ્રયત્નપૂર્વક અન્નકૂટમાં ઉપયોગી વિશુદ્ધ ઘી, સાકર, વિગેરે સામગ્રીઓના સમૂહો તૈયાર કરાવવા લાગ્યા. ॥૧૦॥ તે સમયમાં બીજાં કામ-કાજ તત્કાળ છોડી દઇને શ્રીહરિને અતિ પ્રસન્ન કરવા માટે તદેકચિત્ત થયેલાં એવાં હજારો સ્ત્રીઓ અને

प्राच्यापाच्यादिनानाजनपदनगरग्रामपल्लिप्रदेशात्
सम्प्राप्तैर्भक्तसङ्घैर्मुनिजनवलयैः सादरं सेव्यमानः ।



दीपावल्युत्सवे यो ह्यहमहमिकया पूजितस्तैःसमस्तै-
श्चक्रे चाप्यन्नकूटोत्सवमपरदिने सोऽयमव्याद्धरिर्नः ॥

ગઢપુરમાં શ્રીહરિએ કરેલો અન્નકૂટનો મહોત્સવ.

नन्दः सशिष्यकः ॥२१॥ स्वयम्प्रकाशानन्दश्च जिज्ञासानन्द आययौ । विरक्तानन्दकैवल्यानन्दौ शिष्यवृतौ ततः ॥२२॥ नरनारायणानन्दश्चिद्रूपानन्द आगमत् । शिष्यैः श्रीगुरुचरणरतानन्दः सहाययौ ॥२३॥ निजशिष्यैश्च पतितपावनानन्द आवृतः । आजगामाथ च महापुरुपानन्दमण्डलम् ॥२४॥ धीरानन्दः शिवानन्द आधारानन्द आगमत् । वासुदेवानन्दयूथं विश्वात्मानन्दमण्डळम् ॥२५॥ तथा परमचैतन्यानन्द आयात्सशिष्यकः । वैष्णवानन्दयुगलं निर्गुणानन्दमण्डलम् ॥२६॥ सूर्यानन्दश्च कल्याणानन्द आयात्सशिष्यकः । राघवानन्दयुग्मं चारूपानन्दः सयूथयुक् ॥२७॥ शिष्यैः सहैव पुरुषोत्तमानन्द उपागमत् । तथा भार्गेश्वरानन्दोऽपारानन्दोऽपि सत्वरम् ॥२८॥ गोपेश्वरानन्दपद्मधरानन्दावुपेयतुः । लक्ष्मीनारायणानन्दो राधेशानन्द आययौ ॥२९॥ नरानन्दश्च परमपुरुपानन्द आगमत् । परानन्दस्तथा श्वेतवैकुण्ठानन्दमण्डलम् ॥ ३०॥ जगत्पावनानन्दश्च भक्तेशानन्द आगमत् । हरिप्रकाशानन्दश्च देवेशानन्दमण्डलम् ॥३१॥ हरिप्रसादानन्दश्च सुधर्मानन्द आगमत् । राधेश्वरानन्दयूथं निर्विघ्नानन्दमण्डलम् ॥३२॥ सुखप्रकाशानन्दश्च शिष्यैः सह समाययौ । आजगामाक्षरनिवासानन्दस्य च मण्डलम् ॥३३॥ धर्मप्रकाशानन्दश्च निर्दोषानन्द आगमत् । सुखरूपानन्दविश्वनाथा-

વૈરાગ્યાનંદ અને અક્ષરાનંદ આવ્યા. ॥૨૧॥ સ્વયંપ્રકાશાનંદ અને જીજ્ઞાસાનંદ આવ્યા. શિષ્યોથી વીંટાયેલા વિરક્તાનંદ અને કૈવલ્યાનંદ આવ્યા. ॥૨૨॥ નરનારાયણાનંદ અને ચિદ્રૂપાનંદ આવ્યા. અને શિષ્યોએ સહિત શ્રીગુરૂચરણરતાનંદ આવ્યા. ॥૨૩॥ પોતાના શિષ્યોથી વીંટાયેલા પતિતપાવનાનંદ આવ્યા. અને મહાપુરૂષાનંદનું મંડળ આવ્યું. ॥૨૪॥ ધીરાનંદ, શિવાનંદ અને આધારાનંદ આવ્યા. વાસુદેવાનંદનું મંડળ અને વિશ્વાત્માનંદનું મંડળ આવ્યું. ॥૨૫॥ તથા શિષ્યોએ સહિત પરમચૈતન્યાનંદ આવ્યા. બે વૈષ્ણવાનંદ અને નિર્ગુણાનંદનું મંડળ આવ્યું. શિષ્યોએ સહિત સૂર્યાનંદ અને કલ્યાણાનંદ આવ્યા. બે રાઘવાનંદ અને પોતાના મંડળે સહિત અરૂપાનંદ આવ્યા. શિષ્યોએ સહિતજ પુરૂષોત્તમાનંદ તથા ભાર્ગેશ્વરાનંદ અને અપારાનંદ પણ સત્વર આવ્યા. ગોપેશ્વરાનંદ અને પદ્મધરાનંદ એ બંને આવ્યા. લક્ષ્મીનારાયણાનંદ અને રાધેશાનંદ આવ્યા. નરાનંદ, પરમપુરૂષાનંદ અને પરાનંદ આવ્યા. તથા શ્વેતવૈકુંઠાનંદનું મંડળ આવ્યું. ॥૨૬-૩૦॥ જગત્પાવનાનંદ, ભક્તેશાનંદ અને હરિપ્રકાશાનંદ આવ્યા. અને દેવેશાનંદનું મંડળ આવ્યું. હરિપ્રસાદાનંદ અને સુધર્માનંદ આવ્યા. રાધેશ્વરાનંદનું મંડળ અને નિર્વિઘ્નાનંદનું મંડળ આવ્યું. શિષ્યોએ સહિત સુખપ્રકાશાનંદ આવ્યા. અને અક્ષરનિવાસાનંદનું મંડળ આવ્યું. ધર્મપ્રકાશાનંદ અને નિર્દોષાનંદ આવ્યા. સુખરૂપાનંદ અને વિશ્વનાથાનંદ એ બંને આવ્યા. તથા શિષ્યોએ સહિત પરમસંતોષાનંદ આવ્યા. શુદ્ધજ્ઞાનાનંદ આવ્યા. અને નિવૃત્તાનંદનું મંડળ આવ્યું. ॥૩૧-૩૫॥ વિજયાત્માનંદ, સદાનંદ, બદરીનાથાનંદ અને શિષ્યોએ સહિત ચિદાનંદમુનિ આવ્યા. પરમજ્ઞાનાનંદ, નયાનંદ, ત્રિવિક્રમાનંદ અને ધ્યાનાનંદ. પરમાનંદ, ભજનાનંદ, ગોવિંદાનંદ અને શમાનંદ. સુખાનંદ, અદ્વૈતાનંદ, અચ્યુતાનંદ અને અનંતાનંદ. અચિ-

नन्दावुपेयतुः ॥३४॥ तथा परमसन्तोषानंदः शिष्यैः सहागमत् । शुद्धज्ञानानंद आयात्रिवृत्तानंदमण्डलम् ॥३५॥ विजयात्मानंदमुनिः सदानन्दस्तदाभ्यगात् । बदरीनाथानन्दश्च चिदानंदः सशिष्यकः ॥३६॥ परमध्यानानंदश्च नयानंदस्तथाययौ । त्रिविक्रमानंदमुनिर्ध्यानानंदश्च सानुगः ॥३७॥ परमानंदभजनानंदौ शिष्यैः सहेयतुः । गोविंदानंद आयाच्च रामानंदः स्वयूथयुक् ॥३८॥ सुखानंदस्तथाऽद्वैतानंद आयात्स्वयूथयुक् । आजगामाच्युतानंदोऽनंतानंदश्च सत्वरम् ॥३९॥ अचिन्त्यानन्द आगच्छदमोघानन्दमण्डलम् । अरिहन्त्रानंदमुनिर्गवेन्द्रानंद आययौ ॥४०॥ सशिष्योऽनुभवानंद आदित्यानंद आगमत् । अचलानंद आयाच्चाजन्मानंदश्च सानुगः ॥४१॥ अखिलानन्द आकाशानंदः शिष्यैः सहात्मनः । सशिष्यश्चाखिलब्रह्माण्डेश्वरानंद आगमत् ॥४२॥ ॐकारानंद आगच्छद्वीर्यानन्दः स्वयूथयुक् । विश्वरूपानन्द आयात्प्रज्ञानन्दमुनिस्तथा ॥४३॥ परमात्मानन्दमुनिर्वेदान्तानन्द आगमत् । ज्ञानानन्दश्च वैकुण्ठानन्दः शिष्यैर्वृतो निजैः ॥४४॥ तथा भगवदानन्दस्तत्त्वानन्दश्च सत्वरम् । निजबोधानन्दमुनिः सच्चिदानन्द आययौ ॥४५॥ मुकुन्दानन्द आयाच्च क्षमानन्दश्च सत्वरम् । पुण्डरीकाक्षानन्दश्च विधात्रानन्द आगमत् ॥४६॥ अनादिनिधनानन्द उत्तमानन्दमण्डलम् । पवित्रानन्द आयाच्च स्थविष्ठानन्दमण्डलम् ॥४७॥ अग्राह्यानन्द आगच्छच्छाश्वतानन्द आत्मनः । यूथेनायाद्ध्रुवानन्दोऽप्रमेयानन्द आशु च ॥४८॥ हृषीकेशानन्दमुनिः प्रभुतानन्दमण्डलम् । सयूथो नियमानन्दो निर्मानानन्द आगमत् ॥४९॥ निष्कामानन्द आगच्छन्निःस्वादानन्दमण्डलम् । मुनिर्निःस्नेहानन्दश्च कौशिकानन्द आगमत् ॥५०॥ अष्टवक्रानन्द आयाद्युक्तानन्दश्च सत्वरम् । जगदीशानन्द आयाच्छिष्यैः परिवृतो निजैः ॥५१॥ पीताम्बरानन्दमुनिः पूर्णानन्दः स्वशिष्ययुक् । परमेश्वरानन्दश्च दयानन्द उपागमत् ॥५२॥ सर्वेश्वरानन्द आयादीश्वरानन्दमण्डलम् । सुरेश्वरानन्दमुनिर्धर्मानन्दश्च सत्वरम् ॥५३॥ मुनीश्वरानन्द आयान्नृहर्यानन्द आशु च । बलभद्रानन्दमुनिः प्रकाशानन्द

---

ન્યાનંદ, અમોઘાનંદ, અરિહંત્રાનંદ અને ગવેન્દ્રાનંદ. અનુભવાનંદ, આદિત્યાનંદ, અચળાનંદ અને અજન્માનંદ. આ સર્વ મુનિઓ સશિષ્ય સત્વર ત્યાં આવ્યા. ॥૩૬–૪૧॥ અખિલાનંદ, આકાશાનંદ, અખિલબ્રહ્માંડેશ્વરાનંદ, ઓંકારાનંદ, વીર્યાનંદ, વિશ્વરૂપાનંદ, પ્રજ્ઞાનંદ, પરમાત્માનંદ, વેદાન્તાનંદ, જ્ઞાનાનંદ, વૈકુંઠાનંદ, ભગવદાનંદ, તત્ત્વાનંદ, નિજબોધાનંદ, સચ્ચિદાનંદ, મુકુંદાનંદ, ક્ષમાનંદ, પુંડરીકાક્ષાનંદ અને વિધાત્રાનંદ. આ બધા મુનિઓ સમંડળ ત્યાં દુર્ગપુરમાં સત્વર આવ્યા હતા. અનાદિનિધનાનંદ ઉત્તમાનંદ, પવિત્રાનંદ, સ્થવિષ્ઠાનંદ, અગ્રાહ્યાનંદ, શાશ્વતાનંદ, ધ્રુવાનંદ અને અપ્રમેયાનંદ. હૃષીકેશાનંદ, પ્રભુતાનંદ, નિયમાનંદ, નિર્માનાનંદ, નિષ્કામાનંદ, નિઃસ્વાદાનંદ, નિઃસ્નેહાનંદ, કૌશિકાનંદ, અષ્ટાવક્રાનંદ, યુક્તાનંદ અને જગદીશાનંદ. આ બધા મુનિઓ પોત–પોતાના શિષ્યોથી વીંટાયા થકા ત્યાં આવ્યા. ॥૪૨–૫૧॥ પીતાંબરાનંદ, પૂર્ણાનંદ, પરમેશ્વરાનંદ અને દયાનંદ. સર્વેશ્વરાનંદ, ઈશ્વરાનંદ, સુરેશ્વરાનંદ અને ધર્માનંદ. મુનીશ્વરાનંદ, નૃહર્યાનંદ, બળભદ્રાનંદ અને પ્રકાશાનંદ. સિદ્ધાનંદ, શંકરાનંદ, વિશ્રામાનંદ અને કેશવાનંદ. કપિલેશ્વરાનંદ, સ્વવશાનંદ, દ્રષ્ટૃપ્રકાશાનંદ અને સજ્જનાનંદ. એ બધા મુનિઓ મંડળે સહિત ત્યાં આવ્યા હતા. માધવાનંદ, સાંખ્યાનંદ, પ્રભાનંદ અને

…ा कुरु त्वं त्विति धर्मसूनुः ॥१४॥ ततोऽतिहृष्टः स तदाष्टदिक्षु दूतान् हि …नयनाय चाशौ । सम्प्रेषयामास जवेन तेऽपि जग्मुस्तमानम्य हि तत्र …। ॥१५॥ निपीय सन्देशसुधां हि तत्तद्देशस्थभक्तास्तु हरेस्तदैव । विहाय कार्माण्य…लानि सज्जास्तदागमनायाप्यवरिता बभूवुः ॥१६॥ सर्वेऽपि ते कामतिथावियस्य …गायगुर्भक्तजनाः सहर्षम् । शीघ्राङ्घ्रनाः साधुजनास्तु सर्वे प्रागेव तेभ्यः सहसोप…ग्मुः ॥१७॥ सहस्रशः साधुजनास्तु तत्र ये स्वस्वशिष्यैः सहिताः समीयुः । …मानि केषांचन वच्मि तेषां सद्योऽखिलाघौघहराणि नृणाम् ॥१८॥ शिष्यैः सह कृपानन्द आदावायान्महामुनिः । त्यागानन्दस्तथैवायान्निर्लोभानन्दयोर्द्वयम् ॥१९॥ आत्मानन्दयुगं तद्वत्कृष्णानन्दः सशिष्यकः । शिष्यैः सहैव परमहंसानन्दयुगं …तः ॥२०॥ तथैव चिन्मयानन्दोऽद्भुतानन्दौ समण्डलौ । वैराग्यानन्द आयाच्चाक्षरा-

…पूर્વે આનંદથીજ તે મહોત્સવના કાર્યમાં જોડાઇ ગયાં હતાં. ॥૧૧॥ ત્યાર પછી તે ઉત્તમરાજાએ દેશાન્તરમાં રહેલા સમગ્ર ભક્તજનો અને સાધુજનોને પણ તુરતજ ત્યાં …ગઢપુરમાં બોલાવરાવવાને માટે શ્રીહરિને નમસ્કાર કરીને વિજ્ઞાપના કરી. ॥૧૨॥ પોતાના ભક્તજનોની વાંછાઓ સંપૂર્ણ કરનારા એવા પરમ કૃપાળુ હે શ્રીહરિ! અનેક દેશોમાં વિચરતા મુનિજનોને, તેમજ-સ્વજનોએ સહિત તમારા સર્વ ગૃહસ્થ ભક્તજનોને આ ઉત્સવમાં અહીંઆં તેડાવવાને માટે આપ મને આજ્ઞા કરો. ॥૧૩॥ ધર્મપુત્ર શ્રીહરિ ભગવાન આ પ્રકારનું તે ઉત્તમ-રાજાનું વચન સાંભળીને તે ઉત્તમરાજાનું નિષ્કપટ વચન જાણીને હે રાજન્! 'જેમ તમારી રૂચિ હોય તેમ કરો!' આ પ્રમાણે તેજ ક્ષણમાં તે ઉત્તમરાજાને આજ્ઞા કરી. ॥૧૪॥ તે પછી અતિ હર્ષ પામેલા તે ઉત્તમરાજાએ સાધુઓને તથા સવ ભક્તજનોને બોલાવવાને માટે આઠેય દિશાઓમાં આઠ દૂતોને તેજ ક્ષણે મોકલી દીધા. અને તે દૂતો પણ રાજાએ સહિત શ્રીહરિને પ્રણામ કરીને તે-તે અનેક દેશોમાં સત્વર પહોંચી ગયા. ॥૧૫॥ તે-તે દેશોમાં રહેલા ભક્તજનો તો શ્રીહરિના સંદેશરૂપ સુધાને પાન કરીને તેજ ક્ષણે તે સર્વ ભક્તજનો પોતાનાં બીજાં કામકાજ સઘળાં છોડી દઇને ત્યાં-ગઢપુરમાં આવવાને માટે એકદમ તૈયાર થઇ ગયા. ॥૧૬॥ આ પ્રમાણે તે સર્વ ભક્તજનો આસો માસની કામતિથિમાં-વદી તેરશને દિવસે હર્ષપૂર્વક ત્યાં ગઢપુરમાં આવ્યા હતા. અને શીઘ્ર ગતિવાળા સર્વ સાધુઓ તો તે ગૃહસ્થ ભક્તજનોથી પહેલાજ એકદમ ત્યાં આવી ગયા હતા. ॥૧૭॥ પોત-પોતાના શિષ્યોએ સહિત જે હજારો-હજાર સાધુજનો ત્યાં આવ્યા હતા, તેમાંના કેટલાક સંતોનાં નામ, કે જે-શ્રવણ-માત્રથીજ મનુષ્યોના પાપના ઓઘને પણ નાશ કરી નાખે એવાં મહા પવિત્ર છે. તે હું કહું છું-॥૧૮॥ તેમાં સૌથી પહેલા શિષ્યોએ સહિત કૃપાનંદ મહામુનિ આવ્યા. તથા ત્યાગાનંદ અને બે નિર્લોભાનંદ મુનિઓ આવ્યા. ॥૧૯॥ તેમજ-શિષ્યોએ સહિત બે આત્માનંદ મુનિઓ, તથા કૃષ્ણાનંદ તેમજ બે પરમહંસાનંદ મુનિઓ આવ્યા. ॥૨૦॥ તેમજ-મંડળે સહિત ચિન્મયાનંદ અને અદ્ભુતાનંદ આવ્યા. અને શિષ્યોએ સહિત

आगमत् ॥५४॥ सिद्धानन्दः सशिष्यश्च शङ्करानन्द आययौ । विश्रामानन्द आगच्छत्के शवानन्दमण्डलम् ॥५५॥ कपिलेश्वरानन्दश्च स्ववशानन्द आययौ । द्रष्टृप्रकाशानन्दश्च सज्जनानन्द आगमत् ॥५६॥ सशिष्यो माधवानन्दः सांख्यानन्दस्तथाऽभ्यगात् । भा नन्दः सशिष्योऽथ भास्करानन्दमण्डलम् ॥५७॥ ऋषभानन्द आगच्छत्सगुणानन्द च । रमेश्वरानन्दमुनिर्नृसिंहानन्द आगमत् ॥५८॥ निर्द्वन्द्वानन्द आगच्छद्विदेहानन्दमण्डलम् । निरालम्बानन्द आयाद्विज्ञानानन्द आशु च ॥५९॥ निःसन्देहानन्दमुनिर्विश्वासानन्द आगमत् । निर्विकारानन्द आयाद्दीप्तानन्दश्च शिष्ययुक् ॥६०॥ निरपेक्षानन्ददेवानन्दौ शिष्यैः सहेयतुः । निरञ्जनानन्द आगच्छल्लक्ष्मणानन्दमण्डलम् ॥६१॥ सत्तानन्दो नीलकण्ठानन्दस्तत्रेयतुर्द्रुतम् । निर्मोहानन्द आयाच्च भूधरानन्दमण्डलम् ॥६२॥ योगानन्दः स शिष्योऽथ भद्रानन्द उपागमत् । अविनाशानन्दमुनिरच्छेद्यानन्द आययौ ॥६३॥ मायातीतानन्दमुनिर्मानदानन्दमण्डलम् । आययौ तत्र शुद्धात्मानन्दः साधुः सशिष्यकः ॥६४॥ प्रद्युम्नानन्द आगच्छद्धंसानन्दः स्वयूथयुक् । मञ्जुकेशानन्दमुनिः प्रतोषानन्दमण्डलम् ॥६५॥ हरिभजनानन्दश्च निर्मलानन्द आययौ । हयग्रीवानन्दमुनिः शान्तानन्दः सशिष्यकः ॥६६॥ नरोत्तमानन्दमुनिः प्रशान्तानन्द आययौ । नारायणानन्द आयाद्धन्यानन्दः स्वशिष्ययुक् ॥६७॥ सवित्रानन्द आगच्छत्सुज्ञानानन्द आशु च । धरणीधरानन्दश्च सत्कर्त्रानन्दमण्डलम् ॥६८॥ सत्येश्वरानन्दमुनिर्ज्योतिषानन्द आगमत् । प्रबोधानन्द आगच्छत्प्रभ्वानन्दश्च सत्वरम् ॥६९॥ रामचन्द्रानन्द आयात्सर्वज्ञानन्दमण्डलम् । पद्मनाभानन्दमुनिस्तापसानन्द आगमत् ॥७०॥ शून्यातीतानन्दमुनिस्तुरीयानन्द आययौ । स्वस्वरूपानन्द आयाद्वामनानन्द आशु च ॥७१॥ जगन्निवासानन्दश्च विवेकानन्द आगमत् । बालमुकुन्दानन्दश्चोपशमानन्द आययौ ॥७२॥ अक्षयरूपानन्दश्च मङ्गलानन्दमण्डलम् ।

ભાસ્કરાનંદ. ઋષભાનંદ, સગુણાનંદ, રમેશ્વરાનંદ અને નૃસિંહાનંદ. નિર્દ્વન્દ્વાનંદ, વિદેહાનંદ, નિરાલંબાનંદ અને વિજ્ઞાનાનંદ. નિઃસંદેહાનંદ, વિશ્વાસાનંદ, નિર્વિકારાનંદ અને દીપ્તાનંદ. નિરપેક્ષાનંદ, દેવાનંદ, નિરંજનાનંદ અને લક્ષ્મણાનંદ. સત્તાનંદ, નીલકંઠાનંદ, નિર્મોહાનંદ અને ભૂધરાનંદ. યોગાનંદ, ભદ્રાનંદ, અવિનાશાનંદ અને અચ્છેદ્યાનંદ. માયાતીતાનંદ, માનદાનંદ, શુદ્ધાત્માનંદ, પ્રદ્યુમ્નાનંદ, હંસાનંદ, મંજુકેશાનંદ, પ્રતોષાનંદ, હરિભજનાનંદ, નિર્મળાનંદ, હયગ્રીવાનંદ, શાન્તાનંદ, નરોત્તમાનંદ, પ્રશાન્તાનંદ, નારાયણાનંદ, ધન્યાનંદ. સવિત્રાનંદ, સુજ્ઞાનાનંદ, ધરણીધરાનંદ, સત્કર્ત્રાનંદ, સત્યેશ્વરાનંદ, જ્યોતિષાનંદ, પ્રબોધાનંદ, પ્રભ્વાનંદ, રામચન્દ્રાનંદ, સર્વજ્ઞાનંદ, પદ્મનાભાનંદ, તાપસાનંદ, શૂન્યાતીતાનંદ, તુરીયાનંદ, સ્વસ્વરૂપાનંદ અને વામનાનંદ. આ સર્વ મુનિઓ પોત-પોતાના મંડળે સહિતજ ત્યાં ગઢપુરમાં સત્વરે આવ્યા હતા. ॥૫૨-૭૧॥ જગન્નિવાસાનંદ, વિવેકાનંદ, બાળમુકુંદાનંદ, ઉપશમાનંદ, અક્ષયરૂપાનંદ, મંગળાનંદ, શ્વેતદ્વીપાનંદ, અધ્યયાનંદ, ગોલોકેશ્વરાનંદ, સુવ્રતાનંદ, તુરીયાતીતાનંદ, અભેદાનંદ, દઢવ્રતાનંદ, વિચારાનંદ, નિર્વિશેષાનંદ, ક્ષમાનંદ, અનિરૂદ્ધાનંદ, જીષ્ણવાનંદ, મધુસૂદનાનંદ, વિષ્ણવાનંદ, અધ્યાત્માનંદ, મુક્તિદાનંદ, મંશિતવ્રતાનંદ, વરદાનંદ, જ્ઞાનવલ્લભાનંદ, સુપર્ણાનંદ,

श्वेतद्वीपानन्दमुनिरव्ययानन्द आगमत् ॥७३॥ गोलोकेश्वरानन्दश्च सुव्रतानन्द आगमत्। तुरीयातीतानन्दश्चाभेदानन्दः सशिष्यकः ॥७४॥ दृढव्रतानन्दमुनिर्विचारानन्दमण्डळम्। निर्विशेषानन्द आयात् क्षमानन्दश्च शिष्ययुक् ॥७५॥ अनिरुद्धानन्द आयाज्जिष्णवानन्दश्च सत्वरम्। मधुसूदनानन्दश्च विष्णवानन्दमुनिस्तथा ॥७६॥ अव्ययात्मानन्दमुनिर्मुक्तिदानन्दमण्डळम्। संशितव्रतानन्दश्च वरदानन्द आगमत् ॥७७॥ ज्ञानवल्लभानन्दश्च सुपर्णानन्दमण्डळम्। विश्वाधारानन्दमुनिर्दुर्लभानन्द आगमत् ॥७८॥ घनश्यामानन्दमुनिः प्रसादानन्द आययौ। दहरानन्द आगच्छदैश्वर्यानन्दमण्डलम् ॥७९॥ अवदातानन्द आयादलिङ्गानन्दमण्डलम्। राधाकृष्णानन्दमुनिर्धर्मात्मानन्द आगमत् ॥८०॥ प्रसन्नात्मानन्दसाधुर्निजयूथसमन्वितः। हरिहयानन्दमुनिर्व्रजेशानन्द आगमत् ॥८१॥ सङ्कर्षणानन्दमुनिः श्रीधरानन्द आगमत्। जनार्दनानन्दसाधुरमृतानन्द आययौ ॥८२॥ यज्ञेश्वरानन्द आयाद्भूतात्मानन्द आशु च। पूतात्मानन्द आगच्छत्पुरुषानन्दमण्डलम् ॥८३॥ आयात्प्रधानपुरुषेश्वरानन्दः स्वशिष्ययुक्। हिरण्यगर्भानन्दश्च भावनानन्द आययौ ॥८४॥ दुराधर्षानन्दमुनिः प्रभवानन्द आगमत्। भूगर्भानन्द आयाच्चेशानानन्दश्च शिष्ययुक् ॥८५॥ मुनिश्च प्राणदानन्दः कृतज्ञानन्द आगमत्। संवत्सरानन्द आयात् सुरेशानन्दमण्डळम् ॥८६॥ त्रिगुणातीतानन्दश्च बुद्धानन्दः सशिष्यकः। वृषाकप्यानन्दमुनिर्वस्वानन्द उपागमत्। ॥८७॥ सहस्रशीर्षानन्दश्च समात्मानन्द आययौ। तथा सर्वविदानन्दः सर्वगानन्द आगमत् ॥८८॥ विष्वक्सेनानन्दमुनिः सामगानन्द आगमत्। धर्माध्यक्षानन्दमुनिर्वेदान्तानन्द आययौ ॥८९॥ लोकाध्यक्षानन्दमुनिर्भ्राजिष्णवानन्द आगमत्। चतुर्व्यूहानन्द आयात्सहिष्णवानन्दमण्डळम्। ॥९०॥ चतुरात्मानन्दमुनिरनघानन्द आययौ। चतुर्भुजानन्दमुनिर्विजयानन्दमण्डळम् ॥९१॥ ऊर्जितानन्द आयाच्च कारणानन्दमण्डळम्। उपेन्द्रानन्दयूथं

---

વિશ્વાધારાનંદ, દુર્લભાનંદ, ઘનશ્યામાનંદ, પ્રસાદાનંદ, દહરાનંદ, ઐશ્વર્યાનંદ, અવદાતાનંદ, અલિંગાનંદ, રાધાકૃષ્ણાનંદ, ધર્માત્માનંદ, પ્રસન્નાત્માનંદ, હરિહયાનંદ અને વ્રજેશાનંદ. આ સર્વ મુનિઓ નિજમંડળે સહિત ત્યાં દુર્ગપુરમાં આવ્યા. ॥૭૨–૮૧॥ સંકર્ષણાનંદ, શ્રીધરાનંદ, જનાર્દનાનંદ, અમૃતાનંદ, યજ્ઞેશ્વરાનંદ, ભૂતાત્માનંદ, પૂતાત્માનંદ, પુરૂષાનંદ, પ્રધાનપુરૂષેશ્વરાનંદ, હિરણ્યગર્ભાનંદ, ભાવનાનંદ, દુરાધર્ષાનંદ, પ્રભવાનંદ, ભૂગર્ભાનંદ, ઈશાનાનંદ, પ્રાણદાનંદ, કૃતજ્ઞાનંદ, સંવત્સરાનંદ, સુરેશાનંદ, ત્રિગુણાતીતાનંદ, બુદ્ધાનંદ, વૃષાકપ્યાનંદ, વસ્વાનંદ, સહસ્રશીર્ષાનંદ, સમાત્માનંદ, સર્વવિદાનંદ, સર્વગાનંદ, વિષ્વક્સેનાનંદ, સામગાનં , ધર્માધ્યક્ષાનંદ, વેદાંતાનંદ, લોકાધ્યક્ષાનંદ, ભ્રાજીષ્ણવાનંદ, ચતુર્વ્યૂહાનંદ, સહિષ્ણ્વાનંદ, ચતુરાત્માનંદ, અનઘાનંદ, ચતુર્ભુજાનંદ, વિજયાનંદ, ઉર્જીતાનંદ, કારણાનંદ, ઉપેન્દ્રાનંદ, ધૃતાત્માનંદ, અતીન્દ્રિયાનંદ, સત્વસ્થાનંદ, મહાવીર્યાનંદ, સાત્વતાનંદ, અયોનિજાનંદ, વિશ્રુતાનંદ, મહોત્સાહાનંદ, નિમેષાનંદ, અનિર્દેશ્યાનંદ, ઉદારાનંદ, મહેષ્વાસાનંદ, વિશ્વાનંદ, મહાશક્ત્યાનંદ, ધામાનંદ, દુર્મર્ષણાનંદ અને ભૂષણાનંદ. એ સર્વ મુનિઓ સ્વસ્વ–મંડળે સહિત ત્યાં શ્રીહરિનાં દર્શન માટે આવ્યા. ॥૮૨–૯૧॥ શુદ્ધત્તમાનંદ, અનિલાનંદ, સહસ્રાક્ષાનંદ, સંવૃતાનંદ, સત્યપરાક્-

च धृतात्मानन्दमण्डलम् ॥ ९२ ॥ अतीन्द्रियानन्दसाधुः सत्त्वस्थानन्दमण्डलम् । महावीर्यानन्दमुनिः सात्त्वतानन्द आययौ ॥ ९३ ॥ अयोनिजानन्द आयाद्वि-श्रुतानन्दमण्डळम् । महोत्साहानन्दमुनिर्निमेषानन्द आगमत् ॥९४॥ अनिर्दे-श्यानन्दमुनिरुदारानन्दमण्डळम् । महेष्वासानन्द आयाद्विश्वानन्दश्च शिष्ययुक् ॥९५॥ महाशक्त्यानन्दमुनिर्धामानन्द उपागमत् । तथा दुर्मर्षणानन्दो भूषणानन्द आययौ ॥९६॥ गुरुत्तमानन्द आयादनिलानन्दमण्डळम् । सहस्राक्षानन्दमुनिः संवृतानन्द आययौ ॥९७॥ सह शिष्यैः सत्यपराक्रमानन्द उपागमत् । निवृत्तात्मानन्दमुनिः सत्कृतानन्दमण्डळम् ॥९८॥ असंख्येयानन्दमुनिर्विशिष्टानन्दमण्डळम् । सिद्धसङ्कल्पा-नन्दश्च सिद्धार्थानन्द आययौ ॥९९॥ वर्द्धनानन्द आगच्छद्विविक्तानन्दमण्डळम् । श्रुतिसागरानन्दश्च महेन्द्रानन्द आगमत् ॥१००॥ बृहद्रूपानन्दसाधुर्वसुदानंद आगमत् । जगन्नाथानन्दमुनिः संन्यासानन्दमण्डळम् ॥१०१॥ प्रकाशात्मानन्द आयात्प्रतापानन्द आगमत् । अव्यक्तरूपानन्दश्च पावनानन्द आययौ ॥१०२॥ तथानन्तजिदानन्दः क्रोधहानन्द आगमत् । रामानुजानन्दमुनिः प्रथितानन्दमण्डलम् ॥१०३॥ अशोकानन्द आयाच्चाकामानन्दः सशिष्यकः । दामोदरानन्दमुनिरतुलानन्द आययौ ॥१०४॥ अनुकूळानन्दसाधुः श्रीगर्भानन्द आगमत् । आदिदेवानन्दमुनिर्निर्वाणानन्दमण्डळम् ॥१०५॥ महाभागानन्द आयात्सन्तोषानन्दमण्डलम् । व्यवसायानन्दसाधुर्नन्दानन्दः

---

માનંદ, નિવૃત્તાત્માનંદ, સત્કૃતાનંદ, અસંખ્યેયાનંદ, વિશિષ્ટાનંદ, સિદ્ધસંકલ્પાનંદ, સિદ્ધાર્થાનંદ, વર્ધનાનંદ, વિવિક્તાનંદ, શ્રુતિસાગરાનંદ, મહેન્દ્રાનંદ, બૃહદ્રૂપાનંદ, વસુદા-નંદ, જગન્નાથાનંદ, સંન્યાસાનંદ, પ્રકાશાત્માનંદ, પ્રતાપાનંદ, અવ્યક્તરૂપાનંદ, પાવના-નંદ, અનંતજીદાનંદ, ક્રોધહાનંદ, રામાનુજાનંદ, પ્રથિતાનંદ, અશોકાનંદ, અકામાનંદ, દામોદરાનંદ, અતુલાનંદ, અનુકૂલાનંદ, શ્રીગર્ભાનંદ, આદિદેવાનંદ, નિર્વાણાનંદ, મહાભા-ગાનંદ, સન્તોષાનંદ, વ્યવસાયાનંદ, નંદાનંદ, સ્થિરાનંદ, વિરામાનંદ, નિર્મત્સરાનંદ, શત્રુઘ્નાનંદ, સુદર્શનાનંદ, વિશાળાનંદ, પરમેષ્ટયાનંદ, દક્ષાનંદ, ધર્મયૂપાનંદ, ઇજ્યા-નંદ, મહામખાનંદ, વિમુક્તાનંદ, સુમુખાનંદ, સૂક્ષ્માનંદ, જીતક્રોધાનંદ, બ્રહ્મણ્યાનંદ, મનોહરાનંદ, દર્પહાનંદ, ભક્તવત્સળાનંદ, શુભાંગાનંદ, જ્ઞાનગમ્યાનંદ, શાન્તિદાનંદ, પુરાતનાનંદ, સત્કીર્ત્યાનંદ, સત્યસન્ધાનંદ, વિશોકાનંદ, ત્રિલોકેશાનંદ, નંદનાનંદ, પ્રમોદાનંદ, સદ્ગત્યાનંદ, સત્યધર્માનંદ, પુણ્યાનંદ, ગદાધરાનંદ, દુર્જયાનંદ, ચક્રધરાનંદ, કુમુદાનંદ, સનાતનાનંદ, અક્ષોભ્યાનંદ, છિન્નસંશયાનંદ અને સુલભાનંદ. આ સર્વ મુનિઓ પોતપોતાના શિષ્યમંડળે સહિત સત્વરે ત્યાં દુર્ગપુરમાં આવ્યા હતા. ॥૯૭–૧૧૬॥ કૈવલ્યાત્માનંદ, વિશુદ્ધાત્માનંદ, યોગીશાનંદ, ત્રિલોકાત્માનંદ, જ્યેષ્ઠાનંદ, આદિત્યવર્ણાનંદ, શુદ્ધાનંદ, ધનંજયાનંદ, સુનેત્રાનંદ, પુણ્યકીર્ત્યાનંદ, સદ્ભૂત્યાનંદ, ભૂતાવાસાનંદ, વિદ્યા-નંદ, વિશ્વમૂર્ત્યાનંદ, દિવ્યમૂર્ત્યાનંદ, લોકનાથાનંદ, શરણ્યાનંદ, સાક્ષ્યાનંદ, સુહૃદાનંદ, ચતુર્વેદાનંદ, સત્વાનંદ, ઇશ્વરેશ્વરાનંદ, ઉદ્ભવાનંદ, મહાભૂતાનંદ, આનંદાનંદ, યજ્ઞાનંદ, પરમપ્રકાશાનંદ, યોગેશ્વરાનંદ, હર્યાનંદ, વિશ્વચૈતન્યાનંદ, ક્ષેત્રજ્ઞાનંદ, તદ્રૂપાનંદ, સત્યાનંદ, શ્રીનિવાસાનંદ, અખંડાનંદ, સદ્ધર્માનંદ, ચૈતન્યાનંદ, ભક્તેશ્વરાનંદ,

स्वयूथयुक् ॥१०६॥ शिष्यैः सह स्थिरानन्दो विरामानन्द आगमत् । निर्मत्सरानन्दमुनिः शत्रुघ्नानन्दमण्डलम् ॥१०७॥ सुदर्शनानन्दमुनिर्विशालानन्द आगमत् । परमेष्ठ्यानन्दसाधुर्दक्षानन्दश्च शिष्ययुक् ॥१०८॥ धर्मयूपानन्दमुनिरिज्यानंदश्च शिष्ययुक् । महामखानंद आयाद्विमुक्तानंदमण्डलम् ॥१०९॥ सुमुखानंद आगच्छत्सूक्ष्मानंदः स्वशिष्ययुक् । जितक्रोधानंदमुनिर्ब्रह्मण्यानंद आगमत् ॥११०॥ मनोहरानंदमुनिर्दर्पहानंद आगमत् । भक्तवत्सलानंदश्च शुभाङ्गानंदमण्डलम् ॥१११॥ ज्ञानगम्यानंदसाधुः शांतिदानंद आययौ । पुरातनानंदमुनिः सत्कीर्त्यानंद आगमत् ॥११२॥ सत्यसंधानंदमुनिर्विशोकानन्दमण्डलम् । त्रिलोकेशानन्द आयान्नन्दनानन्दमण्डलम् । ॥११३॥ प्रमोदनानन्दमुनिः सद्गत्यानन्द आगमत् । सत्यधर्मानन्दसाधुः पुण्यानन्दश्च शिष्ययुक् ॥११४॥ गदाधरानन्द आयाद्दुर्जयानन्दमण्डलम् । तथा चक्रधरानन्दः कुमुदानन्द आययौ ॥११५॥ सनातनानन्दमुनिरक्षोभ्यानन्द आययौ । छिन्नसंशयानंदश्च सुलभानन्दमण्डलम् ॥११६॥ कैवल्यात्मानन्दसाधुर्निजशिष्यैः समन्वितः । विशुद्धात्मानन्दसाधुर्योगीशानन्द आययौ ॥११७॥ त्रिलोकात्मानन्दमुनिर्ज्येष्ठानन्दस्तथाभ्यगात् । आदित्यवर्णानन्दश्च शुद्धानन्दः समाययौ ॥११८॥ तथा धनञ्जयानन्दः सुनेत्रानन्द आययौ । पुण्यकीर्त्यानन्दसाधुः सद्भूत्यानन्द आगमत् । ॥११९॥ भूतावासानन्द आयाद्धियानन्दः स्वशिष्ययुक् । विश्वमूर्त्यानन्ददिव्यमूर्त्यानन्दावुपेयतुः ॥ १२० ॥ लोकनाथानन्द आयाच्छरण्यानन्द आशु च । साक्ष्यानन्दः सशिष्यश्च सुहृदानन्द आगमत् ॥१२१ चतुर्वेदानन्दमुनिः सत्त्वानन्दः सशिष्यकः । ईश्वरेश्वरानन्दश्चोद्भवानन्द उपागमत् ॥१२२॥ महाभूतानन्द आयादानन्दानन्दमण्डलम् । यज्ञानन्दश्च परमप्रकाशानन्द आययौ ॥१२३॥ योगेश्वरानन्दमुनिर्हर्यानन्दस्तथाययौ । विश्वचैतन्यानन्दश्च क्षेत्रज्ञानन्द आगमत् ॥१२४॥ तद्रूपानन्द आगच्छत्सत्यानन्दश्च शिष्ययुक् । श्रीनिवासानन्दमुनिरखण्डानन्द आययौ ॥१२५॥ सद्धर्मानन्दचैतन्यानन्दावाजग्मतुर्द्रुतम् । भक्तेश्वरानन्दमुनिरीशानन्दस्तथाययौ॥१२६॥ रासेश्वरानन्दमुनिर्भावानन्द उपागमत् । हिरण्मयानन्दमुनिर्भूमानन्दश्च सत्वरम् ॥१२७॥

तानागतान्साधुजनान्यथार्हं सम्मानयामास हरिश्च राजा । कृष्णेक्षणानन्दमुदस्ततश्च महामठे ते विदधुर्निवासान् ॥१२८॥ हरिश्च देशान्तरतोऽभियातान्भक्तान्स सर्वानपि मानयित्वा । सम्भावयामास च वासयित्वा स्थानेषु तत्तज्जनतोचितेषु

ઇશાનંદ, રાસેશ્વરાનંદ, ભાવાનંદ, હિરણ્મયાનંદ અને ભૂમાનંદમુનિ. આ સઘળા સંતો સ્વસ્વશિષ્યમંડળે સહિત અન્નકૂટોત્સવ ઉપર શ્રીહરિનાં દર્શન માટે ત્યાં–દુર્ગપુરમાં આવ્યા હતા. ॥૧૧૭–૧૨૭॥

આ પ્રમાણે આવેલા તે સઘળા સંતોનું શ્રીહરિએ અને ઉત્તમરાજાએ યથાયોગ્ય સન્માન કર્યું. અને શ્રીહરિનાં દર્શન થવાથી અત્યંત આનંદ પામેલા તે સંતોએ પછી મોટી ધર્મશાળામાં પોતાના ઉતારા કર્યા. ॥૧૨૮॥ અને દેશાન્તરથી આવેલા એવા સર્વ ગૃહસ્થ ભક્તજનોને પણ શ્રીહરિએ સન્માન કરીને તે તે ભક્તજનોને ઉચિત એવાં સ્થાનોમાં નિવાસ કરાવીને સર્વની સંભાવના કરી હતી. ॥૧૨૯॥ અને તે શ્રીહરિનાં

॥१२९॥ सर्वेऽपि ते त्यागिगृहस्थभक्तास्तद्दर्शनानन्दभृतान्तरङ्गाः। सुखेन तत्र न्यवसन् यथार्हं कृष्णप्रसादाप्तमनोरथान्ताः ॥१३०॥ प्राच्या उदीच्या अथ दाक्षिणात्या भक्ताः प्रतीच्याश्च सयोषितोऽपि । समर्चनं तस्य यथावदेते चक्रुर्महासंसदि भूरिभक्त्या ॥१३१॥ सुगन्धचार्वक्षतनैकजातिसुगन्धिपुष्पस्रगनर्घ्यवस्त्रैः। सहेममुक्ताभरणैश्च नानानैवेद्यनीराजनदक्षिणाभिः ॥१३२॥ आत्मीयदेशोद्भवभव्यवस्तुसमर्पणैश्च स्तुतिभिः पुपूजुः । सुगन्धवृन्दादलपुष्पहारैः सन्तोऽपि भक्त्या स्तुतिभिस्तमार्चन् ॥१३३॥ पाकक्रियायां निपुणाश्च भक्ताः सहस्रशस्तत्र नराश्च नार्यः । पाकं महान्तं विदधुर्विशुद्धं चतुर्विधं भूरिसिताघृताढ्यम् ॥१३४॥ सन्तर्पयामास हरिः स्वयं तान् सापार्षदान्परिवेषणेन। सभासु वार्त्ताभिरनेकधासौ निःसंशयामास च भक्तसङ्घान् ॥१३५॥ दीपावलीमहमसौ सुविधाय तिथ्यामूर्जे सितप्रतिपदि प्रभुरन्नकूटम् । एकाधिकैकशतमद्रसवत्पदार्थैः कृष्णाग्रतश्च विदधे विधिवद्विधिज्ञः ॥१३६॥ तेनैव भक्तजनतामखिलांश्च दीनानान्तुकानपि जनान्समतर्पयत्सः।

દર્શન કરીને આનંદથી જેમનાં અંતઃકરણ ભરાઇ ગયાં છે, એવા તે સઘળા ત્યાગી અને ગૃહસ્થ ભકતજનો પણ પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી મનોરથોના અંતને પામ્યા એવા થકા ત્યાં-શ્રીહરિએ આપેલા ઉતારાઓમાં યથાયોગ્ય સુખેથી નિવાસ કરીને રહ્યા હતા. ॥૧૩૦॥ પૂર્વ દેશમાં રહેનારા, ઉત્તર દેશમાં રહેનારા, તેમજ દક્ષિણ દેશમાં રહેનારા અને પશ્ચિમ દેશમાં રહેનારા એ સઘળા ભકતજનોએ પોત પોતાની સ્ત્રીઓએ સહિત એવા થકા, મહાસભામાં વિરાજમાન એવા તે શ્રીહરિની મહાપૂજા શાસ્ત્રવિધિ પ્રમાણે અતિશય ભક્તિપૂર્વક કરી હતી. ॥૧૩૧॥ તે પૂજા સુગંધિ ચંદનો, સુંદર અક્ષત, (આખા ચોખા) અનેક જાતિનાં સુગંધમાન પુષ્પોની માળાઓ, અમૂલ્ય વસ્ત્રો, સોનાનાં અને મોતીનાં આભૂષણો, અનેક પ્રકારનાં સાકર અને પતાસાં વિગેરે નૈવેદ્યો, તથા આરતી અને દક્ષિણાઓ-ભેટો, તેમજ પોત-પોતાના દેશોમાં બનેલી તેમજ ઉત્પન્ન થયેલી ભવ્ય વસ્તુઓ અર્પણ કરવી, તથા ભગવાનની સ્તુતિ કરવી. એ વિગેરે સામગ્રીઓથી કરી હતી. તેમજ સર્વ સંતોએ પણ સુગંધિ ચંદન, તુલસીપત્ર, પુષ્પોના હાર તથા સ્તુતિઓ કરવી. એ આદિકથી ભક્તિપૂર્વક તે શ્રીહરિની પૂજા કરી હતી. ॥૧૩૨-૧૩૩॥ તે દુર્ગપુરમાં પાકક્રિયામાં નિપુણ એવા હજારો હજાર ભકતજનો પુરૂષો અને સ્ત્રીઓ તે સમયમાં ઘણું ક ઘી અને સાકર તેણે યુકત એવો-ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એમ ચાર પ્રકારનો મોટો વિશુદ્ધ પાક (રસોઇ) તૈયાર કરતા હતા. ॥૧૩૪॥ અને સ્વયં શ્રીહરિ તે મુકતાનંદાદિક સર્વ સંતોને તથા પાર્ષદોને પોતે પીરસીને ખૂબ તૃપ્ત કરતા હતા. અને સભામાં વિરાજમાન થઇને અનેક પ્રકારની વાર્તાઓથી ભકતસમૂહોને નિઃસંશય કરતા હતા. ॥૧૩૫॥ સર્વ વિધિને જાણનારા અતિસમર્થ એ શ્રીહરિએ દીપાવલીનો ઉચ્છવ આરી રીતે કરીને કાર્તિક માસમાં શુકલ પ્રતિપત્ (પડવાને) દિવસે શ્રીવાસુદેવ-નારાયણની પ્રતિમા આગળ સુંદર રસવાળા એક સો એક પદાર્થોથી વિધપૂર્વક અન્નકોટની રચના કરી—( મુકુંદાનંદાદિક વર્ણીઓ પાસે રચના રચાવીને આરતી કરાવી.) ॥૧૩૬॥ પછી તે શ્રીહરિએ ભગવાનને નૈવેદ્ય કરેલા તે અન્નથીજ સર્વ ભકતસંઘોને

एवं हि विस्मयकरं धरणीपतीनामेतं महोत्सवमुदारमनाश्चकार ॥१३७॥ तस्मिन्महोत्सवदिने भगिनी नृपस्य वैराग्यभक्तिभरिता ललिता सुशीला । आदेशतो भगवतो निजपूज्यकृष्णमूर्तेः समारभत कर्तुमथान्नकूटम् ॥१३८॥ नानाविधं सुमधुरं शुचिभोज्यजातं भक्तिप्रकर्षपरिपूतमतिप्रकृष्टम् । स्थालीषु काञ्चनमयीषु समुज्ज्वलासु सम्यग्भृतं भगवतः पुरतो निधाय ॥१३९॥ बद्धाञ्जलिः परमभक्तिभृतान्तरङ्गा कृष्णं विभाव्य भगवत्प्रतिमास्वरूपे । तस्मिन्विलीनहृदयेदमुवाच नाथ! भुंक्ष्वाधुनार्पितमिदं भगवन्मयेति ॥१४०॥ सर्वान्तरः स भगवानथ धर्मसूनुः स्वस्मिन्सतीं परमभक्तिमवेक्ष्य तस्याः । तां प्रीणयन्प्रकटितस्वपरस्वरूपः कृष्णात्मना स बुभुजे नितरां प्रसन्नः ॥१४१॥ तं राधया च रमया परिचर्यमाणं सर्वेश्वरेश्वरमनन्तमहाविभूतिम् । अश्नन्तमादरत आत्मसमर्पितं तदालोक्य विस्मयमसौ ललिता प्रपेदे ॥१४२॥ एवं निजार्पितमनोनयनामनन्यभक्तां विधाय परिपूर्णमनोरथां ताम् । संहृत्य तत्परतरं निजदिव्य-

તેમજ સઘળા દીનજનોને તથા આગન્તુક જનોને પણ સારી પેઠે તૃપ્ત કર્યાં હતા. આ પ્રમાણે મોટા ભૂપોને પણ અતિ વિસ્મય કરનારોઆ અન્નકોટનો મહોચ્છવ ઉદાર મનવાળા એ શ્રીહરિએ કર્યો હતો. ॥૧૩૭॥ તે અન્નકોટના મહોચ્છવને દિવસે ઉત્તમ-રાજાની બ્હેન કે જે- વૈરાગ્ય અને ભક્તિથી ભરપૂર અને સારા સ્વભાવવાળી એવી લલિતા નામે હતી. તે લલિતાએ પછી ભગવાન શ્રીહરિની આજ્ઞાથી પોતાને પૂજવા આપેલી કૃષ્ણની પ્રતિમાની આગળ અન્નકોટ કરવાને માટે સમારંભ કર્યો. ॥૧૩૮॥ અને અતિ ઉજ્વળ એવી સોનાની થાળીઓમાં સારી રીતે ગોઠવીને ભરેલાં, નાના પ્રકારનાં અતિ મધુર અને ભક્તિની પરા કાષ્ટાથી અતિ પવિત્ર બનેલાં એવાં શુદ્ધ પવિત્ર ભોજનો ભગવાનની આગળ સ્થાપન કરીને, પરમ-પ્રેમલક્ષણા ભક્તિથી જેનું હૃદય ભરાઇ આવ્યું છે એવાં થકાં તે લલિતાએ પોતાના બંને હાથ જોડીને ભગવાનની પ્રતિમામાં સાક્ષાત્ શ્રીહરિ પોતાના ઇષ્ટદેવની વિભાવના-એકરૂપાત્મક દ્રઢ ભાવના કરીને તે સ્વરૂપમાં અત્યંત વિલીન થઇ ગયું છે હૃદય જેમનું એવાં થકાં-હે નાથ! હે ભગવન્! હમણાં મેં અર્પણ કરેલું આ ભોજન આપ જમો-અંગીકાર કરો ! એમ ગદ્ગદ્ કંઠ થઇને પ્રાર્થના કરવા લાગ્યાં. ॥૧૩૯-૧૪૦॥ ત્યારે સર્વાન્તરાત્મા એવા તે ધર્મપુત્ર શ્રીહરિ ભગવાન તે લલિતાની પોતાને વિષે સત્યભૂત એવી પરમ ભક્તિ જોઇને-જાણીને તે લલિતાને પ્રસન્ન કરતા થકા પ્રગટ કર્યું છે પોતાનું પરાત્પર દિવ્ય સ્વરૂપ જેમણે એવા થકા અત્યંત પ્રસન્ન થઇને તે ભગવાન કૃષ્ણની પ્રતિમારૂપે સાક્ષાત્ જમવા લાગ્યા.[૧] ॥૧૪૧॥ ત્યારે તે લલિતા તે પ્રત્યક્ષ શ્રીહરિને રાધિકા અને રમાદેવીએ પરિચર્યા કરેલા, સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર, અનન્ત અનેક મહાવિભૂતિઓથી સમ્પન્ન અને પોતે સમર્પણ કરેલું તે ભક્ષ્ય-ભોજ્યાદિક ચતુર્વિધ અન્ન તેને આદરપૂર્વક જમતા એવા પ્રત્યક્ષ પ્રમાણ જોઇને બહુજ વિસ્મય પામ્યાં. ॥૧૪૨॥ આ પ્રમાણે પોતાના સ્વરૂપમાં અર્પણ કર્યું છે મન અને નેત્રો જેમણે એવાં તે અનન્ય ભક્ત લલિતાને પરિ-

૧-આ કથાનો વિસ્તાર સત્સંગિજીવન થકી જાણવો.

रूपमालक्ष्यताथ स तदा प्रतिमास्वरूपः ॥१४३॥ भक्त्युत्सवावधि ततोऽखिलभक्तसङ्घांस्तत्रैव धामनि रिरक्षिपुरीश्वरः स्वे । भोज्यैः पृथक् पृथगनेकविधैस्तु साधून् प्रातर्पयन्निशि चकार मनोज्ञवार्त्ताः ॥१४४॥ कचित्तिथौ स सत्सङ्गदीपं प्राकाशयत् प्रभुः । कचिद्धेमन्तसिंहाय धर्मरक्षामवोचत ॥१४५॥ कचित्स्पर्शविवेकं स भक्तसङ्घानशिक्षयत् । शुकानन्दाय स प्राह धर्मसिद्धिं कचिद्दिने ॥१४६॥ ब्रह्मानन्दाय मुनये पृच्छते स कचिद्दिने । निष्कामशुद्धिमवदद्ब्रह्मचर्यविशुद्धये ॥१४७॥ गोपालानन्दमुनये दिने कचन पृच्छते । त्यागिनित्यविधिं प्राह पाल्यमावश्यकं सताम् ॥१४८॥ स्वरूपाद्वैतमवदन्मुक्तानन्दाय च कचित् । यत्र कृष्णस्वरूपाणामैक्यज्ञानं निरूपितम् ॥१४९॥ स वासुदेवानन्दाय वर्णिने च कचिद्दिने । मन्त्रजापविधिं प्राह श्रीकृष्णस्यानुवासरम् ॥१५०॥ एकादशीव्रतविधिं विस्तरेण कचिद्दिने । निजभक्तजनान् प्रीत्या सभासंस्थो ह्यबूबुधत् ॥१५१॥ कचिदेकान्तिकप्राप्यब्रह्मधामनिरूपणम् । चकार संसदि स्वीयांस्तद्यथावद्बुभुत्सतः ॥१५२॥ अथ स्वपि

---

પૂર્ણ મનોરથવાળાં કરીનેતે શ્રીહરિ પોતાનું પરાત્પર એવું તે દિવ્યરૂપ અંતર્ધાન કરીનેતે સમયમાં સર્વ પ્રકારે તે પ્રતિમાસ્વરૂપેજ જણાવા લાગ્યા. ॥૧૪૩॥ તે પછી ઇશ્વરમૂર્તિ એવા શ્રીહરિ સંતો વિગેરે સર્વ ભક્તસમૂહોને પોતાના તે દુર્ગપુર ધામમાંજ પોતાનાં માતા ભક્તિદેવીના જન્મોત્સવ સૂધી રાખવાની ઇચ્છાવાળા એવા થકા ભિન્ન ભિન્ન અનેક પ્રકારનાં ભોજનોથી સર્વ સંતોને જમાડતા થકા દરરોજ રાત્રિએ સુંદર વાર્તાઓ કરતા હતા. ॥૧૪૪॥ સમર્થ એવા તે શ્રીહરિએ કોઇક દિવસે સત્સંગદીપનો પ્રકાશ કર્યો હતો. ક્યારેક હેમન્તસિંહ રાજાને ધર્મરક્ષા કહી હતી. । ક્યારેક સ્વભક્તસમૂહોને સ્પર્શવિવેક (સ્પૃશ્ય–અસ્પૃશ્યનો નિર્ણય) શીખવાડ્યો હતો. કોઇક દિવસે તે શ્રીહરિએ શુકાનંદમુનિને ધર્મસિદ્ધિ કહી હતી. । ક્યારેક તો પોતાને પૂછતા એવા બ્રહ્માનંદમુનિને બ્રહ્મચર્યની વિશુદ્ધિ માટે નિષ્કામશુદ્ધિ કહી હતી. । કોઇક દિવસે પોતાને પૂછતા એવા ગોપાળાનંદમુનિને સાધુઓને અવશ્ય પાલન કરવા યોગ્ય ત્યાગી સાધુ જનોનો નિત્યવિધિ કહ્યો હતો. । ક્યારેક મુક્તાનંદમુનિને ભગવત્સ્વરૂપનું અદ્વૈત–(બ્રહ્મપુર–ધામસ્થ દિવ્યસ્વરૂપ અને અવતારરૂપ માનુષાદિ વિગ્રહ એ બંનેની એકતા) કહ્યું હતું કે જેમાં શ્રીકૃષ્ણનાં દિવ્ય-માનુષ બંને સ્વરૂપોનું ઐક્ય જ્ઞાન નિરૂપણ કરવામાં આવ્યું હતું. । કોઇક દિવસે વાસુદેવાનંદ વર્ણીને તે શ્રીહરિએ શ્રીકૃષ્ણના મંત્રનો દરરોજ કરવાનો જપવિધિ કહ્યો હતો. । તેમજ કોઇક દિવસે સભામાં વિરાજમાન થયેલા શ્રીહરિએ પ્રીતિથી પોતાના ભક્તજનોને એકાદશીના વ્રતવિધિનો વિસ્તારથી બોધ કર્યો હતો. । ક્યારેક સભામાં વિરાજમાન શ્રીહરિએ બ્રહ્મપુર ધામને યથાવત્ જાણવાને ઇચ્છતા એવા પોતાના અનન્ય ભક્તોને પોતાના એકાંતિક ભક્તોએ પ્રાપ્ય એવા બ્રહ્મધામનું નિરૂપણ કર્યું હતું. ॥૧૪૫-૧૫૨॥ તે પછી મહામહિમાવાળા શ્રીહરિએ પ્રબોધની એકાદશી અને કાર્તિકી પૂર્ણિમાને દિવસે પોતાનાં માતા ભક્તિદેવી અને પિતા ધર્મદેવ, એમના જન્મનો–(જન્મતિથિનો) મહોત્સવ મોટી મોટી સામગ્રીઓથી કર્યો હતો. અને તેમાં બ્રાહ્મણોને તથા સંત–પાર્ષદોને તેમજ

र्भोजननोत्सवं स प्रबोधनीपूर्णिमयोर्यथावत् । महोपचारैर्विदधे महीयानतर्पयद्ब्राह्मणसाधुभक्तान् ॥१५३॥ एवं महोत्सवमसौ विधिवद्विधाय देशान्तरागतनिजाश्रितभक्तसङ्घान् । आजिज्ञपन्निजनिजान् प्रति गन्तुमीशो देशांस्तदीयसकलेप्सितपूर्त्तिकर्त्ता ॥१५४॥ ते तं विहाय निजदेशगमे त्वशक्ता अप्यात्मवल्लभनिदेशवशेन जग्मुः । तस्याज्ञयैव मुनयोऽपि स शिष्यकास्तं स्तुत्वाज्ञबोधविधये विनयेन जग्मुः॥१५५॥भक्तान्विसृज्य सुखमास्थितमात्मवासे योषा जयादय उपेत्य तदेकचित्ताः । सम्पूज्य तं विविधचन्दनपुष्पवस्त्रैर्भावानुसारिनुतिभिर्नुनुवुश्च भक्त्या ॥१५६॥ स्वातिप्रियं गुणमसौ वनितामिराभिः पृष्टः स्वभक्तिममलामवदत्ततस्ताः । तामेव नित्यमचलां परमादरेण तस्मिन्नराकृतिपरात्मनि चक्रुरेकाम् ॥१५७॥ संतोषमाप्य परमं स्वयमेव भक्तिस्ताभ्यः स्वदर्शनमदात्तत इच्छयास्य । प्रीत्या तदिष्टवरमाशु वितत्य साथ विद्युल्लतेव सहसैव तिरोबभूव ॥१५८॥ एवं स्वभक्तजनमानसवाञ्छितार्थान् सम्पूरयन् कपटमानवमूर्तिरीशः । नानाविधान् भुवि ततान महोत्सवान् ये चक्रुर्धरापतिमनस्स्वपि भूरिचित्रम् ॥१५९॥

ભક્તજનોને જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૧૫૩॥ સ્વભક્તજનોના સકલ ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરનારા એવા અતિ સમર્થ એ શ્રીહરિએ આ પ્રમાણે આ મહોત્સવ વિધિપુરઃસર કરીને દેશાન્તરમાંથી આવેલા પોતાના આશ્રિત ભક્તસમૂહોને પોત–પોતાના દેશો પ્રત્યે જવાને માટે આજ્ઞા કરી. ॥૧૫૪॥ ત્યારે તે શ્રીહરિને છોડીને પોતાના દેશમાં જવામાં અસમર્થ–(જવાને ઇચ્છતાજ નહોતા) એવા થકા પણ આત્મવલ્લભ એવા શ્રીહરિની આજ્ઞાના વશપણાથી પોત-પોતાના દેશમાં ગયા. અને મુનિઓ પણ તે શ્રીહરિની આજ્ઞાથીજ પોત–પોતાના શિષ્યોએ સહિત વિનયથી તે શ્રીહરિની સ્તુતિ કરીને અજ્ઞજનોને ભગવત્સ્વરૂપનો બોધ કરવા માટે દેશાન્તરોમાં ગયા. ॥૧૫૫॥ આ પ્રમાણે દેશાન્તરના ભક્તજનોને પોત–પોતાના દેશમાં વળાવીને સુખેથી પોતાના નિવાસસ્થાનમાં વિરાજમાન થયેલા તે શ્રીહરિની પાસે જયા-લલિતા આદિક સ્ત્રીઓ કે જેઓ તે શ્રીહરિના સ્વરૂપમાંજ એકાગ્ર ચિત્તવાળી હતી. તેઓ ત્યાં આવીને અનેક પ્રકારનાં ચંદન પુષ્પ અને વસ્ત્રાદિકથી રૂડે પ્રકારે પૂજા કરીને પોત-પોતાની મનોભાવના અનુસારે સ્તુતિવચનોથી ભક્તિપૂર્વક સ્તુતિ કરવા લાગી. ॥૧૫૬॥ અને એ ભક્ત સ્ત્રીઓએ પોતાને-(શ્રીહરિને) અતિ પ્રિય ગુણ પૂછેલા એ શ્રીહરિએ પોતાની નિર્મળ ભક્તિજ પોતાને ઇષ્ટ ગુણ છે એમ કહ્યું હતું. તેથી તે સર્વ અબળાઓ નરાકાર પરમાત્મા એ પ્રત્યક્ષ શ્રીહરિને વિષેજ અચળ એવી એકાંતિકી ભક્તિજ નિરંતર પરમ આદરથી કરતી હતી. ॥૧૫૭॥ અને તે કારણથીજ પરમ પ્રસન્નતા પામીને તે ભક્તિદેવીએ પોતેજ એ શ્રીહરિની ઇચ્છાથી તે જયા આદિક સ્ત્રીઓને પોતાનું સાક્ષાત્ દર્શન આપ્યું. અને પછી તે ભક્તિદેવીએ તુરતજ તે સ્ત્રીઓને ઇચ્છિત વર પ્રીતિપૂર્વક આપીને એકદમ વિદ્યુલ્લતાજ જેમ એમ અંતર્ધાન થઇ ગયાં. ॥૧૫૮॥ કપટથી માનવમૂર્તિ બનેલા એવા તે શ્રીહરિ આ પ્રમાણે પોતાના ભક્તજનોએ મનથી વાંછિત અર્થોને સંપૂર્ણ કરતા થકા પૃથ્વી ઉપર જન્માષ્ટમી આદિકના મોટા મોટા ઉચ્છવો કર્યા હતા. કે–જે મહોત્સવો મોટા ધરાપતિઓના મનમાં પણ અતિશય આશ્ચર્ય ઉપજાવતા હતા. ॥૧૫૯॥

૧–આ સર્વ કથાઓનો વિસ્તાર સત્સંગિજીવન થકી જાણી લેવો.

साधुमण्डळगणागमहृष्टः सर्वसाधुपरिवेषणतुष्टः
अन्नकूटमहसम्भृतिसक्तः कृष्ण एव हृदि मेऽस्तु सुतुष्टः ॥१६०॥

इति श्रीमदुद्धवस... . नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये दुर्गपत्तनेऽन्नकूट-
महोत्सवे सकलसाधुनामसङ्कीर्त्तनपूर्वकमुत्सवविधिनिरूपणं नाम
सप्तत्रिंश उल्लासः ॥३७॥

---

દુર્ગપુરમાં સાધુમંડળોના સમૂહો આવવાથી અતિ હર્ષ પામેલા, સર્વ સંતમંડળને પોતે પીરસીને જમાડવાથી સંતુષ્ટ થયેલા. અને અન્નકોટના મહોત્સવની સામગ્રીઓ સંપાદન કરવામાં અતિ એકાગ્ર થયેલા એવા એ મારા ઇષ્ટદેવ શ્રીહરિ–કૃષ્ણ મારા હૃદયમાં અતિ પ્રસન્ન થકા અખંડવિરાજમાન રહો. ॥૧૬૦॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાય........શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં
દુર્ગપત્તનમાં અન્નકોટનો મહોત્સવ નિરૂપણ કર્યો એ નામે સાડત્રીશમો
ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૭॥

---

# उल्लासार्थसङ्ग्रहः

श्रीमान् सारङ्गपुर्यादिषु बहुषु पुरग्राममुख्येषु भक्तान्
धर्मज्ञानोपदेशैः श्रुतिहितममृतं पाययन् यः क्रमेण।
लोहग्रामं समेत्य व्यतनुत महितं शाकपाकं स्वयं श्री-
राधाभ्यां सेव्यमानः स्वकृतिरसविदः प्राशयन्सोऽयमव्यात्॥
ख्यापयन् रसतां मुख्यां श्रौतीं स्वस्य स्वयं हरिः।
मुक्ताभोग्यरसं शाकं स्वकरस्पर्शतोऽकरोत् ॥३८-१-२॥

સારંગપુર મુખ્ય જેમાં છે એવાં ઘણાંક મોટાં મોટાં પુર અને ગામોમાં રહેલા ભક્તજનોને ધર્મ અને જ્ઞાનાદિકના ઉપદેશોથી શ્રુતિશાસ્ત્રે પ્રતિપાદન કરેલું–મોક્ષોપાયભૂત જ્ઞાનામૃતનું પાન કરાવતા થકા જે શ્રીમાન્ ગહ્વાનંદસ્વામી અનુક્રમે વિચરતા થકા લોયા ગામમાં આવીને મોટા દેવતાઓએ પણ વખાણવા યોગ્ય શાકરૂપ પાકને સ્વયં શ્રીહરિ, લક્ષ્મીજી અને રાધા આદિક શક્તિઓએ તથા શ્રદ્ધા આદિક માતાઓએ દિવ્યરૂપે સેવ્યા થકા તૈયાર કરીને પોતાની કૃતિરૂપ પ્રસાદના સ્વાદને જાણનારા–ઇચ્છનારા એવા સ્વભક્તોને જમાડનારા તે ભગવાન અમારી રક્ષા કરો. ॥

અને–' रसो वै सः ' ' आनन्दं ब्रह्म ' એ વિગેરે શ્રુતિવિહિત પોતાની મુખ્ય રસતાને આ લોકમાં વિસ્તારતા થકા વૃંતાકના શાકને પોતાના કરકમળના સ્પર્શમાત્રથીજ મુક્તપુરૂષોએ ભોગ્ય રસવાળું બનાવ્યું હતું. ॥૩૮–૧–૨॥

# अष्टत्रिंश उल्लासः

स्वामी वसन्दुर्गपुरे कुर्वन्नानाविधोत्सवान्। मुहुर्वृत्तालयं प्रायात्पुरं भक्तहितेहया ॥१॥ एकादश्युत्सवं क्वापि क्वापि जन्माष्टमीमहम्। क्वापि दोलोत्सवं चक्रे अन्नकूटोत्सवं क्वचित् ॥२॥ आयादुर्गपुरं तत्र विधायोत्सवमीश्वरः। वसंस्तत्र पुराणानि शुश्राव सकलानि सः ॥३॥ उत्तमं भूपमवदच्छ्रीमद्भागवतस्य सः। माहात्म्यं श्रुतिदानादेः स्वयं तद्विधिवद्ददौ ॥४॥ सारङ्गपुरभूपेन प्रार्थितो जीववर्मणा। क्वचित्तत्र प्रयाति स्म सद्भिः परिवृतोऽखिलैः ॥५॥ तत्र पौरैश्च भूपेन तत्पुत्र्या देविकाख्यया। राठाख्यक्षत्रभक्तेन सेवितो न्यवसत्सुखम् ॥६॥ भक्तैः पुञ्जादिभिर्मालत्यादिभिः स्त्रीजनैश्च सः। यथार्हं सेवितस्तत्र चक्रे जन्माष्टमीमहम् ॥७॥ जन्माष्टमीव्रतविधिं समाहात्म्यं स संसदि। सर्वमुक्त्वा भक्तिधर्मवार्त्ताश्च बहुधाकरोत् ॥८॥ तत्र स्थित्वा मासमेकं वास्तुभूपेन सोऽर्थितः। कार्यायनं पुनर्गत्वा मासद्वयमुवास च ॥९॥ अन्नकूटाद्युत्सवांश्च महतस्तत्र सोऽकरोत्। साधून् ज्ञानादिवार्त्ताभिस्तर्पयामास संसदि ॥१०॥

## ઉલ્લાસ ૩૮ મો.

ઉત્તમ રાજાના દુર્ગપુરમાં નિવાસ કરીને રહેતા થકા નાના પ્રકારના મહોત્સવોને કરતા એ શ્રીહરિ ભકતનું હિત કરવાની ઇચ્છાથી વારંવાર વૃત્તાલય પુરમાં આવતા. અને ક્યારેક એકાદશીનો મહોત્સવ કરતા હતા, ક્યારેક જન્માષ્ટમીનો મહોત્સવ, ક્યારેક ફુલદોળનો મહોત્સવ અને ક્યારેક અન્નકોટનો મહોત્સવ કરતા હતા. ॥૧-૨॥ હવે-અતિ સમર્થ શ્રીહરિ કોઇક વખત વડતાલમાં ફુલદોળનો મહોત્સવ કરીને દુર્ગપુર પ્રત્યે આવ્યા. અને ત્યાં-દુર્ગપુરમાં નિવાસ કરીને રહ્યા થકા શ્રીહરિએ સર્વ પુરાણો શ્રવણ કર્યાં હતાં. ॥૩॥ અને તે શ્રીહરિએ ઉત્તમ રાજાને શ્રીમદ્ભાગવત પુરાણના શ્રવણનો અને દાનનો તેમજ પુરશ્ચરણનો મહિમા કહ્યો હતો. અને પોતે શ્રીહરિએ પણ તે શ્રીમદ્ભાગવત પુરાણનું દાન વિધિપુરઃસર કર્યું હતું. ॥૪॥ પછી ક્યારેક સારંગપુરના રાજા જીવાખાચરે પ્રાર્થના કર્યા થકા શ્રીહરિકૃષ્ણ ભગવાન સર્વ સંતોએ વીંટાયા થકા ત્યાં-સારંગપુર પધાર્યા હતા. ॥૫॥ અને તે પુરના નિવાસી ભકતજનોએ, ભૂપતિ જીવાખાચરે અને તેમનાં પુત્રી દેવીબાએ, તથા રાઠોડ નામે ક્ષત્રિય ભકતજને સેવા કર્યા થકા ત્યાં સુખેથી નિવાસ કરીને રહ્યા હતા. ॥૬॥ અને પુંજાજી વિગેરે ભકતજનોએ તથા માલતી વિગેરે સ્ત્રીજનોએ યથાયોગ્ય સેવ્યા થકા ત્યાં-સારંગપુરમાં શ્રીહરિએ જન્માષ્ટમીનો મહોત્સવ કર્યો હતો. ॥૭॥ અને તે શ્રીહરિએ સભામાં વિરાજમાન થઇને જન્માષ્ટમીના વ્રતનો સઘળો વિધિ તેના માહાત્મ્યે સહિત કહીને ભકિત અને ધર્મ સંબંધી વાર્તાઓ અનેક પ્રકારે કરી હતી. ॥૮॥ આ પ્રમાણે તે સારંગપુરમાં એક માસ પર્યંત રહીને પછી શ્રીહરિ કારીયાણી ગામે જઇને બે માસ સૂધી ત્યાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૯॥ અને શ્રીહરિએ ત્યાં કારીયાણીમાં અન્નકોટ વિગેરેના મહોત્સવો કર્યા હતા અને સભામાં વિરાજમાન થઇને સર્વ સંતોને જ્ઞાનાદિકની

हेतूंश्च स्वर्गनरकप्राप्तेः कर्माणि तत्त्वतः । विविच्याकथयद्राज्ञ उत्तमायैव पृच्छते ॥११॥ लोह्यामं ततो नीतः सोऽर्थित्वा सूरभूभृता । सिंहगुप्तादिभिर्वैश्यैः सेवितस्तत्र सोऽवसत् ॥१२॥ तत्र कोमलवृन्ताकव्यञ्जनं स्वयमेव सः । संस्कृत्य प्रचुराज्येन सुस्वादु प्राशयत्सतः ॥१३॥ हरिः कोमलवृन्ताकशाकं कृत्वा स्वयं प्रभुः । ऐच्छद्भोजयितुं प्रीत्या सतश्चान्यान्मुनिप्रियः ॥१४॥ शाकं कर्तुमथोद्युक्तं तं द्रष्टुं धर्मयोषितः । तत्रेयुर्दिव्यभावेन श्रद्धाद्या मातरो हरेः ॥१५॥ दिव्यभावेन कृष्णस्य रुक्मिण्याद्याः स्त्रियस्तथा । आयन् विलोक्य तं तत्र शान्तिं प्रायंस्तथाविधम् ॥१६॥ तावदस्थापयच्चुल्यां हरिरुद्धानके मुदा । कटाहं मोदयन्नानाक्रियास्वत्यन्तकौशलः ॥१७॥ प्राज्यमाज्यमथ श्रद्धा ददौ तस्मै मुदोत्तमम् । ततो हरिः कटाहे तत्र्यक्षिपद्रुचिरं घृतम् ॥१८॥ ततो मैत्री ददौ प्रीत्या तस्मै जीरकमुत्तमम् । मरीचानि दया प्रादाच्छान्तिस्तिक्तानि चादरात् ॥१९॥ त्वचस्तुष्टिस्तथा पुष्टिर्लवङ्गानि मुदा ददौ । राजिकामु-

---

વાર્તાઓથી ખૂબ તૃપ્ત કર્યા હતા. ॥૧૦॥ અને સ્વર્ગ—નરકની પ્રાપ્તિમાં હેતુભૂત એવાં શુભ-અશુભ કર્મોની વિક્તિને પૂછતા એવા ઉત્તમરાજાને શ્રીહરિએ વાસ્તવિક રીતે વિક્તિપૂર્વક તે બન્ને પ્રકારનાં કર્મ કહી બતાવ્યાં હતાં. ॥૧૧॥ તે પછી સૂર નામના રાજાએ—(સુરાખાચરે) પ્રાર્થના કરીને લોયા ગામ પ્રત્યે પધરાવેલા તે શ્રીહરિ સિંહગુપ્ત વિગેરે વૈશ્ય ભક્તોએ સેવા કર્યા થકા ત્યાં—લોયા ગામમાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૧૨॥ અને તે લોયા ગામમાં શ્રીહરિએ કોમળ વૃન્તાકનું શાક પુષ્કળ ઘીથી પોતેજ સુંદર બનાવીને અતિ સ્વાદિષ્ટ તે શાક સર્વ સંતોને ખૂબ જમાડયું હતું. ॥૧૩॥ (એ[1] શાકોત્સવનું વિસ્તારથી વર્ણન કરેછે—) મુનિઓ જેમને અતિશય પ્રિય છે એવા અતિ સમર્થ શ્રીહરિએ પોતેજ કોમળ વૃન્તાકનું શાક કરીને તે શાક સર્વ સંત—પાર્ષદોને પ્રીતિપૂર્વક જમાડવાને માટે ઇચ્છા કરી. ॥૧૪॥ હવે—ભગવાન શ્રીહરિ જ્યારે શાક કરવાને માટે તૈયાર થયા ત્યારે શ્રીહરિની માતાઓ શ્રદ્ધા આદિક ધર્મદેવની પત્નીઓ શ્રીહરિનાં દર્શન માટે દિવ્યરૂપે કરીને ત્યાં આવી. તેમજ—રૂક્મિણી વિગેરે શ્રીકૃષ્ણની પટ્ટાંગનાઓ પણ દિવ્યરૂપે ત્યાં આવી. અને ત્યાં શાક બનાવવાને માટે તત્પર થયેલા શ્રીહરિને જોઇને પરમ શાંતિને પામી હતી. ॥૧૫–૧૬॥ તેટલાકમાં અનેક ક્રિયાઓમાં પરમ નિપુણ એવા ધર્મપુત્ર શ્રીહરિએ સર્વ જનોને આનંદ આપતા થકા આનંદપૂર્વક ચૂલા ઉપર મોટું કઢાયું મૂકયું. ॥૧૭॥ તે સમયમાં ધર્મદેવની પત્ની અને શ્રીહરિની માતા શ્રદ્ધાદેવીએ અતિ આનંદથી ઉત્તમ એવું ઘણુંક ઘી તે શ્રીહરિને આપ્યું. ત્યારે શ્રીહરિએ તે સુંદર ઘી વઘારને માટે કઢાયામાં નાખ્યું. ॥૧૮॥ પછી મૈત્રીદેવીએ તે શ્રીહરિને પ્રીતિપૂર્વક ઉત્તમ જીરૂ આપ્યું, દયાદેવીએ વાટેલાં મરીઆં આપ્યાં, તુષ્ટિદેવીએ તજ આપી, પુષ્ટિદેવીએ આનંદપૂર્વક લવીંગ આપ્યાં, ઉન્નતિદેવીએ રાઇ આપી અને ક્રિયાદેવીએ મેથી આપી. ॥૧૯–૨૦॥ પછી

---

૧—શ્રીહરિએ કરેલો આ શાકોત્સવ સત્સંગમાં અતિ પ્રસિદ્ધ અલૌકિક ચરિત્રરૂપે મનાયછે અને તેનાં કીર્તનો પણ રચાયલાં છે.

घृतिः प्रादान्मेथिकां च क्रिया ततः ॥२०॥ सन्धूक्ष्याथ हरिश्चुल्ल्यां वह्निं कड्कडिते घृते । जीरकं च मरीचानि त्वग्लवङ्गादि चाक्षिपत् ॥२१॥ निक्षिप्याथ हरिस्तस्मिन्वृन्ताकानि क्रियापटुः । छुङ्कारक्रूङ्करं चक्रे शाकसंस्कारमुत्सुकः ॥२२॥ संस्कृतस्येति शाकस्य हरिणा सौरभो महान् । व्यानशे निखिले ग्रामे चित्रकृद्धाखिला दिशः ॥२३॥ बुद्धिश्च सिन्धुजं मेधा हरिद्रां प्रददौ ततः । तितिक्षा चार्द्रधान्याकानार्द्रकं ह्रीस्तथा परम् ॥२४॥ मूर्तिर्मुदा दधि प्रादात्तस्मै भक्तप्रियाय वै । हारिमन्थं च सत्पिष्टं रुक्मिणी प्रददौ मुदा ॥२५॥ स ततः सिन्धुजं तस्मिन् हरिद्रादीनि चाक्षिपत् । तस्मै विचित्रपात्राणि ततः सत्यादयो ददुः ॥२६॥ समाधिमन्तश्चान्येऽपि तथापश्यन् हरीच्छया । प्रासदिव्यदृशो भक्ता महानन्दमगुस्तथा ॥२७॥ अन्ये तूक्तानि वस्तूनि सद्दत्तानि व्यलोकयन् । अहसन्मन्दमन्दं तु र्थीहरिस्तन्निरीक्ष्य हि ॥२८॥ दूराज्जयारमाद्याश्च वीक्ष्य दिव्यदृशाथ तत् । अत्याश्चर्याभृतास्तर्हि मग्ना ह्यासन् सुखाम्बुधौ ॥२९॥ इत्थं शाकफरस्तावद्धरिः पीताखिलाम्बरः । हस्तहस्तक ईशेशो दर्शनीयस्तदाऽभवत् ॥३०॥ इत्थं

શ્રીહરિએ ચૂલામાં અગ્નિ સળગાવીને ઘી જ્યારે કડ-કડ થયું ત્યારે તેમાં જીરૂ, મરીઆં, તજ અને લવીંગ વિગેરે તે કઢાયામાં નાખ્યું. ॥૨૧॥ પછી પાકક્રિયામાં ચતુર એવા શ્રીહરિએ ઉત્સાહપૂર્વક તે કઢાયામાં સુધારેલાં વૃન્તાક નાખીને છમકાર બોલાવીને સુંદર વઘાર કર્યો. ॥૨૨॥ આ પ્રમાણે શ્રીહરિએ સંસ્કાર કરેલા શાકનો આશ્ચર્યકારી અતિ ઉત્તમ સુગંધ આખા ગામમાં ચારેય દિશાઓમાં પણ વ્યાપી ગયો હતો. ॥૨૩॥ ત્યાર પછી ધર્મપત્ની બુદ્ધિદેવીએ શાકમાં નાખવા માટે મીઠું અને મેધાદેવીએ હરિદ્રા આપી, તિતિક્ષાદેવીએ લીલા ધાણા આપ્યા અને લજ્જાદેવીએ સુંદર આદુ આપ્યું. ॥૨૪॥ મૂર્તિદેવીએ ભક્તપ્રિય ભગવાન શ્રીહરિને આનંદપૂર્વક દહીં આપ્યું. અને રૂક્મિણીદેવીએ આનંદથી સુંદર ચણાનો લોટ આપ્યો. ॥૨૫॥ તે પછી શ્રીહરિએ મીઠું અને હળદર વિગેરે એ બધું તે શાકમાં નાખ્યું. અને તે પછી સત્યભામા આદિક કૃષ્ણાંગનાઓએ તે શ્રીહરિને પીરસવામાં ઉપયોગી એવાં અનેક વિચિત્ર પાત્ર આપ્યાં. ॥૨૬॥ અને આ પ્રમાણે આપતાં તે સમયમાં સમાધિવાળા જનોએ તથા ભગવાનની ઇચ્છાથી બીજા જનોએ પણ પ્રત્યક્ષ જોયું હતું. અને ભગવાનના સંકલ્પ-બળથી દિવ્ય દ્રષ્ટિ પામેલા તે સઘળા ભક્તજનો આ પ્રમાણે જોઈને બહુજ આનંદ પામ્યા હતા. ॥૨૭॥ અને સમાધિ સિવાયના બીજા જનો તો તે સઘળી વસ્તુઓ શ્રીહરિને સંતોએજ આપેલી એ પ્રમાણે દેખતા હતા. અને ભગવાન શ્રીહરિ તો એ બધું જોઈને મંદ મંદ હસતાજ હતા. ॥૨૮॥ અને જયા રમા આદિક સ્ત્રીઓ પણ આવું તે શ્રીહરિનું અલૌકિક ઐશ્વર્ય દિવ્ય દ્રષ્ટિથી દૂર રહીને સઘળું જોઈને અતિ આશ્ચર્ય પામી એવી સતી સુખના સાગર એવા તે શ્રીહરિમાં તલ્લીન થઇ ગઇ હતી. ॥૨૯॥ આ પ્રમાણે શાક બનાવવાના સમયના હળદરવાળા હસ્તકમળના ઘસવાથી પીળું થઇ ગયું છે પીતાંબર જેમનું અને હસ્તકમળમાં જેમણે તબેથો ગ્રહણ કરેલો છે. એવા સાક્ષાત્ ઇશેશ્વર શ્રીહરિ શાક બનાવતા થકા તે સમયમાં અતિ દર્શનીયમૂર્તિ જણાતા હતા. ॥૩૦॥ આ પ્રમાણે શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુએ તે

कृत्वा सतच्छाकं स्वामिनारायणो हरिः । भोक्तुं समाह्वयत्प्रीत्या सतश्चान्यान्निजाश्रितान् ॥३१॥ एवं ते हरिणाहूता भुक्तयम्भःपात्रसंयुताः । आगत्योपाविशन् प्रीत्या यथार्हं तत्र पङ्क्तिशः ॥३२॥ अथ प्रीतमना धार्मिर्बद्ध्वा परिकरं हरिः । भक्तान्भोजयितुं सर्वान्मुन्यादीनुद्यतोऽभवत् ॥३३॥ युवानो मुनयस्तावत्करेष्वादाय सादरम् । शाकसम्भृतपात्राणि तस्यायन्सन्निधौ हरेः ॥३४॥ हरिर्दत्तमथादाय मुकुन्दानन्दवर्णिना । परिवेषणसत्पात्रं तत्पंक्तिष्वाविशद्द्रुतम् ॥३५॥ शाकपात्रकराः सन्तस्तस्थुस्तस्य पुरस्ततः । अथ स्मयन् हरिस्तेषां दीर्घाः पंक्तीर्व्यलोकयत् ॥३६॥ सम्भृत्याथ हरिः पात्रे शाकं सत्पाणिपात्रतः । तत्पंक्तिषु व्रजन्प्रीत्या सादरं पर्यवेषयत् ॥३७॥ स शाकं परिवेष्यैवं मुकुन्दानन्दवर्णिना । घृताप्लुताश्च मृदुलाः पोलिकाः पर्यवेषयत् ॥३८॥ ततो बुभुजिरे सन्तस्तं पश्यन्तश्चलक्रमम् । तत्पंक्तिषु व्रजन्भूयः स शाकं पर्यवेषयत् ॥३९॥ तदा ब्रह्मादयो देवास्तल्लीलां द्रष्टुमादृताः । आयन्व्योम्नि विमानस्थास्तं दृष्ट्वाथ मुदं ययुः ॥४०॥ तथा तत्रायर्युर्मुक्ता बदर्याश्रमवासिनः । गोलोकादिकधामस्थास्तथा श्वेतान्तरीपगाः ॥४१॥ तेऽथावलोक्य

---

સુંદર શાક બનાવીને પોતાના આશ્રિત સંતોને તથા અન્ય ભકતોને પણ પ્રીતિથી જમવા માટે બોલાવ્યા. ॥૩૧॥ આ પ્રમાણે શ્રીહરિએ બોલાવેલા અને જમવાનાં પાત્ર જેમણે હાથમાં લીધેલાં છે એવા તે સંત વિગેરે સઘળા ભકતજનો હસ્ત, પાદ અને મુખ એ પંચાગની શુદ્ધિ કરીને ત્યાં આવીને પ્રીતિપૂર્વક પંકિતબંધ યથાયોગ્ય જમવા બેસી ગયા. ॥૩૨॥ તે પછી ધર્મપુત્ર શ્રીહરિ પ્રસન્નમન એવા થકા દ્રઢ કટિબંધન કરીને સંતો વિગેરે સર્વ ભકતોને તે શાક જમાડવાને માટે તત્પર થઇ ગયા. ॥૩૩॥ તેજ સમયમાં યુવાવસ્થાવાળા સંતો આદરપૂર્વક શાક ભરેલાં પાત્રો હાથમાં લઇ લઇને તે શ્રીહરિની પાસે આવ્યા. ॥૩૪॥ તે પછી મુકુન્દાનંદ વર્ણીએ પીરસવા માટે આપેલો ડંકો લઇને શ્રીહરિએ સાધુઓની પંક્તિઓમાં એકદમ પ્રવેશ કર્યો. ॥૩૫॥ તે સમયમાં શાકનાં ભરેલાં પાત્રો જેમના હાથમાં છે એવા સંતો તે શ્રીહરિની આગળ ઉભા રહ્યા. અને પછી હસતા હસતા શ્રીહરિ તે સંતોની મોટી મોટી દીર્ઘ પંકિતઓ જોવા લાગ્યા. ॥૩૬॥ અને પછી સંતોના હાથમાં રહેલાં શાકનાં પાત્રોમાંથી ડંકામાં શાક ભરીને(લઇ લઇને) શ્રીહરિએ સંતોની પંકિતઓમાં ફરતા થકા પ્રીતિથી તે શાક આદરપૂર્વક પીરસી દીધું. ॥૩૭॥ શ્રીહરિએ આ પ્રમાણે પોતે શાક પીરસીને પછી મુકુંદાનંદવર્ણી પાસે ઘીમાં બોળેલી માટેજ કોમળ એવી રોટલીઓ પીરસાવી. ॥૩૮॥ પછી તે સર્વ સંતો પીરસવાને માટે ઉતાવળા ફરતા એવા શ્રીહરિને જોતા જોતા જમવા લાગ્યા. અને તે શ્રીહરિ પણ તે સંતોની પંકિતઓમાં વારંવાર ફરતા થકા પોતે શાક પીરસતા હતા. ॥૩૯॥ તે સમયમાં તે શ્રીહરિની આ પરિવેષણલીલા જોવાને માટે આદરવાળા એવા બ્રહ્માદિક દેવો ત્યાં આવ્યા અને આકાશમાં વિમાનોમાં રહ્યા રહ્યા તે શ્રીહરિ–મહાપ્રભુનાં દર્શન કરીને બહુજ આનંદ પામ્યા હતા. ॥૪૦॥ તેમજ બદરિકાશ્રમવાસી મુકતો, તથા ગોલોકાદિક ધામના મુકતો, તેમજ શ્વેતદ્વીપના મુકતો પણ ત્યાં આવ્યા હતા. ॥૪૧॥ એ સર્વ મુકતો અને દેવતાઓ ધર્મનંદન શ્રીહરિને જોઇને પ્રસન્ન

तं धामिं प्रसन्नास्तुष्टुवुर्हरिम् । नमन्तश्च मुहुर्भक्त्या चारुमाल्यैरवाकिरन् ॥४२॥ ततो जनैरलक्ष्यास्ते सत्पंक्तिषु द्रुतं मुदा । प्राशुर्निषद्य ललितं शाकं प्रासादिकं हरेः ॥४३॥ परिवेषणचातुर्यं दृष्ट्वा तस्य तदाश्रिताः । ब्रह्मादयश्च मुक्तास्ते महाश्चर्यं प्रपेदिरे ॥४४॥ श्रद्धाद्या मातरस्तस्य कृष्णपट्टाङ्गनास्तथा । तं विलोक्य मुदा युक्तास्तस्थुश्चित्रार्पिता इव ॥४५॥ तास्ततो हरिणा दत्तं शाकं भुक्त्वामृतोपमम् । मिथोऽवदन्निदं प्रीत्या तदालोकनलालसाः ॥४६॥ अहो शुचिव्रताः ! साक्षादवतारैककारणम् । स्वयं शाकं विधायासौ मुन्यादीन् भोजयत्यलम् ॥४७॥ नैपुण्यं पाककरणे छिन्नमस्माकमुत्तमम् । एतेनैवाधुना सर्वक्रियाकौशल्यवार्धिना ॥४८॥ एते मुन्यादयो धन्या हरेः प्रासादिकं मुहुः । भुञ्जाना रुचिरं शाकं नानाभोज्यं तथेतरत् ॥४९॥ प्राप्ता एतेऽस्य सम्बन्धं ब्रह्माद्यैरपि दुर्लभम् । वर्णयामः किमेतेषां वयं भाग्यं महत्तरम् ॥५०॥ प्रीत्यैवमुक्त्वन्त्यस्ता जग्मुस्तस्याज्ञया प्रभोः । स्वस्वस्थानानि मुक्तास्ते ब्रह्माद्याश्च मुदान्विताः ॥५१॥ परिवेष्येति स मुनीन् पद्मान्भक्तांस्तथेतरान् । शाकं पीयूषमधुरं

થયા એવા થકા શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા. અને વારંવાર નમસ્કાર કરતા થકા તે શ્રીહરિને સુંદર દિવ્ય પુષ્પોથી વધાવવા લાગ્યા. ॥૪૨॥ અને તે પછી તે બ્રહ્માદિક દેવતાઓ અને મુક્તો સંતોની પંક્તિઓમાં એકદમ આનંદથી બીજા મનુષ્યો ન દેખી શકે એમ બેસીને ભગવાનની પ્રસાદીભૂત અતિ સુંદર શાક ખૂબ જમવા લાગ્યા. ॥૪૩॥ અને તે ભગવાનના અનન્ય આશ્રિત એવા તે બ્રહ્માદિક દેવો અને મુક્ત જનો તે શ્રીહરિનું પીરસવાનું ચાતુર્ય જોઈને મહા આશ્ચર્ય પામી ગયા હતા. ॥૪૪॥ અને શ્રદ્ધા આદિક તે શ્રીહરિની માતાઓ, તથા રૂક્મિણી આદિક શ્રીકૃષ્ણની પટ્ટાંગનાઓ. એ સર્વે તે સમયની અલૌકિક શોભાએ યુક્ત તે શ્રીહરિને જોઈને અતિ આનંદે યુક્ત એવી સતી ચિત્રમાં આલેખેલી જેમ હોય એમ સ્થિર થઈને રહી હતી. ॥૪૫॥ તે પછી શ્રીહરિએ આપેલું અમૃત જેવું સ્વાદિષ્ટ તે પ્રસાદીનું શાક જમીને તે શ્રીહરિનાં દર્શન કરવામાં અતિ લાલસાવાળી એવી સતી તે શ્રદ્ધાદિક દેવીઓ પ્રીતિપૂર્વક પરસ્પર આ પ્રમાણે કહેવા લાગી—॥૪૬॥ અહો ? હે શુચિવ્રતાઓ ! સર્વ અવતારોના એકજ કારણ એવા આ સાક્ષાત્–પ્રત્યક્ષ શ્રીહરિ વૃન્તાકનું શાક બનાવીને પોતે આ મુનિઓ વિગેરે પોતાના ભકતજનોને અતિ આગ્રહપૂર્વક જમાડે છે. ॥૪૭॥ અને વળી–સર્વ ક્રિયાઓમાં કુશળતાના સાગર સમા આ શ્રીહરિએ હાલ સમયમાં આપણું પાકક્રિયા કરવામાં પરમ નૈપુણ્ય જે આટલા દિવસ સૂધીમાં ઉત્તમ મનાતું હતું તે સર્વ વ્યર્થ કરી દીધું. ॥૪૮॥ અને ભગવાન શ્રીહરિનું પ્રસાદીભૂત આ અતિ સુસ્વાદુ શાક તથા બીજું પણ પ્રાસાદિક અન્ન વિગેરે તેને વારંવાર જમનારા એવા આ મુનિઓ વિગેરે ભકતજનો બહુજ ધન્યભાગ્ય છે. ॥૪૯॥ બ્રહ્માદિક દેવોને પણ દુર્લભ એવા પ્રત્યક્ષ શ્રીહરિના સંબંધને આ સઘળા ભકતજનો પામેલા છે, માટે આપણે એમનું અતિ મહત્તર ભાગ્ય શું વર્ણન કરીએ–કરી શકીએ ? ॥૫૦॥ આ પ્રમાણે પ્રેમથી પરસ્પર બોલતી તે દેવીઓ પ્રભુ–શ્રીહરિની આજ્ઞાથી પોત–પોતાના સ્થાન પ્રત્યે ગઇ. અને તે મુકતો તથા બ્રહ્માદિક દેવો પણ આનંદે યુક્ત થકા પોતપોતાના

तर्पयामास सादरम् ॥५२॥ एवं शाकं स्वयं कृत्वा भक्तानानन्दयन्हरिः । परिवेष्येति मुन्यादीन्भोजयामास निर्भरम् ॥५३॥ वार्ताश्चानुदिनं तत्र धर्मज्ञानादिशास्त्रगाः । कुर्वन्वसन्तपञ्चम्यां महोत्सवमकारयत् ॥५४॥ राज्ञा तेनैव सम्प्रार्थ्य नागटङ्कामिधं निजम् । पुरमानीय भक्त्यैव सेवितस्तत्र सोऽवसत् ॥५५॥ महद्भिरेवोपहारैः पूजितस्तेन संसदि । माघस्नानविधिं प्राह शुकानन्दाय पृच्छते ॥५६॥ चान्द्रायणव्रतविधिं तस्मै प्रोवाच चाखिलम् । एवमानन्दयित्वा स्वान् भक्तान् गन्तुमियेष सः ॥५७॥ तावद्धेमन्तसिंहेन स्वग्रामागमनाय सः । सम्प्रार्थितः पुनः सद्भिः पञ्चाळग्राममागमत् ॥५८॥ राज्ञासौ सेवितो भक्त्या सन्तश्च हरिसोदरौ । भक्ताश्चान्ये वसन्ति स्म तत्र सर्वे यथासुखम् ॥५९॥ सभायां प्रत्यहं वार्ता धर्मज्ञानविरागगाः । स्वानन्यभक्तिगाश्चासौ चकारानन्दयन्निजान् ॥६०॥ महद्भिरेव सम्भारैस्तत्र दोलामहोत्सवम् । विधाय सुखयित्वा स्वान् पुनर्दुर्गपुरं ययौ ॥६१॥ भक्तग्रामेषु निवसन् प्रशंसन् रैवतं गिरिम् । जयन्तपुरमागच्छदुन्नडाख्यनृपार्थितः ॥६२॥ जीवाजरामरसुखैर्मुखजैश्च महीभृता ।

---

સ્થાન પ્રત્યે ગયા. ॥૫૧॥ આપ્રમાણે શ્રીહરિએ સર્વ સંતોને તથા પાર્ષદોને તેમજ બીજા પણ ભકતજનોને અમૃતને તુલ્ય મધુર એવું સુંદર શાક આદરપૂર્વક પીરસીને ખૂબ તૃપ્ત કર્યા. ॥૫૨॥ શ્રીહરિકૃષ્ણ ભગવાન આ પ્રમાણે પોતેજ શાક કરીને નિજભકતોને આનંદ આપતા થકા આ કહ્યું એ પ્રકારે મુનિઓ વિગેરેને પીરસીને ખૂબ જમાડતા હતા. ॥૫૩॥ અને તે લોયા ગામમાં દરરોજ ધર્મશાસ્ત્ર અને જ્ઞાનશાસ્ત્ર આદિકની વાર્તાઓ કરતા થકા શ્રીહરિએ વસંતપંચમીનો મહોત્સવ કરાવ્યો હતો. ॥૫૪॥ અને વળી તે સૂરાખાચર રાજાએ પ્રાર્થના કરીને નાગડકા નામે પોતાના પુર પ્રત્યે લાવીને ગાઢ પ્રેમથી સેવા કર્યા થકાજ તે શ્રીહરિ ત્યાં નિવાસ કરીને રહ્યા હતા. ॥૫૫॥ અને તે રાજાએ સભામાં મોટી મોટી સામગ્રીઓથી પૂજા કર્યા થકા પોતાના પ્રત્યે પૂછતા એવા શુકાનંદમુનિને માઘસ્નાનનો વિધિ કહ્યો હતો. ॥૫૬॥ તેમજ–તે શ્રીહરિએ શુકાનંદમુનિને ચાંદ્રાયણ વ્રતનો સમગ્ર વિધિ પણ કહ્યો હતો. આ પ્રમાણે પોતાના ભકતજનોને આનંદ પમાડીને તે શ્રીહરિએ નાગડકા ગામેથી બીજે જવાને માટે ઇચ્છા કરી. ॥૫૭॥ ત્યારે તેજ સમયમાં હેમન્તસિંહરાજાએ પોતાના પંચાળા ગામે આવવાને માટે ઘણી પ્રાર્થના કરેલા તે શ્રીહરિ સર્વ સંતોએ સહિત ફરીથી પંચાળા ગામે આવ્યા. ॥૫૮॥ અને તે હેમન્તસિંહરાજાએ ભકિતથી સેવા કર્યા થકા એ શ્રીહરિ તથા સર્વ સંતો અને શ્રીહરિના બંને ભાઇઓ–રામપ્રતાપજી તથા ઇચ્છારામજી તથા બીજા પણ ભકતજનો, એ સર્વે તે પંચાળા ગામમાં સુખેથી નિવાસ કરીને રહ્યા હતા. ॥૫૯॥ અને એ શ્રીહરિ સભામાં દરરોજ ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યસંબંધી તથા પોતાની અનન્ય ભકિતસંબંધી વાર્તાઓ પોતાના ભકતજનોને આનંદ આપતા થકા કરતા હતા. ॥૬૦॥ અને તે પંચાળા ગામમાં મોટી મોટી સામગ્રીઓથી ફુલદોળનો મહોત્સવ કરીને શ્રીહરિ પોતાના ભકતજનોને સુખ પમાડીને પાછા દુર્ગપુર પ્રત્યે ગયા. ॥૬૧॥ દુર્ગપુર જતાં માર્ગમાં ભકતજનોના ગામોમાં નિવાસ કરતા અને રૈવતાચળને વખાણતા થકા શ્રીહરિ ઉન્નડ નામના રાજાએ પ્રાર્થના કર્યા થકા જેતપુર પ્રત્યે આવ્યા.

वैश्यैर्भान्वादिभिस्तत्र सेवितो न्यवसत्सुखम् ॥६३॥ अधर्मोन्मूलिका वार्त्ताः कुर्वन्संसदि तत्र च । सुखयामास भूपादीन् स्वष्टृभक्तांश्च सर्वशः ॥६४॥ तत्रान्नसत्रं सुमहद्वर्त्तयामास पत्तने । ततः स निर्गतः सद्भिः साकं गोण्डलमाययौ ॥६५॥ राज्ञा देवजिता तत्र हठिभावाख्यबन्धुना । सहासौ बहुमानेन सम्यगासेवितोऽवसत् ॥६६॥ तं ज्येष्ठविठ्ठलमुखा विप्रा भक्त्या सिषेविरे । अन्ये योधहराम्बाश्च भक्ता रत्नादयो मुदा ॥६७॥ दिनमेकमुषित्वात्र पूजितः स नृपादिभिः । ततः कोष्टपुरं प्रायात् पीठराजार्थितो भृशम् ॥६८॥ हरशूरादितनुजैः सह तेनातिभावतः । सम्पूजितो ह्येकदिनमुवासानन्दयन्निजान् ॥६९॥ महदेवान्नसत्रं स तत्राप्यस्थापयत्स्वयम् । वक्रग्रामं ततः प्रायान्मङ्क्रिराजार्थितः प्रभुः ॥७०॥ तेन सन्मानितो भक्त्या तत्राप्येकदिनं हरिः । उषित्वा सुखयन्मार्गे भक्तान् दुर्गपुरं ययौ ॥७१॥ अत्यादृतः पौरजनैः स तत्र स्वावास एव न्यवसद्विशुद्धे । राज्ञोत्तमेनातिमुदा सह स्वैर्निषेव्यमाणोऽनुलवं सदीशः ॥७२॥

---

॥૬૨॥ તે જેતપુરમાં જીવો અને અજરામર વિગેરે વૈશ્યભક્તોએ સેવા કર્યા થકા શ્રીહરિ સુખેથી નિવાસ કરીને રહ્યા. ॥૬૩॥ અને તે પુરમાં સભામાં વિરાજમાન થઇને અધર્મને મૂળમાંથીજ વિનાશ કરનારી એવી વાર્તાઓ કરતા થકા શ્રીહરિએ ઉન્નડ રાજા વિગેરેને તથા સર્વ સુથાર ભક્તોને ઘણું જ સુખ આપ્યું હતું. ॥૬૪॥ અને તે પુરમાં શ્રીહરિએ અતિ મોટું એક અન્નસત્ર–સદાવ્રત પ્રવર્તાવ્યું હતું. અને પછી સંતોએ સહિત ત્યાંથી નીકળ્યા એવા થકા ગોંડળ પુર પ્રત્યે આવ્યા, ॥૬૫॥ તે ગોંડળ પુરમાં હઠીસિંહ તથા ભાવસિંહ નામે પોતાના બંધુઓએ સહિત તે પુરના રાજા દેવજીત્ તેમણે બહુ માનપૂર્વક સારી રીતે સેવા કર્યા થકા એ શ્રીહરિ નિવાસ કરીને રહ્યા. ॥૬૬॥ અને જેઠો તથા વિઠ્ઠલ વિગેરે બ્રાહ્મણભક્તો ભક્તિથી સેવા કરવા લાગ્યા, તેમજ–ચોદ્ધો, હરદાસ અને અમ્બારામ તથા રતનજી વિગેરે ભક્તજનો સ્નેહપૂર્વક આનંદથી સેવા કરવા લાગ્યા. ॥૬૭॥ એ ગોંડળ પુરમાં ત્યાંના નૃપતિ વિગેરે ભક્તજનોએ પૂજા–સેવા કર્યા થકા શ્રીહરિ એક દિવસ રહીને, પછી પીઠરાજાએ અતિશય પ્રાર્થના કર્યા થકા ત્યાંથી કોટડા નામે પુર પ્રત્યે આવ્યા. ॥૬૮॥ તે પુરમાં હરસિંહ અને શૂરસિંહ વિગેરે પુત્રોએ સહિત તે પીઠરાજાએ અતિ ભાવપૂર્વક પૂજા કર્યા સતા શ્રીહરિ પોતાના ભક્તજનોને આનંદ આપતા થકા એક દિવસ ત્યાં રહ્યા હતા. ॥૬૯॥ અને અતિ સમર્થ શ્રીહરિએ પોતે તે કોટડા ગામમાં પણ મોટું અન્નસત્ર સ્થાપન કર્યું હતું. ત્યાર પછી માંકાખાચર નામે રાજાએ પ્રાર્થના કર્યા થકા શ્રીહરિ ત્યાંથી વાંકીયા ગામે આવ્યા હતા. ॥૭૦॥ અને તે માંકાખાચરે ભક્તિથી સન્માન કર્યા થકા શ્રીહરિ ત્યાં પણ એક દિવસ રહીને માર્ગમાં ભક્તજનોને સુખ–આનંદ આપતા થકા ત્યાંથી દુર્ગપુર પ્રત્યે ગયા. ॥૭૧॥ ત્યારે તે દુર્ગપુરના ભક્તજનોએ અતિ આદર સત્કાર કર્યા થકા સત્પુરૂષોના પતિ એવા તે શ્રીહરિ, દુર્ગપુરમાં પોતાના બન્ધુજનોએ સહિત ઉત્તમરાજાએ અતિ આનંદપૂર્વક સમય–સમય પ્રમાણે સેવા કર્યા થકા અતિ વિશુદ્ધ એવા પોતાના નિવાસસ્થાનમાંજ અખંડ નિવાસ કરીને રહ્યા. ॥૭૨॥

नैकखेटपुरसर्वेटवासिस्वाश्रितेभ्य उरुधा सुखदोऽसौ ।
दुर्गपू.स्थितनिजेष्वतितुष्टस्तुष्ट एव भवतान्मयि कृष्णः ॥७३॥
इति श्रीमदुद्धवसम्प्र . .नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये
नानाग्रामपुरस्थभक्तजनानन्दननिरूपणनामाष्टत्रिंश उल्लासः ॥३८॥

અનેક નેહડાઓ, ગામો અને નગરોમાં રહેલા સ્વાશ્રિત ભક્તજનોને પોતાના દર્શના- દિક સંબંધથી અનેક પ્રકારે સુખ–આનંદ આપનારા અને દુર્ગપુરમાં રહેલા ઉત્તમ રાજા વિગેરે નિજભક્તો ઉપર અતિ પ્રસન્ન એવા મારા ઇષ્ટદેવ એ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૭૩॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનન્દસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનન્દમુનિવિરચિત શ્રીહરિદિ ગ્વિજયમાં અનેક ગામ અને પુરમાં રહેલા ભક્તોને આનંદ આપ્યો એ નામે આડત્રીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૩૮॥

# उल्लासार्थसङ्ग्रहः

आत्मीयं भक्तिमार्गं सकळजनहितं सुस्थिरं कर्त्तुकामो
भक्तेर्वृद्धावुपायं रहसि भगवतश्चिन्तयन्मन्दिराणि ।
तत्कालप्राप्तभक्तैर्निजनिजनगरे मन्दिरस्य प्रतिष्ठां
कर्त्तव्यां प्रार्थयद्भिः प्रगुणितनिजसङ्कल्पशक्तिप्रभाव. ॥
स्वेच्छासङ्कल्पमात्रोद्भवदखिलमन.कायवाक्कार्यसिद्धिः
स्वामी नारायणोऽयं सकळसुरगणश्लाघनीयप्रभावः ।
कृत्वा देवप्रतिष्ठामभिनवरचिते मन्दिरे श्रीनगर्यां
विप्रान् लक्षाधिकान्प्राशयदपि च ददौ दक्षिणास्तत्तदिष्टा ॥३९-१-२॥

પોતાના અનાદિ સિદ્ધ ભક્તિમાર્ગને સકળ જનોના હિત માટે આ પૃથ્વી ઉપર ચિરસ્થાયી કરવા માટે ઇચ્છતા થકા શ્રીહરિ તે ભક્તિમાર્ગની વૃદ્ધિમાં ઉપાયભૂત ભગ વાનના મન્દિરો હું કરાવું એમ એકાંતમાં ચિન્તવન કરતા હતા તેજ સમયમાં આવેલા ભક્તજનોએ પોત–પોતાના નગરોમા મંદિર કરાવીને ભગવાનની પ્રતિષ્ઠા કરો એમ પ્રાર્થના કરવાથી જેમની સંકલ્પ–શક્તિના પ્રભાવને ઉત્તેજન મળ્યું હતું.

અને પોતાની ઇચ્છા–પૂર્વકના સંકલ્પમાત્રથીજ સર્વ પ્રાણીમાત્રનાં મન વાણી અને શરીરથી થતા કાર્યોની સિદ્ધિને આપનારા અને સર્વ દેવગણો જેમના પ્રભાવની શ્લાઘા કર્યાજ કરેછે. એવા સકળ જગતના સ્વામી–નારાયણ મહાપ્રભુએ શ્રીનગરમા સુંદર બનાવેલા અપૂર્વ મંદિરમા શ્રીનરનારાયણ દેવની પ્રતિષ્ઠા કરી હતી. અને લાખો લાખ બ્રાહ્મણોને જમાડયા હતા તેમજ તે તે બ્રાહ્મણોને ઇષ્ટ અને યોગ્ય દક્ષિણાઓ પણ આપી હતી આવા અલૌકિક પ્રતાપશાલી તે મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. ॥૩૯–૧–૨॥

# एकोनचत्वारिंश उल्लासः

अथैकदा तत्र वसन्प्रदःस्थो व्यचिन्तयच्चेतसि हेतुमेषः । निजावतारस्य कलेरधर्मात्सद्धर्मरक्षात्मकमेव मुख्यम् ॥१॥ अधर्मसर्गोऽत्र मया निरस्तस्ततोऽविताः साधुजनाः समन्तात् । पुष्टिं परां प्रापित एव धर्मो भक्त्या सहैवामलया महत्सु ॥२॥ वर्तन्त एवाश्रमिणश्च वर्णाः स्वे स्वे हि धर्मे सकला अपीह । साध्यं मया यद्भुवि मर्त्यमूर्त्या तत्साधितं किञ्चन नात्र शिष्टम् ॥३॥ ये मां श्रितास्ते तु नरा विमुक्ता जाता हि सर्वेऽत्र न संशयोऽस्ति । हितं यथा भाविनृणामिदं स्यात्तथैव किञ्चित्तु मया विधेयम् ॥४॥ विधाप्य भूमौ यदि मन्दिराणि तत्र प्रतिष्ठापय आत्ममूर्तीः । तदा तु तेषामवलम्बनं स्याद्विमुक्तयेऽथो इदमेव कुर्याम् ॥५॥ भक्त्यध्वपुष्ट्यै मम मन्त्रदीक्षादानाय नृभ्यो गुरुरप्यपेक्ष्यः । अतो विशुद्धे भुवि धर्मवंशे संस्थापयेयं गुरुतां जनानाम् ॥६॥ सधर्मविज्ञानविरागभक्तिस्वरूपबोधाय यथावदेषाम् । मच्चित्रचारित्रमयं महान्तं ग्रन्थं शतानन्दमुनिर्विधाता ॥७॥ तेनैव भक्ता मम सर्वशास्त्रसिद्धान्तमाज्ञाय

## ઉલ્લાસ ૩૯ મો.

હવે–તે દુર્ગપુરમાં નિવાસ કરીને રહેલા એ શ્રીહરિ એક સમયે એકાંતમાં બેસીને 'કલિ થકી અને અધર્મ થકી સત્પુરૂષોની અને સદ્ધર્મની રક્ષા કરવી' એજ પોતાના અવતારનો મુખ્ય હેતુ છે. એમ પોતાના ચિત્તમાં વિચારવા લાગ્યા. ॥૧॥ (તે વિચાર કહેછે–) મેં આ પૃથ્વી ઉપરથી અધર્મસર્ગના મૂળનો નાશ કરી નાખ્યો છે. અને તે અધર્મ સર્ગ થકી સાધુજનોની રક્ષા કરીછે. અને મહત્પુરૂષોમાં નિર્મળ ભક્તિએ સહિતજ ધર્મનું પરિપોષણ કર્યું છે. ॥૨॥ અને આ પૃથ્વીમાં સર્વ વર્ણ અને આશ્રમના મનુષ્યો પોતપોતાના ધર્મમાં વર્તેછેજ. માટે પૃથ્વી ઉપર મર્ત્યમૂર્તિ ધારણ કરીને મારે જે કરવાનું છે તે સર્વ કાર્ય મેં સિદ્ધ કર્યુંછે. એ કાર્યમાં હવે કંઇ પણ બાકી રહ્યું નથી. ॥૩॥ આ લોકમાં જે મનુષ્યો મને આશરેલા છે, તે સર્વ મનુષ્યો તો મુક્ત થઇ ગયાછે એમાં સંશય નથી. પરંતુ–ભાવિજનોનું પરમ હિત આ લોકમાં જેમ થાય તેમ તો મારે કંઇક કરવું જોઇએ. ॥૪॥ જો પૃથ્વી ઉપર મંદિરો કરાવીને તેમાં મારી મૂર્તિઓ સ્થાપન કરૂં, તો તો ભાવિજનોને પોતાની વિમુક્તિને માટે અવલંબન થાય, માટે હું એજ કાર્ય કરૂં. ॥૫॥ વળી–આ લોકમાં મે સ્થાપન કરેલા ભક્તિમાર્ગની પુષ્ટિ માટે મનુષ્યોને મારા મંત્રની દીક્ષા આપવા માટે ગુરૂની પણ અપેક્ષા છે. માટે વિશુદ્ધ એવા ધર્મવંશમાં મારા સર્વ આશ્રિત જનોની ગુરૂતા હું પૃથ્વી ઉપર સ્થાપન કરૂં. ॥૬॥ અને એ ભાવિજનોને ધર્મે સહિત વિજ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના સ્વરૂપનો યથાર્થ બોધ થવા માટે મારાં આશ્ચર્યકારી ચરિત્રોથી ભરેલો **સત્સંગિજીવન** નામે મોટો ગ્રંથ શતાનંદમુનિ કરશે. ॥૭॥ અને મારા આશ્રિત ભક્તજનો તે ગ્રંથ થકીજ સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત જાણીને મારી ભક્તિ સમ્યક્ પ્રકારે કરશે. અને તે ભક્તિથીજ આ કળિકાળમાં પણ

मदीयभक्तिम् । सम्यक् करिष्यन्त्यपि तिष्यकाले ततो विमोक्ष्यन्ति हि संसृतेस्ते ॥८॥ अतो विधायैतदहं स्वधाम यायामिति स्वात्मनि यावदेव । करोति सङ्कल्पमसौ तु तावत्तत्राययुः केचन तस्य भक्ताः ॥९॥ विप्रा हेमन्तरामाद्याः श्रीपुरात्तमुपाययुः । तथा वृत्तालयपुरात्कुबेरप्रमुखा विशः ॥१०॥ गाङ्गेयप्रमुखाश्चायन्भुजङ्गनगरौकसः । जीर्णदुर्गाच्च हेमन्तसिंहाद्याः क्षत्रसत्तमाः ॥११॥ पुञ्जजित्प्रमुखाश्चायंस्तत्र धौरेयपत्तनात् । प्रणम्यैते मुनिपतिं प्रार्थयंश्च पृथक् पृथक् ॥१२॥ स्वामिन्नस्मत्पुरे रम्यं कारय कृष्णमन्दिरम् । द्रव्यसेवां करिष्यामो वयं सर्वे स्वशक्तितः ॥१३॥ ततस्तत्र निजा मूर्तीस्त्वं स्थापयितुमर्हसि । एवं तैः प्रार्थितो भूरि प्रीतस्तान् प्रत्युवाच सः ॥१४॥ मनोरथोऽयं युष्माकं सम्पूर्णो भविता ध्रुवम् । कृष्णेच्छयैव यच्चिते जातोऽयमिति भाति मे ॥१५॥ स्थापयित्वा दिने द्वे तांस्ततो मन्दिरकर्मणि । आज्ञापयच्च तैः साकं प्रैषयत्तद्विदः सतः ॥१६॥ आनन्दानन्दनामानं मुनिं श्रीनगरं प्रति । प्रैषयच्चाक्षरानन्दं वृत्तालयपुरं प्रति ॥१७॥ प्रैषयद्वैष्णवानन्दं भुजङ्गनगरं प्रति । जीर्णदुर्गं प्रति तथा ब्रह्मानन्दमुनिं प्रभुः ॥१८॥ प्रैषयच्चाद्भुतानन्दं स धौरेयपुरं प्रति । ते भक्ताः साधुभिः साकं ययुः स्वं स्वं पुरं ततः ॥१९॥ अत्यानन्दभृताः सर्वे भूरिद्रव्यव्ययेन ते । अचीकरन्महान्त्येव मन्दिराणि

ते सर्वे भक्तजनो आ संसृति थकी विमुक्त थशे. ॥८॥ माटे भाविजनोने माटे ए कार्य करीनेज हुं मारा धाम प्रत्ये जाउं. एम ए श्रीहरि पोताना मनमां जे समयमां संकल्प करेछे के–तेज समयमां ते श्रीहरिना केटलाक भक्तजनो त्यां–दुर्गपुरमां श्रीहरिनी पासे आव्या. ॥९॥ तेमां–श्रीपुर थकी हेमन्तराम आदिक विप्रभक्तो ते श्रीहरिनी पासे आव्या तथा वृत्तालय थकी कुबेरदास विगेरे वैश्य भक्तजनो आव्या. भुज नगरमां रहेनारा गंगाराम विगेरे भक्तजनो आव्या. अने क्षत्रिओमां श्रेष्ठ एवा हेमन्तसिंह आदिक भक्तजनो जुनागढथी आव्या. तेमज–पुंजाजी विगेरे भक्तजनो धोळेरा नगर थकी त्यां दुर्गपुरमां आव्या. आ सर्वे भक्तजनो मुनिपति श्रीहरिने नमस्कार करीने पृथक् पृथक् प्रार्थना करवा लाग्या–॥१०–१२॥ हे स्वामिन् ! अमारा पुरमां सुंदर कृष्णनुं मंदिर करावो. अमे सर्वे पोतानी शक्ति प्रमाणे द्रव्यथी सेवा करीशुं. ॥१३॥ पछी ते मंदिरोमां तमे तमारी मूर्तिओ स्थापन करवाने योग्य छो–स्थापन करजो. आ प्रमाणे ते भक्तोए घणीक प्रार्थना करेला माटेज अति प्रसन्न थयेला श्रीहरि ते भक्तजनोने कहेवा लाग्या–॥१४॥ हे भक्तजनो ! आ तमारो मनोरथ निश्चेज संपूर्ण थशे. कारण के–श्रीकृष्णनी इच्छाथीज तमारा मनमां आवो संकल्प–मनोरथ थयोछे एम अमने जणायछे. ॥१५॥ एम कहीने ते हरिभक्तोने बे दिवस त्यां राखीने पछी मंदिर करवानी आज्ञा आपी. अने तेमनी साथे ते मंदिरनुं कार्य करवामां निपुण एवा संतोने मोकल्या. ॥१६॥ आनंदानंदनामना मुनिने श्रीनगर प्रत्ये मोकल्या. अक्षरानंदमुनिने वृत्तालयपुर प्रत्ये मोकल्या. वैष्णवानंदमुनिने भुजनगर प्रत्ये मोकल्या. तथा जुनागढ प्रत्ये ब्रह्मानंदमुनिने मोकल्या. अने अद्भुतानंदमुनिने धोळेरा पुर प्रत्ये प्रभु श्रीहरिए मोकल्या. पछी ते भक्तजनो ते ते संतोए सहित पोतपोताना पुर प्रत्ये गया. ॥१७–१९॥

सुशिल्पिभिः ॥२०॥ अत्युदारैः पौरजनैः सेव्यमानोऽनुवासरम् । तत्रानन्दमुनिः शीघ्रं मन्दिरं तदचीकरत् ॥२१॥ ततो देवप्रतिष्ठायास्तिथिलग्नादिनिश्चयम् । कृत्वा संसाधयामास सम्भारान्महतोऽखिलान् ॥२२॥ पौरा गार्मकमत्येन साधू दुर्गपुरं प्रति । ततः स प्रैषयत्कृष्णमानेतुं सह साधुभिः ॥२३॥ तौ तूर्णमुपगत्यैनं तद्वृत्तान्तमशेषतः । व्यजिज्ञापयतां तच्च श्रुत्वा प्रीतोऽभवत्प्रभुः ॥२४॥ ततः श्रीनगरं गन्तुं भक्तानाज्ञापयन्निजान् । सर्वे सज्जा बभूवुस्ते स्वयं चापि कृताह्निकः ॥२५॥ सन्द्भिश्च पर्षदैरखिलैः स चञ्चत्कुन्तायुधैः सादिवर्यैश्च राज्ञा । वृतश्च यानस्थसहोदराभ्यां सौंदर्ययानं पुरमभ्युपागात् ॥२६॥ तं तत्र भक्ता वणिजो वनश्च पुञ्जो भगो ज्येष्ठमुखाः सहर्षम् । सिषेविरे सम्यगुदारभावा यथोचितं सानुगमात्मनाथम् ॥२७॥ तत्रोषितो वासरमेकमीशस्ततः स शर्वाणिमियाय तत्र । सिषेविरे तं शिवराममुख्या विप्राश्च भीमप्रमुखा विशश्च ॥२८॥ राजादयोऽन्येऽपि च भूरिभावा यथोचितं तं परिचेरुरीशम् । तत्राप्युषित्वा दिनमेकमेव ग्रामं दद्दूकाख्यमियात्ततोऽसौ ॥२९॥ भक्तोत्तमैर्मूळजिदादिभिः स्वैर्यथा-

---

અને અતિ આનંદભર્યા એવા થકા તે સર્વ ભકતજનોએ ઘણા દ્રવ્યના વ્યયથી સારા નિપુણ શિલ્પિઓ પાસે મોટાં મંદિરો કરાવ્યાં. ॥૨૦॥ તેમાં શ્રીનગરમાં અતિ ઉદાર પુરજનોએ પ્રતિદિન સેવા કર્યા થકા આનંદાનંદમુનિએ તે મંદિર અતિ શીઘ્રતાથી તૈયાર કરાવ્યું. ॥૨૧॥ તે પછી દેવપ્રતિષ્ઠાની તિથિ અને લગ્નાદિકનો નિશ્ચય કરીને મોટી મોટી સર્વ સામગ્રીઓ તૈયાર કરાવવા લાગ્યા. ॥૨૨॥ અને પછી પુરના ભકતજનોની એક મતિથી સમ્મતિ લઇને બે સાધુઓને સર્વ સંતોએ સહિત શ્રીહરિને શ્રીનગર લાવવાને માટે મોકલ્યા. ॥૨૩॥ તે બંને સાધુઓએ અતિ ઉતાવળા દુર્ગપુર જઇને શ્રીહરિને સમગ્રપણે તે વૃત્તાન્ત જણાવ્યું અને તે વૃત્તાન્ત સાંભળીને પ્રભુ શ્રીહરિ બહુજ પ્રસન્ન થયા. ॥૨૪॥ અને તે પછી પોતાના ભકતજનોને શ્રીહરિએ શ્રીનગર પ્રત્યે જવાને માટે આજ્ઞા કરી ત્યારે તે સર્વ ભકતજનો તૈયાર થયા. અને કર્યોછે આહ્નિક વિધિ જેમણે એવા સ્વયં શ્રીહરિ પણ શ્રીનગર જવાને માટે તૈયાર થયા. ॥૨૫॥ મુકતાનંદાદિક સર્વ સંતો, રત્નજી આદિક પાર્ષદો, તથા ચળકતા ભાલારૂપ આયુધોવાળા સોમ–સૂરાદિક સર્વ અસ્વારો, તથા ઘોડેસ્વાર થયેલા ઉત્તમ રાજા અને વાહનમાં બેઠેલા બંને ભાઇઓ–રામપ્રતાપજી અને ઇચ્છારામજી. એ સર્વ ભકતોથી વીંટાયા થકા શ્રીહરિ સુંદરીયાણા નામે પ્રસિદ્ધ પુર પ્રત્યે આવ્યા. ॥૨૬॥ તે ગામમાં ઉદારભાવવાળા વનો શેઠ, પુંજો શેઠ, ભગા શેઠ અને જેઠા વિગેરે વણિક્ ભકતજનો. સાધુ વિગેરે સેવકજનોએ સહિત પોતાના નાથ એવા શ્રીહરિની યથોચિત સેવા કરવા લાગ્યા. ॥૨૭॥ અને શ્રીહરિ તે ગામમાં એક દિવસ રહ્યા થકા ત્યાંથી શીયાણી ગામ પ્રત્યે આવ્યા. તે શીયાણી ગામમાં શિવરામ વિગેરે બ્રાહ્મણભકતો તથા ભીમો વિગેરે વૈશ્યભકતો તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૨૮॥ તેમજ રાજાભાઇ વિગેરે બીજા પણ ભકતજનો ઘણા ભાવવાળા એવા થકા સમર્થમૂર્તિ એવા શ્રીહરિની યથોચિત સેવા કરવા લાગ્યા. અને શ્રીહરિ તે ગામમાં પણ એક દિવસ રહીને તે ગામ થકી દદુકા નામે ગામ પ્રત્યે આવ્યા. ॥૨૯॥ તે દદુકા ગામમાં ભકતમાં ઉત્તમ એવા મૂળજી વિગેરે પોતાના ભકતજનોએ સેવ્યા થકા

र्हमल्यादरतः स तत्र । निषेवितस्तान्सुखयन्नुवास तत्राहरेकं वचनामृतेन ॥३०॥ ततो गतोऽसौ सुखयन्पथिस्थान्भक्तव्रजान् श्रीनगरोपशल्यम् । प्राप्यावसत्कार्करनामपद्माकरोपकण्ठे विततप्रदेशे ॥३१॥ तत्रागतं तं च निशम्य पौरा भक्ता द्रुतं ब्राह्मण वैश्यवर्याः । तत्रोपगम्यातिमुदोऽमुमाप्य प्रणम्य सेवानिरता अभूवन् ॥३२॥ साधुप्रवीरस्तमुपेत्य नत्वा वृत्तान्तमानन्दमुनिः स्वकीयम् । जगाद देवालयनिर्मितेस्तच्छ्रुत्वा प्रशंसामकरोत्स तस्य ॥३३॥ पुरे भवेदेव महान् जनानां सम्मर्द इत्येष उवास तत्र । आनीय सम्भारभरांश्च चक्रुस्तत्रैव भक्ता अपि तत्सपर्याम् ॥३४॥ देवप्रतिष्ठाद्यदिने स भक्तैः सम्प्रार्थितस्तत्पुरमाविवेश । वादित्रगीतध्वनिनादिताशं पौरैरतिप्रेमभरेक्ष्यमाणः ॥३५॥ तन्मन्दिरं नूत्नमवेक्ष्य चादौ शिल्पिप्रशंसां बहुधा विधाय । चक्रे नवावासनिवासमीशो विधापयन् भूरितरोपहारान् ॥३६॥ ततो विधिं वैदिकविप्रवर्यैः प्रोक्तं स सर्वं विदधद्यथावत् । संस्थापयामास नरेण साकं नारायणं फाल्गुनमासगौर्याम् ॥३७॥ सहस्रशो भक्तजनांस्ततोऽसौ पौरांश्च देशान्तरसङ्गतांश्च । माहात्म्य-

સ્વાશ્રિતજનોને પોતાના વચન–અમૃતથી સુખ આપતા થકા તે ગામમાં એક દિવસ નિવાસ કરીને રહ્યા. ॥૩૦॥ અને તે પછી એ શ્રીહરિ માર્ગમાં–માર્ગના ગામોમાં રહેલા ભક્તસમૂહોને સુખ આપતા થકા શ્રીનગરની પાસેજ રહેલા કાંકરીયા નામે તળાવની પાસેજ વિસ્તારવાળા પ્રદેશમાં નિવાસ કરીને રહ્યા. ॥૩૧॥ ત્યારે આ પ્રમાણે કાંકરીયા તલાવને કાંઠે આવેલા શ્રીહરિને સાંભળીને બ્રાહ્મણો અને વૈશ્યવર્ય વિગેરે તે પુરના ભકતજનો અતિ આનંદ પામ્યા એવા થકા ત્યાં આવીને એ શ્રીહરિને પામીને નમસ્કાર કરીને શ્રીહરિની સેવામાં તત્પર વર્તવા લાગ્યા. ॥૩૨॥ અને સાધુઓમાં શ્રેષ્ઠ એવા આનંદાનંદમુનિ શ્રીહરિની પાસે આવી નમસ્કાર કરીને મંદિર નિર્માણ કરવા સંબંધી પોતાને બનેલું સઘળું વૃત્તાન્ત કહેવા લાગ્યા ત્યારે તે વૃત્તાન્તને સાંભળીને શ્રીહરિ તે આનંદાનંદમુનિનાં વખાણ કરવા લાગ્યા. ॥૩૩॥ પછી–પુરમાં મનુષ્યોનો મોટો સંમર્દ થાય એમ ધારીને એ શ્રીહરિ તે તલાવને કાંઠેજ નિવાસ કરીને રહ્યા. અને પુરના ભકતજનો પણ તે શ્રીહરિના નિવાસસ્થાનની પાસેજ બધી સામગ્રીઓ લાવીને તે શ્રીહરિની સેવા પૂજા કરતા હતા. ॥૩૪॥ પછી દેવપ્રતિષ્ઠાના પ્રથમ દિવસે નગરવાસી ભકતજનોએ બહુ પ્રાર્થના કરેલા તે શ્રીહરિએ પુરવાસીજનોએ અતિ પ્રેમપૂર્વક દર્શન કર્યા થકા અને વાજીંત્રો અને મંગળ ગીતિકાઓના ધ્વનિથી દિશાઓ ગાજતી હોય એવી અલૌકિક શોભાએ સહિત તે શ્રીપુરમાં પ્રવેશ કર્યો. ॥૩૫॥ અતિ સમર્થ શ્રીહરિએ પ્રથમ તો તે નવું મંદિર જોઇને તે મંદિર બનાવનારા શિલ્પિઓની બહુ પ્રકારે પ્રશંસા કરી અને દેવપ્રતિષ્ઠામાં ઉપયોગી ઘણીક સામગ્રીઓ તૈયાર કરાવતા થકા નવાવાસ નામે પ્રસિદ્ધ સ્થાનમાં પોતાનો ઉતારો કર્યો. ॥૩૬॥ અને તે પછી શ્રીહરિએ વૈદિક વિપ્રવર્યોએ કહેલો સમગ્ર વિધિ યથાર્થપણે કરતા થકા ફાલ્ગુન માસની ગૌરી તિથિ–શુકલતૃતીયાને દિવસે શ્રીનરઋષિએ સહિત સાક્ષાત્ શ્રીનારાયણ ભગવાનની સ્થાપના કરી. ॥૩૭॥ પછી તે શ્રીહરિએ તે પુરના અને દેશાન્તરથી આવેલા હજારો હજાર ભકતજનો પ્રત્યે સ્થાપન કરેલા એ પ્રત્યક્ષ શ્રીનારાયણ ભગવાનના દર્શનાદિકનો અતિ અદ્ભુત મહિમા

मत्यद्भुतमाह साक्षान्नारायणस्यास्य तु दर्शनादेः ॥३८॥ ततश्च विप्रान्वहुना धनेन दानैरनेकैर्विविधांशुकैश्च । सन्तर्प्य पूजोत्सवरीतिमस्य नियच्य च स्थानमियाय पूर्वम् ॥३९॥ विप्रव्रजांस्तत्र सहस्रशोऽसौ दिने दिने भोजयति स्म सम्यक् । अथैकके ह्येव दिनेऽपि सर्वान् पौरद्विजान्भोजयितुं समैच्छत् ॥४०॥ पौरास्तमूचुर्नहि सर्वविप्रा अह्न्येककेभोजयितुं तु शक्याः । केनापि राज्ञापि कथञ्चनापि निबन्ध एषोऽस्ति पुरौकसां हि ॥४१॥ चिन्ता न कार्येति हरिस्तदा तानुक्त्वा ततो ज्ञातिषु मुख्यविप्रान् । आहूय तत्माह तदा त ऊचुर्नैवं कृतं केनचिदत्र राज्ञा ॥४२॥ श्रुत्वा महाभोजनमाशु विप्रा ग्रामान्तरेभ्योऽपि सहस्रशोऽत्र । समागमिष्यन्त्यथ तांश्च पौरान् सर्वांश्च सम्भावयितुं क ईशः ॥४३॥ दद्याद्यथेष्टं यदि कोऽपि सर्पिर्मृष्टं तथा भोजनदक्षिणां च । सम्भावयेत्सर्वश एव विप्रान् यो॒ऽसौ विदध्यात्खलु सर्वभोज्यम् ॥४४॥ तथाविधस्त्वत्र पुमान्न कोऽपि दृष्टः श्रुतो वापि महाप्रतापी । एतत्तु यो दुष्करमेव कुर्यात् साक्षात्स तु ज्ञेय इहेश्वरांशः ॥४५॥ तानाह कृष्णोऽत्र समेत्य यूयं प्रातर्यथेष्टाज्यसि-

કર્યો હતો. ॥૩૮॥ પછી વરણ કરેલા વૈદિક વિગેરે બ્રાહ્મણોને બહુ દ્રવ્યથી, અનેક દાનોથી અને અનેક પ્રકારનાં વસ્ત્રાદિકથી સંતુષ્ટ કરીને અર્ચાસ્વરૂપ એ શ્રીનારાયણ ભગવાનની પૂજા અને ઉત્સવ રીતિને બાંધીને-સ્થાપન કરી પ્રવર્તાવીને પોતાના પૂર્વ નિવાસસ્થાન પ્રત્યે આવ્યા. ॥૩૯॥ અને ત્યાં એ શ્રીહરિ દરરોજ હજારો હજાર વિપ્રસમૂહોને સારી પેઠે જમાડતા હતા, પરંતુ-એકજ દિવસમાં પણ તે પુરના સર્વ બ્રાહ્મણોને જમાડવાની શ્રીહરિએ ઇચ્છા કરી. ॥૪૦॥ ત્યારે તે પુરજનો શ્રીહરિને કહેવા લાગ્યા-હે સ્વામિન્ ! એકજ દિવસમાં સર્વ વિપ્રો તો-કોઇ પણ ધનાઢ્ય માણસથી તેમજ રાજાથી પણ કોઈ પણ પ્રકારે જમાડી શકાયજ નહિ એવો અમારો આ પુરવાસીઓનો ઠરાવજ છે. ॥૪૧॥ ત્યારે શ્રીહરિ તે ભક્તજનોને-' હે ભક્તજનો ! તમારે ચિંતા કરવી નહિ ' એમ કહીને પછી જ્ઞાતિમાં મુખ્ય—આગેવાન બ્રાહ્મણોને બોલાવીને તે કહ્યું ત્યારે તે બ્રાહ્મણો કહેવા લાગ્યા -હે મહારાજ ! આ પુરમાં કોઇ પણ મનુષ્યે કે રાજાએ પણ આ પ્રમાણે-એકજ દિવસમાં સઘળા બ્રાહ્મણોને જમાડવાનું કાર્ય કર્યુંજ નથી. ॥૪૨॥ તેમ ન કરવામાં કારણ કહેછે-હે શ્રીહરે ! બ્રાહ્મણોને મહાભોજન થવાનું સાંભળીને તુરતજ આસપાસના ગામોમાંથી હજારો હજાર બ્રાહ્મણો અહીંઆં આવશે. તો તે આવેલા અને આ પુરના એ સઘળા બ્રાહ્મણોની સંભાવના કરવાને માટે કોણ સમર્થ થાય ? ॥૪૩॥ જો કોઇ પણ પુરૂષ યથેષ્ટ ઘી સાકર અને ભોજનને અંતે દક્ષિણા આપે અને સર્વ બ્રાહ્મણોની સર્વ પ્રકારે સંભાવના કરે તો એવા સમર્થ પુરૂષ સર્વભોજ્ય કરી શકે. ॥૪૪॥ તો આ પુરમાં તેવો મહા પ્રતાપી પુરૂષ તો કોઇ પણ દેખવામાં કે સાંભળવામાં પણ આવતો નથી. આવું દુષ્કર કાર્ય તો જે કોઈ કરે-કરી શકે, તો તે પુરૂષ તો આ લોકમાં સાક્ષાત્ ઈશ્વરાંશજ છે એમ જાણવા. ॥૪૫॥ ત્યારે શ્રીહરિ તે મુખ્ય બ્રાહ્મણોને કહેવા લાગ્યા-હે વિપ્રો ! તમે સવારમાં અહીંઆં આવીને યથેષ્ટ ઘી-સાકર વિગેરે બધુંય લેજો. અને તેમાં અણુ જેટલી પણ **'શું થશે'** એવી

तादि सर्वम् । गृह्णीध्वमत्राण्वपि नानुचिन्त्यमायान्तु विप्रा इह सर्वतोऽपि ॥४६॥ भुक्त्वात्र सर्वेऽपि हि दक्षिणां च प्राप्स्यन्ति नास्त्यत्र तु संशयो वै । सम्भावनं साधुजना इमे वः सर्वे करिष्यन्ति हि सर्वशोऽपि ॥४७॥ विप्रा हरेर्वाचमिमां निशम्य प्रोचुस्तथेत्येव मुदं प्रपद्य । प्रातः समेष्याम इतीरयित्वा गत्वा गृहान् ज्ञातिजनांस्तथोचुः ॥४८॥ यथेष्टसर्पिर्ग्रहणेरितानां महोत्सवोऽभूत्पुरि वाडवानाम् । मुख्याः प्रगेऽभ्येत्य हरिं यथेष्टं व्यधापयन्पाकभरं हसन्तः ॥४९॥ पृथक् पृथग्ज्ञातिजनास्तु पाकं यथेष्टमेवारचयन्मिलित्वा । सर्वत्र सन्तो विचरन्त एभ्यः सद्यो ददुर्याचितवस्तुमात्रम् ॥५०॥ कालेऽपराह्ने सकलेऽपि पाके सिद्धे द्विजाः सर्वत एत्य सर्वे । सयोषितः पंक्तिश एव तस्थुः सा भूमिका विप्रमयी बभूव ॥५१॥ स्नातानन्नर्घ्याम्बरभूषणांस्तान् सचन्दनैः कौसुमरम्यहारैः । हर्याज्ञया केचन तान् पुपूजुः प्रापुस्ततस्तेऽमरवृन्दसाम्यम् ॥५२॥ उच्चारवैर्लम्बितदक्षदोर्भिरन्योऽन्यमाज्ञां परिवेषणान्ते । द्विजा गृहीत्वैव चतुर्विधान्नमभुञ्जत स्वादुतरं रसेन ॥५३॥ सिताघृताढ्यान् द्रुतचूर्णलड्डुकानाकण्ठमुक्त्यै हरिणानुमोदिताः । तं वीक्षमाणाश्च

ચિંતા કે ખામી રાખશો નહિ. અને અહીંઆં ચોતરફથી પણ બ્રાહ્મણો ભલે-સુખેથી આવો-આવે. ॥૪૬॥ હે દ્વિજો ! સર્વ બ્રાહ્મણો અહીંઆં જમીને દક્ષિણા પામશેજ એમાં કાંઈ સંશય નથી અને આ અમારા સઘળા સાધુઓ તમારી સર્વની સંભાવના કરશે. ॥૪૭॥ આ પ્રમાણેની શ્રીહરિની વાણી સાંભળીને તે પુરના વિપ્રોએ બહુ આનંદ પામીને 'ઠીક-બહુ સારૂં' એમ કહ્યું. અને 'અમે સવારમાં આવીશું' એમ કહીને પોતાને ઘેર જઈને જ્ઞાતિજનોને તે પ્રમાણે કહ્યું. ॥૪૮॥ ત્યારે યથેષ્ટ ઘી ગ્રહણ કરવા માટે પ્રેરેલા એવા તે પુરમાં રહેનારા બ્રાહ્મણોને મોટો આનંદ વર્તી રહ્યો. અને સવારમાં મુખ્ય બ્રાહ્મણો શ્રીહરિની પાસે આવીને હસતા હસતા ભક્ષ્ય ભોજ્યાદિક પાકનો સમૂહ તૈયાર કરાવવા લાગ્યા. ॥૪૯॥ અને જુદી જુદી જ્ઞાતિના બ્રાહ્મણ જનો ભેગા મળીને યથેષ્ટપણે પાક બનાવવા લાગ્યા. અને સર્વ સંતો સર્વ ઠેકાણે ફરતા થકા એ બ્રાહ્મણોને તેમણે માગેલી પાત્ર વિગેરે દરેક વસ્તુઓ તુરતજ આપતા હતા. ॥૫૦॥ બપોર પછીના વખતમાં જ્યારે બધી રસોઈ તૈયાર થઈ ગઈ ત્યારે સર્વ બ્રાહ્મણો દરેક સ્થળેથી આવીને સ્ત્રીઓએ સહિત બધા પંક્તિબંધ બેસી ગયા તે સમયમાં તે સઘળી આસપાસની ભૂમિ કેવળ બ્રાહ્મણોથીજ વ્યાપ્ત જણાતી હતી. ॥૫૧॥ અને સ્નાન કરેલા અને અમૂલ્ય વસ્ત્ર-આભૂષણ ધારી રહેલા અને શ્રીહરિને નમન કરતા તે બ્રાહ્મણોને શ્રીહરિની આજ્ઞાથી કેટલાક બ્રાહ્મણોએ સુગન્ધિ ચંદનોથી તથા પુષ્પોના રમ્ય હારોથી પૂજા કરી હતી તેથી તે સઘળા બ્રાહ્મણો અમૃતપાન કરવા ભેગા થયેલા દેવવૃંદને તુલ્ય શોભતા હતા. ॥૫૨॥ પછી જમવા બેઠેલા બ્રાહ્મણો લાડુ વિગેરે દરેક વસ્તુઓ પીરસાઈ રહ્યા પછી ઉંચો શબ્દ કરતા અને જમણો હાથ જેમણે લંબાવ્યો છે એવા થકા એક-બીજાની પરસ્પર આજ્ઞા ગ્રહણ કરીનેજ અતિ સ્વાદિષ્ટ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોશ્ય એ ચારેય પ્રકારનું અન્ન સ્વાદપૂર્વક જમવા લાગ્યા. ॥૫૩॥ કંઠ પર્યંત ધરાઈને જમવા માટે શ્રીહરિએ આગ્રહપૂર્વક અનુમોદન કરેલા તે બ્રાહ્મણો

मुदा तदा रसात्सभोज्यसंख्यानियमं विसस्मरुः ॥५४॥ सर्वेऽपि ते सर्वत एवं कृष्णं पश्यन्त आनन्दभृताः स्तुवन्तः । शेकुर्न चोत्थातुमथाशनान्ते श्वसन्मुखा व्यञ्जनशेषपात्राः ॥५५॥ वृद्धं समुत्थापयतां हि यूनां पुण्यं भवेदित्यवदन् जरन्तः । तांस्तुन्दिलास्ते तरुणाः श्वसन्तः शयामहेऽत्रेत्यवदन्हसन्तः ॥५६॥ अथोच्चशब्दं परिशुश्रुवुस्ते भुक्तद्विजेभ्यो हरिरात्ममुष्ट्या । धनं ददातीत्यथ सद्य एव हर्षोत्थितास्तत्र ययुस्तदाप्त्यै ॥५७॥ स्वनिश्चितादप्यधिकामवाप्य ते दक्षिणां स्वस्वगृहांस्ततोऽगुः । स्वं स्वं मनोवाञ्छितमाप्य मुख्या विप्राश्च जग्मुस्तमति स्तुवन्तः ॥५८॥ अन्नार्थिनोऽकिञ्चनजातिलोकाः समागतास्तत्र सहस्रशोऽथ । तान्साधवः सर्वश एव सम्यक् प्रतर्पयामासुरुदारकृत्याः ॥५९॥ प्रदीयतां साध्विह भुज्यतां चेत्येवं हि शब्दो मुहुरास तत्र । गृहे गृहे तस्य मुहुः प्रशंसावाक्यान्यभूवन् पुरि धर्मसूनोः ॥६०॥ सम्प्रापुराश्चर्यभरं पुरस्थाः सर्वेऽपि लोका धनिनो विशेषात् । एवैव वार्त्ता नृपतेः सभायां साश्चर्यमा-

ते समयमां श्रीहरिने जोता थका आनंदथी रसपूर्वक पुष्कळ साकर अने घीथा भरेला दडदडता चूरमाना लाडु जमता थका पोते जमेला लाडुनी संख्या पण विसरी गया. (पोते केटला लाडु जम्या तेनी पण खबर न रही.) ॥५४॥ अने पोतानी सर्व [1] बाजुए रहेला ए श्रीहरिने जोता थका आनंदभर्या अने श्रीहरिनी प्रशंसा करता अने खूब जमवाथी श्वासभर्या मुख जेमनां छे अने पत्रावळीमां केवळ शाक मात्रज जेमणे बाकी राखेलुं छे, एवा ते सर्व ब्राह्मणो जमी रह्या पछी त्यांथी उठी-उभा थवाने माटे पण शक्तिमान रह्या नहोता. ॥५५॥ तेथी वृद्धब्राह्मणो कहेवा लाग्या-हे युवानो! अहींआंथी अमने वृद्धोने उभा करनारा युवकोने काशीए गयानुं पुण्य थाय. त्यारे एम बोलता वृद्धोने खूब जमवाथी प्रफुल्ल उदरवाळा युवानो हांफतां हांफतां हे वृद्धो! अमे तो अहींआंज शयन करी जइशुं. एम हसता हसता कहेवा लाग्या. ॥५६॥ आ प्रमाणे बोलता हता तेज समयमां ते ब्राह्मणोए श्रीहरि भगवान जमेला ब्राह्मणोने पोतानी मुठीए मुठीए-दक्षिणा आपे छे एम उंचो शब्द (बूम) सांभळ्यो त्यारे ते दक्षिणाद्रव्य लेवा माटे एकदम हर्षथी उठीने त्यां गया. ॥५७॥ अने पोते धारेला करतां पण अधिक-मनमानी दक्षिणा पामीने त्यांथी पोतपोताने घेर गया. अने आगेवान ब्राह्मणो पण पोतपोतानुं मनोवांछित-धार्या करतां पण अधिक द्रव्यादिक पामीने ते श्रीहरिने अति वखाणता वखाणता घेर गया. ॥५८॥ पछी त्यां जे हजारो हजार अकिंचन-गरीब अन्नार्थीओ आव्या हता, ते सर्वने पण उदार कार्य करनारा ते सर्व साधुओए पण सारी रीते तृप्त कर्या हता. ॥५९॥ अने ते स्थानमां **आपो आपो** अने अहींआं सारी पेठे **जमो जमो** एवा शब्दो वारंवार थता हता. अने धर्मपुत्र श्रीहरिनां ते श्रीनगरमां वारंवार प्रशंसानां वाक्यो थतां हतां-सांभळवामां आवतां हतां ॥६०॥ अने ते पुरना रहेनारा सघळा लोको पण भारे आश्चर्य पामी गया अने तेमांय धनाढ्यो तो विशेषे करीने आश्चर्य पामी गया अने ते नगरना भूपतिनी सभामां पण एज वार्ता आश्चर्यपूर्वक वारंवार थवा लागी. ॥६१॥ श्रीहरि प्रभु ते नग-

[1] ब्राह्मणो जमती वखते नृनाटयकारी श्रीहरि तेमनी प्रदक्षिणा करता हता तेथी.

सीम्मुदुरेव तत्र ॥६१॥ आनन्दयित्वाथ पुरौकसः स्वान् प्रतापमातत्य निजं स तत्र। ततोऽखिलैः साधुजनादिभिः स्वैर्वृतः समायाज्जयतल्पनप्रम् ॥६२॥ आनन्दयन् स्वीयजनानुषित्वा तत्रार्चितस्तैः कतिचिद्दिनानि । ततः समायाद्धवलं पुरं स स्वभक्तसौख्यं विदधत्सह स्वैः ॥६३॥ सिषेविरे रैवतशङ्कराद्या विप्राश्च वज्रप्रमुखा विशस्तम्। आनन्दयंस्तान्कतिचित्स घस्रानुवास तैरादरतोऽर्च्यमानः ॥६४॥ वार्त्ताभिरेतान् परितोषयित्वा सधर्मभक्त्यात्मविवेचनाभिः । कम्यालयं ग्राममियाय भालदेशे स्वभक्ताभिवसमात्मतन्त्रः ॥६५॥ तं क्षेमराजः शशिवर्ण आयुर्दासादयः प्रेमभरेण भक्ताः । सिषेविरे तान्सुखयन्नुषित्वा दिनं ततो गुम्फपुरं जगाम ॥६६॥ तं मानभासोऽर्जुनसिंहनाम्ना पुत्रेण साकं नृपतिस्तु तत्र । अत्यादरेणैव निवासयित्वा चकार सेवां सह विप्रवर्यैः ॥६७॥ तत्प्रीतये तत्र दिनद्वयं स स्थित्वा पुनर्दुर्गपुरं समायात् । तत्रस्थभक्तैर्भृशु मानितोऽसौ सुखं न्यवात्सीत्सह साधुभक्तैः ॥६८॥

१मां आ प्रमाणे पोताना अलौकिक प्रताप विस्तारीने तेमज ते पुरमां रहेनारा पोताना भक्तजनोने आनंद पमाडीने पछी त्यांथी समग्र पोताना साधुजनो विगेरेथी वींटाया थका जयतलपुर नामे प्रसिद्ध नगर प्रत्ये आव्या. ॥६२॥ ते जयतलपुरमां पोताना भक्तजनोने आनंद आपता थका अने ते भक्तजनोए पूजा कर्या थका केटलाक दिवस त्यां रहीने पोताना भक्तजनोने सुख आपता थका ते श्रीहरि पोताना भक्तजनोए सहित धोळका पुर प्रत्ये आव्या. ॥६३॥ ते गाममां रैवतशंकर विगेरे ब्राह्मणो अने वजा विगेरे वैश्यभक्तो ते श्रीहरिनी सेवा करवा लाग्या. अने ते भक्तजनोने आनंद आपता थका अने ते भक्तजनोए आदरथी पूजा कर्या थका श्रीहरि त्यां केटलाक दिवस रह्या हता. ॥६४॥ स्वतंत्रमूर्ति श्रीहरि ए भक्तजनोने धर्म, भक्ति अने आत्मस्वरूपना विवेचनवाळी वार्ताओथी खूब संतोष पमाडीने भालप्रदेशमां पोताना भक्तजनोए वसेला कमीयाळा नामे प्रसिद्ध गाम प्रत्ये आव्या. ॥६५॥ ते गाममां क्षेमराज, शशिवर्ण अने आयुर्दास, ए विगेरे भक्तजनो ते श्रीहरिने अति प्रेमभरथी सेवा करवा लाग्या अने श्रीहरि ते भक्तजनोने सुख आपता थका एक दिवस त्यां रहीने त्यांथी गांफ गामे गया. ॥६६॥ ते गांफ गाममां मानभा नामे राजा अर्जुनसिंह नामे पोताना पुत्रे सहित ते श्रीहरिने अति आदरथी निवास करावीने त्यांना विप्रवर्योए सहित थका सेवा करवा लाग्या. ॥६७॥ श्रीहरि ते गांफपुरमां मानभा राजानी प्रसन्नता माटे बे दिवस रहीने पछी त्यांथी दुर्गपुर प्रत्ये आव्या. अने ते दुर्गपुरमां रहेनारा भक्तजनोए बहु सत्कार करेला ए श्रीहरि सर्व साधु अने भक्तजनोए सहित त्यां सुखेथी निवास करीने रह्या. ॥६८॥

१.–अमदावादमां चोराशी ज्ञातिना ब्राह्मणोने एकज दिवसे जमाडवा ए कार्य सहेल नहोतुं अने नथी. तो पण सर्वावतारी स्वयं साक्षात् पुरुषोत्तम श्रीसहजानंदस्वामीए पोतानुं असाधारण अद्वितीय ऐश्वर्य प्रकाश करीने–करवा माटे ए दुर्घट कार्य सर्व प्रकारथी निर्विघ्ने सम्पूर्ण करीने अनेक जीवोना कल्याण माटे पोतानो अलौकिक प्रताप विस्तार्यो हतो. जे प्रतापनो अद्यापि पर्यंत आ बाल गोपाळमां पण मुक्तकंठे प्रशंसानो ध्वनि संभळायाज करेछे. अने श्रीजीना सर्व चरित्रोमां आ चरित्र अद्वितीयज हतुं ए सर्वथा निर्विवाद छे.

भाविदेहिहितचिन्तनसक्तः स्वीयमन्दिरविधापनरक्तः
श्रीपुराहितनिजप्रतिमोऽसौ प्रीतिमेतु हरिराशितविप्रः ॥६९॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्यतत्सम्प्रदायसकल-
हार्दाभिज्ञनित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीनगरे श्रीनरना-
रायणप्रतिष्ठामहोत्सवनिरूपणं नामैकोनचत्वारिंश उल्लासः ॥३९॥

---

ભવિષ્યમાં થનારા પ્રાણીઓનું હિત ચિંતવવામાં તત્પર વર્તતા, પોતાનાં મંદિરો કરાવવામાં પ્રીતિવાળા, શ્રીપુરમાં સ્થાપન કરીછે નરનારાયણરૂપ પોતાની મૂર્તિઓ જેમણે અને, એકજ દિવસમાં અમદાવાદના સમગ્ર બ્રાહ્મણો જેમણે જમાડયા હતા એવા એ મારા ઈષ્ટદેવ શ્રીહરિ મારે વિષે પ્રસન્નતા પામો. ॥૬૯॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને
તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત
શ્રીહરિદિગ્વિજયમાં શ્રીનગરમાં **શ્રીનરનારાયણ** દેવનો
પ્રતિષ્ઠામહોત્સવનિરૂપણ નામે ઓગણચાળીશમો
ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૩૯॥

---

# उल्लासार्थसङ्ग्रहः

भक्ताभ्यर्थनया भुजङ्गनगरे देवप्रतिष्ठाविधिं
यश्चक्रे विधिवच्च शिल्पनिपुणैः सम्पादिते मन्दिरे।
स्वीयैकान्तिकभक्तसाधुविहितामभ्यर्थनां सार्थयन्
येन द्वारवतीश्वरः स च निजेनैकस्वरूपोऽभवत् ॥
स एव सहजानन्दः सर्वाविर्भावकारणम् ।
श्रेयसे भूयसे मेऽस्तु स्वभक्तजनवत्सलः ॥४०–१–२॥

પોતાના ભકતોની પ્રાર્થનાથી ભુજ-નગરમાં જઈને નિપુણ શિલ્પીઓ પાસે રચાવેલા સુંદર મંદિરમાં શ્રીનરનારાયણ દેવની પ્રતિષ્ઠાનો વિધિ યથાર્થ રીતે જેમણે કર્યો હતો. અને પોતાના એકાંતિક ભક્તાગ્રેસર સચ્ચિદાનંદમુનિએ કરેલી અભ્યર્થનાને સાર્થક કરનારા જે શ્રીહરિરૂપ પોતાના મૂળસ્વરૂપની સાથે સાક્ષાત્ દ્વારિકાધીશ્વર ભગવાન સચ્ચિદાનંદ-મુનિના હૃદયારવિન્દમા એકસ્વરૂપ થયા હતા.

એવા તે સર્વ અવતારોના કારણરૂપ સર્વાવતારી શ્રીસહજાનંદસ્વામી જે પોતાના ભકતજનો ઉપર અતિ વાત્સલ્ય રાખનારા છે તે અમારા આત્યંતિક શ્રેયને માટે થાઓ. આત્યંતિકી મુક્તિ આપો. ॥૪૦–૧–૨॥

# चत्वारिंश उल्लासः

अथ तं सुखमासीनं भुजङ्गनगराद्द्रुतम् । उपेत्य प्रोचतुः साधू वैष्णवानन्दवाचिकम् ॥१॥ स्वामिन् ! भुजङ्गनगरे जातं मन्दिरमुत्तमम् । अतः सद्भिः सहागत्य तत्र स्थापय देवताम् ॥२॥ इत्युक्तः स हसन्सद्भिः सहैव पुनरेव तत् । पुरं मायाद्भकजनान्सुखयन्पथि सर्वदाः ॥३॥ प्रत्युद्गतैः पौरजनैः सवाद्यैः पुरं समानीय समर्चितोऽसौ । उवास तत्राथ च मन्दिरं तद्विलोक्य हृष्टः प्रशशंस भक्तान् ॥४॥ शुभे मुहूर्त्तेऽथ स तत्र नारायणं नरं चागमवर्त्मनैव । संस्थापयामास महोपचारैः पुपूज तं वाडववेदघोषैः ॥५॥ सहस्रशस्तत्र च विप्रसङ्घान् सम्भोजयामास च दक्षिणाभिः । प्रदर्पयामास ततोऽर्चनादिरीतिं यथावन्नियबन्ध सर्वाम् ॥६॥ प्रावर्त्तयत्तत्र च तैर्थिकानामागन्तुकानां सुखहेतवे सः । महान्नसत्रं नृपविस्मकारि पान्थाः परं यत्र सुखं लभन्ते ॥७॥ तत्रत्यभक्तान्सुखयन्नुषित्वा वार्त्ताभिरीशः कतिचिद्दिनानि । ततः पुनर्दुर्गपुरं समेत्य वसन् स्वभक्तेप्सितमेव चक्रे ॥८॥ भक्तैरेकान्तिकैर्नित्यं सेव्यमानो यथारुचि । वसं-

## ઉલ્લાસ ૪૦ મો.

દુર્ગપુરમાં નિવાસ કરીને રહ્યા પછી સુખેથી વિરાજમાન થયેલા તે શ્રીહરિને બે સાધુઓએ ભુજનગર થકી એકદમ આવીને વૈષ્ણવાનંદમુનિએ કહેલો સંદેશો કહ્યો. ॥૧॥ હે સ્વામિન્ ! ભુજનગરમાં ઉત્તમ મંદિર તૈયાર થઇ ગયું છે માટે સંતોએ સહિત આપ આવીને તે મંદિરમાં દેવની સ્થાપના કરો. ॥૨॥ આ પ્રમાણે કહેલા તે શ્રીહરિ હસતા થકા સંતોએ સહિતજ માર્ગમાં સર્વ ભક્તજનોને સુખ આપતા થકા ફરીને તે ભુજનગર પ્રત્યે ગયા. ॥૩॥ તે સમયમાં વાજીંત્રોએ સહિત સામા આવેલા તે પુરના ગંગારામ આદિક ભક્તજનોએ પુરમાં પધરાવીને પૂજા કર્યા થકા એ શ્રીહરિ ત્યાં નિવાસ કરીને રહ્યા. અને પછી તે મંદિર જોઇને હર્ષ પામ્યા થકા શ્રીહરિ તે પુરવાસી ભક્તજનોનાં વખાણ કરવા લાગ્યા.॥૪॥ પછી તે શ્રીહરિએ ભુજનગરમાં શુભ મુહૂર્તમાં વેદોક્ત પદ્ધતિથી શ્રીનારાયણઋષિ અને નરઋષિનું સ્થાપન કર્યું. અને બ્રાહ્મણોએ ઉચ્ચારણ કરેલા વેદમંત્રોના ઘોષે સહિત મહોપચારથી તે શ્રીનરનારાયણ દેવની મહાપૂજા કરી. ॥૫॥ અને તે પ્રતિષ્ઠાના મહોત્સવમાં શ્રીહરિએ હજારો હજાર વિપ્રસમૂહોને જમાડયા અને મનમાની દક્ષિણાઓથી ખૂબ રાજી કર્યા. અને પછી તે દેવની સર્વ પૂજાપદ્ધતિ અને ઉચ્છવવિધાનનો પ્રકાર પણ યથાર્થ રીતે બાંધ્યો—સ્થાપન કર્યો.॥૬॥ અને ત્યાં આગન્તુક તૈર્થિકજનોના સુખહેતુ માટે શ્રીહરિએ રાજાઓને પણ આશ્ચર્ય ઉપજાવે એવું મોટું અન્નસત્ર—સદાવ્રત પ્રવર્તાવ્યું. કે—જે અન્નસત્રમાં આવેલા યાત્રાળુઓ પરમ સુખ પામે છે. ॥૭॥ સમર્થ એવા શ્રીહરિ ત્યાંના રહેનારા ભક્તજનોને અનેક પ્રકારની વાર્તાઓથી સુખ આપતા થકા કેટલાક દિવસ ત્યાં રહીને પછી ત્યાંથી પાછા દુર્ગપુર આવીને ત્યાં નિવાસ કરીને રહેતા થકા પોતાના એકાંતિક ભક્તોનું ઇચ્છિત—ગમતુંજ કરતા હતા. ॥૮॥ પોતાના એકાંતિક ભક્તોએ નિરંતર પોતાની રૂચિ પ્રમાણેજ સેવા કર્યા થકા તે દુર્ગપુરમાં રહેલા શ્રીહરિ સભામાં વિરાજમાન થઇને ધર્મસંબંધી વાર્તાઓ કરતા હતા. ॥૯॥ તેમાં નાના પ્રકારનાં અનેક

स्तत्र सभासंस्थो वार्त्ता धर्माश्रिता व्यधात् ॥९॥ नानाविधानां तीर्थानां माहात्म्यं वर्णयन्स च । द्वारिकाया विशेषेण वर्णयामास तत्र तत् ॥१०॥ तदा तु द्वारिकायात्रोत्सुकास्तद्भ्रातृजादयः । स्वदेशादतिदूरस्थतीर्थवीक्षणकौतुकाः ॥११॥ हरिमूचुस्त्वदाज्ञा चेद्गच्छेम द्वारिकां वयम् । गम्यतामिति सोऽप्याह ददौ वित्तं व्ययाय च ॥१२॥ नन्दरामश्च गोपालप्रमुखाः कौसलास्ततः । शकटादीन्समायुज्य तं प्रणम्यैव निर्ययुः ॥१३॥ तैः साकं सच्चिदानन्दं साधुं तन्मार्गवेदिनम् । स्वेच्छासमाधिमप्येष सशिष्यं प्रैषयत्तदा ॥१४॥ समाधिपरतन्त्रत्वान्मुनेस्ते बहुभिर्दिनैः । प्रापुर्द्वारावतीं तत्र समाधिं मुनिराप्तवान् ॥१५॥ तद्व्युत्थाने दिने द्वे तु प्रतीक्ष्य तदनुत्थितौ । तदीयशिष्यैराज्ञप्ताश्चक्रुस्तीर्थविधिं तु ते ॥१६॥ प्रयतास्तत्र धनिनो धनं दत्त्वैव कौसलाः । चक्रुस्ते गोमतीस्नानं कृष्णार्चायाश्च दर्शनम् ॥१७॥ आरावणे तप्तमुद्राग्रहणं च विधाय ते । द्वीपे कृष्णेक्षणादीनि तीर्थकृत्यानि च व्यधुः ॥१८॥ आरावणं कौसलेषु गतेषु व्युत्थितो मुनिः । इयेष गोमतीस्नानं कर्तुमव्यग्रमानसः ॥१९॥ त्यागिनः

---

તીર્થોનું માહાત્મ્ય વર્ણન કરતા થકા શ્રીહરિએ તે સભામાં દ્વારિકાનું માહાત્મ્ય વિશેષપણે સર્વથી અધિક વર્ણન કર્યું. ॥૧૦॥ ત્યારે તે શ્રીહરિના ભાઇઓના પુત્રો—નંદરામાદિક પોતાના દેશથી અતિ દૂર રહેલા તે તીર્થોને જોવામાં કૌતુકવાળા તેમજ-દ્વારિકાની યાત્રા કરવામાં પણ અતિ ઉચ્છાહે યુક્ત હતા. તેથી શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા–હે મહારાજ ! જો આપની આજ્ઞા હોય તો અમે દ્વારિકા જઇએ. ત્યારે શ્રીહરિએ પણ જાઓ એમ કહ્યું. અને માર્ગાદિકમાં ખર્ચવાને માટે દ્રવ્ય પણ આપ્યું–અપાવ્યું. ॥૧૧–૧૨॥ પછી નંદરામજી અને ગોપાળજી વિગેરે અયોધ્યાવાસીઓ ગાડાં વિગેરે વાહનો જોડાવીને તે શ્રીહરિને નમસ્કાર કરીનેજ નીકળ્યા. ॥૧૩॥ અને એ શ્રીહરિએ તે નંદરામાદિકની સાથે દ્વારિકાના માર્ગ વિગેરેના ભોમીઆ અને સ્વેચ્છાથી સમાધિમાં જનારા એવા સચ્ચિદાનંદ નામે સાધુને તે સમયમાં મોકલ્યા. ॥૧૪॥ પછી તે નંદરામાદિક તે મુનિને સમાધિને લીધે પરતંત્રપણું હોવાથી ઘણા દિવસોએ દ્વારાવતીને પામ્યા અને ત્યાં જઇને તુરતજ તે મુનિ તો સમાધિ પામ્યા. ॥૧૫॥ ત્યારે તેમને સમાધિમાંથી ઉઠવાની બે દિવસ વાટ જોઇ. પરંતુ તે મુનિ સમાધિમાંથી જાગ્રત થયા નહિ, તેથી તેમના શિષ્યોએ આજ્ઞા કર્યા થકા તે નંદરામાદિક અયોધ્યાવાસીઓએ તો તિર્થવિધિ કર્યો. ॥૧૬॥ અને તેમની પાસે દ્રવ્ય હોવાથી તેમણે તો તીર્થના નિયમોને અનુસર્યા થકા દ્રવ્ય આપીનેજ ગોમતીજીમાં સ્નાન કર્યું. તેમજ ત્યાં રહેલી કૃષ્ણની પ્રતિમાનાં દર્શન પણ કર્યાં. ॥૧૭॥ તેમજ આરાવણ તીર્થમાં તપ્ત મુદ્રાઓનું ગ્રહણ કરીને ત્યાંથી બેટમાં જઇને ભગવત્પ્રતિમાનાં દર્શન વિગેરે તીર્થમાં કરવા યોગ્ય સઘળાં કાર્યો કર્યાં. ॥૧૮॥ હવે–નંદરામાદિક અયોધ્યાવાસીઓ આરાવણમાં પહોંચ્યા ત્યારે સમાધિમાંથી ઉઠેલા મુનિ–સચ્ચિદાનંદજી -શિષ્યોએ સહિત સાવધાન મનવાળા એવા થકા ગોમતીજીમાં સ્નાન કરવા માટે ગયા. ત્યારે દ્રવ્યના ત્યાગી એવા તે સાધુઓ તો સર્વથા અપરિગ્રહ હોવાથી તે તીર્થમાં રહેનારા અતિ લોલિષ્ટ જનોએ તે મુનિઓને ગોમતીજીમાં સ્નાન કરવા દીધું નહિ· એટલુંજ નહિ, પરંતુ–શ્રી·

साधवस्ते तु सर्वदा निष्परिग्रहाः । तीर्थस्थैरतिलोभिष्टैः कर्त्तुं दत्ता न चाल्पचम् ॥२०॥ नार्यस्पर्शादिलिङ्गेन ज्ञात्वा तानुद्धवाध्वगान् । तीर्थस्था अल्पमप्यन्नं न ददुस्तेभ्य उद्धताः ॥२१॥ निष्कासिता निर्धनत्वात्तथैवारावणादपि । तीर्थे क्वचिदुपाविश्य दध्युः श्रीद्वारिकेश्वरम् ॥ २२ ॥ निराहारा निरातङ्का निर्द्वन्द्वा निष्परिग्रहाः । विस्मापयन्तः सकलांस्तस्थुः पान्थांश्च तैर्थिकान् ॥२३॥ सच्चिदानन्दसाधुस्तु महाभागवतोत्तम. । ध्यायन्समाधिना कृष्णं बभौ काष्ठविचेष्टनः ॥ २४ ॥ तस्मै प्रसन्नो निजभक्तकल्पद्रुमायमानो भगवान्स कृष्णः । बभूव दृश्यः कतिभिश्चिदेव दिनैर्हि साक्षात्परिवारयुक्तः ॥ २५ ॥ भक्तोत्तम ! स्वेप्सितमर्थय त्वमिति ब्रुवाणं सहसा च कृष्णम् । दृष्ट्वा प्रभामण्डलमध्यसंस्थं सपार्षदं तं प्रणनाम हृष्टः ॥२६॥ स्तुत्वाथ बद्धाञ्जलिराह नाथ ! त्वमेव साक्षाज्जगदीश्वरोऽसि । अधर्मसर्गोत्खननाय भूमौ जातोऽसि धर्माद्धरिनामधेयः ॥२७॥ स त्वं हि नित्यं हृदि दर्शनं मे ददासि कारुण्यवशेन कृष्ण ! । द्वीपेऽत्र मूर्तिः परिवारयुग्या तवास्ति सैवा तु निरी·

---

ઓનો સ્પર્શ ન કરવો એ વિગેરે ચિહ્નોથી તે સંતોને ઉદ્ધવ સમ્પ્રદાયના આશ્રિત એવા સ્વામિનારાયણના શિષ્યો છે એમ જાણીને તીર્થમાં રહેનારા તે ઉદ્ધત માણસોએ તે સાધુઓને સ્વલ્પ જેટલું અન્ન પણ જમવાને માટે આપ્યુ નહિ. ॥૧૯–૨૧॥ પછી આરાવણમાં ગયા ત્યારે ત્યાંથી પણ દ્રવ્યે રહિત હોવાથી તેજ પ્રમાણે કાઢી મૂકયા અને તપ્તમુદ્રાઓ આપી નહિ. પછી તે તીર્થમાં ક્યાંઇક એકાંતમાં બેસીને તે સચ્ચિદાનંદાદિક સર્વ સંતો શ્રીદ્વારિકેશ્વર ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૨૨ ॥ અને વળી–પોતે નિરાહાર હતા તો પણ અવ્યગ્ર અને નિર્ભય થકા અને હર્ષ શોકાદિક દ્વન્દ્વોથી રહિત અને નિષ્પરિગ્રહ એવા થકા સર્વ વટેમાર્ગુઓ અને યાત્રાળુઓને આશ્ચર્ય ઉપજાવતા થકા ધ્યાન કરતા બેઠા હતા. ॥૨૩॥ તેમાં મહાભાગવતોત્તમ એવા સચ્ચિદાનંદ સાધુ તો એકાગ્ર મનથી કૃષ્ણનું ધ્યાન કરતા થકા કાષ્ટની માફક ચેષ્ટા સિવાયના સ્થિર થઇ ગયા હતા. ॥૨૪॥ તે સમયમાં પોતાના ભકતોને કલ્પદ્રુમની પેઠે ઇચ્છિત મનોરથ પૂર્ણ કરનારા એવા તે દ્વારિકેશ્વર ભગવાને કેટલાક દિવસોએ કરીને પ્રસન્ન થયા એવા થકા તે સચ્ચિદાનંદ મુનિને રાધા–રમાદિક પોતાના પરિવારે સહિત દર્શન દીધું ॥૨૫॥ અને હે ભક્તોત્તમ ! તમે પોતાને ઇચ્છિત વર મારા થકી માગો. એમ પોતાના આગળ એકદમ પ્રગટ થઇને બોલતા અને તેજોમંડળના મધ્યમાં વિરાજમાન રહેલા અને અર્જુન—સાત્યકિ વિગેરે પોતાના પાર્ષદોએ સહિત એવા તે દ્વારિકેશ્વર શ્રીકૃષ્ણ–વાસુદેવને સાક્ષાત જોઇને હર્ષ પામેલા સચ્ચિદાનંદમુનિએ નમસ્કાર કર્યાં ॥૨૬॥ અને પછી સ્તુતિ કરીને બન્ને હાથ જોડીને સચ્ચિદાનંદમુનિ કહેવા લાગ્યા–હે નાથ ! તમેજ સાક્ષાત જગન્નિયંતા પ્રભુ છો. અને તે તમે હાલ સમયમાં અધર્મ–સર્ગને મૂળમાંથીજ નાશ કરવાને માટે પૃથ્વી ઉપર ધર્મદેવ થકી હરિ એવા નામે પ્રગટ થયેલા છો. ॥૨૭॥ તે પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ નામે તમે કારૂણ્યના વશપણાથી નિરંતર મારા હૃદયમાં સાક્ષાત્ દર્શન આપોછો. અને હે કૃષ્ણ!

क्षिताच ॥२८॥ एतत्त्वदीक्षार्थमिहागतोऽहं मनोरथो मे सफलोऽद्य जातः । त्वमेवमेवेश्वर! मे सतीर्थ्यसद्भ्योऽर्हसि स्वेक्षणमाशु दातुम् ॥२९॥ स्त्रीद्रव्यसन्त्यागजुषां सतां तु स्थानेऽत्र लुब्धोपहते समन्तात् । भवेन्न तत्कापि कथञ्चनापि यदत्र युक्तं कुरु तत्त्वमीशः ॥३०॥ तमाह कृष्णः शृणु साधुवर्य! स्थानेऽत्र मे दुर्जनदूषिते तु । तदागमो नैव भवेत्कथंचिदित्येव जानामि त्वदाशयं च ॥३१॥ एकान्तभक्तस्य तवापराधकर्तॄन्विहायात्रतनांस्तु लोकान् । सन्मण्डले स्थातुमहं समीहे स्वात्मप्रियाः सन्ति हि साधवो मे ॥३२॥ एष्यामि वृत्तालयमेव तस्मात्स्वपार्षदाद्यैः सहितोऽहमेव। सहैव युष्माभिरितीरयित्वा तद्धृत्स्थकृष्णात्मतया तिरोऽभूत् ॥३३॥ व्युत्थाय स स्वेक्षितमेव वृत्तं जगाद शिष्यान्प्रति सर्वमेव । निजप्रतीक्षापरकौसलांश्च ते द्वारकायामुपसेदुराशु ॥३४॥ अन्योऽन्यमावेद्य च वृत्तमेते स्वं स्वं ततो भोजनकर्म कृत्वा । सर्वे पुनर्दुर्गपुरे समेत्य हरिं स्ववृत्तान्तमशेषमूचुः ॥३५॥ प्रशंस्य तं साधुवरं सदीशो

આ સમુદ્રના બેટમાં રૂક્મિણી આદિક પરિવારે સહિત જે તમારી મૂર્તિ રહેલી છે, તે આ મૂર્તિનાં દર્શન તો મેં આજેજ કર્યાં. ॥૨૮॥ અને મારો તે મનોરથ તો આજ સફળ થયોછે. પરંતુ-હે પ્રભુ! તમે આજ પ્રમાણે મારાં ગુરૂભાઇ સંતોને તુરતજ તમારૂં દર્શન આપવાને યોગ્ય છો. ॥૨૯॥ કારણ કે સ્ત્રી-દ્રવ્યનો સમૂળગો ત્યાગ રાખનારા તે ત્યાગી સાધુઓને સર્વ પ્રકારથી લુબ્ધ માણસોથીજ ભરેલા આ સ્થાનમાં કોઇ પણ રીતે ક્યારેય પણ તે તમારૂં દર્શન થઇ શકેજ નહિ. માટે હે સમર્થ પ્રભુ! આમાં આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. ॥૩૦॥ ત્યારે તે સચ્ચિદાનંદમુનિને શ્રીકૃષ્ણ પરમાત્મા કહેવા લાગ્યા-હે સાધુવર્ય! સાંભળો લોભાદિક દોષથી વ્યાપ્ત એવા નિર્દય દુર્જનોથી દૂષિત આ મારા સ્થાનમાં તો કોઇ પણ રીતે તે સાધુઓને આવવાનું બનેજ નહિ. આ પ્રમાણેજ તમોએ તર્ક કરેલો તમારો અભિપ્રાય હું જાણું છું. ॥૩૧॥ મારા એકાંતિક ભક્ત એવા તમારો અપરાધ કરનારા એવા અહીંઆં રહેનારા લોકોનો ત્યાગ કરીને હું મારા સાધુઓના મંડળમાં રહેવાને ઇચ્છુંછું. કેમકે-મને સાધુઓ મારા આત્માને તુલ્ય પ્રિય છે. ॥૩૨॥ માટે હું મારા પાર્ષદાએ સહિતજ તમારી સાથેજ વૃત્તાલયપુર પ્રત્યે નિશ્ચેજ આવીશ. આ પ્રમાણે કહીને તે સચ્ચિદાનંદમુનિના હૃદય-કમળમાં વિરાજમાન રહેલા સાક્ષાત્ શ્રીહરિકૃષ્ણરૂપે અંતર્ધાન થઇ ગયા. ॥૩૩॥ પછી તે સચ્ચિદાનંદમુનિ સમાધિમાંથી બહાર જાગ્રત્ દશામાં આવીને પોતે સમાધિમાં જોયેલું સઘળું વૃત્તાન્ત પોતાના શિષ્યોને કહી બતાવ્યું. અને પછી તે સચ્ચિદાનન્દાદિક સંતો દ્વારિકામાં પોતાની વાટ જોતા અયોધ્યાવાસી નંદરામાદિકને તુરતજ આવીને મળ્યા. ॥૩૪॥ અને તે સર્વે પોત-પોતાને બનેલું-વીતેલું સઘળું વૃતાન્ત એક બીજાને જણાવીને પછી પોત-પોતાની ભોજન ક્રિયા કરી લઇને તે સર્વે પાછા દુર્ગપુરમાં શ્રીહરિની પાસે આવીને તેઓએ પોતાનું સઘળું વૃત્તાન્ત કહી બતાવ્યું. ॥૩૫॥ પછી સત્પુરૂષોના પતિ શ્રીહરિએ સાધુઓમાં શ્રેષ્ઠ એવા તે સચ્ચિદાનંદમુનિને બહુજ વખાણીને દ્વારાવતીમાં રહેલું ભગવાનનું

द्वारावतीस्थं परिवारयुक्तम् । स्वरूपमत्रागतमात्मनीति ज्ञात्वा स हृष्टोऽभवदूर्जितश्रीः ॥३६॥ ततः स भक्तैः सकलैरुपेतो वृत्तालयं गन्तुमियेष यावत् । वृत्तालयात्तावदुपागमत्तं जूपोऽक्षरानन्दमुनेर्निदेशात् ॥३७॥ वृत्तालये मन्दिरमीश ! जातं कुरु प्रतिष्ठां तदुपेत्य विष्णोः । इत्यार्थयत्सोऽपि तमाशु नत्वा ततः स कर्त्तुं च तथोद्यतोऽभूत् ॥३८॥

श्रीभुजङ्गनगरे निजमूर्त्तिस्थापकः स्वसुहृदिष्टविधाता ।
द्वारिकेशनिजरूपकृतैक्यः प्रीतिमेतु मयि धर्मतनूजः ॥३९॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्यतत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये वृत्तालयं प्रति श्रीद्वारिकाधीशागमननिरूपणनामा चत्वारिंश उल्लासः ॥४०॥

---

સ્વરૂપ પોતાના પરિવારે સહિત અહીંઆં આવ્યું છે એમ પોતાના મનમાં જાણીને બહુજ હર્ષ પામ્યા–પ્રસન્ન થયા. ॥૩૬॥ તે પછી શ્રીહરિએ પોતાના સર્વ ભકતજનોએ સહિત વૃત્તાલય પુર પ્રત્યે જવાને માટે જ્યાં ઇચ્છા કરી, તેજ સમયમાં વૃત્તાલયથકી અક્ષરાનંદમુનિની આજ્ઞાથી જૂપજી ભકત તે શ્રીહરિની પાસે આવ્યા–પહોચ્યા. ॥૩૭॥ અને હે ઇશ ! વૃત્તાલયમાં મંદિર તૈયાર થઇ ગયું છે, માટે ત્યાં પધારીને આપ શ્રીવિષ્ણુ ભગવાનની પ્રતિષ્ઠા કરો એમ તે ભકતજને પ્રાર્થના કરી ત્યારે તે શ્રીહરિ પણ તુરતજ તે પ્રમાણે કરવાને માટે તૈયાર થઇ ગયા. ॥૩૮॥

શ્રીભુજનગરમાં પોતાની નરનારાયણરૂપ મૂર્તિની સ્થાપના કરનારા, પોતાના સુહૃદો નંદરામાદિકનું ઇષ્ટ કરનારા અને શ્રીદ્વારિકેશ્વર ભગવાનની સાથે પોતાના સ્વરૂપની એકતા કરનારા–જણાવનારા એવા ધર્મતનુજ ભગવાન શ્રીહરિકૃષ્ણ મારે વિષે પ્રીતિ–પ્રસન્નતા પામો. ॥૩૯॥

ઇતિ શ્રીઉદ્ધવસમ્પ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનન્દસ્વામીના શિષ્ય અને તેમના સામ્પ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીદ્વારિકાધીશ ભગવાન પોતે વડતાલ પધાર્યા એ નામે ચાળીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૪૦॥



योऽसौ वृत्तालयस्य व्यधृणुत महिमाधिक्यमत्र प्रतिष्ठा लक्ष्मीनारायणाद्व्यतनुत विधिवत्स्वस्य मूर्तश्च साक्षात्।



[ धर्मरक्षक भगवान् श्रीहरि स्वपुत्रोने आचार्यपद उपर स्थापन करे छे ]

स्वीये स्थानेऽभिषिन्य स्वसहजतनयावादिशत्सम्प्रदायप्रामाण्यधर्मान्विधेयान् स जयतु भगवान् स्वामिनारायणोऽयम् ॥

# उल्लासार्थसङ्ग्रहः

योऽसौ वृत्तालयस्य व्यवृणुत महिमाधिक्यमत्र प्रतिष्ठां
लक्ष्मीनारायणादेर्व्यतनुत विधिवत्स्वस्य मूर्तेश्च साक्षात् ।
किञ्चोपास्यस्वरूपे भ्रममपगमयन् स्वीयमूर्त्या सहैवा-
नन्यत्वं चाप्यवोचत्पृथगपि बहुधा स्थापितानां च तासाम् ॥
श्रेयोमार्गे प्रकृष्टे गमयितुमखिलान् शुद्धधर्मप्रधानं
शिक्षापत्र्याख्यलेखं सकलहितकरं यश्चकार प्रकृष्टम् ।
स्वीये स्थानेऽभिषिच्य स्वसहजतनयावादिशत्सम्प्रदाय-
प्राप्तान् धर्मान्विधेयान् स जयतु भगवान्स्वामिनारायणोऽयम् ॥४१-१-२॥

જે શ્રીહરિએ વૃત્તાલયપુરીનો નિરવધિક મહિમા વિસ્તાર્યો હતો; અને એ વૃત્તાલય પુરમાં શ્રીલક્ષ્મીનારાયણ આદિક મૂર્તિઓની તેમજ પોતાની સાક્ષાત્ શ્રીહરિકૃષ્ણ નામે પ્રસિદ્ધ મૂર્તિની પ્રતિષ્ઠા વિધિપૂર્વક કરી હતી. અને વળી પોતાના સમ્પ્રદાયમાં ઉપાસ્ય સ્વરૂપમાં કોઇને પણ ભ્રમ ન થાય તે હેતુથી જુદી જુદી બહુ પ્રકારે સ્થાપન કરેલી તે શ્રીલક્ષ્મીનારાયણ આદિક મૂર્તિઓની પોતાની મૂર્તિઓ સાથે અનન્યતા-એકરૂપતાજ છે એમ પણ સભામાં વિરાજમાન થઇને જે શ્રીહરિએ સ્વભક્તજનોને કહી સમજાવ્યું હતું. વળી જે શ્રીહરિએ પોતાના સહોદર ભાઇઓના બે પુત્રોને પોતાના સર્વમાન્ય ગુરુસ્થાનમાં અભિષેક-સ્થાપન કરીને સ્વસમ્પ્રદાયમાં સંપ્રાપ્ત પાલનીય સદ્ધર્મોને પાળવાની આજ્ઞા કરી હતી. અને વળી સર્વ જીવોને પ્રકૃષ્ટ-આત્યંતિક શ્રેયોમાર્ગમાં લઇ જવાને માટે શુદ્ધ-સનાતન ધર્મપ્રધાન એવો શિક્ષાપત્રીરૂપ પ્રસિદ્ધ લેખ 'સર્વજીવહિતાવહઃ' એમ કહેવા પ્રમાણે સર્વના હિતને કરનારો સર્વશ્રેષ્ઠ લખ્યો હતો. એવા તે શ્રીસ્વામિનારાયણ મારા ઇષ્ટદેવ ભગવાન આ લોકમાં સર્વદા જયકારી વર્તો. ॥૪૧-૧-૨॥

# एकचत्वारिंश उल्लासः

दुर्गपत्तनतः स्वामी पार्षदैः सकलैर्वृतः । सोदराभ्यां साधुभिश्च वर्णिभिश्च विनिर्ययौ ॥१॥ राजा सपरिवारस्तमन्वगात्तदनुज्ञया । मार्गस्थभक्तान्सुखयन् वदरीग्राममाययौ ॥२॥ राघवो देवचन्द्राद्या वणिजस्तत्र तं मुदा । सिषेविरे स्वर्णकारा भगहीरादयस्तथा ॥३॥ ततो गोपालमगमद्ग्रामं तत्र च तं मुदा । सिषेविरे क्षत्रवीरा भक्ताः स्कन्धजिदादयः ॥४॥ वृत्तालयं प्राप पुरं ततोऽसौ तत्रत्यभक्तैरभियात आशु । देशान्तरीयैश्च सहस्रशोऽन्यैर्भक्तैर्महावाद्यनिनादिताशैः ॥५॥ प्रविश्य पुर्यां च यथा पुरासौ सौधे न्यवात्सीदितरांश्च सर्वान् । स्थानेषु तत्तज्जनतोचितेषु न्यवासयच्चोपवनेषु साधून् ॥६॥ सर्वेऽपि भक्ता निरता अभूवंस्ततःसेवने स्वस्वधनानुरूपम् । तन्मन्दिरं वीक्ष्य हरिः प्रशंसां चकार वद्धाञ्जलिशिल्पिनां सः ॥७॥ सम्पाद्य सम्भारभरानशेषा-

नूर्जे सितद्वादशिकाख्यतिथ्याम् । संस्थापयामास सहैव लक्ष्म्या नारायणं द्वारवतीपतिं सम् ॥८॥ तद्वामतो मन्दिर आत्ममूर्तिं धर्मं च भक्तिं समतिष्ठिपत्सः । तद्दक्षिणे मन्दिर आत्ममूर्तिं श्रीकृष्णराधासहितां यथावत् ॥९॥ महोपचारैरथ वाद्यगीतैः समं महापूजनमादरेण । वेदोक्तमन्त्रैः स चकार सर्वं महोत्सवं साधुजनैः प्रहृष्टैः ॥१०॥ देवप्रतिष्ठाविधिवेदिविप्रप्रोक्ताध्वना तद्विधिवद्विधाय। दानानि भूयांसि ददौ च विप्रान्

## ઉલ્લાસ ૪૧ મો.

સ્વામી–શ્રીસહજાનંદજી મહારાજ સોમસુરાદિક સર્વ પાર્ષદો, અને ભાઇ–રામપ્રતાપજી અને ઇચ્છારામજી તથા સર્વ સાધુઓ અને વર્ણીઓ, એ સર્વ ભકતજનોથી વીંટાયા થકા દુર્ગપુર થકી નીકળ્યા. ॥૧॥ અને શ્રીહરિની આજ્ઞાથી ઉત્તમ રાજા પણ પોતાના પરિવારે સહિત તે શ્રીહરિની સાથે ચાલ્યા. અને માર્ગમાં રહેલા ભકતજનોને સુખ આપતા થકા નાની બોરૂ નામે પ્રસિદ્ધ ગામ પ્રત્યે આવ્યા. ॥૨॥ તે બોરૂ ગામમાં રાઘવ અને દેવચંદ્ર વિગેરે વણિક્ ભકતો તથા ભગો અને હીરો વિગેરે સોની ભકતો તે શ્રીહરિની આનંદપૂર્વક સેવા કરવા લાગ્યા. ॥૩॥ ત્યાંથી શ્રીહરિ ભગવાન ગોરાડ ગામે આવ્યા અને તે ગામમાં સ્કંધજીત્ વિગેરે ક્ષત્રિયવીર ભકતજનો આનંદથી તે શ્રીહરિની સેવા કરવા લાગ્યા. ॥૪॥ અને પછી ત્યાંથી એ શ્રીહરિ વૃત્તાલય પુર પ્રત્યે આવ્યા ત્યારે તુરતજ મોટાં મોટાં વાંજીત્રોથી દિશાઓને ગજાવતા એવા તે વૃત્તાલય પુરના ભક્તજનો તથા દેશાન્તરથી આવેલા બીજા હજારો હજાર ભકતજનો તેમણે સામા જઇને સન્માન કર્યું. ॥૫॥ અને તે શ્રીહરિએ પ્રથમ આવ્યા ત્યારેજ જેમ એમ વાજતે ગાજતે પુરમાં પ્રવેશ કરીને પોતાના બંગલામાં નિવાસ કર્યો અને બીજા સર્વ ભકત જનોને તેમને તેમને રહેવા લાયક સ્થાનોમાં નિવાસ–ઉતારો કરાવ્યો. અને સર્વ સાધુઓને તો ગામની સમીપે ઉપવનોમાં નિવાસ કરાવ્યો. ॥૬॥ અને સર્વ ભકતજનો પોત–પોતાની ધનસંપત્તિ પ્રમાણે તે શ્રીહરિની સેવામાં તત્પર વર્તવા લાગ્યા. અને પછી શ્રીહરિએ તે મંદિર જોઇને બે હાથ જોડીને આગળ ઉભા રહેલા તે શિલ્પીઓનાં બહુજ વખાણ કર્યાં. ॥૭॥ અને પછી કાર્તિક માસમાં શુકલ પક્ષની દ્વાદશી તિથિએ મૂર્તિસ્થાપનમાં ઉપયોગી સઘળી સામગ્રીઓ સંપાદન કરીને પોતાના સ્વરૂપભૂત એવા દ્વારિકાપતિ સાક્ષાત્ શ્રીનારાયણ ભગવાનને લક્ષ્મીજીએ સહિતજ મધ્ય મંદિરમાં સ્થાપન કર્યા. ॥૮॥ અને તે મધ્યમ મંદિરથી વામભાગમાં રહેલા મંદિરમાં ધર્મદેવ અને ભકિતમાતાએ સહિત પોતાની વાસુદેવ નામે મૂર્તિ સ્થાપન કરી. અને દક્ષિણ ભાગમાં રહેલા મંદિરમાં શ્રીહરિકૃષ્ણ નામે પોતાની મૂર્તિ રાધાકૃષ્ણની મૂર્તિ સાથે યથાવિધિ સ્થાપન કરી. ॥૯॥ તે પછી શ્રીહરિએ મોટા મોટા પૂજોપચારથી વાજીંત્રોએ સહિત કીર્તનોના ધ્વનિ સાથે વેદોકત મંત્રોથી આદરપૂર્વક વિધિપુરઃસર મહાપૂજન કર્યું. અને હર્ષ ભરેલા સંતોની પાસે મોટો ઉત્સવ કરાવ્યો. ॥૧૦॥ દેવપ્રતિષ્ઠાનો વિધિ જાણનારા વિપ્રોએ કહેવા પ્રમાણે એ પ્રતિષ્ઠાવિધિ કરીને શ્રીહરિએ બ્રાહ્મણોને ઘણાંક દાન આપ્યાં. અને હજારો હજાર બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજનોથી

सन्तर्पयामास सहस्रशोऽपि ॥११॥ सुदुष्करं कर्म नृपादिभिस्तद्विधाय भूमौ विततप्रतापः । महासभायामथ सर्वभक्तांस्तद्देवमाहात्म्यमशेषमाह ॥१२॥ स्वयमेव मया ह्येता लक्ष्मीनारायणादयः । मूर्तयः स्थापिताः सन्ति चतुर्वर्गफलप्रदाः ॥१३॥ एतासां दर्शनं ध्यानमर्चनं नमनं च ये । करिष्यन्ति नरास्तेषां सर्वं सेत्स्यति वाञ्छितम् ॥१४॥ धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी धनमाप्नुयात् । भोगानवाप्नुयात्कामी मुमुक्षुर्मुक्तिमिप्सिताम् ॥१५॥ अत्र श्रीद्वारिकाधीशः स्वयमेव समागतः । अतस्तत्परिवारोऽपि तमेवानुगतोऽखिलः ॥१६॥ द्वारका पुररूपेण सरोरूपेण गोमती । स्थितास्त्वत्रान्यतीर्थानि गोमत्यां सङ्गतानि हि ॥१७॥ अत्रैव द्वारिकायात्राफलं सर्वं भविष्यति । एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः ॥१८॥ प्रयोजनवशादेव मूर्तिरेकास्त्यनेकधा । अतोऽत्र भेदो न ज्ञेयो ध्यानं कार्यं यथारुचि ॥१९॥ अत्र ये तु करिष्यन्ति स्नानं दानं तपोऽर्चनम् । ध्यानं जपं साधुविप्रभोजनं श्राद्धतर्पणे ॥२०॥ अन्यच्च सुकृतं सर्वं सहस्रगुणितं नृणाम् ।

---

खूब तृप्त कर्या. ॥११॥ मोटा राजाओथी पण न बनी शके एवुं ते देवप्रतिष्ठापननुं कार्य करीने पृथ्वी उपर विस्तार पाम्योछे महाप्रताप जेमनो एवा थका महासभामां विराजमान थइने श्रीहरिए ते स्वस्थापित श्रीलक्ष्मीनारायणादिक देवोनुं माहात्म्य समग्रपणे विस्तारथी पोताना भक्तजनोने कह्युं. ॥१२॥ हे भक्तजनो ! आ श्रीलक्ष्मीनारायण आदिक मूर्तिओ अमे पोतेज स्थापन करेली छे. माटे ते मूर्तिओ धर्म, अर्थ, काम अने मोक्ष, ए चारेय पुरुषार्थने आपनारी छे. ॥१३॥ जे मनुष्यो ए मूर्तिओनां दर्शन, ध्यान, अर्चन अने नमस्कार. ए विगेरे करशे ते मनुष्योनुं सर्व मनोवांछित सिद्ध थशेज. ॥१४॥ धर्मनी इच्छावाळो माणस धर्मनी सिद्धि पामशे, अर्थार्थी माणस अर्थ–द्रव्य पामशे. विषयाभिलाषी माणस विषयसुख पामशे, तथा मुमुक्षुजन पोताने इच्छित मुक्ति पामशे. ॥१५॥ आ वृत्तालय पुरमां साक्षात् श्रीद्वारिकाधीश्वर भगवान आवेला छे, माटे तेमनो परिवार गोमतीजी विगेरे पण सर्व अहींआं तेमनी पाछळ–साथेज आवेलां छे. अने ते द्वारिका नगरी आ वृत्तालय पुररूपे रहेली छे. अने आ सरोवर रूपे साक्षात् गोमतीजी रहेलां छे. माटे आ गोमतीजीमां तो गंगा आदिक बीजां सघळां तीर्थो पण रहेलां छे एम जाणवुं. ॥१६–१७॥ अने हे भक्तजनो ! द्वारिकानी यात्रानुं सघळुं फळ अहींआं–वृत्तालयमांज प्राप्त थशे. अने आ श्रीलक्ष्मीनारायणादिक सर्व प्रतिमाओ ते मारांज स्वरूप छे. एमां कांइ पण संशय नथी. ॥१८॥ अने स्थान भेनक अने चरित्रोना भेदरूप प्रयोजनवशात् एकज मूर्ति अनेक प्रकारे वर्तेछे, माटे आ भिन्न भिन्न रूपे रहेली मूर्तिओमां भेद जाणवो नहि. अने ध्यान करवुं ते तो पोताने जे मूर्ति उपर रुचि अने प्रेम होय तेनुंज करवुं. ॥१९॥ आ स्थानमां आवीने जे कोइ मनुष्यो गोमतीजीमां स्नान करशे, यथाशक्ति दान करशे, तप करशे, तेमज भगवाननी प्रतिमाओ विगेरेनी यथाशक्ति पूजा करशे, तथा ध्यान, मंत्रादिकनो जप, साधुओ अने ब्राह्मणोने भोजन, तथा पित्रिओनुं श्राद्ध अने श्राद्धनिमित्ते तर्पण, तेमज बीजुं पण जे

भविष्यतीदर्श ह्यस्या पुर्या माहात्म्यमस्ति वै ॥२१॥ तप्तमुद्राङ्कनं येऽत्र ज्ञानतोऽज्ञानतोऽपि वा । गृहीष्यन्ति नरास्तेषां नंक्ष्यत्येव यमाद्भयम् ॥२२॥ इत्युक्त्वा दापयामास सर्वेभ्योऽपि स्वयं प्रभुः । त्यागिभ्यश्च गृहिभ्यश्च तप्तमुद्राभिरङ्कनम् ॥२३॥ महदेवान्नसत्रं च तत्र प्रावर्त्तयत्ततः । यत्रागताः पान्थजनाः प्राप्नुवन्ति महत्सुखम् ॥२४॥ एवं महोत्सवं तत्र चकार जनविस्मयम् । चकार प्रत्यहं वार्त्ताः सभायां विविधाः स्वयम् ॥२५॥ अथैकदा महत्यासीत्सभा तत्रैव सङ्गवे । सन्तश्च वर्णिनस्तत्र निषेदुर्गृहिणोऽखिलाः ॥२६॥ तत्र दत्तविधानेन भ्रातृपुत्रौ स्वयं हरिः । जग्राह स्वसुतत्वेन भुवि सद्धर्मगुप्तये ॥२७॥ तत्रायोध्याप्रसादाख्यं ज्येष्ठभ्रातुः सुतं तथा । रघुवीराभिधं पुत्रं कनिष्ठभ्रातुरग्रहीत् ॥२८॥ ततो देशान् द्विधा सर्वान् व्यभजत्स यथायथम् । नरनारायणस्यैकं लक्ष्मीनारायणस्य च ॥२९॥ ततोऽयोध्याप्रसादाय पूर्वस्य गुरुतां ददौ । तत्रस्थस्वाश्रितजनैः सेव्यं पूज्यं च तं व्यधात् ॥३०॥ अथेतरस्य गुरुतां रघुवीराय सोऽददात् । तत्स्थस्वाश्रितमर्त्यानां सेव्यं पूज्यं च तं व्यधात् ॥३१॥ ततः पुंसां च

જે સુકૃત કરશે-કરાવશે તો તે મનુષ્યોને તે સત્કર્મ હજાર ઘણા ફળને આપનારૂં થશે. એવું અલૌકિક માહાત્મ્ય આ વૃત્તાલય પુરીનું છે એમ નિશ્ચેજ જાણો. ॥૨૦-૨૧॥ આ સ્થાનમાં જે મનુષ્યો તપ્તમુદ્રાઓની છાપો જાણ્યે અજાણ્યે પણ ગ્રહણ કરશે તો તે મનુષ્યોને યમરાજા થકી ભય નાશજ પામી જશે. ॥૨૨॥ આ પ્રમાણે કહીને શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુજીએ સર્વ ત્યાગીજનોને તથા ગૃહસ્થ ભકતજનોને તપ્તમુદ્રાઓથી છાપો અપાવી. ॥૨૩॥ અને પછી ત્યાં એક મોટું સદાવ્રત પ્રવર્તાવ્યું, કે-જે સદાવ્રતમાં આવેલા યાત્રાળુઓ અન્નાદિકનું મોટું સુખ પામેછે. ॥૨૪॥ આ પ્રમાણે તે વૃત્તાલય પુરમાં સકળ જનોને વિસ્મય કરે એવો મહોત્સવ શ્રીહરિ ભગવાને કર્યો હતો. અને દરરોજ સભામાં સ્વયં શ્રીહરિ ધર્મજ્ઞાનાદિકની વિવિધ વાર્તાઓ કરતા હતા. ॥૨૫॥

પછી તે વૃત્તાલયમાંજ એક સમયે સંગવ કાળમાં ભકતજનોની મોટી સભા થઇ. તે સભામાં મુક્તાનંદાદિક સંતો, મુકુંદાનંદાદિક વર્ણીઓ, તથા મયારામાદિક સર્વ ગૃહસ્થ ભકતજનો, એ સર્વે પોત પોતાની મર્યાદા પ્રમાણે બેઠા. ॥૨૬॥ તે મહાસભામાં સ્વયં શ્રીહરિએ પૃથ્વીમાં એકાંતિક સનાતન સદ્ધર્મની રક્ષા કરવા માટે પોતાના બે ભાઈઓના બે પુત્રોને દત્તવિધાનથી પુત્રપણે સ્વીકાર્યા. ॥૨૭॥ તેમાં મોટા ભાઈના પુત્ર અયોધ્યાપ્રસાદજીને તથા નાના ભાઇના પુત્ર રઘુવીરજીને પુત્રપણે ગ્રહણ કર્યા. ॥૨૮॥ તે પછી શ્રીહરિએ આખા હિન્દુસ્તાન દેશના મધ્યરેખાથી બે વિભાગ સમભાગે કલ્પ્યા. અને તેમાં ઉત્તર વિભાગનો એક દેશ શ્રીનરનારાયણનો અને દક્ષિણ વિભાગનો દેશ શ્રીલક્ષ્મીનારાયણનો એમ કલ્પના કરી. ॥૨૯॥ અને પછી તે બે વિભાગમાંથી પૂર્વના-શ્રીનરનારાયણનાદેશની ગુરૂતા અયોધ્યાપ્રસાદજીને આપી. અને તેમાં રહેલા સ્વાશ્રિતજનોને સેવવા પૂજવા યોગ્ય તે અયોધ્યાપ્રસાદજી છે એમ જાહેર કર્યું. ॥૩૦॥ અને તે શ્રીહરિએ બીજાની-શ્રીલક્ષ્મીનારાયણદેશની ગુરૂતા રઘુવીરજીને આપી. અને તેમાં રહેલા સ્વાશ્રિતજનોને સેવવા પૂજવા યોગ્ય તે રઘુવીરજી છે એમ સભામાં જાહેર કર્યું. ॥૩૧॥ આ

नारीणां धर्मस्थापनपद्धतिम् । दीक्षाविधिं च सद्धर्मस्थितिं सम्यगुपादिशत् ॥३२॥ तत्तद्देशजनांश्चाथ तत्तद्गुरुनिषेवणम् । आदिश्य तैस्तैश्च पृथक् स्वं स्वं गुरुमपूजयत् ॥३३॥ ततः प्रसन्नो भगवान् स सर्वान् देशान्तरायातनिजाश्रितौघान् । विसर्जयित्वा पुरि तत्र सद्भिः सह न्यवात्सीत् पुरवासिपुष्ट्यै ॥३४॥ रहःस्थितः क्वापि निजाश्रितानां हिताय स स्वोदितधर्मसेतोः । रक्षां विधातुं निजधर्मशिक्षापत्रीं लिलेखावहितो विचार्य ॥३५॥ तस्या विधाय प्रतिमाष्टकं स दिक्ष्वष्टसु प्रैषयदात्मदूतैः । पाठाय नित्यं निजसंश्रितानां धर्मच्युतिः क्वापि भवेन्न येन ॥३६॥ ततश्च तत्रैव वसन् सभायां वार्त्ता विचित्राः प्रतिवासरं सः । निःसंशयान्भक्तजनान्विधास्यंश्चक्रे गृहस्थानगृहांश्च सर्वान् ॥३७॥

वृत्तालयेऽस्थापयदात्ममूर्तिं तत्क्षेत्रमाहात्म्यमुदारमाह ।
सद्धर्मपुष्ट्यै च लिलेख शिक्षापत्रीं स मे प्रीत इहास्तु कृष्णः ॥३८॥

---

પ્રમાણે વ્યવસ્થા નિશ્ચિત કરીને પુરૂષોને તથા સ્ત્રીઓને પોત પોતાના ધર્મમાં સ્થાપન કરવાની પદ્ધતિ તથા તેઓને દીક્ષા આપવાનો વિધિ, તથા પોતાને–આચાર્યોને પણ સદ્ધર્મમાં કેવીરીતે રહેવું એ સઘળું શ્રીહરિ ભગવાને પૃથક્ પૃથક્ કહી સમઝાવ્યું. ॥૩૨॥ અને પછી તે તે દેશમાં રહેનારા ભકતજનોને તેમના તેમના ગુરૂનીજ સેવા પૂજા કરવી એમ આજ્ઞારૂપ ઉપદેશ કરીને તે તે ભકતજનોની પાસે પોત પોતાના ગુરૂની પૃથક્ પૃથક્ પૂજા કરાવી. ॥૩૩॥

આ પ્રમાણે પોતાનું કાર્ય સમાપ્ત કરીને પ્રસન્ન થયેલા તે ભગવાન શ્રીહરિ દેશાન્તરથી આવેલા પોતાના સર્વ આશ્રિત જનોના સમૂહોને પોત પોતાના દેશમાં મોકલી દઇને તે વૃત્તાલય પુરમાં સર્વ સંતોએ સહિત તે પુરના ભકતજનોની પ્રસન્નતા માટે નિવાસ કરીને રહ્યા. ॥૩૪॥ પછી કોઇક દિવસે એકાંતમાં બેસીને તે શ્રીહરિએ પોતાના આશ્રિત જનોનું હિત કરવા માટે અને પોતે કહેલી–પ્રવર્તાવેલી ધર્મમર્યાદાની રક્ષા કરવા માટે પોતાના–ભાગવત ધર્મનો ઉપદેશ કરનારી પત્રી–**શિક્ષાપત્રી** તેને એકાગ્ર મનથી વિચારીને લખી. ॥૩૫॥ અને પછી શ્રીહરિએ તેની આઠ પ્રતિમાઓ–પ્રતો કરીને આઠેય દિશાઓમાં રહેલા પોતાના આશ્રિત જનોને નિત્ય પાઠ કરવા માટે પોતાના દૂતો દ્વારા મોકલાવી, કે–જેનો દરરોજ પાઠ કરવાથી ક્યારેય પણ ધર્મપાલનમાં ક્ષતિ ન થાય. ॥૩૬॥ તે પછી તે વૃત્તાલયમાંજ વાસ કરતા થકા શ્રીહરિ દરરોજ સભામાં ગૃહસ્થ ભકતજનો તેમજ ત્યાગીજનો એ સર્વને પણ નિઃસંશય કરતા થકા ધર્મજ્ઞાનાદિકની વિવિધ વિચિત્ર વાર્તાઓ કરતા હતા. ॥૩૭॥

જે શ્રીહરિએ વૃત્તાલયપુરમાં [1]પોતાની મૂર્તિઓ સ્થાપન કરી હતી, તથા તે ક્ષેત્રનું અતિ ઉદાર માહાત્મ્ય કહ્યું હતું અને સદ્ધર્મની સતત પુષ્ટિમાટે જેમણે શિક્ષાપત્રી લખી હતી. એવા તે મારા ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ ભગવાન મારી ઉપર આ લોકમાં સદાય પ્રસન્ન રહો. ॥૩૮॥

---

૧–આ સઘળી કથાનો વિસ્તાર સત્સંગિજીવન થકી જાણી લેવો. ॥

इति श्रीमदुद्धवसम्प्र......नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीलक्ष्मीनारायणाद्यर्चाचार्यद्वयसंस्थापनपूर्वकं धर्मशिक्षापत्रीलेखननिरूपणनामैकचत्वारिंश उल्लासः ॥४१॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના આચાર્યપ્રવર....શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીલક્ષ્મીનારાયણાદિક અર્ચાઓનું તથા આચાર્યનું સ્થાપન કરવાપૂર્વક શિક્ષાપત્રી લખી એ નામે એકતાલીશમો ઉલ્લાસ સંપૂર્ણ થયો. ॥૪૧॥

# उल्लासार्थसङ्ग्रहः

सत्सिद्धान्तं स्वकीयं कुमतिकुहनया दूषयद्वादिवृन्दं
दुस्तर्कैकप्रवीणं दलयितुमखिलं प्रेषितो येन सोऽयम् ।
मुक्तानन्दो मुनीन्द्रो महितवटपुरं प्राप्य तद्वादिवृन्दं
सत्तर्कैर्यत्प्रसादात्सदसि हि जितवान् सोऽयमव्याद्धरिर्नः ॥४२॥

પોતાના–શ્રીહરિના સત્સિદ્ધાન્તને કુમતિની દુષ્ટ અભિમતિથી દૂષણ પમાડતા અને દુસ્તર્ક કરવાંમાંજ એક પ્રવીણ એવા વટપુરવાસી સમગ્ર વાદિસમૂહને પરાભવ કરવાને માટે જેમણે વડોદરા પુર પ્રત્યે મોકલેલા મુક્તાનંદમુનિએ સર્વ શોભાસંપન્ન તે વટપત્તન પુરને પામીને જે શ્રીહરિની પ્રસન્નતાથી સત્શાસ્ત્રમાં વિહિત સત્તર્ક–યુક્તિવિચારથી તે વાદિસમૂહને સભામાંજ જીત્યા હતા. એવા તે સર્વ દુઃખને હરનારા શ્રીહરિ ભગવાન અમારી સદાય રક્ષા કરો. ॥૪૨॥

# द्विचत्वारिंश उल्लासः

देशान्तरायातजनेषु देशं स्वं स्वं निदेशेन हरेर्गतेषु । किञ्चित्तमावेदयितुं तु तत्र तस्थुर्जना ये वटपत्तनस्थाः ॥१॥ संहत्य ते नाथजिदादयस्तं प्रणम्य सम्प्रोचुरनन्यभावाः । विज्ञापनां भक्तपतेऽस्मदीयां श्रोतुं त्वमर्होऽसि हिताय नृणाम् ॥२॥ अस्मत्पुरे केचन शास्त्रविज्ञा राज्ञः सभायामपि वादिनो नः । मतं विशुद्धं स्मृतिशास्त्रवाक्यैर्विदूषयन्त्यात्ममहत्त्वसिद्धयै ॥३॥ प्रत्यक्षकृष्णस्य यदोपलब्धिर्भवेन्नृणामत्र तदैव नूनम् । आत्यन्तिकी मुक्तिरनन्यसाध्या स्यादेतदस्मन्मतमस्ति सत्यम् ॥४॥ तत्ते त्वसत्यं प्रवदन्ति दुष्टा रुजन्ति चास्मान्मुहुरित्यतस्तम् । तद्दर्पशान्त्यै मतिमन्तमेकं कञ्चिन्मुनिं प्रेषय शास्त्रविज्ञम् ॥५॥ इत्थं स तैः प्रार्थितमात्र ईशस्तत्कार्यनित्योद्यत आत्मनैव । सच्छास्त्रपारङ्गतमाह मुक्तानन्दं मुनिं बुद्धिमतां गरिष्ठम् ॥६॥ मुने ! त्वमेभिः सह याहि भक्तैर्वटोदराख्यं पुरमात्मशिष्यैः । सहाय तत्रोद्धवधर्मशत्रून् पराजय प्रोद्बलशास्त्रवाक्यैः ॥७॥ कृष्णप्रतापात्क्षणमात्रतस्तान् विजेष्यसीति प्रतिभाति मेऽपि । इत्युक्तमात्र स हि सद्य एव प्रणम्य तं प्राञ्जलिराबभाषे ॥८॥

तव प्रतापाद्भुवनत्रयेपि न कोऽपि मां जेतुमिहास्ति शक्तः । याम्यद्य तत्पत्तनमित्युदीर्य प्रणम्य तं तैः सह जग्मिवान्सः ॥९॥ यथार्हसंस्थानकृतात्मवासं तमागतं तत्र निशम्य पौराः। कृष्णद्विषो मत्सरिणोऽत्यमर्षादितस्ततो वभ्रमुराढ्यगेहान् ॥१०॥

## ઉલ્લાસ ૪૨ મો.

દેશાન્તરથી આવેલા ભક્તજનો શ્રીહરિની આજ્ઞાથી પોત પોતાના દેશ પ્રત્યે જવા લાગ્યા. ત્યારે વટપત્તનમાં રહેનારા જે ભક્તજનો હતા તે તો તે શ્રીહરિને કંઇક વિજ્ઞાપના કરીને જણાવવાને માટે ત્યાં રહ્યા હતા. ॥૧॥ પછી શ્રીહરિને વિષે અનન્ય ભાવવાળા તે નાથજીત્ વિગેરે ભક્તજનો ભેગા મળીને શ્રીહરિને નમસ્કાર કરીને કહેવા લાગ્યા—હે ભક્તપતિ ભગવાન ! તમારા આશ્રિત એવા અમારૂં હિત કરવા માટે અમારી વિજ્ઞાપના સાંભળવાને માટે આપ યોગ્ય છો. ॥૨॥ અમારા પુરમાં કેટલાક શાસ્ત્ર જાણનારા વાદી પંડિતો રાજાની સભામાં પણ આપણા વિશુદ્ધ સમ્પ્રદાયને પણ સ્મૃતિ—શાસ્ત્રોનાં વાક્યોથી દૂષણ આપીને ખંડન કરેછે. ॥૩॥ તેમાં અમારો મત એ છે કે —'આ લોકમાં મનુષ્યોને જ્યારે પ્રત્યક્ષ કૃષ્ણ—ભગવાનની પ્રાપ્તિ થાય ત્યારેજ અનન્યસાધ્ય એવી આત્યંતિકી મુક્તિ થાય' એમ અમારો એ સચ્છાસ્ત્રસિદ્ધ સત્ય મત છે, તે અમારા સત્ય મતને તો તે દુષ્ટ-વાદીઓ અસત્ય કહેછે. અને અમને વારંવાર વખતો વખત પીડા પમાડેછે. માટે આપ તે વાદીઓના ગર્વને ટાળવાને માટે શાસ્ત્ર જાણનારા એવા બુદ્ધિમાન કોઇક એક મોટા સંતને અમારે ત્યાં મોકલો. ॥૪-૫॥ આ પ્રમાણે તે ભક્તજનોએ પ્રાર્થના કરવામાત્રથીજ પોતાની મેળેજ તેવાં કાર્યો કરવામાં નિત્ય તત્પર વર્તનારા એવા અતિ સમર્થ તે શ્રીહરિ સચ્છાસ્ત્રોનો પાર પામેલા અને બુદ્ધિમાન પુરૂષોમાં અતિ શ્રેષ્ઠ એવા મુક્તાનંદમુનિને કહેવા લાગ્યા—॥૬॥ હે મુક્તાનંદમુને ! તમે પોતાના શિષ્યોએ સહિત આ નાથજીત્ વિગેરે ભક્તજનોની સાથે વડોદરા પુર પ્રત્યે જાઓ. અને ત્યાં જઇને ઉદ્ધવ સમ્પ્રદાયના વિરોધીઓને અતિ પ્રબળ પ્રમાણભૂત શાસ્ત્રવાક્યોથી પરાભવ કરી નાખો. ॥૭॥ અને કૃષ્ણના પ્રતાપથી ક્ષણમાત્રમાંજ તેં વાદીઓને તમે જીતશો એમ અમને પણ જણાયછે. આ પ્રમાણે કહેવા માત્રમાંજ તે મુક્તાનંદમુનિ તુરતજ શ્રીહરિને પ્રણામ કરીને બે હાથ જોડીને કહેવા લાગ્યા—॥૮॥ હે મહારાજ ! તમારા પ્રતાપથી આ ત્રિલોકીમાં પણ મને જીતવાને માટે કોઇ પણ શક્તિમાન છેજ નહિ, માટે હમણાંજ હું તે વડોદરા પુર પ્રત્યે જાઉંછું. આ પ્રમાણે કહીને તે મુક્તાનંદમુનિ શ્રીહરિને નમસ્કાર કરીને તે નાથજીત્ વિગેરે ભક્તજનોએ સહિત તે વડોદરા પુર પ્રત્યે ગયા. ॥૯॥ યથાયોગ્ય સારા સ્થાનમાં કર્યોછે પોતાનો નિવાસ જેમણે એવા તે મુક્તાનંદમુનિને તે પુરજનોએ પોતાના પુરમાં આવેલા જાણીને, તેમાં જે કૃષ્ણના ઉપર દ્વેષવાળા અને મત્સરવાળા હતા, તે તો અતિ અમર્ષને લીધે તે મુક્તાનંદમુનિ વિગેરેને ઉપદ્રવ કરવા માટે મોટા મોટા ધનાઢ્ય માણસોને ઘેર વારંવાર આમ તેમ આંટા—

ततः पुरस्कृत्य च शास्त्रविज्ञान् संहत्य ते तन्निकषा समायन् । तान् पौरभक्ता अवदन्नुपेत्य पृच्छयं निजं पृच्छत साधुमेनम् ॥११॥ पप्रच्छुरथ ते प्रश्नं मुक्तानन्दं सदःस्थितम् । श्रेय आत्यन्तिकं नृणां कथमस्ति भवन्मते ॥१२॥ ततस्तानाह स मुनिर्मतमस्माकमस्ति यत् । सच्छास्त्रेभ्यो न तद्भिन्नं भवतीत्यथ तद्ब्रुवे ॥१३॥ साक्षाद्भगवतः सङ्गात्तथा तत्सक्तिसङ्गतः । आत्यन्तिकं भवेच्छ्रेयोऽत्रास्त्येव भगवद्वचः ॥१४॥ न रोधयति मां योगो न सांख्यं धर्म एव च । न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणा ॥१५॥ व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः । यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् ॥१६॥ सत्सङ्गेन हि दैतेया यातुधाना मृगाः खगाः । गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥१७॥ विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः । रजस्तमःप्रकृतयस्तस्मिंस्तस्मिन्युगेऽनघ ॥१८॥ बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रका-

---

ફેરા કરવા લાગ્યા. ॥૧૦॥ પછી કૃષ્ણના વિરોધી એવા તે પુરજનો ભેગા થઇને શાસ્ત્રજ્ઞ માણસોને આગળ કરીને મુક્તાનંદમુનિની પાસે આવ્યા. ત્યારે નાથજીત્ વિગેરે તે પુરના ભકતજનો આવીને તે વાદ કરવા આવેલાઓને કહેવા લાગ્યા—જે તમારે પૂછવાનું હોય તે આ મુકતાનંદમુનિને સુખેથી પૂછો. ॥૧૧॥ ત્યારે તે પુરના વાદિજનો સભામાં બેઠેલા મુકતાનંદમુનિના પ્રત્યે પ્રશ્ન-પૂછવા લાગ્યા-હે મુક્તાનંદમુનિ! તમારા મતમાં મનુષ્યોનું આત્યંતિક શ્રેય કેવી રીતે માનેલું છે? ॥૧૨॥ ત્યારે તે મુકતાનંદમુનિ તે વાદીજનોને કહેવા લાગ્યા-હે પંડિતજનો! અમારો જે મત છે, તે સચ્છાસ્ત્રોથી ભિન્ન નથી. માટે તે અમારો મત તમને અમે સમગ્રપણે કહીએ છીએ— ॥૧૩॥ સાક્ષાત્-પ્રત્યક્ષ ભગવાનનો સમાગમ થવાથી, તથા તે ભગવાનના પરમ ઉપાસક સંતોનો સમાગમ થવાથી આત્યંતિક શ્રેય થાયછે. આ વિષયમાં ભગવાન શ્રીકૃષ્ણપરમાત્માનુંજ વચન છે. ॥૧૪॥ ( તે શ્રીકૃષ્ણનું વચન કહેછે—) હે ઉદ્ધવ! મને મારા સાધુઓનો સમાગમ કે—જે મારા વિના બીજાં પદાર્થમાત્રમાંથી આસક્તિને નાશ કરનારો છે, તે જેવો મને વશ કરેછે. તેવો તો મને અષ્ટાંગ યોગ પણ નથી વશ કરી શકતો, તેમજ સાંખ્ય-તત્ત્વવિવેક, અહિંસાદિક ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઇષ્ટાપૂર્ત, અનેક પ્રકારનાં દાન-દક્ષિણાઓ, વ્રતો, યજ્ઞ, મંત્રજપ, ગંગા આદિક તીર્થો, શૌચ આદિક નિયમો, તથા અહિંસા સત્ય વિગેરે યમો. એ કોઇ પણ મને તેવો વશ કરતાં નથી. કેમ કે—સત્સંગે કરીને તો પૂર્વે ઘણાક દૈત્યો, યાતુધાનો, મૃગો, પક્ષીઓ, ગન્ધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો અને ગુહ્યકો. વિદ્યાધરો, તેમજ—મનુષ્યોમાં વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ અને અન્ત્યજો પણ. એ બધાય રજોગુણ અને તમોગુણ પ્રધાન સ્વભાવવાળા હતા. તો પણ હે અનઘ! તે તે યુગમાં એ બધાય મારા પદને-ધામને પામી ગયાછે. (તેમાંના કેટલાકનાં સાક્ષાત્ નામ કહે છે-)ત્વષ્ટાનો પુત્ર વૃત્રાસુર અને પ્રલ્હાદ એ આદિક ઘણાક, તથા વૃષપર્વા, બલિરાજા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, રીંછ-જાંબુવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર-વણિક, વ્યાધ, કુબ્જા,

याधवादयः । वृषपर्वा बलिर्बाणो मयश्चाथ विभीषणः ॥१९॥ सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथः । व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथापरे ॥२०॥ ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः । अव्रतातप्ततपसः सत्सङ्गान्मामुपागताः ॥२१॥ एवं हि भगवद्वाक्यात्सत्सङ्गो द्विविधो मतः । साक्षात्तस्य च तत्प्राप्तिमतां सङ्ग इति स्फुटम् ॥२२॥ मुक्तिरात्यन्तिकी तेन भवेन्नैवान्यथा नृणाम् । अत्र चेत्संशयस्तर्हि पृच्छ्यतामथ तेऽब्रुवन् ॥२३॥ त्वया यदुच्यते साधो ! तत्सत्यं सप्रमाणकम् । किन्तु सत्ययुगादौ तत्साधनं मुक्तये स्मृतम् ॥२४॥ यतस्तदैव भगवानाविर्भूतो भवेद्भुवि । यदा स्याद्भगवानत्र तद्भक्ताः स्युस्तदैव च ॥२५॥ साम्प्रतं तु कलिर्घोरो वर्त्तते भुवि सर्वतः । नास्ति तत्रावतारोऽस्य यतोऽसौ त्रियुगो मतः ॥२६॥ तं विना च न तद्भक्ताः स्युश्च शास्त्रोक्तलक्षणाः । अतस्त्वदुक्तः पक्षस्तु नोपयोगाय साम्प्रतम् ॥२७॥ वयं हि सर्वशास्त्रज्ञाः शास्त्राण्यध्यापयामहे । सिद्धान्ताः सर्वशास्त्राणां रमन्ते हि नखेषु नः ॥२८॥ कलौ युगे नृणां विष्णोर्नाममात्रेण संस्तुतेः । सर्वथैव भवेन्मुक्तिर्न

---

વ્રજમાં રહેનારી ગોપીઓ, યજ્ઞપત્નીઓ. તથા એ સિવાયના બીજા પણ અનેક પ્રાણીઓ. આ પૂર્વે કહ્યા તે સર્વે કાંઇ વેદગણોને ભણ્યા નહોતા, તેમજ તેમણે કોઇ મોટા દેવોની ઉપાસના પણ નહોતી કરી, તેમજ વ્રત કે તપ વિગેરે પણ સાધન કર્યાં નહોતાં. તો પણ હે ઉદ્ધવ ! તે બધાય મને સત્સંગથીજ પામી ગયાછે. ( માટે સત્સંગ સિવાય બીજું કોઇ સાધન તેવું બળવત્તર નથી. એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્પષ્ટ જાહેર કર્યું છે. એ અભિપ્રાય છે. ) ॥૧૫-૨૧॥ આ પ્રમાણે ભગવાન-શ્રીકૃષ્ણનું વચન હોવાથી તે સત્સંગ બે પ્રકારનો માનેલો છે. એક તો-તે ભગવાનનો સાક્ષાત્ સંગ-સંબંધ અને બીજો-તે ભગવાનને સાક્ષાત્ પામેલા તેમના સાધુઓનો સંગ. એમ સ્પષ્ટપણે કહેલો છે. માટે મનુષ્યોની આત્યંતિકી મુક્તિ તે સત્સંગથીજ થાયછે, પણ તે સિવાય બીજા કોઇ પ્રકારે થતીજ નથી. એમ નિશ્ચેજ જાણો. માટે આ તમારા પ્રશ્નના અમોએ કરેલા ઉત્તરમાં જો સંશય હોય તો પૂછો. ત્યારે તે વાદીજનો મુક્તાનંદમુનિના પ્રત્યે કહેવા લાગ્યા-॥૨૨-૨૩॥ હે મુનિવર્ય ! તમોએ જે કહ્યું તે સત્ય અને સપ્રમાણ છે, પરંતુ-તે સત્સમાગમરૂપ સાધન તો સત્યયુગાદિકમાં મુક્તિને માટે કહેલું છે. કારણ કે-સત્યયુગાદિકમાંજ ભગવાન પોતે પૃથ્વી ઉપર આવિર્ભાવ પામેલા હોયછે. અને જ્યારે આ લોકમાં ભગવાન આવિર્ભાવ પામેલા હોય ત્યારેજ ભગવદ્ભક્ત સંતો પણ હોય. પણ હાલ સમયમાં તો પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે ઘોર કલિયુગ વર્તેછે, માટે તે કલિયુગમાં ભગવાનનો અવતાર હોયજ નહિ. કારણ કે-એ ભગવાન ત્રિયુગ-ત્રણજ યુગોમાં અવતારધારનારા માનેલા છે. ॥૨૪॥ અને તે ભગવાન સિવાય શાસ્ત્રોક્ત લક્ષણવાળા ભગવદ્ભક્તો-સંતો પણ નજ હોય. માટે તમારો કહેલો પક્ષ હાલ સમયમાં ઉપયોગને માટે નજ થાય. ॥૨૭॥ અને હે મુનિવર્ય ! અમે સર્વ શાસ્ત્રોને જાણનારા છીએ અને સર્વ શાસ્ત્રો બીજાઓને ભણાવીએ છીએ. માટે સર્વ શાસ્ત્રોના સિદ્ધાન્તો તો અમારા નખમાં રમી રહ્યાછે. ॥૨૮॥ આ કલિયુગમાં ભગવાનના

स्त्वन्यत्साधनं कलौ ॥२९॥ ज्ञानवैराग्यभक्त्यादि साधनं दुष्करं कलौ । अतो नाम्नैव मुक्तिः स्यादित्युत्कृष्टं मतं हि नः ॥३०॥ भगवन्नाममाहात्म्यं ब्रह्मसङ्कर्षणादयः । अप्यनेकैर्मुखैर्वक्तुं शक्नुवन्ति न कर्हिचित् ॥३१॥ अजामिलो महापापी नामोच्चारणमात्रतः । सद्यो मुक्तिमवापेति श्रीमद्भागवते कथा ॥३२॥ इति ते पण्डितंमन्याः प्रोक्त्वा तं जहसुस्तदा । उच्चैरुवाच मुनिराट् सर्वं शृण्वन्तु मद्वचः ॥३३॥ अवतारः कलियुगे विष्णोर्नास्तीति यद्वचः । बहुशास्त्रविरुद्धं तद्भवतामप्रमाणकम् ॥३४॥ कल्यारम्भे स्वयं कृष्णः प्रादुर्भूतो नराकृतिः । कलेः प्रवेशकालोऽपि श्रीमद्भागवते स्मृतः ॥३५॥ यदा देवर्षयः सप्त मघासु विचरन्ति हि । तदा प्रवृत्तस्तु कलिर्द्वादशाब्दशतात्मकः ॥३६॥ यावत्स पादपद्माभ्यां स्पृशन्नास्ते रमापतिः । तावत्कलिर्वै पृथिवीं पराक्रान्तुं न चाशकत् ॥३७॥ तस्मात् कृष्णावतारो हि कलौ जात इतीर्यते । सामर्थ्योद्घाटनं त्वस्य जातं कृष्णे तिरोहिते ॥ ३८ ॥

---

નામોચ્ચારણ માત્રથીજ મનુષ્યોની સંસૃતિ થકી મુક્તિ થાયછે, પણ–કલિયુગમાં તે સિવાય બીજું સાધન છેજ નહિ. ॥૨૯॥ અને જ્ઞાન, વૈરાગ્ય અને ભકિત આદિક સાધન તો આ કલિયુગમાં અતિ દુષ્કર છે. માટે કેવલ નામથીજ મુકિત થાય એમ અમારો મત અતિ ઉત્કૃષ્ટ છે. અને ભગવાનના નામનું માહાત્મ્ય તો બ્રહ્મા અને સંકર્ષણાદિકથી પણ અનેક મુખથી પણ કયારેય સંપૂર્ણપણે કહેવાને માટે તો શકિતમાન થવાતુંજ નથી. ॥૩૦–૩૧॥ જુઓને–અજામિલ મહાપાપી હતો તો પણ નારાયણ એવું નામમાત્રજ ઉચ્ચારણ કરવાથી તુરતજ મુકિત પામી ગયો. એમ શ્રીમદ્ભાગવતમાં પ્રસિદ્ધ કથા કહેલી છે. ॥૩૨॥ આ પ્રમાણે તે પંડિતંમન્યો–મૂર્ખપંડિતો તે મુક્તાનંદમુનિના પ્રત્યે કહીને ઉચ્ચ શબ્દે કરીને હસવા લાગ્યા, ત્યારે મુનિરાજ–મુક્તાનંદમુનિ સર્વને શાન્ત કરીને કહેવા લાગ્યાકે વાદિપંડિતો ! તમે સર્વે અમારૂં વચન સાંભળો. ॥૩૩॥ કળિયુગમાં ભગવાનનો અવતાર નથી એવું જે તમારૂં વચન છે તે ઘણાં શાસ્ત્રથી વિરૂદ્ધ છે માટે તે અપ્રમાણ છે. ॥૩૪॥ કારણ કે–કળિયુગના આરંભમાંજ નરાકૃતિ પરંબ્રહ્મ સ્વયં શ્રીકૃષ્ણ પ્રાદુર્ભૂત થયેલા છે. ( આ કથા વાલ્મિકીય રામાયણમાં 'भारावतारणार्थं हि नरनारायणावुभौ । उत्पत्स्येते महावीर्यौ कलौ युग उपस्थिते' એ શ્લોકથી નૃગરાજાને શાપ આપનારા બ્રાહ્મણોના સંવાદવાકયરૂપે કહેવામાં આવીછે. ) અને કળિનો પ્રવેશકાળ પણ શ્રીમદ્ભાગવતમાંજ કહેલો છે–જ્યારે સપ્ત દેવર્ષિઓ મઘા નક્ષત્રોમાં વિચરેછે. ત્યારે દિવ્ય પ્રમાણનાં બારસો વર્ષના પ્રમાણવાળો કળિયુગ પ્રવર્તેછે. (એટલે કે–સંધિવર્ષો સાથે બારસો વર્ષ જાણવાં.)અને શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ સંધિવર્ષોના અંતિમ ભાગમાંજ થયો હતો. પરંતુ–જ્યાં સુધી લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ચરણ કમળથી પૃથ્વીનો સ્પર્શ કરતા થકા આ લોકમાં વિદ્યમાન હતા, ત્યાં સુધી તે કળિયુગ પોતાના બળથી પૃથ્વીનો પરાભવ કરવા શક્તિમાન થયો નહોતો. માટેજ કૃષ્ણાવતાર કળિયુગમાં થયેલોછે એમ કહેવાયછે. અને તે કળિયુગનું સામર્થ્ય તો શ્રીકૃષ્ણના તિરોધાન–સ્વધામગમન પછીજ પ્રવર્ત્યું હતું. ॥૩૫–૩૮॥ અને ભગવાનને અવતાર

अवतारधृतौ हेतुरधर्मोच्छेदपूर्वकम् । धर्मैकस्थापनमित्येव स्वेनैव हरिणोदितः ॥३९॥ अवतारो भगवतः कलौ नेत्युच्यते कुतः । निरोधाद्वा फलाभावादथवा हेत्वभावतः ॥४०॥ सर्वशक्तस्य कस्तस्य प्रादुर्भावनिरोधकः । कलौ न किं साध्वसाधुनिग्रहानुग्रहौ फलम् ॥४१॥ कलावद्य न किं सन्ति दुष्कृतः साधुहिंसकाः । किं वा साधुपरित्राणमद्य स्यादप्यनीश्वरात् ॥४२॥ सङ्कल्पस्तस्य किं न स्यादद्याविर्भावकारणम् । कालदेशाप्रतिहतः सङ्कल्पस्तस्य विश्रुतः ॥४३॥ किं चाऽस्ति लिङ्गं भगवत्प्रादुर्भावनिषेधकम् । अदृश्याश्चर्यशक्तौ हि लिङ्गस्य न पराक्रमः ॥४४॥ लिङ्गं दृष्टं दृष्टमात्रसजातीयप्रसाधकम् । अत एवाप्रतर्क्यत्त्वमस्य श्रावयति तिः ॥४५॥ आगमः श्रूयते किं

ધારણ કરવામાં મુખ્ય હેતુ તો અધર્મનો ઉચ્છેદ કરવાપૂર્વક એકાંતિક ધર્મનું સ્થાપન કરવું એજ છે. એમ શ્રીહરિ ભગવાને પોતેજ કહેલું છે. ॥૩૯॥

તો મુકતાનંદમુનિ કહેછે–હે વાદિપંડિતો! અમે તમને પૂછીએ છીએ કે–કળિયુગમાં ભગવાનનો અવતાર ન હોય–થાય એમ તમે શા હેતુથી કહોછો ? કળિયુગમાં અવતાર ધારવામાં તેમને કોઇ નિરોધ કરનાર છે ? કે અવતાર ધારવાનું ફળ નથી ? કે અવતાર ધારવામાં કોઇ કારણ નથી ? ॥૪૦॥ '**परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च**' '**अनन्तशक्तिर्भगवाननन्तः**' એ આદિક શ્રુતિ સ્મૃતિ વિહિત અનન્ત વિવિધ વિચિત્ર શક્તિઓથી સમ્પન્ન એ પરમાત્માને અવતાર ધારવામાં કોણ નિરોધ કરનાર છે ? અર્થાત્ કોઇ નથી. માટે કળિયુગમાં અવતારનિષેધમાં નિરોધરૂપ કારણ સંભવેજ નહિ. તેમજ–કળિયુગમાં સાધુઓ ઉપર અનુગ્રહ અને અસાધુઓનો નિગ્રહ કરવો તે રૂપ ફળ નથી શું ? છેજ. તો ફળાભાવ એ પણ અવતારનિષેધમાં હેતુ ન કહેવાય. ॥૪૧॥ કેમકે –હાલ કળિયુગમાં સાધુજનોની હિંસા અને દ્રોહ કરનારા દુષ્કર્મીઓ નથી શું ? અથવા તો—સાધુજનોનું પરિત્રાણ કરવું તે ઇશ્વર-ભગવાન સિવાય બીજા કોઇથી થઇ શકે ખરૂં ? નજ થાય. ॥૪૨॥ તો હે પંડિતો ! હાલ કળિયુગમાં તે પરમાત્માને પોતાના આવિર્ભાવમાં કારણભૂત એવો સહજ સંકલ્પ કેમ ન થાય ? અને તેમના આવિર્ભાવનો સંકલ્પ તો કાળ અને દેશની મર્યાદા સિવાયજ '**यदा यदा**' એવા સ્પષ્ટ શબ્દોથી સદાને માટે પ્રસિદ્ધ સાંભળવામાં આવેછે. ॥૪૩॥ અને વળી—ભગવત્પ્રાદુર્ભાવને નિષેધ કરનારૂં લિંગ–અનુમાન—સાધન શું છે ? અને જો કદાચિત્ કોઇક પણ લિંગ હોય તો પણ અદશ્ય અને આશ્ચર્યકારી એવી સર્વ શક્તિઓથી સમ્પન્ન પરમાત્મામાં દુરાગ્રહથી કલ્પેલા તે લિંગનું પરાક્રમ–બળ ચાલેજ નહિ. ॥૪૪॥ વળી અનુમાનમાં હેતુભુત જે લિંગ છે, તે પણ પ્રથમ જોયેલાના જેવુંજ સિદ્ધ કરનારૂં જોવામાં આવેછે. (જેમ કે–ધૂમ–લિંગથી અનુમાન થતો અગ્નિ પ્રથમ મહાનસાદિકમાં જોયેલોજ હોયછે. માટે લિંગ પણ દષ્ટવસ્તુને સજાતીય વસ્તુનુંજ ભાન કરાવી શકેછે. તો તે આ અવતારવિષયમાં મંભવતુંજ નથી એમ કહેછે ) ભગવાન અનન્ત આશ્ચર્યકારી શક્તિસંપન્ન હોવાથીજ શ્રુતિ પોતે એ પરમાત્માનું અપ્રતર્ક્યપણું સ્પષ્ટ સંભળાવેછે. ॥૪૫॥ વળી–કલિયુગમાં

वा कलौ तत्प्रतिषेधकः । प्रत्युत श्रूयते तस्य सम्भवस्तु युगे युगे ॥४६॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥४७॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥४८॥ अत्र नास्त्येव नियमः कालस्य खलु कस्यचित् । अवतारधृतौ विष्णोः किन्त्विच्छास्यात्र कारणम् ॥४९॥ किञ्चाधर्मोच्छेदनार्थमवतारो हरेर्यदि । कृतादिषु युगेष्वेव तर्ह्यधर्मो न वै कलौ ॥५०॥ एतन्मतं चेद्भवतां धर्मरूपस्तदा कलिः । इत्येव कथ्यतां नो चेन्मतं दुष्टं प्रहीयताम् ॥५१॥ इत्युक्ता लब्धशैथिल्याः पुनर्वादिन ऊचिरे । अवतारो हरेरस्तिष्ये युगेऽप्यस्त्वत्र नाग्रहः ॥५२॥ किन्तु त्रियुगनामत्वे विरोधस्तेन सम्भवेत् । उभयं त्वत्र विद्वद्भिर्न शक्यं वक्तुमञ्जसा ॥५३॥ इत्युक्तः साधुवर्यस्तान्पुनः प्रोवाच संसदि । अस्मन्मते विरोधस्तु नास्त्येवात्राल्पकोऽपि हि ॥५४॥ अर्थस्त्रियुगशब्दस्य श्रीधरस्वामिना कृतः । तथा भारतटीकायां नीलकण्ठेन तद्विदा ॥५५॥ ऐश्वर्यादीनि

---

અવતારને પ્રતિષેધ કરનારૂં એક પણ આગમ-શાસ્ત્રવચન સાંભળવામાં આવેછે શું ? નથીજ આવતું. પણ ઉલટું તે પરમાત્માનો યુગે યુગ અવતાર તો સાંભળવામાં આવેછે. ॥૪૬॥ તે આગમવચન કહેછે-હે ભારત ! જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મની ગ્લાનિ-પડતી દશા થાયછે અને અધર્મની વૃદ્ધિ થાયછે, ત્યારે હું મારા આત્માને-સ્વરૂપને કોઇ પણ રૂપે સર્જુંછું. અને આ રીતે મારા ભકત સાધુઓના પરિત્રાણ માટે અને દુષ્કર્મી-અસુરોના વિનાશ માટે, તેમજ મારા એકાંતિક ભાગવત ધર્મના રક્ષણ-સ્થાપન માટે યુગે યુગ હું પ્રગટ થાઉંછું ॥૪૭-૪૮॥ આ વાકયમાં ભગવાનને અવતાર ધારવામાં કોઈ પણ અમુક સમયનો નિયમજ કહેવામાં આવ્યો નથી. માટે એ ભગવાનની ઇચ્છા એજ ભગવાનને અવતાર ધારવામાં કારણ છે. ॥૪૯॥ વળી-અધર્મના ઉચ્છેદ માટેજ જો ભગવાનનો અવતાર થાયછે, તો-શું સત્યયુગાદિક ત્રણ યુગમાંજ અધર્મ છે ? અને હાલ કળિયુગમાં અધર્મ નથીજ ? અને જો તમારો મત એમજ હોય, તો તો કળિયુગ ધર્મરૂપજ છે એમજ કહોને-અને જો એમ ન માનતા હો તો ( કળિયુગમાં ભગવાનનો અવતાર ન હોય એવો તમારો) દુષ્ટ મત ત્યાગ કરો. (અને અમારો મત સ્વીકારો- કે-હાલ કળિયુગમાં પણ ભગવાનનો અવતાર જરૂર હોયજ.) ॥૫૦-૫૧॥

આ પ્રમાણે કહેલા તે વાદી—પંડિતો શિથિલતા પામી ગયા. અને ફરીથી કહેવા લાગ્યા કે-ભલે ભગવાનનો અવતાર કળિયુગમાં પણ હોય એમાં અમારે કાંઇ દુરાગ્રહ નથી. પરંતુ હે મુનિરાજ ! ભગવાનના ત્રિયુગપણામાં વિરોધ આવે. અને આપ જેવા વિદ્વાનોથી એ બંને-પરસ્પર વિરૂદ્ધ તો કહી શકાયજ નહિ. ॥૫૨-૫૩॥ આ પ્રમાણે કહેલા સાધુવર્ય તે મુકતાનંદમુનિ તે પંડિતોના પ્રત્યે સભામાં ફરીથી કહેવા લાગ્યા કે અમારા મતમાં તો અલ્પ જેટલો પણ વિરોધ આવતોજ નથી. ॥૫૪॥ કેમકે-ત્રિયુગ શબ્દનો અર્થ ભાગવતની ટીકા કરનાર શ્રીધરસ્વામીએ કરેલો છે. તેમજ ભારતની ટીકામાં પણ ત્રિયુગ શબ્દનો અભિપ્રાય જાણનારા નીલકંઠભટ્ટે કરેલો છે. ॥૫૫॥ ભગ શબ્દથી કહેવાતાં ઐશ્વર્ય આદિક ગુણોનાં ત્રણ

युग्मानि सन्ति त्रीण्यस्य नित्यदा । भगशब्दाभिधेयानि तेनासौ त्रियुगो मतः ॥५६॥ यद्वा बाह्यान्तरभिदा युगानि द्विविधानि तु । द्वादशस्कन्ध उक्तानि श्रीमद्भागवते पृथक् ॥५७॥ वर्तमानेऽपि सत्यादौ युगे बाह्ये निजान्तरे । सति तिष्येऽवतारो न कामक्रोधादिलक्षणे ॥५८॥ एवं बाह्ये सति कलावन्तः सत्यादिके युगे । सति तत्रावतारो हि निश्चयेन हरेर्भवेत् ॥५९॥ अनेनैवाशयेनोक्तं त्रियुगत्वमितीयताम् । न तु बाह्ये कलियुगे कृष्णो न स्यादिति ध्रुवम् ॥६०॥ युगे युगे भगवतस्तत्तत्कार्यानुसारिणः । अवतारा भवन्त्यत्र प्रमाणानि सहस्रशः ॥६१॥ भारते श्रीभागवते ब्रह्मब्रह्माण्डयोस्तथा । पाद्मे स्कान्दे नारदीये वाराहे वैष्णवादिषु ॥६२॥ कलावधर्मबहुले प्रायशो मन्दबुद्धयः । देहाभिमानिनः पापा अज्ञाने ज्ञानमानिनः ॥६३॥ अतो नराकृति

---

જોડેલાં એ ભગવાનના સ્વરૂપમાં નિરંતર રહેલાં છે. તેથી એ ભગવાન ત્રિયુગ એવા શબ્દથી કહેવા યોગ્ય માનેલા છે. ॥૫૬॥ અથવા તો–બાહ્ય અને આંતર એવા ભેદથી યુગ બે પ્રકારના છે એમ શ્રીમદ્‌ભાગવતમાં દ્વાદશસ્કંધમાં જુદા જુદા કહેલા છે. (તે આ પ્રમાણે જાણવા 'सत्वं रजस्तम इति दृश्यन्ते पुरुषे गुणाः । कालसञ्चोदितास्ते वै परिवर्तन्त आत्मनि'॥ આ પ્રમાણે સંક્ષેપથી કાળપરિવર્તન હેતુને લીધે સામાન્ય ભેદ બતાવીને તેના તેના ગુણની પ્રવૃત્તિથી અંતરમાં જણાતા યુગભેદો સ્પષ્ટતાથી કહેછે– प्रभवन्ति यदा सत्वे... ........ स कलिस्तामसः स्मृतः) ॥૫૭॥ આ પ્રમાણે યુગભેદ હોવાથી બહાર સત્યાદિક યુગ વર્તતો હોય, તો પણ પોતાના અંતરમાં કામક્રોધાદિકની પ્રવૃત્તિરૂપ લક્ષણવાળો કળિયુગ વર્તતો હોવાથી તેમાં ભગવાનનો અવતાર–ધ્યાનદ્વારા આવિર્ભાવ નજ થાય. ॥૫૮॥ એજ પ્રમાણે લોકે બહાર કળિયુગ વર્તતો હોય પરંતુ–પોતાના અંતરમાં જો સત્યાદિક યુગ હોય તો તેમાં નિશ્ચયથીજ શ્રીહરિ ભગવાનનો અવતાર-આવિર્ભાવરૂપ સાક્ષાત્કાર થાયજ. (પુરાણોમાં આવું વચન છે–'कलौ कृतयुगं तस्य कलिश्चैव कृते युगे । यस्य चेतसि वैकुण्ठो हृदि यस्य न केशवः ') ॥ માટે આ અભિપ્રાયથીજ ભગવાનનું ત્રિયુગપણું કહેલું છે એમ જાણો. પણ બાહ્ય–યુગરૂપ વર્તતા કળિયુગમાં ભગવાન ન હોય એવા અભિપ્રાયથી તો નથીજ એમ નિશ્ચયથી જાણવું. અને યુગો–યુગ તે તે સમયમાં ધરોદ્ધરણ તેમજ અસુરહનન કે ધર્મ-સ્થાપન વિગેરે ઉચિત કાર્ય પ્રમાણે ભગવાનના અવતારો થાયછેજ. આ વાર્તાના પ્રમાણમાં હજારો હજાર શાસ્ત્રવાક્યો છે. ॥૫૯–૬૧॥ તે શાસ્ત્રનાં નામ કહેછે–ભારતમાં, શ્રીમદ્‌-ભાગવતમાં, બ્રહ્મપુરાણ અને બ્રહ્માણ્ડ પુરાણમાં, તથા પદ્મપુરાણ, સ્કંદપુરાણ, નારદીય પુરાણ, વરાહપુરાણ અને વિષ્ણુપુરાણ, એ આદિક સચ્છાસ્ત્રોમાં વચનો છે (તેમાં ભારતમાં 'यदा यदा हि धर्मस्य' વિગેરે છે. ભાગવતમાં–'गृहतोऽनुयुगं तनुः'એ વિગેરે છે. બાકીનાં વચનો તે તે ગ્રંથો થકી અથવા સત્સંગિજીવનની ટીકા થકી જાણવાં) ॥૬૨॥ અને અધર્મપ્રધાન આ કળિયુગમાં મનુષ્યો ઘણું કરીને મંદબુદ્ધિવાળા, દેહાભિમાની, તથા પાપમય કર્મકરનારા અને અજ્ઞાનમાંજ જ્ઞાન માનનારા થાયછે. તેથી નરાકૃતિરૂપે વિચરતા શ્રીવિષ્ણુ ભગવાનને પોતાના દૃષ્ટાન્તથી મનુષ્ય જેવાજ માનેછે. માટે તે ભગવાન કળિયુગમાં છન્ન–ગૂઢૈશ્વર્ય

विष्णुं स्वदृष्टान्तेन मानुषम् । मन्यन्तेऽतश्छन्न इति कलौ स प्रोच्यते बुधैः ॥६४॥ अतः कलौ भवेदेवावतारः परमात्मनः । यथोक्तलक्षणाः सन्तस्तद्भक्ताः स्युश्च सर्वथा ॥६५॥ नृणां तदाश्रयेणैव श्रेय आत्यन्तिकं भवेत् । तदीयनाम्ना यच्छ्रेयस्तत्तु पापक्षयादिकम् ॥६६॥ केवलं नाममात्रेण यदि स्यान्मुक्तिरीप्सिता । तदा भवेयुर्व्यर्थानि साधनान्यखिलान्यपि ॥६७॥ क्लिश्येयुः किमिति व्यर्थं मुनयश्च कृतादिषु । तपोध्यानादिसिद्ध्यर्थं नाम्नैव यदि तत्फलम् ॥६८॥ श्वेतद्वीपे बदर्यां च तपोध्यानपरिश्रमम् । सहस्रशोऽपि मुनयः कुर्वते ते न किं विदुः ॥६९॥ नाममाहात्म्यवेत्तारोऽप्यजेशव्यासनारदाः । शुकाद्यश्च किमिति योगध्यानतपोरताः ॥७०॥ तस्मान्नाम्नान्तरं शुद्ध्येत्पापानां च क्षयो भवेत् । यमान्मुक्तिरिति श्रेयो भवतीत्यवगम्यताम् ॥७१॥ अजामिलो हरेर्नाम्ना मुक्त इत्युच्यते तु तत् । स तु पापाद्यमान्मुक्त इति भागवते स्फुटम् ॥७२॥ नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रकाः ! । अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत ॥७३॥ एता

वर्तेछे. એમ જ્ઞાનીજનો કહેછે. ॥૬૩-૬૪॥ આ પ્રમાણે ત્રિયુગ શબ્દનો અર્થ નિશ્ચિત હોવાથી કળિયુગમાં પણ પરમાત્માનો અવતાર હોયજ. અને યથોકત લક્ષણવાળા તે ભગવાનના ભકત એવા સાધુઓ પણ સર્વથા હોયજ. ॥૬૫॥ માટે તે સાધુજનોના આશ્રયથીજ મનુષ્યોનું આત્યંતિક શ્રેય થાયછે. અને તે ભગવાનના નામોચ્ચારણમાત્રથી જે શ્રેય થવાનું કહેલુંછે, તે તો પાપનો ક્ષય થાય એ આદિક શ્રેય જાણવું. પરંતુ નહિકે આત્યંતિકી મુકિત થાયછે.) ॥૬૬॥ અને હે પંડિતો ! એકલા નામસ્મરણમાત્રથીજ જો ઇચ્છિત મુકિત થતી હોય, તો સચ્છાસ્ત્રમાં કહેલાં શમદમાદિક સાધનો બધાંય વ્યર્થજ થાય. ( એટલે કે તે શમદમાદિક સાધનો સિદ્ધ કરવાની જરૂરજ ન રહે. અને તેમ થવાથી ' शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्त्वात्मन्येवात्मान पश्येत् ' એ વિગેરે સનાતન સચ્છાસ્ત્રવિહિત સત્સિદ્ધાન્તની સાથે મોટો વિરોધ આવે એ સમન્યા સિવાયજ તમારૂં બોલવુંછે. ) ॥૬૭॥ અને જો કેવળ નામમાત્રથીજ તે મુકિતરૂપ ફળની પ્રાપ્તિ થતી હોય, તો પૂર્વે સત્યયુગાદિકમાં મોટા મોટા મુનિઓ તપ, ધ્યાન અને જ્ઞાન, તેની સિદ્ધિ માટે નકામો શા માટે કલેશ ભોગવે? ॥૬૮॥ અને શ્વેતદ્વીપ ધામમાં તથા બદરિકાશ્રમમાં પણ હજારો હજાર મુનિઓ તપ અને ભગવદ્ધ્યાનમાં પરિશ્રમ કરેછે. તે શું બધા નથી સમજતા? ॥૬૯॥ અને ભગવન્નામ માહાત્મ્યને જાણનારા એવાય પણ અજ, શંકર, વ્યાસમુનિ, નારદજી અને શુકજી આદિક મોટા મોટા મુનિવરો શા માટે યોગ, ધ્યાન અને તપઃપરાયણ વર્તતા હશે? ( માટે તેથીજ સિદ્ધ થાયછે કે-કેવળ નામમાત્રથી મોક્ષપ્રાપ્તિ થતીજ નથી. ) ॥૭૦॥ માટે નામોચ્ચારણમાત્રથી તો અંતર શુદ્ધ થાયછે અને પાપોનો ક્ષય તથા યમદૂતો થકી મુકાવાપણું થાયછે એટલુંજ શ્રેય થાયછે એમ જાણો. ॥૭૧॥ અને અજામિલ ભગવાનનું નામ લેવાથી મુક્ત થયો એમ જે કહેવામાં આવેછે, તે તો પાપ થકી અને યમદૂતો થકી મુકાયો હતો એમ ભાગવતમાં સ્પષ્ટ કહેવામાં આવ્યુંછે. ॥૭૨॥ તે ભાગવતનાજ શ્લોકો કહેછે-હે પુત્રો ! ભગવાનના નામોચ્ચારણનું માહાત્મ્ય તો જુઓ? કે જે નામોચ્ચારણના પ્રતાપથીજ અજામિલ જેવો મહા પાપી પણ મૃત્યુપાશ થકી મુકાઇ ગયો. ॥૭૩॥ માટે

चतालमघनिर्हरणाय पुंसां संकीर्त्तनं भगवतो गुणकर्मनाम्नाम् । विक्रुश्य पुत्रमघवान् यदजामिलोऽपि नारायणेति म्रियमाण इयाय मुक्तिम् ॥७४॥ एवं यमाच्च पापेभ्यो विमुक्तस्यास्य दर्शनात् । पार्षदानां हरेरासीत्सत्कृपयैव मुमुक्षुता ॥७५॥ गङ्गाद्वारे ततो ध्यात्वा भगवन्तं यथाश्रुतम् । श्रेय आत्यन्तिकं प्राप षष्ठे स्कंध इति स्फुटम् ॥७६॥ अत्र चेत्संशयः कश्चित्पुनः प्रश्नो विधीयताम् । इत्युक्तास्तेऽतिशिथिलाः शनैः प्रश्नमकुर्वत ॥७७॥ ईश्वरस्य स्वतन्त्रत्वादास्तां तस्य कलावपि । अवताराः किन्तु तेषां संख्यापि कथितास्ति हि ॥७८॥ पुरुषादवतारा हि द्वाविंशतिरिति स्फुटम् । कथिताः प्रथमस्कन्धे तृतीयेऽध्याय एव ते॥७९॥ तत्र यो भवतां स्वामिनारायण इतीर्यते ।कतमः सोऽवतारोऽस्ति सप्रमाणं तदुच्यताम्॥८०॥ इति पृष्टः स सोत्साहः प्रोवाच मुनिराड्वचः । भवद्भिरवताराणां संख्यानियम ईरितः ॥८१॥ स तु भागवतं सम्यगदृष्ट्वैवेति भाति नः । तत्रैवाध्याय एवास्ति श्लोकः संख्यानिषेधकः ॥८२॥ अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः॥ यथाविदासिनः कुल्याः सरसः स्युः सहस्रशः॥८३॥स्कन्धे च दशमे प्राह मुचुकुन्दं

ભગવાનના ગુણ, કર્મ અને નામનું સંકીર્તન કરવું એટલુંજ મનુષ્યોનાં પાપ નાશ કરવામાં સાધનરૂપે બસ છે. કારણ કે—અજામિલ પોતે મહાપાપી હતો તે પણ મરણાવસ્થા વખતે પુત્રના યોગે **નારાયણ** એવા આક્રોશમાત્રથીજ સર્વ પાપથી મુક્તિને પામ્યો હતો. ॥૭૪॥ અને આ પ્રમાણે યમદૂતો થકી અને પાપ થકી વિમુક્ત થયેલા એ અજામિલને ભગવાનના પાર્ષદોનાં દર્શન થવાથી અને સંતોની સત્સંકલ્પરૂપ કૃપા થવાથી મુમુક્ષુતા પ્રાપ્ત થઇ હતી. ॥૭૫॥ અને તે પછી ગંગાદ્વારમાં જઇને પ્રથમ શ્રવણ કરવા પ્રમાણે ભગવાનનું ધ્યાન કરીને આત્યંતિક શ્રેયને પામ્યો હતો, એમ ભાગવત—ષષ્ઠ સ્કંધમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. ॥૭૬॥

મુક્તાનંદમુનિ કહેછે—આ બાબતમાં જો કોઇ સંશય હોય તો ફરીને પ્રશ્ન કરો—પૂછો ! આ પ્રમાણે કહેલા તે પંડિતો અતિ શિથિલ થઇ ગયા એવા થકા પછી ધીરે રહીને વિનયથી પ્રશ્ન પૂછવા લાગ્યા—॥૭૭॥ ઇશ્વર—ભગવાન સ્વતંત્રમૂર્તિ હોવાથી તેમના અવતારો કળિયુગમાં પણ ભલે હોય, પરંતુ—તે ભગવાનના અવતારોની સંખ્યા પણ કહેવામાં આવીછે. ॥૭૮॥ પુરૂષ—વૈરાજપુરૂષ થકી બાવીશ અવતારો થાયછે એમ સ્પષ્ટ કહેવામાં આવ્યાછે. અને તે ભાગવતના પ્રથમ સ્કંધમાં ત્રીજા અધ્યાયમાંજ કહ્યાછે. ॥૭૯॥ તો તે અવતારો પૈકી—મધ્યે તમારા સ્વામિનારાયણ નામે જે અવતાર કહોછો તે અવતાર તે બાવીશમાંનો કયો અવતાર છે ? તે સપ્રમાણ કહી બતાવો. ॥૮૦॥ આ પ્રમાણે તે પંડિતોએ પૂછેલા તે મુનિરાજ મુક્તાનંદમુનિ ઉત્સાહપૂર્વક વચન બોલ્યા—હે પંડિતો ! તમોએ અવતારની સંખ્યાનો નિયમ જે કહ્યો, તે તો તમે ભાગવત શાસ્ત્ર બરોબર જોયા સિવાયજ કહ્યોછે એમ અમને જણાયછે. કેમકે—અવતારની સંખ્યાનો નિષેધ કરનારો શ્લોક તેજ અધ્યાયમાં છે. ॥૮૧—૮૨॥ ( તેજ શ્લોક કહેછે—) હે દ્વિજો ! જેમ કે અખૂટ મહાસરોવરમાંથી હજારો હજાર નાની—મોટી નદીઓ નીકળેછે, તેજ પ્રમાણે અનંત

प्रति स्वयम् । कृष्ण एवावताराणां स्वस्यासंख्यत्वमेव हि ॥८४॥ जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग सहस्रशः । न शक्यन्तेऽनुसंख्यातुमनन्तत्वान्मयापि हि ॥८५॥ क्वचिद्रजांसि विममे पार्थिवान्युरुजन्मभिः । गुणकर्माभिधानानि न मे जन्मानि कर्हिचित् ॥८६॥ कालत्रयोपपन्नानि जन्मकर्माणि मेऽनघ ! । अनुक्रमन्तो नैवान्तं गच्छन्ति परमर्षयः ॥८७॥ तस्मान्न संख्यानियमोऽवताराणामिति ध्रुवम् । अवतारश्च विज्ञेयो ह्यसाधारणलक्षणैः ॥८८॥ सहस्रशो लक्षशश्च स्वानां स्वान्तनियन्तृता । तदेवेश्वरसामर्थ्यमनन्याश्रयमुच्यते ॥८९॥ बलिभिः ससहायैश्च नित्योद्युक्तैरपि क्वचित् । अपराभाव्यता द्विड्भिर्ज्ञेयमीश्वरलक्षणम् ॥९०॥ तच्चास्मत्स्वामिनि सदा वर्त्तते प्राकृतावपि । अतः स ईश्वर इति निश्चितोऽस्माभिरात्मनि ॥९१॥ एतत्सामान्यतः प्रोक्तं विशेषेणास्सदीश्वरः । ज्ञेयः कृष्णावतारत्वात्कृष्ण एव न संशयः ॥९२॥ ननु कृष्णः कथं भूयो जातो भुवि

---

શક્તિસમ્પન્ન પુરૂષ–પરમાત્મા થકી અસંખ્યાત અવતારો પ્રગટ થાયછે. ॥૮૩॥ વળી–દશમસ્કંધમાં સ્વયં કૃષ્ણ પરમાત્માએજ મુચુકુંદરાજાના પ્રત્યે પોતાના અવતારોનું અસંખ્યાતપણુંજ કહ્યુંછે. ॥૮૪॥ તે કહેછે "–હે રાજન્ ! મારાં જન્મ, કર્મ અને નામ, હજારો હજાર છે. અને તે જન્મકર્માદિકનું અનંતપણું હોવાથી મારાથી પણ તે ગણી શકાય તેમ નથી. ॥૮૫॥ કદાચિત્ કોઇ માણસ ઘણાક જન્મથી પૃથ્વીના રજ:કણો ગણી શકે, પરંતુ મારા ગુણ, કર્મ અને નામ તેમજ જન્મ–અવતારો, તેને તો કયારેય પણ ગણી શકેજ નહિ. ॥૮૬॥ હે નિર્દોષ રાજન્ ! મોટા મોટા વ્યાસાદિક પરમર્ષિઓ પણ ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણેય કાળમાં થનારાં મારાં જન્મ અને કર્મ ગણતા થકા પારને પામતાજ નથી." ॥૮૭॥ માટે અવતારોની સંખ્યાનો નિયમ છેજ નહિ. અને તે અવતાર પણ અસાધારણ લક્ષણોથીજ જાણવા–ઓળખવામાં આવેછે. ॥૮૮॥ (ભગવાનનાં અસાધારણ લક્ષણોમાંથી કેટલાંક પોતેજ કહી બતાવેછે–) હજારો અને લાખો પોતાના આશ્રિત જનોનું મન નિયમમાં વર્તાવવું તેમજ પોતાના સ્વરૂપમાં આકર્ષણ કરવું. એજ ઇશ્વરનું અનન્યાશ્રય–અસાધારણ સામર્થ્યરૂપ લક્ષણ કહેવામાં આવેછે. ( સામુદ્રિક શાસ્ત્રમાં સમુદ્રનું આ પ્રમાણે વચનછે–' स्वान्तासुरोधो लोकानां निजमूर्त्तौ निजेच्छया । अपराभाव्यतान्यैश्च विपयैरीशलक्ष्म तत्' ॥) ॥૮૯॥ વળી—પોતાના સહાયસમ્પત્તિએ સહિત અને પરાભવ કરવાને નિરંતર ઉદ્યોગશાળી એવા બળવાન શત્રુઓથી પણ કયારેય પરાભવ ન પામવો એ પણ ઇશ્વરનું લક્ષણ જાણવું. ( તેમજ સત્યશૌચાદિક કલ્યાણ ગુણોએ યુક્તતા એ પણ લક્ષણ જાણવું. ) ॥૯૦॥ આ બધાં લક્ષણો મનુષ્યાકારે વિચરતા એવાય પણ અમારા સ્વામી શ્રીહરિને વિષે સદાય વર્તેછેજ. માટે તે સ્વામિનારાયણ પોતે પરમેશ્વરજ છે. એમ અમે અમારા મનમાં નિશ્ચય કરેલો છે. ॥૯૧॥ અને વળી–આ તો સામાન્યપણે ઇશ્વરલક્ષણ કહ્યું, પરંતુ–વિશેષપણે કરીને તો અમારા સ્વામી શ્રીહરિ કૃષ્ણનોજ અવતાર હોવાથી સ્વયં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમજ છે. એમાં કાંઇ સંશય નથી. ॥૯૨॥ (પંડિતો મધ્યે શંકા કરેછે-) હે મુકતાનંદમુને ! શ્રીકૃષ્ણ પરમાત્મા પૃથ્વી ઉપર ફરીથી કેમ

नराकृतिः। अवतारधृतौ हेतुस्तस्य को वास्ति साम्प्रतम् ॥९३॥ इति चेच्छ्रूयतां विष्णोः प्रयोजनवशाद्भुवि। एकनामावतारोऽपि पुनः प्रादुर्भवत्यपि ॥९४॥ द्विराविरासीन्मत्स्यो हि वराहश्च तथा पुनः। द्विश्च धन्वन्तरिर्जातो वामनस्त्रिश्च भूतले ॥९५॥ त्रयो युद्धावताराश्च जातास्तुल्यक्रिया भुवि। कथाविस्तार एतेषां ज्ञेयो भागवतामृतात् ॥९६॥ तथा कृष्णोऽप्यसौ भूयः प्रादुर्भूतो निजेच्छया। अत्र तस्यैव वचनं प्रमाणमपि वर्त्तते ॥९७॥ जरासन्धो यदायातो मथुरायां महाचमूः। तदा युयुत्सुस्तेनासौ बलभद्रमभाषत ॥९८॥ आवयोरवतारोऽत्र भूभारहरणाय च। अधर्मोच्छित्तये धर्मस्थित्यै सद्रक्षणाय च ॥९९॥ तत्र रक्षा सतां या सा तदा सम्यक् कृता भवेत्। यदा मया सहैवैषां संवासः प्रायशो भवेत् ॥१००॥ ते हि मद्दर्शनस्पर्शपूजासम्भाषणादिभिः। प्राप्नुयुः परमं सौख्यमेतत्तज्जीवनं परम् ॥१०१॥ दुर्जनोपद्रववशात्साम्प्रतं तन्न जायते। तस्मादद्य तु भूभारदैत्यांशा नाश्यतां नृपाः ॥१०२॥ अक्षीणवासनत्वात्तु पुनरेते महीतले। नृपगुर्वादिरूपेण सम्भविष्यन्ति पापिनः

નરાકૃતિ ધારણ કરીને પ્રગટ થયાછે? અને તેમને હાલ સમયમાં અવતાર ધારવામાં શો હેતુ છે? તે કહો. ॥૯૩॥ એમ જો તમે કહેતા હો તો સાંભળો? પ્રયોજનના વશપણાથી પૃથ્વી ઉપર વિષ્ણુ–ભગવાનના અવતારો એક નામના પણ વારંવાર પ્રાદુર્ભાવ પામેછે. એમ શાસ્ત્રમાં પ્રમાણસિદ્ધ છે. ॥૯૪॥ જેમ કે–મત્સ્યાવતાર બે વખત આવિર્ભાવ પામેલો છે. તેમજ વરાહ અવતાર ફરીથી થયેલો છે. ધન્વંતરિ અવતાર બે વખત થયેલો છે. તેમજ વામનાવતાર પૃથ્વી ઉપર ત્રણ વખત થયેલો છે. ॥૯૫॥ પૃથ્વી ઉપર સમાન ક્રિયાવાળા ત્રણ યુદ્ધાવતાર થયેલા છે. આ બધા અવતારોની કથાઓનો વિસ્તાર ભાગવતામૃત નામે પ્રસિદ્ધ ગ્રંથ થકી જાણવો. ॥૯૬॥ તેજ પ્રમાણે આ શ્રીકૃષ્ણ પરમાત્મા પણ પોતાની ઇચ્છાથીજ ફરીને હાલ કાળમાં પ્રાદુર્ભાવ પામેલા છે. આ વાર્તામાં પ્રમાણભૂત તેમનું–પોતાનુંજ વચન વર્તેછે. ॥૯૭॥ મોટા સૈન્યથી વીંટાયલો જરાસંધ જ્યારે મથુરામાં આવ્યો ત્યારે તેની સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ પરમાત્માએ બળદેવજીને આ પ્રમાણે કહ્યું હતું–" હે બળભદ્ર! આ ભુતળમાં આપણો અવતાર પૃથ્વીનો ભાર હરવાને માટે, તથા અધર્મના ઉચ્છેદને માટે, ધર્મના સ્થાપન માટે અને સત્પુરૂષોના રક્ષણ માટે થયેલો છે. ॥૯૮–૯૯॥ તેમાં મારા ભકત–સાધુઓની જે રક્ષા કરવી તે તો ત્યારે સમ્યક્ પ્રકારે કરી શકાય કે–જ્યારે એમનો મારી સાથેજ ઘણું કરીને સમીપવાસ થાય. કારણ કે–તે સંતો મારૂં દર્શન, મારો સ્પર્શ, મારી પૂજા અને મારી સાથે સંભાષણ એ આદિકથીજ પરમ સુખ પામે, કેમકે–મારાં દર્શનાદિક એજ તેમનું જીવન છે. ॥૧૦૦–૧૦૧॥ અને હમણાં તો આ જરાસંધ જેવા દુર્જનોના ઉપદ્રવને લીધે તે બને તેવું જ નથી, માટે હમણાં તો ભૂમિના ભારભૂત દૈત્યાંશથી જન્મેલા રાજાઓનો નાશ કરો. ॥૧૦૨॥ અને આ વખતે મારેલા પાપી અસુરો તો તેમની દુર્વાસનાઓનો ક્ષય નહિ થવાથી પૃથ્વી ઉપર રાજાઓ અને ગુરૂઓ આદિકરૂપે કરીને ફરીથી ઉત્પન્ન થશે. ॥૧૦૩॥ અને મદ્યપાન, માંસભક્ષણ, તથા પરદારાગમન, તેમજ અભક્ષ્ય વસ્તુઓનું ભક્ષણ. એ આદિકે અધર્મને પોતાના ઘણાક આશ્રિત

॥१०३॥ मद्यं मांसं पारदार्यमभक्ष्यभक्षणादिकम् । अधर्मं वर्तयिष्यन्ति स्वाश्रितादिषु भूरिशः ॥१०४॥ तदा सद्धर्मरक्षार्थमधर्मोच्छित्तये तथा । अहं प्रादुर्भविष्यामि पुनर्भुवि नराकृतिः ॥१०५॥ ततश्च कृतकृत्योऽहं भविष्याम्येव सर्वथा । एतदर्थो भागवते श्लोकस्तेनैव कीर्तितः ॥१०६॥ अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया । विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित् ॥१०७॥ तस्मात्कृष्णावतारोऽयं सप्रमाण इतीयताम् । कृष्णस्यैव हि दृश्यन्ते लक्ष्माण्यस्मिन्नशेषतः ॥१०८॥ ध्वजवज्रांकुशादीनि रेखाचिह्नानि षोडश । पादयोरस्य वर्त्तन्ते कृष्णस्येव स्फुटानि हि ॥१०९॥ कथेयं कृष्णसन्दर्भे पाद्मोक्ता लिखितास्ति हि । विरञ्चिर्नारदायाह कृष्णलक्ष्मबुभुत्सवे ॥११०॥ अवतारा ह्यसंख्याताः कथिता मे तवानघ । परं सम्यक्प्रवक्ष्यामि कृष्णस्तु भगवान् स्वयम् ॥१११॥ यैरेव ज्ञायते देवो भगवान्भक्तवत्सलः । तानि लक्ष्माण्यहं वेद सत्यमेतन्मयोदितम् ॥११२॥ षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदोः । दक्षिणे नवचिह्नानि इतरे सप्तसंख्यया ॥११३॥ ध्वजः पद्मं तथा वज्रमंकुशो यव एव च । स्वस्तिकश्चोर्ध्वरेखा च अष्टकोणं च जाम्बवम् ॥११४॥ इन्द्रचापं त्रिकोणं च कलशश्चार्द्धच-

---

વિગેરે જનોમાં પ્રવર્ત્તાવશે. ત્યારે સદ્ધર્મની રક્ષા માટે તથા અધર્મના ઉચ્છેદ માટે પૃથ્વી ઉપર હું નરાકૃતિ ધારણ કરીને ફરીથી પ્રાદુર્ભાવને પામીશ–પ્રગટ થઇશ. અને તેમ કરવાથીજ હું સર્વથા કૃતકૃત્ય થઇશ, એટલે કે મારૂં કાર્ય પુરૂં થશે." આ અર્થને પ્રકાશ કરનારો શ્લોક શ્રીમદ્ભાગવતમાં તે શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ કહેલો છે–કાળે કરીને કયારેક વૃદ્ધિ પામતા અધર્મના વિનાશ માટે, તેમજ સનાતન સદ્ધર્મની રક્ષા માટે હું બીજો પણ દેહ–અવતાર ધારણ કરીશ. ॥૧૦૪–૧૦૭॥ સુકતાનંદમુનિ કહેછે–હે પંડિતો ! ભગવાન કૃષ્ણ પરમાત્માએજ આ પ્રમાણે કહેલું છે માટેજ આ શ્રીસ્વામિનારાયણ કૃષ્ણનોજ સપ્રમાણ અવતાર છે એમ તમે જાણો ! અને વળી–આ શ્રીહરિને વિષે કૃષ્ણનાંજ લક્ષણો સમગ્રપણે પ્રત્યક્ષ જોવામાં આવેછે. ॥૧૦૮॥ ( તે લક્ષણો કહેછે–) ધ્વજ, વજ્ર અને અંકુશ વિગેરે રેખારૂપ સોળેય ચિહ્નો આ શ્રીસ્વામિનારાયણના બંને ચરણકમળમાં શ્રીકૃષ્ણના ચરણોમાંજ જેમ એમ સ્પષ્ટપણે વર્તેછે. ॥૧૦૯॥ પદ્મપુરાણમાં કહેલી આ કથા કૃષ્ણસંદર્ભમા લખેલી છે. કૃષ્ણનાં લક્ષણ જાણવાને ઇચ્છતા નારદજીને બ્રહ્માએ તે કથા કહીછે—હે નિષ્પાપ નારદ ! મેં તમને અસંખ્યાત અવતારો કહી બતાવ્યા, પરંતુ–હવે હું તમને ખરેખરૂં કહુ છું કે–કૃષ્ણ તો સ્વયં ભગવાન સર્વાવતારી પુરૂષોત્તમજ છે. ॥૧૧૦–૧૧૧॥ અને વળી દિવ્યમૂર્તિ એવા તે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ જે લક્ષણોથી જાણવામાં–ઓળખવામાં આવેછે, તે લક્ષણો પણ હુંજ જાણુંછું. અને આ વાત મેં ખરીજ કહેલી છે. ॥૧૧૨॥ કારણ કે–તે કૃષ્ણના ચરણોમાં મેં તો સોળેય ચિહ્નો નજરે જોયેલાં છે. તેમા જમણા ચરણમાં નવ અને ડાબામા સાતની સંખ્યાથી જોયેલાં છે. (તે આ પ્રમાણે જાણવા–) ધ્વજ, કમળ, તથા વજ્ર, અંકુશ અને યવ, તેમજ સ્વસ્તિક, ઉર્ધ્વરેખા, અષ્ટકોણ અને જાંબુ, તથા

सप्तशतीमध्य एते समुद्गताः । इति तत्तत्सम्प्रदायग्रन्थदृष्ट्यावगम्यते ॥२६॥ नत्वेतत्माकनकलौ शैववैष्णवमार्गयोः । आचार्याः केऽप्यभूवन्वा न वेत्यपि विचार्यताम् ॥२७॥ येऽवर्त्तयन्सम्प्रदायं तेषां गुरुपरम्परा । सर्वाप्याचार्यरूपैव सम्प्रदायप्रवर्त्तिका ॥२८॥ एकस्मिन्सम्प्रदाये हि सति कालेन दूषिते । ईशेच्छयान्यो भवति सम्प्रदायप्रवर्त्तकः ॥२९॥ अस्मदीयः सम्प्रदाय उद्धवाख्योऽस्ति यः स तु । श्रीमद्भागवते प्रोक्तस्तृतीयस्कन्ध एव हि ॥३०॥ भवतां विदुषां सोऽपि सर्वेषां विदितो न किम् । निजान्तर्द्धानकाले यः स्वयं कृष्णेन वर्त्तितः ॥३१॥ ब्रह्मशापापदेशेन कालेनामोघवाञ्छितः । संहृत्य स्वकुलं नूनं त्यक्ष्यन्देहमचिन्तयत् ॥३२॥ अस्माल्लोकादुपरते मयि ज्ञानं मदात्मकम् । अर्हत्युद्धव एवाद्धा सम्प्रत्यात्मवतां वरः ॥३३॥ नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दितः प्रभुः । अतो मद्वयुनं लोकं ग्राहयन्निह तिष्ठतु ॥३४॥ एवं गुरुत्वं जगतां साक्षाद्भगवता स्वयम् । उद्धवे निहितं तेन ह्याद्याचार्यः स नो मतः ॥३५॥ अन्तर्हिते भगवति बदर्यां स तदाज्ञया । कृष्णध्यानेन सम्प्राप गुणातीतस्थितिं पराम् ॥३६॥ योगसिद्धतनुस्तत्र वसन् कृष्णाज्ञया स च । उपसन्नमुमुक्षुभ्यो ज्ञानं

( विद्वानोने तो विदित होयज; छतां पण तमारा जाणवामां न होय तेम बोलोछो माटे अत्रिदिवस पठन पाठन करवा छतां पण " भक्त्या भागवतं शास्त्रम् " ए वचन प्रमाणे भगवद्भक्ति अने सद्गुरुअनुग्रह सिवाय सच्छास्त्रनो अभिप्राय केवळ पठन-पाठनथी नथी समजातो माटेज- ' उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ' तत्वदर्शी ज्ञानीओना अनुग्रह विवाय तत्वज्ञान-अभिप्राय यथार्थ रीते समजायज नहि. एम श्रीकृष्ण भगवानर्नु कहेवुं पण वास्तविकज छे. ए अभिप्रायछे. ) ॥३०-३१॥ ( हवे श्रीहरि स्वसम्प्रदायनी उत्पत्ति-परंपरा कहेछे-)सत्यसंकल्प एवा परमात्मा श्रीकृष्ण भगवाने द्वारिकामां ब्राह्मणना शापनिमित्ते करीने समय आव्ये पोताना कुळनो संहार करीने पोताना देहनो त्याग करवाना समयमां पोते निश्चित विचार कर्यो हतो के-'मारो आ लोकमांथी उपराम थया पछी मारे आश्रये रहेलुं मारा स्वरूपनुं ज्ञान धारवाने माटे हाल समयमां सर्व ज्ञानीओमां श्रेष्ठ एवा एक उद्धवजीज सर्वथा योग्य छे. कारण के-उद्धवजी मारा करतां एक अणुमात्र पण न्यून नथी, केम के-मायाना गुणोथी प्रवर्तेला काम क्रोधादिकथी क्यारेय पण पराभव न पामे एवा ते समर्थ छे. माटे मारा स्वरूपनुं ज्ञान सर्व लोकने ग्रहण करावता थका आ लोकमांज रहो! '॥३२-३४॥ आ प्रमाणे सकळ जगतनुं गुरुपणुं प्रत्यक्ष भगवाने स्वयं श्रीकृष्ण परमात्माएज उद्धवजीने विषे स्थापन करेलुं छे. ते कारणथीज ते उद्धवजी अमारा आदि आचार्य मानेला छे. ॥३५॥ ते उद्धवजी भगवान-श्रीकृष्णना अंतर्धान पछी ते श्रीकृष्णनी आज्ञाथी बदरिकाश्रममां जइने श्रीकृष्णना ध्यानप्रभावथी परम गुणातीत स्थितिने पाम्या हता. ॥३६॥ अने पछी, योगबळथी सिद्ध देहवाळा थइने त्यां बदरिकाश्रममांज रहेता थका ते उद्धवजी श्रीकृष्ण भगवाननी आज्ञाथी पोतानी पासे-शरणे आवेला मुमुक्षु जनोने भगवानना स्वरूपनुं ज्ञान आपता हता. ॥३७॥ एम करतां कोइक समयमां कृष्ण परमात्मानुं ध्यान करतां ते श्रीकृष्णना स्वरूपमां

भागवतं ददौ ॥३७॥ स च कृष्णं कचिद्ध्यायंस्तन्मनस्कतयान्तिके। दुर्वाससमुपायान्तं न ददर्श न चानमत् ॥३८॥ ततः क्रुद्धेन तेनासौ शप्तो मर्त्यो भवेत्यथ । मानुष्यं साम्प्रतं प्राप्तः कोसलेष्वीश्वरेच्छया ॥३९॥ ऋग्वेदिनोऽजयाद्विप्रादाश्वलायनशाखिनः । भार्यायां सुमतौ जातो रामशर्मेति विश्रुतः ॥४०॥ पित्रा सुसंस्कृतोऽभ्यस्तविद्योऽसौ नैष्ठिकव्रती । तीर्थयात्रां चरन् प्राप श्रीरङ्गं क्षेत्रमुत्तमम् ॥४१॥ तपोभक्तिविशुद्धात्मा भक्तिधर्मपरो ह्यसौ । तत्र रामानुजाचार्यं सिद्धदेहमवैक्षत ॥४२॥ तस्मै प्रसन्नः स ददौ दीक्षां भागवतीं ततः । सम्प्रदायप्रवृत्त्यर्थमाज्ञां च प्रददौ स्वयम् ॥४३॥ तेनाज्ञतोऽथ स भुवि भक्तिं कृष्णस्य सर्वतः । धर्मेण सहितां शुद्धां प्रावर्त्तयत तद्रतः ॥४४॥ श्रीकृष्णेन स्वयं प्रोक्तास्त्यागिनां गृहिणां च ये । स्वस्मै विशुद्धधर्मास्तांस्तेषु सम्यग वर्त्तयत् ॥४५॥ तत्प्रतापेन बहवो मनुष्याः शरणागताः । योगसिद्धिमपि प्रापुर्विना साधनसम्पदम् ॥४६॥ समाधिदृष्ट्या ते तं तु कृष्णस्यैकान्तिकं विदुः । साक्षादुद्धवमेवेति ततः स प्रथितोऽभवत् ॥४७॥ ततः प्रभृत्यत्र नूतनसम्प्रदायप्रवर्तकः । उद्धवो

---

मननी એકાગ્રતાને લીધે પોતાની પાસે આવેલા દુર્વાસામુનિને તે ઉદ્ધવજીએ જોયા નહિ. તેમ નમસ્કાર પણ કર્યો નહિ. ॥૩૮॥ તેથી અતિક્રોધ પામેલા તે દુર્વાસામુનિએ ઉદ્ધવજીને શાપ આપ્યો. કે- 'તમે મનુષ્યપણાને પામો' તેથી એ ઉદ્ધવજી હાલ સમયમાં ભગવાનની ઇચ્છાથી કોશલ દેશમાં મનુષ્યાવતારને પામ્યા છે. ॥૩૯॥ અને તે ઋગ્વેદી આશ્વલાયન-શાખી એવા અજય નામે વિપ્ર થકી તેમની ભાર્યા સુમતિને વિષે તેમના પુત્રરૂપે પ્રગટ થયેલા છે. અને રામશર્મા એવા નામે પ્રસિદ્ધ છે.॥૪૦॥ તે રામશર્મા પોતાના પિતાએ રૂડે પ્રકારે યજ્ઞોપવીત સંસ્કાર કર્યો થકા સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરીને નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને, તીર્થયાત્રા કરતા કરતા ઉત્તમ એવા શ્રીરંગ-ક્ષેત્રને પામ્યા. ॥૪૧॥ તપ અને અષ્ટાંગ યોગથી વિશુદ્ધ મનવાળા અને ભગવદ્ભક્તિ કરતા અને ધર્મપરાયણ વર્તતા, એવા એ રામશર્માએ તે શ્રીરંગક્ષેત્રમાં સિદ્ધ દેહે વિરાજતા શ્રીરામાનુજાચાર્યને જોયા-સમાધિમાં પ્રત્યક્ષ જોયા. અને તે પછી શ્રીરામાનુજાચાર્ય તેમણે તે રામશર્માને પ્રસન્ન થઇને ભાગવતી મહાદીક્ષા આપી. અને નવો સમ્પ્રદાય પ્રવર્તાવવાને માટે પોતેજ આજ્ઞા આપી. ॥૪૨-૪૩॥ આ પ્રમાણે થયા પછી તે રામશર્મા-રામાનંદમુનિ શ્રીરામાનુજાચાર્યની આજ્ઞા પામીને તેમને વિષે પ્રીતિમાન થકા પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે ધર્મે સહિત એવી શુદ્ધ કૃષ્ણભક્તિ પ્રવર્તાવવા લાગ્યા. ॥૪૪॥ અને સ્વયં શ્રીકૃષ્ણભગવાને પોતાને ત્યાગી-ગૃહીના જે વિશુદ્ધ ધર્મો કહ્યા હતા તે સર્વ ધર્મોને પોતાના આશ્રિત-શિષ્યજનોમાં યથાર્થ રીતે પ્રવર્તાવ્યા. ॥૪૫॥ અને તે રામાનંદમુનિના પ્રતાપથીજ તેમને શરણે આવેલા ઘણાક મનુષ્યો યમનિયમાદિક સાધનસમ્પત્તિ સિવાય પણ અષ્ટાંગ યોગની સમાધિપર્યન્તની સિદ્ધિ પામ્યા હતા. ॥૪૬॥ અને તે પછી સમાધિ પામેલા મનુષ્યોએ તે રામાનંદમુનિને સમાધિદૃષ્ટિથી "શ્રીકૃષ્ણના પરમ એકાંતિક ભક્તરાજ સાક્ષાત્ ઉદ્ધવજીજ આ પોતે છે" એમ જાણ્યા હતા. અને ત્યારથી આરંભીને તે રામાનંદમુનિ પોતે ઉદ્ધવજીના અવતાર છે. એમ પ્રસિદ્ધ થયા હતા. ॥૪૭॥ અને તે દિવસથી આરંભીને આ લોકમાં નવીન સમ્પ્રદાય

जात इत्यस्ति ह्युद्घोषो मतवादिषु ॥४८॥ रामानंद इति ख्यातः सोऽस्माकं गुरुरस्ति हि। ततोऽस्मत्सम्प्रदायोऽयमुद्धवाख्यः प्रकीर्त्यते ॥४९॥ यथार्थं वृत्तमित्येतन्मयोक्तं राजसन्निधौ ॥ अत्र चेत्संशयः कश्चित्पुनः प्रश्नो विधीयताम् ॥५०॥

श्रुत्वेति वाक्यं नृपतिस्तु सद्यो निःसंशयोऽभून्मतिमद्वरिष्ठः।
तत्सम्प्रदाये गतसंशयास्ते पप्रच्छुरन्यत्त्विह शास्त्रिणस्तम् ॥५१॥

विदुषां महासदसि मध्यसंस्थितः
प्रबलश्रुतिस्मृतिभिरेव वादिनाम्।
मतखण्डनेऽतिनिपुणः सुभाषणो
मयि सुप्रसीदतु हरिः स्वयम्प्रभः ॥५२॥

इति श्रीमदुद्धवसम्प्र........नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये वटपत्तने राजसभायामुद्धवसम्प्रदायविषयकप्रश्नोत्तरनिरूपणं नाम चतुश्चत्वारिंश उल्लासः ॥४४॥

---

પ્રવર્તાવનારા ઉદ્ધવજી પોતે પ્રગટ થયેલા છે, એમ મતવાદીઓમાં ઉદ્ઘોષ થયેલો છે. ॥૪૮॥ આ પ્રમાણે શ્રીરામાનંદસ્વામી એવાં નામથી પ્રસિદ્ધ થયેલા તે ઉદ્ધવજી અમારા ગુરૂ છે. અને તેથીજ આ અમારો સમ્પ્રદાય 'ઉદ્ધવ સમ્પ્રદાય' એમ કહેવાય છે. ॥૪૯ આ પ્રકારનું આ અમારૂં વૃત્તાન્ત અમોએ આ સિંહજીત્-ભૂપતિના સમીપમાં યથાર્થ॥ જેવું છે તેવું કહ્યું છે. માટે હવે જો એમાં કોઇ સંશય હોય તો ફરીથી પ્રશ્ન કરો-પૂછો? ॥૫૦॥ ગ્રન્થકર્તા નિત્યાનંદમુનિ કહેછે-આ પ્રમાણેનાં શ્રીહરિનાં વાક્ય સાંભળીને બુદ્ધિમાન પુરૂષોમાં અતિ શ્રેષ્ઠ એવા તે નૃપતિ તો તુરતજ નિ:સંશય થઇ ગયા. અને તે પંડિતો પણ શ્રીહરિના સમ્પ્રદાય વિષયમાં નિ:સંશય થયા એવા થકા બીજો પ્રશ્ન તે શ્રીહરિના પ્રત્યે એ સભામાંજ પૂછવા લાગ્યા. ॥૫૧॥

વડોદરા નગરમાં વિદ્વજ્જનોની મહાસભામાં સભાના મધ્ય ભાગમાં પાટ ઉપર વિરાજમાન થયા થકા શ્રુતિસ્મૃતિનાં પ્રબળ પ્રમાણ વચનોથીજ વાદીજનોના મતખંડનમાં અતિ નિપુણ-સમર્થ અને ચતુર અને ધીરે રહીને મધુર અને સુંદર ભાષણ કરનાર અને પોતાની સાહજીક પ્રભાથી મહા તેજસ્વી મૂર્તિ એવા તે મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારે વિષે અતિ પ્રસન્ન થાઓ. ॥૫૨॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયાચાર્યપ્રવર શ્રીમત્સહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં વડોદરા નગરમાં રાજસભામાં ઉદ્ધવ-સમ્પ્રદાય સંબંધી પ્રશ્નોત્તર નિરૂપણ નામે ચુંવાળીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૪॥

# उल्लासार्थसङ्ग्रहः

अभ्यस्तानेकशास्त्रैरनधिगततदीयातिगम्भीरहार्दै-
र्वाग्जालैकप्रवीणैः सदसि विरचितान् क्षुद्रशङ्काकलङ्कान् ।
श्रौतैः स्मार्तैः प्रमाणैः सपदि परिहरन् शुद्धमाचार्यभावं
व्याचख्यावौद्धवाध्यन्यवतु स विनतान् स्वामिनारायणो नः ॥४५॥

અનેક શાસ્ત્રજાળનો અભ્યાસ કરવા છતાંય પણ તેનું અતિ ગંભીર હાર્દ–રહસ્ય નહિ જાણનારા અને કેવળ ગોખણ–પદ્ધતિથી શીખી રાખેલા એવા વાગ્જાળમાંજ એક પ્રવીણ, એવા તે વટપુરના વાદી–પંડિતોએ રાજસભામાં આક્ષેપ કરેલા ક્ષુદ્ર શંકાઓરૂપ પોતાના સમ્પ્રદાયના કલંકોને શ્રુતિઓનાં અને સ્મૃતિઓનાં પ્રમાણ–વચનોથી તુરતજ પરિહાર કરતા થકા પોતાના ઉદ્ધવસમ્પ્રદાયમાં " શુદ્ધ આચાર્યભાવ-અમોએ પ્રવર્તાવ્યો છે " એમ જે શ્રીહરિએ પ્રતિપાદન કર્યું હતું. એવા તે સમર્થ પ્રભુ શ્રીસ્વામિનારાયણ તેમના આગળ વિનયથી નમસ્કાર કરતા અમોને રક્ષણ કરો. ॥૪૫॥

---

# पंचचत्वारिंश उल्लासः

युष्माकं सम्प्रदायोऽयं सप्रमाणोऽस्तु तत्र नः । आग्रहो नास्ति किन्त्वत्र प्रष्टव्यं किञ्चिदस्ति नः ॥१॥ भवद्भिर्दत्तविधिना गृहीतौ भ्रातृजावुभौ । विभज्य देशांश्च तयोर्गुरुता स्थापिता पृथक् ॥२॥ स्वस्वदेशस्थशिष्येभ्यो दद्यातां तौ च दीक्षणम् । व्यवस्था हि कृता तत्र सर्वेभ्योऽपि विलक्षणा ॥३॥ दीक्षां गुरुर्धर्मवंश्यो दद्यात्पुम्भ्यः पुमान् परम् । न तु स्त्रीभ्यस्तथा तस्य पत्नी स्त्रीर्दीक्षयेत्पुमान् ॥४॥ इति याऽस्ति व्यवस्थात्र प्रमाणं वर्त्तते न वा । अस्ति चेदत्र वक्तव्यं न चेत्साऽस्त्वप्रमाणिका ॥५॥ दीक्षयेद्गृहिणं त्यागी युक्तमेतत्प्रतीयते । नीचस्थानगतो ह्युच्चस्थानिदीक्षां तु नार्हति ॥६॥ मते वस्त्यागिदीक्षापि गृहस्थेनैव दीयते । अयुक्तमेतत्तु कथं क्रियते प्रश्न एव नः ॥७॥ इति पृष्टः स तैरूचे महासदसि संस्थितः । युष्माभिः पृच्छयते सत्यं श्रूयतां यत्तदुत्तरम् ॥८॥ देशं कालं वयः शक्तिं विचार्यैव नृणां भुवि । ततो महर्षिभिः प्रोक्ता धर्माः सन्ति पृथक्पृथक् ॥९॥ अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरे परे । अन्ये कलियुगे धर्माः सन्ति प्रोक्ता यथोचितम् ॥१०॥ सर्वेषां किल धर्माणां सम्प्रवृत्ते कलौ भृशम् । दुष्करत्वं विचार्याथ समेता केचनर्षयः ॥११॥ वर्ज्यान्कलियुगे धर्मांश्चर्यांश्चान्योन्यमूचिरे । स्वशिष्यान् बोधयामासुस्तांश्च लोकप्रसिद्धये ॥१२॥ क्वचित्क्वचित्पुराणेषु स्मृतिष्वपि च कासुचित् । निबद्धाः सन्ति ते प्रायः पञ्चरात्रे तु सर्वशः ॥१३॥ दुर्ज्ञेयत्वादल्पधियां ग्रन्थस्य च महत्त्वतः । क्वचित्क्वचित्पञ्चरात्रसंग्रहोऽस्ति विदां गृहे ॥१४॥ साम्प्रतं त्वत्र देशेऽपि तस्य ग्रन्थस्य सन्ति हि । चत्वारि पूर्णरात्राणि पञ्चमं त्वर्द्धमस्ति च ॥१५॥ युष्मत्प्रश्नोत्तरं तत्र वर्त्तते सम्यगेव हि ।

असमत्पित्रा स सर्वोऽपि ग्रन्थोऽधीतोऽभवन्ननु ॥१६॥ मयापि तन्मुखादेव संश्रुतः सकलोऽपि सः । कतिचित्तस्य वाक्यानि कथयिष्यामि वोऽग्रतः ॥१७॥ उद्धवस्वा·

## ઉલ્લાસ ૪૫ મો.

વાદી–પંડિતો કહેછે–તમારો આ ઉદ્ધવ સમ્પ્રદાય ભલે સપ્રમાણ હો. તેમાં અમારે કાંઇ આગ્રહ નથી. પરંતુ–આ તમારા ઉદ્ધવ સમ્પ્રદાય વિષે અમારે કંઇક પૂછવાનું છે. ॥૧॥ હે. શ્રીહરે ! તમોએ તમારા બે ભાઇઓના બે પુત્રો દત્તવિધાનથી પુત્ર તરીકે ગ્રહણ કરેલા છે. અને દેશના વિભાગ કરીને તે બંને પુત્રોને વિષે તે તે દેશના જનોની ગુરૂતા પૃથક્ પૃથક્ સ્થાપન કરી છે. ॥૨॥ અને તે બંને આચાર્યો પોત–પોતાના દેશમાં રહેલા શિષ્યોને દીક્ષા · આપે. પરંતુ તેમાં બીજા સર્વ આચાર્યોથી પણ વિલક્ષણ વ્યવસ્થા કરેલી છે. ॥૩॥ ધર્મવંશી પુરૂષ આચાર્ય પોતે કેવળ–એકલા પુરૂષોનેજ દીક્ષા આપે. પરંતુ–સ્ત્રીઓને ન આપે. તેમજ–તેમની પત્નીઓ કેવળ એકલી સ્ત્રીઓનેજ દીક્ષા આપે. તો આવી જે વ્યવસ્થા–મર્યાદા કરેલી છે. તેમાં કોઇ શાસ્ત્રપ્રમાણ છે કે નહિ વારૂં ? જો પ્રમાણ હોય તો અહીંઆં સભામાંજ કહેવું જોઇએ. અને જો પ્રમાણ ન હોય તો તે વ્યવસ્થા અપ્રમાણિક–પ્રમાણશૂન્ય ઠરે. ॥૪–૫॥ વળી–ત્યાગાશ્રમમાં રહેલા પુરૂષ ગૃહસ્થ પુરૂષને દીક્ષા આપે, એ તો યુક્ત–યોગ્યજ છે. પરંતુ ગૃહસ્થાશ્રમરૂપ નીચા સ્થાનમાં–આશ્રમમાં રહેલા પુરૂષ ઉંચા સ્થાનરૂપ ત્યાગાશ્રમ વિગેરેમાં રહેલાઓને દીક્ષા આપવાને માટે યોગ્ય નથી. તો–તમારા મતમાં ત્યાગીજનોને પણ ગ્રહસ્થજ દીક્ષા આપેછે. તો એવું અયોગ્ય આચરણ તમારા મતમાં–સમ્પ્રદાયમાં કેમ કરવામાં આવેછે ? એ અમારો પ્રશ્ન છે. ॥૬–૭॥ આ પ્રમાણે તે રાજપંડિતોએ પૂછેલા અને મહાસભામાં વિરાજમાન થયેલા એવા સત્પુરૂષોના પતિ તે શ્રીહરિ કહેવા લાગ્યા–હે પંડિતો ! તમોએ પૂછેલો પ્રશ્ન ખરો છે. માટે તેનો ઉત્તર અમે કહીએ છીએ તે સાંભળો ! ॥૮॥ પૂર્વે થયેલા મહર્ષિઓએ દેશ–હિમાચળાદિક, કાળ–હેમન્તાદિક, અવસ્થા–બાલ્યાદિક અને વળી શરીરબળ, એ સર્વનો વિચાર કરીનેજ પૃથ્વી ઉપર મનુષ્યોના જુદા જુદા ધર્મો કહેવામાં આવ્યા છે. ॥૯॥ જેમકે–સત્ય યુગમાં જુદા ધર્મો કહેલા છે, તેમજ ત્રેતા યુગમાં અને દ્વાપર યુગમાં પણ જુદા જુદાજ ધર્મો મનુષ્યોની શકિત પ્રમાણે યથોચિત કહેલા છે. હવે–કળિયુગની પ્રવૃત્તિ સારી પેઠે થયા પછી સર્વ ધર્મોનું પાલન કરવું તે દુષ્કર છે એમ વિચારીને પછી કેટલાક ઋષિઓએ ભેગા થઇને કળિયુગમાં વર્જ્ય ધર્મો અને પાલન કરીશકાય તેવા માન્ય ધર્મો એક–બીજાના પ્રત્યે વિચારીને કહ્યા. અને તે ધર્મોની લોકમાં પ્રસિદ્ધિ થવા માટે પોત–પોતાના શિષ્યોને બોધ કરીને શીખવાડયા. ॥૧૦–૧૨॥ તે નિર્ણય કરેલા ધર્મો કેટલાંક પુરાણોમાં અને કેટલીક સ્મૃતિઓમાં પણ ઘણું કરીને કહેવામાં આવ્યા છે. અને પંચરાત્ર શાસ્ત્રમાં તો તે બન્ને પ્રકારના સર્વ ધર્મો કહેવામાં આવ્યા છે. ॥૧૩॥ તે પંચરાત્ર શાસ્ત્ર અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોથી દુર્જ્ઞેય હોવાથી, તેમજ તે ગ્રંથનો પણ મોટો વિસ્તાર હોવાથી, કોઇ કોઇ સ્થળે વિદ્વાનોને ઘેર તે પંચરાત્ર

मिनः साक्षाद्दीक्षामासो हि मत्पिता । तदाज्ञया धर्मदेवोऽदीक्षयत्कांश्चनाश्रितान् ॥१८॥ मुमुक्षवोऽथ नार्यस्तं दीक्षायै समुपागताः । तदा तस्य विचारोऽभूद्धृदये धर्मशालिनः ॥१९॥ दीक्षये यद्यहं नारीस्तर्हि कापि न मे क्षतिः । किन्तु रीतिरियं सम्यक् नैव स्थाप्योद्धवाध्वनि ॥२०॥ अत्र हि ब्रह्मचर्यस्य प्राधान्यं वर्त्तते दृढम् । अष्टधा स्त्रीप्रसङ्गस्य त्यागोऽस्त्यगृहिणामिह ॥२१॥ गृहिणां स्वेतरायाश्च सर्वथा सङ्गवर्जनम् । सधवानां च नारीणां पातिव्रत्येऽस्ति संस्थितिः ॥२२॥ सर्वशास्त्रनिषिद्धत्वाद्विधवास्पर्शनस्य तत् । त्यजन्ति गृहिणः सर्वे इति ते ब्रह्मचारिणः ॥२३॥ सन्यासिवच्च विधवा ब्रह्मचर्यादिकं व्रतम् । पालयन्ति दृढं तस्मादेषां कार्यं मया हितम् ॥२४॥ स्त्रीणां पुंसां प्रसङ्गस्तु परस्परमनर्थकृत् । भवतीति निषिद्धोऽसौ शास्त्रकृद्भिस्तथर्षिभिः ॥२५॥ स्त्रीपुंप्रसङ्ग एतादृक् सर्वत्र त्रासमावहः । अपीश्वराणां किमुत ग्राम्यस्य

શાસ્ત્રોનો સંગ્રહ જોવામાં આવેછે. ॥૧૪॥ હાલ સમયમાં તો આ દેશમાં પણ તે પંચરાત્ર શાસ્ત્રનાં સમ્પૂર્ણ તો ચારજ રાત્ર જોવા-જાણવામાં આવેછે. અને પાંચમું રાત્ર તો અર્ધું જ-અપૂર્ણ છે. ॥૧૫॥ હે પંડિતો ! આ તમારા પ્રશ્નનો ઉત્તર તે પંચરાત્ર શાસ્ત્રમાં યથાર્થ રીતે વર્તે છે. અને અમારા પિતા ધર્મદેવ તે સઘળો ગ્રંથ નિશ્ચેજ ભણ્યા હતા. ॥૧૬॥ અને તે ગ્રંથ અમોએ પણ તે અમારા પિતા ધર્મદેવના મુખ થકીજ સમગ્ર સાંભળેલો છે. તે ગ્રંથનાં કેટલાંક વચનો તમારી આગળ અમો કહીશું—કહું છું. ॥૧૭॥

(તે વચનો કહેતા પહેલાં ધર્મદેવે કરેલો વિચાર કહેછે—)અમારા પિતા ધર્મદેવ પ્રયાગરાજમાં સાક્ષાત્ ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામી થકી ભાગવતી દીક્ષા પામ્યા હતા. અને તેમની આજ્ઞાથીજ ધર્મદેવ કેટલાક પોતાના આશ્રિત શિષ્યજનોને દીક્ષા આપતા હતા. ॥૧૮॥ ત્યાર પછી તે ધર્મદેવની પાસે મુમુક્ષુ સ્ત્રીઓ જ્યારે વૈષ્ણવી દીક્ષા લેવા માટે આવી. ત્યારે ધર્મશાલી એવા તે ધર્મદેવના હૃદયમાં વિચાર થયો. ॥૧૯॥ " જો કે હું સ્ત્રીઓને દીક્ષા આપું તો તેમાં મને તો કોઇ પ્રકારની ક્ષતિ લાગવાની નથી. પરંતુ—ઉદ્ધવ સંપ્રદાયમાં એ રીતિ સ્થાપન કરવી—પ્રવર્તાવવી તે કોઇ રીતે સારું નથી. ॥૨૦॥ આ ઉદ્ધવ સમ્પ્રદાયમાં બ્રહ્મચર્ય વ્રતનું દ્રઢ પ્રાધાન્ય વર્તેછે. માટે ગ્રહસ્થાશ્રમ સિવાયના બીજા ત્યાગાશ્રમવાળા મનુષ્યોને અષ્ટ પ્રકારે સ્ત્રીપ્રસંગનો ત્યાગ છે. ॥૨૧॥ અને ગૃહસ્થાશ્રમી પુરૂષોને પોતાની પરણેલી સ્ત્રી સિવાયની સ્ત્રી માત્રનો સંગ સર્વથા ત્યાગ કરવાનો છે. તેમજ સર્વ સધવા સ્ત્રીઓને પતિવ્રતાધર્મમાં દ્રઢપણે સ્થિતિ વર્તેછે. ॥૨૨॥ અને વિધવા સ્ત્રીઓનો સ્પર્શ સર્વ શાસ્ત્રમાં નિષિદ્ધ હોવાથી તે વિધવાસ્પર્શને સર્વ ગૃહસ્થાશ્રમીઓ દૂરથીજ ત્યાગ કરેછે, માટે તે પણ બ્રહ્મચારીઓજ છે. ॥૨૩॥ વળી—વિધવા સ્ત્રીઓ સંન્યાસીઓની પેઠેજ બ્રહ્મચર્યાદિક વ્રત—ધર્મનું દ્રઢ પાલન કરેછે. માટે મારે તેમનું હિત કરવુંજ જોઇએ. ॥૨૪॥ સ્ત્રીઓ અને પુરૂષોનો પરસ્પર પ્રસંગ તો એક બીજાને અનર્થજ કરનારો છે. માટેજ શાસ્ત્ર-યોગદર્શન વિગેરેના કર્તાઓએ, તથા સ્મૃતિકાર ઋષિઓએ પણ નિષેધ કરેલો છે. ॥૨૫॥ જુઓ શ્રીમદ્ભાગવતમાં ચાલુ કથાના પૂર્વપ્રસંગને કહીને પછી કહેછે-આવો-સ્ત્રી-પુરૂષોનો

गृहचेतसः ॥२६॥ इति श्रीशुकदेवेन निश्चित्यैवोदितं वचः । तस्मात्स सर्वथा वर्ज्यः सर्वैर्निजहितेप्सुभिः ॥२७॥ सत्यादिके युगेऽप्यार्ष धीरा अपि महर्षयः । स्त्रीप्रसङ्गेन विभ्रष्टाः स्वस्थितेर्बहवोऽपि हि ॥२८॥ तथा धीरा योषितश्च ब्रह्मचर्यस्थिरा अपि । पुंप्रसङ्गेन विभ्रष्टा बहवो हि पुराभवन् ॥२९॥ तदैत्र तामसयुगे कामक्रोधमये नृणाम् । स्त्रीणां च सति सम्बन्धे न दूष्येत कथं मतिः ॥३०॥ साम्प्रतं कंचनाचार्याः स्वशिष्यस्त्रीषु भूरिशः । प्रसक्ता दुर्दशां प्राप्ताः सन्तीति श्रूयते भुवि ॥३१॥ तस्मादवश्यं वर्ज्यो हि स्त्रीप्रसङ्गो हितेप्सुभिः । गुरुभिस्तु विशेषेण भ्रष्टाः स्युस्तेऽन्यथा खलु ॥३२॥ मन्त्रोपदेशः कार्योऽतः पुंसा पुम्भ्यो हि केवलम् । स्वोपदिष्टस्त्रिया स्त्रीभ्यः कारणीयः स नान्यथा ॥३३॥ भर्त्राज्ञयैव नारी तु मन्त्रं दद्यात्सुवासिनी । स्त्रीभ्यस्तथा

પ્રસંગ સર્વત્ર વાસનેજ ઉપજાવનારો છે. મોટા બ્રહ્માદિક ઇશ્વરોને પણ આમ છે, તો કેવળ ઘરમાંજ આસક્ત રહેનારા ગ્રામ્ય-ક્ષુદ્ર માણસને થાય તેમાં કહેવાનુંજ શું ?' આ પ્રમાણે શ્રીશુકદેવજીએ નિશ્ચય કરીનેજ આ વચન કહેલું છે. આ હેતુથીજ પોતાનું હિત ઇચ્છનારા સર્વ મનુષ્યોએ તે પ્રસંગ સર્વથા ત્યાગ કરવો. ॥૨૬-૨૭॥ પૂર્વે સત્યાદિક યુગમાં પણ ધૈર્યયુક્ત એવાય પણ ઘણાક મહર્ષિઓ સ્ત્રીપ્રસંગથી પોતાની ઉત્તમ સ્થિતિ થકી ભ્રષ્ટતાને પામી ગયા છે. ॥૨૮॥ તેજ પ્રમાણે ધીરજવાળી અને બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિરતા પામેલી એવી ઘણીક સ્ત્રીઓ પણ પૂર્વે પુરૂષના પ્રસંગથી સ્વસ્થિતિથી ભ્રષ્ટતાને પામેલી છે. ॥૨૯॥ તો હાલ સમયમાં કામક્રોધથી ભરેલા આ તામસ કળિયુગમાં સ્ત્રીઓ અને પુરૂષોને પરસ્પર સંબંધ થયેથી બુદ્ધિ કેમ દૂષિત ન થાય ? થાયજ. ॥૩૦॥ હાલકાળમાં કેટલાક આચાર્યો પોતાના શિષ્યપણાને પામેલી સ્ત્રીઓમાં બહુધાપણે આસક્ત થયા થકા પૃથ્વી ઉપર દુર્દશાને પામી ગયેલા છે એમ સાંભળવામાં આવેછે. ॥૩૧॥ આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથીજ પોતાનું હિત ઇચ્છનારાઓએ સ્ત્રીપ્રસંગ અવશ્યપણે સર્વથા ત્યાગજ કરવો જોઇએ. અને તેમાંય જે ગુરૂપદ ઉપર રહેલા હોય તેમણે તો વિશેષપણે સાવધાની રાખીને તે સ્ત્રીપ્રસંગ ત્યાગજ કરવો જોઇએ. અને જો તે પ્રમાણે નથી કરતા તો તે જરૂર ભ્રષ્ટ [1] થાયછેજ. ॥૩૨॥ અને આ હેતુથીજ પુરૂષ જાતિના ગુરૂએ કેવળ પુરૂષશિષ્યોનેજ મંત્રોપદેશ કરવો. અને સ્ત્રીઓને પોતે ઉપદેશ કરેલી પોતાની સ્ત્રી પાસેજ તે મંત્રોપદેશ કરાવવો. પરંતુ-પોતે તો મંત્રોપદેશ કરવોજ નહિ. ॥૩૩॥

(હવે-તેમાં શંકા સમાધાન કરીને તે વાર્તાને દ્રઢ કરેછે-શંકા-' **न जातु मन्त्रदा नारी** ' એવું ભારદ્વાજ સંહિતાનું વાક્ય હોવાથી મન્ત્રોપદેશ કરવાનો સ્ત્રીઓને નિષેધ છે. તો તે મર્યાદાનું અતિક્રમણ થવામાં દોષનો સંભવ હોવાથી, સ્ત્રીઓ સ્ત્રીઓને કેમ

૧—આ વાર્તાનો વિસ્તાર—' **नारीणां नयनादेशः सुराणामपि दुर्जयः** '. ....આ વિગેરે પદ્મપુરાણનાં વાક્યોથી. તથા ' **गावो नवतृणानीव** ' એ વિગેરે ભારતનાં, તથા-'**गुरवः स्त्रीप्रसङ्गेन** ' એ વિગેરે વિબુધમોત્તરનાં, તથા '**नत्वङ्गप्रसृमसृष्टेषु** 'એ વિગેરે ભાગવતનાં વાક્યોથી યથાર્થપણે વિવેચન સાથે જાણી લેવો. ॥

न दोषः स्याद्दोषः स्यात्तदनाज्ञया ॥३४॥ पञ्चरात्रे नारदेन मन्त्रदीक्षाप्रसङ्गतः। निर्णितो ह्ययमेवार्थो हितायैव नृणामिह ॥३५॥ पतिरेव हि नारीणां दैवतं च गुरुर्मतः । न तदन्या देवतास्या न तदन्यो गुरुर्नृषु ॥३६॥ पतिव्रता धर्मरता या च पत्यैव दीक्षिता । सा तु दद्यात्कृष्णमन्त्रं स्त्रीभ्यः प्रणववर्जितम् ॥३७॥ कृष्णस्याष्टाक्षरो मन्त्रः स्त्रीभिर्ग्राह्यो गुरुस्त्रियाः । साध्वीधर्मच्युता स्त्री तु गुरुत्वे नार्हति क्वचित् ॥३८॥ धर्मस्थितापि या नारी यदैव विधवा भवेत् । तदा गुरुत्वहीना सा वन्दनीयैव केवलम् ॥३९॥ गुरुपत्नी गुरुः कार्यः स्त्रीभिर्नान्यः पुमान् क्वचित् । आपन्नाभिस्तथाऽसूर्यम्पश्याभिर्भवमुक्तये ॥४०॥ एवंविधानि वाक्यानि तत्र सन्ति बहून्यपि । भारतेऽपीदृशान्येव सन्ति वाक्यानि भूरिशः ॥४१॥ देवनद्यादिभिः पृष्टः स्त्रीधर्मान् शङ्करस्ततः । कथयामास ताभ्यस्तानुमया स्वोपदिष्टया ॥४२॥ न तु स्वयं तानवदत्ताद-

---

મંત્રોપદેશ કરે ? એ શંકાના સમાધાનમાં પંચરાત્રનું વાકય કહીને તેનો ઉત્તર આપેછે-)

સુવાસિની સ્ત્રી પોતાના પતિની આજ્ઞાથી જો સ્ત્રીઓને મંત્ર આપે તો તે સ્ત્રીને કોઇ પ્રકારનો દોષ છેજ નહિ. પરંતુ-જો પતિની આજ્ઞા સિવાય આપે, તો તો દોષ લાગે છેજ. ॥૩૪॥ પંચરાત્રમાં મંત્રદીક્ષાના પ્રસંગથી નારદમુનિએ મનુષ્યોના હિતને માટેજ આ બાબતમાં આજ અર્થ નિર્ણય કરીને નિશ્ચિત કરેલો છે. ॥૩૫॥ આ જગતમાં સ્ત્રીઓને પોતાનો પતિ એજ પરમ દૈવતરૂપ અને પરમગુરૂ માનેલો છે. કેમકે—એ સ્ત્રીઓને પોતાના પતિ સિવાય બીજો કોઇ દેવ નથી. અને મનુષ્યોમાં તે પતિ સિવાય બીજો કોઇ ગુરૂ પણ નથીજ.॥ ૩૬॥ જે સ્ત્રી પતિવ્રતા હોય, ધર્મમાં પ્રીતિવાળી હોય અને પોતાના પતિએજ દીક્ષા આપેલી હોય, તેજ સ્ત્રી બીજી સ્ત્રીઓને પ્રણવના ઉચ્ચારણ સિવાય કૃષ્ણનો મંત્ર આપે. ॥૩૭॥ માટે કૃષ્ણનો અષ્ટાક્ષર મંત્ર સ્ત્રીઓએ ગુરૂ-સ્ત્રી થકીજ ગ્રહણ કરવો. અને પતિવ્રતાધર્મ થકી ભ્રષ્ટ થયેલી સ્ત્રી તો કયારેય પણ ગુરૂપણાને યોગ્ય થતીજ નથી. ॥૩૮॥ તેમજ-જે સ્ત્રી સ્વધર્મમાં દ્રઢ રહેલી હોય તો પણ તે જ્યારે વિધવા થાયછે, ત્યારે ગુરૂપણાથી રહિત થયેલી તે સ્ત્રી કેવળ વંદન કરવા યોગ્યજ રહે છે, (પરંતુ-દીક્ષા આપવાને યોગ્ય નથી માનેલી. ) ॥૩૯॥ અને આપત્કાલને પામેલી સ્ત્રીઓએ, તથા સૂર્યદર્શન પણ નહિ પામનારી એવી રાજાઓના અંતઃપુરની સ્ત્રીઓએ, આ સંસારબંધનથી મુક્તિ પામવાને માટે ગુરૂપત્નીનેજ ગુરૂ કરવા, પણ તે સિવાય બીજા કોઇ પુરૂષને તો કયારેય પણ ગુરૂ નજ કરવા. ॥૪૦॥ હે પંડિતો! તે પંચરાત્ર શાસ્ત્રમાં આવા પ્રકારનાં ઘણાંક વાકયો છે. તેમજ ભારતમાં પણ આવા પ્રકારનાંજ ઘણાંક વાકયો છે. ॥૪૧॥ (એજ અર્થ ફરીથી દ્રઢ કરવાને માટે ભારતવાકયની સંમતિ બતાવીને સદાચાર પણ એવોજ છે એમ બતાવેછે-) પૂર્વે શંકરના પ્રત્યે દેવનદી-ગંગા આદિક સ્ત્રીઓએ સ્ત્રીધર્મો પૃછ્યા હતા. ત્યારે મહાદેવજીએ પોતે નહિ કહેતાં પોતે ઉપદેશ કરેલાં પોતાનાં પત્ની ઉમાદેવીની પાસે-દ્વારા તે સ્ત્રીઓને સ્ત્રીધર્મો કહ્યા હતા. આ પ્રમાણે તેવી ધર્મમર્યાદાને બાંધનારા -પ્રવર્તાવનારા સ્વયં સદાશિવજીએ તે સ્ત્રીઓને તે ધર્મો પોતે નહોતા કહ્યા. અને તેથીજ

क्तेतुनिवन्धनः । सत्या गीता यतो धर्माः सतीगीताभिधा मताः ॥४३॥ स्त्रिय एव गतिः स्त्रीणां चतुर्वर्गावबोधने । धर्मज्ञा च सुशीला या सान्या ग्धर्माद्युपादिशेत् ॥४४॥ मुक्तयेऽपि न कर्त्तव्यः पुम्प्रसङ्गस्तु सर्वथा । उभयोर्बन्धकृत्सङ्गो भवत्येव न मुक्तये ॥४५॥ एवमन्यानि वाक्यानि सन्त्यन्यत्रापि भूरिशः । तस्मात्स्वभार्ययैवैता दीक्षयामि न तु स्वतः ॥४६॥ एवं निश्चित्य स्वगुरुमधिगम्य तदाह सः । ततोऽतीव प्रसन्नेन गुरुणा सोऽनुमोदितः ॥४७॥ स्वनिकेतं समागत्य मर्यादां तामवन्धयत् । स्वस्त्रिया दीक्षयामास योषितः स ततोऽखिलाः ॥४८॥ स्थापिता धर्मदेवेन मर्यादैषा सनातनी । सप्रमाणा च सास्माभिः स्वीयेषु सम्प्रवर्त्यते ॥४९॥ स्त्रीपुंसगुरुताभेदे युष्माभिर्यः कृतो बुधाः ! । प्रश्नस्तस्य समाधानमिति जानीत निश्चितम् ॥५०॥ अथ, गृहस्थस्य कथम् त्यागिनां गुरुतेति वः । प्रश्नो यस्तत्समाधानं क्रियते ह्यवधार्यताम् ॥५१॥ गुरोः कर्त्तव्यता या सा प्रोक्ता निःश्रेयसाय हि । लौकिकव्यवहारार्थं न तु केवलम-

---

સતી–પાર્વતી દેવીએ કહેલા જે ધર્મો તે **'સતીગીતા'** એવા નામે પ્રસિદ્ધ માનેલા છે. ॥૪૨—૪૩॥ અને ધર્માદિક ચતુર્વર્ગને સમજાવવામાં સ્ત્રીઓની ગતિરૂપ સ્ત્રીઓજ માનેલી છે. માટે જે સ્ત્રી ધર્મના તત્ત્વને જાણનારી અને સુશીલા હોય તે બીજી સ્ત્રીઓને ધર્માદિકનો ઉપદેશ કરે. ॥૪૪॥ અને પુરૂષનો પ્રસંગ તો સ્ત્રીઓએ મોક્ષની પ્રાપ્તિને માટે પણ સર્વથા નજ કરવો. કારણ કે–સ્ત્રી–પુરૂષોનો પરસ્પર થયેલો પ્રસંગ બંનેયને બંધન કરનારોજ થાયછે. પણ મુક્તિને માટે થતો નથી. ॥૪૫॥ આજ અર્થને કહેનારાં બીજાં પણ ઘણાંક વાક્યો બીજા ગ્રંથોમાં છે, માટે હું મારી ભાર્યા–ભક્તિદેવીની પાસેજ આ સ્ત્રીઓને દીક્ષા અપાવું. પરંતુ–હું પોતે તો નહિજ આપું" ॥૪૬॥ આવો નિશ્ચય કરીને પોતાના ગુરૂ શ્રીરામાનંદમુનિની સમીપે જઇને તે પોતાનો વિચારપૂર્વકનો નિશ્ચય કહી બતાવ્યો, ત્યારે તેમના ઉપર અતિશેજ પ્રસન્ન થયેલા ગુરૂ શ્રીરામાનંદમુનિએ તે વાર્તામાં અનુમોદન આપ્યા થકા, પોતાને ઘેર આવીને તે મર્યાદાનું સ્થાપન કર્યું. અને તે પછી અમારા પિતા ધર્મદેવ તેમણે સર્વ મુમુક્ષુ સ્ત્રીઓને પોતાનાં પત્ની ભક્તિદેવીની પાસેજ દીક્ષા અપાવી. ॥૪૭–૪૮॥ આવી આ મર્યાદા અમારા પિતા શ્રી ધર્મદેવ તેમણેજ અમને શીખવાડેલી છે. અને તે મર્યાદા પંચરાત્રાદિક સચ્છાસ્ત્રોનાં પ્રમાણે સહિત અમે અમારા આ ઉદ્ધવ સમ્પ્રદાયમાં અમારા આશ્રિત જનોમાં પ્રવર્તાવીએ છીએ. ॥૪૯॥ (શ્રીહરિ કહેછે) હે પંડિતો ! સ્ત્રી–પુરૂષોમાં ગુરૂતા ભિન્ન ભિન્ન હોવાના સંબંધમાં તમોએ જે પ્રશ્ન કર્યો હતો, તેનું સમાધાન આ અમારાકહેવા પ્રમાણે તમે નિશ્ચયથીજ જાણો. ॥૫૦॥

હવે–ગૃહસ્થાશ્રમમાં રહેલાને ત્યાગાશ્રમવાળાઓની ગુરૂતા કેમ હોઇ શકે? એવો જે તમારો પ્રશ્ન છે તેનું સમાધાન અમે કરીએ છીએ તેને સાવધાની રાખીને શ્રવણ કરો. ॥૫૧॥ ગુરૂ જે કરવા તે તો પોતાના કલ્યાણને માટેજ કરવાના કહેલા છે, પણ કેવળ અજ્ઞાની જનોની માફક લૌકિક વ્યવહારને માટે નહિ. કેમકે–'तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम्'' તે હેતુ માટે ઉત્તમ–આત્યંતિક શ્રેયનો જીજ્ઞાસુ માણસ ગુરૂને શરણે જાય' ગુરૂ કરવાના સંબંધમાં આ વિગેરે અનેક વિધિવાક્યોનું તેવુંજ તાત્પર્ય જોવા–જાણ-

श्रवत् ॥५२॥ तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् । इत्यादिविधिवाक्यानां तथा तात्पर्यदर्शनात् ॥५३॥ ज्ञानप्राप्तिर्गुरोरेव स्यात्तया मुक्तिरीप्सिता । स गुरुर्ज्ञानसम्पन्नो धर्मनिष्ठश्च भक्तिमान् ॥५४॥ जितेन्द्रियो दयालुश्च हितकृत्सर्वथा नृणाम् । तदाश्रयेण लभ्येत ज्ञानं मुक्तिश्च संसृतेः ॥५५॥ चतुर्णामपि वर्णानां जन्मना ब्राह्मणो गुरुः । स चेदुक्तगुणैर्युक्तो विशेषेण गुरुर्मतः ॥५६॥ महाभागवतः श्रेष्ठो ब्राह्मणो वै गुरुर्नृणाम् । सर्वेषामेव लोकानामसौ पूज्यो यथा हरिः ॥५७॥ ब्राह्मणो जन्मना श्रेयान् सर्वेषां प्राणिनामिह । तपसा विद्यया तुष्ट्या किमु मत्कलया युतः ॥५८॥ इति कृष्णोक्तलक्ष्मा यः स हि श्रेयान् गुरुर्मतः । स एव श्रेयसे सर्वैः श्रयणीयो मुमुक्षुभिः ॥५९॥ स्ववर्णाश्रमधर्मांश्च वेदोक्तान् क्वापि न त्यजेत् । चतुर्वर्णाश्रमाणां स गृहस्थो ब्राह्मणो गुरुः ॥६०॥ शिष्यशाखानिबन्धश्च गृहस्थस्यैव सम्मतः । न तु त्यागवतः क्वापि निषेधस्त्वस्य वर्त्तते ॥६१॥ स्मृतिवाक्यं च भवति त्यागवान्न गुरुर्भवेत् । श्रीमद्भागवते साक्षादुक्तं भगवतापि हि ॥६२॥ न शिष्याननुबध्नीयाद्ग्रन्थान्नैवाभ्यसेद्बहून् । अतो वर्णी गृही त्यागी सर्वोऽपि गृहिणं भजेत् ॥६३॥ अतो ज्येष्ठाश्रमः प्रोक्तो गार्हस्थ्यं

વામાં આવેછે. ॥૫૨-૫૩॥ અને મનુષ્યોને જ્ઞાનની પ્રાપ્તિ ગુરૂ થકીજ થાયછે. અને તે જ્ઞાનપ્રાપ્તિથી ઇચ્છિત મુક્તિ મળેછે. તો તે જ્ઞાનદાતા ગુરૂ જ્ઞાનસમ્પન્ન, ધર્મનિષ્ઠ અને ભગવાનને વિષે ભક્તિમાન્ હોવા જોઇએ. ॥૫૪॥ તેમજ જીતેંદ્રિય, દયાળુ અને આશ્રિત જનોના હિતમાંજ સર્વથા તત્પર એવા હોવા જોઇએ. અને તેવા-સદ્ગુણસમ્પન્ન ગુરૂના આશ્રયથીજ આત્મા-પરમાત્માનું જ્ઞાન અને આ સંસૃતિ થકી મુક્તિ પણ પ્રાપ્ત થાયછે. ॥૫૫॥ બ્રાહ્મણ જાતિનો પુરૂષ ચારેય વર્ણનો જન્મથીજ-સહજ ગુરૂ માનેલો છે. અને તે વિપ્ર જો પૂર્વે કહેલા ગુણોથી સર્વથા સમ્પન્ન હોય, તો તે વિશેષપણેજ ગુરૂ માનેલો છે. ॥૫૬॥જુઓ-શ્રીમદ્ભાગવતમાં-આ લોકમાં સર્વ પ્રાણધારીઓના મધ્યે બ્રાહ્મણ જન્મથીજ અતિ શ્રેષ્ઠ છે, તો તે બ્રાહ્મણ તપ, વિદ્યા, સન્તોષ અને મારી ભક્તિ, તેણે જો યુક્ત હોય તો પછી તે શ્રેષ્ઠ છે એમાં કહેવાનુંજ શું ? તે તો સર્વથા શ્રેષ્ઠજ છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહેલાં લક્ષણવાળો જે બ્રાહ્મણ પુરૂષ હોય તે સર્વથી શ્રેષ્ઠ ગુરૂ માનેલો છે. અને તેજ ગુરૂ સર્વ મુમુક્ષુ-જનોએ પોતાના કલ્યાણ માટે આશ્રય કરવા યોગ્યજ છે. ॥૫૭-૫૮॥ વળી-વેદોક્ત એવા પોતાના વર્ણાશ્રમના ધર્મોનો ક્યારેય પણ ત્યાગ ન કરે તેવો ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ પુરૂષ ચારેય વર્ણ અને આશ્રમનો ગુરૂ માનેલો છે. ॥૫૯॥ અને વળી-શિષ્ય-શાખાઓ બાંધવી તે પણ ગૃહસ્થ ગુરૂનેજ માનેલી છે. પરંતુ-ત્યાગવાન પુરૂષને ક્યારેય શિષ્યશાખાઓ બાંધવી તે શાસ્ત્ર સમ્મત નથી, ત્યાગીને તો એ નિષેધજ કરેલો છે. ॥૬૦॥ અને 'त्यागवान्न गुरुर्भवेत्' 'ત્યાગી પુરૂષ પોતે ગુરૂ ન થાય' આવું સ્મૃતિવાક્ય પણ છે, તેમજ-શ્રીમદ્ભાગવતમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ કહ્યુંજ છે-' મોક્ષાર્થી એવો વિરક્ત ત્યાગી પુરૂષ શિષ્ય-પરંપરાને ન બાંધે, તેમજ મોક્ષમાં વિરોધી એવા ઘણા ગ્રંથોને પણ ન ભણે' માટે બ્રહ્મચારી, ગૃહસ્થ અને ત્યાગી, એ સર્વ મનુષ્યો ગૃહસ્થાશ્રમીનેજ ભજે-ગુરૂ કરે. ॥૬૧-૬૩॥ અને આ કારણથીજ

स्मृतिषु ध्रुवम् । त्रयाणामप्याश्रमिणां पितेव च गृही मतः ॥६४॥ सर्ववैष्णवमार्गेषु शिष्टाचारश्च तादृशः । प्रवर्तते साम्प्रतं च सत्यादिषु युगेष्वपि ॥६५॥ सनकाद्या नारदश्च ऋभुर्हंसोऽरुणिर्यतिः । सहस्रशो वालखिल्या ऋषयो ह्यकृतस्त्रियः ॥६६॥ अष्टाशीतिसहस्राणि ऋषयो ह्यूर्ध्वरेतसः । सर्वेऽप्येते त्यागिनोऽपि गृहिणं गुरुमाश्रयन् ॥६७॥ केचित्सङ्कर्षणं केचिद्ब्रह्माणं वरुणं शिवम् । योगीश्वरं वसिष्ठं च गुरुं सूर्यं च शिश्रियुः ॥६८॥ एतेषां चरितं तत्तत्पुराणादिषु दृश्यते । न चाश्रमविशेषो हि लिङ्गं गुरुपदे भवेत् ॥६९॥ न चाश्रमो द्वितीयस्तु गुरुत्वप्रतिरोधकः । याज्ञवल्क्यादयोऽप्यासन्गुरवो ब्रह्मदर्शिनः ॥७०॥ ब्रह्मनिष्ठा मुमुक्षुत्वं लक्षणं गुरुशिष्ययोः । सन्न्यास्यपि मुमुक्षुश्चेद्ब्रह्मनिष्ठं गुरुं श्रयेत् ॥७१॥ विचार्यते किञ्चिदत्र पक्षपातं विनोच्यताम् ।

સ્મૃતિઓમાં ગૃહસ્થાશ્રમને સર્વથી મોટો અને શ્રેષ્ઠ આશ્રમ કહેલો છે. અને નિશ્ચેજ બ્રહ્મચારી આદિક ત્રણેય આશ્રમીઓના પિતાને તુલ્યજ એ ગૃહસ્થાશ્રમી માનેલો છે. ॥૬૪॥ અને સર્વ વૈષ્ણવ–માર્ગોમાં–સમ્પ્રદાયોમાં શિષ્ટાચાર પણ તેવોજ છે. અને તે શિષ્ટાચાર હાલ સમયમાં તેમજ પ્રથમથીજ સત્યાદિક યુગોમાં પણ એજ પ્રમાણે પ્રવર્તેલો છે. ॥૬૫॥ ( પૂર્વના તે શિષ્ટાચારને કહી બતાવેછે–) સનકાદિકો, નારદમુનિ, ઋભુ, હંસ, અરૂણિ અને યતિ, આ બધા મહર્ષિઓ સ્ત્રીઓ પરણ્યા સિવાયના હતા. તે તથા હજારો હજાર વાલખિલ્ય ઋષિઓ. અને ઉર્ધ્વરેતસ એવા શૌનકાદિક અઠયાશી હજાર ઋષિઓ, આ સર્વ ઋષિઓ પોતે ત્યાગી હતા તો પણ ગૃહસ્થાશ્રમી ગુરૂનેજ આશર્યા હતા. તેમાંના કેટલાક સંકર્ષણને આશર્યા હતા, કેટલાક બ્રહ્માને, વરૂણને, શંકરને, યોગીશ્વર–યાજ્ઞવલ્કયને, તથા વસિષ્ટને, દેવગુરૂ–બૃહસ્પતિને, તથા સૂર્યને, એમ જુદા જુદા સમયમાં ગૃહસ્થ ગુરૂઓને તે તે સમયના મનુષ્યો આશર્યા હતા. ॥૬૬–૬૮॥ અને આ સર્વનું ચરિત્ર તે તે ભાગવતાદિક પુરાણો વિગેરેમાં જોવા–જાણવામાં આવેછે. માટે હે પંડિતો ! કોઇ પણ અમુકજ આશ્રમ ગુરૂપદની યોગ્યતાને જણાવનારો નથી. ॥૬૯॥ તેમજ–બીજો–ગૃહસ્થાશ્રમ ગુરૂપણાની યોગ્યતાનો પ્રતિબંધક પણ નથી. કેમકે–યાજ્ઞવલ્કયાદિક બધા ગૃહસ્થાશ્રમીજ બ્રહ્મદર્શી ગુરૂઓ હતા. ॥૭૦॥ અને બ્રહ્મનિષ્ઠા એ ગુરૂનું મુખ્ય લક્ષણ છે. અને મુમુક્ષુતા એ શિષ્યનું મુખ્ય લક્ષણ છે. માટે પોતે સંન્યાસી–ચતુર્થાશ્રમી હોય તો પણ જો તે મુમુક્ષુ હોય તો બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂ પોતે ગૃહસ્થાશ્રમી હોય તો પણ તેનો આશ્રય કરે. (એમાં કોઇ બાધ છેજ નહિ. ) ॥૭૧॥

હવે–શ્રીહરિ કહેછે– હે પંડિતો! આ વિષયમાં આપણે કંઇક વિચારીએ. તમે પક્ષપાત સિવાય કહેજ્યો. કે–આશ્રમથી અથવા તો વર્ણથી જે શ્રેષ્ઠ હોય તેનો ગુરૂ થવાને માટે, તેનાથી અવર–નીચા આશ્રમનો અથવા નીચા વર્ણનો મનુષ્ય યોગ્ય નથી. એમાં ખરૂં કારણ શું છે ? અને એક વર્ણાશ્રમનીજ અપેક્ષાથી પ્રવર્તતાં એવાં વેદાદિકનાં પઠન પાઠન વિગેરે તથા યજ્ઞયાગાદિક ક્રિયાઓમાં પ્રવર્તવું એ વિગેરેમાં તો ગુરૂ શિષ્યને માટે આ શ્રેષ્ઠ કનિષ્ઠનો વિચાર હોઇ શકે, પરંતુ– આ દીક્ષાવિષયમાં તો સંસારથી કંટાળેલો એવો જે કોઇ મુમુક્ષુજન હોય તે સર્વ શિષ્યજ કહેવાય. અને જે કોઇ પુરૂષ પોતે આત્મ-

आश्रमाद्वर्णतो वा यो वरस्तस्यावरस्तु यः ॥७२॥ स गुरुर्भवितुं नार्ह इत्यस्मिन् किन्तु कारणम् । वर्णाश्रमैकसापेक्षविद्याकर्म प्रवर्त्तते ॥७३॥ वरावरविमर्शोऽयं स्यान्नाम गुरुशिष्ययोः । मुमुक्षुर्यस्तु निर्विण्णः स शिष्यः सर्व एव हि ॥७४॥ ब्रह्मदर्शी भवेद्यस्तु स गुरुस्तस्य तापहृत् । न च विप्रैकनियता सा चेयं ब्रह्मदर्शिता ॥७५॥ न चाश्रमविशेषैकनियता श्रूयते क्वचित् । त्र्यन्ताध्ययनैकान्तं न च तत् दर्शनं यतः ॥७६॥ भक्तिप्रकर्षसम्भूतं सर्वत्रैव प्रदृश्यते । काश्चिदेव तु विद्या हि त्र्यन्तपथसंश्रुताः ॥७७॥ नाना विद्या हि सा प्रोक्ता याऽपरोक्षस्वरूपिणी । क्षत्रियादप्यधिगता ब्रह्मविद्या द्विजैरपि ॥७८॥ गृहस्थादपि विद्येयं प्राप्ता सन्न्यासिभिः पुरा । वैराग्यतो विविदिषा ततः सन्न्यासमाविशन् ॥७९॥ अजातब्रह्मविज्ञानो गुरुमन्विष्य गच्छति । जानश्रुतिः प्राप रैक्वमनाश्रमिणमाश्रमी ॥८०॥ तदेवं सति निष्पन्नपरमभक्तिः परो गुरुः । ऋते च न परां भक्तिमन्यद्दर्शनसाधनम् ॥८१॥ उच्यते च विशेषोऽत्र दीक्षाग्रहणवर्त्मनि ।

તત્ત્વના સાક્ષાત્કારવાળો બ્રહ્મદર્શી હોય તે તેનો ત્રિવિધ તાપ– સંતાપને હરનારો ગુરૂજ માનેલો છે. અને આ બ્રહ્મદર્શિતા તે એક બ્રાહ્મણ જાતિના મનુષ્યમાંજ હોય એમ કાંઇ નિયમ નથી. તેમજ–કોઇ પણ એક આશ્રમનાજ મનુષ્યમાં હોય એમ પણ ક્યાંઇ ક્યારેય સાંભળવામાં આવતું નથી. કારણ કે–આત્મસાક્ષાત્કારપૂર્વક તે બ્રહ્મદર્શન કાંઇ વેદત્રયીના શિરોભાગ રૂપ વેદાન્તભાગના કેવળ અધ્યયનમાત્રથીજ પ્રાપ્ત થતું નથી. ॥૭૨–૭૬॥ પરંતુ–તે આત્મા–પરમાત્માના સાક્ષાત્કારરૂપ બ્રહ્મદર્શન તો ભગવદ્ભકિતના પ્રકર્ષથીજ સિદ્ધ થયેલું સર્વત્ર જોવા–જાણવામાં આવે છે. અને વેદાન્તમાર્ગમાં પ્રસિદ્ધ એવી કેટલીક બ્રહ્મવિદ્યાઓ નાના–અનેક પ્રકારની કહેલી છે. કે જે બ્રહ્મવિદ્યા અપરોક્ષસ્વરૂપવાળી છે. આવી સાક્ષાત બ્રહ્મવિદ્યા પૂર્વે બ્રાહ્મણ જાતિના મનુષ્યોએ પણ ક્ષત્રિયજાતિના પુરૂષ થકી પ્રાપ્ત કરેલી છે. તેમજ પૂર્વે કેટલાક સંન્યાસીઓએ આ બ્રહ્મવિદ્યા ગૃહસ્થાશ્રમી પુરૂષ થકી પણ પ્રાપ્ત કરેલી છે. કેમકે–સંસારમાંથી વૈરાગ્ય થયા પછીજ આત્મતત્ત્વને જાણવાની ઇચ્છા થાયછે. તે ઇચ્છાથી પોતે સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરેછે. પણ સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવા માત્રથીજ કાંઇ બ્રહ્મવિજ્ઞાન સિદ્ધ થતું નથી. તેથી પોતે સંન્યાસી હોવા છતાં પણ બ્રહ્મવિદ્યાને માટે ગુરૂને શોધીને તેમને શરણે જાયછે. જુઓ–પૂર્વે જાનશ્રુતિ રાજા પોતે આશ્રમી હોવા છતાં અનાશ્રમી એવા રૈક્વને શરણે ગયા હતા. ॥૭૭–૮૦॥ માટે આ પ્રમાણે નિશ્ચય હોવાથી જે પુરૂષને પરમ ભકિતયોગ સિદ્ધ થયેલો હોય તેજ ગુરૂ થવાને યોગ્ય માનેલો છે અને પરમાત્માને વિષે પરા ભકિત થયા સિવાય તે બ્રહ્મદર્શનનું બીજું કોઇ સાધન છેજ નહિ. (ભાવાર્થ એ છે કે–શમદમાદિક સાધનસંપન્ન થઇને દેહત્રયથી વિવિક્ત આત્મદર્શનપુરઃસર પરબ્રહ્મની પરા ભકિતમાં નિષ્પન્ન થયેલા હરકોઇ પુરૂષ ગુરૂ થવાને યોગ્ય છેજ. અને વિવિધ વિચિત્ર અનેક વિટમ્બનાઓથી ભરેલા કેવળ કલેશમય સંસારથી નિર્વેદ પામીને શાશ્વત પરમ શાન્તિને ઇચ્છનારો હરકોઇ જીજ્ઞાસુ માણસ શિષ્યભાવને પામેલોજ જાણવો. આજ ગુરૂશિષ્યની ખરી વ્યાખ્યા જાણવી.) ॥૮૧॥ હવે– દીક્ષા ગ્રહણ કરવાના માર્ગમાં–વિધાનમાં વિશેષ–જાણવા યોગ્ય અવાન્તર ભેદ કહી

काषायवस्त्रकुण्ड्यादि बाह्यचिह्नं त्वशेषतः । गृह्णीयात्त्यागिनस्त्यागी न तद्द्याद्गृही क्वचित् ॥८२॥ श्रेयस्करं कृष्णमन्त्रं गृह्णीयाद्गृहिणो गुरोः । अत्र प्रमाणवाक्यं च सापेक्षं चेदुदीर्यते ॥८३॥ वर्णी गृही वनी वापि त्यागी बहुविधोऽपि यः । गृह्णीयाद्गृहिणो मन्त्रं कृष्णस्यैव विमुक्तये ॥८४॥ अनन्यभक्तः कृष्णस्य स्वधर्मेष्वचलस्थितिः । स एव हि गुरुः श्रेयानितरस्त्याज्य आशु च ॥८५॥ एवं तृतीयरात्रे हि पञ्चरात्रे बहून्यपि । वचांसि सन्ति चान्यानि विष्णुधर्मोत्तरादिषु ॥८६॥ इत्युक्तास्ते ततः किञ्चिद्विचार्योचुः पुनर्हरिम् । आस्तां गुरुविचारोऽयं पृच्छयमन्यच्छिशम्यताम् ॥८७॥ युष्मन्मार्गे त्यागिजनैः सूत्रं सन्धार्यतेऽखिलैः । अत्र प्रमाणवचनं युष्माभिः किन्तु निश्चितम् ॥८८॥ जात्या विप्रास्तु ये तेषां न शङ्का सूत्रधारणे । संस्कृतानां क्षत्रविशामपि युक्तं च तत्खलु ॥८९॥ असंस्कृता धर्महीना नाम्ना क्षत्रादयस्तु ये । तेषां तदुचितं नैव शूद्रजातेश्च सर्वथा ॥९०॥ विप्रजातेश्च विहितं

એ છીએ–દીક્ષા ગ્રહણ કરનાર ત્યાગી પુરૂષ કાષાય વસ્ત્રો અને કમંડળુ આદિક સર્વ બાહ્ય ચિહ્નો તો ત્યાગી–ગુરૂ થકીજ ગ્રહણ કરે. પણ તે બાહ્ય ચિહ્નો ગૃહસ્થ ગુરૂ ક્યારેય પણ ન આપે. ॥૮૨॥ અને આત્યંતિકી મુક્તિને આપનારો કૃષ્ણમંત્ર તો ગૃહસ્થ ગુરૂ થકીજ ગ્રહણ કરે. આ વિષયમાં જો તમારે પ્રમાણ–વચનની જરૂર હોય તો અમે કહીએ છીએ–॥૮૩॥ બ્રહ્મચારી, ગૃહાશ્રમી, વાનપ્રસ્થ, અથવા બીજા પણ અનેક પ્રકારથી ત્યાગાશ્રમમાં રહેલા હોય, તે સર્વ તેમણે પોતાની મુક્તિને માટે કૃષ્ણનો મહામંત્ર ગૃહસ્થ ગુરૂ થકીજ ગ્રહણ કરવો. ॥૮૪॥ અને શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત અને સ્વધર્મમાં અચળ સ્થિતિવાળાં એવા જે (વાસ્તવિક) ગુરૂ હોય તેજ ગુરૂ શ્રેષ્ઠ છે. અને તેવા ન હોય તે ગુરૂ તો તુરતજ ત્યાગ કરવા યોગ્ય છે.॥૮૫॥ આ પ્રમાણે પંચરાત્ર શાસ્ત્રમાં તૃતીય રાત્રમાં તથા પંચમ રાત્રમાં પણ ઘણાંક વચનો છે. તેમજ વિષ્ણુધર્મોત્તરાદિક ગ્રંથોમાં પણ બીજાં ઘણાંક વચનો છે. ( માટે અમે અમારા સંપ્રદાયમાં જે પદ્ધતિ–મર્યાદા સ્થાપન કરેલી છે. તે યથાશાસ્ત્ર અને સર્વોત્તમ સનાતન ધર્મમર્યાદાને અનુસરીનેજ પ્રવર્તાવેલી છે. ॥૮૬॥ આ પ્રમાણે શ્રીહરિએ કહેલા તે પંડિતો તે પછી કંઇક મનમાં વિચાર કરીને ફરીથી શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યા–આ ગુરૂ સંબંધી વિચાર રહેવા દ્યો. અને હવે અમારે બીજું પૂછવું છે તે સાંભળો ! ॥૮૭॥ હે શ્રીહરે ! તમારા સમ્પ્રદાયમાં સર્વ ત્યાગીજનોએ સૂત્ર–ઉપવીત ધારવામાં આવેછે, તો એમા તમોએ શું પ્રમાણવચન નિશ્ચય કરેલું છે. ॥૮૮॥ કેમકે–જે જાતિથીજ વિપ્રો હોયછે તેમને તો સૂત્ર–ઉપવીત ધારવામાં કાંઈ શંકાજ નથી. તેમજ–સંસ્કાર પામેલા ક્ષત્રિયવૈશ્યોને પણ તે સૂત્ર ધારવું તે યુક્તજ છે.॥૮૯॥ પરંતુ–સંસ્કાર નહિ પામેલા અને ધર્મે રહિત જે કેવળ નામનાજ ક્ષત્રિયાદિક હોય તેમને તો તે યોગ્ય નથીજ. તેમજ શૂદ્રજાતિના મનુષ્યોને તો તે સર્વથા અયોગ્યજ છે. ॥૯૦॥ અને વળી હે શ્રીહરે ! કાષાય વસ્ત્ર ધારણ કરવાનું તે પણ વિપ્રજાતિના મનુષ્યોનેજ કહેલું છે. પણ સર્વ વર્ણના મનુષ્યોને તો તે નથીજ કહ્યુ. માટે તેમાં પણ અમને સંશયજ છે. (યતિધર્મપ્રકાશમાં–

काषायाम्बरधारणम् । न तु सर्वस्य तत्रापि संशयोऽस्माकमस्ति हि ॥९१॥ इति पृष्टो वादिविप्रैर्हरिकृष्णः प्रतापवान् । उच्चैरुवाच सर्वज्ञः सर्वे शृण्वन्तु मद्वचः ॥९२॥ युष्माभिरिह विद्वद्भिः सम्यक्पृष्टं सुबुद्धिभिः । लोकसंशयनाशार्थं न किञ्चाविदितं तु वः ॥९३॥ द्विजानामेव विहितं स्मृत्यादौ सूत्रधारणम् । नैकजातेः क्वचित्तद्धि युष्माभिः सत्यमुच्यते ॥९४॥ न हि शास्त्रोदितो मार्गोऽस्माभिरुल्लंघ्यते क्वचित् । द्विजत्वं दृश्यते यत्र तेभ्यस्तद्दीयते खलु ॥९५॥ त्रैवर्णिकजनो नूनं संस्काराद्द्विज उच्यते । संस्कृतस्यात्मजो यः स्यात्संस्कारस्तस्य वैदिकः ॥९६॥ असंस्कृतक्षत्रविशां कुलजानां तु नैव सः । वैष्णव्या दीक्षया तेषां संस्कारस्तान्त्रिको मतः ॥९७॥ सच्छूद्राणामपि तथा तत्र ग्रन्थेषु वर्त्तते । तान्त्रिकेन विधानेन न दोषः सूत्रधारणे ॥९८॥ अधिकारविभेदेन प्रवृत्तस्तान्त्रिको विधिः । वैदिकेन विरोधोऽस्य नास्त्येतद्व्यक्तमुच्यते ॥९९॥ दीक्षाविशेषाङ्गतया तदिदं सूत्रधारणम् । तान्त्रिकेन विधानेन प्राप्तं न

'काषायं ब्राह्मणस्योक्तं नान्यवर्णस्य कस्यचित्' આવુંજ વચન છે. તથા વિશ્વેશ્વર-પદ્ધતિમાં પણ– 'मोक्षाश्रमे सदा प्रोक्तं धातुरक्तं तु योगिनाम्' આ પ્રમાણે મોક્ષાશ્રમમાંજ ધાતુરંજીત વસ્ત્ર ધારવાનું કહેલું છે. તો તમારા સમ્પ્રદાયમાં કાષાય વસ્ત્ર દરેકને કેમ ધારણ કરાવોછો ? એ સંશય છે. ). ॥૯૧॥

આ પ્રમાણે વાદીવિપ્રોએ પૂછેલા મહાપ્રતાપી અને સર્વજ્ઞ એવા શ્રીહરિકૃષ્ણ ભગવાન ઉંચે સ્વરેથી કહેવા લાગ્યા–હે પંડિતો ! તમે સર્વ અમારૂં વચન સાંભળો ! ॥૯૨॥ રૂડી બુદ્ધિવાળા તમો વિદ્વાનોએ આ સભામાં સર્વ લોકોનો સંશય નાશ કરવા માટે ઠીક પૂછ્યું. કેમકે–તમારે વિદ્વાનોને તો કંઇ અવિદિત હોયજ નહિ. ॥૯૩॥ સ્મૃતિ આદિક ધર્મશાસ્ત્રમાં દ્વિજાતિઓનેજ સૂત્ર ધારણ કરવાનું કહેલું છે. પણ એકજાતિના મનુષ્યને ક્યારેય સૂત્રધારણનું વિધાન નથી. તે હકીકત તમે સત્યજ કહોછો. ॥૯૪॥ અને હે પંડિતો ! ધર્મશાસ્ત્રમાં કહેલો સન્માર્ગ અમો ક્યારેય પણ ઉલ્લંઘતા નથીજ. પરંતુ-જેમાં અમે દ્વિજત્વ જોઇએ છીએ, તેમનેજ તે સૂત્ર–ઉપવીત ધારણ કરાવીએ છીએ. ॥૯૫॥ બ્રાહ્મણાદિક ત્રણ વર્ણનો મનુષ્ય વૈદિક સંસ્કાર પ્રાપ્ત થવાથી દ્વિજ કહેવાયછેજ. અને એ પ્રમાણે સંસ્કાર પામેલા દ્વિજાતિનો જે આત્મજ–પુત્ર હોય તો તેને પણ વૈદિક સંસ્કાર કરાવવામાં આવેછે. ॥૯૬॥ શુદ્ધ માતા પિતા થકી સત્કુળમાં જન્મ પામેલા એવા ક્ષત્રિય–વૈશ્યોને તો તે સૂત્રધારણનો વૈદિક સંસ્કાર કરાવવામાં નથી આવતો. પણ તેમને તો વૈષ્ણવી દીક્ષાને લીધે પંચરાત્રાદિક શાસ્ત્રમાં કહેલો તાન્ત્રિક સંસ્કારવિધિ માનેલો છે. ॥૯૭॥ અનેતે તંત્રશાસ્ત્રમાં તો સચ્છૂદ્રોને પણ વૈષ્ણવી દીક્ષાને અંગે તાન્ત્રિક સંસ્કાર માનેલો છે. માટે તેમને તાન્ત્રિક વિધાનથી સૂત્ર ધારણ કરવામાં કોઇ પ્રકારનો દોષ છેજ નહિ. ॥૯૮॥ અને અધિકારના ભેદથી આ પ્રમાણેનો તાન્ત્રિક વિધિ પ્રવર્તેલો છે. માટે આ તાન્ત્રિક વિધિનો વૈદિક વિધિની સાથે વિરોધ છેજ નહિ. એ સ્પષ્ટતાથી કહેવામાં આવ્યું છે. ॥૯૯॥

માટે આ સૂત્રધારણ દીક્ષાવિશેષ–વૈષ્ણવી દીક્ષાના અંગપણે તાન્ત્રિકવિધાનથી પ્રાપ્ત

स्मृतिनोदितम् ॥१००॥ तत्र मन्वादिभिस्तावद्द्विजातिकुलजन्मनाम् । मौञ्जीबन्धनसंस्कारः स्वाध्यायाङ्गं विधीयते ॥१०१॥ तत्तदङ्गतया प्राप्तमुपवीतस्य धारणम् । द्विजो वा स्याद्द्विजो वा मुमुक्षुर्यो भवेन्नरः ॥१०२॥ तस्याधिकारो दीक्षायां दीक्षाङ्गं सूत्रधारणम् । नैव स्मृतिव्यवस्थाया बाधकं स्यात्कदाचन ॥१०३॥ अङ्गाङ्गिभावभेदेन न व्यर्थं न च बाधकम् । वर्णाश्रमोचिता धर्मा मन्वादिभिरुदीरिताः ॥१०४॥ अविशेषेण कर्तव्याः श्रेय इच्छद्भिरात्मनः । नैतावता मुमुक्षूणां सिद्ध्येन्नैःश्रेयसं तु यत् ॥१०५॥ निःश्रेयसैकान्ततया या दीक्षा विहिताऽऽगमैः । मुमुक्षुभिः परिग्राह्या दीक्षाङ्गमपि यद्भवेत् ॥१०६॥ वर्णाश्रमादिधर्माणां नैतत्स्यादुपमर्दकम् । यस्य यज्ञोपवीतं तु संस्काराङ्गतयाऽऽगतम् । तदेव दीक्षाङ्गभावं तदानीं विधृतं नवम् ॥१०७॥ इतरस्य तु दीक्षाङ्गमपूर्वं तद्विधीयते । अतो विरोधशङ्कायां नावकाशोऽत्र वर्त्तते ॥१०८॥ अयं दीक्षाविधिस्तावत् पञ्चरात्रे प्रदृश्यते । इदमद्य मया तत्र प्राधान्येन निरूप्यते ॥१०९॥ प्रसिद्धा पाञ्चरात्रेऽस्ति भारद्वाजाख्यसंहि-

---

થાયછે. પણ સ્મૃતિરૂપ ધર્મશાસ્ત્રપ્રણીત નથી. ॥૧૦૦॥ તેમાં–ધર્મશાસ્ત્રમાં મનુ આદિક સ્મૃતિકારોએ દ્વિજાતિકુળમાં જન્મ પામેલા પુરૂષોને સ્વાધ્યાયના અંગભૂત મૌંજીબંધન સંસ્કાર કરવાનો કહેલો છે. ॥૧૦૧॥ અને તે હેતુથીજ તેના અંગપણે કરીને ઉપવીતનું ધારણ પ્રાપ્ત થાય છે. અને જે મુમુક્ષુ પુરૂષ હોય તે તો દ્વિજ હોય કે અદ્વિજ–દ્વિજથી ભિન્ન હોય, તો પણ તેને મુમુક્ષુતાને લીધે વૈષ્ણવી દીક્ષામાં અધિકાર છેજ. અને તે દીક્ષાના અંગભુત સૂત્રધારણ પણ છેજ. અને દીક્ષાના અંગભૂત આ સૂત્રધારણ સ્મૃતિવિહિત વર્ણવ્યવસ્થામાં કોઇ પ્રકારે ક્યારેય પણ બાધ કરનારૂં થતુંજ નથી. ॥૧૦૨-૧૦૩॥ અને દીક્ષાની સાથે અંગ-અંગિભાવ હોવાથી એ સૂત્રધારણ વ્યર્થ પણ નથી. તેમજ–વર્ણધર્મનું બાધક પણ નથી. અને મનુ આદિક ધર્મશાસ્ત્રકારોએ વર્ણાશ્રમને ઉચિત જે ધર્મો કહેલા છે. તે ધર્મો પોતાનું શ્રેય ઇચ્છનારા જનોએ સર્વસામાન્ય રીતે અવશ્ય પાલન કરવાજ જોઇએ. પરંતુ–કેવળ વર્ણાશ્રમના ધર્મના અનુષ્ઠાનથી મુમુક્ષુજનોનું જે આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય છે તે તો સિદ્ધ થતું નથી. માટેજ આત્યંતિકી મુક્તિ એજ એક ફળ જેનું છે એવા હેતુથી આગમશાસ્ત્રોએ જે વૈષ્ણવી દીક્ષા કહેલી છે. તે દીક્ષા મુમુક્ષુ જનોએ સર્વ પ્રકારે ગ્રહણ કરવી. અને તે દીક્ષાના અંગભૂત સૂત્રધારણ વિગેરે જે જે વિહિત હોય તે પણ કરવું. ॥૧૦૪-૧૦૬॥ અને આ પ્રમાણે જે કરવું તે વર્ણાશ્રમાદિકના ધર્મોનું ઉપમર્દક–બાધ કરનારૂં થતું નથી. કારણ કે–જે દ્વિજાતિ વિગેરેને યજ્ઞોપવીતનું ધારણ કરવું તે મૌંજીબંધન વિગેરે સંસ્કારના અંગપણે પ્રાપ્ત થયેલું હોય, તો તેજ યજ્ઞોપવીત દીક્ષાના અંગભાવથી તે સમયમાં નવું ધારણ કરવાનું છે એમ જાણવું. અને સંસ્કાર નહિ પામેલાને તો તે યજ્ઞોપવીત દીક્ષાના અંગભૂત અપૂર્વ–નવુંજ ધારણ કરવાનું જાણવું. અને આવી વ્યવસ્થા હોવાથીજ આ સૂત્રધારણમાં પરસ્પર વિરોધ-બાધ્યબાધકભાવની શંકાનો પણ અવકાશ નથી. ॥૧૦૭-૧૦૮॥

ता। अध्यायेऽस्या द्वितीये हि श्रूयते विस्तरेण तु ॥११०॥ विधिः सामान्यदीक्षाया विशिष्टायास्तथैव च। साङ्गोपाङ्गो यत् क्रमेण दीक्षां प्राप्तः पुमान्भुवि ॥१११॥कृष्णैकान्तिकतां प्राप्य मुच्यते संसृतेर्भयात् । सा संहिता प्रमाणं नो दीक्षायामौद्धवाध्वनि ॥११२॥ वच्मो विशेषदीक्षाया मतो यो नारदेन तम् । इत्यादिग्रन्थसन्दर्भे प्रोक्ते त्रैवर्णिकान् प्रति ॥११३॥ दद्याद्यज्ञोपवीतं स्वप्रवरग्रन्थिसंयुतम् । इतीदं वचनं तत्र श्रूयतेऽङ्गविधायकम् ॥११४॥ वर्णाश्रमविधिप्राप्तधर्मान्नीचोच्चभेदकात् । तीव्रवैराग्यजनितमुमुक्षैकाधिकारका ॥११५॥ जातिभेदाभिमानोत्थदुरहङ्कारनाशिनी । सेयं वैष्णवदीक्षा हि प्रकृष्टा परिकीर्त्यते ॥११६॥ सम्प्राप्य दैक्षं जन्मेदं मुच्यते जात्यहंकृतेः । सद्धर्मपालनेनैव ततो मुक्तिं प्रयाति च ॥११७॥ एवं द्वितीयरात्रे हि सन्ति वाक्यानि भूरिशः । विज्ञानोपनिषत्संज्ञसंहितायां भवन्ति च ॥११८॥ भारते शिववाक्यानि ह्यनुशासनपर्वणि । शतोत्तरैकचत्वारिंशाध्यायस्थान्यथ ब्रुवे ॥११९॥ एतैश्च कर्मभिः शुद्धैर्न्यूनजातिकुलोद्भवः । शूद्रोऽप्यागमसम्पन्नो द्विजो भवति सत्कृतः ॥१२०॥ कर्मभिः शुचिभि-

---

આ સઘળો દીક્ષાવિધિ પંચરાત્રરૂપ તંત્રશાસ્ત્રમાં પ્રસિદ્ધપણે જોવામાં આવેછે. એજ દીક્ષાવિધિ હમણાં અમો અમારા સંપ્રદાયના દીક્ષાવિધાનમાં પ્રધાનપણે નિરૂપણ કરીએ છીએ. ॥૧૦૯॥ પંચરાત્રમાં ભારદ્વાજ નામે પ્રસિદ્ધ સંહિતા છે. એ સંહિતાના બીજા અધ્યાયમાં આ દીક્ષાવિધિ વિસ્તારથી સાંભળવામાં આવેછે. ॥૧૧૦॥ અને તેમાં સામાન્યદીક્ષાનો વિધિ સાંગોપાંગ કહેવામાં આવ્યોછે. જે દીક્ષાને અનુક્રમે કરીને પામેલો પુરૂષ આ પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણના એકાંતિક ભક્તપણાને પામીને આ સંસૃતિના ભય થકી મુકાય છે. હે પંડિતો ! તે ભારદ્વાજ સંહિતા અમારા ઉદ્ધવ સંપ્રદાયમાં વૈષ્ણવી દીક્ષા આપવામાં પ્રમાણભૂત છે. ॥૧૧૧-૧૧૨॥ તે સંહિતામાં–'**वच्मो विशेषदीक्षाया मतो यो नारदेन तम्**'' હવે નારદજીએ વિશેષદીક્ષાનો જે વિધિ માનેલો છે તે વિધિ અમે કહીએ છીએ–' એ આદિક વચનોથી ત્રૈવર્ણિક મનુષ્યોના પ્રત્યે જે ગ્રન્થસંદર્ભ–ગ્રંથનો અમુક ભાગ કહેવામાં આવ્યો છે. તે સન્દર્ભમાં આ પ્રમાણે કહ્યું છે–' વૈષ્ણવી દીક્ષાને અંગે પોતાના પ્રવરની ગ્રંથિએ યુક્ત એવું યજ્ઞોપવીત આપે–આપવું ' આવું વચન તે દીક્ષાના અંગભૂત વિધિને કહેનારૂં તે સંહિતામાં સાંભળવામાં આવેછે. ॥૧૧૩-૧૧૪॥ ( અને તે પછી વૈષ્ણવી દીક્ષાનું મહત્વ કહેવા માટે આ પ્રમાણે કહેછે. ) ઉચ્ચનીચ ભેદ જેમાં છે એવા વર્ણ અને આશ્રમને અનુસારે વિધિપૂર્વક પ્રાપ્ત થયેલા ધર્મોથી–ધર્માચરણ કર્યા પાછીથી, તીવ્ર વૈરાગ્યથી થયેલી એવી મુમુક્ષાવાળા મનુષ્યોનેજ એક અધિકાર જેમાં છે. અને બ્રાહ્મણાદિક જાતિભેદને લીધે ઉત્પન્ન થતા દુરહંકારને નાશ કરનારી આવી મહત્વવાળી તે વૈષ્ણવી દીક્ષા સર્વ ધર્મ કરતાં અતિ શ્રેષ્ઠ માનેલી છે. માટે વૈષ્ણવી દીક્ષાનું ગ્રહણ કરવારૂપ અપૂર્વ જન્મ પામીને બ્રાહ્મણાદિક જાતિથી ઉત્પન્ન થતા સર્વ સદ્ધર્મોનું પાલન કરવાથીજ આત્યંતિકી મુક્તિને પામે છે. ॥૧૧૫-૧૧૭॥ (શ્રીહરિ કહે છે ) આ પ્રમાણે દ્વિતીય રાત્રમાં ઘણાંક વાક્યો છે, તેમજ વિજ્ઞાનોપનિષત

देवि ! शुद्धात्मा विजितेन्द्रियः । शूद्रोऽपि द्विजवत्सेव्य इति ब्रह्मानुशासनम् ॥१२१॥ एभिश्च कर्मभिर्देवि ! शुभैराचरितैस्तथा । शूद्रो ब्राह्मणतां यातीत्यादिवाक्यानि सन्ति हि ॥१२२॥ हरिभक्तिविलासे च वचनं तत्त्वसागरे । दीक्षितस्य द्विजत्वेऽस्ति तच्च वच्मि निशम्यताम् ॥१२३॥ यथा काञ्चनतां याति कांस्यं रसविधानतः । तथा दीक्षाविधानेन द्विजत्वं जायते नृणाम् ॥१२४॥ नाममन्त्रप्रतापोक्तौ श्रीमद्भागवतेऽपि च । हीनजातेर्जातिशुद्धिः कथितास्ति निशम्यताम् ॥१२५॥ दौष्कुल्यमाधिं विधुनोति शीघ्रं महत्तमानामभिधानयोगः । कुतः पुनर्गृणतो नाम तस्य महत्तमैकान्तपरायणस्य ॥१२६॥ एतेषां वचनानां तु न भावो वर्णविप्लवे । वर्णोत्कर्षापकर्षाभ्यां मान्यतामान्यते न हि ॥१२७॥ एतद्दीक्षाविधिं प्राप्तो वर्णतो ह्यवरोऽपि सन् । विप्रवन्माननीयोऽयं न

નામે સંહિતા ગ્રંથમાં પણ ઘણાં વાક્યો આજ અર્થને કહેનારાં છે. ॥૧૧૮॥ હવે-ભારતમાં અનુશાસન પર્વમાં એકસો ને એકતાળીશ ૧૪૧ મા અધ્યાયમાં સાક્ષાત્ પાર્વતીના પ્રત્યે શંકરનાં વચનો છે. તે અમે કહીએ છીએ- ॥૧૧૯॥

(શંકર કહેછે-) "આ પૂર્વે કહેલાં શુભ કર્મ વડે શુદ્ધ થયેલો,-ન્યૂન જાતિમાં હલકા કુળમાં જન્મેલો શૂદ્ર હોય, તો પણ આગમ શાસ્ત્રમાં કહેલી દીક્ષાએ યુક્ત થકો સત્કાર કરેલો-સત્કાર કરવા યોગ્ય દ્વિજ થાયછે. ॥૧૨૦॥ હે દેવિ ! શુદ્ધ એવાં વિહિત કર્મોથી શુદ્ધ મનવાળો થયેલો અને ઇન્દ્રિયોને વિશેષપણે જીતનારો શૂદ્ર હોય તો પણ દ્વિજની પેઠેજ સેવવા-માનવા પૂજવા યોગ્ય થાયછે. એમ પોતે બ્રહ્માએજ કહેલું છે. ॥૧૨૧॥ અને હે દેવિ! આ કહેલાં એવાં શુભ કર્મોથી, તથા બ્રાહ્મણની પેઠેજ આચરણ કરેલાં શમદમાદિક સત્કર્મોથી, શૂદ્ર હોય તો પણ તે બ્રાહ્મણપણાને પામેછે," એ આદિક વાક્યો છે. ॥૧૨૨॥

વળી-હરિભક્તિવિલાસ ગ્રન્થમા કહેલાં તત્ત્વસાગર ગ્રન્થનાં વચન, દીક્ષા પામેલા હરકોઇ મનુષ્યને દ્વિજત્વ પ્રાપ્ત થવાના વિષયમાં છે. તે વચન અમે કહીએ છીએ તેને સાંભળો! "જેમ કાંસુ નામનો ધાતુ પારદસંયોગથી અથવા કોઇ ઔષધિના રસસંયોગથી કાંચનપણાને પામેછે, તેજ પ્રમાણે મનુષ્યો નેવૈષ્ણવી દીક્ષાના વિધાનથી દ્વિજત્વ[1] પ્રાપ્ત થાયછે." ॥૧૨૩-૧૨૪॥ અને હે પંડિતો! શ્રીમદ્ભાગવતમાં પણ નામમંત્રનો પ્રતાપ કહેવાના પ્રસંગે હીન જાતિના મનુષ્યને પણ જાતિશુદ્ધિ થાયછે એમ કહેલું છે તે સાંભળો! ॥૧૨૫॥ "ભગવદ્ભક્ત એવા મહત્તમ-મહાત્મા પુરૂષોનો નામોચ્ચારણ જેટલો સંબંધ પણ દુષ્કુળતા અને મનની હરકોઇ પીડા તેને તુરતજ-નામ લેતાની સાથેજ નાશ કરી નાખેછે, તો મહત્તમ એવા ભગવદ્ભક્તોના એક પરમ આશ્રયરૂપ તે શ્રીહરિ ભગવાનના નામમંત્રનું ઉચ્ચારણ-જપ વિગેરે કરનારા પુરૂષની દુષ્કુળતા અને મનઃપીડા સુતરાં નાશ કરે તેમાં કહેવુંજ શું?" (તે તો કરેજ એ વિના કહ્યેજ સિદ્ધ છે.) ॥૧૨૬॥ વળી-આવાં વચનોનો અભિપ્રાય સનાતન એવી વર્ણવ્યવસ્થાનો વિપ્લવ કરવામાં તમે સમજશોજ નહિ. કારણ કે-આ જગતમાં માન્યતા-અમાન્યતાનો નિયમ વર્ણથી ઉત્કર્ષ કે અપકર્ષને લીધે છેજ નહિ. (માન્યતાનો નિયમ તો ગુણયોગને લીધેજ છે.) ॥૧૨૭॥ માટે આ વૈષ્ણવી

૧—શૂદ્રો પણ દીક્ષાવિધાનથી દ્વિજત્વને પામેછે એ વિષયનો વિસ્તાર શ્રીમદ્રામાનુજાચાર્ય તેમણે કરેલા-દિવ્યસૂરિચરિત વિગેરે ગ્રન્થમાંના રહસ્યસંગ્રહમાંથી જાણી લેવો.

कार्या वर्णभेदधीः ॥१२८॥ स्थूले वपुषि यः कश्चिद्वर्णो भवतु तेन किम् । आभ्यन्तरे सूक्ष्मदेहे बुद्धिप्राणादिलक्षणे ॥१२९॥ ब्राह्मण्यमस्य संसिद्धं तस्मान्मान्यतमस्त्वसौ । दीक्षाप्रसङ्गतः प्रोक्ता स्मार्त्तधर्माद्विशिष्टता ॥१३०॥ तथा च दीक्षाङ्गतया युक्तं सूत्रस्य धारणम् । यज्ञोपवीतं गुरुणा देयं दीक्षावते ततः ॥१३१॥ पुराण आदिवाराहे श्रीवराहो धरां प्रति । एतद्विविच्याकथयत्तद्वचोऽपि निशम्यताम् ॥१३२॥ भूषितालंकृतं कृत्वा विष्णुमन्त्रेण दीक्षितम् । दद्याद्यज्ञोपवीतं च नवसूत्रयुगं तथा ॥१३३॥ नादीक्षिताय दातव्यमुपवीतं कदाचन । दीक्षितायैव दातव्यमुपपन्नाय नान्यथा ॥१३४॥ एवं प्रमाणवाक्यानि सन्तीत्ते सूत्रधारणे । अतः प्रमाणसहितं दीक्षायां सूत्रमर्प्यते ॥१३५॥ को नाम ? संशयो ह्यत्र जायते विदुषां हि वः । यच्च काषायवस्त्रे प्रश्नः श्रव्यं तदुत्तरम् ॥१३६॥ कषायो गैरिकः प्रोक्तस्तद्रक्तं वसनं तु यत् । काषायं धारणं तस्य

---

દીક્ષાના વિધાનને પામેલો પુરૂષ વર્ણથી અવર જાતિનો હોય તો પણ તેને વિષે વર્ણભેદની બુદ્ધિ કરવીજ નહિ. કેમકે-સ્થૂળ શરીરમાં ગમે તે વર્ણ હોય તેથી શું ? તેના બુદ્ધિપ્રાણાદિક તત્ત્વના સંઘાતરૂપ આભ્યન્તર સૂક્ષ્મ શરીરમાં તો તેને દીક્ષાવિધાનાદિક ગુણયોગને લીધે બ્રાહ્મણ્ય સંસિદ્ધ થયેલુંજ છે. માટે તે તો અતિશેજ માનવા-પૂજવા યોગ્ય છે. અને આ પ્રમાણે સ્મૃતિવિહિત ધર્માનુષ્ઠાન કરનાર બ્રાહ્મણાદિક કરતાં પણ જે વિશેષતા કહેવામાં આવીછે. તે વૈષ્ણવી દીક્ષાના વિધાનયોગને લીધેજ છે એમ જાણવું. ॥૧૨૮-૧૩૦॥ માટે એવી રીતે વૈષ્ણવી દીક્ષાના અંગપણે કરીને યજ્ઞોપવીતનું ધારણ કરવું તે યોગ્યજ છે. તો દીક્ષા આપનારા ગુરૂએ દીક્ષા લેનાર પુરૂષને દીક્ષા લીધા પછી તે દીક્ષાના અંગ તરીકે યજ્ઞોપવીત આપવું-ધારણ કરાવવું. ॥૧૩૧॥ વળી-આ વાર્તા આદિવારાહ પુરાણમાં શ્રીવરાહ ભગવાને ધરાદેવીના પ્રત્યે વિવેચન કરીને કહેલી છે, તે વચન પણ સાંભળો ! ॥૧૩૨॥ "વિષ્ણુ-ભગવાનના મંત્રથી દીક્ષા આપેલા શિષ્યને યથાયોગ્ય ભૂષિત અને અલંકૃત કરીને તે મંત્રદાનની પેઠેજ સૂતરના નવતંતુયુક્ત યજ્ઞોપવીત આપે-પહેરાવે. ॥૧૩૩॥ અને દીક્ષા પામ્યા સિવાયનાને તો યજ્ઞોપવીત ક્યારેય પણ આપવુંજ નહિ. પણ સર્વથા શરણે આવેલાને અને દીક્ષા આપેલાનેજ યજ્ઞોપવીત આપવું. પરંતુ-અદીક્ષિતને તો ક્યારેય નજ આપવું." ॥૧૩૪॥ હે પંડિતો ! દીક્ષિત થયેલાને સૂત્ર-યજ્ઞોપવીત ધારણ કરવામાં આ પ્રમાણે પ્રમાણભૂત ઘણાં વાક્યો છે. માટે આ પ્રમાણ સાથેજ અમે વૈષ્ણવી દીક્ષામાં સૂત્ર-યજ્ઞોપવીત ધારણ કરાવીએ છીએ. (પરંતુ-પ્રમાણ સિવાય કોઇ પ્રકારે મનઃકલ્પનાથી કલ્પી કાઢેલો એવો શાસ્ત્રાધાર સિવાયનો અમારો દીક્ષાવિધિ છે, એમ તો તમે ક્યારેય માનશોજ નહિ.) ॥૧૩૫॥ અને તમે તો સર્વ શાસ્ત્રને જાણનારા છો. તો તમોને વિદ્વાનોને આ સૂત્રધારણના વિષયમાં શો સંશય થાય છે ? (સાધારણ માણસો પણ સમજી શકે એવા સામાન્ય સરલ વિષયમાં પણ તમને વિદ્વાનોને શું આટલું બધું મહત્ત્વવાળું શાસ્ત્રવિરૂદ્ધ જણાયછે ? જેથી મનમાં મોટો સંશય માનીને આ પ્રમાણે બોલોછો. એમ શ્રીહરિ ઉપાલંભ સાથે કહીને સમજાવેછે.) હવે કાષાય વસ્ત્રના ધારણ વિષે જે તમોએ પ્રશ્ન પૂછ્યો હતો તેનો ઉત્તર સાંભળો ! ॥૧૩૬॥ કષાય શબ્દથી ગૈરિક નામે ધાતુ કહેલો છે, તે ધાતુ ગિરિમાં પાકતો ખનિજ પદાર્થ હોવાથી

**विप्रजातेरुदीरितम् ॥१३७॥ अस्मन्मते तु नह्यास्ति किन्त्वीपद्रक्तया मृदा । रक्तं वासस्त्यागिजनैर्धार्यते कोऽत्र संशयः ? ॥१३८॥ इदं च दीक्षाङ्गतया धारणं रक्तवाससः ।**

ગૈરિક એવા નામે પ્રસિદ્ધ છે. માટે તે કષાય રંગથા રંગેલું વસ્ત્ર **કાષાય** એમ કહેવાય-છે. તે કાષાય વસ્ત્રનું ધારણ વિપ્ર જાતિના સંન્યાસીઓ હોય તેમણેજ કરવું, એમ તમે શાસ્ત્રવચનના બળથી કહોછો. પરંતુ-અમારા સમ્પ્રદાયમાં તો તે કાષાય વસ્ત્રનું ધારણ છેજ નહિ. કેમકે અમારા સમ્પ્રદાયમાં તો સર્વ ત્યાગીજનો લાલ રંગની મૃત્તિકાથીજ રંગેલાં વસ્ત્ર ધારણ કરેછે. તો તેમાં તમને શો સંશય થાયછે ? ॥૧૩૭-૧૩૮॥

(આ વિષયમાં શાસ્ત્રનો અભિપ્રાય સમજ્યા સિવાય, અથવા તો વિપરીત સમજીને આક્ષેપ કરવામાં આવ્યોછે, તો તેમાં જાણવા યોગ્ય કેટલોક સારાંશ જણાવીએ છીએ- પંડિતોએ પૂછેલા પ્રશ્નનો તો ઉત્તર શ્રીહરિએ આપ્યો, પરંતુ-શ્રીહરિ પંડિતોએ કહેલાઅર્થમાં શંકા કરેછે.-'**यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्**' આ શ્રુતિમાં ત્રણેય વર્ણના મનુષ્યને સાધારણપણે સંસારમાંથી વિરક્તિ થવાની સાથેજ પ્રવ્રજન કરવાનું કહે છે.'**त्रयाणां वर्णानां वेदमधीत्य चत्वार आश्रमाः**' આ સૂત્રકારના વચનમાં ત્રણેય વર્ણના મનુષ્યને વેદ ભણ્યા પછી ચારેય આશ્રમનો અધિકાર અવિશેષપણે બતાવ્યોછે. '**ब्राह्मणः क्षत्रियो वापि वैश्यो वा प्रव्रजेद्गृहात्**' આ સ્મૃતિવાક્યમાં પણ ત્રણેય વર્ણને સંન્યાસનો અધિકાર સ્પષ્ટ કહેવામાં આવ્યોછે. તો જ્યારે સંન્યાસનો અધિકાર છે, ત્યારે સંન્યાસને ઉચિત કાષાય વસ્ત્ર ધારવામાં શો બાધ છે ? જો બ્રાહ્મણ સિવાય બીજાઓને સંન્યાસનોજ અધિકાર નથી, એમ કહો તો તે તો ત્રણેય વર્ણને સરખી રીતેજ વિધાન કરેછે. અને વળી સંન્યાસ ગ્રહણમાં મુખ્ય હેતુ તો વૈરાગ્યજ બતાવ્યો છે. બ્રાહ્મણ હોય અને તેને વૈરાગ્ય ન હોય તોય શું તેણે સંન્યાસ લઇ શકાશે ? અને ક્ષત્રિયને તથા વૈશ્યને જો વૈરાગ્ય થાય તો પણ શું તેણે સંન્યાસ ન લેવો ? માટે સંન્યાસમાં વર્ણ કરતાં વૈરાગ્યનેજ મુખ્ય કારણ કહેવાનો શાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય છે. તેથી જેને વૈરાગ્ય થાય તે સંન્યાસ ગ્રહણ કરે. અને સંન્યાસ ગ્રહણ કરનારને કષાય કમંડળુ વિગેરે જે જે ઉચિત અને ઉપયોગી વસ્તુ હોય તેને રાખે-ધારણ કરે, એ સ્વાભાવિક છે. માટે મુખ્ય ચર્ચા તો બ્રાહ્મણ સિવાયનાને સંન્યાસમાં અધિકાર છે કે કેમ ? એ વિષય ઉપર હોવી જોઇએ. તો તેમાં તો વૈરાગ્યજ મુખ્ય કારણ બતાવેછે. માટે તેમાં તો ચર્ચા કે શંકાનો અવકાશ પણ નથી. માટે હે પંડિતો ! આ પ્રમાણે અનેક શાસ્ત્રના અભિપ્રાયને સમજ્યા સિવાય કેવળ એકજ- '**काषायं ब्राह्मणस्योक्तम्**' એવું વચન અવલંબીને આક્ષેપ કરોછો. તે તમારૂં ડહાપણ અનેક **શાસ્ત્રાનભિજ્ઞત્વને** સૂચવનારૂં જણાયછે. અને અમારા સમ્પ્રદાયમાં તો એ ચર્ચાનો અવકાશજ નથી. કેમકે અમે તો વૈષ્ણવી દીક્ષાને અંગે ધારવા યોગ્ય વસ્ત્ર રંગવામાં **રામપુરા** ગામ પાસે પૃથ્વીમાંથી નીકળતી લાલ મૃત્તિકાજ માનેલીછે.)

અને વળી-આ રક્ત વસ્ત્રનું ધારણ દીક્ષાના અંગપણે કરીને કરવાનું છે, એમ તો તે પંચરાત્ર શાસ્ત્રમાં તેજ સંહિતામાં આ પ્રમાણે કહ્યુંછે-"શરણે આવેલા એ દીક્ષા લેનાર

संहितायां स्फुटं तस्यां तत्रैवेत्थमुदीरितम् ॥१३९॥ गुरुस्तस्मै प्रपन्नाय कौपीने वाससी मृदा। रक्तया रञ्जिते 'कन्थां दद्यात्त्याग्यधिकारि यत् ॥१४०॥ सन्यासाङ्गतया यत्तु काषायाम्बरधारणम्। अविप्रस्य निषिद्धं तत् सन्न्यासानधिकारतः। दीक्षाविशेषाङ्गतया धारणे बाधकं न हि॥१४१॥ गृहस्त्रीवित्तपुत्रादि त्यक्त्वा वैराग्यवेगतः। सन्ति तद्वासनाहीनास्त्यागिनस्तेन ते मताः ॥१४२॥ कृपालुरत्वादिभिः सर्वैः कृष्णोक्तैः साधुलक्षणैः। सम्पन्नत्वात्साधवश्च सन्तश्चेत्यपि कीर्तिताः॥१४३॥ स्वजातिगोत्रममतां हित्वैते कृष्णमाश्रिताः। तस्मादच्युतगोत्राश्च प्रोक्ता भागवतास्तथा ॥१४४॥ आर्षभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि। निर्मानमोहः परमहंससंज्ञो ह्यवर्त्तत ॥१४५॥ तथैते दुर्जनकृतं गालिदानाद्युपद्रवम्। ग्रामान्निष्कासनं क्वापि सहन्ते ताडनादि च॥१४६॥ निर्मानमत्सरोद्वेगा निर्ममा निरहंकृताः। जितेन्द्रियाश्च निःस्वादा दूरापास्तधनस्त्रियः ॥१४७॥ केवलं भगवन्निष्ठा नवधाभक्तितत्पराः। वर्त्तन्तेऽतश्च परमहंसाख्याः क्वापि

શિષ્યને, ગુરૂ પોતે બે કૌપીન આપે. તથા લાલ મૃત્તિકાથી રંગેલાં બે વસ્ત્રો આપે. અને તેવીજ એક કન્થા–ગોદડી આપે. કારણ કે–તે ત્યાગી થયેલો હોવાથી તેનો અધિકારી છેજ. માટે ત્યાગીને અધિકારવાળી જે જે વસ્તુઓ ઉપયોગી અને ઉચિત હોય તે સર્વ વસ્તુઓ આપે." પરંતુ સંન્યાસના અંગ તરીકે જે કાષાય વસ્ત્રનું ધારણ છે, તે તો બ્રાહ્મણ જાતિ સિવાયનાને સંન્યાસમાં અધિકાર નહિ હોવાથી તે સંન્યાસાશ્રમને અંગે ભલે તે નિષિદ્ધ હોય, પણ વૈષ્ણવી દીક્ષાને અંગે તે ધારણ કરવામાં કોઈ પ્રકારનો બાધ છેજ નહિ.॥૧૩૯-૧૪૧॥ અને અમારા જે સાધુઓ છે, તે તો તીવ્ર વૈરાગ્યના વેગથી ગૃહ, સ્ત્રી, દ્રવ્ય અને પુત્રાદિકનો પરિત્યાગ કરીને તે સ્ત્રીઆદિકની વાસનાથી રહિત વર્તેછે. તેથી તે **ત્યાગી** એવા શબ્દથી કહેવાતા ભગવદ્ભક્ત સાધુપુરૂષો માનેલા છે. ॥૧૪૨॥ અને 'કૃપાલુરકૃતદ્રોહઃ' એ આદિક શ્રીકૃષ્ણ ભગવાને કહેલા સાધુલક્ષણોથી સમ્પન્ન હોવાથી સાધુ એવા શબ્દથી તથા સત્–સન્ત, એવા શબ્દથી પણ કહેવામાં આવેછે. ॥૧૪૩॥ અને પોતાની જાતિની તથા ગોત્રની મમતા તજી દઈને એ સાધુઓ શ્રીકૃષ્ણને દ્રઢ આશરેલા છે. માટે તે **અચ્યુત-ગોત્રી** તથા **ભાગવત** એવા નામે કહેવામાં આવેછે.॥૧૪૪॥ અને પૂર્વે ઋષભદેવના પુત્ર જડ–ભરત પૃથ્વી ઉપર જેમ જડ–વિપ્ર થઈને, માન અને મોહથી રહિતપણે પરમહંસ નામે વર્તતા હતા. તેજ પ્રમાણે આ અમારા સાધુઓ પણ દુર્જન પુરૂષોએ કરેલા ગાલિપ્રદાનાદિક ઉપદ્રવને સહન કરેછે. તેમજ ક્યારેક તો ગામમાંથી બહાર કાઢી મુકવા, તથા તાડન કરવું, એ વિગેરે કષ્ટને પણ સહન કરેછે.॥૧૪૫ ૧૪૬॥ અને વળી-માન, મત્સર અને બીજાઓને ઉદ્વેગ થાય એવું આચરણ એ આદિક દોષોથી રહિત, અહંતા અને મમતાએ પણ રહિત, જીતેન્દ્રિય અને નિઃસ્વાદપણે વર્તનારા, તથા ધન અને સ્ત્રીનો તો દૂરથીજ ત્યાગ કરનારા. તથા કેવળ ભગવત્સ્વરૂપમાંજ નિષ્ઠાવાળા અને શ્રવણાદિક નવધા ભક્તિમાં તત્પર વર્તનારા એવા આચાર–વિચાર વાળા એ સંતો હોવાથી સર્વ પ્રકારે એક પરમેશ્વરજ જેમને ઉપાસના કરવા યોગ્ય છે, માટે **પરમહંસ** એવા નામથી પણ ક્યારેક

कीर्तिताः ॥१४८॥ एवमस्मत्सम्प्रदायप्रश्नानामुत्तरं कृतम् । अन्यश्चेत्संशयस्तर्हि पुनः प्रश्नो विधीयताम् ॥१४९॥ ततः स नृपतिः प्राह विद्वद्विप्रानशेषतः । कस्यचित्किमपि ह्यस्मै पृच्छयं चेत्स्वामिने यदि ॥१५०॥ भवेन्मनसि तद्येद्य निःशङ्कं स तु पृच्छतु । अयमेव हि युष्माकं संशयोच्छेदने प्रभुः ॥१५१॥ ततः केचित्पप्रच्छुस्ते विद्वांसस्ते भवन्मते । पूर्वं गुरुं परित्यज्य कुर्वन्त्यन्यं गुरुं जनाः ॥१५२॥ गुरोः स्वस्य परित्यागे दोषः शास्त्रेषु दृश्यते । अयुक्ताचरणे त्वत्र प्रमाणं चेदुदीर्यताम् ॥१५३॥ पूज्यानां देवतानां च बहुत्वं भवतां मते । वर्त्ततेऽथो मतेऽन्येषामेकैवास्तीष्टदेवता ॥१५४॥ तस्मादयुक्तमेतद्य क्रियते किम्प्रमाणकम् ?। अन्यच्च युष्मदाचार्य उद्धवः परिकीर्त्तितः ॥१५५॥ आचार्यस्तु स एव स्याद्व्याख्यां कुर्याद्धि यः स्वयम् । सर्वेषां व्याससूत्राणां कुर्याद्ग्रन्थांश्च नूतनान् ॥१५६॥ ततो दिग्विजयं कृत्वा लभेताचार्यतापदम् । एतल्लक्षणहीनस्य कथमाचार्यता भवेत् ? ॥ १५७ ॥ किञ्चान्याचार्यरचितग्रन्थप्रामाण्यमात्मनः । सम्प्रदाये न केनापि ह्याचार्येणोपपादितम् ॥१५८॥ भवतां तु तदस्तीति सम्प्रदाये

કહેવામાં આવેછે. ॥૧૪૭-૧૪૮॥ શ્રીહરિ કહેછે-હે પંડિતો ! આ પ્રમાણે અમારા સમ્પ્રદાય સંબંધી તમોએ કરેલા પ્રશ્નોના ઉત્તર અમોએ કર્યા. હવે જો બીજો કોઇ સંશય હોય તો ફરીથી બીજો પ્રશ્ન પૂછો ! ॥૧૪૯॥ ત્યારે તે સભામાં બેઠેલા સિંહજીત્ મહારાજા પોતે સર્વ વિદ્વાન બ્રાહ્મણોને કહેવા લાગ્યા-"આ શ્રીસહજાનંદસ્વામીને જો કોઇને કંઇ પણ મનમાં પૂછવાનું હોય, તો તે હમણા-સભામાંજ નિઃશંકપણે પૂછો ! કેમકે-આ શ્રીસ્વામિનારાયણજ તમારા સર્વના સંશય ટાળવામાં અતિ સમર્થ છે." ॥૧૫૦-૧૫૧॥
ત્યારે કેટલાક વિદ્વાનો તે શ્રીહરિને પૂછવા લાગ્યા-હે સ્વામિન્ ! તમારા મતમાં તમારા આશ્રિત જનો પ્રથમ કરેલા ગુરૂનો પરિત્યાગ કરીને અન્ય-ગુરૂનો આશ્રય કરેછે. ॥૧૫૨॥ તો પોતાના ગુરૂનો [1]ત્યાગ કરવામાં શાસ્ત્રમાં દોષ કહેલો છે. માટે પૂર્વગુરૂના પરિત્યાગ રૂપ આવા અયુક્તાચરણમાં જો શાસ્ત્ર પ્રમાણ હોય તો અમને કહી બતાવો ! ॥૧૫૩॥ વળી તમારા મતમાં પૂજ્ય દેવતાઓનું બહુપણું છે. અને બીજાઓના મતમાં તો ઇષ્ટ-દેવતા એકજ માન્ય હોયછે માટે આવું અયુક્ત તમે ક્યા શાસ્ત્રના પ્રમાણથી કરોછો ? અને વળી બીજું--તમારા આચાર્ય ઉદ્ધવજી કહેલા છે. તો આચાર્ય તો તેજ થઇ શકે, કે જે- પોતે સર્વ વ્યાસસૂત્રોની અપૂર્વ વ્યાખ્યા-ભાષ્ય કરે. અને નવા ગ્રન્થો પણ બનાવે. અને તે પછી પોતાના સિદ્ધાન્તનો નવો પ્રચાર કરતા થકા દુનીઆંમાં ફરીને દિગ્વિજય કરે. તે આચાર્ય-પદને પામે, પરંતુ-આવા ગુણો સિવાય તમારા ઉદ્ધવાચાર્યને આચાર્ય કેમ કહોછો ? ॥૧૫૪-૧૫૭॥ અને વળી અન્ય આચાર્યોએ રચેલા ગ્રન્થોનું પ્રામાણ્ય પોતાના સમ્પ્રદાયમાં કોઇ પણ આચાર્ય તેમણે ઉપપાદન કર્યું નથી. ॥૧૫૮॥

૧-પૂર્વ ગુરૂનો પરિત્યાગ ન કરવો એવું શંકાનિરાસ ગ્રંથમાં આદિત્ય--પુરાણનું વચન છે-'अविद्यो वा सविद्यो वा गुरुरेव जनार्दनः । स्वमार्गस्थोऽप्यमार्गस्थो गुरुरेव सदा गतिः' ॥ એ આદિક વચનોથી ગુરૂનો મહિમા, તેમજ તેમનો ત્યાગ ન કરવો એ વિગેરે ગુરૂ વિષે ઘણું કહેવામાં આવ્યું છે.

स्वतन्त्रता । नास्तीति भाति नस्तस्मादत्र दातव्यमुत्तरम् ॥१५९॥ अथ नारायणमुनि-स्तानुवाच निशम्यताम् । युष्माभिः सम्यगेवेदं पृष्टं वच्मि तदुत्तरम् ॥१६०॥ ज्ञानार्थ-मात्मपरयोर्गुरुः कार्य इति स्थितिः । ज्ञानं च तस्मादादात्व्यं स च त्याज्यो न कर्हिचित् ॥१६१॥ इति शास्त्रानुसाराद्वा गतानुगतिकत्त्वतः । पारम्पर्येण वा कश्चिद्गुरुत्त्वेन वृतो यदि ॥१६२॥ स कामलोभक्रोधाद्यैर्यथेष्टाचरणे रतः । धर्मं भक्तिं च दम्भेन दर्शयन्वञ्च-येद्यदि ॥१६३॥ तर्ह्यसौ सेवितोऽप्यन्नवित्तदानादिना मुहुः । शिष्यस्वाज्ञाननाशादि किन्नु? कार्यं प्रसाधयेत् ॥१६४॥ अथ शास्त्रोक्तसकलगुरुलक्षणवान् गुरुः । यदि कश्चि द्भवेत्तस्य शिष्याः स्युश्चातिधार्मिकाः ॥१६५॥ तर्ह्युत्पथस्थं तं त्यक्त्वा तत्त्वज्ञानोपल-ब्धये । गुरोरन्यस्याश्रयणे दोषः कुत्रापि नेक्ष्यते ॥१६६॥ किन्त्वत्र गुण एवायमाभा-सस्य विवर्जनात् । विहाय रजताभासं गुणो हि रजताश्रये ॥१६७॥ ज्ञानप्राप्त्यै गुरु-र्यस्तु कर्त्तव्यः स तु सर्वथा । सम्पन्न एव कर्त्तव्यः स्वधर्मज्ञानभक्तिभिः॥१६८॥ श्रोत्रियं ब्रह्मनिष्ठं च समित्पाणिरुपाश्रयेत् । शिष्यो गुरुमिति प्रोक्तं मुण्डकोपनिषद्यपि ॥१६९॥

---

અને તમારા સમ્પ્રદાયમાં તો અન્ય આચાર્યોએ રચેલા ગ્રન્થોનુ પ્રમાણ્ય છે. માટે તમારા સમ્પ્રદાયમાં સ્વતન્ત્રતા-"સ્વતંત્રપણે સ્વપ્રતાપ અને સ્વબુદ્ધિબળથી પ્રવર્તાવેલો તમારો સમ્પ્રદાય" નથી એમ અમને જણાયછે, માટે એનો ઉત્તર આપો ! ॥૧૫૯॥

આ પ્રમાણે તે વાદી-પંડિતોએ કરેલા ચાર પ્રશ્નો સાભળ્યા પછી શ્રીનારાયણમુનિ ભગવાને તે પંડિતોને કહ્યુ કે-હે પંડિતો ! સાભળો ! તમોએ આ બહુજ સારૂ પૂછ્યુ છે. તેનો ઉત્તર અમે કહીએ છીએ-॥૧૬૦॥ આ લોકમાં આત્મા-પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન સમ્પાદન કરવા માટેજ ગુરૂ કરવા જોઇએ એમ વસ્તુસ્થિતિ છે. અને તે ગુરૂ થકી જ્ઞાન સમ્પાદન કરવું અને તે જ્ઞાનદાતા ગુરૂનો ત્યાગ ક્યારેય ન કરવો. ॥૧૬૧॥ હવે આ શાસ્ત્રવાક્યને અનુસારે, અથવા તો ગતાનુગતિકપણે એક બીજાની દેખા દેખીએ, અથવા તો પરમ્પરાના સબંધથી જો કોઇને ગુરૂ તરીકે સ્વીકાર્યા હોય. અને તે ગુરૂ કામ, લોભ અને ક્રોધાદિક દોષને લીધે જો યથેષ્ટાચરણમાં પ્રીતિવાળા થઇને પ્રવર્તે. અને ધર્મ-ભક્તિ આદિક ગુણોને દંભથી પોતાને વિષે જણાવીને જો મનુષ્યોને ઠગે; તો તેવા ઠગારા ગુરૂને અન્ન અને દ્રવ્યાદિક વાર વાર આપી આપીને સેવન કરે, તો પણ તે ગુરૂ શિષ્યોના અજ્ઞાનનાશ વિગેરે કાર્યને શુ સિદ્ધ કરે? નજ કરે ! અને તેવા સમયમાં જો શાસ્ત્રમાં કહેલાં સર્વ ગુરૂનાં લક્ષણોથી સમ્પન્ન એવા કોઇ ગુરૂ હોય. અને તેમના શિષ્યો પણ અતિ ધર્મિષ્ટ હોય, તો પૂર્વગુરૂનો પરિત્યાગ કરી દઇને ધાર્મિકજનો તો તે(સત્ય)ગુરૂનાજ શિષ્યો થઇ જાયછે. માટે અધર્મને માર્ગે ચાલતા એવા તે ગુરૂનો પરિત્યાગ કરીને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે બીજા ગુરૂનો આશ્રય કરવામા કોઇ પણ શાસ્ત્રમાં કે લોકમાં પણ દોષ છેજ નહિ પરંતુ-ઉલટો તે આભાસરૂપ-ખોટા ગુરૂનો ત્યાગ કરવાથી લાભજ થાયછે. જેમ આભાસરૂપ રજતનો ત્યાગ કરીને સત્ય રજત ગ્રહણ કરવામા પ્રત્યક્ષ લાભ છે તેમ. માટે જ્ઞાનપ્રાપ્તિને અર્થે જે ગુરૂ કરવા તે તો સ્વધર્મ, જ્ઞાન અને ભક્તિ આદિક ગુણોથી સર્વથા સમ્પન્ન હોય તેજ કરવા.॥૧૬૨-૧૬૮॥ અને-"વેદ ભણેલા અને પરબ્રહ્મના સ્વરૂપમા નિર્ષ્ઠા દૃઢ સ્થિતિ પામેલા એવા ગુરૂને શરણે

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥१७०॥ इति भागवते प्रोक्तं तस्माज्ज्ञानाप्तये गुरुः । शास्त्रोक्तलक्षणः कार्यस्त्यक्त्वा धर्मच्युतं गुरुम् ॥१७१॥ धर्मभक्तिज्ञानहीनो न गुरुर्गुरुतामियात् । तत्त्यागेऽपि न दोषोऽस्ति मुनिः शातातपोऽब्रवीत् ॥१७२॥ तितीर्षता भवाम्भोधिं गुरुलक्षणलक्षितः । गुर्वाभासान् परित्यज्य श्रयणीयो हि तत्त्ववित् ॥ १७३ ॥ अथ चोपास्यनानात्वशङ्का या भवता कृता । साप्यस्मदीयसिद्धान्तानभिज्ञत्वनिबन्धना ॥१७४॥ अस्माकमिष्टदेवस्तु श्रीकृष्णो भगवान्स्वयम् । एक एवास्ति न त्वन्यो यत्परं नास्ति किञ्चन ॥१७५॥ अन्ये देवास्तु मन्यन्ते तदङ्गत्वात्तदात्मकाः । पृथक्पृथग्भिन्नतया मानने व्यभिचारिता ॥१७६॥ साधारणं च सर्वेषां श्रौतस्मार्त्तानुयायिनाम् । अग्न्यर्कवरुणादीनां पूजनं

---

શિષ્ય સમિધાદિક ભેટ લઇને જાય" એમ મુંડકોપનિષદ્માં પણ કહેલું છે. તેમજ શ્રીમદ્ભાગવતમાં પણ—"ઉત્તમ શ્રેયને જાણવાને ઇચ્છતો મુમુક્ષુ—જન, શબ્દબ્રહ્મ જે વેદ તેમાં પરમ નિષ્ણાત અને પરબ્રહ્મ—પરમાત્મસ્વરૂપમાં સર્વથા ઉપશમ—ઉપસનાદ્વારા સાક્ષાત્કારદશા પામેલા એવા ગુરૂને શરણે જાય." એમ કહેલું છે. માટે તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે ધર્મભ્રષ્ટ ગુરૂનો ત્યાગ કરીને શાસ્ત્રોક્ત લક્ષણોથી સમ્પન્ન એવા સત્ય સમર્થ ગુરૂ કરવા. ॥૧૬૯-૧૭૧॥ અને—"ધર્મ, ભક્તિ અને જ્ઞાન, તેવા ગુણોથી રહિત એવો ગુરૂ ગુરૂપણાનેજ પામતો નથી. અને તેવા મૂર્ખ ગુરૂનો ત્યાગ કરવામાં દોષ પણ નથી." એમ શાતાતપમુનિ બોલેલા છે. માટેજ સંસાર સાગરને તરવાને ઇચ્છતા મુમુક્ષુ—જનોએ કહેવાતા—નામના ગુરૂઓનો ત્યાગ કરી દઇને, ગુરૂલક્ષણોથી સમ્પન્ન એવા તત્વવેત્તા ગુરૂનો સમાશ્રય કરવો. ॥૧૭૨-૧૭૩॥ (આ પ્રમાણે તમારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર અમોએ આપ્યો. હવે—બીજા પ્રશ્નનો ઉત્તર કહીએ છીએ તે સાંભળો !)

હવે—"અમારા સમ્પ્રદાયમાં ઉપાસ્ય દેવ ઘણા છે." એમ જે તમોએ શંકા કરી, તે પણ અમારો સિદ્ધાન્ત જાણ્યા—સમજ્યા સિવાયજ કરીછે. કેમકે—અમારે ઇષ્ટદેવ તો ભગવાન શ્રીકૃષ્ણ—પુરૂષોત્તમ એકજ છે. પણ તે સિવાય બીજા કોઇ ઇષ્ટદેવ નથી. કે જે શ્રીકૃષ્ણ થકી પર કોઇ તત્વજ નથી. ('अक्षरात्परतः परः' 'स हि सर्वस्येशानः' 'यस्मात्परं न' 'मत्तः परतरं किञ्चिन्नान्यदस्ति धनञ्जय !' આ વિગેરે શ્રુતિ—સ્મૃતિઓનાં વાક્યો એ શ્રીકૃષ્ણ—વાસુદેવનુંજ પરાત્પરપણું અને સર્વોપરિપણું—વર્ણન સાથે પ્રતિપાદન કરેછે.) ॥૧૭૪-૧૭૫॥ અને, હે પંડિતો ! બીજા દેવતાઓને જે અમે માનીએ છીએ, તે તો તે શ્રીકૃષ્ણના અંગભૂત હોવાથી તદાત્મકપણે—અપૃથગ્ભાવથીજ માનીએ છીએ. માટે અમારી ભક્તિમાં વ્યભિચારિતા છેજ નહિ. કારણ કે જો ભિન્ન ભિન્ન પણે સ્વતંત્ર દેવતાઓ માનવામાં આવે તોજ વ્યભિચારિતા કહેવાય. ॥૧૭૬॥ જેમ શ્રૌત—સ્માર્ત કર્મનું અનુષ્ઠાન કરનારા સર્વ મનુષ્યોને પોત-પોતાનાં સન્ધ્યાવન્દનાદિક નિત્ય કર્મોમાં અગ્નિ, સૂર્ય અને વરૂણ, એ આદિક દેવોનું પૂજન સાધારણપણે—અવિશેષતાથીજ કહેલું છે. તો શું તેટલા માત્રથી મુમુક્ષુ—જનોને સંસેવ્ય એવા પરમાત્મસ્વરૂપ થકી ભિન્નતા થઇ જાયછે? નથીજ થતી.

स्वस्वकर्मसु ॥१७७॥ किं स्यान्मुमुक्षुभिः सेव्यपररूपविभिन्नता । यन्नैकात्मकत्वेन तत्तत्सिद्धान्तवर्त्मसु ॥१७८॥ यथाविष्येव सेव्यन्ते ननु तास्तास्तु देवताः । तत्कृष्णैकात्मकत्वेन मद्भक्तप्रवरत्वतः ॥१७९॥ शिवोऽपि पूज्य इत्येव ह्यस्मत्सिद्धान्तसंस्थितिः । तदर्धाङ्गतया देवी पूज्या शक्तिश्च पार्वती ॥१८०॥ सर्वकर्मसमारम्भे पूज्यते यो गणाधिपः । साक्षात्कृष्णावतारोऽयं ब्रह्मवैवर्तवर्णितः ॥१८१॥ स्मृतमात्रः सर्वविघ्नविध्वंसनमहायशाः । सर्वदेवेष्वादिपूज्यो मान्योऽस्ति स ततो हि नः ॥१८२॥ ब्रह्मत्वप्रापको मन्त्रो ब्राह्मणानामशेषतः । गायत्री देवता तस्यास्त्रयीमूर्तिर्दिवाकरः ॥१८३॥ ब्रह्मज्योतिर्मण्डलेऽसौ द्विभुजोऽस्ति हिरण्मयः । साक्षाद्भगवतो रूपं ब्रह्माण्डस्य प्रकाशकम् ॥१८४॥ अत एव स मान्योऽस्ति वेदान्तेषु च वर्ण्यते । एषां सत्यपि मान्यत्वे दोषो नान्याश्रयो हि नः ॥१८५॥ वेदेषु च पुराणेषु कृष्णश्चैते तदात्मकाः । वर्णिताः सन्त्यतोऽस्माभिर्मान्यन्ते कोऽत्र संशयः ? ॥१८६॥ शिवविष्णूपासकानामन्योन्यं भेदधीः क्वचित् । दृश्य-

માટે તે તે સિદ્ધાન્ત માર્ગોમાં—સંપ્રદાયોમાં પરમાત્માના શેષભાવથી—શરીરરૂપે એકાત્મકપણાથીજ તે તે દેવતાઓનું વિધિપૂર્વક સેવન—પૂજન કરવામાં આવે છેજ. માટેજ તે શ્રીકૃષ્ણ—પરમાત્માની સાથે એકાત્મભાવને લીધે. તથા 'वैष्णवानां यथा शम्भुः' એ વચન પ્રમાણે તે ભગવાનના સર્વ ભક્તોમાં શંકર અતિ શ્રેષ્ઠ મોટા દેવ હોવાને લીધે. શિવ—મહાદેવ પણ અમારે સર્વથા પૂજ્યજ છે. એમ અમારા સમ્પ્રદાયમાં આ ઉત્તમ પદ્ધતિ વર્તે છે. અને પાર્વતી દેવી પણ તે શંકરનાં અર્ધાંગના હોવાથી તે શંકરની શક્તિરૂપ દેવી છે, માટે તે અમારે સર્વથા પૂજ્યજ છે. ॥૧૭૭–૧૮૦॥ અને સર્વ કાર્યના સમારંભમાં જે ગણપતિની પૂજા કરવામાં આવે છે તે ગણપતિને બ્રહ્મવૈવર્ત—પુરાણમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણના અવતારરૂપે વર્ણન કરેલા છે. સ્મરણમાત્રથી સર્વ મહાવિઘ્નોને વિનાશ કરી નાખવાથીજ જેમનું-વિઘ્નેશ તથા વિઘ્નનાશક એવા નામ સાથે સર્વત્ર પ્રસિદ્ધ યશ ગવાય છે. અને સર્વ દેવોમાં આદિપૂજ્ય એ ગણનાથ છે. માંટે તે ગણપતિ અમારે-અમારા સમ્પ્રદાયમાં સર્વથા માન્ય છે. ॥૧૮૧–૧૮૨॥ તેમજ સર્વ બ્રાહ્મણોને બ્રહ્મત્વને પમાડનારો મંત્ર તે ગાયત્રી–મંત્ર છે. અને તે ગાયત્રી–મંત્રના દેવતા અને વેદત્રયી એજ મૂર્તિ–તનુ જેમની છે એવા સૂર્યદેવ પોતે છે. તે સૂર્યદેવ પ્રકાશ મંડળમાં હિરણ્મય રૂપ એવા દ્વિભુજમૂર્તિ થકા વર્તે છે. અને પોતાના અંતર્યામી પરબ્રહ્મ તેણે સહિત એ બ્રહ્મ–બ્રહ્માત્મકરૂપે બ્રહ્માણ્ડને પ્રકાશ કરનારૂ પરમેશ્વરનું પ્રત્યક્ષ રૂપ–સ્વરૂપ છે. એટલા માંટેજ તે સૂર્યદેવ અમારે સર્વથા માન્ય છે. અને–'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः' એ વિગેરે વાક્યોથી વેદાન્તમાં વર્ણન કરવામાં આવ્યું છે. માટે હે પંડિતજનો ! આ સર્વ દેવોનું અમારે અંગાંગિભાવે માન્યપણું હોવાથી અમને અન્યાશ્રય કરવાનો દોષ છેજ નહિ. ॥૧૮૩–૧૮૫॥ અને વેદોમાં તેમજ પુરાણોમાં શ્રીકૃષ્ણ અને તદાત્મક એવા તે સૂર્યાદિક સર્વ દેવતાઓ વર્ણન કરેલા છે. માટે અમે તે સર્વ દેવને માનીએ છીએ તો તેમાં તમને શો સંશય થાય છે ? ॥૧૮૬॥ વળી–શિવ અને વિષ્ણુના ઉપાસકોને પરસ્પર ક્યાંઇક ક્યાંઇક ભેદબુદ્ધિ જોવા–જાણવામાં

तेऽन्योऽन्यनिन्दा च कलहश्च महांस्ततः ॥१८७॥ अनर्थापत्तिश्च महती ततो हि जायते नृणाम् । तस्माद्भेदा न युक्तेयं तत्त्वाज्ञानसमुद्भवा ॥१८८॥ एक एव हि सर्वात्मा देवदेवः परात्परः । सर्गस्थित्यादिकं कुर्वंस्तत्तद्रूपो व्यवस्थितः ॥१८९॥ संशयोऽयं भगवता हरिवंशे निराकृतः । मार्कण्डेयं दर्शयता रूपं हरिहरात्मकम् ॥१९०॥ तत्त्वतः श्रूयते शास्त्रे यदाचार्यस्य लक्षणम् । अत्यन्तं तदनादृत्य युष्माभिर्यदिहोच्यते ॥१९१॥ पाण्डित्यमात्रपर्याप्तं हन्त ! साङ्केतिकं तु तत् । भवसागरसम्मग्नजन्तुसन्तारणं हि तत् ॥१९२॥

આવેછે. તેમજ એક-બીજાની પરસ્પર નિન્દા અને તેમાંથી થતો મોટો કલહ પણ જોવા-જાણવામાં આવેછે. અને તેમાંથી મનુષ્યોને મોટી અનર્થાપત્તિ પણ થાયછે. તે માટે તત્ત્વાર્થ સમજ્યા સિવાય ઉત્પન્ન થયેલી એવી એ ભેદબુદ્ધિ કોઇ રીતે યોગ્ય નથીજ. કારણ કે-સર્વ દેવોના અધિદેવ અને પરાત્પર એવા સર્વાત્મા ભગવાન એકજ પોતે આ સમગ્ર જગતના સર્ગસ્થિત્યાદિકને કરતા થકા તે તે બ્રહ્માદિકરૂપે રહેલા છે. અને આ સંશય હરિવંશ-ગ્રંથમાં ભગવાને માર્કંડેયમુનિને હરિહરાત્મક એવું પોતાનું રૂપ બતાવીને નિરાકરણ કરેલો છે. ( માટે આવા પરમાત્માના સાક્ષાત્ અંશભૂત બ્રહ્મા, વિષ્ણુ અને શંકર વિગેરે મહાદેવોમાં પરસ્પર ભેદબુદ્ધિ કરીને પરસ્પર નિન્દા કરવી, કે તેમાંથી મોટો કલહ કરવો, તે સર્વથા અજ્ઞાનજ છે. અને એમ ભેદબુદ્ધિ કલ્પીને પરસ્પર નિન્દા કરવી તે પતિવ્રતાની પેઠે અનન્ય ભક્તિ કરનારા અનન્ય ભક્તોને છાજે નહિ. કારણ કે- પતિવ્રતા સ્ત્રી જેમ પોતાના પતિના સંબંધી જાણીને શ્વશુર કે જ્યેષ્ઠ વિગેરેની સેવા કરેછે. તેમ ભગવદ્‌ભક્તોએ પણ સર્વ દેવને વિષે આસ્તિક બુદ્ધિ રાખીને-' **सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति** ' એમ આખરે ભગવાનને વિષેજ દરેક ક્રિયાઓનું પર્યવસાન થાયછે એમ જાણવું. અને ઉપાસના તો સર્વાત્મા અને સર્વેશ્વર એવા પરમાત્મા વાસુદેવનીજ કરવી. એ નિશાન ચૂકવું નહિ. તેમજ બીજાના ધર્મની કે બીજા દેવની નિન્દા પણ કરવી નહિ. ) ॥૧૮૭-૧૯૦॥

( શ્રીહરિ કહેછે-હવે-આચાર્ય કોણ થઇ શકે, તે વિષે અમે આપના પ્રશ્નનો ઉત્તર આપીએ છીએ- ) હે પંડિતો ! આ પ્રશ્ન તમને પૂછતાંજ ન આવડયું. કેમકે- સચ્છાસ્ત્રમાં આચાર્યનું લક્ષણ તાત્ત્વિક દ્રષ્ટિથી જે સાંભળવામાં આવેછે, તે લક્ષણનો અત્યંત અનાદર કરીને જે તમે અહીંઆં કહોછો-પૂછોછો. તે તો કેવળ પાંડિત્યમાત્રમાંજ પર્યવસાન પામનારૂં એવું કેવળ સાંકેતિક-નામમાત્રજ આચાર્યનું લક્ષણ કહેવાય. પરંતુ-તે વાસ્તવિક લક્ષણ નથી. આચાર્યનું વાસ્તવિક લક્ષણ તો-આ ભવસાગરમાં અનેક યોનિઓમાં ડુબકાં ખાતા જન્તુઓને તેમાંથી તારવા અને આત્યંતિકી મુક્તિ પમાડવી એજ છે. ॥૧૯૧-૧૯૨॥ અને જો તમારા કહેવા પ્રમાણે પાણ્ડિત્ય માત્ર એજ આચાર્યનું લક્ષણ હોય, તો પૂર્વે મોટા મોટા પંડિતો આ પૃથ્વી ઉપર ઘણાક થઇ ગયા છે. અને તે સર્વ પંડિતોએ પોત-પોતાની મતિની ગતિ-શક્તિ પ્રમાણે વ્યાસસૂત્રોનાં વ્યાખ્યાન પણ કરેલાં છે. તો તેટલામાત્રથી તે પંડિતોને કોઇ પણ

महान्तः पण्डिताः पूर्वं जातास्तु बहवो भुवि। व्याचख्युर्व्याससूत्राणि ते च सर्वे यथामति ॥१९३॥ आचार्यत्वं न तेषां तु सम्प्रदायस्य संश्रुतम्। तत्सिद्धान्तः प्रमाणार्थं गृह्यते साम्प्रदायिकैः ॥१९४॥ तथा मध्वमतस्थेन सूत्रव्याख्या यथारुचि। कृता गोपाळभट्टेन राधाकृष्णपरास्ति सा ॥१९५॥ तथा श्रीशङ्करपरं सूत्रभाष्यमशेषतः। कृतं पण्डितराजेन सर्वं माहेश्वरेण हि ॥१९६॥ भाष्यं टीका वृत्तयश्च बहुभिः पण्डितैरपि। ग्रन्थाः सूत्रेषु रचिता महान्तः सन्ति साम्प्रतम् ॥१९७॥ अन्ये नवीनग्रन्थाश्च निबन्धाद्या अनेकशः। क्रियन्ते च कृताः सन्ति तेषां नाचार्यता कथम्?॥१९८॥ तस्मान्न ग्रन्थकर्तृत्वमाचार्यस्य हि लक्षणम्। किन्तु धर्मे स्थितिः स्वस्य स्वेषु धर्मप्रवर्तनम् ॥१९९॥ यच्च दिग्विजयः कार्य आचार्येणेति कथ्यते। स तु प्रतापिनः पुंसो ह्यनायासेन जायते ॥२००॥

---

સમ્પ્રદાયનું આચાર્યત્વ સાંભળવામાં આવતું નથી. અને તે પંડિતોએ પોતાના બુદ્ધિબળથી નિર્ણિત કરેલો સિદ્ધાન્ત બીજા સમ્પ્રદાયપ્રવર્તક વિગેરે આચાર્યોએ પોતાના ગ્રંથોમાં સ્વસિદ્ધાન્તની દ્રઢતા માટે પ્રમાણરૂપે ગ્રહણ કરવામાં આવેછે. (જેમકે-બોધાયનમુનિ જો કે-કોઇ સમ્પ્રદાયના આચાર્ય નથી. તો પણ તેમણે વ્યાસસૂત્રની 'વૃત્તિ' નામની વ્યાખ્યા સૌથી પહેલાં રચેલી છે. અને તે સર્વ સમ્પ્રદાયના આચાર્યો વિગેરે પોતાનો સિદ્ધાન્ત સ્થિર કરવા માટે પ્રમાણ તરીકે અંગીકાર કરેછે. તો પણ શું તે આચાર્ય કહેવાયછે ? એજ પ્રમાણે બીજા પણ ઘણાક છે. માટે ગ્રંથો કરવા કે ટીકાઓ કરવી કે ભાષ્યો કરવાં એજ આચાર્યનું લક્ષણ કહેવાય એવો નિયમજ નથી. ) ॥૧૯૩-૧૯૪॥ જુઓ ! તેમજ-મધ્વ-સમ્પ્રદાયમાં રહેલા ગોપળભટ્ટે પોતાની રૂચિ-અભિપ્રાય પ્રમાણે વ્યાસસૂત્રની વ્યાખ્યા કરેલી છે. અને તે રાધાકૃષ્ણ પ્રધાન પ્રતિપાદ્ય જેમાં છે એવી રચી છે. ॥૧૯૫॥ તેજ પ્રમાણે પંડિતરાજ માહેશ્વરભટ્ટે સમગ્રપણે શ્રીશંકર પ્રધાન પ્રતિપાદ્ય જેમાં છે એવું વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું છે. (તો પણ એ બને કોઇ સંમ્પ્રદાયના આચાર્ય છે. એમ જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી.) ॥૧૯૬॥ તેમજ-ઘણાય પંડિતોએ વ્યાસસૂત્રો ઉપર ભાષ્ય, ટીકા અને વૃત્તિ એવા મોટા મોટા ગ્રંથો રચેલા હાલ-સમયમાં વિદ્યમાન છે. તથા નિબંધ આદિક અનેક નવીન ગ્રંથો પંડિતોએ પૂર્વે રચેલા છે. અને હાલમાં પણ રચાય છે. તો તે સર્વ ગ્રંથકર્તા પંડિતોને કેમ આચાર્યતા પ્રાપ્ત થઇ નથી ? માટે હે પંડિતો ! ગ્રંથ કરવા એજ આચાર્યનું લક્ષણ નથી. પરંતુ આચાર્યનું લક્ષણ તો **પોતે ધર્મમાં દ્રઢપણે રહેવું. અને પોતાના આશ્રિતોને ધર્મમર્યાદામાં વર્તાવવા.** એજ મુખ્યત્વે કરીને છે. ( અને તે-'स्वयमाचरते यस्मादाचारे स्थापयत्यपि। आचिनोति च शास्त्रार्थानाचार्यस्तेन चोच्यते' આ પ્રમાણે લિંગપુરાણમાં કહેવામાં આવ્યું છે વળી-' आचर्यते-ज्ञानोरकर्षाय सेव्यते इत्याचार्यः ' એમ વ્યાખ્યાસુધામાં વ્યુત્પત્તિ સાથે લક્ષણ કથન પૂર્વક આચાર્ય શબ્દનો અર્થ કરી બતાવ્યો છે. માટે એજ ખરો અર્થ જાણવો. ) ॥૧૯૭-૧૯૯॥

હવે-"આચાર્ય તેમણે દિગ્વિજય કરવો જોઇએ" એમ જે કહેવામાં આવેછે. તે દિગ્વિજય તો પ્રતાપી મહાપુરૂષોને અનાયાસેજ થઇ જાયછે. જુઓ-અમારા આચાર્ય શ્રીમ-

आसमुद्रं प्रतापोऽस्य भुवि प्रावर्त्ततालुतः। अयमेवास्य विजयो दिक्ष्वष्टसु विराजते ॥२०१॥ यत्र यत्र स्वयं चास्य शिष्या धर्मादयोऽपि च । गतास्तत्तद्देशमुख्या नृपाश्च मतवादिनः ॥२०२॥ जेतुं ह्यशक्ता वादेन नेमुः प्राञ्जलयोऽखिलाः । एष किं विजयो नैव कीदृशस्तर्हि मन्यते ॥२०३॥ एवं तृतीयप्रश्नस्य समाधाने निरूपितम् । चतुर्थस्याथ वक्ष्यामि श्रूयतामुत्तरं बुधाः ! ॥२०४॥ पूर्वसिद्धान्तसंसिद्धसदर्थस्य परिग्रहः । स्वीय-सिद्धान्तसंसिद्धौ साधको न तु बाधकः ॥२०५॥ श्रुतिस्मृतिपुराणादिप्रमाणैः सुदृढी-कृतम् । गृह्णतां स्वप्रमाणार्थमाचार्याणां न हि क्षतिः ॥२०६॥ वृत्तिकारमतं तावत् तत्तद्भाष्यप्रवर्त्तकैः । क्वचित्संवादरूपं च दार्ढ्याय परिगृह्यते ॥२०७॥ पूर्वाचार्यकृतो यः स्यात्सिद्धान्तस्तु स एव हि। क्वचिद्विशेषसन्दृष्ट्या परैस्तदनुयायिभिः ॥२०८॥ विशेषं मापितो दृष्टो मुख्यांशो न हि भिद्यते । प्रत्यन्तसारसन्दृष्टौ यथं तु चिन्तितावराः॥ २०९॥

---

बुद्धावतार श्रीरामानंदस्वामीनो महा-अद्‌भुत प्रताप पृथ्वी उपर समुद्र पर्यंत प्रवर्ती गयो छे. एज एमनो विजय आठेय दिशामां विराजेछे-विद्यमान छे. अने जे जे देशमां ए पोते गयेला छे, तथा तेमना शिष्यो धर्मदेवादिक पण गयेला छे. तो ते ते देशना मुख्य राजाओ, तथा बीजा पण घणा मतवादीओ, एमने तथा एमना शिष्योने वादे करीने जीतवाने माटे असमर्थ एवा थका हाथ जोडी जोडीने नमी पडया हता. तो शुं आ तेमनो विजय न कहेवाय ? जो न एम कहो तो तमारा मतमां-अभिप्रायमां ते विजय केवा प्रकारनो मानेलो छे ? एटले के-ए शुं करे त्यारे दिग्विजय कहेवाय. ते कहो ! ॥२००-२०३॥ श्रीहरि कहेछे-हे बुधजनो ! आ प्रमाणे तमारा त्रीजा प्रश्नो उत्तर निरूपण कर्यो. हवे चोथानो उत्तर कहीए छीए ते सांभळो ! ॥२०४॥

पूर्वना आचार्योए स्थिर करेला सिद्धान्तमां संसिद्ध एवा सत्-सत्य अबाधित अर्थनुं ग्रहण करवुं, ते पोताना सिद्धान्तनी संसिद्धिमां साधकज थायछे. परंतु-ते कोइ रीते बाधक थतुं नथी. जुओ-श्रुति, स्मृति, तेमज पुराणादिकनां प्रमाणवचनोथी अत्यंत दृढ करेला सिद्धान्तने, पोताना सिद्धान्तमां प्रमाणने माटे ग्रहण करनारा कोइ आचार्योने कोइ प्रकारनी खामी आवीज नथी. ॥२०५-२०६॥ बोधायन-वृत्तिकारनो मत ते ते भाष्यप्रवर्तक आचार्योए क्यांइक क्यांइक संवादरूपे पोताना मतनी दृढता माटे सर्वथा ग्रहण करवामां आवेछे.-ग्रहण करेलो छे. ॥२०७॥ वळी-केटलाक सम्प्रदायोमां मुख्य सिद्धान्त तो पोताना सम्प्रदायना पूर्वाचार्योए जे करेलो होय, तेज सिद्धान्त मान वामां आवेछे. परंतु-पाछळथी तेमनीज परम्परामां थयेला तेमना अनुयायीओए कोइ कोइ अंशमां विशेषदृष्टिथी-मुख्य सिद्धान्तने कोइ रीते बाध न आवे ए प्रमाणे कंइक विशेष-भेद पाडीने वर्णन कर्यो छे. एम जोवा-जाणवामां आवेछे. तो तेम करवाथी मुख्य अंशमां-सिद्धान्तमां भेद पडतोज नथी. (जेम शंकराचार्य अद्वैत-मतना आद्य प्रवर्तक छे, तो तेमनी परंपरामां पाछळथी थयेला तेमना केटलाक अनुयायीओए, तेमना अद्वैत-सिद्धान्तमां बाध न आवे एम केटलाके "बहुजीव"वाद

पूर्वाचार्यकृतं भाष्यं त्रय्यन्तपरिरक्षकम् । परमात्मनि शारीरे श्रुतीः साक्षात्प्रवर्त्तयत् ॥२१०॥ प्रमाणं परिपश्यामः परमात्मविनिर्णये । क्वचिदंशे विशेषश्च तन्मते नो नवीनता ॥२११॥ अन्यदर्शनदृष्टोऽपि दृश्यतेऽर्थोऽन्यदर्शने । ऋषिवाक्यं प्रमाणार्थं गृह्यते तत्र तत्र ह ॥२१२॥ स्वसिद्धान्ताविरुद्धं यदन्यसिद्धान्तवर्णनम् । सर्वैरपि प्रमाणार्थं गृह्यते कोऽत्र संशयः ? ॥२१३॥ भारते च पुराणेषु दृश्यन्ते हि क्वचित्क्वचित् । ऋष्यन्तराणां वाक्यानि प्रमाणार्थानि भूरिशः ॥२१४॥ आचार्यान्तरवाक्यानि ततोऽस्माभिरपि क्वचित् । गृहीतानि ततो नैव सिद्धान्ते न्यूनता क्वचित् ॥२१५॥

---

અને કેટલાકે "એકજીવ"વાદ કલ્પીને કંઇક અંશે ભેદ પાડીને એજ મતનું ઉપપાદન કર્યું છે. અને તેમ કરવા છતાં પણ મુખ્ય સિદ્ધાન્તને અબાધિત રાખ્યો છે.) શ્રીહરિ કહેછે–એજ પ્રમાણે અમે તો વેદત્રયીના શિરોભાગરૂપ વેદાન્તનું રહસ્ય જાણવામાં આદરે યુક્ત હોવાથી પરમાત્માના સ્વરૂપનો નિર્ણય કરવામાં અમારા પૂર્વ આચાર્ય–શ્રીમદ્રામાનુજાચાર્ય તેમણે કરેલું શ્રીભાષ્ય, વેદાન્તનું ખરૂં રહસ્ય સાંગોપાંગ નિર્બાધપણે રક્ષણ કરનારૂં. અને સર્વના શરીરી એવા પરમાત્મામાં શ્રુતિઓનું સાક્ષાત્ સંગમન કરનારૂં–ઘટાવનારૂં. એવું યથાર્થ પ્રમાણભુત છે, એમ જાણીએ છીએ. અને માનીએ છીએ. અને વળી–તેમાં કોઇક અંશમાં અમે વિશેષ–ભેદ પણ માનેલો છે. (જેમકે—રામાનુજાચાર્ય જીવ, ઇશ્વર અને માયા, એમ ત્રણ તત્ત્વને મુખ્ય માનેછે, ત્યારે તેમાંજ અવાન્તર વિશેષ–ભેદ પાડીને અમે–જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ, એમ પાંચ ભેદ અનાદિ સિદ્ધ માનીએ છીએ. પરંતુ તેથી–વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તમાં અમારે કોઇ પ્રકારનો મતભેદ છેજ નહિ.) અને વળી–અવાન્તર વિશેષ–ભેદ માનવાથી અમારા મતમાં નવીનતા પણ છેજ. ॥૨૦૮–૨૧૧॥ અને વળી–એક દર્શન–શાસ્ત્રમાં જોવામાં આવતો અર્થ, બીજા દર્શન–શાસ્ત્રમાં જોવામાં આવેછે. અને ગ્રંથકર્તા ઋષિ–મુનિઓએ પોત–પોતાના મતની પ્રામાણિકતાને માટે તે તે પોતાના ગ્રંથોમાં બીજા ઋષિ–મુનિઓનાં વાક્યો ગ્રહણ કરવામાં આવ્યાંછે. માટે હે પંડિતો ! પોતાના સિદ્ધાન્તની સાથે વિરોધ ન આવે એવું બીજાના સિદ્ધાન્તમાં—ગ્રંથોમાં રહેલું વર્ણન સર્વ ઋષિ–મુનિઓએ તથા સર્વ આચાર્યોએ પણ ગ્રહણ કરવામાં આવ્યું છે. તો એમાં તમને શો—મોટો સંશય થાયછે ? જુઓ—ભારતમાં તેમજ પુરાણોમાં પણ કોઇ કોઇ સ્થળે બીજા ઋષિ—મુનિઓનાં વાક્યો વ્યાસમુનિએ પ્રમાણને માટે લીધેલાં જોવામાં આવેછે. માટે અમે પણ એજ પ્રમાણે બીજા આચાર્યોનાં વાક્યો ક્યાંઇક–ક્યાંઇક અમારા ગ્રંથોમાં પ્રમાણને માટે ગ્રહણ કરેલાં છે. પરંતુ–તેથી અમારા પાંચ ભેદ અનાદિ સિદ્ધ માનવાપૂર્વક વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તમાં કોઇ પ્રકારની ક્યારેય ન્યૂનતા આવતીજ નથી (અમારો સિદ્ધાન્ત તો શ્રીમદ્રામાનુજાચાર્ય તેમણે સ્થાપન કરીને પ્રવર્તાવેલો વિશિષ્ટાદ્વૈત એજ છે. હે પંડિતો ! આ પ્રમાણે તમારા પ્રશ્નના ઉત્તર અમે આપ્યા. માટે હવે સંશય હોય તો બોલો ? ॥૨૧૨–૨૧૫॥

एवमुक्तास्तु ते सर्वे शास्त्रिणो वादिनोऽपि च। सामात्यः सिंहजिद्भूपो बभूवु-र्गतसंशयाः ॥२१६॥ सर्वे प्रहृष्य तं नत्वा प्रोचुः प्राञ्जलयः प्रभो !। अस्माकं 'शयाः सर्वे विनष्टा वचसा तव ॥२१७॥ त्वं हि साक्षात्कृष्ण एव भुवि जातो न संशयः। अन्यथेदृक्सम्प्रदायं वर्त्तयेद्भुवि कः प्रभो ! ॥२१८॥ अविदित्वा यथावत्त्वामस्माकं दुष्टसङ्गतः। दुरुक्तादि भवेद्यत्तत्क्षन्तव्यं सर्वथा त्वया ॥२१९॥ इत्युक्त्वा प्रार्थयामासुः सर्वे ते गतसंशयाः। स्वामिनारायणं साक्षाद्विदित्वा परमेश्वरम् ॥२२०॥

वरनरनाटनेन परभावमनन्यतुलं
जगति निगूहयन्नमखिलार्तिहरप्रणतिम्।
भवभयभेदिनं वृषभुवं परशर्मनिधिं
शरणमजामहे हरिमनन्त ! भवन्तमजम् ॥२२१॥

अयि पुरुषोत्तम ! प्रचुरपावनसन्महसं विविधशुभावतारगणकारणमर्च्यपदम्। निखिलशरीरिसाक्षिणमतुल्यसुखाम्बुनिधिं शरणमजामहे-॥२२२॥

---

આ પ્રમાણે શ્રીહરિ ભગવાને કહેલા તે સર્વ પંડિતો, તથા બીજા પણ જે વાદ-વિવાદ કરનારા જનો હતા તે, તથા નારૂપંત વિગેરે અમાત્યોએ સહિત સિંહજીત્ રાજા પોતે પણ, ગયાછે સંશયો જેમના એવા થકા તે સર્વે અતિ હર્ષ પામીને તે શ્રીહરિને નમસ્કાર કરી હાથ જોડીને કહેવા લાગ્યા-હે સમર્થ શ્રીહરે ! અમારા સર્વ સંશયો તમારા વચનથી વિનષ્ટ થઇ ગયાછે. ॥૨૧૬-૨૧૭॥ અને હે પ્રભુ ! તમે તો સાક્ષાત્ કૃષ્ણ-પરમાત્માજ આ પૃથ્વી ઉપર પ્રગટ થયેલા છો, એમાં કાંઇ સંશયજ નથી. કારણ કે-એમ જો ન હોય તો આ પૃથ્વીને વિષે આવો મોટો સમ્પ્રદાય કોણ પ્રવર્તાવે ? ( અર્થાત્-ભગવાન સિવાય બીજા કોઇથી આવો યથાશાસ્ત્ર સમ્પ્રદાય પ્રવર્તાવાયજ નહિ.) ॥૨૧૮॥ માટે હે શ્રીહરિ ! તમને-તમારો મહિમા યથાર્થ રીતે નહિ જાણવાથી, અમોએ દુષ્ટજનોના સંગથી આપને જે કંઇ અયુક્ત દુષ્ટ વચનો વિગેરે કહીને આપનું આપમાન કર્યું હોય, તે તમોએ અમારા અપરાધ સામું નહિ જોતાં સર્વ પ્રકારે ક્ષમા કરવી. ॥૨૧૯॥

ગ્રંથકર્તા નિત્યાનન્દમુનિ કહેછે—આ પ્રમાણે તે સર્વે પંડિતજનો શ્રીહરિના પ્રત્યે કહીને, સર્વથા નિઃસંશય એવા થકા તે શ્રીસ્વામિનારાયણને પ્રત્યક્ષ પરમેશ્વર એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ-વાસુદેવ જાણીને પ્રાર્થના કરવા લાગ્યા—॥૨૨૦॥

વિદ્વાનો સ્તુતિ કરેછે— સ્વરૂપ, સ્વભાવ અને વિભૂતિઓથી અન્તવર્જીત એવા હે પ્રભુ ! સુન્દર નરનાટ્ય કરવાથી, અનન્યતુલ્ય એવા પોતાના પરભાવને આ જગતમાં અજ્ઞાની જનો ન જાણી શકે એમ ગુપ્ત રાખીને વિચરતા, નમસ્કાર કરવામાત્રથીજ શરણે આવેલા સમગ્ર પ્રાણીઓની પીડાને હરનાર, સંસારભયને ભેદનારા, પરમ શાશ્વત સુખના નિધિરૂપ. અને સદાય અજન્મા કર્મ વશ્યજન્મથી રહિત હોવા છતાંપણ હાલમાં આ પૃથ્વી ઉપર ધર્મ-દેવના પુત્રરૂપે પ્રગટ થયેલા એવા તમને—શ્રીહરિને અમે શરણે પામીએ છીએ. ॥૨૨૧॥

અયિ—હે પુરૂષોત્તમ ! પતિતોને પણ પાવન કરે એવું અતિ મોટું માહાત્મ્ય-સામર્થ્ય જેમનું છે. અથવા— અતિશય પાવન કરે એવો તો જેમના સંતોનો મહિમા

प्रकृतिपरेऽक्षरे निजसुधामनि ब्रह्मपुरे
सततसमर्चिताङ्घ्रियुगमक्षरमुक्तगणैः ।
बहुलमहोऽन्वितावयवराजितदिव्यतनुं शरण-॥२२३॥
द्रुहिणमुखेश्वरैर्दशशतास्यकवीन्द्रगणै-
र्मुनिनिकरैःश्रुतिश्रुतविदां प्रवरैरनिशम् ।
उपनिषदां व्रजैरुदितकीर्तिमनन्यसमं शरणमजामहे-॥२२४॥
शमदमवित्तिभिर्विरतिकौशलकान्तितपः-
श्रुतशुचिमार्दवस्ववशतार्जवशौर्यमुखैः ।
अपरिमितैर्युतं गुणगणैर्ध्रुवदिव्यशुभैः शरणमजामहे-॥२२५॥
सुपद ! यदाज्ञया सृजति विश्वमिदं द्रुहिणो
हरिरवतीश्वरश्च नयति प्रलयं सभयम् ।
शिरसि बिभर्ति नागपतिरेव महीं सततं शरणम-॥२२६॥

---

છે. અને પૂર્વે થયેલા વિવિધ અનેક રામકૃષ્ણાદિક–અવતારસમૂહોના એકજ અદ્વિતીય કારણરૂપ. અને નારદાદિક મોટા સંત–અવતારોએ પણ પૂજવા યોગ્ય જેમના ચરણ છે. અને સર્વ શરીરધારી–પ્રાણીમાત્રના સાક્ષીભૂત–અન્તરાત્મા અને અતુલ્ય—અપાર સુખના સાગરરૂપ એવા તમને અમે શરણ પામીએ છીએ. ॥૨૨૨॥

પોતાના અતિ સુંદર બ્રહ્મરૂપ ધામને વિષે પોતાના પાર્ષદપ્રવર એવા અક્ષરમુક્તગણોએ જેમના ચરણયુગળની સતત પૂજા કરવામાં આવેછે. અને બહુજ તેજના સમૂહે યુક્ત અતિ તેજસ્વી એવા દરેક અવયવોથી અતિશય શોભાયમાન છે દિવ્ય તનુ–મૂર્તિ જેમની એવા અતિ સમર્થ શ્રીહરિ તમારે શરણે અમે આવ્યા છીએ.॥૨૨૩॥

બ્રહ્મા આદિક ઇશ્વરોએ, તથા સહસ્રમુખ એવા શેષ આદિક કવીશ્વરગણોએ, તથા નારદાદિક મુનિગણોએ, તેમજ શ્રુતિ–વેદશાસ્ત્ર અને શાસ્ત્રના અભિપ્રાયને જાણનારા ઋષિ–મુનિઓએ, તથા ઉપનિષદોના સમૂહોએ, જેમની–(તમારી) કીર્તિ અખંડિતપણે ગાન કરવામાં આવેછે. અને અન્યને–સમ નહિ એવા એકજ—અદ્વિતીય મૂર્તિ તમને શ્રીહરિને અમે શરણ પામ્યા છીએ. ॥૨૨૪॥

શમ, દમ અને વિજ્ઞાન, તથા વિરક્તિ, કુશળતા, કાન્તિ, તપ, શ્રુત–શાસ્ત્રજ્ઞાન, પવિત્રતા, મૃદુતા, સ્વવશ્યતા, આર્જવ—સરળતા અને શૌર્ય, એ આદિક અપરિમિત ધ્રુવ, દિવ્ય અને શુભ, એવા કલ્યાણગુણગણોથી સદાય સમ્પન્નમૂર્તિ એવા શ્રીહરિ તમને અમે શરણ-પામીએ છીએ, ॥૨૨૫॥

હે સુખદસ્વરૂપ ! જે તમારી આજ્ઞાથી બ્રહ્મા આ સકળ વિશ્વને સર્જેછે, હરિ વિષ્ણુ પોતે રક્ષણ કરેછે. અને ઇશ્વર–શંકર ભયપૂર્વકવર્તતા થકા વિશ્વનો પ્રલય કરેછે. અને અહિરાજ શેષજી પોતે આ પૃથ્વીને નિરંતર પોતાના મસ્તકે ધારી રહ્યાછે. આવા સર્વ દેવોના નિયંતા સર્વના સ્વામી શ્રીહરિ તમારે શરણે અમે આવ્યા છીએ. ॥૨૨૬॥

तरणिनिशेश्वरप्रकृतिपूरुषकालमरु-
दहनसुरेश्वरप्रभृतयो ननु यस्य विधिम् ।
सकरुण ! पालयन्ति चकिता नितरां सततं शरणमजामहे-॥२२७॥
सुखकरमेव यस्य महिमानमुदारतरं
पुरुपरिवर्णयन्तमुरुधाप्यहिराजमुखाः ।
वियत इव द्विजा न किल यान्ति तदन्तमहो ?
शरणमजामहे हरिमनन्त ! भवन्तमजम् ॥२२८॥

सम्प्रार्थयित्वेति पुनः प्रणम्य तं तेऽखिलाः सर्वविदं सदीशम् । वयं त्वदीयाः स्म इति प्रसन्नाः प्रोचुः स च प्रीततरो बभूव ॥२२९॥ निःसंशयोऽथ क्षितिपालवर्यस्तस्याश्रयं प्राञ्जलिराचचार । स्वामिंस्तवास्मीति तमर्थयित्वा तदाज्ञया स्वं भवनं जगाम ॥२३०॥ सर्वे च ते शास्त्रविदोऽपि विप्रास्तदीक्षकाः पौरजनास्ततस्तम् । प्रणम्य साश्चर्यहृदो निकेतं स्वं स्वं ययुस्ते बहु मानयन्तः ॥२३१॥

---

સૂર્ય, ચંદ્ર, પ્રકૃતિ, પુરુષ, કાલ, વાયુ, અગ્નિ અને સુરરાજ-ઈન્દ્ર, એ આદિક સર્વ દેવો જે તમારી આજ્ઞાને નિરંતર સાવધાન થકા પાળેછે-સમય સમય પ્રમાણે ઉદય-અસ્ત પામવો વિગેરે પોત-પોતાની ક્રિયાને વિષે નિયમિત રીતે પ્રવર્તેછે. એવા હે કરૂણામય શ્રીહરિ ! અમે તમારે શરણે આવેલા છીએ. ॥૨૨૭॥

અહિરાજ શેષ વિગેરે સમર્થ દેવતાઓ, સર્વને સુખ કરનાર એવા તમારા અતિ ઉદાર મહિમાને બહુ પ્રકારે વર્ણન કરતા થકા પણ, પક્ષિગણો આકાશમાં ઉડતા થકા આકાશનાજ પારને જેમ પામતા નથી, તેમજ તમારા મહિમાના પારને પામતા નથીજ. એવા ઉદાર મહિમાવાળા અતિ સમર્થ હે શ્રીહરિ અમે આપને શરણ પામેલા છીએ.॥૨૨૮॥

તે સર્વે પંડિતો તથા સિંહજીત્ રાજા પોતે પણ, સર્વ સચ્છાસ્ત્રોના સત્સિદ્ધાન્તને જાણનારા અને સાધુજનોના એક નાથ તે શ્રીહરિને આ પ્રમાણે પ્રાર્થના કરીને ફરીથી નમસ્કાર કરીને હે **"શ્રીસ્વામિનારાયણ ! અમે તમારા આશ્રિત છીએ"** એમ પ્રસન્ન થકા કહેવા લાગ્યા. અને પરમ કૃપાળુ શ્રીહરિ ભગવાન પણ તે વિદ્વાનોનાં આવાં વિનયે યુક્ત વચનો સાંભળીને અતિશેજ પ્રસન્ન થયા. ॥૨૨૯॥ તે પછી રાજાઓમાં શ્રેષ્ઠ એવા તે સિંહજીત્ રાજાએ પોતે નિઃસંશય થકા બંને હાથ જોડીને તે શ્રીહરિનો સમાશ્રય કર્યો. અને હે સ્વામિન્ ! **'હું આપનો આશ્રિત છું'** એમ તે શ્રીહરિને પ્રાર્થના પૂર્વક કહીને શ્રીહરિની આજ્ઞાથી પછી પોતાના ભુવન પ્રત્યે ગયા. ॥૨૩૦॥ અને પછી સર્વ શાસ્ત્રવેત્તા પંડિત બ્રાહ્મણો તથા તે શ્રીહરિનાં દર્શન કરનારા નગરવાસી પ્રેક્ષકજનો, પણ તે શ્રીહરિને નમસ્કાર કરીને આશ્ચર્યથી પૂર્ણ હૃદય જેમનાં થયેલાં છે એવા થકા તે શ્રીહરિને બહુ માન આપતા અને વખાણ કરતા કરતા પોત-પોતાને ઘેર ગયા. ॥૨૩૧॥ અને સંધ્યા આરતી થઇ રહ્યા પછી તે પુરવાસી ભક્તજનો પણ શ્રીહરિને નમસ્કાર કરીને પોત-પોતાને ઘેર ગયા. અને મહાપ્રતાપી ઇશ્વરમૂર્તિ શ્રીહરિ ભગવાને પણ પોતાનો સાયંતન સન્ધ્યા વિધિ કરીને, તે મસ્તુબાગમાંજ પોતાના પટમંડપમાં સુખેથી

निवर्त्य सायंविधिमीश्वरोऽपि सुखेन तत्रैव निनाय रात्रिम् ।
नीराजनान्ते पुरवासिभक्ताः प्रणम्य तं स्वान्प्रययुर्गृहांश्च ॥२३२॥
निजसम्प्रदायगतसंशयजालच्छिदुरो यथागमवचोऽनभिमानः ।
विजिताखिलात्ममतदूषकवादिमहितो हरिः स भवताम्मयि तुष्टः ॥२३३॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदायसकलरहा-दोमिश्र-नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये वटपत्तने राजसभायां नानामतवादिविद्वज्जनपराजयनिरूपणनामा पञ्चचत्वारिंश उल्लासः ॥४५॥

---

ते रात्रिनुं निर्गमन कर्युं ॥२३२॥

સિંહજીત્ રાજા વિગેરેને પોતાના સમ્પ્રદાય સંબંધમાં જે જે સંશયજાળ હતા તેને મૂળમાંથીજ વિદારણ કરનારા, પોતે યથાશાસ્ત્ર વચન બોલનારા છતાં જેમનામાં અભિમાનનો લેશ પણ નથી જણાતો. અને પોતાના પ્રભાવથી જીતી લીધેલા અને પોતાના મતને—સિદ્ધાન્તને દૂષણ આપનારા એવા વાદી—વિદ્વાન બ્રાહ્મણોએ જેમની પૂજા કરી હતી. એવા અતિ સમર્થ તે મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારે વિષે અતિશય પ્રસન્ન થાઓ. ॥૨૩૩॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયાચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય સમ્પૂર્ણપણે જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં વટપત્તનમાં રાજસભામાં અનેક મતવાદી વિદ્વાનોના પ્રશ્નોના ઉત્તર આપીને તેમનો પરાભવ કરીને શ્રીહરિએ પોતાનો વિજય કર્યો એ નિરૂપણ નામે પીસ્તાળીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૫॥

---

# उल्लासार्थसङ्ग्रहः

भक्तिप्रह्वेन राज्ञा सदसि बहुमतः स्तूयमानः समस्तैः
प्रस्थाय प्राप्य वृत्तालयमखिलजनान् हर्षपूर्णान्विधाय ।
कृत्वा धौरेयपुर्यां सुरुचिरभगवन्मन्दिरस्य प्रतिष्ठां
प्रायाद्दुर्गं पुरं स्वान् सुखमुपगमयन्नेष चित्ते समिन्धाम् ॥४६॥

વડોદરા નગરમાં પ્રબળ પ્રતાપ જોઇને ભક્તિથી નમ્ર—વિનયે યુક્ત થયેલા સિંહજીત્—રાજાએ સભામાં બહુજ માન સત્કાર કરેલા, તેમજ ત્યાંના સર્વ પંડિતો વિગેરે સમસ્ત જનોએ સ્તુતિ વખાણ કરેલા એવા શ્રીહરિ ત્યાંથી નીકળીને વૃત્તાલય પુરને પામીને પોતાના સર્વ આશ્રિત જનોને હર્ષપૂર્ણ કરીને, ત્યાંથી ધોળેરા નગરમાં સુન્દર ભગવાનના—મંદિરમાં પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરીને દુર્ગપુર પહોંચી ગયા. અને પોતાના ઉત્તમ રાજા વિગેરે ભક્તજનોને આનંદ પમાડતા એવા અતિ સમર્થ એ ભગવાન શ્રીહરિ અમારા ચિત્તમાં અખંડ વિરાજમાન રહો. ॥૪૬॥

# षट्चत्वारिंश उल्लासः

अथापरेद्युः कृतनित्यकर्मा हरिः स्वकीयागमनेन तत्र । सम्पादनीयं किल यत्तु कार्यं सम्पादितं तत्त्विति हृद्यमंस्त ॥१॥ दूतेन भूपं स ततो जगाद वयं गमिष्याम इतोऽद्य सर्वे । मनोरथस्ते परिपूर्तिमाप्तो भृशं हि सेवा विहिता त्वया नः॥२॥ तं सत्यसङ्कल्पमवेत्य राजा निजप्रधानेन तमाह नत्वा । आवश्यकं चेद्गमनं हितं ते कार्यं तदा तत्सपराह्णकाले ॥३॥ निजानुवृत्तिं नृपतेः स बुद्ध्वा तथेत्युवाचाथ स मन्त्रिवर्यः । पाकं महान्तं च विधाप्य सर्वान् यथोचितं भोजयति स्म तत्र ॥४॥ अथापराह्णे नृपतिः स्वपुत्रं गजैरथैः सादिपदातिवृन्दैः । वृतं समीपेऽस्य सवाद्यघोषैः समं द्रुतं प्रैषयदुन्मुखोऽस्थात् ॥५॥ तं प्राप्य स प्राञ्जलिराह नत्वा दिदृक्षति त्वां नृपतिः स्ववासे । दत्त्वैव तस्मै निजदर्शनं तद्गन्तव्यमित्याह स भूरि नत्वा ॥६॥ भावं भृशं स क्षितिपस्य

## ઉલ્લાસ ૪૬ મો.

પછી બીજે દિવસે સવારમાં કર્યું છે સન્ધ્યાવન્દનાદિક નિત્યકર્મ અને ભગવત્પૂજન જેમણે એવા તે શ્રીહરિએ તે વડોદરા પુરમાં પોતાના આગમનથી જે કાર્ય સમ્પાદન કરવાનું હતું તે કાર્ય તો સિદ્ધ થઇ ગયું એમ પોતાના હૃદયમાં માન્યું-વિચારવા લાગ્યા. ॥૧॥ અને પછી તે શ્રીહરિએ દૂતની પાસે રાજાને કહેવરાવ્યું, કે-આજ અમે સર્વે અહીં આંથી જઇશું. અને તમારો મનોરથ સર્વ પ્રકારે પરિપૂર્ણ થયોછે. અને તમોએ અમારી ઘણીજ સેવા કરીછે. ॥૨॥ ત્યારે સિંહજીત્-મહારાજાએ પણ તે શ્રીહરિને સત્યસંકલ્પ એવા જાણીને નમસ્કાર કરવાપૂર્વક, પછી પોતાના પ્રધાનદ્વારા કહેવરાવ્યું, કે-હે સ્વામિનારાયણ! આપને અહીં આંથી જવાનું આવશ્યક અને હિતકારી હોય, તો આજે અત્યારમાં તો નહિજ, પરંતુ-બપોર પછીના વખતે આપ પધારશો. ॥૩॥ ત્યારે તે શ્રીહરિએ રાજાને પોતાને વિષે અનુવૃત્તિ-મરજી પ્રમાણે વર્તવાની સદ્ભાવપૂર્વકની રૂચિ છે. એમ જાણીને તથાસ્તુ-એમ કહ્યું અને એમ કહેતાની સાથે તુરતજ રાજાના મંત્રિવર્ય નારૂપંત-નાનાએ રસોઇઆ બ્રાહ્મણો પાસે મોટી રસોઇ તૈયાર કરાવીને ત્યાં શ્રીહરિ વિગેરે સર્વને યથોચિત આદરપૂર્વક જમાડ્યા. ॥૪॥ અને તે પછી અપરાહ્ન-વખતે (દિવસના ઉત્તર ભાગમાં) તે રાજાએ હાથી, રથ, ઘોડેસ્વાર, તથા પદાતિવૃંદ, એવી સેનાથી વીંટાયેલા પોતાના પુત્ર શ્રીગણપતિરાવને વાદ્યઘોષે સહિત-વાજતે ગાજતે એ શ્રીહરિને સમીપે એકદમ મોકલ્યા. અને પોતે સિંહજીત્ મહારાજા તો એ શ્રીહરિને આવવાની વાટ જોતા થકા પોતાના ભુવનમાં રહ્યા હતા. ॥૫॥ રાજાના પુત્ર શ્રીગણપતિરાવ તે શ્રીહરિની પાસે જઇને નમસ્કાર કરી હાથ જોડીને કહેવા લાગ્યા-હે શ્રીહરે ! અમારા પિતા શ્રીમંત સયાજીરાવ મહારાજા પોતાના નિવાસસ્થાનમાં આપનાં દર્શન ઇચ્છેછે. માટે તે અમારા મહારાજાને આપનાં દર્શનઆપીનેજ આપ પધારો. એમ તે રાજપુત્ર શ્રીગણપતિરાવ ઘણા નમસ્કાર કરીને કહેવા લાગ્યા. ॥૬॥ શ્રીહરિ સિંહજીત્-રાજાનો પોતાને વિષે ઘણો આદરભાવ જાણીને, ' ઠીક

बुद्ध्वा तथेत्युदीर्याथ यथा पुरेशः। गजेन्द्रमारोहित एष राजपुत्रेण राजेन्द्र इव व्यराजत् ॥७॥ यथा पुरान्येऽपि गजादिनानायानाधिरूढा अनुजग्मुरेनम्। वादित्रघोषैः स पुरं प्रविश्य नृपालयं प्राप नतः पुरस्थैः ॥८॥ प्रत्युद्गतो भूपतिना ततोऽसौ सिंहासने स्थापित आदरेण। वृतो यथार्हं विरराज भक्तैस्तद्राजकीयैश्च सभोपविष्टैः ॥९॥ ततो नृपोऽनर्घ्यमहोपचारैः पूजां तदीयां महतीं चकार। सचन्दनेनाक्षतपुष्पहारैः सद्वस्त्रहैमाभरणादिभिश्च ॥१०॥ नीराजयित्वा प्रणनाम भक्त्या ततस्तदीयान्स यथार्हमेव। वस्त्रादिभिः पूजयति स्म सम्यक् तत्पुत्रबन्धुप्रमुखान् सतश्च ॥११॥ सम्भावयामास ततो यथार्हं तच्छास्त्रिपौराणिकवैदिकादीन्। अनर्घ्यचित्राम्बरदक्षिणाभिस्ततो न्यषीदत्पुरतो हरेः सः ॥१२॥ तं प्राञ्जलिं प्रश्रयनम्रमीशः प्रोवाच राजन्! मतिमानसि त्वम्। अतो हितायैव सदोद्यतेन भाव्यं त्वया स्वस्य परस्य चापि ॥१३॥ अष्टादशापि

બહુ સારૂં ' એમ કહીને, પછી રાજપુત્ર શ્રીગણપતિરાવજીએ પ્રથમ આવવાના વખતની પેઠેજ ગજેન્દ્ર ઉપર વિરાજમાન કર્યા એવા થકા તે શ્રીહરિ મોટા રાજાધિરાજની પેઠેજ અતિશય શોભવા લાગ્યા. ॥૭॥ અને બીજા-મુક્તાનંદાદિક સંતો પણ પ્રથમની પેઠેજ હાથીઅને મેના વિગેરે અનેક વાહનોમાં બેઠા એવા થકા એ શ્રીહરિની પાછળ-સાથે ચાલ્યા. અને વાજીંત્રોના ઘોષે સહિત તે શ્રીહરિ વડોદરા નગરમાં પ્રવેશ કરીને પુરવાસી-જનોએ નમસ્કાર કર્યા થકા તે રાજભુવનને પામ્યા. ॥૮॥ ત્યારે તે સિંહજીત-ભૂપતિએ સામા આવીને સન્માન કરીને પછી આદરપૂર્વક સિંહાસનમાં વિરાજમાન કરેલા તે શ્રીહરિ તે સમયમાં સભામાં બેઠેલા સર્વ રાજપુરૂષોએ તથા પોતાના આશ્રિત ભક્તજનોએ યથાયોગ્ય મર્યાદાથી વીંટાઇને બેઠા થકા તે રાજસભામાં અતિશેજ શોભવા લાગ્યા. ॥૯॥ તે પછી સિંહજીત-રાજાએ સુન્દર સુગન્ધમાન ચંદન, અક્ષત, પુષ્પોના હાર, સુંદર વસ્ત્રો અને સુવર્ણના અલંકારો. એ આદિક મોટા મોટા અમૂલ્ય ઉપચારોથી તે શ્રીહરિ ભગવાનની મહાપૂજા વિધિપૂર્વક કરી. ॥૧૦॥ અને પછી આરતી કરીને ભક્તિથી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અને પછી તે શ્રીહરિની સાથે રહેલા રઘુવીરજી આચાર્ય વિગેરે શ્રીહરિના બંને પુત્રો, તથા બંધુજનો, તથા મુક્તાનંદાદિક સંતો એ સર્વની યથાયોગ્ય ચન્દન વસ્ત્રાદિક ઉપચારોથી સારી રીતે પૂજા કરી. ॥૧૧॥ અને પછી શ્રીહરિની સાથે રહેલા-રઘુનાથ ભટ્ટ વિગેરે શાસ્ત્રીઓ, પ્રયાગજીત્ વિગેરે પૌરાણિકો, હરિશર્મા વગેરે વૈદિક બ્રાહ્મણો તેમજ દીનાનાથભટ્ટ વિગેરે વિદ્વાન બ્રાહ્મણો. એ સર્વને પણ યથાયોગ્ય અમૂલ્ય વિચિત્ર વસ્ત્રો-શાલ-દુશાલા વિગેરેથી તથા દક્ષિણાઓથી સંભાવના કરીને પ્રસન્ન કર્યા. અને પછી તે સિંહજીત-મહારાજા શ્રીહરિના આગળ વિનયથી બેઠા. ॥૧૨॥ પછી હાથ જોડી રહેલા અને વિનયથી નમ્ર એવા તે ભૂપતિ શ્રી સયાજીરાવ-મહારાજાને શ્રીહરિ કહેવા લાગ્યા-હે રાજન્! તમે બહુજ બુદ્ધિમાન છો. માટે તમારે સદાય પોતાનું અને બીજા સર્વનું પણ હિત કરવા માટેજ તત્પર વર્તવું. ॥૧૩॥ અને રાજાઓ તેમણે અતિ દુઃખ આપનારાં એવાં અઢારેય પ્રકારનાં મૃગયા આદિક વ્યસનો દૂરથીજ તજી દેવાં. અને પોતાના-પ્રજાજનોને ધર્મમાર્ગમાં પ્રવર્તાવવા.

व्यसनानि राज्ञा हेयानि दूरादतिदुःखदानि । धर्मेऽध्वनि स्वीयजनाः प्रवर्त्याः स्वयं च वृत्यं सततं हि तत्र ॥१४॥ संरक्षणं धर्मवतां विधेयमधार्मिकेभ्यश्छलधर्मवद्भ्यः । प्राणादपि प्रेष्ठतमो विधेयः श्रीकृष्ण एवाखिलसौख्यहेतुः ॥१५॥ तेन स्वयं सर्वनृणां हिताय ये सेतवः सन्ति दृढं निबद्धाः । तान् पालयेद्यः क्षितिपोऽत्र तस्मै स सम्प्रसीदत्यधिकं सह स्वैः ॥१६॥ इत्युक्तवन्तं स पुनः प्रणम्य प्राह प्रभोऽहं तु भवन्तमेव । जानामि कृष्णं हि तवाश्रितोऽस्मि कृपा विधेया मयि सर्वदैव ॥१७॥ देशे मदीये विचरन्तु सन्तो यथेष्टमेवात्र पुरे च नाथ ! । यः कश्च कुत्राप्यवमानयेत्तान् स मेऽस्ति दण्ड्यः स्वजनः परो वा ॥१८॥ स्मृतिः सदा मे पदयोस्तवास्तु कार्यान्तरव्यग्रधियोऽपि देव ! । एवं तमुक्त्वा प्रणनाम भक्त्या स चाभिनन्द्यामुमथोदतिष्ठत् ॥१९॥ राजा यथापूर्वममुं गजेन्द्रे प्रीत्या समारोप्य नमश्चकार । प्राग्वत्तथान्यानपि वाहनेषु भूयः समारोप्य ननाम सर्वान् ॥२०॥ निवर्त्तयित्वा नृपतिं सबन्धुं तन्मन्त्रिणा सोऽनुगतः

---

અને પોતે-રાજાઓએ પણ નિરંતર સનાતન ધર્મમાર્ગમાંજ વર્તવું. ॥૧૪॥ અને હે રાજન્ ! અધર્મી અને છળધર્મથી લોકોને ઠગનારા દુષ્ટજનો થકી ધર્મવાળા મનુષ્યોનું સંરક્ષણ હંમેશાં કરવું. અને સર્વ સુખમાત્રને આપનારા ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય-ઇષ્ટદેવ કરવા-માનવા. ॥૧૫॥ અને આ લોકમાં તે શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ સર્વ મનુષ્યોના હિતને માટે જે જે ધર્મમર્યાદાઓ દૃઢપણે બાંધી છે, તે સનાતન ધર્મમર્યાદાઓને જે રાજા પોતે યથાર્થ પાલન કરેછે, તે રાજાના ઉપર સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન પોતાના સંત-ભકતજનોએ સહિત ઘણાજ પ્રસન્ન થાયછે. ॥૧૬॥ -

આ પ્રમાણે કહેતા એવા શ્રીહરિના પ્રત્યે તે સિંહજીત્-રાજા ફરીથી નમસ્કાર કરીને કહેવા લાગ્યા-" હે પ્રભુ ! હું તો આપનેજ સાક્ષાત્ કૃષ્ણ-પરમાત્મા જાણું છું. અને હું તમારો આશ્રિત છું. માટે હે સ્વામિનારાયણ ! તમો મારી ઉપર સર્વદા કૃપાદૃષ્ટિ કરજો રાખજો. ॥૧૭॥ અને હે ભગવન્ ! આ અમારા દેશમાં તમારા સંતો સુખેથી-યથેચ્છપણે વિચરણ કરે. અને હે નાથ ! આ અમારા પુરમાં તેમજ દેશમાં પણ જે કોઇ મનુષ્ય એ તમારા સાધુઓનું અપમાન કરે, તો તે અપમાન કરનારો માણસ અમારો સ્વજન હશે કે પરજન-પ્રજાજન હશે. તો પણ સર્વથા અમારા દંડને પાત્ર છે. ॥૧૮॥ અને હે અન્તર્યામિ-દેવ ! બીજાં રાજ્યસંબંધી કાર્યોના વ્યવસાયને લીધે વ્યગ્ર બુદ્ધિવાળા એવાય પણ મને તમારા ચરણકમળની સ્મૃતિ સદાય-અખંડ રહેજો." આ પ્રમાણે તે શ્રીહરિને કહીને ભકિતથી રાજાએ શ્રીહરિને પ્રણામ કર્યો. અને શ્રીહરિ પણ તે રાજાનાં બહુજ વખાણ કરીને પછી જવાને માટે ત્યાંથી ઉઠ્યા. ॥૧૯॥ તે સમયમાં સિંહજીત્ રાજાએ એ શ્રીહરિને પ્રથમની પેઠેજ પ્રીતિપૂર્વક ગજેન્દ્ર ઉપર વિરાજમાન કરીને નમસ્કાર કર્યો. તેમજ બીજા સર્વને પણ પ્રથમની પેઠેજ યથાયોગ્ય વાહનોમાં બેસારીને તે સર્વને નમસ્કાર કર્યો અને વળાવ્યા. ॥૨૦॥ તે સમયમાં શ્રીહરિએ બંધુજનોએ સહિત તે સિંહજીત્ રાજાને પાછા વાળીને, તેમના મંત્રી નારૂપંત-નાના જેમને વળાવવા માટે પાછળ આવેછે.

पुरस्थैः । नम्रम्यमानः स्वदृशाश्रकौघानानन्दयंस्तान्निरियाय पुर्याः ॥२१॥ स योजनाद्भूपतिसैन्यसङ्घं निवर्त्तयित्वा सह मन्त्रिणैव । स्वभक्तसङ्घैरुपगीयमानं शृण्वन् यशो भूरितरं चचाल ॥२२॥ स तत्र तत्रात्मविलोकनोत्कानानन्दयन्नध्वनि भक्तसङ्घान् । वृत्तालयं प्राप्य पुरं च लक्ष्मीनारायणं प्रीतमना ननाम ॥२३॥ अत्याहृतः पौरजनैः स तत्र स्वावास एवात्रसदात्मतन्त्रः । तदग्रतः सिंहजितोऽतिभावं स्वस्मिंश्च सत्सु प्रशशंस राज्ञः ॥२४॥ ततः पुराणश्रवणोत्सुकोऽसौ तत्रैव मासान् कतिचिद्व्यवात्सीत् । ततः पुनर्दुर्गपुराय सङ्घैः सहैव सद्भिर्निरगात्ततोऽसौ ॥२५॥ सशींचनाख्येऽध्वगतेऽथ खेटे वापूजयाद्यैश्च तृतीयवर्णैः । स जागरूकेण च सेव्यमानो भाट्टेन रात्रिं न्यवसत्सुखेन ॥२६॥ ततो गतोऽसौ पथि पूज्यमानो ग्रामे बुधेज्ये हठिखतेजैः । दिनं ह्युषित्वैकमगाद्गुडेलग्रामं च तत्र न्यवसत्ससाधुः ॥२७॥ जयेभविश्वाभरवादिभिश्च क्षत्रैः स्वभक्तैः परिषेव्य-

---

અને પુરજનોએ વારંવાર બહુભાવથી નમસ્કાર કરેલા એવા તે શ્રીહરિ પોતાનાં દર્શન કરનારા સર્વ મનુષ્યોને પોતાની સ્નેહપૂર્ણ કૃપાદ્રષ્ટિથી આનંદ આપતા થકા તે વટપત્તન થકી નીકળ્યા. ॥૨૧॥ અને પછી એક યોજન દૂર ગયા પછી શ્રીહરિએ તે ભૂપતિના સૈન્યને તે રાજાના મંત્રિવર્ય નારૂપંત-નાનાએ સહિતજ પાછું વાળીને, પોતાના ભક્તસમૂહોએ તે સમયમાં ગાન કરેલા એવા પોતાના અતિ ઉદાર મહા યશને શ્રવણ કરતા થકા માર્ગમાં ચાલવા લાગ્યા. ॥૨૨॥ અને શ્રીહરિ માર્ગમાં આવતાં તે તે ગામોમાં રહેલા એવા પોતાનાં દર્શન કરવામાં અતિ ઉચ્છાહવાળા ભક્તસમૂહોને પોતાનાં દર્શનાદિકથી આનંદ પમાડતા થકા વૃત્તાલય પુરને પામીને અતિ પ્રસન્નતાએ યુક્ત મન જેમનું છે એવા થકા શ્રીલક્ષ્મીનારાયણ દેવનાં દર્શન કરીને નમસ્કાર કર્યા. ॥૨૩॥ સ્વતંત્રમૂર્તિ તે શ્રીહરિ વૃત્તાલય–પુરનિવાસી ભક્તજનોએ અતિ આદર—સન્માન કર્યા થકા તે વૃત્તાલય–પુરમાં હરિમંડપ નામે પોતાના નિવાસસ્થાનમાંજ નિવાસ કરીને રહ્યા. અને તે પુરના ભક્તજનોની આગળ સભામાં શ્રીહરિએ સિંહજીત્–રાજાનો પોતાને વિષે અને સાધુઓને વિષે રહેલો અતિ શુદ્ધ ભાવ બહુજ વખાણ્યો. ॥૨૪॥ તે પછી એ શ્રીહરિ પુરાણશ્રવણ કરવામાં ઉત્સાહે યુક્ત થકા કેટલાક માસપર્યંત ત્યાં-વૃત્તાલયમાંજ નિવાસ કરીને રહ્યા. અને પુરાણશ્રવણ કર્યા પછી ફરીથી પૌત્ર દુર્ગપુર પ્રત્યે જવાને માટે મુક્તાનંદ, સ્વરૂપાનંદ અને ગોપાળાનંદ. એ આદિક સંતોએ સહિતજ તે વૃત્તાલય થકી એ શ્રીહરિ નીકળ્યા. ॥૨૫॥ માર્ગમાં રહેલા શીંજીવાડા નામે ગામમાં વૈશ્યજાતિના બાપુજી આદિક ભક્તજનોએ તથા જાગરૂક-જગરૂપ નામે ભાટ–જ્ઞાતિના ભક્તજને સેવા કર્યા થકા તે ગામમાં એક રાત્રિ સુખેથી નિવાસ કરીને રહ્યા. ॥૨૬॥ ત્યાંથી નીકળેલા એ શ્રીહરિ માર્ગમાં આવતાં ગામોના ભક્તજનોએ પૂજા કર્યા થકા બુધેજ ગામે પહોંચ્યા. તે ગામમાં હઠીભાઇ, ખોડાભાઇ અને તેજાભાઇ, એ વિગેરે ભક્તજનોએ પૂજા–સત્કાર કર્યા થકા ત્યાં એક દિવસ રહીને ગુડેલ ગામે ગયા. અનેત્યાં સર્વ સંતોએ સહિત નિવાસ કરીને રહ્યા.॥૨૭॥ તે ગામમાં જીભાઇ, વિશો–વણાર, તથા અરશી–વણાર, તથા રવોભાઇ. એ આદિક ક્ષત્રિય જાતિના પોતાના ભક્ત-

माणः । तत्राप्युषित्वा दिनमेकमीशः स पिप्पलीनाम पुरं समायात् ॥२८॥ दादूभयाख्यक्षितिपेन तत्र नत्वार्थितो ह्यसमुवास चैकम् । ततोऽर्थितः पुञ्जजिदादिभक्तैर्धोरेयमागान्नगरं सह स्वैः ॥२९॥ नूत्नं महामन्दिरमात्मभक्तैः सम्यक् कृतं तत्र निरीक्ष्य हृष्टः । देवं प्रतिष्ठापयितुं मुहूर्त्तमापृच्छय विप्रानथ निश्चिकाय ॥३०॥ सम्पाद्य सम्भाररचयं विधिज्ञविप्रोक्तरीत्या स शुभे मुहूर्त्ते । तत्र प्रतिष्ठापयति स्म कृष्णं राधासमेतं च निजस्वरूपम् ॥३१॥ मूर्त्तेस्ततो मदनमोहन इत्युवाच कृष्णस्य नाम सं पुपूज च तां यथावत् । दानानि गोधरणिहेममुखानि चादाद्विप्रान्सुभोजयति च स्म सहस्रशोऽपि ॥३२॥ तत्रान्नसत्रमपि तैर्थिकपान्थलोकं सम्प्रीणनाय भगवान् स उदारकर्मा । प्रावर्तयद्यदुपयातनृणां स्वगम्यस्थानेप्सणापि लभते शिथिलत्वमेव ॥३३॥ स्थित्वा दिनानि कतिचित्सुखयन् स्वभक्तांस्तत्राथ सद्भिरनुयात उदारकीर्त्तिः । दुर्गाभिधं पुरमगात्पुरवासिभक्तैः प्रत्युद्गतः सं च निजे न्यवसन्निवासे ॥३४॥

---

જનોએ સર્વ પ્રકારે સેવા કર્યા થકા પરમેશ્વર શ્રીહરિ તે ગુંડેલ ગામમાં પણ એક દિવસ રહીને, ત્યાંથી પીપળી નામે પુર પ્રત્યે આવ્યા. ॥૨૮॥ તે પીપળી ગામમાં દાદુભાઈ નામે રાજાએ નમસ્કાર કરીને પ્રાર્થના કર્યા થકા એક દિવસ ત્યાં રહ્યા. અને પછી પુંજાજી વિગેરે પોતાના ભક્તજનોએ પ્રાર્થના કર્યા થકા પોતાના સંત પાર્ષદો વિગેરે ભક્તજનોએ સહિત ત્યાથી ધોળેરા પુર પ્રત્યે આવ્યા. ॥૨૯॥ તે ધોળેરા-નગરમાં પોતાના ભક્તજનોએ સુંદર બનાવેલું નવું મોટું મંદિર જોઈને હર્ષ પામેલા શ્રીહરિએ તે મંદિરમાં દેવ પધરાવવાને માટે જ્યોતિઃશાસ્ત્ર જાણનારા બ્રાહ્મણોને પૂછીને મુહૂર્તનો નિશ્ચય કર્યો. ॥૩૦॥ અને પ્રતિષ્ઠાવિધિને જાણનારા બ્રાહ્મણોએ કહેવા પ્રમાણે બધી જોઈતી સામગ્રીઓ સંપાદન કરીને શ્રીહરિએ એ મંદિરમાં શુભ મુહૂર્તમાં રાધિકાએ સહિત એવા પોતાના સ્વરૂપભૂત-પૂર્વાવતારરૂપ શ્રીકૃષ્ણ ભગવાનની સ્થાપના કરી. ॥૩૧॥ અને પછી તે મૂર્તિરૂપ શ્રીકૃષ્ણનું **શ્રીમદનમોહન** એવું નામ શ્રીહરિએ કહ્યું. અને તે મૂર્તિની શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજા કરી. અને ગાયો, પૃથ્વી અને સુવર્ણ એ વિગેરે મહાદાન આપ્યાં. અને હજારો-હજાર બ્રાહ્મણોને સારાં સારાં ભોજનોથી ખૂબ જમાડ્યા. ॥૩૨॥ ઉદાર ચરિત્ર કરનારા ભગવાન શ્રીહરિએ તે ધોળેરા-મંદિરમાં તીર્થ કરનારા પાન્થ લોકોને પ્રસન્ન કરવા માટે એક અન્નસત્ર-સદાવ્રત પણ પ્રવર્તાવ્યું. કે જે સદાવ્રતમાં આવેલા મનુષ્યોની આગળ પહોંચવાના સ્થાનમાં જવાની ઇચ્છાજ શિથિલપણાને પામતી હતી. (અર્થાત્ ત્યાં સુખ મુકીને બીજે જવાની ઇચ્છાજ નહોતી થતી.) ॥૩૩॥ ઉદાર કીર્તિવાળા તે શ્રીહરિ તે મંદિરમાં પોતાના ભક્તજનોને સુખ આપતા થકા કેટલાક દિવસો રહીને પછીથી મુક્તાનંદાદિક સંતોએ સહિત ત્યાથી ચાલ્યા તે દુર્ગપુર નામે પ્રસિદ્ધ પત્તનને પામ્યા. અને દુર્ગપુરના ભક્તજનોએ સામા આવીને સન્માન કર્યા થકા ત્યાં પોતાના નિવાસસ્થાનમાં સુખેથી નિવાસ કરીને રહ્યા. ॥૩૪॥

પોતાનાં દર્શન કરનારા અનેક જનસમૂહોને આનંદિત કરનારા એવા જે શ્રીહરિએ ધોળેરાપુરીમાં પોતાની મૂર્તિની સ્થાપના આદરપૂર્વક કરી હતી. અને વાડવવૃંદનું પોષણ કરનારા

आनन्दितानेकनिजेक्षकवजो धौरेयपुर्यां निजमूर्तिमादरात् ।
योऽतिष्ठिपद्धाडवनृन्दपोषकः सोऽयं हरिः प्रीतिमुपैतु नित्यदा ॥३५॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये दुर्गपत्तनप्रत्यागमने धौरेयपुरे श्रीमदनमोहनदेवप्रतिष्ठानिरूपणं नाम षट्चत्वारिंश उल्लासः ॥४६॥

એવા મહાપ્રતાપી તે આ મારા ઇષ્ટદેવ શ્રીહરિ મારી ઉપર નિરંતર પ્રસન્નતા પામો. ॥૩૫॥

ઇતિ શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનન્દસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય યથાર્થ જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિએ ગઢપુર પાછા ફરતાં ધોળેરા નગરમાં મદનમોહન ભગવાનની પ્રતિષ્ઠા કરી એ નિરૂપણ નામે છેતાલીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૬॥

# उल्लासार्थसङ्ग्रहः

विधानं दीक्षाया व्रतमहविधिं साधुनियमान्
विभेदान् धर्माणामनुपधिभिदां जीवपरयोः ।
स्फुटं जिज्ञासुभ्यः स्वयमुपदिशन् दुर्गनगरे
निजान् भक्तान्सर्वान् श्रुतिहितवचोभिश्च सुखयन् ॥
पुरे जीर्णे दुर्गे निजचरणभक्तप्रियकरः
प्रतिष्ठां देवस्य व्यतनुत तथा दुर्गनगरे ।
निजैकान्तस्वान्तोत्तमनृपकृताभ्यर्थितवशात्
स्वयं गोपीनाथाकृतिकनिजमूर्तेश्च विधिवत् ॥
सोऽयं श्रीदुर्गनगरे गोपीनाथात्मना स्वयम् ।
नित्यं सन्निहितश्चित्ते सन्निधत्तां सदैव नः ॥४७-१-३॥

દુર્ગનગરમાં રહેતા જે સ્વયં શ્રીહરિએ પોતાના પુત્રોને દીક્ષાનો વિધિ કહ્યો હતો, તથા વાર્ષિક વ્રતો અને ઉચ્છવોનો વિધિ કહ્યો હતો. ગોપાળાનંદમુનિને ત્યાગી-સાધુઓના નિયમરૂપ એવા ધર્મના અનેક ભેદ કહ્યા હતા. તથા નિત્યાનંદમુનિને જીવ-પરમાત્માનો નિરૂપાધિક-વાસ્તવિકજ ભેદ છે. એમ જીજ્ઞાસુઓને સમજવા માટે સ્ફુટપણે કહ્યો હતો. આ પ્રમાણે પોતાના સર્વ ભક્તોને શ્રુતિઓનાં હિતકારી વચનોથી સુખ આપતા થકા. તેમજ જુનાગઢ પુરમાં જઇને જે શ્રીહરિએ પોતાના ચરણકમળની ભક્તિ કરનારા ભક્તોનું પ્રિય કરતા થકા રાધારમણ દેવની પ્રતિષ્ઠા કરી હતી. તથા દુર્ગપુરમાં પણ પોતાના સ્વરૂપમાંજ એકાગ્ર ચિત્ત રાખનારા ઉત્તમ રાજાએ કરેલી પ્રાર્થનાના વશપણાને લીધે પોતે શ્રીગોપીનાથરૂપ આકૃતિ જેની છે એવી પોતાની મૂર્તિની વિધિવત્ પ્રતિષ્ઠા કરી હતી.

આવા તે શ્રીદુર્ગપત્તનમાં શ્રીગોપીનાથરૂપે સ્વયં અખંડ વિરાજમાન રહેલા શ્રી હરિ ભગવાન અમારા ચિત્તમાં સદાય-અખંડ વિરાજમાન રહો. ॥૪૭-૧-૩॥

# सप्तचत्वारिंश उल्लासः

एकदा सुखमासीनं कतिभिश्चवृतं निजैः । भक्तैः पुत्रावुपागम्य प्रणम्य प्रोचतुः प्रभुम् ॥१॥ स्त्रीणां पुंसां प्रभो ! दीक्षाविधिं सर्वं पृथक् पृथक् । वक्तुमर्हसि सर्वज्ञ ! यथाशक्ति यथोचितम् ॥२॥ ततस्ताभ्यामशेषेण स्त्रीपुंसानां यथोचितम् । दीक्षाविधिं हरिः प्राह देशकालानुसारतः ॥३॥ ततस्ताभ्यां पुनः पृष्टः कर्त्तव्यं प्रतिवत्सरम् । व्रतोत्सवविधिं स्वामी विविच्याखिलमाह तौ ॥४॥ अथ कश्चित्स आपृष्टो गोपालानन्दसाधुना । निजाश्रितानां साधूनां प्राह धर्मानशेषतः ॥५॥ लोभकामरसास्वादस्नेहमानाख्यवैरिणाम् । आन्तराणां जयोपायांस्तस्मै प्राह विविच्य सः ॥६॥ सम्यगात्मपरज्ञानं मया सम्पृष्ट एकदा । सविस्तरं तदवदन्मह्यं भक्त्युपबृंहितम् ॥७॥ कचित्पृष्टो विप्रवर्यशिवरामेण सोऽखिलान् । वर्णाश्रमवतां धर्मान्प्रोवाच निखिलांश्च तान् ॥८॥ श्राद्धस्य च विधिं धर्मान्कलौ वर्ज्यांनुवाच च । स्त्रीणां धर्मान् राजधर्मान्प्रायश्चित्तं व्रतैः सह ॥९॥ लक्षणानि च कृच्छ्राणां विपाकं कर्मणामपि । तस्मै यथावत्प्रोवाच धर्मसंस्थापकः स्वयम् ॥१०॥

---

## ઉલ્લાસ-૪૭ મો.

ગઢપુરમાં એક સમયે પોતાના કેટલાક ભક્તજનોથી વીંટાઇને સભામાં સુખેથી વિરાજમાન થયેલા એવા પ્રભુ-શ્રીહરિની પાસે શ્રીહરિના પુત્રો-અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી એ બંને આવીને નમસ્કાર કરી પૂછવા લાગ્યા. ॥૧॥ હે સર્વજ્ઞ-પ્રભુ! પુરૂષો અને સ્ત્રીઓનો સમગ્ર દીક્ષાવિધિ શક્તિ પ્રમાણે અને યોગ્યતા-અધિકાર પ્રમાણે પૃથક્ પૃથક્ અમને કહેવાને યોગ્ય છો.॥૨॥ ત્યારે શ્રીહરિ ભગવાને સ્ત્રી-પુરૂષોને આપવા યોગ્ય એવો યથાયોગ્ય દીક્ષાવિધિ તે બંને પુત્રોને દેશકાળને અનુસારે કરવા યોગ્ય સમગ્રપણે કહી બતાવ્યો. ॥૩॥ પછી તે બંને પુત્રોએ ફરીથી પૂછેલા શ્રી સહજાનન્દસ્વામી ભગવાને દર-વરસે કરવા યોગ્ય વ્રતો અને ઉત્સવોનો વિધિ તે બંને પુત્રોને વિવેચન કરીને સમગ્રપણે કહી બતાવ્યો. ॥૪॥ વળી ક્યારેક ગોપાળાનંદમુનિએ પૂછેલા તે શ્રીહરિએ પોતાના આશ્રિત સાધુઓના નિષ્કામાદિક ધર્મો સમગ્રપણે વિસ્તારથી કહ્યા હતા. ॥૫॥ તે શ્રીહરિએ લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ અને માન. એ નામે પ્રસિદ્ધ એવા પાંચ આંતર શત્રુઓને જીતવાના ઉપાયો તે ગોપાળાનંદમુનિને વિવેચન કરીને કહ્યા હતા.॥૬॥ એક સમયે મેં-નિત્યાનંદમુનિએ આત્મા-પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન પૂછ્યા થકા તે શ્રીહરિએ ભક્તિરસથી ભરપૂર એવું તે જ્ઞાન મને-નિત્યાનંદમુનિને વિસ્તારપૂર્વક જેમ હોય તેમ સારી રીતે કહ્યું હતું. ॥૭॥ ક્યારેક વિપ્રવર્ય શિવરામભટ્ટે સર્વ વર્ણના અને આશ્રમવાળા મનુષ્યોના સમગ્ર ધર્મો પૂછવાથી શ્રીહરિએ તે શિવરામવિપ્રને તે-સઘળા ધર્મો કહ્યા હતા. ॥૮॥ અને વળી સમગ્ર શ્રાદ્ધનો વિધિ તેમજ કળિવર્જ્ય ધર્મો પણ કહ્યા હતા. તથા સર્વ સ્ત્રીઓના ધર્મો, રાજાઓના ધર્મો, તેમજ સર્વ પ્રકારનાં વ્રતોએ સહિત સઘળો પ્રાયશ્ચિત્ત વિધિ પણ કહ્યો હતો. ॥૯॥ તથા ચાન્દ્રાયણાદિક

अथागमत्तत्र च जीर्णदुर्गादनूपसिंहः स हरिं प्रणम्य। प्राह प्रभो! मन्दिरकर्म पूर्णमस्मत्पुरे जातमथागतोऽहम् ॥११॥ तत्रैत्य सद्भिः सकलैः सहैव देवप्रतिष्ठा भवता विधेया। मनोरथोऽयं निजभक्तिभाजां प्रपूरणीयोऽसि हि कल्पवृक्षः॥१२॥ इत्यर्थितस्तेन हरिः स तत्र गन्तुं तदाज्ञापयदात्मभक्तान्। स्वयं च सज्जोऽभवदात्मतन्त्रस्ततस्तृतीयेऽहनि निर्जगाम ॥१३॥ सद्भिश्च पर्षद्भिश्च वृतोऽश्ववारैः स्वबन्धुवर्गेण हयाधिरूढः। पथि स्वभक्तान्सुखयन्नवापत्पुरं चतुर्थेऽहनि जीर्णदुर्गम् ॥१४॥ हेमन्तसिंहप्रमुखैः स्वभक्तैः प्रत्युद्गतो वाद्यपुरःसरं सः। स्थाने स्ववासोचित आत्मभक्तैः साकं न्यवात्सीत्सुखयन्पुरस्थान् ॥१५॥ तन्मन्दिरं प्रेक्ष्य ततः प्रहृष्टः सम्भारमाहार्य यथार्हमीशः। शुभे क्षणे वैदिकवाडवोक्तरीत्या प्रतिष्ठापयति स्म देवम् ॥१६॥ *तन्मध्यमे मन्दिर आत्ममूर्तिं श्रीद्वारिकाधीशम*तिष्ठिपत्सः। ततश्च राधारमणाख्यमूर्तिमस्थापयद्दक्षिणमन्दिरेऽस्मात् ॥१७॥ तद्वामतो

કૃચ્છ્ર વ્રતોનાં લક્ષણો, તેમજ સર્વ કર્મનો વિપાક-ફળ, એ સઘળું ધર્મસંસ્થાપક ભગવાન સ્વયં શ્રીહરિએ તે શિવરામવિપ્રને યથાર્થપણે કહ્યું હતું. ॥૧૦॥

એક વખતે તે દુર્ગપત્તનમાં જુનાગઢથી અનૂપસિંહ-હેમન્તસિંહરાજાના નાના ભાઇ આવ્યા. અને તે શ્રીહરિને નમસ્કાર કરીને કહેવા લાગ્યા-કે હે ભગવન્! અમારા જુનાગઢ પુરમાં મંદિરનું કામ પુરૂં થઇ ગયું છે. માટે આપને નિવેદન કરવા હું આવ્યોછું ॥૧૧॥ માટે હે પ્રભુ! આ સર્વ સંતોએ સહિત આપ ત્યાં પધારીને દેવપ્રતિષ્ઠાનું કાર્ય કરો. અને તમારી ભક્તિ કરનારા એવા અમારા સર્વનો આ મનોરથ આપે સમ્પૂર્ણ કરવો જોઇએ. કેમકે-આપ તો નિજભક્તોને ઇચ્છિત ફળ આપનારા સાક્ષાત્ કલ્પવૃક્ષ છો. ॥૧૨॥ આ પ્રમાણે તે અનૂપસિંહજીએ પ્રાર્થના કરેલા શ્રીહરિએ ત્યાં જુનાગઢ જવા માટે તેજ સમયમાં પોતાના સોમ-સુરાદિક ભક્તજનોને આજ્ઞા કરી. અને સદા સ્વતંત્રમૂર્તિ પોતે શ્રીહરિ પણ તૈયાર થવા લાગ્યા. અને અનૂપસિંહજીને ત્યાંથી ગયા પછી ત્રીજે દિવસે શ્રીહરિ ગઢપુરથી નીકળ્યા. ॥૧૩॥ મુક્તાનંદાદિક સંતો, રત્નજીત્ વિગેરે પાર્ષદો, સોમસુરાદિક તેમજ ઉત્તમરાજા વિગેરે અશ્વારો, તથા રામપ્રતાપાદિક પોતાના બંધુવર્ગ. એ સર્વ ભક્તજનોથી વીંટાયા થકા સ્વયં શ્રીહરિ ઘોડા ઉપર વિરાજમાન થઇને માર્ગમાં પોતાના ભક્તજનોને સુખ આપતા થકા ચોથે દિવસે જુનાગઢ-પુરને પામ્યા. ॥૧૪॥ તે સમયમાં હેમન્તસિંહરાજા વિગેરે પોતાના ભક્તજનોએ વાજીંત્રો વજાવવાપૂર્વક સામા આવીને સન્માન કરેલા શ્રીહરિભગવાન પોતાના ભક્તજનોએ સહિત પોતાને રહેવા લાયક સારા સ્થાનમાં તે પુરના ભક્તજનોને સુખ-આનંદ આપતા થકા નિવાસ કરીને રહ્યા. ॥૧૫॥ અને પછી તે સુન્દર મંદિર જોઇને અતિ હર્ષ પામેલા સમર્થ શ્રીહરિએ પ્રતિષ્ઠામાં ઉપયોગી સામગ્રીઓ મંગાવીને શુભ મુહૂર્તમાં વૈદિક બ્રાહ્મણોએ કહેલી પદ્ધતિ પ્રમાણે તે મંદિરમાં દેવની પ્રતિષ્ઠા કરી. ॥૧૬॥ તેમાં-મધ્ય મંદિરમાં તે શ્રીહરિએ પોતાની મૂર્તિરૂપ એવા રણછોડ-ત્રિવિક્રમ નામે શ્રીદ્વારિકાધીશ ભગવાનની સ્થાપના કરી. અને તે મધ્ય મંદિરથી જમણી બાજુના મંદિરમાં **શ્રીરાધારમણ** નામે પોતાની મૂર્તિ સ્થાપન કરી. ॥૧૭॥ અને ડાબી બાજુના મંદિરમાં

मन्दिर एव सिद्धेश्वराख्यशम्भुं त्वथ पार्वतीं च । गणेश्वरेणानुगतामथैषां पूजां स चक्रे निगमोक्तमन्त्रैः ॥१८॥ वृत्तालये पूर्वमसौ हि लक्ष्मीनारायणस्थापन आचचार । महोत्सवं यद्वदिहापि तद्वचकार सम्राडिव मुख्यकल्पः ॥१९॥ गोभूहिरण्यादि ददौ च दानमभोजयद्विप्रगणान्वहूंश्च । आगन्तुकांस्तत्पुरवासिनश्च सन्तोषयामास स दक्षिणाभिः ॥२०॥ प्रावर्त्तयत्तत्र ततोऽन्नसत्रमन्नोदकैः पान्थजनास्तु यत्र । सम्प्राप्नुवन्त्येव परं सुखं यत् दृष्ट्वा क्षितीशोऽपि जगाम चित्रम् ॥२१॥ वहादराख्यो नृपतिश्च तस्य महाप्रतापं प्रथितं विलोक्य । साश्चर्यमस्यान्तिक एव भूयो ह्यवर्त्ततात्राकरवत्प्रहृष्टः ॥२२॥ तत्रत्यभक्तानिति सोऽनुघस्रमानन्दयन्स्वेक्षणभाषणाद्यैः । स्थित्वैकपक्षं पुनरात्मसद्भिर्भक्तैः समं दुर्गपुरं समायात्॥२३॥ निवसन्तं सुखं तत्र कचिदुत्तमभूपतिः । प्रणम्य प्रार्थयामास स्वसृभ्यां सह सन्मतिः ॥२४॥ मनोरथाः स्वभक्तानां सम्पूर्यन्ते त्वया प्रभो ! । यथा तथैव चास्माकं पूरणीयो मनोरथः ॥२५॥ सच्छिल्पिभिः कारयित्वा महदेवात्र मन्दिरम् । तत्र स्वमूर्तिं विधिना स्थापयेत्यस्ति याचितम् ॥२६॥ द्रव्यसेवां

એ શ્રીહરિએ સિદ્ધેશ્વર નામે શંકર–મહાદેવની તથા ગણપતિ–પુત્રે સહિત પાર્વતી દેવીની સ્થાપના કરી. અને પછી તે સર્વ મૂર્તિઓની પૂજા વેદોક્તમંત્રોથી અનુક્રમે વિધિપુરઃસર કરી. ॥ ૧૮ ॥ પૂર્વે વૃત્તાલયમાં શ્રીલક્ષ્મીનારાયણ દેવના સ્થાપનમાં જેવો મહોત્સવ કર્યો હતો. તેની પેઠેજ આ જુનાગઢમાં પણ એ શ્રીહરિએ કોઇ ચક્રવર્તી રાજા જેમ મહોત્સવ કરે તેમ મુખ્ય પક્ષ સ્વીકારીને ઉત્તમ પ્રકારથી એ મહોત્સવ કર્યો હતો. ॥૧૯॥ અને સુવર્ણાદિક મહાદાન આપ્યાં હતાં. તથા ઘણાક વિપ્રસમૂહોને જમાડ્યા હતા. અને અનેક દેશમાંથી આવેલા તેમજ તે પુરમાં રહેનારા બ્રાહ્મણોને દક્ષિણાઓથી ખૂબ રાજી કર્યા હતા. ॥૨૦॥ અને પછી ત્યાં એક અન્નસત્ર–સદાવ્રત પ્રવર્તાવ્યું, કે જે અન્નસત્રમાં આવેલા પાંથજનોને અન્નોદકથી પરમ સુખ અદ્યાપિ મળ્યાજ કરેછે. અને વળી શ્રીહરિએ પ્રવર્તાવેલા એ અન્નસત્રને જોઇને પૃથ્વીપતિ રાજા પણ વિસ્મયજ પામી જતા હતા. ॥૨૧॥ આવો પ્રસિદ્ધ મહાપ્રતાપ તે શ્રીહરિનો જોઇ–જાણીને અતિ હર્ષ પામેલા ત્યાંના બહાદૂરસિંહ નામે રાજા આશ્ચર્યપૂર્વક આજ્ઞાપાલક સેવકજ જેમ એમ નિરંતર એ શ્રીહરિની પાસેજ રહેતા હતા. ॥૨૨॥ આ પ્રમાણે શ્રીહરિ ત્યાંના ભક્તજનોને દરરોજ પોતાનાં દર્શન–શ્રવણાદિકથી આનંદ આપતા થકા એક પખવાડીયુ રહીને પછી ત્યાંથી પોતાના સંતો તથા બીજા સર્વ ભક્તજનોએ સાહુત દુર્ગપુર પાછા આવ્યા. ॥૨૩॥ પછી ત્યાં ગઢપુરમાં સુખેથી નિવાસ કરતા શ્રીહરિને ક્યારેક સન્મતિવાળા ઉત્તમ–રાજાએ પોતાની અને બહેનો–જયા અને લલિતાએ સહિત નમસ્કાર કરીને પ્રાર્થના કરી. ॥૨૪॥ હે પ્રભુ! ભક્તવત્સલ તમો પોતાના ભક્તોના મનોરથો જેમ પુરા કરોછો. તેમજ તમારા ભક્ત એવા અમારો મનોરથ પણ આપે પુરો કરવો જોઇએ. ॥૨૫॥ માટે સારા મીસ્રીઓ પાસે અહીંઆં સુંદર મોટું મંદિર કરાવીને તેમાં વિધિપૂર્વક પોતાની–આપની મૂર્તિ સ્થાપન કરો. એમ અમારી યાચના છે. ॥૨૬॥ અને હે મહારાજ! અમે અમારી શક્તિ પ્રમાણે દ્રવ્યથી સેવા કરીશું. આ પ્રમાણે પ્રાર્થના કરેલા અને ભક્તનું પ્રિય કરનારા તે શ્રીહરિએ

करिष्यामो यथाशक्ति वयं प्रभो ! । इत्युक्तः स तथेत्याह भक्तप्रियकृदीश्वरः ॥२७॥ कारयामास सुमहन्मन्दिरं तत्र शोभनम् । शिल्पिभिः शिल्पशास्त्रज्ञैरट्टालैरुपबृंहितम् ॥२८॥ मन्दिरे जायमानेऽसौ स्वभक्तान्वचनामृतैः । स्वराजत्तर्पयंस्तत्र प्रशंसन्शिल्पिनोऽपि च ॥२९॥ एकदाथ स सम्पृष्टो मुकुन्दानन्दवर्णिना । धर्मान्सविस्तरं प्राह नैष्ठिकब्रह्मचारिणाम् ॥३०॥ जातेऽथ मन्दिरवरे सुमुहूर्त्तमेव निश्चित्य वैदिकवरानुपहूय विप्रान् । प्रातिष्ठिपच्च सह राधिकयैव गोपीनाथाभिधानमथ तत्र निजस्वरूपम् ॥३१॥ कृत्वा यथाविधि स पूजनकर्म नाना दानानि तत्र च महान्ति ददौ द्विजेभ्यः । साधूंश्च विप्रनिकरानपि मृष्टभोज्यैः प्रातर्पयच्च सकलानपि याचकौघान् ॥३२॥ अन्नसत्रं महत्तत्र सर्वेषामथहिताय सः । प्रावर्त्तयच्च यद् दृष्ट्वा नागरा विस्मयं ययुः ॥३३॥ महोत्सवं विधायैवं वसन्तं तत्र तं प्रभुम् । शतानन्दः साङ्गयोगमपृच्छन्मुनिराट् कचित् ॥३४॥ पातञ्जलानुसारेण तस्मै योगमशेषतः । साङ्गं स कथयामास सर्वसंशयनाशनः ॥३५॥ निजजनान्विविधैर्वचनामृतैः प्रतिदिनं सुखयन्सदसि स्वयम् । नरतनुं परमं वृषदेव वै जयति दुर्गपुरे वृषनन्दनः ॥३६॥

"બહુ સારૂં અમો મંદિર કરાવીશું" એમ કહ્યું. ॥૨૭॥ અને પછી શિલ્પ શાસ્ત્રમાં નિપુણ એવા સમર્થ મીસ્ત્રીઓ પાસે સુંદર અટારીઓથી શોભાયમાન એવું સુન્દર મોટું મંદિર તે દુર્ગપુરમાં શ્રીહરિ ભગવાને પોતે કરાવ્યું–કરાવા માંડયું. ॥૨૮॥ અને એ મંદિર થતું હતું ત્યારે પોતાના ભક્તોને પોતાનાં વચનામૃતોથી તૃપ્ત કરતા અને મીસ્ત્રીઓને પણ પ્રશંસાવચન કહેતા થકા શ્રીહરિ ત્યાં હંમેશાં બિરાજતા હતા. ॥૨૯॥ પછી એક સમયે શ્રીહરિએ મુકુંદાનંદ–વર્ણીએ પૂછયા થકા નૈષ્ઠિક–બ્રહ્મચારીઓના ધર્મો તેમને વિસ્તારથી કહ્યા હતા. ॥૩૦॥ એમ કરતાં જ્યારે તે સર્વોત્તમ પોતાનું મંદિર પુરૂં થયું ત્યારે સારા મુહૂર્તનો નિશ્ચય કરીને વૈદિકમાં ઉત્તમ બ્રાહ્મણોને બોલાવીને તે મંદિરમાં શ્રીરાધિકાએ સહિત એવા પોતાના સાક્ષાત્ સ્વરૂપભૂત શ્રીગોપીનાથ નામે ભગવાનની પ્રતિષ્ઠા કરી. ॥૩૧॥ અને પછી શ્રીહરિએ તે શ્રીગોપીનાથજીનો પૂજનવિધિ યથાશાસ્ત્ર કરીને તે પ્રતિષ્ઠા-મહોત્સવમાં બ્રાહ્મણોને મહાદાન આપ્યાં હતાં. અને મીષ્ટ ભોજનોથી સાધુઓને અને બ્રાહ્મણસમૂહોને પણ તૃપ્ત કર્યા હતા. તેમજ બીજા પણ સઘળા યાચક જનોને જમાડીને તૃપ્ત કર્યા હતા. ॥૩૨॥ અને શ્રીહરિ ભગવાને તે દુર્ગપુરમાં પોતાના મંદિરમાં સર્વ યાત્રાળુઓના હિતને માટે મોટું અન્નસત્ર પ્રવર્તાવ્યું હતું. કે જે સદાવ્રતને જોઈને તે નગરના મનુષ્યો વિસ્મયને પામી ગયા હતા. ॥૩૩॥ આ પ્રમાણે એ પ્રતિષ્ઠામહોત્સવ કરીને ત્યાં નિવાસ કરી રહેલા તે શ્રીહરિ પ્રભુને કોઈક સમયમાં શતાનન્દ મહામુનિએ અષ્ટાંગયોગને પૂછયો. ॥૩૪॥ ત્યારે સર્વ સંશયને નાશ કરનારા તે શ્રીહરિએ તે શતાનંદમુનિને પાતંજલ યોગ શાસ્ત્રને અનુસારે સમગ્રપણે સાંગ–યમનિયમાદિક અંગોએ સહિત તે યોગ કહ્યો હતો. ॥૩૫॥

આ પ્રમાણે પોતાના આશ્રિત ભક્ત જનોને દરરોજ સભામાં વિરાજમાન થઈને પોતાનાં વિવિધ વચનામૃતોથી સુખ આપતા થકા મનુષ્યાકારે વિરાજમાન એવા સાક્ષાત

दीक्षायाश्च विधिं सतां च गृहिणां स्त्रीणां तथा वर्णिनां
धर्मान् सर्वश आह यः प्रतिकृतिं स्वीयां च जीर्णाह्वये ।
दुर्गेऽस्थापयदात्ममूर्तिमपि तद्दुर्गे पुरे च स्वयं
सोऽयं मे हृदि नित्यमेव वसतु श्रीस्वामिनारायणः ॥३७॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदायसकलहार्दाभिज्ञ-नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये जीर्णदुर्गपत्तनयोः श्रीद्वारिकेश-श્रीगोपीनाथप्रतिष्ठानिरूपणनामा सप्तचत्वारिंश उल्लासः ॥४७॥

સર્વનિયંતા પરબ્રહ્મ ભગવાન શ્રીહરિ એ દુર્ગપુરમાં સર્વોત્કૃષ્ટપણે જયકારી વર્તે છે. ॥૩૬॥

જે શ્રીહરિએ પોતાના પુત્રોને દીક્ષાવિધિ કહ્યો હતો. તથા પોતાના આશ્રિત સાધુઓ, ગૃહસ્થ ભક્તજનો, તથા સ્ત્રીઓ અને વર્ણીઓ. એ સર્વના ધર્મો પણ સર્વ પ્રકારે વિસ્તારથી જેમણે કહ્યા હતા. જુનાગઢમાં પોતાની પ્રતિમારૂપ–રાધારમણ આદિક દેવોનું સ્થાપન જેમણે કર્યું હતું. તેમજ–દુર્ગપુરમાં પણ પોતાની મૂર્તિને તુલ્ય આકારથી બનાવેલા શ્રીગોપીનાથ ભગવાન જેમણે સ્થાપન કર્યા હતા. આવા તે પ્રસિદ્ધ અલૌકિક મહા અદ્ભુત ઐશ્વર્ય–સમ્પન્ન મારા ઇષ્ટદેવ શ્રીસ્વામિનારાયણ ભગવાન મારા હૃદયમાં અખંડ નિવાસ કરીને વિરાજમાન રહો ! ॥૩૭॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના આચાર્યપ્રવર શ્રીસહજાનન્દસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકલ રહસ્ય યથાર્થ જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં જુનાગઢમાં શ્રી દ્વારિકેશ અને ગઢપુરમાં શ્રી ગોપીનાથ ભગવાનની પ્રતિષ્ઠાનિરૂપણ નામે સડતાલીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૭॥

# उल्लासार्थसङ्ग्रहः

कृत्वा सत्सङ्गिसेव्यं हरिचरितसुधासारपूर्णं निबन्धं
तस्यैतस्य प्रतिष्ठां सदसि सुगमयन् यो निबन्धावसाने ।
स्तोत्रं तस्यैव चक्रे सकलसुरपतिस्तोमसेव्यस्य सोऽयं
नित्यानन्दो मुनीन्द्रो जयतु सकलसच्छास्त्रसारप्रवीणः ॥४८॥

ઉદ્ધવ સમ્પ્રદાયના આશ્રિત સર્વ સત્સંગિજનોએ સેવવા યોગ્ય અને પ્રગટ પ્રભુ શ્રીહરિનાં ચરિત્રરૂપ સુધારસથી સમ્પૂર્ણ ભરેલો એવો આ મહાનિબંધ રચીને તે પ્રબંધની સભામાં પ્રતિષ્ઠા સારી રીતે કરતા થકા જે નિત્યાનંદમુનિએ આ ગ્રંથના અંતિમ ભાગમાં મોટા મોટા સુરાધીશોના સમૂહોએ પણ સેવવા યોગ્ય એવા તે શ્રીહરિની સ્તુતિ કરી હતી. અને સર્વ સચ્છાસ્ત્રનો સાર સમજવામાં અતિ પ્રવીણ સમર્થ એવા સર્વ મુનિઓના શિરોમણિરૂપ શ્રીનિત્યાનંદમુનિ આ લોકમાં સર્વોત્કૃષ્ટપણે જયકારી વર્તો. ॥૪૮॥

# अष्टचत्वारिंश उल्लासः

सकलभक्तजनान्सुखयन्नयं जयति नेत्रपथे मम धर्मजः ।
सुरभिचन्दनपुष्पसमर्चितो निजजनैर्धृतसूक्ष्मसितांशुकः ॥१॥
अहमहो ! भगवंस्तव सत्पते ! सततसङ्गमतोऽस्मि बृहत्पुरे ।
परमनिर्वृतिमापित एव ते ननु करोमि यथामति सेवनम् ॥२॥
त्वं साक्षात्पुरुषोत्तमोऽसि परमं ब्रह्माक्षरात्माक्षरः
श्रीकृष्णो हरिकृष्ण आदिपुरुषो धर्मात्मज ! श्रीहरे !
हे नारायण ! वासुदेव ! परमानन्द ! प्रभो ! सत्पते !
मायाधीश ! बृहत्पुरस्थनृतनो ! श्रीस्वामिनारायण ! ॥३॥

## ઉલ્લાસ ૪૮ મો.

( ગ્રન્થકર્તા નિત્યાનંદમુનિ ગ્રન્થના અન્તિમ ભાગમાં પોતાના ઇષ્ટદેવની ગદ્‌ગદ્‌ કંઠથી પ્રાર્થના કરતા થકા પોતાની મનોભાવના વ્યક્ત કરીને શ્રીહરિના અસાધારણ સર્વોત્કૃષ્ટ ગુણોનું વર્ણન કરવાપૂર્વક તે તે ગુણોની પોતે યાચના કરીને ભગવાનના અનન્ય ભક્તોએ કરવા યોગ્ય પ્રાર્થના–પ્રકારને શીખવાડેછે–)

પોતાના આશ્રિત જનોએ સુગન્ધવાળાં ચન્દનપુષ્પાદિકથી સમ્યક્ પ્રકારે પૂજેલા, સૂક્ષ્મ એવાં શ્વેત વસ્ત્રો ધારી રહેલા અને પોતાના સકળ ભક્તજનોને સુખ આપનારા એવા આ પ્રગટ પ્રમાણ ધર્મપુત્ર શ્રીહરિ મારા નેત્રમાર્ગમાં–દ્રષ્ટિ આગળ સર્વોત્કૃષ્ટપણે જયકારી વર્તેછે. ॥૧॥

હે સત્પતે ! હે ભગવન્ ! હું–નિત્યાનન્દમુનિ તમારો સતત સમાગમ થવાથી તમારા બ્રહ્મપુર ધામને વિષેજ રહેલો છું, એ મોટા આશ્ચર્યની વાર્તા છે. અને આ લોકમાં પણ તમારી સાથે અખંડ નિવાસ આપીને પરમ આનંદ પમાડયો એવો થકો તમારી સેવા–પરિચર્યા હું [1] યથામતિ કરૂં છું. ॥૨॥

હે ધર્મપુત્ર શ્રીહરિ ! તમે સાક્ષાત્ સ્વયં સર્વાવતારી પુરૂષોત્તમ છો. તે તમેજ વેદાદિક સચ્છાસ્ત્રોમાં અક્ષરના પણ આત્મા–આધાર એવા સાક્ષાત્ પરંબ્રહ્મ એ પ્રમાણે વર્ણન કરેલા છો. અને સ્વરૂપથી તેમજ સ્વભાવથી પણ અવ્યયરૂપ એવા સાક્ષાત્ અક્ષરસ્વરૂપ આદિપુરૂષ તમે આ લોકમાં શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણ એવા નામે પ્રસિદ્ધ વર્તોછો. અને હે નારાયણ ! હે વાસુદેવ ! પરમ આનન્દમય એવા હે પ્રભુ ! હે સત્પતે ! હે માયાધીશ ! આપ પોતાના દિવ્ય બ્રહ્મપુર ધામમાં અખંડ વિરાજમાન રહ્યા થકાજ આ લોકમાં મનુષ્યાકારે જણાઓછો. એવા પ્રત્યક્ષ પ્રભુ હે સ્વામિનારાયણ ! હું આપની સ્તુતિ કરૂં છું. ॥૩॥

---

૧–જે મહાપુરૂષે પોતાનું સમગ્ર જીવિત શ્રીજીના વચનને અનુસરીને સત્સંગની સેવાપરાયણ અનેક સાહસ–કષ્ટો વેઠીને પણ સમર્પણ કર્યું હતું. તે મહાપુરૂષનાં આવાં અભિમાનરહિત વચનો નીકળે એજ મહાપુરૂષોની અકર્તૃત્વ ભાવના અને સ્વધર્મમાં અચળ શ્રદ્ધાને આભારી છે. અને એજ વાસ્તવિક મહાપુરૂષતા છે.

हे भक्तप्रिय ! भक्तिनन्दन ! विभो ! धर्मस्थ ! धर्मप्रिय !
प्राणेशागणिताण्डकोटिपरमाधार ! स्वतन्त्रेश्वर ! ।
जीवेशाक्षरकालसन्नियमन ! ज्योतिःस्थदिव्याकृते !
श्रीराधादिकशक्तिसेवितपदः स्वामी त्वमेवासि मे ॥४॥
दिव्यालंकृतिदिव्यहेतिविलसद्दिव्याङ्गरागार्चितो
ब्रह्माण्डौघभवावनाभयमहालीलस्त्वमीशेश्वरः ।
त्वं कल्याणमयैर्महागुणगणैः संसेव्यसे नित्यदा
स त्वं निर्गुण एव मायिकगुणैर्हीनत्वतो वर्ण्यसे ॥५॥
त्वं वै कारणकारणं स्वजनतावात्सल्यवारांनिधि-
र्भक्तैकाश्रय ! भक्तजीवनतनो ! भक्तैकसर्वस्व ! भोः ! ।
भक्तेच्छापरिपूरकोऽसि सकलैश्वर्याभिजुष्टः सदा
सम्प्राप्ते शरणं शरण्य ! मयि सुप्रीतः सदा त्वं भव ॥६॥

---

નિજભક્તો જેમને અતિશય પ્રિય છે એવા હે ભક્તિનંદન પ્રભુ ! આપ પોતે ધર્મમાં અખંડ રહેલા છો. અને ધર્મપ્રિય એવા હે પ્રભુ ! આપના અનન્ય ભક્તોના આપ પ્રાણપતિરૂપ છો. અગણિત બ્રહ્માંડ કોટિઓના પરમ આધારરૂપ આપ પોતેજ છો. જીવ, ઇશ્વર, અક્ષર અને કાળ. એ આદિક સર્વના નિયામક એવા આપ પોતેજ સ્વતંત્ર ઇશ્વરમૂર્તિ છો. અને અક્ષર બ્રહ્માત્મક મહાતેજમાં અખંડ વિરાજમાન દિવ્યમૂર્તિ એવા હે પ્રભુ ! શ્રીરાધાદિક અનંત દિવ્ય શક્તિઓએ સેવ્યાંછે ચરણકમળ જેમનાં એવા સર્વનિયંતા તમેજ મારા સ્વામી-ઇષ્ટદેવ છો. ॥૪॥

દિવ્ય અલંકારો ધારી રહેલા, દિવ્ય આયુધોથી સુશોભિતમૂર્તિ, દિવ્ય ચંદનાદિક અંગરાગથી સમર્ચા કરેલા. અને અગણિત વિશ્વકોટિઓની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવો એ રૂપ મહા આશ્ચર્યકારી લીલા કરનારા એવા આપ સર્વ બ્રહ્માદિક ઇશ્વરોના પણ ઇશ્વર સ્વતંત્રમૂર્તિ છો. અને અપહતપાપ્મત્વાદિક અનંત મહા કલ્યાણગુણગણોથી આપ સદાય સેવેલા--સમ્પન્ન છો. તે તમનેજ માયિક ગુણોથી રહિત હોવાથી શાસ્ત્રોમાં નિર્ગુણ એ પ્રમાણે વર્ણન કરવામાં આવેછે-('योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते' એ વિગેરે સ્મૃતિઓ પણ એજ અર્થને કહેછે. પરંતુ-નહિ કે- બ્રહ્મ પોતે સર્વથા ગુણશૂન્ય છે. એ અભિપ્રાય છે.) ॥૫॥

પોતાના આશ્રિત જનોના સમૂહ ઉપર નિરતિશય અકારણ અપાર કરૂણાના સાગરસમા, કાળમાયાદિક સર્વ કારણોના પણ કારણરૂપ, સકળ ઐશ્વર્યોંથી સદાય સમ્પન્ન સમર્થમૂર્તિ, એવા આપ નિજભક્તોની ઇચ્છાઓ પરિપૂર્ણ કરનારા છો. માટે નિજભક્તોના એક-અનન્ય આશ્રયરૂપ, ભક્તોના પરમ જીવનરૂપ છે મૂર્તિ જેમની અને નિજભક્તોના એક સર્વસ્વ-રૂપ અને શરણાગતની રક્ષા કરનારા એવા હે પરમ દયાળુ પ્રભુ! તમારા શરણને પામેલો એવા હું તે મારે વિષે તમે સદાય અતિશય પ્રસન્ન થાઓ ॥૬॥

त्वं ह्येवास्यखिलावतारधृदजः स्वातन्त्र्यतः सर्वदा
धर्मस्थापनसाधुरक्षणधराभारापनुत्यै मुहुः ।
स त्वं साम्प्रतमत्र वाडवकुले स्वैश्वर्ययुक्तः स्वयं
जातोऽसि स्वपदोपसन्नजनतासौख्यातिरेकप्रदः ॥७॥
एतस्मिंस्त्ववतार एव भवता यत्त्वत्र देदीयते
सौख्यं भूरि च लालनं स्वकनृणां चेक्रीयते यादृशम् ।
नैतादृक् क्वचन स्वजन्मनि कृतं तस्मादियं ते कृपा
शक्या नोपमितुं महापुरुष ! वै केनापि केनाप्यहो! ॥८॥
कारुण्यं तव साम्प्रतं भवति यद्भक्तेषु तत्कर्हिचि-
न्मातुं नैव हि शक्यमस्ति करुण ! प्रीतो भवातो मयि ।
स्वीयब्रह्मपुरस्थदिव्यविभवैर्जुष्टोऽपि सिद्धिव्रजै-
रल्पप्राणिसमर्पितं फलदलाद्यादत्स एषा कृपा ॥९॥

---

નિરંતર ધર્મનું—એકાંતિક ભાગવત ધર્મનું સ્થાપન કરવું, સાધુજનોનું સર્વથા રક્ષણ કરવું અને પૃથ્વીનો ભાર ઉતારવો. એ માટેજ વારંવાર તમે પોતેજ અજન્મા-કર્માધીન જન્માદિકથી રહિત છો. તો પણ સ્વતંત્રતાથીજ તમારી ઇચ્છા પ્રમાણે તે તે સમયમાં રામકૃષ્ણાદિક સર્વ અવતારોને ધારનારા છો. તેજ તમે સર્વાવતારી ભગવાન પુરૂષોત્તમ હાલ સમયમાં આ લોકમાં સારવ–જ્ઞાતિના બ્રાહ્મણકુળમાં પોતાનાં અસાધારણ ઐશ્વર્યોએ યુકત થકાજ સ્વયં પ્રગટ થયેલા છો. અને પોતાના ચરણકમળના આશ્રિત જનસમૂહને અતિ અપાર સુખ આપતા થકા આ લોકમાં વિચરોછો. ॥૭॥

સ્વયં સર્વાવતારી એવા આપના આ અવતારમાં આ લોકમાં પોતાના આશ્રિત જનોને આપ જેવું સુખ આપોછો. અને વળી જેવું અતિ લાલન કરોછો. તેવું તો આપે પૂર્વે કોઇ પણ આપના અવતારમાં કર્યું નથી. માટે હે મહાપ્રભુ! આ તમારી કૃપા કોઇએ પણ કોઇની સાથે સરખાવાય તેવી છેજ નહિ. "તમારી કૃપા તે તમારીજ" એવી અનુપમ—અદ્વિતીય આપની કૃપા છે. ॥૮॥

વળી–હે મહાપ્રભુ! હાલ–સમયમાં તમારા ભક્તો ઉપર જે તમારી કૃપા વર્તેછે. તે કૃપા કયારેય પણ માપી શકાય તેમ છેજ નહિ. માટે હે પરમ કૃપાળુ ભગવન્! મારે વિષે તમે પ્રસન્ન થાઓ. તે કૃપા કહેછે–પોતાના બ્રહ્મપુર ધામમાં રહેલા વૈભવોએ અને અનેક સિદ્ધિગણોએ સેવ્યા થકા પણ આ લોકમાં અલ્પ–પામર તથા સાધારણ માણસોએ અર્પણ કરેલાં બોર અથવા ઝેડીની ભાજી એ આદિક અલ્પ વસ્તુઓ પણ આપ પ્રેમથી [૨] અંગીકાર કરોછો. એજ મોટી કૃપા છે. ॥૯॥

---

જેતલપુરમાં મગનો રોટલો અને ભાજી જમવાના પ્રસંગનો 'स्नातं चन्दनच...धन्दे सदा स्वामिनम्' એ શ્લોકથી વર્ણન કરાતો શ્રીહરિનો વાત્સલ્યભાવસત્સંગમાં અતિ પ્રસિદ્ધ છે.

श्रीराधादिकदिव्यशक्तिनिकरैर्दिव्यैर्महापार्षदैः
नित्यं सेवितपत्कजोऽत्र च महाराजाधिराजार्चितः ।
सेवामल्पनृणामपि क्षितितले प्रीत्याददद्राजसे
तत्त्वय्येव हि शोभनं नरसखे ! कारुण्यवारांनिधौ ॥१०॥
पूर्वं स्वावतरैरनेकदितिजव्रातास्त्वया नाशिता-
स्तेभ्योऽपि प्रवलाः सुरासुरनरैः शक्या न जेतुं कचित् ।
कामाद्यान्तरशत्रवस्त इह हि स्वानां समुन्मूलिता-
स्तेनास्मिन्नवतार एव विततो भूरिप्रतापोऽस्ति ते ॥११॥
कामार्त्तस्य यथेप्सितयोषिति मनःस्तेनस्य चौर्ये यथा
नित्यं स्वव्यसने यथा व्यसनिनः क्रुद्धस्य च द्वेषिणि ।
साध्व्याः स्वामिनि चातकस्य मुदिरे रूपे पतङ्गस्य वा
सक्तं मेऽस्तु तथा त्वदीयचरणे श्रीभक्तिधर्मात्मज ! ॥१२॥
रोगार्तोऽतिभयः क्षुधातुरपुमान् स्नेहातुरश्चापि वा
यद्वद्दैन्यमुपैति मानरहितस्तद्वन्मदीयं मनः ।

---

લક્ષ્મીજી અને રાધિકાજી આદિક દિવ્ય શક્તિઓના સમૂહોએ અને દિવ્યાકાર એવા મહામુક્ત પાર્ષદોએ નિરંતર સેવ્યાંછે. ચરણ કમળ જેમનાં એવા થકા અક્ષર ધામમાં વિરાજમાન રહેલા અને આ લોકમાં પણ મહા–રાજાધિરાજાઓએ પરમ આદરથી પૂજા કરેલા એવા અતિ સમર્થ તમે આ ભૂતળમાં અલ્પ માણસોની પણ સેવા પ્રીતિપૂર્વક અંગીકાર કરતા થકા વિરાજોછો. તે પોતાના એકાંતિક ભકત એવા નરના સખા અને કરૂણાના સમુદ્રરૂપ એવા સાક્ષાત શ્રીનારાયણ તમારે વિષેજ એ શોભારૂપ છે. ॥૧૦॥

પૂર્વે તમોએ પોતાના વરાહાદિક અનેક અવતારોથી અસંખ્યાત દૈત્યોના સમૂહો નાશ કરી નાખ્યા હતા. પરંતુ તેથી પણ અતિ પ્રબળ અને દેવ, અસુર અને મનુષ્યોથી પણ કયારેય ન જીતી શકાય એવા તે સ્વાશ્રિત જનોના કામાદિક આંતર શત્રુઓનો આ અવતારમાંજ મૂળમાંથી વિનાશ કર્યો છે. તે કારણથીજ હે મહારાજ ! આ અવતારમાંજ તમારો અતિ મોટો પ્રતાપ વિસ્તાર પામ્યો છે. ॥૧૧॥

હે પ્રભુ! કામાર્ત પુરૂષનું મન જેમ મનગમતી સ્રીમાં આસકત રહેછે. ચોરનું મન જેમ ચોરી લેવાની વસ્તુમાં આસકત રહેછે. અને વ્યસની માણસનું મન પોતાના વ્યસનમાંજ જેમ અખંડ આસકત રહેછે, ક્રોધી માણસનું મન દ્વેષ કરનાર ઉપર જેમ આસકત રહેછે. પતિવ્રતા સ્રીનું મન પોતાના પતિને વિષેજ જેમ આસકત રહેછે, ચાતકનું મન જેમ મેઘમાંજ આસકત રહેછે અને પતંગનું મન જેમ રૂપમાં આસકત રહેછે. તેજ પ્રમાણે હે શ્રીભક્તિધર્માત્મજ! મારૂં મન તમારા ચરણ કમળમાંજ સદાય આસકત રહો. ॥૧૨॥

રોગાતુર, અતિ ભયાતુર, ક્ષુધાતુર તથા સ્નેહાતુર, એવો હરકોઇ પુરૂષ સર્વથા માન રહિત થઇને જેમ અતિ દીનપણાને પામી જાયછે. તેની પેઠેજ હે શ્રીહરિ! મારૂં

दैन्यं यातु निरन्तरं त्वयि हरे ! सत्सु त्वदीयेष्वपि
क्षिप्रं मानविहीनमित्यभिमतं त्वत्तोऽस्ति मन्नाथ ! मे ॥१३॥
त्वद्रूपस्य सुनिश्चयो मनसि मे सर्वोत्तमः स्यात्सदा
त्वत्सौख्येन सुखी भवेयमनिशं नैवेतरेण क्वचित् ।
त्वद्भिन्नाकृतयश्च सन्त्वतितरां तुच्छाः कृता मायया
याचे त्वामिति संततं कृतनतिस्तद्देहि मे श्रीहरे ! ॥१४॥
त्वय्येकान्तिकभक्तिरस्त्वविचला माहात्म्ययुग्धर्मजे
प्रत्यूहान्मदनाद्यधर्मकुलतस्तत्रावनं मे कुरु ।
ज्ञानादौ च दृढस्थितिं वृषकुले तस्यां सहाये परे याचे-॥१५॥
प्रेष्ठानां तव सङ्गमोऽस्त्वनुदिनं ह्येकान्तिकानां सतां
शुष्कज्ञान्युपधर्मिकौलमतिनां सङ्गो न मे स्यात्कचित् ।
भक्तत्वे क्व च दोषलेश इह ते नैवावशिष्येत मे याचे-॥१६॥
द्रोहस्ते तव सेविनां च महतां न स्यान्मृदापि क्वचित्
तिष्ठेन्नैव च वासनान्यविषया त्वत्सेवनान्मे हृदि ।

મન પણ નિરંતર તમારે વિષે અને તમારા સંતોને વિષે પણ એકદમ માન રહિત થઈને અતિ દીનપણાને પામો. હે મારા નાથ! મારે તમારા થકી એજ માગવાં યોગ્ય છે. માટે તે કૃપા કરીને મને આપો. ॥૧૩॥

(હવે આઠ શ્લોકથી પોતાને અભીષ્ટ માગણી શ્રીહરિની પાસે કરેછે-) હે શ્રીહરે! મારા મનમાં સદાય તમારા સ્વરૂપનો સર્વોત્તમ-નિર્વિકલ્પ નિશ્ચય થાય. અને નિરંતર તમારા સ્વરૂપના સુખસંબંધથીજ હું સુખી થાઉં, પરંતુ-તમારા સિવાયનાં બીજાં માયિક પદાર્થોથી મને ક્યારેય સુખ મનાયજ નહિ. કારણ કે તમારા સિવાયની બીજી આકૃતિઓ-માત્ર તો માયાકૃત છે, માટે તે તો મને અતિશય તુચ્છ થઇ જાઓ! માટેહે પ્રભુ! નમસ્કાર કરીને તમારી પાસે હું નિરંતર એજ માગું છું તે મને આપો. ॥૧૪॥

હે ધર્મપુત્ર શ્રીહરે! તમારે વિષે તમારા સ્વરૂપના માહાત્મ્યજ્ઞાને સહિત એવી નિશ્ચળ એકાંતિકી ભક્તિ રહો. અને તે તમારી ભક્તિમાં વિઘ્નરૂપ એવા કામક્રોધાદિક અધર્મવંશ થકી મારી રક્ષા કરો. અને તે ભક્તિમાં પરમ સહાયરૂપ એવા જ્ઞાનવૈરાગ્યાદિક ગુણરૂપ ધર્મવંશમાં મારે દૃઢ સ્થિતિ થાઓ! એમ હું આપની પાસે નિરંતર માગું છું. તે મને કૃપા કરીને આપો. ॥૧૫॥

હે શ્રીહરે! તમને અત્યંત વ્હાલા એવા તમારા એકાંતિક સાધુઓનો સમાગમ મારે દરરોજ થાઓ. પણ શુષ્કજ્ઞાનીઓ-અદ્વૈતીઓ, તથા પાખંડીઓ અને કૌલમતિ-શક્તિપંથીઓનો સંગ તો મને ક્યારેય નજ થાય. અને આ લોકમાં તમારા ભક્તપણામાં મારે વિષે ક્યારેય પણ દોષનો લેશ પણ અવશેષ ન રહે એમહું આપની પાસે માગું છું. ॥૧૬॥

હે શ્રીહરે! તમારો તેમજ તમારૂં સેવન કરનારા મહાનુભાવ સત્પુરૂષોનો દ્રોહ તો મારે મનથી પણ ક્યારેય ન થાય. અને તમારી સેવા સિવાય બીજા વિષયની વાસના

कुर्यां दास्यमहं तवान्तिकगतो नित्यं सतां वाञ्छितं याचे-॥१७॥
देहे दैहिक आत्मता च ममता न स्यादिह क्वापि मे
सा तु स्यात्त्वयि भक्तिधर्मतनये त्वद्भक्तिनिष्ठेषु च ।
स्नेहः स्यादधिकोऽक्षरे विलसति ब्रह्मात्मनो मे त्वयि याचे-॥१८॥
विश्वासस्तव वाचि मेऽस्तु कुहचित्स्याद्यास्तिकत्वं न मे
सल्लक्ष्माण्यखिलानि सन्तु मयि तान्युक्तानि यानि त्वया ।
न स्यान्मे क्वचिदासुरत्वमव मां तद्धेतुलोभादितो याचे-॥१९॥
यत्कार्येषु रुचिर्यथा तव तथैव स्याद्रुचिस्तेषु मे
कारुण्यं हृदि वर्त्ततां मम विभो ! सर्वेषु देहिष्वपि ।
भक्ताभीष्टद ! रक्षणं कुरु सदा मोहात्प्रमादाच्च मे याचे ॥२०॥
नित्यं त्वद्वपुरीक्षणे मम दृशौ स्यातां च सङ्कीर्त्तने
वाणी ते यशसां कथाश्रुतिपरौ कर्णौ मनश्च स्मृतौ ।
सेवायां तव ते सतां च निरतौ हस्तौ त्वदीयस्य मे याचे-॥२१॥

---

પણ મારા હૃદયમાં નજ રહે. અને નિરંતર સત્પુરૂષોને વાંછિત એવું તમારૂં દાસપણું તેને હું તમારી પાસે રહીનેજ કરૂં, એમ હું આપની પાસે માગું છું. ॥૧૭॥

હે શ્રીહરે ! આ લોકમાં મારે કયારેય પણ દેહને વિષે આત્મબુદ્ધિ ન થાય અને દેહના સંબંધવાળાં સ્ત્રીદ્રવ્યાદિક પદાર્થોમાં મમત્વબુદ્ધિ તે કયારેય પણ ન થાય. પરંતુ તે આત્મબુદ્ધિ તો ભક્તિધર્મના પુત્ર શ્રીહરિ તમારે વિષેજ થાય. અને તમારી ભક્તિપરાયણ એવા એકાંતિક ભકતજનોને વિષેજ મમત્વબુદ્ધિ થાય. અને બ્રહ્મરૂપ એવો મારે અક્ષર–બ્રહ્મધામમાં અખંડ વિરાજમાન એવા તમારે વિષેજ અધિક સ્નેહ થાય એમ આપની પાસે હું માગું છું તે કૃપા કરીને મને આપો ! ॥૧૮॥

હે શ્રીહરે ! મને તમારી વાણીમાં નિરંતર દ્રઢ વિશ્વાસ થાઓ ! પણ તેમાં મને નાસ્તિકતા તો કયારેય થાયજ નહિ. અને તમોએ જે સાધુનાં લક્ષણો કહેલાં છે, તે સર્વ લક્ષણો મારે વિષે નિરંતર રહો. અને મને કયારેય અસુરપણું ન થાય. અને તે આસુરભાવમાં હેતુભૂત એવા લોભાદિક દોષો થકી મારી રક્ષા કરો ! એમ હું આપની પાસે નિરંતર માગું છું. ॥૧૯॥

હે શ્રીહરે ! જે સત્કાર્યોમાં જેમ તમારે રૂચિ થાય, તે કાર્યોમાં મારે પણ તેજ પ્રમાણે રૂચિ થાય. અને હે વિભો ! મારા હૃદયમાં સર્વ પ્રાણીઓ ઉપર કારૂણ્ય–દયાભાવ વર્તો. ભક્તોને અભીષ્ટ ફળ આપનારા હે પ્રભુ ! મોહ અને પ્રમાદ થકી મારી સદાય રક્ષા કરો ! એમ હું આપની પાસે નિરંતર યાચના કરૂં છું. ॥૨૦॥

હે શ્રીહરે! મારાં નેત્ર નિરંતર તમારી મૂર્તિનાં દર્શન કરવામાં રહો. મારી વાણી તમારૂં યશ ગાવામાં રહો. મારા કર્ણ તમારી કથાશ્રવણમાં પરાયણ વર્તો. મારૂં મન તમારા સ્વરૂપની અખંડ સ્મૃતિમાં રહો. અને તમારા ભક્ત એવો જે હું તે મારા બંને હાથ તમારી અને તમારા સંતોની સેવામાં નિરંતર પ્રીતિવાળા થાઓ. આ પ્રમાણે હું નમસ્કાર કરીને તમારી પાસે નિરંતર યાચના કરૂં છું તે મને કૃપા કરીને આપો ! ॥૨૧॥

तस्यैतस्य चरित्रमेतदमलं सङ्क्षिप्य सव श्रुतं
दृष्टं स्वेन यथा तथैव च यथाबुद्धि प्रबन्धैः कृतम्
तेनायं भगवांश्च तत्सुतयुगं सन्तश्च ये तच्छ्रिता-
स्ते सर्वेऽपि परां प्रयान्तु सततं प्रीतिं मयि स्वानते ॥२२॥
एतं दिग्विजयं हरेरनुदिनं भक्त्या पठिष्यन्ति ये
ये श्रोष्यन्ति च ते निजेप्सितचतुर्वर्गस्य सिद्धिं द्रुतम् ।
यास्यन्त्येव हि तत्प्रतापत इह क्षित्यां च सर्वत्र ते
प्राप्स्यन्त्येव जयं सभादिषु पराभूयैव विद्वज्जनान् ॥२३॥
श्रोतॄणां पठतामसुं च हृदये साकं कुटुम्बेन वै
कुर्वाते वसतिं निरन्तरमुभौ श्रीभक्तिधर्मौ मुदा ।
कामादींश्च जयन्ति तेऽन्तररिपून् श्रीकृष्णपादाम्बुजे
यान्त्येवाचलबुद्धिमस्य च कथाश्रुत्यादिषु स्वादुताम् ॥२४॥
ग्रन्थेऽस्मिन् विश्वसर्गस्थितिलयविहृतेः स्वामिनारायणस्य
प्रादुर्भावादिदिव्यामृतचरितसुधासारसन्दोहपूर्णे ।

---

આ પ્રમાણે આ ગ્રંથમાં વર્ણન કર્યાંછે ઐશ્વર્ય જેમનાં એવા તે મારા ઇષ્ટદેવ આ પ્રત્યક્ષ શ્રીહરિનું નિર્મળ એવું આ ચરિત્ર મેં જેવું જોયેલું છે. અને સંતોના મુખ થકી જે પ્રમાણે સાંભળેલું છે. તેજ પ્રમાણે સઘળું સંક્ષેપ કરીને મારી બુદ્ધિ પ્રમાણે મેં પ્રબંધ–ગ્રંથરૂપે રચેલું છે. માટે તે મેં કરેલા પ્રબંધથી આ પ્રત્યક્ષ શ્રીહરિ ભગવાન અને તેમના બંને પુત્રો—અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી તથા તેમના આશ્રિત સર્વ સંતો, એ સર્વે તેમને આદરથી પ્રણામ કરતો એવો હું તે મારે વિષે નિરંતર પરમ પ્રીતિ પામો. ॥૨૨॥

( હવે–આ ગ્રંથના શ્રવણ–પઠનનું ફળ કહેછે– )

શ્રીહરિના આ દિગ્વિજયને–શ્રીહરિદિગ્વિજય નામે ગ્રંથને જે પુરૂષો ભકિતથી દરરોજ વાંચશે અને જે સાંભળશે તે સર્વ મનુષ્યો તુરતજ પોતાને ઇચ્છિત ધર્માદિક ચતુર્વર્ગની સિદ્ધિને પામશેજ. અને વળી તે આ પૃથ્વીમાં સર્વ ઠેકાણે તે શ્રીહરિના પ્રતાપથીજ સભા વિગેરે પ્રસંગોમાં સર્વ વિદ્વજ્જનોનો પરાભવ કરીને પોતે જયનેજ પામશે. ॥૨૩॥

અને આ શ્રીહરિદિગ્વિજયનું શ્રવણ અને પઠન કરનારા મનુષ્યોના હૃદયમાં શ્રીભકિતદેવી અને ધર્મદેવ એ બંનેય આનંદ પૂર્વક પોતાના કુટુંબ–પરિવારે સહિત નિરંતર વાસ કરેછે. તેમજ–તે કામાદિક અંતઃશત્રુઓને પ્રણ જીતેછે. અને શ્રીકૃષ્ણ-વાસુદેવના ચરણકમળમાં અચળ બુદ્ધિને પામેછે. અને આ ગ્રંથના શ્રવણાદિકમાં પણ તેઓ અધિક અધિક સ્વાદુતાનેજ પામેછે. ॥૨૪॥

સકળ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને સંહારરૂપ જેનો વિહાર–સંકલ્પમાત્રથી થતી લીલા છે, એવા પ્રગટ પ્રભુ શ્રીસ્વામિનારાયણ મારા ઇષ્ટદેવ તેમના પ્રાદુર્ભાવાદિક દિવ્ય અમૃતમય ચરિત્રરૂપ સુધારસના સન્દોહથી પૂર્ણ ભરેલા અને શ્રવણાદિક કરનારને સમગ્ર ફળના મહા નિધિરૂપ એવા આ મહા પ્રબંધમાં પોતાનું શ્રેય ઇચ્છનારો કયો પંડિત-

श्रेयःकामो न को वा निखिलफलनिधौ पण्डितः प्रीतिमान्स्यात्
ग्रन्थः सोऽयं महीयान् जयतु भुवि सतां धर्मज्ञानादिसिद्ध्यै ॥२५॥
निजजनान्सदयामृतवीक्षणैः सुखकरैरवलोकयितुर्हरेः ।
चरणयोः कुसुमाञ्जलिरेष मद्ग्रथितदिग्विजयो हि समर्पितः ॥२६॥
निजचरित्रमिदं निखिलार्तिहृत् निजनिदेशभवं मम वाङ्मयम् ।
निखिललोकजनिस्थितिकारणं स भगवाननुरीकुरुतां हरिः ॥२७॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-तत्सम्प्रदाय-सकलहार्दाभिज्ञ--नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये श्रीहरि-प्रार्थनानिरूपणनामाष्टचत्वारिंश उल्लासः ॥४८॥

---

બુદ્ધિમાન પુરૂષ પ્રીતિમાન ન થાય ? સૌ કોઇ થાયજ. આવો આ પરમ આદરણીય મહાગ્રંથ પૃથ્વી ઉપર ભગવદ્ભક્ત સત્પુરૂષોના ધર્મ જ્ઞાનાદિક અંગે સહિત એકાંતિક ધર્મની સિદ્ધિને માટે સદાય જય પામો. ॥૨૫॥

અતિ સુખને કરનારા એવાં દયાપૂર્વક અમૃત ભરેલાં નેત્રોથી પોતાના આશ્રિત ભક્તજનોના ઉપર કૃપાદ્રષ્ટિ કરનારા એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિના ચરણકમળમાં આ મેં રચેલો શ્રીહરિદિગ્વિજય ગ્રંથ એરૂપ પુષ્પાંજલિ મેં સમર્પણ કર્યો છે. ॥૨૬॥

શ્રવણમાત્રથી સકળ પીડાને હરનારૂં અને તેમની પોતાની આજ્ઞાથીજ બનેલું એવું મારી વાણીથી નિરૂપણ કરેલું તેમનું પોતાનું આ સુન્દર ચરિત્ર—ચરિત્રપ્રધાન ગ્રન્થરૂપ ઉપહાર તેને સકળ લોકની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયમાં કારણરૂપ–સ્વયંસ્વતંત્ર કર્તા એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ ભગવાન કૃપા કરીને અંગીકાર કરો! ॥૨૭॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયાચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકલ રહસ્ય યથાર્થ જાણનારા શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં શ્રીહરિપ્રાર્થનાનિરૂપણ નામે અડતાલીશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૮॥

---

# उल्लासार्थसङ्ग्रहः

अनुक्रमणिकाध्यायो हरिदिग्विजयस्य यः ।
सोऽयं निबन्धसारांशस्मृतये सम्प्रकाश्यते ॥४९॥

શ્રીહરિદિગ્વિજયની અનુક્રમણિકાનો જે અધ્યાય છે તે આ અધ્યાય સમગ્ર ગ્રંથના સારાંશની સ્મૃતિને માટે પ્રકાશ કરીએ છીએ. ॥૪૯॥

---

# एकोनपञ्चाशत्तम उल्लासः

अत्र सङ्कीर्तितः साक्षाद्भगवान् धर्मनन्दनः । कलिदोषप्रशस्तकीर्तिः सर्वमङ्गलविग्रहः ॥१॥ कृष्णावतारसङ्क्षेपः कृष्णेनात्मसमै गुणैः । गुरुत्त्वस्थापनं मोक्षमुद्धवे श्रेयसे

नृणाम् ॥२॥ दुर्वासःशापदम्भेन भुव्यधर्मापनुत्तये । नृपद्धवस्यावतारस्तच्चरित्रस्य संग्रहः ॥३॥ सम्प्रदायप्रवृत्तिश्च भक्तिधर्मजनुस्ततः । तद्रक्षार्थं भगवतः प्रादुर्भावमहोत्सवः ॥४॥ मारिकागणविद्रावो नामकर्म ततोऽस्य च । बाललीला हरेरम्या तस्मिन् स्नेहभरो नृणाम् ॥५॥ कालीदत्तविमर्दश्च प्रोक्तास्तदपराधतः । कौमारलीला लक्ष्माणि दैहिकान्यस्य सर्वशः ॥६॥ धर्मोपबद्धा मर्यादा गुरुत्वे नरयोषिताम् । हरिकृष्णस्योपनीतिर्विद्यासम्पादनं पितुः ॥ ७ ॥ काशीयाना काशिशास्त्रिदुर्मतध्वंसनं हरेः । साकारत्वस्थापनं च जीवब्रह्मभिदा ध्रुवा ॥८॥ ततो निजजनन्यै च विविच्य हरिणा कृतम् । धर्माद्यङ्गोपेतनिजानन्यभक्त्युपदेशनम् ॥९॥ ततो दिव्यगतिः प्रोक्ता तत्पित्रो-

## ઉલ્લાસ ૪૯ મો.

( ગ્રન્થકર્તા નિત્યાનન્દમુનિ આખા ગ્રન્થમાં કહેલા અર્થને તે તે ઉલ્લાસની કથાને સંક્ષેપથી કહેતા થકા અનુક્રમથી કહેછે- )

આ શ્રીહરિદિગ્વિજય ગ્રંથમાં કળિના દોષ કામક્રોધાદિકને નાશ કરે એવી સારી પવિત્ર કીર્તિ જેમની છે. અને સર્વ મંગળમાત્ર જેમની મૂર્તિમા રહેલાં છે, એવા સાક્ષાત્ ધર્મનંદન ભગવાન શ્રીહરિ મારા ઇષ્ટ પ્રભુ મેં વર્ણન કર્યા છે. ॥૧॥ તેમાં પ્રથમ સંક્ષેપથી કૃષ્ણાવતારની કથા કહીછે, પછી શ્રીકૃષ્ણ પરમાત્માએ ગુણે કરીને પોતાને તુલ્ય એવા ઉદ્ધવજીને વિષે મનુષ્યોના કલ્યાણ માટે પોતાનું ગુરૂપદ સ્થાપન કર્યું એ કહ્યું છે. ॥૨॥ તે પછી પૃથ્વી ઉપર અધર્મનો નાશ કરવા માટે દુર્વાસામુનિના શાપરૂપ નિમિત્તે કરીને ઉદ્ધવજીનો આ માનવ લોકમાં અવતાર ધારણ કરવો. તથા તેમના ચરિત્રનો સંક્ષેપ તે કહ્યો છે. ॥૩॥ તે પછી ઉદ્ધવ-સમ્પ્રદાયની પ્રવૃત્તિ કહી છે. અને ભકિતધર્મનો પ્રાદુર્ભાવ કહ્યો છે. અને પછી તે ધર્મભકિતના રક્ષણ માટે ભગવાનના પ્રાદુર્ભાવનો મહોત્સવ નિરૂપણ કર્યો છે. ॥૪॥ ભગવાને મારિકાગણ-બાળગ્રહ સમૂહને નસાડી મુકયો. અને તે પછી શ્રીહરિનું નામકરણ માર્કંડેયમુનિની પાસે કરાવ્યું. અને શ્રીહરિની મનોહર બાળલીલા કહીછે. તથા સર્વ મનુષ્યોને તે શ્રીહરિમાં થયેલો અતિ સ્નેહ તે વર્ણન કર્યોછે. ॥૫॥ કાળીદત્ત દૈત્યના અપરાધને લીધેજ તે કાળીદત્તનો વિનાશ કહેવામાં આવ્યો છે. શ્રીહરિની કૈમારલીલા અને એ શ્રીહરિનાં સર્વ પ્રકારનાં ઉત્તમ દૈહિક લક્ષણો કહ્યાં છે. ॥૬॥ પુરૂષો અને સ્ત્રીઓના ગુરૂપણામાં ધર્મદેવે બાંધેલી મર્યાદા, હરિકૃષ્ણ ભગવાનને યજ્ઞોપવીત સંસ્કાર, તથા પિતા ધર્મદેવ થકી બાળકૃષ્ણ ભગવાને વિદ્યા સમ્પાદન કરી એ કથા કહીછે. ॥૭॥ પોતાના પિતા ધર્મદેવની સાથે શ્રીહરિ કાશીપુરીમાં પધાર્યા અને કાશીના પંડિતોમાં રહેલા દુર્મત-અદ્વૈત મતનો પરાભવ-ખંડન અને ભગવાનના સાકારપણાનું સ્થાપન-પ્રતિપાદન તથા જીવ-બ્રહ્મનો ભેદ અનાદિ સિદ્ધ-વાસ્તવિક છે એમ પ્રતિપાદન કર્યું. એ કથાઓ કહી છે. ॥૮॥ તે પછી શ્રીહરિએ પોતાની માતા ભકિતદેવીને ધર્મજ્ઞાનાદિક અંગે સહિત પોતાની અનન્ય ભકિતનો ઉપદેશ કર્યો છે. ॥૯॥ અને પછી શ્રીહરિનાં માતા-પિતા ભકિત-ધર્મને દિવ્ય ગતિ પ્રાપ્ત થઇ એ કથા કહી છે. અને

भक्तिधर्मयोः । गृहत्यागो हरेः प्रोक्तोऽसुरव्यामोहनं ततः ॥१०॥ परितोऽन्वेषणं चास्य स्निग्धबन्धुजनैः कृतम् । स्वजनानां विलापश्च प्रोक्तोऽतिकरुणस्ततः ॥११॥ वने विचरणं तस्य नगतीर्थाद्यनुग्रहः । भूतभैरवविद्रावोऽनुग्रहो मारुतेस्ततः ॥१२॥ पुलहाश्रमाभिगमस्तपोरीतिप्रदर्शनम् । महादत्तानुग्रहश्च दिव्यरूपप्रकाशनम् ॥१३॥ अनुग्रहश्च कथितस्ततो गोपालयोगिनः । आदिवाराहगमनं ततः सीरपुरागमः ॥१४॥ पलायनं दाम्भिकानां भक्तसंरक्षणं हरेः । तैलिङ्गविप्रानुग्रहः पिबैकदर्पमोचनम् ॥१५॥ नवलक्षगिरौ सिद्धसङ्घस्यानुग्रहस्ततः । दर्शनं कपिलस्याथ जगन्नाथपुरागमः ॥१६॥ भूभारासुरसङ्घानां ततोऽन्योन्यविनाशनम् । सत्रधर्मानुग्रहश्चासुरनाशः पुनस्ततः॥१७॥ वेङ्कटाद्रौ विचरणं श्रीरङ्गागमनं ततः । अनुग्रहो मुमुक्षूणां सेतुबन्धागमस्ततः ॥१८॥ महाटव्यां विचरणे शिवयोरभिनन्दनम् । गमनं भूतपुर्यां च श्रीरामानुजदर्शनम् ॥१९॥ पद्मनाभेक्षणं प्रोक्तमादिकेशवदर्शनम् । अनुग्रहश्च सुमतेर्नृपस्य कथितस्ततः ॥२०॥ शैववैष्णवलिङ्गानामसुराणां च संक्षयः । साक्षिगोपालवीक्षाथ पुण्डरीकपुरागमः ॥२१॥

---

શ્રીહરિનો ગૃહત્યાગ તથા અસુરોને મોહ પમાડયો એ કથા કહી છે. ॥૧૦॥ સ્નેહાળ બન્ધુજનો રામપ્રતાપાદિકે શ્રીહરિની ચો તરફ શોધ કરી. અને તે પછી શ્રીહરિના સ્વજનોને અતિ કરૂણ વિલાપ વર્ણન કર્યો એ વિગેરે કથા કહીછે. ॥૧૧॥ શ્રીહરિનું વનમાં વિચરવું અને હિમાદ્રિ તથા ગંગા આદિક તીર્થો તેમજ બ્રહ્માદિક દેવોના ઉપર અનુગ્રહ કર્યો. અને ત્યાં ભૂતભૈરવને નસાડી મુકીને પછી હનુમાનજીએ આણેલાં ફળ જમીને હનુમાનજી ઉપર અનુગ્રહ કર્યો એ કથા કહી છે. ॥૧૨॥ ત્યાંથી પુલહાશ્રમમાં પધાર્યા અને તપસ્વીઓને તપ કરવાની રીતિ બતાવી. અને મહાદત્ત રાજાને અનુગ્રહ કરીને પોતાના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો એ કથા કહી છે. ॥૧૩॥ તે પછી ગુરુ-ગોપાળયોગીને અનુગ્રહ કરીને દિવ્ય ગતિ પ્રાપ્ત કરાવી. પછી ત્યાંથી આદિવરાહ ગયા અને ત્યાંથી સીરપુર પધાર્યા.॥૧૪॥ ત્યાં દાંભિક તપસ્વીઓને ભગાડી મુકયા. અને ભગવદ્ભકત ગોપાળદાસ નામે પોતાના સેવકની રક્ષા કરી. તથા તૈલિંગ દેશના બ્રાહ્મણ ઉપર અનુગ્રહ કર્યો અને પિબેકનો ગર્વ મુકાવ્યો એ કથા કહીછે. ॥૧૫॥તે પછી નવલખા પર્વતમાં સિદ્ધ-તપસ્વીઓ ઉપર અનુગ્રહ કર્યો.અને પછી કપિલમુનિનાં દર્શનકર્યાં અને ત્યાંથી જગન્નાથ પુરીમાં પધાર્યા.॥૧૬॥ અને ત્યાં પૃથ્વીના ભારરૂપ અસુરસમૂહોને પરસ્પર કલહ કરાવીને તેમનો પરસ્પર વિનાશ કરાવ્યો. અને માનસ પત્તનમાં સત્રધર્મા રાજાને અનુગ્રહ કરીને તે રાજા દ્વારા ત્યાં ફરીથી અસુરોનો નાશ કરાવ્યો.॥૧૭॥ત્યાંથી વિચરતા વેંકટાદ્રિમાં ફર્યા અને ત્યાંથી શ્રીરંગ ક્ષેત્રમાં પધાર્યા. ત્યાં મુમુક્ષુ જનોને અનુગ્રહ કર્યો અને ત્યાંથી સેતુબંધ-રામેશ્વર પધાર્યા. ॥૧૮॥ શ્રીહરિને મહાટવીમાં વિચરતાં શંકર-પાર્વતીનાં દર્શન થયાં અને પરસ્પર અભિનંદન થયું. ત્યાંથી વિચરતા ભૂતપુરીમાં ગયા અને ત્યાં શ્રીરામાનુજાચાર્યનાં દર્શન કર્યાં. ॥૧૯॥ ત્યાંથી પદ્મનાભનાં દર્શન અને આદિ કેશવ ભગવાનનાં દર્શન કર્યાં અને સુમતિ રાજાને અનુગ્રહ કર્યો એ કથા કહીછે. ॥૨૦॥ અને શૈવ-વૈષ્ણવનાં ચિહ્નો ધારનારા એવા અસુરોનો ક્ષય કર્યો. અને સાક્ષી ગોપાળનાં દર્શન કરીને ત્યાંથી પંઢરપુર પધાર્યા. ॥૨૧॥ ત્યાંથી દંડકારણ્યમાં ગયા અને ત્ર્યમ્બકેશ્વરનાં દર્શન કર્યાં. અને તાપી,

दण्डकारण्यगमनं त्र्यम्बकेशसमीक्षणम् । उत्तीर्य तपतीं रेवां महीं गुर्जरसञ्चरः ॥२२॥ उत्तीर्याथो साभ्रमतीं पाश्चात्यागमनं हरेः । आनन्दनं लोजपुरे जनानां च सतां भृशम् ॥२३॥ रामानन्दस्वामिनोऽथ दर्शनोत्कण्ठ्यमीरितम् । ततस्तद्दर्शनं स्वीयवृत्तान्तस्य निवेदनम् ॥२४॥ दीक्षाग्रहश्च सहजानन्दनामप्रकाशनम् । हरेर्गुरुपदारोहमहोत्सव उदीरितः ॥२५॥ उद्धवस्य तिरोधानं सम्प्रदायप्रवर्त्तनम् । यथाधिकारं सर्वेषां धर्मशिक्षा यथागमम् ॥२६॥ स्वदिव्यरूपाविष्कारो धीरजिद्गमनं ततः । पराभवो नास्तिकानां भाण्डीरनगरागमः ॥२७॥ अहिंसधर्मस्योत्कर्षो वेदतात्पर्यदर्शनम् । अन्नसत्रप्रवृत्तिश्च जीर्णदुर्गागमस्ततः ॥२८॥ वेदबाह्याखिलमतवादिनां च पराजयः । ततो मेघपुरे योगकलाविस्फुरणं हरेः ॥२९॥ पञ्चालखेटागमनं शिवरात्रिमहोत्सवः । निजदिव्यस्वरूपस्य सर्वसद्भ्यः प्रदर्शनम् ॥३०॥ विष्णुस्वरूपाविष्कारो मकरालयपत्तने । नानादेवोपासकेभ्यस्तत्तदिष्टप्रदर्शनम् ॥३१॥ हरेः समाश्रयस्तेषां मेघजिद्दर्पमोचनम् । सर्वयोगकलानां च कालवाण्यां प्रदर्शनम् ॥३२॥ सहप्रवेशलीला च पिप्पलाश्रय-

રેવા અને મહી નદીને ઉતરીને ગુજરાતમાં વિચર્યા. ॥૨૨॥ અને પછી સાભ્રમતી નદી ઉતરીને શ્રીહરિ ભીમનાથ મહાદેવનાં દર્શન કરીને પશ્ચિમ દેશમાં પધાર્યા. અને લોજ-પુરમાં રહીને સર્વ મનુષ્યોને અને મુક્તાનંદાદિક સંતોને પણ ઘણો આનંદ પમાડ્યો. ॥૨૩॥ પછી શ્રીરામાનંદસ્વામીનાં દર્શન કરવામાં અતિ ઉત્સુકતા કહી. અને તે પછી પીપલાણા ગામમાં શ્રીરામાનંદસ્વામીનાં દર્શન અને પોતાનું સઘળું વૃત્તાન્ત કહેવું એ કથા કહીછે. ॥૨૪॥ પછી શ્રીહરિએ શ્રીરામાનંદસ્વામી થકી ભાગવતી દીક્ષા ગ્રહણ કરી અને પોતાનું **શ્રીસહજાનન્દ** એવું નામ અને **શ્રીનારાયણમુનિ** એવું નામ આ લોકમાં પ્રસિદ્ધ કર્યું. અને પછી શ્રીરામાનંદસ્વામીએ શ્રીહરિને પોતાના ગુરૂપદ ઉપર સ્થાપન કરવાનો મહોત્સવ કર્યો એ નિરૂપણ કર્યોછે. ॥૨૫॥ અને પછી ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામીની તિરોધાન લીલા કહીછે. પછી શ્રીહરિએ સમ્પ્રદાય પ્રવર્તાવ્યો. અને સહુ સહુના અધિકાર પ્રમાણે સર્વ આશ્રિતજનોને યથાશાસ્ત્ર સદ્ધર્મનો સદુપદેશ કર્યો છે. ॥૨૬॥ પછી સ્વભક્તોને પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવ્યું. અને પછી ધોરાજી ગયા. ધોરાજીમાં નાસ્તિકોનો પરાભવ કર્યો. અને ત્યાંથી ભાડેર પુરમાં પધાર્યા. ॥૨૭॥ ત્યાં અહિંસા-ધર્મનો સમુત્કર્ષ કહ્યો. અને વેદનું ખરૂં રહસ્ય અહિંસામાંજ છે. એમ પ્રકાશ કર્યું. અને અન્નસત્રની પ્રવૃત્તિ કરાવી અને ત્યાંથી શ્રીહરિ જુનાગઢ પધાર્યા. ॥૨૮॥ જુનાગઢમાં વેદબાહ્ય એવા સર્વ મતવાદીઓનો પરાજય કર્યો. તથા મેઘપુરમાં શ્રીહરિએ યોગકળાઓનો પ્રકાશ કરીને પ્રચાર કર્યો.॥૨૯॥ ત્યાંથી પંચાળા પધાર્યા અને ત્યાં શિવરાત્રિનો મહોત્સવ કર્યો. અને બ્રહ્માનંદાદિક સર્વ સંતોને પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવ્યું.॥૩૦॥ પછી માંગરોળ પુરમાં મયારામ ભટ્ટ વિગેરે વૈદિક બ્રાહ્મણોને પોતાનું વિષ્ણુસ્વરૂપ બતાવ્યું. તેમજ ભિન્ન ભિન્ન દેવના ઉપાસક ઘણા મનુષ્યોને તેમના તેમના ઇષ્ટદેવરૂપે પોતે દર્શન આપ્યું. ॥૩૧॥ અને તે સર્વ મનુષ્યોએ શ્રીહરિનો સમાશ્રય કર્યો. તથા મેઘજીતનો ગર્વ મુકાવ્યો. અને કાળવાણી ગામમાં સર્વ યોગકળાઓ પોતાના ભકતોને શીખવાડી.॥૩૨॥ **પિપલાણા** અને **આખા** એ બંને ગામમાં

खेटयोः । सन्तर्पणं च विप्राणां षण्मासानिष्टभोजनैः॥३३॥ अन्तःशत्रुजयोपाया मणिभद्र-पुरे ततः। निरूपिताः स्फुटमथो नवीननगरागमः॥३४॥ दुराचारोद्घाटनेन वैष्णवार्यपराजयः। दर्शनं द्वारिकेशस्य तीर्थस्थाधर्मह्रापनम्॥३५॥ततो माण्डव्यनगरे शुष्कज्ञाननिराकृतिः। भक्त्युत्कर्षस्थापनं च ततस्तीरपुरागमः॥३६॥ ततो नारायणसरोगमनं विप्रतर्पणम्। ततो भुजङ्गनगरे प्रतापातिशयो हरेः॥३७॥ धमकादिषु भक्तानां ग्रामेषु चरणं ततः। भाद्रग्रामे चासुराणां लक्षणादि प्रकीर्तितम्॥३८॥ राजकूटागमः प्रोक्तो शरधारपुरे ततः। प्रबलत्वं च लोभस्य ततः कार्यायनागमः॥३९॥ पूर्तकर्मोत्सवः प्रोक्तस्ततो दुर्गपुरागमः। हरेश्च भक्तवश्यत्वं गवेन्द्रनृपमाननम् ॥४०॥ दोलोत्सवो मत्स्यपुरे ततः सिद्धपदागमः। प्रोक्तो वटपुरे भूरि विप्रसन्तर्पणं ततः॥४१॥ प्रोक्तान्यथो विशनगरे चातुर्मास्यव्रतानि च। पराजयः शास्त्रविदां सर्वेषां श्रीपुरे ततः॥४२॥ जयतल्पपुरे शाक्तकीचकस्य पराभवः। विप्रसन्तर्पणं भूरि विष्णुयागोत्सवेऽत्र च॥४३॥

---

શ્રીહરિએ એક સાથેજ પ્રવેશ કર્યો અને છ માસ પર્યંત બ્રાહ્મણોને ઇષ્ટ ભોજનોથી જમાડયા. ॥૩૩॥ ત્યાંથી માણાવદર પધાર્યા અને મયારામભટ્ટના પ્રત્યે અંતઃશત્રુઓ કામક્રોધાદિકને જીતવાના ઉપાયો સ્પષ્ટપણે નિરૂપણ કર્યા. અને ત્યાંથી નવાનગર પધાર્યા. ॥૩૪॥ અને વૈષ્ણવાચાર્યોમાં રહેલા દુરાચારનું ઉદ્ઘાટન કરીને તેમનો પરાજય કર્યો. અને દ્વારિકેશ્વર ભગવાનનાં દર્શન કરીને તીર્થમાં રહેલા અધર્મનો તીર્થવાસીઓ પાસે ત્યાગ કરાવ્યો. ॥૩૫॥ તે પછી માંડવી–નગરમાં ભક્તિરસથી રહિત કેવળ શુષ્ક આત્મજ્ઞાનનું ખંડન કર્યું. અને ભક્તિનો સમુત્કર્ષ સ્થાપન કર્યો. અને ત્યાંથી તેરા ગામે પધાર્યા. ॥૩૬॥ ત્યાંથી નારાયણ–સર તીર્થમાં જઇને બ્રાહ્મણોને ખૂબ જમાડયા. અને પછી ભુજનગરમાં જગજીવન વિગેરે દુરભિમાની બ્રાહ્મણોનો પરાજય થવાથી અને યજ્ઞમાં કરાતી પશુહિંસાનું ખંડન કરવાથી શ્રીહરિનો અતિશય પ્રતાપ વર્ણન કર્યો. ॥૩૭॥ પછી શ્રીહરિ ધમડકા વિગેરે પોતાના ભક્તજનોનાં ગામોમાં વિચર્યા. અને ભાદ્રા ગામમાં અસુરોનાં લક્ષણ વિગેરે વર્ણન કર્યાં. ॥૩૮॥ પછી શ્રીહરિ રાજકોટ પધાર્યા. અને પછી સરધાર પુરમાં આવીને લોભનું પ્રાબલ્ય કહ્યું. અને ત્યાંથી કારીયાણી પધાર્યા. ॥૩૯॥ અને ત્યાં તળાવ ખોદાવીને પૂર્તકર્મ નિમિત્તે વિષ્ણુયાગનો મહોત્સવ કર્યો. અને ત્યાંથી અભયરાજાના દુર્ગપુરમાં પધાર્યા. ત્યાં ગઢપુરમાં અભય રાજા વિગેરેની ભક્તિને વશ્યપણું તથા રાજકોટમાં **ગવર્નર સર માલ્કમ** સાહેબનું સન્માન સ્વીકાર્યું એ કથા કહીછે. ॥ ૪૦ ॥ પછી મચ્છીયાવ પુરમાં ફુલદોળનો મહોત્સવ અને ત્યાંથી સિદ્ધપુર પધાર્યા. અને ત્યાંથી વડનગર પધારીને ઘણાક બ્રાહ્મણોને જમાડયા એ સર્વ કથા કહીછે. ॥૪૧॥ પછી વિશનગરમાં ચાતુર્માસ્યમાં પાળવાનાં કૃચ્છ્રાદિક વ્રતો કહ્યાં. તે પછી શ્રીનગરમાં સર્વ મતવાદી શાસ્ત્રીઓનો પરાજય કર્યો એ કથા કહીછે. ॥૪૨॥ જયતલપુરમાં શક્તિપંથી કીચક બ્રાહ્મણનો પરાજય કહ્યો. અને એજ જેતલપુરમાં વિષ્ણુયાગના ઉત્સવમાં ઘણા બ્રાહ્મણો જમાડયા એ કથા કહી. ॥૪૩॥ દર્ભાવતી નગરીમાં વિષ્ણુયાગનો મહોત્સવ કહ્યો. અને વડતાલમાં ફુલદોળના મહોત્સવમાં

दर्भावत्यां विष्णुयागमहोत्सव उदाहृतः। वृत्तालये दोलमहे निजबन्धुसमागमः ॥४४॥ रङ्गक्रीडा च महती हरेर्भक्तजनार्चनम्। गमनं सूर्यनगरे तत्र सन्माननं हरेः ॥४५॥ भक्तिमाहात्म्यकथनं ततो धर्मपुरागमः। प्रत्यावृत्तिर्दुर्गपुरे तत्र नानाविधोत्सवाः ॥४६॥ अन्नकूटोत्सवे साधुमण्डलानां समागमः। नामानि साधुमुख्यानां साधुसन्तर्पणं ततः ॥४७॥ एकान्तधर्मवार्ताभिः प्रत्यहं भक्तरञ्जनम्। ततः स्वभक्तयोषिद्भ्यो दिव्याङ्गभक्तिदर्शनम् ॥४८॥ जन्माष्टम्युत्सवः प्रोक्तः सारङ्गनगरे ततः। कार्यायने च सदसत्कर्मणां फळमीरितम् ॥४९॥ ततश्च निजभक्तानां ग्रामेषु च पुरेष्वपि। गमनं विविधा वार्तास्तत्र तत्र हरेः कृता ॥५०॥ हितचिन्ता ततः प्रोक्ता नराणां भुवि भाविनाम्। विधापनं मन्दिराणां ततः श्रीनगरागमः ॥५१॥ नरनारायणस्योक्ता प्रतिष्ठा पूजनादि च। एकाह्नेन ग्राम्यपौरविप्रसन्तर्पणोत्सवः ॥५२॥ ततो भुजङ्गनगरे नरनारायणस्य च। प्रतिष्ठाथ स्वबन्धूनां द्वारिकाप्रेषणं द्रुतम् ॥५३॥ ततः श्रीद्वारिकाधीशागमो वृत्तालयेऽथ च। लक्ष्मीनारायणादीनां प्रतिष्ठोक्ता महान्विता ॥५४॥ प्रोक्तं तत्क्षेत्रमा-

---

પોતાના બન્ધુ-રામપ્રતાપાદિકનો સમાગમ થયો તે કહ્યો. ॥૪૪॥ અને પછી મહારંગક્રીડા કરી. અને શ્રીહરિનું ભક્તજનોએ પૂજન કર્યું. ત્યાંથી ફરતા ફરતા સૂર્યપુર ગયા. અને ત્યાં ઇન્દ્રસેન રાજા તથા તેમના અમાત્ય અરદેશ્વર વિગેરેએ શ્રીહરિનું બહુજ સન્માન કર્યું. ॥૪૫॥ સૂર્યપુરમાં શ્રીહરિએ ભક્તિનો મહિમા કહ્યો. અને ત્યાંથી ધર્મપુર પધાર્યા અને વાંસદા થઈને પાછા દુર્ગપુર પધાર્યા અને ત્યાં અન્નકૂટ વિગેરે અનેક ઉચ્છવો કર્યા. ॥૪૬॥ અન્નકૂટના મહોત્સવમાં સાધુઓનાં મંડળ આવ્યાં. અને તેમાંના કેટલાક મુખ્ય સાધુઓનાં નામ કહ્યાં. અને તે પછી શ્રીહરિએ સંતોને ખૂબ જમાડ્યા એ સર્વ કથા કહી. ॥૪૭॥ દરરોજ એકાંતિક ધર્મની વાર્તાઓથી નિજભક્તોને પ્રસન્ન કર્યા. અને તે પછી પોતાનાં ભક્ત એવાં જયા રમા આદિક સ્ત્રીઓને દિવ્યમૂર્તિ ભક્તિદેવીનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં એ વિગેરે કથા કહી. ॥૪૮॥ પછી સારંગપુરમાં જન્માષ્ટમીનો મહોત્સવ વિસ્તારથી કહ્યો. અને કારીયાણીમાં સત્-અસત્ કર્મનાં ફળ ભિન્ન ભિન્નપણે કહી બતાવ્યાં. ॥૪૯॥ પછી પોતાના ભક્તજનોનાં અનેક ગામોમાં અને જુનાગઢ વિગેરે પુરોમાં પણ પધાર્યા અને ત્યાં ત્યાં અનેક પ્રકારની વાર્તાઓ કરી તે કથા કહી. ॥૫૦॥ તે પછી શ્રીહરિએ પૃથ્વીને વિષે ભાવી મનુષ્યોના હિત માટે વિચાર કર્યો. અને મંદિરો કરાવ્યાં અને પછી શ્રીનગર પધાર્યા. ॥૫૧॥ અમદાવાદમાં શ્રીનરનારાયણ-દેવની પ્રતિષ્ઠા અને પૂજનાદિકની વ્યવસ્થા કરી. અને એકજ દિવસે કરીને અનેક ગામના અને અમદાવાદ નગરના સઘળા બ્રાહ્મણોની ચોરાશી જમાડવાનો મહોત્સવ કર્યો. ॥૫૨॥ પછી ભુજનગરમાં શ્રીનરનારાયણ-દેવની પ્રતિષ્ઠાનો મહોત્સવ કહ્યો. અને પછી નંદરામાદિક સ્વબંધુઓને તુરતજ દ્વારિકાની યાત્રા માટે મોકલ્યા. ॥૫૩॥ અને તે પછી શ્રીદ્વારિકાધીશ ભગવાન પોતે વડતાલ પધાર્યા. અને પછી વડતાલમાં શ્રીલક્ષ્મીનારાયણાદિક દેવની પ્રતિષ્ઠાનો મહોત્સવ વર્ણન કર્યોછે. ॥૫૪॥ અને પછી તે વૃત્તાલય-ક્ષેત્રનું માહાત્મ્ય કહ્યુંછે. અને પછી શ્રીહરિએ શિક્ષાપત્રી લખી અને

हात्म्यं शिक्षापत्र्याश्च लेखनम् । मुक्तानन्देन वटपुर्यां दिवादनिरसनम् ॥५५॥ गमनं वटपुर्यां च सिंहजित्प्रीतये हरेः । पौराणां दर्शनानन्दो राजसन्माननं भृशम् ॥५६॥ भूरिप्रश्नसमाधानं विदुषां राजसंसदि । स्वकीयसम्प्रदायस्य निर्दोषत्वसमर्थनम् ॥५७॥ पूजोत्सवो नृपगृहे सद्भिः सह हरेस्ततः । मार्गागतानेकपुरग्रामभक्ताभिनन्दनम् ॥५८॥ धौरेयपुर्यां मदनमोहनस्योदिता ततः । यथाविधि प्रतिष्ठाथ पुनर्दुर्गपुरागमः ॥५९॥ दीक्षाविधेरथोद्देशः साधूनां गृहिणां तथा । धर्मोद्देशो वर्णिनां च ज्ञानोद्देशश्च कीर्तितः ॥६०॥ स्थापनं द्वारिकेशादेर्जीर्णदुर्गेऽथ कीर्तितम् । प्रोक्तं दुर्गपुरे गोपीनाथस्य स्थापनं ततः ॥६१॥ योगोपदेश उद्दिष्टो हरेश्च मत्कृता स्तुतिः । इत्येत इह वृत्तान्ता भवन्ति
रिकीर्तिताः ॥६२॥

हरिदिग्विजयाख्योऽयं स्वामिनारायणाज्ञया । तदन्तिके स्थितिं कृत्वा कृतो दुर्गपुरे मया ॥६३॥ हरिदिग्विजयाख्योऽयं ग्रन्थः श्रेयस्करो नृणाम् । धरातले विजयतां यावच्चन्द्रदिवाकरौ ॥६४॥ वाचो विभूषणमिमं सतां श्रवणमङ्गलम् । सुधियः

---

मुक्तानंद–महामुनिએ વટપુરવાસી વાદી–પંડિતોનો પરાજય કર્યો એ કથા કહીછે.॥૫૫॥ અને પછી શ્રીહરિ સિંહજીત્ રાજાની પ્રસન્નતા માટે વડોદરા પધાર્યા. અને ત્યાં શ્રીહરિનાં દર્શનથી પુરજનોને બહુજ આનંદ થયો. અને તે પુરના સિંહજીત–મહારાજાએ શ્રીહરિનું બહુજ સન્માન કર્યું. ॥૫૬॥ અને ત્યાં વડોદરામાં રાજસભામાંજ વિદ્વાનોએ પૂછેલા પોતાના સમ્પ્રદાય સંબંધી ઘણા પ્રશ્નોનુ સમાધાન કરીને શ્રીહરિએ પોતાના શ્રીમદુદ્ધવ સમ્પ્રદાયનું નિર્દોષત્વ અને સર્વશ્રેષ્ઠત્વ સમર્થન કરીને સર્વોત્કૃષ્ટતા સિદ્ધ કરી છે. ॥૫૭॥ પછી બીજે દિવસે સિંહજીત્ નૃપતિના ભુવનને વિષે મુક્તાનંદાદિક સર્વ સંતોએ સહિત શ્રીહરિનો પૂજા–મહોત્સવ વર્ણન કર્યોછે. અને પછી વડતાલ પધારતાં માર્ગમાં આવતાં અનેક પુર અને ગામોમાં રહેલા સ્વભક્તોને અતિ આનંદ આપતા વડતાલ પધાર્યા એ કથા કહીછે. ॥૫૮॥ પછી ધોળેરા નગરમાં મદનમોહનજી મહારાજની વિધિપૂર્વક કરેલ પ્રતિષ્ઠા કહી છે. અને પછી પાછા દુર્ગપુર પધાર્યા. એ કથા કહી છે. ॥૫૯॥ પછી ગઢપુરમ રહીને પોતાના બંને પુત્રોને ત્યાગી–ગૃહીનો દીક્ષાવિધિ કહ્યો છે. તેમજ વાર્ષિક વ્રતોત્સવને વિધિ કહ્યોછે. ત્યાગી સાધુઓના ધર્મ કહ્યાછે. અને જ્ઞાનસ્વરૂપનો નિર્ણય કહ્યોછે. ॥૬૦ જુનાગઢમાં દ્વારિકાધીશ રાધારમણ વિગેરે દેવની પ્રતિષ્ઠા કહીછે. અને પછી દુર્ગપુરમ શ્રીગોપીનાથ નામે પોતાની મૂર્તિ શ્રીહરિએ પોતે સ્થાપન કરી એ કથા કહી છે. ॥૬૧ અને પછી શતાનંદ–મહામુનિને શ્રીહરિએ યોગોપદેશ કહ્યોછે. અને પછી મેં કરેલી શ્રીહરિઆર્થનારૂપ સ્તુતિનું વર્ણન છે. આ પ્રમાણે આ ગ્રંથમાં આટલા વૃત્તાન્તો કહેલા છે. ॥૬૨

( ગ્રન્થકર્તા નિત્યાનન્દમહામુનિ ગ્રન્થનો ઉપસંહાર કરેછે– )

આ શ્રીહરિદિગ્વિજય નામે ગ્રંથ મારા ઇષ્ટદેવ શ્રીસ્વામિનારાયણ ભગવાન આજ્ઞાથી દુર્ગપત્તનમાં તેમની પાસેજ રહીને મેં રચેલો છે. ॥૬૩॥ શ્રીહરિદિગ્વિજ નામે આ મહાગ્રન્થ મનુષ્યોના આત્યંતિક શ્રેયને કરનારો છે, માટે આ પૃથ્વી ( યાવચ્ચંદ્રદિવાકર વિજય પામો–સર્વોત્કૃષ્ટપણે પ્રસિદ્ધ થાઓ ! ! ॥૬૪॥

सादरं नित्यं शृण्वन्तु च पठन्तु च ॥६५॥ अकामैः सर्वकामैर्वा श्रद्धाशुद्धसदाशयैः श्रेयस्कामैरादरेण सेव्यतां सर्वसिद्धिदः ॥६६॥ हरिदिग्विजयं नित्यमालोचयन्नादरात्सुधीः । शांसनीयचरितः स्यात्संसदि सतामयम् ॥६७॥

निवेदितं ग्रन्थमिमं मया यो दृष्ट्वातिहृष्टो निजकण्ठदेशात् ।
उत्तार्य पुष्पस्रज आदरान्मे कण्ठे न्यधादेष हरिः स तुष्यात् ॥६८॥
यः श्रुत्वेमं प्रबन्धं निजचरितसुधास्यन्दसन्दोहपूर्णं
प्रीत्या मूर्ध्न्यादधन्मे त्रिजगदभयदं स्वीयहस्तारविन्दम् ।
प्रादान्मे पादुके द्वे निजचरणधृते ह्युद्धवायेव कृष्णः
प्रादादन्ये च धर्तुं स हि सकलगुरुर्वाचि चित्ते च मेऽस्तु ॥६९॥
इदं हि परमाद्भुतं भगवतश्चरित्रामृतं
जरामरणवारणं सकलतापनिर्वापणम् ।

सर्वनी वाणीने भूषणुनी माफक अति शोभा आपनारो. ( आ ग्रंथना अभ्यासथी वाणीनी शोभा वधेछे. ) अने भगवद्‌भक्त साधुजनोने श्रवणुमात्रथी मंगळ आपनारो. एवा आ ग्रंथनुं बुद्धिमान मनुष्यो निरंतर आदरपूर्वक श्रवणु करो ! अने पठन-पाठन करो ! ॥६५॥ आ जगतमां सर्व मनोरथनी ईच्छावाळा सकामजनोए, तेमज मोक्षार्थी निष्कामजनोए पण श्रद्धाथी शुद्ध अंतःकरणुवाळा थईने पोताना आत्यंतिक कल्याणुनी ईच्छाथी सर्व सिद्धिने आपनारा आ ग्रंथनुं आदरथी सेवन करवुं. ॥६६॥ आ **श्रीहरिदिग्विजय** ग्रंथनुं सम्यक् प्रकारे निरंतर आदरथी आलोचन करनार रूडी बुद्धिवाळो पुरुष सत्पुरुषोनी सभामां पणु सर्व प्रकारे प्रशंसनीय आचरणुवाळो थायछे. ॥६७॥

में निवेदन-अर्पणु करेला आ प्रबंधने जोईने अति हर्ष पामेला जे मारा ईष्टदेव श्रीहरिए पोताना कंठप्रदेशमांथी पुष्पनो हार उतारीने मारा कंठमां आदरथी प्रसन्नता पूर्वक पहेराव्यो हतो. ए मारा ईष्ट प्रभु श्रीहरि मारी उपर अखंड प्रसन्न रहो ! ( आ उपरथी प्रभुना परम भक्तो प्रभुनी प्रसन्नताज ईच्छेछे. पणु ते सिवाय चतुर्धा मुक्तिने पणु नहि. तो बीजानी तो ईच्छा होयज केम ? एम सूचवेछे.) ॥६८॥

पोतानां दिव्य चरितरूप सुधारसना स्रवणुथी भरपूर एवा आ प्रबंधने श्रवणु करीने जे श्रीहरिए सकळ जगतने अभय आपनारो पोतानो हस्तकमळ मारा मस्तक उपर प्रीतिपूर्वक स्थापन करता थका, जेम-श्रीकृष्णु भगवाने उद्धवजीने पोतानी पादुकाओ आपी हती, तेम पोताना चरणोथी धारणु करेली बे पादुकाओ मने पूजवा माटे आपी. अने वळी बीजी बे पादुकाओ मने प्रसन्न थईने [1]पहेरवाने माटे आपी. आवा ते परमकृपाळु सकळ जगतना परम गुरु मारा ईष्टदेव श्रीस्वामिनारायणु भगवान मारी वाणीमां अने मारा चित्तमां अखंड निवास करो ! ॥६९॥

१-पोताने पहेरवा आपेली आ पादुकाओ पणु श्रीजीनी प्रसादीभूत जाणीने स्वामीए पोते नहि पहेरतां तेने हंमेश पूजवा माटेज राखी हती. अने ते हाल वरतालमां तेमना सिंहासनमां सर्वने दर्शन करवा माटे सद्‌गुरु स्वामी श्रीकृष्णुजीवनदासजीए पधरावेली विद्यमान छे.

प्रतिक्षणसमुन्मिषत्कलिमलौघविध्वंसनं
मया समनुवर्णितं भजत सादरं भक्तिनः ॥७०॥

यस्य प्रसादादयमाविरासीद्ग्रन्थः सदानन्दकरो धरण्याम् ।
श्रीधर्मदेवात्मज एष कृष्णः करोतु नित्यं मम मङ्गलानि ॥७१॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य– तत्सम्प्रदायस-कल्हार्दाभिज्ञ नित्यानन्दमुनिविरचिते श्रीहरिदिग्विजये ग्रन्थानुक्रमणिका निरूपणनामैकोनपञ्चाशत्तम उल्लासः ॥४९॥

---

જન્મ–જરા–મૃત્યુ એ આદિક કષ્ટપરંપરાઓને નિરવાણ કરનારૂં, અધિભૂતાદિક તાપત્રયને સર્વથા શમાવનારૂં અને ક્ષણે ક્ષણે હૃદયમાં ઉદય પામતા કળિકલ્મષ એવા કામાદિક આંતર શત્રુઓને મૂળમાંથીજ ઉખેડી નાખનારૂં. એવું આ પરમ આશ્ચર્યકારી ભગવાન શ્રીહરિનું ચરિત્રામૃત મેં આ ગ્રંથમાં સમ્યક્ પ્રકારે વર્ણન કરેલું છે. તે ચરિત્રામૃતનું રસિક ભગવદ્ભક્તો ભક્તિપૂર્વક આદરથી સેવન કરો ! ॥૭૦॥

## અંતિમ મંગળ

ભગવાનના પરમ એકાન્તિક–ભક્ત સાધુઓને આનંદ આપનારો આ મહાગ્રંથ મારા ઇષ્ટદેવ જે શ્રીહરિની પ્રસન્નતાથી આ પૃથ્વી ઉપર આવિર્ભાવ–અસ્તિત્વને પામ્યોછે, એ શ્રીધર્મદેવના પુત્ર શ્રીહરિ–કૃષ્ણ ભગવાન નિરંતર મારૂં મંગળ કરો–વિસ્તારો ! ॥૭૧॥

ઇતિ શ્રીમદુદ્ધવસમ્પ્રદાયાચાર્યપ્રવર શ્રીસહજાનંદસ્વામીના શિષ્ય અને તેમના સમ્પ્રદાયનું સકળ રહસ્ય સમ્પૂર્ણપણે યથાર્થ જાણનાર શ્રીનિત્યાનંદમુનિવિરચિત શ્રીહરિદિગ્વિજયમાં ગ્રન્થની અનુક્રમણિકા કહી અને ગ્રન્થ સમાપ્ત કર્યો. એ નામે ઓગણપચાશમો ઉલ્લાસ સમ્પૂર્ણ થયો. ॥૪૯॥

**समाप्तो ग्रन्थः**